तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्य कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે

પુસ્તક ૧ લું. જ્યેષ્ઠ સં. ૧૯૭૭ જુન. ઈ. સ ૧૯૨૧ અંક ૩

मंगलम्.

श्री वेदतत्त्वामृत.

ॐ तदेवाग्नि स्तदादित्य स्तद्वायुस्तदुचन्द्रमाः ।
तदेव शुक्रं तद्ब्रह्म ताआपः सप्रजापतिः ॥

अ०–अग्नि वायवादित्य चन्द्रमस आपश्च प्रसिद्धा अनुवाद्यरूपेण प्रदर्शिताः । तत्पदवाच्यं ब्रह्मात्मतत्वमत्र विधेयम् । शुक्रं शुक्लं शुद्धं कालत्रयेऽपि निर्दोषं पद्मपत्रमिवासंगमलिप्तं वस्तु तदेवात्मतत्वमस्ति । तद् ब्रह्मेत्यत्र त्रयी विद्यारूपं वेदाख्यं शब्द ब्रह्मानुवाद्यं तत्पद वाच्यमात्म तत्वं विधेयम् ! उत्पत्ति स्थिति संहार रूपेण सर्वासां प्रजानां पतिः पालकःसगुणईश्वरोऽपि तदेवात्म तत्व मस्ति ॥

ગુજરાતી—અગ્નિ, વાયુ, આદિત્ય, ચન્દ્રમા અને જલ એ સર્વ પ્રસિદ્ધ પદાર્થ અનુવાદરૂપથી બતાવ્યા છે. અને તત્પદ વાચ્ય આત્મતત્વ બ્રહ્મ એ સર્વનું વિધેય છે શુક્ર નામ ત્રણે કાળમાં સદા નિર્દોષ અસંગ, અલિપ્ત અને સર્વથા શુદ્ધ વસ્તુ પણ તેજ આત્મ તત્વ છે. વેદરૂપ શબ્દાત્મક અપર બ્રહ્મ પણ તેજ આત્મ તત્વ છે. તેમજ ઉત્પત્તિ આદિદ્વારા પ્રાણીઓની રક્ષા કરનાર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર નામ રૂપ સગુણ ઇશ્વર પણ તેજ છે એટલે સગુણ ઇશ્વર નિર્ગુણ ઇશ્વરથી સદા અભિન્ન છે.

વિશેષ—અગ્નિ આદિ પદાર્થોમાં ઓતપ્રોત રૂપથી વિદ્યમાન દેવાત્મક જીવની પરબ્રહ્મની સાથે અભેદભાવથી ઉપાસના કરવી જોઇએ એ મંત્રનો અભિપ્રાય છે. જેમ પરપોટા, ફીણ, તરંગ સર્વ જળથી પૃથક્ નથી છતાં પૃથક્ રૂપથી વ્યવહારમાં બોલવામાં આવે છે પણ વિચાર કરતા ફીણાદિ કોઇ વસ્તુ જળથી જુદી સમજવામાં આવતી નથી. તેમ અગ્નિ આદિ પદાર્થોનો ઇશ્વરથી ભિન્ન રૂપમાં વ્યવહાર થાયછે છતાં તત્વજ્ઞાનમાં તત્પર હૃદયચક્ષુઓથી આલોચના કરનાર તત્ત્વજ્ઞાની પરમાત્મ તત્વથી અભિન્ન આત્મ તત્ત્વ સ્વરૂપજ અગ્નિ આદિને જુએ છે. તે જ્ઞાની પુરૂષો અગ્નિ આદિ અધિષ્ઠાન મૂર્તિદ્વારા પરમાત્માની ઉપાસના કરી અનુપમ સુખનો અનુભવ કરે છે. ઇશ્વર નિર્ગુણ રૂપથી પરોક્ષ છે છતાં સગુણ રૂપથી જ્ઞાનીઓને સર્વ પદાર્થમાં પ્રત્યક્ષ દેખાય છે. જ્યારે વેદજ પરમાત્માને સંસારસ્થ સર્વ પદાર્થમાં સત્, ચિત્ અને આનંદ રૂપથી અગર અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપે ઓતપ્રોત બતાવે છે ત્યારે વસ્ત્રમાં જેમ સૂત્ર ઓતપ્રોત છે તેમ સર્વ વિશ્વમાં એકજ પરમાત્મા વિદ્યમાન છે, માટે તે સર્વ પદાર્થોમાં ઉદ્ભૂત, અથવા તિરોભૂત સત્ ચિત્ અને આનંદરૂપથી ઇશ્વરને જોવા જોઇએ.




## સ્વપ્ન ચોવીશી.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૭ થી. )

દેશ વિદેશે બહુ દુકાનો મ્હોટી મ્હોટી સ્થાપી,
ચાતિવરા મ્હોટા કીધાપણ ધર્મે પૈના આપી;
ભગવદ્ ભક્તિ મૂકી તું તો ચઢીઓ મોજ વિલાસે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૩

તરુણી એ તો તનુજ પ્રસવ્યો તાન વધ્યું છે વારૂં,
અભિમાનથી અંધ બન્યો ના જુએ નરસું સારૂં;
મનમાં મલકાઇને જગમાં મુત્સદ્દો નહિ થારી,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૪

એમ યુવાની વાયુ વેગે ક્ષણિકમાં ગઇ ચાલી,
શરીરના સાંધા ખખડાવ્યા ઝટકાએ તો ઝાલી;
તનનું તો સહુ તેજ ઘટ્યું ને ચ્હેરા પડ્યો ફીકાશે;
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૫

શ્રવણ સુણે નહિ નયને સુઝે થરથર કાયા કંપે,
બોલાવેના સુખથી મુઇ તો પણ તું નવ જંપે;
શીરવાળો સહુ શ્વેત થયાને તથા સુખી ચોપાસે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૬

કહ્યું કોઇ માને નહિ તારૂં તો પણ સ્વરી કરતો,
ઢોર હરાયાની પેઠે તું ચોબાજુ એ ફરતો;
તૃષ્ણાના તરંગે બેસી પેટે ઉર આહારી,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૭

વ્યાધિએ બેશક પગેના રોગે લીધો ઘેરી,
પરનારિ સંઘાત ગમે નહિ વ્હાલી તે સહુ વેરી;
વામા જે ન રહેતી વેગળી ઓરે નહિ આવારો,

બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૮

જગ છે મિથ્યા સુખ દુઃખ મિથ્યા મિથ્યામાં શું રાચે,
હરિ હીરા મૂકીને મૂરખ મોહી રહ્યો શું કાચે;
ચેતી લે ચિત્તમાં પ્રાણી તું કાળકારમો ખાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્નાં સમ સમજાશે. ૧૯

મારૂં મારૂં કરીને મથતાં કાંઈ ન આવ્યું સાથે,
પુણ્ય હતું તેનો પરવાર્યો પાપ પોટલી માથે.
૮૪ યોનિમાં જઈ પ્રાણી તું પ્રભુગુણ કેમ ગાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્નાં સમ સમજાશે. ૨૦

કાળતણી તું ક્રૂર ફાળથી જો ઉગરવા ધારે;
મલીનતા સહુ મનની છોડી જા ગુરૂ શરણાધારે,
સંત તણી સંગત કરતાં તું સ્વરૂપ મધ્ય સમાશે;
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્નાં સમ સમજાશે. ૨૧

ચર્મ ચક્ષુ મૂંગીને તારી અંતર આંખો ખૂલે,
તો માયાની વૃત્તિ સરવે એક પલકમાં ડૂલે.
પ્રેમ પ્રભુના પેડમાં વધતાં જગદાનંદ ભૂવાશે,
અલૌકિક આંખો ઉઘડતાં સત્ય સ્વરૂપ સમ સમજાશે. ૨૨

નિર્ભય પદને નિશ્ચય પામી સત્ય સુખમાં ઠરશે,
પુનરા વૃત્તિને ત્યાગીને અભેદ ગતિનું મળશે,
નિરતિશયાનંદ ને ન્યારી શાન્તિ હૃદયમાં થાશે,
અલૌકિક આંખો ઉઘડતાં સત્ય સ્વરૂપ સમ સમજાશે. ૨૩

મારું મમતા મૂકી મનથી શ્રીહરિશરણે રહેજે,
અહંકારને છાંડ્યા કેરા મૂળ ભાળી ? જે,
પરમ પ્રેમ ધારીને વસજે મુકુન્દ મળવા આશે,
અલૌકિક આંખો ઉઘડતાં સત્ય સ્વરૂપ સમજાશે. ૨૪

યતિ.

## अभ्यर्थना.

भैरवी-गझल.

अमन्दानन्ददं वन्दे पदं वन्दारुमन्दारम् ।
सदा वृन्दारकैर्वन्द्यं मतं वेदत्रयाधारम् ॥
न नैशं चान्तरं यत्र प्रयातुं शक्नुयात्तिमिरम् ।
समाभिः पूर्णमनवद्यं परमहंसं च यदपारम् ॥ अमन्दा० १
प्रपञ्चातङ्कपङ्के ये प्रपतिता स्तैर्न प्राप्यं यत् ।
अपरया विद्यया वा यन्न लभ्यं सत्सुखागारम् ॥ अमन्दा० २
विषयजिह्मोगिनां वृन्दैः समाधौ स्थैर्यसम्प्राप्तैः ।
मृगयितुं यत्यते सततं विगतमोहं यदविकारम् ॥ अमन्दा० ३
न गत्वा यत्र पुनरत्रागतिर्न कस्यचिज्जन्तोः ।
दिदृक्षुर्यस्य नो वहते मुहुः संसार संभारम् ॥ अमन्दा० ४
हृदि ध्यात्वा कृपासिन्धोर्गुरोः पादाम्बुजद्वन्द्वं ।
ततोऽहं तत्पदं याचे विहायासार भवभारम् ॥ अमन्दा० ५

कवि दयाशङ्कर
साहित्यवाचस्पति.

---

## जीवनी परतंत्रता.

રાગ પ્રભાત.

જીવ જે વિશ્વનું સેતુભવ સાગરે, હેતુ આનંદ ના તે નમીને;
કર્મ વિહિત કરી જન્મ સાર્થક થતા, આશને વાસનાથી શમીને. ૧
એમને મોક્ષનું સત્ય સાધન હરિ ભક્તિ તેનો ક્રમ ધર્મ જાણો;
જીવ પરતંત્ર તે પ્રયાકરણવિના, યત્નની સિદ્ધિમાં હેતુ જાણો. ૨
ઇષ્ટમાં વિઘ્નથી થાય વ્યાકુળ ઘણો, અહિત હીયે કળે દુઃખ પામે;
જંતુની જાણવી એજ પરતંત્રતા થાય અળગી સીતારામ નામે. ૩
અન્ય ઉપાયથી દુઃખ જો જાય તે, ભગવદાશ્રયવિના ફરી થવું;
પુનઃ તેવું જ તે એથી બીજે રૂપે, પ્રભુ નિશ્ચય નહિ નિત્ય સહેવું. ૪

સ્વામી. પ્રભુદાસ.

ૐ

तत्सत्परमात्मने नमः

# સંસારથી ઉપરામ પામતી વૃત્તિના ઉદ્‌ગારો.

ગરબી.

| | |
|---|---|
| ક્યારે ભજશો હવે તે મને શ્રીહરિ જો | ટેક. |
| હારી ચોરાશીના ફેરમા ફરી ફરી જો | ક્યારે ૧ |
| ઘણું માત તાત ભ્રાત હરી ગે ક્યાં જો, | |
| કારજ કોઇ મારાં તે થકી સો ના સર્યાં જો | ક્યારે ૨ |
| બહુ દામ, ધામ, ગામ મળ્યાં સુજને જો | |
| તથાપિ ન ટીડો શ્રીકમ મે ગુજને જો | ક્યારે ૩ |
| કર્યાં ધ્યાન પાન માન પામી જગમા જો, | |
| અરે ના ગણ્યાણી નાથહરિ અન્તમાં જો | ક્યારે ૪ |
| ભૂલી ભાન ધ્યાન દાન તણી રીતને જો | |
| મૂક્યું વિષયમાં વહેતું ચિત્તને જો | ક્યારે ૫ |
| ખરો યોગ, ભોગ જોગ તો જાણ્યો નહિ જો, | |
| પરમ પ્રેમ મે તો શુકદયારામ જાણ્યો નહિ જો | ક્યારે ૬ |
| | यति |




(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૪ થી)

અત્રે કોઈ એવી શંકા કરે કે જે નિર્ગુણ મન વાણીથી અગોચર છે અર્થાત્ કોઈ પણ પ્રમાણથી ઉપલબ્ધ થતું નથી એવા તત્ત્વને અસ્તિત્વમાં લાવવુ એ તો વધ્યા પુત્રાી રહ્યા િજેવુ છે આ પ્રચંડ શંકાનું સમાધાન એ છે કે જેમ મકાનના બીજા અથવા ત્રીજા માળ પર આપણે શાન્ત વૃત્તિથી કાંઈ વિચાર કરતા અથવા શાન્ત અંતઃકરણથી સ્વસ્થ બેઠા હોઈએ, તેજ સમયમાં અચાનક કોઈ અન્ય પુરૂષે નીચેથી પૂછ્યું કે ઉપર કોઈ છે? તેનો

ઉત્તર શું આપશો ? " કે હું છું " અત્રે સૂક્ષ્મ વિચાર કરવાનો છે કે બીજાએ આપણા અસ્તિત્વની બાબતનો પ્રશ્ન જ્યાં સુધી કર્યો નથી ત્યાં સુધી આપણે કાંઇ આપણા હૃદયમાં હું છું હું છું એવું ચિંતન કરતા નથી. અથવા ઉત્તર આપતી વખતે કાંઇ વિચાર પણ કરવો પડે છે ? નહિજ. પ્રશ્ન થતાની સાથે જ ઉત્તર આપીએ છીએ કે હું અગર કોઇએ પૂછ્યું કે તમારી પાસે અમુક વસ્તુ છે ? હા, નથી, જરા ખમો, તપાસ કરીને કહું એવો જ ઝટપટ ઉત્તર આપીએ છીએ પણ 'હું છું" એ ઉત્તર આપતી વખતે કાંઇ પણ વિચાર કરવો પડ્યો હતો, નહિ. એમ ? જવાબ એજ કે પોતાના અસ્તિત્વની કદિ વિસ્મૃતિ થતીજ નથી. કદિ વિસ્મૃતિ થતીજ નથી તેમા કારણશું ? તો સદા અસ્તિત્વ હોવું એજ સિદ્ધ થાય છે એવું જે સદૈવ પોતાનું અસ્તિત્વ સદા રહ્યાં કરેછે તેજ અસ્તિત્વ "હું છું " એજ શબ્દથી બીજાને બોધ થવા માટે કહેલ છે. એથી શું થયું કે, નીચેથી બોલનાર ને ઉપર પણ કોઇનું અસ્તિત્વ છે એવું જ્ઞાન થયું અર્થાત્ ઉપરનું સ્થળ ખાલી નથી કોઇ પણ ઉપર છે. એ બોધ થયો. હવે અહીં થોડો વિચાર કરો કે નીચેથી પૂછનાર અને ઉપરથી બોલનાર ની વચ્ચે શબ્દ છે એટલે પરસ્પરનું જ્ઞાન શબ્દથી થયું. હવે શબ્દ કોનો છે એ બાબતમાં બેઉ પોતપોતાની જગોએ વિચાર કરેછે કે, "કોણ છે જોઇએ તો ખરા" એવી જિજ્ઞાસા જ્યારે શબ્દની થઇ. ત્યારે બોલાવનારનો એ શબ્દનું ઉલ્લંઘન કરી પેલી તરફ ગયો અને જતાંજ ઉત્તર આપનારને પ્રત્યક્ષ જોયો અને તેનો પ્રત્યક્ષ અનુભવ થતાંજ બહુજ ખુશી થઇને બોલ્યો કે અહો ! ! કોણ માધવજી ! આપજ છો ? બહુ સારૂં થયું વાહ જીવનજી શી વાત છે ? ઘણા દિવસ થવાથી આપ મારા શબ્દની ઓળખાણ પણ ભૂલી ગયા !

જીવનજી—નહિ, નહિ. એમ નહિ.

માધવજી—નહિ કહેવાથી શું થાય છે ? આપ મને ભૂલી ગયા અને મારા શબ્દને પણ ભૂલી ગયા કારણ કે આપ જો મારા શબ્દને જાણતા હોત તો "હું છું" એ મારા શબ્દ કાને પડતાંજ આપને આનંદ થયો હોત. અસ્તુ. આપ મારા શબ્દની જિજ્ઞાસાથી ઉપર આવી મને મળ્યા એ બહુ સારૂં કર્યું.

જીવનજી—આપ એમ કેમ કહો છો ? આપ અને હું બે થોડાજ છીએ. આપણે તો એકજ છીએ આપ અને હું તો જન્મના મિત્ર છીએ.

માધવેશજી—તે બધુ સત્ય છે પણ આપ શબ્દ ઉલ્લંઘન કરીને મારી પાસે આવ્યા તો પરસ્પર આનંદ થયો નહિ તો કોઇ અવાજ સાંભળીને ઉત્તર આપે છે. એમ સમજીને યદિ પાછા ફરી જાત તો પછી જ્યારે મેળાપ થવાનો હોત ત્યારે થાત! વાચકો! હું પ્રકૃત વિષયનો પરિત્યાગ કરી અવળો તો ગયો નથી? ના પાસેજ છું. મેં શું કહ્યું? તે બધું તમારા લક્ષમાં હતું ને? આ વાત વંધ્યા પુત્રની કહાણી નથી. બીજાના પ્રશ્ન વિના પોતાનું અસ્તિત્વ વાણીવડે કહી બતાવવાની આવશ્યકતા નથી કારણ કે પોતાનું પોતાનામાં સ્ફુરણ થાય જ છે. એવું પણ કહેવાની જરૂર નથી. કેમકે તે સ્વતઃ સિદ્ધ છે. નિદ્રામાં પણ તે વિસ્મૃત થતું નથી. કારણ કે જાગ્રત થએલો મનુષ્ય હું નિદ્રામાં હતો એમ કહે છે. તેથી નિદ્રામાં પણ આપણું અસ્તિત્વ સિદ્ધ થાય છે. બીજાને બોધ થવા માટેજ વાણીનો વ્યાપાર છે વસ્તુતઃ પોતે શબ્દાતીત છીએ.

આ પ્રમાણેથીજ સ્વયંઆનંદ ઘન પરમાત્મા સ્વસ્વરૂપમાં લીન છે. નિર્ગુણ છે. અવ્યક્ત છે. અને સ્વયંબોધરૂપ છે. પણ આ જીવ પોતાના આસમંતાત જગત વૈચિત્ર્યની અતર્ક્ય રચનાને જોઇને ચકિત અને કુંઠિત થાય છે ત્યારે આ અદ્ભૂત પ્રકરણ. શું છે? અતર્ક્ય સૃષ્ટિની અચિંત્ય રચના છે? આ કોણે નિર્માણ કરી અમર કેવી રીતે થઇ. અથવા છે તો પણ શું? એવી પ્રશ્ન પરંપરા ઉભી થાય છે. આવા પ્રશ્નો સારાસાર વિચાર શક્તિથીજ ઉત્પન્ન થાય છે. અને આ શક્તિ પરમાત્માએ પોતાના સ્વરૂપનો બોધ થવા માટેજ મનુષ્યમાત્રને આપીછે તે સર્વાન્તરાત્મપણે પોતાની સાક્ષાત્ વેદવાણીથી એ સર્વ પ્રશ્નનો એકજ ઉત્તર આપ્યો છે તે **અહમસ્મિ** હું છું. એ છે આ સ્થલ સુજ્ઞ વાચકો વિચાર કરીને જોશો તો તેને એટલું પ્રત્યક્ષ માલુમ પડશે કે ઉપર જેટલા પ્રશ્ન છે તે સર્વના જવાબ એકજ ઉત્તરમાં આવી જાય છે. આગળ જેમ જેમ જિજ્ઞાસા વધતી ગઇ તેમ તેમ શ્રુતિએ પણ સમાધાનકારક ઉત્તર આપ્યા છે. તાત્પર્ય એ છે કે પરમાત્મા સ્વયંસિદ્ધ છે તેવોજ છે તે વિષયમાં કાંઇ કહેવાનું નથી શબ્દની ઉપાધિ લાગી ત્યારેજ તે બીજાને વ્યક્ત થયા. અર્થાત્ તેને વ્યક્ત કરવા. બીજું કોઇ પણ કારણ થયું.

અત્ર માર્મિક વાચકો એવો તર્ક કરશે કે સ્વયં અવ્યક્ત સ્વરૂપ પરમાત્માએ પોતાની વાણી જે શ્રુતિ તેના પેમે પોતાની વ્યક્તતા પ્રકટ

કરી એનો ઠીક પરંતુ પરમાત્માને પ્રેરક થવામાં યોજનાર બીજો કોણ ? આ પ્રશ્ન અતિ મહત્વનો અને ગૂઢ છે. કારણ કે વ્યવહારમાં હમેશાં એવું જોવામાં આવે છે કે, અતિ શ્રેષ્ઠ પદાધિકૃત મનુષ્ય સાથે સમ્બન્ધ રાખનાર તેની સમાન યોગ્યતા ધરાવનાર બીજો મનુષ્ય જોઇએ, માર્ગદર્શકને સાર્વભૌમ અને રાજાને રાજા જોઇએ બીજાનું કામ નથી. સારાંશ એ છે કે જગત્પતિ સમાન તો બીજો કોઇ નથી તે તો સ્વતન્ત્ર અને સ્વેચ્છાચારી છે. તેને ઉત્થાન આપવા યોગ્ય એવો બીજો કોણ છે ? તેનું ઉત્થાન કેવળ તેની ઇચ્છાથીજ થાય છે આ સ્થળે થોડો સૂક્ષ્મ વિચાર કરવાથી માલુમ પડશે કે, અહીં ઇચ્છારૂપ દ્વન્દ્વનું બીજ નિર્માણ થયું. આપણને કોઇ પૂછે કે કેમ તમે આ કામ કેમ કર્યું ? તો તેનો ઉત્તર એજ આપીશું કે. "અમારી ઇચ્છા" ઇચ્છા ઉત્પન્ન થતાં જ બીજો ભાવ આવ્યો હું અને મારી આ એક ઉત્તમ અવ્યક્ત યુગ્મ ઉપસ્થિત થયું. એમ કહેવામાં કોઇ હરકત નથી અવ્યક્ત કેમ ? તો હું છું એવો બીજાને બોધ કરવા જેમ શબ્દોચ્ચારણ કરવું પડે છે. તેમ ઇચ્છા વ્યક્ત કરવાને પણ હરકોઇ પ્રકારની ક્રિયા કરવી પડશે. એ સિવાય બીજાને ઇચ્છાનું જ્ઞાન થશે નહિ. કોણ છે ? એ પ્રશ્ન થતાં જ હું છું એ જે ઉત્તર આપવામાં આવે છે એમાં બીજાને આપણો બોધ થાય એવી આપણી ઇચ્છા છે. ત્યારે જ આપણે હું છું એ શબ્દ ઉચ્ચારણ કરવાની ક્રિયા કરી છે હવે જુઓ કે આ એકજ વાક્યમાં બેઉ દૃષ્ટાન્તોનો સમાવેશ થાય છે ચોર જ્યારે ચોરી કરતો હોય તે વખત તેને કોઇ પ્રશ્ન કરે કે કેમ ત્યાં કોણ છે ? એ પ્રશ્ન થતાં જ ચોરને વ્યક્ત થવાની ઇચ્છા ન હોવાથી તે ઉત્તર આપતો નથી. અને છુપાઇ જવાની ક્રિયા કરવા લાગે છે અર્થાત્ ઇચ્છા વિના ક્રિયા થતી નથી, અને ક્રિયા વિના પ્રકટ થવાનું પણ બનતું નથી અને કર્તા વિના ક્રિયા થતી નથી. અને ઇચ્છા વિના કર્તા હોતો નથી અને અને અહંભાવ વિના ઇચ્છાનો સંભવ નથી આથી આ સિદ્ધ થયું કે પ્રથમ અહંભાવ આવ્યો, ત્યારપછી ઇચ્છા થઇ અને ઇચ્છાનુસાર ક્રિયા થતાં જ વ્યક્તતા થઇ એવો ક્રમ ચાલ્યો. હવે અહં ભાવનું જ્યાં સ્ફુરણ થયું. તે મૂલાધાર પુરુષ અર્થાત્ પરબ્રહ્મપરમાત્મા અને તેમાં સ્ફુરણતા થઇ તેજ તેમની ઇચ્છા નામમૂલ પ્રકૃતિ અથવા મૂલમાયા આદિ શક્તિ. એ બેઉનો સંયોગ થતાંજ પ્રથમ નામરૂપ મળી એક નિર્ગુણ અર્થાત્ અવ્યક્ત ચતુષ્ટય તૈયાર થયું. આ પુરુષ પરમાત્માના વિષયમાં નિર્ગુણતા અને અવ્યક્તતાનો વિચાર થયો તે મર્મજ્ઞ વાચકોના ધ્યાનમાં આવશે. અસ્તુ.

## प्रतिपुरुष प्रकरणम्

# प्रकृति प्रकरणम्

પરબ્રહ્મ નિર્ગુણ અને અવ્યક્ત છે પણ કેવલ ઉપાધિયોથી તેના સત્ ચિત્ અને આનંદ એ ગુણો વ્યક્ત થાય છે. અર્થાત્ તેને વ્યક્ત થવાની ઇચ્છા થતાં જ એ ત્રણ ગુણોથી વ્યક્ત થયો અર્થાત્ ઇચ્છા એ તેને વ્યક્ત કર્યો. એ ઇચ્છા જ્યા સુધી પ્રકટ નથી થઇ ત્યાં સુધી તે પોતાના આધાર પુરૂષમાં લીન હતી અને અભિન્નનામ પુરૂષ રૂપજ હતી. કિંબહુના તેને વ્યક્ત થતાં પહેલા પુરૂષ એવું નામ પણ નહોતું તેની વ્યક્તતાથીજ પુરૂષ અને પ્રકૃતિ એ નામ આવ્યા અથવા પુરૂષજ પ્રકૃતિ રૂપ થયો અર્થાત તેણેજ બે રૂપ ધારણ કર્યા, જેમ કોઇ નટ જ્યારે સ્ત્રી વેષ ધારણ કરી રંગ ભૂમિમાં ખેલ કરે છે ત્યારે પ્રેક્ષકલોક તેના બાહ્ય વેષને જોઇને ભૂલે છે અને ક્વચિત વિકારવશ પણ થાય છે પણ તેમાં જે સુજ્ઞ હોય છે તે તો આ સ્ત્રી નથી પણ પુરૂષ છે એમ સમજીને મોહ પામતા નથી. અને નટને ભૂલીને કદિ એમ નથી સમજાતું કે હું સ્ત્રી છું અત્ર સ્ત્રી સ્વરૂપ જોવાની ઉપાધિ કેવલ કેશ, વસ્ત્ર અને ભૂષણાદિ અલંકાર છે. પણ એજ ભૂષણ કાઢીને જુદા રાખવામાં આવે તો શું એ ભૂષણોને કોઇ સ્ત્રી કહેશે ? કદાપિ નહિ. તેમજ નટને પણ કોઇ સ્ત્રી કહેશે નહિ. નટ પોતાની ઇચ્છાથી જ જ્યારે એ ભૂષણોને ધારણ કરશે. ત્યારે તે સ્ત્રી સ્વરૂપમાં દેખાવા લાગશે અર્થાત્ સ્ત્રી વેષના અલંકાર અને પુરૂષ વેશના અલંકાર અત્યંત ભિન્ન સ્વભાવના નક્કી થયા અને એ ભિન્ન રૂપના ભૂષણ નટની ઇચ્છાથી જ બન્યાં છે. અને તેણે તે ખેલને માટે બનાવ્યાં છે. કેમકે તેના સિવાય તેનું રૂપાન્તર જ થઇ શકતું નથી અને રૂપાન્તર કરવાની જે ઇચ્છા, તેમાં ભિન્ન સ્વભાવના ગુણકલ્પના આવ્યા વિના રૂપાન્તર કરનાર વિજાતીય ભૂષણ પણ થશે નહિ રૂપાન્તર કરવાનું કારણ થયું તેથીજ વિજાતીય ભિન્ન સ્વભાવની ઇચ્છા થઇ અર્થાત્ ઇચ્છાનો સ્વભાવ ભિન્ન થયો એમ ઇચ્છા ભિન્ન ગુણવતી થઇ આ રીતની જે ઇચ્છા તે ભિન્ન ગુણ પોતાના અંગમાં લાવી-ધારણ કરી-સ્વતંત્ર થઇ અને ભિન્ન સ્વભાવનાં આ ભૂષણ નટને પહેરાવ્યાં એટલે ખેલ શરૂ થયો. કરતો એક સમય ખેલ ખૂબ ચાલ્યો. તેથી નટને ત્રાસ થયો. ત્યારે ખેલ સમાપ્ત કરવા ઇચ્છા કરી એટલે પ્રેક્ષકો કહેવા લાગ્યા કે સબૂર કરો અમે પૈસા આપ્યા છે. અમારી ઇચ્છા તૃપ્ત થયા વિના ખેલ સમાપ્ત કરી શકાશે નહિ આ વાત સાંભળતાંજ નટની જે સ્વતંત્ર ઇચ્છા હતી તે પ્રેક્ષકોના દબ્માધીન બની ગઇ. પછી નટ ખેલને બંધ

શી રીતે કરી શકે ? ખેલ ચાલતોજ રાખવો પડયો. પ્રેક્ષકો પુરા શોખીન એટલે ખેલ જોતાજ તેણે પૈસાનો વર્ષાદ વરસાવ્યો. લોકોની પણ ભીડ થવા લાગી પછી કહેવાનું શું ? ખેલ ક્યારે પૂર્ણ થાય એ બાબતમાં નટની બહુએ ઇચ્છા થઇ પણ તે ઇચ્છા તેને સ્વાધીન ન રહેવાથી અને પ્રેક્ષકોના પૈસાની ધારા ન તૂટવાની અને નટ પણ લોકોત્તર હોવાથી ખેલ અખંડ સ્થિર સ્થાયી થયો.

આ ઉદાહરણમાંથી એટલું જ તાત્પર્ય લેવાનું છે કે વિરૂદ્ધસ્વભાવની ઇચ્છા કારણથી થઇ અર્થાત્ ઇચ્છામાં વિરૂદ્ધસ્વભાવ આવવાનું કાંઇ પણ કારણ થયું. ઠિંબકના કારણથીજ ઇચ્છા ઉત્પન્ન થઇ. ઇચ્છાનો મૂલાધાર અહં ભાવ છે. એ ઉપર કહેલું જ છે જ્યાં સુધી અહં ભાવ છે. ત્યા સુધી શાન્તતા છે. ઇચ્છા ઉત્પન્ન થતાજ ચાંચલ્ય આવ્યું અને કારણથી ઇચ્છા પણ આવી કારણે જ શાન્ત અહં ભાવને ચચલ ઇચ્છા રૂપ આપ્યું ઠિંબકના કારણથી જ અહં ભાવ ઇચ્છા રૂપને પામ્યો અર્થાત્ અહીં અહં અને ઇચ્છા એક રૂપજ થયા. એમાં પણ ભેદ રહ્યો નહિ.

(અપૂર્ણ.)

---



# ધર્મ મીમાંસા

## ષોડશ સંસ્કાર.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૭ થી )

શાસ્ત્રોક્ત વિધિથી કરેલ ગર્ભધાન સંસ્કારથી બીજ સમ્બન્ધી અને ગર્ભવાસની મલીનતા સમ્બન્ધી દોષો નાશ પામે છે. સંતાનોત્પત્તિના ક્ષેત્રરૂપ સ્રીના સંસ્કાર થવા એ પણ ગર્ભાધાનનું પ્રયોજન છે. ગર્ભ રહ્યા પછી પુંસવન સંસ્કારથી કન્યા શરીર નબંધાતાં પુત્રશરીર બંધાય એ ફલ છે. ગર્ભાધાનનું જે ફલ છે તેજ સીમન્તનું ફલ સમજવું. ગર્ભમાં માતાના આહારના રસનું પાન કરવાથી જે દોષ લાગેલ છે. તે જાત કર્મ સંસ્કારથી

નષ્ટ થઈ જાય છે. આયુ અને તેજની વૃદ્ધિ તથા નામથી વ્યવહારની સિદ્ધિ એ નામ કરણ સંસ્કારનું ફલ ઋષિઓ એ કહેલું છે. નિષ્ક્રમણમાં સૂર્ય નારાયણના મંત્ર સાથે દર્શન કરાવવાથી આયુ અને લક્ષ્મીની વૃદ્ધિ થાય છે માતાના ગર્ભમાં મલિન પદાર્થ ભક્ષણનો જે દોષ લાગે છે તે અન્ન પ્રાશન સંસ્કારથી ટળી જાય છે. બલ, આયુ અને તેજની વૃદ્ધિ થવી એ ચૌલ કર્મ સંસ્કારનું ફળ છે. દ્વિજત્વની સિદ્ધિ પૂર્વક વેદાધ્યયનના અધિકારી થવું એ ઉપનયન સંસ્કારનું ફળ છે. સપત્ની મનુષ્ય જ આધાન પૂર્વક અગ્નિ હોત્ર તથા દર્શપૌર્ણમાસાદિયાગ કરી શકે છે. બ્રાહ્મણ દિશાઓક્ત વિવાહ વિધિદ્વારા પ્રાપ્તપત્નીથી ઉત્પન્ન થએલ પુત્ર પિતૃઓને તારનાર થાય છે. એ વિવાહનું ફલ વિદ્વાનોએ કહેલું છે. બાકીના સંસ્કારોનું પ્રયોજન પણ ઉક્ત ફલ સમાન જ સમજવાનું છે. ટુંકામા તાત્પર્ય એ છે કે અપવિત્રતારૂપ પાપોની નિવૃત્તિ અને પવિત્રતારૂપ પુણ્યનો પ્રાદુર્ભાવ, મન વાણી અને શરીરમાં થવો એજ સર્વ સંસ્કારોનું મુખ્ય પ્રયોજન છે. ગણપતિપૂજન વિગેરે સંસ્કારોનાં અવાન્તર કર્મોનાં વિધાનો પણ વચ્ચે વચ્ચે બતાવવામાં આવશે. જે શ્રદ્ધાળુઆસ્તિકોએ તત્તસમયે કરવા યોગ્ય છે એમ નિવેદન કરવામાં આવે છે.

## कर्मोपयोगी विशिष्ट परिभाषा

संकल्पेन विना कर्म यत्किंचित्कुरुते नरः ।
फलं चाप्यल्पकं तस्य धर्मस्यार्द्ध क्षयो भवेत् ॥

અર્થ–સંકલ્પ કર્યા વિના મનુષ્ય જે કાંઇ કર્મ કરે છે તેનું ફળ અલ્પ થાય છે અને ધર્મ અર્ધો ઘટી જાય છે. માટે યુગ, માસ, પક્ષાદિકાલ, અને આર્યાવર્તાન્તર્ગત પ્રદેશાદિનું કીર્તન કરી, અભીષ્ટ સિદ્ધિરૂપ નિમિત્ત બતાવીને હું અમુક કર્મ કરીશ એવો સંકલ્પ અવશ્ય કરવો જોઇએ.

પ્રાચીન સમયમાં ધર્મશાસ્ત્ર પર મનુષ્યોનો સંપૂર્ણ વિશ્વાસ હતો તેથી જેવી આજ્ઞા થતી તે મનુષ્યો પાલન કરતા. અને તેનાં કારણો ખોળતા નહિ. પણ બુદ્ધિવાદના જમાનામાં કોઇપણ ધર્મદૃષ્ટિ એ કહેવામાં આવે છે કે તુર્ત કારણ પૂછકો આગળ આવે છે અને કહાપણ બતાવતા એમ સ્પષ્ટ કહે છે કે આમાં કાંઈ અંધશ્રદ્ધાયુક્ત નથી. માટે એ બાબત સ્પષ્ટ સમજાવો. ને જો ધ્યાનમાં ઉતરશે તો પછી તે પ્રમાણે આચરણ કરીશું.

વિચાર પૂર્વક જોતાં ધર્મની અસરપરોક્ષ રહે છે તેથી તેનું પ્રત્યક્ષ સ્વરૂપ જેવું જોઇએ તેવું દેખાતું નથી છતાં જમાનાને અંગે સંકલ્પ શા માટે કરવો તેનું ટુંક કારણ અત્રે જણાવવામાં આવે છે.

વ્યવહારમા વર્તતા મનુષ્યોને ઘણી વખત સત્યાસત્ય વાણી ઉચ્ચારવી પડે છે. એવા પણ પ્રસંગ ઉપસ્થિત થાય છે કે કોઇ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરી તેનો ભંગ કરવો પડે છે. જેથી મનુષ્યની વાણીમાં જુઠનો અંશ રહે છે. માટે માણસ જ્યારે જ્યારે કોઇપણ ધાર્મિક કાર્ય કરે તેમા સત્યનો અંશ દૃઢ રાખવા અને જુઠ્ઠાંથી હઠાવવા તેની પાસે સંકલ્પ કરાવવાની યોજના રાખી છે તેથી ધાર્મિક કર્મ ખાસ સંકલ્પ પૂર્વક જ કરવાં જોઇએ. જો તેમ કરવામા ન આવે તો જેમ ઘીવાં કાષ્ટ વધારે ધુણી કરે છે તેમ તેનું કર્મ પણ પાપથી વ્યાપ્ત થઇને અર્ધુફલ આપે છે માટે સંકલ્પ કરવો જોઇએ.

પોતાની જે શાખા હોય તેમાં કહેલાં વિધિ પ્રમાણે જ કર્મ કરવાં જોઇએ. જે કર્મનું વિધાન સ્વશાખામાં ન હોય તે બીજી શાખામાંથી સમજી તે પ્રમાણે કરવું. જેટલું કર્મ વિધિથી વિરૂદ્ધ થઇ ગયું હોય તે જાણવામાં આવતાં ફરી કરી લેવું. જો પ્રધાન કર્મ વિધાનથી અવળી રીતે થયું હોય તો સર્વ અંગો સહિત ફરીથી કરવું. અને એકાદ અંગ ઠીક ન થયું હોય તો પ્રાયશ્ચિત માત્ર કરવું એક કર્મને ફરી કરવાની જરૂર નથી. સર્વ મંગળોના મંગળરૂપ, વરદાતા શ્રેષ્ટ નારાયણ ભગવાનને પ્રણામ કરી સર્વ કર્મનો આરંભ કરવો. જપ, હોમ અન ઉપવાસના આરંભમાં રેશમ અગર શિષ્યાદિના ધોએલાં વસ્ત્રો ધારણ કરવા, સુવર્ણના અલંકાર ધારણ કરી શુદ્ધ જીતેંદ્રિય થઇ અહરાણુ અને મૌન રહી કર્મો કરવાં. જપાદિ કર્મમાં મૌન ભંગ થઇ જાય તો ઇદંવિષ્ણુ૦ એ મંત્ર અથવા વિષ્ણુ ભગવાનનું સ્મરણ કરવું. ધોએલાં, નવું, ધોળું, અને બીજાએ પહેરેલું ન હોય તેવું વસ્ત્ર અહત કહેવાય છે. તે સર્વ કર્મમાં પવિત્ર છે.

રૂદ્ર, પિતૃ, અસુર, રાક્ષસાદિ દેવતાવાળા, અને અભિચારનામ શત્રુ વધ સમ્બન્ધી મંત્રોના હોમાદિ કર્મમાં ઉચ્ચારણ કરીને હૃદયનો સ્પર્શ કરી જમણા હાથે પ્રણીતા જળનો સ્પર્શ કરવો. પિતૃના મંત્ર બોલતાં, કોઇ નીચનેજોવાઇ જાય તો, અપાન વાયુ સરે તો, હસી જવાય તો, જુઠું બોલવાનો પ્રસંગ આવે તો, બિલાડી ખાસના ઉંદરનો સ્પર્શ થાય તો,

કોઈને ગાળ દેવાઈ જાય તો, અને ક્રોધ આવી જાય તો, જલ સ્પર્શ રૂપ પ્રાયશ્ચિત કરે હ્રદયને સ્પર્શ કરે.

જ્યાં કર્તાના હાથ વિગેરે અંગની સ્પષ્ટતા ન કરી હોય કે અમુક કર્મ અમુક અંગથી કરવું એવા સ્થાનમાં સર્વ કર્મ જમણા હાથથી જ કરવાં. જપ, હોમાદિ કર્મમાં દિશાનો નિયમ ન લખ્યો હોય ત્યાં પૂર્વ, ઉત્તર કે ઇશાન દિશામાં મુખ રાખી કર્મ કરે. જ્યાં બેશીને ઉભા રહીને અગર નમીને કર્મ કરવાનું લખવામાં ન આવ્યું હોય ત્યાં બેશીને કર્મ કરે. સદાચારી, વેદવેત્તા વિદ્વાન્ બ્રાહ્મણ ન મળે તો પુચ્છાશદર્ભને જમણાવણીને બ્રહ્મા બનાવે અગર ગોળાકાર બ્રહ્મા બનાવી ગોઠવોજે. પચીશ દાભ અવળાવણીને વિષ્ટર બનાવે. જેની અંદર બીજો દર્ભ ન હોય એવા અગ્રભાગ સહિત બેદર્ભને છેદીને પ્રાદેશમાત્ર (અંગુઠાને તર્જનીની પહોળી કરીએ તે વચ્ચેનું અંતરતે પ્રાદેશ) બે પવિત્રી બનાવે. અનામિકા આંગળીમાં પહેરવાની પવિત્રી ચાર, ત્રણ અથવા બે દર્ભની સર્વ વણીને બારે બનાવે. અને તેમાં ગાંઠ પણ લગાવે. દર્ભ, કૃષ્ણાજીન, મંત્ર, બ્રાહ્મણ, હોમના પદાર્થ, અને અગ્નિ, જુદાં જુદાં કર્મમાં ફરી ફરી નિયુક્ત કરે. કર્મ સમયે સવ્ય-યજ્ઞોપવિતધારી અને શિખાની ગાંઠ બાંધી રાખે. તેનાથી ઉલટું કરી. એટલે અપસવ્ય જનોઇ પહેરી' અને 'શિખાને છુટી મુકી ' કર્મ નકરે. શ્વેત ચંદન અને માગીનો પરિત્યાગ કરી માંગલિક કર્મમાં કુંકુમનું તિલક બુદ્ધિ-માન કરે. ૐ સહિત પાવન મંત્રના અંતમાં સ્વાહા બોલી મંત્ર દેવતાના ધ્યાન પૂર્વક ત્યાગ વાક્યને અંતે આહુતિ આપે. પ્રથમ દ્રવ્યનો ત્યાગ અને પછી હોમ થાય છે. શમી, સમડો અગર ખીજડો-,પલાશ-ખાખરો-,વડ, પીપર, વિકંત, પીપળો, ઉમરડો, બિલી, ચંદન, સરલ-દેવદાર-શાલ એ વૃક્ષોમાંથી હરકોઇ વૃક્ષની સમિધા હોમમાં લેવી એ યજ્ઞવૃક્ષો છે આંબાને યજ્ઞવૃક્ષ ગણેલ નથી. જે સમિધા હોમમાં ઉપયોગી ગણી છે. તે અંગુઠા, જેટલી જાડી, છાલવાળી, કીડાવિનાની, ફાટેલ ન હોય તેવી, બીજી શાખા કે પાંદડાં જેમાં ન લાગ્યાં હોય તેવી, પ્રાદેશ માત્ર લાંબી સમિધા, મધ, ઘી, દહી, અગર દૂધમાં બોળીને અગ્નિમાં ચઢાવવી. સમિધા, પુષ્પ અને કુશ બ્રાહ્મણ જાતે લાવે શૂદ્રના આણેલા અગર વેચાથી લીધેલા વડે-કર્મ કરે તો પાપી થાય છે જે મનુષ્ય અંગાર રહિત, અપ્રજ્વલિત, અગ્નિમાં હોમ કરે છે તેને મંદાગ્નિ અથવા બીજો રોગ લાગછે તેથી સળગેલા

અગ્નિમાં જ હોમ કરવો. ભૂંગળી વડે મોઢેથી ફુંકીને જ અગ્નિ પ્રજ્વલિત કરે. વ્યજનાદિથી નહિ. કેમકે વિરાટના મુખમાંથી અગ્નિ ઉત્પન્ન થયેલ છે. (मुखादग्निरजायत) ધુમાડા વાળા અગ્નિમાં હોમ કરનાર વિદ્વાન્ યજમાન પુત્રસહિત આંધળો અથવા મંદદૃષ્ટિ થાય છે એટલા માટે જ્યારે અગ્નિ બરાબર પ્રજ્વલિત થાય ત્યારે જ તેમાં હોમ કરવો. હોમાદિ કાર્યમાં વિહિત વસ્તુ પ્રાપ્ત ન થાય તો તેની તુલ્ય પદાર્થોથી કામ ચલાવવું. જેમ જવ ન મળે તો ગહું, વ્રીહિ-ડાંગર-ન મળે તો શામના ચોખા, દર્ભના અભાવમાં કાસડો કે દુર્વા-ધ્રો-જ્યાં હોમના પદાર્થ કહ્યા ન હોય ત્યાં ઘી સમજવું. કોઈ મંત્રના દેવતા ન હોય ત્યાં પ્રજાપતિ દેવતા સમજવા. દહીંના અભાવમાં દૂધ. મધને સ્થાને ગોળ, ઘીને બદલે દૂધ અગર દહીં, ઘીથી કહેલા હોમમાં ગાયનું ઘી સમજવું. તે ન મળે તો ભેંસનું તેના અભાવમાં બકરી અગર મેંઢાનું તે ન મળે તો તલનું તેલ, તે ન હોય તો જંગલી તલનું તેલ, એ ન હોય તો કસુમ્બાનું તેલ, તેના અભાવમાં સરસવનું તેલ હોમમાં ઉપયોગમાં લે કનિષ્ઠિકા મૂળમાં પ્રજાપતિ તીર્થ, પ્રદેશિની અથવા તર્જની આંગળીના મૂળમાં પિતૃતીર્થ અંગુઠાના મૂળમાં બ્રહ્મતીર્થ અને સર્વ આંગળીઓના અગ્રભાગમાં દેવતીર્થ કહેવાય છે. અન્ન, તલ, વગેરેની આહુતિમાં ચારે આંગળીઓના મારે પર્વ ભરીને આહુતિ આપે. રસાદિની આહુતિ વા અગર સ્રુચ ભરિને આપે દેવતીર્થથી અન્નાદિકનો હોમ સમ્યક પ્રજ્વલિત અગ્નિમાં કરે, અપ્રજ્વલિત અગ્નિમાં ઉતાવળ કરીને કદિ પણ હોમ કરે નહિ, હોમથી પ્રથમ ચડાવેલ સમિધાના મુખથી બે આંગળ છોડીને ઘી, દૂધાદિ દ્રવ્યોની જમણા હાથની મધ્યમાં અનામિકા, અને અંગુઠાથી સ્રુવને પકડીને સર્વત્ર આહુતિમાં પવી. એક ગ્રાસ પરિમિત ચરુની આહુતિ હાથથી આપે ઘીની આહુતિ સુવથી આપે. સુવ ન હોય તો યજ્ઞ યોગ્ય ઝાડનાં પાંદડાથી આહુતી આપે ઘી દૂધ વિગેરે પ્રવાહી પદાર્થની આહુતિ એક કર્ષ (સોળમાષા) થી આપે.

યાજ્ઞવલ્ક્ય મુનિ કહે છે કે મંત્રના ઋષિ, દેવતા અને છંદ, વિગેરે કરીને બ્રાહ્મણોએ ખાસ જાણી લેવા જોઈએ. યાજન, અધ્યયન, જપ, હોમ, અને જલમાંથી થનાર સ્નાન, અઘમર્ષણાદિક ઋષિ વિગેરે જાણ્યા વિના કરવાથી અલ્પ ફળ થાય છે. સોનું વજ્રમણિ (હીરા) નીલમણિ, પદ્મરાગ

અને મોતી એ પંચ રત્નો કહેવાય છે. અથવા વજ્રમણિ, માણિક્ય, વૈદૂર્ય, પુષ્પરાગ, અને ઇન્દ્રનીલક એ પાંચ રત્ન મહર્ષિ નારદે કહેલાં છે.

(ક્રમશઃ)




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ (૫૧).

## પ્રકરણ ૨ જું.

### ઇર્ષ્યાગ્નિ.

દ્રોણાચાર્યે દ્રુપદની સાથે ઉત્તમ વ્યવહાર કર્યો. તેને અર્ધું રાજ્ય આપી દીધું. પરંતુ જે સંપૂર્ણ રાજ્યપર તેનું શાસન હતું તેનો અર્ધો ભાગ દ્રોણના અધિકારમાં રહ્યો. તે વાત દ્રુપદને સંતોષ પ્રદ ન થઇ. તેથી રાત્રિ દિવસ દ્રુપદ એક પ્રકારની ચિન્તામાં બળ્યા કરતો હતો. પણ જ્યારે તેણે મોંકાને મોંઢેથી એ વાત સાંભળી કે દ્રોણાચાર્યે દ્રુપદની સાગે શિષ્યોને છાજે તેવો વ્યવહાર કર્યો. ત્યારથી તેનું દુઃખ મર્યાદાની બહાર ગયું. અર્થાત્ તે વધારે દુઃખી થયો અને દ્રોણની સાથે તેણે જે પ્રથમ વ્યવહાર કર્યો હતો તે બાબતને। તેના દિલમાં અત્યંત પશ્ચાતાપ થયો.

દ્રોણાચાર્યે તો દ્રુપદની સાથે સલાહ કરી, જૂની વાતો ભૂલાવીને મિત્રતા બાંધી પણ દ્રુપદે તો એક નવુંજ ચક્ર બનાવ્યું, દ્રોણાચાર્યને ફસાવી, તેમના કરેલા ઉપકારને ભૂલીને, પોતાના અપમાનનો બદલો વાળવાનો વિચાર કર્યો. એ પ્રતિકારની અગ્નિએ દ્રુપદને વિશેષ પાગલ બનાવ્યો. અને તે દ્રોણાચાર્યનો બદલો કેવી રીતે વાળવો તેજ વિચાર કરવા લાગ્યો.

દ્રુપદે વિચાર્યું કે હું હવે નિર્બળ થયો છું રાજ્યનો અર્ધોઅર્ધ ભાગ અધિકારમાં છે, દ્રોણ જેવા પરાક્રમી રણકુશલ, અને અદ્વિતીય ધનુર્ધર છે, ભીષ્મ સિવાય અખિલ ભારતવર્ષમાં તેની સાથે સરખાવી શકાય એવો કોઈ વીર નથી. પાંડવો અને કૌરવો તેના શિષ્યો હોવાથી તેના નિતાન્ત આજ્ઞાધારક છે તેથી તેમને બળ, શૌર્ય, અને પરાક્રમથી હરાવી દેવા એ ઘણુંજ કઠિણ કામ છે એ સર્વ વિચારને અંતે તેમણે એ નિશ્ચય કર્યો કે એક એવો યજ્ઞ કરૂં કે જેમાંથી દ્રોણહન્તા પુત્રની પ્રાપ્તિ થાય.

ઉક્ત અભિપ્રાયને પોતાના અંતરમાં રાખીને યજ્ઞ કરાવવાના કાર્યમાં કુશળ બ્રાહ્મણને શોધવા માટે તે આશ્રમે, આશ્રમે ફરવા લાગ્યો. દરેક બ્રાહ્મણની પાસે જઈ તે એમજ કહેતો કે મારે પુત્ર નથી એમ કહીને રડી પડતો. કોઈ વખત તે જ્યારે એકલો હોય ત્યારે દ્રોણ સાથે વેર વાળવાના વિચારો તેના અંતઃકરણમાં પ્રબળ વેગથી ઉઠતા અને શોકમાં તે નિશ્વાસ નાખતો. પરંતુ જ્યારે તે દ્રોણની, અલૌકિક પ્રભાવ વિનય, વિચિત્ર ચરિત્ર, અને પરાક્રમની વાતોને વિચારતો ત્યારે તેને એમ સમજાતું કે દ્રોણને નીચા પાડવાનો તેની પાસે કાંઈ ઉપાયજ નથી.

ત્યારબાદ દ્રુપદ ફરતો ફરતો એકદિવસ પતિતપાવની ગંગાના કિનારાપરના એક આશ્રમમાં ગયો, એ આશ્રમમાં રહેનાર સર્વ ઋષિઓ સ્નાતક અને વ્રતધારી હતા. તેમાં યાજ અને ઉપયાજ નામના બે ઋષિઓ–બ્રહ્મર્ષિઓ–પણ રહેતા હતા. તે બહુજ શાન્ત હતા અને હમેશાં સંહિતાનો પાઠ કર્યા કરતા. દ્રુપદે વિનીતભાવથી તેમને પ્રણામ કર્યો. તેણે પોતાની બુદ્ધિથી એ પણ અનુમાન કરી લીધું કે આમાં ઉપયાજ શ્રેષ્ઠ છે. એક વખત એકાન્તમાં તેણે તેમને કહ્યું કે હે બ્રહ્મન્ ! યદિ કોઈ વૈદકર્માનુષ્ઠાન-દ્વારા દ્રોણહન્તા પુત્રને માટે આપ મને એક પુત્રેષ્ટિ યજ્ઞ કરાવો તો હું આપને એક અબજ ગાયો ભેટ આપીશ અથવા આપની જે કાંઈ અભિલાષા હશે તે પૂરી કરીશ એમાં કાંઈ ફેર પડશે નહિ.

મહર્ષિએ રાજા દ્રુપદની વાત સાંભળીને કહ્યું કે હે રાજન ! હું તમારી વાત સ્વીકારવા અસમર્થ છું ગરજ બહુજ ખરાબ વસ્તુ છે સ્વાર્થ સર્વ કાર્ય કરાવે છે. માણસને જ્યારે કોઈપણ કામની લગની લાગે છે ત્યારે તે તેની જ ધૂનમાં લાગી જાય છે મહર્ષિએ ઇન્કાર કર્યો છતાં પણ દ્રુપદ ત્યાં

જ પડ્યો હતો. અને બ્રહ્મર્ષિની ચરણ સેવા કરવા લાગ્યો. એક વર્ષ સુધી શ્રદ્ધાભક્તિપૂર્વક ઉપયાજ મુનિની સેવા કરી દરેક પ્રકારે તેમને પ્રસન્ન રાખ્યા.

એક વર્ષ પછી ઉપયાજે દ્રુપદને કહ્યું મહારાજ એક વખત હું અને મારો મોટો ભાઈ એક મહાન જંગલમાં ચાલ્યા જતા હતા. મારો વડીલ-ભાઈ યાજ આગળ અને હું પાછળ હતો. આગળ જતાં મહર્ષિયાજે જોયું કે રસ્તામાં ઝિનાગપર એક ફળ પડ્યું છે. યદ્યપિ તેમને એ માલુમ નહોતું કે જે સ્થાનપર ફલ પડ્યું છે તે સ્થાન પવિત્ર છે કે અપવિત્ર ? તથાપિ તેમણે એ ફલ ઉપાડી લીધું પ્રાયશઃમાનુષી પ્રકૃતિ સદા એકજેવી રહે છે તેથી મારૂં એ અનુમાન છે કે જ્યારે એક સ્થાનપર તેમણે પવિત્રતા ને અપવિત્રતાનો વિચાર ન કર્યો ત્યારે બીજા સ્થાનપર પણ કરશે નહિ. એટલું જ નહિ પણ હાલમાં જ્યારે અમે ગુરૂગૃહમાં રહી સંહિતાનું અધ્યયન કરતા હતા ત્યારે પણ તેની પ્રકૃતિ-સ્વભાવ-તેવીજ હતી. તે ઉત્સૃષ્ટ અન્નનું ભોજન કરવામાં ઘૃણા કરતો નહોતો મારા વિચાર પ્રમાણે તમે તેની પાસે જાઓ તે પુત્રેષ્ટિયજ્ઞ કરાવવામાં દીક્ષિત થવાનું સ્વીકારશે.

મહારાજા દ્રુપદ મહર્ષિ ઉપયાજના કહેવાથી તેના મોટાભાઈ મહર્ષિ-યાજની પાસે ગયા અને કહેવા લાગ્યા. હે વિપ્રો ! હું આપને આઠ અબજ ગાયો ભેટ કરીશ. આપ મને પુત્રેષ્ટિ યજ્ઞ કરાવો. દ્રોણથી પરાસ્ત થઈને મેં ઘણા દુઃખ ભોગવ્યા છે હું હવે આપને શરણે આવ્યો છું આપ મારા-પર આટલો ઉપકાર કરો. બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ દ્રોણ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરવામાં અદ્વિતીય છે. વિશેષ શું કહું ? આ પૃથ્વીતલમાં ક્ષત્રિયોમાં પણ દ્રોણના જેવો કોઈ ધનુર્ધર નથી. તેના બાણ પ્રાણહરનાર અને અમોઘ છે તે કદાપિ પણ વ્યર્થ જતાં નથી તેણે જન્મ બ્રાહ્મણના વંશમાં લીધો છે-એ નિર્વિ-વાદ છે. તેથી ક્ષત્રિય તેજ તેની સામે કોઈ ગણત્રીમાં નથી. મનેતો એમજ લાગે છે કે તે પરશુરામ સમાનજ બાણવિદ્યા જાણે છે. અને તેમની પેઠે ક્ષત્રિયોનો નાશ કરવાનું કાર્ય પણ તેને પ્રિય છે. તેનું બ્રહ્મબલ બહુજ ઘોર અને ભયંકર છે. નરલોકમાં કોઈનું સામર્થ્ય નથી કે તેના બ્રહ્મબલ ને સહન કરીશકે જેમ આહુતી વડે બળતાં અગ્નિદેવ પ્રચંડ તેજોમય સ્વરૂપ ધારણ કરીલેછે તેમ દ્રોણ પણ બ્રહ્મતેજથી પવિત્ર થઈ રણક્ષેત્રમાં સાળા મનુષ્યોનો સંહાર કરતા દિવ્યતેજથી શોભે છે. હે યાજ ! બ્રાહ્મ અને સાત્વતેજમાં બ્રાહ્મ તેજ જ મહાન્ છે. માટેજ મેં આપની સહાય લીધી.

છે. અને મને દઢ વિશ્વાસ છે કે આપ મને યજ્ઞ કરાવશો તેથી અવશ્ય દ્રોણ હન્તા પુત્ર ઉત્પન્ન થશે. માટે આપ વિધાન પૂર્વક મારા યજ્ઞ કર્મના નેતા બનો.

ત્યારે યાજે કહ્યું " તથાઽસ્તુ " અને રાજા દ્રુપદને યજ્ઞનો સામાન એકત્ર કરવાની આજ્ઞા આપી. યદ્યપિ ઉપયાજ ને લોભ સ્પર્શ થયો ન હતો અને વિષય વાસનાથી તે કેવલ રહિત જ હતો. તથાપિ તેણે આ કાર્ય હાથમાં લીધું અને સાથે સાથે એમ પણ વિચાર્યું કે આ મહાન કાર્યને સંપાદન કરવામાં ઉપયાજની સહાયતાની ખાસ જરૂર છે તેથી તેને પણ કાર્યવતી બનાવ્યો. મુનિ ઉપયાજ પોતાના વડીલબંધુનું વચન ભંગ કરી શક્યા નહિ તેથી તેમનું કહેવું માની લીધું, આરીતે મહર્ષિયાજ મહાન પરિશ્રમ પૂર્વક દ્રોણહન્તા પુત્રની ઉત્પત્તિ કરવા બદ્ધપરિકર થયા.

યથાયોગ્ય સમય આવતાં મહર્ષિ ઉપયાજે રાજા દ્રુપદને પુત્રપ્રાપ્તિરૂપ એવા ફળની અભિલાષાથી યજ્ઞારંભ કરતાં કહ્યું કે મહારાજ આપની જેવી ઇચ્છા છે તદનુસાર મહા પરાક્રમી દ્રોણહંતા પુત્ર ઉત્પન્ન થશે. મહર્ષિના આ કથનથી દ્રુપદનો ઉત્સાહ દ્વિગુણવૃદ્ધિ પામ્યો અને બહુજ પ્રસન્ન થયો. પછી પૂર્ણાહુતી આપવાના વખતે ઉપયાજે રાજમહિષીને કહ્યું હેકલ્યાણિ! તમારે પુત્ર અને કન્યા બેઉ થશે. અહીં આવો ત્યારે રાણીએ વિનયપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે હે બ્રહ્મન્ મેં હજુ મુખ પ્રક્ષાલન પણ કર્યું નથી અને શરીરમાં દિવ્ય ગંધ ધારણ કરેલ છે. આવી અવસ્થામાં સંતાનમાટે હું આપની પાસે ઉપસ્થિત થઈ શકતી નથી. માટે આપ કૃપાકરી થોડી વાર અટકી જાઓ.

યાજે કહ્યું હે રાણી! તમે આવો અથવા ન આવો પણ યાજનું અર્પેલ, અને ઉપયાજના મંત્રથી પવિત્ર થએલ હવ્ય વિફલ થવાનું નથી. તેનાથી અવશ્ય અભીષ્ટ પૂર્ણ થશે. એમ કહી તેણે પ્રજ્વલિત અગ્નિમાં આહુતિ આપી દીધી.

આહુતી આપતાંજ અગ્નિના મધ્યમાંથી દેવતુલ્ય એક રાજકુમાર ઉત્પન્ન થયો બળતા અગ્નિની શિખા સમાન તેનો વર્ણ હતો સુન્દર મુકુટથી તેનું મસ્તક શોભતું હતું ઢાલ, તલવાર, ધનુબાણ, તેના હાથમાં હતાં અને વીરોના તેજથી તે ભૂષિત હતો. તેને જોતાંજ સર્વ પંચાલવાસીઓ પ્રસન્ન થયા અને આનંદ મગ્ન કરવા લાગ્યા તેજ વખતે આકાશ વાણી

થઈ કે " આ મહારથી કુમાર દ્રોણનો વધ કરવાને ઉત્પન્ન થયો છે એ પંચાલ નિવાસીઓનું કલ્યાણ કરશે. "

અલ્પ સમય પછી યજ્ઞવેદીમાંથીજ એક રાજકુમારીનો પ્રાદુર્ભાવ થયો. ત્યાં હાજર રહેલા લોકોએ સમગ્ર સંસારમાં આવું સુન્દરરૂપ જોયું ન હતું. ! ! ! તેનો વર્ણ કૃષ્ણ હતો. કમલપત્ર સમાન મોટી મોટી સુંદર આંખો, ઘુઘરવાળા કેશ, દેખતાં પ્રિયલાગે તેવી ભમરો અને તેના શરીરમાંથી કમળના પુષ્પના જેવી સુગંધી નીકળી રહી હતી તેની આકૃતિ જોતાંજ એમ જણાતું હતું કે કોઈ દેવીએજ માનુષી મૂર્તિ ધારણ કરી છે. રાજકુમારીની ઉત્પત્તિ પછી નભવાણી થઈ કે " આ કન્યા થોડાજ કાળમા સમસ્ત ક્ષત્રિય કુળનો નાશ કરીને એક મહાન દેવ કાર્યમાં સાધનભૂત થશે. અને કૌરવોના અંતઃકરણમાં સદૈવ તેને માટે આશંકા બની રહેશે " તેજ વખતે રાજરાણી સંતતીની ઈચ્છાથી મહર્ષિની પાસે આવી અને કન્યા તથા પુત્રને જોઇને કહેવા લાગી કે હે મહર્ષિ ! આ બાલકો મારા સિવાય બીજી કોઈ પોતાની માતા ન સમજે. મહર્ષિએ રાજાને પ્રસન્ન કરવાની ઈચ્છાથી તથાસ્તુ કહ્યું.

બ્રાહ્મણોએ રાજા દ્રુપદને આશીર્વાદ આપીને કહ્યું કે " મહારાજ, આ રાજકુમાર બહુ પરાક્રમી છે અને દ્યુમથી તેની ઉત્પત્તિ થઈ છે માટે તેનું નામ ધૃષ્ટદ્યુમ્ન થશે. અને કન્યા તરફ જોઇને કહ્યું કે આ કૃષ્ણવર્ણ હોવાથી તેનું નામ કૃષ્ણા કહેવાશે. રાજા દ્રુપદની પુત્રી હોવાથી એનું જ નામ આગળ જતાં દ્રૌપદી પડયું. દ્રુપદ, યજ્ઞસેન નામથી પ્રસિદ્ધ હતો તેથી કૃષ્ણાને કોઈ કોઈ યાજ્ઞસેની પણ કહે છે. પાંચાલ દેશની રાજકુમારી હોવાથી તે પાંચાલી નામથી પ્રસિધ્ધ છે

ધૃષ્ટદ્યુમ્ન અને દ્રૌપદીની ઉત્પત્તિની વાત અને આકાશવાણીની કથા મહાત્મા દ્રોણે પણ સાંભળી. પણ તેમણે તેથી કશી ચિન્તા મન પર ધારણ ન કરી. પણ એટલો જ વિચાર કર્યો કે ભાગ્ય-નસીબ જ મહાન પ્રબલ વસ્તુ છે. ભાવીથી અન્યથા કાંઇ થવાનું જ નથી. વિધિએ નિશ્ચિત કરેલ છે તેને કોઇ ફેરવવાને સમર્થ નથી. જે થવાનું છે તે અવશ્ય થાય જ છે. તેમાં દ્રોણાચાર્યને યત્કિંચિત્ પણ શંકા ન થઈ. તેમ ખરાબ પણ ન લાગ્યું. પ્રસ્તુત તેજ વખત દ્રુપદને ત્યાં જઈ તેને અભિનંદન આપવું એ વાત દ્રોણને વધારે સારી લાગી. તેથી દ્રોણાચાર્ય રાજા દ્રુપદને ત્યાં આવ્યા અને રાજકુમારને અસ્ત્ર શિક્ષા આપવા સારૂ પોતાની સાથે લઈ ગયા. તેણે પોતાની

કીર્તિ વધારવા અને પોતાનો યશ ચિરસ્થાયી કરવા માટે ધૃષ્ટદ્યુમ્નને કાળજી પૂર્વક હથિયાર ચલાવવાની કળામાં નિપુણ બનાવ્યો. જેનાથી પોતાનું મૃત્યુ થવાનું છે એમ જાણતાં છતાં તેને જે અસ્ત્ર ચલાવવાની શિક્ષા આપવી એટલે બીજી રીતે બોલીએ તો પોતાનું મોત પોતાને હાથે ઉભું કરવું. એ કામ સાધારણ મનુષ્યનું નથી. આવું ઉદારતા પૂર્ણ કાર્ય કરીને ખરેખર દ્રોણાચાર્યે પોતાના મહાત્માપણાનો પરિચય કરાવ્યો. મહાત્મા દ્રોણની ઉદારતા સુવર્ણના અક્ષરે લખી રાખવા યોગ્ય છે. દ્રોણના ચારિત્ર્યની બાબત દ્રુપદના મનમાં દૃઢ રીતે અંકિત હતી એ બાબતમાં તે દ્રોણને અજેય સમજતો હતો. એ વાત નિર્વિવાદ છે કે સર્વ બળોમાં ચરિત્રબલ શ્રેષ્ઠ છે. દ્રોણના ચરિત્રપરજ દૃઢ વિશ્વાસ કરીને પોતાના દ્રોણહન્તા પુત્ર ધૃષ્ટદ્યુમ્નને દ્રુપદે દ્રોણના હાથમાં સોંપ્યો હતો !!

ભારતવર્ષનાં મનુષ્યોની ચારિત્ર્ય પરીક્ષા પણ ઉચ્ચ કક્ષા પર છે શત્રુના સંતાનને પણ વિદ્યાદાન આપવુ એ ઉદારતાની પરાકાષ્ટા છે.! આજકાલ દેશ સુધારકો, સુધારામાં ધર્મ આડે આવે છે, જાતિબંધન આડે આવે છે વિશેશ્વરવાદ આડે આવે છે. એવી બૂમો મારી જે હિતના સાધનો છે તેનો ઉચ્છેદ કરવાનો સુધારો સમજી અનેક પ્રકારનાં વિઘ્નો ઉપસ્થિત કરે છે. તેમણે જોવાનું છે કે હિંદમાતાના પવિત્ર પુત્રોનાં પ્રાચીન સમયમાં કેટલાં ઉદારદિલ હતાં. ઐક્ય સાધવામાં જ્યાં શત્રુતા પણ આડે આવતી ન હતી તો પછી ધર્મ અંતરાય કરનાર છે એમ માનવું એ એક પ્રકારનું અજ્ઞાન જ છે. ધર્મપાળનાર મનુષ્ય જ શુદ્ધ ચિત્તવાળો હોય છે. તેમાં જ ઉત્તમ વિચારો આવે છે. ને વિચારવાનજ સહિષ્ણુતા રાખી શકે છે એ બાબત દ્રોણાચાર્ય અને, દ્રુપદના વર્તનમાંથી તરી આવે છે. ક્ષત્રિય સ્વભાવ પોતાનું વૈર પ્રતિકાર વિના ભૂલી શકતો નથી, અને પોતાના ગનુનું પણ હિત કરવું એ બ્રાહ્મણનો શમસ્વભાવ પોતાની પ્રકૃતિમાં બધ્ધ રહે છે એ વાત પણ આમાંથી તરી આવે છે તો દેશ હિતેચ્છુઓએ અન્ય કોઈ પ્રકારની દેખીતી સગવડ કે તુરતના લાભમાં મોહિત ન થતાં પરિણામે જેનું ફળ ઉત્તમ છે એવો ધર્મમાર્ગ પ્રાચીન નિયમાનુસાર ગ્રહણ કરવો એમાં જ પરમહિત રહેલું છે. ઉદારચિત્ત પુરૂષજ આ વાતના રહસ્યને સમજી શકે છે. સ્વાર્થ પરાયણ પુરૂષો તો કદાપિ આમાં દ્રોણાચાર્યની મૂર્ખાઈને પણ આગળ કરી પોતાની પોલીટીકલ બુદ્ધિનો પ્રચાર જણાવી સુધારો કરવા મથે તો આ બુદ્ધિવાદના જમાનામાં કાંઈ આશ્ચર્યકારક નથી. પરંતુ સત્ય તો અંતમાં સમજાયા વિના રહેતું નથી ને સમય આવે છે ત્યારે સર્વ પ્રકારે વિજય પણ તેનો જ છે. ( અસમાપ્ત )




( અનુસંધાન ગુતાંક પૃષ્ઠ ૫૫ થી ).

પૂર્વોક્ત પઠન પાઠનની પ્રાચીન પરંપરા છિન્નભિન્ન થઈ ગઈ. ત્યારથી વિશેષ કરીને ભારતમાં બ્રાહ્મણોનું એક જ ચિન્હ બાકી રહી ગયું તે એ કે તે તે ગોત્રપ્રવરો ભિન્ન રહ્યા અને જે કુલમાં પૂર્વાચાર્યો બે વેદ ભણા-વતા હતા તે લોકો દ્વિવેદી-દવે, દુબે એ નામથી હાલ પ્રસિદ્ધ છે. જેના કુલમાં ત્રણ વેદો ભણતા ભણાવાતા હતા તે વેદજ્ઞાન શૂન્ય છતા ત્રિવેદી ત્રવાડી-તિવારી કહેવાય છે. એ જ રીતે ચતુર્વેદાધ્યેતા આચાર્યોનાં સતાન ચતુર્વેદી-ચોબા કહેવાય છે. વાજપેય યજ્ઞ કરનારાનાં વંશો વાજપેયી કહે-વાય છે. અગ્નિષ્ટોમાદિમાં દિક્ષા લેનારાનો વંશ દીક્ષિત નામથી ચાલે છે. યદ્યપિ દ્વિવેદી આદિ કહેવરાવનારા બ્રાહ્મણો પ્રાયઃ એટલું પણ જાણતા નથી કે વેદ કોને કહે છે, અથવા વેદનું લક્ષણ શું છે? તથાપિ નહોવા કરતાં એ નામનું અભિમાન માત્ર પણ ઠીક છે.

વર્તમાન સમયના બ્રાહ્મણ કુળોમાં ઘણું કરી એ વાત પ્રસિદ્ધ છે કે અમારો અમુક વેદ, અમુક શાખા, અમુક બ્રાહ્મણ, અમુક શ્રૌતગૃહ્યસૂત્ર, અમુક શિક્ષા વિગેરે, બંગાળા પ્રાયઃ સામવેદની કૌથુમીશાખા, તાંડ્ય મહા બ્રાહ્મણ, લાટ્યાયનના શ્રૌતસૂત્ર, અને ગોભિલ ગૃહ્યસૂત્રવાળા હોય છે. દાક્ષિણાત્ય બ્રાહ્મણમાં ઋગ્વેદી અને કૃષ્ણ યજુર્વેદી બ્રાહ્મણો અધિકાશે છે. કૃષ્ણ યજુર્વેદની શાખાઓમાં આપસ્તંબી, બૌધાયની, હિરણ્યકેશી, એ ત્રણ શાખાઓનો પ્રચાર વિશેષ છે. યુક્ત, મિથિલા અને અવધ પ્રાંતમાં શુક્લ-યજુર્વેદની વાજસનેયી શાખા, શતપથ બ્રાહ્મણ, કાતીય શ્રૌતસૂત્ર, પારસ્કર-ગૃહ્યસૂત્ર, ઇત્યાદિનો પ્રચાર વિશેષ છે, ગુજરાતમાં પણ યુક્તપ્રાંતાદિમાં જે શાખા સૂત્ર છે તે જ વિશેષ પ્રચલિત છે. જો કે અન્ય વેદશાખાઓના બ્રાહ્મણો છે, પરંતુ યજુર્વેદની વાજસનેયી શાખાને અત્યધિકથી કર્મ વધારે

થતી જોવામાં આવે છે, અને યજુર્વેદી—શુક્લયજુર્વેદીની સંખ્યા પ્રાયશઃ વિશેષ છે.

આપણામાં કહેવત છે કે "સાપ ગયા અને લીસોટા રહ્યા" તે પ્રમાણે પ્રાચીન કાલની ફક્ત પ્રણાલિ તો ગ્રંથોમાં કે વિદ્વાનોના વિચાર માત્રમાં રહી છે. એ પ્રણાલિકા નથી જ કે સાથે જે વિદ્યાનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે તેના પણ અંશો બહુધા હાલનાં વિદ્યાલયોમાં જોવામાં આવતા નથી. એટલે હાલનું સ્વરૂપ કેવું છે તે પણ જરા વિચાર કરી લઇએ.

સંસારમાં સ્વાવલમ્બન વિના કોઇ પણ જાતિ પોતાનો સુધારો અથવા ઉન્નતિ કરી શકતી નથી માટે આપણે આપણા જ પગ ઉપર ઉભા રહેવાનો યત્ન કરવો જોઇએ. પરંતુ આપણે આપણા પગ ઉપર ઉભા રહેવું. એટલે શું? અમારા નમ્રમતે પ્રમાણે તો તેનો અર્થ એવા સમજવો જોઇએ કે હિન્દુ લોકોએ પોતાની પ્રાચીન રીત પ્રમાણે પ્રવૃત્તિ કરી પોતાની આજીવિકાથી લઇને સર્વ બાબતોમાં ટુંકામાં પોતાના સમગ્ર જીવનમાં સ્વદેશી વસ્તુઓનો ઉપયોગ અને સનાતનધર્માચરણ યોજી દેવાં જોઇએ. આ બાબત જેટલી વધારે દૃઢ તેટલો જ આપણો અભ્યુદય પરંતુ વિદેશી વસ્તુઓનો મોહ અને શારીરિક સુખની લાલસાથી ધર્મ તરફ બેદરકારીએ ઉભયબંધન એવું તો સજ્જડ છે કે તેમાંથી જ્યારે મનુષ્યને નીકળવાનો પ્રસંગ આવે છે ત્યારે તે ઉદીતપણાથી કે પોતાના અભ્યુદયની વાતોથી પંછા પડે છે.'

અર્વાચીન સમયમાં સ્વદેશી પરંતુ અંગ્રેજી વિદ્વાનો નેશન—અથવા નેશનાલિટી પર બહુ જ મોહી પડ્યા છે. તેઓ એમ ચાહે છે કે અમારા કાર્ય નેશનલ હોવાં જોઇએ અને નેશનાલિટીનું હરેક વાતથી સંરક્ષણ થવું જોઇએ. આ ધ્વની ચોતરફ ગુંજી રહ્યો છે. આ ભાવનાને અંગ્રેજી ભણેલા ચાહે છે પણ એ ભાવનામાં તત્ત્વ શું છે તેનો વિચાર બહુ જ થોડા મનુષ્યો કરતા હશે. બહુધા તો ગતાનુગતિકન્યાયે જ તેમાં દોરાતા માલુમ પડે છે. ઘણું ખરૂં મનુષ્ય પ્રકૃતિને આધીન છે એટલે તેમાંથી તે પાર જઇ જ શકતો નથી. વ્યવહારમાં વિચરતા સમૂહને તેના લાભની બેચાર બાબતો બતાવવામાં આવે એટલે તે સમૂહ વગર વિચારેજ લાભથી લોભાઇને લાભની વાતો કરનારની પાછળ દોરાય છે. સામાન્ય મનુષ્યો પરિણામ પર્યંતનો વિચાર કરી શકતા નથી. તેમજ જે લાભની વાતો થાય છે તેને પ્રાપ્ત કરવાના સાધનો ક્યાં છે, કેવા છે, અને તેને સિદ્ધ કરવાને માટે આપણું કોઇ કર્તવ્ય છે કે કેમ તેનો પણ ઊંડું કરી વિચાર કર્યો હોતો નથી

તો એ સાધનો સાધ્ય કરવાની તો વાત જ દૂર રહી. આવો સમૂહ વૃથા કોલાહલ વિના બીજું શું કરે? વૃથા કોલાહલથી કોઇ પણ કામ સિદ્ધ થતું નથી. કામ કરનારે તો શાન્તિ રાખી દેશની પ્રકૃતિને ઓળખી તે પ્રાકૃત નિયમો પ્રમાણે સાધનોની યોજના કરી ભાવના સાધ્ય કરવા યત્ન કરવો જોઇએ ત્યારે જ ભાવના ફળે છે. પણ ભાવના કેવી છે. તેને એ બહુ બારીકાઇથી વિચાર કરવો જોઇએ.

પ્રાચીન વિચારશીલ પુરૂષોએ એ વાત નક્કી કરી છે કે—"સંસારને સંકલ્પ અને વિકલ્પ જ શાસન કરે છે." આ બાબત શિક્ષા વિષયમાં તો સ્પષ્ટ પ્રત્યક્ષ અને હૃદયગમ છે. છેક અજ્ઞાની પણ આમાં ભૂલ કરતો નથી. જે કામ તલવારના બળથી સેંકડો વર્ષમાં પણ થતું નથી. તે કાર્ય વિચાર પરિવર્તનથી એક જ પેઢીમાં સિદ્ધ થઇ જાય છે. એના ઇતિહાસમાં ઘણાએ દાખલા છે. વિચાર પરિવર્તનનો પ્રભાવ એક વ્યક્તિ ઉપર નહિ પણ સમષ્ટિ ઉપર પડે છે. જ્યાં લોહીની નદી વહ્યા વિના પરિવર્તનનું વર્ણન કરવામાં આવે તો સમજવું કે એ અવસ્થા બદલી જવામાં વિચાર પરિવર્તનનો જ ચમત્કાર છે. હિન્દુઓને સંતુષ્ટ અને આધીન કરવા તથા મુસલમાની ભાવના લાવવા માટે, મુસલમાન રાજાઓ સેંકડો વર્ષ સુધી પ્રાકૃતિકશક્તિઓની યોજના કરી કરીને થાકી ગયા. છતા ધારણા મુજબ પરિણામ ન આવ્યું. તે જ 'સન્તુષ્ટતા, આધીનતા અને વૈદેશિક ભાવના કેવલ ૨૦ થી ૩૦ વર્ષમા વિદ્યાના પ્રભાવથી વિચારરૂપ મહારાજાની સેવામા હાથ જોડીને હાજર થઇ!!!'

બાળકોની કલ્પના નિસંદેહ તેની મનોવૃત્તિ અર્થાત્ વિચાર અને સંકલ્પનું જ અનુસરણ કરશે. બાળકોની પ્રવૃત્તિ, નિવૃત્તિ, રાગ, દ્વેષ, ઉત્સાહ, નિરૂત્સાહ, આશા, ભય વિગેરે સર્વ પ્રકારના ભાવો, તેને જે રીતની શિક્ષા મળી હશે તેને અનુસરતા જ હશે. આ ક્રિયામાં જ સર્વ ખૂબી રહેલી છે. જ્યારે એમ કહેવામા આવે કે અમુક જાતિ નાશ પામી છે ત્યારે તેનો અર્થ એમ નથી કરવાનો કે એ જાતિનો કોઇ મનુષ્ય જ નથી, પરંતુ એમ સમજવાનું છે કે તે જાતિના પોતાના વિચાર અને સંકલ્પો નાશ પામી ગયા છે. અથવા એમ સમજો કે તે જાતિ સૂચક ચિન્હો નાશ પામી ગયા છે. એટલે ચિન્હના અભાવે તે જાતિ નષ્ટ થઇ ગઇ એમ કહેવાય છે. શરીર દ્રષ્ટિએ તે જાતિ જીવતી હોય છે છતાં એમા કોઇ એવો મનુષ્ય નથી કે જે તે જાતિના વિચારો અથવા સંકલ્પોને પ્રકટ કરે. એવા જ પ્રકાર આજકાલ બહુધા થયો છે.

રાજનીતિજ્ઞ અને દૂરદર્શી યુરોપવાસીઓએ ત્યારથી જ એ વિચાર કર્યો હતો કે, હિંદુસ્તાનનું રાજ્યતંત્ર ચલાવવામાં હિન્દીઓની મદદની જરૂર પડશેજ. માટે તેમને એવા પ્રકારની કેલવણી–વિદ્યા–આપવી કે તે રાજતંત્ર ચલાવવામા આપણને પૂરા સહાયક અને એ રીતે વિદ્યાના પ્રભાવથી હિન્દીઓ–બહારથી હિન્દી છતાં આચાર વિચારે તો યુરોપીઅનો બન્યા, અને તેઓ જ આજકાલ એ જ વિચારને લક્ષમાં રાખી દેશ સુધારાની વાતો કરે છે. કેટલાએક પુરૂષોનું એમ માનવું છે કે પશ્ચિમના સંસર્ગ પહેલા દેશ હિતૈષિતાનું નામ પણ નહોતું. તે જ રીતે આજ પણ કહી શકાય કે દેશ હિતૈષિતા અત્યારે નથી. અત્યારે દેશહિતૈષિતા પર જે લોકો મોહી રહ્યા છે અને કાર્ય કરી રહ્યા છે પરંતુ તેમાં વિચાર અને કૃતિ યુરોપીય છે. એટલે ખરૂં જોતા હિત યુરોપનું છે. હિન્દનું નહિ, એ વાતને જરા વધારે સ્પષ્ટ કરીએ.

હાલમાં બાળકોને જે શિક્ષા આપવામાં આવે છે. તે બહુધા વિદેશી ભાવપૂર્ણ છે. એટલે એ ભાવના જાતિય અમૃતરસને ચૂસી નાખનારી છે. તો એ શિક્ષા દેશહિત સાધક કેમ કહેવાય? ન જ કહેવાય માટે વર્તમાન સમયમાં શિક્ષાનોક્રમ એવો હોવો જોઈએ કે જેથી આપણા પ્રાચીન ધર્મ ભાવોને અક્ષય રાખી ભારતીય અને-પશ્ચિમીય નીતિ, વિજ્ઞાન વિગેરેને આયાત કરવા પ્રયત્ન થાય. સર્વથી પ્રથમ ધાર્મિક શિક્ષા હોવી જોઈએ. કારણ કે એ વિના જાતિમાં નૈતિક જીવનનો પ્રભાવ પડતો નથી. ત્યાર પછી રાજનૈતિક વિદ્યા જોઈએ કારણ કે રાજા અને પ્રજાનો પરસ્પર કેવો સ્વાર્થ રહેલો છે તેને એ સમજાવે છે ત્યારબાદ આજીવિકાના સાધનો રૂપશિક્ષા કે જેનાથી મનુષ્ય ગૃહજીવનને ઉન્નત બનાવી શકે. ટુંકામાં પ્રાચીન સ્વરૂપ પર લક્ષ રાખીને અર્વાચીન શિક્ષણક્રમ ઘડાવો જોઈએ અને તેમાંથી વિદેશી ભાવનાનો સંપૂર્ણ અંશ નીકળી જવો જોઈએ ત્યારે જ ભારતની વિદ્યાપીઠોમાંથી નીકળનારા વિદ્યાર્થીઓ સ્વકર્તવ્ય સમજી તે પ્રમાણે કાર્ય કરનારા થશે અને યથાર્થ દેશહિત જેને કહેવામાં આવે છે તે સિદ્ધ થશે. દેશહિતને નામે ગમે તેવી વાતો કરીએ તન, મન અને ધનના ગમે તેવા અને ગમે તેટલા ભોગો આપીએ, પણ જો શિક્ષામાં દેશભાવના મુખ્ય જોઈએ તે જ્યાં સુધી નહિ આવે ત્યાંસુધી સર્વ વાત ધૂળપર લીંપણ સમાન છે માટે સંચાલકોએ બહુજ વિચારપૂર્વક પોતાનામાં (અજ્ઞાનતાથી) રહેલી વિદેશી ભાવના પ્રથમ દૂર કરી. હિંદની પ્રાચીન ધર્મભાવનાના સેવનયુક્ત સ્વદેશભાવના જાગ્રત કરે, તેવાં વિદ્યાલયો ઉભાં કરવા યત્ન કરવો જોઈએ

અસ્તુ ૐ.




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૬૦ થી )

## ગર્ભાધાન પૂર્વે કર્ત્તવ્ય વિચાર.

एवमदुष्टशुक्रः शुद्धार्तवा ऋतौ प्रथमदिवसात्प्रभृतिब्रह्मचारिणी दिवास्वप्नांजनाश्रुपातस्नानानुलेपनाभ्यंगनखच्छेदन प्रधावनहसनकथनातिशब्दश्रवणावलेखनानिलायासान्परिहरेत् ॥

ભાવાર્થ—પૂર્વોક્ત વિચારાનુસાર ત્રણે કોટિમાંથી કોઈ પણ પ્રકારના બ્રહ્મચર્ય પછી જે ઋતુકાળમાં ઉત્તમસંતાન માટે ગર્ભાધાન કરવું હોય તે પહેલાં પૂર્વે લખેલ રજવીર્યની શુદ્ધિનો ઉપાય કરવો પછી ઋતુમતી થાય ત્યારથી તે ગર્ભાધાન કરવાનો શુભ દિવસ આવે ત્યાં સુધી સ્ત્રી બ્રહ્મચારિણી રહે. પુરુષ તો ઓછામાં ઓછો એક માસ આગળથી જ બ્રહ્મચર્ય પરાયણ રહે. ઋતુના પ્રથમ દિવસથી શુદ્ધિના દિવસ સુધી, દિવસે નિદ્રા કરવી, આંખોમાં આંજણ આંજવું, આંસુ પાડવાં, સ્નાન કરવું, હસવું, બળ કરીને બોલવું, તીક્ષ્ણ અથવા ભયંકર શબ્દ સાંભળવા, પૃથ્વીને નખાદિથી ખોદવી, માથાના વાળ ઓળવા, વધારે વાયુવાળા સ્થાનમાં જવું, વધારે પરિશ્રમ કરવો વિગેરે કામો ઋતુકાળમાં સ્ત્રી ન કરે. કારણ કે ઋતુકાળમાં સ્ત્રી દિવસે સુવે તો વિશેષ નિદ્રા કરનારો, અંજન આંજવાથી આંધળો, રડવાથી બગડેલી આંખો વાળો, સ્નાન કરી કેશરાદિ લગાડવાથી દુઃખી, તેલ મર્દન કરવાથી કોઢીઓ, નખ છેદન કરવાથી બગડેલા નખવાળો, અધિક બોલવાથી બકવાદ કરનારો, ભયંકર શબ્દ સાંભળવાથી બધિર, ભૂમિ ખોદવાથી ગંજો, અતિ વાયુસહન કરવાથી અથવા કષ્ટ વેઠવાથી ગાંડો, પુત્ર ઉત્પન્ન થાય છે. માટે ઋતુકાળના ત્રણ ચાર દિવસ સ્ત્રીએ ઉક્ત નિયમોનું

કાળજી પૂર્વક પાલન કરવું જોઈએ. કારણ કે તે વખતે જે રજથી પુત્ર થવાનો છે તે રજમાં સ્ત્રી જે કરે છે તેના સંસ્કારો પડે છે. પરિણામે તે અંકુરિત થઈ દેહ રૂપે પ્રકટ થાય છે.

ઋતુકાળના ત્રણ દિવસ સ્ત્રી વિશેષ કરી બીછાવેલા દર્ભ ઉપર બેસે ખાટલા પર નહિ. ભોજનમાં મગની દાળ, ચોખા, અગર ખીચડી કે હવિષ્યાન્ન ખાય, જમવાનું હાથમાં અગર ખાખરાના પાદડા પર લઈને ભોજન કરે. પણ કાંસા અથવા પીતળના પાત્રમાં ભોજન કરે નહિ. અડદ ચણા વિગેરે અનાજ ખાવા નહિ. ત્રણ દિવસ એકાન્તમાં બેસવું. પતિ અથવા અન્ય કોઈ પુરૂષનું દર્શન કરવું નહિ. ત્રણ દિવસ એકાન્તમાં રહી વ્રત સમજી ઇશ્વરની મન વાણીથી ઉત્તમ્ સંતાન થવાની પ્રાર્થના કરે. હલકા વિચારોથી મનને પાછું હઠાવી ગંભીર વિચારોમાં નિમગ્ન રહે.

મહર્ષિ વસિષ્ટ કહે છે કે ત્રણ દિવસ અને રાત સ્ત્રી રજસ્વલા થતા વિશેષ અશુદ્ધ રહે છે તેથી ત્રણ દિવસ આંખોમાં અંજન, શરીરમાં તેલ મર્દન, અને જલથી સ્નાન ન કરે. દર્ભની પથારી કરી જમીન પર સુવે, દિવસે નિદ્રા ન કરે, અગ્નિ સ્પર્શ કરે નહિ, દોરડાં વણે નહિ, દાતણ કરે નહિ. માંસ ખાય નહિ આકાશના તારાઓ જુવે નહિ, હસે નહિ, ઘરનું કામ કરે નહિ, નાના પાત્રથી પાણી ન પીએ, તેમ અંજલી-ખોબો-અને ત્રાંબા તથા લોખંડના પાત્રથી જલ પાન ન કરે કિન્તુ કોઈ માટીના મોટા પાત્રથી જલ પીએ, પ્રથમ જે દોષો બતાવ્યાં છે તે કોઈ કારણ વશાત તેમ કર્યા છતાં ન દેખાય તો પણ ધર્મ શાસ્ત્રના નિયમો જરૂર પાળવા જોઇએ. સ્નાનથી પ્રથમ અથવા સ્નાન પછી રજસ્વલાદિક સ્ત્રીઓ નીચ શુદ્ર સ્ત્રી પુરૂષનો સ્પર્શ ન કરે

મહાત્મા વ્યાસ કહે છે કે—

रजोदर्शनतो दोषात् सर्वमेवपरित्यजेत् ।
सर्वैरलक्षिताशीघ्रं लज्जितान्तर्गृहेवसेत् ॥

ભાવાર્થ—રજોદર્શન હોવાથી દૂષિત થએલી સ્ત્રી, પતિસેવા, ભોજન બનાવવું, અને સર્વ ગૃહકાર્ય છોડી દે જ્યાં કોઈને જોઈ શકે નહિ ત્યાં એકાન્ત સ્થાનમાં લજ્જાયુક્ત થઈ એક ઓરડીમાં બેસી રહે. એક જ વસ્ત્ર ધારણ કરે. દિનતા ધારણ કરે અને સ્નાન તથા આભૂષણનો ત્યાગ કરે. આંખો, હાથ, પગ. વિગેરે અંગોની ચપળતા ન રાખે. નીચું મુખ રાખી મૌન બેસી રહે માટીના પાત્રમાં રાત્રે એક વખત ખાય, પ્રમાદ રહિત થઈ

ભૂમિપર નિદ્રા કરે. એ રીતે ત્રણ દિવસ વ્યતીત કરે. ચોથે દિવસ પ્રાતઃ કાળે સૂર્યોદય થયા પછી એકાન્તમાં સ્નાન કરી પ્રથમ પોતાના પતિનું મુખ જુએ ત્યારે ધર્માનુકૂલ શુદ્ધ થાય છે.
પરાશર સ્મૃતિના સાતમાં અધ્યાયમાં કહ્યું છે કે—

> प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्मघातिनी ।
> तृतीये रजकीप्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥

ભાવાર્થ—રજસ્વલા સ્ત્રી પ્રથમ દિવસે ચાંડાલની તુલ્ય, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનાર જેવી, ત્રિજે દિવસે ધોબણ જેવી, અશુધ્ધ છે માટે રજસ્વલા સ્ત્રી ત્રણ દિવસ સુધી કોઈનો સ્પર્શ ન કરે, ચોથે દિવસે સ્નાન કર્યાં પછી શુદ્ધ થાય છે. કોઈ રોગ વિશેષને લઈને રજ વધારે સમય નીકળતું રહે તો તેથી સ્ત્રી અશુદ્ધ ગણાતી નથી. કારણું કે વિકારને લઈને જે રોગ નીકળે છે તે સ્વભાવિક નથી.

બૃહન્નારદીય ગ્રથમાં લખ્યું છે કે—નેતાયુગથી લઈને સ્ત્રીઓ મહિને મહિને રજસ્વલા થાય છે અને ધર્મના ત્રણ દિવસ પછી ચોથે દિવસે ગૃહકાર્ય કરવાને યોગ્ય થાય–છે રજસ્વલા સ્ત્રી મન અને વાણીથી પુરૂષની સાથે મૈથુનની કલ્પના ન કરે. વાણીથી દેવતાની સ્તુતિ અને નમસ્કાર કરે. રજસ્વલા સ્ત્રી સ્નાન કરી પતિ સિવાય અન્ય પુરૂષનું મુખ ન જુએ પણ પતિ ન હોય–હાજર ન હોય તો સૂર્યનારાયણના દર્શન કરે. અહિં માનસ અને વાચિક મૈથુન ત્યાગ કરવાનો અભિપ્રાય એ છે કે–સ્ત્રી તે સમયે બ્રહ્મચારિણી રહે. અષ્ટવિધ મૈથુનના ત્યાગનું નામ બ્રહ્મચર્ય છે.

> स्मरणं कीर्तनं केलि प्रेक्षणं गुह्यभाषणम् ।
> संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ॥
> एतन्मैथुनमष्टांगं प्रवदन्तिमनीषिण ॥

અર્થ—પુરૂષ સ્ત્રીનું અથવા સ્ત્રી પુરૂષનું મૈથુનઇચ્છાથી સ્મરણ કરે. (૨) એકબીજાનુ વાણીથી કીર્તન કરે. (૩) પરસ્પર કોઈ પ્રકારની ક્રીડા કરે (૪) પરસ્પર એકબીજાને જુએ (૫) એકાન્તમા વાતચિત કરે (૬) મનમાં મૈથુનનો સંકલ્પ કરે. (૭) અમુક સ્થાનમાં અમે એ કામ કરીશું એવો નિશ્ચય. (૮) તે કામ કરવું એ આઠ પ્રકારનું મૈથુન છે. જ્યાં મૈથુન [illegible] મનમા રાખી સ્ત્રી અથવા પુરૂષ એકબીજાનું સ્મરણ વિગેરે

કરે તે જ અષ્ટવિધ મૈથુનમા પરિણત થાય છે અન્ય ધર્માદિકથી કરેલ સ્ત્રીનું કે પુરૂષનું સ્મરણ મૈથુનાન્તર્ગત ગણાતું નથી.

ચોથે દિવસ સ્નાનકરી કોરી અથવા નવી ધોએલી સાડી પહેરી આભૂષણો ધારણ કરી બ્રાહ્મણદ્વારા મંગલાચરણ અને સ્વસ્તિવાચન કરાવી પતિનું દર્શન કરે. પ્રથમ પતિનુ દર્શન કરે એમ કહેવામા હેતુ એ છે કે. ઋતુમતિ સ્ત્રી સ્નાન કરી પ્રથમ જે પુરૂષને જુએ છે તેની આકૃતિને મળતું સતાન તેને થાય છે માટ સર્વથી પ્રથમ પતિનાં દર્શન કરવા જોઇએ.

(અપૂર્ણ.)




## ખાસ લક્ષ આપો.

ઈસ્ટ આફ્રિકામા વસતા સનાતન ધર્મીઓની મદદથી અને હિંદમા વસતા સનાતનીઓની સૂચનાથી આ માસિકનો પ્રાદુર્ભાવ થયો છે. ભારતવર્ષ અને ઈસ્ટ આફ્રિકામા જે જે ધર્માત્માઓ પ્રભાના ઉપાસકો બન્યા છે તેમને નિવેદન કરવાનું કે આ માસિક ચલાવનાર એક ભિક્ષુક સન્યાસી છે. ગૃહસ્થી પુરૂષને જે દ્રવ્યાદિની છૂટ હોય છે તેવો પ્રકાર તેમની પાસે નજ હોય. તે વિચાર કરીને જે જે સજ્જનો ધર્મને મદદ કરવાની ઈચ્છાથી ગ્રાહક બન્યા છે તેમણે લવાજમના નાણા મનીઓર્ડરથી મોકલી આપવાં આફ્રિકાવાસીઓએ રા. ઉમેદભાઇ નારણભાઈ ફોટોગ્રાફરને ત્યાં નૈરોબી ભરવા કારણકે પોષ્ટઑફીસના નવા નિયમ પ્રમાણે વી. પી. રજીષ્ટર કરવામાં આવે છે તો તેમ કરતાં અધિક ખર્ચ થાય છે. વળી કદાપિ કોઈ રીફ્યુસ ( પાછું વાળે ) કરેતો આ ધર્મ સસ્થાને નાહક નુકસાનમા ઉતરવું પડે માટે ધર્મ પ્રેમીઓએ નાણા મોકલવાની ઉપર કહ્યા પ્રમાણેજ વ્યવસ્થા કરવી. શ્રી સનાતનધર્મ પ્રભાના કાર્યાલયનો એ નિયમ છે કે પ્રભાનો ખર્ચ જતાં જે દ્રવ્ય બચશેતો તેમાંથી એક ઉત્તમ પુસ્તક ગ્રાહકોને ભેટ આપવામાં આવશે. વિદ્યાદ્વારા ઉત્પન્ન થનારી લક્ષ્મીનો વિદ્યામાંજ ઉપયોગ થનાનો એ માટે સજ્જન પુરૂષો આ ધર્મ પોષક સસ્થાને સહાય કરી તે

દિનપરદિન ધાર્મિક સાહિત્યને દેશમા વધારે વિસ્તારીશકે એવી સુગમતા કરી આપશો. ધર્માવલંબનથીજ દેશનો ઉદ્ધાર થવાનો છે. આટલી સૂચના છતાં મદદપુરતો ઘસ નહિ આપેતો આગામી અંક અમારે નિરૂપાયે વી. પી. કરવો પડશે અને સજ્જનો તેને સ્વીકારી લેશે અસ્તુ.

## इष्ट आफ्रिकानां ग्राहकोने सूचना.

જે જે ગૃહસ્થોને માસિક મોકલવામા આવે છે તેમણે પોતાના શિરોનામમાં હરકોઈ પ્રકારનો સુધારો કરવો હોય અથવા વિશેષ ફેરફાર કરવા જેવું હોય તો "પ્રભાના કાર્યાલયમાં" રેપરપર છાપેલા શિરોનામથી પત્ર દ્વારા સૂચના કરવી એટલે તે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવશે

## उघराणी आवी.

| | | | રૂ. સે. |
|---|---|---|---|
| મેસર્સ. | ગોવિંદજી પ્રભાશંકર | નૈરોબી. | ૧૫—૨૫ |
| રા. | ગોપાળજી c/o એ. એમ. જીવણજી | ,, | ૨૫—૨૫ |
| રા | પુરૂષોત્તમ ડાહ્યાભાઈ પટેલ | ,, | ૧૦—૦૦ |
| રા. | મોતીચંદ પ્રભુદાસ | ,, | ૩૦—૦૦ |
| રા | નંદલાલ ત્રિવેદી | ,, | ૨૫—૨૫ |
| રા | મણિલાલ વ્યાસ | ,, | ૫—૦૦ |
| રા. | ભૂપતરાય વાણિ | ,, | ૫—૨૫ |
| રા. | જીવણ | ,, | ૫—૨૫ |
| રા. | ગાંગજી મોટરડ્રાઈવર | ,, | ૫—૨૫ |
| રા. | ગોવર્ધનભાઈ વાઘજીભાઈ પટેલ. | નકોરૂ. | ૨૫—૦૦ |
| રા. | ઉમેદભાઈ નારણભાઈ પટેલ | સુકમા. | ૧૦—૨૫ |
| રા | કેશવજી ગોકળ. | નૈરોબી. | ૫—૨૫ |
| રા. | ચતુરભાઈ શંકરભાઈ પટેલ | ,, | ૨૫—૨૫ |
| રા | મોતીભાઈ કુશાભાઈ પટેલ. | ,, | ૧૦—૦૦ |
| રા. | ચુનીભાઈ મોતીભાઈ. | ,, | ૧૦—૨૫ |
| | | | ૨૦૭—૫૦ |

# समाचार.

ખંભાત—વૈશાખ સુદિ ૫ ને ગુરૂવાર તા. ૧૨-૫-૧૯ ને રોજ ઉદિચ્ય ટોળકીઆની વાડીમાં, પંડિત અંબાશંકર પ્રાણશંકર તથા સાહિત્યવાચસ્પતિ દયાશંકર રવિશંકર કવિના વ્યવસ્થાપકપણા નીચે, શ્રીશંકર જયંતિ તથા વેદશાળાનો વાર્ષિક મહોત્સવ ઉજવવામાં આવ્યા હતાં તે સમયે પ્રથમ વેદશાળાના મુખ્ય ગુરૂજીએ (વે શાં સપન બાલકૃષ્ણજી તથા અન્ય ગુરૂવર્ગે) યથાવિધિ મહાદેવનું પૂજન અને રૂદ્રાભિષેક કર્યો. ત્યારબાદ શ્રી વેદશાળાના વિદ્યાર્થીઓએ ઈશ્વર સ્તુતિ કરી પછી અત્રેના સુપ્રસિદ્ધ વકીલ રા. બાલકૃષ્ણભાઇએ વેદશાળાનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો. જેમાં જણાવ્યું હતું કે હાલમાં ૨૪) ચોવીસ વિદ્યાર્થીઓ કર્મકાંડના ભિન્નભિન્ન ગ્રંથોનો અભ્યાસ કરે છે. વિગેરે વિવેચન પછી જ્યોતિર્વિદ મણિશંકરભાઈ તથા રા. હિંમતલાલ કાવ્ય ભૂષણે શ્રીમાન્ નિગમલ વૈદ્યરાજ વેણુછોડભાઈ કૃત શ્રી શંકરવિજયનો કુંકસાર જે લલિત પદ્યરૂપે છે તે તથા બ્રાહ્મણ ધર્મ-નામક કાવ્ય મંજુલ વાણીથી સર્વેને શ્રવણ કરાવ્યું. ત્યારબાદ શ્રીશંકર જયંતિ નિમિત્તે નિમ્ન વક્તાઓના વ્યાખ્યાનો થયાં હતા.

પ્રથમ પીતાંબરી મુકુન્દરામભટ્ટ "શ્રી સનાતન ધર્મ પ્રભા" ના દૃષ્ટા, તેમણે માયાસ્વરૂપ એ વિષય ઉપર ગહન અને હૃદયગમ વ્યાખ્યાન આપ્યું હતું ત્યાર પછી રા. બાઈ નારાયણભાઈએ શ્રીશંકરાચાર્ય ક્યારે પ્રકટ થયા તેનો ઊહાપોહ તથા શ્રીમચ્છંકરદિગ્વિજય ચરિત્રનો કેટલો એક ભાગ કહ્યો હતો તત્પશ્ચાત્ કવિ દયાશંકરભાઇએ મધુરી ભાષામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું ટુંકામાં પણ રસપૂર્ણ વિવેચન કરી સાહિત્યવાચસ્પતિ પદને શોભાવ્યું હતું. છેવટ અત્રેના સુપ્રસિદ્ધ સેસન જડજ સાહેબ શ્રીમાન્ મણિ-ભાઈ સાહેબના હાથે વેદશાળાના વિદ્યાર્થીઓને ઈનામ અપાવી, હાર તોરા તથા પ્રસાદ વહેંચી સભાની સમાપ્તિ કરવામાં આવી હતી.

# ग्रंथ स्वीकार.

શ્રી સુરત વિભાગ શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાનો પ્રથમ વર્ષનો વૃત્તાંત (પ્રકટ કરનાર ભટ્ટ રામચંદ્ર વિનયરામ મણુદેવીકર ઉપમંત્રી શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા મુંબઈ) તેમના તરફથી મળ્યો તે સાભાર સ્વીકારવામાં આવે છે.

# उज्जेननो कुंभ.

ભારત વર્ષ ધર્મ પ્રાણ કહેવાય છે તેમાં વસતા અને નિષ્કામ ભાવનાપૂર્વક પોતાના ઉદાર હૃદયથી સમગ્ર વિશ્વનું હિત ઈચ્છતા મુનિયોએ હિંદુસ્તાનનાં સંતાનોના હૃદયમાં પરમહિતાવહ ધાર્મિક સંસ્કારો સતત

જાગ્રત રહે એવા ઉચ્ચ આશયથી ધર્મ નિમિત્તે અનેક ઉત્સવ નિયત કર્યા છે તેમાં હરદ્વાર, પ્રયાગ, નાશિક અને ઉજ્જેનના ચારકુંભોનો પણ સમાવેશ થાય છે. આ વખતે વૈશાખ સુદિ પૂર્ણીમા સુધી ઉજ્જેનના કુંભપર્વનો મહિમા હતો. તે નિમિત્તે તે સમયમાં અનેક સંન્યાસીઓ સાધુઓ અને ગૃહીઓ એકત્ર થયા હતા છેલ્લે એટલે વૈશાખ સુદિ પૂર્ણિમાએ તો આશરે આઠ હજાર મનુષ્ય એકત્ર થયું હશે. ક્ષિપ્રા નદીના ઉભય કિનારા જનવૃંદથી ઉભરાઈ જતા હતા. ગ્વાલીયરના રાજા સાહેબ તરફથી સર્વ પ્રકારનો બંદોબસ્ત અને વ્યવસ્થા સારી રીતે કરવામાં આવી હતી. તમામ સાધુઓને એક માસ પર્યંત અન્ન રાજાજી તરફથીજ પૂર્ણ કરવામાં આવતું હતું. સર્વના રક્ષણ માટે પોલીસની પણ યોજના કરવામાં આવી હતી. છેવટે પૂર્ણીમાને દિવસે રાજ્યના કરેલા નિયમ પ્રમાણે, સંન્યાસીઓ, વૈરાગીઓ, ઉદાસી, નિર્મળા, દાદુપંથી અને અન્ય સાધુઓ પોતપોતાના સાહિત્યને લઈ નિયત સમયે શાહી (વરઘોડા) કાઢી ક્ષિપ્રામાં સ્નાન કરવા માટે ગયા હતા. હિંદમાં શ્રી સનાતનધર્મની શી સત્તા છે, ધર્મ આરના ભારત સંતાનોના હૃદયમાં કેટલી બળવતી છે તેનો ખરો ખ્યાલ આવે જ સમયે આવી શકે છે. ત્યાર પછીથી વિશેષ મનુષ્યના સંઘટ્ટનને લઈને પૂર્ણિમાથી કોલેરાનો ઉપદ્રવ શરૂ થયો. તેમાં ઘણાં માણસો મરી ગયા. અમે બીજાને દિવસે ત્યાંથી ઓંકારેશ્વર જવાને રવાના થયા તેટલા કાળમાં લગભગ ૭૦૦ થી ૮૦૦ માણસો કોલેરાનો ભોગ થઈ ગયાં હશે. નૃપતિ શ્રી તરફથી જેમ બને તેમ એકદમ એકત્ર થએલ સમૂહને છુટો કરી નાખવાની યોજના કરવામાં આવી હતી. અને લોકો પણ બનતી ત્વરાએ ચાલી જતાં હતાં છતાં રસ્તામાં સ્ટેશને, ગાડીમાં અને અન્ય સ્ટેશનોએ પણ કેટલાએક નવા કેશો કેટલાએક થએલા કેશો અને કેટલાએક કાળ વશ થતાં દૃષ્ટિગોચર થતા હતા. અગેથી ખમેડેલી જનતા જ્યાં જ્યાં ગઈ ત્યાં પણ તેમની અસર કાંઈક અંશે માલુમ પડતી હતી. સ્વયંસેવકો રસ્તામાં મોટા મોટા સ્ટેશનોએ તેમજ ગાડીમાં દવાઓ લઇ ફરતા હતા અને માણસની સખત ભીડ છતાં પોતાનાથી બની શકે તેટલા પ્રમાણમાં રોગીઓને દવાની, હવાની, અને પાણી વિગેરેની મદદ કરતા હતા. તો પણ ઘણાં મનુષ્યો કાળનો કોળીઓ થઈ ગયાં છે.

---

ઇસ્ટ આફ્રિકાના કેટલાએક ભાઇઓની ખાસ સૂચનાને અનુસરીને અમારો આફ્રિકાનો પ્રવાસ ઇશ્વર કૃપા તો આગામી અંકમાં આપવા ધારણા રાખીએ છીએ

---

અમદાવાદમાં શ્રી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ



દત્તાત્રય.

## उदारोमति उद्गार.

હરિગીત.

આવ્યા સનાતન ધર્મીઓ તમ ભક્તિના શુ અવતરી.
કે વસ્ત ઉત્તમ તોય પણ હું ભિક્ષુની આશા કરી
મુકરપીંડ પુષ્પિમાટ આપ ઉદ્ગાર કર લગાવજો.
આતિથ્યનો સત્કાર કરી આશીષ ઉત્તમ પામજો

* Cover Page Printed at Hari Har Printing Press,

नमः परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्माद्‌वाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે

પુસ્તક ૧ લું. અષાઢ. સં. ૧૯૭૭. જુલાઇ. ઈ. સ. ૧૯૨૧ અંક ૪

मंगलम्




समानी प्रपा सहवोऽन्नभागः
समाने योक्त्रे सहवो युनज्मि ।

सम्यञ्चोऽग्निं सपर्यताऽऽरा
नाभिमिवाभितः ॥ ३ ॥

अ०—हे वेदानुयायिनो ब्राह्मणादयो मनुष्याः ! वो युष्माकं समानी प्रपा जलपानस्थानमस्तु तथा युष्माकमन्नभागोऽन्नसेवनं सहास्तु । समाने एकस्मिन् योक्त्रे योजनसाधने कर्मणि वो युष्मान् सहयुनज्मि ; यूयं सर्वे नाभिं रथनाभिमाराइव सम्यञ्चोऽविरुद्ध गमना एकमतयः सन्तोऽग्निं देवमभितः सर्वतः सपर्यत परिचरत ॥

ગુજરાતી—હે વેદાનુયાયી બ્રાહ્મણાદિ મનુષ્યો તમારૂં જળ ભરવાનું અને પીવા પાવાનું સ્થાન એક હો તેમાં તમારો પરસ્પર વિરોધ ન હો. તમારૂં અન્ન સેવન પણ અવિરૂદ્ધ હો. પરસ્પર મેળ રહે એવા હેતુથી એક કર્મમા તમો સર્વને જોડું છું. તમે સર્વ પરસ્પર વિરૂદ્ધાચરણ ન કરતા એકમત થઈને, જેમ રથની નાભિમા આરાઓ ચોતરફથી લાગેલા હોય છે તેમ સર્વ દિશાઓથી, અગ્નિ દેવતાનું પૂજન કરો.

વિશેષ—આ વેદમંત્રમાં મનુષ્યજાતિને વિશેષ ઉપકારક અન્ન જળાદિ સાધનોમા વિરોધ ત્યાગપૂર્વક એકતા સ્થાપન કરવાનો ઉપદેશ આપેલો છે. મનુષ્યો પરસ્પર અન્નજળને માટે દ્વેષ કરનાર દેખાય છે માટેજ શ્રુતિભગવતિ તે ત્યાગ કરવાનો આદેશ કરે છે મંત્રમા જે અગ્નિ શબ્દ આવ્યો છે તે ઉપલક્ષણાર્થ છે. કારણકે અગ્નિ સર્વ દેવતારૂપ છે અગર સર્વ દેવોમા અગ્નિ આગેવાન છે. માટે અગ્નિશબ્દથી સર્વ દેવો સમજવાના છે. અર્થાત્ નામરૂપાત્મક સર્વ દેવની પૂજા ઉપાસનામાં, સર્વ વેદમતાનુયાયીઓની શાસ્ત્રાનુકૂલ એકતા હોવી જોઈએ. જ્યારે આ સિદ્ધાન્ત एकं सद्विप्रा० एकं सन्त बहुधा० अग्निर्वै देवताः सर्वा इत्यादि શ્રુતિસ્મૃતિનાં હજારો પ્રમાણોથી નિશ્ચિત થઈ ચુક્યું છે કે એકજ પરમેશ્વર તે તે નામ રૂપાવચ્છિન્ન થઈ તે તે દેવતા કહેવાય છે. ત્યારે શિવ, વિષ્ણુ, સ્વામીનારાયણ વિગેરે નામ રૂપ કોઈ માત્રને આગળ કરીને પરસ્પર વિરૂદ્ધ સંપ્રદાય ચલાવનારા અને આશ્રિતોને અવળું સમજાવનારા, અખંડ પરમેશ્વરને ખંડિત જેવો માની, પોતે ભૂલા પડી સેવકોને પણ ભ્રાન્તિમાં નાખે છે. એ રીતે ભક્તિ અગર સત્સંગ કરનારા ઈશ્વરને પ્રાપ્ત કરી શકતા નથી કારણ કે

સનાતનધર્મનું મૂળપુસ્તક વેદ છે. સંપ્રદાય ગમે તે હોય પણ તેમણે વેદને તો માનવાજ જોઈએ. જો તેમ ન કરે તો એ સંપ્રદાય વેદ વિરૂદ્ધ ઠરે છે. એટલે અવૈદિક નાસ્તિક સિદ્ધાન્ત હિંદુજાતિને પસંદ ન પડે એ દેખીતુંજ છે. માટે-તમે ગમે તે સંપ્રદાયના હોય, ગમે તે ઇષ્ટને પૂજતા હો, પણ એ ખાસ ધ્યાનમાં રાખશો કે, સર્વત્ર અનેક નામ રૂપ ધારણ કરનાર પરમાત્મા એકજ છે. ભિન્ન ભિન્ન નામરૂપે આપણે તેમનીજ ઉપાસના કરીએછીએ. માટે ધર્મપરાયણ સજ્જનોએ પરસ્પરનો ધર્મદ્વેષ ( જે સર્વથા મનુષ્યનું અહિત કરનાર છે ) ત્યાગીને શ્રી સનાતન ધર્મની ઉન્નતિ થાય એમ રીતે ચાલવું જોઇએ. ધર્મોન્નતિથીજ દેશનો યથાર્થ અભ્યુદય અને સર્વનું કલ્યાણ છે માટે વેદોના આદેશને અવલંબી સહિષ્ણુતા રાખવી ૐ

---

ૐ




## प्रगतिना पंथमां अटकी रहेला पान्थनी प्रभुप्रत्ये प्रार्थना.

( રાગ. ધીરાની કાફી. )

નૌકા નવ ચાલે રે, હવે હું તો હાર્યો હરિ.
અજામ ઉઠાવે રે, પ્રભુ પાછો જાય ફરી નૌકા-૨
ઉદ્ધટ પવનની આંધી પડતાં ઝાઝું કીધું જોર
સઢતો ચીરાયા એકપલકમાં તુટી પડ્યા સહુ દોર
ખરતરીએ ભય લાગે રે શકું કેમ ધીર ધરી. નૌકા-૧
મોજા તો મહા જોરના વાગે, તરણી ડગમગ થાય.
મધે ખાડી પણ કાંઈન ચાલે થાક્યા કરીને ઉપાય.
મતિ તો મુંઝાણી રે, રહ્યું નહિ ખળ તો જરી. નૌકા-૨
વચ્ચે ખડક ખરાબા મોટા વાળી ને વસમી વાટ
મચ્છ મગરો મુખ ફાડીને બેઠા નૌકા કેરી જુએ વાટ
પાર હવે કેમ પહોંચે રે, મહાજળ મંઝ કરી નૌકા-૩

ચડયાં અભ્રને અર્ક છુપાયા તિમિર થયું ચોમેર
દિશાને સુઝે ને દિલ તો મુંઝાએ કરવી હવે શી પેર.
કઇ રાહે સંચરવું રે મળે નહિ ભેદ જરી. નૌકા-૪
ચોદિશાએ વિજળી ચમકે વરસે મુસળ ધાર
અંધારે અાવર્ત ભારીને થાક્યો, કાંઇ ન આવે પાર.
ઘોર નિશે આયડતા રે રહ્યું હવે દિલ ડરી. નૌકા-૫
ઉપર આભને નીચે પાણી એકે નહિ આધાર
સત્ય ટેક સુકાન ગ્રહ્યું છે. તે જ ઉતારે મુને પાર
મુકુંદ નવ મુકું રે, વદું એ વાત ખરી. નૌકા-૬

---

ૐ

## मन मधुकरने शिक्षा.

લાવણી

ઓ મન મધુકર મુજ ભાન તુજને વાત કહું છું સાચી.
ત્યજી હૃદયપદ્મ ગુફાગ્ર જઇશના નગી ૧
ત્યાં વંદે પ્રણુવ મકરંદ, પરમ આનંદ વડી તું લેજે
ત્રય તાપ તણા સંતાપ સમાવી દેજે ૨
છે ઉત્તમ એ આરામ, સ્થાનો કામ નહી લે જાણી
ત્યાં વસતા હરિના ધામ પ્રાણુની હાનિ ૩
વહે શીતળ મંદ સમીર ધરીને ધીરે જરા જે ન્યારી-
છે અતિ રમણિય સુવેલ, ભક્તિ રહીઆળી. ૪
ગંભીર જ્ઞાનનો હોજ ભરી લે ભોજ ભર્યો છે પાસે.
જેનામાં સહુ અજ્ઞાન પલકમાં નાસે. ૫
કરતા લેતું જળપાન સ્વરૂપનું ભાન સદજોમાં થાશે.
મુકુંદ રૂપમાં અદંતજી વિલાસી. ૬

---

## ભક્તનુંલક્ષ.

રાગ પ્રભાતીઉં.

દેવ ઇન્દ્રાદિને નારદાદિ મુનિ-સગથી જે મળે ભુક્તિ મુક્તિ,
ત્યાં નહિ તેમનું કાંઇ પણ પોતીકું, યોગ એ પણ પ્રભુ એષણાથી  ૧
ગાય ગીતા વિષે દેવમાં ભક્તની, અચળ શ્રદ્ધા ધરી ભોગ આપ્યું,
ઈશ સર્વાંશી એ દેવ રૂપિ તણી, ભક્તિમાં ભેદ જરા ન ભાખ્યું.  ૨
હોય દેવો તણી એક દેશી અને, ભક્તિ ભગવાનની સર્વ દેશી
મન્ત્ર દ્રષ્ટાદિની યત્ન સંગમો છતાં, સમજી વિરલજનો જાય પેસી.  ૩
દેવ ઋષિ પામીઆ રિદ્ધિ સિદ્ધિ સહુ, દેવના દેવ ભગવાનથી.
જે મુખમાં તેજ છું સુખ સાચું પ્રભુ, શોધ શાને કરે અન્યમાંથી  ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---

## श्रीकृष्णस्तुति.

राग प्रभात.

श्रीकृष्णचन्द्रचरणमेकशरणमस्मदीयम् ।
भवजलनिधितरणिरूपमेव सेवनीयम् ॥  श्रीकृष्ण०
चिन्तनमिह लौकिकस्य किमपि न करणीयम् ।
व्रजजनभयहारकस्य किं न रक्षणीयम् ॥  श्रीकृष्ण०
सर्वकर्म ब्रह्मणः पदे समर्पणीयम् ।
असमर्पितमखिलं शुभदमपि वर्जनीयम् ॥  श्रीकृष्ण०
जननिधनरोधकं पदं नु चिन्तनीयम् ।
सर्वं हरिरूपमिति सदा भावनीयम् ॥  श्रीकृष्ण०
माययैव ममत्वं न मनसि माननीयम् ।
भद्रदमघ माधवस्य नाम कीर्तनीयम् ॥  श्रीकृष्ण०

भद्रशंकर
शर्मा.

ॐ

# श्री मत्भगवत्पादभाष्यकारश्री शंकराचार्यविरचिता प्रश्नोत्तरमालिका.



कः खलु नालंक्रियते दृष्टादृष्टार्थसाधनपटीयान् ।
अमुया कंठस्थितया प्रश्नोत्तररत्नमालिकया ॥ १ ॥

**સમશ્લોકી ભાષાન્તર.**

દૃષ્ટ દૃષ્ટાર્થ સકલ સાધનવાળો, ન કેમ શોભી શકે ?
આ પ્રશ્નોત્તરમાલા કંઠે ધરી જે શકે ઉચ્ચારી તકે. ૧

भगवन्किमुपादेयं गुरुवचनं हेयमपि च किमकार्यम् ।
को गुरुरधिगततत्त्वः शिष्यहितायोद्यतः सततम् ॥ २ ॥

શું આદ્ય ? વચન ગુરુનું, શું અગ્રહણીય ? નિંદ્ય સર્વ કૃતિ;
ગુરુ કોણ ? તત્ત્વવેત્તા, શિષ્ય તણું શ્રેય સાટે જેની મતિ. ૨

त्वरितं किं कर्त्तव्यं विदुषां संसारसंततिच्छेदः ।
किं मोक्षतरोर्बीजं सम्यग्ज्ञानं क्रियासिद्धम् ॥ ३ ॥

શું મતિમાને કરવું ? ભવસંતતિ શીઘ્ર જેથી ટળી જાએ.
બીજ મોક્ષ તરુનું શું ? ક્રિયા થકી જ્ઞાન સિદ્ધ જે થાએ. ૩

कः पथ्यतरो धर्मः कः शुचिरिह यस्य मानसं शुद्धम् ।
कः पंडितो विवेकी किं विषमवधीरणा गुरुषु ॥ ४ ॥

સુપથ્ય શું ? ધર્મ, શુચિ કોણ ? મનોવૃત્તિ શુદ્ધ જેની રહી.
પંડિત કોણ ? વિવેકી, શું વિષ ? ગુરુ પર ગુરુત્વ બુદ્ધિ નહીં. ૪

किं संसारे सारं बहुशोऽपि विचिन्त्यमानमिदमेव ।
किं मनुजेष्विष्टतमं स्वपरहितायोद्यतं जन्म ॥ ५ ॥

સાર રૂપ શું ભવમાં ? અનુપલ થતું આત્મતત્ત્વ ચિંતન જે;
પરમ ઇષ્ટ શું જનમાં ? સ્વપર હિતાર્થોપયોગી જીવન તે. ૫

मदिरेव मोहजनकः कः स्नेहः के च दस्यवो विषयाः ।
का भववल्ली तृष्णा को वैरी यस्त्वनुद्योगः ॥ ६ ॥

શું મદિરા સમ માદક ? માયા, તસ્કર ક્યા ? વિષય ભોગ;
કોણ ભવલતા ? તૃષ્ણા, શત્રુ ક્યો ? સર્વથા અનુદ્યોગ, ૬

કવિ વિદ્યાશંકર સાહિત્ય વાચસ્પતિ.




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૫૫ થી )

જ્યારે કોઇ પણ પ્રકારનો ભેદ જણાતો નહિ ત્યારે ઇચ્છાને અહંભાવથી ભિન્ન કહેવાશેજ નહિ. એ પ્રમાણે અહંભાવજ ઇચ્છારૂપ હોવાથી ઉભયનું ઐક્ય છે. યદિ એક કહીએતો કારણમાંથી ઇચ્છામાં અહંભાવના વિરૂદ્ધ ગુણો આવતા હોવાથી એક પણ કહી શકાતું નથી માટેજ ભિન્ના છે. આવી જે વિલક્ષણ ભિન્નાભિન્નરૂપણી ઇચ્છા અહંભાવમાં સ્ફુરીત થાય છે તે દક્ષવાંચકોના લક્ષમાંજ હશે. એ અહંભાવનાનું જ્યાં સ્ફુરણ થાય છે તેજ પુરૂષ પરમાત્મા છે. અને તેમાંજ સ્ફુરણ પામતી ઇચ્છા તેજ મૂલ પ્રકૃતિ અથવા મૂલમાયા છે. તેમાં પુરૂષથી ભિન્ન અર્થાત્ વિરૂદ્ધ સ્વભાવના ગુણ કેમ આવ્યા તે પ્રથમ બતાવવામાં આવ્યુ છે. હવે તે ગુણોના વ્યક્તાવ્યક્ત અને વિરૂદ્ધ સ્વભાવનો વિચાર કરી પછી નિરિચ્છ પુરૂષને ઇચ્છા થવાનું શું કારણ છે એ વાતનો વિચાર કરીશું.

મૂલાધાર પરમાત્મા જેવા છે તેવા સ્વયંસિદ્ધ છેજ. પણ ઉપાધિના યોગથી તેના સત્ચિત્ અને આનંદ એ ગુણ વ્યક્ત થયા તેમજ મૂલમાયાના પણ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ ક્રિયાના યોગથી પ્રકટ થયા. એ ગુણોની ક્રિયાથી નિર્માણ થએલા પદાર્થ ઉપાધિરૂપ થઈ પરમાત્માને લાગવાથી તેના પણ ગુણ વ્યક્ત થયા. અર્થાત્ વ્યક્ત થયાજેવા ભાસમાન થાય છે. માયાએ તમોગુણથી ચલન રહિત એવા અખિલ જડ પદાર્થ નિર્માણ કર્તાંજ તેમા પરમાત્માનો સત્ અર્થાત અસ્તિત્વ એ નામક ગુણ પ્રકટ થયો. બીજો જે રજોગુણ તેનાથી ચલન સમર્થ એવા અખિલ પદાર્થ નિર્માણ કરતાજ તેમા પરમાત્માનો ચૈતન્ય ગુણ વ્યક્ત થવા લાગ્યો. અને ત્રીજો જે સત્વગુણ તેનાથી બુદ્ધિતત્વ ઉત્પન્ન થયું તેથી તેમાં પરમાત્માના આનંદગુણની સ્ફૂર્તિ થવા લાગી હવે અંહિ થોડોક વિચાર કરવો જોઈએ કે માયા જ્યાસુધી ક્રિયારૂપ ઉપાધિનો સ્વીકાર ન કરે ત્યાસુધી તેના સત્વ,

રજ અને તમ એ ગુણો સ્પષ્ટ થાય નહિ ટુંકામાં તાત્પર્ય એજ છે કે માયાને વ્યક્ત થવુ હોયતો તેણે ગુણાનુરૂપ ક્રિયા કરવીજ જોઇએ અને વ્યક્ત ન થવુ હોય તો ક્રિયા ન કરે એટલે અવ્યક્ત રૂપે રહેવું શક્ય છે. પરમાત્માની સ્વતઃસિદ્ધિને જેમ સત્‌ચિત્‌ અને આનંદ એ ગુણોની ઉપાધિની આવશ્યક્તા નથી. તેમ માયાની સિદ્ધિને પણ અવ્યક્ત રૂપમાં ગુણોની જરૂર નથી આવી રીતે આ એક અપૂર્વ જોડી તેયાર થઇ વાચક વીરો આ જે અવ્યક્ત જોડી તેયાર થઇ તેનો એકવાર પૂર્ણ વિચાર કરી પછીથી અન્ય વિચારમાં લાગીશું.

અહંભાવથી જ્યાં સ્ફુરણ થયું તે પુરૂષ—પરમાત્મા એમ શબ્દથી બોલાય છે. અને એ 'અહંભાવમાં સ્ફુરણ થતી જે ઇચ્છા તે પ્રકૃતિ અથવા માયા એ શબ્દથી બોલાય છે. એ બન્નેના સયોગથી ત્રીજું જગત ઉત્પન્ન થયું છે. અર્થાત્‌ આરંભમા જે જડ પદાર્થ, સજીવ પદાર્થ અને પ્રાણી એવા ત્રણ વર્ગ બનાવ્યા છે તેની બહાર જગતમાં અન્ય કાંઇ નથી. કારણથી કાર્યની ઉત્પત્તિ થાય છે. અને કાર્ય ઉપરથી કારણનો બોધ થાય છે એવો નિયમછે. ઘટમૃતિકાનો થાય છે. અહિ ઘટ કાર્યરૂપ અને મૃતિકા કારણરૂપ છે. મૃન્મય ઘટ જોવાથી બોધ થાય છે કે ઘડો માટીથી બને છે. અને તેની ઘટનામાં માટી લાગે છે. અને ઘડાનું અવલોકન કરતાં તેનુ મૂલ જે માટી તેનો બાધ થયો અર્થાત ઘટરૂપ કાર્યથીજ તેનું મૂલ કારણ જે મૃતિકા તેનો યથાર્થ બાધ થયો. એ પ્રમાણે જે ઘટ જોયો તેનો વિચાર કરીએ તો સમજાય કે તેમા માટી સિવાય બીજું કાંઇ નથી ત્યારે મૃતિકા રૂપજ છે. પરતુ ઘટરૂપ કાર્ય મૂલકારણ મૃતિકા રૂપજ છે. કાર્ય કારણ રૂપજ હોય છે અને સદેવ કારણ રૂપજ રહે છે ભિન્ન હોતુંજ નથી. અર્થાત્‌ ઘડો માટીથી બને છે. માટીરૂપ રહે છે અને ભંગ થતાં માટીમાં મળીને માટીરૂપ થઇ જાય છે તો પછી માટી સિવાય ઘટમાં બીજું શું છે? તો ઘટ એ નામ અને વર્તુલાકાર એ રૂપ એ ઉભય ઘટના અવયવ નથી તેમ અંશપણ નથી. કિન્તુ કેવલ ઘટનિર્માણ થતાં આવેલ છે અને ઘટનો નાશ થતાં તથા માટીમા મળતાં નામ અને રૂપ બન્ને જતા રહે છે. આગન્તુક નામરૂપ આવે જાય તેથી મૃતિકાના સ્વરૂપમાં યત્કિંચિત્‌ પણ ભેદ પડતો નથી. પ્રસ્તુત્ઘટ એવું નામ અને વર્તુલાકાર એ રૂપ એ બન્નેનો આધાર મૃતિકા જ થઇ. અને તે સ્વયં છે તેવીજ છે હવે માટીમાંથી જેટલા ભાવિઘટ નિર્માણ થવાના હશે તે નિર્માણ થવા પહેલાં માટીમાં અવ્યક્ત છે. વ્યક્ત થયા પછી પણ માટી રૂપજ રહેશે અને ઘટનાશ થતા માટી રૂપજ રહેશે.

અર્થાત્ ઘડો ત્રણે કાળમાં માટી રૂપજ થયો હવે થોડોક વિચાર કરો કે ઘટાકૃતિ મૃતિકામાથી નીકળતાજ તેની સાથે નામરૂપ ઉભય નીકળ્યા. ઘડાની સ્થિતિમા તેમા વ્યાપી રહ્યા અને ઘટનો લય થતા નામરૂપ ઉભય મૃતિકામા લીન થયા એ પ્રમાણે ઘડો જેમ માટીમાં અવ્યક્ત છે તેમ તેનાં નામરૂપ પણ મૃતિકામાં અવ્યક્ત છે આ સિદ્ધાંતથી મૂળ વિષયનો સમ્બન્ધ જોઈએ.

અભિન્ન જગત્ માયાથી નિર્મિત થયું એટલે માયા અને જગત્નો કાર્ય કારણ ભાવ સમ્બન્ધ થયો અર્થાત્ માયા એ જગતનું કારણ અને જગત્ માયાનું કાર્ય. હવે પૂર્વના દષ્ટાન્તથી સિદ્ધાન્ત મેળવીએ. ઘટ માટીમાંથી જ ઉત્પન્ન થયો મૃતિકા રૂપે સ્થિત રહ્યો અને પુન માટીમજ લય થયો એટલે માટીજ ઘડારૂપે દેખાય છે. એ સિવાય બીજું શુ કહી શકીએ? તેજ રીતે જગત્ માયામાથી ઉત્પન્ન થયુ, માયામાંજ રહ્યુ અને માયામાં જ લીન થયુ ટુંકામા માયાજ જગત્ રૂપે દેખાય છે એટલે જગત્ એ માયાનુ વ્યક્ત રૂપ છે. અને ઘડો જેમ ઉત્પત્તિ પહેલા મૃતિકામા અવ્યક્ત રૂપે હતો તેમ સસાર પણ ઉત્પન્ન થતા પહેલા માયામા અવ્યક્ત રૂપે હતો એજ માયાનુ અવ્યકત રૂપ. જગત્ એજ માયા છે અને માયા એજ જગત્ છે માયા અને જગતમાં અતર માત્ર વ્યક્ત અવ્યક્તતાનો છે, સ્વરૂપમાં કાઈ પણ અતર નથી દેખાવા લાગે ત્યારે જગત્ અને ન દેખાય ત્યારે માયા કહેવાય છે. પણ માયા ન દેખાય ત્યારે માયા કહેવાય છે, પણ માયા ન દેખાય તેથી કાંઇ તેનુ અસ્તિત્વ નાશ પામતુ નથી તે પોતાના કારણમા જ લીન છે અને કારણ રૂપજ છે જગ અને માયાનો જેવો કાર્ય કારણ ભાવ સમ્બન્ધ થયો તદનુસાર પરમાત્મા અને માયાનો કાર્ય કારણભાવ સમ્બન્ધ કેવો થયો છે તે જુઓ માયા વ્યક્ત થતા પહેલા પરમાત્મામા અવ્યક્ત રૂપથી છે. વ્યક્ત થતાં પણ પરમાત્મા રૂપજ છે અને લીન થતા પણ પરમાત્મા રૂપજ થઈ. જેમ ઘટ ત્રણે કાળમા મૃતિકા રૂપ છે તેમ માયા પણ કાળત્રય પરમાત્મારૂપજ છે જરા પણ ભેદ નથી કેમકે કાર્ય સદા કારણ રૂપજ રહે છે એટલે જગત્ માયાનુ કાર્ય હોવાથી કારણરૂપ અર્થાત માયા રૂપ છે અને માયા પરમાત્માનુ કાર્યરૂપ હોવાથી–કારણરૂપ–પરમાત્મા રૂપ છે, અતએવ જગત માયારૂપ, માયા પરમાત્મા રૂપ, અને પરમાત્મા માયા જગરૂપ હોવાથી ત્રણેનુ અત્યંત ઐક્ય છે. એ ઐક્યતાનો બોધ થતા सर्वं खल्विदं ब्रह्म આ બધુ નિશ્ચય બ્રહ્મ છે એમ કહેવું પડે છે, જગ, માયા અને પરમાત્મા એમાં કાઇ પણ ભેદ પ્રતીત થતો નથી એવો અભેદ જાણવા માટે પરમાત્માની વેદવાણીનો અને પોતાને પ્રાપ્ત સારાસાર વિચાર શક્તિનો સુજ્ઞ પાઠકો વિચાર કરશે અગર અવલબન કરશે તો તેને નિ:સદેહ પૂર્ણાનંદ પ્રાપ્ત થશે

इति मायेति प्रकरणम

# भौतिक सुखमीमांसा.

ભારતભૂમિની હમેશાં અવનતિ થયા છતાં તેના સંતાનો. તેના તરફ દૃષ્ટિ પણ કરતા નથી એવો કોલાહલ નિરંતર સંભળાયા કરે છે જો આ વાત ખરી હોય તો પોતાની માતાને દુઃખી જોઇને તેના દુઃખનું કારણ દૂર કરવાનો જે યત્ન કરતા નથી તે તેના પુત્ર કહેવાય નહિ. પુન્નામક નરકથી રક્ષણ કરવા રૂપ લક્ષણ જેનામાં હોય તેજ પુત્ર કહેવાય અને જો ભારતભૂમિના પુત્રો એ લક્ષણયુક્ત હોય તો પોતાની માતાના વ્યાધિની ચિકિત્સા તેમણે વિચારવી જોઇએ આ વિષયમાં અનેક મત પડી ગયા છે કેટલાએક મહાનુભાવો એમ માને છે કે સ્વધર્મનો ત્યાગ એ અવનીતિનું કારણ છે. કેટલાએકનો એવો નિશ્ચય છે કે જાતિભેદને લીધે આ સ્થિતિ આવી છે કેટલાએકનો એવો તર્ક છે કે પારસ્પરિક વિદ્વેષનું આ પરિણામ છે. કેટલાએકનો એ પ્રવાદ છે કે અગણિત ધર્મવિભેદથી આ દશા થઈ છે. કેટલાએકની એવી માન્યતા છે કે નિગમાગમ પ્રતિપાદિત વર્ણાશ્રમાચારના વિલોપનું આ ફળ છે. કેટલાએકની એવી ધારણા છે કે સંસ્કૃત ભાષાના પ્રચારનો અભાવ થવાથી આ ગતિ થઈ છે. કેટલાએકનો એવો સિદ્ધાન્ત છે, કે યજ્ઞયાગાદિ અનુષ્ઠાનનું સ્ખલન એજ આ દુર્ગતિનું કારણ છે. કેટલાએકનું એવું અનુમાન છે કે ભારતવાસીઓનું પ્રારબ્ધજ હેતુ ભૂત છે. અને કેટલાએક એવું પ્રતિપાદન કરે છે કે હાલ જે અનુભવીએ છીએ તે અવનતિ નૈતિકપારતંત્ર્યનું પરિણામ છે પણ રાષ્ટ્રના ઉત્કર્ષ અને અપકર્ષના મૂળનું સંશોધન કરતાં ઉપરનાં કારણોમાંનું એક પણ કારણ યોગ્ય છે એવું રાષ્ટ્ર વિચારના તત્ત્વનિષ્ણાત પુરૂષો કબૂલ કરી શકે નહિ. ભારતભૂમિની અવનતિનું નિદાન અને ચિકિત્સા તે ગાઢ વિચાર છે અને એ વિચાર તો જુદાજુદા દેશની દશાના અવલોકન નાના પ્રકારના ઐતિહાસિક જ્ઞાનથી થઇ શકે છે અહીં ઘટાપટાદિ આટોપયુક્ત શાસ્ત્રીયવાક્ષિપ્તત્વનું પ્રયોજન નથી.

વિવિધ દેશોનાં ઐતિહાસિકતત્વનો વિચાર કરતાં એમજ જણાય છે કે જે રાષ્ટ્રે જેટલા પ્રમાણમાં પદાર્થ વિજ્ઞાનની સમૃદ્ધિ પ્રાપ્ત કરી છે તે રાષ્ટ્રની જેટલા પ્રમાણમાં પ્રભુતા વૃદ્ધિગત થઇ છે. દૃષ્ટાન્ત તરીકે જુઓ જાપાનની સ્થિતિ, જે પૂર્વે એક સાધારણ જેવી હતી તે, તે દેશના લોકો અવધાનપૂર્વક નાના પ્રકારની કલાઓના અધ્યયન વડે, શરીરયાત્રોપયોગી

પદાર્થોના સંશોધન વડે, સ્વદેશ વ્યાપારની સત્તાના સંરક્ષણ વડે, વિદેશીય વસ્તુઓની નિર્માણ સામગ્રી કરતાં અધિકતર સ્વદેશીય વસ્તુઓની નિર્માણ સામગ્રી સંપાદન કરવા વડે, સ્વરાજ્ય નીતિ નિપુણતા વડે, સમાજતત્ત્વાત્મક ધાર્મિક ભિન્ન ભિન્ન મનોના અવરોધ વડે, કુમારાવસ્થામાં જ સ્વદેશનાં બાલકોને શસ્ત્રાસ્ત્રાદિનું શિક્ષણ આપવાની રીતીને લીધે, જનસંઘવિભેદક અનુચિત ભક્ષ્યાભક્ષ્યના વ્યવહારના પ્રસારનો વિનાશ કરવાથી અન્યોન્ય વિરોધ બીજ ભૂત સ્પર્શાસ્પર્શના વિચારને નિર્મૂળ કરવાથી, બાલકને પારણામાંથીજ સ્વદેશ અને સ્વધર્મ એ પ્રાણાદિ સર્વસ્વના બલિદાન વડે પણ સંરક્ષણીય છે એ અર્થના હાલરડાં વીરપ્રસવિની માતાઓએ ગાઈ સંભળાવેલાં હોવાથી, દેશમાત્રમાં કેળવણીનો પ્રચાર કરવાથી સ્વદેશ બંધુઓ ઉપર પરસ્પર પ્રેમ સંપાદન કરવાથી, અને અહમહમિકાપૂર્વક સ્વદેશ સંરક્ષણને સારૂ પ્રાણાર્પણ કરીને એ દેશ આજ દુનીયાને દૃષ્ટાન્તરૂપ થઈ શોભી રહ્યો છે તેનું કારણ ઉપર જણાવેલાં કારણો સાથે જે એક મુખ્ય છે તે પદાર્થતત્ત્વજ્ઞાન જ છે.

તેજ રાષ્ટ્ર સમુન્નતિના શિખરે ચઢી શકે છે કે જ્યાં વિજ્ઞાનશાસ્ત્રનો ઉપયોગ છે. તેજ રાષ્ટ્ર ધનાઢ્યતાની પરાકાષ્ઠાએ પહોંચી શકે છે કે જ્યાં વિજ્ઞાનનો વિકાસ છે. તેજ રાષ્ટ્ર સર્વથા શ્રેષ્ટ ગણાય છે કે જે વિજ્ઞાનનું લીલાંગણ છે. તેજ રાષ્ટ્ર કલ્યાણ ભાજન થાય છે કે જેમાં વિજ્ઞાન વિચારનો પ્રચાર અનર્ગલ છે. વિજ્ઞાનના મહાત્માને માટે મહાનુભાવ મહાત્મા હર્બર્ટસ્પેન્સર પોતાના એક પુસ્તકમાં લખે છે કે—

૧ " છે કોઇ એવો સર્વોત્તમ ઉપાય કે જે મનુષ્યોના પ્રાણના રક્ષણનો સાધનભૂત હો તેના સ્વાસ્થ્યનું સંરક્ષણ કરવામાં પરમોપયોગી હોય ? " ઉત્તર–પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર.

૨ " એવું કોઇ ગૌરવશાલી વિજ્ઞાન છે કે જે ઉપજીવિકા ઉપાર્જન કરવાના સમસ્ત ઉપાયોમાં મુખ્ય ગણાય ! " ઉત્તર–પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર.

૩ " એવું કોઇ જીવનોપનિષદ્ છે કે જેમાં પોતાના સન્તાનોનું પરિપાલન કરવાના ઉપદેશની શ્રુતિઓ ગોઠવી રહી હોય ! " ઉત્તર–પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર.

૪ " એવી કોઇ વ્યાવહારિકી વિદ્યા છે કે જેને લીધે સામાજિક કર્તવ્યના પરિપાલનનું પાલપાન થઈ શકે ? " ઉત્તર–પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર.

૫ "ભૂમંડલના મંડનરૂપ એવું કિયું સાધન છે કે જેને લીધે વિવિધ વિલાસભાજન કલાઓનું જ્ઞાન ઉચ્ચતર થતું જાય?" ઉત્તર-પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર.

ધન્ય છે આ વિજ્ઞાનશાસ્ત્રને કે જે જન જીવનૈકતોષજભૂત કોઈ જગતના દારિદ્રને દૂર કરવાને ગર્જના કરી રહ્યું છે. પ્રકૃતિના વિલાસભૂત આ વિજ્ઞાનશાસ્ત્રનું ભારતવાસીઓએ પ્રતિદિન વધતી જતી અકિંચનતાનું અપસરણ કરવા સારૂં શરણ ગ્રહણ કરવું યોગ્ય છે એવી પ્રાર્થના છે.

અનુવાદક

કવિ દયાશંકર રવિશંકર.

સાહિત્ય વાચસ્પતિ.




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૮૦ થી )

કસ્તુરી, કેશર, સિંદુર, કાજલ, (મેશ) અને કાચળી એ સર્વ સ્ત્રીના માંગલિક ચિન્હ છે. ગાયત્રી મંત્રથી ગોમુત્ર, ગન્ધદ્વારાં એ મંત્રથી ગોમય (ગાયનું છાણ) આપ્યાયસ્વ૦ એ મંત્રથી ગાયનું દૂધ. દધિક્રાવ્ણ. એ મંત્રથી ગાયનું દહીં, તેજોઽસિશુક્ર એ મંત્રથી ગાયનું ઘી લઈ દેવસ્ય ત્વા૦ એ મંત્રથી કુશોદક મેળવે. એ પંચગવ્ય કહેવાય છે. લાલ ગાયનું ગોમૂત્ર આઠ માસા, ધોળી ગાયનું છાણ સોળ માસા. પીળી ગાયનું દૂધ બાર માસા, કાળી ગાયનું ઘી આઠ માસા, કુશોદક ચાર માસા, એ પ્રમાણે લેવું. અને દહીં પણ ઘી બરાબર એક માસો સમજવો. ઘી, દૂધ અને મધ એ ત્રણ મધુત્રય કહેવાય છે. દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પાંચ એકત્ર કરતાં સર્વ દેવને પ્રસન્ન કરનારૂં પંચામૃત કહેવાય છે. પીપળો, ઉમરો, પીપર, આંબો, અને વડ એ પાંચેનાં પાંદડાં પંચ પલ્લવ કહેવાય છે. કર્પૂર, અગર કસ્તુરી, ચંદન અને કંકોલ (મરી) પાંચ પીસવાથી યક્ષ-કર્દમ થાય છે. કર્પૂર,

ચંદન, કસ્તુરી અને કેશર એ ચાર સરખે ભાગે લેવાથી સર્વ દેવ પ્રિય સર્વ ગંધ કહેવાય છે. કુઠ, જટામાંસી, હલદર, દારૂહલદર, મોરવેલ, શિલાજીત, ચંદન, વચ, સોનેરીચંપો, અને નાગરમોથ એ દશ સર્વ ઓષધી કહેવાય છે. પાણી, દૂધ, દર્ભનો અગ્રભાગ, દહીં, ચોકખા, તિલ, જવ ધોળા સરસવ એ આઠ અર્ધઅષ્ટાંગ કહેવાય છે. સોનું, ચાંદી, તાંબું, પીત્તલ, લોઢું, જસત અને સીસું એ સાત ધાતુઓ કહેવાય છે. છ ભાગ કુઠ, બે ભાગ ગોળ, ત્રણ ભાગ લાખ, પાંચ ભાગ નખલા એક ભાગ હરડે એક ભાગ રાલ, ત્રણ ભાગ જાવિત્રી, ત્રણ ભાગ જાયફળ અને ત્રણ ભાગ હિંગ, એક ભાગ શિલાજીત, ચાર ભાગ નાગરમોથ, એક ભાગ અગર એ કરીને કુટીને બનાવેલ દશાંગધૂપ કહેવાય છે. સોનાનો, ચાંદીનો, તાંબાનો, અગર માટીનો દર્શનીય ઘડો, યાત્રા, પ્રતિષ્ઠા અને વિવાહમાં અભિષેક કરવા સારૂ હોવો જોઈએ. કર્તાની શક્તિ પ્રમાણે પૂજન માટે તાંબા વિગેરે ધાતુ અથવા માટીનો કલશ સ્થાપન કરવો. તેના ઉપર સ્વેત ચોકખાથી ભરેલ એક પાત્ર રાખવું જોઈએ. જવ, ઘઉં, તિલ, કાંગ, મગ, સામો, અને ચણા એ સાત ધાન્ય કહેવાય છે. ઘોડારમાંથી, હાથીખાનામાંથી, રાફડામાંથી ચાર રસ્તામાંથી, ઉંડા ધરામાંથી, ગજદ્વારમાંથી, અને ગૌશાળામાંથી એ સાત જગોએથી જુદી કરેલી માટી સપ્ત મૃત્તિકા કહેવાય છે.

સંસ્કારાદિ કર્મભેદથી અગ્નિના જુદા જુદાં નામ ધર્મસિન્ધુમાં કહેલાં છે. ગર્ભાધાનમાં મારુત નામે અગ્નિ, પુંસવનમાં પાવમાન, અને સીમન્તોન્નયનમાં મંગલ નામે અગ્નિ છે. જાતકર્મમાં પ્રબલ, નામકર્મમાં પાર્થિવઅગ્નિ, અન્નપ્રાશનમાં શુચિ, ચૂડાકર્મમાં સભ્ય નામે અગ્નિ કહેવાય છે. ઉપનયનમાં સમુદ્ભવ, કેશાન્તમાં સૂર્ય, વિવાહમાં યોજક અગ્નિ શુભ માનવામાં આવે છે. આવસથ્યાધાનમાં દ્વિજ, પ્રાયશ્ચિત્તમાં વિટ્, પાકયજ્ઞમાં પાવક અને પિતૃયજ્ઞમાં કવ્યવાહન, દેવયજ્ઞમાં હવ્યવાહન, શાન્તિકર્મમાં વરદાન, પુષ્ટિકર્મમાં બલવર્ધન, અન્ત્યેષ્ટિમાં ક્રવ્યાદ, પૂર્ણાહુતિમાં મૃડ, અભિચાર-પ્રયોગમાં ક્રોધાગ્નિ, વશીકરણમાં પાવક, વનદાહમાં દૂત, ઉદરમાં વૈશ્વાનર, વૈશ્વદેવ હોમમાં રૂકમ, લક્ષહોમમાં વહ્નિ, કોટિહોમમાં હુતાશન, સમુદ્રમાં વડવાનલ, અગ્નિહોત્રમાં ગાર્હપત્ય, આહવનીય, અને દક્ષિણાગ્નિ એ ત્રણ. અગ્નિઓનાએ પૃથક્ નામ જાણીને તે તે સર્વ કર્મ કરે. મારુતનામાનમગ્નિ સ્થાપયામિ એ પ્રમાણે વાક્ય બોલીને ગર્ભાધાનાદિ કર્મમાં તેની સ્થાપના કરે.

## बोधायनेनोक्तानि कर्मदेवतानामानि

### બોધાયન મુનિએ કહેલાં કર્મ દેવતાઓનાં નામો.

તે તે કર્મ સમ્બન્ધી. સ્વસ્તિ પુણ્યાહવાચનના પ્રારંભમાં પ્રજાપતિઃ પ્રીયતામ્ ઇત્યાદિ પ્રકારે તે તે દેવતાની પ્રસન્નતા નિવેદન કરે. વિવાહ સંસ્કારના અગ્નિ દેવતા છે તેથી વિવાહના પુણ્યાહવાચનમાં अग्निः प्रियताम् કહે ઔપાસનાહોમમાં અગ્નિ, સૂર્ય અને પ્રજાપતિ એ ત્રણ દેવતા છે. સ્થાલી પાકકર્મમાં અગ્નિગર્ભ, ગર્ભાધાનના બ્રહ્મા દેવતા અને પુંસવનના પ્રજાપતિ છે ઔપાસનામા અગ્નિ અને સૂર્ય, વિવાહમાં પ્રજાપતિ, સીમન્તમાં ધાતૃ, જાતકર્મમાં સવિતા, નામકરણમાં પ્રજાપતિ, નિષ્ક્રમણ અને અન્નપ્રાશનમાં સવિતા; ચૂડાકર્મમાં અને કેશાન્તમાં પ્રજાપતિ, ઉપનયનમાં ઇન્દ્ર, વેદારંભમાં પાવક, પવિત્ર કર્મમા શ્રદ્ધા, ઉત્સર્ગમાં સુશ્રવા; ઉપાકર્મમાં સવિતા, અને વિવાહમાં અગ્નિ રૂપ પ્રજાપતિ દેવતા સમજવા. ગર્ભાધાનાદિના અંગ સ્વરૂપનાં શ્રાદ્ધમા ક્રતુદક્ષ નામક વિશ્વેદેવ, અન્યત્ર સત્યવસુ નામક (વિશ્વેદેવ) દેવતા જાણવા. સર્વ કર્મના આરંભમાં ત્રિમાત્રપ્લુત ૐ કાર બોલવો જ જોઇએ.

સ્નાન કરીને શુદ્ધ થએલો મનુષ્ય દેવકાર્ય, પિતૃકાર્ય; જપ અને વ્રતાદિ કર્મનો અધિકારી થાય છે. સમ્યક્‌સ્નાન આચમન અને સંધ્યા કરી કામ ક્રોધાદિ પાખંડથી રહિત, સત્યવાદી અને જીતેંદ્રિય મનુષ્ય સર્વ કર્મમાં પ્રશસ્ત ગણાય છે. દેવતા અને પિતૃકર્મ કરવા માટે સાદુસ્નાન કરે. અને માંગલિક કર્મમાં મનુષ્ય પોતાને ઘેર આવી સર્વૌષધી અને સર્વગંધયુક્ત તિલ અને આમળાંને દળી મેળવી પ્રથમ શરીરે ઉબટણુ કરે પછી ચમેલી આદિનું સુગન્ધી તેલ શરીરે ચોપડી કર્મક બ્રાહ્મણોની સાથે મંગલ સ્નાન કરે. સ્નાન કર્યા પછી શુષ્ક વસ્ત્ર ધારણ કરીને જલાશયની અંદર તથા સ્નાનાનંતર ભીનાંન્ભીનાં વસ્ત્રપહેરીને સ્વધર્મા સંધ્યા, જપ, હોમાદિ કર્મ ન કરે. કેમકે તેવા કર્મને શાસ્ત્રકારોએ નિષ્ફલ ગણેલ છે. ગળાથી ટપકતાં વસ્ત્ર ધારણ કરીને જે કોઇ કામ કરવામાં આવે છે તેનું ફળ રાક્ષસોને મળે છે. અથવા નિષ્ફળ જાય છે. હોમ, આચમન, સંધ્યા, સ્વસ્તિ વાચન અને દેવપૂજાદિ કર્મ એક વસ્ત્રથી કરવાં નહિ. પણ વસ્ત્ર અને ઉપવસ્ત્ર ગણી તે કર્મ કરવા નાભિ ઉપર તથા નાભિથી ડાબી બાજુમાં અને એક પાછળના ભાગમાં એ રીતે ત્રણ પાટલીઓ વાળનાર બ્રાહ્મણ કર્મ કરવાને યોગ્ય અને શુદ્ધ મનાય છે, રોગ જનાર્દન. તથા જે વસ્ત્ર પહેરી મૂત્ર અને મૈથુન કર્યું

હોય તે વસ્ત્રથી ધર્મ કાર્ય કરવા નહિ. શ્રૌત અને સ્માર્ત કર્મ કરવામાં બે યજ્ઞોપવીત–જનોઈ ધારણ કરવા જોઈએ. કોઈ મનુષ્યના માથામાં ટાલ પડી હોય–ખલવાટ હોય જેથી શિરપર શિખા ન હોય તો બ્રહ્મગ્રંથી સહિત કુશની દર્ભની શિખા ધારણ કરે. જે બ્રાહ્મણ દંભ રહિત થઈને હાથમાકુશ લઈ સદા કર્મ કરે છે. તે અગ્નિની પેઠે પાપોને નાશ કરે છે. (૧) આવાહન (૨) આસન (૩) પાદ્ય (૪) અર્ઘ (૫) આચમનીય (૬) સ્નાન (૭) વસ્ત્ર (૮) યજ્ઞોપવીત (૯) ગંધ (૧૦) માલ્ય ૧૧) ધૂપ (૧૨) દીપ (૧૩) નૈવેદ્ય (૧૪) તામ્બૂલ (૧૫) પ્રદક્ષિણા, (૧૬) પુષ્પાંજલિ એ દેવપૂજનના ષોડશોપચાર કહેવાય છે. આસોળ પ્રકારથીજ દેવાદિકનું પૂજન કરવામાં આવે છે. તદનન્તર સુરૂતાની પ્રાર્થના અને દેવનાને દક્ષિણા સમર્પણ કરે. (૧) ગંધ (૨) પુષ્પ (૩) ધૂપ (૪) દીપ (૫) નૈવેદ્ય એ પાંચ દ્વારા થનારૂં પૂજન પંચોપચાર કહેવાય છે. ગર્ભાધાનાદિ સંસ્કારોમાં કર્માંગ પૂર્તિ માટે દશ દશ બ્રાહ્મણોને ભોજન કરાવે. ઉપનયનમાં પચાસ અને વિવાહ સંસ્કારમાં સો બ્રાહ્મણ જમાડવા જોઈએ. આવસથ્યાધાનમાં તેત્રીશ અને શ્રૌતાધાન સંસ્કારમાં સો કરતાં પણ અધિક બ્રાહ્મણોને ભોજન કરાવે આગ્રયણ નામ નવાન્નેષ્ટિમાં દશ અને પ્રાયશ્ચિતમાં પાંચ બ્રાહ્મણોને ભોજન કરાવે અથવા ઓછામાં ઓછા તે તે સંસ્કારની સિદ્ધિ માટે આઠ બ્રાહ્મણોને ભક્તિથી ભોજન કરાવે. એક હજાર આહુતિ દ્વારા હોમ કરાવનાર યાજક બ્રાહ્મણને એક માસો જવ ભાર સુવર્ણ દક્ષિણા, અને લાખ આહુતિનો હોમ કરવનારને સુવર્ણની દક્ષિણા સાધારણ યજમાન આપે ધની તેથી બમણી દક્ષિણા આપે અને મહાધની ત્રિગુણ દક્ષિણા આપે અને દરિદ્ર મનુષ્ય અર્ધો જવ ભાર સુવર્ણ દક્ષિણા અને મહા દરિદ્ર હોય તો તેનાથી પણ અરધી દક્ષિણા આપે. વિવાહાદિ કર્મમાં યાજક બ્રાહ્મણ અને યજમાનની યોગ્યતાનુસાર દક્ષિણા આપે, સાધરણ કોટિનો યજમાન વિવાહાદિ કર્મમા રૂ. ૫) થી ઓછી દક્ષિણા ન આપે. યદિ સારો શ્રીમાન હોય છતા સાધારણ મનુષ્યની પેઠે ઓછી દક્ષિણા આપે તો શ્રુતિસ્મૃતિના મતાનુસાર કર્મ ફલ તેને મળતું નથી. ધન છતાં જે મનુષ્ય દાન આપતી વખતે લોભ કરે છે. તે એક પ્રકારનો ચોર છે અને કોઈ પણ જાતનું શુભ ફળ મળતું નથી. વેદ અને ઉપનિષદાદિ ગ્રંથોમા સર્વ કર્મની દક્ષિણા ભૂમિ, ગાય વસ્ત્ર, અને સુવર્ણ કહેલ છે. રૂદ્રનાગ્રહથી ઉત્પન્ન થએલ હોવાથી ચાંદીના દક્ષિણા અમંગલસૂચક છે માટે દેવ કાર્યમાં વિશેષ કરીને વર્જિત છે. યદિ કોઈ મનુષ્ય રૂપીઆ વિગેરે ધન દક્ષિણામાં આપવા ઇચ્છે તો ગોમૂલ્યની કલ્પના કરીને આપે તેમાં

કશી હરકત નથી. નિત્ય, નૈમિત્તિક અને મોક્ષ સાધન કર્મોની સમાપ્તિમાં વિષ્ણુ ભગવાનને કર્મ સમર્પણ કરવો જોઈએ. આ સર્વ બાબત સંસ્કાર ભાસ્કરને આધારે લખવામાં આવી છે.

---

# अथ पंचांगपद्धतिः

સર્વ શુભકર્મના આદિમાં અને વિશેષે કરી. ઉપનયન, વિવાહાદિ, આવસથ્યાધાન, શ્રૌતાધાન, અને અગ્નિ હોમાદિ સોમયાગોના આરંભમાં આ પંચાંગ પદ્ધતિનો વિનિયોગ મોટા કર્મમાં પ્રથમ દિવસે અને નાના કર્મમાં તેજ દિવસે કરે. સુગંધિત ઉષ્ણજલથી સ્નાન કરી સારા સારા અલંકારોથી યુક્ત યજમાન આચમન કરી પછી માંગલિક તિલક લગાવે. વસ્ત્રથી ઢાંકેલી યજ્ઞાર્હ લાકડાની ચોકી ઉપર પૂર્વાભિ મુખ બેશીને પત્નીને પોતાનાથી જમણી બાજુએ પૂર્વાભિ મુખ આસન ઉપર બેસાડે પતિથી દક્ષિણમાં મંરકાર્ય બ્રાહ્મણને બેસાડી ચાર વેદપાઠી બ્રાહ્મણોને ઉત્તરાભિમુખે બેસાડી ઋત્વિજ યજમાનસર્વ आनोभद्राः વિગેરે શાન્તિ સૂક્તનો જપકરે-ત્યારે ઈશ્વર તથા પરમર્ષિને નમસ્કાર કરે.

ૐ સચ્ચિદાનંદાય બ્રહ્મણેનમોનમ, ૐ પરમર્ષિભ્યોનમઃ ૐ શ્રી મન્મહાગણાધિપતયેનમ ૐ લક્ષ્મીનારાયણાભ્યાંનમઃ, ૐ ઉમામહેશ્વરાભ્યાંનમઃ, ૐ વાણીહિરણ્યગર્ભાભ્યાંનમઃ; ૐ શચીપુરન્દરાભ્યાંનમઃ, ૐ માતાપિતૃચરણકમલેભ્યોનમઃ, ૐ કુલદેવતાભ્યોનમઃ, ૐ ઇષ્ટદેવતાભ્યોનમઃ ૐ ગ્રામદેવતાભ્યોનમઃ, ૐ સ્થાનદેવતાભ્યોનમઃ ૐ વાસ્તુદેવતાભ્યોનમ, ૐ સર્વેભ્યોનમઃ, ૐ પિતૃભ્યોનમ, ૐ સર્વેભ્યોબ્રાહ્મણેભ્યોનમઃ ૐ પુણ્યં પુણ્યાહં દીર્ઘમાયુરસ્તુ શ્રી ગણેશાદિક દેવતાઓને નમસ્કાર કરી બ્રાહ્મણ પર્યન્તમાન્ય પુરૂષોને પ્રણામ કરે ત્યારબાદ.

सुमुखश्चैक दन्तश्च कपिलोगजकर्णकः ।
लंबोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥
धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥

विद्यारंभे विवाहे च प्रवेशे निर्गमे तथा ।
संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥

ઉક્તશ્લોકથી ગણપતિની સ્તુતિ કરે પછીથી ગણધાનાદિ સર્વ સંસ્કારોમા સંકલ્પ વાક્ય બોલે અને જ્યા અમુક શબ્દ આવે ત્યા ચાલતા દેશ, કાળ તથા કરવાના કર્મના નામની યોજના કરે પ્રથમ કર્મ સિદ્ધિ માટે જલથી ભરેલા એક માટી અગર ત્રાંબાના કલશનુ પૂજન કરે પ્રથમ તત્ત્વાયામિ॰ મંત્રથી કલશ ઉપર વરુણ દેવતાને નમસ્કાર કરે. પછી ગધ તથા અક્ષત–ચોકખા–વડે કલશનું પૂજન કરી જમણા હાથની અનામિકા આગળીથી કલશનો સ્પર્શ કરી कलशस्य॰ ઇત્યાદિ શ્લોકથી અભિમંત્રણ કરે. ત્યારપછી કલશમા ગગાદિ નદિયોનુ આવાહન કરી કહે કે આ કલશમાં સર્વ તીર્થોનુ આવાહન કરી નમસ્કાર દ્વારા પૂજન કરૂં છુ. ત્યારપછી કલશમાથી જલ લઇને.

अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।
यः स्मरेत्पुण्डरीकाक्षं स बाह्याभ्यन्तरः शुचिः ॥

ઉક્ત મંત્રથી સર્વ સામગ્રીને તથા પોતાને જલ છાંટી પવિત્રતાની ભાવના કરે. ત્યારપછી સળગાવેલા દીપને ગધાક્ષત પુષ્પોદ્વારા दीपाय नमः પૂજન કરી પ્રાર્થના કરે.

ત્યારપછી ગણેશનુ ધ્યાન, આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય આચમન, પંચામૃતસ્નાન (૧) પય સ્નાન, શુદ્ધોદકસ્નાન (૨) દધિસ્નાન (શુદ્ધોદકસ્નાન (૩) ઘૃતસ્નાન, શુદ્ધોદકસ્નાન (૪) મધુસ્નાન, શુદ્ધોદકસ્નાન (૫) શર્કરાસ્નાન, ઉદ્વર્તનસ્નાન, શુદ્ધોદકસ્નાન ત્યારપછી ગધ પુષ્પાદિ દ્વારા શિષ્ટાચાર પૂર્વક પૂજન કરે. સ્નાન કરાવ્યા પછી આચમન, વસ્ત્ર, યજ્ઞોપવીત, આચમન, ચદન, અક્ષત, નાના પરિમલ પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, પાનીય, ઉત્તરા પોશણ, હસ્તપ્રક્ષાલન, ચદનથી કરોદ્વર્તન, ફળ, તામ્બુલ, દક્ષિણા, આર્તિ, પુષ્પાંજલી, પ્રદક્ષિણા અને વિશેષ અર્ઘ્ય આપી શ્રદ્ધા ભક્તિ પૂર્વક ગણેશજીનું પૂજન કરે દરેક ઉપચાર વખતે તેતે મંત્ર બોલતા જાય. પછીથી विघ्नेश्वराय॰ આદિશ્લોક વડે ગણેશ જીની પ્રાર્થના કરે. (ક્રમશ)

## चारित्र्य नीर्देश.

### द्रौपदी.

## પ્રકરણ ૩ જું.

### દ્રૌપદીનો સ્વયંવર.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૮૫ થી ).

ધૃતરાષ્ટ્ર અને પાંડુના પુત્રોએ, ગુરૂ દ્રોણાચાર્ય પાસેથી અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરવા હતા ત્યારથીજ વૈમનસ્યનું બીજ રોપાયું હતું. તે જેમ જેમ સમય વ્યતીત થતો ગયો તેમ તેમ વૃદ્ધિ પામતું ગયું. પાંડવોનું પરાક્રમ, તેના તેજનાં શુભલક્ષણ, અને સત્ય તથા ધર્મનિષ્ઠા જોઇને ધૃતરાષ્ટ્રના મનમાં પણ ભય લાગતો હતો કે રખેને પાંડુપુત્રો પોતાની સત્તાના પ્રભાવથી પુત્રોને દૂર કરી સ્વયં રાજ્ય પર પોતાનો અધિકાર જમાવી દે. પોતાના ઉપર ફેલતી આવેલ આફત વાદળોને વિખેરી નાખવા ધૃતરાષ્ટ્ર ઘણા વિચારો કરવા લાગ્યો. પણ તેની એકલાની બુદ્ધિએ આ કાર્યમાં વિશેષ સહાય આપી નહિ, ત્યારે તેણે કાર્ય બીજાની સહાય લેવાનો વિચાર કર્યો. પરિણામે તેને એ સમજાયું કે આ કાર્યમાં મંત્રી કણિકની સલાહ લાભદાયક થઈ પડશે. કારણ કે કણિક વિદ્વાન બ્રાહ્મણ છે. અને રાજનીતિ કુશળ છે.

કણિક પીન બુદ્ધિમાન્ શાસ્ત્ર નિપુણ અને રાજનીતિની ચાલ બાજીમાં ઘડાઈ ગયેલો હતો, કૂટનીતિનો તો એ વિલક્ષણ જાણનાર હતો. તેણે ધૃતરાષ્ટ્રને કૂટનીતિનોજ આશ્રય લેવાની સલાહ આપી, એજ મત દુર્યોધનનો પણ હતો. એટલે કૂટનીતિના ક્રિયાઓ ( વર્તમાનમાં જેને પોલીટીશીયનપણું કહે છે ) થવા લાગી

દુર્યોધને જેને શીખવ્યું હતું એવો એક ધૂર્ત મંત્રી એક દિવસ રાજસભામાં આવીને કહેવા લાગ્યો કે—" વારણાવત બહુજ વિશાળ અને મનોહર નગર છે ત્યાંનું દૃશ્ય બહુજ મનોહર છે. ત્યાં ભગવાન્ ભવાનીપતિ શંકરની

મૂર્તિનાં દર્શન કરવા માટે જુદા જુદાં અને દૂર દૂરના પ્રદેશમાંથી ઘણા લોકો આવે છે."

ધૃતરાષ્ટ્રે એ કથનની પુષ્ટિ કરી. પ્રથમથીજ સાધ્ય કરી રાખેલા લોકોએ પણ એ વાતનું સમર્થન કર્યું. ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું હે યુધિષ્ઠિર! યદિ તમારી ઇચ્છા હોય તો તમે સર્વ ભાઇઓ ત્યાં જઇને કેટલાક દિવસ સુખપૂર્વક નિવાસ કરી મહાદેવની ઉપાસના કરો. આ વાત સાંભળ્યા પછી પ્રથમ તો યુધિષ્ઠિર કાંઇક વિચારમાં પડ્યા પણ અંતમાં વારણાવત જવાની ખુશી બતાવી.

આ બાજુ દુર્યોધને પુરોચનને બોલાવ્યો. પુરોચનનું કાર્ય રાજ્યની ઇમારતો બનાવવાનું હતું તેને બહેકાવીને દુર્યોધને વારણાવતમાં એક લાક્ષાગૃહ (લાખનું ઘર) બનાવવાનો હુકમ આપ્યો. અને તે સાથે એવી યોજના ઘડી કે જ્યારે પાંડવો વારણાવતમાં આવે ત્યારે ગમે તેવા પ્રકારની યુક્તિ પ્રયુક્તિથી તેમને એજ મકાનમાં સખુદ્ધતે રાખવાં. તેમનો થોડા દિવસ નિવાસ થાય ત્યાર પછી એ મકાનમાં અગ્નિ લગાડી દેવો. લાખ, વિગેરે જલદી સળગી ઉઠનારા પદાર્થનો બહોળે હાથે તેમાં ઉપયોગ કરવો જેથી તે મકાન જલદી સળગી ઉઠશે. અને તેમાં રહેનારા પાંડવો પોતાની રક્ષા કરી શકશે નહિ. આ તમામ પ્રપંચ રચના દુર્યોધને પોતાના વિશ્વાસપાત્ર મનુષ્યોને હાથે કરવાની યોજના કરી અને પુરોચનને સમજાવી રાખ્યો કે આ વાત કદીપિ પ્રકટ થાય નહિ તેની બરાબર કાળજી રાખવી.

મનુષ્ય પોતાના કામને ગમે તેમ ગુપ્ત રીતે કરે પણ પતો લગાડનારા એ ગજબ કરે છે. પાતાળમાંથી પણ તેની તપાસ કરી લાવે છે. વિદુરને આ વાતની ખબર પડી ગઇ અને તેમણે યુધિષ્ઠિરને ઇશારામાં સમજાવી પણ દીધા.!' થોડા દિવસમાં જ વિદુરજીએ પોતાની દક્ષતાથી વિશ્વાસપાત્ર મનુષ્યો દ્વારા એ લાક્ષાગૃહ સુધીની એક સુરંગ પણ ખોદી કઢાવી જે એક નિર્જન જંગલમાં નીકળતી હતી.

પાંડવોએ શુભ મુહૂર્તમાં વારણાવત જવાનું પ્રયાણ કર્યું. અને એજ ઘરમાં નિવાસ કર્યો. પરંતુ જાગ્રતિ પૂર્વક રહેવા લાગ્યા. ત્યાં તેઓ શિકાર કરતા, અને સંધ્યા વખતે ઘરે આવતા. એ રીતે કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ વિદુરને સંદેશો આવ્યો કે " હવે જેમ બને, તેમ જલદી એ મકાનમાં આગ લગાડવામાં આવનાર છે." આ ખબર સાંભળીને પાંડવોએ પોતેજ એ ઘરમાં આગ લગાવી દીધી. અને સુરંગને રસ્તેથી બહાર નીકળી ગયા. દૈવીયોગથી તેજ દિવસે એક સ્ત્રી પોતાના પાંચ પુત્રો સાથે આવી ને ગૃહમાં ભોજન કરી. ત્યાંજ સુઇ રહી હતી તે એજ આગમાં બળી મરી.

આગ શાન્ત થયા પછી લોકો તો એમજ સમજ્યા કે પોતાની માતાસહ પાંચ પાંડવો બળી ગયા. અધમ પુરોચન પણ એજ ઘરમા રહેતો હતો તેના પાપનું પ્રતિફલ તેને મળી ગયું તે પણ તેમાજ બળી મુઓ.

જાસુસના ખબરીઓએ આ ખબર હસ્તિનાપુર મોકલી આપ્યા, એ સાભળી ધૃતરાષ્ટ્રે બહુ શોક કર્યો અને પાંડવો તથા તેની માતાનું મૃત કર્મ કરવાની આજ્ઞા આપી.

આ તરફ હસ્તિનાપુરમાં જ્યારે પાડવોના પ્રવાસ સ્મારક થઇ રહ્યા હતા ત્યારે પેલી તરફ પાડવો પોતાની માતા સાથે જગલે જગલ ભટકતા પોતાના બૂરા દિવસો વ્યતીત કરતા હતા. મત્સ્ય, ત્રિગત, પાચાલ, કીચક વિગેરે દેશોના વનોમાંથી પસાર થતાં તે લોકો આગળ વધ્યા. એક દિવસે અનાયાસે રસ્તામા જ પાંડવોની અને વ્યાસ ભગવાનની ભેટ થઇ. પાંડવોની દુર્દશા દેખીને તેમને ઘણું દુઃખ થયુ. પાડવોને યુક્તિ પ્રયુક્તિથી સમજાવીને તેઓ એક ચક્રાનગરીમાં લઇ આ યા. અને એક બ્રાહ્મણના ગૃહમાં રાખીને ચાલ્યા ગયા. કેટલાએક દિવસ સુધી પાડવો એક ચક્રાનગરીમા તેજ બ્રાહ્મણને ત્યાં રહ્યા એક દિવસ અનેક દેશ દેશાન્તરમા ફરતો બ્રાહ્મણ જ્યાં પાડવો રહેતા હતા ત્યાંજ આવીને ઉતર્યો. યુધિષ્ઠિર વિગેરે એ તેનો બહુજ સારો સત્કાર કર્યો એ બ્રાહ્મણદ્વારા યુધિષ્ઠિરાદિને ખબર પડ્યા કે દ્રોણહન્તા પુત્ર પ્રાપ્ત કરવા માટે રાજા દ્રુપદે એક પુત્રેષ્ઠિ યજ્ઞ કર્યો હતો તેજ યજ્ઞવેદીમાંથી એક કન્યાની પણ ઉત્પતિ થઇ હતી તેજ દ્રુપદનન્દની કન્યા કૃષ્ણાનો સ્વયવર થવાનો છે. બ્રાહ્મણે કહ્યું કે કૃષ્ણા મહારૂપવતી છે. તેના સુંદરતા કહી શકાય તેમ નથી. તેને જોતા જ એમ માલુમ પડે છે કે કોઇ દેવકન્યાજ આ પૃથ્વીપર અવતાર લીધો છે તે જેવી રૂપવાળી છે તેવી જ સુશીલા છે રૂપ અને શીલ ઉભય સાથે જ તેનો સમાશ્રય કર છે એના સ્વયવરનો સમારોહ બહુ જ ઠાઠમાઠથી થઇ રહ્યો છે

બ્રાહ્મણના મુખથી આ વાર્તા સાભળ્યા પછી પાડવોનું મન બહુ જ ચચળ થયુ પરંતુ તે વેશ બદલીને રહેલા હોવાથી ચુપ રહ્યા કુન્તીએ કહ્યું "પુત્રો" આ સ્થાન ઉપર નિવાસ કરતા કરતા ઘણોકાળ વીતી ગયો એક જ જગાપર રહેવાથી તબીયત પણ ગભરાઇ ગઇ છે. માટે હવે આપણે અત્રેથી નીકળી પાંચાલ દેશ તરફ જઇએ. ત્યાં નમોસે બ્રાહ્મણ દેવતાએ કહેલી વાતો આપે જોવાનો લાભ થશે તેજ વખતે મહર્ષિ વ્યાસ પણ ત્યાં આવી પહોંચ્યા કુન્તીએ તેમની પાસે પણ પોતાની ઇચ્છા વ્યક્ત કરી. તે પણ સમત થયા અને પાંડવોને તેમણે એજ સલાહ આપી કે પાચાલ નગરમા તમારે જરૂર જવુ જોઇએ

માતાની ઈચ્છા જાણીને અને વ્યાસદેવની આજ્ઞાને અનુસરીને તથા પોતાની રુચિનું ધ્યાન કરીને પાંડવોએ દ્રુપદ રાજાના દેશ તરફ પ્રયાણ કર્યું તે વખતે, તેમણે પોતાનું અસલ સ્વરૂપ છુપાવી બ્રાહ્મણોનો વેશ ધારણ કર્યો હતો. માતા કુન્તી પણ સાથેજ હતા રસ્તામાં જતા તેમને બીજા કેટલાક બ્રાહ્મણો મળ્યા તે પણ પાંચાલ દેશમાંજ જતા હતા. બ્રાહ્મણોએ પાંડવોને પણ પોતાના જેવાજ બ્રાહ્મણો સમજીને કહ્યું કે તમે અમારી સાથે પાંચાલ દેશમાં ચાલો. ત્યાં એક વિચિત્ર ઉત્સવ થવાનો છે. રાજા દ્રુપદની કમળનયના કન્યાનો સ્વયંવર છે. સાંભળ્યું છે કે કૃષ્ણા બહુ રૂપાળી છે. તે યજ્ઞવેદીમાંથી ઉત્પન્ન થઈ છે અને બહુ રૂપાળી છે. તેમજ ઉત્તમ ગુણ યુક્તા છે. મોટા મોટા પ્રતાપી નરેશ્વરો તે સ્વયંવરમાં આવવાના છે. અમે પણ એ સ્વયંવર જોવા માટે જઈએ છીએ. જોઈએ તો ખરા કે રાજકુમારી કયા ભાગ્યશાળી પુરુષના ગળામાં વિજયમાળ નાખે છે.

યુધિષ્ઠિરાદિ પાંડવો તો પાંચાલ દેશમાં જતાજ હતા. સંયોગવશાત તે બ્રાહ્મણો પણ તેમને મળી ગયા. તેની સાથે સાથે ગ્રામમાં એ પણ અનુકૂળતા થઈ ગઈ કે કોઈને મન, પૂછવાની જરૂર ન પડી. પાંચાલ દેશમાં જઈને પાંડવોએ પ્રથમ સ્વયંવરનું સ્થાન જોયું. ત્યારબાદ જુદાજુદા દેશોમાંથી આવેલા નૃપતીઓ જે જે સ્થાનમાં રહ્યા હતા તે સ્થાન જોયાં પછી નગરનું નીરિક્ષણ કરીને પોતાની માતાસહ એક કુંભારના ગૃહમાં જઈને રહ્યા.

રાજા દ્રુપદની પ્રતિજ્ઞા હતી કે "હું મારી કન્યાનો સમ્બન્ધ તે ધનુધારી સાથે કરીશ કે જે મેં નિશ્ચિત કરેલા લક્ષનો વધ કરી. પરંતુ નિશ્ચિત લક્ષ જેવો તેવો નહોતો કે જેને સાધારણ બાણ મારનારા ફાવી શકે. લક્ષ્ય ભેદવા માટે જે ધનુષ્ય બનાવવામાં આવ્યું હતું તેને નમાવીને તેની પ્રત્યંચા (પણચ-દોરી) ચડાવવી એ કામ પણ મુશ્કેલ હતું પછી લક્ષ્ય વેધનની તો વાત જ શી કરવી? કયા ધનુધારીની હિંમત હતી કે આકાશમાં લટકતા અને હલતા નિશાનનો વેધ કરે",

એક તરફ દ્રૌપદીની સુંદરતાની ચર્ચા એવી રીતે ચાલી હતી કે લોકો વિચારતા હતા કે બહુધા ભારતવર્ષમાં દ્રૌપદીના જેવી સુંદર રમણી નથી. બીજી તરફ રાજા દ્રુપદની પ્રતિજ્ઞાની વાત પણ એટલી પ્રસિદ્ધ થઈ હતી કે અધિક લોક તો તેની પૂર્ણતાનો અસંભવજ માનતા હતા. પણ દ્રૌપદીના રૂપની છાપ થઈ રાજાઓ દ્રૌપદીને પ્રાપ્ત કરવાની ઇચ્છાનો પરિત્યાગ

ફરી શક્યા નહિ. દુર્યોધન, કર્ણ, દુઃશાસન ઇત્યાદિ મહાબળી, પરાક્રમી કૌરવો અને તેની સંધિ 'સુપ્રસિદ્ધ' ધનુર્ધર કર્ણ, ગાંધારરાજ શકુનિ, દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા અને ભોજરાજ ઇત્યાદિ, યદુવંશમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ, અને તેમની સાથે મહાત્મા બલરામ, પરાક્રમી વીર સાત્યકિ, ઉદ્ધવ, અક્રૂર ઇત્યાદિ દ્રૌપદીનો સ્વયંવર જોવા આવ્યા હતા.

સ્વયંવરના સ્થાનમાં રાજાઓની બહુ ભીડ હતી. દુર્યોધનનો રાજસી ઠાઠ તે કુરુરાજ છે એવી સાક્ષી પૂરી રહ્યો હતો. આ તરફ કર્ણનો શ્રમ હતો સહેરો અને ભવ્ય કપાળ તેના તેજની પ્રદીપ્ત ખ્યાતિ કરતી હતી, શ્રીકૃષ્ણચંદ્ર અને વીર બલદેવની મહત્તા સર્વથી ન્યારી હતી. શિશુપાલ, જરાસંધ, શલ્ય વિગેરે નૃપતિગણ પણ કોઈ ઠાઠમાઠમાં પાછળ નહોતા. ત્યાંજ એક ખૂણામાં સર્વ બ્રાહ્મણોની સાથે વીર પાંડવો પણ ઉભા હતા. જેમ વાદળની ઓટમાં આવેલ સૂર્યની પ્રભા ગુપ્ત રહેતી નથી તેજ રીતે અર્જુનનું તેજ છાનું રહ્યું નહિ. શ્રીકૃષ્ણ આ મર્મને જાણી ગયા. અને જાણીને તે બહુજ પ્રસન્ન થયા. શ્રીકૃષ્ણે આ વાતનો ઇસારો બલદેવજીને કર્યો તેથી તે પણ ખુશી થયા. ત્યાં આવેલા અન્ય નરેશ્વરોને તો સર્વત્ર દ્રૌપદીજ દેખાતી હતી. અન્ય તરફ તેમનું લક્ષજ નહોતું તેથી અન્ય કોઇ પાંડવોને ઓળખી શક્યું નહિ.

નગર સાથે સમ્બન્ધવાળું અને નગરથી ઉત્તર દિશામાં સ્વયંવરનું સ્થાન એક ચોરસ અને સમતલ ભૂમિ પર હતું. સભાસ્થાનની ચોતરફ દીવાલો બનાવી ખાઇઓ ખોદવામાં આવી હતી. દીવાલો પર તોરણ અને પતાકા શોભી રહ્યા હતા. પ્રવેશ કરવાને માટે જુદા જુદા મોટા મોટા દરવાજા બનાવવામાં આવ્યા હતા તેને પણ સારી રીતે શૃંગારવામાં આવ્યા હતા. તે ભૂમિ ઉપર સુગંધયુક્ત જલનો છંટકાવ કરવામાં આવ્યો હતો. દરેક સ્થાનપર બેસવાને માટે બહુ સુંદર આસનો ગોઠવવામાં આવ્યાં હતાં. અન્ય દર્શકો—જોનારાઓ—તથા નૃપતિગણોના મનોરંજન માટે કોઈ સ્થળે ગાન થતું હતું, કોઈ જગ્યાએ મધુર વાદ્ય ધ્વનિ થઇ રહ્યો હતો અને કોઈ ઠેકાણે તમાશા થતા હતા. સુંદર સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરીને રાજાઓ આવ્યા હતા. તે પોતપોતાની યોગ્યતાનુસાર આસન ઉપર બેસીને એક બીજા તરફ સ્પર્દ્ધાની દૃષ્ટિથી જોતા હતા. મધ્યમ શ્રેણીવાળા તથા નગર નિવાસી લોકો પણ પોતપોતાને યોગ્ય સ્થાનપર બેસી ગયા.

સ્વયંવરનું શુભ મુહૂર્ત આવ્યું. રાજા દ્રુપદના પુરોહિતે અગ્નિને હોમ

કરવા આહુતિ આપી, અને આપ્ત સ્વસ્તિવાચન કરવા લાગ્યા. સ્વસ્તિ વાચન સમાપ્ત થતાં વાધનાદ પણ બંધ કરવામાં આવ્યો. સભા સ્થલમાં સન્નાટો વ્યાપી ગયો. રાજકુમારી દ્રૌપદી એજ સમય પોતાના ભાઈ ધૃષ્ટદ્યુમ્નની સાથે સોનેરી જયમાલ હાથમાં લઈ રંગભૂમિમાં પધારી. રાજકુમાર ધૃષ્ટદ્યુમ્ન સર્વ નૃપતીઓને સંબોધિ ગંભીર સ્વરથી બોલ્યો "હે મહાભાગ નરેન્દ્રવર્ગ! આપ સર્વ આ ધનુષ્ય બાણ અને મત્સ્ય આપની સામે તૈયાર રાખવામાં આવેલ છે. જે કોઈ આ આકાશયંત્રની વચ્ચેના છીદ્રમાંથી પાંચ બાણ મારી નિશાન વેધ કરશે, તેની કુલ, શીલ, રૂપ, લાવણ્ય, સમ્પન્ન મારી બ્હેન કૃષ્ણા સહધર્મિણી થશે. તેમાં જરાપણ સંદેહ નથી." ત્યાર પછી ધૃષ્ટદ્યુમ્ને દ્રૌપદીને કહ્યું—"બ્હેન! જો, કુરુરાજ દુર્યોધન, અંગરાજ કર્ણની સાથે તારા હાથની અભિલાષાથી આ સ્વયંવરમાં આવેલ છે. ગાન્ધાર રાજકુમાર શકુનિ, મુદ્‌ગલ, મહાવીર અશ્વત્થામા અને બે જરાસંઘ પણ એ હેતુથી પધારેલ છે. એટલું નહિ પણ પત્તનાધિપતિ ભગદત્ત તથા તેનો વીરપુત્ર શલ્ય, સિન્ધુરાજ જયદ્રથ, ચેદિદેશાધિપતિ શિશુપાલ, યદુવંશીયોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ અને બલરામ ઇત્યાદિ પણ આ સ્થાનની શોભામાં અભિવૃદ્ધિ કરી રહેલ છે. આ ઉપસ્થિત વીરોમાંથી જે કોઈ નિશાન પાડે તેના ગળામાં તારે વિજયમાળા આરોપણ કરવી."

ત્યારબાદ ભૂપતિગણ પોતપોતાનું પરાક્રમ બતાવવા લાગ્યા પરંતુ પરિણામ કાંઈ નહિ. જ્યાં ધનુષ્યને ઉઠાવીજ ન શક્યા ત્યાં લક્ષ્યવેધનની તો વાતજ શી? તેથી તે રાજાઓ બહુજ લજ્જિત થયા. તેમના ચહેરા ફીક્કા પડી ગયા અને તેમણે દ્રૌપદીની આશા છોડી દીધી. કુરુરાજ દુર્યોધન પણ ધનુષ્યની પાસે આવ્યો પણ ધનુષ્ય ઉઠાવી ચડાવી શક્યો નહિ. તેને પાછો ફરતો જોઈને કર્ણના અન્તઃકરણમાં અત્યંત ઉત્સાહ થઈ ગયો. એક અપાર બાંધ ધનુષ પાસે ગયો. જતાં જતાં પણ તેણે પૂર્ણ પરાક્રમ બતાવ્યું. તે ધનુષ્યને તેણે ઉઠાવ્યું અને તેને નમાવીને તે પર પ્રત્યંચા પણ ચડાવી દીધી. પેલી તરફ દુર્યોધન પોતાના મિત્રની પ્રશંસા કરવા લાગ્યો જેથી કર્ણનો ઉત્સાહ દ્વિગુણ થયો, અને આખું લક્ષને નિશાન મારવાની તૈયારી કરી. પાંડવ શ્રેષ્ઠ યુધિષ્ઠિર આદી બહુજ ગભરાટમાં પડેલા અને શ્રીકૃષ્ણ પણ વ્યાકુળ થઈ ગયા. તે કર્ણનું પરાક્રમ જાણતા હતા. તેમને એ પણ વિશ્વાસ હતો કે કર્ણ અચૂક નિશાન મારનાર છે પરંતુ શ્રીકૃષ્ણ બહુજ ચતુર હતા. તે બોલી ઉઠ્યા કે કર્ણનું પાલન કુરુરાજના સારથિ અધિરથે કરેલું છે. તેથી તે સૂતવંશ સાથે સમ્બન્ધ રાખે છે. શ્રીકૃષ્ણની હામાં હા મેળવ-

નાખી હોત પણ એજ વાત બોલી ઉઠયા કે કર્ણના હાથમાંથી બાણ છુટી ગયાં હોત તો તે જરૂર નિશાન પાડત પણ આ કોલાહલ સાંભળવામાં કર્ણ જરા અટકી ગયો. તેજ વખતે તેણે દ્રૌપદીને એમ કહેતી સાંભળી કે "હું સૂતપુત્રની સાથે વિવાહ નહિ કરૂં" કર્ણ બહુજ અભિમાની હતો. તેને તે વખત ક્રોધપૂર્ણ હસવું આવ્યું. અને તેણે ધનુષ્ય બાણને પૃથ્વી ઉપર ફેંકી દીધા. ત્યારપછી શિશુપાલ, જરાસંધ, અને શલ્ય નિશાન વીંધવા તૈયાર થયા પણ બાણ ચલાવતા પહેલાંજ ઢીંચણભર થઈ ગયા. અને શર્માઈને પોતાના આસનપર આવીને બેસી ગયા.

આ રીતે રાજાઓને પાછા ફરતા, જોઈને કુન્તીના પુત્ર અર્જુને બાણ ચલાવવાનો. વિચાર કર્યો. તે. બ્રાહ્મણ મંડળમાં ઉભો હતો ત્યાંથી બહાર આવ્યો. અને ધનુષ તરફ જવાનો વિચાર કર્યો તે વખત પોતે બ્રાહ્મણ વેશમાં છે એ વાતની વિસ્મૃતિમાં હતો. ક્ષાત્ર તેજ તેના મુખ ઉપર ચમકવા લાગ્યું. દ્રૌપદીને જોઈને તે વિશેષ ઉત્સાહીત થયો તેજ વેશમાં તે ધનુષની પાસે જઈને ઉભો રહ્યો. આથી બ્રાહ્મણોમાં ભારે કોલાહલ થયો. તે પોતાના મૃગચર્મ હલાવતા બુમો પાડવા લાગ્યા. કેટલાએક તો અર્જુનની આ બાબતમાં પ્રશંસા કરવા લાગ્યા અને કેટલાએક તેનું અપમાન પણ બોલવા લાગ્યા. અને કેટલાએક તો તેને સાથ કરી વિરોધ ઉત્સાહિત કરવા લાગ્યા. કોઈ કોઈ એમ પણ બોલ્યા કે, "જે કામમાં શલ્ય જેવા મહા ધનુર્ધરો પાછા પડયા તે કામ એક બ્રાહ્મણનો કુમાર, કે જેણે બરાબર, બાણ પણ ચલાવતાં ન આવડે તે શી રીતે કરશે ? આ યુવાન જોઈએ તો ગર્વથી અમર રાજકુમારીપરના મોહથી અથવા માનની લાલચથી આગળ પડેલો હોવો જોઈએ. કેમકે બ્રાહ્મણો બહુધા લાલચુ હોય છે. બ્રાહ્મણો પોતાના લાલચુ સ્વભાવને લઈને આગળ પાછળનો વિચાર કર્યા વિના ગમે તેવા કામમાં હાથ ઘાલે છે. કદિ જો આ કામ તેણે ન કર્યું તો તેની હાંસી થશે એટલુંજ નહિ. પણ સર્વ ક્ષત્રિયોની સામે સમસ્ત બ્રાહ્મણોને નીચું ઘાલવું પડશે કોઈ બોલ્યો એમાં હસવા જેવું શું છે ? ક્ષત્રિયો બ્રાહ્મણોપર શા માટે હસશે ? ક્ષત્રિયોએજ શું કરી બતાવ્યું છે ? કોઈએ નિશાન તો પાડયું નથી. કોઈ બીજાને બોલો જોતા નથી ? આવા સમાજમાં મહાન વીરોની સામે એક દુષ્કર કામ કરવા કમર બાંધવી એ કંઈ સામાન્ય વાત નથી. આ બ્રાહ્મણમાં ઉત્સાહ છે તેની મુખાકૃતી એ વાત સ્પષ્ટ કરે છે તેની સિંહના જેવી ચાલેજ એ વાત વ્યક્ત કરે છે કે આ પુરૂષ અદ્વિતીય છે. આ જરૂર સફલ થશે. કામ જોઈએ ત્યારે એવું કામજ કર્યું છે કે; જે

બ્રાહ્મણો ન કરી શકે. બ્રાહ્મણ શરીરથી દુર્બલ ભલે દેખાય પણ તેનું તેજ તો જબરજસ્ત હોય છે. જુઓ પરશુરામે ક્ષત્રિયોના છક્કા છોડાવી નાખ્યા. અગસ્ત્યે બ્રહ્મતેજના પ્રતાપથીજ સમુદ્રપાન કરી લીધું. માટે આ બ્રાહ્મણોને તો આ વખતે તો ઉત્સાહિત કરવોજ ઘટે છે. ત્યારે સર્વ બ્રાહ્મણો બોલ્યા કે સારૂં સારૂં

ધનુષ પાસે જઇ અર્જુન થોડીવાર ઉભો રહ્યો. ત્યાર પછી મનોમન પોતાના ઇષ્ટદેવ શંકરને પ્રણામ કર્યા. પોતાના પ્રિય મિત્ર વાસુદેવને યાદ કરીને ધનુષ ઉપાડી લીધું. પ્રત્યંચા ચડાવી પાંચ બાણ લઇ ઝટ નિશાન વીંધી નાખ્યું. અર્જુનના આ કાર્યથી બ્રાહ્મણો બહુજ પ્રસન્ન થયા. તે પોતપોતાના કમંડલું ઉછાળી ઉછાળીને અર્જુનને આશીર્વાદ આપવા લાગ્યા. દ્રૌપદીએ જોયું કે જે વીરે નિશાન પાડ્યું છે તે સૌન્દર્યમાં કોઇથી ઉતરતો નથી. પરાક્રમ અને કુશળતાની પ્રત્યક્ષ સાક્ષી તેનું કર્મ આપી રહેલજ છે કે જે કામ શલ્ય જેવા થી થી ન બન્યું તે તેણે ઇશારા સાથે કરી નાખ્યું. બસ હવે અન્ય વિચારને અવકાશજ નથી એટલે દ્રૌપદીએ તુરત અર્જુન પાસે આવી તેના કંઠમાં જયમાલા આરોપી દીધી તેજ વખત બ્રાહ્મણ વર્ગમાંથી અનેક પ્રકારના આનંદસૂચક ધ્વનિઓ સંભળાવા લાગ્યા અને અર્જુનને વિજય પ્રાપ્ત થયો. (અપૂર્ણ)

---




(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૮૩ થી)

## ગર્ભાધાનના દિવસોનો વિચાર.

આર્તવ નીકળવાનો પ્રારંભ થાય તે દિવસથી લઇને સોળ દિવસ સુધી પ્રતિમાસ સ્ત્રીઓનો સ્વાભાવિક ઋતુકાળ માનવામાં આવે છે એ સોલ દિવસોમા પહેલા ચાર, અગિઆરમો, અને તેરમો એ ૭ દિવસનો પરિત્યાગ કરી બાકીના દશ દિવસની રાત્રીઓમાં ગર્ભાધાન થઇ શકે છે.

તેમાં વિશેષતા એ છે કે. ૬-૮-૧૦-૧૨-૧૪-૧૬ એ સમરાત્રિમાં ગર્ભાધાન કરવાથી પુત્ર ઉત્પન્ન થાય છે. અને ૫-૭-૯-૧૫ એ વિષમ રાત્રિમાં ગર્ભાધાન કરવાથી કન્યા થાય છે. તેમાં પણ વિશેષતા એ છે કે પુરૂષનું વીર્ય વધારે હોય તો પુત્ર અને સ્ત્રીનું રજ વધારે હોય તો પુત્રી થાય છે. બેઉનાં રજ વીર્ય સમાન હોય તો નપુસક સંતાન થાય છે અને નિઃસારવા અલ્પ વીર્ય હોય તો ગર્ભ સ્થિતિ રહેતી નથી. માટે આ બાબતમાં પણ પોતાની ઇચ્છા પુર્ણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવા સારૂ સ્ત્રી પુરૂષોની શક્તિ વધારવા કે ઘટાડવાનો ઉપાય કરવો જોઇએ.

ગર્ભાધાન માટે આગળ લખ્યા પ્રમાણે જ્યોતિષ મુહૂર્ત અનુસાર જે દિવસ નક્કી કર્યો હોય તેજ દિવસે પુત્રેષ્ટી યજ્ઞ કરી સ્ત્રી પુરૂષ બન્ને ઓછામાં ઓછો એક માસ પ્રથમ બ્રહ્મચર્ય પાળે. પછી તે દિવસે મધ્યાન્હ પછી પુરૂષ ઘી શુક્રભાત ખાય અને સ્ત્રી ભોજન પછી તેલમાં બનાવેલ વડાં વિગેરે ખાય. પુરૂષ ગર્ભાધાન પહેલાં પોતાના શરીરને ઘી લગાવે. અને સ્ત્રી પોતાના શરીરમાં તેલ લગાવે. યદિ તે વખતે કદિપણ પુરૂષ સમીપ ન ગએલી હોવાથી સ્ત્રી ડરતી હોય તો શાન્તિ પૂર્વક સમજાવી નિર્ભયતા અને વિશ્વાસમાં લાવી યોગ્ય સમયે ગર્ભાધાન કરે, અગીઆરમી રાત્રિ વેદાનુયાયીઓને માટે નિષિદ્ધ માની છે. તો અન્ય બસે તે. રાત્રીનો ઉપયોગ કરે. ચોથી રાત્રીનો મહર્ષિમનુએ નિષેધ કર્યો છે અને સુશ્રુતકારે તેને ગણી છે એ બેઉ મત ઠીક છે. સુશ્રુતકાર કહે છે કે. છઠ્ઠી વિગેરે રાત્રીઓમાં પાછલી રાત્રીઓની અપેક્ષાએ આગલી રાત્રીમાં ગર્ભાધાન કરવાથી સંતાન દીર્ઘાયુ, નીરોગી, સૌભાગ્ય, ઐશ્વર્ય અને બલાદિગુણ યુક્ત થાય છે. સુશ્રુતકારના મત પ્રમાણે જો મૂહુર્ત સારૂં હોય તો પુત્ર પ્રાપ્તિની કામનાવાળા પુરૂષને માટે બારમી રાત ઉત્તમ છે. ઋતુકાળના આરંભના ત્રીદિવસોની બાબતમાં સુશ્રુતકારે લખ્યું છે કે પ્રથમ દિવસે સ્ત્રીની સાથે સંગ કરવાથી પુરૂષનું આયુષ્ય ઘટે છે અને દૈવયોગથી કદાપિ તે દિવસે ગર્ભ રહે તો બાળક જન્મતાં જ મરી જાય છે. માટે પ્રથમની ત્રણ રાત્રીમાં ગર્ભાધાન કરવું નહિ. અને જેમ નદીના પ્રવાહ સામે કોઇ વસ્તુ ફેંકવામાં આવે તો તે આગળ ન જતાં પાછી પડે છે તેમ આર્તવ નીકળતી વખતે ગર્ભાધાનનું શુક્ર, ગર્ભાશયમાં ન પહોંચતા પાછું બહાર નીકળે છે માટે ત્રણ દિવસ સુધી પુરૂષે સ્ત્રી પાસે જવું નહિ.

એક માસની અંદર સ્ત્રીના શરીરમાં એકત્ર થએલું રજ કાલાપણાને લઇને દુર્ગંધ યુક્ત થયું હોય છે. તે ગર્ભિત થઇ જતાં એક માસમાં એક

વખત વગર અને ભાગથી બહાર કાઢે છે સામાન્યતયા સ્ત્રીનો રજોવ્યવસ્થા થવાને આરંભ બારવર્ષથી થાય છે તેમાં અપવાદ પણ થાય છે, ઉત્તેજક દેશ અથવા ભોજનને લઈને ૧૦-૧૧-૧૨માં પણ રજો ધર્મનો આરંભ થાય છે. તેથી વિરૂદ્ધ ૧૪-૧૫-૧૬-વર્ષે પણ તે રજો ધર્મનું દર્શન થાય છે અને વૃદ્ધવસ્થામાં પચાસ વર્ષ શરીર પાકી જવાથી અથવા કોઈ એવા કારણથી રજસ્વલા થવાનું બંધ થઇ જાય છે પણ એવો એ, કાંઇ નિયમનથી કે સ્ત્રી રજસ્વલા થાય ત્યારપછી જ ગર્ભાધાન થાય કેટલા એક આચાર્યોનો તો એવો મત છે કે આર્તવ નીકળ્યા વિનાપણ સ્ત્રી ઋતુમતી થાય છે અર્થાત્ રજસ્વલા થયા વિના પણ ગર્ભાધાન થાય છે જ્યારે સંતાન ઉત્પન્ન થયું હોય ત્યારે કેટલોક સમય પતિનો સંયોગ ન હોય અથવા સંતાન મરણ પામતા રજસ્વલા થયા વિનાજ સ્ત્રી ગર્ભ ધારણ કરવાની ઈચ્છાવાળી થઈ જાય છે તે વખત સ્ત્રીમાં નિમ્ન લિખિત ચિન્હ દેખાય છે મુખ હર્ષયુક્ત પ્રસન્ન દેખાય છે શરીર મુખ અને દાંતપર ભીનાશ માલુમ પડે છે. પતિને મળવાની અભિલાષા સંકેતથી બતાવી, મીઠી વાણી વાતો કરી, હાથ, કુચ, કટિભાગ, નાભિ, જાંઘ અને નિતંબ દેખે છે-તથા હર્ષ અને ઉત્સુકતા બતાવવામાં તત્પર રહે છે રજસ્વલા થયા વિના પણ આવી સ્ત્રીને ગર્ભાધાન કરવા યોગ્ય ગણવી જોઇએ એવા ચિન્હ જણાય તે દિવસને-ચોથા દિવસની ઋતુકાળના દિવસોની કલ્પના કરવી જોઇએ. અને પછી પુત્ર અગર પુત્રીની ઇચ્છા હોય તે પ્રમાણે સમ અથવા વિષમ દિવસોમાં ગર્ભાધાન કરવું જોઇએ જેમ દિવસ અસ્ત થતાંજ કમળ બંધ થઇ જાય છે તેમ ઋતુકાળના નિયમે સોળ દિવસ જતાંજ ગર્ભાશયનું મુખ બંધ થઇ જાય છે ઋતુ કાળમાં અધોમુખ ગર્ભાશયનું મુખ ઉઘાડું રહે છે

## ગર્ભાધાનના મૂહુર્તનો વિચાર

માગ, માર્ગશીર્ષ, વૈશાખ, ફાલ્ગુન, જ્યેષ્ઠ, અને શ્રાવણ માસના શુકલપક્ષમ, સોમ બુધ, ગુરૂ અને શુક્રવારમાં તથા શુભગ્રહ જેનો સ્વામી હોય એવા લગ્નમાં જો સ્ત્રીને રજોદર્શન પ્રાપ્ત થાય તો શુભ ફલ સૂચક છે. આવા રજોદર્શનમાં અશુભના પ્રતિકારની અપેક્ષા નથી શ્રવણ ધનિષ્ઠા, શતભિષક, મૃગશિરા, રેવતી, ચિત્રા અનુરાધા, હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજિત, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહણી, સ્વાતિ, એ નક્ષત્રોમાં વરા પડેલાં હોય ને રજોદર્શન થાય તો શુભ, મૂળ, પુનર્વસુ, મઘા કૃત્તિકા, અને વિશાખા એ નક્ષત્રમાં પ્રથમ રજોદર્શન થાય તો મધ્યમ, અને

બાકીનાં નક્ષત્રોમાં રજોદર્શન થાય તો ખરાબ. પ્રથમ રજોદર્શન થયા પછી તેણે તેનો શુભાશુભનો વિચાર કરવો. અને મધ્યમ અથવા અશુભ પ્રસંગ હોય તો તેના નિવારણનો ઉપાય કરવો.

જ્યોતિષસારમાં લખ્યું છે કે ઉત્તમ સંતાન ઈચ્છનાર સ્ત્રીએ રજોદર્શન સમયે ત્રણ દિવસ સુધી એકાન્તમાં રહેવું, પણ કોઈ શૂન્ય ઘરમાં એકલાં ન રહેવું. અન્ય જાતિ અથવા અન્ય વસ્તુનો સ્પર્શ ન કરવો ત્રણ દિવસને રાત કોઈ પુરૂષને મુખ ન દેખાડવું. તેમ તેલ મર્દન, દાતણ વિગેરે ક્રિયાઓ પણ ન કરે માટીના પાત્રમાં ભોજન ન કરે. અને માટીનાં વાસણથી અથવા પાંખાથી પાણી પીએ. ઋતુકાળનો આરંભ થયા પછી શુભ દિવસ નક્ષત્રમાં બળવાન ચંદ્રમાં હોય ત્યારે ગર્ભાધાન કરે વિધિ, લગ્ન અને નક્ષત્રમાં સંયોગ હોય નિધન નક્ષત્ર જન્મ નક્ષત્ર, ગૃહણના દિવસ, અને વૈધૃતયોગ, માતા પિતાના શ્રાદ્ધનો દિવસ બદતિથિ, ચતુર્દશી, અષ્ટમી, અમાવાસ્યા, પૌર્ણમાસી, સંક્રાન્તિ, ચતુર્થી, નવમી, નૈરિક્તાતિથિ, સંધ્યાકાળ, ભૌમ અને શનિવાર એ સર્વ ગર્ભાધાનમાં વર્જ્યકાળ ગણાય છે. માટે ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખનારે એ કાળ ગર્ભાધાનમાં ઉપયોગમાં લેવો નહિ.

રજોદર્શનની ચોથી રાત્રિમાં ગર્ભાધાન કરવાથી અલ્પાયુ, નિર્ધન, પુત્ર ઉત્પન્ન થાય છે. પાંચમી રાત્રીમાં સામાન્ય કન્યા, છઠ્ઠી રાત્રિમાં ગર્ભાધાન કરવાથી મધ્યમ પુત્ર ઉત્પન્ન થશે. સાતમી રાત્રિએ પ્રાપગર્ભ જ રહેતો નથી. આઠમી રાત્રિમાં શક્તિમાન પુત્ર, નવમી રાત્રિમાં સૌભાગ્યવતી કન્યા, દશમીમાં ગુણવાન પુત્ર, અગીઆરમીમાં અધર્મી કન્યા, બારમીમાં ઉત્તમ પુત્ર, તેરમીમાં પાપી કન્યા, ચૌદમી રાત્રીએ ગર્ભાધાન કરવાથી ધર્મજ્ઞ આત્મજ્ઞાની સ્વકર્તવ્યમાં દૃઢ પ્રતિષ્ઠ પુત્ર, પંદરમીમાં પતિવ્રતા કન્યા, સોળમી રાત્રિમાં ગર્ભાધાન કરવાથી સર્વ જીવની રક્ષા કરનાર રાજા થવા યોગ્ય પુત્ર રત્ન ઉત્પન્ન થાય છે. આ રીતે ઉત્તમ સંતાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓએ સર્વ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ.

ગર્ભાધાનના મૂહુર્તમાં લગ્નશુદ્ધિનો વિચાર મુખ્યત્વે કરવો જોઈએ, કોઈ પણ કામને માટે સર્વ દોષ રહિત સર્વ અંશમાં શુભ એવું મૂહુર્ત ક્વચિત જ કોઈને મળે છે. તેથી સર્વ વાતો શુભ ન હોય તો લગ્નનો વિચાર જરૂર કરવો. જે લગ્નમાં ગર્ભાધાન કરવું હોય તેના કેન્દ્રમાં એટલે ૧-૪-૭-૧૦ એ ઘરોમાં તથા ત્રિકોણ ૯-૫ ઘરમાં શુભ ગ્રહ પડ્યા હોય

અને સ્ત્રી, વ્યાપક અને શત્રુ સમ્બન્ધી ૩-૧૧-૬ ઘરમા પાપ ગ્રહ સંજ્ઞા હોય અને લગ્ન પર પુરુષ ગ્રહની દૃષ્ટિ હોય અને વિષમનવાંશમાં ચંદ્રમા હોય એવા લગ્નમા ગર્ભાધાન શુભ કહેવાય. જ્યોતિષ શાસ્ત્રના નિયમાનુસાર જે રાત્રિમા ગર્ભાધાન કરવું હોય. તે રાત્રિમાં આવનાર લગ્નને પ્રથમ કોઠામાં સ્થાપન કરવું. પછી શુભાશુભ ગ્રહોનો વિચાર. ધર્મશાસ્ત્ર અને જ્યોતિષ શાસ્ત્રના પ્રમાણાનુસાર સર્વ બાબત મળતી આવે તો જરૂર ઉત્તમ સંતાન ઉત્પન્ન થાય. આ વાતની સત્યતા જાણવા ઇચ્છનારે તે પ્રકારે કરવા સારૂ કોઈ જ્યોતિષીની પાસે મુહૂર્ત જોવરાવવું, અને યોગ્ય સમય ન મળે ત્યા સુધી આ લેખમા પાછળ બત વ્યા પ્રમાણે નિયમ પૂર્વક બ્રહ્મચર્ય પાળે અને યોગ્ય કાળે ગર્ભાધાન કરે તો તેને જરૂર તેજસ્વી પુત્ર ઉત્પન્ન થાય. કાંઈ નહિ તો લગ્ન શુદ્ધિનો તો ખાસ વિચાર કરવોજ જોઈએ. પણ જો લોકો કોઈ જાતનો વિશેષ વિચાર ન કરી શકે તો પણ ૧૨-૧૪-૧૬ એ રાત્રિમાંથી જે રાત્રિએ ગર્ભાધાન કરવું હોય તે રાત્રિસુધી પતિ પત્નિ શુદ્ધ આચાર, વિચાર, ભોજન વિગેરેમાં રાતદિન તત્પર રહે તો પણ અનેક અંશમાં શ્રેષ્ઠ સંતાન જન્મે છે.

આજકાલ સ્વદેશ અથવા વિદેશમાં જ્યાં જ્યા ઉત્તમ સંતાન ઉત્પન્ન થાય છે ત્યાં લોકોએ કશો વિચાર કર્યો નથી હોતો તો પણ [1]ઘુણાક્ષર ન્યાયથી કોઈ કોઈનો ઉત્તમ સંતાન પણ થઈ જાય છે. માટે શુભાશુભનો જરૂર વિચાર કરવો.

ગર્ભાધાનનું મુહૂર્ત અને તત્સમ્બન્ધે વિચાર તો પ્રથમ લખાઈ ગયો છે. તે પ્રમાણે ગર્ભાધાન માટે રાત્રિનો નિર્ણય પ્રથમથી કરવો જોઈએ. જેને કન્યા માત્ર થતી હોય અને પુત્ર ન થતા હોય તેણે ગર્ભાધાનને દિવસે પુત્રેષ્ટિ કરવી જોઈએ. પુત્રેષ્ટિ કરવાનો પ્રકાર ધર્મ સિંધુમા બતાવવામાં આવ્યો છે માટે અત્રે લખ્યો નથી. આ વિષયમાં મુખ્યત્વે ખાસ ધ્યાન એ બાબતનું રાખવું જોઈએ કે, સ્ત્રી અને પુરુષ બેઉના મનમા કામ સુખાનુભવનો ઉદ્દેશ ન હોય કિન્તુ જેવા ઉત્તમ ગુણવાળા પુત્રની ચાહના હોય તેવો પુત્ર અમારા બેના સંયોગથી ઉત્પન્ન થાય એવો હેતુ બ્રહ્મચર્ય

---

[1] લાકડાને કોરી ખાનાર જીવડાને ઘણ-ઘુણ કહે છે. તે લાકડાં જ કરડે છે છતા તેમાં કોઈ વાર એવું બને છે કે કોઈ જાતના અક્ષર કોતરાઈ જાય છે. ઘણ-કંઈ વિચારપૂર્વક અક્ષર કોતરતો નથી. છતાં થઈ જાય છે તેને શાસ્ત્ર ઘુણાક્ષર ન્યાય કહે છે.

ઋતુથી ગર્ભાધાનના સમય સુધી નિરંતર મનમાં દઢ રાખે. તેને માટે પોતાના ઇષ્ટ દેવની પૂજા, ભક્તિભાવ, પ્રાર્થના હમેશાં કરે. અને દંપતી ઉત્તમ કોટિના પુરૂષના જેવા જ આચાર વિચાર રાખે કારણ કે સુશ્રુત શરીરસ્થાનના બીજા અધ્યાયમાં લખ્યું છે કે—आहाराचारचेष्टाभिर्या-दृशीभिः समन्वितौ, । स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रोऽपितादृशः ॥ જેવા જેવા આહાર, આચાર અને ચેષ્ટાયુક્ત રહી સ્ત્રી-પુરૂષ ગર્ભાધાન કરે છે. તેનો પુત્ર પણ તેવાં જ પ્રકારનો થાય છે માટે કુલ, જાતિ અને દેશના ઉદ્ધાર માટે જે જે કામ કરવાં જોઇએ તે કામ કોઈ કારણને લઈ સાક્ષાત્ ન થઈ શકતાં હોય તો તે કામ નક્કી પણ કરવા જોઇએ. કેમ કે તેવા કામની છાયા રજવીર્ય પર પડશે, અને પુત્ર તે પરથી અવશ્ય કામ જરૂર કરી શકશે. પોતાનો પુત્ર ન્યાયાધીશ થાય એવી ઇચ્છા હોય તેણે નક્કી ન્યાય કરવો જેમ નાટકના પાત્રો પોતાનો પાઠ બરાબર ભજવે છે, તેમ જો મનમાં તેનો પૂરેપૂરો ભાવ ભરવામાં આવે તો તેનો પ્રભાવ પુત્ર ઉપર જરૂર પડે છે માટે આ પ્રકારનું અવલંબન અત્યન્ત ઉપકારી થાય છે.

ગર્ભાધાન પછી ગર્ભસ્થિતિનાં નિમ્નચિન્હ જણાય તો ગર્ભ રહ્યો છે એમ સમજવું- શરીરમાં થાક જણાવો, ચિત્તનું બગડવું, તરસ-ગ્લાનિ લાગવી, ઉદરમાં પીડા થવી, શુક્રશોણિતાદિ નીચેથી ન નીકળવા, યોનિનું ફરકવું, એ ચિન્હો ગર્ભસ્થિતિના છે. એ સર્વ ચિન્હોથી ગર્ભસ્થિતિની ખાત્રી થઇ જાય ત્યારે ત્રીજા માસનો આરંભ થતાં પહેલાં ધોળી ભોરી-ંગણી, વડની કુંપળો, સહદેવી, તેમાંથી ગમે તે એક વનસ્પતિ બે માસા લઈને જે ગાયનો વાછડો જીવતો હોય તેના દૂધમાં વાટીને તેનો રસ કાઢવો અને પછીથી તેના ટીપાં ગર્ભિણી સ્ત્રીના જમણા નાકના છીદ્રમાં ત્રણ કે ચાર પાડવા. તે બિંદુને તે ગળી ન જાય તેમ કાઢી પણ નાખે નહિ તેનું પ્રયોજન એ છે કે (૧) ઋતુ એટલે વૃક્ષાદિનો ઉત્પત્તિ સમય (૨) ખાતર નાખી બરાબર ખેડ કરવી (૩) શુદ્ધ-બીજ (૪) જલાદિથી પોષણ જેમ, આચારના ઠીક સંયોગથી વૃક્ષાદિનો અંકુર સારો નીકળે છે તેમ સ્ત્રીના ૧૨-૧૪-૧૬ મા દિવસે શુભ ગર્ભાશયમાં નિર્દોષ બીજ પડે, અને નાસિકાદ્વારા ઔષધ સેવન થાય તો ગર્ભ સારો થાય છે. પૂર્વોક્ત ચારે કારણ ઠીક હોય તો ભક્તિ પુત્ર રૂપવાન્, હૃષ્ટ, પુષ્ટ, દઢ અંગોવાળો, દીર્ઘ-જીવી, પૈતૃક સંપત્તિનો ભોગી અને કુલદીપક થાય છે. નાકમાં જે ત્રણ ચાર ટીપાં પાડવાની લખ્યા છે તેને જ ગૃહ્યસૂત્રમાં પુંસવન સંસ્કાર કહે છે પુંનામ પુત્રને ઉત્પન્ન કરનાર સંસ્કાર પુંસવન કહેવાય છે ત્રણ કે ચાર ઔષધિનાં બિંદુ રજવીર્યમાં રહેલ પુંસવન શક્તિને ઉત્તેજીત કરે છે અને દઢ શરીર બનવામાં હેતુ થાય છે. (અપૂર્ણ.)



ॐ तत्सत्परमात्मने नमः

# इस्ट आफ्रिका (केनीआ कोलोनी) नो प्रवास.

मंगलम्.

अनन्तनामधेयाय सर्वाकारविधायिने ।
समस्तमंत्रवाच्याय विश्वैकपतये नमः ॥

અર્થ—જે અનંત નામનું ધેય છે. અર્થાત જે અનેક નામને ધારણ કરે છે, સર્વ પ્રકારના આકારને જે ધારણ કરે છે. અર્થાત્ સર્વ નામ રૂપ તે પરમાત્માના જ છે. તથા સર્વ મંત્રના વાચ્ય પણ તે જ અને આખા જગતના જે એક પતિ છે તે વિશ્વપતિને નમસ્કાર છે.

મારુસ આપણી ગુજરાતી ભાષામાં કહેવત છે કે " પાસે તેનો ધર્મ અને મારે તેની તલવાર " તદનુસાર આ જીવકા માટે હિંદ માતાના ઘણા પુત્રોએ વિદેશમાં વાસ કર્યો છે. આર્યવર્તના જીવાત્માઓનું જીવન ધર્મ સુગથીજ સંકલિત કરવામાં આવ્યું છે. અને ભારત સંતાનોનાં રૂધિરમાં આર્યું ઋષિઓનાં ધર્મ ભાવના ભરલી છે. જેથી તે ગમે ત્યાં જાય છતા તેમના ધર્મભાવના તેઓને ધર્માભિમુખ કર્યા વિના રહેતી નથી ! હિંદના પંજાબ, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત વિભાગમાંથી ઘણાં માણસો, ઇસ્ટ આફ્રિકા જેને હાલ કેનીઆકોલોની કહે છે તેમાં જઈ વસ્યા છે. તેઓમાં ગુજરાત ચારતરના કરમસદ ગામના વતની રા. ઉમેદભાઇ નારણભાઈ પટેલ (ફોટો મહીરથ) તથા રા. ગોવિંદભાઈ નાથાભાઈ પટેલ જનરલમરચંટ એ બે વ્યક્તિઓ પણ છે. તેઓ આગ્રહ પૂર્વક શ્રી સનાતન ધર્મને પાળનાર છે આફ્રિકા જેવાં અનાર્ય દેશમાં નિવાસ છતાં તેઓની શ્રી સનાતન ધર્મમા પરમ શ્રદ્ધા છે. ઇસ્ટઆફ્રિકાના મુખ્ય શહેર નેરોબીમાં પંજાબીભાઇઓએ ન્હાના પણ સંગીન પાયા ઉપર એક શ્રી સનાતનધર્મસભા સ્થાપન કરી હતી પણ તેમાં પંજાબીને પૂર્વીઓને જ દાખલ કરતા હતા. રા૦ ઉમેદભાઇ અને ગોવિંદભાઇ પણ તેમાં શ્રોતા તરીકે જવા લાગ્યા. નૈરોબીમાં આર્ય સમાજનું સ્થાન પણ છે. અને ત્યાં પણ પંજાબી, ગુજરાતી, કચ્છી, ને કાઠીઆવાડી જાય છે. સનાતન અને સમાજ ઉભય વચ્ચે સ્પર્ધા પણ ચાલે છે.

રા. ઉમેદભાઇ અને ગોવિંદભાઈ જવા લાગ્યા ધીરે ધીરે પરીસ્ય વધતાં ગુજરાતી, કચ્છી અને કાઠીઆવાડી લોકો પણ શ્રી સનાતનધર્મ સભામાં મેમ્બરો થવા લાગ્યા અને સભા વિશાળ સ્વરૂપમાં આવી. ધર્મ

મર્મા કાયમ રહે અને વિદેશમા વસતા સ્વધર્મ પરાયણ રહે એવા શુભ આશયથી સનાતન ધર્મીઓએ રૂ ૬૦ ) સાઠ હજાર ખર્ચી એક પ્રાચીન વૈદિક મકાન બાંધ્યું, મકાન તૈયારી થઈ ગયા પછી તેને કોઇ એક પુરુષને હાથે ખુલ્લું મુકાવવા તથા હિંદમાથી કોઈ સારા ઉપદેશક ( પંડિત કે સન્યાસી ) ને બોલાવવા સભાયત્ન કરવા લાગી. પણ એ યોગ આવ્યો નહિ કોઈ સન્યાસી અગર પંડિતે આફ્રિકા જેવા દૂર દેશમાં જવાની હિંમત કરી નહિ જેથી સભાનો ઉત્સાહ કાંઇક નરમ પડયો પરન્તુ રાજર્ષિ ભર્તૃહરિ કહે છે તેમ प्रारब्ध चोत्तमजना न परित्यजन्ति ॥ અર્થ ઉત્તમ માણસો પ્રારંભ કરીને કાંય પડતું મુકતા નથી તે પ્રમાણે સભા દરેક દિશામાં યત્ન કરતીજ રહી છેવટે રા. ઉમેદભાઇએ સભાને પત્ર લખી તેની હકીકત સાથે મારા પર પત્ર લખ્યો.

## पत्रव्यवहार.

### પત્ર નંબર. ૧

નૈરોબી તા. ૨-૧૦-૧૫

"પરમાત્મ સ્વરૂપ સ્વામી શ્રીમુકુન્દાશ્રમ તથા પ્રણવાશ્રમ-ખંભાત ...... અત્રે શ્રી સનાતન ધર્મસભા સ્થાપન થએલ છે છતાં કોઇ વક્તા નથી ( હિંદુસ્થાનમાંથી ) દેશમાંથી સંન્યાસી અગર ઉપદેશક માટે સભાએ યત્ન ઘણાં છતાં ફાવી શકી નથી જેથી અમોએ સભાને પત્ર લખ્યો છે કે જો તમે સ્ટીમર વિગેરેનું ખર્ચ આપો તો એઓ આપશ્રીને માટે બંદોબસ્ત કરવા વિનતી કરીએ"

"અમોએ આ પ્રમાણે પત્ર સભાને આજરોજ લખી દીધો છે તો આપને વિનતી કરવાની કે આપશ્રી તથા પ્રણવાશ્રમ બન્ને અત્રે પધારો તો અહિના ધર્મ વિમુખ થએલા મનુષ્યો ધર્મપરાયણ થઇ શકે. દેશમા પૈસા ન હોવાથી મ્હોટો ભાગ ( પૈસાની લાલચે ) સ્વધર્મ વિમુખ થાય છે. પણ અત્રે પૈસા કમાવાની ચિન્તા દેશ કરતા ઓછી હોવાથી જો કાંઇ જ્ઞાન તેમને આપવામાં આવે તો દેશના મનુષ્યો કરતાં સારી અસર થાય તેવો સંભવ છે... ... અત્રે ભાષણો હિન્દી ભાષામા જ થશે. ઘણુ પંજાબી લોકોની વસ્તી-વધારે છે. આપશ્રી માટે સ્ટીમરનું સેકન્ડ કલાસ પેસેંજ મોકલવામાં આવશે તથા આપશ્રીએ થોડાં ગરમ કપડા સાથે લાવવા અત્રે આપના ભાષણો ... ... ... . . આપશ્રી પધારી તો આ અનાર્ય દેશમા થી સનાતન ધર્મનો ભગવો ઝુંડો ઉડાવીએ તથા શ્રી સનાતન ધર્મની ચડતી થવામાં કમાશ રહે નહિ. ...... આવવાનુ થશે ત્યારે પ્રવાસમા શી શી જરૂરીયાતો છે તે સર્વ લખીશુ તમારા પાસપોર્ટ તૈયાર કરી રાખશો ખંભાતમા પણ બની શકશે" (ચાલતું)

ॐ

# दृष्टान्त माला.

શ્લોક અને ભાવદર્શક દોહરા.

शिवस्मरणमेवैकं संसारान्तकनाशकम् ।
घनौघो घोर दावाग्निनिर्वापणपटुर्भवेत् ॥१॥

સ્મરણ શિવનું એકલું, કરે નાશ સંસાર;
પ્રચંડ પાવક જ્વાળને, બુઝાવે જલધાર. ૧

साधुरेव प्रवीणः स्यात्सद्गुणाऽमृतचर्वणे ।
नवचूताङ्कुरास्वादकुशलः कोकिलः किल ॥२॥

સદ્‌ગુણ અમૃત પાનમાં, સાધુ એક પ્રવીણ;
કુશલ કોયલ અનુભવે, આમ્ર મૌર નવીન. ૨

दुर्जनो दूषयत्येव सतां गुणगणं क्षणात् ।
मलिनीकुरुते धूमः सर्वथामलिनाम्बरम् ॥३॥

ક્ષણમાં સજ્જન ગુણને, દુર્જન આપે દોષ;
મલિન વસ્ત્ર સ્વચ્છે બને, ધૂમ તણે પાડોશ. ૩

यथा दोषो विभात्यस्य जनस्य न तथा गुणः ।
प्रायः कलंक एवेन्दोः प्रस्फुटो न प्रसन्नता ॥४॥

ગુણ ગીતા ગાએ નહિ, જુએ દોષ જગ દક્ષ;
શીતળતા શશીની તજી, કરે કલંક લક્ષ. ૪

विवेक एव व्यसनं पुंसां क्षपयितुं क्षमः ।
उपहर्तुं समर्थोऽसौ रविरेव यथा तमः ॥५॥

વ્યસનના મનના દુઃખને, વિવેક કરતો દૂર;
રજની તમને જેમ હણે, ઉદયે પામતો સૂર. ૫

प्राय सन्त्युपदेशार्हा धीमन्तो न जडाशयाः ।
तिलाः कुसुमसौगन्ध्यग्राहिणो न घटाः क्वचित् ॥६॥

બોધ પાત્ર મતિમાન છે, શું સમજે મતિ મંદ;
પુષ્પ ગંધિત તલ ગ્રહે, ક્યાં ઘટ ગ્રહે સુગંધ. ૬

Registered No B 1538

## मूढता.

હરિગીત.

છે એક સત્તા સ્હુગ્ય પદ, સાનંદ આત્મા સર્વમાં,
અનુભવસ્વરૂપ પરિપૂર્ણ પણ હા ! નિજ પરદેહમાં,
નસ, માંસ, મજ્જા, મેદ શોણિત હાડપિંજર ચામડી,
મળ, મૂત્ર ક્રૂરમાં રૂઢ જનોની, આત્મબુદ્ધિ છે જડી

## उदारोप्रति उद्गार.

હરિગીત

સાચા સનાતન ધર્મીઓ, તમ જાતિમાં હું અવતરી,
છે વસ્ત્ર ઉત્તમ તેય પણ, હું મિત્રની ભાગીદારી,
રેજ પીંડ પુષ્ટિ ... આપ ઉદાર કર સભારજો,
આતિથ્યનો સત્કાર કરી આશીષ ઉત્તમ પામજો.

સૂચના અને સુધારો—પ્રથમાષ્ટમ માસ્આસના સજ્જનોના નામે ભૂલથી ઉપનામોમાં લખાયા છે તેમના પૈસા આવી ગયા છે ગોગ્આમ વાળાએ પોતાનું લવાજમ રા. જટાશંકર શંકરજીને ત્યાં ભરેલું રા. ફમેદ ભાઈ નારણભાઈ ધુમ્આવાળાના નામ પર ૧૦-૨૫ને બદલે ૫-૨૫ વાંચવું

અમદાવાદ—પાથનાથિની દરવાજે આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં
પંડિત વૈદીરાજે અટાભાઈએ છાપ્યું

ખંભાત—શાસ્ત્રીશ્વર મહાદેવમાંથી દક્ષ યતિ ગુરુદત્તમંડળે પ્રસિદ્ધ કર્યું




भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

અર્થ—પૃથ્વી, આપ-પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ પ્રમાણે મારી પ્રકૃતિ આઠ પ્રકારની છે.

ગીતા.



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥

અર્થ—હે ભારત! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મઉત્થાન પામે છે, ત્યારે ત્યારે હું મારા આત્માને સર્જું છું—અવતાર ધરૂં છું.

ગીતા.

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, 'શૌર્ય', કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.


પુસ્તક ૧ લું. શ્રાવણ સં. ૧૯૭૭ ઑગષ્ટ ઈ. સ. ૧૯૨૧ અંક ૫


मंगलम्

**श्री वेदतत्त्वामृत.**

प्रेताजयतानर इन्द्रो वः शर्मयच्छतु ।
उग्रावः सन्तु बाहवोऽनाधृष्यायथासथ ॥

अर्थः—हे नरो धार्मिका मनुष्याः ! यूयं प्रेत शत्रुसैन्यं प्रति प्रकर्षेण योद्धुं गच्छत ततो जयत विजयं प्राप्नुत इन्द्रनामरूपात्मक सगुणः साकार ईश्वरो बलाधिष्ठातृत्वाद् वो युष्मभ्यं शर्म शत्रुविजयजन्यं सुखं यच्छतु ददातु । यथा येन प्रकारेण यूयमनाधृष्या केनापि तिरस्कर्तुमयोग्या असथ भवथ तथा वो युष्माकं बाहवो भुजदंडा उग्रा उग्रतायुधाः शत्रुनाशकाः सन्तु । प्रेत इत्यत्र द्व्यचोऽतस्तिङ इति दीर्घः ॥

ગુજરાતી—હે આગેવાન્ મનુષ્યો ! તમે યુદ્ધ કરવા માટે શત્રુસેના પ્રતિ જાઓ અને તદનંતર વિજય પ્રાપ્ત કરો, બલના અધિષ્ઠાતા હોવાથી ઇન્દ્રનામરૂપધારી સાકાર ઇશ્વર તમને વિજય પ્રાપ્તિથી થનાર સુખ આપે. જે રીતે તમારો કોઇ શત્રુ તમને ધમકાવે અગર દબાવે નહિ, તેવા પ્રકારનું બાહુબલ, આપે અને તમે ઉઘત અસ્ત્રશસ્ત્રવાળા હો.

વિશેષ—જે કારણને લઇને ધર્માત્મા લોકો અધર્મિયોને જીતી શકે છે, માટે પોતાનો વિજય ઇચ્છનાર મનુષ્યોએ ધર્માત્મા થવું જોઇએ. ધર્મ પક્ષની ઇશ્વર સદા સહાયતા અને રક્ષા કરે છે. માટે ધાર્મિક પુરૂષોએ સદા ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ. ઇશ્વરની પ્રાર્થના અને કૃપાથી ધર્માત્માઓનું શારીરિક તથા આત્મબલ એવું દૃઢ અને અનિવાર્ય થઇ જાય છે કે જેથી સર્વ શત્રુઓનો પરાજય કરી સર્વત્ર પોતાની વિજય પતાકા ફરકાવી દે છે. મહાભારતાદિ સંગ્રામ સમયે મહાબલી અર્જુનાદિ વીરોએ પણ દેવીની સ્તુતિ પ્રાર્થના કરીનેજ યુદ્ધનો આરંભ કર્યો છે. અને વિજય મેળવ્યો છે, તથા ભગવાન્ રામચંદ્રજીએ પણ શ્રી શંકરનું પૂજન કરીને, લોકોને રડાવનાર મહા ભયંકર રાવણશત્રુનો સમૂલ નાશ કર્યો છે. તેથી વિજયેપ્સુ મનુષ્યોએ ઇશ્વરની ઉપાસનામાં તત્પર રહી ધર્માત્મા વીર બનવું જોઇએ એવો વેદનો અભિપ્રાય છે.




## प्रात स्मरणम्.

### વસંત તિલકા.

જે સ્વપ્ન જાગ્રત સુષુપ્તિ પ્રકાશનારો,
છે તુર્યરૂપ સહુને ઉર સ્ફુરનારો;
આનંદ સત્ય ચિત્ એક અભેદ જાતે,
હું દેહ ભાન તજી તે સમરૂં પ્રભાતે. ૧

વાણી તથા મન ગતિથી અગમ્યરે' છે,
જેની કૃપાથી નિગમો વચનો વદે છે;
નેતીતિ નેતિ કહી વેદ વિરામ પામે,
તે દિવ્યં તત્ત્વ મમ ઉર સદૈવ જામે. ૨

છે સર્વથી પર મિહિર સમુ પ્રકાશી,
રજ્જુ અહિસમ બધુ જગ દશ્ય ભાસે;
ચારૂ સનાતન સમગ્ર સ્વરૂપ મારૂં,
સૂર્યોદયે સ્થિર મને હું સદા વિચારૂં. ૩

### દોહરો.

શ્લોક લોક ભૂષણ સમા, પવિત્ર છે કરનાર;
સવારમા સ્મરતા બને, વૃત્તિ બ્રહ્માકાર.

## केशवस्तुतिः

केशव चेतसि मे कुरु वासम् ॥ ध्रुव ॥
चरणसरोरुहमस्तु सदाहृदि, चक्षुषि रूपमजस्रम् ।
श्रवणयुगलमिह भजतु तवानघ, गुणगणगान विलासम् ॥के०१
प्रसरतु मे सततं वदने तव, पावननामसहस्रम् ।
शमय मनोगत मोहजनितमतिदुःखदमिथ्याभासम् ॥के० २
ऋषिपत्नी पदपद्मपांसुना प्राप निजाश्रमवासम् ।
आशु वितर करुणादृष्टिं मयि तत्पदभक्तिविकाशम् ॥के० ३
रागरोषकामादिमत्स्यगणदृढवरपाशगृहीतम् ।
विश्वंभर भवसिन्धुनिमग्नं मामुद्धर निजदासम् ॥ के० ४ ॥

---

## ભક્તિની સુલભતા.

રામ પ્રભાત.

દ્રવ્ય વિષ્ણુ દેવના યજ્ઞ બનતા નથી, ફક્ત મન મારતા રામ રીઝે;
સાદું ને સુગમપણુ તત્ત્વ અમતું નથી; બહિર્વૃત્તિ જનો ધાયબીજે. ૧
યજ્ઞ યાગાદિકે દ્વિજની યોજના, સર્વને નર જગા પૂજ્યાની;
સુરસરિ સમ હરિ ભક્તિ પાવનકરે, પાપીનો પિંડ પણ સ્ત્રીયમાની. ૨
આપ ગીતા જુઓ વૈશ્ય સ્ત્રી શૂદ્ર સૌ, કૃષ્ણભક્તિ કરી સદ્દગતિ લે;
પુરાણ ઇતિહાસને શ્રુતિ સ્મૃતિ વર્ણ્યાં, વચન સાથે મળી ગુણબોલે. ૩
જગત્ જન્મ સ્થિતિ લય તણો હેતુએ, હેતુ વિણ કાર્ય નવદીઠું કોય;
સૂર્ય ચંદ્રાદિ સહુનો નિયંતા પ્રભુ, પ્રભુને જોનાં રહો ગીતગાય. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---

શ્રી.

# લોકમાન્યની સંવત્સરી.

## લોકમાન્ય તિલક વિયોગે ભારતમાતાનો વિલાપ.

### વસંત તિલકા.

ત્યાગ્યું અરે શયન ભોજન પાન જેણે,
વસ્ત્રો ખસ્યાં સકલ દેશ વિભાગ વેશે;
પોતાતણા તિલકને ગત પ્રાણ જોતાં,
ધૂમે ભરી વિલપતિ હત ભાગ્ય માતા. ૧

હે પુત્ર મૂકી મુજને સુરધામ ચાલ્યો,
કાળે દયા તજી અહા ! મમ માર્ગ ખાળ્યો;
તાપે તપું વિરહને હત ભામિની હું,
ઝુંઝાર કેમ મુજને તજી જાય છે તું. ૨

હે તાત ! બોલ દીન સાથ લગાર વાણી,
જો માતને નયનથી સુત નેહ આણી;
બેડી પડી કરપદે દઢ શોક કેરી,
ના સિંહનાદ કરતો તજી નિંદ ઘેરી. ૩

લાલા, પટેલ સહ કેલકરાદિ ગાંધી,
બોલાવતા અનુજ શો શુભ પ્રેમ સાધી;
શોકે ડૂબાવી સહુને ન ઘટે જવાનું,
રે પુત્ર ! ઊઠ તુજ વિણ ન કંઈ થવાનું. ૪

એ પત્ર પુત્રમય કેસરીને મરાઠા,
નિશ્વાસ પૂર્ણ રડતા અતિ રંક કોઠા;
હે ભાઈ ! છો દુઃખી તે સહુ ધારજોજે,
તારા વિના વચન પાકર કોણ તોળે. ૫

કોંગ્રેસમાં સહુ જનો મન એમ ધારી,
કીધા સભાપતિ રૂપે વરણી તમારી,
તે સ્થાનને વિધુરતા ક્રૂરતાથી આપી,
જાણું ન શુભ્ર મમમે શમશેર કાપી. ૬

કારાગૃહે નિવસી માંડલદેવ ભાગ્ય,
વેઠ્યું વિયોગ મુજ કારણ દુઃખ નિત્યે;
તે વાત યાદ કરતાં કેમ શાન્તિ પામું,
જોઈ સ્મશાન શયને દિલના વિરામું. ૭

નિશ્ચે જણાય વિધિ નિષ્ઠુર પાપકામી,
સત્પુત્ર જીવ હરી હાય કરી નકામી,
તે જીવ દેહ તજી હા બનિયો પ્રવાસી,
એના વિના સતત છે મુજને ઉદાસી. ૮

સોરઠો.

આત્મહાનિ સંભવ અરે, શાન્તિ ન પામે ક્યાંય;
રૂદન કરે અતિ ભારતી, શોકધરી મનમાંય. ૧

( અનુવાદક ). યતિ.

---




## प्रेय अने श्रेय मार्ग.

પૂર્વકાળમાં ઉદ્દાલક નામક મુનીએ ઉત્તમ સ્વર્ગ લોકની આશાથી વિશ્વજીત નામેયજ્ઞનું અનુષ્ઠાન કર્યું હતું. આયજ્ઞમાં ઋષિએ પોતાનું સર્વસ્વ ખર્ચ કરી નાખવાનો નિશ્ચય કર્યો હતો. યજ્ઞ સમાપ્તિને અંતે મહર્ષિ દક્ષિણામાં જ્યારે ગૌદાન કરવા લાગ્યા ત્યારે તેમનો પુત્ર નચિકેત પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે "પિતાજી સર્વસ્વ દાન કરી યજ્ઞાન્તે આવી જરઠગાયોનું દાન શા માટે કરે છે ? આ ગાયોને તૃણ ભક્ષણ કરવાની પણ શકતી નથી. મેતો એવું શ્રવણ કર્યું છે કે આવા પ્રકારનું દાન કરનારને પરલોકમાં સુખ પ્રાપ્તિ થતી નથી." આ રીતે પોતાના મનમાં વિચાર કરી, યજ્ઞ ભંગના ભયથી ડરી નચિકેતા નમ્રતા પૂર્વક પિતાની પાસે જઈને બોલ્યો

—" પિતાજી! આ ગાયો જેવું હું પણ આપનુંજ ધન છું તો તેમની સાથે મારૂં પણ દાન નહિ કરો ? " નચિકેતાને બાળક સમજી પિતાએ સંભળ્યા છતાં તેના વાક્યની ઉપેક્ષા કરી. જ્યારે કોઈ પ્રકારનો ઉત્તર ન મળ્યો ત્યારે એનો એ પ્રશ્ન તેણે ફરી કર્યો, એજ રીતે એનો એક પ્રશ્ન જ્યારે પુનઃપુનઃ ત્રણ ચાર વખત કર્યો ત્યારે તેના પિતા ગૌતમ મહર્ષિ અપ્રસન્ન થઇ બોલી ઉઠયા—"હા ! મેં તારૂં દાન યમ રાજાને કર્યું છે " પિતાના આ શબ્દોને સાંભળી નચિકેતા વિચાર કરવા લાગ્યો કે " પિતાજીના સર્વ પુત્રોમા હું નિતાન્ત નિર્ગુણ પુત્રતો નથી તથાપિ પિતાજી મારા પર ક્રોધાયમાન્ શા માટ થયા ? ગમે તેમ હોય તો પણ ક્રોધને લઇને અગર બીજા કોઈ નિમિત્તે કહ્યું હોય તો પણ પિતાજીનું એ વચન વ્યર્થ ન જવું જોઇએ પિતાનું વાક્ય પ્રધાન જાય એજ મારૂં કર્તવ્ય છે. હું મૃત્યુ લોકના અધીશ્વર યમદેવની પાસે જરૂર જઇશ.

એવો સંકલ્પ કરી તેનાજ બળથી નચિકેતા યમ ભુવનમાં ગયો. પરંતુ યમરાજ તે વખત પોતાના ઘરમા નહોતા તેથી નચિકેતાની સાથે કોઇએ કાંઈ પણ સંવાદ કર્યો નહિ, બિચારો નચિકેતા યમાલયના દ્વારપર ઉભો રહ્યો અને યમદેવની પાછા ફરવાની પ્રતીક્ષા કરવા લાગ્યો, ત્રણ દિવસ પછી યમરાજાએ પોતાના મકાન પર આવીને સાંભળ્યું કે, અગ્નિ સમાન તેજસ્વી એક બ્રાહ્મણ કુમાર અતિથિ રૂપે આવેલ છે. પણ અદ્યાવધિ તેની સાથે કોઈ પ્રકારની વાત કરવામાં આવી નથી. અતિથિ સત્કાર થયો નથી એ સાંભળતાં જ યમરાજ સશંક નચિકેતાની પાસે પહોચ્યા. અને બોલ્યા કે —" તું મનુષ્ય લોકના બ્રાહ્મનો બાળક હો એમ જણાય છે તારો મારા ગૃહમાં ત્રણ દિવસ સુધી સત્કાર થયો નથી. તેથી મારે પાપ બાગી થવું પડયું. યદિ ગૃહસ્થના ઘરમા અતિથિ સત્કાર પામતો નથી તો ગૃહસ્થની યજ્ઞાદિક ક્રિયા અને દાન, પુણ્ય વિગેરે સર્વ નિષ્ફળ જાય છે, ગૃહી પાપ ગ્રસ્ત થઇ, કર્તવ્ય સંબંધથી ઉત્પન્ન પાપના પ્રભાવે સ્વર્ગ ભ્રષ્ટ થાય છે. હે બ્રાહ્મણકુમાર મારાપર પ્રસન્ન થઇને અર્ઘપાદ્યાસનાદિ ગ્રહણ કર પ્રિયદર્શન ! તું ત્રણ દિવસ પર્યંત અમારા ઘરમાં દુઃખી થયો છે માટે હું તને ત્રણ વરદાન આપીશ. માટે એ ત્રણ વરદાને ઇચ્છાનુસાર માગી લે.

હાથ જોડી પ્રણામ કરી નચિકેતા યમરાજાને કહેવા લાગ્યો કે હે દેવ ! આપ મારા ઉપર પ્રસન્ન થયા છો. એજ મારે-મારે ઉત્તમ વર છે. તથાપિ

આપની આજ્ઞાનુસાર હું આપની પાસે ત્રણ વરની પ્રાર્થના કરૂં છું. મારા પિતા આરૂણિ મને પ્રેત લોકમાં મોકલીને ચિન્તા ગ્રસ્ત થઈ ગયા છે. મેં વારંવાર તેમને પૂછ્યું, તેથી ખિન્ન અગર ક્રોધપામીને તેમણેજ મને આલોકમાં આવવાની અનુમતિ આપી છે. હેયમરાજ! જ્યારે હું આલોકમાંથી પાછો ફરીને જાઉં ત્યારે મારાપિતા મને તુરત જાણી શકે અને પૂર્વના જેવાજ તે મારાપર દયાળુ અને પ્રસન્ન રહે. એ પ્રથમ વર હું આપની પાસેથી પ્રાર્થું છું. યમરાજાએ નચિકેતાને એ વરદાન આપ્યું.

નચિકેતાએ ફરી નિવેદન કર્યું—હે દેવ મારી હવે એ પ્રાર્થના છે કે હું અગ્નિવિદ્યાનો અભિલાષી છું. આપ જે લોકના સ્વામી છો તે આ સ્વર્ગલોક છે આ લોકમાં રોગ શોકાદિ પીડા થતી નથી. તેમ કોઇ પ્રકારનો ભય પણ નથી. મર્ત્ય લોકની પેઠે અહીંજરામરણાદિ ક્લેશ છે નહિ, આ દિવ્ય લોકનિવાસી લોકો તૃષ્ણાના પાશતોડી દુઃખથી અલગ થએલા છે. કેવા પ્રકારના સાધન બળથી આલોકનું સુખ મળે છે? મેંતો સાંભળ્યું છે કે અગ્નિ વિજ્ઞાન પરિચિત પુરૂષો આલોકમાં આવી શકે છે. માટે કૃપા કરી એજ અગ્નિ વિદ્યાનો મને ઉપદેશ કરો, યમદેવે કહ્યું-વિરાટ પુરૂષજ અગ્નિ નામથી વિખ્યાત છે, આ સર્વ વ્યાપી વિરાટ્ પુરૂષની જે લોક યથાવિધિ ઉપાસના કરે છે તેજ સ્વર્ગલોકમાં સ્થાન પામવાના અધિકારી થાય છે, આ વિરાટ પુરૂષ અગ્નિ, વાયુ અને આદિત્ય રૂપથી સ્થિત છે, આજ જીવની બુદ્ધિ ગુહામાં સ્થિર છે, વૈદિક યજ્ઞોમાં જે અગ્નિમાં હોમાદિ ક્રિયાસમ્પાદિત કરવામાં આવે છે, તેજ અગ્નિની વિરાટ રૂપથી ભાવના કર્ત્તવ્ય છે કિન્તુ એ સકામ યજ્ઞ છે, જે સાધક સ્વર્ગ લોકાદિની પ્રાપ્તિના ઉદ્દેશથી બહિર ક્રિયાત્મક યજ્ઞમાં વિરાટ પુરૂષની ભાવના કરે છે, તે ભાવનાત્મક યજ્ઞ સમ્પાદન કરે છે ખરા પરંતુ તેમા સ્વર્ગાદિ પ્રાપ્તિની કામના રહેવાથી ઉપાસના સકામ કહેવાય છે, તેનું ફલ સ્વર્ગલોકની પ્રાપ્તિ છે એમ કહી યમદેવે નચિકેતાને અગ્નિ વિદ્યાનું તત્ત્વ બતાવી દીધું, અને એમ પણ કહી દીધું કે આ વિદ્યા નચિકેતાના નામથી પ્રસિદ્ધ થશે.

શ્રુતિમાં (૧) કેવળ કર્માનુષ્ઠાન કરનાર (૨) કર્મ સહિત જ્ઞાનાનુષ્ઠાન કરનાર (૩) કેવલ જ્ઞાનાનુષ્ઠાન કરનાર એ ત્રણ પ્રકારના ઉપાસકોની ઉપાસના નિર્દિષ્ટ છે જે લોક પૂર્ણ રીતિથી સંસાર મગ્ન છે કેવળ પ્રવૃતિનાજ દાસાનુદાસ છે જે પર લોક અને ઇશ્વરની બાબતમાં કાંઇ જાણતાં નથી એવી

વ્યક્તિઓ અધોગતિને પામે છે તેમાના જે લોક કૂપ, વાવ, તળાવ તથા પરો પકારાદિ દાન દ્વારા શુભ કર્મનું કાંઇક આચરણ કરે છે તેઓ પૂર્વના લોકની અપેક્ષાએ કાંઇક ઉન્નત છે, અને જે તેનાથી પણ અધિક ઉન્નત ચિત છે તે પોતાના સાંસારિક લાભના ઉદેશથી અથવા સ્વર્ગાદિના સુખલાભની પ્રત્યાશાથી દેવતા પૂજન અથવા યજ્ઞયાગાદિની ક્રિયામાં અનુરક્ત રહે છે તેમનું નામ કેવલ કર્મી છે કારણ કે હજુ તેને બ્રહ્મસમ્બન્ધી જ્ઞાન થયું નથી. હજુ તેને દેવતાઓ બ્રહ્મથી અભિન્ન છે એ જ્ઞાન થયુ નથી. પણ જે અધિક શુદ્ધ ચિત્ત છે તે અગ્નિ આદિક દેવતાઓ, યજ્ઞની સામગ્રી અને યજ્ઞ તે સર્વમાં બ્રહ્મશક્તિના મહિમાનોજ આરોપ કરી લે છે એટલે તેઓ કર્મ સાથે જ્ઞાનનો સમુચ્ચય કરે છે. એ રીતે તેમના ચિત્તમાં બ્રહ્મજ્ઞાનવૃદ્ધિ પામે છે. એટલે ધીમે ધીમે સર્વ પદાર્થ અને સર્વ ક્રિયામાં અગર સર્વત્ર બ્રહ્મના ઐશ્વર્યનીજ ભાવના કરે છે. એજ પછીથી દ્રવ્યાત્મક બહિર યજ્ઞોને છોડી ભાવનાત્મક આન્તરીય યજ્ઞની ઉપાસના કરે છે તે સર્વક્રિયાઓ યજ્ઞ રૂપજ કરે છે પછી તે અંતરની હોય કે બહારની પણ કર્મજ્ઞાન સમુચ્ચય સાધક છે, તે લક્ષ રાખીને અગ્નિવિદ્યા અથવા વિરાટોપાસના કહેલ છે. સર્વની અપેક્ષાએ ઉચ્ચસાધક તે છે કે જે કેવલ ધ્યાન, યોગ અથવા વિચારદ્વારા જ્ઞાનનો અભ્યાસ કરે છે અર્થાત્ જે લોકસર્વત્ર સાક્ષીરૂપથી સ્થિત નિર્ગુણ બ્રહ્મસ્વરૂપની ભાવના કરે છે. તેજ કેવલજ્ઞાની છે. ક્રમથી તેને પૂર્ણ અદ્વૈતજ્ઞાનનો લાભ થાય છે.

બીજું વરદાન આપી દીધા પછી ત્રીજો વર માગવા યમ રાજાએ નચિકેતાને આજ્ઞા કરી. નચિકેતાએ બહુજ વિનીત ભાવથી યમરાજાને કહ્યું હે દેવ શ્રેષ્ઠ ! હે ધર્મરાજ ! હું આપની પાસે આત્મજ્ઞાનની પ્રાર્થના કરૂં છું. મારા મૃત્યુલોકમાં આત્મા સમ્બન્ધી અનેક પ્રકારના મતવાદ ચાલે છે કોઇ સજ્જન કહે છે કે આત્મા, દેહ, ઇન્દ્રિયાદિ જડ સમૂહથી સર્વથા સ્વતંત્ર છે. મૃત્યુથી પણ આત્માનો ધ્વંસ થતો નથી. અને અનેક લોક આત્માના અસ્તિત્વમા પણ સંદેહ કરે છે. પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણથી તો આત્માનો નિર્ણય થઇ શકતો નથી. કારણકે પરલોકની વાત પ્રત્યક્ષથી અગોચર છે તેમ જ તે અનુમાનની પણ બહાર છે. હે યમરાજ યદિ ભાગ્યથી આપ જેવા દેવતાને હું શરણે આવ્યો છું. તો કૃપયા આત્મતત્વ કેવું છે. તેનું વ્યાખ્યાન કરી આપ મને કૃતાર્થ કરો. આજ ત્રીજો

વર આપની પાસે માગું છું. જો આપનો મારાપર સ્નેહ હોયતો મને આ ત્રીજો વર પ્રદાન કરો.

નચિકેતાની વાતો સાંભળી વિસ્મિતચિત્ત બની યમરાજા તેને કહેવા લાગ્યા. " પ્યારે નચિકેતા ! તું જે વિષયને જાણવા ઇચ્છે છે તે બહુજ કઠિણ અને સૂક્ષ્મવિષય છે દેવગણો પણ એ વિષયના જ્ઞાનનો લાભ સમ્યક્ રીતે લઇ શકતા નથી. માટે એ વિષયને છોડી તું બીજા વિષયની પ્રાર્થના કર. " યમના આ વચનોનો નચિકેતાના મનમાં બહુજ ક્ષોભ થયો. તેના નેત્રોમાં જળ ભરાઇ આવ્યું. હાથજોડી ફરી બોલ્યો. ' ધર્મરાજા આપ દયાળુ નામથી પ્રસિદ્ધ છો. આપ પ્રસન્ન થઇને મારાપર દયા કરો. આપ સમાન ઉપદેષ્ટા મને અન્યત્ર મળશે નહિ. એક આત્મજ્ઞાનજ પુરૂષાર્થ સાધક છે. એજ કલ્યાણકર્તા છે. હું આપની પાસેથી આત્મજ્ઞાનનો ઉપદેશ પ્રાપ્ત કર્યાવિના માની શકતો નથી. આ પ્રાર્થના આપને અવશ્ય પૂર્ણ કરવી જ પડશે.




૧૦૮

( અનુસંધાન ગતાંક પૃષ્ટ થી )

ગણપતિ પૂજન સમાપ્ત કરીને પછી સ્વસ્તિ પુણ્યાહ વાચનનો આરંભ કરે. કર્મના પ્રારંભમાં સ્વસ્તિ પુણ્યાહ વાચન કરવું ઉચિત છે. ગંધ તાંબુલ અને દક્ષિણાદિથી પૂજેલા ચાર બ્રાહ્મણ હાથમાં દર્ભ લઇને બેસે. યજમાન બ્રાહ્મણોથી દક્ષિણમાં બેસે તો ઉત્તરાભિમુખ બેસે ત્યારે બ્રાહ્મણો પૂર્વાભિમુખ બેસે. અથવા બ્રાહ્મણો ઉત્તરાભિમુખ બેસે તો યજમાન પત્ની સહિત પૂર્વાભિમુખ બેસે યજમાન બેઉ ઢીંચણ પૃથ્વીને અડાડી બેસે અને બેઉ હાથને બીડેલા કમળની પેઠે માથા ઉપર રાખે.

## હવે પુણ્યાહવાચન વિધિ લખવામાં આવે છે.

આ પુણ્યાહવાચન વિધિમા છિદ્ર રહિત દર્શનીય શુદ્ધ એક કલશ લેવો જોઈએ. પ્રથમ મહીદ્યૌ૰ મંત્ર ભણીને કલશ રાખવાની ભુમિને સ્પર્શ કરે. પછી ॐ ओपधयः મંત્ર ભણીને ચોકખાની એક ઢગલી કરે. ત્યારપછી आजिघ्र कलशं મંત્રથી ચોકખાની ઢગલી ઉપર ચિત્રેલો સોનાનો, ચાંદીનો, પીતલનો અથવા માટીનો કલશ રાખે ! તેમાં इमंमेवरुण૰ એ મંત્રથી પવિત્ર જળ નાખે. गन्धद्वारां૰ એ મંત્રથી કલશમાં સુગંધી વસ્તુઓ નાખીને કલશ ઉપર ચંદનાદિનો લેપ કરે. याओपधीः એ મંત્રથી સર્વોષધી કલશમાં નાખે. પછી ओपधयः એ મત્રથી જવ નાખી कांडात्कांडात्૰ એ મંત્રથી કલશમાં દૂધ નાખે अश्वत्थेय૰ મંત્રથી આંબાદિ પાંચ વૃક્ષના પાનાં કળશમાં મૂકી स्योनापृथिवि૰ મંત્રથી પરિભાષા પ્રકરણમાં લખેલ સપ્તમૃતિકાઓ કલશમાં નાખે. याफलिनी૰ થી કેટલાક શુદ્ધ ફલ તેમા નાખી તદનન્તર परिवाजपति૰ મંત્રથી પાચ રત્નો કલશમાં નાખવા हिरण्य गर्भ૰ એ મંત્રથી કલશમા સુવર્ણ નાખે જો ઘડો સોનાનો હોય તો સુવર્ણ ન નાખે. युवासुवासा૰ ભણીને ધોએલા નવા વસ્ત્રને તથા કેશરથી રંગેલા સૂત્રને કલશ ઉપર વીંટીને पूर्णादर्वि મંત્રથી શ્વેત ચાવલ પુરિત મૃણ્મય પાત્ર કલશ ઉપર ઢાંકે. ત્યારે વરૂણદેવતાઓનું આવાહન तत्त्वायामि મંત્રથી કરે. પછીથી ॐ भूर्भुवः૰ મંત્ર બોલી વરૂણદેવનું કલશ ઉપર ષોડશોપચાર પૂજન કરે. તત્પશ્ચાત્ सर्वेसमुद्रा૰ વિગેરે શ્લોક દ્વારા ગંગાદિ સર્વતીર્થનું કલશમાં આવાહન કરે. ઉક્ત સર્વ ક્રિયા કલશના જલને પવિત્ર કરવા માટે છે. પછી એ જલવડે યજમાન પવિત્ર થઈ પછી कलशस्य૰ ઈત્યાદિ શ્લોક ભણીને જમણા હાથની અનામિકા આંગળીથી કલશને સ્પર્શ કરે પછી પ્રાર્થના કરે. પછી પૃથ્વી ઉપર બેઉ ઘૂટણ મૂકી ખીલેલા કમળ સમાન હાથ રાખીને માથા પર રાખે. ત્યારે આચાર્ય અથવા પુરોહિત જમણા હાથથી સુવર્ણ સહિત ઘટને ધારણ કરે. ત્યારપછી યજમાન ॐ त्रीणि ઇત્યાદિ મંત્ર અને सेनायुष्यमाणेन૰ ઇત્યાદિ વાક્ય બોલીને પુણ્યાહવાચનનો આરંભ કરે. " પુણ્યવરે પુણ્યના દિવસહો આપ વદે ત્યારે એજ પ્રમાણે બ્રાહ્મણો બોલે અને આગળ સર્વત્ર યજમાન વાક્ય પ્રતિવાક્ય કહે પછી બ્રાહ્મણોના હાથમાં જલસેચન કરે યજમાન બોલે કે જળ કલ્યાણકારી હો. ત્યારે બ્રાહ્મણો કળશમાંથી જળ લઈને शान्ताआपो૰ મંત્રથી યજમાન અને પત્નીના ઉપર સેચન કરે યજમાન કહે કે મન

પ્રસન્ન હો. બ્રાહ્મણો કહે કે અસ્તુ. યજમાન બોલે કે મારૂં પુણ્ય અક્ષય હો, આયુ, યશ અને બલ વધે. લોકમાં જેજે કલ્યાણકારી કર્મ છે તે તે મારે ઘેર સદા થતાં રહે. અક્ષય પુણ્ય થાય હાનિ ન થાય બ્રાહ્મણો કહે કે એમજ હો. પછી યજમાન બોલે કે સુગંધ મારી રક્ષા કરે મૃત્યુથી બચાવે સારૂં મંગલ હોય. બ્રાહ્મણો ત્ર્યમ્બકં૦ મંત્રથી આશીર્વાદ આપી કહે કે સુગંધ તમારી રક્ષા કરે. મંગલ હો.

યજમાન કહે-અક્ષત-સાંગોપાંગ વિદ્યમાન જેમાં કાંઇપણ ત્રુટિ ન હોય એવા રક્ષા કરે. આયુ વાધી હો બ્રાહ્મણો કહે એ-સત્ય હો. યજમાન કહે પુષ્પ રક્ષા કરે. શોભા હો૦ બ્રાહ્મણો કહે એમ થાઓ. યજમાન બોલે પાન રક્ષા કરે. ઐશ્વર્ય હો. બ્રાહ્મણો કહે એમ થાઓ યજમાન બોલે દક્ષિણા રક્ષા કરે. દાન આપવા માટે ઘણું ધન હો. બ્રાહ્મણો કહે એમજ હો.

યજમાન બોલે-શાંન્તિ, પુષ્ટિ, સંતોષ, શોભા, કીર્તિ, યશ, વિદ્યા, નમ્રતા, ભોગ, ઘણા પુત્રો, અને લાંબી આયુ હો. બ્રાહ્મણો કહે એ બધું સત્ય હો, એમ કહી કળશમાંના જળનો યજમાન ઉપર થોડો અભિષેક કરે યજમાન કહે જેને લઇને સર્વવેદ, સર્વયજ્ઞ, અને સર્વ કર્મનો આરંભ તથા સર્વ શુભ કામ નિર્વિઘ્ન થાય છે તે ૐ ને હું આદિમાની ને ઋગ્, યજુ તથા સામવેદ સમ્બન્ધી ઘણા ઋષિઓ સંમત પ્રસિદ્ધ પુણ્યાહને આપ લોકની આજ્ઞાથી કહેવરાવીશ બ્રાહ્મણો કહે કહેવરાવીએ. ત્યારે યજમાન બ્રાહ્મણો ના હાથમાં પાન આપે અને બ્રાહ્મણો ॐ मंत्रं कर्णोभिः વગરે મંત્રોથી આશીર્વાદ આપે. યજમાન કહે વ્રત, નિયમ, જપ તપ, યજ્ઞ, શાન્તિ, ઇન્દ્રિય નિગ્રહ દયા, દાન, વિગેરે કરનાર વેદાધ્યાયી સર્વ બ્રાહ્મણોનું મન એકાગ્ર હો બ્રાહ્મણો કહે અમારૂં મન સાવધાન છે યજમાન કહે આપ લોક, મારા, પર પ્રસન્ન હો બ્રાહ્મણો કહે પ્રસન્ન છીએ. યજમાન કહે શાન્તિ હો પુષ્ટિ હો સંતોષ, હો શુદ્ધિ હો, વિઘ્ન ન હો દીર્ઘાયુ નિરોગતા હો, કર્મ કલ્યાણકારી હો, કર્મ, વેદ, શાસ્ત્ર, પુત્ર અને ધન ધાન્યની સમૃદ્ધિ હો ઇષ્ટ સમ્પતિ હો અનિષ્ટ નિરસ્ત હો, પાપ દૂર હો એમ પ્રાપ્ત થાઓ, ભાવિકર્મમાં વિઘ્ન ન હો આગળ આગળ વૃદ્ધિ હો આગળ થનારી ક્રિયા સારી થાઓ. યજ્ઞ દ્વેષીઓનો નાશ હો, લૂટારા, ચોર, નાશ હો, કર્મમા વિઘ્ન કરનાર શત્રુઓની હાર થાઓ, ઘોર ભયંકર કૃત્ય શાન્ત થાઓ પાપ શાન્ત થાઓ વિક્ષેપ શાન્ત થાઓ. શુભકામની વૃદ્ધિ થાઓ જલ અને ઋતુ કલ્યાણ તથા સુખકારી હો,

ગાર્હપત્યાદિ ત્રણે અગ્નિઓ સુખકારી હો, આહુતિઓ સુખના હેતુ ભૂત હો, ઓષધિયો સુખકારીહો, વનસ્પતિ, ઉદુમ્બરાદિ સુખના હેતુ થાઓ અતિથિ કલ્યાણ કારી હો દિનરાત્રે સુખકારી હો દરેક ગામ અને નગરમાં વરસાદ વરસે, ઓષધિયો ફળવાળી હો. અપ્રાપ્ત વસ્તુઓની પ્રાપ્તિ અને પ્રાપ્ત વસ્તુની રક્ષા હો બ્રાહ્મણો કહે તેમ કર.

યજમાન કહે-પુણ્યાહના સમયને કહેવરાવીશ. બ્રાહ્મણો-કહેવરાવો એવું કહીને ઉદ્ગાતે એ મંત્ર બોલે એ ઋચાથી પુણ્યાહજ થાય છે. યજમાન કહે હે બ્રાહ્મણો મારા ઘરમા આ કર્મનો શુભ સમય આપ કહો ( એમ મંદસ્વરથી બોલે ) બ્રાહ્મણો કહે આ કર્મનો શુભ સમયહો પછી બીજી વખત યજમાન અને બ્રાહ્મણો વાક્યો મધ્યમ સ્વરથી બોલે અને ત્રીજી વખત ઉચ્ચ સ્વરથી બોલે યજમાન કહે બ્રહ્મ કલ્પરૂપ જે સૃષ્ટિ ઉત્પન્ન કરાવનાર પુણ્યદિન છે, જે વેદરૂપ વૃક્ષથી પ્રકટ થઈ નિત્ય છે તે દિવસેને અમારે માટે પુણ્ય થવા કહીએ તેમજ પુનન્તુમા૦ મંત્ર બોલીને કહેકે પૃથ્વીનો ઉદ્ધાર કરવામાં ઋષિયો અને સિધ્ધોએ જે કલ્યાણ કર્યું તે કલ્યાણ એમ લોકોને માટે કહો હે બ્રાહ્મણો કુટુમ્બ પરિવાર સહિત મારા ઘરમાં અમુક કર્મ કલ્યાણકારી હો એમ કહો બ્રાહ્મણો કલ્યાણ હોય એમ ત્રણ વાર કહી યથેમાં૦ મંત્ર બોલે યજમાન કહે હે બ્રાહ્મણો કુટુંબ સહિત મારી ઋદ્ધિ આપ કહો બ્રાહ્મણો ત્રણ વખત ઋદ્ધિ હો એમ કહી સત્રસ્ય૦ મંત્ર બોલી આશીર્વાદ આપે યજમાન કહે હે બ્રાહ્મણો કુટુમ્બ પરિવાર સહિત વિનાશ ન થવા રૂપ મારી સ્વસ્તિ આપ કહો બ્રાહ્મણો કહે સ્વસ્તિ એમ ત્રણવાર કહી સ્વસ્તિન૦ ઇત્યાદિ મંત્રોથી આશીર્વાદ આપે યજમાન કહે હે બ્રાહ્મણો કુટુંબ સહિત મારી શ્રીને આપ કહો બ્રાહ્મણો અસ્તુ શ્રી એમ ત્રણ વખત કહીને શ્રીશ્ચતે બે મંત્રોથી આશીર્વાદ આપી અસ્તુ શ્રી એમ ફરી કહે પછી મનસઃ મંત્રથી આશીર્વાદ આપી કહે કે લોકના રક્ષક પ્રજાપતિ સર્વ અને દેવોનો રાજા ધારણ કરનાર બ્રહ્મા તથા નિત્ય સનાતન ભગવાન પરમાત્મા અમો સર્વની સર્વ તરફથી રક્ષા કરે ભગવાન પ્રજા રક્ષક પ્રસન્ન હો એમ કહી. પ્રજાપતે મંત્રથી પ્રાર્થના કરી, દીર્ઘાયુ યજમાન માટે સ્વસ્તિ હો એમ ત્રણ વખત કહે પ્રતિન્પથા૦ મંત્રથી પ્રાર્થના કરી આ પુણ્યા હવાચ નથી પ્રજા પાલક પરમાત્મા પ્રસન્ન હો યજમાન કહે કે આ સ્વસ્તિ પુણ્યાહવાચન કર્મમા ન્યૂનાતિરિક્ત વિધાન બ્રાહ્મણો અને શ્રી મહેશ્વરની કૃપાથી પૂર્ણ હો ત્યારે બ્રાહ્મણો પણ તેમજ કહે ત્યારે ભગ્ગી પેહ્માડી બ્રાહ્મણ

યજમાન અને પત્ની પર કલશના જળથી અભિષેક કરે આ વખતે યજમાન પત્નીને પોતાની ડાબી બાજુએ બેસાડે સાવધાનતા પૂર્વક ઇશ્વર ભક્તિમાં તત્પર દુર્વા તથા આંબાના પાત્રા વડે સપત્ની કે યજમાન ઉપર अभि षिं चाम्यसो० પ્રત્યેક મંત્રથી અસોપદની જગાએ યજમાનના નામને જોડી અભિષેક કરે શાન્તિ પદને ત્રણ વખત કહી પતિપુત્રોવાળી સૌભાગ્યવતી ચાર બ્રાહ્મણ સ્ત્રીઓ પત્ની તથા યજમાનની આર્તિ કરે ॐ मनोंघष्ट० વિગેરે મંત્રો આચાર્ય બોલે.

સ્વસ્તિ પુણ્યાહવાચન કર્મ સમાપ્ત.





## मूर्तिपूजानी आवश्यकता.

બ્રહ્માંડમાં બે પ્રકારના પદાર્થો આપણી દૃષ્ટિ સમક્ષ વિદ્યમાન છે, (૧) ઇશ્વરી સૃષ્ટિ(૨)માનુષિ સૃષ્ટિ. ઇશ્વરી સૃષ્ટિનું રૂપાન્તર કરવાથી માનુષિ સૃષ્ટિ તરીકે ઓળખી શકાય છે. જેમકે ઝાડ એ. ઇશ્વરી સૃષ્ટિ છે તેને કાપીને તેમાંથી. ખુરશી. ટેબલ. વગેરે વસ્તુઓ, બનાવીએ છીએ, તેને માનુષિ સૃષ્ટિ તરીકે સાકારપદાર્થ કહીએ છીએ. વળી હવા તે પદાર્થ છે, પણ. તે છે, એવું આપણે તેના ચલન વલનથી. જાણીએ છીએ કે હવા વિદ્યમાન છે, એવીજ રીતે કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિ. એઓના અદૃશ્ય પદાર્થ છે, કેમકે તમેં ક્રોધનું માપ અમુક લંબાઈ કે પહોળાઇનું છે. તેવું બતાવી શકતા નથી,તેજ પ્રમાણે, કામ, લોભ, મોહ ઇત્યાદિ. વગેરે નો આકાર બનાવી શકતા નથી પણ તેના સ્વરૂપ ને ગુણપરથી તે છે, એમ જણાય છે. (ક્રમશઃ)

નાસ્તિક કહાય. એમ કહેવા માગે કે, અમને ઇશ્વરનો સાક્ષાત્કાર ક-

રાવે. અથવા તેની સાથે "શેઈક હૅન્ડ્ઝ" કરાવે તોજ અમે તેની હયાતી છે. તેવું જાણી ને પુજન કરીએ તેના જવાબમાં કહેવું જોઇએ કે ઉપર કહ્યું તેમ ક્રોધ, વગેરેનું અમુક માપ બનાવી શકતા નથી તો પછી આ અનંત કોટિ બ્રહ્માંડના પરમાત્મા જે, સ્થુલમાં પણ સ્થુલને સુક્ષ્મથી પણ સુક્ષ્મ છે, ને સર્વ વ્યાપિ છે, એ આપણી દ્દષ્ટિમાં આવી શકે નહિ તે માટે વેદમાં પણ, નેતિ, નેતિ, એટલે એ નહિ, એ નહિ, એમ, કહેલું છે, એવા પરમાત્મા છે તેને નાસ્તિક વ્યક્તિ મેળાપ થાય તો જ ઇશ્વરની હયાતી છે એમ સમજે તો તેવા ભણુગણો ને નીચેનું દ્દષ્ટાંત સમજીને વિચારવાનો ટાઈમ મેળવીને ચિત્તને ઠેકાણે લાવવું જરૂરનું છે

કોઇ મનુષ્ય જંગલમાં ફરવાને વાસ્તે ગયો હતો ત્યાંથી તેને એક વૉચ, મળી આવ્યું તે મળવાથી અત્યંત આનંદ થયો. અને ને સાથે, એમ વિચાર થયો કે આ વૉચ પોતાની મેળે બન્યું નહિ હોય. પરંતુ તેનો બનાવનાર કોઈ હોવો જોઇએ, તપાસ કરતાં તેમાં લખેલા અક્ષરો વાંચતા, મેઇડ ઇન અમેરિકા" એવું જણાયું પછી તેની ઇચ્છા થઇ કે અમેરીકા ક્યાં, અને કેટલો દૂર હશે તે સંબધી તપાસ પોતે ઘેર આવ્યા પછી કરવા લાગ્યો–ને ને આ વૉચ બનાવનાર કારીગરની મુલાકાત કરવાની ઇન્તેજારી થઇ રહી, હતી, તેણે કોઇ હોશિયાર મનુષ્યને પૂછ્યું કે ભાઈ અમેરિકા ક્યાં આવેલો, ને કેટલે દુર છે? ત્યારે જવાબ મળ્યો કે ભાઇ તમે મુંબઇ જાઓ, અને ત્યાંથી પત્તો મેળવો, જેથી તે પૈસા ખરચીને મુંબઈ આવ્યો; અને અહિંથી તેણે પ્રયત્નથી ને પૈસા ખર્ચીને અમેરિકા જવાની સ્ટીમરની ટીકીટ લીધી, સ્ટીમરમાં બેઠો ત્યારપછી તે ત્રણ મહિને અમેરિકાના બંદરે ઉતર્યો ત્યાંથી તે ઘડીઆળ બનાવનાર કમ્પનીનું નામ, ગામ. સ્ટ્રીટ વગેરેનો પત્તો મેળવીને તેના કારખાનામાં ગયો, અને તે વૉચ. બતાવીને પૂછ્યું કે આ બનાવનાર કારીગર ક્યાં છે? જવાબ મળ્યો કે આજે કામમાં છે, માટે કાલે આવજો, આ પ્રમાણે, પંદર દિવસ સુધી લાગલાગટ આંટા ફેરા થયા ત્યારે તેને તે કારીગરની મુલાકાત થઇ. વૉચ બનાવનાર કારીગરીની મુલાકાત કરવા સારૂ. તન. મન. ધનથી મહેનત કરીને લગભગ ચાર માસે પ્રયત્ન સફળ થયો. આ ઉપરથી નાસ્તિકોએ સમજવું જોઇએ કે એક વૉચ, બનાવનાર કારીગરની મુલાકાત કરવા માટે લગભગ ચાર પાંચ મહિના વ્યતીત થાય છે, તો પછી આ અનંત કોટી બ્રહ્માંડના બનાવનાર કારીગર જે પરમાત્મા સર્વ વ્યાપી છે.

તેને એકદમ શી રીતે મેળવી શકાય ? પણ જરા ધીરજ રાખીને તેને મેળવવા માટે યત્ન કરવો જોઇએ, ને વેદ, શ્રુતિ, ઉપનિષદ્‌, વગેરેનું અધ્યયન કરવું તે પછી મનન ને વિચાર કરવાથી પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થાય છે આમ થવાને ઘણો વખતે વ્યતિત કરવો પડે છે " ( अनेक जन्म संसिद्धि )" ત્યારેજ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે,

નિરંજન નિરાકાર પરમાત્માનું જ્ઞાન થવા માટે પ્રથમ પગથીઆં રૂપ સાકારને પૂજવાની જરૂર છે, અને તે પગથીઆ પરમાત્માના જ્યોતિ સ્વરૂપને જાણી શકાય છે. આવા નિરાકાર પરમાત્માનું ધ્યાન ધરવા વાળા કોઇક વિરલા મહાત્માઓજ નીકળી આવે છે કેમકે તેને દરેક વ્યક્તિ, ટાઢ, તાપ, વરસાદ પશુ, પક્ષી મનુષ્ય વગેરે પર સમાન દ્રષ્ટિ હોય છે જેથી તે નિરાકાર સ્વરૂપમાં લીન થઈ જાય છે, માટે નિરાકાર પરમાત્માને પૂજનાર દરેક વ્યક્તિમાં ઉપર જણાવેલા ગુણો હોવાજ જોઇએ, જો તે ગુણો ન હોવતો પછી તેમને ફક્ત મોઢેથી લવારો કરનાર જ કહી શકાય તેઓ ફક્ત બીજાઓને દંભ બતાવવાની ખાતર જ ડોળ કરે છે, હાલના જમાનામાં તુલસીદાસે કહ્યું છેઃ–તેવી વૃતિ ને જ્ઞાન વાળી વ્યક્તિનો વધારો જોવામાં આવે છે,

બ્રહ્મ જ્ઞાન બીનુ નારીનર કહહિન દુસરી બાત,
કોડી ઉ કારણ મોહવશ, કરહિં વીપ્ર ગુરૂ ઘાત,

ઉપર જણાવેલા અધુરી સમજણના જ્ઞાનનું રહસ્ય સમજ્યા વગર તેમાં માથુ મારવાથી ઉભય ભ્રષ્ટ થવાનો વખત આવે છે- માટે સગુણરૂપ સાકાર સ્વરૂપને જાણવાની પ્રથમ જરૂર છે.

મૂર્તિપૂજા બે પ્રમાણથી સિદ્ધ થાય છે. (૧) પ્રત્યક્ષ (૨) અનુમાન પ્રત્યક્ષ એ છે કે તમને જોઇને તમારા પિતાના હોવાપણનું ભાન થાય છે અનુમાનથી એમ કે જ્યાં જ્યાં ધુમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય તે પ્રમાણે પરમેશ્વર સર્વવ્યાપક અન્તર્યામી છે તો તેની કથાની સાબીત છે-તેથી તેનું

મૂર્તિરૂપ સ્વરૂપ બનાવી પૂજા કરવી જોઇએ. આ પરથી તમને કદાચ શંકા થશે કે, તે મૂર્તિને પૂજવાથી. અનંત કોટી બ્રહ્માંડના પરમાત્માનું પૂજન કરૂં છું. એમ શી રીતે માની શકાય તે વાસ્તે કહેવું જોઇએ કે જ્યારે તમે સમુદ્રના અમુક હાથની લંબાઇ પહોળાઇવાળા ભાગના ચંદન પુષ્પ ધૂપ, દીપ, નૈવેદ્યથી પૂજા કરતા હો ત્યારે તમને કોઇ પૂછે કે આ શું કરો છો ત્યારે તમે વિના વિલંબે એમ જ કહેશો કે હું સમુદ્રનું પૂજન કરૂં છું અથવા સમુદ્રના થોડાક ભાગમા તમે સ્નાન કરો છો છતા એમ કહો છો કે મેં સમુદ્રમા સ્નાન કર્યું. એજ ભાવના પ્રમાણે મૂર્તિનું પૂજન કરવાથી અનંત કોટી બ્રહ્માંડ વ્યાપિ પરમાત્માનું પૂજન થઇ શકે છે.

મૂર્તિ, પત્થર, ધાતુ, કાષ્ઠ અથવા કોઇ પણ પદાર્થની હોય પણ તેના તે તે પદાર્થોની ભાવના રાખીને મૂર્તિપૂજા કરતા નથી પરંતુ તેમા ઇશ્વર નો અંશ છે. તેમ માનીને તેનું અર્ચન કરવામાં આવે છે. કદાચ નાસ્તિક વાતે લઇને શંકા થાય કે તેના ઘડનાર અથવા બનાવનારની પૂજા કેમ કરતા નથી? કેમકે તે તો તેનો ઉત્પન્ન કરનાર પિતા તરીકે થયો? તેના સમાધાન તરીકે એક દાખલો પુરતો જણાશે. જેમકે તમારો ફોટો ખેંચનાર ફોટોગ્રાફર જેમ તમારો બાપ થઇ શકતો નથી. તેજ પ્રમાણે ઉપરની અજ્ઞાનતા દુર થાય છે. ભાવનાનું સ્વરૂપ બીજી રીતે સમજવા માટે એક મોટો પત્થર લાવી મનુષ્ય સમૂહમાં મૂકીને પૂછશું કે આ પત્થરમા બ્રહ્મા વિષ્ણુ, મહેશ, અથવા રામકૃષ્ણ આદિ દેવતાની મૂર્તિઓ છે કે નહિ? ત્યારે જે અજ્ઞાન મનુષ્ય હશે તે તો એમ જ કહેશે કે તમે પાગલ જણાઓ છો. આ પત્થરમાં અમને તેમાનું કાંઇ જણાતું નથી. પરંતુ તેમાં જે કારીગર હશે તે તુરત સમજી શકશે કે આ પત્થર પર કોતર કામ કરવાથી તેમાંથી જે પ્રકારનું સ્વરૂપ બનાવવું હોય તે પ્રમાણે થઇ શકે છે જે પ્રમાણે કારીગરને સદર્હુ મૂર્તિઓનો પ્રાદુર્ભાવ થયો. તેમ મૂર્તિમાં ઇશ્વરનો પ્રાદુર્ભાવ સમજીને મૂર્તિપૂજા કરવી તેથી જ અંતે સાક્ષાત્કાર થાય છે.

આકારને નહિ પૂજનાર વ્યક્તિ કદાચ એમ કહેવા માગતી હોય કે અમે તો નિરંજન નિરાકારને જ માનીએ છીએ ત્યારે તેવાઓને જણાવવું કે તમેં તમારા મત પ્રવર્તકોના ફોટા શા માટે રાખો છો? કારણ કે તે તો કાગળ અને શાહી છે હવે કદાચ ઘડીભર એમ માની લઇએ કે સદર્હુ ફોટાઓનું અયોગ્ય રીતે અપમાન કરવામાં આવે તો ખુદ પ્રવર્તક નેતાનું અપમાન થયું, એવો ભાવ તમારા મનમા એકદમ સ્ફુરી આવે છે. આ પણ

એક નહિ તો બીજી રીતે કહીએ તો મૂર્તિપૂજા જ છે. જ્યારે કોઈ મનુષ્ય પોતાના દેવગત થએલા પિતાનો ફોટો જોઈને રડે છે. ત્યારે કોઇ મનુષ્ય તેને પૂછે કે ભાઇ તું શા માટે રડે છે. આ તો ફક્ત કાગળને શાહીથી ચીતરાએલું ચિત્ર છે. પરંતુ પુછનારને રડનારના પિતાનો પ્રાદુર્ભાવ ચિત્ર ઉપરથી થતો નથી. પરન્તુ રડે છે, તેને ફોટા ઉપરથી તેના પિતાનું સ્મરણ થઇ આવે છે. તેથી તે રડે છે. તે જ પ્રમાણે મૂર્તિમા ઈશ્વરનો પ્રાદુર્ભાવ યાદ લાવીને અનન્ય ભાવથી ધ્યાન ધરવાથી પરમાત્મા પ્રસન્ન થાય છે. નાસ્તિકભાવથી કોઇ ઘડીભર એમ કહે કે પત્થર અથવા કોઈ પણ પદાર્થની મૂર્તિથી ઇશ્વર પ્રસન્ન થાય નહિ તો તેને માટે નીચેનું દૃષ્ટાંત સમજવું ઠીક પડશે. (અપૂર્ણ.)




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૨૧ થી. )

## પ્રકરણ ૪ થું.

### દ્રૌપદી માટે યુદ્ધ.

પોતાની પ્રતિજ્ઞાનું પાલન થયું તેથી રાજા દ્રુપદ બહુ જ પ્રસન્ન થયો. જે વીરે નિશાન પાડયું તેની ચાલાકીથી પ્રસન્ન થઈ કન્યાદાનની તૈયારી કરવા લાગ્યા. નિશાન પાડવાની વાત સહજ વારમાં ચોતરફ ફેલાઇ ગઇ. પોતાના ભાઇઓ સહિત અર્જુન મંડપમાંથી બહાર નીકળ્યો. દ્રૌપદી પણ તેની પાછળ પાછળ બહાર નીકળી. બ્રાહ્મણ લોકો તો અર્જુનનો વિજય જોઈને ખૂબ ખુશી થયા કારણ કે અર્જુન તે વખત બ્રાહ્મણ વેશમાં હતો. જે કામને મોટા મોટા ધનુર્ધર ક્ષત્રિયો ન કરી શક્યા તે જ કામ એક

બ્રાહ્મણ કુમારે કર્યું. આથી બ્રાહ્મણોને પ્રસન્ન થવાનો અન્ય ઉત્તમ અવસર કયો હોય ? પરંતુ ક્ષત્રિય રાજાઓને આ બ્રાહ્મણ કુમારનો વિજય બહુ ખટક્યો, અને તેમની રાજસભા આગળ પડી એટલું જ નહિ, પણ "જર, જમીન ને જોરૂ, એ કજીઆનાં છોરૂ" એ કહેવત પણ સિદ્ધ થવાનો પ્રસંગ આવી લાગ્યો. સઘળા ક્ષત્રિયો પરસ્પર મળી સલાહ કરવા લાગ્યા કે રાજા દ્રુપદ આ વખતે બહુ જ અનુચિત કામ કરી રહેલ છે. તેણે આપણું અપમાન કર્યું છે. સ્વયંવરનું નિમંત્રણ કરી આપણને બોલાવ્યા અને હવે આપણો અનાદર કરે છે. શું દેવતાઓ જેવા સુંદર આટલા બધા ક્ષત્રિય રાજકુમારોમાં કોઈ પણ દ્રુપદની કન્યાને લાયક નથી ? જેથી દ્રુપદરાજા ક્ષત્રિય કન્યાનો હાથ બ્રાહ્મણને સોંપે છે? અમને તો એમ લાગે છે કે તેની બુદ્ધિ મારી ગઈ છે. હાલમાં રાજા દ્રુપદ જે કામ કરી રહેલ છે તેથી એક ક્ષત્રિયને નહિ પણ તમામ ક્ષત્રિય જાતિને માથે કલંક આવે છે. તેનો આ અપરાધ કોઈ પણ રીતે ક્ષમા કરી શકાય તેમ નથી માટે આપણ-સર્વે મળીને તેને શિક્ષા કરીએ

ક્ષત્રિય સભામાંથી કેટલાએક બોલી ઉઠ્યા કે નિઃસંદેહ દ્રુપદરાજાની આમાં ભૂલ છે. શાસ્ત્રમાં સ્વયંવરનો નિયમ માત્ર ક્ષત્રિયને માટે છે બ્રાહ્મણોને જયમાલ પ્રાપ્ત કરવાનો અધિકાર નથી. જે રાજા શાસ્ત્રમર્યાદાનો ભંગ કરે તેનો વધ કરવો જોઇએ. આપણે સર્વે મળીને આ નીચ રાજા તથા તેના પુત્રને જરૂર મારી નાખીશું. પછી આ રાજકન્યા આપણામાંથી કોઇને પસંદ કરી લે તો ઠીક છે. નહિતો તેને અગ્નિમાં નાખી દઇ આપણે આપણા દેશમાં ચાલ્યા જઇશું. એમ કહી હજારો ક્રોધાન્ધ રાજાઓ અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈ રાજા દ્રુપદ તરફ ધસ્યા. તેનાથી દ્રુપદને બહુ જ ડર લાગ્યો પણ તે જ વખતે અર્જુન તથા ભીમ તેને કહેવા લાગ્યા કે ગભરાવાની જરૂર નથી. એમ કહેતાંની સાથે ભીમપરાક્રમી ભીમે તો પસેરી એક વૃક્ષને બેગી કાઢ્યું, અને તેના ડાળાં, પાતરાં કાઢી નાખી તે વડે જ ગદાનું કામ લેવા માંડ્યું, અને શત્રુઓને ઝપાટવા મંડ્યા. અર્જુને પણ જે ધનુષ વડે લક્ષવેધ કર્યો હતો તેને હાથમાં લઇ વિકરાળ બાણવૃષ્ટિનો આરંભ કરી દીધો. એટલે એ સ્વયંવર વેદીની પાસે જ તુમુલ યુદ્ધ થવા માંડ્યું. બ્રાહ્મણોએ જોયું કે ક્ષત્રિયો બ્રાહ્મણ કુમારોની સાથે અન્યાય કરી રહેલ છે તેથી તેમને બહુ જ ખરાબ લાગ્યું. તેમના હૃદયમાં પોતાની જાતિનાને સહાનુભૂતિ આપવાનું સ્ફુરણ થઇ આવ્યું; તેથી તેઓ અર્જુનની સહાયતા કરવા

તૈયાર થઈ ગયા. પોતપોતાના ધનુષ્ય ખખડાવતા તે કહેવા લાગ્યા. તમે જરા પણ ભય રાખશો મા અમે તમારી મદદમાં છીએ અમે શત્રુની સામે બરાબર મુકાબલો કરીશું. એ સામગ્રી મંદહાસ્ય પૂર્વક કૃતજ્ઞતા બતાવતા અર્જુન કહેવા લાગ્યો કે—આપ એક બાજુ ઉભા રહી જે થાય તેને જોયા કરો. જેમ માંત્રિક પુરૂષ પોતાના મંત્ર બળથી ઝેરી સર્પના વિષને સહજ વારમા ઉતારી નાખે છે, તેમ હું પણ આ બાણો વડે મદમત્ત ક્ષત્રિયના નશાને સહજ વારમા ઉતારી નાખીશ. અર્જુન આમ કહેતો હતો ત્યા તો કર્ણે તેના પર બાણોની ઝડી વરસાવી બીજી બાજુ ભીમસેન અને શલ્યનુ યુદ્ધ પણ થવા લાગ્યુ.

કર્ણ અદ્વિતીય ધનુર્ધર હતો બાણ ચલાવવામા તેનુ કૌશલ્ય તે સમયમા સર્વથી અધિક ગણાતું હતું અર્જુન મનથી કર્ણની વીરતા કબુલ કરી પ્રકાશ પણે કહેવા લાગો કે વીર તમે જે બાણ વર્ષા ચલાવી છે તેનુ પ્રતિપક્ષ તમને મળે છે તો હુશિયારી રાખજો કર્ણ પણ અર્જુનની પ્રશંસા કરતો ક્રોધાન્વિત થઇને યુદ્ધ કરવા લાગ્યો તેણે અર્જુનના ઉગ્ર બાણોને વચમથી જ કાપી નાખ્યા તેથી કર્ણની સાથેના રાજાઓ તેની વારવાર પ્રશંસા કરવા લાગ્યા, પરંતુ થોડી જ વારમાં અર્જુને પોતાના બાણના પ્રભાવથી કર્ણને અકળાવ્યો એટલે કર્ણ બોલ્યો હે બ્રાહ્મણ તારી ભૂજાનુ પરાક્રમ, બાણ ચલાવવાની નિપુણતા, રણસંગ્રામમા ધૈર્ય એ સર્વ જોઈ હુ ઘણુ પ્રસન્ન થયો છુ હે દ્વિજ એક મને તો એમ લાગે છે કે તમે સાક્ષાત્ ધનુર્વેદ છો આ વખતે અત્રે મનુષ્યનું રૂપ લઇને આવેલા છો નહિ તો મારા બાણનો માર બીજાથી સહન થઇ શકે નહિ હુ જો ક્રોધે ભરાઉં તો ઇન્દ્ર અને અર્જુન સિવાય મારી સામે યુદ્ધમા ટકી શકવા કોઇ સમર્થ નથી. અર્જુન કહેવા લાગો હે કર્ણ તુ મને ધનુર્વેદ સમજે છે, પણ તે તારી ભૂલ છે હુ તો બ્રાહ્મણ છું, મને મારા ગુરૂએ શસ્ત્રાસ્ત્ર કેમ ચલાવવાં તે બરાબર શીખવ્યુ છે અને આજ તને પરાજિત કરવા માટે જ હું યુદ્ધ ક્ષેત્રમાં આવ્યો છુ છેવટ કર્ણે વિચાર કરી તેમના બ્રહ્મ તેજની શ્રેષ્ઠતા સ્વીકારી યુદ્ધ કરવાનુ છોડી દીધુ.

બીજી તરફ ભીમસેન અને શલ્યનુ મલ્લ યુદ્ધ ચાલતું હતુ પરસ્પર ધક્કા-મુક્કી થતા છેવટે શલ્યને પકડીને પૃથ્વી પર પછાડ્યો પણ તેના પ્રાણ લીધા નહિ

કર્ણ અને શલ્ય જેવા વીર પુરૂષો પણ જ્યારે બ્રાહ્મણ કુમારોને પાછા હઠાવી ન શક્યા ત્યારે અન્ય ક્ષત્રિય રાજાઓ બહુ જ ડરી ગયા તેમણે

પોતાના મનમાં વિચાર કર્યો કે પરશુરામ, દ્રોણાચાર્ય અને અર્જુન સિવાય આ સંસારમાં કર્ણ સામે યુદ્ધ કરી શકે એવો કોઇ નથી તેમ ગદા યુદ્ધમાં મહાત્મા બલરામ, પાંડુપુત્ર ભીમ અને મહારાજ દુર્યોધન સિવાય શલ્યને કોઇ હરાવી શકે તેમ નથી છતાં તે બેઉ હારી ગયા તો આ વખતે યુદ્ધ કરીને આ બ્રાહ્મણનાં બાળકોને જીતવાની આશા દોહ્યલ છે.

એ તર્કનો વિચાર કર્યા પછી રાજાઓ કહેવા લાગ્યા કે-શાસ્ત્રમાં લખ્યું છે કે બ્રાહ્મણો અગણિત અપરાધ કરે તો પણ ક્ષમાને પાત્ર છે તેથી આપણ સર્વને ઉચિત છે કે આ બ્રાહ્મણોની સાથે યુદ્ધ ન કરીએ પણ જો એ બ્રાહ્મણો પોતાના તરફથી યુદ્ધ કરવાની ઇચ્છા પ્રગટ કરશે તો યુદ્ધ થશે કૃષ્ણ મહાન્ રાજનીતિજ્ઞ પુરૂષ હતા. તે દૂરથી આ તમાશો જોઇ રહ્યા હતા તેમણે યુદ્ધ પરથી જ નક્કી કરી લીધું કે ભીમ અને અર્જુન સિવાય શલ્ય અને કર્ણના પ્રહાર અન્ય કોઈ સહન કરવાને શક્તિમાન નથી. તેમનો એ દૃઢ નિશ્ચય થઇ ગયો કે આ અર્જુન અને ભીમ જ છે. રાજાઓની વાત પણ કૃષ્ણ સાંભળી રહ્યા હતા, તે પરથી શ્રીકૃષ્ણ સમજી ગયા કે સમય અનુકૂલ છે. રાજાલોકો પણ યુદ્ધથી થાક્યા છે. તે વિચાર કરી તેમણે કહ્યું નૃપતિઓ—આ બ્રાહ્મણ કુમારો સાથે લડવું યોગ્ય નથી. નિશાન પાડી જે વીરે રાજકુમારીને પ્રાપ્ત કરી છે તે ધર્મ પૂર્વક તેનો સ્વામી થવાને અધિકારી છે માટે આપ શાન્ત થાઓ હવે યુદ્ધ કરવાની જરૂર નથી. સર્વએ શ્રીકૃષ્ણની સમયોચિત વાત માની લીધી, અને યુદ્ધનો પરિત્યાગ કરી પોતપોતાના સ્થાન તરફ જવા લાગ્યા. તે જ વખતે બ્રાહ્મણો બોલ્યા—"આજ આ મહારથ નરમાં ક્ષત્રિયોની સાથે સ્પર્ધા કરતા બ્રાહ્મણોનો જય થયો અને પાંચાલીનો વિવાહ એક વીર બ્રાહ્મણ કુમારની સાથે થયો એ પરમ સંતોષની વાત છે. આ વાત અન્ય લોકોના જાણવામાં પણ આવી. એ રીતે સ્વયંવરમાં પાંડવોને દ્રૌપદી પ્રાપ્ત થઇ. (અપૂર્ણ.)

---

ॐ

तत्सत्परमात्मने नमः

## वेदांग विचार.

---

વેદનાં અંગ એટલે સાધન ૭ છે. અંગ કહેવાથી વેદની સાથે તેનો અંગાંગી ભાવ સમ્બન્ધ બતાવવામાં આવેલ છે. અંગઅંગી શબ્દોનો વ્યવહાર મનુષ્ય શરીરની તુલના જોઈને કરવામાં આવેલ છે. મનુષ્યના શરીરનાં ૭ અંગ છે. તેનો વિશેષ વિચાર આયુર્વેદ ગ્રંથોના શરીર સમ્બન્ધી સ્થાનોમાં કરવામાં આવેલ છે. જેમા બે હાથ, બે પગ, એક શિર, એક ધડ એમ ૭ ભાગ છે. એ જ પ્રમાણે વેદના ૭ અંગ માન્યાં છે.

शिक्षा कल्पोऽथ व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमितिषडंगानि ।

(૧) શિક્ષા (૨) કલ્પ (૩) વ્યાકરણ (૪) નિરૂક્ત (૫) છંદ-પિંગળ-(૬) જ્યોતિષ એ ૭ અંગો છે. તેના ઋષિ આચાર્યોએ બનાવેલાં અનેક પુસ્તક સંસારમાં પ્રસિદ્ધ છે. જેનો કેટલોએક વિચાર આ લેખમાં આગળ ચર્ચવામાં આવશે.

સર્વ વેદવાદિ અને વેદાભિજ્ઞ—વેદ જાણનાર—વિદ્વાનોનો "વેદ નિત્ય અને અપૌરૂષેય છે" એ બાબતમાં એક જ મત છે. કોઈ મનુષ્ય જેનો કર્તા નથી એવા અપૌરૂષેય વેદ, એકોત્તેર ચતુર્યુગી વાળા ચૌદ મન્વતર સુધી બ્રહ્માના એક દિવસરૂપ બ્રાહ્મકલ્પમાં વિનાશ પામતા નથી. અર્થાત્ પૃથિવ્યાદિ તત્વો તુલ્ય વેદ પણ સાપેક્ષ નિત્ય છે. પરતુ નિરપેક્ષ નિત્ય એક પરમેશ્વર જ છે. તેથી વેદમાં લખ્યું છે કે नित्यो नित्यानाम् સાપેક્ષનિત્યમાં પણ નિરપેક્ષ નિત્ય એક પરમેશ્વર જ છે. તથા એ પણ સર્વ સંમત નિર્વિકલ્પ સિદ્ધ છે કે પાણિનિ શિક્ષાદિ વેદના ૭એ અંગ મનુષ્ય નિર્મિત—બનાવેલ—હોવાથી પૌરૂષેય અને અનિત્ય છે. વેદાંગોના વિભાગ બતાવતા સાયણાચાર્યાદિ વિદ્વાનોએ લખ્યું છે કે—

छन्दः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठ्यते ।
ज्योतिषामयनं चक्षुर्निरुक्तं श्रोत्रमुच्यते ॥ १ ॥
शिक्षा घ्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतम् ।
तस्मात्सांगमधीत्यैव ब्रह्मलोके महीयते ॥ २ ॥

અર્થ—છંદશાસ્ત્ર-પિંગલસૂત્ર વેદના પગ, કલ્પસૂત્ર વેદના હાથ, જ્યોતિષ વેદની આંખો, નિરુક્ત વેદના કાન, શિક્ષા વેદનું નાક અને વ્યાકરણ તેનું મુખ છે. એ પુસ્તકો-અંગો તેના મંત્રોની ઉત્પત્તિ પછી બન્યાં છે. અને તે પહેલાં એ નહોતાં. ત્યારે વેદનો સૃષ્ટિના આરંભકાળથી જ ચાલ્યા આવે છે. તો એ અંગોના અભાવે પ્રથમ વેદ છંદરૂપ પગ વિના લંગડા, કલ્પરૂપ હાથવિના ઠુંઠા, જ્યોતિષરૂપ ચક્ષુ વિના આંધળા, નિરુક્તરૂપ કાન વિના બહેરા, શિક્ષારૂપ નાક વિના નકટા અને વ્યાકરણરૂપ મુખ વિના મૂગા હતા ? આ મહાન્ શંકાનું સમાધાન કરવા કેટલાએક લોકો પાણિની વિગેરે વેદાંગ રચયિતા આચાર્યોને સૃષ્ટિની આરંભમાં જ હતા એવું સિદ્ધ કરવાની ચેષ્ટા કરે છે તો પણ બુદ્ધિમાનોને આથી જોઈએ તેવો સંતોષ થતો નથી કારણ કે પાણિની વિગેરે આચાર્યો અર્વાચીન સમયમાં થયા હોય તેવું સ્પષ્ટ માલુમ પડે છે. માટે એ સમાધાન ઠીક નથી. તેનું બીજી રીતે સર્વને સંતોષ થાય એવું સમાધાન એ છે કે વેદનાં છ એ અંગો વેદની સાથે સૃષ્ટિના આરંભથી જ ચાલ્યા આવે છે. જેમ શરીરના હાથ પગાદિ અંગ શરીરની ઉત્પત્તિ થાય ત્યારથી જ તેમાં સંલગ્ન છે તેમ વેદના છ અંગો પણ વેદાન્ત મતે પહેલેથી અદ્યાવધિ વિદ્યમાન છે અને એ સદા વેદની સાથે જ રહેશે. માટે વેદની સાથે વેદાંગ પણ સાપેક્ષ નિત્ય છે.

નૈઘંટુકકાંડ નિરુક્ત અ૦ ૧-૨૦ માં લખ્યું છે કેઃ—

साक्षात्कृतधर्माण ऋषयो बभूवुस्तेऽवरेभ्योऽसाक्षात्कृतधर्मभ्य उपदेशेन मन्त्रान्सम्प्रादुः । उपदेशाय ग्लायन्तोऽवरे बिल्मग्रहणायेमं ग्रंथं समाम्नासिषुर्वेदं च वेदांगानि च बिल्मं भिल्मं भासनमितिवा ॥

અર્થ—કામ, ક્રોધ અને લોભ જેના નાશ પામ્યા છે તથા તપોબળથી જેના પાપક્ષય થઈ ગયાં છે એવા પ્રથમ કોટિના પુરુષો ભણ્યા વિના જ તપોબળથી પૂર્ણવેત્તા, વિદ્વાન્ અને પરોક્ષ સૂક્ષ્મ ધર્મતત્ત્વને દેખતા-

ૐ

तत्सत्परमात्मने नमः



## वेदांग विचार.

વેદના અંગ એટલે સાધન ૭ છે. અંગ કહેવાથી વેદની સાથે તેનો અંગાંગી ભાવ સમ્બન્ધ બતાવવામા આવેલ છે. અંગઅંગી શબ્દોનો વ્યવહાર મનુષ્ય શરીરની તુલ્યતા જોઈને કરવામાં આવેલ છે. મનુષ્યના શરીરનાં ૭ અંગ છે. તેનો વિશેષ વિચાર આયુર્વેદ ગ્રંથોના શરીર સમ્બન્ધી સ્થાનોમાં કરવામાં આવેલ છે. જેમા બે હાથ, બે પગ, એક શિર, એક ધડએમ ૭ ભાગ છે. એ જ પ્રમાણે વેદના ૭ અંગ માન્યાં છે.

शिक्षा कल्पोऽथ व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमितिषडंगानि ।

(૧) શિક્ષા (૨) કલ્પ (૩) વ્યાકરણ (૪) નિરુક્ત (૫) છંદ -પિંગળ-(૬) જ્યોતિષ એ ૭ અંગો છે. તેના ઋષિ આચાર્યોએ બનાવેલાં અનેક પુસ્તક સંસારમા પ્રસિદ્ધ છે. જેનો કેટલોએક વિચાર આ લેખમાં આગળ ચર્ચવામા આવશે.

સર્વ વેદવાદિ અને વેદાભિજ્ઞ—વેદ જાણનાર-વિદ્વાનોનો " વેદ નિત્ય અને અપૌરૂષેય છે " એ બાબતમાં એક જ મત છે. કોઈ મનુષ્ય જેનો કર્તા નથી એવા અપૌરૂષેય વેદ, એકોત્તેર ચતુર્યુગી વાળા ચૌદ મન્વતર સુધી બ્રહ્માના એક દિવસરૂપ બ્રાહ્મકલ્પમાં વિનાશ પામતા નથી. અર્થાત્ પૃથિવ્યાદિ તત્વો તુલ્ય વેદ પણ સાપેક્ષ નિત્ય છે. પરંતુ નિરપેક્ષ નિત્ય એક પરમેશ્વર જ છે. તેથી વેદમાં લખ્યું છે કે नित्यो नित्यानाम् સાપેક્ષ-નિત્યમા પણ નિરપેક્ષ નિત્ય એક પરમેશ્વર જ છે. તથા એ પણ સર્વ સમત નિર્વિકલ્પ સિદ્ધ છે કે પાણિનિ શિક્ષાદિ વેદના છએ અંગ મનુષ્ય નિર્મિત-બનાવેલ-હોવાથી પૌરૂષેય અને અનિત્ય છે. વેદાંગોના વિભાગ બતાવતાં સાયણાચાર્યાદિ વિદ્વાનોએ લખ્યું છે કે—

શાખ્ય પુસ્તકોનું એક નામ "પાર્ષદ" સૂત્ર પણ છે. વ્યાકરણ મહાભાષ્યકારે લખ્યું છે કે—

छन्दोगानां सात्यमुग्रिराणायनीया अर्धमेकारमर्ध-
मोकारं चाधीयते-सुजाते ए अश्व सूनृतम् ।
अध्वर्यो ओ अद्रिभीः सुतम् । ननु च तत्र भवतां पार्षदकृतिरेषा ।

સામવેદની સાત્યમુગ્રિરાયણની શાખાવાળા લોકો અર્ધએકાર અને અર્ધઓકાર પણ ભણે છે ને માને છે પણ તે પૂજ્ય વિદ્વાનોની પાર્ષદકૃતિ છે અર્થાત્ તે શાખાવાળાના વિશ્વવિદ્યાલયમાં, એવી પ્રણાલિ છે કે અર્ધએકાર ને અર્ધઓકાર પણ જુદા અક્ષરે છે, પણ સર્વ સમ્મત એ વિચાર નથી અંગરેજી ભાષામાં અર્ધએકારને અર્ધઓકાર વર્ણોનું ઉચ્ચારણ હાલ પણ વિદ્યમાન છે. એવું અનુમાન થાય છે કે વેદ શાખાના ભેદને લઈને સ્વર, વર્ણ, માત્રાદિ લખવા બોલવાના અનેક ભેદ પ્રથમ આ દેશમાં પણ હતા. હરકોઈ પ્રકારે આ વર્ણ ભેદ જાણીને અન્ય દેશના લોકોએ પોતાની વર્ણ સૃષ્ટિની કલ્પના કરી છે વર્ણોચ્ચારણ શિક્ષા પણ એક વેદાંગ શિક્ષા પુસ્તક છે તેમાં લખ્યું છે કે કોઈ આચાર્યના મતમાં કવર્ગનું ઉચ્ચારણ જિહ્વામૂલ તથા કંઠસ્થાન પણ છે. તદનુસાર વેદશાખામાં કોઈ શાખાવાળા એવો પણ ઉચ્ચાર કરતા હશે એવો પ્રકાર આરબી ભાષામાં પણ જોવામાં આવે છે આ રીતે સંસારમાં જેટલા પ્રકારની શિક્ષા વેદાંગથી સમ્બન્ધ રાખનાર સ્વરવર્ણાદિના ભેદ દેખાય છે તે સર્વ અહિંથી નીકળ્યા છે.

પાર્ષદ શબ્દ સભાના પર્યાય પર્ષદ્ શબ્દથી બન્યો છે. જે જે પ્રાન્તના જે જે વિદ્વાનોનો સમુદાય વેદની જે જે શાખા સાથે સ્વર વર્ણાદિના ઉચ્ચારણની રીતિ સ્વીકારતો તેમના તરફથી સૂત્ર બનાવાતું તેનું નામ તત્તત્ શાખીયસૂત્ર કહેવાતું, પૂર્વકાલમાં ભારતમાં ૧૧૩૧ શાખાઓની ૧૧૩૧ શાળાઓ હતી કેમકે ૧૧૩૧ પ્રકારની પઠન પાઠન પણ શિક્ષા વિદ્યમાન હતી. વિચાર કરતાં એમ પણ સમજાય છે કે વેદવેદાંગના વિભાગ થયા તેજ સમયથી લિપિસૃષ્ટિનો પણ આરંભ થયો અને ભોજપત્ર, તાડપત્ર વિગેરે પર લખવાનો પ્રચાર ચાલ્યો. તે પહેલાં સર્વ વાતો કંઠસ્થજ થતી હતી. અર્થાત્ શિક્ષાની સાથેજ સ્વરવર્ણના ચિન્હ પણ લિપિ રૂપે નિયત કર્યા.

શિક્ષા વેદમાં મૂલ બીજ રૂપે કેવી હતી કે જેનો વિસ્તાર થયો તે સંક્ષેપમાં બતાવવામાં આવે છે.

યજુર્વેદની તૈત્તિરીય શાખાના ઉપનિષદ્‌માં લખ્યું છે કે

अथ शिक्षां व्याख्यास्यामः वर्णः, स्वरः, मात्रा, बलं, साम, संतान, इत्युक्तः शीक्षाध्यायः ॥

ઉપનિષદ્ વેદાન્તર્ગત હોવાથી વેદજ છે તેમાં શિક્ષાધ્યાય પણ પ્રસિદ્ધ જ છે

ઋગ્ભાષ્યના ઉપોદ્‌ઘાતમા સાયણાચાર્યે કહ્યું છે કે અ, ઇ, ઉ, ઋ એ ચારે વર્ણ હ્રસ્વ, દીર્ઘ, અને પ્લુત ભેદથી બાર પ્રકારના છે. તથા તેરમો લૃ, એ, ઓ, ઐ, ઔ એ ચાર દીર્ઘ અને પ્લુત ભેદથી બે પ્રકારના મળી આઠ એટલે કુલસ્વર–૨૧–એકવીશ, તેમજ કુ, ચુ, ટુ, તુ, પુ એ પાંચ વર્ગના ૨૫. અને યકારથી હકાર સુધી આઠ વિસર્ગ, જિહ્વા મૂલીય. ઉપધ્માનીય, અનુસ્વાર એ ચાર અને ચાર યમ એક દુસ્પષ્ટપ્લુત લૃકાર એટલે ૨૧+૨૫+૮+૪+૪+૧=કુલ ૬૩ અક્ષર થાય છે અને કોઇ આચાર્યના મત પ્રમાણે લૃકાર ને દીર્ઘ માનીએ તો ૬૪ અક્ષર થાય છે. એ સર્વનો ઉચ્ચારણ પ્રકાર શિક્ષામાં સમાય છે.

ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એ ત્રણ મુખ્ય સ્વર કહેવાય છે. તેમાં ઉદાત્ત પ્રધાન છે. તેના બે ભેદ છે (૧) ઉદાત્ત (૨) ઉદાત્તતર અથવા ઉચ્ચૈઃસ્તરે અનુદાત્તના પણ બે ભેદ છે (૧) અનુદાત્ત (૨) અનુદાત્તતર અથવા સન્નતર. સ્વરિત ત્રણ, પ્રકારનો છે (૧) ઉદાત્તસ્થાની (૨) અનુદાત્તસ્થાની (૩) આદેશ સ્થાની આ રીતે ઉદાત્તાદિ સપ્તસ્વર કહેવાય છે. ગાનવિદ્યાની સાથે સમ્બન્ધ રાખનારા ષડ્જ વિગેરે સાત સ્વરો આનાથી જુદા છે. હ્રસ્વ, દીર્ઘ, પ્લુત એ માત્રા નામ પરિમાણુ કહેવાય છે. જેમાં ઉચ્ચારણનો કાલભેદ નિયત કરવામાં આવ્યો છે. બલનામ સ્થાન અને પ્રયત્નોનું છે. જિહ્વાદિ આઠ સ્થાન વર્ણોના ઉચ્ચાર માટે નક્કી કરેલાં છે. જેનું ઉચ્ચારણ કરવામા જીભ અને હોઠનો સ્પર્શ થાય છે તે વર્ણ સ્પૃષ્ટ કહેવાય છે. જેના ઉચ્ચારણમાં થોડો સ્પર્શ થાય છે. તે ઇષત્સ્પૃષ્ટ કહેવાય છે. વિગેરે પ્રયત્ન જાણવો. સામ કરીને બોલવું એ મધ્યમ કોટિનું ઉચ્ચારણ જાણવું. અતિશીઘ્ર અથવા અતિ વિલમ્બથી ન બોલવું પણ શિક્ષામા લખ્યા પ્રમાણે મધુરતાદિ સહિત ગુણ પૂર્વક ઉચ્ચારણ કરવું. સંતાન નામ સંહિતાનું છે. वायो आयाहि એ વાક્યને સંહિતા પક્ષમાં અવાદેશ કરી वायवायाहि એમ બોલવું જોઇએ. इन्द्राग्नी आगतम् આમા સંહિતા પક્ષથી પ્રગૃહ્યસંજ્ઞા હોવાથી પ્રકૃતિ ભાવ થઇ ગયો છે. આ બાબત વ્યાકરણમાં કહેલી હોવાથી

શિક્ષામાં કહેલી નથી. વ્યાકરણ મહાભાષ્ય તથા શિક્ષામાં કહેવામાં આવેલ છે કે સ્વર, અથવા વર્ણથી હીન ઉચ્ચારણ કરેલ મંત્ર–અગરવાગ્રૂપ વજ્ર યજમાનને મારનાર થાય છે જેમ સ્વરના અપરાધને લઇ ઇન્દ્રશત્રુ વૃત્રાસુર માર્યો ગયો. એક વખત વૃત્રાસુરના પુરોહિત શુક્રાચાર્યાદિ એવા અભિપ્રાયથી યજ્ઞ કરતા હતા કે જેથી વૃત્રાસુરનો યુદ્ધમાં વિજય થાય અને તેનો શત્રુ ઇન્દ્ર માર્યો જાય ત્યારે ઋષિઓએ ઇન્દ્રશત્રુર્વર્ધસ્વ એ મંત્રના સ્થાનમાં ઇન્દ્રશત્રુર્વર્ધસ્વ એ પ્રકારે ઉચ્ચારણ કરતા ઉલટો અભિપ્રાય થઇ ગયો જેથી ઇન્દ્રે વૃત્રને મારી નાખ્યો ઋષિઓનો એ અભિપ્રાય હતો કે અમારો યજમાન વૃત્રાસુર ઇન્દ્રને મારનારો વધે પરન્તુ ઉદાત્તાદિસ્વરોનું વિપરીત ઉચ્ચારણ થઇ જતાં તેનો અર્થ એ થઇ ગયો કે, ઇન્દ્ર છે મારનાર જેનો એવો વૃત્રાસુર વધે તેથી ઇન્દ્રે વૃત્રાસુરને મારી નાખ્યો વેદના સિદ્ધાન્તાનુસાર મેઘાભિમાની દેવ વૃત્રાસુર અને વિદ્યુત શક્તિના અભિમાની દેવ ઇન્દ્ર છે એ બેઉ દેવાસુરનો સંગ્રામ અનાદિકાલથી સંસારની સ્થિતિ અને રક્ષાને માટે થતો રહેલો છે. અને રહેશે તેમાં સદાય ઇન્દ્રનો જય અને વૃત્રાસુરનો પરાજય થયા કરે છે જો મેઘ કપાઈ કપાઈને ન પડે અર્થાત્ વરસાદ ન વરસે તો શીઘ્રભૂમંડલ નાશ થઈ જાય. માટે વૃત્રાસુરનો પરાજય જ માનુષી સૃષ્ટિનો રક્ષક છે

અત્રે વાચકોએ વિચાર કરવાનો છે કે સ્વરના ફેરફારથી કેટલું વિપરીત ફલ આવે છે આજ કાલ સંસ્કૃત ભણેલા લોકોમાં પણ શિક્ષાનો અભાવ જોવામાં આવે છે ઝીણી ઝીણી બાબતો ઉપર પણ પંડિતો ધ્યાન આપતા હોય એમ લાગતું નથી યજુર્વેદીય શિક્ષામાં મૂર્ધન્ય ષ ને ખ બોલવાની આજ્ઞા આપી છે તેમને પંડિતો વ્યવહારમાં ખ બોલે છે અને લખે છે એટલું જ નહિ પણ પુસ્તકોમાં એ ષ ને ખ છપાવી દે છે ષકાર, ખકારનો સ્પષ્ટ ભેદ છે પશ્ચિમોત્તર દેશમાં ક્ષકારને બદલે છકાર બોલવાનો રીવાજ પડ્યો છે. આવા પ્રકાર તે ભ્રષ્ટ વર્ણ કહેવાય છે કારણ કે કોઈ માણસ પોતાના શિષ્યને સંપૂર્ણ કામ કરવા માટે કહે કે, શકલં કુરુ. તે શિષ્ય કામને ખંડિત કરી નાખશે કારણકે વક્તાનો અભિપ્રાય તો એ હતો કે સકલં કુરુ સંપૂર્ણ કરો પણ દન્ત્યને બદલે તાલવ્યનો પ્રયોગ થતા કામ પૂર્ણ થવાને બદલે બગડી ગયું. તેમ વેદમા પણ ઉલટો અર્થ થતા ભાવ બગડી જાય માટે શિક્ષાની ખાસ આવશ્યકતા છે.

રતિ એ મનુષ્યોમાં અને પશુઓમાં સાધારણ છે એ કહેવું ખોટું છે એટલા જ માટે એક કવિ લખે છે કેઃ—रतिशास्त्रपरिज्ञानविहीना ये नराधमाः। तेषां रतिः श्वानवत् स्यात् न रतेः सुखमश्नुते॥ જે અધમપુરૂષો રતિશાસ્ત્રના જ્ઞાનથી રહિત છે તે પુરૂષોની રતિ શ્વાન જેવી હોય છે અને તે તેનુ સુખ પણ ભોગવી શકતા નથી. रतेः सुखस्य ज्ञानार्थं कामशास्त्रं समभ्यसेत्। ज्ञात्वा कर्माणि कुर्वीत तत्रानन्दो भवेद्ध्रुवम्॥ રતિ સુખના જ્ઞાનને અર્થે કામશાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કરે, અને તેને જાણીને તે, પ્રમાણે ક્રિયા કરે તો તેમા સ્થિર આનન્દ થાય. अन्यथा पशुवत्तेषां रतिकर्म सुनिष्फलम्। न चानन्दो न च सुखं दुःखस्यैव तु कारणम्॥ એ જ્ઞાનના અભાવે તેઓનુ રતિકર્મ પશુ જેવું નિષ્ફળ છે, અને તેથી તેમાં નથી આનન્દ કે નથી સુખ પણ તે કેવળ દુઃખનું જ કારણ છે. ૯૦

આ શાસ્ત્રના પ્રણેતા, बादरायण, औद्दालकि, वात्स्यायन, दत्तक, चारायण, सुवर्णनाभ, घोटकमुख, गोनर्दीय, गोणिकापुत्र, कोक्कोक, कुचुमार, वीरभद्र, पुरूरव, भरत, दण्डि, जयदेव, देवज्ञसूर्य, शामराज, कविशेखराचार्य, भीमनाथ, दामोदर, वीरणाराध्ययोगिराट् ઇત્યાદિ અનેક પ્રાચીન વિદ્વાનો થયા છે.

कामसूत्र, कन्दर्पचूडामणि, अनङ्गरङ्ग, रतिरहस्य, नागरवल्लभ, नागरसर्वस्व, रसिकसर्वस्व, कामरत्न, मन्मथसंहिता, मनसिजसूत्र, कादम्बरस्वीकरणसूत्र, कादम्बरस्वीकरणकारिका, नर्मकेलीकौतुकसंवाद, रतिमञ्जरी, कामतन्त्र, रतिकल्लोलिनी, पञ्चसायक, स्मरदीपिका, कुट्टनीमत વિગેરે અનેક કામાગમ છે એવું સાંભળ્યું છે અને હાલ એમાનાં કેટલાક ઉપલબ્ધ પણ થયા છે.

પૂર્વે પ્રજાપતિએ પ્રજાની સ્થિતિના નિબન્ધનરૂપ, અને ત્રિવર્ગના સાધનરૂપ, શતસહસ્ર સખ્યાત્મક અધ્યાયવાળું શાસ્ત્ર રચ્યુ, તેમાંથી મનુભગવાને તે શાસ્ત્રના એક દેશરૂપે ધર્મશાસ્ત્રની પૃથક રચના કરી, બૃહસ્પતિએ અર્થશાસ્ત્ર કર્યું, ભગવાન્ શંકરના અનુચર નન્દિએ સહસ્ત્ર અધ્યાયાત્મક કામસૂત્રમાં તાત્વિક રચના કરી, તેનો જ સક્ષેપ કરીને ઔદ્દાલકિ શ્વેતકેતુએ એ શાસ્ત્ર ઉપર સ્વતંત્ર ગ્રંથ લખ્યો, તેનાજ, સાધારણ, સાંપ્રયોગિક, કન્યાસંપ્રયુક્તક, ભાર્યાધિકારિક, પારદારિક, વૈશિક, અને ઔપનિષદિક એવાં સાત

# शारीरिक
## ઉત્તમસંતાનોત્પાદન
## પ્રકાર

[ અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૨૬ થી ]

સ્વરૂપવાન્ અને ગૌરવર્ણ સંતાન કેમ થાય એ વાત પણ શાસ્ત્રકારોએ બતાવી છે. સર્વ રંગોની ઉત્પત્તિનું કારણ અગ્નિતત્વ છે તે રજવીર્યાન્તરગત જ્યારે ગર્ભ બંધાય ત્યારે જલતત્વની અધિકતા હશે તો ગૌરવર્ણ, બનાવશે જ્યારે આગ્નેયઅંશ પૃથ્વીતત્વને માટે હશે ત્યારે તે ગર્ભસ્થ-બાળકને કાળું કરશે જ્યારે અગ્નિતત્વ આકાશ પૃથ્વીની અધિકતાથી મળેલું હશે ત્યારે ત્યારે શ્યામવર્ણ થશે. જ્યારે તૈજસતત્વ જલ અને આકાશને માટે હશે ત્યારે સહજ શ્યામતા આવશે. કેટલાએક આચાર્યોનો એવો અભિપ્રાય છે કે ગર્ભિણી સ્ત્રી જેવા પ્રકારનો આહાર કરે છે તેના જ વર્ણવાળો તેનો પુત્ર થાય છે કુટુંબમાં વર્ણભેદ થવામાં ઘણાએ કારણો છે. કેટલાએક મનુષ્યો શરીરને ગૌર બનાવવા માટે ખૂબ સાબુનો પ્રયોગ કરે છે પણ તેમ શરીર ગૌર થતું નથી. મુખ્ય કારણ તો રજવીર્યમાં રહેનાર ગૌરવર્ણના તત્વો છે શીત-ઠંડી-પ્રધાનદેશમાં વાયુ સાથે જલતત્વનાં પરમાણુ મનુષ્ય શરીરમાં પ્રવેશ કરે છે તે ] શરીરસ્થ અગ્નિતત્વ જલ પ્રધાન થઈ જાય છે. તેથી ઠંડા દેશમાં ગૌર મનુષ્ય થાય છે. ભારતવાસીઓમાં પરંપરાગત દીર્ઘકાલિક સૂક્ષ્મ ગૌરત્વ ન હોવાથી યુરોપાદિ દેશતુલ્ય ગૌરાંગ પુત્ર તો નહિ થાય તથાપિ કાળાપણાની અપેક્ષાએ અધિક ગૌરવતા તો આવે જ

માંસભક્ષણની અધિકતા અને ઠંડાનાં પીણાં વિગેરેનું ભક્ષણ એ ગૌર પ્રજા થવામાં સહકારી કારણ છે. પણ તે આસુરી રાક્ષસી આહાર ધાર્મિક હિંદુ જાતિને યોગ્ય નથી તેથી દ્વિજોને ગૌરવર્ણ સંતાનની ઈચ્છા હોય તો તે કેટલોક કાળ ઠંડા દેશમાં નિવાસ કરે અને શુદ્ધિપૂર્વક દુધ ભાતનું સેવન કરે કાળા પદાર્થનું સેવન ન કરે.

(અપૂર્ણ.)

ॐ

# दृष्टान्तमाला.



## श्लोक अने भावदर्शक दोहरा.

चिन्त्यते नय एवादावत्यन्तं समुपेप्सुभिः ।
विनम्य पूर्वं सिंहोऽपि हन्ति हस्तिनमोजसा ॥ ७ ॥

ઉત્તમપદ ઇચ્છનાર જન, નમે પ્રથમ તજી માન;
સમર્થ સિંહ રહે નમી, ગજના લેવા પ્રાણ. ૭

संस्थितस्य गुणोत्कर्षः प्रायः प्रस्फुरति स्फुटम् ।
दग्धस्यागुरुखण्डस्य स्फारो भवति सौरभम् ॥ ८ ॥

મહાત્મા મૃત મનુષ્યના, ગુણ જગમાંહિ ગવાય;
અગર ચૂર્ણ બાળ્યા પછી, સુવાસ બમણ દેવાય. ૮

मनस्वी हृदयं धत्ते रोपेणैव प्रसन्नताम् ।
भस्मना मुकुरः प्रायः प्रसादं लभतेतराम् ॥ ९ ॥

ઉત્તમ મન મર્દનવડે, દોષ-થાય પ્રેમ;
રાખ થકી દર્પણ જુઓ, કાંતિ લહે નિજ તન. ૯

उत्तमः क्लेशविक्षोभं क्षमः सोढुं नहीतरः ।
मणिरेव महाशाणघर्षणं ननु मृत्कणः ॥ १० ॥

બીજા કલેશ થકી બીએ, સાધુ સહેને ચોટ;
શરણ પસારે મણિ ખમે, થાય મૃત્તિકા કોટ ૧૦

सजातीयं विना वैरी न जय्यः स्यात्कदाचन ।
विना वज्रमणिं मुक्तामणिर्वेध्यः कथं भवेत् ॥ ११ ॥

જાતિ કેરાં રિપુ નહિ, શત્રુ જન જીતાય;
હીરાકણી વિણ નહિ કદિ, મુક્તા મણિ વિંધાય. ૧૧

सज्जनानां एव साधूनां प्रथयन्ति गुणोत्करम् ।
पुष्पाणां सौरभं प्रायस्तनुते दिक्षु मारुतः ॥ १२ ॥

સજ્જન જગમાં સ્નેહથી, સંતજનોના ગુણ ગાય;
વાયુ સુગંધી પુષ્પની, દશ દિશ માંહે લાવ. ૧૨

नमःपरमात्मने नमः



विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા. નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૧ લું. ભાદ્રપદ. સં. ૧૯૭૭. સપ્ટેમ્બર. ઈ. સ. ૧૯૨૧ અંક ૬

मंगलम्

**श्री वेदतत्वामृत.**

आशुः शिशानो वृषभो न भीमो घनाघनः क्षोभणश्चर्षणीनाम् । संक्रन्दनोऽनिमिषएकवीरः शतंसेना अजयत्साकमिन्द्रः ॥ ६ ॥

अर्थः—आशुः शीघ्रगामी, क्षिप्रकारी च, शिशानस्तीक्ष्णशस्त्रधारी, वृषभइव भीमो भयंकरः, घनाघनः जहिजहीति वदन् शत्रूणां घातकः, चर्षणीनां शत्रुदलस्थमनुष्याणां क्षोभणः संचालकः, संक्रन्दनः सिंहवद्गर्जनशीलः, अनिमिषो निमेष मात्र कालमपि प्रमादरहितः सर्वथा सर्वदा युद्धावसरे सावधानः, एकवीरः एकोऽसहाय एव वीरो विक्रमं दर्शयितुं शीलोऽन्यापेक्षामन्तरेणैव शत्रूणां विजेता-एवंभूत इन्द्रः शत्रूणां शतमसंख्याताः सेनाः सार्कं सहैवैकमयत्नेनैवाजयज्जयति ॥

ગુજરાતી—શીઘ્ર, શીઘ્ર ગમન અથવા અન્ય કામ કરનારો, તીક્ષ્ણ શસ્ત્ર ધારણ કરનાર, સાંઢના જેવો ભયંકર, મારો મારો કરતો શત્રુઓનો ઘાતક, શત્રુ દલના મનુષ્યોને ક્ષોભ કરનાર, સંગ્રામમાં સિંહની પેઠે ગર્જના કરનાર, નિમેષ માત્ર પણ પ્રમાદ ન કરતાં યુદ્ધાવસરમાં સર્વદા સાવધાન રહેનાર, કોઈ અન્યની સહાયતા વિના એકલોજ પોતાના પરાક્રમથી શત્રુદલને પરાજીત કરનાર ઇન્દ્રરાજા શત્રુઓની સેંકડો સેનાઓને એક સાથે એકજ વખતના પરાક્રમથી જીતી લે છે.

વિશેષ-જેમ દેવલોકના દિવ્ય વિગ્રહમાં ઇન્દ્ર નામરૂપ દેવરાજ સદા થનારા દેવાસુર સંગ્રામમાં શીઘ્ર કારિત્વાદિ ગુણ યુક્ત હોવાથી એક કાલાવચ્છિન્ન અસંખ્ય અસુરોને એકદમ પરાજિત કરી નાખે છે તેમ મનુષ્યોમાં જે વેદોક્ત રીતિથી ઇન્દ્રાદિ દેવોનો ઉપાસક, આસ્તિક, અર્જુનાદિની પેઠે દૈવી સંપત્તિને પ્રાપ્ત, યુદ્ધ સમયે ઉતાવળ કરનાર શત્રુઓને ભય આપનાર, અત્યંત સાવધાન, સિંહસમાન સંગ્રામમાં ગર્જના કરનાર સર્વ શત્રુઓને એકલોજ જીતી લે છે. તેજ ધાર્મિક મનુષ્ય અધર્મી અથવા ધર્મ વિરોધીઓને પરાજિત કરી ધાર્મિક રાજા થયા કરે છે. તેથી આવો પ્રકાર ત્યારેજ થઈ શકે કે જ્યારે દેવની ઉપાસનાદ્વારા મનુષ્યે દૈવી બલને પ્રાપ્ત કર્યું હોય તોજ પૂર્વોક્ત ગુણ એક મનુષ્યમાં આવે છે. માટે મનુષ્યે રાજ્ય શાસનની યોગ્યતા પ્રાપ્ત કરવા સારૂ વેદોક્ત દેવોની ઉપાસના એજ સર્વોત્તમ સાધન માનવું જોઇએ. એ વેદનો અભિપ્રાય છે.

---




## कारण वाद.

( રાગ પ્રભાત. )

કોઇ કારણ થકી થાતું જગ જાણીને, એક વાદી વદે સૌ સ્વભાવે,
થાય, તો તેનું તે બોલવું વ્યર્થ છે નિયમ વિણ નવ કશુંએ જણાયે ૧

તત્વથકી તેલને બીજ થકી વૃક્ષનો જન્મ જાણી વદે વાદી બીજો
શક્તિ સૌમાં જુદી હેતુ રૂપે નહી ભજન તેનું તજી શીદ ખીજો ? ૨

એ સુણી ઉચરે અન્ય વાદી ફરી, શક્તિ વિભાગનો કોઇ કર્તા
હોય તે હેતુને હૃદયમાં આણીએ વ્યવસ્થાપક વિના શી વ્યવસ્થા ? ૩

શક્તિ વિભાગમાં કર્મ કારણ સુણી કર્મ પરતંત્રને કો વખોડી
હેતુ પ્રધાનને લાવી આગળ ધરે જાડ્યની ખોડ તેમાં ન થોડી ૪

દેવનો દેવ ને હેતુનો હેતુ તું, સચ્ચિદાનંદ મુકુન્દ સ્વામી,
સાધી સમાધિને યોગી તુજને જુએ, પ્રણત વંદન કરે શીશ નામી. ૫

સ્વામી પ્રણવાશ્રમ



## જમાનાનો નમૂનો.

( રાગ ગઝલ )

નવાઇ શી તમે નાણો, જમાનો આ ન જૂનો છે, '
નથી કંઇ કોઇનો ગુન્હો, જમાનાનો નમૂનો છે ૧

હતી ભારત ભૂમિ રસબસ, ગયો તેમાંથી સઘળો કસ,
બરાબર સૌ બન્યા પરવશ, જમાનાનો નમૂનો છે ૨

રહે લક્ષ્મી પગન્તર જ્યાં, ઉજાડી આજ થઇ છે ત્યાં;
હવે એ ગુપ્ત રહેવું ક્યાં ?, જમાનાનો નમૂનો છે ૩

બધા દેશી અને ઉઘાડા, નગરના કોટ ને દિવા;
જણાએ આજ તે પુરા, જમાનાનો નમૂનો છે. ૪

સ્વદેશી શૂન્યતા ભાસે, વિદેશી વસ્તુઓ વાસે;
પાણી શ્રી તે બધી નાસે, જમાનાનો નમૂનો છે. ૫

ભલે હો પાય દશ પેમેન્ટ, ધરે છે કોટ, કોલર, પેન્ટ;
લગાડે છે લવન્ડર સેન્ટ, જમાનાનો નમૂનો છે. ૬

વધારે વાળ ને ઓળે, સુગંધી તેલ તે ઢોળે;
ચઢાવે ચશ્મા નજર ખોલે, જમાનાનો નમૂનો છે. ૭

ફણી બુટ છત્રીને સ્ટિકનો, ખર્ચ છે ધોબી નાપિકનો;
રૂપૈયા પાંચ માસિકનો, જમાનાનો નમૂનો છે. ૮

રહે ધૃત પાત્ર ના ઢાંક્યું, સબંધી રોકતાં નાકું;
ચહા ને બીડ તમ્બાકુ, જમાનાનો નમૂનો છે ૯

સુધારો આપણે લેના, કુધારો વ્રદ તે કહેતા;
વધારો વાસથી રહેતા, જમાનાનો નમૂનો છે. ૧૦

તજી ના મોહને મમતા, ભલે વેદાન્તમા રમતા;
ભોગવવા ભોગ મન ગમતા, જમાનાનો નમૂનો છે. ૧૧

મોહનલાલ જયેષ્ઠારામ પંડિત.

ખંભાત.



## वैराग्योर्मिः

नु निरत्ययं सुखमिष्यते वसुधातले विरतिं विना ।
न नितान्तदुःखपरम्पराऽप्यनुभूयते निरतिं विना ॥ न निरत्ययं १

तृणपत्रमित्रसमं धनं यदि लभ्यतेऽत्र विभेवेलात् ।
न मनुष्यतामुपयाति कोऽपि जनस्तथापि मतिं विना ॥ न निरत्ययं २

धनयौवनाप्तजनादयो यदि सन्तु नाम समीहितं ।
न ततो भवभ्रमण विनश्यति सर्वथा सुकृतिं विना ॥ न निरत्ययं ३

क्रियतेऽनिशं यदि पौरुषं पुरुषेण सिद्धिपरीप्सुना ।
न पणस्तथाप्युपलभ्यते विहिते श्रमे नियतिं विना ॥ न निरत्ययं ४
निगमागमादिमतं कृतं सुकृतं मतं सततं मुदा ।
न गतिस्तथापि भवेद्गुरुक्रमकञ्जयुग्मरतिं विना ॥ न निरत्ययं ५

कवि दयाशंकर रविशंकरः
साहित्य वाचस्पति.

---

ॐ श्री मोहनमाला.

મણકો–૧

## वालहठ.

( અમે ઇશ્વર માગીએ એટલું એ રાગ. )

પ્રભુ બાલ તમારો હું લાડકો;
તેથી પલ પલ લેજો સંભાળ. અગમ હઠ બાળની–ટેક
વિના પગ જગગિરિ ઊલંઘવો;
વળી થાવું મુગાને વાચાળ. અગમહઠ. ૨
પળી પાણી મળે ન મારા પેટમાં;
માગું દરિયાખાનો ઉંચકાળ. અગમહઠ. ૩
ઘેલી બોલીની લોક હાસી કરે,
પડ્યો ભૂમિ લેવા ચડુ ચઇ. અગમહઠ ૪
પિતા કરમાં મુકી મારી આંગળી;
ધાઉં કરાવા ફાળ કરાળ. અગમહઠ. ૫
નથી વેદ પુરાણ પિંગળ પઢ્યો;
નવ જાણું કવિ ગત ચાલ. અગમહઠ. ૬
પરમાનંદ માધવ શ્રી મુકુન્દજી;
ગાયો ગીતામાં કૃપા પ્રતાપ અગમહઠ ૭
જેના અંશ અણુઓ હિરિરયાઃ
જપું તેજ પ્રભુના જાપ. અગમહઠ. ૮

સ્વામી મણુરામ.

## श्रीमद्भगवत्पाद भाष्यकार शंकराचार्य विरचिता प्रश्नोत्तर मालिका.

### समश्लोकी.

कस्माद्भयमिह मरणादन्धादपि को विशिष्यते रागी ।
कः शूरो यो ललनालोचनबाणैर्न च व्यथितः ॥ ७ ॥

ભય શાથી ? મરણથકી, કોણ અધિક અંધ અંધથી ? રાગી;
શૂર કીયો જેને નથી—નારી નયન શરથકી વ્યથા લાગી. ૭

पातुं कर्णाञ्जलिभिः किममृतमिह युज्यते सदुपदेशः ।
किं गुरुताया मूलं यदेतदप्रार्थनं नाम ॥ ८ ॥

કર્ણાંજલિએ પીવા—લાયક પીયૂષશું ? સદુપદેશ;
મૂળ કીયું ગુરુતાનું ? યાચક વૃત્તિ ન હોય લવલેશ. ૮

किं गहनं स्त्रीचरितं कश्चतुरो यो न खण्डितस्तेन ।
किं दुःखमसंतोषः किं लाघवमधमतो याच्ञा ॥ ९ ॥

શું ગહન ? સ્ત્રી લીલા, ચતુર કીયો ? જે ચળે ન તેથી જરી,
શું દુઃખ ? લોભ, શું લાઘવ ? અધમ કને યાચનાની વૃત્તિ કરી. ૯

किं जीवितमनवद्यं किं जाड्यं पाठतोऽप्यनभ्यासः ।
को जागर्ति विवेकी का निद्रा मूढता जन्तोः ॥ १० ॥

જીવન કીયું ? અનિંદિત, ભણ્યા છતાં જડપણું ? અનભ્યાસ;
જાગત કોણ ? વિવેકી, નિદ્રા કઈ ? મોહનો હૃદય વાસ. ૧૦

नलिनीदलगतजलवत्तरलं किं यौवनं धनं चायुः ।
कथय पुनः के शशिनः किरणसमाः सज्जना एव ॥ ११ ॥

નલિની દલગત જલસમ ચંચળશું ? વિત્ત, આયુ, યૌવન છે;
શશિ કિરણ સમા ઉજ્જવલ ભૂતલમાં કોણ ? શુદ્ધ સજ્જન છે, ૧૧

को नरकः परवशता किं सौख्यं सर्वसंगविरतिर्या ।
किं सत्यं भूतहितं प्रियं च किं प्राणिनामसवः ॥ १२ ॥

નરક કીયું ? પરવશતા, સુખશું ? સહુ સંગતિથી વિરતિ રહે,
શું સત્ય ? ભૂત હિતનાં, પ્રિયશું ? જનસર્વ પ્રાણને જ કહે. ૧૨

કવિ દયાશંકર.
સાહિત્ય વાચસ્પતિ.




## प्रेय अने श्रेय मार्ग.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૩૮ થી )

આવી આગ્રહ પૂર્ણ પ્રાર્થના સાંભળીને યમરાજ પોતાના મનથી જ નચિકેતાની પ્રશંસા કરવા લાગ્યા. પુનઃ તેની યોગ્યતા-અધિકાર-ની પરીક્ષા કરવાના ઇરાદાથી બોલ્યા " હે સોમ્ય હુ તારી આ પ્રાર્થનાને પૂર્ણ કરી શકતો નથી. તું કોઇ બીજા વસ્તુની પ્રાર્થના કર. આથી અતિ રિક્ત તું જે ચાહે તે મારાથી લઇ લે. બીજું જે માગીશ તે આપીશ. નચિકેતા ! હું તને વિસ્તીર્ણ સામ્રાજ્યનું સમ્રાટપદ આપું છુ. સેંકડો હાથીઓ, ઘોડા તારા દ્વાર પર સદા બાધિલા રહેશે એવી વ્યવસ્થા કરીશ. ધન, રત્ન, મણિ, માણિક્ય, જે વસ્તુની અભિલાષા હોય તે તું માગી લે. હું સર્વ તને આપીશ. હું એવો પણ પ્રબંધ કરી દઇશ કે તું ઘણા કાલ સુધી ચિરાયુ રહી સર્વ સમૃદ્ધિ ભોગવી શકે. આ બધુ મેળવી સંતુષ્ટ થઇ જા પુત્ર, પૌત્રાદિ મેળવીને સંસાર સુખનો ભોગ કર અને સ્વર્ગ લોકની પણ સુખ સંપત્તિ લઇને સદા સુખી રહે

ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान्कामांश्छन्दतः
प्रार्थयस्व ॥ इमा रामाः सरथाः सतूर्या नहीदृशा
लंभनीया मनुष्यैः आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व
नचिकेतो मरणं मानु प्राक्षीः ॥

નચિકેતા ! જો આ તારી સામે કિંકિણીનાદ યુક્ત અશ્વવિભૂષિત રથ ઉભા છે તુને આપવા સારૂ જ આ મગાવવામાં આવેલ છે આ તરફ આ સુંદર પુરૂષો તુર્યધ્વનિ કરી રહેલ છે. મારી આજ્ઞા થતા જ આ સર્વ તમારી સેવામા લાગી જશે. આજે કંકણનિનાદ અને નુપુરધ્વનિ સંભળાય છે તે મનહર રમણીઓના ભૂષણોનો છે એ સર્વ મંદમંદ હાસ્ય કરનારી સુંદર યુવતીઓ તારી આજ્ઞા ઇચ્છે છે. મનુષ્યલોકમાં આવી ચંદ્ર-

નેના નારીઓ દુર્લભ છે તું આ સર્વ ધન, રત્ન, વસ્ત્ર, ભૂષણ, યાન-વાહન ઘોડા, હાથી, દાસ, દાસી, અને મૃગાક્ષી સ્ત્રીઓ લઈ તારે ઘેર જાને પરમ-સુખ ભોગવ આત્માની વાત છોડીશ નહિ.

યમરાજની વાત સાંભળીને સમુદ્ર સમાનગંભીર નચિકેતા ફરી વિનંતી કરવા લાગ્યો કે હે ધર્મરાજ! મારી સાથે આપ આ શું કરી રહ્યા છો? આ ધનસંપત્તિ અને વૈભવો લઈને હું શું કરૂં? હુંએ ધન વૈભવની ઇચ્છા કરતો નથી. ધન, રથ, પશુ, સ્ત્રીએ બધી ફકાફૂટ અહીંજ રાખો. એનાથી મારૂં પ્રયોજન સિદ્ધ થાય તેમ નથી. ધનવડે કોઈનો મનોરથ પૂર્ણ થએલો કદિ જોયો કે સાંભળ્યો છે? એક કામના પૂર્ણ ન થઈ હોય ત્યાં તો બીજી માથા ઉપર ઉભીજ હોય છે. ધર્મરાજ! ભોગથી પણ કદિ તૃપ્તી સાંભળી છે? વળી ભોગની સામગ્રી બહુ ચંચળ છે. આજ હોય ને કાલે ન હોય. વળી ઇન્દ્રિઓની શક્તિ પણ કેટલા દિવસ? ભોગ કરતા કરતાં શીઘ્રહિ ઇન્દ્રિયો શિથિલ થઈ જાય એટલે પછી ન સામર્થ્ય, ન સુખ, કે ન ભોગ. કામિની આદિ અસાર અને ક્ષણિક પદાર્થમાં સુખ ક્યાં? મહારાજ! શરીર, ઇન્દ્રિય આદિ હાડમાસના સંયોગમાં આનંદ કેવો? વળી કેટલા દિવસ? એક દિવસતો અવસ્ય શરીરની સાથે સર્વ ભોગની સામગ્રી છોડવી પડશેજ તો પછી એવા પદાર્થને લઈને હું શું કરૂં? ભગવન્! આપ પ્રસન્ન થઈને મારો ઇચ્છિત વર આપો. મારૂં ચિત્ત ભોગ લાલસામાં આકૃષ્ટ થતું નથી. એવો મૂર્ખ કોણ હોય કે જે જન્મ જરા મરણ શીલ નિકૃષ્ટ મૃત્યુ ભૂમિનો નિવાસી થઈ સૌભાગ્યથી અજર અમર દેવતાનું દર્શન પામીને તેમની પાસેથી કેવલ ભોગવિલાસની પ્રાર્થના કરે? નહિ પ્રભો! હું આપ જેવા મહાપુરૂષની પાસેથી અસાર અને ચંચલ વસ્તુ માત્ર લઈને જનારો નથી અને આત્મતત્ત્વનો ઉપદેશ આપો. આપ જેવો ઉપદેશક મને ફરી મળવાનો નથી. કૃપા કરી એ ગૂઢ સૂક્ષ્મ આત્મ તત્ત્વનો મને ઉપદેશ આપી કૃતાર્થ કરો.

યમરાજ બાલકની આવી દૃઢતા જોઈને બહુજ આશ્ચર્ય પામ્યા. મનમાં જ આનંદનો અનુભવ કરવા લાગ્યા. વિષયવિરોધી આવો વૈરાગી બાલક તેમણે પ્રથમ જોયો જ નહોતો. પ્રસન્ન થઈ યમદેવ નચિકેતાને કહેવા લાગ્યા—નચિકેતા! પુરૂષની સન્મુખ બે માર્ગ ખુલ્લા છે એકનું નામ પ્રેય-માર્ગ અને બીજાનુ નામ શ્રેય માર્ગ કહેવાય છે. જે લોક સંસારમાં સુખની લાલસા રાખનારા છે તે પ્રેય માર્ગનું અવલંબન કરે છે. અને જે મુક્તિને ચાહે છે. તે શ્રેયમાર્ગના પથિક થાય છે આ બે માર્ગનાં ભિન્ન ભિન્ન ફલ છે. આ પ્રેય-અવિદ્યા! અને શ્રેય-વિદ્યા પરસ્પર વિરૂદ્ધ ધર્મી

છે. એક જ પુરૂષ એક કાલાવચ્છિન્ન બે માર્ગને ગ્રહણ કરી શકતો નથી. જે અદૂરદર્શી વિમૂઢ ચિત્ત છે. તે પ્રેય પથાનુ ગામી થાય છે જે પોતાના યથાર્થ કલ્યાણની ઇચ્છા રાખે છે તે વિવેકી સજ્જન શ્રેય માર્ગે ચાલવા લાગે છે. પ્રત્યેક મનુષ્યની પાસ આ બેઉ માર્ગ વિસ્તૃત છે.' હંસ જેમ દુધ મિશ્રિત જળમાંથી પાણીનો પરિત્યાગ કરી કેવળ દુધ કાઢી લે છે તેમ ધીર વિવેકી પુરૂષ ઉત્તમ અધમનો વિચાર કરીને કેવલ શ્રેય માર્ગને પકડે છે, અને પ્રેયમાર્ગનો પરિત્યાગ કરે છે. જે મંદ બુદ્ધિ છે તે હિત અહિતની વિવેચનામાં અસમર્થ હોવાથી શીઘ્ર સુખકારી પુત્ર ધનાદિ લાભદાતા પ્રેયમાર્ગને જ અનુસરે છે.

હું તારી પરીક્ષા કરવાના ઉદ્દેશથી જ તારા ગળામાં આ વિત્તમયી માળા પહેરાવતો હતો. અનેક પ્રકારના ઇન્દ્રિય વશ કરનાર ભોગ્ય પદાર્થોની લાલચમાં તુને ફસાવતો હતો, પરતુ તેં તો આ મોહમયી માળાને દુરથી જ નમસ્કાર કરી દીધા. તેં તો ધનજ અને કાંચનનો તુરત તિરસ્કાર કર્યો. તેથી તારી બુદ્ધિમતાનો પૂરો પરિચય મળી ગયો છે, પ્રેયમાર્ગનું ફળ સંસાર અને શ્રેયમાર્ગનું ફળ મુક્તિ છે. તે મુક્તિ માર્ગની જ ઇચ્છા કરી તેથી નક્કી થયું કે તારૂં ચિત્ત બ્રહ્મવિદ્યાને ઉપયુક્ત છે.

એક આંધળો બીજા આંધળાને માર્ગ બતાવે તો બંને અથડાતાજ રહે છે અગર ખાડામાં જઇ પડે છે. એજ રીતે જે સંસારી કેવલ પુત્ર, પશુ, વિત્ત, વિભવ આદિની પ્રાપ્તિની આશામાં નિરંતર ઘૂમતા રહે છે. તે અનેક આશા પાશોમાં ફસાઇને ઘનીભૂત અવિદ્યાન્ધકારમાં નિમગ્નત થઇ જાય છે. આત્માભિમાનમાં મસ્ત બનીને પોતાને વિદ્વાન્ અથવા બુદ્ધિમાન સમજે છે, પણ તેના જેવો બીજો કોઈ મૂર્ખપૃથ્વી ઉપર નથી એને પરલોકની કાંઇ ખબરજ નથી તેથી પરલોકમાં સહાય કરનાર સાધનોના અવલમ્બનની પણ તેને કશી દરકાર નથી. તેની દષ્ટિમતિ કેવળ આ લોક છે. ખાવું, પીવુંને મોજ કરવોએ જ સર્વસ્વ છે ધન, જન, વિષય, વિભવની પ્રાપ્તિ જ પરમ લાભ સમજે છે. એને જ આનંદ માને છે. એજ મુક્તિ છે. અને એજ ઉન્નતિ છે ટુંકામાં સર્વ કાંઈ એજ છે.-એ વિષયરૂપ વિષ પાનથી મત્ત બની બેશુદ્ધ પડી રહે છે. અને વારંવાર જરા, જન્મને મરણ રૂપ કલેશચક્રે ચડી અનેક દુઃખોનો અનુભવ કરતા જ રહે છે. હાય ! આ સંસાર ચક્રમાં હજારો માણસોમાં એક પણ આત્મતત્ત્વનું અનુસંધાન કરતો નથી. એ મહા હિનભાગી છે એ માયા દાસોની કુસંગતિથી પાછા ફરી આત્મતત્ત્વની ખોજ કરનાર ભાગ્યવાન્ વીરલા જ છે. " ઘણુંજ

ઓછાં મનુષ્યો ઉપદેશ સાંભળવાને ઇચ્છે છે અથવા આત્મકથામાં મન લગાવે છે. આત્મતત્ત્વના ઉપદેશક પણ સંસારમાં વિરલ છે વસ્તુત આત્મતત્ત્વની ધારણા કરવી એ બહુજ કઠિણ કામ છે. આત્મા છે અથવા નથી. આત્મા એક છે અથવા ઘણા છે. આત્મા નિર્વિકારી છે અથવા વિકારી. એવા અનેક મતમતાન્તરોના મધ્યમાં આત્માનો નિર્ણયકરી લેવો એ જેવા તેવાનું કામ નથી. આત્મનો વિષય બહુ સૂક્ષ્મ છે. સાચા જ્ઞાની આચાર્યના ઉપદેશ વિના, યાવજ્જીવન મનન કર્યા વિના, અન્ય કોઇ પ્રકારથી આત્મા જાણી શકાતો નથી. આત્મા સર્વ પદાર્થોમાં વ્યાપક અને એક છે સર્વ ભૂતોમા રહેલો આત્મા ને મારો આત્મા એક જ વસ્તુ છે એવા પ્રકારની ધારણા વિના આત્મસ્વરૂપનો બોધ જાણવા મારે અન્ય કોઇ ઉપાય નથી. આત્મા તર્કનો વિષય નથી કારણ કે તર્ક વડે વિષયનું નિર્ધારણ થઈ શકતું નથી. આત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે કેવલ તર્ક અથવા યુક્તિદ્વારા આત્માનું અસ્તિત્વ અથવા સ્વરૂપ નિર્ણય થવો અસંભવ છે. તેઓ બતાવેલા માર્ગથીજ આત્મ વિષયક સિદ્ધાન્ત નક્કી થઇ શકે છે શ્રુતિ અનુમામિતી યુક્તિના બળથી આત્મસ્વરૂપસમજણમાં આવી શકે છે હે નાચિકેતા ! તું શ્રેયમાર્ગનું અવલંબન કર. તારા ચિત્તને ચંચળતા દૂર થઇ ગઇ તું શ્રુતિનો ઉપદેશ જરૂર સમજી શકીશ. તારા જેવો દૃઢ ચિત્ત વિવેકી શિષ્ય પણ સંસારમાં દુર્લભ છે. ચિત્તની દૃઢતાપૂર્વક વિવેક સ્થિર થયા વિના આત્મ બોધ બુદ્ધિમાં ઉતર । નથી.

અનિત્ય વિષયની કામના દ્વારા આત્મા મળી શકતો નથી, એ વાતને હું (યમ) પોતે જાણતો હતો તોપણ કામનાના હાથમાંથી મારો એક વાર ઉદ્ધાર કરી શકયો નહિ. મારી સાધનામા ઐશ્વર્ય પ્રાપ્તિની કામના વર્તમાન હતી. તેથી જ હું સ્વર્ગલોકના આ અધિકારને પામ્યો છું. સર્વ પ્રકારના ઐશ્વર્યની કામનાને યદિ દૂર કરીને કેવલ અદ્વિતીય પરિપૂર્ણ બ્રહ્મ પ્રાપ્તિની કામના કરી શકયો હોતતો હું એકજ વારમાં મુક્ત થઈ જાત. તારા નામથી જે અગ્નિવિદ્યા પ્રસિદ્ધ થશે. તેજ વિદ્યાની સ્વર્ગ પ્રાપ્તિના હેતુથી મેં ઉપાસના કરી હતી જેથી હું સ્વર્ગ લોકમાં-પ્રેતનો સ્વામી યમ થયો છું પરંતુ સ્વર્ગ પ્રાપ્તિ બ્રહ્મ સાધનનો નિકૃષ્ટ ઉદ્દેશ છે તારો હેતુ કેવળ એક બ્રહ્મ પ્રાપ્તિ જ હોવો જોઇએ.

હે પુત્ર ! બ્રહ્મ પદાર્થમાં સર્વ કામનાઓ સમાપ્ત થઇ જાય છે બ્રહ્મથી ભિન્ન અન્ય વિષયની કામનાથી પૂર્ણાનંદની પ્રાપ્તિનો અસંભવ છે બ્રહ્મસત્તાથી ભિન્ન કોઇ પણ પદાર્થની સ્વતંત્ર સત્તા નથીઅધ્યાત્મ, અધિ

દેવ અને અધિભૂત સર્વ પદાર્થોનો એક બ્રહ્મ જ આશ્રય છે, કારણ કે બ્રહ્મ-સત્તાતિરિક્ત કોઇ પદાર્થની સત્તા જ નથી સંસારમાં જેટલાં યજ્ઞોના અનુષ્ઠાન થાય છે તે સર્વ યજ્ઞોની ગતિ એ બ્રહ્મ પદાર્થ જ છે, પરંતુ એ બાબત જાણ્યા વિના બ્રહ્મથી અંશગ સ્વતંત્ર વસ્તુ જ્ઞાનથી દેવતાઓને માની તેને ઉદ્દેશીને યજ્ઞાનુષ્ઠાનમાં પ્રવૃત્ત થાય છે. બ્રહ્મ વસ્તુજ અગ્નિમાદિ સર્વ પ્રકારનો આશ્રય છે જગતના સર્વ પદાર્થ બ્રહ્મની વિભૂતિ માત્ર છે. બ્રહ્મથી સ્વતંત્ર કોઇ પણ પદાર્થની સત્તા નથી એજ આત્માની પ્રતિષ્ઠાન ભૂમિ છે તું અન્ય સર્વને પરિત્યાગ કરીને ધૈર્ય સાથે એ બ્રહ્મ વસ્તુની તરફ ગતિ કર તેથી મને બહુ જ આનંદ છે તારા જેવી સ્થિર બુદ્ધિ અને સારમાહી વ્યક્તિ મે કોઇ સ્થળે જોઇ નથી.

હે નચિકેતઃ ! આત્મ વસ્તુ અતિશય સૂક્ષ્મ છે. તેથી એની અનુભૂતિનો લાભ થવો બહુ કઠિણ છે. શબ્દ, સ્પર્શ, રૂપ રસાદિવડે નિર્વિકાર આત્મા ઢંકાએલો છે. લોકો શબ્દાદિ પ્રાકૃત પદાર્થમાં જ આસક્ત રહેલા છે તેની અંદર રહેલ આત્માનું અનુસંધાન કરતા નથી આત્મા સર્વની બુદ્ધિ ગુહામાં બુદ્ધિ વૃત્તિના સાક્ષી અથવા પ્રેરક રૂપે બિરાજમાન છે શબ્દાદિ વિષયોથી આકૃષ્ટ ન થતા, વિષયોમાંથી ઇન્દ્રિયોને હટાવીને; અધ્યાત્મ યોગના અવલમ્બન પૂર્વક આત્મવસ્તુની નિરંતર ભાવના કરવાથી હર્ષ શોકના હાથમાંથી મુક્ત થવાય છે. આત્મા શરીરાદિક સર્વ પદાર્થોથી સ્વતંત્ર છે. મરણ ધર્મ-શીલ મનુષ્ય, પરમ સૂક્ષ્મ, આત્મ તત્ત્વને જાણીને સાંસારિક હર્ષ શોકથી બચીને, પરમાનંદમાં નિમગ્ન થઇ શકે છે એનુંજ નામ શ્રેય માર્ગ છે. તારી આગળ આ માર્ગ ખુલી ગયો છે. તું અનાયાસે આ માર્ગપર ચાલી શકે છે.

શ્રી ધર્મરાજાના મુખથી એ તત્ત્વ સાંભળીને નચિકેતાએ કહ્યું હે-દેવ યદિ મારા ઉપર પ્રસન્ન થઇ મને બ્રહ્મવિદ્યાનો આપ અધિકારી સમજતા હોતો મારી સર્વ શંકાઓ દૂર કરવાની કૃપા કરો અને આપે શ્રેય તથા પ્રેયમાર્ગનું કથન કર્યું તેમાં શ્રેયમાર્ગમાં પ્રવેશ કરવાનો જે ઉપાય હોય તે પણ આપ કૃપા કરીને કહો. ॐ.

---




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૪૨ ી )

## अथ मातृका पुजन.

અત્રે માતૃકા પૂજનાદિનો વિચાર સંક્ષેપથી લખવામા આવે છે. યદ્યપિ પ્રયોગ રત્નાદિ ગ્રંથોમાં અવિઘ્ન મંડપાદિ બહુવિધ માતરો, નવગ્રહો તથા દેવતાઓનું પૂજન તથા હોમાદિ વિસ્તારથી લખેલ છે. પરંતુ અહીંતો પારસ્કરગૃહ્યસૂત્રના ભાષ્યમા લખેલ પદ્ધતિ અનુસાર માતૃકાદિ પૂજનનું વ્યાખ્યાન લખ્યું છે. બ્રહ્મપુરાણમાં લખ્યું છે કે, કેટલાએક સંસ્કારો એક સાથે કરવા હોય ત્યારે શાન્તિપાઠ, ગણેશ પૂજન, સ્વસ્તિપુણ્યાહવાચન તથા માતૃકા પૂજનાદિ કામ સર્વના આદિમાં એક વખત કરે પૃથક્ પૃથક્ કરવાની જરૂર નથી. શુદ્ધ લીંપેલી ભીંત ઉપર પાંચ અથવા સાત ઘીની ધારાઓ કરે તે બહુ ઉંચી પણ ન હોય તેમ છેક નીચી પણ ન હોય. પણ મધ્યમ હોય. ગણેશ, ગૌરી, પદ્મા, શચી, મેધા, સાવિત્રી, વિજયા, જયા, દેવસેના, સ્વધા, સ્વાહા, ધૃતિ, પુષ્ટિ, તુષ્ટિ, આત્મકુ દેવતા, વૃદ્ધિઆદિની સાથે ગણેશ ને આદિ લઈને ચૌદ માતૃકાઓનું પૂજન કરવું જોઇએ. માતર તથા લોક માતર એ સર્વ ગૌરી આદિના વિશેષણ છે. તે સર્વના પૂજનનું વિધાન આગળ બતાવવામાં આવે છે.

યજમાન પૂર્વાભિમુખ બેસીને પત્ની અને જે સંતાનને સંસ્કાર કરવાના હોય તેને પોતાની દક્ષિણમાં પૂર્વાભિમુખ બેસાડીને આચમન પ્રાણાયામ કરે. જમણા હાથમાં કુશ-દર્ભ-જવ અને જળ લઈને *વિષ્ણુ વિષ્ણુ॰* ઇત્યાદિ સંકલ્પ કરી કહે કે અમુક સંસ્કાર કર્મના અંગરૂપ ગણપતિ સહિત ગૌરી આદિ ચૌદમાતૃકાઓનું પૂજન હું કરીશ. પછી ૐ गणपतयेनमः વિગેરે નામ મન્ત્રોથી ગણપતિ આદિ ચતુર્દશ માતૃકાઓનું પૂજન કરે. ગૌરી આદિ ચૌદ માતૃકા કહેવાય છે તેમનાથી પ્રથમ પંદરમું ગણેશ પૂજન

સમજવું. એક પાટલા ઉપર કોઇ વસ્ત્ર પાથરીને તેનાપર ગણેશાદિ દેવોની પૂજા માટે કેશરથી રંગેલા ચોકખા ક્રમ પૂર્વક જુદા જુદા પંદર સ્થાનો પર રાખવા, તેના પર આવાહનાદિ દ્વારા ગણેશાદિનું પૂજન કરવું ઉચિત છે પ્રથમ ૐ मनोजूतिः મંત્રથી ગણેશાદિ દેવની પ્રતિષ્ઠા કરીને પૂજન કરે. નામ મંત્ર દ્વારા આવાહનાદિ પુષ્પાંજલિ પર્યન્ત ષોડશોપચારોની સાથે ગણેશાદિ પંચદશ દેવતાઓનું પૂજન એ જ માતૃકા પૂજન કહેવાય છે ત્યારપછી ભીંત ઉપર દક્ષિણથી ઉત્તરમાં ઘીની સાત ધારાઓ વસો पवित्रम्० મંત્ર વડે કરે. પછી ૐ वसो धारा ० નામ મંત્ર ભણી ભણીને ગંધાદિ સમર્પણદ્વારા પંચોપચાર પૂજન ઉત્તરોત્તર કરે. તદનન્તર ૐ आयुष्यं वर्चस्य० ઇત્યાદિ આયુષ્ય મંત્રોનું અધ્યયન કરે.



## अथ नान्दीश्राध्द विचारः

આભ્યુદયાદિક શ્રાદ્ધ, વૃદ્ધિશ્રાદ્ધ, અને નાંદીશ્રાદ્ધ એ સર્વ એક જ કર્મનાં નામ છે તેને કરવાનો કાળ " હેમાદ્રિમાં આ પ્રમાણે લખ્યો છે માતૃશ્રાદ્ધ પૂર્વાહ્નમાં, પિતૃશ્રાદ્ધ મધ્યાન્હમાં ત્યારપછી માતામહ-માના બાપ વિગેરેનું શ્રાદ્ધ કરે અને વૃદ્ધ મનુમાં લખ્યું છે કે, ભિન્ન ભિન્ન કાળમાં ત્રણે શ્રાદ્ધ કરવાનો સમય ન મળે તો કર્તવ્ય સંસ્કારને આગલે દિવસે ત્રણે નાંદીશ્રાદ્ધ એક સાથે એક જ સમયમાં કરીલે. પરંતુ કાત્યાયન આચાર્યે પિતૃશ્રાદ્ધથી પૃથક માતાનું દૈવત નાંદીશ્રાદ્ધ કરવાનો નિષેધ કર્યો છે. શાન્તિને માટે આયુષ મંત્રોનો જપ પાઠ કરી સાવધાનતા પૂર્વક છ પિતૃઓનું શ્રાદ્ધ કરવાનો આરંભ કરે. કાત્યાયનશ્રાદ્ધસૂત્રમાં માતાનું શ્રાદ્ધ ભિન્ન કહેલું નથી પણ પિતાદિ ત્રણ અને માતા મહાદિ ત્રણ અને માતા મહાદિ ત્રણ સપત્નીક નાંદીમુખપિતરોનું શ્રાદ્ધ કહેલું છે. આ વૃદ્ધિ શ્રાદ્ધને સાકલ્પિક વિધાનથી કરવું જોઇએ એજ કારણથી આમાં સમંત્રક આવાહન, અર્ઘદાન, અગ્નૌકરણ, પિંડદાન, વિકિર, અક્ષય્ય, સ્વધાવાચન, અને પ્રશ્ન એ સાત કર્માંગ કરવામાં આવતા નથી. શુભને માટે કરવાના વૃદ્ધિ શ્રાદ્ધમાં પ્રથમાવિભક્ત્યન્તપદ સંકલ્પ વાક્યમાં બોલે ષષ્ઠયન્તપદ બોલવું એ દોષ કારક છે તથા વૃદ્ધિ શ્રાદ્ધમાં અસ્મત્ શબ્દ વા સ્વાદિ સ્વરૂપ ગોત્ર અને પિતરોનું નામ ન બોલે તિલનો પણ વિનિયોગ ન કરે, અને નાંદી શ્રાદ્ધને સવ્ય થઇને કરે અપસવ્યથી નહિ તેથી જ આ શ્રાદ્ધ દૈવતમાંગલિક કહેવાય છે રાજાનો અભિષેક અને પુત્ર જન્મ છોડીને બીજી વખત નાંદી

શ્રાદ્ધ ન કરે અર્થાત્ કર્મના આરંભમાં અને સમાપ્તિમાં શાન્તિ પાઠાદિને કર્ત્તવ્ય માનેલ છે. તેથી સર્વ કર્મના આદ્યન્તમાં શાન્તિ પાઠાદિ કરે. તો દ્વિતીય વાર નાન્દીશ્રાદ્ધ ન કરે. પરંતુ રાજાભિષેક અને પુત્ર જન્મ સમયે પ્રથમ સ્થાપિત માતૃકાઓનું વિસર્જન કરી પછી નાંદીશ્રાદ્ધ બીજીવાર કરે અન્યથા કરવામાં અપમૃત્યુરૂપ દોષ લાગે છે.

વૃદ્ધિશ્રાદ્ધ કર્તાનો પિતા જીવતા હોય તો શું કરવું તે બતાવવામાં આવે છે. જેનો પિતા જીવતો હોય તે પોતાના પુત્રની સંસ્કારોમાં માતા તથા દાદાનું શ્રાદ્ધ કરે જો માતા પણ જીવતી હોયતો કેવલ દાદાનું શ્રાદ્ધ કરે યદિ માતા મરી ગઇ હોય અને દાદા જીવતા હોય તો કેવલ માતાનું શ્રાદ્ધ કરે. કેવલ માતૃશ્રાદ્ધમાં વિશ્વદેવોને ન કરે. યદિ માતા, પિતા, દાદા ત્રણે જીવતાં હોય તો પુત્રના સંસ્કારોમાં આ શ્રાદ્ધ કરવું નહિ અને દ્વિતીય વિવાહ, શ્રૌત સ્માર્ત અગ્નિ સ્થાપન, પુત્રેષ્ટિ અને સોમ યાગાદિ પોતાના સંસ્કાર કર્મોમાં યદિ પિતા જીવતા હોય, તો જેના જેના નામથી પિતાશ્રાદ્ધ કરે તે તે નામથી પુત્ર પણ અભ્યુદય શ્રાદ્ધ કરે જેનાં માતા અને દાદા મરી ગયા હોય તથા પિતા જીવતા હોય તે પોતાના સંસ્કારોમાં પિતાની માતા, પિતામહી પ્રપિતામહી, પિતાનાપિતા, પિતામહ, પ્રપિતામહ, પિતાના માતા મહ, પ્રમાતામહ, વૃદ્ધપ્રમાતામહ, સપત્નીક નાન્દી મુખના નામથી શ્રાદ્ધ કરે. પણ માતાના દાદાદિનું ન કરે. યદિ પિતા અને પિતામહ બન્ને જીવતા હોય તો પોતાના સંસ્કારોમા પિતામહની માતાદિ ત્રણ તથા પિતામહના પિતાદિ ત્રણના નામથી કરે. યદિ પિતાની માતા જીવતી હોય તો પોતાના દ્વિતીય વિવાહાદિ સંસ્કારોમાં આ શ્રાદ્ધને ન કરે. પ્રથમ વિવાહમાં પુણ્યાહ વાચનાદિના કર્તા પિતા હોય છે એ રીતે કેવલ પિતા મરી ગયા હોય અને માતા તથા દાદા જીવતા હોય તો એક પિતા, પિતામહ, પ્રપિતામહના નામથી નાન્દીશ્રાદ્ધ કર્ત્તવ્ય છે, સમાવર્તન સંસ્કારમાં બ્રહ્મચારી કર્તા હોય છતાં તેના પિતાનાદી શ્રાદ્ધ કરે. પિતાના અભાવમાં મોટો ભાઇ વિગેરે કરે અર્થાત્ પુત્રના સમાવર્તનમાં પિતા સ્વપિતરોનું શ્રાદ્ધ કરે, અને પિતાના પિતા પણ જીવતા હોય તો શ્રાદ્ધ ન કરે યદિ સંસ્કાર્ય બ્રહ્મચારીના પિતા દેશાન્તર જવા વિગેરે કારણોથી સમીપ ન હોવાથી માતાદિ પિતાની માતાદિના નામથી શ્રાદ્ધ કરે.

યદિ સમાવર્ત્તન કરનારાના પિતા પણ મરી ગયા હોય તો બ્રહ્મચારીના કાકા અગર ભાઈ આદિ સંસ્કાર્યના માતા પિતાદિના નામથી શ્રાદ્ધ કરે.

યદિ ભ્રાતાદિ કોઈ ન હોય તો બ્રહ્મચારી સ્વયમેવ પોતાના પિતાદિનું શ્રાદ્ધ કરે. તથા પિતા જીવતા હોય તો પણ સમીપ ન હોય તો ભ્રાતાદિના અભાવમાં પિતાના પિતાદિ ત્રણના નામથી શ્રાદ્ધ કરે. કેમકે ઉપનયન થઇ જવાથી કર્માધિકારી થઇ ગયો છે એ સમાવર્તન જેવા જ વિચાર વિવાહમાં પણ જાણવા. પિતા મરીગયા હોયતો ચૂડાકર્મ, ઉપનયનાદિ સંસ્કાર જ્યેષ્ઠભ્રાતા, કાકા અગર મામા સંસ્કાર્ય બાળકના પિતા, પિતામહાદિના નામથી શ્રાદ્ધ કરે. યદિ પિતા જીવતા હોય પણ વિદેશ જવાથી અગર કોઇ કારણથી હાજર ન હોય અને મુંડનાદિ કરાવનાર કાકા વિગેરે હોય તો સંસ્કાર્યના પિતાના પિતા વિગેરેનું શ્રાદ્ધ કરે પણ સંસ્કાર્યની માતા મરી ગઇ હોય તો. મૃત માતાના ઉદ્દેશથી ન કરે આ સંક્ષેપમાં વિચારો જણાવ્યા છે.

હવે સાંકલ્પિક રીતિથી નાન્દી શ્રાદ્ધનો પ્રયોગ બતાવવામાં આવે છે. આ શ્રાદ્ધમાં સત્યવસુ સંજ્ઞક નાન્દી મુખ વિશ્વેદેવ માનવામાં આવે છે, ઉચિત સંકલ્પ કરીને વિશ્વેદેવ, પિતાદિ તથા માતામહાદિ એ જણે કોટિયોનું પાદ્ય, આસન, ગંધ, ભોજનાન્ન, નિષ્ક્રયીભૂત દ્રવ્યદાન, દ્રાક્ષ અને જવો સહિત જલદાન આ સર્વ ઉપચારોથી સાંકલ્પિક પૂજન કરી નાંદીમુખ પિતૃસ્થાની બ્રાહ્મણોથી નિમ્ન પ્રકારના આશીર્વાદ ગ્રહણ કરે.

યજમાન-અમારૂં ગોત્ર ઉન્નત હો.

બ્રાહ્મણ-તમારૂં ગોત્ર ઉન્નત હો.

એ રીતે બીજાં વચનો પ્રતિવચનો કરીને યજમાન કહે કે આ આશીર્વાદ સત્ય હો ત્યારે બ્રાહ્મણો કહે કે આશીર્વાદ સત્ય હો. પછી વિશ્વેદેવાદિ ત્રણેના નામથી દક્ષિણાનો સંકલ્પ કરી સુપ્રસન્ન થાઓ એમ કહીને વાજે વાજે. મંત્રથી વિસર્જન કરીને યજમાન કહે કે બ્રાહ્મણો અને પિતૃઓની કૃપાથી ન્યૂનાધિક યથેષ્ટ આ કર્મનું વિધાન પૂર્ણ હો. એજ પ્રમાણે બ્રાહ્મણો કહે કે આ કર્મનું વિધાન પૂર્ણ હો. ત્યારબાદ-प्रमादात्कुर्वतां कर्म प्रच्यवेताध्वरेषु यत् । स्मरणादेव तद्विष्णोः संपूर्णः स्यादिति-श्रुतिः ॥ વિગેરે શ્લોક બોલી વિષ્ણુ ભગવાનની પ્રાર્થના કરે કે આ કર્મમાં જે ન્યૂનતા રહી હોય તે વિષ્ણુ ભગવાનના નામ સ્મરણથી સંપૂર્ણ હો.

इतिशम्.

## चारित्र्य निर्देश

### દ્રૌપદી.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૪૫ થી )

### પ્રકરણ ૫ મું.

### द्रौपदीनो विवाह निर्णय.

પોતાના પુત્રોને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય ગણનાર કુન્તા ઘરમાં બેઠીને ભિક્ષા માટે ગએલા પોતાના પુત્રોની પાછા ફરવા પ્રતીક્ષા (રાહ) કરી રહ્યાં હતા. પુત્રોને પાછા આવવામાં જેમ જેમ કાળ વિશેષ જતો હતો તેમ તેમ તેમના મનમાં અનેક પ્રકારની અનિષ્ટ શંકાઓના કુતર્ક વધતા જતા હતા, કોઇ વખત દેવી કુન્તાના અંતઃકરણમાં એવો પણ તર્ક થતો કે મારા પુત્રો ધૃતરાષ્ટ્રના પુત્રોએ બનાવેલ કોઇ ફંદામાં તો નહિ ફસાયા હોય ? વળી વિચારતી કે નિશાચર અથવા દુષ્ટ પ્રકૃતિ માયાવીઓ દ્વારા તેમને કોઇ પ્રકારનું કષ્ટ તો નહિ પડયું હોય ? પરંતુ સ્વલ્પ સમયમાં આ તર્કમાળાનો અંત આવ્યો કારણ કે દ્રૌપદીને સાથે લઇ પાંડવો પોતાને ઘેર આવ્યા. તેમાંથી ભીમે પ્રસન્નતાપૂર્વક દરવાજામાંથી જ કહ્યું, મા! મા ! ! ભિક્ષા લાવ્યા.

કુન્તાજીએ શું લાવ્યા છે તે ગૃહમાં હોવાથી જોયું નહોતું. ભીમે તો દ્રૌપદીને લક્ષીને આ વાત કહી હતી. કુન્તી દેવીએ તે જાણ્યા, વિના જ અંદરથી જવાબ આપ્યો કે, "હે પુત્રો જે કાંઇ પ્રાપ્ત થયું હોય તે સર્વ માઇઓ મળીને ભોગવો." કુન્તીએ આ બાબત કહીતો દીધી. પણ તેજ વખતે તેણે પોતાની સામે દ્રૌપદીને જોઇ અને તેનો પરિચય જાણ્યા પછી તેના મનમાં બહુ જ આશ્ચર્ય થયું તેને પોતાનાં કહેલા વાક્યો પર બહુ વિચાર આવ્યા અને તેજ વખતે, તેણે યુધિષ્ઠિરને કહ્યું. હે પુત્ર ! મને એ ખબર નહતી કે, તમે શી વસ્તુ લાવ્યા છો હવે યાજ્ઞસેની ( દ્રૌપદી ) ને જોઇને અને મારી કહેલી વાતનો વિચાર કરીને મારા અંતઃકરણની કોઈ વિલક્ષણ પ્રકારની સ્થિતિ થઈ છે.

છે, બીજું અહિં ગુપ્ત નિવાસ કરીએ છીએ તમે અમને શીરીતે જાણ્યા? શ્રીકૃષ્ણે કહ્યું રાજન્! આગ છૂપાવ્યા છતાં સહજમાં પ્રકટ થઇ જાય છે, પાંડવો સિવાય આ પૃથ્વીમાં અન્ય કયો પુરૂષ છે જે આટલું પરાક્રમ બતાવી શકે? મહારાજ! ભાગ્ય બલથીજ આપે ભયંકર અગ્નિમાંથી રક્ષા મેળવી છે અને અમારાં અદ્રષ્ટથીજ દુરાત્મા દુર્યોધન અને તેના સાથીઓએ જે જાળ પાથરી હતી તેનું ફળ કંઈ આવ્યું નથી. હવે આપનું રહેલું ભાગ્ય પુનઃ આપને સહાય કરે. આપનું કલ્યાણ હો અને ઇંધન યુક્ત અગ્નિની પેઠે આપ ઉત્તરોત્તર શોભાને પામો. હવે મને જવાની રજા આપો. એને કહી બેઉ ભાઇ ચાલ્યા ગયા.

દ્રૌપદીનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન પાંડવો આ કોણ છે એ જાણવા માટે ગુપ્ત રીતે તેમની પાછળ પાછળ કુંભારના ઘર સુધી આવ્યો હતો. કે જ્યાં પાંડવો એ નિવાસ કર્યો હતો. પાંડવોને કુંભારના ઘરમાં પેસતા જોઇને બાજુના સ્થાનમા તે છૂપાઇ ગયો. ત્યાં રાત્રિમાં તેમણે જોયું તો પાંચે ભાઇઓમાં અપૂર્વ સંપ છે તેમની માતા પોતાના પાંચે પુત્રોને સંપૂર્ણ પ્યારની દ્રષ્ટિથી જોતી હતી. રાત્રિએ તે લોકો ભૂમિપર દર્ભ પાથરીને સાથેજ સૂતા અને તેમની માતા તેમના માથા તરફ સુતી, ધૃષ્ટદ્યુમ્ને એ પણ જોયુ કે તેની બ્હેન દ્રૌપદીની, પાંડવોની માએ બહુજ બરદાસ કરી. માતા કુંતાએ, ધૃષ્ટદ્યુમ્નની બેન દ્રૌપદી પાસે સામગ્રી તૈયાર કરાવી તેમાંનો થોડો અંશ દેવોને અર્પણ કરાવ્યો, કાંઇક ભાગ બ્રાહ્મણોને આપ્યો અનન્તર શેષ ભાગ વૃદ્ધ માતા તથા પાંચે વીરોને પીરસી દીધા એટલે તેમણે ભોજન કર્યું ત્યાર પછી તેમણે પોતે ભોજન કર્યું. પછી તે એ પાંડવોના પગ તરફ સુઇ ગઇ. ત્યારબાદ પાંચે ભાંઇઓ ક્ષત્રિયોને યોગ્ય ભિન્ન ભિન્ન પ્રકારની વાતો કરવા લાગ્યા.

"દુઃખના દિવસોમાં ધૈર્ય પૂર્વક રહેવું એ વારંવાર પ્રશંસાને યોગ્ય છે." એટલું પોતાના મનમાંજ બોલી ધૃષ્ટદ્યુમ્ન બહુજ પ્રસન્ન થયો. અને પોતાની બ્હેનના ભાગ્યને ખૂબ વખાણવા લાગ્યો. કારણ સ્વયંવરમા તેને આ ઉચ્ચકુલનો પુરૂષ પ્રાપ્ત થયો છે એવું તેણે આ લોકોની ચેષ્ટા જોઇ પોતાના મનથી નક્કી કર્યું. ધૃષ્ટદ્યુમ્ન જેમ જેમ વિશેષ વિચાર પૂર્વક પાંડવોની ચેષ્ટા જોતો ગયો તેમ તેમ આ પાંચ પુરૂષો પાંચ પાંડવો હોય એમ નક્કી થઇ ગયું સાથે સાથે એ પણ વિચાર આવ્યો કે સ્વયંવરમા નિશાન પાડનાર વીર અર્જુનજ હોવો જોઇએ. કારણકે બીજાની એવી

શક્તિ હોયજ નહિ, ત્યાંથી પાછા ફરી ધૃષ્ટદ્યુમ્ને પોતાના પિતાને નમસ્કાર કર્યો. ત્યાં સુધી રાજા દ્રુપદ ચિન્તા નિમગ્ન હતા. ધૃષ્ટદ્યુમ્નને જોતાંજ તેમણે ખાસ પૂછ્યું. હે પુત્ર દ્રૌપદી કોની સાથે ક્યાં ગઇ ? ઉચ્ચકુલ શીલા, સુશીલા કુમારી કોઈ કુપાત્રને પલ્લે તો નથી પડી ? સુન્દરમાલા સ્મશાનમાં તો નથી પડી ? સોમવંશીઓમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ને પોતાના પિતાને કહ્યું. હે પિતાજી ! પસ્તાવો કરવાની કાંઇ જરૂર નથી, આપણા નસીબની વખાણ કરવાં જોઇએ. એ વીરોની પાછળ જઇને મેં ગુપ્ત રીતથી જોયું. તો મને તેના આચાર, વિચાર, વાતચિત, રંગઢંગ, ઉપરથી એમજ સમજાય છે કે તે ક્ષત્રિયવંશ સંભૂત છે. કેટલાએક દિવસથી એ જનશ્રુતિ સાંભળવામાં આવે છે કે પાંડવો લાક્ષાગૃહમાંથી બળતા બચી ગયા છે, અને મારો તો નિશ્ચય છે કે એ પાંચ વીરો પાંચ પાંડવોજ હોવા જોઇએ, અને લક્ષ વેધનાર વીર શ્રેષ્ઠ અર્જુન છે, એમ નહોય તો કર્ણ વિગેરે વીરોને પાછા હઠાવવા એ સામાન્ય વ્યક્તિનું કામ નથી. આ હકીકત સાંભળી રાજાદ્રુપદને પરમ સંતોષ થયો. તેમણે પોતાના પુરોહિતને એજ કુંભારને ઘેર મોકલ્યો અને કહેવરાવ્યું કે એવીરોને કહે જો કે તમારો પૂરો પરિચય આપો. જો તે મહારાજા પાંડુના પુત્રો હશે તો ખરેખર મને ખૂબ આનંદ થશે. '

પુરોહિતે જઇને તેમને કહ્યું—હે વીર ? રાજા દ્રુપદ આપનું સ્પષ્ટ ઓળખાણ જાણવા ઇચ્છે છે, કોણ જાણે ગમે તે કારણને લઇને રાજા દ્રુપદના હૃદયમાં એમજ થયા કરે છે કે વીર અર્જુન સિવાય અન્ય કોઇથી એ નિશાન પડી શકે તેમ હતું નહિ. રાજા પાંડુ, અને રાજા દ્રુપદની ગાઢ મૈત્રી હતી. તેથી તેમની એ તીવ્ર અભિલાષા હતી કે તેની કન્યાનો વિવાહ મહા પરાક્રમી અર્જુનની સાથે થાય તો સારૂં. કદાપિ એનાથાસે જો એવુંજ થઇ ગયું હશે તો રાજા પોતાનું સૌભાગ્ય સમજશે. માટે તમો તમારી જાતિ, કુલ, શીલ વિગેરેની પીછાણ આપી રાજા દ્રુપદની શંકાને નિવૃત કરો.

'પુરોહિતની 'સર્વ હકીકત સાંભળી, તેનો સત્કાર કરી મહારાજા યુધિષ્ઠિરે કહ્યું, વિપ્રદેવ ! મહારાજા દ્રુપદ હવે જે ચિન્તા કરે છે તે બધી વ્યર્થ છે, કારણકે તેની પ્રતિજ્ઞાતો એજ હતી, કે જે નિશાને 'પાડશે તેની સાથે રાજકુમારીને 'પરણાવીશ. મારા ભાઇએ તે લક્ષ્યને વેધીને ન્યાય પૂર્વક રાજકુમારી પ્રાપ્ત કરી છે 'તો પછી હવે કુલ, 'શીલ, જાતિ વિગેરે સ્પષ્ટ પૂછવાનો તેમને શો અધિકાર છે ? માટે આપ જઇને રાજા દ્રુપદને કહો કે તે એ બાબતની ચિન્તાજ છોડીદે. હા આ રાજકુમારીનાં લક્ષણો ઉત્તમ છે. તથા

અકબરે બિરબલને કહ્યું કે કાગળ પેન્સિલ છે કે ? બીરબલે કહ્યું કે તૈયાર છે નામવર હુકમ ફરમાવો, પાદશાહે કહ્યું. આ ડોશીને વીશ ગામ આપવાનો રૂકો લખી આપ. આ ફરમાન મુજબ રૂકો લખી તેમાં બાદશાહની સહી લઇને ડોશીને આપ્યો. ત્યાર પછી બન્ને ત્યાંથી નીકળી મૃગયા કરીને શહેરમાં આવી રહ્યા. બીજે દિવસે બિરબલ જંગલમાં ડોશી પાસે ગયો ને અકબરની મુર્તિ પોતાને ઘેર લઇ આવ્યો ડોશીને અમુક દ્રવ્ય આપી તેની પાસેથી પેલો રૂકો લઇ લીધો. વખત જતે છ માસ પુરા થવા આવ્યા ત્યારે ભર કચેરીમા બાદશાહે બિરબલને કહ્યું કે મુર્તિ પૂજા કરવાથી તે ફલ આપે છે કે નહિ તે પ્રશ્નનો જવાબ તારે આજે રજુ કરવો જોઇએ. બિરબલે કહ્યુ કે નામદાર પથરની મુર્તિ શું ફલ આપે છે. તેનો જવાબ આ રૂકાથી તમને સમજવામાં આવશે એમ કહી ડોશીને આપેલ ગામનો લેખ રજુ કર્યો બાદશાહ તુરત સમજી ગયો. બીરબલે ફરીને કહ્યું કે આપ શહેનશાહ છો. તેની મુર્તિ બનાવી સેવા કરવાથી તમારા મનમાં કરૂણા ઉત્પન્ન થઈ તો પછી આ અનંતકોટી બ્રહ્માંડના શહેનશાહ પરમાત્મા તેની અનન્ય ભાવથી સેવા કરવાથી ફલને પ્રાપ્ત ન થવાય એવું બનેજ નહિ. બાદશાહે કબુલ કર્યું કે બિરબલનું કહેવું યથાર્થ છે.

સાકારને અવલમ્બીનેજ નિરાકાર તત્વનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તમને ક્ષુધા લાગે ત્યારે નિરાકાર, દાળ, ભાત, રોટલી ખાઇને ભોજન લીધું એમ માનતા નથી. પરંતુ તમે સાકાર પદાર્થને ગ્રહણ કરો છો ત્યારેજ ક્ષુધા શાન્ત થાય છે. તેજ પ્રમાણે તમે નિરાકાર સ્ટેશન માસ્તર પાસેથી નિરાકાર ટીકીટ લઇ નિરાકાર આગગાડીમા બેસીને મુંબઇ પહોચી જાઓ. પણ એવી તરેહથી તમે મુંબઈ પહોચી શકશો નહિ. માટે તમારે સાકારની સહાયતા લેવી પડે છે. મુર્તિમા ઇશ્વરનું ધ્યાન જેવા ભાવથી જોડવામાં આવે છે. તેવું ફલ પ્રાપ્ત કરી શકાય છે. દાખલા તરીકે દુઝણી ગાયને પોતાનાં વાછરડાં સિવાય અન્ય વાછરડું ધવરાવવા મુકીએ તો ગાયને આંચળમાંથી દુધ પ્રેમથી છુટતું નથી પણ પોતાનુ વાછરડું ધાવે છે ત્યારે પ્રેમથી દુધ શ્રવે છે. આ ઉપરથી સમજવાનું કે નાસ્તિક મુર્તિને પથર માને છે. અને આસ્તિક ઇશ્વરી ભાવ રૂપ માને છે તેથી નાસ્તિક ગાયના અન્ય વાછરડાં જેવો છે. અને તેને તેવું ફલ પ્રાપ્ત થાય છે. માટે ઇશ્વરમાં જેવી સત્યભાવના તેવું તે મેળવી શકે છે. તે નીચેના દૃષ્ટાંતથી સમજાશે.

કાશ્મિર દેશમાં એક બ્રાહ્મણ હતો તેને ગોવિંદ નામનો ૭ સાત

વરસનો પુત્ર હતો, તે તેની માતાની સાથે મંદીરમાં દરશન કરવા માટે હમેશાં જતો એક દિવસ બાળકે ( ગોવિંદે ) તેની માતાને પુછ્યું કે માજી આ ચળકતાં લુગડાં પહેરીને મંદીરમાં કોણ બેઠું છે. તેણીએ જવાબ આપ્યો કે આ બધી દુનિયાનો રાજા તે છે. માટે ચળકતાં લુગડાં પહેરીને બેઠેલ છે. અને તેનું નામ મુરલીધર છે. ગોવિંદે કહ્યું કે તે મારી સાથે ગીલી દંડા વગેરે રમત રમવાને નહિ આવે ? આથી તે બોલી. " બેટા એતો જેની ચાહના હોય તેની સાથે રમે છે. " આ વચન બાળકના હૃદયમાં ચોંટી ગયું જેથી ગોવિંદ કોઇ કોઇ વખતે મંદિરમાં જતો, અને પોકાર કરતો કે ઓ મોરલીધર તું મારી સાથે રમવા માટે શા સારૂ આવતો નથી, હું ગરીબ છું ને તું દુનિયાનો રાજા છે તેથી ? અથવા મે ફાટેલાં ને મેલાં કપડાં પહેરેલાં છે. અને તે ચળકતાં કપડા પહેરેલાં છે તે ખરાબ થઇ જાય માટે રમવા આવવાનું મન નહિ થતું હોય ? આ પ્રમાણે તે બાળક લગભગ એક વરસ સુધી મદીર જઇને શુદ્ધ ભાવથી બોલ્યા કરતો પણ મુરલીધર તેની સાથે રમવા આવતો નહિ આથી કંટાળીને એક દિવસ છરી લઇને મદીરમાં ગયો અને ગદગદિત કંઠે પોકાર કરીને કહ્યું કે મુરલીધર તું મારી સાથે રમવા નહિ આવે તો હું પેટમાં છરી ઘોંચીને મરી જઈશ એમ બોલી છરી પેટમા મારવા તૈયાર થયો કે તુરત મુરલીધરે દોડી આવીને તેના હાથ પકડીને કહ્યુ કે ચાલ તારી સાથે રમવા આવું છું એમ કહીને બન્ને ગીલી દંડે રમવા માંડયાં. આ પ્રમાણે દરરોજ ગોવિંદ મુરલીધરની સાથે રમત રમતો અને જે જીતે તે હારનાં કાંડાં ઉપર બત્તાં મારતો આવી શરત પણ કરતા. એક વખત સાંજે બન્ને રમતા હતા તેમાં મુરલીધર હારી ગયો તેથી ગોવિંદ મુરલીધરનો હાથ પકડી બત્તા મારવા લાગ્યો તે વખતે પૂજાનો વખત થવાથી પૂજારીએ મંદીર ઉઘાડ્યું. તેથી મુરલીધર એકદમ છટકીને મંદીરમાં ચાલ્યો ગયો અને ગોવિંદ તેની પછવાડે નીચે પ્રમાણે બડબડાટ કરતો દોડયો કે તું મને હમેશા બત્તાં મારતો તે સારૂં લાગતું કે આજ મારે બત્તા મારવાનો વખત આવ્યો એટલે તું તારા બાપ પાસે નાસી ગયો. " ગોવિંદ મદીરમાં ખરડાએલ મેલા લુગડાંથી આવેલ તે પૂજારીએ દીઠો તેથી ધમકાવ્યો કે અપવિત્ર કપડાં પહેરીને મદીરમાં કેમ આવ્યો. એમ કહીને પૂજારીએ એક લપડાક પણ મારી તેથી ગોવિંદ રડતો રડતો ઘેર આવ્યો અને કહેવા લાગ્યો કે, મા, મા, હું દરરોજ મુરલીધરની સાથે રમતો હતો. 'મુરલીધર રમતા જીતે તો મને

બત્તા મારતો, પણ આજ મારે બત્તા મારવાનો વખત આવ્યો ત્યારે તે મારા પાસેથી હાથ છટકાવીને તેના બાપની પાસે નાસી ગયો. હું તેની પછવાડે મંદીરમાં ગયો ત્યારે તેના બાપે મને સપેડાક મારી કહ્યું કે આવા ગંદા ને મેલાં કપડા પહેરીને મંદીરમાં શા માટે આવ્યો. ગોવિંદની માએ તે બાબતમાં છોકરાનું ગાડપણ ગણી તે વાત માની નહિ અને પુત્રને કહ્યું કે હું મુરલીધરના બાપને ઠપકો આપી આવીશ કે હવેથી તે તને મારશે નહિ. તેજ રાત્રીએ પૂજારીને સ્વપ્નું આવ્યું કે ગોવિંદને તેનું મેં ઈશ્વરે મંદિરમાંથી કાઢી મૂક્યો છે માટે સવારે તેને વાસ્તે સારૂં સારૂં ખાવાનું તથા રમકડા લઈને તેને ઘેર જવું અને ગોવિંદની માશી મંદિરી સવાર પડતા પૂજારી સ્નાન સંધ્યા અને પૂજન કરી તેમાંથી પરવારીને પછી રાત્રીના સ્વપ્ના મુજબ વસ્તુઓ લઈને ગોવિંદને ઘેર ગયો. તે વખતે ગોવિંદે કહ્યું કે માજી જો, પેલા મુરલીધરના બાપ મને મારતા હતા તે આવ્યા. આથી પૂજારીના મનમાં એકદમ શુદ્ધ ભાવના ઉત્પન્ન થઈને તેણે ગોવિંદને રમકડાં વગેરે આપી શાન્ત કર્યો પછી પોતાને રાત્રીમાં સ્વપ્નું આવ્યું તે હકીકત પૂજારીએ ગોવિંદની માને કહી સંભળાવી આથી તેની માને પણ શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થયો તે પણ ઇશ્વર ભજનમાં આરૂઢ થઇ. માટે શુદ્ધ પ્રેમ વગર ભક્તિ પ્રાપ્ત થતી નથી મતલબકે શુદ્ધ ભાવનાજ ફલિત થાય છે.

પાઠશાળામાં શરૂઆતથીજ, બાળકને મુળાક્ષરો ક. ખ. વગેરે નિરાકાર સત્તાથી શીખવવામાં આવે તો તે દશ વર્ષ સુધીમાં પણ મુળાક્ષરો શીખી શકશે નહિ પરંતુ સ્લેટબોર્ડ ઉપર તે અક્ષરો લખીને બાળકને શીખવવા માંડશો તો પંદર મિનિટમાં તે અક્ષરો તેને હૃદયસ્થ થશે. એજ સાકાર પ્રતિમાનો પ્રભાવ છે. તેને લઈને બાળકના હૃદયમાં જ્ઞાન થાય છે, આ પ્રમાણે અક્ષરોનો પુરતો અનુભવ થવા પછી તમારી આંગળીથી બાળકની સામે નિરાકાર અક્ષરોની સાધન કરશો તો તે તુરત કહી શકશે, માટે પ્રથમ સાકારની આરાધના કરવી પડે છે. એ નિઃસંશય છે. અને એ સનાતન ધર્મનો પ્રથમ સિદ્ધાંત છે. તે શ્રેણીનો વિચાર પૂર્વક સ્વીકાર કરવો તેથી જ્ઞાન વૃદ્ધિનો ક્રમનો વિકાસ થશે, આથી નાસ્તિકતારૂપી અંધકાર હૃદયમાંથી નીકળી જશે, તેજ શુદ્ધ મનથી જાતી ભક્તિ ને દેશની સેવા થઇ શકશે, ને ઉત્તમતા પ્રાપ્ત કરી શકાશે. વળી પરમાત્મ સ્વરૂપનું જ્ઞાન થયા પછી તમે તમારા સગાં સ્નેહીઓને દેશ બાંધવોને પણ પરમાત્માની મુર્તિ-

રૂપ જેમને કાયિક વાચિક ને માનસિક પ્રવૃત્તિથી કાર્યપણ શુભ સહાય કરશો. તે પણ પરમાત્માની મુર્તિઓની સેવા પુજનને ભક્તિ કરવા બરાબર છે. આવું તમારૂં પુત્રનું પગથીઆ રૂપ ગૌરવ છે. તેને ધાર્મિક પ્રવૃત્તિના જ્ઞાનથી દીપાવશો, એવી પરમાત્મા સર્વેના હૃદયમાં સદ્‌બુદ્ધિ આપે. કે જેથી હિંદ માતાનું પ્રાચીન ગૌરવ જાગતી રહે.

અસ્તુ ॐ शान्तिः (३)

વિક્રમાર્ક સંવત ૧૯૭૭ ના વૈશાખ સુદિ અક્ષય તૃતીયા. તા. ૧૦-૫-૨૧ મંગળ. મોમ્બાસા.

લેખક, વિશ્વનાથ ત્રિકમજી જોશી.



# शारीरिक

## ઉત્તમ સંતાનોત્પાદન પ્રકાર.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૬૦ થી )

ચક્ષુ ઇન્દ્રિય સ્વભાવથીજ તૈજસ છે આંખનું ઉપાદાન કારણ અગ્નિ. તત્વ જ્યારે કોઇ કારણને લઇને નેત્રગોલક સુધી પહોંચતું નથી ત્યારે સંતાન જન્માન્ધ થાય છે. જ્યારે તે તેજ રક્તતાને લઈ દ્રષ્ટિ સ્થાનમાં આવી જાય છે ત્યારે લાલ નેત્રો થાય છે. જ્યારે પિત્તને લઈ તેજ ચક્ષુ સ્થાનમા જાય છે ત્યારે સંતાન પીળી આંખો વાળું થાય છે, માટે ગર્ભાધાનના દિવસોમાં રક્તવિકાર તથા પિત્તકર વિગેરે વૃદ્ધિ પામી જાય એવા આહારનું સેવન કરવું નહિ અને ગર્ભ સ્થિતિ પછી પણ ગર્ભિણી સ્ત્રી પ્રાયઃ એવોજ સમ આહારકરે તો સંતાન નિર્મળ દ્રષ્ટિ થાય છે.

સુશ્રુત શારીર સ્થાન અધ્યાય બીજામાં લખ્યું છે કે.

> ऋतुस्नाता तु या नारी स्वप्ने मैथुनमाचरेत् ।
> आर्त्तवं वायुरादाय कुक्षौ गर्भं करोतिच ॥

ઋતુ સ્નાન કર્યા પછી પતિ વિદેશમાં હોય તેથી અગર પાસે હોય

તોપણ દશ દિવસ બાદ ગર્ભાધાનનું મુહૂર્ત નિયત હોય તો તે પહેલાં સ્ત્રીની ઉત્કટ ઇચ્છા થાય અને સ્વપ્નમાં મૈથુન કરેતો ગર્ભાશયનો વાયુ આર્તવને લઇ ગર્ભ કરે છે અને ગર્ભિણીનો તે ગર્ભ પ્રતિમાસે વૃદ્ધિ પામે છે. અંતે દશ, કઠણ ગંઠ્ઠન ગોળાકાર એક માસનો પિંડ પેદા થાય છે. તેથી સંતાનેચ્છુ સ્ત્રીએ ગર્ભાધાનના દિવસ પહેલાં પોતાના મનને કબજે રાખવું જોઇએ નહિ તો કાર્ય બગડે છે.

વાયુના કોપથી અને દોહદ ઇચ્છા પૂરી ન થવાથી ગર્ભસ્થ બાળક ખુધો, લૂલો, સગંડો, મુગો, વિગેરે વિકાર યુક્ત જન્મે છે. તેમજ માતા પિતાની નાસ્તિકતાથી કે પૂર્વ જન્મનાં કર્મથી પણ બાળકના અંગનો ભગ થાય છે અથવા એવા પાપકર્મ વાળો જીવ તેવા નાસ્તિક માતા પિતાને ત્યાં જન્મ ધારણ કરે છે. એટલું નક્કી છે કે ગર્ભાધાનના દિવસોમા વાયૂલ વસ્તુ ખાવાથી ગર્ભિણી સ્ત્રીના ગર્ભમાં વાતનો પ્રકોપ થતાં તેની અસર ગર્ભસ્થ બાળકપર થાય છે. માટે તે કાળમાં બાળકનો જન્મ થતા સુધી કુપથ્યથી અવશ્ય બચવું જોઇએ ત્યારેજ અભીષ્ટ સંતાન ઉત્પન્ન થાય છે.

અત્યંત ભગ્ન ઓછા હોવાથી તથા પક્વાશયસ્થ વાયુનો વિશેષ યોગ ન હોવાથી ગર્ભસ્થ બાળક અપાન વાયુ અને વિષ્ટા મૂત્રનો ત્યાગ ગર્ભાશયમાં કરતો નથી અને જરાયુથી મુખ ઢાંકેલુ હોવાથી અને વાયુ કાઢવાનો માર્ગ સ્પષ્ટ ન હોવાથી ગર્ભસ્થ બાળક રૂદન કરી શકતો નથી. અને કંઇ બોલી શકતો નથી પરં સાધારણ મનુષ્યને માટે આ સાધારણ કથન છે. કિન્તુ વિશેષ દિવ્ય શક્તિવાળા મહર્ષિઓને માટે આ સાધારણ કથન નથી જેમ સાધારણ મનુષ્ય એક કલાક શ્વાસ ન લેતો મરી જાય છે. પણ યોગીઓ મહિના કે વર્ષો સુધી સમાધિમાં શ્વાસ લીધા વિના રહી શકે છે. તેમ બ્રહ્મર્ષિ વામદેવ તથા અષ્ટાવક્ર ગર્ભમાં રહેવા છતાં બોલ્યા એ વાત અસંભવ રૂપ નથી ઋગ્વેદીય ઐતરેયારણ્યકસ્થ દ્વિતીયારણ્યકના પાંચમા અધ્યાયમાં લખ્યુ છે કે.

तदुक्तमृषिणा–गर्भेनुसन्नन्वेषामवेद–महदेवानां जनिमानि विश्वा। शतं मापुरआयसीररक्षणधश्येनो जवसा निरदीयम् ॥ ( ऋवसंहिता मंडळ ४। सुक्त २७। म. १ ) इति गर्भ एवैतच्छयानो वामदेव एवमुवाच. ॥ श्येन भावं समास्थाय गर्भाद्योगेन निस्सृतः। ऋषिर्गर्भे शयानः सन् ब्रूते गर्भेनु सन्निति ॥

માતાના ગર્ભમાં પડેલા વામદેવ ઋષિ (गर्भेनुसन्०) ઇત્યાદિ ઋચા બોલ્યા. ઋચાનો અભિપ્રાય એ છે કે ગર્ભાશયમાં રહેતા છતાં મેં ઇન્દ્રાદિ સર્વ દેવોના સર્વ જન્મોને અનુક્રમથી જાણ્યા છે કે તે બધા એકજ પરમેશ્વરથી પ્રકટ થયા છે. પ્રથમ અજ્ઞાન દશામાં અવિદ્યાના બંધનથી હજારો શરીરોએ પોતાનામાં લોહવત્ બંધન કરી મને રાખ્યો જેથી શરીરાભિમાની હું શરીરથી ભિન્ન ચેતનને જાણી શક્યો નહિ પણ હવે શ્યેન પક્ષીના વેગની પેઠે હું શરીરથી પૃથક થઈ ગયો છું અર્થાત્ જ્ઞાન દશામાં મહર્ષિ વામદેવ આમ બોલ્યા, અને વારંવાર ગર્ભમાં ગતિ તથા મરણ કરીને તે મુક્ત થઈ ગયા. અષ્ટાવક્રની કથા મહાભારતમાં છે તે જન્માન્તરીય યોગબળથી બોલતા હતા. ગર્ભની રુકાવટ યોગીઓને અટકાવી શકતી નથી, હાલમાં પણ કોઈ યોગી જન્મ લેતો તે ગર્ભમાં બોલી શકે છે માટે સાધારણ મનુષ્યને ગર્ભમાં બોલવાનો અસંભવ છતાં યોગીઓને બોલવાનો અસંભવ નથી.

ગર્ભિણી માતા શ્વાસ લે છે તેની સાથે બાળક શ્વાસ લે છે અને તે ગભરાય તો ગર્ભસ્થ બાળક પણ તેની સાથે ગભરાય છે. માતાની સાથે જ બાળક સુવે છે અને જાગે છે. ગર્ભિણીની પ્રસન્નતા અપ્રસન્નતા એજ બાળકની પણ છે. ટુંકામાં ગર્ભિણીના જેવા જેવા ભાવો થાય છે તે સર્વના સંસ્કાર ગર્ભમાં પણ જરૂર પડે છે

ગર્ભનું કારણ રજ અને વીર્ય સ્ત્રીના ગર્ભાશયમાં અન્ય હાથ પગ વિગેરે અંગોની પેઠે એકાત્મ ભાવને પામે છે તેથી ભિન્ન વિજાતીય પદાર્થની પેઠે ગર્ભિણીને સતાવતાનથી આ કથનથી એ સિદ્ધ થાય છે કે ગર્ભિણીની સાથે એકાત્મ ભાવ થવાથી તેના સુખ દુઃખ તેજ ગર્ભને પણ સુખ દુઃખરૂપે થાય છે. તેથી ગર્ભિણીએ અત્યન્ત સાવધાન, સંતુષ્ટ સ્વચ્છ ઉચ્ચ કોટિના વિચારમાં તત્પર રહેવું જોઇએ, તથા પુરૂષનું પરમ કર્તવ્ય છે કે ગર્ભિણી સ્ત્રીને નિયમોથી સ્થિતિમાં રહેવાની શિક્ષા આપે અને જેવા પ્રકારના પુત્રની ઇચ્છા હોય તેવા પુરૂષોના ચારિત્રો તેને વારવાર સંભળાવ્યા કરે. જે સંસ્કાર વધારે દૃઢ થયા હોય છે તેજ પ્રમાણે પુરૂષની ગતિ થાય છે માટે જ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥ યોગભ્રષ્ટ થએલો મનુષ્ય જન્માન્તરમાં, ધર્મકર્મ નિષ્ઠ, વિદ્વાન્, ધીમાન્ લોકોના ઘરમાં અથવા યોગીના ઘરમાં ઉત્પન્ન થાય છે તેનો અભિપ્રાય એ છે કે પૂર્ણ સિદ્ધ યોગીનો તો જન્મ થતો નથી. કેમકે તે મુક્ત થઇ જાય છે પણ યોગભ્રષ્ટ પુરૂષ યોગભ્યાસી માતાપિતાને ત્યાં જન્મે છે જેથી તેને

રોગાભ્યાસનો પુનઃ અવસર મળે છે. પૂર્વજન્મના જેવાં જેવાં કર્મોનું જેવું જેવું ભાવીફલ તે તે જીવને જેવાં જેવાં માતાપિતાને ત્યાં ઉત્પન્ન થઇ ભોગવવાનો અવસર મળી શકે છે તે તે જીવ તેવાં તેવાં જ માતપિતાથી ઉત્પન્ન થાય છે. માટે જેવાં સંતાનની ઇચ્છા હોય તેવા ઉચ્ચ કોટિના આચાર વિચાર માતાપિતાએ પાલન કરવા જોઇએ. જેથી તેવા જ સંસ્કાર વાળો જીવ તેને ત્યાં અવતરે છે કારણ કે જન્માન્તરના કર્મફળ ભોગવવાનાં સાધનો તે જીવને સાજ પ્રાપ્ત થશે,

સુશ્રુતમાં કહ્યું છે કે—स्तनयोः कृष्णमुखता रोमराज्युद्गमस्तथा। अक्षि पक्ष्माणि चाप्यस्याः संमील्यन्ते विशेषतः ॥ બન્ને સ્તનનાં મુખ—અગ્ર ભાગ કાળાં થઇ જાય બેઉ આંખોની પલક વિનાકારણે પડ્યા કરે. અન્ય હેતુ વિના ઉલટી થાય, સુગંધ યુક્ત વસ્તુ પણ ખરાબ લાગે, મોઢામાં થુંક અધિક આવે અને પરિશ્રમ માલુમ પડે તો જાણવું કે ગર્ભ રહ્યો છે. પછી વધારે ભાર ઉઠાવવો, વિશેષ મૈથુન, ઉષ્ણતા કારક ભોજન, વમન વિરેચન કરનાર આહાર, દિવસે નિદ્રા, રાત્રિમાં જાગરણ, શોક કરવો. ભય પામવો, કોઇ પણ સ્વારી પર ચડીને ચાલવું, બલ પુર્વક ખાસી ખાવી, વિષમાસને બેસવું, તેલ વિગેરેનું મર્દન કરવું, શરીરમાંથી લોહી કાઢવું, મળમૂત્રના રોગને રોકવો વિગેરે કામ ગર્ભિણી ન કરે કેમકે તેમ કરવાથી ગર્ભને હરકત થાય છે.

વાતાદિક કોપથી અથવાપૂર્વોક્ત વ્યાયામાદિકથી ગર્ભિણીના જે જે અંગોમાં વિશેષ પીડા થાય છે. તેજ પ્રમાણે બાળકના અંગોમાં પણ થાય છે માટે ગર્ભિણીએ બહુ સંભાળ રાખવી જોઇએ.

ગર્ભિણી સ્ત્રી પહેલા, બીજા અને ત્રીજા માસમાં મિષ્ઠ, શીતલ તથા સરસ પ્રાયઃ ભોજન કરે વિશેષ કરી ત્રીજા મહિનામાં સાઠીના ચોખ્ખા દૂધ સાથે ખાય. ચોથા મહિનામાં દહીની સાથે, પાંચમા માસમાં દૂધની સાથે અને છઠ્ઠા માસમાં ઘીની સાથે ચોખ્ખા ખાય અથવા છઠ્ઠા માસમાં ગોખરૂના કવાથથી પકાવેલ ગાયના ઘીની થોડી થોડી માત્રા પ્રતિદિન ખાય. સાતમા માસમાં પૃથક્ પર્ણી વિગેરેમાં સિદ્ધ કરેલ ઘી થોડું થોડું ખવરાવે. આ રીત કરવાથી ગર્ભસ્થ બાળક સર્વાંગમાં પુષ્ટ થાય છે. આઠમા માસમાં બલા, અતિબલા, વરીયાળી, માંસ દૂધ દહીંનું પાણી, વસનું તેલ, સિંધાલુણ મીંઢળ મધ અને ઘી તેનો થોડો થોડો અંશ જેમા મેળવ્યો હોય એવા બોરનાથી પાણીથી ભરતી પ્રયોગ કરવો. એટલે પુરાણા મળની શુદ્ધિ થઇ વાયુની અનુકુલતા થાય છે. આમાં માંસનું નામ આવ્યું છે. પરંતુ જેને માટે

માંસનો નિષેધ છે તે તેને છોડી બીજી વસ્તુઓ ઉપયોગમાં લે. આઠમાં માસમાં ઘી મેળવેલ નરમભાત તથા જંગલી ઔષધીઓના રસનો થોડો થોડો ભાગ સેવન કરાવે. એમ કરવાથી ગર્ભિણીનું શરીર સ્નિગ્ધ તથા બલયુક્ત રહે છે અને સુખ પૂર્વક ઉપદ્રવરહિત પ્રસવ થાય છે એ સિવાય કોઇ રાજાની અનુમતિ લઈ બીજા ઉપાય પણ થઇ શકે.

સુશ્રુતમાં લખ્યું છે કે तत्र प्रथमे मासि कललं जायते ॥ द्वितीये शीतोष्णानिलैरभिप्रपच्यमानानांमहाभूतानां संघातो घनः संजायते પ્રથમ માસમાં પિંડનું પૂર્વરૂપ કાંઇક કલલ બને છે દ્વિતીય માસમાં શીત ઉષ્ણ તથા વાયુથી પરિણત થનાર વેધ ભૂતોનો સંઘાત પિંડ જેવો થાય છે. યદિ તે ગોળાકાર પિંડ બને તો પુત્ર થશે જો લંબ આકાર થાય તો કન્યા અને ગોળ ફળના અર્ધ ભાગ જેવું થાય તો નપુંસક સંતાન થાય છે, ત્રીજા મહિ-નામાં હાથ, પગ અને માથાની નાની મહા પાંચ શાખા તે પિંડમાંથી નીક-ળવાની શરૂઆત થાય છે. તથા હાથ પગાદિ અંગો અને આંગળીઓ વિગેરે પ્રત્યંગોના સૂક્ષ્મના વિભાગ થવા લાગે છે. ચોથા મહિનામાં સર્વ અંગ પ્રત્યંગના નીભાગના સ્પષ્ટ દેખાવા લાગે છે. અને ગર્ભસ્થ બાલકનું હૃદય વ્યક્ત થતાં ચેતનતા સમ્બન્ધી ધાતુ પ્રકટ થઈ જાય છે. કારણ કે હૃદયરૂપ માંસપિંડજ ચેતનતાનુ સ્થાન છે. તેથી હૃદયનો પ્રાદુર્ભાવ થતાં જ ચેતનતા પ્રકટ થાય છે. તેથી ગર્ભસ્થ બાલક ઇન્દ્રિય ભોગ્ય પદાર્થની ઇચ્છા ચોથા મહિનામાં કરવા લાગે છે. અને ગર્ભનું હૃદય બની જવાથી ગર્ભિણી દૌહૃદિની કહેવાય છે. ગર્ભસ્થ જીવની જન્માન્તરીય ઇચ્છા આજ સમયે પ્રકટ થાય છે. ( ક્રમશઃ )




( અનુસંધાન અંક ૪ પૃષ્ઠ ૧૨૮ )

પત્ર નં. ૨ જો.

નૈરોબી તા. ૯-૧૦-૧૯

શ્રી પરમાત્મ સ્વરૂપ સ્વામી શ્રી શુક્લાનન્દ તથા મધુરાનન્દ મંડળ

" મારા પત્રમાં જણાવ્યા પ્રમાણે મેં શ્રી સનાતન ધર્મ સભાને પત્ર લખ્યો હતો તેના બારામાં સભાની મેનેજીંગ કમીટીની મીટીંગ આજરોજ મળી હતી અને આ સવાલ ચર્ચ્યો હતો. આ દેશમાં ધર્મનું રક્ષણ કરનાર કોઇ નથી તેમ આજદિન સુધી શ્રી સનાતનધર્મ તરફથી કોઇ રક્ષક

ઉપદેશક પણ નહિ આવેલ હોવાથી શ્રી સનાતન ધર્માભિમાનીઓ આપ જેવા મહાત્માના દર્શન માટે કેટલા આતુર હોય તે આપ જ સમજી શકશો.

" આપના અત્રે પધારવાથી ઘણી જ સારી રીતે સભા આપશ્રીની સેવામાં હાજર રહેશે. એટલું જ નહિ પરંતુ અમો સઘળા સનાતની બંધુઓ પણ એક સાથે આપની સેવામા તત્પર રહીશું એમાં શંકા નથી."

" બીજું સભા આપની પાસેથી નીચેની બાબતના ખુલાસા જાણવા વિનંતી કરે છે તો આપ કૃપા કરી જણાવશો. "

" આપશ્રી એકલા પધારશો કે સાથે શ્રી પ્રભુરામને લાવશો તથા આપ માટે સ્ટીમરમાં સેકન્ડ કલાસનો બંદોબસ્ત કરીએ કે ડેકનો, હાલમા વરસાદના દિવસો નહિ હોવાથી કોઈ જાતનું તોફાન તો હશે જ નહિ."

" બીજું આ સભાને એક અગત્યનું ખાસ કાર્ય છે તે એ કે આવતા ડીસેમ્બરમાસમા શ્રી સનાતન ધર્મ સભાનું મકાન કે જે લગભગ ૫૦) હજારથી વધારે રકમ ખર્ચાઈ ગઈ છતાં પૂર્ણ થયું નથી તે મકાન ખુલ્લું મુકવાની ક્રિયા કરવાની છે જેથી આ સભા આપશ્રીને વિનતી કરે છે કે આપશ્રી ડીસેમ્બર માસમાં પ્રથમ ઉપડતી સ્ટીમરમા આવવા કૃપા કરો તો ઘણું કાર્ય થઈ શકે આ પત્ર મળ્યા પછી લગભગ એક માસ જેટલો સમય આપશ્રીને મળી શકશે. માટે જો આવી રીતે પધારવાનું થાય તો અત્યંત ઉપકાર થાય. "

" આપશ્રીને આવવા માટે ખર્ચના પૈસા આપશ્રીનો તાર મળ્યે તુરત તારથી અમો નેશનલ બેંક ઓફ ઇંડીઆને મોકલી આપીશું. પૈસાનો તાર મુંબઈ બેંકને મળશે કે તુરત આપશ્રીને તાર અગર પત્રથી જણાવશે કે આપશ્રી માટે એટલી રકમ આવી છે જે રકમ મળ્યે આપશ્રી ટીકીટ વિગેરેનો બંદોબસ્ત કરી શકશો. "

" આ બાબતનો તારથી જવાબ આપશો. પાંચ શબ્દના સાડાચાર રૂપીઆ બેસશે. હવે આપશ્રીને અત્રે આવવા માટે શાની શાની જરૂર છે તે જણાવું છુ. પ્રથમ અત્રે આવવા માટે પાસપોર્ટ કઢાવવો પડે છે. જો આપ શ્રીના શિષ્યો પૈકી કોઈ કાર્ય કરી શકશે એટલે મુંબઇ આવવું ત્યાં કોઈ દલાલ મળશે જે આપશ્રીને ટીકીટ વિગેરે અપાવી સ્ટીમર સુધી પહોંચાડી આપશે. આપશ્રી પાસે સામાન, પુસ્તકો તથા બિસ્તરો વગેરે હશે એ વધુ ગણાશે નહિ. સ્ટીમરમાં જમવા માટે બ્રાહ્મણોઆ કરેલ હોય છે છતા ત્યા ન ફાવે તો કોઇ ફળાહાર સાથે બંદોબસ્ત થઇ શકશે જે માટે પૈસા અમો વધુ મોકલીશું. સ્ટીમર મોંબાસા આવી ત્યાંતો આપના સેવકો હાજર હોવાથી કોઇ પણ પ્રકારની ચિન્તા જેવું રહેશે નહિ. આ યોજનાના શ્રી

સનાતન ધર્મ સભા તરફની હોવાથી આપને આખા દેશમાં સહાયકોનો તોટો રહેશે નહિ.........આશા છે કે અમો સઘળાની આશા પુરી પાડશો."

**અમારો પ્રત્યુત્તર.**

અત્રેથી તારદ્વારા જવાબ આપવામાં આવ્યો કે હું અને સ્વામી પ્રણવાશ્રમ બેઉ જણા આવીએ છીએ હિંદ બહાર તાર કરવાના ફોર્મ જુદા હોય છે બ્રીટીશ ઇસ્ટઆફ્રિકામાં તાર કરવાના એક શબ્દના ૦-૧૪-૬ સાડા ચૌદ આના બેસે છે.

પત્ર નં ૩. નૈરોબી તા. ૨૫-૧૦-૧૯.

શ્રી પરમાત્મા સ્વરૂપ સ્વામી શ્રીમુકુન્દાશ્રમજી તથા શ્રી પ્રણવાશ્રમ-ખંભાત

" આપશ્રીને પત્ર લખ્યો છે આવતા મેઇલમા જવાબ મળશે એવી આશા છે. બીજું જણાવવાનું કે અત્રેની શ્રી સનાતન ધર્મ સભાનું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા ક્રિસ્ટીમસ ઉપર કરનાર છે. એટલે તા. ૨૫-૨૬-૨૭-૨૮ ડીસેમ્બરમાં થશે ૨૫-૨૬ બે દિવસ ક્રિસ્ટમસની રજા છે ને શનિવારે અરધી રવિએ આખી એમ સાડાત્રણ દિવસની રજાઓ આવે છે. એટલે અત્રેના ના૦ ગવરનરને લખી અરધા શનિવારની રજા મંજુર એને મળે તેવો બંદોબસ્ત સભા કરશે. એટલે ચાર દિવસની રજા મળશે જેથી બહારના માણસો પણ આવશે... સભા શૃંગારવાનું કામ અમારે માથે છે."

' આપશ્રીને વિનતી એટલી જ કરવાની કે આપની પધરામણી આ ઉત્સવ પહેલાં ગમેતો અઠવાડીઆ પહેલાં થાય. છેવટ ૨૦ મી ડીસેમ્બર સુધીમાં પણ થાય તો અમોને તેમ જ સમાને ઘણો જ લાભ થાય. તેમજ ખુલ્લું મુકવાની ક્રિયા દરમીયાન આપશ્રીના વ્યાખ્યાનનો લાભ આખા ઇસ્ટ આફ્રિકાના સનાતનીઓને મળી શકે અમો ઘણી જ આતુરતાથી આપશ્રીના તારની રાહ જોઇએ છીએ. આપનો તાર મળ્યો તુરત જ તારથી પૈસા મોકલીશું. ... ...આપશ્રીની સેવાચાકરી માટે કોઇ પ્રકારે ત્રુટિ નહિ રહે તેમજ આપની સેવામા સેંકડો સેવકો સદા સર્વદા તૈયાર રહેશે. "

" અમારા સ્વાર્થ માટે ( ખરી રીતે શ્રી સનાતન ધર્મના રક્ષણ માટે ) આપશ્રીને આટલી લાંબી મુસાફરી રૂપી અને અટલે દૂરદેશમાં બોલાવવારૂપી દુઃખ આપીએ છીએ તેને માટે આશા છે કે માફજ કરશો."

"......છેવટમાં વિનતી કરવાની કે આપશ્રી અમને ઉત્તેજન આપશો "

---

પ્રત્યુત્તર—તમારા પત્રોને અવલ માની અમોએ આવવાનો નિશ્ચય કરી દીધોછે. તેમજ તત્સમ્બન્ધે તાર પણ કરી નાખ્યો છે જે આ પત્ર પહોંચતા પહેલા તમને મળી જશે. રસ્તાની વ્યવસ્થા માટે તમારી સૂચનાઓ ધ્યાનમાં રાખી સઘળી તૈયારી વ્યવસ્થા પુરસ્સર થશે. તે બાબત ચિન્તા રાખવી નહિ.

આફ્રિકા જેવા દૂરના મુલકમાં શ્રી સનાતનધર્મનો ઉપદેશ કરવા અને ભારત સંતાનોને ધર્મપથ પર ચડવવા માટે ત્યાં આવતાં કદાપિ કષ્ટ પડે તો પણ શ્રી સનાતન ધર્મની ખાતર સહન કરવું એનો અમો સન્યાસીઓનો ધર્મ છે. તે બાબતમાં તમારી માગવાની જરૂર નથી સર્વ સગવડો થઇ જતાં અમો અત્રેથી રવાના થઇશું. તે સહજ

# विषयसूचि.


| | | पृष्ठ. |
|---|---|---|
| **वेद.** | | |
| શ્રી વેદતત્ત્વામૃત ... ... | (યતિ) ... ... | ૧૯૩ |
| **साहित्य.** | | |
| દર્શન સિદ્ધિ ... ... | (સ્વામી પ્રણવાશ્રમ) ... ... | ૧૯૫ |
| પ્રભુ પ્રાર્થના .. ... | (યતિ) ... .. | ૧૯૫ |
| ગમાણે ગોરીઓ આવે ... | (સ્વામી પ્રણવાશ્રમ) ... ... | ૧૯૬ |
| મોહનમાળા (મણકો ૨ મમતા) | (સ્વામી પ્રણવાશ્રમ) .. | ૧૯૭ |
| પ્રશ્નરત્નમાલિકા .. | (રા. દયાશંકર કવિ) ... .. | ૧૯૮ |
| **तत्त्वज्ञान.** | | |
| શ્રી સિદ્ધાન્ત દર્શન ... | (શ્રીમન્મહેશ્વર છોટાલાલભાઇ) ... | ૧૯૯ |
| **उपासना.** | | |
| સેવ્ય સેવક ધર્મ .. | (સ્વામી ગૌરીશંકરાનંદજી) ... | ૨૦૨ |
| **सामाजीक.** | | |
| આબરૂ અથવા સાખ ... | (યતિ) ... ... | ૨૦૭ |
| પડતીનું નિદાન | (યતિ) ... | ૨૧૦ |
| ઇસ્ટ આફ્રિકાનો પ્રવાસ ... | (યતિ) ... ... | ૨૨૨ |
| **चारित्र्य.** | | |
| દ્રૌપદી (વિવાહ નિર્ણય) .. | (યતિ) ... ... | ૨૧૪ |
| **शारीरिक.** | | |
| ઉત્તમ સંતાનોત્પાદન પ્રકાર .. | (યતિ) ... ... | ૨૧૮ |


---

## नियमो.

૧ આ માસિક દરમાસની સુદિ ૨ ને દિવસે પ્રસિદ્ધ થાય છે.

૨ ધર્મને બાધ ન આવે એવી જાહેર ખબરો પ્રસિદ્ધ કરવામાં આવશે. જાહેર ખબર આપનારાઓએ પત્રદ્વારા ભાવ તાલ નક્કી કરવા

૩ માસિકનું લવાજમ મુખ પૃષ્ઠ પર લખ્યું છે છતાં ધર્મ પરાયણ રાજાઓ અને શેઠ શાહુકારો ધર્મના સંરક્ષણ માટે ઇચ્છાનુસાર મદદ કરી શકશે

૪ નમુનાનો અંક ૦-૪-૦ ટીકીટો બીડવાથી મળશે

૫ તત્ત્વજ્ઞાન, ધર્મ, અને નીતિના લેખો સ્પષ્ટ અક્ષરે લખી મોકલવાથી યોગ્યતા પ્રમાણે દાખલ કરવામાં આવશે

---

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૧ લું. આશો સં. ૧૯૭૭. ઓક્ટોમ્બર. ઈ. સ. ૧૯૨૧ અંક ૭

मंगलम्

## श्री वेदतत्त्वामृत.

वैश्वानरस्य सुमतौस्याम् राजाहिकं भुवनानामभिश्रीः । इतोजातो विश्वमिदं विचष्टे वैश्वानरो यतते सूर्येण ॥ ७ ॥

अर्थः—इतो जातः सर्वमिदमभिपश्यति वैश्वानरः संयतते सूर्येण राजा यः सर्वेषां भूतानामभिश्रयणीयस्तस्य वयं वैश्वानरस्य कल्याण्यां मतौ स्यामेति । तत्को वैश्वानरो मध्यम इत्याचार्याः, वर्ष कर्मणा ह्येनं स्तौति ॥ निरुक्त अ० ७–२२ ।—यो वैश्वानरोऽग्निरितो भूलोकाच्च-ग्रत्योषधिवनस्पतिभ्यो जातः प्रादुर्भूत इदं विश्वं चराचरं विचष्टेऽभि-पश्यति सर्वं मदधीनमुपकार्यत्वेनेत्यालोचयति यश्च सूर्येण संयतते संगच्छते प्रकाशात्मनैकीभावमापद्यते । यश्च सर्वेषां भुवनानां चतु-र्दशलोकानामभिश्रीराश्रयणीयो राजाहि राजेवास्ति तस्य वैश्वानर नामरूपावच्छिन्नस्य वैश्वानराभिमानिदेवस्य परमात्मनः सुमतौ कल्याण कारिण्यां मतावविस्थिताः स्यामेति प्रार्थना । पूर्वं स्तुत्वा पश्चात् प्रार्थना कार्या ॥

ગુજરાતી—જે સર્વનો અન્તર્યામી પ્રેરક વૈશ્વાનર અગ્નિ આભૂલો-કસ્થ ઓષધિ–વનસ્પતિયોથી પ્રકટ થનારો, પોતાના દિવ્ય અધિષ્ઠાતા રૂપથી આ સર્વ સંસારને જુએ છે કે, આ સર્વ મારે આધીન છે. મારે તેના-પર ઉપકાર કરવો જોઇએ. જે વૈશ્વાનર અગ્નિ પોતાના પ્રકાશ રૂપથી અથવા વિભૂના રૂપથી સૂર્યમંડળની સાથે એકતો પામે છે, તથા જે વૈશ્વા-નર ચૌદ ભુવનના આધાર રૂપ રાજા નામ પ્રધાન છે. અર્થાત્ વૈશ્વાનર નામક દેવતાતત્ત્વજ સંસારસ્થ સર્વ તત્ત્વમાં મુખ્ય છે. અમે એ વૈશ્વાનરા-ભિમાની ઇશ્વરની કલ્યાણકારી આજ્ઞા અથવા મનમાં અવસ્થિત રહીએ. એવી પ્રાર્થના છે વેદની આજ્ઞાનુસાર સ્વકર્તવ્યનું પાલન કરવું એજ તેમની સુમતિમાં રહેવા બરાબર છે.

વિશેષ—સ્થાવર જંગમ રૂપ સંસારમાં સૂક્ષ્મરૂપથી વ્યાપક અને સર્વને નિયમમાં રાખવાવાળી શક્તિ વૈશ્વાનર કહેવાય છે. તેની સત્તા અને આશ્રયથી આ સર્વ જગત પોતપોતાની મર્યાદામાં રહે છે. તેથી પ્રાચીન વિદ્વાનોએ કહેલું છે કે શરીરમાં મનન કરનાર તૈજસ શક્તિ જીવ કહેવાય છે. તેજ સર્વની પ્રેરક શક્તિ વૈશ્વાનર કહેવાય છે. અને તે અગ્નિ તત્ત્વની એક વિધરૂપની અધિષ્ઠાત્રી દેવતા છે. તેજ નામ રૂપાવચ્છિન્ન પરમેશ્વર છે. કારણ કે મનુએ કહ્યું છે કે આત્માજ સર્વ દેવતા રૂપ છે. તે વૈશ્વાનરની આજ્ઞામાં રહેતા છતાં અમે સૌકો કલ્યાણ ભણી જઇએ. જ્યારે મનુષ્ય

ઉપરની ઈચ્છા અથવા આજ્ઞાને અનુસરીને મનુષ્ય સર્વ આચરણ કરે છે. ત્યારે તે અભ્યુદયના પંથ ઉપર ચાલતે હોવાથી જરૂર કલ્યાણને પ્રાપ્ત થાય છે. અધર્મ અને અન્યાય છોડી ધર્માચરણ કરવું એજ ઈશ્વરની આજ્ઞા છે. તેથીજ એમ કહેવાય છે કે ઈશ્વર સદા ધર્મના પક્ષમાં રહે છે. માટે ધર્મ પક્ષનો સદા વિજય છે. અને શાસ્ત્ર કહે છે કે, यतो धर्मस्ततो जयः ॥ માટે કોઈ પણ પ્રકારની પ્રગતિ ઇચ્છનારે શ્રી સનાતન ધર્મનું અવશ્ય પાલન કરવું જોઈએ એ વેદનો અભિપ્રાય છે.

---

## ·साहित्य·

### दर्शन सिद्धि.

**રાગ પ્રભાત.**

દ્વિ વિધા પ્રવૃત્તિ ઇન્દ્રિયોની કિંમે, દેહની આશાને અંતરે છે;
વિશ્વની વાસના બાહ્ય ધસડે અને શ્રીપતિ ભક્તિથી ઉર શોભે. ૧
યોગીઓ અંતરે આત્મ આલોકથી, દેવ દર્શન કરે વેદ બોલે,
યોગચક્ષુ વિના અધને નવ જડે, દિવ્ય મૂર્તિ યથા ભારતોળે. ૨
યત્ન વિના નથી સાધ્ય તે સર્વને, માન ટાળે ન ભેદ આભાવો;
એ રીતે ઈશની ભાવસિદ્ધિ થવા, એની ભક્તિ વિષે મન લાવો. ૩
વેદ આજ્ઞા વડે ધર્મમાં ચાલવું, પાદ પૂજા કરીને પ્રભુની;
એજ ભક્તિ ખરી એથી જાણું તરી, પ્રણવમુકુંદની પ્રીતિ જૂની. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---

### प्रभु प्रार्थना.

दयासिन्धो कृपादृष्ट्या प्रपन्नं पाहि विश्वेश ।
जनोऽयन्ते पदांभोजे समायातश्च परमेश ॥ १ ॥ दया०
त्वमेवास्मिन् भवे स्वामिन् परित्रातासि दीनानाम् ।
शरण्यं नैव पश्यामि त्वदन्यं हे हृषीकेश ॥ २ ॥ दया०

त्वया वाराहरूपेणोद्धृता पृथ्वी जले मग्ना ।
गजः सरक्षितो ग्राहगृहीतो देवदेवेश ॥ ३ ॥ दया०
सभाया द्रौपदी दुःशासनेन शासिता यर्हि ।
दुकूलैर्वर्धमानेन त्वया रक्षा कृता श्रीश ॥ ४ ॥ दया०
स्वपित्रा पीडितः प्रह्लादभक्तो रक्षितस्तत्र ।
विलम्बः किदृशो रक्षाविधाने मे त्रिलोकेश ॥५॥ दया०

---

ॐ

## " गमाणे गोरीओ आवे "

( રાગ ગઝલ. )

વિદેશી ચીજને ચાહે, ચડેલાઓ પડે પાછા,
જુઓ જૂના વિચારીને, ગમાણે ગોરીઓ આવે ૧

પ્રજાળી ભાવ પરદેશી, સ્વદેશી ખાદીઓ ખોળે
જમાવી રેટીઆ જૂના, ગમાણે ગોરીઓ આવે. ૨

નવીનો નેહ તજ્યાથી, ચુલા જેવી સ્કુલો લાગી,
જૂની વિદ્યા પીઠો સ્થાપી, ગમાણે ગોરીઓ આવે. ૩

વિદેશી કાયદાઓના, જરાના ફાયદા જોયા,
જપી પક્ષાપક્ષ ધારા, ગમાણે ગોરીઓ આવે. ૪

મૂકી નિજ શોખમાં ભૂલો, ગમ્યો છે શોક લોકોને,
વિવાહે વસ્ત્ર પણ સાદા, ગમાણે ગોરીઓ આવે. ૫

વસાવી વેશ વિદેશી, સ્વદેશી ખેશમાં ખુશી,
છતા છે કેશ કપિ જેના, ગમાણે ગોરીઓ આવે. ૬

હિતાર્થે આત્મ બુદ્ધિપણ, શુદ્ધ બુદ્ધિ વધુ હિતે,
ભૂલી જઈ ભામિની ભર્તૃથી, ગમાણે ગોરીઓ આવે ૭

પ્રભુના શાસ્ત્ર જોવે જે, સ્વધર્મ મર્મ ના જાણ્યો;
કહોને શી રીતે કહીએ, ગમાણે ગોરીઓ આવ્યો ૮

સ્વામી પ્રભુરામ.




## ભણકો ૨ જો.

---

### મમતા.

#### મન્દાક્રાન્તા.

ભાસે વૃક્ષો, પરવત, નદી, ઇશ્વિરી આકૃતિમાં,
જેની સાચી જન મન વિષે આવતી ના પ્રતિમા;
કલ્પિત પોતે નિજનિજમતે ભેદની ગ્રંથી પાડી,
માનિ મોહે સુખરૂપ પછી કષ્ટ સંસાર વાડી. ૧
રોગે ભોગે યતન કરતા આથડે આજ જીવો,
ના દેખાએ નયન હિનને આપ પ્રત્યક્ષ દીવો,
જન્મે જન્મે મરી મરી ફરી ચક્ર ફેરે ચડીને,
ઊંચે ઊંચે મથત ચડવા વાર વારે પડીને. ૨
મોટી આશા મનની મનમાં રાખી વારિ વલોવે,
શોકાબ્ધિમાં ડગમગ ડૂબે હર્ષનું નાવ નાવે;
આત્મામાં સૌ રવિ શશીગ્રહો સ્ફુરણામાં શું રીઝું?
સાચું છે ના મન સ્ફુરણમાં આત્માથી કાંઇ બીજું. ૩
જાણી લીધું મૃગજલ વડે મોહ, સૂર્યોદયે જ્યાં,
ભીંજે ત્યાંના વદન સરખું કંઇની પ્યાસતો ક્યાં?
ભાસ્યું આતો નગર સ્વપ્ને વાઝણી સુત જેવું;
તેમાં ત્હારે ધ્રુવ કરીને ક્યાં મમત્વે રહેવું? ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---

## સમશ્લોકી.

श्रीमद्भगवत्पाद भाष्यकार शंकराचार्य विरचिता प्रश्नोत्तरमालिका.

किमनर्थफलं मानः का सुखदा साधुजनमैत्री ।
सर्वव्यसनविनाशे को दक्षः सर्वथा त्यागी ॥ १३ ॥

અનર્થનું ફલ શું ? મદ, સુખદામાં ? સજ્જનેરી સંગતિમાં;
સકલ દુઃખ હરવાની કુશળતામાં શક્તિ ? સર્વથા યતિમાં. ૧૩

किं मरणं मूर्खत्वं किं चानर्घं यदवसरे दत्तम् ।
आमरणात्किं शल्यं प्रच्छन्नं यत्कृतं पापम् ॥ १४ ॥

મરણ કીયું ? મૂર્ખપણું, અમૂલ્ય શું ? દાન અવસરે દીધું;
શલ્ય કીયું, ભવ સુધી ? ગુપ્ત પણે પાપકર્મ જે કીધું. ૧૪

कुत्र विधेयो यत्नो विद्याभ्यासे सदौषधे दाने ।
अवधीरणा क्व कार्या खलपरयोषित्परधनेषु ॥ १५ ॥

પ્રયત્ન શામાં શોભે ? વિદ્યામાં, દાનમાં, સદૌષધમાં;
તિરસ્કાર ક્યાં કરવો ? ખલમાં પરનારીમહિં પરધનમાં. ૧૫

काहर्निशमनुचिन्त्या संसारासारता न तु प्रमदा ।
का प्रेयसी विधेया करुणा दीनेषु सज्जने मैत्री ॥ १६ ॥

શું ચિન્તવવું સંતત ? સંસારાસારતા નહિ પ્રમદા;
કોને કરવી પ્રેયસી ? દીનદયા, મૈત્રી સાધુ કેરી સદા. ૧૬

कण्ठगतैरप्यसुभिः कस्य ह्यात्मा न शक्यते जेतुम् ।
मूर्खस्य शंकितस्य च विषादिनो वा कृतघ्नस्य ॥१७॥

કંઠે પ્રાણ જતા લગી, કોનું મન વશ કરી શકાય નહિ ?
કૃતઘ્ન શઠ શંકિ તનું, વિષાદમય જેની વૃત્તિ નિત્ય રહી. ૧૭

कः साधुः सद्वृत्तः कमधममाचक्षते त्वसद्वृत्तम् ।
केन जितं जगदेतत्सत्यतितिक्षावता पुंसा ॥ १८ ॥

કો સાધુ ? સદાચરણી, કોણ અધમ ? દુષ્ટ કૃત્ય કરનારો;
કોણ જગતને જીતે ? સત્ય સહનશીલભાવ ધરનારો. ૧૮

કવિ દયાશંકર
સાહિત્યવાચસ્પતિ.




## श्रीसिद्धान्तदर्शनम्.

( નિરંજન ભાષ્યના ગુજરાતી અનુવાદ સાથે )

ભાષ્યકારકૃત મંગલ અને આભાસ.

પ્રકૃતિ અને પુરુષ એ બન્ને જગતનાં માતાપિતા છે, તે બન્ને પૂર્ણ છે તે બન્ને એક બીજાના પ્રકાશના સ્થાન રૂપ છે, તે બન્ને એક બીજામાં અવ્યક્તપણે જોડાએલાં છે, અને તે બન્ને જીવને પોતાની સ્વરૂપની પ્રાપ્તિ કરી આપવા રૂપ હિત કરનારા છે માટે તેમનું ધ્યાન કરો.

જે પરમાત્મા નિર્બુદ્ધિ છતા પણ જગતનો કર્તા છે, જે મનમાં રહેલો છતાં અગોચર છે, અને માયા યુક્ત છતાં પણ તેના સંગ વગરનો છે. એવા જન્મ રહિત, અનાદિ અને વ્યાપક પરમાત્માને ભજો.

દિવ્ય રત્ન જડિત મુકુટરૂપી ચિન્હ યુક્ત, શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનાર પ્રકાશિત દાંત અને વસ્ત્રવાળો કોઇક દેવ મારા મનમાં રમણ કરો.

ચિંતિત વસ્તુને આપનાર ચિંતામણિરૂપ પ્રકૃતિ માતાના [1]ગૌર અને નીલ ચરણકમળનું ધ્યાન કરીને મહામુનિ વ્યાસના અદ્વૈતરૂપી [2]મણકાના સૂત્રો જેવાં આ સિદ્ધાન્ત સૂત્રોનું હું વ્યાખ્યાન કરીશ.

આ ભરતખંડમાં પૂર્વે ક્રમે કરીને ચાર્વાકાદિ નાસ્તિકોના અને ગૌતમ આદિ આસ્તિકોનાં દર્શનગ્રંથો પ્રકટ થયા, તેમજ પરમતત્ત્વનો વિરોધ રૂપે નિર્ણય કરવાને બીજાં પણ કેટલાંક શાસ્ત્રો પ્રકટ થયાં. એ શાસ્ત્રોમાં મુત્ર એ આત્મા છે, ત્યાંથી આરંભીને અન્ન આત્મા છે, ત્યાં સુધીનો

---

૧ પ્રકૃતિના મુખ્ય બે પાદ કહ્યા છે–શુદ્ધસત્ત્વા વિદ્યા–માયા અને મલિન સત્વા અવિદ્યા–માયા; અથવા વિદ્યાઉપાધિવાળો ઇશ્વર અને અવિદ્યાઉપાધિવાળો જીવ, અથવા પ્રકૃતિરૂપઉપાધિવાળા શિવ વિષ્ણુ નામનાં ઇશ્વરનાં સ્વરૂપ એમાંથી ગમે તે કલ્પના કરી લેવી.

૨. અહિં પણ એક મહામણિના છિદ્રમાં અનેક બારીક સૂત્રના તાંતણા પરોવ્યા હોય એવી કલ્પના કરેલી લાગે છે.

પિતાને પુત્ર, પતિ અને પત્ની, ગુરૂ અને શિષ્ય તેઓનો પરસ્પર સેવ્ય સેવક ભાવ રહેલો છે. એ ભાવનાને જો સારી રીતે પોષણ કરવામાં આવે તો જીવાત્મા સર્વ પ્રકારના દુઃખમાંથી મુક્ત થવાના રસ્તા ઉપર આવે છે.' એ રસ્તાપર નહિ આવેલ જીવાત્માઓ પ્રથમ કેવા દુઃખમાં ક્યા રસ્તા ઉપર છે. તેનું અવલોકન કરીએ

જગતના અસંખ્ય જીવાત્માઓ "હું દેહછું" એવા અભિમાનથી અને "દેહના સમ્બન્ધીઓ મારા છે" એવા મમત્વથી, જાતે સુખી થવા અને પોતાના માનેલાઓને સુખ આપવા માટે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ એ પાંચ વિષયોમાં પ્રીતિ બાંધી, તે પાંચ વિષયો સિદ્ધ કરનાર સાધનો સાધવામાં તલ્લીન બની જાય છે જેથી સર્વ સુખના મૂળ પરમાત્માને ભૂલીને તેમનીજ છાયારૂપે બનેલા નામ અને આકારવાળા પદાર્થોને સત્યમાની, તે પદાર્થોને મેળવવા માટે, અગર મેળવેલા પદાર્થો સાચવવા માટે વા મેળવેલા પદાર્થો જોઈ અભિમાન કરવાના યત્નમાં પડે છે. આવા મમતાના જોરે ચડેલા હલકા મનના મનુષ્યો, પોતાનાથી ન્યુન સામગ્રીવાળા જનને જોઇને તેના તરફ હલકી બુદ્ધિથી જોઇ, તેમને હલકા ગણે છે, પોતાનાથી વિશેષ સંપત્તિવાળાને અવલોકીને તેમનાપર ઈર્ષ્યા કરે છે, અને બરાબરીઆ જીવાત્માઓને જોઇ તેમનાપર દ્વેષ કરે છે. જેથી મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પો થઇ ચિન્તારૂપી તાપ થાય છે તેનેજ શાસ્ત્રીય ભાષામાં આધિ કહેવામાં આવે છે, એ માનસ ચિન્તા વધવા લાગે છે, એટલે કોઇ સંસ્કૃત જાણનાર કવિ કહે છે કે.-

चिन्ता चिता समा तुल्या चिन्ताच बिंदुनाधिका ।
चिता दहति निर्जीवं चिंता सा तु सजीवकम् ॥

અર્થ:—ચિંતા અને ચિતા બેઉ સમાન છે. પણ ચિતામાં એક અનુસ્વાર વધારે છે. એક બિંદુના વધારાથી તેનામાં એટલો બધો ફેરફાર થઇ જાય છે કે ચિતાનો માત્ર જીવ વગરના શબને-મડદાને-બાળે છે પણ ચિન્તા તો જીવતા મનુષ્યને બાળી નાખે છે. એ ચિન્તા જ્યારે માણસના મનમાં પ્રકટ થાય છે, ત્યારે તેની ચતુરાઇ અને બુદ્ધિ બળી જાય છે. બુદ્ધિ બળી જતાં બુદ્ધિ વિનાનો માણસ પોતાના હિતની વાત ધારી શકતો નથી એટલે શાસ્ત્ર મર્યાદાનો ભંગ કરી, ગમે તેમ ચાલતાં વ્યાધિ રૂપ તાપોથી તપાયમાન થઇને, અસત્ય દુઃખને ભોગવતો જીવાત્મા સંસારરૂપ જંગલમાં અજ્ઞાન અંધકારમાં અથડાય છે

આવા સંસાર તાપથી તપતા જીવાત્માઓમાંથી કોઇ જીવના પુણ્યનો ઉદય થતાં તેને સત્ય સુખ જાણવાની જિજ્ઞાસા થાય છે, તેથી એવા સુખનો માર્ગ બતાવનારની શોધમાં તે પડે છે અને જ્યારે આવો જીવ નમ્ર ભાવથી નિરાભિમાનતાપૂર્વક સદ્ગુરૂને શરણે જાય છે. ત્યારે દયાસિંધુ સદ્ગુરૂદેવ દયા કરી તેને ભક્તિનો માર્ગ બતાવે છે. જોકે આત્માનું જ્ઞાન અને જીવની અભેદતાએ વાત સર્વોત્તમ છે પરંતુ સંસારી જીવને એ વાત એકદમ રૂચતી કે ધ્યાનમાં આવતી નથી તેમને તો ભક્તિ જ વધારે પ્રિય લાગે છે અને શ્રીમજ્જગદ્ગુરૂ શંકરાચાર્યજીએ પણ કહ્યું છે કે, " મોક્ષની સર્વ સામગ્રીમાં ભક્તિ સર્વથી શ્રેષ્ઠ સાધન છે." સદ્ગુરૂ પોતાને શરણે આવેલા શિષ્યની મનોવૃત્તિને સમજીને શિવ, વિષ્ણુ, સૂર્ય, શક્તિ કે ગણેશ અથવા જે દેવના ઉપર તેની પ્રીતિ હોય તેની ભક્તિ કરવાનો ક્રમ (વિધિ) બતાવે છે. વસ્તુત. પરમાત્મા એક જ છે. માત્ર મનુષ્યની જુદી જુદી પ્રકૃતિને લઇને તેનાં જુદાંજુદાં નામ અને રૂપ, જ્ઞાની પુરૂષોએ ઠરાવ્યાં છે. એવું સમજનાર ભક્ત કદિ કોઇ દેવની નિંદા કરતો નથી તે તો ભક્તિભાવ પૂર્વક પોતાના સેવ્યની સેવા જ કરવા લાગે છે. એ રીતે ભક્તિ કરતાં પોતાના ઇષ્ટમાં તેનો પ્રેમ બંધાવા લાગે છે. જેમ જેમ ભક્તિની ધારા વધે છે તેમ તેમ ભક્તના મનની નિર્મળતા થતી જાય છે. અને સંપૂર્ણ ચિત્ત શુદ્ધ થતાં, પરમેશ્વરની દયાથી પોતાની અંદર અને બહાર સર્વત્ર એક જ પરમાત્માનું ભાન થાય છે. અને તેના જ્ઞાન ચક્ષુઓ ઉઘડે છે.

ગુરૂ કૃપાથી મનુષ્ય કેવી સ્થિતિને પ્રાપ્ત કરે છે એ વાત ઉપર આવી ગઇ છે. એમાં જે સેવ્ય સેવકના ધર્મનો મર્મ છે. એજ પ્રમાણે માતા-પિતાની સેવા પુત્ર કરે, પતિ ભક્તિ પરાયણ પત્ની રહે, અને શિષ્ય ગુરૂમાંથી મનુષ્યત્વ બુદ્ધિ કાઢી સાચા ભાવથી સેવા કરે તો અવશ્ય કલ્યાણ થાય. આ બાબત જાણ્યા પછી વિચારવાન પુરૂષો ગુરૂની શોધમાં નીકળે છે. અને વિશ્વમાં ફરતાં જાતિ અનુભવ પણ થયો છે કે, હાલના જમાનાનાં માણસો જેટલા પૈસાને ચાહે છે તેટલાં પ્રભુને ઇચ્છતાં નથી. તેથી પ્રેમ રહિત સ્વાર્થી હૃદય ધર્ણું કરીને જ્યાં ત્યાંથી દોષો ખોળી કાઢીને પોતાનું પોકળ ઢાંકવાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે. તેમની દોષદૃષ્ટિ એટલી બધી દૃઢ બની હોય છે કે અમે તેમ કરી પાતાળમાંથી પણ દોષ ખોળી કાઢી પોતાની નાકા બારી ખુલ્લી કરે છે. મનુષ્યોનો દોષ જોવાનો સ્વભાવ પડેલો છે તેથી ગોદાએક ગુણ જોઇ શકાતા નથી. એટલે જે લાભ

તેને મળવો જોઈએ તે મેળવી શકાતો નથી. અને નિરાશ થઈને કહે છે કે આ દુનિયામાં અમારા લાયક કોઈ મન મળતા નથી એટલે શું કરીએ ? વળી કોઈ કોઈ એમ પણ કહે છે  ધણાખરા સહુ સ્વાર્થી છે અમને ખરો માર્ગ બતાવતા નથી. કેટલાએક વખત પર સાધુઓ પાસે જઈ ચડે છે તો તેવા પુરુષોનું સારી રીતે સન્માન પણ થઈ જાય છે. કારણકે મહાપુરૂષ તેને સમજાવી દે છે કે—આ સંસાર માયાથી ઉત્પન્ન થયેલો છે એટલે સંસારના કોઈ પદાર્થ માયાથ મુક્ત નથી. માયા ગુણદોષ વાળી છે. ગુણદોષ રહિત માત્ર એક પરમાત્મા જ છે. બાકી સર્વમાં ગુણદોષ રહેલા જ છે માત્ર તેની ન્યુનાધિક્તા હોય છે. એટલે કોઈનામાં ગુણ વિશેષ અને કોઈનામાં દોષ વિશેષ હોય છે તો બુદ્ધિમાને વિચાર કરી ગુણ તરફ લક્ષ રાખી પોતાનું કાર્ય સાધવું.

કેટલાએક કહેવાતા ભક્તો અમર જ્ઞાનીઓ જ્ઞાન અને ભક્તિમાં પ્રીતિવાળા હોય છે છતાં તેઓ દ્વેષમાંથી કોઈ રીતે મુક્ત થઈ શકતા નથી અને પરસ્પરના માર્ગમાં એકબીજાની નિંદા કરે છે અથવા બિગાડવા તૈયાર થાય છે. આવું કરનારા પુરૂષો જ્ઞાન અને ભક્તિ ઉભયને વગોવે છે. ખરા સમજુ અથવા સાચા જ્ઞાનવાળા તેજ કહેવાય કે પોતાનાં મનથી સર્વ પ્રકારના રાગદ્વેષ છોડીદે. અને પોતાના ઇષ્ટની ભક્તિ પરાયણ રહે તેવા ભક્તને કેવા લાભ થાય છે તે વાર્તા નીચેના દાખલાથી બહુ સારી રીતે સમજાશે.

માર્કંડેય નામના મુનિએ પોતાના પિતા પાસેથી યજ્ઞોપવીત કરીને તપ પર સારી નિષ્ઠા મેળવી માર્કંડેય મુનિ મોટું મન ધારણા કરનારા, નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત પાળનારા, શાન્ત, જટા ધારણ કરનાર હરિણનું ચામડું ઓઢનારા, તથા અગ્નિ, સૂર્ય, ગુરૂ, વિપ્ર, અને આત્માને વિષે શ્રીહરિનું પૂજન કરનારા, પ્રાતઃકાળે તથા સાયંકાળે ગુરૂને ભિક્ષા આણી આપીને, ગુરૂની રજાથી ઉચ્છિષ્ટ ભોજન કરતા હતા એ રીતે અસંખ્યવધિ વર્ષ પર્યંત તપ પૂર્વક ભગવાનનું આરાધન કરીને અત્યંત જીતવું કઠિન એવું મૃત્યુ જીત્યા હતા. એક વખત એ મહર્ષિની પાસે, તેમના પર અનુગ્રહ કરવા નરનારાયણ પ્રકટ થયા. તેમને જોઈને આદર પૂર્વક ઉભા થઈને દંડની પેઠે શરીર વડે તેમને નમન કર્યું. પછીથી પૂર્ણ ભક્તિભાવ બતાવતા તેમની સ્તુતિ કરવા લાગ્યા કે—"હે ઈશ જેને ચારે તરફથી ભય છે એવા માણસને મોક્ષ આપનારા આપનાં ચરણને શરણ આવ્યા પછી બીજું કલ્યાણ હતો

જોતા નથી ! બે પરાર્ધની સ્થિતિવાળા બ્રહ્મા પણ કાલરૂપ તમારાથી પૂર્ણ ભય પામે છે તો પછી તેનાથી રચાએલ ભૌતિક પ્રાણીઓના ભયનું તો પૂછવું જ શું ? પછી પ્રસન્ન થઈ નરનારાયણે માર્કંડમુનિને કહ્યું કે તમારી ઈચ્છામાં આવે તે વરદાન માગો. ત્યારે મુનિએ કહ્યું કે, હે ભગવન્ હું તમારી માયા જોવાની ઇચ્છાવાળો છું. નરનારાયણે તથાસ્તુ કહ્યું: દેવના ગયા પછી માર્કંડેયમુનિ પોતાનાં નિત્યકર્મ અને ઉપાસના જેવા ભાવથી પ્રથમ કરતા હતા તેજ પ્રકારે નિયમ પૂર્વક સપ્રેમ કરવા લાગ્યા.

એક દિવસ તે મુનિ પુષ્પભદ્રા નામની નદીના કિનારા ઉપર સંધ્યા કરતા બેઠા હતા તેવામાં મહાન્ વાવાઝોડું થયું. પ્રચંડ શબ્દો કરતા વાયુની સાથે ભયંકર મેઘ પણ થવા લાગ્યો, વિજળીના કડાકાને ધડાકા સાથે મૂસળધાર વરસાદ પડવા મંડ્યો. થોડા જ સમયમાં સર્વ નદીઓ સહ સમુદ્ર પણ ક્રમશઃ આવ્યો. તે વખત આખી પૃથ્વી જળમાં ડુબવા લાગી એ જોઇ મુનિના મનમાં ભય થયો. અને એવાતો ભયંકર તરંગો ઉડવા લાગ્યા કે પૃથ્વીપરના ખંડો, દ્વીપો અને પર્વતો ડુબવા લાગ્યા. પૃથ્વી સહિત આકાશ, આકાશ સહિત નક્ષત્ર મંડલ અને દિશાઓ સહિત ત્રણે લોકો ડુબવા લાગ્યા. એકલાજ તે મહામુનિ જટા પહોળી કરીને જડ અને આંધળાની પેઠે જળમાં ગોથાં ખાવા લાગ્યા, ક્ષુધા અને તૃષાથી વ્યાકુલ બનેલા મગરો અને તિમિંગલોથી હણાતા થકા, અંધકારને લીધે માર્કંડેય કશુ દેખી શકતા નહોતા. કોઈ વાર પાણી સાથે ઉછળતા, કોઈ વાર તરંગોમાં અથડાતા, કોઇવાર પરસ્પર જલમાં લડતા જળચરોથી કરડાતા, કોઇવાર શોકથતો, કોઈવાર મોહથતો, કોઈવાર ભયથતો, અને કોઈવાર દુઃખ થતું હતું. આ રીતે વિષ્ણુની માયા જોવાની ઇચ્છાવાળા માર્કંડેય મુનિને અથડાતાં અથડાતાં અને ગોથાં ખાતા કરોડો વર્ષ થઇગયાં.

પરમાત્માની અપાર માયામાં અથડાતાં એક વાર માર્કંડેય મુનિએ પૃથ્વીના ઉચ્ચ પ્રદેશ ઉપર એક વડવૃક્ષ દીઠું. એ વડની ઇશાન દિશાની શાખાના પત્રમાં-પાંદડામાં સુતેલ, અને અંધકારને દૂર કરનાર એક બાળકને દીઠું. મહાભારત જેવા શ્યામ, શ્રીમાન, કમલ સરખા મુખવાળા, શંખ જેવી ડોકવાળા, સુંદિર નાક વાળો, વાણથી હાસતા દેખાવાળા, અમૃત તુલ્ય હાસ્યવાળા, પીપળાના પાંદડાં જેવા પેટવાળા, રૂપાળી આંગળીઓ-વાળા, અને મુખમાં ચરણ કમળનો અંગુઠો ધાવતા બાળકને જોઇને, માર્કંડેય મુનિ વિસ્મય પામ્યા, એ બાળકનાં દર્શન માત્રથી તેમનો શ્રમ

દૂર થયો અને આનંદ પુર્વક તે બાળકને પુછવા માટે આગળ ગયા. એવામાં તે બાળકે શ્વાસ લીધો એટલે માર્કંડેય મુનિ તે શ્વાસની સાથે અંદર પેસી ગયા. અને અંદર જઇને જોયું તો બહારના જેવું જ વિશ્વ જણાયું. આથી તે અત્યંત વિસ્મય થઇને મોહ પામી ગયા અને વિશ્વને જોતા હતા ત્યાં પહેલા બાળકે શ્વાસ પાછો કાઢયો એટલે તેની સાથે માર્કંડેય મુનિ બહાર નીકળી ગયા, તો પાછા પ્રલય જળમાં પડયા. એટલે પાછા પેહેલા વડ ઉપર સુતેલા બાલકનુ હૃદયમાં ધ્યાન કરીને તેને આલિંગન કરવા પાછા ગયા એટલામા સઘળુ અંતર્ધાન થઇ ગયું અને મુનિ પ્રથમની માફક પોતાના આશ્રમમાં બેઠા હતા. પરમાત્માની એ માયાનો અનુભવ કરીને તેમને જ શરણે ગયા. પછી પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યા તે વખત સાક્ષાત શંકર પ્રકટ થયા. તેમને નમસ્કાર કરી તેમની અદ્ભુત માયામાથી મુક્તિ અને પરમાત્માની અવિચળ ભક્તિ માગી મહાદેવે તે પ્રમાણે વરદાન આપ્યું. પછીથી માર્કંડેય મુનિ પોતાના ઇષ્ટની ઉપાસના કરતા ચિરંજીવી રહી આત્માનુભવ કરવા લાગ્યા. -

છેવટ સાર એજ છે કે સેવક સેવા કરતો કરતો જ્યારે પોતાના ઇષ્ટ રૂપ થઇ જાય છે. અને સર્વ પ્રકારના બહારના આકારને ભુલી જાય છે ત્યારે તેનો સેવા ધર્મ સાર્થક થયો ગણાય છે. એવો સેવા ધર્મ સાર્થક થવાનો પરમાત્મા સર્વને શુભ અવસર આપો એજ શુભેચ્છામાં વિરમાયછે. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ

સ્વામી ગૌરીશંકરાનંદજી.




( ૧ )

પ્રાચીન પુરૂષોનો એ સિદ્ધાન્ત છે કે નીતિનો પાયો ધર્મ પર રચાવો જોઇએ. પરંતુ અર્વાચીન જમાનામા અર્થદૃષ્ટિ મુખ્ય હોવાથી અર્થલોલુપ પુરૂષો ધર્મની ઉપેક્ષા કરતા જાય છે અને પોતાની બુદ્ધિ જે માને અથવા સમજે તેને નીતિનું નામ આપી પોતાની સમજ પ્રમાણે ગમે તેમ ચાલે છે

જોતો નથી ! એ પરાર્ધની સ્થિતિવાળા બ્રહ્મા પણ કાલરૂપ તમારાથી પૂર્ણ ભય પામે છે તો પછી તેનાથી રચાએલ ભૌતિક પ્રાણીઓના ભયનું તો પૂછવું જ શું ? પછી પ્રસન્ન થઈ નરનારાયણે માર્કંડમુનિને કહ્યું કે તમારી ઈચ્છામાં આવે તે વરદાન માગો. ત્યારે મુનિએ કહ્યું કે, હે ભગવન્ હું તમારી માયા જોવાની ઇચ્છાવાળો છું. નરનારાયણે તથાસ્તુ કહ્યું: દેવના ગયા પછી, માર્કંડેયમુનિ પોતાનાં નિત્યકર્મ અને ઉપાસના જેવા ભાવથી પ્રથમ કરતા હતા તેજ પ્રકારે નિયમ પૂર્વક સપ્રેમ કરવા લાગ્યા.

એક દિવસ તે મુનિ પુષ્પભદ્રા નામની નદીના કિનારા ઉપર સંધ્યા કરતા બેઠા હતા તેવામાં મહાન્ વાવાઝોડું થયું. પ્રચંડ શબ્દો કરતા વાયુની સાથે ભયંકર મેઘ પણ થવા લાગ્યો, વિજળીના કડાકાને ધડાકા સાથે મૂસળધાર વરસાદ પડવા મંડયો. થોડા જ સમયમાં સર્વ, નદીઓ સહ સમુદ્ર પણ ઉભરાઈ આવ્યો. તે વખત આખી પૃથ્વી જળમાં ડુબવા લાગી એ જોઇ મુનિના મનમાં ભય થયો, અને એવાતો ભયંકર તરંગો ઉઠવા લાગ્યા કે પૃથ્વીપરના ખંડો, દેશો, અને પર્વતો ડુબવા લાગ્યા. પૃથ્વી સહિત આકાશ, આકાશ સહિત નક્ષત્ર મંડલ, અને દિશાઓ સહિત ત્રણે લોકો ડૂબવા લાગ્યા. એટલાજ તે મહામુનિ જટા પહોળી કરીને જડ અને આંધળાની પેઠે જળમાં ગોથાં ખાવા લાગ્યા, ક્ષુધા અને તૃષાથી વ્યાકુલ બનેલા મગરો અને તિમિંગલોથી હણાતા, થકા, અંધકારને લીધે માર્કંડેય કશું દેખી શકતા નહોતા. કોઈ વાર પાણી સાથે ઉછળતા, કોઈ વાર તરંગોમાં અથડાતા, કોઈવાર પરસ્પર જલમાં લડતા જળચરોથી ડરડાતા, કોઈવાર શોકથતો, કોઈવાર મોહથતો, કોઈવાર ભયથતો, અને કોઈવાર દુઃખ થતું હતું. આ રીતે વિષ્ણુની માયા જોવાની ઈચ્છાવાળા માર્કંડેય મુનિને અથડાતા અથડાતો અને ગોથાં ખાતાં કરોડો વર્ષ વહીગયાં.

પરમાત્માની અપાર માયામાં અથડાતાં એક વાર માર્કંડેય મુનિએ પૃથ્વીના ઉચ્ચ પ્રદેશ ઉપર એક વડવૃક્ષ દીઠું. એ વડની ઈશાન દિશાની શાખાના પત્રમાં-પાંદડામાં સૂતેલ, અને અંધકારને દૂર કરનાર એક બાળકને દીઠું. મહાભારત જેવા શ્યામ, શ્રીમાન, કમલ સરખા મુખવાળા, શંખ જેવી ડોકવાળા, સુંદર નાક વાળા, વાણીથી હાસતા કેશવાળા, અમૃત તુલ્ય હાસ્યવાળા, પીંપળાના પાંદડા જેવા પેટવાળા, રૂપાળી આંગળીઓ-વાળા, અને મુખમાં ચરણ કમળનો અંગુઠો ધાવતા બાળકને જોઇને, માર્કંડેય મુનિ વિસ્મય પામ્યા, એ બાળકનાં દર્શન માત્રથી તેમનો શ્રમ

દર થયો અને આનંદ પુર્વક તે બાળકને પુછવા માટે આગળ ગયા. એવામાં તે બાળકે શ્વાસ લીધો એટલે માર્કંડેય મુનિ તે શ્વાસની સાથે અંદર પેસી ગયા. અને અંદર જઇને જોયું તો બહારના જેવું જ વિશ્વ જણાયું આથી તે અત્યંત વિસ્મય થઇને મોહ પામી ગયા અને વિશ્વને જોતા હતા ત્યાં પહેલા બાળકે શ્વાસ પાછો કાઢયો એટલે તેની સાથે માર્કંડેય મુનિ બહાર નીકળી ગયા, તો પાછા પ્રલય જળમાં પડયા. એટલે પાછા પેહેલા વડ ઉપર સુતેલા બાલકનું હૃદયમાં ધ્યાન કરીને તેને આલિંગન કરવા પાસે ગયા એટલામા સઘળું અંતર્ધ્યાન થઇ ગયું અને મુનિ પ્રથમની માફક પોતાના આશ્રમમાં બેઠા હતા. પરમાત્માની એ માયાનો અનુભવ કરીને તેમને જ શરણે ગયા. પછી પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યા તે વખત સાક્ષાત શંકર પ્રકટ થયા. તેમને નમસ્કાર કરી તેમની અદ્‌ભૂત માયામાંથી મુક્તિ અને પરમાત્માની અવિચળ ભક્તિ માગી. મહાદેવે તે પ્રમાણે વરદાન આપ્યું. પ્રથીથી માર્કંડેય મુનિ પોતાના ઇષ્ટની ઉપાસના કરતા ચિરંજીવી રહી આત્માનુભવ કરવા લાગ્યા. -

- છેવટ સાર એજ છે કે સેવક સેવા કરતો કરતો જ્યારે પોતાના ઇષ્ટ રૂપ થઇ જાય છે. અને સર્વ પ્રકારના બહારના આકારને ભૂલી જાય છે ત્યારે તેનો સેવા ધર્મ સાર્થક થયો ગણાય છે. એવો સેવા ધર્મ સાર્થક થવાનો પરમાત્મા સર્વને શુભ અવસર આપો એજ શુભેચ્છામાં વિરમાયછે. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ

સ્વામી ગૌરીશંકરાનંદજી.




( ૧ )

પ્રાચીન પુરૂષોનો એ સિદ્ધાન્ત છે કે નીતિનો પાયો ધર્મ પર રચાયો જોઇએ. પરંતુ અર્વાચીન જમાનામા અર્થદૃષ્ટિ મુખ્ય હોવાથી અર્થલોલુપ પુરૂષો ધર્મની ઉપેક્ષા કરતા જાય છે અને પોતાની બુદ્ધિ જે માને અથવા સમજે તેને નીતિનું નામ આપી પોતાની સગવડ પ્રમાણે ગમે તેમ ચાલે છે

અને તેવી રીત બાતને ચતુરાઇ, કે પોલીટિશીયન ગમે તે નામ આપે છે. અને તેમ કરવામાં પોતાની હોશીઆરી માને છે. દુનીઆનાં કુટિલપણામાં પાકા થએલા પુરૂષો તેને હોશીઆરી, પટાઇ, વ્યવહાર, કુશલતા વિગેરે ગમે તે નામથી વખાણે પણ તેનું નામ ખાખરૂ તો નથી જ. પ્રાજ્ઞ પુરૂષો જેને સાખ કહે છે તે મનુષ્યને એકાન્તમાં અને જનકોલાહલમાં, ધનમા અને ધુળમાં સુખમાં તથ સંકટમાં કોઇ અપૂર્વ સંતોષ આપે છે સાખ મનુષ્યના જીવનને આ સંસારમાં સર્વત્ર આનંદરૂપ બનાવે છે એ સાખનું સ્વરૂપ સ્પષ્ટ થાય તેટલા માટે એક દૃષ્ટાન્ત આપવામાં આવે છે. પ્રસંગ પડયો ન હોય ત્યાં સુધી દરેક માણસ નીતિની જ્ઞાનની અનેક વાતો કરે છે. પરંતુ એ સઘળાની કસોટી તો પ્રસંગ આવે ત્યારે જ થાય છે યુદ્ધની વાતો વાંચવી અગર સાંભળવી સારી લાગે છે. પણ તેનો યથાર્થ અનુભવ તો રણસંગ્રામની વચ્ચે જઇને ઉભા રહેનારને જ થાય છે તેમ સાખ જમાવવી અગર સાંચવવી તે પણ કટોકટીના સમયમાંજ સમજાય તે વાત સ્પષ્ટ કરીએ.

એક ઉષ્ણ અને દીર્ઘ નિશ્વાસ નાખી લક્ષ્મીધર પોતાની ગૃહીણી કમળાને કહેવા લાગ્યા. શું કરૂં ? પૈસાનો તો કોઇ જગાએ પતોજ લાગતો નથી અનેક ઠેકાણે લાગવગ લગાડી પણ પૈસાનો જોગ બેસતો નથી અને ચંદ્રભાગાના વિવાહનો સમય પાસે આવતો જાય છે હવે ઉપાય શો કરવો ? લક્ષ્મણ આપણી સાથે પુરા દગાથી રમ્યો. હું તો તેને મારો મિત્ર સમજતો હતો. તેણે ગરીબ બ્રાહ્મણનો વિશ્વાસઘાત કર્યો તે પણ કન્યાના વિવાહ સમયે !!

કમળા—( ઉંડો વિશ્વાસ નાખી અશ્રુ પૂર્ણનેત્રે બોલી ) હું શું કરૂં ? શું બતાવું તમારા કરતા એ વિષયમાં મારી બુદ્ધિ અધિક શું કરી શકે ? પુત્રીના લગ્ન વખતે ઓછામાં ઓછા પાંચસો રૂપીઆ તો જરૂર જોઇશેજ એ વિના આપણું કામ ચાલવાનું નથી.

લક્ષ્મીધર—પાંચસે રૂપીઆથી વિવાહ વિધિ સારેજ પુરો થાય કે ત્યારે બહુ જ કંજુસાઇથી કામ લઇએ નહિતો સાતસો કે આઠસો અવશ્ય જોઇએ ઘરમાં સાતસો આઠસો તો શું પણ પુરા પચાસનું એ ઠામ ઠેકાણું નથી.

કમળા—એક વખત લક્ષ્મણ પાસે ફરી માગી તો જુઓ ?

લક્ષ્મીધર—અરે એક વખત શું હું તો બીજી વખત માગું, પણ તે આપે ત્યારે ને ? મેં કામની વાત તેને કહી નથી. કાલે જરા ચાંપીને ઉઘરાણી કરી ત્યારે તે મારી સાથે લડવાને તૈયાર થઇ ગયો. અને એવો તો

સખત જરૂર આપો કે જાણે મારે ને તેને કદી ઓળખાણ પણ ન હોય આંખો ફેરવીને એમજ બોલ્યો કે "જાઓ નથી આપતા, જે થાય તે કરીલ્યો, મારી પાસે આવશે ત્યારે આપીશ".

કમળા—ત્યારે હવે શું થશે ?

લક્ષ્મીધર—હું પણ એજ વિચાર કરૂં છું. હવે તો આબરૂ રહેવી એ પરમેશ્વરના હાથમાં છે. ખરેખર ચંદ્રભાગા ભાગ્યહીનજ છે. જ્યારથી તેનો જન્મ થયો ત્યારથી કોઇ દિવસ મને સુખ પૂર્વક શાન્તિથી બેસવાનો સમયજ મળ્યો નથી.

કમળા—પુત્રીનો શો દોષ ? અપરાધ તો આપણા ભાગ્યનો છે.

લક્ષ્મીધર—તેનાગ્રહજ નઠારા-નીચના પડયા છે પ્રથમ તો વર મેળવવામાં જ આકાશ પાતાળ એક કરવા પડયા. મહેનતે જ્યારે વર મળ્યો તો આ બીજી મુસીબત માથા પર આવીને ખડી થઈ.

કમળા—મેં બહુએ ના પાડી કે રૂપીઆ ન આપો ન આપો પાંચસો અથવા હજાર રૂપીઆ તે કદ સુધી ગણાય ! સમય કાંઇ સદા એક સરખો ચાલે છે પાસે થોડા ઘણા પૈસા હોય તો સારૂં.

લક્ષ્મીધર—મને એવી ખબર નહતી કે સમય આવે લક્ષ્મણ દગો દેશે મેં તો મિત્ર સમજીને તે વખત તેનું કામ કરી આપ્યું. એનું નઠારૂં તે વખત કેટલી ખુશામત કરતો હતો ! અને કહેતો હતો કે આ વખત તમે રૂપીઆ આપો. તમે જે વખત માગશો તે વખત પાછા આપી દઈશ. પરંતુ "ગરજ્વીતીને વેદ વેરી" એ જનોક્તિ પ્રમાણે તેણે તો કર્યું ઠીક છે. સારાનું પરિણામ સારૂં આવશે અને નઠારાનું નઠારૂં

કમળા—ત્યારે શું હવે એ રૂપીઆ નહિજ આપે ?

લક્ષ્મીધર—અરે રામરામ કર નહિ આપે તો જશે ક્યાં ? ન આપે એતો બનવાનું જ નથી. પણ પછી આપે એમાં શું ! મારે તો આ વખતે જોઇએ છીએ.

કમળા—ત્યારે હાલમાં કોઈને ત્યાંથી ખાતે મંડાવીને લાવો પછી જ્યારે તે આપે ત્યારે તેના આપી દેજો.

લક્ષ્મીધર—આપણને ઉધાર કોણ આપે ? શા આધારે આપે ? આપણી પાસે જમીન કે ઘર નથી તે શા પર લઇએ ? જો વિવાહ મિવાય

બાજી પ્રસંગ હોત તો ઘરેણા ગીરો રાખત, પણ આતો વિવાહનું કામ છે એટલે ઘરેણાં લુગડાનો તો તેમાં ખપ પડે.

કમળા—મારા પિતા કહેતા હતા કે એક વખત તેમના પિતાએ મૂછનો વાળ માર્ગેજ રાખી રૂપીઆ લીધા હતા.

લક્ષ્મીધર—તું પણ આખા આદમના જમાનાની વાતો કરે છે તે સમય તો ગયો હાલમાં તો જમીન અથવા અલંકાર આપ્યા વિના કોઈ એક રૂપીઓ પણ આપે નહિ. અને આપે પણ શી રીતે ? વર્તમાન સમયમાં લોકો એવા થઈ ગયા છે કે સ્ટેમ્પ પર લખી આપ્યા પછી એ હંને જુઠું ઠરાવવાને અનેક ઉપાયો કરે છે તેમજ નીતિ પોષક વકીલો પણ અનીતિમાં પૈસાની ખાતર અરે પેટનો ખાડો ભરવા ખાતર પોતાનાથી બનેતેવી બારીઓ કાઢી આપે છે જ્યાં લખેલું કબુલ કરવામાં પણ આવી આવી કપટ બાજી રમાય ત્યાં વચન પર વિશ્વાસ શાનો હોય ?

કમળા—ત્યારે તમે તો લક્ષ્મણને આટલા રૂપીઆ વચન પરજ આપી દીધા.

લક્ષ્મીધર—બધા મારા જેવા ભોળા થોડાજ હોય છે ? તેજ વખતે એક બાર તેર વર્ષની છોકરી ત્યાં આવી ચડી.

કમળા—( છોકરીને જોઇને બોલી ) શું છે ? ચંદ્રભાગા ?

ચંદ્રભાગા—પિતાજી આપને નીચે કાલીદાસ કાકા બોલાવે છે.

લક્ષ્મીધર—હેં ! કાલીદાસ ? એટલું બોલી તે બહાર ગયા. (અપૂર્ણ)

---

## पडतीनुं निदान.

ઉન્નતિ, અભ્યુદય, ચડતી, પ્રગતિ, સ્વાતંત્ર્ય, સ્વરાજ્ય, આત્મનિર્ણય, વિગેરે શબ્દોમાં અપુર્વ આકર્ષણ રહેલું છે જેમ મંત્ર મુગ્ધ મનુષ્ય માંત્રિકને આધીન બની તેની મનોવૃત્તિ પ્રમાણે ચેષ્ટા કરે છે તેમ અભ્યુદયનો મંત્ર

પ્રેરનારને પણ જનસમાજ અનુસરે છે. આર્યાવર્ત પડતીના પાતાળમાં છે એ બાબતમાં આજકાલ મતભેદ છેજ નહિ. એટલે પડતીને સિદ્ધ કરવા પ્રયત્નની જરૂર નથી. પડતીમાંથી પ્રગતિ કેમ થાય તેને માટે હિંદમાં મંથન ચાલી રહેલું છે. મંથનકારો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી પૃથક્ પૃથક્ રોગને લક્ષીને તેના ઉપાયો સૂચવે છે. અને જે ઉપાયો જેને ઠીક લાગે તે માણસો તેને અનુસરે છે. દરેક નેતાઓ પોતાની પૂજા કરાવવા પણ યત્ન કરે છે. જુદા જુદા પુરુષો પોતપોતાની માન્યતા પ્રમાણે લોકોને દોરવવા સારૂ, દામને ભેદનો પ્રયોગ કરી રહ્યા છે. “ સ્વરાજ્યનો પવન એટલા બળથી ફુંકાય છે કે પ્રવૃત્તિના વંટોળીઆમાં સપડાયેલો જનસમાજ પવનના સપાટા અને કર્ત્તવ્યની ધૂળના ગોટાને લીધે લાંબે જોઈ શકતો નથી. આ તોફાનમાં ઈશ્વરનું સ્મરણ કે સંસારમાં આપણા જન્મનો હેતુ, ધર્મનું સ્વરૂપ અને કર્ત્તવ્ય એ સર્વના વિચારનો લોપ થયો છે. માત્ર જડ પદાર્થના ઉપભોગથી પ્રાપ્ત થતું ક્ષણિક સુખ અને તેને અંગે થતી શાન્તિની પ્રાપ્તિ એજ આપણા અસ્તિત્વનો હેતુ હોય એવી જ વાતો જ્યાં ત્યાં સંભળાય છે !

ઉક્ત પ્રચંડ પ્રવાહમાં વહેતો જનસમૂહ જૂદાજૂદા આશયથી વહન કરી રહેલો જણાયછે. કેટલાએકતો ઢોંગ પણ કરેછે. મેંટકે પંચાણું ટકા અજ્ઞાન, મોહ અને અવિચારથી એ પ્રવાહમાં પડેલા છે, કોઇ કોઇ વીરલ વ્યક્તિ યથાર્થ લક્ષને વળગીને ચાલનારી પણ હશે. આ પ્રકારને લઇનેજ સર્વ સ્વરાજ્યને ઇચ્છે છે છતાં મતભેદ રહે છે. અને એ મતભેદમાંજ સહિષ્ણુતા જોઇએ તેને અવકાશ મળતો નથી જેથી કલિમાં જે સંઘ શક્તિની જરૂર છે તેની સ્થિરતા થતી નથી, અને બગડેલા વાદ્યમાંથી બેસુર સરોદ જેમ શ્રોતાઓને કર્ણ કટુ લાગી કંટાળો ઉપજાવે તેમ આધુનિક પ્રવૃત્તિઓ સુલટા ઉલટી હોઇ એક બીજાપર કટુ વાક્યોના પ્રહારો કરાવી કાર્ય કર્તાઓને હતાશ બનાવી રહી છે. આ બધી બાબતોમાં પડતી શા કારણથી થઈ છે તેનો વિચાર કરવામાં આવેતો તે અસ્થાને ગણાશે નહિ કારણ વૈદ્યની એજ ખૂબી છે કે તે પ્રથમ રોગનું નિદાન ખોળે છે, અને પછી તેને હઠાવવાના ઉપચાર કરે છે. આથી દર્દીને આરામ થતાં વૈદ્યને યશ મળે છે. તો આપણે પણ પ્રથમ પડતીનાં કારણોનોજ વિચાર કરીએ.

દેશની પડતીનું મૂળકારણ શોધવા જતાં પ્રથમ વિચાર એ આવે છે કે દેશ એટલે શું ? તેનો જવાબ એ મળે છે કે દેશ એટલે આપણે. ત્યારે

પ્રથમ આપણે આપણુંજ તપાસીએ, જ્યારથી પૂર્વ અને પશ્ચિમનું સંમિલન થયું ત્યારથી ભારત દેશ પ્રતારણા પદ્ધતિનેજ અનુસરતો જાય છે. એનું પરિણામ બહુ ખેદકારક છે, આ ઘરના કેવી ક્ષુદ્ર અને પાપમય છે. એટલું જો સમજાય તો તેમાંથી આર્યસંતાનો મુક્ત થાય અને શુદ્ધ આર્યત્વ ઉપર આવે એજ આ લેખનો ઉદ્દેશ છે; કંઇ પાઠકોને એવું લાગશે કે આતો લેખકની કલ્પના માત્ર છે, અમે કાંઈ તેવા થયા નથી તો તેનો જવાબ એ છે કે, સર્વએ પોતપોતાના મનમાં વિચાર કરવો એટલે સહજે સમજાશે. આ લેખ લખીને કોઇ પણ વ્યક્તિ ઉપર દોષ ચઢાવવાનો આશય નથી પણ વર્તમાન સ્થિતિનાં જે ચિન્હો જણાય છે. તે વાત પ્રદર્શિત કરવાનો હેતુ છે. અર્વાચીન જમાનામાં સર્વત્ર કૃત્રિમતાનોજ પ્રસાર જોવામાં આવે છે. બાલસ્વભાવના અકૃત્રિમ વિશ્વાસ અને સરલસ્વભાવમાં પણ મંડળનો સંસર્ગ થતા શાલામાં શિક્ષણ પ્રસંગે જુદી જુદી અસરોના યોગે વિલક્ષણ પ્રકારની કૃત્રિમતા પ્રવેશ પામે છે !! મર્યાદા, ભક્તિ, વિનીતતા, એવા સ્નેહ પોષક ગુણો તેના હૃદયમાંથી નીકળી જઇ અમર્યાદસ્વાતંત્ર્ય, અહંતા એવા ઝક્ષ ભાવો ઉપજી આવે છે.

ઋક્ષતા, સ્વચ્છંદતા, કૃત્રિમ વ્યવહાર, પ્રતારણા અને અક્ષમા એટલા વ્યક્તિપ્રધાન પાશ્ચાત્ય સંસર્ગનાં ફલ છે. સ્નેહને સ્થાને ઋક્ષતા વધતી જાય છે. સ્વચ્છંદતાથી મર્યાદાપર લક્ષ રહેતું નથી. ઉપરથી જેમ તેમ સારૂં જણાય એટલે ચાલશે એવો કૃત્રિમ વ્યવહાર વધતો જાય છે. અહંભાવ વધવાથી ગમે તે રીતે હું અને મારૂં સચવાય એવી પ્રતારણાઓ વિસ્તરે છે. સામાન્ય દોષ પણ સહન થતા નથી અને ઉત્કર્ષ પર ઘણી ઉપજે છે. વિચારોના ભેદને લઇને એક પરસ્પરનો સમૂલ વિદ્વેષ કરવા પર્યંત પ્રવૃત્તિ થાય છે. કુલાભિમાન અને જાત્યાભિમાન એ વ્યવસ્થા આ કરતાં ઠીક હતી કે તેમા પોતાનાં કુલ જાતિ આદિના ઉત્તમ સ્વરૂપનું એક ભાવનામયચિત્ર સર્વ મનુષ્યના લક્ષમા રમી રહી, તેથી વિરૂદ્ધ આચારોથી અટકાવતું. હાલ તો પ્રાચીન વાતોને આપણે વખોડતાજ શીખ્યા છીએ, આપણું જે જે કહેવાય તેને વખોડવાનુંજ લઇ બેઠા છીએ, એટલે આપણને આપણી જાત જ હલકી લાગે છે, એટલે પાશ્ચાત્ય સંસર્ગ સ્વભાનજ વિસરાવી આપણામાંથી આપણાપણું કાઢી લે છે. ટુંકામા જ્યાં આપણે આપણને જ ભૂલી ગયા છીએ, ત્યાં જે ચડતીના ઉપાયો યોજીએ તે શેને લાગુ થાય ? ત્યારે પ્રથમ આપણે આપણાપણાને જ યાદ કરીએ, કે આપણે ભૂતકાળમાં કેવા હતા.

એ વાતનો વાચકોના લક્ષમા જ હશે કે આપણે અને દેશ અભિન્ન છીએ એટલે આપણને અથવા દેશને કિં શાને જે વિચાર થાય તે એકજ

છે. જેમ આપણા શરીરમાં મુસ્તક શ્રેષ્ઠ અંગ છે એજ રીતે અધ્યાત્મ-દ્રષ્ટિથી ભારતવર્ષ આ પૃથ્વીમાં શીર્ષ સ્થાનીય ગણાય છે. જ્ઞાનના વિકાસથી સર્વ જીવોમાં મનુષ્ય શ્રેષ્ઠ છે જ્ઞાનની ક્રમોન્નતિદ્વારા મનુષ્યની ક્રમોન્નતિ સમજાય છે, જ્ઞાનની પૂર્ણતાથી મનુષ્યની પૂર્ણતા ગણાય છે, જ્ઞાની મનુષ્યોમા જ ધર્મનો સંપૂર્ણ વિકાશ થાય છે. ભારત વર્ષજ ધર્મની આદિ વિકાશ ભૂમિ છે પૂર્ણ પ્રકૃતિયુક્ત પૂજ્યપાદમહર્ષિગણ તથા પુર્ણશક્તિ યુક્ત અવતારો ભારતવર્ષમાજ થયા છે. હિંદની પૂર્ણ જ્ઞાન-જ્યોતિની મદદથી અન્ય દેશના ધર્મની પુષ્ટિ થઇ છે. તેમજ અનાદિ સિદ્ધ અભ્રાન્ત, તથા પૂર્ણ વિજ્ઞાનયુક્ત સનાતનધર્મનો આવિર્ભાવ ભારતમાં જ થયો છે. તેથી વિચરવાનોને માનવું પડશે કે આધ્યાત્મિક વિચારપ્રમાણે હિંદજ પૃથ્વીનુ શીર છે.

પ્રકૃતિના પૂર્ણ વિકાશને જેમા અવકાશ છે એવી પવિત્ર ભારત ભૂમિ, પૃથ્વીના અન્યભાગોની મુકુટમણિ છે. તેની ત્રણ દિશાઓમાં અપાર સમુદ્ર અને એક દિશામાં અનંતસૌંદર્યમય, ગગન ભેદી ઉત્ચ્ચ હિમાલય વિસ્તૃત છે તેથી એવું અનુમાન થાય છે કે પ્રકૃતિદેવી પોતાની અતુલનીય શક્તિ વડે આ પવિત્ર ભૂમિનું સંરક્ષણ કરી રહેલ છે. ભારત વર્ષના બહારથી નજર કરતાં એવું પ્રતીત થાય છે કે આ પુણ્ય ભૂમિમાં પ્રવેશ કરવો બહુ પરિશ્રમ અને અતિ ક્લેશ સાધ્ય છે. હિંદ ઉપર કુદરતની કૃપા છતાં ભારત વર્ષ વિજાતીય આક્રમણોથી બચી શક્યો નથી. જ્યારથી ભારતદેશમાંથી રાજર્ષિ શક્તિનો લોપ થયો છે ત્યારથી આર્યજાતિ વિજાતીય જાતિઓથી પરાસ્ત થતી આવે છે ભારત ભૂમિની અપાર અન્નોત્પાદન શક્તિ, હિંદુસ્તાનના પર્વતોની રત્નપ્રસવિની શક્તિ, આર્યાવર્તનિકટવર્ત સમુદ્રની અપૂર્વ મુક્ત મોતી પ્રવાલ આદિની ઉત્પાદિકા શક્તિ, ભારતવર્ષના વનોમાં વસતા અનેક પ્રકારના ક્રૂર જંતુઓ, તથા નાના વિચિત્ર વૃક્ષ લતાઓ વિગેરે આ સંસારમાં અતુલનીય છે આવા અનેક કારણોને લઇને વિજાતીય રાજ્યગણદ્વારા મર્દિત થયા છતાં પવિત્ર ભારત ભૂમિ અદ્યાવધિ શ્રીહીન થઇ નથી!!! (ક્રમશ:)




## દ્રૌપદીનો વિવાહ નિર્ણય.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૮૦ થી )

ત્યાર પછી પાંડવો ગૃહમાં ગયા, અને અમૂલ્ય આસનો ઉપર અચકાયા વિના જઇને બેઠા. સ્વચ્છ વસ્ત્ર ધારણ કરનાર. દાસ દાસીઓએ ઉત્તમ 'ભોજન સોનાની થાળીમાં રાજાઓની યોગ્યતા પ્રમાણે 'પીરસી', તેમને તૃપ્ત કર્યા. યદ્યપિ રાજા દ્રુપદનો એ વિશ્વાસ ઉત્તરોત્તર દૃઢજ થતો જતો 'હતો કે આ લોક ક્ષત્રિય જાતિના અને મહાપ્રતાપી 'વીર પાંડુના પુત્ર છે. તો પણ પોતાનો ભ્રમ દૂર કરવા માટે યુધિષ્ઠિરને બોલાવીને, શાસ્ત્રવિધિ પ્રમાણે 'વિવાહ કરી આપવાની અભિલાષા પ્રકટ કરતા, યુધિષ્ઠિરને પૂછવા લાગ્યા, કૃપા કરીને આપ એ બતાવો કે આપ બ્રાહ્મણ છો, "ક્ષત્રિય છો" અથવા અન્ય કોઈ વર્ણને આપે જન્મદ્વારા-સમલંકૃત કરેલ છે હે પરંતપ! આપ આટલી વાત સ્પષ્ટ સ્પષ્ટ બતાવી દો. સત્યનો આદર કરવો એ મહા પુરૂષોનું પરમ કર્તવ્ય છે. કર્તવ્યનિષ્ઠ 'લોક પોતાના આત્મીષ્ટમાં અંતરાય પડવાનું જાણે છતાં અસત્ય બોલતા નથી, કારણ તે મિથ્યા વાતને સદાય દુષિત સમજે છે. હે શત્રુનાશન! આપના મુખથી યથાર્થ વત સાંભળીને અમે વિધિપૂર્વક વિવાહનો ઉદ્યોગ કરીશું યુધિષ્ઠિર બોલ્યા ગભરાવાની જરૂર નથી આપનો મનોરથ પૂર્ણ થયો છે. અમે લોકો ક્ષત્રિયો છીએ. મહાત્મા પાંડુ અમારા પિતા છે અને શીલસમ્પન્ન કુન્તીદેવી અમારી માતા છે. હું મારા સર્વ ભાઇઓમાં સર્વથી મ્હોટો છું. મારૂં નામ યુધિષ્ઠિર છે મારા ભાઇઓમા મ.રાથી ન્હાનો ભીમસેન અને તેનાથી ન્હાનો અર્જુન છે અર્જુને જ સ્વયંવરમા લક્ષ્ય વેધ કર્યો છે. અને આપની કન્યા પ્રાપ્ત કરી છે તેનાથી પણ ન્હાના બે ભાઇઓ જોરમાન છે તેમનાં નામો નકુલ અને સહદેવ છે. હે મહારાજ હવે આપ આપનું દુઃખ દુર કરો.

રાજા દ્રુપદ યુધિષ્ઠિરની વાત સાંભળીને આનન્દ નિમગ્ન થયા તે મનાં મનમાં એટથી બધો આનંદ થયો કે તે થોડો કાળતો મૌનજ રહ્યા,

પછી આનંદના વેગને અટકાવીને રાજા યુધિષ્ઠિરને તેમના વનવાસ વિગેરેની હકીકત પુછી, યુધિષ્ઠિરે ક્રમવાર સર્વ વાતો સંભળાવી તે સાંભળી, રાજા દ્રુપદે વારંવાર ધૃતરાષ્ટ્રની નિંદા કરતા પાંડવોના બાપદાદાનું, રાજ્ય પાછું અપાવવાનું વચન આપ્યું. પછી સર્વના દેખતા રાજા દ્રુપદે યુધિષ્ઠિરને કહ્યું કે આજે શુભ દિવસ છે માટે આજેજ દ્રૌપદિના વિવાહ અર્જુનની સાથે થઇ જવા જોઇએ, યુધિષ્ઠિરે જવાબ આપ્યો રાજા મારા પણ વિવાહ થવા જોઇએ કારણ હું સર્વથી મ્હોટો છું, મારા વિવાહ થયા વિના અર્જુનના વિવાહ શી રીતે થઇ શકે? દ્રુપદ રાજાએ જવાબ આપ્યો કે ભલે તમે દ્રૌપદીનો પાણિ ગ્રહણ કરો અથવા અન્ય કોઇ કન્યાને પસન્દ કરી હોય તો તેને બતાવો. ત્યારે યુધિષ્ઠિર બોલ્યા રાજન્! અમારી માતા અમને એ આજ્ઞા આપી ચુકી છે કે દ્રૌપદી તમો સર્વની સ્ત્રી થાય મારા વિવાહ થયા નથી તેમ ભીમ પણ કુવારો છે. એ બાબત સત્ય છે કે સ્વયંવરમાં દ્રૌપદીને અર્જુને જ મેળવેલ છે. પરંતુ અમો ભાઇઓનો પરસ્પર એટલો સ્નેહ છે કે જો કોઇ સારી વસ્તુ અમને મળે તો અમે બધા મળીને તેનો ઉપભોગ કરીએ છીએ, આ નિયમ ઘણા કાળથી ચાલ્યો આવે છે તેથી અમે એ નિયમનો ભંગ કોઇ પણ પ્રકારથી કરી શકતા નથી. માટે દ્રૌપદી ધર્મ મર્યાદાનુસાર અમો સર્વની પત્ની થશે માટે અગ્નિની સાક્ષી પુર્વક અમારા સર્વના વિવાહ દ્રૌપદીની સાથે કરી આપો.

યુધિષ્ઠિરના આવા વચનો સાંભળી દ્રુપદ કહેવા લાગ્યો હે કુરૂ શ્રેષ્ઠ આપના મુખમાંથી આવી વાત સાંભળી ખરેખર મને આશ્ચર્ય લાગે છે. હું સમજી શકતો નથી કે આપ આ શું કહો છો. એક પુરૂષને ઘણી સ્ત્રીઓ હોય તે તો કદિ ઠીક છે પણ એક સ્ત્રીને ઘણા પતિઓ! એ તો વાત આજ દિન સુધી દેખી એ નથી તેમ સાંભળી પણ નથી. આપ સ્વભાવે પવિત્ર અને ધર્મ ક્રિયામાં નિષ્ઠા વાળા છો, આપે ભૂલથી પણ આવા વચનો ઉચારવા ન જોઇએ. આવા અયોગ્ય વચનો આપના મુખની શોભાને બગાડનારા છે લોકાચાર અને વેદ વિરૂદ્ધ કર્મ, આપ જેવા ધર્માત્મા કરે તેને તે શોભાસ્પદ નથી

યુધિષ્ઠિર કહેવા લાગ્યા મહારાજ! ધર્મની ગતિ બહુ સૂક્ષ્મ છે. ધર્મ-તત્વને સંપૂર્ણ જાણું છું એવો દાવો મારાથી થઇ શકે તેમ નથી. પરંતુ અમારા પૂર્વજોએ જે આચાર વિચાર અમારે માટે નિયમ કર્યા છે તેનું અમે પાલન કરીએ છીએ. મારા મુખમાંથી કદિ અસત્ય વાત નીકળતી

નથી. અને અધર્મ મને સ્પર્શ કરી શકતો નથી એ બાબતનો મારા મનમાં દૃઢ વિશ્વાસ છે. વિશેષે કરીને જ્યારે મારી માતાએ આજ્ઞા આપી જ દીધી છે. તો પછી તેમા કોઇપણ જાતની આપત્તિ નથી. તેમ આ બાબતમાં આપે કોઇ પ્રકારની શંકા કરવાની નથી. આ સર્વ વાત સનાતન ધર્મને અનુકૂળ છે તેમાં પ્રતિકૂળતાનો જરાપણ અંશ નથી માટે આપ વિવાહ કરવાની તૈયારી કરો. યુધિષ્ઠિરે બહુ દૃઢતાથી જવાબ આપ્યો પણ એ વાત રાજા દ્રુપદના મનમાં રૂચિ નહિ. કેટલોએક કાળ એ વાત પર તેમણે વિચાર કર્યો પણ કોઇ રીતે તેમના મનનું સમાધાન થયું નહિ. તેમ તેમના હૃદયે યુધિષ્ઠિરની વાતનો સ્વીકાર કર્યો નહિ. તેથી સમય સૂચકતા માટે તેમણે યુધિષ્ઠિરને કહ્યું બહુ સારૂં આવતી કાલે તમારી માતુશ્રી અને ચિરંજીવી ધૃષ્ટદ્યુમ્ન બન્ને મળી જે સલાહ કરશે તે પ્રમાણે આ વિષયમાં કરીશું.

આ પ્રમાણે વાત ચાલી રહી હતી તેજ વખતે મહાત્મા વ્યાસ દેવ ત્યાં પધાર્યા. તેને જોતાંજ સર્વ લોક ઉઠી ઉભા થયા. યથાવિધિ સત્કારાદિ થઇ ગયા પછી વ્યાસ મહાત્મા સુવર્ણના સિંહાસન ઉપર બિરાજમાન થયા થોડો સમય વિત્યાપછી રાજા દ્રુપદ બોલ્યા, ભગવન્! આ વખતે એક બહુજ ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો છે તેનો નિર્ણય કૃપા કરીને આપજ કરી આપો કુરૂશ્રેષ્ટ યુધિષ્ઠિર કહે છે કે રાજ કુમારી દ્રુપદીના વિવાહ પાંચે પાંડવોની સાથે થવા જોઈએ આ વાતને તેઓ ધર્માનુકૂલ બતાવે છે અને મારા વિચાર પ્રમાણે મને એ કેવલ અધર્મ સમજાય છે. જે વાત લોકાચાર વિરૂદ્ધ હોય અને વેદ વિહિત ન હોય તેમને તો મારી સમજણ પ્રમાણે સર્વથા અધર્મ રૂપજ લાગે છે. હે દ્વિજોતમ! એ કોઇ સ્થળે જોયું અથવા સાંભળ્યુ નથી કે એક સ્ત્રી ઘણા પુરૂષની પત્ની થઇ હોય. આ પ્રાચીન પુરૂષોનો આચરેલો ધર્મનથી તેમજ આજ કાલના ગુણવાન્ લોકો પણ એને ધર્મ માનશે નહિ આથી મારી બુદ્ધિ ચક્કરમા પડી ગઇ છે કે હું હવે શું કરૂં? આ બાબતમાં મને મોટો સંદેહ છે.

ધૃષ્ટદ્યુમ્ન યુવા અવસ્થાયુક્ત હતો જુવાનીનો જુસ્સો તેના ચ્હેરા ઉપર ચમકતો હતો રાજા યુધિષ્ઠિરની વાતનો તે પોતાના મનથી જ પ્રતિવાદ કરતો હતો તેથી તે અધિક સમય શાન્ત રહી શક્યો નહિ. એટલે બોલી ઉઠ્યો તપોધન! જ્યેષ્ઠ, સુશીલ, અને સદાચારસંપન્ન મ્હોટા ભાઈ ન્હાના ભાઇની સ્ત્રી સાથે સહવાસ શી રીતે કરી શકે! અને ન્હાનો ભાઇ

માતાતુલ્ય પોતાની ભાભીની સાથે કેમ રહી શકે ? ધર્મની ગતિ બહુ સૂક્ષ્મ તે એ હું માનું છું એની સાથે એ પણ કબુલ કરૂં છું કે "અમારા જેવાં યુવાનો કે જે એક પ્રકારના જુસ્સામાં વહીરહેલા છે અને સંસારનો લાંબો અનુભવ નથી તેમજ શાસ્ત્રોનુ જેવું જોઇએ તેવું જ્ઞાન નથી તેવા અમે ધર્માધર્મનો વિચાર કરવાને યોગ્ય નથી. એ ખરૂં છતાં એટલું તો કહેવુ જ પડશે કે ધર્મરાજ યુધિષ્ઠિરની વાત કોઇ પણ પ્રકારે મારા મનમા મનતી નથી અને મારી બ્હેન કૃષ્ણા પાંચ પુરૂષોની પત્ની થાય એ વાતમા હું કોઇ પ્રકારથી અનુમતિ આપી શકતો નથી.

યુધિષ્ઠિરે કહ્યુ. બ્રહ્મન ! મારા મુખમાંથી કદિ પણ અસત્ય ભાષણ નીકળ્યું નથી તેમ મારા મનમાં અધર્મે પ્રવેશ કર્યો નથી અન્તરાત્માની સત્યતા ઉપર મારો દૃઢ વિશ્વાસ છે તેથી મારી એ ખાતરી છે કે મહિ અમો પાચે ભાઇઓની સાથે દ્રૌપદીનો વિવાહ થાય એ કોઈ પણ પ્રકારે અધર્મ નથી. કદિ તેમા અધર્મનો અંશ પણ હોત તો એ વાત મારા મનમાં આવત જ નહિ. પુરાણોમાં ને સાભળ્યુ છે કે ધર્મ પરાયણ, ગૌતમ વંશોત્પન્ન જટીલા નામની કન્યાએ સાત ઋષિઓની સાથે વિવાહ કર્યો હતા તેમજ વાર્ક્ષી નામની એક મુનિ કન્યા પ્રચેતા નામક દશ ભાઇઓની સાથે પરણી હતી. પંડિતોએ એમ પણ કહેલુ છે કે "વડીલ જે આજ્ઞા કરે તે સદૈવ ધર્મ તુલ્ય મનાય છે." માતાથી અન્ય મ્હોટુ કોણ છે? શ્રુતિ પણ કહે છે કે માતૃ દેવોભવ એ માતાની આજ્ઞા પણ અમને મળી ગઇ છે.

કુંતાજી પણ ત્યાં હાજર હતા તેબોલ્યાં-ધર્માત્મા યુધિષ્ઠિરે સત્ય કહ્યુ છે. જ્યારે એ લોકો દ્રૌપદીને લઇને આવ્યા અને તેઓએ મને કહ્યું કે માતા ! આજ ભિક્ષામા આ મળી છે મે દ્રૌપદીને જોયા વિનાજ અવશ્ય એમ કહી દીધું કે જે કાંઈ મળ્યુ હોય તેનો પાચેભાઇઓ મળીને ઉપભોગ કરો. હે દ્વિજ શ્રેષ્ઠ હવે મારી આપને એ પ્રાર્થના છે કે આપ એવો રસ્તો કાઢો કે જેમાં મારી વાત જુઠી ન પડે. મહર્ષિ વ્યાસ બોલ્યા હે ભદ્રે ! તમારે દહેશત રાખવાની જરૂર નથી, તમે જે કાંઇ કહ્યું છે તે સનાતન ધર્મથી વિરૂદ્ધ નથી માટે તમે ચિન્તા કરશો નહિ. પછી મહાત્મા વ્યાસે રાજા દ્રુપદને કહ્યું પંચાલ નરેશ ! આ બાબતમાં જે ગૂઢ તત્ત્વ છે તે તો સર્વની સામે કહીશ નહિ પણ આ વખત તો એટલું જ કહું છુ કે, ધર્મરાજ યુધિષ્ઠિરે જે વાત કહી છે તે સર્વથા ન્યાય સંગત છે.

આજ કાલ અંતરાત્માના અવાજને નામે વાતો કરનારા અન્તરના અવાજને કેટલો ઓળખે છે, અને તે જાણવા તેમણે શો અભ્યાસ કર્યો છે તે તો તે જાણે, પણ જેના કહેવાથી પોતે અંતરાત્માના અવાજનું ઓઠું લઇ નાશ છે તેમનાં વચનને પણ તેઓ સમય આવે ગાઠતા નથી, તેમણે ઉક્ત વાક્યોમાંથી એ સાર લેવાનો છે કે રાજા દ્રુપદના મનમાં વાત ઠરી હતી છતાં, ધર્માત્મા વેદવ્યાસે જ્યારે કહ્યું કે આ બાબત ધર્માનુકૂલ છે તેજ વખત રાજા દ્રુપદે કબુલ કરી લીધું કે આપ જે કહો છો તે બરાબર છે, વર્ત્તમાન્ કાળમાં જેમ બુદ્ધિવાદનું બળ છે અથવા તર્કના ટટ્ટુઓ કુદાવે છે તેવું આર્યાવર્તના ઉદયકાળમાં ન હતું આજ કાલના દોઢ ચતુરો મુનિઓની ભૂલો કાઢી તેમા પણ સુધારો કરવાનો ફાંકો રાખે છે. તેવું તે વખત નહોતું. તપના પ્રભાવથી જેમણે પોતાના ચિત્તની શુદ્ધિ કરી છે તેવા મુનિઓના વચન ઉપર તેમનો સંપૂર્ણ વિશ્વાસ હતો. તેઓ એમજ માનતા હતા કે તેઓ આપણા હિતેચ્છુઓ છે માટે તેમની આજ્ઞા પ્રમાણે જ ચાલવું અને તે મુજબ ચાલીને પરમસુખનો અનુભવ કરતા. તેજ રીતે રાજા દ્રુપદે પણ મુનિશ્રી વેદવ્યાસની આજ્ઞાને શીરસાવદ્ય ગણી સ્વીકારી લીધી. પછી રાજા દ્રુપદ અને મહર્ષિ વ્યાસ આપદ્દનાનું ગૂઢ રહસ્ય સમજવા સારૂ એકાન્તમાં ગયા ત્યા મહાત્માના વચનથી રાજાના મનનું બરાબર સમાધાન થયું અને ધર્મ તત્વનું રહસ્ય પણ ધ્યાનમાં આવ્યું. (ચાલુ)

---




## ઉત્તમ સંતાનોત્પાદન પ્રકાર.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૮૯ થી. )

દોહદિની સ્ત્રીને વાંછિત પદાર્થ ન મળવાથી તે કુબડાં, લગડા વિગેરે ખોડવાળા પુત્રને જન્મ આપે છે, તેથી તે ચોથા માસમાં જે પદાર્થની ઇચ્છા કરે તે પદાર્થ તેને જરૂર આપવો. ઇચ્છિત પદાર્થ મળવાથી તે ઉત્તમ પુત્રને જન્મ આપે છે કારણ કે ગર્ભસ્થ જીવની તે ઇચ્છા પૂર્ણ થવાથી તે હૃષ્ટ પુષ્ટ થાય છે ગર્ભિણીની પ્રસન્નતા દ્વારા જીવ પણ પ્રસન્ન થાય છે

રાજય સમ્બન્ધી શસ્ત્રાગાર, સૈન્ય શિક્ષા, ફોજ, અગર યુદ્ધનો સામાન અગર રાજાના દર્શનની જે ગર્ભિણીને દોહદ ઈચ્છા થાય અને ચોથા માસમાં અકસ્માત થએલી એ ઇચ્છા પૂર્ણ કરવામાં આવેતો તે મહાન્ ઐશ્વર્યવાળા ભાગ્યશાળી પુત્રને જન્મ આપે છે. રેશમી વિગરે બહુ મૂલ્ય વસ્ત્રની ઇચ્છા થાય તો વસ્ત્રાલંકારના શોખી પુત્રને ઉત્પન્ન કરે છે જે દોહદિનીને તીર્થસ્થાનના દર્શનની ઈચ્છા થાય તો તેને સંયમી, મહાત્મા, ધર્માત્મા પુત્ર જન્મે છે અને મંદિરમાં રાખવામાં આવતી દેવતાઓની પ્રતિમાનાં દર્શન કરવાની ઇચ્છા થાય તો દિવ્યરૂપ અને દિવ્ય શક્તિવાળો આર્ય પુત્ર જન્મે છે. જે ગર્ભિણીને સિંહ, વાઘાદિ હિંસક જાતિ જીવના દર્શન કરવાની ઇચ્છા થાય તેનો પુત્ર હિંસા સ્વભાવવાળો થાય છે. ઘોનું માસ ખાવાની દોહદ ઇચ્છા થાય તો તેનો પુત્ર બહુ નિદ્રાળુ અને દીર્ઘસૂત્રી થાય છે તેમ જે જે વસ્તુની ઇચ્છા થાય તેમાં જે ગુણ હોય તેવા ગુણવાળો પુત્ર ઉત્પન્ન થાય છે સંચિત ઉગ્ર કર્મ વાસનની પ્રેરણાથી ગર્ભસ્થ જીવના અંતઃકરણમાં તેવી ઉત્કટ ઇચ્છા પ્રકટ થઇ ગર્ભિણીના મનમા સ્ફુરે છે. તે પૂર્ણ કરવાથી તે જીવ ઇચ્છાનુરૂપ ફલ ભાગી થાય છે આમાં પ્રારબ્ધની વીતતાજ મુખ્ય કારણ છે, એ પણ ધ્યાનમા રાખવું કે યદિ ગર્ભિણીને ચોથા મહિનામાં ઈચ્છાન પણ થાય તોપણ ઉત્તમ ગુણવાળા પુરૂષોનો ઇતિહાસ તેને હમેશ સંભળાવતા ઉત્તમ ગુણવાનજ સતાન થાય છે.

પાચમા મહિનામા ગર્ભસ્થ બાળમનું મન અને છઠ્ઠા માસમાં બુદ્ધિ પ્રકટ થાય છે, છાન્દોગ્ય ઉપનિષદ્‌મા લખ્યું છે કે बाला अमनस्काः । બાળકને મન નથી હોતું, અને અહિં ગર્ભમાંજ મન ઉત્પન્ન થાય છે, એમ લખ્યું છે એ વિરોધનું સમાધાનએ છે કે મન બે પ્રકારનું છે. (૧) સાધારણ (૨) વિશેષ. સાધારણ મન ગર્ભમાંજ ઉત્પન્ન થાય છે અને સોળમું વર્ષ પૂર્ણ થાય છે ત્યારે વિશેષ મન ઉત્પન્ન થાય છે તે વખત મનનું કાર્ય મનોજ-કામદેવ પ્રકટ થવાનો આરંભ થાય છે ત્યારથી મનુષ્યનું મન સ્ત્રી તરફ અને વિષયો તરફ ખેંચાવા લાગે છે મનની વિશેષ અવસ્થાનેજ છાંદોગ્યમાં મન ગણ્યું છે તે બાલ્યાવસ્થામાં હોતી નથી. આઠમા માસમાં અલ્પ ઓજ નામ બળ થાય છે તેથી આઠમા માસમા જન્મેલું બાળક બહુધા જીવતું નથી અને આઠમાસનુ બાળક નિર્ઋતિ નામક રાક્ષસી દેવતાનો ભોગ હોવાથી પણ જીવતું રહેતું નથી છતા આઠમા માસમાં બાળક ઉત્પન્ન થાય તો રાક્ષસને બલિદાન આપવું નવ દશ, અગીઆર કે

દિવસે સ્ત્રી પ્રથમ પોતાના સ્તનમાંથી કેટલુંક દુધ કાઢી નાખે પછી બાળકને ધવરાવે એ સિવાય ચતુર વૈદની અનુમતિ લઇ બાળકની તંદુરસ્તી માટે મનોચિત ઉપાય કરે.

વાતાદિ દોષ વર્ધક, ખારે, કુપથ્ય ભોજનથી દુધ પણ વિકાર યુક્ત અને અનેક રોગવાળું થાય છે તે બાળકના શરીરમાં પણ અનેક રોગ ઉત્પન્ન કરે છે માટે માતા અને ધાત્રી પથ્ય પ્રબન્ધ રાખી સારી રીતે બાળકનું રક્ષણ કરે જેવા પ્રકારના ગુણ બાળકમાં લાવવા હોય તેવા જ પ્રકારના રમકડાં કૃત્રીમ સાધન બાળકને રમવા આપવાં અને કુસંસ્કારી સ્ત્રી પુરૂષો પાસે બાળકને જવા દેવું નહિ વિગેરે નિયમોનું પાલન કરવાથી પુત્ર કુલ જાતિ, દેશનો ઉદ્ધારક અને પ્રતાપી થાય છે. ઇતિશમ્ ॥

समाप्तोऽयं विषयः ॥




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૯૨ થી )

ટેલીગ્રામ—

" તા. ૪-૧૧-૧૯ નો તાર તા. ૬-૧૧-૧૯ નો રોજ મળ્યો તેમાં લખ્યું છે કે મુંબઇ બેંકમાંથી નાણાં રૂપીઆ લ્યો અને વાર્ષિક મહોત્સવ ઉપર એકદમ આવો, "

તારનો જવાબ.

તારથી આપવામાં આવ્યો કે. રૂપીઆ મળી ગયા છે અને અમો જે સ્ટીમર પહેલી હાથમાં આવશે તેમાં રવાના થઇશું.

પત્ર નં. ૫

નૈરોબી તા. ૫-૧૧-૧૯

શ્રી પરમાત્મસ્વરૂપ સ્વામી શ્રી મુકુન્દાશ્રમ તથા પ્રભુ ાશ્રમ ખંભાત

ભગવન્!

" આજ ડાકે આપને પત્ર પોષ્ટ કર્યો છે પણ જરા લખવાનું બાકી રહી ગયું હતું તે એ કે આપશ્રી મુંબઇથી સ્ટાર્ટ થાઓ ત્યારે અમોને

તાર કરશો એટલે સ્ટીમર ઉપડવાની તારીખ તથા તેનું નામ જો મળી શકે તો એજ,

તા. ક. રૂપીઆ માટે આપશ્રીને અમોએ તાર કર્યો છે તથા અત્રેની બેંકે પણ મુંબઇ નેશનલ બેંક ઓફ ઇંડીઆ ને તાર કર્યો છે જે આપશ્રીને ખબર પણ આપશે, આપશ્રી પાસપોર્ટ બતાવશો તો બીજી સાક્ષીની જરૂર રહેશે નહિ એમ અમારૂં માનવું છે તથા અમારા કાગળો પણ સાક્ષી જેવા છે

---

પત્ર નં ૬

નૈરોબી તા. ૧૫-૧૧-૧૯
ખંભાત.

શ્રી પરમાત્મસ્વરૂપશ્રી મુકુન્દાશ્રમ તથા પ્રભુદાશ્રમ

આપશ્રીનો પત્ર તથા ગ્રેબસ પત્રો મળ્યા વાચી આનંદ થયો છે વિશેષમાં જણાવવાનું કે આ પત્ર જે મેઇલમાં આવશે તે મેઇલમા આપશ્રી પધારો તો બરાબર ટાઇમસર આવી શકશો અપશ્રીને સામે લેવા આવવાનો તથા અત્રેનો પ્રોગ્રામ નકી કરી દીધો છે તથા તે દિવસોમાં વ્યાખ્યાનો માટે પણ વિષય સિવાય ટાઇમ મુકરર કરી દીધેલ છે સર્વ સ્નાતનીઓ આપના દર્શનની રાહ જોઈ રહ્યા છે.

શ્રી સનાતન ધર્મ સભા નૈરોબી તરફથી તા. ૨૨-૧૧-૧૯ નો તાર છે. તેમાં લખે છે કે. ડીસેમ્બર માસમાં નીકળી પહેલી સ્ટીમરમા જલદી આવોને જવાબ આપો.

તારથીજ જવાબ આપ્યો કે પાસપોર્ટ મળ્યાં નથી તા. ૫-૭ મી. ડીસેમ્બર સુધીમાં મળવા વકી છે. પાસપોર્ટ મળતાં જે સ્ટીમર પહેલી હાથમાં આવશે તેમા અમે આવીશુ.

---

આફ્રિકા જવામાં અને ત્યાં સનાતન ધર્મનો બોધ કરવાનું તથા મંદિર ખુલ્લું મૂકવાનું પુણ્યશાળી કામ આપ જેવા સાધુ પુરૂષને હાથે થાય એ ઘણું આવકાર દાયી છે.

પત્ર-નં-૧

શ્રી ખંભાત મધ્યે પરમપ્રિય સ્વામીશ્રી મુકુન્દાશ્રમજી પ્રતિ નારાયણ સ્મરણ સહ દીર્ઘાયુ સહ આશીર્વાદ તમારો પત્ર મળ્યો હકીકત જાણી અને

# विषयसूचि.


| | | પૃષ્ઠ. |
|---|---|---|
| **वेद.** | | |
| શ્રી વેદતત્ત્વામૃત ... ... | ( યતિ ) ... ... | ૨૨૫ |
| **साहित्य.** | | |
| જિજ્ઞાસા ... | ...( રા. દયાશંકર કવિ )... | ... |
| વેદનો ભેદ ... | ...( સ્વામી પ્રભુવાશ્રમ )... | . |
| શામાટે ? ... | ...( પંડિત મોહનલાલ )... | ... |
| શ્રી પંચાયતન શરણસ્તોત્ર ... | ( યતિ ) ... | ... |
| **समयोचितोक्ति.** | | |
| યૌપીય વર્ષારંભ ... ... | ( યતિ ) ... | ... |
| **तत्त्वज्ञान.** | | |
| શ્રી સિદ્ધાન્ત દર્શન ... | ( શ્રીમન્‌માસ્તર છોટાલાલભાઈ ) | . |
| દાર્શનિકોની ઉપદેશ સરણિ ... | ( રા. દયાશંકર કવિ )... | ... |
| **सामाजीक.** | | |
| આબરૂ અથવા સાખ ... | ( યતિ ) ... | ... |
| ઇસ્ટ આફ્રિકાનો પ્રવાસ ... | ( યતિ ) ... | ... |
| **चारित्र्य.** | | |
| દ્રૌપદી (દ્રૌપદીને પાંડવોનો પૂર્વજન્મ) | ( યતિ ) ... | ... |


---

## नियमो.

૧ આ માસિક દરમાસની સુદિ ૨ ને દિવસે પ્રસિદ્ધ થાય છે.

૨ ધર્મને બાધ ન આવે એવી જાહેર ખબરો પ્રસિદ્ધ કરવામાં આવશે. જાહેર ખબર આપનારાઓએ પત્રદ્વારા ભાવ તાલ નક્કી કરવા.

૩ માસિકનું લવાજમ મુખ પૃષ્ઠપર છાપ્યું છે છતાં ધર્મ પરાયણ રાજાઓ અને શેઠ શાહુકારો ધર્મના સંરક્ષણ માટે ઇચ્છાનુસાર મદદ કરી શકશે.

૪ નમુનાનો અંક ૦-૪-૦ ટીકીટો બીડવાથી મળશે

૫ તત્ત્વજ્ઞાન, ધર્મ, અને નીતિના લેખો સ્પષ્ટ અક્ષરે લખી મોકલવાથી યોગ્યતા પ્રમાણે દાખલ કરવામાં આવશે

---

तत्सत्परमात्मने नमः



विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૧ લું. સં. ૧૯૭૮ કાર્તક. અક્ટોમ્બર ઈ. સ ૧૯૨૧ અંક ૮.

मंगलम्

## श्री वेदतत्त्वामृत.

सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि ।
नैनमूर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् ॥

अर्थः—विभुनो विद्युदादिप्रकाशमयात्प्रकाशस्वरूपात्पुरुषात् पुरि ब्रह्माण्डे मानुषादिशरीरे वा शयनात्परमेश्वरात् सर्वेऽखिला निमेषादिकालविभागा जज्ञिरे उत्पन्नास्ते कालावयवा एनं परमेश्वरमूर्ध्वभागे तिर्यक्चाधोभागे मध्यभागे च न परिजग्रभत्—नैव परितो गृहीतवन्तः । अर्थात् परमेश्वरो दिग्देशकालानवच्छिन्नः शास्त्रकारैः प्रतिपादितः सा च कालानवच्छिन्नताऽस्मादेव वेदमंत्रा-दन्यग्रंथेषु गतास्तीति निश्चियते। ये च मनुष्यादयः प्राणिनः स्वोत्प-त्तेरनन्तरं सत्तां लभन्ते मरणानन्तरं च न भवन्ति ते कालावच्छिन्नाः स्वजीवनकालेनावच्छिद्यन्ते नैवं परमेश्वरः । कालेनावच्छिद्यते जन्म-मरणयोरभावात् ।यद्यप्यवतारशरीराणामाविर्भावतिरोभावौ।जन्ममरणव-देव शास्त्रेषु प्रतिपादितौ तथाप्यविद्याजन्यशरीराभावादवतारविग्रहा-णामाविर्भावतिरोभावाभ्यां नैवेश्वरस्य किंचिद्धीयते । तस्मात्त्रिकाला-द्यनवच्छिन्नो यः स परमेश्वर इति तस्य लक्षणमपि प्रतिपादितं भवति॥

ગુજરાતી—વિદ્યુતાદિ પ્રકાશના હેતુ, પ્રકાશ મય, ઘણોક રૂપ, અથવા શરીર રૂપ નગરમાં શયન કરનાર પરમેશ્વરના આધાર પર સર્વ નિમેષાદિ કાલ વિભાગ પ્રકટ થયા છે, પરંતુ એ સર્વ કાલાવયવ, એ ઈશ્વરને ઉપર અથવા નીચે કે મધ્યમાં ગ્રહણ કરી શક્યા નથી, અર્થાત્ શાસ્ત્રકારોએ પરમેશ્વરને દિશા, દેશ અને કાલથી અપરિચ્છિન્ન માન્યો છે, જે કોઇ કાળમાં હોય અને કોઈ કાળમાં ન હોય તે કાલાવચ્છિન્ન કહેવાય છે. તથા જે સર્વ કાળમાં કૂટસ્થ એકરસ બની રહે છે જેની વાસ્તવિક દશામાં કોઇ પ્રકારનું પરિવર્તન થતું નથી એવા એક ઇશ્વરજ કાલાનવચ્છિન્ન કહેવાય છે. જેમ મનુષ્યાદિપ્રાણી પોતાની ઉત્પત્તિ પછી વિદ્યમાન હોય છે, અને મરણ પછી મનુષ્યનું અસ્તિત્વ હોતું નથી તેવા ઇશ્વર નથી તે જન્મ મરણ રહિત હોવાથી સદા એક રૂપ રહે છે. યદ્યપિ અવતારાદિ શરીરોના ઉત્પત્તિ નાશ થાય છે તથાપિ ઇશ્વરનું અવિદ્યાજન્યશરીર ન હોવાથી અવતાર વિગ્રહના ( શરીરના ) આવિર્ભાવ અને તિરોભાવ વડે ઇશ્વરની અવિચ્છિન્ન એકરૂપ-તામાં કશી હાનિ નથી અથવા એમ સમજો કે જેમ અવિદ્યાના બળથી જીવ શરીર સાથે બંધાએલો છે, તેમ અવતાર શરીરમાં ઇશ્વર નિબદ્ધ નથી.

આનું લૌકિક દૃષ્ટાન્ત એ છે કે જેમ કોઈ એક મનુષ્ય નાટક જોનારાઓની પાસે પુરુષ છતાં સ્ત્રી બનીને આવે તે એવી ખૂબીથી સ્ત્રી બને કે તેને જોઈ જોનારા સર્વ તેને એક રૂપવતી સ્ત્રી સમજવા લાગે. તેને કોઈ પુરુષ જાણે અથવા માને નહિ, તે છતાં એ પુરુષ પોતાને એક ક્ષણ પણ સ્ત્રી માનતો કે સમજતો નથી એતો પોતાને નિર્વિકલ્પ પુરુષજ સમજે છે, તેજ પ્રમાણે ઈશ્વર સંસારની રક્ષા અથવા ઉપસંહાર કરવા ગમે તેવો અવતાર ધારણ કરે છે, પરંતુ તે પોતાને એ શરીર રૂપે માનતો નથી એતો પોતાના મૂળ સ્વરૂપને જ યથાર્થ સમજે છે તેથી ઈશ્વર કાલાનવચ્છિન્ન કહેવાય છે આ મતના અભિપ્રાયથી પરમેશ્વરનું લક્ષણ પણ સિદ્ધ થાય છે તેજ પરમાત્માની ઉપાસના કરવી જોઈએ, ત્યારેજ પારમાર્થિક સુખની પ્રાપ્તિ થાય છે




## जिज्ञासा.

( રાગ-હમીર દ-ધાળુ )

मनसि तज्जाने सदा निश्चयेन ।
वस्तुजातमिदमखिलं वितथं, हेयं ततोऽसंशयेन । मनसि०
सत्यमिवाधिष्ठानसत्तया, भाति याति जगदिदं हि तथा
मिरुत्वता वाऽभयेन ॥ मनसि० १
नियतिनियत विनशव्यवहारं, तात्त्विकाकारहिते हृतसारे ।
आयेन किं वा व्ययेन ॥ मनसि० २
कोऽपि कस्यचिन्न किमपि रतां, मुधा भवति कारणतायतां।
किं स्याज्जयेनाज ॥ मनसि० ३
यद्भावि न तद्भाविसर्वथा भाव्यपि भवतियन कदापिनान्यथा,
मीणाम्यनेनाऽनयेन ॥ मनसि० ४

दयाशंकर कवि,
साहित्य वाचस्पति.

# વેદનો ભેદ.

( રાગ પ્રભાત. )

ઇશ નિશ્વાસથી વેદ પ્રકટે સદા, સૃષ્ટિ સરજન સમે જીવ માટે;
ત્યાગી નિષિદ્ધને વિહિત અભ્યાસમાં, જોઇ જીવન જીવા થિર સાટે ? ૧
પ્રથમ જે પ્રાણીને વરણ્યે પરતંત્ર તે, જાણુ નહિ સર્વથા સર્વસ્થાને;
કેમ જે કર્મને વેદ કરવા કહે, ખરૂ સ્વાતંત્ર્ય પણ સંત માને. ૨
એ વિના વેદને શાસ્ત્રની વ્યર્થતા, થાય અનિષ્ટ એ બુધ બોલે;
શોધતા એ રીતે બોધ સીધો મળ્યો, કર્મફલ દાતનું સર્વ તુલે. ૩
પાપને પરહરી પુણ્ય કર્મો કરી, ધર્મ નૈષ્કર્મ્યનો સ્વાદ લેવા;
આવજો આવજોપામજો પ્રીતથી, પ્રણવ મુકુંદના ગુણ ગાવા. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

—⁂—

# શા માટે ?

ગઝલ

અમારૂં આ તમારૂં આ, કહો છો એમ શા માટે ?
તમારૂં તે તમારૂં છે, જુઓછો આમ શા માટે ?
કરે જે કામ કુદરત તે, નકામું હોય શા માટે ?
પછી પલટાય પામો તો, ડરો છો તેથી શા માટે ?
ફરે છે ચક્ર રથનું તે, સ્થિતિ ત્યાં કલેશ શા માટે ?
નિયમ એ વિશ્વના થકે, દુઃખી હો સેરા શા માટે ?
હતું તે છે ગયુ આજે, થવામાં વાર શા માટે ?
અધીરા થે અગમથી સૌ, જણાવો સાર શા માટે ?
મર્મ ગુપ્ત પ્રકર્તવ્ય, વદે છે શાસ્ત્ર શા માટે ?
વિચારી મંત્ર એ રીતે, બનોના સ્વસ્થ શા માટે ?
સધાયે સ્વાસ્થ્યથી સુખ સૌ, સજ્જોના સંપ શા માટે ?
ખરૂં એ મૂળ ઉન્નતિનું, સુદૃઢ તો કમ્પ શા માટે ?
રહોછો કલ્પવૃક્ષે ત્યાં, સહો સંતાપ શા માટે ?
કુઠાર લૂંટતા થાકે, ગણોછો માપ શા માટે ?
પિતાને પુત્રની ચિન્તા, પછી ફરિયાદ શા માટે ?
કર્યુંછે મોહને ગેમર્દુ, મથા અપવાદ શા માટે ?

મોહનલાલ જેયેષ્ઠારામ પંડિત
ખંભાત.

ॐ ।

तत्सत्परमात्मने नमः

# श्री पंचायतन शरणस्तोत्रम्.

---

## હરિગીત.

ભાવે કરી કરજો સદા નિજ જાતિનાં છે કર્મ જે,
સજ્જન સમજજો મનથકી સાચો સનાતનધર્મ તે;
નિષ્કામનાના લક્ષથી મન ચિન્તના સર્વે દહો,
ભગવાન શ્રીગણુ નાથને શરણે રહો શરણે રહો. ૧

ભક્તિ કરી ભગવંતની વિક્ષેપ બુદ્ધિના હરો,
મન શાન્ત રાખી સાથ સરવે પ્રેમ પંથે પરવરો;
વેદ શાસ્ત્ર પુરાણુ કે છે વાત એ મનમાં લહો,
જગવંદ્ય અંબિકાતણે શરણે રહો શરણે રહો. ૨

દિલમાં દયાને ધૈર્ય ધારી દાનવૃત્તિ પોષજો,
દ્વેષ ઇર્ષ્યા દમકેરી વાસનાને શોષજો;
આલોક ને પરલોકમાં સારૂં તમારૂં જો ચહો,
ભગવાન સવિતાદેવને શરણે રહો શરણે રહો. ૩

નિંદા નરકનું દ્વાર છે જાણી જનો તેને તજો,
રે! માનવી મમતા તજી સદ્‌ગુણુને સહુકો ભજો;
પર જન પરે ઉપકાર કરવા ટેક નિજ મનથી ગ્રહો,
ભગવાન શ્રીભૂતેશને શરણે રહો શરણે રહો. ૪

પર ધર્મમાં કદિ હોય ગુણુ વિશેષ તો એ દુઃખ છે;
નિજ ધર્મમાં મૃત્યુ થતાં જાણો સ્વરગમાં સુખ છે;
ગોવિંદ શ્રીગીતા મહીં નિજ મુખથી કે છે અહો,
ભગવાન કૃષ્ણચંદ્રને શરણે રહો શરણે રહો. ૫

આવા જુઓ ભવસાગરે શુ દેવ મોતી અમૂલ્ય છે,
વસ્તુ વિલોકો વિશ્વની નહિ કોઇ તેની તુલ્ય છે;
સહુ નામ આદિ બ્રહ્મનાં સારૂં નઠારૂં ના કહો,
ૐકારરૂપ મુકુંદને શરણે રહો શરણે રહો. ૬

यति.

ॐ तत्सत्परमात्मने नमः




## વૈક્રમીય વર્ષારંભ.

मंगलम्

ब्रह्मादयोऽपि यदपांगतरंगभंग्या
सृष्टिस्थितिप्रलयकारणतां व्रजन्ति ।
लावण्यवारिनिधिवीचिपरिप्लुतायै
तस्यै नमोऽस्तु सततं हरवल्लभायै ॥

**ભાવાર્થ**— જે મહામાયાના અપાંગ તરંગના ભંગવડે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર; સૃષ્ટિના ઉત્પત્તિ સ્થિતિ અને સંહારના કારણત્વને પામેછે. જે જગદંબા લાવણ્યના સમુદ્રના તરંગોરૂપે ઉભરાઈ રહેલ છે તે મહાદેવની પ્રિયાપાર્વતીને સદા નમસ્કાર હો.

આત્મબંધુઓ ! જે સમયે આ અંક તમારા કરકમળમાં પ્રાપ્ત થશે તે વખતે તમે નવાવર્ષમાં પ્રવેશ કરી ચુકયા હશો. તેમજ વ્યતીતથએલા જીવનરૂપર સિંહાવલોકનન્યાયથી દૃષ્ટિપાત કરી, ચાલતા શુભ સંવત્સરમાં જીવનક્રમની યોજના પણ કરી હશે. તેમાં વિશેષ સહાયક અથવા પોષકરૂપથાય એવા આશયથી નવઘ વર્ષને અવલંબી લખાએલી હકીકત અસ્થાને તો નહિજ ગણાય.

સમુદ્રના કિનારાપર ઉભેલા પુરૂષની દૃષ્ટિમર્યાદામાંથી વારિધિના એક પછી એક તરંગો આવતા જણાયછે એ મોજાઓ ઉપડેછે ત્યાંથી તટસુધી પહોંચતાં તો કેટલાએ વખત ભંગી જાયછે અને પુનઃ ઉત્થાન પામે છે. તેજ પ્રમાણે આત્મસમુદ્રના કિનારાપર સાક્ષી રૂપે ઉભેલ વ્યક્તિને પણ વિચાર દૃષ્ટિમર્યાદામાંથી ભિન્નભિન્ન વિષયવસ્તુઓના અનેક તરંગો દેખાયછે અને તે પણ કિનારા સુધી આવતાં મરણ અને જન્મરૂપે અનેક વખત ભાંગીને નવા થાય છે. એ તરંગોની ગતિ, સમાઇજવું ને પુનઃ થવું એમાં જે સમય

જાય તેનું નામ કાળ છે. સમુદ્ર અપાર છે, તેના પર રમનાર તરંગાવળી અનંત છે, તેના જન્મ અને ઉદ્ભવ પણ અનેક છે, એટલે તે સર્વની અપેક્ષાને લઇને કાલસ્વરૂપ પણ અપારજ છે. વિચાર પૂર્વક જોતા કાળનું કોઈ સ્વરૂપ નથી છતાં વ્યવહારની સુગમતા માટે ક્ષણ, ઘડી, પ્રહર, દિવસ, પક્ષ, માસ અને વર્ષ એવા તેનાં રૂપ કલ્પવામા આવે છે.

શ્રી સનાતન ધર્મના મર્મજ્ઞ ઋષિ મુનિઓએ, કાળનું સ્વરૂપ ઘણું વિશાળ બાંધ્યું છે. બ્રહ્માના આયુષ્ય તરફ દૃષ્ટિ રાખીને વિચાર કરીએ તો આપણાં તો અનંત વર્ષો વ્યાતીત થઈ ગયાં. તેમ જીવ રૂપ ચોરાશી લાખયોનિમાં અનંતવાર આપણે આવી ગયા એટલે ખરીરીતે જોતા આ વિશ્વમાં નવા જેવું કાંઇ નથી છતાં મહામાયાનો એ પ્રભાવ છે કે તે આપણને હમેશા નૂતન રૂપમાં દેખાયાજ કરે છે!! તે એવી રમણીય છે કે તેને અનંત વખત જોઈ છતાં હજુ પણ જોવાની જ ધગશ રાખીએ છીએ!!! અને તેમાં જે કાળ જતો રહે છે તેનું તો આપણને લક્ષ સરખુંએ રહેતું નથી. ટુંકામા કાળ એકજ સ્વરૂપ છે છતા માયાની પાટવતાથી આપણને તે નવો દેખાય છે; એ નવિનતાનો પણ સદુપયોગ કરીએ તો આપણા જીવનની સાર્થકતા જરૂર કરી શકીએ.

કાળ વસ્તુતઃ એકજ છે છતા તેનાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા ત્રણ વિભાગ પડેલા છે જે વર્ષ ગયું તે સર્વ ભૂત કાળ રૂપે છે. અને આજનો દિવસ વર્તમાન રૂપ છે. ત્યાર પછીના આવનારા દિવસો ભવિષ્ય રૂપ છે. જેમ જન્મ ધારણ કરનાર લઘુ બાળક પોતના પિતાના સર્વ સંસ્કારો સૂક્ષ્મ રૂપે લઇનેજ આવે છે. તેમ ભૂતકાળના સર્વ કર્મના સસ્કારો આજે પણ આપણા અંતઃકરણમાં વિદ્યમાન છે. તેમાં થએલા અનુભવ ઉપરથીજ આપણે ભવિષ્યનો માર્ગ નક્કી કરવાનો છે. ગતવર્ષમાં આપણું જીવન કેવા પ્રકારે વ્યતીત થયુ. તેમા આપણે લાભ મેળવ્યો કે હાનિ, તથા તેનાં કારણો વિચારી હવે શું કરવું તેની રૂપરેખા દોરવાની હોય છે.

સંસાર અનંત છે. તેમાં રહેનાર વ્યક્તિઓ પણ અપાર છે અને ગુણના યોગે સ્વભાવો પણ અનેક છે. તેથી દરેકનાં કર્મ પણ ભિન્ન છે. તેની સર્વની ચર્ચા આ લઘુ લેખમા થઈ શકે નહિ. છતા સર્વ સામાન્ય બાબત ટુંકામાં લખવા ધારી છે તો બુદ્ધિમાન પુરૂષો તેમાં પોત પોતાને અનુકૂળ બાબતોનો સંગ્રહ કરી લેશે.

મનુષ્યના કર્તવ્ય અનંત છે છતાં તે સર્વનો સમાવેશ (૧) ધર્મ (૨) અર્થ (૩) કામ (૪) મોક્ષ એ ચાર પુરૂષાર્થમાં સમાવી શકાય છે. તેનોજ અત્ર જરા વિચાર કરી આ બાબતને પૂર્ણ કરીશું.

(૧)—હિંદમાં ધર્મને નામે ઘણા મત પંથો છે. છતાં વિચારવાન્ પુરૂષ પોતપોતાના સંપ્રદાય પ્રમાણે પોતાના ધર્મપાલનનું નિરીક્ષણ કરી તેમાં કાંઇક વિશેષ નવા વર્ષને માટે ઉમેરી શકે. શ્રીસનાતન ધર્મમાંનો (૧) કર્મ (૨) ઉપાસના (૩) જ્ઞાન એ ત્રણે ને અવકાશ હોવાથી અને ચારે વર્ણના હિતના વિશાળ વિચારો હોવાથી તેમાંથી સર્વ કોઇ લાભ લઇ શકે તેમ છે, દરેક વર્ણ અને પેટાવર્ણના મનુષ્યોએ પોતાના અધિકાર પ્રમાણે સ્વવર્ણ કર્મ કરવાં જ જોઇએ, કારણ કે તેમ કર્યા વિના અંતઃકરણની શુદ્ધિ થતી નથી સંસાર ભોગવી લાલસા વાળાએ સકામ અને મોક્ષની ઇચ્છાવાળાએ નિષ્કામકર્મ કરવાં જોઇએ, તેમજ પોતાના જે ઇષ્ટ હોય તેની ઉપાસના કરવી જોઇએ, શ્રીસનાતન ધર્મમાં એકજ પરમાત્માના સર્વ નામ હોવા ગરો તે નામની ઉપાસના કરો માત્ર અન્ય દેવની નિંદા કરવી નહિ તેમજ જ્ઞાન તત્વજ્ઞાન પણ મેળવવું જોઇએ વર્તમાન સમયમાં એવા પણ પુરૂષો છે કે જે ધર્મ કર્મને માનતા નથી તેઓ કાંઇક નીતિનું ઓઠું રાખે છે તેમણે પણ વિચારવું જોઇએ કે આપણે નીતિની મર્યાદા કેટલી પાળી છે? અથવા નીતિને નામે કેમ ભ્રષ્ટ બની દેવળ પ્રપંચ પકથી જ ખરડાયા છીએ પછીથી પોતાને માટે નવાવર્ષમાં જીવનનો કાંઇક ઉચ્ચ વિચાર જરૂર કરવો જોઇએ

(૨) અર્થ—દ્રવ્યોપાર્જનતો આજીવિકા ચલાવનારા સર્વને કરવું પડે છે. તેમણે પણ એમ જોવું જોઇએ કે જે દ્રવ્ય પ્રાપ્ત કર્યું તેમાં પ્રપંચ દ્વારા પાપ કેટલું મેળવ્યું છે. ગ્રાહકોને ઠગીને પોતાની આબરૂ ગૂમાવી છે કે પ્રમાણિકપણા પર રહીને ગ્રાહકોનો વિશ્વાસ મેળવી શાખ વધારી છે. તેમજ નોકરી કરનારાઓએ પણ પોતાના ખાતનાં પાનાં ઉથલાવવા જોઇએ કે, લાંચના અને હરામના પૈસા કેટલા આવ્યા છે અગર તેનાથી મુક્ત રહ્યાછીએ દરેક કાર્ય કરનાર વ્યક્તિ ઉપરોક્ત રીતે પોતાનું દ્રવ્ય પુણ્યમય કે પાપ રૂપ છે તેનો વિચાર કરી શકે છે. ઉપાર્જન કરેલું દ્રવ્ય જે છે તેમાથી ધર્મ નિમિત્તે, પરોપકાર નિમિત્તે, પોષણ નિમિત્તે, અને જમા રાખવા વિગેરે બાબતમાં વ્યવસ્થા કરી છે કે કેવળ ભાર જ વધારો કરેલો છે કે માત્ર પિંડ પોષણ કરેલું છે એ બાબતનું પણ અવલોકન કરવું જોઇએ. કેવળ નફો નુકશાન જ જોવાનાં હોતાં નથી આટલો વિચાર અર્થ

નીજાગ્રતમાં કરવામાં આવે તો ઘણા પ્રકારની શુદ્ધિ થાય અને તે શુદ્ધિથી મન શુદ્ધ થતાં દુર્ગુણો આપોઆપ દૂર થાય એ નક્કી છે.

( ૩ )—કામ—આમાં ઇચ્છા અને સંસાર વ્યવહારનો સમાવેશ થાયછે વર્તમાન સમયમાં અર્થ નાતસા અમર્યાદ બની છે. અને કામેચ્છાપણ પોતાની કક્ષામાં નથીજ એ બાબતમા પણ દરેક વ્યક્તિ ધર્મશાસ્ત્રની મદદ લઇ ધીમે ધીમે તેને મર્યાદામાં લાવવા યત્નકરેતો આપણા ભારત વર્ષને અનેક ગુણ લાભથવા સંભવ છે એટલુંજ નહિ પણ ઇન્દ્રિયો અધિકારના બંધનમાં આવતાં મનુષ્યો અનેક પ્રકારના ઉલટાં સુલટાં કામકરેછે તેમાથી બચે અને પુરૂષો ઋતુગામિ થાયતો પ્રજા વર્ગમાં પણ અનેક પ્રકારથી સુધારો થાય એ પણ એક અભ્યુદયનોજ રસ્તો છે. જેને દાસ સર્વ કોઇ ચાહે છે.

( ૪ ) મોક્ષ—આને પરમ પુરૂષાર્થ કહેવામાં આવે છે. અને ધર્મ, અર્થ તથા કામનાં સ્વરૂપ સુધારનાર ક્રમે ક્રમે મોક્ષમાં આવવા લાગે છે. આત્મતત્ત્વની વાતોતો સર્વ કોઇ કરી શકે છે. પણ આમ સ્વરૂપ સમજવા માટે જે વિવેક, વૈરાગ્ય, શમ, દમ, શ્રધ્ધા, સમાધાન, ઉપરામ, તિતીક્ષા અને મોક્ષેચ્છા એનું સારૂ પરિશીલન કરી, શ્રવણ, મનન, નિદિધ્યાસન પૂર્વક તત્પદ અને ત્વંપદના વિચાર પૂર્વક જીવ બ્રહ્મની એકતા સમજનારજ મોક્ષ પામી શકે છે.

ઉપર કહેલા ચારપુરૂષાર્થમાના ઉપયોગી અંશો પોત પોતાનાજીવનના ક્રમમાં યોજી નવીનવર્ષમાં મનુષ્યે કેરીતે ચાલવું, તેવિચારી નક્કી કરવું જોઇએ. એજ નવાવર્ષના આનંદનું રહસ્ય છે. નહિતો એક પછી એક વર્ષ ચાલ્યાં જાય અને સર્વ બાબતોમાં ઉત્તમ એવો મનુષ્ય જન્મ પણ વ્યર્થજાય તો આવિષયમાં આપણું આવવું ન આવવા જેવુંજ છે માટે શાસ્ત્રકાર પણ કહે છે કેઃ—'

> प्राप्ता जरा यौवनमप्यतीतं
> बुधा यतध्वं परमार्थसिद्धयै ।
> आयुर्गतप्रायमिदं यतोऽसौ
> विश्राम्य विश्राम्य न याति कालः ॥

ભાવાર્થ—યુવા અવસ્થા તો ચાલીગઇ અને વૃધ્ધાવસ્થા આવી માટે બુધ્ધિમાનપુરૂષે તો પરમાર્થ સિધ્ધિ માટેજ યત્ન કરવો જોઇએ ધીમેધીમે

આયુષ્યતો ઓછુંજ થતું જાય છે. કાળ કાંઇ વિશ્રાંતિ લઇ લઇને આવતો નથી એતો ક્રમેપ્રમાણે આવ્યાજ કરે છે. માટે મનુષ્ય જીવની સાર્થકતાનો આરંભ આનથી વર્ષથીજ કરી દેવો. એજ નવાવર્ષના મિલનમાં અભિનંદન છે.

ઇતિશમ્.

- यति.




## श्री सिद्धान्त दर्शनम्

### अथ प्रकृतिपाठे प्रथमः प्रपाठः

હવે પરમદયાવાળા ભગવાન્ મહર્ષિ વેદવ્યાસ પ્રમેય અને પ્રમાણ રૂપ સત્ અને અસત્ એ બેજ પદાર્થ વડે લૌકિક અને અલૌકિક સઘળી વસ્તુઓનું નિરૂપણ કરવાનો આરંભ કરે છે; અને એવી રીતે પરમ પુરૂષાર્થનું પ્રતિપાદન કરવાની ઇચ્છાથી પ્રથમ આ સૂત્ર રચે છે.–

अथ भावौ द्वौ वाव श्रुतोपपत्त्यन्तरीक्षेभ्यः ॥१॥

'अथ (હવે) भावौ (પદાર્થો) द्वौ (બે) वाव (જ) છે, श्रुतोपपत्त्यन्तरीक्षेभ्यः (શ્રુતિ, યુક્તિ, અને અંર્દષ્ટિ એટલે અનુભવ ઉપરથી)

પદાર્થ બેજ છે શ્રુતિ. યુક્તિ અને અનુભવ ઉપરથી

સૂત્રમાં अथ શબ્દ છે તે મંગળને અર્થે છે; કેમકે વેદાન્તનો વિચાર કર્યા પછી આ શાસ્ત્ર કહેલું છે, અથવા 'પ્રતિજ્ઞા' ના અર્થમાં એ શબ્દ ઘટે છે. કેમકે 'પદાર્થો બેજ છે, એમ પ્રતિજ્ઞા કરી છે. વળી જેમ બીજાને માટે આણેલું દહીં સર્વને સ્વભાવથીજ માંગલિક છે, તેમ अथ શબ્દ પણ માંગલિક તો સ્વભાવથીજ છે. સ્મૃતિ પણ કહે છે કે–

" ॐकारश्चाथ शब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।
कण्ठं भित्त्वा विनिर्यातौ तेन माङ्गलिकावुभौ ॥ "

– "'ॐकार' અને 'અથ' શબ્દ એ પૂર્વે બ્રહ્માના કંઠને ભેદીને બહાર નીકળ્યા છે માટે તે બન્ને માંગલિક છે."

શ્રુતિ, યુક્તિ અને અનુભવ એ ત્રણે ઉપરથી માલમ પડે છે કે પદાર્થ બેજ છે. એ વાત યાગાદિકની પેઠે એકલી શ્રુતિ ઉપરથીજ માલમ પડે છે એમ નથી; એટલે "યાગ કરવો" એ વિધિ જેમ એકલી શ્રુતિ ઉપરથીજ માલમ પડે છે એમ નથી; તેમ 'પદાર્થ બેજ છે, એ બાબત એકલી શ્રુતિ ઉપરથી માલમ પડતી નથી.

અથવા 'પદાર્થ સોળ છે' ઇત્યાદિ બાબત જેમ એકલી ન્યાય શાસ્ત્રમાં કહેલી યુક્તિથી જાણવામા આવે છે તેમ એકલી યુક્તિથીજ 'પદાર્થ બે છે, એમ માનવાનું નથી.

તેમજ લોકાયતિક જેમ કેવલ પ્રત્યક્ષ અનુભવ ઉપરથી જે કાંઇ જણાય તેજ ખરૂં માને તેમ 'પદાર્થ બેજ છે' એ વાત તેમની પેઠે કેવળ અનુભવથી જ ખરી માનવાની નથી પણ શ્રુતિ, યુક્તિ અને અનુભવ એ ત્રણે વડેજ ખરી માનવી, એમ કહેવાનો અભિપ્રાય છે.

મૂળસૂત્રમાં अन्तरीक्ष्य શબ્દ છે તેનો હેતુ એવો છે કે પૂર્વ પદાર્થની પરીક્ષા કરનારા મહાત્માઓએ શ્રુતિ અને યુક્તિનું સારી રીતે નિરીક્ષણ કરીને પછી ધ્યાનવડે સત્કાર પામેલા મનથી બેજ પદાર્થોનો સાક્ષાત્કાર કર્યો છે. બુદ્ધિમાન હોય તો આજ પણ તે રીતે જોઈ શકે છે, એમ જાણવું

બે પદાર્થો-એક પારમાર્થિક અને બીજો પ્રાતિભાસિક ત્રીજો પદાર્થ નથી. એ સૂત્રમા કહેલા एव (જ) એ નિશ્ચયાર્થક અવ્યયવડે જણાવ્યુ છે. ત્યાં શ્રુતિ છે કે—

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैश्च व्याप्तं सर्वमिदं जगत् ॥

"પ્રકૃતિને માયા જાણવી અનેપુરૂષને માયી જાણવો. તે બન્નેના અવયવ ભૂત પદાર્થોથી આ સઘળું જગત વ્યાપ્ત થયેલું છે." ઇત્યાદિ,

ઉપપત્તિ અથવા યુક્તિ આ પ્રમાણે છે સત્ અને અસત્ એમાંથી એકનું અસ્તિત્વ માન્ય રાખીએ તો બીજાનું અસ્તિત્વ એની મેળે માનવું પડે છે કેમકે વિરૂદ્ધ સ્વભાવ વાળા બે પદાર્થો એક બીજાની અપેક્ષાથીજ જાણી શકાય છે. જેમ પ્રકાશ અને અંધકાર, શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખ ઇત્યાદિ.

શામાટે પદાર્થ સોળ વિગેરે નહિ? કોઇ પ્રસ્થાન ( શાસ્ત્ર )ને [1]અભ્યુપગમવાદ સિવાય નિબંધકાર લખી શકે નહિ. તેથી તેની સત્ અને અસત્ એવા બે પદાર્થ સ્વીકારીને તેમાંથી એકના પરિણામનો સ્વીકાર કરવાથીજ સર્વની સિદ્ધિ થઇ શકે છે, ત્યારે પછી સોળ પદાર્થ કહેવાની શી અગત્ય? જેઓ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એવા ૭ પદાર્થ માને છે તેમને મતે પણ પહેલા ત્રણ પદાર્થની સત્તા માનવાથી બીજા ત્રણ પદાર્થો કલ્પિત કરે છે; વળી પરમાણુઓ પરસ્પર ભિન્ન છે. એમ સાબીત કરવાને એક "વિશેષ" નામનો પદાર્થ કલ્પવો પડે છે; ત્યારે એક પદાર્થ સિવાય બીજા બધાનેજ કલ્પિત કહેવામાં વાદીની બુદ્ધિ કેમ કાયર થાય છે? જેટલા પદાર્થો જન્ય છે તે સઘળાઓનું ઉપાદાન એક છે એ મનમાનતા પ્રત્યેક પદાર્થનું જૂદું જૂદું ઉપાદાન માની તે સઘળાં ઉપાદાનની નિત્યતા કલ્પવી એમાં શું ગૌરવ[2] નથી? એટલા માટેજ શ્રી ભગવાનને કહ્યું છે કેઃ—

" दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । "
" मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् । "
" वासुदेवः सर्वमिति । "

' આ મારી ત્રણ ગુણવાળી દૈવી શક્તિ જે મુયા કહેવાય છે તેનો નાશ કરવો કઠણ છે " " એ નામની મારી પ્રકૃતિ મારા અધ્યક્ષ પણા નીચે રહી સ્થાવર જંગમ જગતને સરજે છે. " " આ સર્વ વાસુદેવ છે" આથી પણ એજ પદાર્થ માલમ પડે છે

વિષ્ણુ પુરાણમાં પણ—

" परमार्थस्त्वमेवैको नान्योस्ति जगतः पते ।
भ्रान्तिज्ञानेन पश्यन्ति जगद्रूपगीनः ॥ "

---

૧ સિદ્ધાન્તીને જેવાત વસ્તુતઃ માન્ય નથી, એમ છતાં સિદ્ધાન્ત સિદ્ધકરવાને માની લીધેલી હોય તેને અભ્યુપગમ કહે છે, વસ્તુતઃ પદાર્થ એકજ છે એમ અદ્વૈતવાદી સિદ્ધાન્તનું માનવું છતાં એ અદ્વૈત, સાબીત કરવાને દ્વૈત વાદીની પેઠે પ્રથમ બે પદાર્થ માની લીધા છે એ અભ્યુપગમવાદ છે.

૨ નકામું લંબાણ—

"હે જગત્પતિ ! તુંજ એક પરમાર્થ રૂપ છે, તારાસિવાય બીજો કોઇ નથી; જેઓ જ્ઞાનયોગ વિનાના છે તેઓજ ભ્રાન્તિ જ્ઞાનથી જગતના રૂપને જુએ છે.

એરીતે જડ અને ચેતન સિવાય ત્રીજો પદાર્થ નથી એમજે સૂત્રકાર કહે છે તેજ ખરૂં છે.

અનુભવ—બુદ્ધિની વૃત્તિને બહારના વિષયોમાથી પાછી વાળવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે, તે અનુભવ છે. એવો અનુભવ શુદ્ધ બુદ્ધિ વાળાનેજ થાય છે, અને તે સમાધિમા સ્પષ્ટ થાય છે. અહિં પ્રત્યક્ષ સિદ્ધ દ્વિતીય પદાર્થ ને મિથ્યા કેમ કહો છો એ પ્રશ્નને હસી કાઢતા હોય તેમ તે ઉપર ધ્યાન નઆપતાં આગળ ઉપર તેનું સમાધાન કર્યું છે.

સોળ વિગેરે પદાર્થ કહેનારા ન્યાય દર્શનનો ઉપયોગ—લોકાયતિક આદિને બોધ કરવાને, મૂઢ બુદ્ધિ વાળા મનુષ્યોની બુદ્ધિને નિર્મળ કરવાને, વ્યવહારની સુગમતાને માટે તથા પગથિયાંની પેઠે ધીમે ધીમે વેદાન્ત મંદિરમાં ચઢવાને માટે ગૌતમ આદિ આચાર્યો એ સોળ વગેરે પદાર્થો કહીને વિસ્તાર કર્યો છે.

એટલા માટે સ્મૃતિ પણ છે કે—

"प्रथमं स्थूलमारभ्य शनैः सौक्ष्म्यं धिया नयेत् ।
स्थूले निर्जितमात्मानं क्रमात्सूक्ष्मे निवेशयेत् ॥

"પ્રથમ સ્થૂલથી આરંભ કરીને ધીમે ધીમે બુદ્ધિ વડે સૂક્ષ્મ અર્થને જાણ‌વો; સ્થૂલ પદાર્થમા પ્રવેશ કરાવીને તેને વશ કર્યા પછી ક્રમે કરીને સૂક્ષ્મમાં તેનો પ્રવેશ કરાવવો."

એમ છતાં વેદાન્તના કોઇ ગ્રંથોમાં શાસ્ત્રકારોની પદ્ધતિ પ્રમાણે તેની નિંદા કરી હોય તો તે માત્ર તે દર્શનો કાલ્પનિક છે તેથી તથા કોઈ કોઇ અંશમા શ્રુતિથી તે વિરૂદ્ધ છે. માટે તેવા તેવા અંશોનો ત્યાગ કરવા માટે કરી છે એમ સમજવું. કહ્યું છે કે—

"अक्षपादप्रणीते च काणादे सांख्ययोगयोः ।
त्याज्यः श्रुतिविरुद्धांशः श्रुत्येकशरणैर्नृभिः ॥"

અર્થ—જેઓ શ્રુતિનેજ પ્રમાણ માનનારા આસ્તિકો છે તેમણે ગૌતમ ના ન્યાય દર્શનમા, કણાદના વૈશેષિકમાં, કપિલના સાંખ્યમા કે પતંજલિના

યોગ દર્શનમાં, જે શ્રુતિથી વિરૂદ્ધ અંશ હોય; તેનો કેવળ ત્યાગ કરવો. અર્થાત્ જે વિષય શ્રુતિથી વિરૂદ્ધ નથી તેને માન્ય રાખવામાં અડચણ નથી.

આ શાસ્ત્રના આરંભમાં જો કે પદાર્થોનું કથન કર્યું છે તથા પિન્ડાંમ વિગેરેની પેઠે આ પદાર્થ વિદ્યાનું શાસ્ત્ર નથી પણ આત્મ વિદ્યાનું છે, કેમકે તેમાં પુરૂષનું આત્મ રૂપે પ્રતિપાદન કર્યું છે તથા તે પ્રતિપાદન એજ આ શાસ્ત્રનો મુખ્ય વિષય છે.

શંકા—વારૂ આ સિદ્ધાન્ત વસિષ્ઠે પૂર્વે પોતાના પિતા બ્રહ્મદેવ પાસેથી પ્રાપ્ત કર્યો અને પછી પોતાના પુત્રને તથા શ્રી રામચંદ્રજીને તેનો ઉપદેશ કર્યો છે; વળી શ્રી વ્યાસ મહર્ષિના પિતા પરાશરે પોતાના પિતા શક્તિ ઋષિની પાસેથી જાણીને તથા પરાશર પાસેથી વ્યાસ મહર્ષિએ જાણીને બ્રહ્મસૂત્રદ્વારા એ સિદ્ધાન્ત કહેલા છે, તો પછી આ ગ્રંથનું શું પ્રયોજન હતું? સમાધાન—એ ખરી વાત છે; એ બ્રહ્મસૂત્રમાં કહેલા સિદ્ધાન્તને વિસ્તારથી કહેવાનેજ આ સૂત્રોનું કથન કર્યું છે. પ્રકૃતિને અધીન જિજ્ઞાસુઓની હૃદય રૂપી ગુફામા, વિવરણ કર્યા સિવાય પરમતત્ત્વ ઉતારી શકાય તેમ નથી, એમ જાણીનેજ પુન: દ્વૈપાયન મુનિયે આ યત્ન કર્યો છે.

આ ગ્રંથમા જીવ અને બ્રહ્મની એકતા અને સંસારનું મિથ્યાપણું એ વિષય છે આ શાસ્ત્રનો એ બે વિષયો સાથે પ્રતિપાદ્ય પ્રતિપાદક પણા રૂપ સંબંધ છે. તથા સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી મુલાવિદ્યાનો નાશ થઈને શાંત ચેતતા, કૃત કૃતતા, પ્રાપ્ત પ્રાપ્યતા; એ પંચ ફલી રૂપ પ્રયોજન છે. ( મૂલા વિદ્યા અને પંચ ફલીનું વિવરણ હવે પછી કરવામાં આવશે.) ૧




આ સંસારમાં અવતરી પોતાનું કર્ત્તવ્ય શું છે એ પ્રશ્નનો વિચાર કેવલ મનુષ્ય પ્રાણીજ કરી શકે છે. એ વિચાર અન્ય પ્રાણી કરી શકતા નથી. આહાર નિદ્રા, ભય અને મૈથુન, એ ચાર ધર્મો પશુ અને મનુષ્યમાં સામાન્ય છે. પોતાના સ્થૂલ શરીરના પોષણ અર્થે જેમ મનુષ્ય યત્ન આદરે છે

તેમ પશુ પણ કરે છે. મનુષ્ય જેમ પ્રતિદીન નિદ્રાવશ થાય છે તેમ પશુ પણ થાય છે. ભય મૈથુન પણ ઉભયને સામાન્ય છે પરંતુ દેહ ધારણ કરી પોતાનું કર્તવ્ય શું એ વિચાર તો કેવળ મનુષ્યજ કરી શકે છે. જે મનુષ્ય, એ વિચાર ન કરતાં, કેવલ ઉદરપોષણને લગતી પ્રવૃત્તિમાંજ, પોતાનો સઘળો કાળ વ્યતીત કરે છે, તે મનુષ્ય અને ઇતર પ્રાણીમાં કાંઇજ ભેદ નથી. એવા મનુષ્યને તો શીંગડા અને પૂછડા રહીત એક પશુજ સમજવો. ઇશ્વરેચ્છાને સમજનાર ત્રિકાળદર્શી જ્ઞાની પુરૂષોએ મનુષ્યને માટે ચાર પુરૂષાર્થ યોજેલા છે એ ચાર પુરૂષાર્થમાં મનુષ્યનું સર્વ કર્તવ્ય આવી જાય છે તેથી એ પુરૂષાર્થો શું છે, તે સમજી તેને સિદ્ધ કરવા યથા શક્તિ પ્રયત્ન કરવાથી મનુષ્યજન્મ સફલ થાય છે એ ચાર પુરૂષાર્થની સિદ્ધિમાંજ મનુષ્ય જન્મની કૃતકૃત્યતા છે. કહ્યું છે કેઃ-

धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥

અર્થઃ-ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોમાંથી, જેણે એકપણ સિદ્ધ નથી કર્યો, તેનું જીવન બકરીના ગળાના આંચળની પેઠે નકામું છે

મનુષ્ય જીવન સામાન્ય રીતે શતવર્ષનું ગણી તેના ચાર આશ્રમ, મનુ ભગવાને પાડેલા છે પ્રથમના પચીશ વર્ષ, બ્રહ્મચર્ય આશ્રમના છે. તે આશ્રમમાં વેદનું અધ્યયન કરવામાં આવતું અને ચારે આશ્રમોના, વિશેષ તથા સામાન્ય ધર્મો, વિદ્યાર્થી ગુરૂની પાસેથી જાણી લેતો. બીજાં પચીશ વર્ષ ગૃહસ્થાશ્રમના ગણાય છે અને તે ધર્મથી અવિરૂદ્ધ એવા અર્થ અને કામ પુરૂષાર્થોની સિદ્ધિ અર્થે છે. બાકીના પચાસ વર્ષ વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમનાં છે. આ બે આશ્રમો મોક્ષ નામનો પુરૂષાર્થ જે પરમપુરૂષાર્થ ગણાય છે તેની સિદ્ધિને અર્થે ખાસ રાખવામાં આવેલા છે. વિચાર કરતાં જણાય છે કે ઉત્તરવય મોક્ષ નામના પુરૂષાર્થની સિદ્ધિને માટે ખાસ છે. પૂર્વવયમાં એટલે પ્રથમના પચાસ વર્ષમાં, મોક્ષરૂપ પરમ પુરૂષાર્થને માટે સાધનો તૈયાર કરવાના છે. મનુષ્ય માત્રને દેવ ઋષિ અને પિતૃનું જે ઋણ એટલે દેવું છે, તે ઋણથી પૂર્વાવસ્થામાં મુક્ત થઇ, ત્યાર પછીજ ચિત્ત મોક્ષમાં લગાડવાની આજ્ઞા છે, અને શમદમાદિ સાધનો પણ પૂર્વ વયમાંજ પ્રાપ્ત કરી લેવાના છે અને નિત્ય નૈમિત્તિક કર્મોદ્વારા ચિત્ત શુદ્ધિ પણ પૂર્વવયમાંજ કરવાની છે, એટલે બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમ એ મોક્ષની

તૈયારીનાજ આશ્રમો છે. એ આશ્રમોમાં રહી જ્ઞાન પ્રાપ્તિના સાધનો મેળવી લેવાના છે

જ્ઞાન વિના મોક્ષ નથી એમ વિદ્વાનો પુકારીને કહે છે. પણ જ્ઞાન પ્રાપ્તિ ઘણીજ કઠણ છે એકજ જન્મના પ્રયત્નથી સિદ્ધિ મળતી નથી. ગીતામાં શ્રીમુખે કહ્યું છે કે:-

बहूना जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते.

અર્થ -મનુષ્ય બહુ જન્મના પ્રયત્નથી, જ્ઞાનવાન થઈ મને પામે છે. અન્ય સ્થળે પણ કહ્યું છે કે:-

अनेकजन्मससिद्धस्ततो याति पराङ्गतिम्.

આ ઉપરથી સમજાશેકે મોક્ષ પ્રાપ્તિરૂપ પરમપુરૂષાર્થે દૃષ્ટિ સન્મુખ રાખીને જ સંસાર યાત્રા કરવાની છે. એ પ્રમાણે કેટલાક જન્મના યત્નથી. જ્ઞાન પ્રાપ્તિથઈ મોક્ષ પ્રાપ્તિ થાય છે. આ દષ્ટી બીદુ દષ્ટિથી દુરરાખી, ધર્મને કોરે રાખી જેટલી અર્થ પ્રાપ્તી કરવામા આવેછે અને જેટલી કામ તૃપ્તિને અર્થે પ્રવૃતિ કરવામાં આવે છે તેટલીજ તે જ્ઞાનપ્રાપ્તિમાં-અજ્ઞાન નિવૃત્તિરૂપ મોક્ષ પ્રાપ્તિમા આત્મ સાક્ષાત્કારના વિઘ્નરૂપ થાય છે અજ્ઞાનની પરમનિવૃત્તિ વિના આત્મસાક્ષાત્કાર વિના જન્મ મરણરૂપ બેડી તૂટવાની નથી.

આજકાલ પ્રથમના પચીસ વર્ષમા જે અધ્યયન કરવામા આવેછે તેકેવળ ઉદર પોષણ અને સંસારના વિવિધ વૈભવની પ્રાપ્તીમા કારણ રૂપ ગનાતા ધનની પ્રાપ્તિને અર્થેછે ધર્મનુ જ્ઞાન હોવાથી અર્થ પ્રાપ્તિ કયે રસ્તે થય તેતરફ ધ્યાન ઓછુ આપવામાં આવે છે. અધર્મથી ઉત્પન્ન આ ધન લોકને પરલોકમા સુખના સાધન રૂપ ન થતાં દુ:ખના હરીયામ તાણી જાય છે અને મોક્ષમાર્ગથી ખસેડી ભવાટવીમા ભૂલા પાડે છે

અનેક પ્રકારના વૈભવન સાધનો ધનથી મેળવી શકાય છે મોટાં મકાનો બાંધવા ગાડી ઘોડા વસાવવા, સુશોભીત વસ્ત્રો પહેરવાં, અનેક પ્રકારનાં સ્વાદીષ્ટ ભોજનોનો સ્વાદ લેવો એ અને એવા સુખો ધનથી જ મળે છે. ધનદ્વારા વાવ, કુવા તળાવ, દવાખાનાં, ધર્મશાળાઓ વગેરે બંધાવી અને બીજા પુણ્યનાં કામો કરી કીર્તિ મેળવી શકાય છે અને આવતા જન્મમા પણ સુખ ભોગવવાનું નક્કી થયલું સમજાય છે. પુત્ર મિત્રાદિ ધન હોય તોજ પ્રિતિ રાખે છે આ પ્રમાણે ધન ઉપયોગી હોવાથી તનુ રક્ષણ પણ કાળજીથી કરવામા આવે છે અને તેની ઉપજનો અને ખર્ચનો હિસાબ પણ અત્યંત સંભાળથી રાખવામાં આવે છે

આતો આપણે ધનનો એક દૃષ્ટિથી વિચાર કર્યો. બીજી દૃષ્ટિથી વિચાર કરીએ તો ધન અનિત્ય છે. પ્રબળ પુરૂષાર્થ કર્યા છતા પ્રારબ્ધમાં હોય તેટલુંજ મળે છે. લગભગ સર્વ મનુષ્યો અહર્નિશ તેને મેળવવા બનતો યત્ન કરે છે છતાં સઘળા ધનવાન થતા નથી. ધન મેળવ્યા પછી આપણી પાસે રહેશે એવી ખાત્રી નથી. ધનથી મેળવાતાં સુખો ભોગવવા શરીર ઠેઠ સુધી સમર્થ રહેશે તેની પણ ખાત્રી નથી. શરીર ક્યારે પડશે તે પણ કહી શકાતું નથી. એક આચાર્ય કહે છે કેઃ—

## पुत्रादपि धनभाजां भीतिः

અર્થ—ધનવાનને પુત્રથી પણ ભય રહે છે. હીંદુસ્તાનનો ઇતિહાસ વાંચ્યો હશે તેને આ કથનમાં કાંઇ શંકા રહેશે નહી. ધનથી ધનવાનને જે સુખ અને કીર્તિ મળે છે તે તેનાં સગાંઓજ ઘણુાં વખત સહન કરી શકતા નથી અને આપોઆપ શત્રુઓ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જે ધન અનિત્ય છે, જેનાથી કેવળ સુખજ નહિ પણ દુઃખ પણ પેદા થાય છે અને જેનાથી કેવળ મિત્રો નહી પણ શત્રુઓની પણ પ્રાપ્તિ થાય છે અને જેનું ઉપાર્જન અને રક્ષણ દુઃખથી ભરેલું છે તે ધનનું નામું બહુ કાળજીથી રાખીએતો મોક્ષના સાધન રૂપ જે પરમાર્થ તેનો કશોજ હિસાબ ન રાખીએ તો આપણી કેવડી મોટી ભૂલ ગણાય ! ગૃહસ્થના ધર્મો કેટલા અને કેવા પળાય છે, જ્ઞાન સાધનો કેટલાં અને કેવા ઓછાં કર્યાં, ધન ક્યાંથી અને શી રીતે આવ્યું, એ વગેરે વિચાર ન કરીએ તો મનુષ્ય દેહનું પ્રયોજન શું ? (અપૂર્ણ.)

---




(અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૧૦ થી)

(૨)

લક્ષ્મીધર—અહો ભાઇ કાશીદાસ તમે ક્યારે ? તમેતો અમદાવાદ ગયા હતા ને ?

કાલીદાસ—( મુખ લુછતા ) હા વડોદરાથી તમારાપર જે પત્ર લખ્યો હતો તેમનો એમજ લખ્યું હતું પણ અહીં એક જરૂરી કામ પડ'વાથી અત્રે આવ્યો છું. હવે બે ત્રણ દીવસમા જઇશ બાઇ હવે તો ગરમી પડે છે ?

લક્ષ્મીધર—હા ! બહારે પણ થાય છે ( ઉચ્ચેથી બોલીને ચંદ્રભાગા ! જરા પંખો આપી જા. ( કાલીદાસને ) પાણી પીશો કે ?

કાલીદાસ—ના. ભાઇ પીઇને આવ્યો છુ. ચંદ્રભાગા પંખો લઇને આવી.

લક્ષ્મીધર—કાલીદાસ કાકાને પંખો નાખ.

ચંદ્રભાગા પંખો નાખવા લાગી.

કાલીદાસ—નહી બેટા ! તું રહેવાદે. લાવ મને આપીદે. એમ કહી કાલીદાસે ચંદ્રભાગાના હાથમાંથી પંખો લઇ લીધો. અને પોતાને હાથે હલાવવા લાગ્યો.

લક્ષ્મીધર—ચંદ્રભાગાને કહે તું હવે જા.

કાલીદાસ—ચંદ્રભાગા ગયા પછી. ભાઇ ! આના જેવી સીધી અને લક્ષ્મી સ્વરૂપ બીજી કોઇ છોકરી મે જોઈ નથી. ઇશ્વર એને દીર્ઘાયુ કરે હું જ્યારે જ્યારે અત્રે જોઉછું ત્યારે બહુજ પ્રસન્ન થાઉછું.

લક્ષ્મીધર—ભાઇ તે ગમે તેવી હોય પણ નસીબનીતો કઠિણ છે તેને લઇને મારે બહુજ દુ:ખ વેઠવું પડે છે

કાલીદાસ—તમે પણ આવું શુ બોલો છો ? કે નસીબ હીણ છે ! તમને એ શું દુ:ખ આપે છે ? અરે હા ! એતો કહો કે તેના લગ્ન ક્યારે નિર્ધાર્યા છે. ?

લક્ષ્મીધર—તિથિતો નક્કી થઈ છે. આજથી બરાબર દોઢ માસ છે. હું તમને આ શુભ સમાચાર લખી મોકલવાના વિચારમાંજ હતો

કાલીદાસ—કેમ ?

લક્ષ્મીધર—ભાઇ મારી સ્થિતિતો તમે જાણો છો. માસિક ૫૦) રૂ. મળે છે તેટલો માસિક ખર્ચ છે કોઇને કાંઇ રીતે કરકસર કરીને રૂપીઆ ૮૦૦) આઠસો જમા કર્યાં હતા. તે સારા નઠારા સમય માટે પડયા હતા તે એક દિવસ લક્ષ્મણભાઈ આવી હાથે પગે લાગીને લઇ ગયા. તે વખતે કહ્યું હતું કે માગશો ત્યારે આપી દઇશ. તેનેજ ભરૂસે મે વિવાહનો આરંભ કર્યો અને તેમની પાસે રૂપીઆ માગ્યા તો તેમણે સ્પષ્ટ જવાબ આપ્યો કે

આ વખત રૂપીઆ નથી. બાઈએ કહ્યું સાંભળ્યું પણ પરિણામમા શૂન્ય. ઉલટા મારી સાથે લડવા તૈયાર થઇ ગયા. ઘરમાં તો એક કોડી પણ નથી તો વિવાહ શી રીતે થશે અને આબરૂ કેમ રહેશે વિવાહ નક્કી ન થયા હોત તો બેચાર માસ આગળ ચલાવી લેત. પરંતુ હવે તો લગ્ન લખી મોકલ્યાં એટલે તે બાબત ફેરવી શકાય તેવી નથી.

કાલીદાસ—(થોડી ક્ષણ વિચાર કરીને) હા વાત જરા કઠિન છે ખરી.

લક્ષ્મીધર—શું કહું ? આ ચિન્તાને લઇને તો મને ખાવું પીવું પણ ગમતું નથી. જાગીર હોત તો તે મૂકીને પણ આ કાર્ય પાર પાડત. માત્ર હજાર બારસેનું ઘરેણું છે. જો તેપણ રાખી દઉં તો વિવાહ વખતે સ્ત્રી શું પહેરે ? વિવાહ વખતે ચાર માણસો એકત્ર થાય ત્યારે સ્ત્રી બાંડી ફરે તોપણ ખરાબ દેખાય, અને લોકો ગમે તેવી વાતો કરે.

કાલીદાસ—નહિ. આવે સમયે અલંકારો બીજાને ઘેર મૂકાય જ નહિ. પણ ત્યારે તમે વિચાર શો કર્યો છે ?

લક્ષ્મીધર—શું કહું (આંખોમા અશ્રુલાવીને) મારા મિત્ર ગણું, ભાઇ ગણું, મદદગાર ગણું તે તમેજ છો. લક્ષ્મણને પણ હું એમજ સમજતો હતો પણ તેણે જે કર્યું તે સારું કર્યું. હવે આ વખતે તમારા સિવાય અન્ય કોઇ મદદગાર હોય એમ મારી દૃષ્ટિમા આવતું નથી.

કાલીદાસ—શું કહું મારી દયા પણ તમે જાણોજ છો. મારા પર પણ પરમેશ્વરનો કોપજ ઉતર્યો છે. જ્યારથી આ કેશની પાછળ લાગ્યો છુ ત્યારેથી પૈસાને માટે પૂરો હેરાન છું.

લક્ષ્મીધર—એ સમજીને તો મેં તમને કાંઇ લખ્યું નહોતું. ચંદ્રભાગાની માથે ઘણી વખત કહ્યું, પરંતુ ભાઇ મને તો આ શર્મ આવતી હતી અને મનમાં એ વિચાર થતો કે બનેતો આ વખતે તેને કાંઇક મદદ કરવી જોઇએ તેને બદલે તંગ કરવા માટે હુ શામાટે લખું ? તેથી મને એ વિચાર થયો કે ગમે તેમ થાય પણ તમને હેરાન ન કરવા.

કાલીદાસ—અરે મારા પર જે પડી છે તે તો હુ ભોગવુ છુ. પરંતુ આ વખતે મારું દુઃખ તો હું ભૂલી ગયો. આ વખત તો મને તમારી ચિન્તા થાય છે, ભાઈ ! ભલે આ વખત મારી પાસે એક કોડી પણ ન હોય.. પણ તમારી કૃપાથી બજારમાં એટલી સાખ છે કે જે શાહુકારને કહું તે કેવલ વચન ઉપર હજાર કે પાંચ સો જરૂર આપે પરંતુ ભાઇ સમય

કાલીદાસ—( સુખ લુછતાં ) હા વડોદરાથી તમારાપર જે પત્ર લખ્યો હતો તેમાંતો એમજ લખ્યું હતું પણ અહીં એક જરૂરી કામ પડવાથી અત્રે આવ્યો છું. હવે બે વણ દીવસમાં જઇશ ભાઇ હવે તો ગરમી પડે છે ?

લક્ષ્મીધર—હા ! બફારો પણ થાય છે ( ઉચ્ચેથી બોલીને ચંદ્રભાગા ! જરા પંખો આપી જા. ( કાલીદાસને ) પાણી પીશો કે ?

કાલીદાસ—ના. ખાઇ પીઇને આવ્યો છુ. ચંદ્રભાગા પંખો લઇને આવી.

લક્ષ્મીધર—કાલીદાસ કાકાને પંખો નાખ.

ચંદ્રભાગા પંખો નાખવા લાગી.

કાલીદાસ—નહી બેટા ! તું રહેવાદે. લાવ મને આપીદે. એમ કહી કાલીદાસે ચંદ્રભાગાના હાથમાંથી પંખો લઈ લીધો. અને પોતાને હાથે હલાવવા લાગ્યો.

લક્ષ્મીધર—ચંદ્રભાગને કહે તું હવે જા.

કાલીદાસ—ચન્દ્રભાગા ગયા પછી. ભાઈ ! આના જેવી સીધી અને લક્ષ્મી સ્વરૂપ બીજી કોઇ છોકરી મે જોઈ નથી. ઇશ્વર એને દીર્ઘાયુ કરે હું જ્યારે જ્યારે અત્રે જોઉંછું ત્યારે બહુજ પ્રસન્ન થાઉંછું.

લક્ષ્મીધર—ભાઇ તે ગમે તેવી હોય પણ નસીબનીતો કઠિણ છે તેને લઇને મારે બહુજ દુઃખ વેઠવુ પડે છે.

કાલીદાસ—તમે પણ આવું શું બોલો છો ? કે નસીબ કઠીણ છે ? તમને એ શું દુઃખ આપે છે ? અરે હા ! એતો કહો કે તેના લગ્ન ક્યારે નિર્ધાર્યા છે. ?

લક્ષ્મીધર—તિથિતો નક્કી થઈ છે. આજથી બરાબર દોઢ માસ છે. હું તમને આ શુભ સમાચાર લખી મોકલવાના વિચારમાંજ હતો

કાલીદાસ—કેમ ?

લક્ષ્મીધર—ભાઇ મારી સ્થિતિતો તમે જાણો છો. માસિક ૫૦) રૂ. ની તો નોકરી, માસિક ખર્ચ છે. કોઇને કોઇ રીતે કરકસર કરીને રૂપીઆ ૮૦૦) આઠસો જમા કર્યાં હતા. તે સારા નઠારા સમય માટે પડયા હતા તે એક દિવસ લક્ષ્મણભાઈ આવી હાથે પગે લાગીને લઇ ગયા. તે વખતે કહ્યું હતું કે માગશો ત્યારે આપી દઈશ તેનેજ ભરૂસે મેં વિવાહનો આરંભ કર્યો અને તેમની પાસે રૂપીઆ માંગ્યા તો તેમણે સ્પષ્ટ જવાબ આપ્યો કે

નથી તેમ માનસિક પયાસ પણ પ્રિય નથી, અને તેથી જ કાવ્યનાટકાદિનાં અધ્યયન કરવા ઉપર, જેમનો જેટલો પ્રેમ હોય છે તેટલો દર્શન વીજ્ઞાનના ગ્રંથો ઉપર નથી હોતો એ દર્શન અને વિજ્ઞાન વિગેરેનું અનુશીલન પરિસ્નુત બુદ્ધિવાળાઓને આનન્દ આપે છે. કવિતાની સૃષ્ટિ ઉભયને આનન્દ આપે છે. આ વાત લક્ષમા રાખીને દાર્શનિકોએ–દર્શનકારોએ પણ પોતાની એક અભિનવ ઉપદેશપદ્ધતિ નિર્માણ કરી છે.

લોકોના હિતની ઇચ્છાવાળા વિદ્વાન્ પુરૂષો એવો પ્રયત્ન કરે છે અને એવો ઉપદેશ આપે છે કે શિષ્યોની વૃત્તિ સ્વાભાવિક રીતે તે તરફ આકર્ષાય ઉપનિષદોમાં પણ કથાને નિમિત્તે દર્શનશાસ્ત્રના રહસ્યનો ઉપદેશ કરવામા આવ્યો છે. એ પ્રમાણે બીજા ધર્માચાર્યોએ અને મહાત્માઓએ પણ લોકોને ધર્મમાર્ગ સમજાવ્યો છે. દર્શનગ્રંથોના સાકારવાદ, નિરાકારવાદ, વિવર્તવાદ વિગેરે ગહન આધ્યાત્મિક વિષયો ઉપાખ્યાન રૂપે સમજાવ્યા છે સાંખ્ય દર્શનમાં મહર્ષિ કપિલાચાર્યે એવાં સૂત્રબદ્ધ ઉપાખ્યાન આપ્યા છે જેમાંના કેટલાએક વાચકોના વિનોદને અર્થે અહીં આપવાનો પ્રયત્ન કર્યો છે.

સાંખ્યદર્શનના ચોથા અધ્યાયમાં બત્રીસ સૂત્રો છે તે ઘણું કરીને ઉપાખ્યાન સંવલિત છે તેમાંનાં કેટલાએક સૂત્રો ઉપાખ્યાન સાથે અહીં આપ્યાં છે.

॥ राजपुत्रवत् तत्त्वोपदेशात् ॥

ઉપદેશ વડે અવિદ્યાનો અન્ધકાર દૂર કરી શકાય છે, જેમ એક રાજપુત્રનો ભ્રમ ઉપદેશથી નિવૃત્ત થયો હતો. ૧

એક રાજપુત્રને કંઇ કારણવશાત બાલ્યાવસ્થામાં તેના પિતાએ તજી દીધાથી તે અરણ્યમાં ગયો. તેને એક પારધીએ પાળ્યો, તે યુવાવસ્થામાં આવ્યો તે પોતાને પારધીના પુત્ર રૂપે જ માનતો હતો. થોડે દિવસે રાજા કે જે એના ખરા પિતા થતા હતા તેમનો દેહાન્ત થવાથી અને રાજ્યનો આ પરિત્યક્ત પુત્ર સિવાય અન્ય અધિકારી નહીં હોવાથી મંત્રીઓએ એ પારધીએ ઉછરેલા પુત્રને રાજ્યાભિષેક કરી રાજા બનાવ્યો અને તેને પૂર્વવૃત્તાન્ત તેઓએ સમજાવ્યું જેથી એને પ્રતીતિ થઈ કે હું પારધીનો પુત્ર નથી પણ રાજપુત્ર છું. એ પ્રમાણે ઉપદેશથી જ્યારે માણસને તત્ત્વાન્વેષ થાય છે ત્યારે અવિદ્યાનો અન્ધકાર એની મેળેજ નિવૃત્ત થાય છે.

## पिशाचवदन्यार्थोपदेशे ऽपि ॥२॥

અન્યને અર્થે કરેલો ઉપદેશ પણ ફલ આપે છે જેમ અન્યે આપેલો ઉપદેશ સાંભળી ને એક પિશાચને મુક્તિ મળી હતી.

એક ગુરૂ, પોતાના શિષ્યને રહસ્ય સમજાવતા હતા, તે વખતે પાસેના વૃક્ષ ઉપર એક પક્ષ રહેતો હતો તેને એ ઉપદેશ સાંભળવાથી જ્ઞાન થયું અને તેથી તેની મુક્તિ થઇ ગઇ.

## पितापुत्रवदुभयोर्दृष्टत्वात् ॥३॥

આ ઉપાખ્યાનનું વર્ણન અનિરૂદ્ધ એવી રીતે કરે છે કે-એક દરીદ્ર બ્રાહ્મણ, પોતાની સગર્ભા સ્ત્રીને ઘેર મૂકીને કમાવા સારૂ પરદેશ ગયો ? ઘણે વર્ષે જ્યારે તે પાછો આવ્યો ત્યારે તે પોતાના પુત્રને ઓળખી શક્યો નહિ; એટલે સ્ત્રીએ સમજાવ્યું કે એ તમારો પુત્ર છે. એ પ્રમાણે ગુરૂ અને શિષ્ય બેય, જનમ મરણને જોઈ તત્વજ્ઞાન મેળવે છે.

## श्येनवत्सुखी त्यागवियोगाभ्याम् ॥४॥

પક્ષી જે માંસખંડ પકડી રાખે છે. તો તેને બીજાં પક્ષીઓ પીડી ર છે, અને જે તજી દે છે તો સુખી થાય છે એ પ્રમાણે સંસાર વાસનાના પરિત્યાગથી સુખ મળે છે નહિતો દુઃખી થવાય છે એવો વિજ્ઞાનભિક્ષુ આ સૂત્રનો અર્થ કરે છે.

કોઇ એક પુરૂષને બાજ પક્ષીનું બચ્ચું હાથ આવ્યું, તેણે તેને યત્ન પૂર્વક ઉછેર્યું, એક વખત એને એમ લાગ્યું કે આ વૃથા ઉપાધિ છે તેથી તે બચ્ચાનો તેણે ત્યાગ કર્યો. બચ્ચું સ્વતંત્ર થવાથી સુખી થવા છતાં પણ પોતાના પાલકના વિરહથી તેને દુઃખ થતું હતું, આ પ્રમાણે જગતમા સુખ માત્ર દુખાનુવિદ્ધ છે એકાન્તત સુખ છેજ નહિ માટે સંસાર બુદ્ધિમાનોએ તજવા યોગ્ય છે. એવો અનિરૂદ્ધાચાર્ય આ સૂત્રનો અર્થ કરે છે.

## अहिनिर्ल्वयिनीवत् ॥५॥

જેમ સર્પ, પોતાની કંચુકીનો ત્યાગ કરે છે તેમ મુમુક્ષુઓએ માયાજનિત પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ આ દર્શનમાં પ્રકૃતિ પુરૂષનો વિવેક એજ મુક્તિ છે, એમ વિજ્ઞાનભિક્ષુ માને છે.

એક સાપ, પોતાની કાંચળીનો ત્યાગ કર્યા છતાં તેની ઉપરના સ્નેહને લીધે તે ત્યાં બેઠી રહ્યો, તેટલામાં એક મદારીએ એને પકડ્યો તેથી તે બહુ દુઃખી થયો માટે સંસારના સ્નેહનો કેવળ ત્યાગ જ કરવો એવો અનિરુદ્ધાચાર્યનો આશય છે.

## छिन्नहस्तवद्वा ॥६॥

જેમ કપાઈ ગએલા હાથને ફરી કોઈ ગ્રહણ કરતું નથી તેમ દૂર કરેલા મોહમાં ફરી આત્માની આસક્તિ ન થાય તેને માટે યત્ન કરવો એમ વિજ્ઞાનભિક્ષુ કહે છે.

આ સૂત્રનો અનિરુદ્ધાચાર્ય એવો આશય વ્યક્ત કરે છે કે એક મુનિએ પોતાના ભાઈના આશ્રમમાંથી ફલ લીધાં, ભાઈએ તેનો ચોર કહીને તીરસ્કાર કર્યો એટલે મુનિએ પોતનો દોષ કબૂલ કરી તેનું પ્રાયશ્ચિત પૂછ્યું ભાઈએ કહ્યું કે હસ્તચ્છેદ વિના એનું બીજું પ્રાયશ્ચિત્ત નથી; તે સાંભળીને મુનિએ જે હાથે ફળ લીધા હતા તે હાથ કપાવી નાખ્યો આ પ્રમાણે નિષિદ્ધ કર્મ કરવાં નહિ અને જો પ્રમાદથી થાય તો પ્રાયશ્ચિતથી તેની શુદ્ધિ કરવી.

## असाधनानुचिन्तनं बन्धाय भरतवत् ॥७॥

અનિષ્ટનું ચિંતન ન કરવું, કારણ કે તે બન્ધન કારક છે જેમ અનિષ્ટ ચિંતન ભરતને બન્ધનરૂપ થયું હતું.

પૂર્વે ભરતનામના રાજર્ષિએ, પોતાને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા છતાં દયાર્દ્રતાને લીધે એક હરિણનું બચ્ચું પાળ્યું. તેના ઉપર સ્નેહ વધી જવાથી નિયમિત અનુષ્ઠેય કાર્યનો પરિત્યાગ થતો ગયો અંત વખતે એ હરિણ શિશુમાં જોડાએલા સ્હી અને પ્રાણ ગયા. જેથી હરણની યોનિમાં જન્મ થયો માટે મોક્ષાભિલાષીએ અનિષ્ટ ચિંતા ન કરવી, કારણ કે તેમ કર્યાથી કોઈને કર્મોક્ષની પ્રાપ્તિ થઈ નથી.

## बहुभिर्योगे विरोधो रागादिभिः कुमारीशङ्खवत् ॥८॥

ઘણા મનુષ્યોના સમૂહમાં કલહ થાય છે માટે યોગાનુષ્ઠાન એકાન્તમાં જ કરવું. જેમ કુમારિકાઓએ ધારણ કરેલા શંખવલયનો પરસ્પર અથડાવવાથી ખણખણાટ થાય છે તેમ જનસમવાય પણ રાગાદિને લીધે પરસ્પર કલહ કરે છે. અને તેથી યોગમાં વિઘ્ન થાયછે.

द्वाभ्यामपि सर्पेव ॥९॥

બે જણે સાથે રહીને પણ યોગ કરવો યોગ્ય નથી, કારણ કે એમાં પણ કલહ થવાનો ભય રહે છે ને કંકણ પણ પરસ્પર અથડાઈ ને ભણકાર કરે છે.

निराशःसुखी पिङ्गलावत् ॥१०॥

જેમ પિંગલાનામની વેશ્યા આશાનો ત્યાગ કર્યો ત્યારે સુખી થઈ તેમજે આશા તજેકે તેજ સુખી થાય છે માટે સુખાર્થીએ આશાનો પરિત્યાગ કરવો જોઇએ

પૂર્વે એક પિંગલા નામની વેશ્યા હતી તે કોઇ વિલાસી પુરૂષના આગમની પ્રતીક્ષા કરવામાં ઉજાગરો કરીને આખી રાત્રિ ગાળતી હતી. એપ્રમાણે બહુવખત કરવાથી અને તે થાકીને તેણે પ્રભુથી પુરૂષોના આગમની આશાનો પરિત્યાગ કર્યો જે દિવસથી એણે આપ્રમાણે આશા છોડી તે દિવસથી તેના તમામ દુઃખ નષ્ટ થઇ જવાથી તે સુખી થઇ.

अनारम्भेऽपि परगृहे सुखी सर्पवत् ॥१२॥

જાતે ઉદ્યોગ કર્યા વિના પણ માણસ સુખ મેળવવાને શક્તિમાનથઇ શકેછે. જેમ સર્પ પોતાના જાતે ઘર બનાવતો નથી પણ બીજાએ બનાવેલા દરને ઘરરૂપ ગણીને તેમાં રહીને સુખી થાયછે માટે અન્ય મનુષ્યે કરેલા ઉદ્યોગથી જો સુખપ્રાપ્તિ થતી હોયતો સ્વયં પ્રયત્ન નકરવો.

बहुशास्त्रगुरूपासनेऽपि सारादानं षट्पदवत् ॥१४॥

જેમ ભ્રમર વિવિધ પુષ્પોમાથી સાર ગ્રહણ કરે છે તેમ મુમુક્ષુઓએ પણ શાસ્ત્રાનુશીલન કરીને અને ગુરૂની ઉપાસના કરીને સાર ગ્રહણ કરવોજોઇએ

इषुकारवन्नैकचित्तस्य समाधिहानिः ॥१३॥

કોઇપણ વિષયમા અભિનિવિષ્ટ થએલી ચિત્તવૃત્તિ, વિષયાન્તરમાં જઇ શકે નહી. જેમ બાણ બનાવનારનું ચિત્ત વિષયાન્તરમાં જતું નથી, તેમ એવું સાંભળ્યુ છે કે એક માણસ બજારમાં પોતાની દુકાને બેશીને બાણ બનાવતો હતો, ત્યા થઇને રાજા ગયો પણ તેણે તેને જોયો નહી. એપ્રમાણે મોક્ષની અભિલાષા વાળા પુરૂષે જ્ઞાનાનુશીલનમાં ચિત્ત એવુ એકાગ્ર કરવું જોઇએકે તેમાં વિષયાન્તરનું સ્ફુરણ પણ થાય નહિ.

कृत नियमलङ्घनादानर्थक्यं लोकवत् ॥१४॥

કલ્યાણની કામના વાળા પુરૂષે શાસ્ત્ર વ્યવસ્થાપીત નિયમોનું ઉલ્લંઘન ન કરવું જો કોઇ સામાજીક કે રાજકીય નિયમોનુ ઉલ્લંઘન કરે તો તે જેમ લોકમાં હાનિ પામે છે તેમ શાસ્ત્રીય નિયમોના ઉલ્લંઘનથી પણ હાની થાયછે.

तद्विस्मरणेऽपि भेकिवत् ॥१५॥

દેડકીની પેઠે નિયમોનું વિસ્મરણ પણ અકલ્યાણકારક છે. એક રાજા શિકાર કરવા વનમાં ગયો, ત્યાં તેણે એક રૂપવાન કન્યા જોઇ, તેને રાજાએ કહ્યું કે હે કલ્યાણી! તું કોણ છે? અને આ દુર્ગમ્ય ભૂમિમાં તારે કેમ આવવું પડ્યું છે? તે બોલી કે હું રાજકન્યા છું એટલે રાજાએ તેની સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા તેને જણાવી તે સાંભળીને રાજકન્યાએ કહ્યું કે એમ કરવામાં મને કાંઈ હરકત નથી પણ જ્યાં સુધી હું જળ નહિ જોઉં ત્યાં સુધી તમારી પાસે રહીશ, આ ટલો નિયમ તમારે સ્વીકારવો પડશે, રાજાએ તે વાત કબુલ કરી, બેયનો વિવાહ થયો એમ ઘણો વખત વીત્યા પછી એક દિવસ રાજાની આ નવી પત્ની થાકી જવાથી એણે રાજા પાસે પાણી માગ્યું. પુર્વે કરેલા નિયમનું વિસ્મરણ થવાથી રાજાએ તેને પાણી આપ્યું જળનું દર્શન કર્યાની સાથે તે દેડકી બની ગઇ, અને ત્યાંથી ચાલી ગઇ. કારણ કે એતો ભેકરાજની પુત્રી હતી. રાજાએ પછી બહુ પ્રયત્ન કર્યો પણ તે ન મળી એટલે અત્યંત ખિન્ન થઇને પોતાના સ્થાન તરફ ગયો? માટે નિયમની વિસ્મૃતિ ન થવી જોઇએ.

नोपदेशश्रवणेऽपि कृतकृत्यता, परामर्शादृते विरोचनवत् ॥१६॥

કેવળ ઉપદેશમાત્રના શ્રવણથી કૃતકૃત્ય થઇ શકાતું નથી. ઉપદેશ સાંભળીને પછી તે ઉપર જો વિચાર ન કરે તો સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે નહિ. વિરોચનની પેઠે. ઇંદ્ર અને વિરોચન તત્વજ્ઞાન મેળવવા સારૂ બ્રહ્માની પાસે ગયા. બ્રહ્મદેવે આપેલા ઉપદેશનો ઇંદ્રે વિચાર કર્યો. તેથી તેને યથાર્થ વસ્તુનું જ્ઞાન થયું; વિરોચન, વિચાર કર્યા વિના ઉપદેશ પ્રમાણે આચરવા લાગ્યો તેથી તેને તત્વજ્ઞાનની પ્રાપ્તિ ન થઇ. માટે મુમુક્ષુએ ઉપદેશના શ્રવણ પછી વિચાર કરવો જ જોઇએ.

दृष्टस्तयो रिन्द्रस्य ॥१७॥

ઇંદ્ર અને વિરોચન એ બેમાંથી ઇષ્ટસિદ્ધિ ઇંદ્રનેજ મળી.

प्रणतिब्रह्मचर्योपसर्पणानि कृत्वा सिद्धिं र्बहुकालात्तद्वत् ॥१८॥

પ્રણતિ, બ્રહ્મચર્ય અને ઉપસર્પણાદિથી બહુકાળે સિદ્ધિ મેળવી શકાય છે, જેમ ઇન્દ્રે મેળવી હતી તે માટે એજ માર્ગે સિદ્ધિ મેળવી શકાય.

न कालनियमो वामदेववत् ॥१९॥

આરાધનાદિની પેઠે તત્વજ્ઞાનમાં કાલનો નિયમ હોતો નથી. પૂર્વ જન્માર્જિતસાધન સંપન્ન વામદેવને ગર્ભમાંથી તત્વજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

अध्यस्तरूपोपासनात् पारम्पर्येण यज्ञोपासकानामिव ॥२०॥

અધ્યસ્તરૂપોપાસકોને પરંપરાએ તત્વજ્ઞાન ઉદય પામે છે જેમ યજ્ઞોપાસકોને થાય છે તેમ.

इतर लाभतोऽप्यावृत्तिः पंचाग्नियोगतो जन्मश्रुतेः ॥ २१ ॥

સ્વર્ગાદિની પ્રાપ્તિ થયા છતાં પણ પુનરાવૃત્તિ થાય છે, અર્થાત્ યજ્ઞાદિનું ફલ વિનાશી છે. પંચાગ્નિયોગથી પણ જન્મ થાય છે એવું શ્રુતિ પ્રતિપાદન કરે છે માટે સર્વથી શ્રેષ્ઠ જ્ઞાન છે.

विरक्तस्य हेयहानमुपादेयोपादानं हंसक्षीरवत् ॥ २२ ॥

હંસ જેમ નીરનો ત્યાગ કરીને ક્ષીરને ગ્રહણ કરે છે તેમ વિરક્ત પુરૂષ હેયનો ત્યાગ કરીને ઉપાદેય ને ગ્રહણ કરે છે.

लब्धातिशययोगाद्वा तद्वत् ॥ २३ ॥

જ્ઞાન વૃદ્ધોના સંસર્ગથીજ માણસ હેયનો ત્યાગ અને ઉપાદેયનો સ્વીકાર કરી શકે છે, જેમ દત્તાત્રેયના દર્શનથી અલર્કને વિરાગ થયો હતો તેમ.

न कामचारित्वं रागोपहते शुकवत् ॥ २४ ॥

તપોઅંશ થવાના ભયથી રાગોપહત ચિત્તવાળા સાથે પરિચય ન રાખવો. પોપટ રુપ હોવાથી બન્ધનના ભયે યથેચ્છ ભમી શકતો નથી, માટે મુમુક્ષુએ રાગીનો ત્યાગજ કરવો એવું શ્રી વિજ્ઞાનભિક્ષુ કહે છે અને અનિરૂદ્ધાચાર્ય આ સૂત્રનો આશય એ બતાવે છે કે-રાગીઓ મુક્તિ મેળવી શકતા નથી. વ્યાસને રાગથીજ મુક્તિ મળી નહિ અને શુકદેવને રાગહીનતાને લીધે મુક્તિ પ્રાપ્ત થઇ.

गुणयोगाद्बन्धः शुकवत् ॥ २५ ॥

ગુણયોગથી પોપટ પાશમા પકડાય છે માટે ગુણયોગથી બન્ધન થાય છે એ નક્કી છે.

न भोगाद्रागशान्ति र्मुनिवत् ॥ २६ ॥

ભોગથી રાગ શાન્તિ થાય છે એવું માનવું એ ભ્રાન્તિ છે સૌભરી મુનિને ભોગ ભોગવ્યા છતાં તૃપ્તિ ન થઈ, તેથી ભોગભોગવ્યા પછી વીરાગ થાય એવું માનનારા ભ્રમિત ચિત્તના છે,

न मलिनचेतस्युपदेशबीजप्ररोहोऽजवत् ॥ २७ ॥

મલિન ચિત્તમાં ઉપદેશનું બીજ અંકુરિત ન થાય, દેહાંત પામેલી ઇન્દુમતીની પાછળ વિલાપ કરવા બેઠેલા અજના ચિત્તમાં વસિષ્ઠના ઉપદેશને સ્થાન ન મળ્યું, માટે ઉપદેશ ગ્રહણ કરવા સારૂ પ્રથમ ચિત્ત નિર્મળ કરવું જોઈએ.

नाभासमात्रमपि मलिनदर्पणवत् ॥ २८ ॥

જેમ મલિન દર્પણમાં પ્રતિબિંબ પડી શકે નહિ તેમ મલિન ચિત્તમાં ઉપદેશ પ્રવેશ પણ કરી શકે નહિ માટે મલિન ચિત્તવાળાને ઉપદેશ ન કરવો.

न तज्जस्यापि तद्रुपता पङ्कजादिवत् ॥ २९ ॥

જેવો ઉપદેશ તેવું જ્ઞાન થાય છે એમ કહી શકાય નહિ જેમ પંકાદવમાંથી ઉત્પન્ન થયેલું .પંકજ–કમળ, પંકના જેવું હોતું નથી એવું વિજ્ઞાનભિક્ષુ માને છે, અને અનિરૂદ્ધાચાર્ય એમ કહે છે કે–મહત્ અને આત્માનું ઐક્ય હોઇ શકે નહી, કાર્ય કારણમા ભેદ હોવાથી મહત્ એ કારણ છે, અને આત્મા એ કાર્યછે માટે એ બેમાં અભેદ ન હોય. પંક અને પંકજની પેઠે.

न भूतियोगेऽपि कृतकृत्यतोपास्यसिद्धिवदुपास्यसिद्धिवत् ॥ ३० ॥

અણિમાદિ સિદ્ધિઓની પ્રાપ્તિ થયા છતા પણ અંતિમ સિદ્ધિ પ્રાપ્ત થઈ છે એમ ન માનવું. કારણ કે અણિમાદિ સિદ્ધિસંપન્ન પુરૂષોનો પણ પુનર્જન્મ થાય છે માટે સર્વે તત્વજ્ઞાનને માટેજ પ્રયત્ન કરવો જોઇએ.

આ સૂત્રોના અવલોકન અને પરિશીલન વડે અભિજ્ઞ પુરૂષો, દાર્શનીકોની ઉપદેશ સરણિ જાણી શકે એ આ લેખનો ઉદ્દેશ છે.

અનુવાદક
કવિ દયાશંકર રવિશંકર.
સાહિત્ય વાચસ્પતિ




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૧૮ થી )

## પ્રકરણ ૬ ઠ્ઠું

## द्रौपदी अने पांडवोनो पूर्वजन्म

વ્યાસ દેવે રાજા દ્રુપદને કહ્યું કે આ સંસારમાં પ્રાણધારીઓની શીતાનો સમ્બન્ધ પૂર્વ જન્મની સાથે રહે છે. 'સૂક્ષ્મદૃષ્ટિથી' જોતાં એ વાત સ્પષ્ટ થાય છે. આ જન્મમાં થનારા પ્રેમ અને દ્વેષ ભાવનો પણ પૂર્વજન્મ હેતુ હોય છે. કોઇ કોઈ સ્થળે અચાનક મોટે પ્રેમ સૂત્રમાં બંધાઈ જાય છે અને તેઓનો પરસ્પર ઘનીષ્ટ સ્નેહ થઇ જાય છે. કોઇ સ્થળે દ્વેષથી ક્રોધાગ્નિ પ્રજ્વલી ઉઠે છે. પછી તેને શાન્ત પાડવો એ કાર્ય કઠિણું થઇ પડે છે. આવી આકસ્મિક ઘટનાઓ જોઇને એમ કબુલજ કરવું પડે છે કે આપણા પૂર્વ જન્મમાં કરેલ શુભાશુભ કર્મનું સારૂં અગર નઠારૂં ફલ આ જન્મમાં જરૂર મળે છે. દ્રૌપદીના પાંચ પાંડવો સાથે વિવાહ થવા એ વાત પણ પૂર્વ જન્મ સાથે સમ્બન્ધ રાખે છે આ બાબત અવશ્યંભાવી છે. તેથી કોઇપણ રીતે તે ટળી શકે તેમ નથી. દ્રૌપદી અને પાંડવોનો જન્મ આ સૃષ્ટીમાં એટલા માટેજ થયો છે. કારણકે શ્રુતિનું એ વચન છે કે.

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।

કરેલા શુભાશુભ કર્મો અવશ્ય ભોગવવાં પડે છે. તે નિયમમાંથી પાંડવો કે દ્રૌપદી બહાર નીકળી શકે તેમ નથી. શાસ્ત્રકારો પણ કહે છે કે

अवश्यं भाविनो भावा भवन्ति महतामपि ।

મ્હોટાઓને પણ જે નહી થવાનું છે તે થાય જ છે. આ ઘટના ઉપસ્થિત થવામાં એક ગૂઢ રહસ્ય છે. તે તમારો ભ્રમ દૂર કરવા માટે હું તમોને કહું છું.

પૂર્વેજ પ્રાચીનતમ કાળમાં દેવતાઓએ ભગીને નૈમિષારણ્યમાં એક મહાન્ યજ્ઞનો આરંભ કર્યો. એ યજ્ઞમાં વૈવસ્વત યમ વ્રતધારી થયા. યજ્ઞ દિક્ષા લીધેલી હોવાથી તેમણે સર્વ અન્યકાર્ય છોડી દીધાં. તેમાં પ્રજાનાશનું કાર્ય પણ આવેલું હોવાથી તે પણ અટકી પડ્યું. તેથી સ્વલ્પ સમયમાં

પ્રજા બહુજ વધી ગઇ. સોમ, શુક્ર, વરૂણ, રૂદ્ર, વસુગણ, અશ્વિનીકુમાર તથા અન્ય દેવતાઓ મળીને સંસાર ઉત્પન્ન કરનાર બ્રહ્મા પાસે ગયા અને તેમને કહેવા લાગ્યા. હે લોકનાથ ! અમે બધા મનુષ્ય સંખ્યાની અભિવૃદ્ધિ જોઇને ગભરાઇ ઉઠયા છીએ. માટે આપને શરણે આવ્યા છીએ આપ અમારી રક્ષા કરો. તે સાથે અમને એવો ઉપાય બતાવો કે જેથી અમે સુખ પૂર્વક રહી શકીએ. બ્રહ્મા કહેવા લાગ્યા. તમે લોકો અમરછો. તમારૂં મૃત્યુ કદિપણ છેજ નહિ અને મનુષ્યોની આયુ તો નિયત છે તો પછી તમે તેઓનાથી શા માટે ડરો છો ? દેવતાઓ કહેવા લાગ્યા. મર્ત્યલોક અને દેવલોક આ વખતે સમાન કક્ષામાં છે તેમાં કોઇ પ્રકારની વિશેષતા નથી. પ્રથમતો એટલો તફાવત હતો કે દેવલોકમાં સર્વે અમર અને સૃષ્ટિના મનુષ્યો મરણને આધીન હતા. પરંતુ હાલમાં ત્યાં પણ મૃત્યુ થતું નથી એજ અમારા ઉદ્વેગનું કારણ છે ઐશ્વર્યયુક્ત બ્રહ્માજી કહેવા લાગ્યા યમરાજ હાલમાં યજ્ઞ કરે છે તેથી સંહારનું કાર્ય બંધ છે. તેથી જગત જીવોનું મરણ થતું નથી અને તેમની સંખ્યામાં વૃદ્ધિ થઇ રહી છે. જ્યારે તેમનો યજ્ઞ સમાપ્ત થશે ત્યારે પુનઃ તે સંહારનું કાર્ય હાથમાં લેશે એ વખત અવનિ નિવાસીઓને બહુ અઘરો પડશે. બ્રહ્માજીની આ વાત સાંભળીને દેવતાઓ જ્યાં યજ્ઞ થતો હતો ત્યાં ચાલતા થયા. ચાલતાં ચાલતા રસ્તામાં ગંગાજીના કિનારા પર વિશ્રાંતી લેવા બેઠા. થોડાજ કાળમાં તેમની દૃષ્ટિ ગંગાના પ્રવાહ પર પડી તો દીઠો એક સુવર્ણનું કમલ પ્રવાહ વહી રહ્યો છે. તે જોઇ તેમને બહુજ આશ્ચર્ય લાગ્યુ. તે ક્યાંથી આવે છે એ નક્કી કરવાના ઇરાદાથી દેવરાજ ઇંદ્ર જે દિશામાંથી એ સુવર્ણ કમલ આવતા હતા તે દિશામાં આગળ વધ્યા કેટલેક દુર ગયા પછી તેમણે જોયું કે ગંગાના કિનારા પર એક સ્ત્રી જલ ભરવા માટે આવી છે તે ગંગાના કિનારા પર બેઠી બેઠી રડે છે તેની આખોમાંથી આંસુઓ પડે છે તે આંસુ ગંગાના પ્રવાહમાં પડતાંજ સુવર્ણ કમલરૂપ બની જતાં હતા આ તમાસો જોઇ ઇન્દ્રે પેલી સ્ત્રીને પુછયું ભદ્રે ! તું કોણ છે ? કોના માટે રૂદન કરે છે ? એ સર્વ સત્ય વાત કહે.

સ્ત્રીબોલી—હું જેને માટે રડું છું તેનું કારણ જાણવાની જો તમારી ઇચ્છા હોયતો તમે મારી સાથે થોડે દૂર ચાલો એટલે તેનું કારણ આપોઆપ જણાઇ જશે.' એસાંભળી દેવરાજ ઇન્દ્ર તે સ્ત્રીની પાછળ ચાલવા લાગ્યા. થોડે દૂર જતાં તેમણે જોયું કે એક પર્વતના શિખર ઉપર એક સુંદર યુવાન પુરૂષ સિંહાસન ઉપર બેઠો છે અને એક સુંદર યુવાન સુન્દરી સાથે પાસા રમી

રહેલા છે દેવરાજ ઇન્દ્ર તેમની પાસે ગયા. પણ તેમને જોઇને તે ઉભોથયો નહી તેમજ તેમની કશી પરવા પણ કરી નહિ. ઇન્દ્રને પેલા પુરૂષનું વર્તન બહુજ ખરાબ લાગ્યું, અને તેનાથી નારાજ થઇ ઇન્દ્ર તેને કહેવા લાગ્યો. શું તુને ખબર નથી કે આ સમગ્ર ભુમંડળ મારે આધીનછે? અને હું તેનો રાજાછું શું તારી આંખો કપાલમાં ચડી ગઇ છે? અથવા તો તે કાંઇ પ્રકારનો નશો કર્યો છે? કે જેથી રમતમાં આટલો બધો બેભાન બની ગયો છે? ઇન્દ્ર દેવનો એ આશય હતો કે આરીતે આ પુરૂષને ઠાટકવાથી તે મગભો થઇને માફી માગશે, પણ તેવું કાંઇ બન્યું નહિ. પેલો યુવકે ઇન્દ્રના આ શબ્દો સાંભળી માત્ર થોડુંક હસ્યો, અને જ્યાં તેણે ઇન્દ્રની સામું જોયું ત્યાં ઇન્દ્રનું શરીર પત્થર જેવું થઇ ગયું, તેજથી ઉભો હતો ત્યાંજ મૂર્તિની પેઠે ઉભોજ રહ્યો તેનામાં હરવાફરવાની પણશક્તિનરહી. પેલો યુવક તો પુન. પાસે રમવાજ લાગ્યો રમત રમી રહ્યા પછી પહેલા યુવકે રડનારી સ્ત્રીને કહ્યુ કે તેને મારી પાસે લઇ આવ હું એને એવો ઉપદેશ આપીશકે ફરી તેને આવો અહંકાર કદાપિ પણ થશે નહિ.

પેલી સ્ત્રીએ જ્યાં ઇન્દ્રને સ્પર્શ કર્યો ત્યાં તેના દરેક અંગ શિથિલ થઇ ગયાં અને તે જમીન ઉપર પડી ગયો. ઇન્દ્રના આવા હાલ જોઇને દિવ્યતેજ ધારી યુવક બોલ્યો. હે ઇન્દ્ર! ફરીથી હવે કદિ આવું કામ કરીશ નહિ. તું બળવાળોછે માટે પર્વતને ખસેડી તેના નીચે જે ગુહાછે તેમાં પ્રવેશ કર. જા સૂર્ય જેવા તેજસ્વી તારા સરખા બીજા પણ બેઠા છે ઇન્દ્રે આજ્ઞાનુસાર જ્યારે પહેલી ગુફામાં પ્રવેશ કર્યો તો તેનાજ જેવા તેજવાળા ચાર જણા બેઠા હતા. તેનું એવું તેજ જોઇ ઇન્દ્ર પોતાના મનમા અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યો. કે મારી સ્થિતિ પણ આ લોકોના જેવી જ થશે. ત્યાર પછી યુવક જે મહાદેવ હતા તે રૂદરૂપ-ધારીને ઇન્દ્ર પ્રતિ બોલ્યા. હે ઇન્દ્ર તેં બાળકની પેઠે તોફાન કરીને મારૂં અપમાન કર્યું છે. માટે તારે આ ગુફામાં જવું પડશે. આ હકીકત સાંભળતાજ, ઉંચા પર્વતના શિખર પર આવેલ પીપલાના ફક્ત પાંદડું વાયુથી કંપવા લાગે તેમ ઇન્દ્ર ધ્રુજવા લાગ્યો. પછીથી ગુફામાં પ્રવેશ કરતાં તે હાથ જોડી ત્રિલોચન મહાદેવને કહેવા લાગ્યો હે ભગવન્! આજથી સર્વ લોકોની સંભાળ આપને લેવી પડશે તે સાંભળી મહાદેવ હસીને કહેવા લાગ્યા. "એ લોકો ઉપર તારૂં શાસન હતું પરંતુ તારા જેવા અભિમાની પુરૂષો એવા કાર્યના અધિકારી નથી. માટે તું આ ગુફામાં પ્રવેશકર અને પેલા ચાર બેઠા છે તેની જોડે દીવસ કાઢ. (સમાપ્ત.)

ॐ

# इस्ट आफ्रिकानो प्रवास.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૨૪ થી. )

પત્ર નં. ૪  મુંબઇ તા. ૨૮-૧૦-૧૯

પૂજ્ય સ્વામીજી !

આપનો પત્ર આવ્યો. વાંચી ખીન જાણી છે હિંદુસ્તાન છોડી પર મુલકમા જવું. એ સમ્બન્ધી વિવેચન કરતાં × + + છેવટ એજ નિશ્ચય થયો છે કે વિના સંકોચે જવુંજ. આપે સ્વાર્થ છોડી લોકોનું કલ્યાણ કેમ થાય એવી ઇચ્છાથી પ્રયત્નો કર્યા છે + × × પરદેશમા સનાતન ધર્મનો વહેતો પ્રવાહ વિશેષ વેગવાળો બનાવી તેને દૃઢ કરવા ત્યાના લોકોની આતુરતા છતા ઉપેક્ષા થાય એ કોઇ રીતે યોગ્ય ગણાય નહિ મારા અનુભવ પ્રમાણે આપને પૈસો અને પ્રતિષ્ઠાની આસક્તિ નથી તોપણ લોકોના કલ્યાણની ઉર્મીઓનો જે પ્રૌઢ પ્રવાહ આપના અંતઃકરણમાં રહેલ છે જે પરિચિત મનુષ્યો જાણે છે તે વેગને આફ્રિકા જેવા અનાર્ય દેશમાં વહેવરાવી પાવન કરો.

× × × × ત્યા જેટલો સમય ગાળવાનો હશે તેટલો લાગશે તે તરફ જોવાનું નથી. આપનું સ્થળ સંપૂર્ણ શાંતિ છે. માત્ર અમોને અભાગ સ્વાર્થની ખાતર લાગી આવશે. પણ તે થી સનાતન ધર્મની ખાતર ઉદારતાથી સહન કરી લઇશુ ત્યાં જવાથી ત્યાના ઉત્સાહી વર્ગમા આપની પ્રકાશ પાડવાની તીવ્ર શક્તિ વધારે દીપી નીકળશે. માટે જવું બનતાં સુધી સ્વામી પ્રણવાશ્રમને સાથે લઇ જવાય તો વધારે સારૂ. સેવકને હરકોઇ કાર્ય સમ્બન્ધી સૂચના કરશો. પરમાત્માની કૃપાથી વ્યવસ્થામાં વાંધો આવશે નહિ. સર્વના જય સચ્ચિદાનંદ.

પત્ર નં ૫

મુંબઇ તા. ૨૮-૧૦-૧૯

+ + + + × આપનો આફ્રિકા જવાનો વિચાર સારો છે. ત્યાં જવું અને શ્રી સનાતન ધર્મનો ભગવો ઝુંડો, સ્વામી રામતીર્થ અને વિવેકાનંદે ફરકાવી અમર કીર્તિ મેળવી, અનંત જીવોનું કલ્યાણ કરી પરમ ધર્મ

બનાવ્યો છે તેનેજ બલકે તેથી વધારે તમે પ્રાપ્ત કરશો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. જવામાં વાંધો નથી ત્યાં ગયાથી આપની આબરૂ વધશે તેમજ બીજાપણ અણચિન્તવ્યા લાભ થશે.

મારે આપને જણાવવું જોઈએ કે તમો સંન્યાસીઓ ભગવાં વસ્ત્ર ધારણ કરો છો. તેથી પાસપોર્ટ મેળવતાં બહુ આચમણ પડશે અને પહેલાં તો તમે શામાટે જાઓ છો તે માગશે. અને જવાની રજા મળશે કે કેમ તે પણ બીમો છે. છતાં ખંભાતના મે. એડમીનીસ્ટ્રેટર સાહેબ, તથા મે. પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ વિગેરેનાં ઓરીજીનલ સરટીફીકેટ તમો લેઈ માટે જોઈશે. ફોટા ફરી પડાવવા પડશે. અને ઘણી પૂછપરછને અંતે તમને પાસપોર્ટ મળશે. એ સોનાના અક્ષરે જાણશો + + સર્વ પ્રકારની જોઈતી તૈયારી કરી સનાતન ધર્મનો ઉધ્ધાર કરવામાં મારી સંમતિ છે.

પત્ર નં ૬-૭ મુંબઈ તા. ૨૯-૧૦-૧૯

પરમ પૂજ્ય સ્વામી શ્રી મુકુન્દાશ્રમજીની સેવામાં મુ. ખંભાત.

× × × × × કાલની ટપાલમાં આપના આવેલ પત્રનો ઉત્તર લખ્યા પછી આજે મુરબ્બી વૈદરાજને તથા બીજા એક બે મારા પરિચિત ડાક્ટરોને પૂછી જોયું કે અમુક પ્રકારની પ્રકૃતિના બંધારણવાળા જો સમુદ્ર માર્ગે પ્રવાસ કરે તો તેમની પ્રકૃતિને અનુકૂળ પડે કે કેમ? તેના ઉત્તરમાં એ સર્વની એવી સલાહ મળી કે કાંઈ હરકત નથી સમુદ્ર માર્ગના પ્રવાસથી એવી પ્રકૃતિનો સુધારો થવા સંભવ છે એટલે હવે એ સમ્બન્ધમાં મારે કાંઇ કહેવાનું રહેતું નથી. પણ બીજી જે વાત આપના ધ્યાન ઉપર લાવવા જેવી મને સ્ફુરે છે તે આ છે.

ચતુર્થાશ્રમીઓને હિંદુસ્થાનમાં પણ પ્રવાસ કરવામાં કેટલી અગવડો પડે છે. અને જેનો અનુભવ પરમ પૂજ્ય સ્વામી શ્રી × × × ને થયાનું આપે પણ સાંભળ્યું હશે. તેથી રાજકીય અગવડો આપને આ હિંદુસ્થાન બહાર પ્રવાસ કરવામાં ઉપસ્થિત ન થાય તેને માટે આપ પ્રથમથી યોગ્ય વ્યવસ્થા કરશો.

દૂરના પ્રવાસમાં એકલા જવું એ પણ યોગ્ય નથી તેમ કોઈને સાથે રાખવામાં ઘણો વ્યય થવા સંભવ છે. એટલે એજ એક વાત મને રૂચતી નથી. ન્યાય એવો છે કે ચતુઃ પથિ મુસાફરીમાં ચાર જણા જોઈએ ત્યાં કેવલ જાતેજ છાયા દ્વિતીય જાઓ એ કેમ ગમે ?

# विषयसूचि.


| | वेद. | पृष्ठ. |
|---|---|---|
| શ્રી વેદવચનામૃત | ( યતિ ) | ૨૫૩ |
| | **साहित्य.** | |
| ઇશ્વરાર્પન | ( સ્વામી પ્રભુરામ ) | ૨૫૪ |
| સ્વાર્થ લીલા | ( કવિ દયાશંકરભાઈ ) | ૨૫૫ |
| સંસ્કારમાં ચમત્કાર | ( પંડિત મોહનલાલ ) | ૨૬૦ |
| સમશ્લોકી | ( કવિ દયાશંકરભાઈ ) | ૨૬૦ |
| | **तत्त्वज्ञान.** | |
| શ્રી સિદ્ધાન્ત દર્શન | ( શ્રીમન્માસ્તર છોટાલાલભાઈ ) | ૨૬૧ |
| જિજ્ઞાસુની નિત્ય નોંધ | ( રા. નરમનાથ કરભાઇ. ખભાત ) | ૨૬૭ |
| | **वेदांग.** | |
| કલ્પ | ( યતિ ) | ૨૬૯ |
| | **चारित्र्य.** | |
| દ્રૌપદી (દ્રોપદીને પાંડવોનો પૂર્વજન્મ) | ( યતિ ) | ૨૭૦ |
| | **सामाजीक.** | |
| પડતીનું નિદાન | ( યતિ ) | ૨૭૩ |
| આબરૂ અથવા સાખ | ( યતિ ) | ૨૭૭ |
| ઈસ્ટ આફ્રિકાનો પ્રવાસ | ( યતિ ) | ૨૮૦ |
| કીર્તિની શોધ | ( યતિ ) | ૨૮૪ |


---

# नियमो.

૧ આ માસિક દરમાસની સુદિ ૨ ને દિવસે પ્રસિદ્ધ થાય છે.

૨ ધર્મને બાધ ન આવે એવી જાહેર ખબરો પ્રસિદ્ધ કરવામાં આવ... જાહેર ખબર આપનારાઓએ પત્રદ્વારા ભાવ તાલ નક્કી કરવા.

૩ માસિકનું લવાજમ મુખ પૃષ્ઠપર લખ્યું છે છતાં ધર્મ પરાયણ રાજાઓ અને શેઠ શાહુકારો ધર્મના સંરક્ષણ માટે ઇચ્છાનુસાર મદદ કરી શકશે.

૪ નમુનાનો અંક ૦–૪–૦ ટીકીટો મોકલવાથી મળશે

૫ તત્ત્વજ્ઞાન, ધર્મ, અને નીતિના લેખો સ્પષ્ટ અક્ષરે લખી મોકલવાથી યોગ્યતા પ્રમાણે દાખલ કરવામાં આવશે

---

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૧ લું. સં. ૧૯૭૮ માર્ગશીર્ષ. નવેમ્બર ઈ. સ. ૧૯૨૧ અંક ૯.

मंगलम्

## श्री वेदतत्त्वामृत.

यद् द्याव इन्द्र ते शतं शतं भूमीरुतस्युः ।
न त्वा वज्रिन्त्सहस्र सूर्यो अनु न जात—
मष्टरोदसी ॥ १ ॥

अर्थ–हे इन्द्र ! यद्यदि ते तव शतं द्यावो द्युलोकाः शतं भूमी-र्भूमयः सहस्रं सूर्या रोदसी द्यावा पृथिव्यौ सहैव च कथमपि प्रतिमानानि स्युर्भवेयुस्तथापि हे वज्रिन् । त्वा त्वां नान्वष्ट नैवाभ्यश्नुवीरन् किन्तु त्वमेवैतानि सर्वाण्यभ्यश्नुवीथाः त्वमेव सर्वमतिक्रम्य वर्त्तस इत्यभिप्रायः ॥

ગુજરાતિ—હે ઇન્દ્ર યદિ સેંકડો સ્વર્ગલોક અને સેંકડો ભૂલોક, હજારો સૂર્યો તથા સ્વર્ગ અને પૃથ્વી બન્ને સાથે મળી કોઇ પણ પ્રકારથી તમારી બરાબર શક્તિવાળા કદાપિ થાય તથાપિ હે વજ્રધારણ કરનાર ઇન્દ્ર તમારાથી અધિક શક્તિવાળા તો નજ થઇ શકે. તમેજ સર્વ દિવ્ય શક્તિઓમાં અધિક બળવાળા છો તેથી સર્વને પોતાને આધિન રાખો છો.

વિશેષ—એકજ પરમાત્માની, નામ રૂપ ઉપાધીઓના ભેદથી ઘણા પ્રકારની દિવ્ય શક્તિઓ વિદ્યમાન છે. અથવા એકજ પરમેશ્વર અનેક પ્રકારની ઉપાધિયોમાં તે તે નામ રૂપ ભેદથી પ્રકાશે છે એ વેદનો અપ્રતિહત–અખંડ–સિદ્ધાન્ત છે—

इन्द्रं मित्रं वरुणमग्नि० તથા एकंसद्विप्रा बहुधा वदन्ति० एक स्तथा सर्व भूतान्तरात्मा० ઇત્યાદિ શ્રુતિઓ દ્વારા વેદમાં એજ સિદ્ધાન્ત બતાવવામાં આવ્યો છે. અનેક ઉપાધીઓમા લક્ષિત સર્વ દિવ્ય શક્તિઓમાં સર્વથી અધિક પ્રબલ ઇન્દ્ર નામ રૂપા દિવ્ય શક્તિ છે. કારણકે અન્ય દિવ્ય શક્તિઓ સેંકડો કે હજાર ગુણી થઇને કે સર્વ મળીને એક ઇન્દ્ર શક્તિથી અધિક થઇ શકતી નથી માટે ઇન્દ્ર દેવરાજ કહેવાય છે. ભૂમંડળમાં સર્વનું આધિપત્ય કરનારે ઇન્દ્ર દેવની ઉપાસના કરવી જોઇએ એ વેદનો સ્પષ્ટ અભિપ્રાય છે.

## साहित्य.

### ईश्वरार्चन.

રાગ પ્રભાત.

વ્યક્ત અવ્યક્ત દ્વિવિધ પ્રભુ અર્ચના, ભક્તના ભેદથી વેદમાં છે;<br>
વિષયાસક્તને વ્યક્ત મૂર્તિ રૂપે, અન્ય મુમુક્ષુના હિતમા છે.

શાસ્ત્ર સોપાન ક્રમે ન્યાયથી શીખને; દ્વિવિધ હરિભક્તને મુક્તિઓથી;
વ્યક્ત વિષ્ણુ શ્રુતિ પ્રસિદ્ધ નારાયણ, જગત જન્મ સ્થિતિ નાશ જ્યાંથી ૨
શિવશક્ત્યાદિ નવ સમજ એથી પૃથક્, એ બધા નટવરે વેશ ધાર્યા,
ગુણ કર્મોનુરથી અનુસાર તે, દેવ તત્ત્વો વિષે છે વખાણ્યા. ૩
તેજ વ્યાપક છતાં અધિક જ્યમ સૂર્યમાં, ઈશ વિશિષ્ટની તેમ અર્ચા
વેદ વિધિથી થતાં મોદ મુકુન્દને, પ્રણવ સુણે ન પાખંડી ચર્ચા. ૪

સ્વામી પ્રણવાશ્રમ

## स्वार्थलीला—प्रभातः

ब्रह्मवन्नैव निर्णीयते बुधजनैः परममायाविनी स्वार्थलीला ।
प्रकटयति रूपमनुपममियं प्रतिपलं विविधरचनारसिकतामशीला ॥
ज्ञानदीपप्रभां तिमिरयति तुच्छयति सद्गुणान् कलयति कीर्तिमेषा ।
चतुरमपि विह्वयति जाल्मिनं जडयति सगुणयति पापिनं
वितथवेषा ॥ १ ॥

तथ्यमपि वितथयति शुद्धमपि मलिनयति छिद्रयति पुनितपुरुषं महस्यं ।
आकुलयति मथितवीरताशालिनं कारयति वैरिरूपं वयस्यम् ॥२॥
पिपठिषति रुरुदिषति विविदिषति जिगमिषति चिकरिषति किमपि
तत्स्वार्थदेवोः

पापपुञ्जं मपञ्चं च सत्यापयति विनिपतति तत्कृते पुण्यसेतोः॥३॥
रंहति भिषजनं दुर्जनं शृद्यते भ्रमति भुवि चक्रवल्लोकसार्थो ।
नीयते निष्फला जनिरिति न तदपि खल्पिष्यते परम सुखदः
परार्थः ॥ ४ ॥

कवि दयाशंकर रविशंकरः
साहित्य वाचस्पति

ગઝલ.

## સત્કારમાં ચમત્કાર.

પધારો પ્રાહુણાને તો, કહો છો 'આપ પ્રીતેથી;'
કરો સત્કાર તે સાથે, ઘણો સન્તોષ તો તેથી;
ફરી આશા કરી અન્તર, તમારા ભાવને જોઈ;
વધારે વાર તે આવે, મળેલી શાન્તિ ચિત પ્રોઈ;
વળી બીજા ઘણા લાવે, અતિથિ એહના જેવા;
છતાં ઐશ્વર્યની હદ રે, તમે પૂર્વે હતા તેવા;
સમય કે વીતવા લાગ્યો, પછી શું આપવા સેવા;
અમારે સત્ય કહેવું છે, નથી લેવા નથી દેવા;
હતું શું ને ગયું શું છે, દશો દિશ દૃષ્ટિ નાખીને
જરા જોજો જગતભાઈ, હૃદયમાં હામ રાખીને.
ઘટેના તે ઘટાવીને, બતાવે છે બધું ખોયા;
તમેને આ અમે મોએ, રહ્યા તેની સહુ છાયા;
ઉદય ને અસ્ત હોયે છે, ખરે દિકાલ વસ્તુનો;
સ્થિતિની દેરદારીમાં, કહો કોનો ગણ્યો ગુન્હો;
લણીએ વાવિયે તેવું, લહી કો કોઈને લેશે;
મધુરી મોહને મૂકી, મજા તે કો તજી દેશે.

મોહનલાલ જયેષ્ઠાલાલ પંડિત–ખંભાત

## समश्लोकी.

श्रीमद्भगवत्पाद भाष्यकार श्री शंकराचार्यविरचिता

प्रश्नोत्तर मालिका

कस्मै नमांसि देवाः कुर्वन्ति दयाप्रधानाय ।
कस्मादुद्वेगःस्यात्संसारारण्यतः सुधियः ॥ १९ ॥

સુર પણ કોને સેવે ? હૃદય સદય હોય જેનું તે જનને;
ઉદ્વેગ થાય શાથી ? ભવાટવીથી હમેશ સજ્જનને. ૧૯

कस्य वशे प्राणिगणः सत्यप्रियभाषिणो विनीतस्य ।
क स्यातव्यं न्याय्ये पथि दृष्टादृष्टलाभाढ्ये ॥ २० ॥

સત્ય પ્રિય વદનારા વિનીતને વશ સમસ્ત વિશ્વ દિસે;
કયાં સ્થિતિ કરવી ? દષ્ટ દષ્ટ ફલદ ન્યાય યુક્ત માર્ગ વિષે ૨૦

कोऽन्धो योऽकार्यरतः को बधिरो यो हितानि न शृणोति ॥
को मूको यः काले प्रियाणि वक्तुं न जानाति ॥ २१ ॥

(કોણ) અંધ ? અકાર્ય નિરત જે, કોણ બધિર હિત સુણે ન જેહ જરી;
કોણ મૂક ? અવસરસર મધુર વચન જે વદે નહિ ઉચરી ૨૧

किं दानमनाकांक्षं किं मित्रं यन्निवारयति पापात् ।
कोऽलंकारः शीलं किं वाचां मण्डनं सत्यम् ॥ २२ ॥

દાન કિયું ? નિર્વાંચ્છા, મિત્ર કિયો ? જે વિમાર્ગથી વારે;
તન ભૂષણ ? શીલ અને વા ભૂષણ ? સત્ય સજ્જના ધારે, ૨૨

विद्युद्विलसितचपलं किं दुर्जनसंगतिर्युवतयश्च ।
कुलशीलनिष्प्रकम्पाः के कलिकालेऽपि सज्जना एव ॥ २३ ॥

શું ચપળાસમ ચપળ ? દુર્જનની સંગતિ અને યુવતિ;
કલિમાં કુલ શીલતણા રક્ષક છે કોણ ? જેની શુદ્ધ મતિ, ૨૩

चिन्तामणिरिव दुर्लभमिह किं कथयामि तच्चतुर्भद्रम् ।
किं तद्वदन्ति भूयो विधूततमसो विशेषेण ॥ २४ ॥

ચિન્તામણિના જેવું અલભ્ય આ લોકમાં કહો શું છે ?
ચતુર્ભદ્ર છે એવું વિબુધોએ આમ લેહ વર્ણવ્યું છે ૨૪

કવિ દયાશંકર
સાહિત્ય વાચસ્પતિ.




## श्री सिद्धान्त दर्शनम्

### પ્રકૃતિ પાઠ.

(અનુસંધાન અંક પૃષ્ઠ ૪૩૮ થી)

હવે એ બે પદાર્થોનું સ્વરૂપ પ્રથમ ૭ સૂત્રથી સામાન્યપણે બતાવે છે.

## मायामायिनौ ॥ २ ॥

તે બે પદાર્થનાં નામ કહે છે માયા અને માયી.

માયા શબ્દની નિરૂક્તિ વિદ્વાનો અનેક રૂપે કરે છે તથાપિ તેમાં આ બે પ્રકાર મુખ્ય છે.

(१) मा अन्यते—स्वाधिष्ठानाद्भिन्नतया न लभ्यते इतिमाया

એટલે—જે પોતાના અધિષ્ઠાનરૂપચેતનથી ભિન્નરૂપે જોવામાં આવતી નથી તે માયા.

(२) मीयन्ते पदार्था अनयेति माया

જેનાવડે પદાર્થોનું માપ સમજવામાં આવે છે એટલે તેમને દેશ, કાળ, અને વસ્તુ પરિછિન્ન રૂપે સમજવામાં આવે છે તે માયા.

એ માયા 'સત્'ના પ્રતિભાસ રૂપે છે માટે મિથ્યા છે; એમ છતાં તે આકાશના પુષ્પ જેવી કેવળ અસત નથી પણ ઝાંઝવાંના પાણી જેવી આભાસ રૂપ છે. કેમકે આકાશના પુષ્પનો તો વ્યવહારમાં ભાસ થતો નથી પણ ઝાંઝવાંના પાણીનો ભાસ થાય છે અને તેથી ખરા જળ તરીકે ભૂલથી માનીને કેટલાંક પ્રાણી ભ્રાન્તિમાં પડી વ્યવહાર પણ કરે છે.

શ્રુતિ પણ છે કે—

"तस्मिन् मरुशुक्तिकास्थाणुस्फटिकादौ जलरूप्य पुरुषरेखादिव-
लोहितशुक्लकृष्णा गुणमयी गुणसाम्याऽनिर्वाच्या मूलप्रकृतिरासीत्"

"તેમાં મરૂસ્થળમાં પાણીની પેઠે, છીપમાં રૂપાની પેઠે, વૃક્ષના ઠુંઠામાં માણસની પેઠે, અને સ્ફાટિક વિગેરેમાં રેખા વિગેરેની પેઠે, રક્ત, શુક્લ અને કૃષ્ણ એવા રજસ, સત્વ અને તમો ગુણમયી, ગુણોની સમાન (ક્ષોભ વગરની) અવસ્થાવાળી, અનિર્વચનીય મૂળ પ્રકૃતિ હતી."

એ પ્રકૃતિનું અધિષ્ઠાન માયા ઉપાધિવાળો ઇશ્વર છે. "मायिनंतु महेश्वरम्" "માયાવાળાને મહેશ્વર જાણવો." એવી શ્રુતિ પણ છે.

શંકા—આ શાસ્ત્રમાં મુમુક્ષુને બ્રહ્મનું પ્રતિપાદન કરવાનું હોવાથી સૂત્રમાં બ્રહ્મનું કથન પ્રથમ કરવું જોઇતું હતું.

સમાધાન—એ વાત સાચી છે પણ–સત બ્રહ્મનું જ્ઞાન થવાને અસત્ માયાની અપેક્ષા છે માટે સૂત્રમાં માયા પદ પ્રથમ મૂકેલું છે અને એટલા માટેજ શ્રુતિમાં કેવળ બ્રહ્મનુંજ પ્રતિપાદન કરવાનું છતાં માયા અને તેના કાર્યોનું કથન કરેલું છે.

## प्रकृतिपुरुषौ ॥ ३ ॥

એજ માયા અને માયીને પ્રકૃતિ, પુરૂષ કહે છે.

જગતને ( प्रकरोति ) વિશેષે કરીને ઉત્પન્ન કરે છે માટે, અથવા ચૈતન્ય પુરૂષ એ માયાવડે જગત્ કરે છે માટે તેને પ્રકૃતિ કહે છે

શ્રુતિમાં પણ કહ્યું છે કે—

" माया वा एषा नारसिंही सर्वमिदं सृजति सर्वमिदं रक्षति सर्वमिदं हरति तस्मान्मायामेतां शक्तिं विद्यात् ॥ "

"એ નૃસિંહભગવાનની માયા, આ સઘળા વિશ્વને સરજે છે, સર્વને રક્ષે છે અને સર્વનો લય કરે છે માટે એ માયાને ઈશ્વરની શક્તિ જાણવી."

શરીરરૂપી પુરીમાં શયન કરે છે—રહેલો હોય એમ જોવામાં આવે છે, માટે માયીને પુરૂષ કહે છે.

અહીંપણ સૂત્રમાં " પ્રકૃતિ " શબ્દ પહેલો મૂકવામાં આ અભિપ્રાય છે કે પ્રથમ પ્રકૃતિની ઉપાસના કર્યા સિવાય પુરૂષનો સાક્ષાત્કાર થતો નથી.

( વેદાન્તની ઘણું કરીને બધીજ પ્રક્રિયાઓ અધ્યારોપ અપવાદની રીતિથી રચાયથી જોવામાં આવે છે. એટલે પ્રથમ ચેતન પુરૂષમાં પ્રકૃતિના પરિણામ રૂપ જગત્ વગેરેનો આરોપ કરીને પછી તેને અનુક્રમે અસત્ ઠરાવીને અપવાદ કરવામાં આવે છે. અને એમ કરતા કરતાં જેનો અપવાદ થઇ શકતો નથી તે બ્રહ્મચેતન પુરૂષ, આત્માનું ખરૂં સ્વરૂપ છે. એમ સમજાવવામાં આવે છે.

## जडचितौ ॥ ४ ॥

જડ અને ચેતન પણ તે બેનાંજ નામ છે,

જડ—જે પદાર્થમાં પોતાનો પ્રકાશ નથી, એમ છતાં તે જડને જેનો

આશ્રય છે તેના પ્રકાશથી જે પ્રકાશમાન થાય છે તે. શ્રુતિમાં પણ છે કે " " तदेतज्जडम् " ॥ તે જડ છે.

ચિત્ જેને પ્રકાશ કરવાને બીજા કોઈ સાધનની અપેક્ષા નથી હોતી તે સ્વયંપ્રકાશ શ્રુતિમાં કહ્યું છે કે " साक्षिचेता " તે સાક્ષી છે અને ચેતન છે " ઈત્યાદિ.

## मेयमायौ ॥ ५ ॥

મેય અને માય પણ તેનાંજ નામ છે.

મેય-પ્રમેય અથવા વિષય. માન ( પ્રમાણ ) વડે જેનું નિરૂપણ કરવામાં આવે છે તે 'મેય' કહેવાય છે. તે માન( પ્રમાણ )નો વિષય હોવાથી તેને 'વિષય' પણ કહે છે.

માય-પ્રમાણ અથવા વિષયી-જેનાવડે મેયનું જ્ઞાન થાય તે. માન, પ્રમાણ, માય કે વિષયી કહેવાય છે. વિષયનો જાણનારો માટે વિષયી કહેવાય છે. શ્રુતિ છે કે. "तमेव भान्तमनुभाति सर्वम्।" તે પ્રકાશે છે તેને લીધે બીજું સર્વ પ્રકાશે છે.

ઉદાહરણ-જેમ ઘટાવચ્છિન્નચૈતન્ય એ જાણવાની વસ્તુ છે માટે તેને મેય, પ્રમેય, કે વિષય કહેવામાં આવે છે; અને નેત્રાવચ્છિન્નચૈતન્ય એ જાણનાર છે માટે તેને માય, માન, પ્રમાણ કે વિષયી કહેવામાં આવે છે. )

## बाध्याबाधौ ॥ ६ ॥

બાધ્ય અને અબાધ પણ તેનેજ કહે છે.

બાધ્ય—જે વસ્તુ ભાસે ખરી પણ વિચાર કરતાં ટકી શકે નહિ તે.

અબાધ—બાધરહિત. જે વસ્તુ ત્રણ કાળમાં એક રૂપે ટકી રહેલી હોય તે.

એ વિષે કારિકાઓ છે કે—

त्रिकालेप्येकरूपेण भाति बाध्यो न केनचित् ।
तत्पारमार्थिकं वस्तु विद्वद्भिरुपगीयते ॥
विस्पष्टं भासते लोके यद्विचारान्न लभ्यते ।
तत्प्रातिभासिकं नाम प्रतिबिम्बादिकं यथा ॥ इति ।

અર્થ—જે પદાર્થ ત્રણે કાળમાં એકરૂપે રહે છે, પણ કોઈ બીજા વડે તેનો બાધ થતો નથી તેને વિદ્વાનો પારમાર્થિક વસ્તુ કહે છે.

જે વસ્તુ આ લોકમાં અત્યંત સ્પષ્ટ જણાય છે, પણ વિચાર કરતાં તેનું અસ્તિત્વ હોતું નથી તેને પ્રાતિભાસિક વસ્તુ કહે છે. જેમ પ્રતિબિમ્બએનું જ બીજું નામ બાધ્ય છે.

( બાધમાં અને નાશમાં ફેર છે વસ્તુનો નાશ થાય છે ત્યારે તે વસ્તુનું પોતાનું નામ અને રૂપ બન્ને જતાં રહે છે જોવામાં આવતાં નથી. અને તે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થઇ હોય તેમાં મળી જઇને તે રૂપે રહે છે જેમ ઘડો ભાગી ગયા પછી તે માટીમાં મળી જઇને માટી રૂપે રહે છે એને નાશ કહે છે. ) બાધમાં વસ્તુ જેવી દેખાતી હોય તેવીજ દેખાયા કરે છે. એટલે તેનું નામ અને રૂપ કાયમ રહેલું દેખાય છે, એમ છતાં વિચારવાથી માલુમ પડે છે કે તે વસ્તુ કામમાં આવે તેવી નથી. ઉજ નહિ જેમ મૃગજળ તાત્પર્ય—નાશ પામેલી વસ્તુ નાશ પામ્યા પછી જોવામાં આવતી નથી પણ બાધ્ય વસ્તુ તો વિચારથી બાધ કર્યાં છતાં પણ તેમજ દેખાયા કરે છે. નાશ કરવો એ કુદરતનું કામ છે, બાધ કરવો એ વિચારવંત મનુષ્યના હાથની વાત છે. ) (અપૂર્ણ)



## वेदांग—कल्प.

વેદનાં શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ, એ ૭ અંગો છે તેમાંથી શિક્ષા સમ્બન્ધી ઉલ્લેખ આ માસિકનાગતાંકભાગમાં થઇ ગયો છે હવે અત્રે કલ્પ સમ્બન્ધી હકીકત લખવામાં આવે છે,

कल्प्यते समर्थ्यते श्रौतस्मार्तकर्मकाण्डेतिकर्त्तव्यता यत्र स कल्पः ॥

ભાવાર્થ—શ્રૌતસ્માર્ત કર્મ કાંડના અનુષ્ઠાન કરવાનો પ્રકારઅને ક્રમ જેમાં યથાર્થરીતિથી સમર્થિત વા વિશદ કરવામાં આવ્યો હોય તે વેદના અંગને કલ્પ કહેવાય છે

हस्तौ कल्पोऽथ पठ्यते

એ શ્લોકમાં વેદાંગકલ્પ ને હાથ ગણવામાં આવેલ છે. મનુષ્યશરીરમાં કર્મ કરવાનું મુખ્ય સાધન જેમ હાથ છે તેમ વેદ ગમ્ય વૈદોક્ત કર્માનુષ્ઠાન ઘરાબર કરવા માટે મુખ્ય સાધન કલ્પ છે જેમ વેદનાં સર્વઅંગ વેદની અંદર વિદ્યમાન હોવાથી વેદની સાથે સાથે નિત્યછે તેમ કલ્પ પણ

આશ્રય છે તેના પ્રકાશથી જે પ્રકાશમાન થાય છે તે. શ્રુતિમાં પણ છે કે "
" तदेतज्जडम् " ॥ તે જડ છે.

ચિત્ જેને પ્રકાશ કરવાને બીજા કોઈ સાધનની અપેક્ષા નથી હોતી તે સ્વયંપ્રકાશ શ્રુતિમાં કહ્યું છે કે " साक्षिचेता " તે સાક્ષી છે અને ચેતન છે. " ઈત્યાદિ.

## मेयमायौ ॥ ५ ॥

મેય અને માય પણ તેનાંજ નામ છે.

મેય-પ્રમેય અથવા વિષય. માન ( પ્રમાણ ) વડે જેનું નિરૂપણ કરવામાં આવે છે તે 'મેય' કહેવાય છે. તે માન ( પ્રમાણ )નો વિષય હોવાથી તેને 'વિષય' પણ કહે છે.

માય-પ્રમાણ અથવા વિષયી-જેનાવડે મેયનું જ્ઞાન થાય તે. માન, પ્રમાણ, માય કે વિષયી કહેવાય છે. વિષયનો જાણનારો માટે વિષયી કહેવાય છે. શ્રુતિ છે કે. " तमेव भान्तमनुभाति सर्वम् । " તે પ્રકાશે છે તેને લીધે બીજું સર્વ પ્રકાશે છે.

ઉદાહરણ-જેમ ઘટાવચ્છિન્નચૈતન્ય એ જાણવાની વસ્તુ છે માટે તેને મેય, પ્રમેય, કે વિષય કહેવામાં આવે છે, અને નેત્રાવચ્છિન્નચૈતન્ય એ જાણનાર છે માટે તેને માય, માન, પ્રમાણ કે વિષયી કહેવામાં આવે છે. )

## बाध्याबाधौ ॥ ६ ॥

બાધ્ય અને અબાધ પણ તેનેજ કહે છે

બાધ્ય—જે વસ્તુ ભાસે ખરી પણ વિચાર કરતાં ટકી શકે નહિ તે.

અબાધ—બાધરહિત. જે વસ્તુ ત્રણ કાળમાં એક રૂપે ભેળી રહેલી હોય તે.

એ વિષે કારિકાઓ છે કે—

त्रिकालेप्येकरूपेण भाति बाध्यो न केनचित् ।
तत्पारमार्थिकं वस्तु विद्वद्भिरुपगीयते ॥
विस्पष्टं भासते लोके यद्विनाशान्न लभ्यते ।
तत्प्रातिभासिकं नाम प्रतिबिम्बादिकं यथा ॥ इति

ને શાખા નિમ્ન વિધિથી પુરોડાચાર્ય હવિર્યંદણ માટે સૂપ અને અગ્નિ-હોત્ર હવણી નામક યજ્ઞપાત્ર હાથમાં કર્મણેવામ્૦ મંત્ર બોલીને લે. ત્યાર પછી વેદમંત્રથી તે બેઉને ગાર્હપત્ય કુંડમાં તપાવે પશ્ચાત મંત્ર બોલી તે પ્રડાપાત્રી તરફ ચાલે. અને તેને વિધિ પૂર્વક સ્પર્શ કરે. વિગેરે સંપૂર્ણ વિધિ કલ્પમાં સ્પષ્ટ કરી હોય કે કર્મકાંડ સમ્બન્ધી અનેક વિચારણીય અંશોની મીમાંસા અને નિર્ણય કલ્પ સૂત્રકારોએ કરેલ છે. તથા કર્મ કાંડમાં ઉપયોગી અનેક વિચાર કલ્પ સૂત્રમાં એવા લખ્યા છે કે જેનું સાક્ષાત વર્ણન શ્રુતિમાં નથી પણ શ્રુતિ ઇંગીત ગૂઢ આશય લઇને તેવા વિચારો સ્પષ્ટ કર્યા છે. આ કલ્પ-વેદાંગ જાણવાની પૂર્ણ જરૂર છે. કારણ કે મંત્રોમાં તથા નિરૂક્તાદિમાં આવનાર, પારિભાષિક શબ્દો, આધાર, આજ્યભાગ ઉપસ્તારાભિધાર, ચતુરવત્ત, પંચાવત્ત, પ્રયાજ વિગેરે શબ્દના અર્થ ત્યારેજ સમજાય છે અને તે જાણ્યાવિના વેદાર્થ બરાબર સમજી શકાતો નથી માટે કલ્પનો બોધ-જ્ઞાન-વિશેષ ઉપયોગી છે ૐ




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૪૧ થી )

આ વિચાર તરફ મનુષ્યોનું લક્ષ ખેંચવા સંવત. ૧૯૬૭ નું બજેટ એ નામનો લેખ લોકકલ્યાણમાં તત્પર પરમ કૃપાળુ યતિ મુકુન્દાશ્રમજીએ લખી બહાર પાડ્યો હતો પણ જેઓ મોક્ષસાધનનું નામુંજ રાખતા નથી તેમને બજેટની કે સરવાયાની શી દરકાર હોય.'

કેટલાક અપ્રામાણિક સરકારી નોકરો પોતાની કમાણીનું નામું રાખતા નથી કારણકે પોતે અન્યાયથી દ્રવ્ય મેળવે છે તેવાત પોતાનાજ લખાણથી ખુલ્લી થવાનો તેમને ભય છે. આ પ્રમાણે નામું ન રાખવાથી રાજ તંત્રના અધિષ્ઠાતાને કદાચ તેઓ ઠગી શકેપણ જગતના અધિષ્ઠાતા તો સર્વ-વ્યાપક અને સર્વદર્શી હોવાથી તેને કોઇ પણ છેતરી શકે એમ નથી. આપણે પ્રતિક્ષણ શું કર્યું તેની નોંધ તેની પાસે રહેછે અને પ્રત્યેકને તેના

કર્માનુસાર ફળ મળી શકે એવી તેની યોજના છે એટલે પરમાર્થ રૂપ ધર્મનું જે નામું નહિ રહેતો આખર આપણનેજ હાનિ છે. કામ ક્રોધાદિશત્રુઓ મોક્ષમાર્ગથી ભ્રષ્ટ કરવા અહોનિશ ઉદ્યોગમાંજ છે માટે બંધુઓ; ચાલો આપણે આજથીજ ચેતીએ. નીચે બતાવ્યા પ્રમાણે અથવા તેનેમળતી નિત્યનોંધ રાખીએ કે જેથી સાલ આખરે સરવાળું કાઢી શકાય અને બજેટ અથવા અંદાજ પત્રક પણ તૈયાર કરી શકાય.

## નિત્યનોંધનો નમુનો.

| તિથિ | ઉત્થાન કાળ | પ્રાતઃ સંધ્યા | માધ્યાન્ સ્મરણ | મનનીક સદ્ગુણ | ગીતા શ્લોક | નિત્ય અ. ધ્યાન | ગફલતનું કારણ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

૧. નિત્યનોંધ નિયમસર રહે એ માટે પહેલું આસન તિથિનું રાખેલું છે

૨. તમોગુણને નિયમમાં રાખવા જીજ્ઞાસુએ સતત યત્નશીલ રહેવાની આવશ્યકતા છે તેથી તેણે સૂર્યોદય પહેલાં નિન્દ્રાનો ત્યાગ કરવા દૃઢનિશ્ચય કરવો જોઇએ અને તે પ્રમાણે થાય છે કે નહિ તેની બીજા આસનમાં નોંધ લેવી.

૩. ધર્મશાસ્ત્રમાં દ્વિજોને ત્રિકાળસંધ્યા કરવાની આજ્ઞા છે એટલે પ્રાતઃ સંધ્યા કરવાની આવશ્યકતા વિષે લખવાની કશી અગત્ય નથી એમ લાગે, પરંતુ આજકાલ પાશ્ચાત્ય સંસ્કારોનું પ્રાબલ્ય હોવાથી, ભોજન સમયે નહાવું, અને નાહીને તુર્ત જમવા બેસવું, એવી પદ્ધતિ વધતી જાય છે, જેથી જીજ્ઞાસુએ તે પ્રવાહમાં ન તણાઇ જવાની કાળજી રાખવી પડે એમ છે અને તેથી ત્રીજું આસન પ્રાતઃ સંધ્યા વિષે છે.

૪. સરકારી ઓફિસો અને વ્યાપારી પેઢીઓ અગીઆર વાગેથી ઉઘડે છે એટલે ઘણાકને માધ્યાન્હ સંધ્યાનો અવકાશ આવવો કઠણ છે પરંતુ પાંચ મિનિટ સ્વસ્થ થઇ ઇષ્ટ સ્મરણ સર્વ કોઇથી બની શકે એમ છે. ધંધામાં ચિત્ત પરોવાઇ જવાથી એટલું પણ કદાચ ભૂલીજવાય એમ ન બને માટે ચોથું આસન રાખેલું છે.

૫. સાધનસંપન્ન મુમુક્ષુઓજ જ્ઞાનના અધિકારી છે. અન્યને મળેલો બોધ અંતઃકરણમાં સ્થિર થતો નથી. પૂર્વપુણ્યના ઉદયથી જ્ઞાનમય થવા જેવી કંઇક વૃત્તિ થાય, પરંતુ સદ્‌ગુરૂના સમાગમ વિના અને પ્રબળ પ્રયત્ન વિના સાધનોના નામ જાણવા માત્રથી સાધનસંપન્ન થવાતુ નથી. વિવેક વિરાગાદિ ગુણો આચાર અને વિચારમાં ઉતરે નહિ ત્યાં સુધી જીજ્ઞાસુ સાધન સંપન્ન ગણાય નહિ. જેટલા પ્રમાણમાં વિવેકાદિગુણો જીજ્ઞાસુના જીવનમાં ઉતરે તેટલા પ્રમાણમાં ઉપદેશનીછાપ તેના હૃદયપટપર પડે છે. માટે વિવેકાદિ સદ્‌ગુણો પૈકી અનુક્રમે એકનું દરમાસે ચિંતન તે આચારમાં કેટલો ઉતર્યો તે તપાસવું. સમાધિના ઉપકારક યમ નિયમાદિ પણ એવાજ યત્નથી સિદ્ધ કરવાના છે જેથી પાંચમું આસન મનનીય સદ્‌ગુણનું રાખેલું છે.

૬. ગીતા આદિ સદ્‌ગ્રંથનું વાંચન કર્યા પછી તેનું સારી રીતે મનન કર્યા વિના શબ્દાર્થજ પૂરો હસ્તગત થતો નથી તો પછી લક્ષ્યાર્થ તો હાથમાં આવેજ શાનો? આટલા માટે જરૂરનું છે કે જેને સંસ્કૃતનું સાધારણ પણ જ્ઞાન હોય તેણે શ્રી ગીતાજીમાંથી અનુક્રમે એક શ્લોક અર્થસાથે પ્રતિદિન સૂતા પહેલા કંઠે કરવો અને પ્રાતઃ સંધ્યા કરી રહ્યા પછી ઓછામાં ઓછું પાંચ મિનિટ તે પર મનન કરવું અને તે સમયે સાક્ષાત્ પ્રભુ શ્રી કૃષ્ણચંદ્રજ આપણને બોધ આપતા હોય અને આપણેજ અર્જુન હોઇએ એમ કલ્પના કરી લેવી. આ પ્રયોગથી બે લાભ થાય છેઃ એક તો સ્મરણ શક્તિ બળવાન થતી જાય છે અને શ્લોકનો લક્ષ્યાર્થ સમીપ આવતો જાયછે. જેનું સંસ્કૃત જ્ઞાન ઉત્તમ પ્રતિનું હોય તે ઉપનિષદોમાંથી એકેક શ્લોક લઇ, આ પ્રમાણે કંઠે કરે તો તે પણ શ્રેયસ્કર છે. જેમને સંસ્કૃતનું જ્ઞાન બિલકુલ ન હોય તેમણે સમશ્લોકી ગીતામાંથી એકેક શ્લોકનો અર્થ કંઠે કરી બીજે દિવસે તેનું મનન કરવું. આ કારણસર છઠ્ઠું આસન ઉપયોગી છે.

૭ જે જીજ્ઞાસુ, ગૃહસ્થાશ્રમમાં છે અને તેમાં પણ જેને પેટની વેઠમાં, આખો દિવસ ગુંથાઇ રહેવુ પડે છે તે જીજ્ઞાસુ જો વેદાંતના કોઇ ગ્રંથનું,–પ્રતિ દિવસ કમીમાં કમો અર્ધો કલાક પણ એકાગ્ર ચિત્તથી અધ્યયન, ન કરે તો. તેની જીજ્ઞાસા મંદ પડી જાય અને આ જન્મમાં તો કદાચ ફરી જાગૃત ન પણ થાય જેથી સાતમું આસન પણ ઉપકારક છે.
૮. આપણા નિશ્ચયમાં કયા કયા કારણથી વિઘ્ન આવે છે તે જાણવા આઠમું આસન છે.

ઉપર પ્રમાણે નિયમસર નિત્યનોંધ રાખી, પ્રતિમાસે માસિકપત્રક તૈયાર કરી પોતાના ગુરૂ ઉપર અથવા કોઇ તત્ત્વ જીજ્ઞાસુ મિત્ર ઉપર મોકલવાથી વર્ષ આખરે સરવાયું પણ નીકળી શકે અને આવતા વર્ષને માટે બજેટ પણ તૈયાર કરી શકાય અને તત્ત્વ જીજ્ઞાસા જાગૃત રહી, મોક્ષ માર્ગમાં પ્રયાણ વેગવાન રહે એમાં સંશય નથી.

જ. કૃ. પંડ્યા.




( અનુસધાન ગતાંક પૃષ્ટ ૨૫૪ થી )

## द्रौपदी अने पांडवोनो पूर्वजन्म.

તમે જે ખરાબ કામ કરેલ છે. તેના ફલ રૂપે તમને મનુષ્ય યોનિ પ્રાપ્ત થશે, પછી સારાં સારાં કામો કરી સ્વ કર્મના ફલદ્વારા દુર્લભ ઇન્દ્ર લોકને પામશો મહાદેવનો એ આદેશ સાંભળી પહેલા ચાર ઇન્દ્રો બોલ્યા હે પ્રભો ? આપની આજ્ઞા શિરોધાર્ય છે. દેવલોકથી અમારો સમ્બન્ધ છૂટીગયો હવે અમે મૃત્યુ લોકમાં જઇ મનુષ્ય શરીર ધારણ કરીશું ત્યાં મોક્ષ મહા મુસીબતે મળે છે તેને તો અમે સહન કરીશું પણ અમારી એક પ્રાર્થના છે કે ધર્મ, વાયુ, ઇન્દ્ર, અને અશ્વિની, કુમારોજ અમને કોઇ માનુષી ગર્ભમા ઉત્પન્ન કરે. આચારની આ વાત સંભળી તુરત પાંચમો ઇન્દ્ર બોલ્યો કે હું મારા વીર્યથી એક કાર્યદક્ષ પુરૂષ ઉત્પન્ન કરીશ તે આચારની સાથે પાંચમો હો. ઇન્દ્રોની આ પ્રાર્થના દયાળુ દેવ મહાદેવે સ્વીકારી લીધી અને પહેલી પરમ સુન્દરી યુવતી, જેની સાથે ઇન્દ્ર આવ્યો હતો તેને સર્વની ( પાંચે ઇન્દ્રની ) સ્ત્રી બનાવી આ સર્વને પોતાની સાથે લઇ મહાદેવ વિષ્ણુ પાસે આવ્યા તેમણે મહાદેવની સર્વ વાતો સ્વીકારી લીધી ઇન્દ્રનું અભિમાન ઉતારવા શિવજીએ જે ઘટના ઉભી કરી હતી તેને શ્રી નારાયણે અનુમોદન આપ્યું એટલે મહાદેવ ગાયબ થયા.

શ્રી શંકરના ગયા પછી શ્રીનારાયણે પોતાના માથાના બે વાળ ઉખાડ્યા એક હતો સફેદ અને બીજો હતો કાળો એ ઉભય વાળથી યદુકુલ કામિની રોહિણી અને દેવકીના ગર્ભથી બે પુત્રોની ઉત્પત્તિ થઇ સફેદ વાળ દ્વારા બળદેવ અને કાળા વાળથી શ્રી કૃષ્ણનો અવતાર થયો. તેથીજ વાસુદેવ શ્રી કૃષ્ણને કેશવ પણ કહે છે યથાસમયે પાંચ ઇન્દ્રો પાંચ પાંડવ રૂપે જન્મ્યા તેમા સાક્ષાત્ ઇન્દ્રના અંશ રૂપે સવ્ય સાચી અર્જુન છે જે દેવીને મહાદેવજીએ એ પાંચેની સ્ત્રી નિર્માણ કરી હતી તેજ લક્ષ્મી સ્વરૂપ આપની કન્યા પાંચાલી દ્રૌપદી છે.

ઉપરની સર્વ હકીકત મહર્ષિ વ્યાસે રાજા દ્રુપદને કહી પછી કહેવા લાગ્યા મહરાજ દ્રુપદ ! આ સંસારની સર્વ વાતો પૂર્વ જન્મ સાથે સમ્બન્ધ રાખે છે અને દરેક ઘટનાઓમા અદૃશ્ય દેવનો હાથ હોય છે સામાન્ય મનુષ્યો આબાબત સમજી શકતા નથી તેથી ગમે તેવા તર્ક કરે છે. તે જે. માણસ હમેશાં ઇશ્વર ભક્તિ પરાયણ અને સત્ય બોલનાર હોય છે તે ગમે તે સમયે જાણતા કે અજાણતા જે કાંઇ બોલે છે તે સત્યજ હોય છે એટલુંજ નહિ પણતેમા દેવની પ્રેરણા રહેલી હોય છે. દેવીકુંતાજી જે બોલ્યા કે “ પાંચે ભાઇઓ તેનો ઉપભોગ કરો ” એમા દેવતાઓની પ્રેરણા છે તેથી જ્ઞાતા પુરૂષો પણ કહે છેકે

**सद्भिस्तु लीलया प्रोक्तं शिलालिखितमक्षरम् ।**

સત્પુરૂષો લીલાવડે બોલે તો પણ પત્થરપર લખેલા અક્ષરની પેઠે દૃઢ હોય છે તેવીજ પ્રકાર આબન્યો છે હેરાજન્ તુંજ વિચારી જોકે જો દૈવી ઘટના નહોયતો દ્રૌપદીનો જન્મ વેદીમાથી શીરીતે થાય ?. કોઇ મનુષ્યનો સામાન્યમનુષ્યનો—જન્મ યજ્ઞવેદીમાથી થયો છે ? નહિજ તેથી દેવી દ્રૌપદી મનુષ્યાકારે દેખાય છે ખરી પણ સામાન્ય મનુષ્યો કરતા તેનું સ્વરૂપ યોગ દૃષ્ટિએ જુદુંજ છે અજ્ઞાની ભરવાડ હીરાને ચકચકતો પત્થર સમજે કારણ. વેનુ તેટલુંજ જ્ઞાન છે. સામાન્ય રીતે જોઇ એનો. ઝવેરીઅને ભરવાડની આંખો સામાન્ય તથા સરખીજ છે. છતાં ઝવેરીએ જોવાની શક્તિને જુદાજ પ્રકારે કેળવી છે તેવીજ પ્રકાર આને સમજવાનો છે., હેરાજા હું પ્રીતિ પૂર્વક તમને દિવ્યદૃષ્ટિ આપુછુ. તેથી તમે જોઇ શકશોકે એ પાંચ પાંડવ તે પાંચ ઇન્દ્ર છે વસ્તુત ઇન્દ્રના પાંચ સ્વરૂપ પણ એકજ છે

મહર્ષિ વ્યાસે પોતાના તપ પ્રભાવથી રાજાદ્રુપદને દિવ્યદષ્ટિ આપી તેનાવડે રાજા દ્રુપદે જોયુંતો પાંડવો દિવ્ય દેહ ધારી જે તેમના માથા ઉપર સુવર્ણના મુકુટ તથા શરીર પર અનેક પ્રકારના અલંકારો શોભીરહ્યા છે સૂર્ય સમાન તેમનું તેજ છે તથા સુગંધી વસ્ત્રો ધારણ કર્યા છે તે જોઈ રાજા દ્રુપદ બહુ આશ્ચર્ય પામ્યો. તથા દેવી દ્રૌપદીની દીપ્તિ જોઇને તો તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પછીથી વ્યાસ દેવના ચરણમાં મસ્તક નમાવી એટલુંજ બોલીશકાયો કે હે મહર્ષે આપને ધન્ય છે. આપનું તપો બળ શ્લાઘ્ય છે વખાણવા લાયક છે. આપ જે ધારો તે કરી શકો તેમ છો

વ્યાસજી એ કહ્યું—રાજા દ્રૌપદીના સમ્બન્ધમાં એક બીજી પર્યુકથા છે જે સાંભળી તમારા મનમાં નક્કી થશેકે તેનો યોગજ પાંચ પતિની પત્ની થવાનો છે અને બ્રહ્માએ તેટલા માટેજ તેને ઉત્પન્ન કરી છે. તે વાત તમે ધ્યાન પૂર્વક સાંભળો. કોઇ તપોવનમાં એક ઋષિ તપસ્યા કરતા હતા તેને એક કન્યા હતી વિવાહ યોગ્ય તેની અવસ્થા થતાં તેનો વિવાહ થવાનોકાળ આવ્યો નહિ તેથી તેણે કઠિન તપસ્યાવડે શ્રી શંકરને તુષ્ટ કર્યા. પ્રસન્ન થયેલા મહાદેવે તેને દર્શન આપી ને કહ્યું હે ભદ્રે ! તારીતપસ્યાથી હું બહુ પ્રસન્ન થયોછું માટે તારી ઇચ્છામાં આવે તે વરદાન માગીલે. તે કન્યાના મનમાં પતિ પ્રાપ્તિની ઇચ્છા પ્રબળ હતી. તે અભિલાષાના આવેગમાં તે સદ્ભવના સંભૂત આનંદ ભાવને રોકી શકી નહી. તેમ તે વખત પતિ સિવાય અન્ય કોઇ બાબતપર તેનું લક્ષ રહ્યું નહિ. તેણે હાથ જોડી મહાદેવને કહ્યું.

पतिं देहि पतिं देहि पतिं देहि दयानिधे ! ।
पतिं देहि पतिं देहि करुणाकर शंकर ॥

પ્રસન્ન થએલા મહાદેવે કહ્યું એવમસ્તુ—એમજહો તુને પાંચ પતિ મળશે. ઋષિ કન્યા મહાદેવજીને કહેવાલાગી—હેપ્રભો મેંતો આપની પાસે એકજ પતિ મળવાની પ્રાર્થના કરી છે. અને હું એકજ પતિ ચાહું છું પંચ નહિ મહા દેવે કહ્યું—ભદ્રે ! તેં પાંચ વખત પતિની યાચના કરી છે તેથી બીજા જન્મમાં તારે પાંચ પતિ થશે. રાજા ? તમારી કન્યા દ્રૌપદી, એ પૂર્વના મહર્ષિની પુત્રી છે. ભગવાન્ ચંદ્રશેખરે તેને પાંચપતિ પામવાનું વરદાન આપ્યું છે તે અફ્લ થવાનું નથી પાંડવોને માટેજ યજ્ઞવેદીમાંથી

એની ઉત્પત્તિ થઇ છે. પૂર્વજન્મના પરિપાક પામેલકર્મનાં ફળ ટળતા નથી. જે હકીકત હતી તેસર્વ તમને કહી દીધી હવે જેમ તમારી મરજી હોય તેમ કરો. ( ક્રમશઃ )

નોટ—આ પ્રકરણમાં પૂર્વ જન્મ અને યોગ સમ્બન્ધી વાતો આવી છે જે પુરૂષોને શાસ્ત્રપર શ્રધ્ધા છે તેમનું તો આથી સમાધાન થઇ જશે પણ કુતર્કીઓનું સમાધાન થવું કઠિણ છે કારણ યોગ અને પૂર્વ જન્મની બાબત પરોક્ષ છે. તેથી કદિ તે ગપ્પ ગણશે તે જો દ્રૌપદીને પાંચપતી હતા એ વાત સત્ય માને તો જેમાં પાંચ પતિની વાત છે તેમાંજ આ ખુલાસો છે એટલે તેને પણ સત્ય માનવો પડે ને અસત્ય માને તો બધી બાબત અસત્ય ગણે પણ અર્ધ જરતી ન્યાયયોગે પાંચ પતિની વાત સ્વીકારવી અને ખુલાસો ન માનવો એવા સહુ જેવા કહુ વાદીઓને તો બ્રહ્મા પણ સમજાવવા સમર્થ નથી તો પછી બીજાની તો વાતજ શી ? દ્રૌપદી એ અસાધારણ મનુષ્ય છે. અને તેના પાંચ પતિ પણ અસાધારણ છે તો શાસ્ત્રમાંઆવેલી એક અસાધારણ વાતને આગળ કરી સર્વ સાધારણ મનુષ્યને તેમાં સંડોવવા એ દાખલાને આગળ કરવો એ એક પ્રકારનું અજ્ઞાનજ છે. માટે એમાંથીતો કર્મ ફળનો સાર માત્ર ગ્રહણ કરવાનો છે.

દયા

---

# પડતીનું નિદાન

( અનુસંધાન અંક ૭ પૃષ્ટ ૨૧૧ થી )

હિંદના સર્વે વ્યવહાર ધર્માધીન છે. એધર્મના પાલનથી હિંદમાં સર્વસામગ્રી વિપુલતાને પામી છે. ભારતવર્ષના આઅપૂર્વ ઐશ્વર્યથી આકર્ષાઇને અનેક જાતિઓએ આભૂમિ ઉપર પોતાનો અધિકાર જમાવવા

યત્નકર્યો છે. ભરતખંડનો ઇતિહાસ અવલોકન કરવાથી સમજાય છે કે મુસલમાન સામ્રાજ્યના પતન પર્યંતમાં અર્થાત બેહજાર વર્ષમાં નો વિજાતિયો એ ભારત વર્ષમા અધિકાર જમાવવા માટે આક્રમણ કરેલ છે. જેમા પ્રજા અને દ્રવ્યનાશની બાબતમાં તો સર્વપૂર્ણ મનોરથ થયા છે પરંતુ તેમાંથી માત્ર બેજ નરપતિયોઆગી રૂપથી પોતાનો અધિકાર જમાવી શક્યા છે. જેના પુરૂષાર્થથી ભારતવર્ષમાં મુસલમાન સામ્રાજ્યની પ્રથમ અવસ્થામા પઠાણુ સામ્રાજ્ય અને શેષ ભાગમાં મોગલ સામ્રાજ્ય સ્થાપિત થયું હતું વિજાતિય અને વિધર્મી રાજગણ દ્વારા ભારતવાસી અતિકષ્ટ પામ્યા છતાં પોતાના સાત્વિક બલના પ્રભાવથી તેસમયે પૂર્ણ હીનતાને પામ્યાં નહોતાં. આર્યધર્મ વિરોધી શાસકોએ અનેક યત્ન અને અપાર ઉપાયો યોજ્યા છતાં તે સમયમાં હિંદુઓમાંથી સ્વજાતિભાવનો લોપ થયો નહતો. તેથી ચોદિશવ્યાપ્ત અત્યાચાર રૂપ અગ્નિમા પણ તે પોતાનું સંરક્ષણ કરવામા સમર્થ થયાહતા

ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ પ્રકૃતિના સ્વાભાવિક ગુણ છે એ અભ્રાન્ત નિયમાનુસાર ઉન્નતિ સાથે અવનતિપણ અવશ્ય સંભાળી છે એ અનુલંઘનીય પ્રાકૃતિક નિયમાનુસાર જ્યારે મુસલમાન સામ્રાજ્યની રાજસિક શક્તિ નિસ્તેજ થઇ ગઇ અને તે સાથે શાસકોનો પાપ પ્રવાહ વૃધ્ધિ પામ્યો તેવખતે આર્યજાતિએ પુનઃ પોતાની રાજસિક શક્તિની વૃધ્ધિ કરવાનો યત્ન કર્યો જેના યોગે ભારત વર્ષમા મુસલમાનસામ્રાજ્યના પરિવર્તન સાથે મહારાષ્ટ્ર સામ્રાજ્ય સ્થાપિત થયુ તેજ સમયમાં સિક્ખ, ગોરખા,મરાઠા, રજપુત, આર્યજાતિમા પુન: જીવતાનુ લક્ષણ પ્રકાશવા લાગ્યું. અધઃપતિત આર્યગણોમા રાજસિક શક્તિનો પૂર્ણ વિકાશ થયો નહતો તેવા સમયમાં રાજસિક શક્તિમા આગળવધેલા યુરોપીયનોનો પ્રભાવ આર્યાવર્તમાં ચમકવા લાગ્યો.

પ્રાકૃતિક ગુણોનો એ સ્વભાવ છે કે તમોગુણ રજોગુણથી અને રજોગુણ સત્વ ગુણથી દબાઇ જાય છે. તેથી હિંદવાસીઓ એ અધિક રાજસ ગુણ યુક્ત યુરોપીઅનોને પોતાનું રાજ્ય સુપ્રત કરી દીધું યુરોપીઅન જાતિ સમૂહમા ગુણોની શ્રેષ્ઠતાથી અગ્રેજ જાતિ સર્વોત્કૃષ્ટ હતી તેથી સદ્દગુણોના પુરસ્કારરૂપ આ ભારતરત્ન સ્વતઃ તેને પ્રાપ્ત થઇ ગયું, આ આધિદૈવિક કારણથી, અગ્રેજોને પોતાનુ સામ્રાજ્ય સ્થાપન કરવામા શરીરબલનો વિશેષ ઉપયોગ કરવો પડયો નહોતો. મુસલ-

માન સામ્રાજ્યના અધઃપતન પછી અવનતિ પતિત આર્ય જાતિના ક્ષીણ, રાજસિક પુરૂષાર્થના સમયમાં સ્વતઃ બુદ્ધિ કૌશલ પ્રયોગ અને આર્ય જાતિની મદદથી અંગ્રેજ સામ્રાજ્યની પ્રબલતા સ્થાપિત થઇ ગઇ તથા ક્રમશ તેઓ ભારતવર્ષના પૂર્ણ અધિકારને પ્રાપ્ત થઇ ગયા.

દીર્ઘકાલથી સ્વાધીનતાના સુખને ભોગવનારી આર્ય જાતિ થોડાક સમયમા હીનબલ થઇ ગઇ. આર્ય જાતિની પરાધીન અવસ્થાનો વિચાર બે ભાગથી કરી શકાય તેમ છે ( ૧ ) મુસલમાન સામ્રાજ્યનો સમય ( ૨ ) અંગ્રેજ સામ્રાજ્ય નો સમય. મુસલમાનોના સમયમાં હિંદુજાતિ પડતીના પગે પડી હતી પણ પોતાની સ્વજાતિ ભાવને ભૂલી નહોતી. તે વખતનો ઇતિહાસ જોતાં જણાય છે કે તે વખતના ઘોર આપત કાળમાં પણ આર્યજાતિ પોતાની રીતિ, નીતિ, ધર્મ, કર્મ, શિલ્પ, વાણિજ્ય, વેષ, ભાષા અને સદાચાર વિગેરે ને ભુલી નહોતી. તેજ અરસામાં શ્રીરામાનુજાચાર્ય શ્રીમધ્વાચાર્ય, શ્રી નિમ્બાર્કાચાર્ય, શ્રીવિષ્ણુ સ્વામી, શ્રી વલ્લભાચાર્ય શ્રી ચૈતન્યાચાર્ય, શ્રી રામાનંદ સ્વામી, શ્રી રામદાસ, શ્રીમધુસુદનાચાર્ય, આદિ ધર્મ પ્રવર્તકો પ્રકટ થયા હતા તેજ વખતમા આગ્રાનો તાજમહેલ અને શ્રી વૃન્દાવનસ્થશ્રીગોવિન્દદેવનું મંદિર વિગેરે શિલ્પ અને કાશ્મીરી શાલ, ઢાકાની મલમલ, કટકના અલંકાર, વિગેરે જુદી જુદી કારીગરી પણ સારા વિકાસને પામી હતી.

તે વેળાએ વાણિજ્યનો પણ એટલો બધો વિસ્તાર હતો. કે જેના લોભથી યુરોપનો સર્વ ઉત્સાહી જાતિ સતત ભારત વર્ષમાં આવવા માટે હમેશાં અકળાતો હતો એજ વાણિજ્યના પ્રતાપે અંગ્રેજ જાતિ ભારતના પૂર્ણ અધિકારને પામી છે તેજ સમ્રાજ્યના સમયમા ભારતવાસીઓ હીનવીર્ય થયા હતા હતા. પોતાના વેષને બદલી પરદેશી વેષ ધારણ કરવાના પક્ષપાતી થયા નહોતા. હિંદુઓના ભૂષણરૂપ સાધારણવસ્ત્રો અને માથાપર પાઘડી હિંદમા પ્રચલીત હતી તેવખત ભારત વાસીઓનો એ પ્રભાવહતો કે મુસલમાનો તેમનું અનુકરણ કરી હિન્દી વેષ ધારણ કરતા હતા. તે વખતે હિંદીઓની ભાષામા બહુ અંતર પડી ગયું હતું. રાજ કાર્ય ચલાવવાને નવી ઉર્દુ ભાષાની યોજના થઇ હતી. તોપણ આર્યજાતિ પોતાની ભાષા પર દ્વેષ કરતી નહોતી. તે સમયે મનુષ્યોના મનની દઢતાને લઇને ફારસી કે અરબી ભાષાનો વિસ્તાર નથયો પણ જય કરનારાઓની ભાષામાં ફેરફાર થઇને નવી ઉર્દુ ભાષાની સૃષ્ટિ ઉત્પન્ન થઇ. ધાર્મિક દઢતાની બાબતમાં

તો તે વખતનાં અનેક પ્રમાણો મળે છે. તે વખત મહમદીય જાતિએ સંપૂર્ણ પુરૂષાર્થ પ્રયોગ કર્યો છતાં આર્ય જાતિના ,ધર્મ વિચારમાં પરિવર્તન થયું ન હતું. આર્યસદાચારની દ્રઢતાનું. આથી અન્ય અધિક પ્રમાણ શું જોઇએ ? , જે જે ભારતીય ક્ષત્રિય નૃપતિગણ લોભ અથવા ભયને વશ થઇને આચાર હીનતાને પામ્યા ,હતા તથા મુસલમાન સમ્રાટોની સાથે વૈવાહિક સમ્બન્ધ યોજી બલવાન બન્યા હતા તે પણ સ્વ સમાજમા પોતાના સન્માનનું રક્ષણ કરી શક્યા નહોતા બીજી તરફ મહમદીય સમ્રાટ્ ગણુથી અતિલાંછિત તથા કર્ષિત છતાં સદાચારી મેવાડ રાજવંશી આર્ય ગણુની પાસેથી " હિંદુસૂર્ય " ઉપાધિ પ્રાપ્ત કરી હતી. યદિ ઇતિહાસ તરફ લક્ષ્ય કરી પ્રશ્ન કરવામાં આવે કે પૃથ્વી ભરમાં કઇ જાતિ એ ઘણા સૈકા સુધી ઘોર અત્યાચારો સહન કરીને પણ પોતાનું સ્વત્વ સાચવ્યું છે ? તો તેનો ઉત્તર એટલોજ મળશે કે વીર પ્રસૂતા મેવાડ. ભૂમિમાં ઉત્પન્ન થનાર સૂર્યવંશી રજપુતોએ ! !! તેમાં પોતાના ધર્મ પર દ્રઢતા એજ મુખ્ય હેતુ છે એમ વિચારવાનોને સમજાયા વિના રહેશે નહિ.

મુગલ સામ્રાજ્યની લુપ્ત પ્રાય અવસ્થામાં અને મહારાષ્ટ્ર સામ્રાજ્યના સમયમા અંગરેજ ગવર્મેન્ટનું આધિપત્ય ભારતવર્ષમાં થયું છે અંગરેજ રાજ્યે સૈન્ય બળથી ભારતવર્ષનો જયમેળવ્યો નથી પણ તેમના ગુણનો પ્રભાવ જોઇને આલસતથા પ્રમાદ પક્ષપાતી ભારતવાસીઓ, બુધ્ધિમાન અંગરેજોને પોતાના હિતકારી રક્ષકમાની બેઠા. ઘણાકાલથી દાસભાવાપન્ન હીનવીર્ય ભારતવાસીઓએ તે સમયે રાજ્ય શાસનની યોગ્યતા પોતામાં જોઇ નહિ અને બીજી તરફ મુસલમાન સામ્રાજ્યનો લય થયો તેથી દીન હીન ભારતવાસીગણુ બુધ્ધિમતી, દેશકાલપાત્રજ્ઞથી નિતીજ્ઞ અને રજોગુણી અંગરેજ જાતિના આશ્રિત બનીગયા. આ હકીકત ઇતિહાસનાં પુરૂષો પ્લાસીના યુધ્ધના વિવરણ ઉપરથી સમજી શકશે.

ઇસ્વીસનની પૂર્વ ૫૫મા જુલિયસ્ સીજર હજારો સૈન્ય સાથે લઇને બ્રિટન દ્વીપ ઉપર અધિકાર જમાવવા માટે આવ્યો ત્યારે તે ત્યાંનુ દ્રશ્ય જોઇને અતિશય દુઃખી થયો કારણ કે એ વીર જેની સાથે યુધ્ધ કરવા આવ્યો હતો તે બ્રિટિશવાસીઓ અર્ધ પશુ સ્થિતિમાં હતા. અપકવ માંસ એ લોકોનું ભોજન હતુ ભૂગર્ત અથવા સાધારણ કુટી તેમનું નિવાસ સ્થાન હતું તેઓ પોતાના શરીરને વિવિધ રંગથી રંગતાહતા, તેમની ભાષા કર્ણકટુ હતી ઇંગ્લાંડ જે વખતે આવી સ્થિતિમાં હતું તે પહેલાં

ત્રણસો વર્ષ ઉપર જ્યારે વીર ચૂડામણિ સિકંદર શાહ ભારતના વિજય વિચારથી પંજાબપર આક્રમણ કરવા માટે આવ્યો હતો ત્યારે તે તથા તેના સહચરો આર્યજાતિ ને જોઈને અત્યંત આશ્ચર્ય પામ્યા હતા. તેઓ જ્યારે પોતાના દેશમાં હતા તેવખતે આર્યજાતિને હીનવીર્ય અને અસભ્યસમજતાહતા તે આર્યજાતિ તેમની ગ્રીકજાતિની શિક્ષાગુરૂ છે. તેમણે અનુભવ કર્યો હતોકે આર્યજાતિનુ અપારવીરત્વ, હિંદુઓનો વેશ ભૂષણ, સ્વાભાવિકસૌન્દર્યની અપૂર્વતા,ભારત વાસીઓની દયા, શીલતા, નિર્ભયતા, આતિથ્ય વૃત્તિ, અને ધર્મબુધ્ધિ વિગેરે ગુણસમૂહ મનમોહક છે અને આર્ય જાતિની ભાષા અતિ મધુર છે. વિચારવાન્ પુરૂષો એ સમજી શકે છે કે આર્ય જાતિ અન્ય સકલ જાતિની આદિ શિક્ષા ગુરૂ છે ધર્મોન્નતિ. વૈજ્ઞાનિકપ્રગતિ શિલ્પનો અભ્યુદય, સંગીત વિદ્યાની શ્રેષ્ટતા યુદ્ધ વિદ્યાની ઉન્નતિ, ચિકિત્સા વિદ્યાની ઉન્નતિ જ્યોતિષ વિદ્યાની પારગતા, દાર્શનિક પ્રભાવ, સાહિત્યની વિપુલતા, સમાજની ઉન્નતિ, ભાષાની પ્રગતિ, વિગેરે બાબતોમાં ભારત વર્ષે જ સર્વથી પ્રથમ પૂર્ણ અધિકાર પ્રાપ્ત કર્યો હતો. ત્યાર પછી તેનીજ જ્ઞાન પ્રભા શિષ્ય પરંપરા દ્વારા પૃથ્વી ભરમા પ્રકાશિત થઇ, યુનાન ( ગ્રીસ ) રોમ અરબસ્તાન, ચીન, વિગેરે દેશોમાં પણ એજ જ્ઞાન જ્યોતિનો પ્રભાવ પ્રકાશતો હતો. એ પણ કરાલ કાલની વિકરાલ ગતિનો પ્રભાવ છે કે જે જાતિ એ હજાર વર્ષ પહેલા પણ સમાન હતી તેજ જાતિ યોગ્યતા પ્રાપ્ત કરી અધઃ પતિતઆર્ય જાતિની શિક્ષાગુરૂ થવા માટે અગ્રેસર થઇ રહી છે. જે આર્ય જાતિ જગદ્ગુરૂના નામથી પ્રખ્યાત હતી તેનીજ વર્તમાન દશા જોઈને એકજણ તેનું ઉપહાસ કરે છે કે આ જગદ્ગુરૂ જાતિના પુત્રો!!!

( ચાલુ. )

## आबरु अथवा साख.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૪૪ થી

( ૩ )

હરમીધરને લઈને કાલીદાસ વનમાળી શેઠની દુકાને આવ્યા કાલીદાસને જોઈ શેઠે આવકાર આપ્યો અને બોલ્યા ઘણા દિવસે દર્શન થયાં

કાલીદાસ—શું કરૂં શેઠજી આ કેસની બાબતમાં વારંવાર ધક્કા ખાવો પડે છે

વનમાળીદાસ—હજુ તેનો અંત નથી આવ્યો ?

કાલીદાસ—હજી તો હાયકોર્ટમાં અપીલ કરી છે.

વનમાળીદાસ—ઠીક એ બહાને મુંબઇ જેવાશે.

કાલીદાસ અને લક્ષ્મીધર બેઉ પોત પોતના મનમા ખબડયા કે પ્રશ્ન કરેને આવું બહાનું કાઇને નમળે

વનમાળીદાસ—હાલમાં આપ અમદાવાદમા વધારે રહો છો ?

કાલીદાસ—હા. ત્યાં કોઇ કામનો આરંભ કર્યો છે.

વનમાળીદાસ—કહો શી આજ્ઞા છે ?

કાલીદાસ—આ વખત મારે એક હજાર રૂપીઆનો ખપ છે.

વનમાળીદાસ—ચાલો બહુ સારૂં થયું. મારે પણ ત્યાં આવવાનો વિચાર છે.

કાલીદાસ—જરૂર અવશ્ય આવજો.

વનમાળીદાસ—બસ એટલાજ એમાંશી મોટી વાત છે. (મુનિમ તરફ કુંચીઓ ફેંકી ( મુનિમજી તિજોરી ઉઘાડી એક હજાર રૂપીઆ કાઢે

કાલીદાસ—અરે ભાઇ નોટો નથી રૂપીઆ કાણ ઉપાડશે ?

વનમાળીદાસ—નોટો હશે તો ખરી પણ હજારની પૂરીનહીં હોય ઓછી હશે.

કાલીદાસ—ભલે નોટો હોય તેટલી આપો બાકીના રોકડા આપો કાલીદાસનો પ્રભાવ જાણીને લક્ષ્મીધરતો આભોજ બની ગયો અને મનમા વિચાર કરવા લાગ્યો કે સાખ પણ શી વસ્તુ છે!!! એનીજ મદદથી આજ આ કામનો તોડ કેવી ઉત્તમ રીતે આવ્યો જેની આબરૂ નથી તેને એક પાઈ પણ કોઇ આપે નહિ.

કાલીદાસ—( રૂપીઆ ગણતા ) વનમાળીદાસ શેઠ ! તમને કાંઇ શંકા હોય તો હુંડી લખી આપુ.

વનમાળીદાસ—અરે ભાઇ તમે આશું બોલો છો ? અમે તો તમારા જ છીએ હજારની શી વાત તમારૂં વચન એજ હુંડી છે. આપનો જેવો વિશ્વાસ પાત્ર માણસ આજ સુધી બીજો મારા જેવામાં આવ્યો નથી (લક્ષ્મી ધર તરફ જોઇને આ ભાઇ કોણ છે ? )

કાલીદાસ—એ મારા મિત્ર છે નામ લક્ષ્મીધર અને અત્રેની સરકારી શાળાના મુખ્ય માસ્તર છે

વનમાળીદાસ—સારૂં મારો પુત્ર રામદાસ પણ તેજ નિશાળમાં અભ્યાસ કરે છે.

કાલીદાસ—રામદાસ આપનો પુત્ર છે? તે તો મારાજ કલાસમા શીખે છે?

વનમાળીદાસ—(હસીને) ચાલો આવાત પણ વધારે ઠીક થઇ માસ્તરજરા તેનાપર હાથ રાખજો કારણકે તે ભણવામાં લક્ષરાખતો નથી.

કાલીદાસ—ભણવામાં તો ઠીક છે સામાન્ય રીતે છોકરાં રમતી-આળતો હોયજ

વનમાળીદાસ—એતો તમે ઠીક કહ્યું પણ માસ્તર સાહેબ એક મહેરબાની ન કરો?

કાલીદાસ— કહો.

વનમાળીદાસ—તેને એક કલાક ઘેર પણ ભણાવોતો?

કાલીદાસ—અરે એતો આપણા ઘરના માણસ છે તેમાં મહેરબાની શી? જ્યારથી કહો ત્યારથી આવે.

વનમાળીદાસ—સારૂં મુહુરત જોઇને આવે હું તમને બદલો આપવાને તો સમર્થ નથી પણ પાનખાવા માટે દરમાસે દશ રૂપીઆ આપીશ

કાલીદાસ—વાહ શેઠજી તમે પણ કોઇ વખત આવણાં વાદ કરો છો. દશ, પાચના વિચારની શીજરૂર કહી દીધું કે આપણાજ માણસ છે જે આપશો તે લઇ લેશે,

વનમાળીદાસ—એનો આપની કૃપા છે. અમે શું આપી શકીએ તેમઃછીએ. (અપૂર્ણ.)

## इस्ट आफ्रिकानो प्रवास

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૫૬ થી )

મુંબઇ તા. ૨-૧૧-૧૯

પૂજ્યપાદ સ્વામી શ્રીની સેવામાં. મુ ખંભાત.

+ × × × આપનો કૃપા પત્ર પહોંચ્યો છે. મારી ઘણી શંકાઓનાં આપે આપના નિશ્ચયને અચળ રાખીને જે યુક્તિ પુરઃસર સમાધાન કર્યાં તે જાણીને આપનો ઉદ્દેશ સમજ્યો છુ. આપ અને સ્વામી પ્રભુવાશ્રમ બે જણ જશો એતો જાણે ઠીક છે. પણ આપની પરિચર્યા માટે સાથે કોઇ પણ એક અયતિ વર્ગનું હોય તો બહુ અનુકૂળ પડે, આ બધી અનુકૂળતા માટે વાત છે પણ જે વ્યય સાધ્ય છે. અને તે વ્યય કરનારના ધનની અને ધૈર્યની કસોટી કરાવે એવી છે તો પણ ખંચાતા હૃદયે મારે કહેવું પડે છે. સનાતન ધર્મની ખાતર આપ આટલે દૂર જવા તૈયાર થયા છો એ આપના સાહસને અને ધર્મ રાગને ધન્યવાદ આપ્યા વિના તો નથીજ ચાલતું. પણ તેમાં અનુમત થવા સ્નેહજ માત્ર અટકાવે છે

પ્રાપ્તસ્થિતિમા સંતોષ, આપ્ત જનોના સહવાસમાં સૃષ્ટિમાત્રનું આરો પણ સહવાસમા આવી પડનારનેજ માત્ર સ્વભાવ અને શક્તિનો પરિચય કરાવવાની પ્રકૃતિ, અને ઇષ્ટવર્ગના આરોગ્ય અને અવિયોગની અભિલાષા આવી કાંઇક વૃત્તિઓ હું આપનો આફ્રિકા જવા નિમિત્તે થનારા વિયોગને તો નજ વેઠી શકું પણ શુ કરૂં ! આમ છતાં દેહ જુદા છે, આશ્રમ જુદા છે. દૈવયોગે નિવાસ સ્થાન જુદાં થયા છે એટલે હું નિરૂપાય બન્યો છું યદ્યપિ હું અહિં અને આપ ખંભાતમાં એ જુદાઇતો હેજ પણું તે એવી છે કે જેનો પ્રતિકાર સાધ્ય છે. જેથી તેનો આઘાત નથી અને આતો અનેક પ્રકારે આઘાત કારક છે. સ્થાનનુ દૂરત્વ, જળ માર્ગનો પ્રવાસ, અરણ્ય જેવી અને દષ્ટિને અપ્રિય લાગે તેવી ભૂમિ તરફ પ્રયાણ, ન ધાર્યું અવાય, ન ધાર્યું મળાય, કે ન ધાર્યું જવાય, એટલે દૂર એવા વિષય અને એવા કષ્ટદ પ્રદેશ તરફ જવાની વાતમાં મારી તો સંમતિ શી રીતે હોય ? આમાંની એક એક બાબત અસહ્ય આઘાત કારક છે તથાપિ આપનો નિશ્ચય

નવીજ ડમરાનો એવું આપના પત્રના અક્ષરે અક્ષરે ધ્વનિત થતું હોવાથી ? મારે કાંઇ પણ કહેવાનું રહેતું નથી આખરે તો આપ યતિ-પરમહંસ, देह न्यासो हि संन्यासः એ દીક્ષા પામેલા તે મારા રોક્યા કેમ રોકાવ ભલે પધારો. આપનો માર્ગ સુખરૂપ થાઓ. અને અભિષ્ટ સિદ્ધકારી સંપૂર્ણ આરોગ્યતા પૂર્વક નિર્વિઘ્ને અહિં પધારીને મારા જોવાના તૃષિત નયનોને તૃપ્ત કરો ? એવી અભિલાષા રાખતા હું આર્દ્ર-દ્રવીભૂત થઇ જતા હૃદયે આપના ગમનને અનુમોદન આપું છું એજ વિનંતિ.

પત્ર નં. ૮

મુંબઈ તા. ૨૧-૧૦-૧૪

પૂજ્ય યતિશ્રી મુકુન્દાશ્રમજીની સેવામા.

x x x x x આપનું કૃપા પત્ર મળ્યું વાંચી આનંદ થયો આફ્રિકા, નૈરોબી-વિષે હકીકત વાંચી આપને આ પ્રસંગ આવરી. એવું સદ્દગત મથુરભાઇનું કહેવું પ્રત્યક્ષ જણાય છે. આ પ્રસગ ખરેખરજ સારો છે. અને આપ તેમનું આમંત્રણ સ્વીકારો છો જાણી વધુ આનંદ થાય છે.

આફ્રિકામાં ઘણા હિન્દીવાનો અને હિન્દુ ભાઇઓ છે. તેઓ ધર્મ ચ્યુત થતા જાય છે. જુદી જુદી ધાર્મિક ક્રીયાઓ ત્યાં ચાલુ રહેવાથી ઘણાક બચે છે ખાસ કરી વધી પ્રવૃત્તિમાં રહેનારા અને બીજાઓ કેળવણીઓ માટે જ્ઞાન માર્ગ કરતાં ભક્તિ માર્ગ એ એકજ પરિત્રાણ છે અને તેમને માટે પચાશ હજાર કરતાં એ વધુ ખરચે બાંધેલું સ્થાન આપ જેવાને હાથે ખુલ્લું મેલાતાં તેમાં ભક્તિ અને જ્ઞાન બન્નેને સ્થાન મળવાનો અવકાશ રહે છે. તેથી જ્ઞાની અને અજ્ઞ બંને ત્યાં ભેળા મળી ભક્તિ તથા જ્ઞાન માર્ગે ચાલવાનો ઉપાય યોજે અને આપ એ સુયોગના સાફલ્યનો અમને જલદી સંદેશો આફ્રિકાથી મોકલો એવું અમે આતુરતાથી ઇચ્છીએ છીએ. + + + + એજ.

ઉપર પ્રમાણે લેખી અભિપ્રાય મળ્યા છે તદુપરાંત રા. રા. બાલકૃષ્ણ નારાયણ વકીલ તથા શ્રીમાન્ કૃપાશંકર પ્રાણશંકર પંડ્યા, તેમજ મહોદય સુનીલાલભાઇ સમર્થજી સાહેબ, રા. ત્ર્યંબકલાલ મંદમારવર, ( હાલ ન્યાયાધિકારી સાહેબ ) તથા શેઠ હિંમતલાલ જમનાશંકર ભટ્ટ, સંસ્કૃત શાળાના મુખ્ય અધ્યાપક વે. શા. સ. શાસ્ત્રી પ્રાણશંકર નાથાભાઇ. રા. મણિશંકર સરકારી જોશી વિગેરેના પત્રમાં લખ્યા તેવા અગર તેથી અધિક પ્રોત્સાહન આપનારા અભિપ્રાય મળ્યા હતા આ બધી બાબત લક્ષમાં લીધા પછી આફ્રિકા

જવું એ નિશ્ચયપર આવતાં તેમાં સહાયક સામગ્રીની તજવીજ કરવા માંડી. આ પરદેશ જવાનું કાર્ય મુખ્યત્વે રાજ્ય સાથે વિશેષ સમ્બન્ધ વાળુ, અને હુંતો યતિ એટલે તેનાથી કેવલ ઉપેક્ષા બુદ્ધિ વાળો જેથી રાજ્ય તરફનું કામ કેમ લેવું તેમાં ખંભાતના સજ્જન ગ. ગ. ત્રિવેદિ એ ખડુંજ લાગણી પૂર્વક મને દરેક બાબતમાં તનમન અને ધનથી મદદ કરી છે તે ઉલ્લેખ મારે અત્ર કરવોજ પડે છે. તે ઉપરાંત પણ રા. નર્મદાશંકર ચુનીલાલ પંડિત, તથા માસ્તર મણિલાલ મોતીલાલ વિગેરે એ પણ પોત પોતાનાથી બનતી પૂર્ણ મદદ કરી છે માટે ઉક્ત-સર્વ સજ્જનોએ ધર્મની સેવા બજાવી છે એમ હું માનું છું.

## તૈયારી

આફ્રિકા જનારાને સરકારની અનુમતિરૂપ પાસપોર્ટ મેળવવો પડે છે તદનુસાર હું ખંભાતમાં રહેતો હોવાથી પ્રથમ પાસ પોર્ટ મેળવવા માટે ખંભાતના નામદાર એડમીનીસ્ટ્રેટર સાહેબને મેં અરજી કરી તે નીચે મુજબ.




આજમ મહેરબાન ખંભાતના એડમીનીસ્ટ્રેટર સાહેબની

હજુરમાં મુ. ખંભાત.

ખંભાત સ્ટેટના નગરા દરવાજા બહાર શ્રી શારદેશ્વર મહાદેવના મંદિરમાં વસતા યતિ મુકુન્દાશ્રમ તથા સ્વામી પ્રણવાશ્રમ આપને અરજ કરીએ છીએ કે, ઇસ્ટ આફ્રિકામાં વસતા સનાતન ધર્મીઓએ તથા અમારા કેટલા એક શિષ્યોએ શ્રી સનાતન ધર્મની ઉન્નતિ કરવા માટે એક ફંડ ઉઘરાવેલ છે. અને તેને માટે એક મકાન પણ બાંધવા માંડયુ છે એવું તેમના પત્ર પરથી જણાય છે ઇસ્ટ આફ્રિકામાં વસતા સનાતન ધર્મીઓએ અમો બન્ને જણને નૈરોબી આવી સનાતન ધર્મનો ફેલાવો કરવા નિમત્રણ કરેલ છે અને અમારા જવા આવવાના ખર્ચનો બંદોબસ્ત પણ તે-

ઓના તરફથીજ થનાર છે. સનાતન ધર્મનો બોધ દ્વારા ફેલાવો કરવા માટેજ અમો નૈરાબી અને ઇષ્ટ આફ્રિકાના બીજા ભાગોમાં જવા માગીએ છીએ. અમારો જવાનો હેતુ માત્ર ધાર્મિક જ છે. અને રાજદ્વારી પ્રવૃત્તિઓની સાથે અમોને કોઇ પ્રકારનો સમ્બન્ધ નથી.

ઉપરના કારણોને લઇને આપને અરજ કરવાની કે ઇષ્ટ આફ્રિકાજવાનો પાસપોર્ટ આપવા આપ હુકમ કરશો. પાસ પોર્ટ સમ્બન્ધી જે કાંઇ થતી હશે તે આપવા અમે ખુશી છીએ એજ અરજ.

તા. ૩૦-૧૦-૧૯૧૫ ઇસ્વી
શ્રી ધારણેશ્વર મહાદેવ
ચંદનલક્ષ્મી પાઠશાળા-ખંભાત

યતિ મુકુન્દાશ્રમ.
સ્વામી પ્રણવાશ્રમ

અરજી લખીને પોષ્ટ દ્વારા રવાના કરવામાં આવી ત્યાર બાદ અંબાજી અને આબુજી જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં ત્યાં ગયો ત્યાંથી આવ્યા પછી પોલીસ ઇનકેરરી ચાલી. પ્રારંભમાં ખંભાતના સીટી ફોજદાર સાહેબ રા. શેખજી એ બોલાવી કેટલી એક મૌખિક હકીકત પુછી અમારૂં માપ લીધું, અને ફોટા તથા ફોર્મ સાથે. મહેરબાન પોલીસસુપ્રીન્ટેન્ડેન્ટની કચેરીમાં મોકલ્યા ત્યાં પણ કેટલી એક હકીકત ફોર્મમાં લખવામાં આવી. ત્યાર બાદ સર્વ કાગળો હજુર કચેરીમાં ગયા ત્યાં મેં એડમીનીસ્ટ્રેટર સાહેબે ફરી બોલાવી, જવાનુ કારણ રૂબરૂ પુછ્યુ ધર્મોપદેશ કરવા જવું છે એ જવાબ આપ્યો.

× × × × × ત્યાર બાદ બધા કાગળીઆ ગવર્મેન્ટમાં ગયા, સ્ટેટ તરફનો સારો અભિપ્રાય હોવાથી તા ૫-૧૨-૧૫ ને રોજ સ્ટેટ માર્ફત મને પાસપોર્ટ મળી ગયો.

શનિવારે પાસપોર્ટ મળ્યા તે અગાઉ મને ખબર મળી હતી કે તા. ૧૨ ડીસેમ્બરે એક સ્ટીમર જાય છે જેથી તેમાં જઇ શકાય તો. ઘણી બબતની સરલતા થાય અને સભાનો પરિશ્રમ સફળ થાય એવા હેતુથી મેં સોમવારે જવાની તૈયારી કરી. રસ્તામાં કશી અડચણ ન પડે. અને કદિ સરકાર ઓળખાણ માગે તો આપી શકાય એવા હેતુથી ખંભાતના સેસનજજ સાહેબ રા. મણિભાઇનું તથા શ્રીમાન્ ખંભાત મીલના એજંટ રા. હરિલાલ

આપ્યું એમ બે સર્ટીફીકેટો લઇ લીધાં. એઉની મતલબ એકજ હોવાથી અને માત્ર એકનીજ નકલ ઉતારી છે.

Cambay—30th / November 1919.

I hereby certify that I know swāmi Mukundashramji. He has been residing for the last 15 years or so. He is a purely religious preceptor and to the best of my knowledge and belief, he has no connection with any political movement or association. He is of a quient temperament and as far as I know, bears a good character. (S.d)

Manibhai Gulabhai delshai,
Sessions Judge.
CAMBAY.

સોમવારે જવાનું છે એ નક્કી થતાં મારાતરફ ઉચ્ચભાવ રાખનારાઓ ને એક સભા ભરવાની ઊર્મી ઉઠી જેથી નિમ્ન સજ્જનોએ એક વિજ્ઞાપન પત્ર પ્રસિધ્ધ કર્યું તે નીચે મુજબ ( ચાલતું )

---

## कीर्तिनी शोध

ભૂત કાળમા પૂર્વ ખંડમાં એક :સુખ પુરી, નામે દિવ્ય નગરી હતી ધર્મ સિંહ નામક ક્ષત્રિય રાજા તે નગરીનો નિયામક હતો તેની સમગ્ર પ્રજા ઉર્માતના શિખરે રૂઢ થઇ આનંદ સમુદ્રના તરંગોમાં ઝુલતી હતી તે રાજાની કમળા નામે સર્વ ગુણ સંપન્ન પતિ ભક્તિ પરાયણ સતી શિરોમણી રાણી હતી. પોતાની પ્રજાને પુત્રવત્ પાળતા અને પરમ ધર્મ પરાયણ હતા ધર્મસિંહના સમયમાં જેમ વર્ણાશ્રમ ધર્મની ભવ્યતા હતી તેમ કૃષિ, વાણિજ્ય, અને શિલ્પ પણ અનુપમજ ગણાતાં મહાન સુખમા કેટલો એક સમય વિત્યા પછી રાજાને ત્યાં કીર્તિ નામે કન્યા જન્મી જેમ તેનાં માતા પિતા ધર્મ, રૂપ, અને ગુણ સંપન્ન હતાં તેજ પ્રમાણે તેમની પુત્રી પણ જાણે સાક્ષાત ધર્મ, રૂપ અને ગુણની

મુર્તિજ હોય તેવી હતી. તેની યોગ્ય ઉમર થતાં તેને મુસાફરી કરવાની ઇચ્છા થઇ. તેથી તે માતા પીતાના અનુમતી લઇ પર્યટન કરવા નીકળી પડી.

કીર્તી અન્ય મુલકોમા ફરતી ફરતી મોજખાં બાદશાહના દેહ નગરમાં પહોંચી તે પરથી બાદશાહને પણ સુખ પુરીમાં આવવા ઇચ્છા થઇ અને તે આવવા તત્પર થયો સુખ પુરીના રાજાએ કેટલી એક વખત તેને હંકાવ્યો ખરો, પરંતુ અંતમાં મોજખાં બાદશાહ સુખ પુરીમાં પેશી ગયો. અને ત્યાં તેની દ્રષ્ટી કમળા દેવીપર પડી મોજખાના આવ્યા પછી સુખપુરીનીપ્ર જાનું દ્રષ્ટિબિંદુ બદલાયું હતું. પ્રથમના વૈભવ મોજખાંના સંગ પછી ફીક્કા લાગ્યા તેથી તે સાદાઇને છોડી ફાંકડ ગોખમાં દોરાવા લાગ્યા પરંતુ કમળા દેવીની સાહાય્યે અંતમાં મોજખાના વંશજો સુખ પુરીમાંજ રાજ્ય કરવા લાગ્યા અને સુખપુરીનેજ ધીમે ધીમે દેહનગરના સ્વરૂપમાં ફેરવી નાખી, મોજખાં બાદશાહની સત્તા જામતાં ધર્મસીંહની સત્તા નરમ પડી ત્યારે કમળા દેવીનું રક્ષણ કરવા તેણે પોતાના ભાઇ વીર પ્રતાપદેવને તે સુપ્રત કરી. બાદશાહે યુકતી પ્રયુક્તીથી. કામસિંહ, મદનપાલ, કંદર્પસિંહ, સ્મરસિંહ, અનંગપાલ, આદિ રાજાઓને આજ્ઞાઓ આપી પોતાની સાથે મેળવી લીધા અનેકરીતે સંબંધ બાંધ્યા એ રીતે પોતાના પક્ષને પ્રબલ કરી પ્રતાપ દેવને કષ્ટ આપવા માંડ્યું. દુઃખના મહાસાગરમાં પણ તેણે કમળા દેવીનું રક્ષણ કર્યું. અંતમા જ્યારે પ્રતાપદેવની પણ વૃદ્ધાવસ્થા થઈ ત્યારે કમળા દેવીને અજ્ઞાનવાપીની અંદરએક ગુપ્ત સ્થાન બાંધી ત્યા નીર્ભય પણે રાખ્યાં. અને એ અજ્ઞાન વાવમા એવી યુકતીઓ ગોઠવી કે કાચા પોચાથી તો તેમા ઉતરાય નહિ. આ રચના કરતી વખત પ્રતાપદેવને એ બાબત ધ્યાનમાં હતી કે બાદશાહ જંપરો નહી. માટે કમળા દેવીને વિનંતી કરી તેમની પ્રતીછાયા રૂપાળી નામે એક મૂર્તિ ઉત્પન્ન કરી બહાર દેખાવમા રાખી. તેને પ્રાપ્ત કરવા બાદશાહ અને તેના મિત્ર મદન પાલાદિમા પણ કુસંપ પેઠો.

સુખપુરીમા જે વખતે આ પ્રમાણે કુસંપ ચાલતો હતો તે વખતે કીર્તી દેવી દરીઆપારના દેશમાં પહોચી ત્યાંના લોકોને પણ સુખ પુરી આવવા લાલસા થઇ. અને ત્યાથી ચતુરદાસ નામક વ્યાપારી પ્રથમ સુખપુરીમાં આવ્યો બીજા વ્યાપારીઓ પણ આવ્યા હતા તે સર્વએ સુખપુરીનો કુસંપ બરાબર ધ્યાનમાં લઇ તેનો લાભ લેવા અંદર પ્રવેશ કર્યો, પરંતુ સર્વ વ્યાપારીઓમાં ચતુરદાસ ફાવ્યા અને રાજ્યમા પગ પેસારો કર્યો ત્યાં તેણે રૂપાળી દેવીને જોઇ એટલે તેને પોતાના દેશમાં લઇ જવાની ઇચ્છા થઇ ચતુરદાસે પોતાની બુદ્ધિના પ્રભાવથી સામ, દામ, ભેદ અને દંડનો ઉપયોગ

કરવા માંડયો. જેથી સુખપુરની પ્રજા નારાજ થઇ અંતમાં ચતુરદાસે કોપ્યો નહિ. તેથી તેના દેશમાંથી દુલ્લરખાનને નેડાવ્યો એ કાઢતા યુવાનને જોતાં જ રૂપાળીનું મન ચાલ્યું અને તેના સાથે તે દરીઆપાર ગઇ ત્યાંજ નીવાસ કર્યો.

કીર્તી દેવી મુસાફરી કરીને પાછી આવી ત્યારે તેને પણ મોજખાંએ પોતાના પંજામાં લેવા વિચાર કર્યો પરંતુ કલ્યાણરાવે તેને છોડાવી તે તેની માતા પાસે પહોંચાડી દીધી એ વાત કોઈના સમજવામાં આવી નહિ છેવટ વૃદ્ધ ધર્મસિંહ પણ પોતાના કુટુંબની સાથેજ નિવાસ કરીને રહ્યા.

સુખપુરીમાં દુલ્લર ખાનની સત્તા જામ્યા પછી મોજખાં બાદશાહ અને, કંદર્પસિંહ આદિ સર્વ નામધારી રાજાઓ રહ્યા છતા સર્વના મનમાં કમલા દેવી અને કીર્તી કુમારીની સ્મૃતી તો જેવીને તેવીજ રહી.

રૂપાળીદેવી દરીઆપાર ગઇ ત્યાં તેને મોહીની નામે તનયા થઈ તેજપાર યોગ્ય ઉમરની થઈ ત્યારે તેનેપણ કીર્તિદેવીની પેઠે પર્યટન કરવાની ઇચ્છાથઇ તે ફરતીફરતી સુખપુરીમાં આવી પહોંચી મોજખાં, સ્મરસિંહ વિગેરે એ જ્યારે મોહનીને જોઇ ત્યારે એ બધા તેની પાછળલટ્ટુ બન્યા અને પ્રજાજન પણ મોહનીની પાછળ ગાંડાથવા સર્વને મોહનીના દેશમાં જવાની ઇચ્છાથઇ અને ગમેતેવા લોભે પણ કેટલાકતો ગયા. મોહનીને જોતજ લોકો મુગ્ધ બનતા. ધીમે ધીમે. મોહનીએ એ ખૂબી કરીકે કીર્તિ દેવીઅને કમળાને ભૂલાવી દીધા એ લુજ નહિ પણમોહનીનો એસત્તા થઇકે કદિ કોઇ કીર્તિ દેવી કે કમળાની વાત કરે તો પણ મોહનીના પક્ષકારો તેને સહન કરી શકે નહિ. અને કીર્તિદેવીના પક્ષને તેઓ મૂર્ખ સમજવા લાગ્યા.

મોહિનીને આરવરૂપ સહજે ધ્યાનમા આવ્યું એટલે, પોતાનાતરફ સર્વને આકર્ષવાને અનેક પ્રકારની જાળ તેણે પસારી અને સુખપુરની નૂતન પ્રજા તેમા બરાબર ફસાણી એ મોહનીને લાવવા અત્રેથી ઘણા જણ ગયા પણ લાવી શક્યા નહિ. છેવટ ફાંફાં મારીને થાક્યા હાર્યા ત્યારે ધ્યાનમાં આવ્યું કે મોહિની તો કીર્તિની છાયા છે. માટે કીર્તિને પાછી મેળવો એ નિશ્ચયપર આવતાં સુખપુરની પ્રજાપાછીફરી પરંતુ મોહનીના પાશમાં ઘણી મુદતરહીને મનની ઘણુંજ નિર્બળ થઇ ગઇ હતી તેમને ખબર મળી કે આ અજ્ઞાનતાવની પાર કમળાછે. તેથી કેટલાએક તેતાવમા ઉતરવા તૈયાર થયા પણમોહિનીની અસરથી તે છેક મુક્ત નહોતા જેથી નિર્ભય થયા નહોતા ગછતાં વાતોનો નિર્ણયનાતીજ કરતા હતા.

ઉક્ત સંઘ તાવમાં ઉતરવા તૈયાર થયો એક નિડર જેવો પુરૂષઆ ગળપસ્યો અને પ્રથમ પગથીએ જેવો પગ મુકયો કે અંદરથી "હરાજી" એ

વો અવાજ થયો એટલે ત્યાંજ ઉભો ? ગ્રહી પોતાના સાથીઓને કહેવા લાગ્યો કે આમાંથી ઘરાઈ એવો અવાજ આવેછે, પણ તેની ખબર નથી કે આપણે નિડર છીએ. તુર્તજ સાથીઓએ જવાબ આપ્યોકે ખરી વાત છે. ચાલો આપણે બધા સાથેજ નેમ ઉતરીએ એમ કહી બીજાપગથીઆપર એકજણે જણે સાથે પગ મુકયો કે અંદરથી જેર પાણીનો ધોધ છુટયો અને તેમા કેટલાએ મનુષ્યો ખેંચાઈ ગયા છેવટ મહા મુસીબતે પાયસાર ઘણુંઓ બચી ગયા તેમણે પરસ્પર સલાહકરીકે અને આપણને અત્રથી છુટ આપી આમાં કીર્તિકે કમળા નથીજ માટે આપણે આબાબતને માંડીવાળો. મોહિનીજ આપણે સારી છે એમ કહીને કીર્તિની શોધથી ઉપરામ પામ્યા.




## पुण्यपावनाख्यान ( पद्यात्मक )

રચનાર સ્વ. કવિ ભવાનીશંકર નરોત્તમ દ્વિવેદી અને પોતાના સ્વ. ગૃહસ્થ આપ્તજનોનાં પુણ્યાર્થે મુમુક્ષુઓમાં મફત વહેંચવા માટે પ્રકાશક ગિરિજાશંકર મણીશંકર ભટ્ટ સુરતકર ઠે. મોગરજી ગોવનદાસ ચાલ નં. ૨. મુંબઈ નં. ૪ તેમના તરફથી અમને ભેટ તરીકે મળ્યો છે તે સપ્રેમ સ્વીકારવામાં આવ છે.

આપણા આર્ષગ્રંથોમા લખાએલી વાતો મહુગૂઢરહસ્ય આશયથી લખાએલી છે. તેનો ઉપયોગ કેમ કરવો એજો આવડે તો તેમાંથી મનુષ્ય જીવને શ્રેષ્ઠ બનાવવાના અનેક ઉપાયો મળી શકે તેમ છે પરંતુદિલના હત ભાગ્યને લઈને એ આખ્યાનો તરફથી મનપાછું કર્યું છે. જે કાંઈક વિચાર કરી શકે તેમ છે તેઓ જડવાદમાં જકડાઈને અભિમાનથી તે દેવી રહસ્યને ગપ્પગણી તેમાં દ્રષ્ટિ સરખી એ કરતા નથી. જૂનાવિચારના પુરૂષો કથાઓ સાભળે છે અને પુરાણીઓ કે શાસ્ત્રીઓ પેટને ખાતર વાંચે છે પણતેનો ઉપયોગ કેમકરવો તે બેઉકરતા નથી એટલે શ્રોતા અને વકતાની વાતમાંજ તેરહે છે જેથી બીજાનું તે વિશેષધ્યાન ખેંચી શકતું નથી પરતુ રા. ગિરજાશંકર ભાઈએ જેમ પુણ્ય પાવન નામક આખ્યાનપર વિચારકરી

પોતાના દુઃખી ચિત્તને આશ્વાસન આપ્યું એટલુંજ નહિ પણ અન્ય મુમુક્ષુએ તેમાંથી લાભ મેળવે માટે એક આપના દર્શાવેલ છે જે કાર્ય ઘણુંજ પ્રશંસનીય છે,

જીવાત્મા આ સંસારમાં અહંતા મમતાથી બંધાએલો છે. એ મમત્વ જ્યારે તૂટે છે ત્યારે જીવાત્માને બહુજ આઘાત લાગે છે. એ દુઃખનું કારણ અજ્ઞાન છે. એ અજ્ઞાન વશ દુઃખી જીવાત્માએ આશ્વાસન કેમ મેળવવું તેને લગતીજ વિવિધ વાતો યોજવામાં આવી છે તેમાંથી સાર ગ્રહણ કરી મનુષ્ય પોતાના જીવનનો વિચાર કરે તો લાભ થાય. પણ એ આખ્યાન ફરી ફરીને વિચારપૂર્વક વાંચીને મનન કરવું જોઈએ ત્યારેજ લાભ થાય છે એવો લાભ ફક્ત આખ્યાનમાંથી પણ મળી શકે તેમ છે તો મુમુક્ષુઓ તેનો લાભ મેળવશે. અસ્તુ

---

## दृष्टान्तमाला.

जडे प्रभवति प्रायो दुःख विभ्रति साधवः ।
शीतांशावुदिते पद्माः संकोचं यान्ति वारिणि ॥ १५

જડ જીવોના ઉદયમાં, સજ્જન પામે દુઃખ,
સંકોચાયે કમળનાં, ચંદ્રોદયથી મુખ. १५

गुणेन स्पृहणीयः स्यान्न रूपेण युतो जनः ।
सौगन्ध्यवर्ज्यं नादेय पुष्पं कांतमपि क्वचित् ॥ १६

ગુણથી જન જેવો પ્રિય, રૂપથી તેવો ન્હોય,
ગંધહીણ શુભ પુષ્પને, કરે ન પકડે કોય. १६

कश्चित्कस्यचिदेव स्यात्सुहृद्विस्रम्भभाजनम् ।
पद्मं विकासयन्यर्कः संकोचयति कैरवम् ॥ १७

કોઈક જ કોઈને જગતમાં મિત્ર ભરોસા યોગ્ય;
ભાનુ ખીલવે કમળને, નહિ કૈરવ કુસ ભોગ. १७

संपद्यास्ते परैः साकं विपदि स्वजनैर्जडः ।
कृमिभयभीरु हे भृंग ः शुष्यत्युदकशैवलैः ॥ १८ ॥

જડ જન સુખમાં પારકાં, દુઃખમાં રહે કુટુંબ,
બીક્યુ કમળ ભોગે ભ્રમર, કરમાયે સેવાળ ૧૮

निचात्पमानमलिनां यो भुक्ते संपदं पुमान् ।
लशुनाक्तां सकर्पूरचर्चां वितनुते तनौ ॥ १९ ॥

નીચ જનના અપમાન સહે, સુખ પામે જે જન,
લસણ મેળવી સાથ તે, કપૂર ચોળે તન, ૧૯

व्यसनानन्तरं सौख्यं स्वल्पमप्यधिकायते ।
कषायरसमास्वाद्य स्वादुतीवाम्बु जायते ॥ २० ॥

દુખ પછી સુખ સ્વલ્પનો, સ્વાદ અધિક સમજાય,
તુરો રસ ચાખ્યા પછી, પાણી મધુર જણાય ૨૦

गुणानामन्तरं प्रायस्तज्ज्ञो जानाति नेतरः ।
मालतीमल्लिकामोदं घ्राण वेत्ति न लोचनम् ॥ २१ ॥

ગુણીયલ ગુણીના ગુણને, સમજે નહિ ગુણહીન,
માલતી પુષ્પ સુગંધને, નાક લહે નહિ નેન ૨૧

प्रवृद्धवयसः पुंसो धियः पाकः प्रवर्द्धते ।
जीर्णस्य चन्दनतरोरामोदः किल जायते ॥ २२ ॥

ઉમર વધતાં જનતણી બુદ્ધિ પાકે તેમ;
ઘરડા ચંદન વૃક્ષની, વાસ વધે છે જેમ ૨૨

धनागमेऽधिकं पुंसां लोभमभ्येति मानसम् ।
निदाघकाले प्रालेय शैत्य प्रायो वहत्यलम् ॥ २३ ॥

ધન વધવાથી પુરુષના, મનમાં અધિક લોભ,
હીમવાસીઓ ગ્રીષ્મમાં, શીતથી પામે ક્ષોભ ૨૩

Register No. B. 5138.

## પરમપ્રેમ

હરિગીત.

નિજ તન ત્રિયા સુત ધન વિષે જેની પ્રીતિથી પ્યાર છે,
તે પરમ પ્રેમ સ્વરૂપ આત્મા અન્ય દેહાગાર છે;
દેહાર્થી દારાદિ તજે, મમ દેહને ઐયારથી,
માટે ભજો પ્રિય આત્મને સરવે થઇ નિઃસ્વારથી.

## ઉદારો પ્રતિ ઉદ્ગાર.

હરિગીત.

સાચા સનાતન ધર્મીઓ, તમ જાતિમાં હું અવતરી,
છે વંશ ઉત્તમ હોય પણ હું, ભિક્ષુની આશા ધરી;
મુજ પીઠ પુષ્ટિ માટ આપ ઉદાર કર લંબાવજો,
આતિથ્યનો સત્કાર કરી આશીષ ઉત્તમ આપજો.

અમદાવાદમાં શ્રી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ

# विषयसूचि.


| | | પૃષ્ટ. |
|---|---|---|
| **धर्म.** | | |
| શ્રી વેદતત્ત્વામૃત ... ... | (યતિ) ... ... | ૨૮૯ |
| **साहित्य.** | | |
| અવતાર હેતુ ... | ...(સ્વામી પ્રણવાશ્રમ)... ... | ૨૯૧ |
| તત્ત્વમસ્યષ્ટક ... ... | (યતિ) ... ... | ૨૯૨ |
| સમશ્લોકી ... | ...(કવિ દયાશંકરભાઈ)... ... | ૨૯૪ |
| સકલ પથદર્શુ નરકમાંથી | .. (પંડિત મોહનલાલ)... ... | ૨૯૫ |
| **तत्त्वज्ञान.** | | |
| શ્રી સિદ્ધાન્ત દર્શન ... | (શ્રીમન્માસ્તર છોટાલાલભાઈ) ... | ૨૯૬ |
| **चारित्र्य.** | | |
| દ્રૌપદી (દ્રૌપદીનો વિવાહ) | (યતિ) ... ... | ૨૯૯ |
| **सामाजीक.** | | |
| મહાત્મા પદની મીમાંસા . | (યતિ) ... ... | ૩૦૧ |
| આબરૂ અથવા શાખ . | (યતિ) ... ... | ૩૧૪ |
| પડતીનું નિદાન ... | (યતિ) ... ... | ૩૧૮ |
| ઇસ્ટ આફ્રિકાનો પ્રવાસ . | (યતિ) ... ... | ૩૨૦ |


---

## नियमो.

૧ આ માસિક દરમાસની સુદિ ૨ ને દિવસે પ્રસિદ્ધ થાય છે.

૨ ધર્મને બાધ ન આવે એવી જાહેર ખબરો પ્રસિદ્ધ કરવામાં આવશે. જાહેર ખબર આપનારાઓએ પત્રદ્વારા ભાવ તાલ નક્કી કરવા.

૩ માસિકનું લવાજમ મુખ પૃષ્ઠપર લખ્યું છે છતાં ધર્મ પરાયણ રાજાઓ અને શેઠ શાહુકારો ધર્મના સંરક્ષણ માટે ઇચ્છાનુસાર મદદ કરી શકશે.

૪ નમુનાનો અંક ૦-૪-૦ ની ટીકીટો બીડવાથી મળશે

૫ તત્ત્વજ્ઞાન, ધર્મ, અને નીતિના લેખો સ્પષ્ટ અક્ષરે લખી મોકલવાથી યોગ્યતા પ્રમાણે દાખલ કરવામાં આવશે.

---

तत्सत्परमात्मने नमः



विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૧ લું. સં. ૧૯૭૮ પોશ. ડીસેમ્બર ઈ. સ. ૧૯૨૧ અંક ૧૦.

## मंगलम्



### श्री वेदतत्त्वामृत.

आ रात्रिपार्थिव रजः पितुरप्रायि धामभिः ।
दिवः सदांसि बृहतीवितिष्ठस आ त्वेषं वर्त्तते तमः ॥ १० ॥

अर्थः—हे रात्रि ! रात्रिकालाभिमानिदेव ! त्वं पितुः प्राणीनां पालकस्यान्तरिक्षस्य धामभिः स्थानैः सह पार्थिवं रजः पृथ्वीलोकमा-त्मपायि-अपूपुरः पूरयसि । तथा बृहती महती त्वं दिवो द्युलोकस्य सदांसि सीदन्ति निवसन्ति येषु तानि स्थानानि वितिष्ठसे विष्टभ्य तिष्ठसि ततो द्युलोकाग्रस्यास्तवावशिष्टं त्वेषं महत्तम इममेव भूलोकं प्रति–आत्र ते सा त्वमस्माकं सर्वदा सर्वथा शिवा भवेत्याशास्महे ॥

ગુજરાતી—હે રાત્રિ કાલાભિમાની દેવ ! તમે પ્રાણીઓની રક્ષા કરનાર અંતરિક્ષ સ્થાનોમાંથી, પૃથ્વી લોકને પોતાના અંધકારથી પરિપૂર્ણ કરનાર છો. અર્થાત્ આખી પૃથ્વી ઉપર અનંત અંધકારનો વિસ્તાર કરો છો. હે રાત્રિ કાલાભિમાની દેવ તમે મહાન્ થઈને લોકના નિવાસસ્થાનોને આવરણ કરીને સ્થિર રહો છો તે લોકમાંથી બાકી રહેલ અંધકાર ભૂમિલોક તરફ ફરીને આવે છે એવા તમે સર્વ કાલમાં સર્વ પ્રકારથી કલ્યાણ કારી થાઓ એવી પ્રાર્થના છે.

વિશેષ—યદ્યપિ ગ ત્રેપદ વિશેષ કરી મનુષ્ય સમ્બન્ધી દિવસના ન્ત વાચક કાલનું નામ લોક પ્રસિદ્ધ છે તથાપિ સામાન્ય લાક્ષણિક અર્થથી કર્મ ચેષ્ટા ત્યાગ પૂર્વક શયનકાલ બોધક માનવાથી મનુષ્ય રાત્રિનો પણ તેમા સમાવેશ થઈ જાય છે તથા બહુ વ્યાપક પણ થઇ જાય છે. તેમ થતાં તેમાં મનુષ્ય અને પિતૃ રાત્રિઓનો પણ સમાવેશ થઇ જાય છે તથા અવાન્તરપ્રલય કલ્પપ્રલય અને મહાપ્રલયનો પણ એ રાત્રિમા સમાવેશ થઇ જાય છે મનુષ્યની દક્ષિણાયનરૂપ રાત્રિમા દેવતાલોક અને મનુષ્યની શુક્લ પક્ષ રૂપ રાત્રિમા પિતૃ લોક પણ સુવે છે તે વખતે તેનો નિવાસ સ્થાન પણ અંધકારથી ઢંકાઇ જાય છે. દેવોના અધિષ્ઠાતા વિષ્ણુ ભગવાન પણ દક્ષિણાયનના આરંભમાં શયન કરે છે. અને કાર્તિક સુદી ૧૧ ને દિવસે જાગે છે તેથી તેનું દેવ ઉત્થાની નામ પડ્યું છે. મનુષ્યનો શુક્લ પક્ષ પિતૃઓની રાત્રિ છે તેથી પિતૃઓ સુવે છે. તેથીજ શુક્લ પક્ષમાં શ્રાદ્ધ કરવામાં આવતું નથી. મહા પ્રલયાદિ સમયે પણ સર્વ જીવ કર્મ ચેષ્ટાથી ઉપરામ થઇને પ્રકૃતિમાં શયન કરે છે તેથીજ મહાપ્રલય પણ રાત્રિ કહેવાય છે: માર્કંડેય પુરાણમાં લખ્યું છે કે—કાલ રાત્રિ, અને મોહ રાત્રિ બહુ કઠિણ છે. કાલના પરિવર્તનથી થનાર મનુષ્ય, દેવ અને પિતૃની રાત્રિ

કાલ રાત્રિ કહેવાય છે. મહાપ્રલય સમયે થનાર મહા રાત્રિ કહેવાય છે અને અજ્ઞાન અંધકાર રૂપ મોહ રાત્રિ કહેવાય છે. જ્ઞાનનો માર્ગ એ સર્વ પ્રાણીઓની રાત્રિ છે. એ જ્ઞાન રૂપ રાત્રિમાં સંયમી પુરૂષ જાગે છે. અને અહંતા મમતા રૂપ મોહ રાત્રિમા સર્વ સંસારી મનુષ્યાદિ પ્રાણી જાગે છે. તે હૃદય ચક્ષુથી જોનાર જ્ઞાની પુરૂષની રાત્રિ છે. આ રીતે રાત્રિનાં સ્વરૂપ સમજી અજ્ઞાન રૂપ અંધકારમાંથી છૂટવા મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ અને તેને માટે રાત્રિ સૂક્તથીજ રાત્રિ કાલાભિમાની દેવ-ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ. ૐ.




## अवतार हेतु.

( રાગ પ્રભાત. )

એક ભુવન તણી દેવ ઋષિ મુનિઓ, ઇશ ભક્તથી કરે સૌ વ્યવસ્થા;
તદપિ તપ જોરથી દાવ દૈત્યો તણો, ભાળી ભગવાન પણ આવતા ત્યાં ૧
દંડ દઇ દુષ્ટને સાધુને સાંચવે, ટાળી અધર્મને ધર્મ સ્થાપે;
પૃથક્ પૃથક્ સ્થળે વાસ વિષ્ણુ તણો, હોય તે યોગી સમ એક આપે. ૨
સર્વથી પ્રથમ પણ વાસ વૈકુંઠમાં, વિષ્ણુનો વર્ણવ્યો આગમે એ;
વિષ્ણુને વિષ્ણુના સકલ અવતાર તે, ફકત માયા વડે નહિ ભૂતોએ. ૩
એ રીતે પ્રકટ શ્રી વિષ્ણુ આકાર કે, પ્રતીક મૂર્તિ તણી અર્ચનાઓ;
ભાવને અંતરે દ્વિવિધ જાણી રુપે, પથ્વ મુકુંદમાં મન લાવો. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

## कृष्णावर्णनम्—काफी.

राजते व्रजगोकुलपाली.
रणितवेणुकल मुदितदेवगण गीयमान विरुदाली ।
भूपितकेश निवेश निवेशित कुसुम लुब्धमधुपाली ।
विहित फलगीतिविशाली राजते ॥ १ ॥
यमुनातट अतिललितमुकुटधर फलित रुचिरवनमाली ।

धृततरङ्गमकरन्दसमीरे सुभगभुजगभुजनाली ।
भृकुटितट सुन्दरताली । राजते ॥ २ ॥
गोपीपीनपयोधरमण्डलचञ्चलदृष्टि निभाली ।
कोकिलगीतविभीतमुधीरे चपलनयनकरवाली ।
लसितकुण्डलमणिजाली । राजते ॥ ३ ॥
कालियगञ्जन सुरमुनिरञ्जन भवभञ्जन महिमाली ।
मधुकरमलिननलिनमृदुनीरे भ्रूरुहमिलितलताली ।
जनितकौतूहलताली । राजते ॥ ४ ॥
श्रितकदम्बतरुमूलशूलहर मधुमुरकंसकराली ।
सुखदमयूखविलासविलासिनि ! चन्द्रमुमुखी ! विधुखाली !
जनितमदनानलशाली । राजते ॥ ५ ॥

केशोपवेशितनविनविलीनगन्धो-
स्कृष्टप्रसून परिलुब्धशिलीमुखाली ।
गीतोपहूतमदनानलकीलमाली
कृष्णस्तनोतु मुदमाकुलदृष्टिशाली

पण्डितप्रवर श्रीचन्द्रधर शर्म्मा,
साहित्यव्याकरणाचार्य :

## तत्त्वमस्यष्टक.

હરિગીત.

સંસારના સંતાપમાં સમજ્યા વિના જીવને સડે.
અવિનાશથી અળગું રહી તું અસાર માંહે આથડે;
ત્યાગી ભ્રમણતા તાહરી લે સ્વરૂપ લક્ષ હવે ખરી,
તે તુંજ છે તે તુંજ છે મન ધ્યાનમાં રેજે ધરી. ૧
નહિ સ્થૂલ સૂક્ષ્મ દેહકે કારણ નહિ તે આતમા,
આરોપ નાતનો કરી પડિત થયે પરમાતમા;

નિરોધ કે નિષેધ જેનો કો કદિ ન થકે કરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમા રેંને ઠરી. ૨

આકાશ આદિ ખલકને જે પલકમા પેદા કરે,
પ્રવેશ કરીને પિંડમા તે સર્વને પોતે ભરે;
તે પંચ કોશો ત્યાગવા વસ્તુ વિશેષે રે ખરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમા રેંને ઠરી. ૩

વિષમ વિષયના દેશમાં આ શરીરનો રથ ચાલતા,
સંયમ લગારી ચાબખો દઢ રેન વૃત્તિ ઝાલતાં;
શુદ્ધચિદ ખૂંટે બાધતા હય ઇન્દ્રિયો તે આતરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમા રેંને ઠરી. ૪

પરિચ્છિન્ન છે સહુ પુષ્પ તેમા એક સૂતર જેમ છે;
ત્રય અવસ્થાના સાક્ષી રૂપે તત્વવ્યાપક તેમ છે;
બુદ્ધિ અને મન વાણીથી જે ચીજ છે સર્વોપરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમા રેંને ઠરી. ૫

જેમ કુંદન કડાં કંઠી વિવિધ રૂપે થાય છે,
તેમ પુરૂષ જગ્ત રૂપે નિગમ એવું ગાય છે,
એક ને અદ્વૈત એવું સત્ય ચેતન રહ્યું ફરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમા રેંને ઠરી. ૬

વર્ચસ વપુને જે પ્રકાશે તેજ અહં વિષે રહે,
ભાનું પ્રકાશે તેજ હું ગ્નાના વ્યતિહારે કહે;
સુયત્નથી અભ્યાસ એવો ઉરમા લેતા ભરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રેંને ઠરી. ૭

શુભ દાનને ઉપાસના અધ્યયન કરીને વેદનું,
શ્રદ્ધા ધરી સત ચિત્તમા ખંડન થવા સૌ ભેદનું;
નિર્મળ કર્યું નિજ દિલને સત્ જાણવા સાધન ધરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રેંને ઠરી, ૮

શમ દમ અને ઉપરામ આણી તત્વઅષ્ટક જે ભણે,
તે અમિત પામી આતમાને જન્મ મર્ણ સહુ હણે;
મુકુન્દમાં મળતાં સદા આનંદ રૂપે રેં તરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રેંને ઠરી. ૯





## समश्लोकी.

श्रीमद्भगवत्पादभाष्यकारशंकराचार्यविरचिता प्रश्नोत्तरमालिका

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागसमेतं दुर्लभमेतच्चतुर्भद्रम् ॥ २५ ॥

મધુર વચન મય વિતરણ, શૌર્ય ક્ષમામય, અગર્વમય જ્ઞાન;
ત્યાગ સહિત વિત્ત ચતુ-ર્ભદ્ર ગણો છે અલભ્ય મતિમાન. ૨૫

किं शोच्यं कार्पण्यं सति विभवे किं प्रशस्तमौदार्यम् ।
कः पूज्यो विद्वद्भिः स्वभावतः सर्वदा विनीतो यः ॥ २६ ॥

શું શોચ્ય? છતાં વૈભવ-કૃપણપણું, શું પ્રશસ્ત? ઔદાર્ય;
કોણ પૂજ્ય પંડિતને? નૈસર્ગિક નમ્ર હોય જે આર્ય. ૨૬

कः कुलकमलदिनेशः सति गुणविभवेऽपि यो नम्रः ।
कस्य वशे जगदेतत्प्रियहितवचनस्य धर्मनिरतस्य ॥ २८ ॥

કોણ કુલ કમલ દિનકર? ગુણ વિભવ છતાં વિનીત જે જન છે;
નિખિલ વિશ્વ વશ કોને? જે પ્રિય હિતવાદી ધર્મમાં રત છે; ૨૭

विद्वन्मनोहरा का सत्कविता बोधवनिता च ।
कं न स्पृशति विपत्तिः प्रवृद्धवचनानुवर्तिनं दान्तम् ॥२८॥

ગણ્યું શુભ મનોહારિણી? સત્કવિતા વળી વિચક્ષણ પ્રમદા.
વિપત્તિ કોને ન અડે? વૃદ્ધ વચન વર્તિ જેહ ધીર સદા. ૨૮

कस्मै स्पृहयति कमला त्वनलसचित्ताय नीतिवृत्ताय ।
त्यजति च कं सहसा द्विजगुरुसुरनिन्दाकरं न सालस्यम् ॥२९॥

ચહાય ચંચળા કોને? અપળ ચરિત ચારુ જેનું તે જનને;
કોને તજે? પ્રમાદી-દ્વિજગુરુ સુરના સદાય નિંદકને ૨૯

कुत्र विधेयो वासः सज्जननिकटेऽथवा काश्याम् ।
कः परिहार्यो देशः पिशुनयुतो लुब्धभूपश्च ॥ ३० ॥

સ્થિતિ ક્યાં સતત કરવી? સજ્જન સહ કે પછીથી કાશી વિષે,
દેશ કિયો પરહરવો? નરેશ જ્યાં લોભી લોક દુષ્ટ દિસે.

કવિ દયાશંકર. સાહિત્ય વાચસ્પતિ.

# सकल पलटयुं नकलमांहीं.

ગઝલ.

શુણો એ શબ્દ શાન્તિથી, જરાના રીસ મન લાવો.
ગયા ઊંડા મૂળો બાઝી, તમે ત્યાં શી રીતે ફાવો;
તમે જે મૂળ ધારો તે, ઉપાધિ બાહ્યની આડી,
અકલ કે ઈશની ગતિએ, નકલ પલટ્યું નકલ માંહી ૧

દુખે છે પેટ, મથાની, દવા જો વૈદ્ય આપે છે,
નકામી જાય છે જાણો, નહિ તે દર્દ કાપે છે;
અરે! અફસોસ ઓછો કય? રહ્યા સૌ મોહને સાહી,
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટ્યું નકલ માંહી ૨

નિદાને લક્ષ દૈને જો, સુધાને છાંટશો અન્તર,
બધાને શાન્તિ સમજાશે, અવશ્ય ભાગશે અન્તર;
ઘણી ગાયો ગધ કર્યા? જો, હતી પૂર્વે પયોવાહી,
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટ્યું નકલ માંહી ૩

ચહા તમ્બાકુ બેકળતાં, કળિના કાળમાં દેતી,
બસે બારે બસે તારે, સુખેથી મદ્ય છે લેતી;
અભાવે દુગ્ધને પીના, સદા સત્કારમાં જ્યાંહી.
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટ્યું નકલ માંહી ૪

મધુર મધુસ્થાનમાં મચે, મચ્યા પો જંગ અત્યારે
છવો પર જોત જોતામાં, ગુજાર્યો જુલ્મ છે ભારે;
રહે ક્ષણ મસ્ત કુસ્તીમાં, કહે પાતા વગો ડાંહી,
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટ્યું નકલ માંહી ૫

ઉપાધિ બાહ્યની હાંરે, કથી અન્તર તણી એતો.
કતા વ્યાધિ ઘણા જોતાં, સુખી તેને ત્યજે રેતાં;

ભગંદર કે કઠોદર કે ક્ષયે કોઈ જાય મુકામ,
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટયું નકલ માંહી ૬

પહેરે પાદ ભૂષણ ત્યાં, ગમે શોર્ટ્સ ઘણાં આજે,
કટિના ભૂષણો ભૂલ્યા, અગણ્ય ચાંદને કાજે;
સજે છે સખ્ત કોલર, ના, રૂચે કંઠાભરણ કાંઇ,
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટયું નકલ માંહી ૭

મૂકી સુન્દર શિર ગાગ્રો, ધરે ટોપી ટકાની તે,
મળની મંદિકેપા શે, ન આપે કો યુવાનીને;
ગિરા ગીર્વાણ ગાજે જ્યાં, અહ્લ ઈંગ્લિશ અથડાઇ.
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટયું નકલ માંહી ૮

સ્વરાજ્ય પ્રાપ્તિનું તાણ, નકલ કુંચી થકી વાગ્યું,
ખરેખર ખોલવું ખંતે, મુશીબતથી બધું ભાગ્યું,
નકલ તેમાં નિહાળી દે, ઝિઘડી અક્કલે બાઇ,
અકલ કે ઈશની ગતિયે, સકલ પલટયું નકલ માંહી

નકલમાં નાશ અક્કલનો, થશે તો હારશો બાજી,
જશે જે પંથ ચાલે ત્યાં, કહોડો કેમ હા હા જી;
વિચારી મોહને છોડી, પરાઈ પેખતી ચાહી,
અકલ કે ઈશની ગતિએ સકલ પલટયું નકલ માંહી. ૧૦

મોહનલાલ જ્યેષ્ઠારામ પંડિત
ખંભાત.




### श्री सिद्धान्त दर्शनम्

પ્રકૃતિ-પાદ.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૬૫ થી. )

## परिणामिविवर्तिनौ ॥ ७ ॥

'પરિણામી અને વિવર્તી પણ તે બેનેજ કહે છે.

કોઇપણ વસ્તુ જેમાંથી બને તે તેનું ઉપાદાન કારણ ગણાય છે. અને બાકીનાં નિમિત્ત કારણ ગણાય છે. જેમ માટી એ ઘડાનું ઉપાદાન કારણ છે; અને કુંભાર, ચાક વિગેરે નિમિત્તકારણો છે.

ઉપાદાન કારણ બે પ્રકારનું છે એક પરિણામી ઉપાદાન અને બીજું વિવર્તી ઉપાદાન.

જે વસ્તુ પોતાની પૂર્વની અવસ્થાને છોડીને બીજી અવસ્થામાં જાય છે તે વસ્તુની પૂર્વની અવસ્થાને પરિણામી ઉપાદાન કહેવામાં આવે છે. અને નવી અવસ્થાને પરિણામ કહે છે. જેમ દહીં થવામાં દૂધ પરિણામી ઉપાદાન છે. અને દહીંએ પરિણામ છે.

પૂર્વાવસ્થાનો ત્યાગ નકરી જે વસ્તુ બીજે રૂપે દેખાય છે તેની પૂર્વાવસ્થાની વસ્તુને વિવર્તા ઉપાદાન કહે છે અને જેરૂપે દેખાય છે તેને વિવર્ત કહે છે. જેમ છીપને ઠામે રૂપું દેખાય છે તેમાં છીપ એરૂપાનું વિવર્તી ઉપાદાન છે એજ રીતે સોનું એ કડાનુ વિવર્તોપાદાન છે.

એજરીતે જગતની ઉત્પત્તિમાં પ્રકૃતિએ પરિણામી ઉપાદાન છે અને પુરૂષ એ વિવર્તી ઉપાદાનછે અર્થાત્ જગત્ એ પ્રકૃતિનું પરિણામ છે અને બ્રહ્મનું-પુરૂષનું-વિવર્ત છે.

ધણાં દૃષ્ટાન્તોવડે હવે તેમનું સ્વરૂપ સ્પષ્ટ કરતાં કહે છે.

## छायातपवत् ॥ ८ ॥

છાયા અને તડકાની પેઠે પ્રકૃતિ અને પુરૂષ છે.

છાયા એટલે છાંયડો અથવા પ્રતિબિંબ. તડકાના યોગથી પદાર્થની છાયા જમીન પર પડે ત્યારે તે પદાર્થની આકૃતિનો છાંયડો દેખાય પણ તે પાણી ઉપર પડે ત્યારે પદાર્થનું પ્રતિબિંબ દેખાય. માટે છાયા શબ્દવડે પ્રતિબિંબ કે છાયા બન્ને સમજવાં. છાયા પ્રકાશને લીધે પડે છે માટે તે પ્રકાશને અધીન છે. પ્રકાશ પોતાનું અસ્તિત્વ જણાવવાને બીજાની અપેક્ષા રાખતો નથી માટે સ્વતંત્ર છે.

એજરીતે પ્રકૃતિ પુરૂષને અધીન છે કેમકે પુરૂષ વિના તેનું અસ્તિત્વજ હોતું નથી તેમ તેને કોઇનો આધાર પણ, હોતો નથી. કામકે ભીંતના આધાર સિવાય ચિત્ર હોય શકતું નથી તેમ. પુરૂષને પોતાના અસ્તિત્વમાટે કોઇની અપેક્ષા હોતી નથી. માટે તેસ્વતંત્ર અને સ્વપ્રકાશ છે.

આદૃષ્ટાન્ત એક દેશીય છે. કેમકે છાયાતડકાંમાં પ્રવેશકરી શકતી નથી અને પ્રકૃતિતો પુરૂષની મધ્યે રહે છે.

## मृज्जलवत् ॥ ९ ॥

### માટી અને પાણીની પેઠે પ્રકૃતિ પુરૂષ છે.

માટીની પેઠે આવરણ ઉત્પન્ન કરે છે તેથી; અને જળની પેઠે વિકાર ઉત્પન્ન કરે છે તેથી; તેથી પ્રકૃતિ અને પુરૂષ માટી અને પાણી જેવા છે. ( આટલુંજ ભાષ્યકાર લખે છેતેનો ખુલાસો આ રીતે થઇ શકે )

( પુરાણોમાં લખે છે કે જળની ઉપર પૃથ્વી તરે છે; શાસ્ત્રકારો કહે છે કે જળએ પૃથ્વીનું કારણ છે—જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ છે, અને રીતે જોતાં પૃથ્વીનો આધાર જે જળ છે તેને એજ પૃથ્વી ઢાંકી દે છે, એટલે પોતાના કારણરૂપ જળને જણાવા દેતી નથી, પણ પોતેજ જણાય છે. એજ રીતે પ્રકૃતિએ ચૈતન્ય પુરૂષને આધારે રહેલી છે તેનેજ ઢાંકીદે છે એટલે પુરૂષ દેખાતો નથી પણ પ્રકૃતિજ દેખાય છે. હવે જળપૃથ્વીને ધારણ કરી ને તેમાં અનેક પ્રકારના ફેરફાર ઉત્પન્ન કરે છે અથવા જળ માટીમા મળીને ઘડો વિગેરે વિકાર ઉત્પન્ન કરે છે. એજરીતે પુરૂષ પ્રકૃતિમાં મળીને પ્રકૃતિમાં અનેક પ્રકારના જગત્ રચનાઆદિ વિકારો ઉત્પન્ન કરેછે. ઘડા આદિ મૃતિકાના કાર્યમાં જેમ જળ છતાં તે દેખાતું નથી તેમ પ્રકૃતિમાં પુરૂષ છતાં તે દેખાતો નથી. )

## पिण्ड मणिवच्च ॥ १० ॥

### લોહ અને ચુંબક પાષાણની પેઠે પ્રકૃતિ અને પુરૂષ છે.

ચુંબક પાષાણની પાસે રહેલી લોઢાની સોય જેમ ચુંબકના યોગથી વ્યાપારવાળી થાય છે. તેમ પ્રકૃતિ પણ પુરૂષના યોગથી વ્યાપારવાળી થાય છે, અને ચુંબક પાષાણ જેમ લોહને વ્યાપાર વાળું કરવામાં પ્રયોજક થાય છે, તેમ ચૈતન્ય પુરૂષ પણ પ્રકૃતિને જગદાદિ રચના રૂપ વ્યાપાર કરવામાં પ્રયોજક થાય છે ( ચુંબક પાષાણ અને લોહનું દૃષ્ટાંત આપ્યું છે તેથી શું જેમ ચાહકનો પ્રયોજ્ય થાય છે તેમ સમજવાનું નથી. )

આપણ.

---




# द्रौपदीना विवाह.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૭૩ થી )

વ્યાસ દેવનાં વચન સાંભળીને રાજા દ્રુપદે કહ્યું મહર્ષે ! પ્રથમ મને આ વાતની ખબર નહોતી તેથી હું તર્ક વિતર્ક કરતો હતો. હવે આપના પ્રતાપથી મારી ચિન્તા દૂર થઇ ગઇ, અને સર્વ વાત મેં જાણી લીધી. બ્રહ્મ વિરૂદ્ધ કાંઇ થઇ શકતું નથી. માટે દેવતાઓ જે વિધાન કરેલ છે તેજ કલ્યાણ કરે છે. જ્યારે પ્રારબ્ધનું ફળ ભળેજ છે અને મનુષ્ય કાંઇ કરી શકતો નથી તો પછી આવી બાબતોમાં વિચાર કરવો વ્યર્થ છે કવિ ભગવાન્ ભવાની પતિએ કૃષ્ણા પાંચ પતિ થવાનું વરદાન આપ્યું છે તો તેની ભલાઇ, બુરાઇ અર્થાત્ શુભ પરિણામ કે અશુભ પરિણામ તે પણ મહાદેવજ જાણે હવે જોઇએ તો આકાર્ય ધર્મ રૂપડો અથવા અધર્મ રૂપ હો તેમાં અમારો કશો દોષ નથી. જ્યારે પાંડવોના નિમિત્તેજ કૃષ્ણાનો જન્મ થયો છે તો યુધિષ્ઠિરાદિ પાંચે ભાઇઓ કૃષ્ણાનું પાણિ ગ્રહણ કરે તેમાં મને કશી આપત્તિ નથી.

વ્યાસ દેવે રાજા યુધિષ્ઠિરને કહ્યું. આજે શુભ દિવસ છે. આજે ચંદ્રમાં પુષ્ય નક્ષત્રમાં પ્રવેશ કરશે. માટે આજે જ તમે દ્રૌપદિનું પાણિ ગ્રહણ કરો યુધિષ્ઠિરે એ વાત કબુલ કરી રાજા દ્રુપદતો પ્રથમથીજ તે વાતમાં સંમત થયા હતા. તેમણે ધૃષ્ટદ્યુમ્નને આજ્ઞા આપી કે. દ્રૌપદીને વસ્ત્ર અલંકાર પહેરાવીને લઇ આવ. રાજાના મંત્રી, સુહ્રદો, અને નગરના મુખ્ય માણસો આ વિવાહ પ્રસંગે જોવા માટે આવ્યા હતા. રાજ્ય ભુવન પુરૂષોથી ભરાઇ ગયું મહાનનો ચોક ખીલેલા કમળોથી ભરાઇ ગયો. તથા મંડપ શૃંગારનારા દક્ષતાથી આકાશમાં તારામંડળ શોભે તેમ શોભવા લાગ્યો પાંચે પાંડવો દ્રૌપદી આવી ગયા પછી સ્નાનોદિકકારી બહુ મૂલ્ય વસ્ત્રાલંકારથી ભૂષિત થઇને વિવાહ મંડપમાં આવ્યા તેમના પુરોહિત ધૌમ્ય મુનિ પણ તેમની સાથે હતા. ભ-

સ્થાપન કરી પ્રજ્વલિત અગ્નિમા તેમણે આહુતિ આપી અને વિધિ પૂર્વક કૃષ્ણાની સાથે તેમના વિવાહ કરાવ્યા. બન્ને એ અગ્નિને પ્રદક્ષિણા કરી એટલે વિવાહ વિધિ સમાપ્ત થઇ. ત્યાર પછી ક્રમ પ્રમાણે વેદોક્ત વિધિથી ભીમસેન અર્જુન, નકુળ અને સહદેવના પણ વિવાહ થયા.

વિવાહ થયા પછી દ્રુપદરાજાએ પાંડવોને પુષ્કળ ધન ઉંચા પર્વતની સાથે સ્પર્ધા કરનારા સો હાથીઓ મોંઘા મૂલ્યનાં કપડાં અને ઘરેણાં જેમણે પહેર્યા છે એવી એકસો દાસીઓ સોનેથી મંડેલા ચાર ઘોડા જોડેલા સોરથો પહેરામણીમા આપ્યા. તથા જે અન્ય લોકો આવ્યા હતા તેમને પણ યોગ્યતાનુંસાર સત્કારીને રાજા દ્રુપદે પોતાની ઉદારતા પ્રકટ કરી. આરીતે દ્રૌપદીરૂપ રમણી રત્ન મેળવીને પાંડવો પાંચાલ રાજપુરમાં આનંદથી રહેવા લાગ્યા, અને પાંડવોની સાથે આ રીતે સમ્બન્ધ થઇ જવાથી રાજા દ્રુપદને પોતાના અન્ય શત્રુઓથી તો શું પણ દેવતાઓથીએ પરાજિત થવાની શંકાનરહી.

પુરની સ્ત્રીઓએ કુંતીની પાસે જઇ ચરણવંદન કર્યું મંગળ વસ્ત્ર પહેરી, ઘૂંઘટ કાઢી, હાથ જોડી, મનથીજ પ્રણામ કરતી દ્રૌપદી પોતાની સાસુ સામે વિનીત ભાવથી જઇને ઉભી રહી. કુન્તી દેવીએ સદાચાર સંપન્ન, સુશીલ પુત્ર વધુને સ્નેહ પૂર્વક આશીર્વાદ આપીને કહ્યું કે વત્સે! જેવી રીતે ઇન્દ્રની સાથે ઇન્દ્રાણી અગ્નિની સાથે સ્વાહા, ચંદ્રમાની સાથે રોહિણી, નલની સાથે દમયતી, વૈશ્રવણની સાથે ભદ્રા, વસિષ્ઠ, સાથે અરુન્ધતી અને નારાયણની સાથે લક્ષ્મી જેમ ભક્તિ તથા પ્રીતિ પૂર્વક દામ્પત્ય ભાવ નિભાવે છે. તેજ પ્રમાણે તું તારા પતિયો સાથે દામ્પત્ય ભાવને પોષતી સુખી રહેજે. હે ભદ્રે! તું વીર પુત્ર પ્રસૂતા થજે. સ્વામીની સાથે યજ્ઞમાં ભાગ લેજે અને તહારૂં સૌભાગ્ય દિન દિન પરદિન ચઢતું થજો. તું અતિથિ, અભ્યાગત, સાધુ, બાલક, વૃદ્ધ અને ગુરૂ જનોનો સત્કાર કરી યશસ્વિનીથજે. તારાનસીબે કુરૂ જંગાલ વિગેરે પ્રધાન પ્રધાન દેશોમાં તારા પતિ અભિષિક્ત થશે અને તમે રાજા રાણી બની પ્રજાના આનંદમા દ્વિગુણ વૃદ્ધિ કરશો. તારા સ્વામીએ પોતાના પરાક્રમથી પ્રાપ્ત કરેલી પૃથ્વી તું બ્રાહ્મણોને આપીશ અને તેજ રીતે તારી દાન શીલતા વૃદ્ધિ પામતી રહેશે. તારૂં સ્વપ્નમા પણ અનિષ્ટ થશે નહિ અને ચિરકાલ સુધી તું સુખ અને સૌભાગ્ય વતી રહીશ હેવત્સે જેવો આજે તુને આશીર્વાદ આપી રહી છું તેવો પ્રભુ કરે ને તુને

પુત્ર થાય તે દિવસ પુનઃ આશીર્વાદ આપું. એ રીતે આશીર્વાદ આપીને પછી પ્રેમ પૂર્વક કુન્તાજીએ પોતની પુત્ર વધુને પોતાના ખોળામાં બેસાડી.

ભગવાન્ શ્રી કૃષ્ણે પણ વિવાહના, શુભ પ્રસંગ ઉપર વિચિત્ર વૈદુર્ય મણિ, સોનાનાં અલંકાર, ભિન્નભિન્ન દેશમાં બનતાં બહુ મૂલ્ય વસ્ત્રો સુશિક્ષિત હાથી ઘોડા અને દાસ દાસીઓ સાથે ઘણું ધન ઉપહાર તરીકે મોકલ્યું જેનો રાજા યુધિષ્ઠિરે આદર પૂર્વક સ્વીકાર કર્યો (ક્રમશઃ)

## મહાત્માપદની મીમાંસા.

મુંબઈમાંથી શ્રીયુત પાઠક પ્રભાશંકર જયશંકરના તંત્રપણે પ્રકટ થતું "મોઢમા તંણ્ડ" નામે માસિક મોઢકોમમાંતો જાણીતું છેજ. તેની (૧૧) અગીઆરમી પ્રભામાં રાજકોટ વાસી વકીલ પ્રભુજી દયારામ નવાડીએ "મોઢકોમના મહાત્માની મહાન દેશ સ્વાઓ" એ શીર્ષથી એક લેખ લખ્યો છે તેમાં "મહાત્મા ગાંધીજીને મહાત્મા કહેવા. વિષે સાત પ્રશ્નો કર્યા છે અને તે બાબતમાં ખુલાસા માગ્યા છે આ બાબત ધર્મને લગતી હોવાથી તે સાત પ્રશ્નોપર લક્ષ્ય રાખીને મહાત્મા શબ્દની મીમાંસા કરવામાં આવે છે.

કોઇ પણ વસ્તુની પર્યાલોચના કરવાની હોય છે ત્યારે એક દષ્ટિ બિંદુ નક્કી કરવું પડે છે દરેક મનુષ્ય પોતપોતાની વિચાર સામગ્રી અને અમુક દષ્ટિ બિંદુ સાથે મેળવીને પછીથી વિચારો કરે છે જેથી એકની એકજ વાતમાં એક કરતા વધારે મતભેદ થઇ શકે છે. કોઈ પણ અમુક મત સત્ય છે એમ માની બેસવા કરતાં તેની પરીક્ષા કરીને સ્વીકારવો એ વધારે ઉત્તમ છે એમ મારી માન્યતા છે. પ્રાચીન પુરૂષોએ પરીક્ષા કરવાનો પ્રકાર એવો સૂચવ્યો છે કે પ્રથમ જેની પરીક્ષા કરવી છે તેનું લક્ષણ, નક્કી કરવું. તેમાં અસંભવાદિદોષો છે કે નહિં તે કસી જોવું અને પછી તેનું ચાલની પ્રમાણ ખોળી કાઢવું. જો આટલી બાબત નક્કી થાય તો પછી તે વિચાર સ્વીકારવામાં હરકત નથી.

જે દષ્ટિ બિંદુને આધારે પર્યાલોચના કરનાર પોતાનો મત આપે છે તે દષ્ટિ બિંદુ રાગ, અજ્ઞાન, મોહ, અને અવિચારથી માડીને ઉત્તમમાં ઉત્તમભાવ શોધવાની જિજ્ઞાસા સુધીનાં અનેક હોય છે શ્રીયુત નવાડીજીએ પોતાનો જે અભિપ્રાય પ્રકટ કર્યો છે તેમાં મહાત્માપદ નું એક દિશામાં

અજ્ઞાન અને બીજી બાજુ મહાશય ગાંધીજીનાં કાર્યનો મોહ એ બે દૃષ્ટિ બિંદુપર અટકો પગ મૂકીને આ લેખન કર્યું છે એ વાત આવિષયને, ધૈર્ય, શાન્તિ, વિચાર અને પોતાની માન્યતાને બાજુપર રાખી વાચનારને સહેજ લક્ષમાં આવશે.

ગ. ત્રવાડીજીને નામે જે ઉલ્લેખ કરાયો છે તે તેમનાપ્રશ્નપર લક્ષકે માટેજ કર્યો છે. ખાસ વ્યક્તિની નિંદા કરવાના ઉદ્દેશથી એ શબ્દો ઉચાર્યાં નથી. આર્યાવર્તના દુર્ભાગ્યે આવા પ્રકારના મત આપનારાઓ ઠામે ઠામ અનેક છે એ સર્વની બુદ્ધિપર લક્ષરાખીનેજ ચર્ચા ચલાવી છે છતાં નિમિત્ત રૂપ થાય છે ત્રવાડીજી તેથી આમીમાંસાનો ભાર પોતાના ઉપર તાણી ન લેતાં સારજ ગ્રહણ કરશે.

આપણે જે મીમાંસા કરવી છે તે કયા દૃષ્ટિબિંદુથી કરવામાં આવશે તે વાતપણ અને પ્રથમ જણાવવા ની જરૂર છે. હિંદમાં હાલ બે પ્રકારની ભાવનાઓ ભેળમેળ થઇ છે. અને વિચારક વર્ગ તેમાંજ રમી રહેલો છે. પશ્ચિમનો પ્રતિહાસ, રીતી, કૃતિ, વિચાર, ભાવના, ભાષા, લોકોક્તિ, બધુંર એ બધું "સ્વ" ની પાછળજ વીંટાએલું છે. અને વ્યક્તિના પ્રાધાન્ય પદ ઉપર રચાએલું છે. પૂર્વનો પ્રતિહાસ, ધર્મ વ્યવહાર, કથા વાર્તા, રીત રીવાજ, ભાષા એ સર્વ પ્રપંચની પારના કોઈ ભાવ ઉપર અવલંબી સમષ્ટિ ભાવનાનાં પોષક છે એટલે સમષ્ટિના હિતમાટે વ્યક્તિત્વનો ભોગ આપવાનો પ્રકાર પૂર્વની ભાવનામાં રહેલછે વર્તમાન સમયમાં સમષ્ટિ ભાવના ઉપર વ્યષ્ટિ ભાવના રાજકરી રહેલ છે. એ રાજ કરનાર વ્યષ્ટિ ભાવનાએ અનેક પ્રકારની અસરો ઉપજાવી આપણા ઘરના છાના ખુણા સુધી પણ વિચિત્ર પ્રકારનો ફેરફાર કરીદીધો છે, એથીજ આપણા વ્યવહારમાં, શિક્ષણમાં, નિતીમાં, ધર્મમાં અને ભાવનાઓમાં અનેકાનેક પ્રતિકૂળ વ્યવસ્થાઓ ઉદ્‌ભવી છે. જેથી દરેક વિચારને જેદૃષ્ટિ બિંદુથી કરવા જોઇએ તે પ્રમાણે કરી શકતા નથી.

સંસારમાંઆવનાર સર્વ માણસને સામાન્ય આપ લે તો કરવીજ પડેછે એ આપ લે માં સ્વાર્થ રહેલો હોવાથી રાગ દ્વેષ અવશ્ય ઉપજે જ છે જેના અંગે અનેક પ્રકારના ક્લેશ અને વિવાદ વિસ્તરે છે તેમાંથી મનુષ્યને મુક્ત રાખી નેની પારના ભવ્ય જીવનના શક્તિઅને પ્રેમ સર્વદા દૃષ્ટિ આગળ રાખનાર ધર્મ છે. ગમે તે વ્યવહાર લઇએ પણ સ્થૂલ વ્યવહારની

પાર કોઇ ભાવના હોવાનીજ જે ભાવના, સંકોચની પારના જીવનને સમજાવનારી તેમ તેમાં વધારે શાન્તિ અને વધારે સુખ; એજ ભાવના ઉત્તમ ગણાય જેટલી જેટલી ઉન્નત ભાવનાઓ છે તેનો આધારધર્મ ઉપર છે અને મનુષ્ય ને અધમતામાં ન પડતા રોકી ઉન્નત ભાવનાના વિશાલ શાન્ત પ્રદેશ માં વિચરાવનાર પણ ધર્મ છે. વ્યવહારથી ચિક્ષિપ્ત ચિત્તો ધર્મનો આશ્રય લેતો તેમના દુઃખની સીમાજ ન રહે.

બે વિરૂદ્ધ ભાવનાઓના સંઘટ્ટનથી આર્યાવર્તમા બે પ્રકારના પ્રતારણા પ્રકાર પ્રવર્ત્યાં છે. (૧)પાશ્ચાત્ય વ્યક્તિ ભાવના રાજકીય હોવાથી તેની અત્રેના લોકો પર અસર થતાં સમાજનું હૃદયબળ ક્ષીણ થઇ ગયુ છે જેથી ધર્મ અને વ્યવહાર વચ્ચે મહાન્ વિરોધ પડી ગયો છે. વ્યવહાર અને ધર્મમા નીતિનાં સ્વરૂપ જુદાંજુદાં મનાયા છે વ્યવહારમાં જેને નીતિ કહેવાય છે તેને ધર્મ અનીતિ કહે છે. અને ધર્મમા જેને નીતિ કહે છે તેને વ્યવહારમાં અનીતિ કહે છે. પાછુ એવિ ઘનું સમાધાન ધર્મમાંથીજ તે લોકો કરે છે. સાક્ષી પુરવામા, વ્યાપાર કરવામા, ગ્રાહકોને છેતરવામાં, હારજીતના પ્રસગમાં, જાૂઠ, અન્યાય, અયોગ્યતા આદિનો ઉપયોગ કરવામાં જાણે કાંઇપણ પાપજ નથી એવું માનનારા માણસો, કથા સભળે છે, મંદિરમાં જઇ ઇશ્વરનાં દર્શન કરી દશવાર માફી માગે છે, પુસ્તકાદિને પગ અડકતો તેને પગે લાગે છે એજ રીતે વ્યહવારમાં કરેલ અનર્થનો નીવેડોપણ. સત્સગી અનીતે, બ્રહ્મસમ્બન્ધ લઇને, વેદાન્તી બનીને, કર્મકરીને, બ્રાહ્મણ ભોજન કરીને કે હરકોઇ એવીજ ધર્મ ક્રિયાને નામે કરી લે છે !!! કર્મના અમુક નિયમ પરથી ધર્મનો સ્તંભ ખશી જતા આવોજ પ્રકાર થાય એટલે સમજવુ પ્રમાણે આચારમાં શિથિલતા આવતાં અનાચારજ પ્રચરે. હાલમાં ધાર્મિક કહેવાતા લોકોનાં હૃદય સાકડાં બની ઉપર કહેલી સરહદમાંજ રમી રહેલ છે. (૨) પ્રાચીન આસ્તાવાળાની પ્રતારણાનું મૂળજોવા જઇશું તો કેવળ મુર્ખતા અથવા અજ્ઞાન હોય છે. તેથી વિરૂદ્ધ પશ્ચિમમાંથી આવેલો પ્રતારણા પ્રકાર જુદાજ પ્રકારનો છે. નાસ્તિકતાને અગે આ લોકના સુખમાંજ પરિસીમા મનાતા તેની પારના વીચારો આવી શકતાનથી .હૃદય એવુ તો સકોચ પામી-જાય છે કે 'સ્વ' વિના બીજા કશામાં તૃપ્તિજ દેખાતી નથી અભિમાન એવું દૃઢ થઇ જાય છે કે જાણી જોઇને પણ સત્ય અને અસત્ય સર્વના ઉપર પાણી ફેરવવામા આવે છે અને સર્વત્ર 'હુંજ' આગળ પડે છે. હું વિદ્વાન, હુ અધિકારી, હું પંડિત, અરે સત્યપણ હું વિના નહિ, હું જેને સત્ય કહું તેજ સત્ય. આરીતે અહંની તૃપ્તિ માટે સત્યનો ભોગ આપવો

ગમે તેના યોગ્ય વિચારને ગરદન મારવા, ગમે તેમ કરવું કે કરાવવું એમાં કાંઈ હરકતજ નથી એજ ખરી વ્યવહાર કુશળતા અથવા પોલીટીકલપણું કહેવાય છે. આ લોકોનો ઇશ્વર 'હું' છે અને વ્યવહાર રક્ષક કાયદો છે. અંતરાત્માના પ્રતીતિકે સત્યવિરૂદ્ધ તેમની ભક્તિનથી છતાં એ વચનથી વાતો કરવાને તેમને બેસાડ્યા હોય તો તેમના જેવા ચરા બીજા જડવા કઠિણ છે.!!!

ઉપર કહેલી બે પ્રકારની પ્રતારણામાં નવા અને જુના બેઉ સપડાએલા છે. એટલે નવાનું લક્ષ પ્રવૃત્તિમય છે, ત્યારે જુનાનું લક્ષ પ્રવૃત્તિ છતાં નિવૃત્તિમય છે પ્રવૃત્તિને જ્યારે કેવળ રાજસીજ નામ આપી શકાય ત્યારે બીજાને સાત્વિક અથવા તામસી કહેવાય. આર્યાવર્તની પ્રજાના અંતઃકરણનું આ ટુંકું ચિત્ર છે તે ઉપર દૃષ્ટિ રાખીને મેં મહાત્મા પદની મીમાંસા કરેલ છે અને વાચકો પણ પ્રથમ પોતાની દૃષ્ટિ આ રીતે બાંધી વિચાર કરશેતો મારી હકીકતમાં જે તથ્ય છે તે તરી આવશે અસ્તુ.

ભદ્ર પુરૂષ ગાંધીજીને મહાત્મા કહેનારા બે પ્રકારના પુરૂષો છે અને નહિ કહેનારા પણ બે પ્રકારના છે. કહેનારાઓમાં (૧) ગાંધીજી હાલજે પ્રવૃત્તિ કરી રહેલ છે તેને પોતાના વિચારથી ઉત્તમ સમજી, તેમની દેશ સેવાની કિંમત ગણી તેમને મહાત્મા કહે છે. અને તેવો વિચાર કરવાની શક્તિ નથી એવા જેને જેને પોતે મહાન્ સમજે છે તેનું અનુકરણ કરતાં મહાત્મા કહે છે. એક વર્ગ આવો છે. ત્યારે (૨) જે પુરૂષો હૃદયના ક્ષુદ્રક છે. ગાંધીજીનો ઉત્કર્ષ જેમનાથી સહન થઇ શકતો નથી તેવા તુચ્છ પુરૂષો તેમને મહાત્મા કહેતા નથી અને બીજા વિચારવાન પુરૂષો જે શબ્દની યોગ્યતાને સમજનારા છે તેવા વિચાર પૂર્વક હેતુ સમજીને તેમને મહાત્મા કહેતા નથી આ બીજો વર્ગ છે.

ઉપરના જે બે વર્ગ છે તેના ચાર ભેદ પાડેલા છે. તેમાથી અનુકરણ કરનાર અને તેજદ્વેષીને છોડી દઇશું કારણ કે તે મહાત્મા કહે અગર ન કહે તે સરખુંજ છે. પણ બાકીના જે બે વર્ગ રહ્યા જે બન્ને પોત પોતાની શક્તિ પ્રમાણે વિચાર કરી શકે તેવા છે તે મન લક્ષીને આપણે આ વિષયને આગળ ચલાવીશું.

મહાત્મા શબ્દમાં "મહાન્" અને બીજો "આત્મા" એમ બે શબ્દો છે પ્રથમ તેનો વિચાર કરીએ. 'મહાન્' એટલે તો મોટા એમાં કાંઇ વિશેષ વિચાર કરવાની જરૂર નથી. પણ આત્મા શબ્દ વિચારવો જોવો છે.

આત્મા શબ્દના ત્રણ અર્થ શાસ્ત્રકારોએ બતાવેલા છે (૧) આત્મા એટલે શરીર (૨) આત્મા એટલે મન અથવા બુદ્ધિ (૩) આત્મા એટલે ચૈતન્ય.

શ્રીયુત ગાંધીજીના શરીર તરફ જોઈએ તો શરીર દૃષ્ટિએ તેમને મહાત્મા કહેવાપણું છેજ નહિ અને મારી સમજણ પ્રમાણે આમાં કોઈને મતભેદ પણ નથી ત્રીજો જે ચૈતન્ય આત્મા છે તેતો જેવો ગાંધીજીના શરીરમાં છે તેવોજ સર્વના શરીરમાં છે એટલુંજ નહિ પણ તે આત્મા એકજ છે એટલે તેમાં મહાન્ કહેનાર બીજાને અવકાશ નથી માત્ર બીજો આત્મા એટલે મન-અથવા બુદ્ધિ તેનોજ વિચાર કરવાનો રહ્યો ત્યારે હવે આપણે જોઈએ કે મહોદય ગાંધીજીનું મન અથવા બુદ્ધિ કેવી વિશાળતાને પામ્યા છે એક વાત અત્રે ખાસ લક્ષમાં રાખવાની છે કે મન અથવા બુદ્ધિએ કોઈ આગ રહેવાની વસ્તુ નથી કે ફુટપટ્ટીને આધારે ફુટ ફુટ માપી લઈશું એવું માપ તો તેમના વિચાર અને કાર્ય ઉપરથીજ કરવાનું છે તેની સાથે ગાંધીજીના જીવનના પણ કેટલાએક અંશો જોઈશું કે જેથી આપણને સમજાય કે તેમની બુદ્ધિ કેવા સંયોગોમાં ઘડાણી છે

ગાંધીજીના પ્રપિતા દેશીરજવાડામાં કારભારી હતા, તેમના પિતાએ પણ તેકામ બહુસારી રીતે કર્યું છે એટલે રાજકીય વિચારની વિશેષતા ગાંધીજીમાં વધારે હોય એમાં આશ્ચર્ય જેવું નથી હાલના દેશી રજવાડામાં પ્રજા રાજા અને સર્વોપરી સરકારસત્તાએ ત્રિપુટીમાં કારભાર કરનારને કેવા સંજોગોમાંથી જવું પડે અને તેમને પોલીટીકલપણામાં પોતાના મનને કેટલું રમાડવું પડે એ બાબત સ્પષ્ટ કરી બતાવવાની જરૂરજ નથી. એવા વિચારવાળાં માતાપિતાની મધ્યમાં ગાંધીજીનો જન્મ છે અને હાલની પ્રત્યક્ષ રાજ્ય વ્યવસ્થામાં જેમાં ધર્મભાવનાને બહુજન્યૂન અવકાશ મળે છે) ગાંધીજી ઉછર્યા છે તેમનાં જે જીવનચરિત્રો મેં વાંચ્યા છે તેમાં તેમના પિતાજી શ્રીગીતાનો પાઠકરતા અને માતા ઉપવાસ પરાયણ રહેતાં એમ પણ સમજાય છે કે તેઓની (માતાની) શ્રદ્ધા જૈન ઉપર હતી તેથી ગાંધીજી જ્યારે વીલાયત ગયા ત્યારે તેમને જૈનના સાધુ પાસે મદ્ય, માંસ અને પરસ્ત્રી ગમનની પ્રતિજ્ઞા લેવરાવી હતી તેમજ બીજા લેખકે એમ પણ લખ્યું છે કે માતાના સોગન ખાઈનેજ શ્રીમાન્ ગાંધીજી વિલાયત ગયા હતા જેમ હો તેમ તે વાતનો અત્રે સબંધ નથી માત્ર અહીં તો એજ જોવાનું છે કે હાલમાં ગાંધીજીના માતા પિતા હાલનો જુનો જમાનો જે ધર્મધોરણમાં ચાલે છે તેમાંજ હતાં, તેનેજ સંસ્કાર ગાંધીજીમાં બાળપણમાં પડયા

ઉપરની હકીકત ઉપરથી એટલું સ્પષ્ટ થયું કે મન અને બુદ્ધિને ઉન્નત-મહાન્ બનાવનાર ધર્મભાવના, શ્રીયુત ગાંધીજીને ગર્ભકાળમા કે જન્મ સમયે અથવા બાળપણમા મળીજ નથી, તેમજ ગર્ભજન્ય દોષો દૂર કરી શુદ્ધ કરનારા સંસ્કારો પણ તેમના ઉપર થયા નથી એટલે ગાંધીજીનો પ્રથમ જીવન મર્જલો જેને મૂળ કહીએ તેમા મન અથવા બુદ્ધિને મહાન્ કરનાર વિશેષ સામગ્રી નથી.

ત્યાર પછી ગાંધીજી વિદ્યાધ્યનના બીજા માળપર આવ્યા તે વખતે "ખુદ ગાંધીજીજ જે વિદ્યાને ખરાબ કહે છે" તેનોજ સર્વને મોહ હતો અને ગાંધીજી પણ એ અંગ્રેજી સ્વભાવ પોષક કેળવણી લેવા લાગ્યા. તેમાં હુંનું પ્રધાનપણું હોવાથી પશ્ચિમની અસર તેમનાપર પણ ચડી બેઠી પ્રથમથી ધર્મસંસ્કાર નબળા હતા અને તેમા વ્યક્તિત્વ અભિમાન પોષાયુ જેથી દેશનો ઉદ્ધાર કરવા શરીર બળવાન બનાવવા માટે મંસા આહાર કર્યો. જો ગાંધીજીમાં ધર્મસંસ્કાર બળવાન હોત મહાનભાવનાને સમજતા હોત, તો હિંદુત્વને ખરાબ કરત નહિ પણ પ્રથમ કહ્યું તેમ સસ્કાર બળની ન્યુનતા ને લઈ તેઓ ત્યાં ભૂલ્યા અને તામસભાવના જે જડતાની પોષક છે તેને જ આશ્રય આપ્યો. તે વખતની કેળવણીમાં તો જડ વિચારોનું પ્રાધાન્ય હતું જ જેથી પ્રારંભમાં કેળવણીના પ્રથમ વાયુમાથી ઘણાએ પુરૂષો યૂરોપની ભાવનામા મોહિત થઈ હિંદની તમામ ભાવનાઓને નિંદતા. એજ વિદ્યા પ્રાપ્તકરી તેને વધારે દૃઢ કરવા ગાંધીજી બેરીસ્ટર થવા વિલાયત ગયા. અન્ય લોકો વિલાયત જઇ ખાન પાન અને સ્ત્રીપર્યંતની ભાવનામાં ખરાબ થઇને આવે છે, તે ભાવનામા પ્રતિજ્ઞાના બંધનને લઇ ગાંધીજી ખરાબ નથી પણ જે અન્ન સત્વગુણને ઉત્પન્ન કરનાર છે તેનો આહાર તો તેમણે નથીજ કર્યો, એટલે અંતઃકરણની શુદ્ધિ, જેનાપર મહાત્મા પદનો આધાર છે તે ગાંધીજીએ બાળપણથી લઇને બેરીસ્ટર થતા સુધી જાળવી નથી એટલે બીજા તબક્કામા પણ મહાત્મા પદની પોષક વિપુલ સામગ્રી દેખાતી નથી.

શ્રીમાન ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં ગયા એ તેમની ત્રીજા પ્રકારની સ્થિતિ છે તે અમુક કેસ લડવાના ઉદ્દેશથી આફ્રિકા ગયા. ત્યાં હિંદુઓનું અપમાન થતું જોઇ એ દુઃખમાથી તેમને છોડાવવા પ્રયત્ન આદર્યો. સત્યાગ્રહની લડત લડતાં તેમને જેલના કઠિન દુઃખ સહન કરવાં પડયાં અને અંત્યજોની સાથે વિષ્ઠા ઉઠાવવાનુ કામ પણ કરવું પડયુ. હિંદુ માટે તેમણે ઘણું દુઃખ સહન કર્યું તે ઉપકાર ગુણગ્રાહક હિંદુઓ ભૂલ્યા નથી, છતા જેટલું દુઃખ વેઠયું તેના

પ્રમાણમા દક્ષિણઆફ્રિકામાં રહેનાર હિંદુનું પારતંત્ર્ય મળ્યું નથીએ ઉઘાડી વાત છે. પોતાના દેશી ભાઇઓની લાગણી તેમના ' મનમાં હતી તેથી મહાન્ દુઃખ વેઠ્યું પણ જો તેજ પ્રમાણે ધર્મની મહાન્ ભાવના તેમના દિલમાં હોત તો તે સ્નાન વિગેરે કરીને શુદ્ધતા જે હૃદયને વિશાળ બનાવનાર છે તેનું સંરક્ષણ જરૂર કરત. ગાંધીજી જેવા સત્યાગ્રહી નરને એ લોકો પાસેથી આવી નજીવી છૂટ મેળવવાને સત્યાગ્રહ હથીઆર હતુંજ પણ તેમ કરવાની જરૂર તેમણે જોઇ તેનું કારણ પણ એજ કે ધર્મભાવનાનું બળ તેમના અંતઃકરણમાં નહિ વિશેષ નહોતું.

ઉપરપ્રમાણે ત્રણરીતે આપણે જોયુંકે મન અથવા બુદ્ધિને મહાન્ બનાવનાર ધર્મભાવનાનું પ્રાબલ્ય ગાંધીજીના અંતઃકરણમા નથી. હવે તેમના ગુરૂઓ તરફ દૃષ્ટિ કરીશું. ગાંધીજી શ્રીમાન્ ગોખલેને ગુરૂમાને છે. તેમજ શ્રી ગાંધીજીના પરિચય વાળા પંડિત માધવશર્મા દેવીજીવનમાં લખે છે કે ' આપને હિંદુ ધર્મમાં કોઇ યોગ્ય ગુરૂ મળ્યો નથી, તેથી શ્રીમદ્ રાયચંદ્રભાઇ જૈન અને ટૉલસ્ટોય ખ્રીસ્તી આ બન્નેને આપ પોતાના ગુરૂમાનો છો ઇત્યાદિ, ત્રણ પુરૂષ શ્રેષ્ઠોમાં ગોખલેજી સુધારક હતા, રાયચંદ્ર ભાઇ જૈન ભાવનાપન્ન હતા અને ટૉલસ્ટોય ખ્રીસ્તી હતા. એટલે બે પ્રકારના પશ્ચિમનાસંસ્કાર અને એક પૂર્વના જૈન સંસ્કાર, એ સંસ્કારનેએકત્ર કરી હવે ગાંધીજી કહે છે કે હું ચુસ્ત વૈષ્ણવ છું. ! ! ! એટલે ગાંધીજીના મનમા વ્યષ્ટિ ભાવના પ્રાધાન્ય વિચારો અને સમષ્ટિ ભાવનાના વિચારોનો ગોટાળો થઇ ગયો છે અને વ્યષ્ટિ ભાવનાના વિચારો પ્રધાન પણે હાલમાં કાર્ય કરી રહેલા છે સમષ્ટિ ભાવનાના વિચારો દબાઇ ગયા છે. વ્યષ્ટિ ભાવનામાં એક વ્યક્તિ મુખ્ય રહે છે. તેથી બહાર દૃષ્ટિ રહે છે. એ બહાર દૃષ્ટિથીજ ગાંધીજીના કાર્ય પ્રવર્તે છે. સમષ્ટિ ભાવના વિના મન અગર બુદ્ધિ મહાન બનતાં નથી અને સમષ્ટિ ભાવનાના વિચારો આર્ય ધર્મમાં મુખ્યત્વે છે કારણ કે આત્મવત્ સર્વ ભૂતને જોવાની સૂચના તેમાંજ છે. તે બાબત ગુરૂઓ જોતા પણ ગાંધીજીમાં આવેશ નથી આમ સર્વ પ્રકારે વિચાર કરતા ઉન્નતભાવના-સમષ્ટિભાવના ગાંધીજીની નથી. તેથી વિચારવાન પુરૂષો મહાત્માં કહેતા નથી.

સમષ્ટિભાવનાને લક્ષમાં રાખીને ગાંધીજીના જીવનને આપણે જોયું તો તેમા મહાત્માપદને અવકાશ મળતો નથી એ વિચારવાનને સહજે ધ્યાનમાં આવે એવી બાબત છે છતાં કોઇ આગ્રહને વશ થઇ માત્ર તાણાતાણ કરે તો તેમાં તકરાર કરવાની જરૂર નથી. જ્યાં મહાત્મા શબ્દને સિદ્ધ કરનાર

સામગ્રીજ નથી ત્યાં વિચારવાન્ પુરૂષો તે શબ્દનો પ્રયોગ ન કરે તો તેમાં તેમનો દોષ નથી પણ બુદ્ધિમત્તા છે. આટલા વિવેચન પછી હવે ત્રવાડી જીના પ્રશ્નોના ઉત્તર આપી આ વિષયને પૂર્ણ કરીશું.

૧ "રાત્રિ દિવસ થઈ ચોવીશ કલાકમાં ગમે તે સંજોગે ગમે તેવા કાર્યમાં મહાત્મા ગાંધીજીનો મંત્ર પાંચ વર્ષના બાલકથી માંડી વૃદ્ધ સુધી દરેક વ્યક્તિ ઉચ્ચારણ કર્યા વિના રહેતી નહિ હશે તેનું એવું અદ્ભૂત કાર્ય શું હશે ?"

જવાબ—પંડિતો કહે છે કે युद्धस्य वार्ता रम्या યુદ્ધની વાત સારી લાગે છે. આ મનુષ્ય પ્રકૃતિનો સ્વભાવ સૂચવનાર વાક્ય છે અત્યારે શ્રીમાન્ ગાંધીજીએ સરકાર સામે એક પ્રકારની લડાઈ આરંભી છે તો તેની વાતો પાંચ વર્ષના બાળકથી માંડીને વૃદ્ધપર્યંત સર્વને ગમે અને તે રીતે વ્યવહારમા તેમનું પ્રચલીત થએલું મહાત્માગાંધી એ નામ લે તેથી કાંઈ વિશેષ ઊંડી બાબત એમા નથી. વકીલ પ્રભુજી બાપને સ્મૃતિમાંજ હશે કે જર્મનીની લડાઈ વખતે જર્મની અને કયસર એ નામ ગામડાનાં નહિ ભણેલાં બાળકો અનેકવાર જાણવા લાગ્યા અને તેનામ પણ ચોવીશ કલાકમાં કેટલાએ વખત લેવાતું. તે કાંઇ કયસર મહાત્મા હતો, તેથી નહિ પણ યુદ્ધને અંગે હતું. તેવો જ પ્રકાર આ છે અને તે વાત નિબળ મનવાળા મનુષ્ય પર વધારે અસર કરે એ દેખીતું છે.

૨ " મહાત્માશ્રીની મહાત્મા કહેવરાવવાની ઇચ્છા નહિ છતાં મહાત્મા શબ્દ સર્વવ્યાપી થવાનું શું કારણ ?

જવાબ—ગાંધીજીને મહાત્મા કહેવરાવવાની ઇચ્છા છે જ નહિ, એ વાત ત્રવાડીજી કહે છે તેમ્ જો સાચીજ હોય તો ગાંધીજીને અનુસરી ચાલનારા અને તેમને મહાત્મા કહેનારા તથા કહેવરાવનારાને ઉચ્છૃંખલ ગણવા જોઇએ કારણકે જે પુરૂષો ગાંધીજી તરફ , સદ્ભાવના રાખે છે તેઓ તેમને ગુરૂજ માને છે. એટલે જે ગાંધીજીના શિષ્યો છે. અને પોતાને આવા મહાત્માનો આશ્રય મળ્યો એમ જાણી કૃતકૃત્ય સમજે છે. તે ગાંધીજીને મહાત્મા કહેવામાં મહાન ભૂલ કરે છે. કેમકે ગાંધીજીની એ ઇચ્છા નથી એવું એ જાણે છે. છતાં તેમ કરે છે.!! જે પુત્ર અથવા શિષ્ય પોતાના પિતા કે ગુરૂની અમુક કાર્યમાં અનિચ્છા જાણ્યા પછી તેમાં પ્રવૃત્તિ શાીરીને કરે ! અને જો કરેતો તે સુપુત્ર કે સતશિષ્યના વિશેષણને પણ યોગ્ય કેમ ગણાય ! છતાં ત્રવાડીજીના લખવા પ્રમાણે મહાત્મા શબ્દ ' સર્વવ્યાપી ' થયો તો તેમાં બોલનારા મન મુખીઓની સ્વચ્છંદતા સિવાય અન્ય કયું કારણ કલ્પી શકાય ?

ગાંધીજીની મહાત્મા કહેવરાવવાની ઇચ્છા છેકે નથી એ બાબતમાં વિશેષ કહેવાનું સાહસ કરતો નથી પણ એક વાતની સૂચના તો જરૂર કરીશ તે એકે જ્યારે ગાંધીજીની ઇચ્છા પુષ્પના હાર પહેરવાની ન થઇ ત્યારે તેમણે સૂતના હાર કરવાનું કહ્યું તો ઘણા પુરૂષોએ તેમ કર્યું. વિદેશી વસ્ત્રનો ત્યાગ કરી ખાદી ધારણ કરવાની ગાંધીજીની ઇચ્છા થઇ તો અમદાવાદી વગેરે વધારે ને છેવટ ન્યુનપ્રમાણમાં ખદ્દરની ટોપી મુકીને પણ ગાંધીજીની ઇચ્છાને સ્વીકારી, તો પછી જ્યારે ગાંધીજીની મહાત્મા કહેવરાવવાની ઇચ્છાજ નથી તેનાથી વિરૂદ્ધ અસહકારીઓ શા માટે વર્તે છે? વલ્લભભાઇ જેવા વણીઓ એમને મહાત્મા માની તેમની ઇચ્છા મુજબ પોતે મહાત્મા કહી બીજા પણ કહે તેને માટે પ્રશ્નો કરી વકીલાત શા માટે કરે છે? આપણુમ જેને વડીલ માનતા હોઇએ તેની ઇચ્છાને અનુસરવામાં આપણું શ્રેય કે તેની ઇચ્છા વિરૂદ્ધ જાતે ચાલી બીજાને ચલાવવામાં શ્રેય ? તેની તુલના વિવેકી વાચકોજ કરશે.

૩ "મહાત્મા શબ્દ કેવા ગુણવાનને લાગુ પડે"

જવાબ. આર્યાવર્તમાં બે પ્રકારના ધર્મ છે (૧) વર્ણધર્મ (૨) આશ્રમધર્મ. તેમાં વર્ણધર્મને અનુસરી પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિ તરફ વળી જે નિષ્કામ બન્યો હોય તે પુરૂષને મહાત્મા કહી શકાય તેમજ આશ્રમ ધર્મનું પાલન કરતાં નિવૃત્તિપોષક વૃત્તિઓને કેળવનાર વ્યક્તિને પણ મહાત્મા કહેવાય

૪ „ ગૃહસ્થ દશામાં કે સંન્યાસી દશામાં કામ ક્રોધાદિ પાંચ શત્રુને વશકરનાર શરીરને મહાત્મા કહેવાય કે નહિ ? „

જવાબ, આ પ્રશ્નનો જવાબ ઉપર આવી ગયો છે માત્ર કામ ક્રોધાદિની બાબત બાકી રહે છે કામ, ક્રોધ, મોહ, મદ, લોભ અને મત્સર, એ ૭ શત્રુઓનો સમ્બન્ધ મનસાથે છે શરીર જોડે નહિ જેણે એ વશકર્યાં હોય તેનું જો તેને અભિમાન ન હોય તો તે મહાત્મા ગણાય. રાવણે જ્યારે તપ કર્યું ત્યારે તે શત્રુઓને વશરાખ્યા હતા, પણ વરદાન મેળવી રજોગુણને લઇ અભિમાન વૃદ્ધિ પામતાં તેનુંજ પતન થવા લાગ્યું, એવી રીતે સ્વાર્થ પુરતા જો વશમાં હોયતો તે તામસ તપ છે અને તેને મહાત્મા કહેવાય નહિ. પરંતુ સાત્વિક તપ કરીને જો કામાદિને વશમાં હોય તો તે વર્ણના પ્રવૃત્તિધર્મમાં કે આશ્રમના નિવૃત્તિધર્મમાં હોય તેને મહાત્મા કહેવામાં હરકત નથી એ સ્પષ્ટ બાબત છે ગાંધીજીના જીવનમાં

જોહગયાછીએ કે પ્રવૃત્તિ ધર્મ અથવા નિવૃત્તિ ધર્મને વ્યક્ત કરનાર સામગ્રી તેમનામાં નથી તેમ તેમનું જે જીવન વહી રહ્યું છે તેમાં તેઓ ક્રમાદિને જીતવાનો યત્નકરતા હોયએમ જણાય છે જે પુરૂષ સાધન સાધતો હોય તે સાધક કહેવાય, સિદ્ધ નહિ, તેમ ગાંધીજી અભ્યાસ કરેછે તેથી તેમને અભ્યાસ નહિ કરનારની અપેક્ષાએ સારા કહી શકાય. પણ મહાત્માતો નહિજ. સાથે એ પણ જણાવી દેવું જોઈએ કે ગાંધીજીને અભ્યાસ પ્રણાલીકા પર ચાલે છે તેમા પશ્ચિમના તત્ત્વોજ વિશેષ છે જેથી સમષ્ટિ વિચાર કરતા તે વ્યષ્ટિ વિચારોનાંજ વધારે પોષક છે માટે વ્યષ્ટિ વિચારનું સેવન અંતઃકરણને વિશાળ બનાવનાર નથી તેથી પણ મહાત્મા પદને અવકાશ નથી

૫ " જેણે રાગદ્વેષ ત્યાગ્યો હોય શત્રુમિત્ર સમાન હોય, આસક્તિ રહીત હોય, સત્યવાણી, જીતેંદ્રિયપણું, ક્ષમા, શાન્તિ, દયા ધીરજ, અહિંસા, મનોનિગ્રહ, અડગવૃતિ, નીડર, નિર્ભયતા, વિગેરે સંસારના દરેક વિષયોથી વિરક્ત એટલે કે સુખ દુઃખાદિ વિષયો જેને બાધકરી શકતા નથી તેવા આત્મબળવાળા જીવાત્માને તમે, મહાત્મા સિવાય બીજુ વિશેષણ આપવા ધાર્યું હોયતો જણાવશો કેમકે શુદ્ધ અંતઃકરણ વાળા જીવાત્માની તો મહાત્મા શબ્દને બદલે મહત્માજીની દૈવી કલ્પના થાય છે. તે વાત એક બાજુ રહી પરંતુ મહાત્મા તુલસીદાસ, મહાત્મા નિશ્ચલદાસના નીચેના એદોહરા ઉપર સર્વનું ધ્યાન ખેંચું છું.

દોહા

સત્ય વચનતે નમ્રતા પરસ્ત્રી માત સમાન
ઈતનેમેં હરિના મીલે તો તુલસીદાસ જમાન
બ્રહ્મ લોકલો ભોગલો ચહે સબન કો ત્યાગ
વેદ અર્થ જ્ઞાતા - મુનિ કહત તાહિ વૈરાગ

ઉપર જણાવેલ મહાપુરૂષોની વાણીમાં વર્ણવેલ ગુણો વાળા જીવાત્માને તમો મહાત્મા નહિ કહોતો શું કહેશો ? "

જવાબ—પાંચમા પ્રશ્નમાં જેટલી બાબતો રા. ત્રવાડી એ લખી છે તેટલી જેમાં હોય તે વ્યક્તિને મહાત્મા કહેવામાં કોઇપણ પુરૂષથી ના કહેવાયજ નહિ અને જો કોઇના કહેતો તે મિથ્યા આગ્રહીજ ગણાય.

૬ " મહાત્મા ગાંધીજીનું શરીર ઉપર જણાવેલા ગુણોમાંથી કંઈ ન્યૂનતઃ ઓછા અંશે ગુણોવાળું છે તે જણાવશો ? "

જવાબ–પ્રથમતો વકીલ સાહેબને પ્રશ્ન કરવાનીજ ખબર નથી કારણ કે શરીરમાં ગુણ ન હોય ગુણો મનમાંજ રહે છે. પણ તે શાસ્ત્રોથી સમજીને જ જવાબ આપ્યો છે. શ્રીયુત ગાંધીજીના કીયા ગુણો છે તેના કારણો જો વકીલજીએ આપ્યા હોત તો આ પ્રશ્નનો જવાબ આપવાનું બહુજ સુગમ પડત પરંતુ વકીલસાહેબે એ તરફ ધ્યાનજ નથી પણ તે ભાર બીજાના માથા ઉપર નાખ્યો છે. અત્યારે ગાંધીજી દ્વારા જેને સ્વરાજ્ય મળવાની આશ-ના બંધાય એવી છે તેવા પુરુષો ગાંધીજીના ગુણદોષોની કસોટી કરનાર ઉપર તીરસ્કાર્ય વૃત્તિથીજ જોવાના, પણ આ કાર્યનો સંબંધ ગાંધીજીએ દેશ સેવા સાથે યોજેલો હોવાથી સત્ય અને ન્યાયની ખાતર આ કઠિણ કામ પણ કરવા હિંમત કરી છે.

આ વિવેચના પ્રારંભમાંજ મેં જે દ્રષ્ટિ બિંદુ બાંધેલ છે તેની અત્રે એક વખત પુનઃ સ્મૃતિ આપું છું તે પર ધ્યાન રાખીનેજ ઉક્ત ગુણોનો વિચા-ર ચલાવીશું. ગાંધીજીમાં અમુક ગુણો છે અથવા નથી. એ કહેવું સાહસ છે છતાં અહીં તેનો વિચાર જ ચાલે છે તેથી નિરુપાએ કહેવું પડશે રાગ દ્વેષ, અહિંસા, વિગેરેના વકીલે તો નામ માત્રજ લખ્યાં છે. રાગ દ્વેષ અને અહિંસા એ શું છે ક્યાં રહે છે, કેવા પ્રકારે રહે છે, કેવી રીતે ઉત્પન્ન થાય છે, કેમ પોષાય છે, અને પોતાનું બળ કેમ જમાવે છે, મનુષ્યના મનને કેવી રીતે બાધે છે તેનો વિચારતો બાજુએજ રાખ્યો હશે. જ્યાં પોતે વિચાર કર્યો નથી ત્યાં મહાત્મા ગાંધીજીમાં છે કે નથી એ વિચાર તેઓ શી રીતે કરે ? ન જ કરે. છતાં તેમણે તો અન્યને પૂછી દીધું છે કે મહાત્મા-જીમાં કયા ઓછા અધિકા ગુણો છે ।

બધા ગુણોની બાબત વિવેચના કરવા જઈએ તો વિષય બહુજ લાં-બો થઈ જાય માત્ર સ્થાલીપુલાકન્યાયે એક અહિંસા ગુણનો જ વિચાર કરીએ યોગસૂત્રમાં લખ્યું છે કે અહિંસા જ્યારે મનુષ્યના અંતઃકરણમાં સ્થિર થાય છે ત્યારે તેની સન્નિધિમાં કુદરતી વેર રાખનારાં હિંસક પ્રાણિઓ પોતાના વેરને છોડી દે છે." હવે શ્રીયુત ગાંધીજી તરફ વળીએ ગાંધીજી અહિંસા પર વધારે ભાર મૂકે છે અને સંપૂર્ણ અહિંસા તેજ કહેવાય કે મન, વચન અને કર્મથી કોઈનું મન દુઃખાવવું નહિ એવા પ્રકારની અહિંસાનું પાલન ગાંધીજી કરી શકતા નથી. કારણ કે એમણે સરકારને અનેક કઠિણ વિશેષણો આપ્યાં છે. કદિ તેના બચાવમાં કોઈ કહેશે કે તેથી હિંસા થતી નથી કેમકે તેમાં ( સરકારી રાજ્યનીતિમાં ) જે ખામી રહી છે તેને ઉઘાડીને કહે છે. તો તે બચાવ પણ લૂલોજ છે

કેમકે અહિંસા ત્યારેજ પાળી શકાય કે રાગ દ્વેષ નાશ પામ્યા હોય, પણ મનમાં જો રાગ દ્વેષનો અંશ હોય તોજ એવા શબ્દ નીકળે અને તે હિંસાત્મક કહેવાય તેમજ જે ઋષિમુનિઓએ હિંદનાં મહાન્ હિતનો વિચાર કર્યો છે તેને પણ શયતાન પદવી વિભૂષિત કરે છે આ દ્વેષ નહિ તો બીજું શું? ત્યારે વકીલ શ્રી ગાંધીજીમાંથી દ્વેષ ગયાનું કહે છે તે શું સમજીને? જે રીતે કાઢે છે તે બધી પશ્ચિમના વિચાર ભ્રમ છે. અને તેથી તેમાં વ્યક્તિ પદ મૂખ્ય થઈ જાય છે તેથી સમષ્ટિભાવનાને અવકાશજ નથી. અહિંસા જે સમષ્ટિ ભાવના પર નિર્ભર છે તે ત્યાં શી રીતે હોઇ શકે? એ પાઠકોજ વિચારી લેશે. હા એટલું અમે કબૂલ કરીશું કે ગાંધીજી અહિંસા વ્રત પાલન કરવાની ઇચ્છા વાળા છે અને એવી ઇચ્છા રાખનારા તો હિંદુઓમાં હજારો છે તેથી કાંઇ સર્વને મહાત્મા કહેવાય નહિ.

બીજી બાજુથી એ પણ વિચાર આવેછે કે ગાંધીજીએ અહિંસા તત્ત્વ કેવા અંતઃકરણ પર સ્થિર થાય તેનો પણ વિચાર કર્યો લાગતો નથી. કારણ કે હાલમાં તેમણે હિંદુ અને મુસલમાન સર્વને અહિંસાત્મક અસહકારમાં જોડ્યા છે. જે વર્ગ આમાં જોડાયો છે. તે હિન્દી ભાઇઓ કદાપિ સ્વરાજની લાલચે મહા મુસીબતે અહિંસક બનવાનો ડોળ કરે તો શું તે ખરો અહિંસક છે? જવાબ વિચારવાનનો નકારમાંજ આપશે કારણ મુસલમાન ભાઇઓ તો અહિંસક નથી જ છતાં તેમણે તે સમયને માન આપીનેજ અહિંસકતા સ્વીકારેલ છે અને માત્ર લડતની બાબતમાં જ તે છે બાકી તો તે ભાઇઓ હિંસા પરાયણ જ છે. બાકીના હિંદુઓ. તે મન વચનની હિંસાથી મુક્ત નથી છતાં ગાંધીજી તેને અહિંસક ગણે છે તે શરીરની બાહ્ય દૃષ્ટિથીજ છે.

જો ગાંધીજી એટલોજ વિચાર કરી શકે કે અહિંસા ધર્મ અંતઃકરણમાંજ રહે, શરીરમાં નહિ તો સર્વને તે કદિ પણ અહિંસક માની શકેજ નહિ. કારણ ખરી રીતે વિચાર પૂર્વક જોઇએ તો મન અને વાણીમાંથી હિંસા ગઇજ નથી તો પછી જે વસ્તુ મન વાણીમાં છે તે પ્રસંગ આવતાં શરીરને તે પ્રમાણે ક્રિયામાયોજે એ દેખીતું છે. છતાં એવા પુરુષો પર આધાર રાખી ગાંધીજી જે કાર્ય પાર ઉતારવા માગે છે તે કેવું ઉતરે તે વિચારશીલોને તો સ્પષ્ટ સમજાય તેવુ છે.

૭-" જો તમો ખામી ખોડ ન બતાવી શકો તો સર્વની સાથે ભળીજાઇ ઇશ્વરની વિશેષ વિભૂતિવાળુ શરીર માની મહાત્મા કહી શકશોકે નહિ ,,'

જવાબ-આ પ્રશ્નનો જવાબ છઠ્ઠા પ્રશ્નમાં આવી ગયો છે હવે માત્ર ઇશ્વરની વિશેષ વિભૂતિનો વિચાર કરી વાત પૂર્ણ કરીશું.

સનાતનહિંદુધર્મમાં જે ઇશ્વરી અવતારો, મુનિઓ, મહાત્માઓ અને વિભૂતિમત્ પુરૂષો થાય છે તેમના જન્મમાં જેવાં નિમિત્તો થયાં છે તેવું કોઈ પ્રકારનું નિમિત્ત ગાંધીજીના જન્મમાં છે જ નહિ દાખલા તરીકે રામ કૃષ્ણાદિના અવતારો તો ધર્મ સંરક્ષણ માટે થાય છે અને તેને યોનિસંસર્ગ નથી તેમ જન્મકાળે તે દરેક પુરૂષો ચતુર્ભુજ સ્વરૂપે માતા પિતાને દેખાય છે તેમાંનું ગાંધીજીના જન્મમાં નથી એટલે ગાંધીજી ઇશ્વરી અવતાર તો નથી,

મુનિયોના જન્મ પરમ તપસ્વી માતા પિતાથી થએલ છે અને પાછળથી તેમણે ઉગ્રતપશ્ચર્યા કરી મુનિપદ મેળવેલ છે તેમાંનું ગાંધીજીમાં કશું નથી તેમ તેવા પ્રકારની કોઇ તપશ્ચર્યા પણ ગાંધીજીએ કરેલ નથી એટલે મુનિપદને પણ યોગ્ય નથી

જે વખત હિંદુઓ કેવળ ધર્મ પર પણ હતા અને સમષ્ટિ ભાવના પર ઘણી વ્યક્તિઓ રહેતી તે વખતે હિંદમાં અનેક મહાત્માઓ થઇ ગયા છે પરંતુ તે ભાવના કેવા પ્રકાર ઉતરી ગઇ છે તે બાબત મે પ્રથમજ બતાવેલી છે જો અત્યારે તટસ્થ વૃત્તિથી જોઇશું તો મહાત્માનો અભાવજ દેખાશે તુલસીદાસ, નરસિંહમહેતા, મીરાંબાઇ વિગેરે ભક્ત મહાત્માઓ થઇ ગયા છે. પણ તેમની જીવનચર્યા અને ગાંધીજીની જીવન ચર્યામાં આસમાન જમીનનો ભેદ છે તો પછી ગાંધીજીને મહાત્મા શા આધારે કહેવા ? પ્રહલાદ હરિશ્ચંદ્ર વિગેરે જે પુરૂષોના દાખલા આપવામાં આવે છે તેમની સાથે પણ ગાંધીજી કસોટીમાં ટકી શકતા નથી. દાખલા તરીકે પ્રહલાદને તેના પિતાએ અનેક પ્રકારે દુઃખ આપ્યું છતાં તેમણે પોતાના પિતાને કોઇ પ્રકારે અયોગ્ય શબ્દ કહ્યા નથી. તેમજ હરિશ્ચન્દ્રને વિશ્વામિત્રે ગમે તેવી કસોટીમાં લીધા છતાં તેમણે સત્યના નિયમ બાધનાર મુનિયો ને કોઇ ખરા શબ્દ કહેલા નથી ત્યારે ગાંધીજી તેમનાથી જુદી રીતે વર્તે છે એટલે મહાત્મા શી રીતે કહેવાય ?

હવે ગાંધીજીમાં વિભૂતિ છે કે નહિ તે જોઇએ. હરકોઇ વ્યક્તિમાં સત્વ ગુણનો આવિર્ભાવ થાય તેમાંજ વિભૂતિ પ્રકટે છે અન્યમાં નહિ. ગાંધીજી જો સત્વ ગુણને સેવતા હોય તો પ્રાચીન મુનિયોના સાત્વિક વિચાર તેમને જરૂર સમજાત પણ તે વસંતરામશાસ્ત્રીજી જેવા એ અનેક વખત સમજાવ્યા છતાં ન સમજ્યા, અને અમુક અંશે સમજ્યા છતાં તેને બાજુ પર રાખી પોતાની મિજાજ સાચવી રાખી એટલે ગાંધીજીમાં સત્વ ગુણ નથી તો વિભૂતિ પણ નથી.

ગાંધીજીના વિચારોમાં હિન્દુની આત્મભાવના કરતાં પશ્ચિમની ભાતૃભાવના બળવાળી દેખાય છે. અને એ ભાવનામાં ઉછરેલા નવીન સુધારકોને

તેમાં મહત્તા દેખાય છે પરન્તુ સમષ્ટિભાવનાની મહત્તા દેખાતી નથી. તેથી સમષ્ટિભાવનાના વિચારકો શ્રીયુત ગાંધીજીને મહાત્મા કહેતા નથી. દેશ હિત હરનાર, દાદાભાઇ ( હિંદના દાદા ) શ્રીયુત ગાખેલે, સર ફીરોજ શાહ મહેતા, લોક માન્ય તિલક, માનનીય માલવીયાજી, લાલાલજપતરાય, શ્રીમાન્ સી આર. દાસ વિગેરે પુરૂષો દેશને માટે પોતાનો આત્મ ભોગ આપી રહેલ છે તેમ ગાંધીજી પણ તેજ પ્રકારે પણ ઉપરોક્ત પુરૂષોની અપેક્ષાએ કાંઈક આગળ પડતો ભાગ લેતા હોવાથી દેશ હિતેચ્છુ પુરૂષરત્નોની ગણનામાં તે ખરા, પરન્તુ મહાત્માની ગણનામાં તો આવી શકતા નથી

ઉપર કહેવાની બાબત એ છે કે આ તુલના સમષ્ટિ દૃષ્ટિએ કરી છે. જે વિચારક વર્ગ ગાંધીજીને મહાત્મા કહેતા નથી તેના કારણો બતાવ્યાં છે. એ સિવાય તેમાં દ્વેષ ભાવના રૂપી કોઇએ ઉલટો અર્થ કરી વિખવાદ વધે એવા નકામા કલમ યુધમાં ઉતરવાની જરૂર નથી. છતા કોઈ ભાઇ શાન્તિ પૂર્વક આ મીમાંસાપર પોતે વિચાર કરે તો જે છાપામાં એ વિચારો પ્રકટ થાય તે છાપુ મને મળે એવી તજવીજ જરૂર કરશે કે જેથી એ બાજુ હું જોઈ શકું અને જો શાન્તિ પૂર્વક વિચાર કર્યો હશે તો તેના પરપણ હું પુનઃ વિચાર કરીશ અને જો નકામુ વાગ્ યુધ હશે તો શાન્તિજ સેવીશ ઇતિ,

સુજ્ઞેષુકિં બહુના ૐ શાન્તિ શાન્તિ શાન્તિ યતિ




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૭૯ થી )

ચંદ્રભાગાના વિવાહ થઇ ગયા ત્રણ માસ થયા હતા કાલીદાસ પોતાના દેશમા એવા ગુથાએલા હતા કે વિવાહમાં પણ આવી ન શક્યા. વિવાહ પછી બે માસ સુધી તેના પત્રો લક્ષ્મીધર પર આવતા હતા પણ એક માસથી તેનો બીલકુલ પત્ર પણ ન હોતો તેથી લક્ષ્મીધરના મનમાં પણ ચિન્તા હોતી હતી

એક દિવસ નિયત સમય પર લક્ષ્મીધર વનમાળીદાસને ત્યાં તેના પુત્ર રામદાસને ભણાવવા ગયા. તેમને જોતાંજ વનમાળીદાસ બોલ્યા મહેતાજી કાંઇ વાત સાંભળી કે ?

લક્ષ્મીધર—ના શું બન્યુ ?

વનમાળીદાસ—આપના મિત્ર કાલીદાસ દેવગતિ પામ્યા.

મથુરાપ્રસાદ પર જાણે વિજળી પડી હોય તેમ ઓહ કરીને બેશી ગયા કેટલાક સમય સુધી તેમની ઇન્દ્રિયો બહેર મારી ગઇ.

તે હરિ ઇચ્છા શેઠની વાત ઉપરથી એમ સમજાતું હતું કે તે કાંઇ કરશે નહિ. ધીરજ રાખીને બેશી રહેશે.

કમળા—ચાલો રૂપીઆની ચિન્તા ગઇ પછી દેખી જશે.

લક્ષ્મીધર—હા રૂપીઆની ફીકર તો મટી.

તેજ દિવસે રાત્રીએ લક્ષ્મીધરને એક સ્વપ્નું આવ્યું. તેમાં કાલીદાસ તેને ઘેર આવ્યા તેને જોઇ લક્ષ્મીધર બોલ્યા. ભાઇ ઘણા દિવસે આવ્યા, કાંઇ પત્ર ન લખ્યો. હું તો તમારી ચિન્તા કરતો હતો.

કાલીદાસ—એજ કેશમાં ફસાએલો હતો હવે રામ રામ કરી તેનાથી મુક્ત થયો.

લક્ષ્મીધર—શુ ફેંસલો થયો?

કાલીદાસ—હા. હું જીત્યો.

લક્ષ્મીધર—ચાલો બહુ સારૂં થયું ખુશી થવા જેવી વાત છે.

કાલીદાસ—પણ ભાઇ એક નવી વ્યાધિ આવી પડી છે.

લક્ષ્મીધર—તે શુ?

કાલીદાસ—વનમાળીદાસને રૂપીઆ આપ્યા નથી આજ દિવસ સુધી તો મેં જેમ તેમ ચલાવ્યું પણ તે હવે માનતા નથી.

લક્ષ્મીધર—શુ કહે છે?

કાલીદાસ—દાવો કરવાનું કહે છે. અને તમારીજ સાક્ષી મૂકશે.

લક્ષ્મીધર—ભાના એમ ન બને.

કાલીદાસ—પરમાત્મા જાણે સાચી વાત કહું છું.

લક્ષ્મીધર—ત્યારે હવે શુ કરવું?

કાલીદાસ—ગમે તેમ કરવું જ પડશે. ઇશ્વર ન કરે. પણ જો તેણે દાવો કર્યો તો બહુજ ફજેતી થશે. મારી તમામ આબરૂ ધૂળ થઇ જશે. આજ સુધી કોઇ એ મારી તરફ આંગળી સરખી પણ કરી નથી જો આ વાત થશે તો હું લોકોને મુખ શું બતાવીશ.

લક્ષ્મીધર—ત્યારે હવે કરવું શું?

કાલીદાસ—ગમે તેમ કરી બંદોબસ્ત તો કરીશ-સારૂં. હાલ જાઉં છુ વળી ફરી મળીશ.

લક્ષ્મીધર કાંઇ કહેવા જતો હતો ત્યાં તેની આંખ ઉઘડી ગઇ.

નેત્ર ઉઘડતાંજ તેનું મન બહુ ગભરાયું. તેના અંતઃકરણમા વનમાળીદાસના રૂપીઆની બાબત તાજી થઇ. અને વિચારમાં પડયો કે આ સ્વપ્નનો અર્થ શો? કાંઇ સમજવામાં આવતું નથી કાલીદાસને તો એ રૂપીઆ સાથે કોઇ પ્રકારનો સમ્બન્ધ નથી તે તો કોણુ જાણે કયાં એ હશે. તો આ સ્વપ્ન કેવું? કાલ આખો દિવસ રૂપીઆની બાબતનોજ વિચાર

વનમાળીદાસ—નહિ માસ્તર એમ નહિ મારી ખાતર બતાવી દો.

લક્ષ્મીધરે તેમના વચન માનીને બધી હકીકત કહી દીધી.

વનમાળીદાસ સાંભળીને આશ્ચર્યમાં ડૂબી ગયા તેમણે અંતઃકરણ પૂર્વક તેની ઇમાનદારીની પ્રશંસા કરી. અને જે વાક્ય તેમણે કાલીદાસની બાબતમાં કહ્યાં હતા. તેને માટે તેમણે બહુજ દિલગીરી બતાવી.

× × × × ×

કમળા—( સહેજ હસીને બોલી ) ઘરેણાં તો બધાં ગયા.

લક્ષ્મીધર—( હસીને ) ભલે ગયાં ઇશ્વર કરશે તો છોડાવી લઇશું આપણે કાંઇ વેચી નાખ્યાં નથી. ગિરવી રાખીને શેઠના રૂપીઆ આપ્યા છે.

કમળા—પણ આ વખત તો ગયાને ?

લક્ષ્મીધર—ગયાં શાના તેના બદલામાં હું એક અમૂલ્ય વસ્તુ લાવ્યો છુ

કમળા—તે શી ?

લક્ષ્મીધર—સાખ, આબરૂ, અરે ઇમાનદારી.

કમળાએ પોતાનું માથું પતિના ખભા પર મૂકી દીધું. તેજ વખત નીચેથી કોઇએ બૂમ મારી લક્ષ્મીધર ! કોણ છે ? સામો અવાજ આવ્યો અરે ભાઇ હું લક્ષ્મણ લો નીચે આવો આ તમારા રૂપીઆ સભાળો.

લક્ષ્મીધર—ચાલો હવે ઘરેણાં પણ છુટી ગયા.

કમળા—( પ્રસન્નતા પૂર્વક બોલી ) ભગવાન તુંને ધન્ય છે

લક્ષ્મીધર—ન્યાય તુને ધન્ય છે. સાખ તુને ધન્ય છે.



## પડતીનું નિદાન.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૯૭ થી )

અનુકરણ શૂન્યતા અને એકતાનો અભાવ એ જાતિય ભાવની ઉન્નતિના અવરોધનું કારણ છે જાતિય ભાવના સંરક્ષણ વિના કોઇ પણ જાતિ ચિરકાલ જીવિત રહી શકતી નથી. સ્વજાતિ ઐક્યનો અભાવ અને પર જાતિય અનુકરણની બુદ્ધિ દ્વારા ભારત વાસીઓ એટલી તો હીનતાને પામ્યાં છે કે જેની ગતિ જોઇને સ્વદેશ હિતૈષી બુદ્ધિ માન મનુષ્યે તેના અસ્તિત્વ માટે શંકામાં પડયા છે. પૂર્વકાળમાં આર્ય જાતિની સાત્વિક શક્તિનો અધિક અંશ પ્રબલ રહેલો હોવાથી પોતાના જાતિય ભાવનું રક્ષણ કરી શકી હતી તે સમયે તે જાતિમાંથી યદ્યપિ રાજસિક શક્તિનો

સર્વ વિદેશીય વેષના પક્ષપાતી દેખાય છે. વસ્તુત ભારતવાસીઓમાં એવી પ્રમાદ યુક્ત રીતિ જોવામાં આવે છે કે વિદ્વાનોથી લઇને મૂર્ખપર્યંત કોઇ પણ વેષનો વિચાર કરતું નથી અને સર્વ વિદેશીય વેષ, કોટ પાટલુન, હેટ, ડેશ આદિના સન્માન રક્ષણમાંજ તત્પર દેખાય છે. વિદેશી પક્ષપાતતો એટલો બધો વૃદ્ધિ પામ્યો છે કે હિંદુસ્તાનના વાસી ઓ માતૃ ભાષા બોલવા જાયતો વચ્ચે બે ચાર અંગ્રેજી ભાષાના શબ્દ આવેજ એનું પરિણામ એ આવવા લાગ્યું છે કે અંગ્રેજી શિક્ષિતોમાં માતૃ ભાષાનો નાશ થતો જાય છે.

હિન્દુ એનું પ્રધાન બહિર ચિન્હ જે શિખા-ચોટલી અને સૂત્ર છે જે ચિન્હોની સાથે દ્વિજોનો આત્મા તેમ લક્ષણનો સાક્ષાત સમ્બન્ધ રાખવામાં આવ્યો છે તેજવાત ને હાલના નવ જુવાન સુધારકો લજ્જાસ્પદ માને છે પ્રમાદ વૃત્તિની અપૂર્વલીલાજોઇને કદિતો મનમાં હાસ્ય રસનો ઉદય થય છે અને કદિ ઘોર કરૂણ રસથી હૃદય વિદીર્ણ થવાલાગે છે સદાચારની હીનતાનું એ પ્રત્યક્ષ પ્રમાણ છે કે, રાજા, પ્રજા, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, પ્રત્યક્ષરૂપથી પોતાના ધર્મની નિન્દા કરી વિરૂધ્ધ આચારોને ગ્રહણ કરી પોતાના સદાચારનો નાશકરે છે અન્ય જાતિનું ઉચ્છિષ્ટ ભોજન કરતા છતા પોતાને સારૂં સમજે છે જેથી સદ્‌વર્ણોમાં સ્વેચ્છાચારનો પ્રવાહ દિન પ્રતિદિન પ્રબળ થતો જાય છે આ રીતે સદાચારની હાનિનું પ્રત્યક્ષ ફલ એ થાય છે કે ધર્મનષ્ટ થતો જાય છે અને આર્ય જાતિ પોતાનું ગૌરવ ભૂલી સ્વસત્તાને પણ વિસારે પાડે છે જે હિન્દની આદર્શ સ્ત્રીઓ સહ ધાર્મિણી જ્ઞાનયુક્ત હતી તેને બદલે સહચારિણી બનતી જાય છે, એ રીતે ભારત વાસીઓના જીવન પર જેમ જેમ આલોચના કરતા જઇએ છીએ તેમ તેમ હૃદયમાં ખેદ વૃદ્ધિ પામતો જાય છે છતાં જમાનો તેને પ્રગતિ સમજે છે' આર્ય જાતિની આધિ ભૌતિક તથા આધ્યાત્મિક અવનતની હકીકત કહી હવે આધિદૈવિક બાબતનો વિચાર કરીશું (અપૂર્ણ)

## इस्ट आफ्रिकानो प्रवास

( અનુસંધાન ગતાંક પૃ૦ ૨૮૪ થી )

ॐ तत्सत्पर मात्माने नम.

જાહેર ખબર.

અંજાનમાં વસતા સર્વે સનાતન ધર્માનુ રાગીઓને ખબર આપવામાં આવે છે કે સંવત્ ૧૯૭૬ ના માર્ગશીર્ષ સુદિ ૧૫ ને રવિ તા ૭-૧૨-૧૯

ને રોજ શ્રીકારણેશ્વર મહાદેવમાં સાંજના પાંચ વાગે એક જાહેરસભાભરવાની છે કારણકે કારણેશ્વર મહાદેવમાં વસતા યતિમુકુન્દાશ્રમજી આદિકોના મુખ્યશહેર નૈરોબીમાં વસતા સનાતનધર્મીઓ (ગુજરાતી, કાઠીયાવાડી, અને પૂર્વહિંદુસ્થાનના તથા પંજાબના) ના આગ્રહથી શ્રીસનાતનધર્મના પ્રચાર માટે પધારે છે માટે તે ઓશ્રીની મુસાફરી સુખરૂપ થાય એવી શુભેચ્છા દર્શાવવાની છે. તો સર્વ સુજ્ઞ સજ્જનો સભા ભાગ લેશો. ખંભાત. કાર્યદક્ષ

(સહી) બાલકૃષ્ણ નારાયણ વકીલ

(સહી) કૃપાશંકર પ્રાણશંકર પંડયા

ખંભાત.

જાહેર ખબર પ્રમાણે રવિવારે સભા ભરવાનું નક્કી થતા રા. બાલકૃષ્ણ ભાઈની સૂચના પ્રમાણે સર્વપ્રકારની વ્યવસ્થા રા. કૃપાશંકર ભાઈ એ કરી હતી સમય પ્રમાણે કાર્યનો આરંભ કરતાં રા. બાળકૃષ્ણ ભાઈ એ ખંભાત ના સેશન જજ રા. મણિભાઈ ને પ્રમુખ સ્થાન આપ્યું ત્યારબાદ રા. બાલકૃષ્ણ ભાઈ એ મારા અભ્યાસ સમ્બન્ધી બહુજ સારા શબ્દોમા લાંબુ વિવેચન કર્યું ત્યાર પછી રા. સોમેશ્વર મગનલાલ, પંડિત, તેમજ રા. ભટ્ટ માસ્તર તથા રા. હિંમતલાલ ભાઈ એ સમયોચિત વિવેચન કર્યા પછીથી પ્રમુખશ્રીએ ઉપસંહાર કર્યો અને હારતોરા આપી સભા વિસર્જન કરી

શ્રીપરમાત્મકૃપાથી સોમવારે બપોરની ગાડીએ જવાની તૈયારી કરી લગભગ દોઢ વાગ્યા થી જ ભાવિકલોકો પુષ્પહાર, શ્રીફળ અને યથાશક્તિ ઉપહાર લઈ મહાદેવમાં આવવા લાગ્યા વ્યવસ્થાપકો એ ગાડી ઘોડાનો પણ બહુજ ઉત્તમરીતે બંદોબસ્ત કર્યો હતો બરાબર દોઢવાગે મહાદેવ માંથી હું તથા સ્વામી પ્રણવાશ્રમ સર્વ ભક્ત મંડળની સાથે સરઘસના આકારમાં સ્ટેશને જવા સારૂ નીકળ્યા ખંભાતમાં વસતું સ્વામી મંડળ પણ સભાવખતે તેમજ સ્ટેશન પર પધાર્યું હતુ તેમા સ્વામી શ્રીકૃષ્ણાનંદજી, સ્વામી ભિક્ષગિરિજી, સ્વામી લક્ષ્મણાનંદજી, સ્વામી નારાયણજી સ્વામી માધવાનંદજી, સ્વામી ગવરીશંકરાનંદજી, તથા સંત શ્રી જયરામદાસજી અને ઠમી રમતાનું માથી સંત અવિચળ દાસજી વિગેરે હતા તેમજ શેરખીના મહંત શ્રીરઘુવરપ્રસાદજી અને વડોદરાના સંત તપસ્વી મહારાજ પણ પ્રથમથી મળવામાટે આવી ગયા હતા.

સ્ટેશનપર પહોંચ્યા ત્યારે વિદ્વાન મંડળ પણ આવ્યુ હતુ. એટલે સ્વામી તથા વિદ્વાન મંડળીનો સત્કારસ્ટેશનમાં આવ્યો. છેવટ ગાડીમાંએ સની ઉપર ચાલી મંડળ તરફથી એક અભિનંદન સૂચક શ્લોક આપવામાં આવ્યો

# विषयसूचि.


| વેદ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| શ્રી વેદતત્ત્વોદ્ભવ ... ... | (યતિ) ... ... | ૩૨૧ |
| **સાહિત્ય.** | | |
| આત્માર્પણ ... | ...(સ્વામી પ્રણવાશ્રમ)... ... | ૩૨૩ |
| રાધાકૃષ્ણ વર્ણનમ્ ... | (પંડિતપ્રવર ચંદ્રધર શર્મા) ... | ૩૨૩ |
| શાન્તિમન્ત્ર ... | ...(સ્વામી પ્રણવાશ્રમ)... ... | ૩૨૪ |
| સ્વધર્મ મર્મ નિશાનણી | ..(પંડિત મોહનલાલ)... ... | ૩૨૫ |
| ભાષાના મહેલમાં અકળ એવા જીવના ઉદ્ગાર (યતિ)... | ... | ૩૨૬ |
| **તત્ત્વજ્ઞાન.** | | |
| શ્રી સિદ્ધાન્ત દર્શન ... | (શ્રીમન્માસ્તર છોટાલાલભાઈ) ... | ૩૨૭ |
| **વેદાંગ.** | | |
| નિરુક્ત ... | ...(કવિ દયાશંકરભાઈ).. ... | ૩૨૮ |
| **ચારિત્ર્ય.** | | |
| દ્રૌપદી (પાંડવોને રાજ્ય પ્રાપ્તિ) | (યતિ) ... ... | ૩૩૦ |
| **સામાજીક.** | | |
| મનુષ્યનું મનુષ્યત્વ ... | ..(રા. વિશ્વનાથભાઈ)... ... | ૩૩૫ |
| ઈસ્ટ આફ્રિકાનો પ્રવાસ ... | (યતિ) ... ... | ૩૩૭ |


---

## नियमो.

૧ આ માસિક દરમાસની સુદિ ૨ ને દિવસે પ્રસિદ્ધ થાય છે.

૨ ધર્મને બાધ ન આવે એવી જાહેર ખબરો પ્રસિદ્ધ કરવામા આવશે. જાહેર ખબર આપનારાઓએ પત્રદ્વારા ભાવ તાલ નક્કી કરવા.

૩ માસિકનું લવાજમ મુખ્ય પૃષ્ઠપર લખ્યું છે છતાં ધર્મ પરાયણ રાજાઓ અને શેઠ શાહુકારો ધર્મના સંરક્ષણ માટે ઇચ્છાનુસાર મદદ કરી શકશે.

૪ નમુનાનો અંક ૦-૪-૦ ટીકીટો બીડવાથી મળશે.

૫ તત્ત્વજ્ઞાન, ધર્મ, અને નીતિના લેખો સ્પષ્ટ અક્ષરે લખી મોકલવાથી યોગ્યતા પ્રમાણે દાખલ કરવામાં આવશે.

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

अर्थः—विद्या, रूप, धन, शौर्य, कुलीनता, निरामयत्व, राज्य, स्वर्ग, अने मोक्ष ए सर्व धर्मथी मळे छे.

पुस्तक १ लुं. सं. १९७८ माह. फेब्रुआरी ई. स. १९२२ अंक ११.

## मंगलम्




गायन्ति त्वा गायत्रिणोऽर्चन्त्यर्कमर्किणः
ब्रह्माणस्त्वा शतक्रत उद्वंशमिव येमिरे ॥ ११ ॥

अर्थ—हे इन्द्र देवराज ! गायत्रादि सामगायका उद्गातारस्त्वा त्वामेव गायन्ति । तथार्कमर्चनीयं पूजनीयं त्वामर्किणः ऋग्वेदाध्येतारो होतारोऽर्चन्ति स्तुवन्ति । तथा हे शतक्रतो ! ब्रह्माणोऽथर्ववेदिनो यजुर्वेदिनश्चाध्वर्यवस्त्वामेव स्तुवन्ति । तत्र दृष्टान्तः यथा धार्मिकाः कुलीनाः सुशिक्षिता द्विजाः स्वीयं वंशं कुलमुद्येमिरे महत्कर्तव्यानुष्ठानेनोन्नतं कुर्वन्ति । वंशस्थान्पुरुषान् हर्षोत्साहवतः कुर्वन्ति तथैव सर्वे चतुर्णां वेदानां षोडशापि ऋत्विजस्त्वां नानाविधाभिः स्तुतिभिर्हर्षोत्साहवन्तं कुर्वन्ति ॥

ગુજરાતી—હે દેવરાજ ઇન્દ્ર ! ગાયત્રાદિ નામક સામનું ગાન કરનારા સામવેદી ઉદ્દગાતા લોક તમનેજ ગાય છે. તથા ઋગ્વેદનું પઠન પાઠન કરનાર ઋગ્વેદી હોતાલોક પૂજનીય ઇન્દ્રનીજ સ્તુતિ પ્રાર્થના કરે છે. હે શતક્રતુ અથર્વવેદી બ્રહ્માનામક ઋત્વિજ અને અધ્વર્યુ નામક યજુર્વેદીય પણ તમારીજ સ્તુતિ કરે છે. તેમાં દૃષ્ટાંત એ છે કે જેમ ધાર્મિક, કુલીન, સુશિક્ષિત બ્રાહ્મણાદિ દ્વિજ લોકો પોતાના કુલના હર્ષને મહાન્ કર્માનુષ્ઠાનથી વધારી ઉન્નત કરે છે. અર્થાત પોતાના કુલના મનુષ્યની વિદ્યા, ધન, પ્રતિષ્ઠા વિગેરે દ્વારા સર્વ પ્રકારથી ઉન્નતિ કરે છે. તેમ ચારે વેદના સોળ ઋત્વિજો ઇન્દ્રદેવની સ્તુતિ કરી હર્ષ દ્વારા ઉત્સાહયુક્ત કરે છે.

વિશેષ—જેમ એકજ સુવર્ણની ઘણા પ્રકારના ઘાટદ્વારા સ્તુતિ પ્રશંસા કરવામાં આવે છે તેમ એકજ પરમાત્માની બહુ નામરૂપદ્વારા વેદોમાં સ્તુતિ કરી છે. ટુંકામાં સર્વ વેદ એકજ પરમાત્માનું પ્રતિપાદન કરે છે માટે વેદમાં વસ્તુતઃ ઇન્દ્રાદિ ભિન્ન ભિન્ન દેવોની ઉપાસના માનનારા અજ્ઞાનગ્રસ્ત-ભ્રાન્ત છે એમ જાણવું. પોતાના દેશની, જાતની અને કુલની ઉન્નતિ વેદોક્ત રીતિથી પરમેશ્વરની ઉપાસનામાં તત્પર રહેનાર મનુષ્ય કરી શકે છે તેવી ઉન્નતિ અન્ય કદિ પણ કરી શકતા નથી તેથી વેદોક્ત ધર્મ મર્યાદા પ્રમાણે, ઇશ્વરને અનુસરી મનુષ્યે સર્વ પ્રકારની ઉન્નતિ સાધ્ય કરવી જોઇએ.





## बाह्यार्चन.

( રાગ પ્રભાત. )

બાહ્ય પૂજા વિધિ ધાતુમૂર્તિતણી, સુગમ સંસારીને વ્યગ્રતાથી;
કાશી કેદારને બદરી રામેશ્વર, આદિ પ્રાચીન સ્થળે નિત્ય થાતી. ૧
ધાતુ શિલામયી શાલીગ્રામાદિ જે ચિત્રિતા વર્ણવે શિલ્પ શાસ્ત્રો;
સત્વગુણી ચીજો પ્રિય પ્રભુને ધરી, દૂધ દહીં ઘી ધરો શુદ્ધ પાત્રો ૨
મંત્ર સાથે થતાં ફલની વિશેષતા શ્રોતકે સ્નાર્ત હો કે ન હો વા;
તદપિ શ્રદ્ધાતણી જરૂર ઝાઝી દીસે સત્ય સુખમાં મન સ્થિર થાવા. ૩
મૂર્તિપૂજા સમે દેવની દીનતા, ભાવના રાખવી ના શિનાદ,
મુકુન્દ મનમાં મળે ભાવના કેળવ્યે, પ્રભુત બહુ થવું ના વિવાદી. ૪

સ્વામી પ્રજ્ઞાશ્રમ.

## राधाकृष्णवर्णनम्.

કાફી.

चञ्चलनलिनविलोचनहारी कुटिलकेशशुभवेशविसारी ॥
वृन्दावन अतिसुपमामन्दिर दलदरविन्दमरन्दविकारी ।
राधासहितमहितपदपङ्कज चलितदृगञ्चलचञ्चलहारी ॥ १ ॥
त्रिविधसमीरतीरतरुशोभिनि जलदनीलमणिकीलसुधारी ।
राधामुखमयूखमधुमधुकर ब्रह्मरूपजगतीतलचारी । ॥ २ ॥
कोपावेशसुरेशसमीरित जलदवृष्टिपीडित भयहारी ।
मुदितगोपसुन्दरीदृगञ्चलचुम्बितगोवर्द्धनगिरिधारी ॥ ३ ॥
अन्धीकृतमधुपालिमालती गन्धसमूहकुतूहलभारी ।
क्रीडति कुसुमाकरमहिमालितकलितपीतपटकुञ्जविहारी ॥ ४ ॥
परमपापभवतापकंसवकधेनुककेशिविमलगतिकारी ।
निवसतु चायमखिलसुखसारी चन्द्रसुहृद्भवतापनिवारी॥ ५ ॥

गन्धान्वितभ्रमरराजिविराजिवल्ली
सँल्लीनदृष्टिविनिविष्टमनोजशाली ।
राधादृगञ्चलशुभञ्चलदृष्टिजाली
कृष्णस्तनोतु मवभीतिमयूखमाली ॥

**पण्डितप्रवर श्री चन्द्रधरशर्म्मा.**
साहित्य व्याकरणाचार्यः ॥




મણકો ૩ જો.

## જ્ઞાનમન્ય.

રાગ દેશ.

સર્વે સ્પષ્ટ મચાવે જ્ઞાનપણાના ઘોષનેરે. ટેક.
બીજા જડ અજ્ઞાની લેખે, કપમ કરી પોતે પરમાં પેખે;
નીરખે તન મન માયા પટપર દોષનેરે. સર્વે. ૧
ઉતર્યો જે અંતરમાં ઉંડો, તે થાશે નહિ કહિયે કુડો,
કાઢયા પાચે બળ કરીને દોશનેરે. સર્વે. ૨
ભિન્ન ભિન્ન મતિથી ભિન્ન ભાસ્યું, તે પોતે માની લઇ સાચું;
ભાસક કોરે મૂકી માંડયા શોધનેરે. સર્વે. ૩
પઢી પઢી પડીઆ વાદ વિવાદે, મતિ મારી મુંજાયી છે જાદે,
પામ્યા ન એથી તે નિજાતમ તોષનેરે. સર્વે. ૪
ગુરૂપદ સહુને લાગે સારૂં, નવ જાણે ટાળી અંધારૂં;
પ્રણવ મૃગજળ ઉપજાવે અતિ શોષનેરે. સર્વે. ૫

સ્વામી પ્રણવાશ્રમ.

# स्वधर्म मर्म विचारणा.

હરિગીત.

ગણનાથ ગિરિજામાતને શિવતાત સવિતા શ્રીપતિ,
ગમતી ઘણી ગતિ છંદમાં પણ મંદ છે મારી મતિ;
પંચાયતન પદ પદ્મને રમતા કરું સ્મૃતિ ધારીને,
કરવું સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને ૧

ધર્માર્થ કામ અને ચતુર્થ પદ મોક્ષ પરમ પદાર્થમાં,
ગણના થઇ છે શાસ્ત્રના સિદ્ધાન્તથી પરમાર્થમાં;
લહી આદિ વ્યાપક સર્વમાં તદીં ધર્મ મત્સુખકારીને,
કરવુ સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને. ૨

પાયા વિષે પાણી હશે પ્રાસાદ તે પર બાંધશે,
હોયે મનોહર તોય તે ટકશે ન તુર્ત લચી જશે,
ધર્મે દિસે તેવુ રહે તો મોક્ષ ગહેન ઉધારીને,
કરવુ સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને. ૩

ત્રય વર્ગનો આધાર તે નિરધાર લેશ ન વિરમશે,
તેનો કરી આશ્રય સુખે સંસાર શ્રેષ્ઠ પદે થશે,
સ્થિત મૂળ વિણ તરુની ન દે એ ન્યાયને સંભારીને,
કરવુ સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને ૪

ભમતાં ભવાટવીને વિષે ભારે ભયો ભાવી અડે,
ષડ્ શત્રુ દલ સંગ્રામમાં જરા જામશે જાણી ચડે,
સમજી શરણ ધર્માચરણ શરમાઇ જાયે હારિને,
કરવુ સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને. ૫

સમ્પત્તિ સંતતિ સદ્ગુણી સ્ત્રી પૂર્વ પુણ્ય થકી હરી,
તેના વિના પણ તે તથા ધન ધાન્ય ભેગુ થઇ જશે
સાથી થશે અન્તે જને યમદૂત ભૂપ નિવારીને,
કરવુ સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને ૬

ધર્મે ધરાધરનો ધરા ધરતો તજી વિશ્રાંતિને,
વસુધા વિષે સીંચી સુધા કરતો સુધાકર શાન્તિને,
મહી ને સમીર સધીર સિત વહેતો સુગંધ પમાડીને,
કરવું સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને. ૭

જે ધર્મ વર્ણાશ્રમ તણો તે પ્રેમ પૂર્વક પાળવો,
કો આપત્તિ છે ઘટીત ના તે પંથ ન્હેમે ભાળવો;
પરકીય ધર્મ ભયા વહે ત્યજી મોહન નિજ વિસારીને,
કરવું સદા શુભ કર્મ તે નિજ ધર્મ મર્મ વિચારીને. ૮

મોહનલાલ જ્યેષ્ઠારામ પંડિત
ખંભાત.

# मायाना महेलमां अकळाएला जीवना उद्धार.

પદ રાગ,

માયાના મહેલમા નાથ મુંઝાયો, ક્યાંય ન દિસે દ્વારરે;
અંતરમાં હું અતિ અકળાયો, આપશ્રી કાઢો બહારરે. મા. ટેક
(સાખી) શ્રી તો પંચભૂતો તણી, ત્રિગુણ છાપરૂં સાર;
વિદ્યા અવિદ્યા નામના બે માળો વિશાળ.
આકાશમહિ અદ્ધર દીસે છે, શોભા તેની અપારરે. મા. ૧
(સાખી) મન ચિતારે મહેલમાં, કલમ લઇ કર આશ;
પંચ વિષયના રંગથી, કીધા ચિત્ર પ્રકાશ.
સત્ય જાણીને સહાના જાતાં, પેરો હું તે મોજારરે. મા. ૨
(સાખી) આકૃતિઓ અવલોકતાં, તેમાં લાગ્યું તાન;
તદાકાર તેવો થયો, ભૂલ્યો સઘળું ભાન.
પૂર્ણ મમત્વ બંધાયુ તેમા ઇદ્રિ થતાં અહંકારરે. મા. ૩
(સાખી) જગ સાચું એ ભાવના, દેખાએજે દ્વાર;
કાચ કર્મના ગોઠવ્યા, તેથી જવાય ન પાર.
કૃપાનિધિ ત્યાં કપાળ ફૂટાયું મારૂં વારંવારરે. મા. ૪
(સાખી) તો પણ હજુ ના, ત્યાગતું મન પોતાની આશ,
મિથ્યા ફાંફા મારીને વૃથા વિતાવે કાલ.
જાગૃત તેને કરો જગજીવન કહું છું પાડી પોકારરે. મા. ૫
(સાખી) મોહ, લોભ, મદ, ક્રોધને, મત્સર, કામ સોપાન,
ચડી શકું નહિ તે પરે, સહાય કરોને શ્યામ.
મહેર કરીને મુકુન્દ બચાવો, એક તમારો આધારરે. મા. ૬




## श्री सिद्धान्त दर्शनम्.

### પ્રકૃતિ પાઠ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૫૮ થી )

**तप्तायोवच्चिज्जाड्याध्यासः ॥११॥**

तप्तायोवत् ( તપાવેલા લોઢાની પેઠે ) चिज्जाड्याध्यासः ( ચેતન અને જડનો અધ્યાસ. )

તપાવેલા લોઢાની પેઠે ચેતન અને જડનો પરસ્પર અધ્યાસ આ જગતમાં જોવામાં આવે છે.

( અધ્યાસ-પૂર્વે જોએલી વસ્તુનું બીજી જગાએ જે સ્મરણાત્મક ભાન થવું તે. જેમ પૂર્વે રૂપું જોયું છે, તે રૂપાનું સ્મરણ છીપનો ચળકાર દેખી તે જગેએ થવાથી છીપને ઠેકાણે રૂપાનું ભાન થવું તે અધ્યાસ છે. )

જડ અને ચેતનનો એવો પરસ્પરનો અધ્યાસ આ સૂત્રનાં દૃષ્ટાન્તથી કહ્યો છે. જેમ, તપાવીને લાલચોળ કરેલા લોઢાના ગોળામાં અગ્નિ જોઇને, એ અગ્નિ ગોળ છે, એવી રીતે લોઢનો ધર્મ જે ગોળાકારપણું તેનો આરોપ અગ્નિમાં કરવામાં આવે છે; તેમજ લોઢાને અડવાથી હું દાઝ્યો, એમ કહેનાર, અગ્નિનો ધર્મ જે દઝાડવાપણું તેનો આરોપ લોઢામાં કરે છે. આ રીતે એક બીજાનો ( ચેતન અને જડનો ) આરોપ એક બીજામાં કરવો તેને અન્યોન્યાધ્યાસ કહે છે.

એવીજ રીતે પ્રકૃતિમાં એટલે જડ શરીરમાં ચેતનપણાનો આરોપ કરીને તેને ચેતન માનવામાં આવે છે અને કર્તાપણું વિગેરે જડ શરીરાદિના ધર્મનો ચેતનમાં આરોપ કરીને હું કર્તા છું એમ માનવામાં આવે છે.

શ્રુતિ પણ છે કે—

" शरीरत्रयतादात्म्यात्कर्तृत्वभोक्तृत्वमगमत् "

" સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ શરીરની સાથે આત્મા પોતાને એકરૂપ માનીને કર્તાપણાને તથા ભોક્તાપણાને પામ્યો છે. " એવીજ

" तस्मात्तत्संयोगादचेतनं चेतनावदिव लिंगम् ।
गुणकर्तृत्वेऽपि तथा कर्तेव भवत्युदासीनः ॥ "

"માટેજ ચૈતન્યના સયોગથી, મહત્તત્વથી માંડીને સૂક્ષ્મ પર્યંત—જે મને લિંગ કહેવામા આવે છે તે—ચેતનવાળુ હોય તેવું દેખાય છે અને તેજ રીતે કર્તાપણું ગુણોમા છે તથાપિ પુરૂષ ઉદાસીન છતા કર્તા હોય તેમ દેખાય છે" આ સાંખ્ય શાસ્ત્રનું વચન પણ શ્રુતિને અનુકૂળ હોવાથી યોગ્યજ છે (સાં. કા. ૨૦)

चिद्धि शास्ता ॥ १२ ॥

चित् (ચેતન) હિ (નિશ્ચય) शास्ता (નિયતા.)

ચેતન નિશ્ચય નિયતા છે.

પુરૂષ સર્વેનું કારણ છે અને પ્રકૃતિ તેને અધીન છે, એ વાત આ સૂત્રમા જુદા પ્રકારથી નિરૂપણ કરી છે ચેતન નિયતા છે એટલે સઘળા કર્મનુ નિયતા છે અને સર્વથી ભિન્ન છે, એમ કહેવાનો આશય છે. "अन्त. शास्ता बहिः शास्ता" "અંદર માનમ કર્મોનું નિયતા છે. અને બહારના ભૌતિક કર્મોનું નિયતા છે એ શ્રુતિના અનુવાદરૂપ આ સૂત્ર છે સૂત્રમા हि શબ્દ છે તે ચિત અને જડનો અસંત ભેદ બતાવવા માટે છે.

सद्धयन्यत् ॥ १३ ॥

सत (સત્) हि (નહી) अन्यत (બીજું-ભિન્ન)

પ્રકૃતિથી ભિન્ન એજ સત્ છે સત્ એટલે પુરૂષ કે ચૈતન્ય અસત્ એટલે પ્રકૃતિ.

સત્ અસતથી ભિન્ન છે પણ અસત્ સતથી ભિન્ન નથી એમ કહેવાનું તાત્પર્ય છે (જેમ સમુદ્રથી તરંગ ભિન્ન છે તેમ તરંગથી સમુદ્ર ભિન્ન નથી) એટલા માટેજ કહ્યુ છે કે—

" जगतो ब्रह्मणा सार्धं संपर्को विद्यते सदा ।
ब्रह्मणो जगता सार्धं संसर्गो नास्ति कश्चन ॥ "

"બ્રહ્મની સાથે જગતનો સંબંધ હમેશ હોય છે પણ જગતની સાથે બ્રહ્મનો સમ્બન્ધ કાંઈ પણ નથી" (એજ વાત જુદાં જુદા દૃષ્ટાંતથી કહી શકાય જેમ છીપમાં રૂપુ દેખાય છે, રૂપામાં છીપ દેખાતી નથી. ભીતનો આધાર ચિત્રને છે, ચિત્રનો આધાર ભીતને નથી. પૃથ્વીનો વિકાર ઘડો છે પૃથ્વી ઘડાનો વિકાર નથી ઇત્યાદિ)

॥ इति प्रकृतिपाठे प्रथमः प्रपाठः ॥

પ્રકૃતિ પાઠમા પ્રકૃતિનું સામાન્ય નિરૂપણ નામે પ્રથમ પ્રપાઠક અહીં પૂરો થયો.






નિરુક્ત એ ભારતીય વિદ્યા ભંડારનું એક ઉજ્જવલતર રત્ન છે, મહર્ષિ યાસ્કાચાર્યનો અપાર્થિવ યશ છે વૈદિક વિજ્ઞાનનું વિલક્ષણ દર્પણ છે, અને જ્ઞાન વિજ્ઞાનનું છાયાચિત્ર છે એ ભાષાનુ વિજ્ઞાનશાસ્ત્ર કોઈ વેદના ષડંગમાં શ્રોત્રને સ્થાને નિર્માણ થયું છે

જ્યારે પૂર્વકાળમા મહર્ષિઓ તપ વડે મન્ત્રોને જોઈ શકતા હતા ત્યારે તેના અર્થ વિજ્ઞાનમાં કોઇને લેશ પણ સંદેહ ન હતો તે વખતે સમગ્ર મન્ત્રો સુબોધ હતા. પણ મહર્ષિઓ અન્તર્હિત થવાથી ક્રમે ક્રમે વેદના અધ્યયન અધ્યાપન વિગેરેનો પ્રચાર વિરલ થતો ગયો એટલે તેજ મન્ત્રો દુર્બોધ અર્થવાળા લાગ્યા પૂર્વે જે મન્ત્રના અર્થ શ્રમ વિના સમજી શકાતા હતા તેજ મન્ત્રોના અર્થ હાલ ઘણા પરિશ્રમથી સમજી શકાય છે જે જે મન્ત્રોના દુર્બોધ અર્થ હતા તે મન્ત્રોના શબ્દો પૂર્વના મહર્ષિઓએ પૃથક સંગૃહી રાખ્યા હતા. પૃથ્વી વાચક જલવાચક, એમ એકાર્થ બોધક જેટલા શબ્દો હતા તે એકત્ર કરી રાખવામાં આવ્યા હતા અને આ પ્રમાણે જે સંગૃહીત શબ્દોનો સમૂહ હતો તેનું નામ નિઘંટુ રાખવામાં આવ્યું હતું ને તેજ નિઘંટુ નામના ગ્રંથની યાસ્કાચાર્ય મુનિએ વ્યાખ્યા રચી. મહામુનિ યાસ્કાચાર્યે શબ્દાર્થના નિર્વચનના મિષથી તે મન્ત્રોનુ પણ વ્યાખ્યાન કર્યું, કે જે મન્ત્રોમા નિર્વચન કરવા યોગ્ય દુર્બોધ અર્થવાળા શબ્દો પણ હતા એ પ્રમાણે નિરુક્ત ગ્રંથ વડે શબ્દોનું નિર્વચન, અને વેદમન્ત્રોનું વ્યાખ્યાન સમજાવવામાં આવ્યુ છે

આ નિરુક્તને વેદ ભગવાનના ષડંગમાં શ્રોત્રરૂપે સ્વીકાર્યું છે શ્રોત્ર એ શબ્દ જ્ઞાનોપયોગી ઇન્દ્રિય વિશેષ છે કારણ કે શબ્દજ્ઞાન તેના વડે થાય છે ભગવાન્ વેદ શબ્દાત્મક છે અને શબ્દાત્મક વેદ ભગવાનનું જ્ઞાન શ્રોત્ર વડેજ થઈ શકે આ ઉપરથી વેદાર્થનો બોધ થવામાં નિરુક્તનું શું માહાત્મ્ય છે તે સહજ સમજી શકાશે આ નિરુક્તગ્રંથનો વાચકોને કંઇક પરિચય કરાવવાનો નીચે પ્રયત્ન કર્યો છે

ગ્રન્થારંભમાં મહામુનિ યાસ્કાચાર્યે શબ્દોના ચાર વિભાગ કર્યા છે "चत्वारि पदजातानि नामाख्याते चोपसर्ग निपाताश्च" નામ, આખ્યાત,

ઉપસર્ગ, અને નિપાત એ તેમની સત્તા પાડવામાં આવી છે યારકાચાર્યે ઉદાહરણો વડે આ વિષયને એવો પરિષ્કૃત કર્યો છે કે તે જોઇને શાબ્દિકોનાં અંતઃકરણને ભારે વિસ્મય થશે છે પોતાની પૂર્વે થઇ ગએલા ઔદુમ્બરાયણ નામના કોઇ મહર્ષિએ કરેલા સશયનું યારકાચાર્યે બહુ સુન્દર સમાધાન કર્યું છે.

ઔદુમ્બરાયણનો એવો અભિપ્રાય છે કે-પદાર્થોના વિભાગ થવા શક્ય નથી કારણ કે તે અચિરસ્થાયી છે યુગપત (એકી વખતે) સર્વ વર્ણોનો ઉચ્ચાર થઇ શકે નહિ, ક્રમ પૂર્વક થાય, અને વર્ણોનું સ્થાયિત્વ ત્રિક્ષણ પર્યન્ત રહેવાથી ઉચ્ચારેલા વર્ણો નાશ પામે છે એટલે શબ્દોના ચાર વિભાગ શી રીતે થઇ શકે?

પૂર્વ પૂર્વ વર્ણોના વિનાશ પૂર્વક ઉત્તરોત્તર વર્ણોની ઉત્પત્તિ થવાથી વર્ણોના સંબંધનું જ્ઞાન થવું પણ અશક્ય છે દૃષ્ટાન્ત તરીકે " रामो गच्छति " એ વાક્યમાં " रा " ના ઉચ્ચાર વખતે " म " અનુત્પન્ન છે અને " म " ના ઉચ્ચાર વખતે " रा " તો નષ્ટ જ થઇ ગયો છે એટલે " रा " અને " म " ના સંબંધજ્ઞાનનો બોધ થઇ શકે નહિ

ઉપર પ્રમાણેના ઔદુમ્બરાયણના પક્ષનું સમાધાન યારકાચાર્યે આ પ્રમાણે કર્યું છે -" व्याप्तिमत्त्वात्तु शब्दस्य " શબ્દ વ્યાપક હોવાથી ઉત્તર વર્ણના ઉચ્ચાર વખતે પૂર્વવર્ણનો વિનાશ થતો નથી. શબ્દ વ્યાપ્તિમત્ત્વ ધર્મવિશિષ્ટ હોવાથી બીજા શબ્દોની સાથે સંબદ્ધ થઇ તે અર્થ બોધ કરી શકે છે આ પ્રમાણે સમાધાન કરીને ભાષાવિજ્ઞાનનાં કોઇ નવીન તત્ત્વનો યાસ્કમુનિએ આવિષ્કાર કર્યો છે ભાવ અને ક્રિયાનો પરસ્પર ભેદ શી રીતે હોય છે? ઉપસર્ગો અર્થવાળા છે કે નિરર્થક છે? નિપાતથી શાનો બોધ થાય છે? વિગેરે વિષયો સુસ્પષ્ટ ઉદાહરણો વડે બહુ ઉત્તમ પ્રકારે સમજાવ્યા છે. ઉદાહરણો તરીકે વેદમન્ત્રો લીધા છે તેથી બે અર્થની સિદ્ધિ થાય છે. વ્યાખ્યાયમાન શબ્દના અર્થનું જ્ઞાન થય છે એ એક અને બીજું ઉદાહૃત મન્ત્રોના અર્થનું જ્ઞાન થાય છે નિપાતમાં એક " त्व " શબ્દ છે. મહર્ષિ યાસ્ક કહે છે કે આ " त्व " શબ્દને કેટલાએક એકાર્થવાચી માને છે આના સંબંધમાં એમણે ઋગ્વેદનો એક મન્ત્ર ઉદાહરણ તરીકે મૂક્યો છેઃ-

" ऋचां त्वः पोषमास्ते पुपुष्वान गायत्रं त्वो गायति शक्वरीषु।
ब्रह्मा त्वो वदति जातविद्यां यज्ञस्य मात्रां विमिमीत उ त्वः ॥ "

આ મન્ત્રમાં ઋત્વિજોનું કર્મ સમજાવવામાં આવ્યું છે એક હોતા ઋક્નો પાઠ કરે, બીજો ઉદ્ગાતા તેના આશ્રયે ગાન કરે, ત્રીજો સર્વવિદ

અર્થ લીધો છે. અર્વાચીન પંડિતો એ મંત્રનો અર્થ એવો કરે છે કે તેઓ આવીને આ યજ્ઞમાં ઘીની આહુતીઓ આપે. જ્યારે એ મંત્રનો યથાર્થ અર્થ એ છે કે-પૂતદક્ષ મિત્રને અને શત્રુનાશક વરૂણને આ યજ્ઞમાં અમે નિમંત્રણ આપીએ છીએ કે જેથી તેઓ ઉદક પ્રેરણરૂપ કર્મ સંપાદન કરે.

આટલા માટે મહર્ષિ યાસ્કાચાર્યનું વચન યથાર્થ છે કે નિરૂક્ત વિના મંત્રાર્થનું વાસ્તવિક જ્ઞાન ન જ થઇ શકે.

યાસ્કાચાર્ય નિરૂક્તનું બીજું ફળ બતાવે છે કે-નિરૂક્ત વિના પદ-વિભાગ થઇ શકે નહિ. "दतो निर्ऋत्या इंद्रमाजगाम" અહીં निर्ऋत्या એ પદ પંચમ્યન્ત છે કે ષષ્ઠ્યન્ત એ સંશય છે "परो निर्ऋत्या आचक्ष्व" અહીં निर्ऋतेः એ પદનું निर्ऋत्या એવું વિકૃતરૂપ થયું છે "इन्द्रं न त्वा शवसा देवता वायुं पृणन्ति" આ મંત્રનો દેવ ઇન્દ્ર છે કે વાયુ એ સંદેહ છે આ સર્વ વિષયોની મીમાંસા નિરૂક્ત કરવામાં આવી છે. અર્થજ્ઞાનને સારૂ નિરૂક્તનું અધ્યયન જરૂર કરવું જોઇએ અને અર્થજ્ઞાન સિવાય કોઇ પણ કર્મની સિદ્ધિની આશા બુદ્ધિમાન પુરૂષોએ રાખવી જ નહિ. વેદમાં પણ અર્થજ્ઞાન વાળાની પ્રશંસા અને અર્થ શૂન્યનો અનાદર કર્યો છે.

યાસ્કાચાર્યે આ વિષયોનો પ્રથમાધ્યાયમાં બહુ સારો વિચાર કર્યો છે બીજા અધ્યાયમાં પદોનું નિર્વચન કરવામાં આવ્યું છે અને ત્યાંથીજ નિઘંટુ ગ્રન્થનું વ્યાખ્યાન પણ આરંભાય છે.

નિઘંટુના પ્રથમાધ્યાયમાં પૃથ્વી વાચક એકવીશ શબ્દોનો સન્નિવેશ છે તેમાં પહેલો गो શબ્દ છે. યાસ્કાચાર્યે એ શબ્દનું વ્યાખ્યાન કર્યા પછી એ गो શબ્દ કેટલા અર્થમાં વપરાય છે તેનું પણ નિરૂપણ કર્યું છે गो શબ્દ આદિત્ય વાચક છે એમ કહીને યાસ્કાચાર્ય કહે છે કે-" अथाप्यस्यैको रश्मिश्चन्द्रमसं प्रतिदीप्यते, आदित्यतोऽस्य दीप्तिर्भवति " નવશિક્ષિત અર્વાચીન વિદ્વાનો માને છે કે મહર્ષિઓ અજ્ઞાન હતા, તે વખતે વિજ્ઞાનનો પ્રચાર ન હતો. પણ ઉપરના યાસ્કાચાર્યના વચનથી ઋષિઓની વિજ્ઞાન વિશારદતાનું આપણને ભાન થાય છે. સૂર્યનાં કિરણો ચન્દ્રમાં પ્રવેશ કરે છે અને તેને લીધે ચંદ્ર પ્રકાશે છે. गो શબ્દ કિરણ વાચક પણ છે કે-" यत्र गावो भूरि शृङ्गा अयासः " એનો અર્થ એવો છે કે-રહેવા યોગ્ય તે ઘર છે કે જેમાં સૂર્યનાં કિરણો સારી રીતે આવી શકતાં હોય.

ત્યારે સૂર્ય ઉગતો હોય એમ સમજાય છે અને તેથીજ "जायमान इव" એવાં મંત્ર વર્ણની સંગતિ થઈ શકે છે. પૃથ્વી ભ્રમણ કરે છે એ સિદ્ધાંત, પશ્ચિમના પંડિતોએ નક્કી કર્યો છે એવું સાંપ્રત સમયના વિદ્વાનો માને છે પણ આ ઉપરના વચનથી એ સિદ્ધાંતનો યશ મહર્ષિઓને ઘટે છે

તૃતીયાધ્યાયના પ્રારંભમાં અપત્ય વાચક શબ્દોનું યાસ્કાચાર્યે વ્યાખ્યાન કર્યું છે ત્યાંજ પ્રસંગવશાત્ દાયાધિકારી પુત્ર હોઇ શકે કે પુત્રીએ વિચાર પણ મહર્ષિઓએ કર્યો છે અંશભાક્ પુત્ર છે કન્યા નથી માટે કન્યા અન્યને આપવામાં આવે છે જેમ કન્યાનું દાન થાય છે વિક્રય થાય છે અને ત્યાગ પણ થાય છે તેમ પુત્રનું થતું નથી. અહીં કેટલાએક પુત્ર વિક્રય પણ કરે એ એવું કહીને તેના ઉદાહરણો પણ આપ્યા છે. જેમ શુનઃશેપના પિતાનું અસત્ય વિક્રય રૂપ નિર્દય કર્મ પ્રસિદ્ધ છે ઇ૰ કેટલાએક કહે છે કે અભ્રાતૃકા કન્યા સાથે લગ્ન કરવું કે નહિ એ શંકાનું સમાધાન યાસ્કાચાર્યે કર્યું છે કે એવી કન્યા અપરિણેયા છે. લગ્ન કરવા લાયક નથી, તેના ઉદાહરણમાં અથર્વવેદનો મંત્ર લખ્યો છે કે—" अभ्रातर इव योषास्तिष्ठन्ति हतवर्त्मन. "

પૂર્વે ભારતવાસીઓ વૈદિકો કે આર્યો કહેવાતા હતા. હાલના વિદ્વાનો आर्य શબ્દનો અર્થ कृषक કરે છે અને ऋ ધાતુ ઉપરથી એ શબ્દ નિષ્પન્ન થયો છે એમ માને છે પણ સંસ્કૃત ધાતુ પાઠમાં કર્ષણ અર્થમાં ऋ ધાતુ કંઇ જોવામાં આવ્યો નથી. " उरुज्योतिश्चक्रथुरार्याय " આ મંત્ર ખંડનું વ્યાખ્યાન કરતા તેમાં આવેલા आर्य શબ્દને માટે યાસ્કાચાર્ય કહે છે કે-" आर्य ईश्वरपुत्रः " એવી નિરૂક્તિ થઇ શકે છે.

મંત્રોના ઋષિ, દેવતા, અને છંદ જાણીને કોઇપણ કર્મમાં વૈદિકો પ્રવૃત્તિ કરે છે અને મંત્રના પ્રયોક્તાને તેનું જ્ઞાન મેળવવું આવશ્યક છે ઋષિઓ મંત્ર દૃષ્ટા છે એ વાત પૂર્વે કહેવામાં આવી છે કીયા મંત્રની દેવતા કોણ હશે તે જાણવાનો ઉપાય યાસ્કમહર્ષિએ સૂચવ્યું છે કે-" सैषा देवतोपपरीक्षा यत्काम ऋषिर्यस्यां देवतायां आर्थपत्य मिच्छन् स्तुतिं प्रयुङ्क्ते तद्दैवतः स मन्त्रो भवति अतो मन्त्रो देवताः समभवन् मंत्राणामिति "

" तिस्र एव देवता इति नैरुक्ता अग्निः पृथिवी स्थानो वायुर्वेन्द्रो वान्तरिक्ष स्थानः सूर्यो द्युस्थानः " એકજ દેવતા કર્મ ભેદથી ત્રિધા ગણવામાં આવે છે અને એજ ત્રણ દેવતાઓ બ્રાહ્મણ ગ્રંથોમાં અને પુરાણ ગ્રંથોમાં બહુ પ્રકારે ભિન્ન ભિન્ન દેખાય છે પણ એમનાં મૂલ ભૂત દેવતા એકજ છે જેને अग्नि

કહેવામાં આવે છે વિશ્વાનર અને વૈશ્વાનર એ અગ્નિનાં બીજાં નામ છે અગ્નિ ત્રિવિધ છે એવું પૂર્વે કહેવામાં આવ્યું છે વિશ્વાનર અગ્નિ અને વૈશ્વાનરઅગ્નિ કોને કહી શકાય તેનો વિચાર કરતાં યાસ્કાચાર્ય કહે છે કે વિદ્યુતને અને સૂર્યને વિશ્વાનર કહે છે પાર્થિવાગ્નિ વિદ્યુત અને સૂર્ય વડે ઉત્પન્ન થાય છે તેથી તે વિશ્વાનર કહેવાય છે,

નિરૂક્તમાં આ પ્રમાણે ઘણા નિરૂક્તશબ્દોનું યાસ્કાચાર્યે વ્યાખ્યાન કર્યું છે પણ કાલ વિપર્યાસથી આ ગ્રંથના પઠનપાઠનનો વ્યવહાર લુપ્તપ્રાય થઇ ગયો એથીજ બહુ દીલગીરી થાય છે.

અનુવાદક

કવિ દયાશંકર રવિશંકર

---

## મનુષ્યનું મનુષ્યત્વ.

પરમાત્માએ સર્જેલી સૃષ્ટિમાં બધા પ્રાણીઓ કરતાં ઉત્તમ મનુષ્યજાત છે. માટે મનુષ્ય તરીકેના ગુણો એટલે ઉત્તમ મનુષ્યત્વ તે શેમાં રહેલું છે. તે સમજવું જોઇએ. સ્વાભાવિક રીતે સર્વ મનુષ્યો સરખાં હોવાને લીધે તેનો સામાન્ય ધર્મ તો માણસપણાનો છેજ. પરંતુ માણસપણું પ્રાપ્ત થાય એવા ઉપદેશની કેળવણી જેને મળી હોય તેજ પોતાનાં તથા તેને સોપાએલાં સઘળાં કાર્ય સારી રીતે કરી શકે છે. જન્મતી સમયે જે પ્રાપ્ત થએલું નથી. પણ પછીની (મોટપણની) અવસ્થામાં જેની આપણને આવશ્યકતા છે તે બધું કુદરત, અન્ય મનુષ્યો અને તેના સંસર્ગદ્વારાના સદુપદેશની કેળવણીથી મળી શકે છે. જીવતરના મોજશોખને દુઃખના હુમલા કેવી રીતે ખમવા, એ જેઓ સારી રીતે સમજે છે તથા પ્રભુ તરફથી કુદરતી રીતે મળેલી સ્વાતંત્રતાને અનુભવે છે તેજ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે છે. હવે મનુષ્યોને અન્ય પ્રાણીઓ વચ્ચેના ભેદનો થોડો વિચાર ધ્યાનમાં લેવાથી મનુષ્યત્વ એ શું ચમત્કારી શક્તિ છે, તે ધ્યાન હૃદયમાં આવ્યા વગર રહેશે નહિ.

કોઈ ઘડીભર એમ કહેશે કે અમે ગામ અગર તો શહેરમાં રહીએ છીએ માટે મનુષ્ય છીએ. ત્યારે કુતરાં બિલાડાં પણ તમારી માફક ગામ અને શહેરમાં રહે છે. માટે તેને મનુષ્ય કહેવાં કે નહિ? વળી કહેશો કે

આપે મેવા મિઠાઈ વગેરે ચીજો ખાઈએ છીએ તથા નાના પ્રકારના મહેલ હવેલીઓ બંધાવી તેમાં વૈભવના ઠાઠથી રહીએ છીએ, ઉત્તમ હિરાજડીત સુવર્ણ વગેરેના અલંકારો પહેરીએ છીએ તથા ઘોડા ગાડી, ટ્રામ, રેલ્વે, મોટરકારમાં બેસીને આનંદથી સહેલ કરવા જઈએ છીએ માટે મનુષ્ય છીએ. ત્યારે હવે જુઓ કે શાહુકારોને ત્યાં કુતરાં બિલાડા વગેરેને તમારી માફક રહેવાનું, ખાવાપીવાનું અને મોટરકાર વગેરેમાં બેસીને ફરવા જવાનું મળી શકે છે, રાજાની સવારીઓમાં ઘોડા હાથીઓને લાખો રૂપીયાની કીંમતના સુવર્ણ વગેરેના અલંકારોથી શણગારેલા હોય છે. માટે તે પણ તમારી માફક મનુષ્ય કહેવાય કે નહિ ? કદાચ એમ કહેશો કે અમે ખુબસુરત છીએ માટે મનુષ્ય છીએ તેઓએ ધ્યાનમાં રાખવું જોઈએ કે વાંદરાની એક જાત એવી ખુબસુરત અને કોમળ છે કે તેના શરીરની કુમાશ રેશમથી પણ અધિક છે. માટે તેને મનુષ્ય કહી શકાય કે નહિ ? ઉપરની બીના ધ્યાનમાં લીધા પછી મનુષ્યપણાનું સ્પષ્ટિકરણ નીચેના શ્લોકથી સમજાશે.

" आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
धर्मो हि तेषामधिको विशेषो: धर्मेण हीना पशुभिः समाना ॥

- ધર્મ અને વિચાર રહીત હોય તેને મનુષ્ય કહી શકાય નહિ તેવાઓ તો મનુષ્યના આકારના પણ પશુતુલ્ય સમજવા, "मनुष्य रूपेण मृगाश्चरन्ति" ગત વર્ષના અમુક તહેવારે હું કયે સ્થળે હતો અને શી વસ્તુઓ જમણમાં જમ્યો હતો તેવો વિચાર મનુષ્ય કરી શકે છે, તેની શક્તિ અન્ય પ્રાણીમાં હોતી નથી હવે ધર્મ અને વિચાર સબંધી ઉત્તમતાનો, આચાર તે શુ અને ક્યા પ્રયત્નોથી મળી શકે છે ? તે જાણવું જોઈએ ધર્મ (ફરજ) માં પોતે પોતાને ઓળખતા શીખવુ અને તે સાથે આપ્તજન, જ્ઞાતિ, ગામ ને દેશ બાંધવો પ્રત્યેની લાગણીનો વિચાર અંતઃકરણમાં મજબુતીથી ઠસાવ્યા પછી છેવટે સમસ્ત માનવજાતની ઉન્નતિનો વિકાસક્રમ ઇચ્છે છે. અને સર્વ મનુષ્યોમાં પરમાત્મા તરફથી મળેલી સ્વતંત્રતા અનુભવે છે આ ગુણમાંના સર્વ ગુણો અથવા તેના એકાદ અંગ પ્રત્યેની લાગણી હૃદયમાં સ્થાપિ શકે તેઓજ મનુષ્યત્વ દર્શકના ધર્મ અને વિચારના શુભ આચાર મેળવે છે. એ નિર્વિવાદ સત્ય છે.

મનુષ્યનો આત્મા એટલે દરેકજણ સ્વતંત્ર છે કે પરમાત્મા સિવાય અન્યપર અવલંબી રહેવાનું તેને જરૂરનું નથી. કદાચ દરેકને કંઈક આકસ્મિક બનાવો અને જીવતની પરિસ્થિતિઓની અંદર બીજાપરનો આધાર

લેવો પડે છે. તો પણ આત્માનો અંદરનો મુળ સ્વભાવ સ્વતંત્રપણાનો છે. તેનું સ્વરૂપ જાણ્યા પછી પરમાત્મકૃપાથી સ્વતંત્રતા અનુભવીને આનંદ ભોગવે છે.

મનુષ્ય વ્યક્તિમાં માયિક મોહના બળથી જુદા જુદા સમૂહો થતા જોવામાં આવે છે અને તેઓ પરસ્પર એક બીજા કરતાં શ્રેષ્ઠતા મેળવવાને મથે છે. આમ હોવાથી એક સમૂહ બીજા સમૂહની સ્વતંત્રતા જોર જુલમથી છીનવી લેવાને મથે છે. ત્યારે જેની સ્વતંત્રતા ખુંચવાઇ ગએલ છે તેવા સમુહને જો આત્મશ્રદ્ધા ન હોય ને કેવળ જેણે સ્વતંત્રતા છીનવી લીધી છે તેનાજ ઉપર આધાર રાખે તો બહુ દુઃખમાં સબડાવું પડે છે અને તેથી કોઈ લાભ થવાનો સંભવ રહેતો નથી, વળી તેનાપર વિશેષ વિશ્વાસ રાખવાથી પોતે સદ્‌ગુણી થઇ ઉચ્ચ સ્થાને પહોંચશે એવી જો આશા રાખે તો તે માત્ર ભ્રમસમજ છે. તેથી તો અધોગતિએ ઉતરવાનો રસ્તો પકડાય છે. કારણ કે સ્વતંત્રતા ખુંચવી લેનારના હૃદયમાં બીજાને આપણી માફક સ્વતંત્રતાનો હક્ક છે, એવી ફુરણા ભાગ્યેજ ઉત્પન્ન થાય છે. તેઓ તો એમજ સમજે છે કે અમારા જેવી સ્વતંત્રતા બીજાઓને માટે હોયજ નહિ.

" કૃતઘ્ની લોકોને કદર નવ કાંઇ હૃદયની !
ન જોવાની ઇચ્છા ! કદર કરવા સાધન નહીં. "

સ્વતંત્રતા ખુંચવાઇ ગએલ નિરાધાર મનુષ્ય વ્યક્તિનું તારણ કરવામાં પોતાનું સર્વસ્વ હોમી દેનાર પરગજુ પુરૂષો પોતાના હૃદયની અંદરની આત્મ સ્વતંત્રતાને અન્યમાં તાદશ્ય અનુભવીને બીજાના હૃદય તેવાં બનાવવા માટે પોતાના શોણિતના એકેએક ટીપામાં રૂવાડે રૂવાડે ને શ્વાસોચ્છ્‌વાસે પોતાના આત્મબંધુઓને સ્વતંત્ર કરવાની ઉર્મીઓ ઉછળી રહે છે. અને તેઓનાં મસ્તિષ્ક તથા બુદ્ધિ તેજ તાનથી ઘેરાઇ રહે છે. તથા શુદ્ધ અંતઃકરણથી અહર્નિશ એવાજ કામમાં અવલિપ્ત રહીને નીતિને તરછોડ્યા વિના નીતિરૂપી ધર્મને મોખરે રાખી સત્યના હથિયાર વડે સ્વતંત્રતાનો જન્મ સિદ્ધ હક્ક પરમાત્મા તરફથીજ અર્પાએલ છે તેનું વિવરણ સમજાવે છે. અને આત્મ સંયમના બળ ઉપર વિશ્વાસ મેળવીને જીંદગીના અંત સુધી મનુષ્યત્વનું તત્વ જે સ્વતંત્રતા તેની શોર્યતાનો માર્ગ ખુલ્લો કરે છે તે સંબંધે અન્યદ્વેષી મનુષ્યો કયા પ્રકારની ચર્ચા કરશે તેની દરકાર જર્યા વગર સ્વ હૃદયનેજ સુપ્રિમ સમજીને પોતાનાજ માર્ગોમાં વિચર્યા કરે છે આવા પુરૂષોએજ સ્વતંત્રતારૂપી મનુષ્યતાને દીપાવી છે એમ કહેવામાં બીલકુલ શક

અમે મેવા મિઠાઇ વગેરે ચીજો ખાઇએ છીએ તથા નાના પ્રકારના મહેલ હવેલીઓ બંધાવી તેમાં વૈભવના ઠાઠથી રહીએ છીએ, ઉત્તમ હિરાજડીત સુવર્ણ વગેરેના અલંકારો પહેરીએ છીએ તથા ઘોડા ગાડી, ટ્રામ, રેલ્વે, મોટરકારમાં બેસીને આનંદથી સહેલ કરવા જઇએ છીએ માટે મનુષ્ય છીએ. ત્યારે હવે જુઓ કે શાહુકારોને ત્યાં કુતરાં બિલાડાં વગેરેને તમારી માફક રહેવાનું, ખાવાપીવાનું અને મોટરકાર વગેરેમાં બેસીને ફરવા જવાનું મળી શકે છે, રાજાની સવારીઓમાં ઘોડા હાથીઓને લાખો રૂપીયાની કીંમતના સુવર્ણ વગેરેના અલંકારોથી શણગારેલા હોય છે. માટે તે પશુ તમારી માફક મનુષ્ય કહેવાય કે નહિ ? કદાચ એમ કહેશો કે અમે ખુબસુરત છીએ માટે મનુષ્ય છીએ. તેઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે વાંદરાની એક જાત એવી ખુબસુરત અને કોમળ છે કે તેના શરીરની કુમાશ રેશમથી પણ અધિક છે. માટે તેને મનુષ્ય કહી શકાય કે નહિ ? ઉપરની બીના ધ્યાનમાં લીધા પછી મનુષ્યપણાનું સ્પષ્ટિકરણ નીચેના શ્લોકથી સમજાશે.

" आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
धर्मो हि तेषामधिको विशेषो: धर्मेण हीना पशुभिः समाना ॥

ધર્મ અને વિચાર રહીત હોય તેને મનુષ્ય કહી શકાય નહિ તેવાઓ તો મનુષ્યના આકારના પશુ પશુતુલ્ય સમજવા, "मनुष्य रूपेण मृगाश्चरन्ति" ગત વર્ષના અમુક તહેવારે હું કયે સ્થળે હતો અને શી વસ્તુઓ જમણમાં જમ્યો હતો તેવો વિચાર મનુષ્ય કરી શકે છે, તેવી શક્તિ અન્ય પ્રાણીમાં હોતી નથી હવે ધર્મ અને વિચાર સબંધી ઉત્તમતાનો આચાર તે શું અને ક્યા પ્રયત્નોથી મળી શકે છે ? તે જાણવું જોઇએ ધર્મ (ફરજ) માં પોતે પોતાને ઓળખતા શીખવું અને તે સાથે ભાઇભાંડુ, જ્ઞાતિ, ગામ ને દેશ બાંધવો પ્રત્યેની લાગણીનો વિચાર અંતઃકરણમાં મજબુતીથી ઠસાવ્યા પછી છેવટે સમસ્ત માનવજાતની ઉન્નતિનો વિકાસક્રમ પ્રગટે છે. અને સર્વ મનુષ્યોમાં પરમાત્મા તરફથી મળેલી સ્વતંત્રતા અનુભવે છે આ ગુણમાંના સર્વ ગુણો અથવા તેના એકાદ અંગ પ્રત્યેની લાગણી હૃદયમાં સ્થાપિ શકે તેઓજ મનુષ્યત્વ તરીકેના ધર્મ અને વિચારના શુભ આચાર મેળવે છે. એ નિર્વિવાદ સત્ય છે.

મનુષ્યનો આત્મા એટલે દરજ્જે સ્વતંત્ર છે કે પરમાત્મા સિવાય અન્યપર અવલંબી રહેવાનું તેને જરૂરનું નથી. કદાચ દરેકને કંઇક આકસ્મિક બનાવો અને જીવતની પરિસ્થિતિઓની અંદર બીજાપરનો આધાર

લેવો પડે છે. તો પણ આત્માનો અંદરનો મુળ સ્વભાવ સ્વતંત્રપણાનો છે. તેવું સ્વરૂપ જાણ્યા પછી પરમાત્મકૃપાથી સ્વતંત્રતા અનુભવીને આનંદ ભોગવે છે.

મનુષ્ય વ્યક્તિમાં ગાર્થિક મોહના બળથી જુદા જુદા સમૂહો થતા જોવામાં આવે છે. અને તેઓ પરસ્પર એક બીજા કરતાં શ્રેષ્ઠતા મેળવવાને મથે છે. આમ હોવાથી એક સમૂહ બીજા સમૂહની સ્વતંત્રતા જોર જુલમથી છીનવી લેવાને મથે છે. ત્યારે જેની સ્વતંત્રતા ખુંચવાઇ ગએલ છે તેવા સમુહને જો આત્મશ્રદ્ધા ન હોય ને કેવળ જેણે સ્વતંત્રતા છીનવી લીધી છે તેનાજ ઉપર આધાર રાખે તો બહુ દુઃખમાં સબડાવું પડે છે અને તેથી કોઈ લાભ થવાનો સંભવ રહેતો નથી, વળી તેનાપર વિશેષ વિશ્વાસ રાખવાથી પોતે સદ્ગુણી થઇ ઉચ્ચ સ્થાને પહોંચશે એવી જો આશા રાખે તો તે માત્ર ભ્રમસમજ છે. તેથી તો અધોગતિએ ઉતરવાનો રસ્તો પકડાય છે. કારણ કે સ્વતંત્રતા ખુચવી લેનારના હૃદયમાં બીજાને આપણી માફક સ્વતંત્રતાનો હક્ક છે, એવી કરૂણા ભાગ્યેજ ઉત્પન્ન થાય છે. તેઓ તો એમજ સમજે છે કે અમારા જેવી સ્વતંત્રતા બીજાઓને માટે હોયજ નહિ.

> " કૃતધ્ની લોકોને કદર નવ કાંઇ હૃદયની !
> ન જોવાની ઇચ્છા ! કદર કરવા સાધન નહીં. "

સ્વતંત્રતા ખુંચવાઇ ગએલ નિરાધાર મનુષ્ય વ્યક્તિનું તારણ કરવામાં પોતાનું સર્વસ્વ હોમી દેનાર પરગજુ પુરૂષો પોતાના હૃદયની અંદરની આત્મ સ્વતંત્રતાને અન્યમાં તાદરૂપ અનુભવીને બીજાના હૃદય તેવાં બનાવવા માટે પોતાના શોણિતના એકેએક ટીપામાં રૂંવાડે રૂંવાડે :ને શ્વાસોશ્વાસે પોતાના આત્મબંધુઓને સ્વતંત્ર કરવાની ઉર્મીઓ ઉછળી રહે છે. અને તેઓનાં મસ્તિષ્ક તથા બુદ્ધિ તેજ તાનથી પૈગાઇ રહે છે. તથા શુદ્ધ અંતઃકરણથી અહર્નિશ એવાજ કામમાં અવલિપ્ત રહીને નીતિને તરછોડયા વિના નીતિરૂપી ધર્મને મોખરે રાખી સત્યના હથિયાર વડે સ્વતંત્રતાનો જન્મ સિદ્ધ હક પરમાત્મા તરફથીજ અપાએલ છે તેનું વિવરણ સમજાવે છે. અને આત્મ સંયમના બળ ઉપર વિશ્વાસ મેળવીને જીંદગીના અંત સુધી મનુષ્યત્વનું તત્વ જે સ્વતંત્રતા તેની શોર્યતાનો માર્ગ ખુલ્લો કરે છે તે સંબંધે અન્યદ્વેષી મનુષ્યો કયા પ્રકારની ચર્ચા કરશે તેની દરકાર કર્યા વગર સ્વહૃદયનેજ સુષ્ટિરૂપ સમજીને પોતાનાજ માર્ગોમાં વિચર્યા કરે છે આવા પુરૂષોએજ સ્વતંત્રતારૂપી મનુષ્યતાને દીપાવી છે એમ કહેવામાં બીલકુલ શક

નથી. જે વ્યક્તિ પરતંત્રતારૂપી અધઃપાતમાં જકડાઇ રહેલી હોય તેને આવા પુરૂષોના સત્યનિષ્ટ ઉપદેશથી સ્વતંત્રતાના પ્રેમનો આનંદ પાછો મળે છે. ત્યારે અધઃપાતમાં સબડાવનાર પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થતાની સાથે તેના ક્રૂરતા ભરેલા પ્રપંચો ઉપર વિશ્વાસ રાખતા નથી. પણ ફક્ત સ્વતંત્રતાના પ્રેમરૂપી જુદાજ આનંદમાં મગ્ન રહે છે.

" તમારા રાજદ્વારોના પૂતી ભપકા નથી ગમતા;
મતલબની મુરવ્વત ત્યાં, ખુશામદના ખજાના જ્યાં ! "

મનુષ્યત્વનું ખરૂં સ્વરૂપ સ્વતંત્રતા છે તે ગુમાવવાને જે નામોશી સમજે છે તેઓ કોઇ દિવસ સ્વતંત્રતા ગુમાવશે નહિ. તેઓ તો એમજ સમજે છે કે સ્વતંત્રતા ગુમાવીને જીવતર લંબાવવું તેના કરતા મરવું લાખ દરજ્જે ઉત્તમ છે. આવા દૃઢ વિચારના મનુષ્યોને સૃષ્ટિ ઉપરનું કોઇપણ બળ દાસત્વ બનાવી શકેજ નહિ તેમજ તેની ચીરકાળ સુધીની સ્વતંત્રતા કોઇ પણ ખેંચી લેવાને સમર્થ નથી એ નિર્વિવાદ સત્ય છે, અમે પરમાત્માના વંશજ છીએ તેથી પરમાત્માના સત્યરૂપી ધર્મના માર્ગ પર ચાલવનો અમારો ખરો નિશ્ચય છે. આવી દૃઢ આત્મબળની નિષ્ટા હોય છે, તેથી પરમાત્માની સર્વ વિભૂતિઓમાં સ્વાતંત્ર્યનો જય અનુભવીને છેવટ આત્મશક્તિથી પરમાત્મ તત્વમાં ઐક્યતાનો યોગ પણ સાધી શકે છે. આવું આત્મબળ દરેકે દરેક મનુષ્યોમાં પ્રાપ્ત થાય એવી મને શુભ વિજ્ઞાભિલાષા છે.

" આત્મબળ પામી બધા આ, પુત્ર ભારતવર્ષના;
નિર્ભયતણી મૂર્તિ બની, સૌ સ્વાર્થને તુચ્છકારશે. "

અમને દરેકને પ્રથમથીજ શૌર્યતાને સદ્દગુણ વાળા કેમ ન બનાવી શકે આમ સદ્દગુણોમાં કંગાલીઅતપણું વાપરી શા માટે સબડાવે છે. જવાબમાં કહેવાનું જે તમે બુદ્ધિનો ઉપયોગ સર્વસ્થળે પ્રસંગાનુસાર કરોછો તેવો આ બાબતમાં કરવા નથી પણ જરા કાલ્પનિક વિચાર કરીને જોશો કે મનુષ્યને સદ્દગુણી ને શૌર્યવાન પ્રથમથીજ નિર્મ્યું હોત અને એશ આરામમાં હરગીજ રહેવા દીધું હોત તો એવું બનતકે મનુષ્યો ખાવાની ઇચ્છાથી મોઢું ઉઘાડે એટલે મોઢામાં મીઠાઇના કકડા આવીપડે, ટાઢ લાગે એટલે પેરણ કોટ વગેરે કપડાં પહેરાઇ જવાય, આ સ્થિતિ કેવા પ્રકારની છે ? આતો પરમાત્મા તરફથી મનુષ્યત્વની બદલીમાં જડત્વ માગવાનું ઇચ્છોછો. પણ

બંતથી નીતિના-ગુણો પ્રમાણે ઉદ્યોગ કરવાથી માણસાઈ મેળવવાનું બળ આવે છે. દરેક કુદરતી અનુકૂળ ન હોય તેના બળની સામે ટક્કર ચલાવવાથી ખરૂં મનુષ્યત્વ મેળવી શકાય છે. આ બળનો વ્યય કરવા માટે પ્રતિકૂળતારૂપી શક્તિઓ નહોત તો કોઈ દિવસ આપણે માણસાઈ મેળવી શકત. નહિ. આત્મ શ્રદ્ધાવાન મનુષ્યો પોતાનો આત્મા અમર છે એમ સમજીને તેઓ પોતાના દેહને લાલન પાલન કરવામા વશ થતા નથી પણ પોતાના દેહની જરૂરીઆતો ન એવી ટેવ પાડી શકે છે. કે ગમેતો હિમગિરીના ઉંચા અગમ્ય શિખરો ઉપર તેમજ અતિગરમ સુદાન જેવા રણ પ્રદેશમા પણ વાસ કરી શકે છે ને બીજે ગમે તેવી શક્તિઓ પ્રતિકૂળ સામે તે ટકીશકે છે આથીજ મનુષ્યત્વ સુજાય છે. કેમકે ભયાનકને મોટી અડચણો પ્રત્યે જે પ્રમાણમાં વિજય પ્રાપ્ત કરી શકીએ છીએ તેજ પ્રમાણમાં એકતા ને ભલાઈ પ્રાપ્ત થાય છે. ને ઉન્નતિ પ્રાપ્ત કરવનો સમય પરમાત્મા દે છે તે પરમાત્માની ભલાઈરૂપી મહેરબાની છે, પ્રભુ ખરાબ કૃત્યોના ફળોની અસર અનુભવાવે છે. જેથી પશ્ચાતાપથી મનુષ્યોને ખરીડી શકે છે અને તેને બદલે સદ્ગુણ તથા શૌર્યતા મેળવી શકે છે. ઉપર વર્ણવ્યા મુજબ ધર્મરૂપી પગથીઆથી ક્રમિકપણે આચરણ કરવાથી અને પરમાત્મસ્વરૂપના ઉપકારોનું સ્મરણ હૃદયમા લાવી તે ઋણમાથી મુક્ત થવા માટે એટલે ટુંકામા મોક્ષ મેળવવાના માર્ગમાં અતઃકરણનુ ઐક્ય પરમાત્મા પ્રત્યે સાધે છે. અને આ ક્રમ અનુસારના વર્તનથીજ પોતાનાં મનુષ્યત્વને દીપાવે છે ત્યા પરમાત્મ સ્વરૂપમાં પ્રેમી દાસત્વવૃત્તિથી ભળીને અખંડાનંદનો અલૌકિક આનંદ અનુભવે છે.

> " ખૂન નિચોવી અહી છે જાપ જપવો ઇશ્કનો ?
> ગરદન કપાવી શીર્ષની માળા બનાવો તો ભલે !
> એ મંત્ર જપતાં જાગરી ભુતાવળો લાખો અહિં !
> એ દેખતાં ડરશો નહી તો ખેલ શું આવો ભલે !
> ગુલામ થઇ રહેશું સદા પણ બાદશાહી મ્હાલશું
> માલીકના દીલનું કરીને તખ્ત સુનારા હમે ! "

મોહમયી ફેશન રૂપી માયાના અહંકારમાં ગરકાવ થએલાને કેવળ સાંસારિક સુખોમાંજ આનંદ માનવાની વૃત્તિવાળા નાસ્તિક બણચકો કદાચ એવી શંકા ઉઠાવે કે, અમારા ઉપર પરમાત્માનો કઇ જાતનો ઉપકાર છે કે ઋણમાંથી મુક્ત થવા અથવા તેના સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરવાની

કેળવિયે ? અમે તો અમારા માબાપના રજ ને વીર્યથી ઉત્પન્ન થએલા છીએ ને તેણેજ પાલન કરીને મોટા કર્યા છે. પૈસા ખર્ચીને પ્રાથમિક શાળામાં તથા મહાવિદ્યાલયોમા દાખલ કરીને ભણાવ્યા છે તથા ગૃહસ્થાશ્રમમાં જોડીને દ્રવ્ય પણ તેણેજ આપેલું છે. જેથી મોજ મજા માણીયે છીએ અમારી આમ બાબત છે તેમાં પ્રભુનો ઉપકાર શો ?

( અપૂર્ણ. )






## પ્રકરણ ૮ મું.

### पांडवोने राज्यप्राप्ति.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૩૦૧ થી. )

મોટાં મોટા રાજ્યોનો એ નિયમ છે કે આસપાસની ખબરો મેળવવા માટે જાસુસો રાખવામાં આવે છે. તેમનું કામ સમયે સમયે ખબર આપવાનું હોયછે. એ લોકો વેષ બદલી ચોતરફ ફરતા રહેછે. કોઇ કોઇ વખત રાજ્યની ખબર જાણવા માટે થોડા પગારમાં તે રાજ્યમાં નોકરી પણ કરેછે કોઇ સ્થળમાં સોદાગર બને છે, કોઇ જગોએ યાત્રી થાય છે. ક્યાંક જોશી બની જાય છે. ખબરો મેળવવા માટે તે અનેક પ્રકારની બાજીઓરચે છે. રાજા ધુતરાષ્ટ્રના પણ ગુપ્ત ચરો ફરતા હતા તેઓ વખતે વખતે કેટલીએક ખબરો દુર્યોધનને પહોંચાડતા હતા 'કારણ કે તેવખત રાજ્યની લગામ તેના હાથમાં હતી. વિશેષ વાત એ હતી કે યુવરાજ એવી બાતમીઓ સાંભળવામાં બહુ ઉત્સુક રહેતો. અને ગુપ્તચરોને સારાં ઇનામો પણ આપતો.

આ ભેદ વિભાગનું કામ તે વખતે બહુજ ચાલતું હતું. દ્રૌપદીના સ્વયંવરમાંથી યુવરાજ દુર્યોધન પાછો આવ્યો, ત્યાર બાદ એક જાસુસે આવીને ખબર આપ્યા કે પાંચ પાંડવોના વિવાહ દ્રૌપદીની સાથે થઇ ગયા. અને જે બ્રાહ્મણ કુમારે સ્વયંવરમાં નિશાન પાડ્યું તે અર્જુન હતો. પાંચે પાંડવો અને તેની માતા કુંતા આ વખતે પાંચાલરાજાને ત્યાં આનંદમાં છે અને અર્જુનના પરમમિત્ર તથા પાંડવોના સહાયક શ્રીકૃષ્ણ પણ આ વખતે ત્યાંજ હાજર છે.

આ ખબર સાંભળીને દુર્યોધન, કર્ણ, દુઃશાસન ઇત્યાદિ ભળીને આ વાતપર ખૂબ વિચાર કરવા લાગ્યા. વિચાર કરતાં તેઓના મનમાં એ સંદેહ થયો કે પાંડવો પાંચાલ નરેશ અને શ્રી કૃષ્ણ સાથે મળીને રાજ્ય મેળવવાની તદબીર કરતા ન હોય. પાડવોની સાથે દ્રૌપદીના વિવાહ થઇ ગયા અને સ્વયંવરમાં અર્જુનેજ લક્ષ્યભેદ કરતો એ વાત યાદ આવતાંજ દુર્યોધનની છાતી બળવા લાગી.

વિદુરે પણ તે સમયમાં કેટલાએક જાસુસોને રાખ્યા હતા તેઓ ફરી ફરીને પાડવોની, તથા દુર્યોધનાદિક તરફથી જે બાજી ખેલાતી હતી તેની વારંવાર ખબર પહોંચાડતા હતા. એ લોકોએ પણ દ્રૌપદીના વિવાહની તથા લક્ષવેધની વાત વિદુરને સંભળાવી. વિદુર એ હકીકત સાંભળીને ખૂબ ખુશી થયા. એતો પ્રથમથીજ જાણતા હતાકે પાંડવો અને તેની માતા લાક્ષાગૃહમાંથી બચીગયા છે તેથીજ તેમના વિવાહની વાત સાંભળીને તેમને પરમાનંદ થયો વિદુરે બુદ્ધિપૂર્વક સમજીને આ ખબર ચોતરફ ફેલાવી દીધી. આમ કરવામાં વિદુરનો આશય એ હતો કે, પ્રજા પાંડવો જીવતા રહેવાની તથા સ્વયંવરમાં તેમની જીતની વાત સાંભળીને તેમના તરફ વધારે પ્રીતિવાળી થાય. આનંદના આવેશમાં તેમણે જઇને રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું કે મહારાજ ! ભાગ્યબળથી કૌરવલોકો પાંચાલનગરના સ્વયંવરમાં વિજયી થયા છે.

ધૃતરાષ્ટ્ર એ સાંભળી બોલી ઉઠ્યા વિદુર આતો ભાગ્યોદયની વાત છે ! ! તમેતો આજે બહુજ સારા સમાચાર સંભળાવ્યા જાઓ દુર્યોધનને કહો કે તે દ્રૌપદીને અલંકારથી અલંકૃત કરી મારી પાસે તેડી લાવો.

તે સાંભળી વિદુર બોલ્યા "મહારાજ ! પાંડુના પુત્ર પણ કુરુ વંશના જ છે. અર્જુને સ્વયંવરમાં લક્ષ વેધ્યો છે અને દ્રૌપદિની સાથે પાંચે ભાઇના વિવાહ થયા છે પાડવો પોતાના સૂહભાગ્યથી લાક્ષાગૃહમાંથી બળતા

બચી ગયા છે અને પોતાની માતાસહિત આ વખતે પાંચાલ નગરમાં ખુશી આનંદમા છે. રાજા દ્રુપદે તેમનું ઘણું જ સારૂં સન્માન કર્યું છે.

તે સાંભળીધૃતરાષ્ટ્ર ફરી બોલ્યો. એપણ સારી પ્રસન્ન થવાજેવી વાત છે. વિદુર ! દુર્યોધનાદિક મારા સો પુત્રો અને પાંડુના પાંચ પુત્રોને હું એકજ દ્રષ્ટિથી જોઉંછું એ બધાના ઉપર મારો સરખો પ્રેમ છે છતાં પાંડવોના ગુણ જોઈ તેના પર મારો વધારે અનુરાગ છે.

વિદુરે કહ્યું—ઇશ્વર કરેને આપના વિચારો સદા એવા બની રહે.

એજ વખત દુર્યોધન અને કર્ણ આવ્યા અને તેણે વૃદ્ધરાજા ધૃતરાષ્ટ્ર ને પ્રણામ કરીને કહ્યું–મહારાજ ! અમારે જે કાંઇ કહેવું છે તે અમે વિદુરની હાજરીમાં કહી શકીશુ નહિ. માટે અમારી ઇચ્છા છે કે આપ એકાન્તમા અમારી વાત સાંભળો ધૃતરાષ્ટ્રે તેમની વાત કબુલ કરી અને એકાન્તમા ગયા. ત્યાં દુર્યોધન અને કર્ણ કહેવા લાગ્યા. પિતાજી ! જે પાંડવો અમારા શત્રુ છે તેમનો વિજય સાંભળી તમે વિદુર પાસે તેમની પ્રસંસા કરવા લાગ્યા એ બાબત અમને રૂચતી નથી. શત્રુઓનો નાશ કરવો, તેના બલની વૃદ્ધિ થવા ન દેવી એ અમારૂં કર્તવ્ય છે. આ વખત આપણે સર્વેએ મળીને એવી યોજના કરવી જોઇએ કે ભવિષ્યમાં પણ પાંડવોથી આપણું અનિષ્ટ થવાનો સંભવજ રહે નહિ.

ધૃતરાષ્ટ્રે કહ્યું—તમારી જે ઇચ્છા હોય તેમ કરો એ બાબતમાં મારી સંમતિ છે માત્ર એ બાબત ખાસ ધ્યાનમાં રાખજો કે જે કરો તે સર્વ બાબતો વિદુરથી બરાબર ગુપ્ત રાખજો. આજ કહેવાથી હું વિદુર પાસે પાંડવોની વારંવાર પ્રશંસા કર્યાજ કરૂં છું. હે સુયોધન! તારે જે કાંઈ કહેવું હોય તે કહે, તેમ હે કર્ણ ! તે પણ જે વિચાર કરી રાખ્યો હોય તે કહે.

દુર્યોધને કહ્યું—પિતાજી ! પાંડવોની વૃદ્ધિ પામતી શકિતને રોકવી અને તેના નાશનો ઉપાય પણ કરવો જોઇએ. બ્રાહ્મણો બહુજ નિપુણ હોય છે અને ભેદનીતિ તેમને બહુજ સારી રીતે આવડે છે. માટે કોઈ બ્રાહ્મણોને આ કાર્યમા યોજી કુન્તાના પુત્ર ધર્મ ( યુધિષ્ઠિર ) ભીમ અને અર્જુન તથા માદ્રિસુત નકુલ અને સહદેવ તેમની વચ્ચે ભેદ પડાવી દેવો જોઇએ. અથવા રાજા દ્રુપદ તેનો પુત્ર તથા તેના મંત્રીઓને પુષ્કળ ધન આપીને આપણે કબજે કરી લેવા જોઇએ. જેથી તે લોકો યુધિષ્ઠિરાદિકને પાંચાલ દેશમાંથી કાઢી મૂકે. અથવા હસ્તિનાપુરમાં ન રહેવાની સલાહ આપે અગર કોઈ એવા પુરૂષોની યોજના કરવીકે તે પાંડવોની પાસે જઇને નોકરી કરે અને

પછીથી પાચ ભાઇઓમા પરસ્પર વૈમનસ્ય કરાવી દે. અગર એક સ્ત્રીને ઘણા પતિ એ વાત નીતિ વિરૂદ્ધ છે એમ કહીને દ્રૌપદીનું મન પાંડવો ઉપરથી ખસેડી નાખે. એ ચિત્ત ભેદ થયા પછી પરસ્પર કલહ થય એના પ્રસંગના બીજને વેરી નાખે અગર સર્વ ઝગડાનુ મૂળ જે ભીમસેન છે તેને મરાવી નાખીએ એટલે પાંડવો નિર્બળ થઇ જશે એટલે આપણો પક્ષ બળવાળો બની જશે. અથવા પરમ રૂપવાળી સ્ત્રીઓ જે કટાક્ષાદિમા કુશળ હોય તે પાંડવોને પોતાને વશ કરી લે જેથી દ્રૌપદીનુ મન પોતાના પતિ પરથી પાછું પડે જેથી તેમનું ગાર્હસ્થ્ય જીવન વિરસ બની જાય અગર કર્ણને મોકલી તેમને અત્રે બોલાવીએ અને યુક્તિથી ગુપચુપ મરાવી નાખીએ હે તાત! આટલા ઉપાયોમાથી જે ઉપાય આપને ઠીક જણાય તે માટે યત્ન કરીએ. હવે જે કાંઇ કરવાનું હોય તે જલદી કરવુ જોઇએ. વિલબ કરવાનો વખત નથી.

પછી દુર્યોધને કર્ણને કહ્યુ—કેમ મિત્ર! તમારો શો અભિપ્રાય છે?

કર્ણ બોલ્યો—દુર્યોધન તારો વિચાર બરાબર નથી સમય બારીક છે. માટે કંઇ પણ કરતા પહેલા તેના પરિણામનો વિચાર જરૂર કરી લેવો જોઇએ. શુભ રીતે આવી તદબીરો કરવાથી કોઇ પ્રકારના લાભની આશા રાખી શકાય નહિ. એ પાચ ભાઇઓમા પરસ્પર ગાઢ સ્નેહ છે તેથી કોઈ બ્રાહ્મણની સત્તા નથી કે તેમા જઇને ભેદ પડાવે. રાજા દ્રુપદ તેનો પુત્ર અને તેના મંત્રી બહુજ ચતુર છે તે લોકોને ધનના પ્રલોભનથી ફેરવી શકાય તેમ નથી તેઓ પાંડવોને જરૂર સહાય કરશે ભીમસેનને ખાનગી રીતે મરાવી નાખવો એ કઠિન નહિ પણ અસભવિત છે એટલુંજ નહિ પરંતુ એ કર્મ ખુલ્લું પડવાથી તમારી બદનામી વધતીજ જશે. સર્વ સામાન્યજનના એમજ માને છે કે, પુરોચનને નિમિત્ત કરી લાક્ષાગૃહમાં પાંડવોને બાળવાનું કપટ તમેજ કર્યું હતું; અને ભીમને બચપણમાં ઝેર આપીને મરાવી નાખવાની યોજના પણ તમારીજ હતી. પુનઃ જો તમે આ સમયે એવું કામ કરશો અને એ ભેદ ખુલ્લો પડશે તો સમગ્ર પ્રજા તમારા તરફથી નાખુશી બતાવશે અને તમને હત્યાકરનાર તથા પાપી સમજી તમારા તરફ તિરસ્કાર દૃષ્ટિથી જોશે. માટે એવુ કરવુ એ કોઇ રીતે સારૂં નથી દ્રૌપદીનો પ્રેમ પ્રથમથી પાંડવો ઉપર હતો એમ સાંભળ્યુ છે એટલે તેનું મન ફેરવવુ એ સર્વથા દુષ્કર છે. ભિખારી વેષમા પણ તેને અર્જુનને વિજય માળા પહેરાવી હતી અને પાંડવોને અર્થ હીન જાણ્યા છતાં પણ પાંચ પુરૂષો સાથે તેણે વિવાહ કર્યા હતા માટે દ્રૌપદીનો પાંડવો પર હૃદયથી અનુરાગ છે. માટે તે પોતાના પતિથી ક્ષોભ પામે એ સભવતુ નથી દ્રૌપદી જેવી

ચતુર અને રમણીય સ્ત્રી પાસે છે છતાં અન્ય કટાક્ષ કુશલ સ્ત્રીનો પ્રભાવ પડે એતો આકાશ કુસુમ જેવી વાતો છે. આવી યુક્તિઓ કરીને તેમનું અનિષ્ટ કરી શકો તેમ નથી. મારો વિચાર તો એ છે કે પાંડવોનો પક્ષ અત્યારે નિર્બળ છે અને આપણો પક્ષ સબળ છે તો તેઓને ખુલ્લા યુદ્ધમાંજ શા માટે પરાસ્ત ન કરવા. અગર યુદ્ધમાંજ તેમનો નાશ કરી આપણો માર્ગ નિષ્કંટક કેમ ન બનાવવો. જ્યાં સુધી પાંચાલ નરેશ દ્રુપદ પોતાના પ્રબલ પરાક્રમી પુત્ર મિત્રોની સાથે તેની સહાયતા કરવાને તૈયારી કરે. અને રાજનીતિજ્ઞ શ્રીકૃષ્ણના આદેશથી યદુવંશીઓ મદદ કરવાને પાંચાલ નગર આવી ન પહોંચે તેટલો સમય આપણને બરાબર અનુકુળતા વાળો છે. તેની-જ વચ્ચે યુદ્ધની ખબર આપીને આપણું કામ સાધી લેવું જોઇએ. પાંડવોનો નાશ કરવામાં અમે કશી કસર રાખીશું નહિ.

કર્ણની આવી વાતો સાંભળી ધૃતરાષ્ટ્રે તેની ઘણી પ્રશંસા કરી અને કહ્યું.-હે સુતનંદન ! તમે પરાક્રમ દ્વારા પાંડવોનો નાશ કરવાની વાત ઠીક કહી છે; પણ મારા વિચાર પ્રમાણે આ બાબતનો વિચાર દ્રોણ તથા ભીષ્મની સાથે પણ કરી લેવો જોઇએ. કારણ કે આ કામ મહાન્ છે. માટે તેમની સલાહની અનિવાર્ય અગત્ય છે તેમનો અભિપ્રાય મળી જતાં જે વાત ઠીક જણાશે તેનો શીઘ્ર અમલ કરવામાં આવશે. એમ કહી રાજા ધૃતરાષ્ટ્રે ભીષ્મ, દ્રોણ અને વિદુરને બોલાવ્યા અને તેમની સાથે વિચાર કરવાનો પ્રારંભ કર્યો

સર્વ હકીકત સાંભળીને વચારવી ભીષ્મે કહ્યું-પાંડવોની સાથે યુદ્ધ કરવાની સલાહ હું કદિ પણ આપી શકું નહિ. બંધુ વિરોધ સર્વ નાશનું મૂલ છે. મારે તો ગાન્ધારી અને કુન્તી ઉભયના પુત્ર સમાન છે. મારા વિચાર પ્રમાણે દુર્યોધન અને યુધિષ્ઠિર બેઉનું આ પૈતૃક રાજ્ય છે. બેઉ આના સમાન અધિકારી છે. તો વિવાદ કર્યા વિના સૌહાર્દ પૂર્વક ઉભયે અર્ધું અર્ધું વહેંચી લેવું જોઇએ. કીર્તિજ સર્વથા મહાન વસ્તુ છે. જો કીર્તિની રક્ષા કરવાની ઇચ્છા હોય અને મારી વાત સ્વીકાર કરવી હોયતો પાંડવો ને તેમનું અર્ધું રાજ્ય આપી દો જેથી વિશ્વમાં તમારી કીર્તિ વધશે.

દ્રોણાચાર્યે કહ્યું—ભીષ્મે જે કહ્યું છે તે બહુજ ઉત્તમ કહ્યું છે. મારો પણ એજ અભિપ્રાય છે. શાસ્ત્રમાં લખ્યું છે કે સંમતી આપતી વખતે સ્પષ્ટ ભાષાથી કામ લેવું જોઇએ. માટે સ્પષ્ટ કહી દેવું એને હું મારો ધર્મ સમજું છું. મારો અભિપ્રાય એ છે કે પાંડવોને ઉપહાર આપવા માટેબહુમૂલ્ય

વસ્તુ વિગેરે લઇ કોઇ પ્રિયંવદ વ્યક્તિ પંચાલ નગર જાય અને રાજા દ્રુપદને કહે કે-મહારાજ ધૃતરાષ્ટ્ર અને દુર્યોધન પાંડવોના શુભ સમાચાર સાંભળીને તથા આપની સાથે સમ્બન્ધ બંધાએલો જાણીને બહુજ પ્રસન્ન થયા છે. પછી સમય જોઇને પાંડવોને હસ્તિનાપુર આવવાની ચર્ચા કરે. પછી પાંડવો જ્યારે અહિં આવે ત્યારે તેમનું સ્વાગત કરી, તેમનું અર્ધું રાજ્ય આપી દેવું.

દ્રોણાચાર્ય બોલી રહ્યા એટલે કર્ણ બોલ્યો-મહારાજ ! આપે સદા અર્થ વડે ભીષ્મ અને દ્રોણનું સન્માન કરેલ છે. આ વખત તેમણે આપને ઉચિત સલાહ આપવી એજ યોગ્ય હતું પરંતુ આશ્ચર્યની વાત છે કે તેઓ આ વખતે શત્રુઓનો પક્ષ લે છે. માટે આપજ મનમાં સમજી વિચાર કરી જે કરવું યોગ્ય લાગે તે કરશો.

દ્રોણાચાર્યે જવાબ આપ્યો કે કર્ણ તારા મનમાં પાપ હોવાથી બીજાને પણ તું પાપી સમજે છે. ભલે જેમ હો તેમ. અમારા વિચારમાં જે વ્યાજબી જણાયું તે અમે તો કહ્યું. હવે તું તેનાથી વિશેષ ઉત્તમ પરામર્શ આપી શકે તો આપ.

વિદુર બોલ્યાઃ-મહરાજ ! ભીષ્મ અને દ્રોણ આપના પૂજ્ય અને કુરૂ વંશના હિતૈષી છે. એ પરમનીતિજ્ઞ અને ધાર્મિક છે. એમનાથી વિશેષ હિતકર કોઇનો અભિપ્રાય હોઇ શકે નહિ. કર્ણ વિગેરે જે કહે છે તેવાત સારી નથી. એટલું કહેવું એ હું પણ મારું કર્તવ્ય સમજું છું કે જો પાંડવો કોપાયમાન થશે તો તેમાં તમારા પુત્રનું હિત નથી. તે લોકો પોતે બળવાળા છે એ સિવાય આ સમ્બન્ધ થવાથી પાંચલ લોકો તેના પક્ષમાં ભળી ગયા છે. યદુ વંશમાં શ્રેષ્ઠ શ્રી કૃષ્ણ પ્રથમથીજ તેના સાથી છે. તેનો પક્ષ સર્વથા સબલ છે અને ભલાઇ તેમાંજ છે કે તેમનું અરધું રાજ્ય પાછું આપી આપના યશની વૃદ્ધિ કરો તથા પુરોચનના કરેલ પાપ કલંકને ધોઇ નાખો.

ધૃતરાષ્ટ્રે કહ્યું—ભીષ્મ, દ્રોણ અને તમારો જે અભિપ્રાય છે તેજ મને માન્ય છે. પાંડુ મારા ભાઇ હતા. તેમના પુત્ર જરૂર અર્ધા રાજ્યના ભાગીદાર છે. મને જેટલો દુર્યોધન વહાલો છે તેટલોજ પ્રેમ પાંડવો પર છે. આ વાત હું તમને ઘણી વખત કહી ગયો છું માટે તમે પાંચાલ નગર જઇ પાંડવોનો સત્કાર કરો અને તેને સમજાવીને કુન્તા તથા દ્રોપદીની સાથે તેમને અત્રે તેડી લાવો.

ત્યાર પછી વિદુર પાંચાલ નગર ગયા અને ઉપહાર આપવા માટે બહુ મૂલ્ય રત્નો તથા અનેક પ્રકારના વસ્ત્રો સાથે લઇ ગયા. ત્યાં પહોંચ્યા પછી દ્રુપદ રાજા અને પાંડવોના કુશલ સમાચાર પુછ્યા પછી કહ્યું-મહારાજ! કૌરવ નરેશ ધૃતરાષ્ટ્ર પોતાના અભિન્નના કુશળ સમાચાર સાંભળીને તથા આપની સાથે સમ્બન્ધ થયાના સમાચાર જાણીને બહુજ ખુશી થયા છે. કુરુકુલ પ્રધાન ભીષ્મ અને આપના મિત્ર દ્રોણાચાર્યે આપના કુશલ સમાચાર પુછ્યા છે. ત્યાંના લોકો કુન્તી, દ્રૌપદી અને પાડવોને જોવાને માટે બહુજ ઉત્સુક થયા છે. માટે આપ કૃપા કરી પાડવોને હસ્તિનાપુર, જવાની રજા આપો. દ્રુપદે કહ્યુ—હે મહા પ્રાજ્ઞ વિદુર ! આપે બહુજ સારું કહ્યું. કુરુ કુલ સાથે સમ્બન્ધ થઇ જવાથી હું પણ બહુ પ્રસન્ન થયોછું. મારા અભિપ્રાય પ્રમાણે પાંડવોએ પોતાના રાજ્યમા જવું જોઇએ પણ મારા તરફથી હું તેમને વિદાય કરી શકતો નથી. જો તે પોતે જવા ઇચ્છતા હોય તેમના મિત્ર શ્રીકૃષ્ણનો અભિપ્રાય હોય તો મને કાંઇ હરકત નથી.

યુધિષ્ઠિરે કહ્યુ—હેરાજન્! આ વખત હું અને મારા ભાઇઓ તમારે આધીન છીએ માટે તમે જે આજ્ઞા કરશો તે પ્રમાણે અમે અવસ્ય કરીશું.

શ્રી કૃષ્ણ બોલ્યા—પાડવોને આ વખત સ્વદેશમાં જવું ઉચિત છે. આ બાબતમાં મહારાજા દ્રુપદનો જે અભીપ્રાય છે. તે મારો છે.

પછી દ્રૌપદી અને કુન્તિને સાથે લઇ પાચે ભાઇ પાંડવો વિદુરની સાથે હસ્તિનાપુર આવ્યા. શ્રી કૃષ્ણ પણ તેમની સાથેજ આવ્યા. મહારાજા ધૃતરાષ્ટ્રે તેમની બહુજ ખાતરી કરી. ભોજન અને વિશ્રામ થઇ રહ્યા પછી યુધિષ્ઠિરને બોલાવીને કહ્યુ કે વત્સ ! દુર્યોધન અને તેના ભાઇઓ સાથે ત, મારે-ઓછુ બને છે તેથી મારો એ અભિપ્રાય છે કે રાજ્યનો અર્ધ ભાગ લઇને ખાંડવ—પ્રસ્થમાં જઇ તમારી રાજધાની બનાવી ત્યાંજ રહો તેથી બંધુ વિરોધ વધશે નહિ.

યુધિષ્ઠિરે કહ્યું—તાત ! આપની આજ્ઞા અમને સર્વથા માન્ય છે અને એજપ્રમાણે કરીશુ.

પછી યુધિષ્ઠિર સર્વને યથોચિત પ્રણામ, અભિવાદન કરીને પછી પોતાની માતા કુંતા તથા ભાઈ અને દ્રાપદીને સાથે લઇ ખાંડવ પ્રસ્થમાં રાજધાની બાંધીને રહ્યા. એમને આવવાની વાત સાંભળીને દેશદેશના વાણીઆ

બ્રાહ્મણ અને સાધુઓ ત્યાં આવી નિવાસ કરવા લાગ્યા. રાજા તથા પ્રજાનો સદ્વ્યવહાર અને ધર્મપરાયણતાને લઇ નગરીની શોભા હમેશાં વૃદ્ધિ પામવા લાગી.

ગૃહલક્ષ્મી અને રાજ્યલક્ષ્મી બેઉથી પરિપૂર્ણ અનુજો—ભાઈઓથી સેવિત રાજા યુધિષ્ઠિરને જોઈને તેમના મિત્રથી કૃષ્ણચંદ્ર બહુજ ખુશી થયા થોડા દિવસ તેમની પાસે રહી તે પોતાની નગરી દ્વારિકામાં ગયા.

દ્રૌપદી રાજરાણી પણ પોતાની સાસુની સેવા અને પતિયોની પૂજા કરીને આનંદ આપવા લાગી.

આ રીતે જે પાંડવો બ્રાહ્મણને વેશે પ્રથમ રખડતા હતા તે રાજ્ય સમૃદ્ધિ પ્રાપ્ત કરી સુખાનુભવ કરતા શાન્તિપૂર્વક રહેવા લાગ્યા. (ક્રમશઃ)

---




(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૨૦ થી)

## यति विप्राशीः

ॐ हरिः ॥

भवतां शिवरूपाणां देशान्तरप्रयाणकम् ।
तत्सर्वाभीष्टदंभूयाच्छ्रिआचार्यप्रसादतः ॥

श्रीरस्तु ॥ श्री सनातनधर्मावलंबिनः ॥

અંતમાં સર્વને પ્રસાદ આપવામાં આવ્યો અને છેવટ શ્રી સનાતન ધર્મના જયઘોષ સાથે ગાડીએ ખંભાત સ્ટેશન છોડ્યું. સ્વામીશ્રી તેરી

ધંધકાનંદજી રા. મણિલાલ માસ્તર, રા. કુલાભાઇ તથા રા. ખેચરભાઈ તથા રા. અંબાલાલભાઈ વિગેરે ૨૫ થી ૩૦ સજ્જન વૃંદ આણંદસુધી સાથેઆવ્યું. હતું. તે સર્વને રાતના આણંદમાં છોડી મંગળવારે સવારમાં મુંબઈ ઉતર્યા. ત્યાં રા. જોશી બ્રધર્સ-બજારગેટ સ્ટ્રીટ-પીકચરમર્ચન્ટને ત્યાં મુકામ રાખ્યો હતો. તેમણે પોતાનાથી બની શકે તેટલી મદદ કરવામાં કંઈ પણ ખામી રાખી નથી. તેમણે અંતઃકરણની લાગણી પૂર્વક, તન,-મન, અને ધનથી શ્રી સનાતન ધર્મના ઉત્તેજન માટે, સેવા કરી છે.

મુંબઈમાં આવી પ્રથમ ટીકીટની તપાસ કરી કંપનીના એજન્ટ મેસર્સ મેકીનન મેકેનજી કહેવાય છે તેમને પ્રથમ ખંભાતથી એક ગુજરાતીમા પત્ર લખ્યો હતો જેનો કશો જવાબ મળ્યો ન હતો પછીથી અંગ્રેજીમાં રીમાઇન્ડર તરીકે બીજો પત્ર લખ્યો તે પણ તેમની મોટી ઓફીસમાં ગેબ થઈ ગયો. મુંબઈ આવ્યા પછી રા. નારણજી પુરૂષોત્તમે ત્રણ મેમા લખ્યા છતાં જવાબજ ન આપ્યો. જ્યારે રૂબરૂ તપાસ કરવા ગયા ત્યારે જવાબ આપ્યો કે અમને પત્ર મળ્યા જ નથી. અને તે જ્યારે ફાઇલ જોઈ અને એક મેમો પકડાયો ત્યારે જવાબ આપ્યો કે તમે આવતી કાલે આવજો. ધી બ્રિટીશ ઇન્ડીઆ સ્ટીમનેવીગેશ કંપનીનાં માણસો આવી અબાધુંધી ચલાવે તેમાં લોગ તો પેસીંજરોનાજ!! છતા દેશીઓની ફરીઆદ કોણ સભળે? વળી હિન્દીઓનું એવું પણ ખરૂં કે લાગવગ લગાડીને કે પૈસા પીરસીને પોતાનું કામ કાઢી લે.

બીજે દિવસે ગયા ત્યારે જવાબ મળ્યો કે. સેકન્ડ કલાસમાં જગો ખાલી નથી. ફર્સ્ટ અગર ડેકની ટીકીટો લ્યો. ઘણી તકરારને અંતે નિરૂપાએ એક ફર્સ્ટ કલાસની અને એક ડેકની એમ બે ટીકીટો લીધી. જાણીતા માણસોને ટીકીટ માટે પણ જ્યારે આટલીઅડચણો પડેછે ત્યારે બિચારા અજાણ્યા માણસોને મેળવવામાં કેટલી અડચણ,, પડતી હશે? કંપનીની ઓફીસમાં દેશી માણસો પણ હશે. પરન્તુ તેઓ પોતાના દેશી ભાઇઓને મદદ કરી શકતા નથી !!!

યુરોપ વિગેરે દેશના વાસીઓ તો ટીકીટ કેમ લેવી તેના નિયમોને બહુધા જાણે એટલે તેમા તો દેશીઓની દાદ પૂંચે નહિ. વળી તેઓ ઘણું કરી ઉપરી અધિકારી જે બહુધા યુરોપીઅન હોય તેમની પાસેજ જાય, ત્યારે બાકી રહ્યા હિન્દીઓ. દેશીઓનું કાર્ય તો તેમાથી થાય એટલે પછી અનેક પ્રકારના ગોટાળા વળે તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. બધા જ

મનુષ્યો આમ કરે છે એ કહેવાનો આશય નથી પણ ઘણા આવા હોય છે એમ જણાવવા પુરતોજ આ ઉલ્લેખ છે

૮૩

મુંબઈ આવ્યા પછી મુંબઈના હિન્દુ સનાતન ધર્મીઓની ઇચ્છા એક અભિનંદન પત્ર આપવાની થઈ. તેમા રા. નારણજી વિગેરે મંડળીએ આગળ પડી હીરા બાગમાં સભા ભરવાનો પ્રબંધ કર્યો. પ્રથમ બાઈ નારણજી વિગેરે શ્રીમાન્ પંડિતજી રમાપતિમિશ્ર પાસે ગયા અને તેમને સર્વ હકીકત જણાવી ત્યારે તેમણે પ્રમુખપદ સ્વીકારવાની હા પાડી પરંતુ સંયોગ એવા ઉભા થયા કે બીજે દિવસે તેમને પ્રમુખપદ સ્વીકારવાની ના પાડવી પડી જેથી પ્રથમ છપાવેલા હેન્ડબીલો રદ કરી. બીજી તજવીજ કરી. રા. નારણજી અને જોશી ઘધર્સ·બેઉ સ્મોલ કોઝકોર્ટના ચીફજજ શ્રીમાન્ સાક્ષર વર્ય કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ બી. ની પાસે ગયા અને તેઓશ્રીને પ્રમુખપદ સ્વીકારવા વિનતી કરી તેમણે તુરતજ હા પાડી એટલે બીજે દિવસે નીચેની મતલબનાં હેંડબીલો બહાર પાડયાં.

## હરિઃ ૐ તત્સત્

## હિન્દુ સનાતન ધર્મીઓની જાહેર સભા

આફ્રિકાના ધર્મપ્રેમી હિન્દુ ભાઈઓના આમંત્રણથી ગુજરાતના સુપ્રસિદ્ધ વક્તા અને લેખક મહાત્મા યતિ મુકુન્દરામજી મહારાજ તા. ૨૨-૧૨-૧૯ની સ્ટીમરમાં આફ્રિકા તરફ સનાતન ધર્મનો ઉપદેશ આપવા અર્થે પ્રયાણ કરે છે. તેમના સન્માનાર્થે એક જાહેર સભા સી પી ટેંકરોડ પર આવેલ હીરા બાગમા માગશર વદિ ૮ ને રવિવાર તા. ૧૪-૧૨-૧૯ ની રાત્રિએ મુંબઈ ટાઇમ ૮ વાગે સ્મોલકોઝ કોર્ટના ચીફ જજ શ્રીમાન્ સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ એ. એલ એલ. બીના અધ્યક્ષપણા નીચે મળશે. જે વખતે માનપત્રની ક્રિયા થયા બાદ મહાત્માજી, પ્રમુખશ્રી તથા બીજા સુપ્રસિધ્ધ વક્તાઓના "હિન્દુ સનાતન ધર્મની ઉન્નતિ" ઉપર વ્યાખ્યાનો થશે. આ સુયોગ-તક-નો લાભ લેવા આસ્તિક હિન્દુ ભાઈ બ્હેનોને વખતસર પધારવા વિનંતી કરવામાં આવે છે સ્ત્રીઓને બેસવા માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવેલ છે

## નિવદકો.

| | |
|---|---|
| નારણજી પુરૂષોત્તમ સાંગાણી | હિંમતલાલ છગનલાલ. |
| ગિરિજાશંકર ભગવાનજી જોશી | પોપટલાલ છગનલાલ. |
| દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા | છગનલાલ ગોપાલજી. |

ઉપરની જાહેર ખબરની એક એક નકલ તેમજ અભિનંદન પત્રની એક એક નકલ ગુજરાતી, સાંજવર્તમાન, હિન્દુસ્થાન, જામે જમશેદ, મુંબઈ સમાચાર, પ્રજામિત્ર, વિગેરે પ્રસિદ્ધ છાપાઓમાં મોકલવામાં આવી હતી.

નિયમ સમયે શ્રીમાન ઝવેરીના પ્રમુખપણાનીચે હીરા બાગમા સભા ભરવામા આવી. સભાનો શિષ્ટાચાર થઇ ગયા પછી રા. નારણજીએ નીચે મુજબનું અભિનંદન પત્ર વાંચ્યુ.

### અભિનંદન પ.

પરમપૂજ્ય યતિશ્રી મુકુન્દાશ્રમજી મહારાજ,

નિવાસી સ્તંભતીર્થ (ખંભાત)

અમો મુંબાઇના નિવાસી હિન્દુસનાતન ધર્માનુયાયીઓ, આપ શ્રીમાને ગ્વદેશમાં રહી સ્વધર્મ વક્તૃત્વ અને લેખન શક્તિથી આજ સુધીમાં જે પ્રશસનીય ઉદ્યોગ કર્યો છે તેની માન પૂર્વક નોંધ લેવા સાથે આપ હાલમા આફ્રિકા જેવા દૂરના પ્રદેશમા ધર્મ ઉપદેશ અર્થે પધારો છો તે,પણ પરમસંતોષ ઉપજાવે છે.

સંસારની ક્ષણભંગુરતા અને પરમતત્ત્વ પરમાત્માની નિત્યતા સમજી તે પરમતત્ત્વ પ્રાપ્ત કરવા માટે સંસારને ત્યજી,યતિપણું સ્વીકારી સંસ્કૃત ભાષાદ્વારા શ્રુતિ સ્મૃતિ, પ્રત્યાદિક ધાર્મિક ગ્રંથોનો યથા વિધિ કાશી, હરદ્વારાદિ પવિત્ર ક્ષેત્રોમા અભ્યાસ કરી આપ પ્રાય સોળ વરસ થયાં ખંભાત મુકામે સ્થાનરાખી ગુજરાતની આર્થિક, ધાર્મિક હિન્દુ પ્રજાને જે સનાતન ધર્મનું રહસ્ય સમજાવી સન્માર્ગમા પ્રવર્તાવી રહ્યા છો એ માટે ગુજરાતની પ્રજા આપની ઋણી છે અત્યારના કલિયુગના વખતમાં લોકોમાં ધાર્મિક ભાવના

अर्थः—नीलग्रीवाय कालकूट विषालंकृत ग्रीवो यो रुद्रस्तस्मै नीलग्रीवाभिन्नाय । सहस्राक्षायानेकचक्षुषे, इन्द्र रूपाय, पुनो मीढुषे नानाविधकामवर्षकाय, यद्वा पर्जन्यरूपेण वृष्टिद्वारा भुवः सेक्रे नमोऽस्तु । अथोऽपिच ये केचिदस्य सत्वानः प्राणिनो महान्तः प्रथमगणास्तेभ्योऽपि नमोऽकरं नमस्करोमि ॥

ગુજરાતી—કાલ કૂટથી નીલ થએલ કંઠવાળા રૂદ્ર ભગવાનને તથા સહસ્રાક્ષ હજાર નેત્રવાલા ઇન્દ્ર રૂપને, અને વર્ષા કરનાર મેઘરૂપ રૂદ્રને નમસ્કાર હો. તથા એ રૂદ્રના જે અનુચર છે તેને પણ હું નમસ્કાર કરૂં છું.

વિશેષ—જેણે સમુદ્ર મંથન સમયે અબ્ધિમાંથી નીકળેલા કાલકૂટ વિષનું પાન કરી, કંઠમા ધારણ કરી ભક્તને સુખ આપ્યું, જે હજાર નેત્રોથી ઇન્દ્રરૂપે સર્વની રક્ષા કરે છે. જે વર્ષારૂપથી જલ વર્ષાવી ભક્તોને સુખ આપે છે તે રૂદ્રભગવાનને નમસ્કાર છે. તેમજ તે રૂદ્રદેવના નંદીગણ આદિ અનુચરોને પણ પ્રણામ છે.




## उपासनानी पराकाष्टा.

( રાગ પ્રભાત. )

સ્વરૂપ ભૂષણ સહિત વાહનાદિ પૂજા, દેવના તંત્રમાં છે પ્રમાણી;
એ વિના કષ્ટ પણ વિઘ્નકર નીવડે, શાપ મહેનત બધી ધૂળધાણી. ૧
દેવઅર્ચન સમે તેમની ગુણગીતી, જ્ઞાનશક્તિ લીલા સાથ ગાવી,
પ્રેમ વધતો જતાં નેમ રહેતો નથી; ધ્યાનમાં બાધ પણ દે બીડાવી. ૨
હૃદિક રોવે કદિ હસન દ્રવીભૂત થઇ, રોમ ઉભા થવાં ચિન્હ તેનું;
ધ્યાનમાં બળથી મન લીન પ્રભુમાં થતાં, સ્વપર વિસ્મરણ પણ થાય જેનું. ૩
ભાન ભૂલતી સમે ભેદ મતિ મારવા, દેવના ગુણ નિજમાંજ જોવા,
પ્રણવ મુકુન્દને મુકુન્દ તે તો પ્રણવ, એમ તન્મય થતાં ભેદ ખોવા. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

# शिवस्तुतिः—गेयपद्यम्.

जयसुखधाम कामपूरकवर, हर जगदीश गिरीश शुभङ्कर;
गिरिवरसुताविभूतिविभूषित, वामरुचिरतनुकामभयङ्कर. १
निर्जरधुनितरङ्गविभङ्गित, जटिलकेश यक्षेश निरन्तर. २
शुभ्रशरीर धीर वीरासन, नतसुरेश वरदेश पुरन्दर. ३
धृतपिनाक हृतनाकलोकपति, दुर्जयपुरसुरलोकधुरन्धर. ४
शरणलीनकरुणावरुणालय, विहितत्राणहितमहितसुसङ्गर. ५
करकपालधर दक्षाध्वरहर, दलितकालवल फलित दिगम्बर. ६
सत्यरूप सुखरूप निरञ्जन, भवभगसुत महेश विश्वम्भर. ७
चन्द्रविशालभालनतचन्द्रे, परमकृपाकटाक्षमुपसन्धर. ८

नतशचीशकिरीटमणि प्रभोज्ज्वल निरीशगिरीशपदाम्बुजे ।
वशिमुनीशफणीश्वर मानसे भ्रमरिते महितेऽस्तु रति र्भृशम् ॥

पण्डितप्रवर श्री चन्द्रधरशर्म्मा
साहित्य व्याकरणाचार्यः ॥

## અથ દ્વાદશાક્ષર સ્તોત્ર.

શાર્દૂલ વિક્રીડિત.

ૐકારોચ્ધ જ્ઞાન દાન અમને પ્રેમે પ્રભુ આપશો,
વાધ્યો રોગ વિશાળ ભોગ ભવનો સત્ત્વર તે કાપશો;
નિદ્રા કાળ તણી ઘણી પ્રસરતી તેને ઉડાવો તમે,
દાણી તાપ અમાપ આપ હરશો ઉદ્ધાર આવે સમે.

સૂઝી ના પથ કોઇ જોઇ કરતો ફેરા ફરૂં ચોદિશે,
જેમાં પાપ અમાપ નીર ભરિયાં ડૂબું જઇ તે વિષે;
ચાહે ના મતિની ગતિ ગતિ હવે તે ઉર સૂઝી ભમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે ૨
મોંઘો પુત્ર કલત્ર દામ ગૃહમાં માન્યા ગણ્યા માનથી,
મ્હેલો મુખ્ય ચણ્યા ઘણા મન મહીં તૃષ્ણા તણા તાનથી,
ભાગી જાવ સદાય હાય દિલને કષ્ટો બહુ તે દમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૩
ભક્તિમાં હરિ ના ભળ્યો રસ થકી ગાયા ન ગોપાલને,
ત્યાગી નેક સુટેક દીન થ તે સેવ્યા ભૂમિ પાલને,
આશાહીન અનાથ ઉર ભટકે માયા મહેલે રમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૪
ઝાંઝાની ઝડમાઝમાં ઝગડતા ચોરાસી સાથે ફર્યો,
જાણી શીતળ છાંવ લ્હાય ન ગણી સંસાર તાપે વર્યો;
માને ના મન દુઃખ ઠીક સમજી વ્યાપાર પાછે ભમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૫
વત્સોના ધરી રૂપ યોનિ બહુમાં માતા પિતા જે કર્યા,
થાતાં પૂર્ણ સબંધ સર્વ જગમાં જૂઠા પછી તે ઠર્યા;
વેઠયાં છે બહુ દુઃખ માત જઠરે તે એ હજુ તે ગમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૬
તે તે રૂપ તમામ છે હરિ તણાં એવું ન ધારી શક્યો
માની દેહ તણું ગુમાન જડના બુદ્ધિ વડે હું બક્યો;
ભૂલીને નિજ રૂપ ભૂપ બનવા કીધાં ઘણાં કાજ મેં;
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે ૭
ધાર્યાથી કરતો ઘણું કથન તે કાર્યે ન દીસે કશું,
લાંબે હાથે હજાર વાર ભરતો ડગું ન એક તસુ;
માને ના મન મૂઢ રૂઢ થઇને સંસાર ફૂલે ધમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૮
સૂતો શાન્ત સદાય પાપ શયને કર્મો રૂડાં ના કર્યાં,
શાસ્ત્રોનાં હિત સાધતાં વચન તે હૈયા વિષે ના ધર્યાં;
થાતાં ભાર અપાર નાશ કરવા તત્કાલ પેઠો ભમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૯

દેહો છે મળિયા ઘણા પશુ અને પખી તથા સાપના,
એથી માનવ જાત નામ મળી તોએ તજ્યું પાપ ના;
ડૂબ્યા સુખ વિષે હરિ ભજનની દીધી નાહ દાદ મે,
ટાળી તાપ અગાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૧૦

પાણીથી ન વરી શકું કશ હવે દુઃખે દળાયો વિભુ,
ગાંડાને નહિ સાન ભાન કરુણે વરે હવે તે પ્રભુ;
ખોયો કાળ અમૂલ્ય રત્નપતિને કીધા નહિ યાદ મેં,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૧૧

યત્નો માટે અપાર શક્તિ મુજને દેવેશ આપો હવે,
નારી કે નર રૂપમાં હરિતણી ભક્તિ ન ભૂલું ભવે;
સંસારી સહુ ભેદ છેદ કરીને મુકુંદ માહે સમે,
ટાળી તાપ અમાપ ડીક કરશો ઉદ્ધાર તેવે સમે. ૧૨

યૃતિ.




श्रीमद्भगवत्पाद भाष्यकार शंकराचार्य विरचिता

प्रश्नोत्तर मालिका.

केनाशोच्यः पुरुषः प्रणतकलत्रेण धीर विभवेन ।
इह भुवनेकः शोच्यः सत्यपि विभवे न यो दाता ॥ ३१ ॥

અશોચનીય કિયો જન ? વિનયી વહૂ ધીર છે વિભવ જેને;
શોચ્ય કિયો જન ભણવો ? વિભવ છતાં જે મહા કૃપણ તેને. ૩૧

किं लघुतायाः मूलं प्राकृतपुरुषेषु या याच्ञा ।
रामादपि कः शूरः स्मरनिहतो न यश्चलति ॥ ३२ ॥

મૂળ કિયું લઘુતાનું ? પ્રાકૃત જન પાસ યાચવું જાય;
કોણ શૂર રઘુપતિથી ? ન ચળ્યો જે સ્મરશરોથી વિંધાય. ૩૨

किमहर्निशमनुचिन्त्यं भगवच्चरणं न संसारः ।
चक्षुष्मन्तोऽप्यन्धाः केस्युर्ये नास्तिका मनुजाः ॥ ३३ ॥

સંતત શુ ચિંતવવું ? પ્રભુના પદને પરંતુ નવ ભવને,
કોણ અંધ દગ છે પણ ? જે જન નાસ્તિક થઇ કુબુદ્ધિ બને. ૩૩

क पंगुरिह प्रथितो व्रजति च यो वार्धके तीर्थम् ।
किं तीर्थमपि च मुख्यं चित्तमलं यन्निवर्तयति ॥ ३४ ॥

પ્રસિદ્ધ પંગુ કિયો છે ? વૃદ્ધ વયે તીર્થ સારૂ જે વિચરે;
મુખ્ય તીર્થ કે કોને ? મનના મળને જરૂર નાશ કરે. ૩૪

किं स्मर्तव्यं पुरुषैर्हरिनाम सदा न यावनी भाषा ।
को हि न वाच्यः सुधिया परदोषश्चानृतं तद्वत् ॥ ३५ ॥

શું સ્મરવું ? શ્રીહરિની પાવની ભક્તિ ન યાવની વાણી;
શુ વિસ્મરવું પુરૂષે ? પરદોષ અને અસત્યતા જાણી. ૩૫

किं संपाद्यं मनुजैर्विद्या वित्तं बलं यशः पुण्यम् ।
कः सर्वगुणविनाशी लोभः शत्रुश्च कः कामः ॥ ३६ ॥

શું સંપાદન કરવું ? ધન, બળ, યશ, પુણ્ય, તેમ ભારતીને;
કોણ સર્વ ગુણ નાશક ? લોભ, કિયો અરિ ? કહે રતિ પતિને. ૩૬

કવિ દયાશંકર.

સાહિત્ય વાચસ્પતિ.

# मोहनमाला.

## મણકો ૫ મો.

### દુઃખાગાર દશ્ય.

ભુજંગી છંદ.

પ્રભુ ! આપના ચર્ણમાં શુદ્ધ પ્રીતિ,
થવાને શીખાવો સુવેદોક્ત રીતિ;
સ્વચ્છંદી થઇને અમે સર્વ ખોયું,
દુઃખાગાર આ દશ્યમાં દિલ પ્રોયું. ૧

પિતા માત બંધુ તમે છો અમારે,
તમારા વિના કો ભવાબ્ધિથી તારે,
અમે માંસનું પીંડ પ્રીતેથી જોયું,
દુઃખાગાર આ દશ્યમાં દિલ પ્રોયું. ૨

દયાળુ હવે તો અવિદ્યાથી બચાવો,
તણાયો તણાયો ગ્રહી હાથ લાવો;
અમે આંધળા કાંચનું બીજ બોયું,
દુઃખાગાર આ દશ્યમાં દિલ પ્રોયું. ૩

પડ્યું પાત્ર ઊંધું કરે ત્યાં શું વૃષ્ટિ ?
સદા સૂર્ય તેજે કરે ઘૂક દૃષ્ટિ;
પ્રભુના પ્રભવ અણુને કેમ લોણ્યું ?
દુઃખાગાર આ દશ્યમાં દિલ પ્રોયું. ૪

સ્વામી પ્રણવાશ્રમ.



ૐ

तत्सत्परमात्मने नमः




શ્રી પરમાત્મ કૃપાથી મારૂં પ્રથમ વર્ષ સમાપ્ત થઇ હવે બીજા વર્ષનો આરંભ થાય છે. આજનો શુભ દિવસ તે સત્યુગના આરંભનો બીજો દિવસ ગણાય છે. વેદાન્ત સિદ્ધાન્ત પ્રમાણે કાળ અનંત છે પરંતુ મહાપ્રલય પછી નવી સૃષ્ટિનો પ્રથમ આરંભ થાય છે. અને સૂર્યચંદ્રાદિક પણ લય પામી ગયા પછી પુન ઉદ્ભવ પામે છે. વેદના ચક્ષુરૂપ અંગ જ્યોતિષમાં કાળની ગણના કરી છે ત્યાં લખ્યું છે કે સત્યુગનો આરંભ ચૈત્ર સુદિ પ્રતિપદા–પડવાને રવિવારે પ્રથમ સૂર્યોદયે થયો. એ સમયે સર્વ મનુષ્યો ઉન્નતિના શિખરે રૂઢ રહી ઐહિક સુખના અનુભવ પૂર્વક પારલૌકિક માર્ગને સરલતાથી સહજ બનાવતા હતા. તેજ વખત જે ધર્મ પ્રણાલિકા ચાલતી હતી તેનુંજ સ્વરૂપ વર્તમાન સમયમા કેવી રીતે આચારમાં ઉતારીએ કે જેથી આપણે અભ્યુદયને અવલંબી શકીએ તેજ મારૂં ધ્યેય છે. તેમજ બીજી રીતે જોતા પણ મારા જન્મની સાર્થકતા સિદ્ધ થઇ શકે છે. તે એક સમય મધુમાસનો છે. એક તરફ શિશિર અને બીજી તરફ ગ્રીષ્મ ઉભયની વચ્ચે વસંત ઋતુ છે. એ પણ અપૂર્વ રસનું અથવા સમતાનું સૂચન કરે છે! ક્યાં કેવલ શીતલતામાં ઠરી રહેલ મંદમતિ જડ પ્રાધાન્ય દેશ અને ક્યાં કેવલ પ્રચંડ રવિકિરણથી દુસહ દુઃખે બળી રહેલ શિથિલ દેશ. કેવળ જડતા અથવા શિથિલતા એ ઉભયની મધ્યમાંજ યથાર્થ રસ્તો છે તે સૂચવવા કુદરત લીલાને અનુસરતોજ મારો જન્મ છે.

ઋતુરાજ વસંત સંતને પણ અનંતદિગંત દેખાડે છે એમાં શી નવાઇ! સત્પુરૂષોને મોક્ષ ગતિ સુધી લઇ જનાર ઉત્તરાયન સમયમાં ધનધાન્યાદિક સમૃદ્ધિ સંપાદન કરી ધર્મરત પુરૂષો ધર્મનામક પુરુષાર્થ સંપાદન કરે છે અર્થ અને કામની પ્રાપ્તિ પણ સાધે છે ટુંકામાં વસંત જે ચતુર્વિધ પુરૂષાર્થ સાધક છે એટલે અનુકૂળ સંયોગો જોતાં મારો જન્મ કૃતાર્થ છે.

આ જમાનો લાગવગનો છે. કોઇ કાર્ય સિદ્ધ કરવું હોય તેમાં તો લાગવગ જાણે ઠીક છે. પણ વિદ્યાદેવી જે સર્વનું પરમ હિત કરનાર છે તેની પૂજાએ મસ્કા પાલીશ કે લાગવગ વિના થતી નથી!! કેટલાએક નામધારી સાક્ષરોની ટોળીઓ બાંધી છે અને તેમાંનો કોઈ પુરૂષ કંઇ પણ લખે તો તેને ઉત્તમતાની ટોચે ચડાવવું પછી તેમાં હોય યા ન હોય તે. અને જો તેની બહારનો કોઇ સારો વિચારશીલ વિદ્વાન લખે તો પણ તેનો કોઇ રીતે સત્કાર કરવો નહિ અભિપ્રાય સરખો એ આપવો નહિ આવા ઠરાવો અને અને અંતઃકરણની સંકડાશ ત્યાં વિદ્યા વિકાસ કેવો થાય ? તો વિદ્વાનોએ એ હૃદયની ક્ષુલ્લકતાને દૂર કરી વિદ્યાની પૂજા માટે તત્પરતા દર્શાવવી જોઇએ. હું એ વિદ્યાની ઉપાસના કેવી અને કેટલી કરીશ તે મારાથી કહી શકાય નહિ પણ બને ત્યાંસુધી ધર્મપ્રભા હિંદ પર પોતાનો પ્રકાશ ફેંકતી રહે એવો તો સંકલ્પ છેજ. ખુશામત કરવાની કે એવી કોઇ કળા મને ખબર નથી તેથી મારો પ્રકાશ વિસ્તાર કરી શ્રી સનાતન ધર્મભાવનાને ફેલાવવાનો જે હેતુ તેમા ફતેહ મળતી નથી છતાં આટલાથીજ સંતોષ માનું છું. કે વગર ખુશામતે જે ધર્મપ્રેમી સજ્જનો મને મદદ કરી રહેલ છે તે પોતાની મદદ ચાલતી રાખે તો મારૂં અસ્તિત્વ ટકી રહેશે પણ ઘસારો સહન કરવો પડશેજ તેઓ ધર્મને ખાતર એક એક ગ્રાહક જો વધારે તો મારી જરૂર પુષ્ટિ થાય અને વધારે પ્રકાશ વિસ્તારી શકું. પરમાત્મા એવો સુયોગ આપો અસ્તુ.

મારી ભાષા કઠિણ છે એવી ફરીયાદ મારાપર છે. તે બાબતમાં ખુલાસો એજ છે કે વાચકો ધીરજ રાખી વાંચશે તો પરિચય વધતાં આપોઆપ સરલ થઇ પડશે. આજકાલ વાચકવર્ગ બહારનાં કામો જેમ યંત્રની મદદથી ત્વરાથી કરી લે છે તેમ વિચારો સમજવાના કામમાંએ તેજ ગતિનો ઉપયોગ કરવા ધારે છે. ગુજરાતી જાણનારા એમ માને છે કે. ગુજરાતી તો આપણી માતૃભાષા એટલે વાંચતાંજ સમજાઇ જવી જોઇએ. આ માન્યતા સર્વથાજ ખોટી છે. અને એવી માન્યતાવાળા પુરૂષો જ્યાં છે ત્યાંથી એક તસુ પણ ખસવા ઇચ્છતા નથી કારણ કે જેવો વિચાર તેવી ભાષા હોય છે. તેથી ઊંડા મર્મવાળો અર્થ ન સમજાય તો બે કે ત્રણ વખત ફરી ફરીને વાચવુ એટલે વાત સરલ થશે. જ્યારે વાચકો આટલો પણ પ્રયત્ન ન કરે તો પછી તેમની વિચારશક્તિ કેળવાય કેવી રીતે? માટે ધૈર્યથી વાંચવા સર્વ સજ્જનોને સૂચના છે.

મારા અંતર સ્વરૂપને જે જે વિદ્વાન સાક્ષરો પોતાના વિચારોને

કવિતા તથા લેખદ્વારા પોથી જે ધર્મપ્રેમ પ્રદર્શિત કરી રહેલ છે તે સર્વને ધન્યવાદ આપ્યા વિના રહેવાયજ નહિ માટે સર્વને યાદ કરી ધન્યવાદ આપું છું. તેમજ મારા વિસ્તારને માટે જે જે સજ્જનોએ ગ્રાહક વધારવામાં મહેનત કરેલી છે તેનો પણ ઉપકાર માનું છું અને હજુ પણ સદ્ પુરૂષો શ્રી સનાતન ધર્મના સંરક્ષણ માટે પોત પોતાનાથી બનતી સર્વ પ્રકારની મદદ કરી ધર્મદ્વારા લોકસેવાનું પોતાનું મહાન કર્તવ્ય બજાવશે એમ ઇચ્છી સર્વને પરમાત્મા શુભ મતિ આપો એ શુભ સંકલ્પમાં વિરમું છું.

**તંત્રી:**—દેશોદય એજ આ પત્રનો મુખ્ય હેતુ છે. પણ દેશ રચના અને ધર્મ બંધન એ બેનો નિત્ય સમ્બન્ધ છે. એટલે ધર્મને છોડી અન્ય દેશના સાધન બળે આર્યાવર્તની ઉન્નતિ થાય એ વાત તો આકાશ પુષ્પ સમાન છે. હિંદનો અભ્યુદય ધર્મભાવનામાંજ રહેલો છે. ધર્મભાવના એટલે આત્મભાવના તેના ધોરણે ધર્મ જ્યારે વ્યવહારનો નિર્વાહ કરે ત્યારેજ ભારતવર્ષની યથાર્થ ઉન્નતિ થાય એજ લક્ષે પ્રથમ વર્ષમાં લખાયું છે અને પ્રભુ પ્રેરણાથી બીજા વર્ષમાં પણ લખાશે.

ૐ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ




મનુષ્યોનું મન, એ તેના બન્ધ અને મોક્ષનું કારણ છે એમ શાસ્ત્રકારો કહી ગયા છે, એ મનને ભગવાન્ વેદવ્યાસે ચંચલ, પ્રમાથી, બલવત, દૃઢ વિશેષણ વિશિષ્ટ માનીને તેનો નિગ્રહ કરવો એ વાયુના નિગ્રહની પેઠે પરમ દુષ્કર છે એવું શ્રી ભગવદ્‌ગીતામાં કહ્યું છે, વિદ્વાનો એની ચંચળતા જોઇને એને મર્કટની ઉપમા પણ આપે છે, આ પ્રમાણે વિદ્વાનોએ અને મહર્ષિઓએજ માત્ર મનનું વર્ણન કરીને એની મહત્તાનું ગાન કર્યું છે એમ નથી પણ પરમાત્માના નિઃશ્વસિતરૂપ વેદ ભગવાને પણ એના સ્વરૂપનું વર્ણન કરીને એ શિવસંકલ્પ કરનારૂં થાઓ એવી ભાવના વ્યક્ત કરી છે જે મુમુક્ષુ પુરૂષોને મનનીય છે એમ જાણીને અર્થ સહિત આપવાનો પ્રયત્ન કર્યો છે.

यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति ।
दूरं गमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिव संकल्पमस्तु ॥१॥

( अन्वय ) यज्जाग्रतो दूरमुदैति, उ सुप्तस्य तत्तथैवैति, ज्योतिषा-
मेकं ज्योतिः दूरंगमं, तन्मे मनः शिवसंकल्प मस्तु ।

અર્થ:—જાગ્રત્ પુરૂષનુ જે મન, દૂર જાય છે, કારણ કે વિષયોમાં સંચરણ કરનારા ઇન્દ્રિય સમૂહનું મન સહકારી હોવાથી, તે ઇન્દ્રિયો સાથે એ પણ દૂર સુધી આમતેમ ભટકે છે, અને સુપ્ત પુરૂષનું મન પણ તેમજ જાય છે કારણ કે સુપ્તપુરૂષને ઇન્દ્રિય પ્રસારનો અભાવ હોવાથી તેનું મન સ્વરૂપ વિષયવાળું હોઇને પણ થોડે દૂરે જાય છે તો ખરૂંજ જે મન ઇન્દ્રિયોમાં એક અદ્વિતીય જ્યોતિ છે અર્થાત્ મુખ્ય છે, કારણકે કાર્ય માત્ર એને આધીન છે, અને વ્યવહિત તથા અવ્યવહિત વિષયો એને સર્વ સાધારણ જેવા હોવાથી એ ગમે તેટલે દૂર જવાના સ્વભાવવાળું છે તે મન મારે માટે કલ્યાણકારક સંકલ્પ કરનારૂં થાઓ ।

येन कर्म्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः ।
यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥२॥

( अन्वय ) येन मनसा अपसो मनीषिणो यज्ञे कर्माणि कृण्वन्ति,
किंभूता मनीषिणः ? विदथेषु धीराः, यदपूर्वं, यक्षं,
प्रजानामन्तः, तन्मे मन शिवसंकल्पमस्तु ॥

અર્થ:—જે મનવડે, મહા કર્મનિષ્ઠ. અને યજ્ઞોમાં અથવા યજ્ઞસાધનરૂપ જ્ઞાનમાં ધીર એવા પંડિતો કર્મો કરે છે જે (અપૂર્વ) અર્થાત્ જેનું પૂર્વ કારણ જાણી શકાતું નથી એટલે કે જે નિત્ય છે, અથવા અદ્ભૂત છે, જે પૂજ્ય છે, અને જે પ્રજાઓનું અન્તર્વર્ત્તિ છે તે મન, મારે માટે કલ્યાણ કારક સંકલ્પ કરનારૂં હો ।

यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु ।
यस्मान्नऋते किंचन कर्म क्रियते तन्मे मनः शिवसंकल्प
मस्तु ॥ ३ ॥

( अन्वय ) यन्मनः प्रज्ञानं, उत यच्चेतः, धृतिश्च; यत्प्रजास्वन्तर-

मृतं ज्योतिः, यस्माद्विना किंचन कर्म न क्रियते, तन्मे मनः शिवसंकल्पमस्तु

અર્થ:—જેનાથી પ્રકૃષ્ટ જ્ઞાન પ્રાપ્ત થાય એવું જે મન છે, જે ચેતનાની ઉપલબ્ધિનું કારણ છે અર્થાત જે સામાન્ય વિશેષ જ્ઞાનનું જનક છે, જે ધૃતિરૂપ છે, પ્રજાઓના હૃદયમાં રહેલા અમૃત-અવિનશ્વર જ્યોતિ છે, અર્થાત્ સુખનાં કારણોનું જે પ્રકાશક છે અને જેના વિના કોઇથી કંઇ પણ કર્મ કરી શકાતું નથી તે મન મારે માટે શિવસંકલ્પ કરનારૂં થાઓ!

येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहीतममृतेन सर्वम् ।
येन यज्ञस्तायते सप्तहोता तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ४ ॥

( अन्वय ) येन अमृतेन इदं-विद्यमानं, भूतं, भविष्यत् सर्वं भुवनं परिगृहीतं, येन सप्तहोता यज्ञ स्तायते तन्मे मनः शिवसंकल्पमस्तु ।

અર્થ:—જે નિત્ય અથવા સુખના કારણરૂપ મનવડે, વર્તમાન, ભૂત અને ભાવિ સર્વ ભુવન આક્રાન્ત છે, અને જેનાવડે, જેમાં સાત હોતા છે એવો અગ્નિષ્ટોમ યજ્ઞ કરી શકાય છે તે મન, મારે માટે શિવસંકલ્પવાળું હો!

यस्मिन्नृचः साम यजूंषि यस्मिन्प्रतिष्ठिता रथनाभाविवाराः ।
यस्मिंश्चित्तं सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥५॥

( अन्वय ) रथनाभौ आराइव यस्मिन् ऋचः सामः यजूंषि प्रतिष्ठिताः, यस्मिश्च प्रजानां सर्वं चित्तं ओतं तन्मे मनः शिवसंकल्पमस्तु ।

અર્થ:—રથની નાભિમાં આરાઓની પેઠે જે મનમાં, ઋગ્વેદ, સામવેદ, અને યજુર્વેદ રહેલા છે અને જે મનમાં પ્રજાઓનું જ્ઞાન વગેરે છે તે મન, મારે માટે કલ્યાણકારક સંકલ્પવાળું થાઓ'

सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयते भीशुभिर्वाजिनइव ।
हृत्प्रतिष्ठं यदजिरं यविष्ठं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ६ ॥

(अन्वय.) सुखारथिः अभिशुभि वाजिनः अश्वानिव यन्मनुष्यान् नेनीयते, यच्च हृत्प्रतिष्ठं अजीरं यविष्ठं तन्मे मनः शिवसंकल्पमस्तु ।

અર્થ:—જેમ સારો સારથિ, લગામવડે વેગવાળા ઘોડાઓને ધારેલે સ્થાને લેઈ જઇ શકે છે તેમ જે જે મન, મનુષ્યોને હિત વિષયમાં પ્રવૃત્ત કરી શકે છે અને અહિત વિષયમાંથી નિવૃત્ત પણ કરી શકે છે. અને જે મન, હૃદયમાં રહેલું છે કારણ કે જ્ઞાનોત્પત્તિ હૃદયમાં થાય છે, જે નિત્ય છે-પ્રૌઢ છે, અને જે વેગવાળું છે તે મન, મારે માટે શિવસંકલ્પવાળું હો!

ઉપર પ્રમાણે "षड्गमशतरुद्रिय" મન્ત્રોમાં મનના સ્વાસ્થ્યને માટે જે વર્ણન કર્યું છે તેનું કારણ એ છે કે-શબ્દ માત્રની પ્રતિષ્ઠા મનમાં હોવાથી મનનું સ્વાસ્થ્ય હોય તો જ વેદોચ્ચારણની શક્તિ અને વેદત્રયીની સ્ફૂર્તિ હોઇ શકે.

અહીં એક અગત્યની બાબત એ લક્ષમાં રાખવા જેવી છે કે-ભુક્ત અન્નના સૂક્ષ્મતમ ધાતુથી મનની ઉત્પત્તિ છે એવું છાન્દોગ્યોપનિષદ્માં લખવામાં આવ્યું છે " अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ॥ १॥" અને તેથી " अन्नमयं हि सौम्य मनः " એજ ઉપનિષદ્માં આગળ કહેવામાં આવ્યું છે કે હે સૌમ્ય ! મન અન્નમય છે. આ ઉપરથી મનશુદ્ધિની અભિલાષા વાળા પુરૂષોએ અન્ન ગ્રહણ કરવામાં વિવેક રાખવાની અત્યંત આવશ્યકતા છે આ વિષયને વિશેષ જાણવાની વૃત્તિ હોય તેમણે મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં નિષિદ્ધ અન્નનો પ્રસંગ છે તે જોવો અહીં તેનું માત્ર દિગ્દર્શન કરાવીને પ્રકૃત વિષય પૂર્ણ કર્યો છે.

કવિ દયાશંકર રવિશંકર.

નોટ—નવા વર્ષના પ્રારંભમાં મનને શિવ સંકલ્પ-કલ્યાણરૂપ કલ્પના વાળું બનાવવું એ પ્રભાના ઉપાસકોને પરમ ઉપયોગી છે એમ જાણી પ્રારંભમાંજ આ લેખ પ્રથમ અંકમાં દાખલ કર્યો છે. જિજ્ઞાસુઓ આનો નિત્ય પાઠ કરવાનું રાખે તો પણ પરમ લાભ થશે અને પ્રગતિ વધશે અસ્તુ.
હ૦ દયા—




## श्री सिद्धान्त दर्शनम्

### પ્રકૃતિ પાડે દ્વિતીય પાડ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૬૨ થી. )

હવે પ્રકૃતિના બે પ્રકાર કહે છે.

छायातपावनच्छाच्छौ ॥ ८ ॥

छाया आतपौ (इव) (છાયા અને તડકાની પેઠે) अनच्छा अच्छौ ( મલીન અને નિર્મળ )

છાયા અને તડકાની પેઠે માયા સ્વચ્છ અને મલીન એમ બે પ્રકારની છે.

અવિદ્યા છાયા જેવી છે અને તે મલિન છે એટલે રજસ્ અને તમસ્ જેમા મુખ્ય છે અને સત્વ જેમાં ગૌણ છે એવી છે; વિદ્યા તડકા જેવી નિર્મળ છે. એટલે સત્વ જેમાં મુખ્ય અને બીજા બે ગૌણ એવી છે.

पुंस्पपंचभाततौ ॥ ९ ॥

पुंस्प्रपंचौ ( પુરૂષને અને જગતને ) भातनौ ( દેખાડનારાં ) છે.

એ વિદ્યા અને અવિદ્યા પુરૂષને અને જગતને દેખાડે છે.

વિદ્યા પુરૂષનું ભાન કરાવે છે અને અવિદ્યા જગતને બતાવે છે. શુદ્ધ સત્વ પ્રધાન વિદ્યા, અવિદ્યાનો ઉચ્છેદ કરીને બ્રહ્મનો ભાસ કરાવે છે. મલિન સત્વ પ્રધાન અવિદ્યા જગતનો ભાસ કરાવે છે.

યદ્યપિ શ્રુતિમાં કહ્યું છે કે બ્રહ્મના પ્રકાશથીજ સર્વનો પ્રકાશ થાય છે. તથાપિ બ્રહ્મ સાક્ષાત્ જગતનો પ્રકાશ કરતું નથી પણ રાજા જેમ પોતાના સેવકો દ્વારા પ્રત્યેક કાર્ય કરે છે. તથાપિ તે રાજાએ કર્યું કહેવાય છે તેમ બ્રહ્મ અવિદ્યા દ્વારા જગતનો પ્રકાશ કરે છે તથાપિ બ્રહ્મજ પ્રકાશ કરે છે એમ કહેવાનો શ્રુતિનો અભિપ્રાય છે. એટલે બ્રહ્મ પ્રથમ અવિદ્યાને પ્રકાશ આપે છે અને અવિદ્યા બ્રહ્મનો આશ્રય કરીને સઘળા જગતનો પ્રકાશ કરેછે.

તાત્પર્ય—પ્રકૃતિદ્વારા પુરૂષની સ્વપ્રકાશતા અને વિકૃતિદ્વારા પ્રકૃતિની સ્વપ્રકાશતા શ્રુતિથી અને વિદ્વાનોના અનુભવથી સિદ્ધ છે. પ્રકૃતિના કાર્યને વિકૃતિ કહે છે.

બ્રહ્મ વિદ્યા એજ ઉપનિષદ્ છે એમ કહે છે.

परोपनिपद् ॥ १० ॥

परा ( વિદ્યા ) उपनिषत् ( વેદનો અંત ભાગ )

વિદ્યા એજ ઉપનિષત્ છે.

અવિદ્યા એ અપર પ્રકૃતિ છે. અને વિદ્યા અવિદ્યા કરતાં ચઢીયાતી હોવાથી પરપ્રકૃતિ છે માટે વિદ્યાને સૂત્રમાં પરા કહી છે.

ઉપનિષત્ વાસનાઓ સહિત અવિદ્યાનો ( उपनिषीदति ) સમીપમા રહીને અત્યંત ઉચ્છેદ કરે છે માટે બ્રહ્મ વિદ્યાને ઉપનિષત્ કહે છે. સદ્ ધાતુનો અર્થ ઉચ્છેદ કરવો એવો થાય છે અને તેને પ્રતિપાદન કરનાર ગ્રંથને પણ ઉપનિષત્ કહે છે. આપ્ત પુરૂષોએ કહ્યું છે કે—

ब्रह्मोपनीय या जीवं भिन्तेऽविद्यां सवासनाम् ।
सोपनिषद्ब्रह्मविद्या तद्धेतुरपि सोच्यते ॥

જીવને બ્રહ્મની સમીપમા લઇ જઇને એટલે બ્રહ્મજ્ઞાન અર્પણ કરીને વાસના સહિત અવિદ્યાનો જે નાશ કરે છે. તે બ્રહ્મ વિદ્યાને ઉપનિષદ્ કહે છે અને તેનો હેતુભૂત જે ગ્રંથ તેને પણ ઉપનિષદ્ કહે છે. એ ઉપનિષદ્જ વેદાન્ત હોવાથી શ્રુતિ તેનું સર્વોત્તમપણું કહે છે. स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठाम् સર્વ વિદ્યાઓમાં સર્વોત્તમ એ બ્રહ્મવિદ્યા તેણે કહી. સ્મૃતિ પણ છે કે अध्यात्मविद्या विद्यानाम् ॥ બધી વિદ્યાઓમા આત્મ વિદ્યા શ્રેષ્ઠ છે

અવિદ્યાના બે પ્રકાર

द्वयन्या ॥ ११ ॥

द्वयी ( બે પ્રકારની ) अन्या ( અવિદ્યા )

અવિદ્યા બે પ્રકારની છે.

( ૧ ) મૂલા અવિદ્યા અને ( ૨ ) લૈકિકા અવિદ્યા. મૂલા અવિદ્યા અનાદિ છે. બ્રહ્મને ગોચર છે અથવા વિષય કરનારી છે અને પોતાની મેળેજ વૃદ્ધિ પામીને ત્રણે લોકને સરજે છે સાક્ષાત્કાર થયા વિના પ્રાણીઓની એ મૂલાઅવિદ્યા નાશ પામતી નથી.

લૌકિક અવિદ્યા દુરપણું વગેરે આગંતુક દોષોથી તથા મણિ મંત્રાદિ પ્રયોગોથી ભાસે છે અને દોષનો નાશ થવાથી અથવા મણિ મંત્રાદિ દૂર થવાથી નાશ પામે છે.

અવિદ્યા મિથ્યા સંસ્કારોને ઉત્પન્ન કરનારી છે તે કહે છે.

**खनिर्वासनानाम् ॥ १२ ॥**

खनिः ( ખાણ ) वासनानाम् ( વાસનાઓની )

અવિદ્યા વાસનાઓની ખાણ એટલે ઉત્પત્તિ સ્થાન છે.

વાસના—મિથ્યા સંસ્કારો પ્રાણીઓને સંસારમાં વાસ કરાવે છે, માટે તેમને વાસના કહે છે તેમજ અવિદ્યા મિથ્યા સંસ્કારોને ઉત્પન્ન કરે છે અને પ્રાણીઓને બાંધે છે એમ પણ કહેલું છે.

કોઇ કહેશે કે વસ્તુતઃ કોઇ માયાને જાણી શકતું નથી માટે માયા છેજ નહિ તેના ખુલાસા માટે સૂત્રકાર કહે છે.

**राद्धा द्वाभ्याम् ॥ १३ ॥**

राद्धा ( પ્રસિદ્ધ ) द्वाभ्याम् ( બે વડે )

માયા બન્નેવડે પ્રસિદ્ધ છે.

લોકોમાં અને શાસ્ત્રમાં બન્નેમાં માયા પ્રસિદ્ધ છે લોકોમાં ઇન્દ્રજાલ ( જાદુના ખેલ ) જોઇને લોકો માયાનું સ્વરૂપ જાણે છે, અને શાસ્ત્રોમાં માયાનું સ્વરૂપ ઠામ ઠામ વર્ણવેલું છે તેથી તેમાં પણ માયા પ્રસિદ્ધ છે.

અથવા ' બન્નેવડે ' એ શબ્દનો બીજો પણ અર્થ થાય 'એટલે બાહ્યદૃષ્ટિથી અને અંતર્દૃષ્ટિથી પણ માયા પ્રસિદ્ધછે, લોકોમાં ઇન્દ્રજાલથી બાહ્યદૃષ્ટિએ માયા પ્રસિદ્ધ છે અને યોગી લોકો યોગવડે અંતર્દૃષ્ટિથી માયાને જાણે છે એમ શ્રુતિમાં પણ કહેલું છે. ते ध्यानयोगानुगता अपश्यन्देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ " યોગીઓ ધ્યાનયોગવડે પોતાના ગુણોથી ઢંકાઇ રહેલી એવી પરમેશ્વરની પોતાની શક્તિને જાણે છે.

માયા પોતાના કર્મવડે વૃદ્ધિ પામેલી છતાં પણ લોકોને તેના સ્વરૂપનું જ્ઞાન શી રીતે થાય ? એવી શંકાનો ખુલાસો સૂત્રકાર કરે છે.

**तत्त्वाधिगमोऽनुबिम्बेक्षणात् ॥ १४ ॥**

तत्त्वाधिगमः ( માયાના સ્વરૂપનું જ્ઞાન ) अनुबिम्बेक्षणात् ( પ્રતિબિંબ જોવાથી )

પ્રતિબિંબ જોવાથી માયાના સ્વરૂપનું જ્ઞાન થાય છે.

પ્રતિબિંબનું લક્ષણ:—બિંબથી જુદું જણાતાં છતાં બિંબના ધર્મ જેમાં હોય તે પ્રતિબિંબ.

બીજી રીતે કહીએ તોન્વારૂ પ્રતિબિંબ એ શું છે? એ બિંબ છે કે બિમ્બથી કોઇ જુદી વસ્તુ છે ? જો એ બિંબજ છે એમ કહીશુ તો તે બને નથી, કેમકે બિંબ સ્થિર છતા પ્રતિબિંબ હાલતુ જોવામાં આવે છે. અને એ બિંબથી જુદીજ કોઇ વસ્તુ છે. એમ કહીશું તો તે પણ કહી શકાશે નહિ કેમકે બિંબ સિવાય પ્રતિબિંબનું અસ્તિત્વ જોવામાં આવતું નથી. આ રીતે જેમ પ્રતિબિંબને બિંબથી ભિન્ન કે અભિન્ન કહી શકાતું નથી એટલે તે અનિર્વચનીય છે અને એમ છતા તેમનું સ્વરૂપ સમજવામાં આવે છે તેમજ માયાને પણ બ્રહ્મથી ભિન્ન કે અભિન્ન કહી શકાતી નથી એટલે તે અનિર્વચનીય છે. અને એમ છતાં તેનું સ્વરૂપ પણ સમજવામા આવે છે માટેજ શાસ્ત્રકારો કહે છે કે માયાનું સ્વરૂપ અનિર્વચનીય છતાં સ્વસંવેદનીય છે તે સત્યજ છે. ( અપૂર્ણ )




ઉન્નતિની ઇચ્છાવાળાએ દુષ્ટ સંગતિથી દૂર રહેવું એ આવશ્યક છે કહેવત છે કે " સોબત તેવી અસર." કવિ દલપતરામભાઇએ કહ્યુ છે કે " કુસંગીનો પ્રસંગ દે કુમગ રંગ અંગમા ! જો તમારે સદ્ગુણની વૃદ્ધિ કરવી હોય તો દુર્ગુણીની સમ્મતિ લાભદાયી નિવડનાર નથી કારણકે દુર્ગુણીની સંગતિથી દુર્ગુણનીજ વૃદ્ધિ થશે. કાજળની કોટડીમા ઘડી ઘડી પેસનારને કાળાશ લાગ્યા વગર રહેતી નથી. જો મદ્યપાનની કુટેવ પડી હોય અને તેમાંથી તમે મુક્ત થવા ઇચ્છતા હો તો દારૂડીઆની સોબતથી જેટલું બને તેટલું દૂર રહેવું જોઇએ જો તમે તેમ નહિ કરો તો તમારી કુટેવ કદી છૂટનાર નથી. જો તમારે વિષયવાસનાનું બળ ઓછું કરવું હોય તો સંયમી મહાત્માઓનો સમાગમ શોધવો જોઇએ. તે ન બને તો તેવા પુરૂષોએ લખેલા શુભ પુસ્તકોનું મનન કરવું જોઇએ અને વિષયવાસનાઓમાથી છૂટવા ઇચ્છતા જીજ્ઞાસુઓની સંગતિમા તો રહેવુંજ જોઇએ. પરંતુ તેથી ઉલટુ જો વિષયી જનોનો સમાગમ કરશો અથવા શૃંગાર રસથી ભરેલા પુસ્તકો વાચશો તો ભ્રષ્ટ થયા વિના રહેનાર નથી.

કેટલાક કહે છે કે દુર્ગુણ સાથે અસહકાર કરવો પણ દુર્ગુણી સાથે કરવો નહિ. આ કથન યોગ્ય નથી જો તમારે ચોરી કરવાની કુટેવ ન પડી હોય તો ચોરી કરવાની વૃત્તિવાળાના સમાગમમાં રહેવાથી તે ટેવ પડવી શક્ય છે દરેક મનુષ્ય તેના સ્વભાવ પ્રમાણે સારા કે માઠા વિચાર કર્યા કરે છે અને જેના જેના સંબંધમાં તે આવે છે તેને વિચારના આંદોલનોદ્વારા અને વાણીદ્વારા અસર કરે છે. એક મનુષ્ય, બીજા મનુષ્ય ઉપર, કેવળ શારીરિક ક્રિયાથીજ અસર કરે છે એમ નથી પણ તેની વાણીથી અને વિચારથી પણ અસર કરે છે. એતો સર્વને અનુભવ છે કે શોકાતુર મનુષ્યના પ્રસંગમાં આવતાં આપણો આનંદ ઓછો થાય છે અને આનંદી મનુષ્યને જોતાં આપણા આનંદની વૃદ્ધિ થાય છે. જો એમ હોય તો આત્મ કલ્યાણની ઇચ્છાવાળાએ, જેમ બને તેમ સજ્જનનીજ સંગતી રાખવી જોઇએ. સત્પુરૂષોનાં મનમાંથી નિરંતર સદ્વિચારો, વહ્યા કરે છે અને તે આપણા મન સાથે સંબંધમાં આવી તેવાજ વિચારો ઉત્પન્ન કરે છે. જેમ સારંગીના મુખ્ય તાર ઉપર ગજ ફેરવવામાં આવે છે છતાં એ મુખ્ય તારની સાથે મેળવેલા અન્ય તારોમાંથી પણ અવાજ નિકળે છે તેજ પ્રમાણે સારો કે માઠો વિચાર જ્યારે આપણા મગજ સાથે અથડાય છે ત્યારે જો તે વિચારને અનુકુળ વૃત્તિનાં બીજ આપણા સ્વભાવમાં હોય છે તો આપણા મનમાં પણ તેવોજ વિચાર ઉદ્ભવે છે. સત્પુરૂષોની વાણીદ્વારા પણ સદ્વિચારોજ વ્યક્ત થાય છે અને તેમના કૃત્ય પણ જગતના કલ્યાણ અર્થે હોવાથી તેમની સાથે સહકાર એટલે સામેલગીરી અવશ્ય કરવી જ્યાં જ્યાં સત્કૃત્ય થતું હોય ત્યાં ત્યાં સહકાર કરવો પરન્તુ દુષ્ટજનોની તો સંગતિજ ત્યાજ્ય છે તો પછી તેના દુષ્ટ કૃત્યમાં સહકાર તો કરાયજ કેમ ? કરીએ તો પાપના છાંટા અવશ્યે ઉડે સનાતન ધર્મમાં તો દુષ્ટનું અન્ન પણ ત્યાજ્ય ગણ્યું છે કારણ કે દુષ્ટનું અન્ન ખાવાથી ખાનારની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. આનો અર્થ એમ નથી કે દુષ્ટ ઉપર કોઇ જાતની દયાજ ન કરવી. કર્મના નિયમ પ્રમાણે દુષ્ટ મનુષ્યને તેની દુષ્ટતાનું ફળ મોડું વહેલું મળ્યા વગર રહેતું નથી માટે તેના પર દયા લાવી તેની દુષ્ટતા ઓછી થાય એવા યત્ન બને તો કરવા. પણ તેમ કરતા જતા આપણામાં તેની દુષ્ટતા ન પેસે એવી સાવધાની રાખવી. હિંસા, દુર્વ્યસન, ચોરી અને એવીજ બીજી અનીતિ ઘટાડવાની યોજના કે પ્રવૃત્તિ થતી હોય તેને અવસ્ય આશ્રય આપવો પણ કેવળ આપણાજ સ્વાર્થની ખાતર દુષ્ટ સંગતીમાં દોરાઇશું તો દુષ્ટતાના પાશમાં અવસ્ય બંધાઇશું.

· જમનાશંકર દયાશંકર પંડ્યા.



तत्सत्परमात्मने नमः

# राम नामनो महिमा.

सर्व कोइ प्राणी जाणे छे के अहोरात्रिना बे टुकडा ईश्वरे नियत करेला छे एज रीते शुक्ल पक्ष अने कृष्ण पक्ष एवा बे भाग महिनाना छे. एज रीते संपूर्ण वर्ष पण उत्तरायण अने दक्षिणायन नामथी विभक्त छे. दिवस अने रात्रिना स्वामी पण जुदाज नक्की करेला छे दिवसना अधिपति सूर्य अने रात्रिना मालिक चंद्रमा छे सूर्य पुल्लिंग अने चंद्रमा स्त्रीलिंग छे तेथी राजा जे नररूप छे. तेने प्रतापवान् सूर्य समान कहे छे. अने स्त्रीने पूर्ण चंद्रमुखी कहे छे. आ सूर्य अने चंद्र एक समय जीव तथा वृक्षादिना आधार रूप छे. अने आदि प्रकृति तथा पुरुष कहेवाय छे. तेनुं श्रुतिमां पण प्रमाण छे.

सतपस्तप्त्वा समिथुनमुत्पादयते रयिं च प्राणं चेत्येतौ मे बहुधा प्रजाः करिष्यत इति आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमाः॥

ते प्रजापति ब्रह्माए तप तपीने ( श्रुत ज्ञाननुं आलोचन करीने ) सृष्टि साधनभूत मिथुन ( जोडुं-स्त्री पुरुष ) उत्पन्न कर्युं. तेने रयि अने प्राण कहे छे. एनाथी हुं घणी प्रजा उत्पन्न करीश. प्राण एटले आदित्य अने रयि एटले चंद्रमा० आथी ए उभय सूर्य अने चंद्रमा आ ब्रह्मांडमा प्रवृत्ति मार्गनां प्रधान कारण छे. अज्ञान दूर थतां सूर्य लोकना द्वारथी जीवनो मोक्ष थाय छे. चंद्र लोक जनार्दन लोक छे. ज्यां प्रभूत आत्मानो वास छे. देह पितर पण ते छे. जे प्रकृति अर्थात् शरीरना स्वामीथी सम्बन्ध राखे छे. अने संसार उत्पत्तिनुं कारण छे. तेथीज दुर्गा पाठमां १३ अध्याय छे. सूर्यनारायणनो एक रस छे. अर्थात तेना शरीरमां कोइ प्रकारनी कदापि पण अधिकता थती नथी. तेनाथी विरुद्ध चंद्रमा प्रकृतिरूप

છે. તેથી તેમાં વૃદ્ધિને હ્રાસ થયા કરે છે. કેમકે તે ત્રણ્યું ગુણ વાળો છે. અને ચંદ્રમાના અધિષ્ઠાતા દેવતા શ્રીકૃષ્ણચંદ્ર છે. કારણ કે કૃષ્ણ નામ શ્યામનું છે. અને સુર્યથી ચંદ્રમા પ્રકાશે છે નહિ તો તે શ્યામ છે. ગુણ રૂપ થઇને ચરાચરમા કૃષ્ણ કલોલ અને ક્રીડા કરે છે. આજ કારણને લઇને દક્ષિણાવનના કૃષ્ણ પક્ષમા આઠમને દિવસે પૃથ્વીરૂપ સ્વશરીરનો ભાર ઉતારવા અવતાર લીધો. અને શ્રીકૃષ્ણની રાધા પ્રકૃતિ છે.

શ્રી કૃષ્ણચંદ્રની જન્મ તિથિ અષ્ટમીમાં પણ બે પ્રકાર છે. જેમ ચંદ્રમા પ્રકૃતિરૂપ હોવાથી વધતો ઘટતો રહે છે તેમ અષ્ટમી પણ વધતી ઘટતી રહે છે. પણ એ પ્રકૃતિના વધવા ઘટવામાં એ ખૂબી છે કે તે ચારથી ઓછી ઘટતી નથી અને બારથી અધિક થતી નથી. હવે ૪=૧૨=૧૬ તેથી અષ્ટમી સોળકળા ચંદ્રમાની તિથિ છે જ્યારે ૮ ને બમણા કરીએ ત્યારે ૧૬ થાય ૧+૬=૭ જ્યારે ત્રિગુણ કરીએ તો ૨૪ થાય અર્થાત્ ૪+૨=૬ અને જ્યારે ચારગુણ કરીએ તો ૩૨ થાય એટલે ૩+૨=૫ અને જ્યારે પાંચ ગુણ કરીએ તો ૪૦ એટલે ૪ બાકી રહ્યા. બિંદુ તો બ્રહ્મરૂપ છે. પ્રકૃતિના અંગ ૪ છે. જો આઠને છ ગુણા કરીએ તો ૪૮ થાય છે. અર્થાત્ ૪+૮=૧૨ અને સાત ગુણ કરીએ તો ૫૬ એટલે ૫+૬=૧૧ અને આઠ ગુણા કરવાથી ૬૪ બરાબર ૪+૬=૧૦ થયા અને નવગણા કરતા ૭૨ અર્થાત્ ૭+૨=૯ અને દશ ગુણ કરીએ તો ૮૦ અર્થાત્ એજ-૮ જ રહ્યા જેમ કૃષ્ણ પક્ષમાં ચંદ્રમા ઘટે છે અને શુક્લ પક્ષમાં વધે છે. તેમ તિથિઓમાં કેવલ પૂર્ણીમાને દિવસે. પૂર્ણ થાય છે બાકી વધે ઘટે છે. બારના અંક પછી અંકો ઘટતા જાય છે. તેથી બારસના અંકને હાથથી માનેલ છે. તેજ હાથથી પર્વણી વિષ્ણુ ભગવાનની છે તો મહારાજ શ્રી કૃષ્ણચંદ્ર સોળ કળાના અવતાર મનાય છે. તેથીજ તેમણે હામરેવને વશ કરી ગોપીઓ કે જે સાક્ષાત્ વેદ શ્રુતિ છે તેમની સાથે ક્રીડા અને કલોલ કરી. અને ચંદ્રવંશમા અવતાર લીધો.

જેમ સૂર્ય એકરસ છે. તેમ નૌમી અર્થાત નૌનો અંક પણ સદા એક પ્રકારનોજ રહે છે. જેમ નવને બમણા કરીએ તો ૧૮ થાય એટલે ૧+૮=૯ વળી એને ત્રિગુણ કરીએ તો ૨૭ થાય એટલે ૨+૭=૯ ચાર ગુણ કરીએ તો ૩૬ અર્થાત્ ૩+૬=૯ પાંચ ગુણ કરીએ તો ૪૫ બરાબર ૪+૫=૯ છ ગુણા કરીએ તો ૫૪ એટલે ૫+૪=૯ સાત ગુણ કરીએ તો ૬૩ એટલે, ૬+૩=૯ આઠ ગુણા કરતાં ૭૨ એટલે ૭+૨=૯ નવ ગુણ

કરતા ૮૧ અર્થાત ૮+૧=૯ અને દશ ગુણ કરતાં ૯૦ બરાબર છે. તેથી મહારાજ રામચંદ્રજી જે પ્રકૃતિ ચંદ્રમા રૂપ છે અને પ્રકૃતિના સર્વ પદાર્થમાં રમમાણ છે તેમણે ચૈત્ર સુદિ ૯ ને દિવસે સૂર્યવંશમા જન્મ લીધો છે. કારણકે આ સંસાર પ્રકૃતિ અને પુરૂષના યોગથી ચાલી રહેલ છે તેથીજ શ્રી રામ નામમાં સર્વ જ્યોતિ છે કોઇ પદાર્થ તેના વિનાનો નથી. દરેક પદાર્થમાં પુરૂષ પ્રકૃતિનું જોડું દેખાય છે. તેથીજ શ્રી રામનામ પ્રસિદ્ધ છે.

રામ શબ્દમા બે અક્ષર છે. એક રા અને બીજો મ આ બે અક્ષરને ચોગુણ કરીએ તો આઠ થાય. તેમાં પાંચ ઉમેરીએ તો (૧૩) તેર થાય એને બમણાં કરીએ તો છવીશ થાય પછી આઠે ભાગીએ તો બાકી બે રહે. એજ રીતે ગમે તે નામનો જો ગુણ ભાગ કરવામા આવશે તો અંતે બે એટલે પુરૂષ અને પ્રકૃતિજ રહેશે, માટે રામ શબ્દ સર્વ વ્યાપી ઈશ્વર પરમાત્માનો છે. રામ નામના જપથી પરમ કલ્યાણ મોક્ષ થાય છે. તેથી સનાતન ધર્માવલમ્બી 'રામ રામ કહે છે' એજ રામ આખું આલમાં વ્યાપક છે.

શ્રી શિવજી મહારાજ નિવૃત્તિ પક્ષના સ્વામી છે. તે જ્યારે સમાધિમાં હોય છે અથવા નિદ્રા કરે છે ત્યારે સગુણ રામ રૂપના ધ્યાનમાં નિમગ્ન રહે છે. મહાભારત અને ગોપાલ સહસ્ર નામમાં શિવજીએ પાર્વતીને કહ્યું છે કે હું રામ અર્થાત્ વિષ્ણુનો ઉપાસક છું હવે અહિં એ બતાવવાની જરૂર છે ચારને બેએ શામાટે ગુણ્યા તેનો જવાબ એ છે કે, ચાર વેદ, ચાર આશ્રમ, ચાર વર્ણ, અને ચાર પુરૂષાર્થ છે. માટે ચારે ગુણ્યા. પાંચ કોશ, પાંચ ઇન્દ્રિઓ અને પાંચ પ્રાણ છે. તેથી સર્વ વ્યવહાર થાય છે માટે પાંચ ઉમેરવાના પુરૂષ અને પ્રકૃતિ એ બેઉ, લોકના સ્વામી છે. માટે તેને બે ગુણ કરવા. ૮ વિષયનો ત્યાગ કરવાથી જીવની મુક્તિ થાય છે માટે ૮ ભાગવા તો પુનઃ બાકી બેજ રહે છે તે પ્રકૃતિ અને, પુરૂષ અથવા રા અને મ ટુંકામાં છેવટ સિદ્ધાન્ત એ છે કે, રામ એ ઇશ્વરનું નામ છે ને સર્વ વ્યાપી છે. માટે રામના ગુણ સર્વ સનાતન ધર્માવલંબીઓ ગાય છે. આઠ વિષય (૧) પંચ ભૂત, (૨) ઇન્દ્રિય (૩) મન (૪) બુદ્ધિ (૫) વાસના (૬) કર્મ (૭ વાયુ (૮) અજ્ઞાન જ્યારે આ આંઠગી છૂટે છે ત્યારે પુરૂષ પ્રકૃતિમાં પરમ ભક્તિવાન થઇ જન્મમરણથી મુક્ત થાય છે. ૐ શાન્તિઃ (૩)

# इस्ट आफ्रीकानो प्रवास.

( અનુસંધાન અંક ૧૧ પૃષ્ટ ૩૫૨ થી )

બ્રહ્મચર્યાશ્રમ-ગુરૂકુળ-કહેવાનું એ છે કે ખરી રીતે તો અમો સંન્યાસીઓના આશ્રમ તૈયારજ છે. પણ તેના કરતા ગૃહીપુરૂષો તેવા આશ્રમની યોજના કરી અમને તેમા નિયામક તરીકે યોજે તો પણ તે કાર્ય અમે કરી શકીએ. કદિ કોઇ આવા આશ્રમો ઉઘાડે તો પણ પૈર પોતાની છાતી પાસે રાખી બાળકોને ભણાવવામા ટેવાએલા માણસો એકાએક પોતાના બાલકોને આશ્રમમા મોકલે નહિ છતા આવી સંસ્થા થાય તો મારાથી બનતી મદદ કરવા હું તૈયાર છુ જ

કસરત અને અખાડા કાઢવાની બાબતમાં પણ મારી સહાનુભૂતિ છે. અને કોઈ તેનો જાણકાર તે કાર્ય ઉપાડી લેશે તો મારાથી બની શકે તેટલી સહાય જરૂર કરીશ.

કોઇ પણ સજ્જન સનાતન ધર્મનું દૈનિક પત્ર કાઢશે તો હું તેમાં બનતા સુધી લેખો જરૂર લખી મોકલીશ.

આચાર્ય વિગેરેની બાબતમા અનુયાયીઓ જાગ્રત થશે તો તેઓને જાગ્રત થવુંજ પડશે એવો મારો અંગત અભિપ્રાય છે.

સ્વદેશીની બાબતમા કહેવાનું એ છે કે આપણા હિન્દી ભાઇઓમાં જો માતૃભૂમિનું અભિમાન જાગ્રત થાય અને સ્વદેશી વસ્તુઓ વાપરવા લાગે તો હું ખાત્રીપૂર્વક કહું છું કે આપણી આર્થિક અને ધાર્મિક દિશામાં અવસ્ય પ્રગતિ થાય. શ્રીયુત ગાંધીજી વસ્ત્ર ઉપર ભાર રાખી જેમ ખાદી પહેરાવવાનો ખાસ આગ્રહ કરે છે. તેમ હું પણ ખાદીની સાથે હિંદુત્વના નિશાનરૂપ શીખા-ચોટલી રાખવાની ખાસ સૂચના કરૂં છું. શીખાથી જ આપણું હિન્દુત્વ સાબીત થાય છે. અન્ય દેશના લોકોએ આપણા દેશમાં આવી અનેક પ્રકારની યુક્તિઓથી આપણને તેના જેવા બનાવ્યા અને આપણે તેનું અનુકરણ કરવા લાગ્યા તેમાં અનેક ગુણ નુકસાન છે એ સમજાયા છતા હજુ પણ તેના અનુકરણને છોડી શકાતુ હોય તો વાંદરીઆવાળ ભલે રાખો પણ તેની સાથે હિંદુ સૂચક શીખા રાખશો તો વાળનો કંઇ ભાર લાગવાનો નથી. વિદેશનું અનુકરણ કાંઈ આપણે એકદમ કરવા થયા નથી પણ ધીરે ધીરેજ તેમા કઇ પર્યંત ઉતરી ગયા છીએ. તેમજ હવે

ધીરે ધીરે જો પાછા હઠતા જઇએ તો તેમાથી નીકળી પણ શકીએ. અને પૂરા સ્વદેશી બનતા જઇએ, તો અંતે પૂરા સ્વદેશી બનીશુ જ.

ભાઇઓ આપણને ઇશ્વરે વિચારશક્તિ આપી છે તેપરથી વિચાર કરીશું ત્યારે આપણને સહજે સમજાશે કે. આપણે અનેક પ્રકારની લાલસાને વશ થઇને તેમના અનુકરણમાં તણાયા છીએ આપણા વેશે તેનાપર અસર કરી નથી. દાખલા તરીકે આપણે તેમનું પાટલુન પહેર્યું પણ તેમણે આપણું ધોતીયું પહેર્યું નહિ. પ્રતિકૂલ હવાપાણીવાળા પ્રદેશમાં અડચણો છતાં તેમના દેશાભિમાને તેમનો વેશ તજવા દીધો નહિ ત્યારે નોકરી, પૈસા કે માન જેવી ક્ષુદ્ર બાબતોની આશાએ આપણું દેશાભિમાન ડગમગી ગયું હવે સ્વદેશીની વાતો શા કામની ? પ્રથમ સ્વદેશનું અભિમાન છૂટઇ ગયુ છે તેને તો જાગ્રત કરો. તેવું ન થાય અને વિદેશી વેશનો તરફ અનુકરણ આકર્ષાતું રહે ત્યાંસુધી તો આપણે સગવડીઆ સ્વદેશી છીએ રાજ્યની ( તુચ્છ ગણાતી ) નોકરી જો મળી જાય તો અધિકારી હિન્દી છતા યુરોપીઅન બનવાનાજ યત્ન કરવા લાગે છે આ શુ સ્વદેશાભિમાનીનુ લક્ષણ છે ? સ્વદેશી તો ત્યારેજ બનશો કે જ્યારે તન અને મન ઉભયને સ્વદેશી વસ્ત્ર અને સંસ્કારોથી સુસજ્જિત બનાવશો. બાકી વાતોનાં વડાથી તો પેટ શી રીતે ભરાય ? કેટલાએક ભાઇઓને એવી દલીલ કરતા સાંભળ્યા છે કે જ્યારે અમે નોકરી શોધવા જઇએ ત્યારે જો એક ધોતીયુ પહેરીને ગયો હોય અને એક પાટલુન પહેરીને ગયો હોય તો પાટલુનવાળાની પ્રથમ પસંદગી થાય છે. અર્થાત્ પૈસાની લાલચે અમે પોતાપણું ભૂલી જઇએ છીએ આવા પુરૂષો સ્વદેશી શી રીતે બને ?

સ્વરાજ્યને માટે હાલમાં જરા બળપૂર્વક ચળવળ ચાલે છે પરંતુ તેમાં એ અનેક પ્રકારની વિચિત્રતા દેખાઇ રહી છે. અનેક પ્રકારના તરંગોમાં મુખ્યત્વ ઊંચે નીચે ચડે છે અને ચડાવે છે. વળી ઓટ થતાં પડે છે. અને પાડે છે. આજ અમુકને નેતા માની તેનાં એવાં ગીત ગવાય છે કે તેને ચૌદમા આસમાનપર ચડાવે છે અને એમજ સમજે છે કે તેજ આપણને સ્વરાજ્ય અપાવી દેશે. કદાચ તેમના વિચારમાં ફેરફાર થયો તો તેમની નિંદા કરવામા પણ બાકી રાખતા નથી. વળી બીજાને વરઘોડે ચડાવે છે. જ્યાં આવો પ્રકાર થઇ રહ્યો છે ત્યાં દરેક મનુષ્યને પ્રથમ તો પોતાનાં મન દઢ કરવાની જરૂર છે જે માણસો દીર્ઘ વિચાર કર્યા વિનાજ ગમેતેને જઇને વળગે અને મરજીમા આવે ત્યારે છોડીદે તેવા સંશયાત્મિક મનુષ્યો અથવા વિચારશૂન્યજનો સ્વરાજ્યને કેટલે અંશે લાયક ગણી શકાય ? એવા પુરૂષો તો ખાલી

હલામણ કરનારા કહેવાય. અને જેમ દેડકાંની પાચ શેરી થાય નહિ તેમ એવા પુરૂષો પણ સમય આવે દઢ રહી શકે નહિ. તેથી સ્વરાજ્ય વાદીઓએ પ્રથમ પોતાના મનપર રાજ્ય સ્થાપવું એ વધારે હિતાવહ છે.

મને કેટલાએક ભાઈઓ તરફથી સુચના મળી છે કે આફ્રિકામાં આર્ય સમાજીઓ પણ છે. માટે ત્યાં જઈ તેમની સાથે નકામા વાદવિવાદમાં ઉતરવું નહિ તેના જવાબમાં મારે જણાવવાનું કે અમારા પ્રભુના શ્રીઅદ્વૈતસિદ્ધાન્તોદ્ધારક શ્રીમજ્જગદ્‌ગુરૂ શંકરાચાર્યનું વચન છે કે વાદે मतिस्त्यज्यताम् વાદ બુદ્ધિને છોડી દેવી હું સત્યજ કહું છું કે મારો હેતુ વાદ કરવાનો છેજ નહિ અને જ્યા મયા પછી મારાથી બનશે ત્યાં સુધી વાદ ઉપસ્થિત થાય એવા પ્રકારની હું પ્રવૃતિ કદીશ નહિ છતાં સમાજી ભાઈઓ જ્યારે ખાસ પોતાના તરફથી કોઈ પ્રકારની ચળવળ આરંભશે તો શ્રીસનાતન-ધર્મના સંરક્ષણની ખાતર મારે તેના રીતસર જવાબ તો આપવાજ જોઇએ. તેને તેઓ કદિ વાદવિવાદનું સ્વરૂપ આપે તો તેમાં મારો ઉપાય નથી.

તમો સર્વભાઈઓ એકત્ર થઈને જે અભિનંદન પત્ર આપો છો. તેનો જવાબ એ છે કે અમો સંન્યાસીઓને તો માન અને અપમાન સમાનજ છે છતાં આ જે કાર્ય ઉદ્દભવ્યુ છે તે ધર્મના અંગનું છે એટલે ખરીરીતે આ માન મને નહિ પણ ધર્મનેજ આપો છો. તો તમારી એ ધર્મ ભાવનાને ઉત્તેજન આપવા માટે આ અભિનંદન પત્રને સપ્રેમ કબૂલ કરૂં છું આપણા સર્વના મનમાં એ ધર્મ ભાવના પરમાત્મા જાગ્રત કરો એવી ઉત્તમ ભાવના પૂર્વક આ પ્રવચનને પૂર્ણ કરૂં છું ૐ.

ત્યારબાદ અન્યભાઈઓ પણ સમયો ચિત્ બોલ્યા હતા અંતમા પ્રમુખ શ્રી વિગેરેનો ઉપકાર માની હારતોરા આપી સભા સમાપ્ત કરવામાં આવી હતી જુદાં જુદાં પત્રોએ સભાનો હેવાલ નીચે પ્રમાણે પ્રકટ કર્યો હતો. ( ક્રમશઃ )




પ્રકરણ ૧૦ મું.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૮૧ થી )

राजसूय यज्ञ.

અર્જુન અને શ્રીકૃષ્ણનું પરમ સખ્ય હતું. ખાંડવ વન બાળવાની અગ્નિદેવના મનમાં ઘણા લાંબા કાળની ઇચ્છા હતી. તેથી તેમણે શ્રીકૃષ્ણ

અને અર્જુન પાસેથી સહાયતા માગી કે જ્યારે હું ખાંડવ વનને બાળું ત્યારે કોઇ પણ જીવજંતુ જંગલમાંથી નાસી ન જાય તેમજ કોઇ બળતાં બચી પણ ન જાય. અર્જુન અને શ્રીકૃષ્ણે આ વાત કબુલ કરી. અગ્નિએ વરૂણ પાસેથી કદાપિ ભાગે નહિ એવું એક ધનુષ્ય, અખૂટ બે ભાથા અને હનૂમાનના ચિન્હવાળો એક રથ એટલું સાહિત્ય અર્જુનને અપાવ્યું, અને શ્રીકૃષ્ણને સુદર્શન ચક્ર અપાવ્યું. અર્જુન ધનુષ્ય બાણ અને શ્રીકૃષ્ણ ચક્ર લઇને અગ્નિની ઇચ્છા પૂર્ણ કરવાને તત્પર થઇ ગયા. અગ્નિએ ખાંડવવન બાળવાનો પ્રારંભ કર્યો. ઇન્દ્રદેવે વૃષ્ટિ કરીને તથા પોતાના અસ્ત્રશસ્ત્રદ્વારા અગ્નિથી પ્રાણીઓની રક્ષા કરવાનો વિચાર કર્યો પરંતુ શ્રી કૃષ્ણ અને અર્જુનની પાસે તેમના વિચાર કામ આવ્યા નહિ. મયદાનવ પણ એજ ખાંડવ વનમાં રહેતો હતો જ્યારે અગ્નિ પ્રચંડ થયો ત્યારે તેણે ભાગવાનો વિચાર કર્યો પરંતુ સામેજ શ્રીકૃષ્ણ તેને ચક્ર લઇને ઉભેલા જણાયા એ ચક્રને જોઇને તે અર્જુનના ચરણમાં નમી પડ્યો અને પ્રાણદાન માગ્યું. શ્રીકૃષ્ણે તેને પોતાના મિત્રને શરણે ગએલો જોઇ છોડી દીધો. કૃતજ્ઞતા અનુગ્રહ કરવાને શ્રીકૃષ્ણની અનુમતિથી તે મયદાનવે ઇન્દ્રપ્રસ્થમાં યુધિષ્ઠિરને માટે એક અદ્ભુત અને દર્શનીય સભા ભુવનની એવી રચના કરી કે જેની જોડ પૃથ્વી ભરમાં ન મળે.

એક દિવસ ફરતા ફરતાં નારદમુનિ પુનઃ ઇન્દ્રપ્રસ્થમાં આવ્યા મયદાનવની બનાવેલી એ સભાને જોઇને બહુજ ખુશી થયા. પછી કહેવા લાગ્યા કે " મહારાજ ! મણિઓથી જડેલી તમારી આ સભા સમાન આ લોકમાં બીજી કોઇ સભા નથી! આ સભાની તુલના કેવલ દેવતાઓની સભા-થીજ થઇ શકે તેમ છે. ત્યાર પછી તેમણે દેવ લોકના અધિપતિ ઇન્દ્રની સભામાં રહેનાર પૂણ્યાત્મા રાજા હરિશ્ચન્દ્રની હકીકત કહી " તે વાત સાંભળ્યા પછી યુધિષ્ઠિરે પૂછ્યુ " મહર્ષે ! રાજા હરિશ્ચન્દ્રે એવું કયું પુણ્ય કાર્ય કર્યું હતું કે જેના બલથી તે એવા ઉચ્ચ પદના અધિકારી બન્યા ? " નારદજીએ કહ્યું—" રાજા મહારાજાઓએ કરવા યોગ્ય રાજસૂય યજ્ઞ. હે ધર્મરાજ ! જે રાજા ચારે દિશાઓના રાજાને પોતાને આધીન કરી એ યજ્ઞ કરે છે તે એ પદનો અધિકારી થાય છે

એ સાંભળી રાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરવાનો પોતાના મનમા વિચાર કર્યો. પ્રથમ તો તેમણે પોતાની પ્રજાને સારી રીતે ખુશી કરી. પછી પોતાના મંત્રીઓ અને ભાઇઓની સલાહ લીધી. જ્યારે સર્વ સંમત થયા ત્યારે પોતાના પરમ હિતૈષી શ્રીકૃષ્ણ ચંદ્રને આ બાબતમાં સલાહ આ-

પવા માટે બોલાવવા મોકલ્યા શ્રીકૃષ્ણ પણ તુરત ઇન્દ્રપ્રસ્થ આવ્યા. એટલે રાજા યુધિષ્ઠિરે પોતાનો મનોગત ભાવ તેમની પાસે વ્યક્ત કર્યો ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા—" મહારાજ ! આપમાં સર્વ ગુણ છે અને આપ એ યજ્ઞ કરવાના પાત્ર પણ છો પરંતુ સમ્રાટ્ થયા વિના એ યજ્ઞ થઇ શકતો નથી. અને ધર્માત્મા સાર સમ્રાટ્ થવામાં એક અડચણ છે. પરમ પ્રતાપી મગધરાજ જરાસંધનો પ્રભાવ આજકાલ વૃદ્ધિ પામેલ છે. તેના જમાઇ કંસને જ્યારથી મેં માર્યો છે ત્યારથી તે મારા પર ક્રોધિત છે. ચંદેરી નરેશ શિશુપાલ અને યવનરાજા ભગદત્તને પણ તેણે પોતાને આધીન કરી રાખેલ છે. તેથી જરાસંધનો નાશ ન થાય ત્યાં સુધી તમો ચક્રવર્તી બનો એ આશા વ્યર્થ છે. " યુધિષ્ઠિરે કહ્યું " અમારે સર્વથી પ્રબલ સહાય આપની છે આપ જે કહેશો તેજ અમે સ્વીકારી શું.

પછી શ્રીકૃષ્ણ, અર્જુન અને ભીમ પરસ્પર સલાહ કરી રાજા યુધિષ્ઠિરની આજ્ઞા લઇ સ્નાતક બ્રાહ્મણોના જેવા કપડા પહેરીને કાર્ય સિદ્ધિની અભિલાષા માટે મગધદેશ તરફ ચાલી નીકળ્યા. ત્યાં પહોંચીને કુશળતાથી ભીમસેને જરાસંધને મારી નાખ્યો મગધરાજના રથપર બેસીને તે સર્વે પાડવ પ્રસ્થ પાછા આવ્યા.

પાછા આવી શ્રીકૃષ્ણે કહ્યું–" હવે તમે નિષ્કંટક રાજસૂય યજ્ઞ કરી શકો એમ છો માટે દિશાઓના રાજા પાસેથી કર વસુલ કરવા તથા આધીનતા સ્વીકારવા માટે તમારા પરાક્રમી ભાઇઓને મોકલો. " ત્યારે યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમસેન પૂર્વ દિશામાં, અર્જુન ઉત્તર દિશામાં, નકુલ પશ્ચિમ દિશામાં અને સહદેવ દક્ષિણ દિશામાં ગયા ચારે ભાઇઓની દિગ્વિજય યાત્રાનું પરિણામ ઉત્તમ આવ્યું કેટલાએક રાજાઓતો યુદ્ધ કર્યા વિના અને કેટલાએક યુદ્ધ કરીને હાર ખાધા પછી કર આપી પાડવોની આધીનતાને કબુલ કરી અને ખંડીઆ બન્યા, પૂર્ણ વિજયી થઇ, અપાર ધન તથા યજ્ઞ સામગ્રી સાથે લઇને તેઓ કુશળતા પૂર્વક પાછા ફર્યા. પછી સર્વ રાજાઓને યજ્ઞમાં આવવાનુ નિમંત્રણ કરી, યજ્ઞની તૈયારી કરવા માંડી

શુભ અવસરપર અનેક દેશના રાજાઓ તે યજ્ઞમાં સંમિલિત થવા માટે આવ્યા. સિંધુ નરેશ જયદ્રથ, સપુત્ર વિરાટરાજ, સપુત્ર પાંચાલરાજ, સપુત્ર શિશુપાલ, બલરામ આદિ યાદવવીર કાશ્મીર નરેશ વિગેરે સર્વ રાજાઓ અનેક જાતની ભેટો લઇને આવ્યા. ભીષ્મ, દ્રોણ, વિદુર, કૃપાચાર્ય ઇત્યાદિ વયોવૃદ્ધ અને કર્ણ શકુની વિગેરે મિત્ર મંડળીને સાથે લઇ મહારાજા દુર્યોધન પણ પધાર્યો.

રાજા યુધિષ્ઠિરે પોતાના અતિથિઓનો બહુજ ઉત્તમ સત્કાર કર્યો. ત્યાર બાદ તેમના તરફથી દુઃશાસનને ખાવાની ચીજોનો, અશ્વત્થામાને બ્રાહ્મણોની સેવાનો, સંજયને રાજાઓની શુશ્રષાનો, દુર્યોધનને આવેલાઓનો ઉપહાર લેવાનો, કૃપાચાર્યને રત્નાદિ ગણવાનો અને કૃષ્ણને બ્રાહ્મણોના પગ ધોવાનો ભાર સોંપવામાં આવ્યો, પછી યોગ્ય સમયે ભીષ્મજીના અનુમોદનથી સર્વથી પ્રથમ શ્રીકૃષ્ણને અર્ઘ્ય આપવામાં આવ્યો, જે તેમણે શાસ્ત્રીય રીતિથી ગ્રહણ કર્યો.

ચંદેરી નગરના શિશુપાલને કૃષ્ણનું પ્રથમ પૂજન કર્યું નહિ તે બોલ્યો "આટલા બધા પ્રબલ પરાક્રમી રાજાઓ છતાં કૃષ્ણની પ્રથમ પૂજા શા માટે કરવામાં આવી ? તે પોતાના કયા ગુણથી પ્રથમ પૂજ્ય છે ? પછી તેણે કૃષ્ણની બહુજ નિંદા કરી અને કૃષ્ણને કહ્યું કે "હે કૃષ્ણ ! બીજાઓ અને અજ્ઞાની હોવાથી પાંડવોએ તુને આ પૂજા આપી છે. તું તો કાગી લેવા માટે તેને યોગ્ય નથી. તું તારા મનમાં અભિમાન ભલે કરે પણ તારી દશા તો મૂલિક્ષની દષ્ટિ ચુકાવીને ઘી ખાઈ જનાર કુતરાના જેવી છે આથી અત્ર એકત્ર થએલા રાજાઓનું કાંઇ અપમાન થતું નથી પણ આ પૂજાથી તો તારીજ વિડમ્બના થઈ છે"

એવી અનેક વાતો તે બોલતો હતો યુધિષ્ઠિરે તેની બહુ રીતે પ્રાર્થના કરી અને સમજાવ્યો પણ તેણે માન્યું નહિ. કુરુ કુલ પુંગવ ભીષ્મને પણ તેણે સેંકડો ખરાબ વાતો સંભળાવી અંતમાં તે કૃષ્ણનેજ લલકારીને કહેવા લાગ્યો-" અરે કંસના દાસ પુત્ર ! આવ અહિં આવી અમારી સાથે યુદ્ધ કર. તુને દાસ સમજીનેજ જરાસંધે તારી સાથે યુદ્ધ ન કર્યું પણ આજ અમારા પંજામાંથી તું કોઈ રીતે છુટી શકે તેમ છે નહિ." કૃષ્ણે ઘણું સહન કર્યું હતું ક્ષમાની હદ પૂર્ણ થઇ હતી. હવે તે શાન્ત ન રહી શકયા તેમનું રક્ત ઉકળી ઉઠ્યું તેને ક્રોધ ચડયો અને તે બોલ્યા—" હે નૃપતિયો ! આપ સર્વની સામે આણે મારૂં મહાન્ અપમાન કરેલ છે તેનો એક પણ અપરાધ એવો નથી કે જે મૃત્યુદંડ આપવા યોગ્ય ન હોય. પરંતુ તેની માતાને મેં વચન આપ્યું. હતું કે "તેના સો અપરાધ ક્ષમા કરીશ" આજ તેના સો અપરાધ પૂર્ણ થાય છે હવે મૃત્યુ તેના મુસ્તક ઉપર નૃત્ય કરે છે." એમ કહી તેમણે ચક્ર ઉપાડી લીધું અને શિશુપાલનું મુસ્તક કાપી નાખ્યું.

શ્રીકૃષ્ણનું તેજ જોઇને સર્વ લોક અવાક્ થઇ ગયા. યુધિષ્ઠિરે તેના ભાઇઓને તેની અન્ત્યેષ્ટિ ક્રિયા કરવાની આજ્ઞા આપી અને તેના પુત્રને ચંદેરીની ગાદી આપી. યજ્ઞ સમાપ્ત થતાં રાજા યુધિષ્ઠિરે ( યજ્ઞના અંતમાં

કરવામાં આવતું ) અવભૃથ સ્નાન ન કર્યું મંત્ર પૂત જળથી પોતાના કેશ સિક્ત કરી દ્રૌપદીએ પણ કૃત કૃત્યતા માની.

આ કાર્ય સમાપ્ત થતા અન્યનૃપતિઓ અને શ્રીકૃષ્ણ તો પોત પોતાના સ્થાનમા ગયા. પરંતુ પોતાના મામા શકુનિની સાથે, મયદાનવની બનાવેલી સભા જોવાને દુર્યોધન રહ્યો. બીજે દિવસે ચોતરફ ફરીને સભા જોવા લાગ્યો. મામા શકુનિ તેની સાથે હતા. રાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી તેના ભાઈ તેને સર્વ કાંઈ બતાવતા હતા સભાનું દૃશ્ય અદ્ભુત હતું. પ્રશંસનીય કારીગરી અને કામ મનોહર હતો. આવી સભા રાજા દુર્યોધને પણ પ્રથમ જોઈ ન હોતી. એક મકાનમાં સ્ફટિકની ફરસ બાંધી કરેલી હતી અને તેમા સ્ફટિક-નાંજ પત્રવાળા કમળ બનાવવામાં આવ્યા હતા. દુર્યોધનને તેમાં જળની ભ્રાન્તિ થઈ એ હકીકત ધ્યાનમાં આવતાં નોકરોની સાથે ભીમ હસી પડયો. બીજા સ્થાનમાં સ્ફટીકની દિવાલને દરવાજો સમજી તેમાંથી બહાર નીકળ-વાનો તેણે પ્રયાસ કર્યો. તેમ કરતા તેનું કપાલ ફુટાયું.!! ચક્કર આવતાં તે ત્યાં પડી જતો હતો પણ સહદેવે તેને પકડી રાખ્યો. તેથી તે અધિકારે લજ્જિત થયો.

આગળ જતાં એક સરોવરના સ્વચ્છ જળને દુર્યોધન સ્ફટિક સમજ્યો એક વખત સ્ફટિકને જળ સમજી તે ઠગાયો હતો. તેજ ભ્રાન્તિમા તે સત્ય જળને સ્ફટિક સમજી બેઠો તેણે પોતાના મનમાં એમજ વિચાર કર્યો કે આ જળ જેવું જણાય છે તે સ્ફટિકજ છે. તેથી તે જેવો આગળ વધ્યો કે કપડા સહિત ધમકઈને જળમા પડયો. ભીમ, અર્જુન, નકુલ, સહદેવ અને તેના નોકર એ સર્વ આ વખતે હસવા લાગ્યા. દ્રૌપદીએ પણ ખૂબ હાસ્ય કર્યું. રાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી તુરત બીજાં સારાં સારાં વસ્ત્રો સેવકોએ લાવીને આપ્યા. વારવાર આવા પ્રકારનું હાસ્ય દુર્યોધનને બહુજ ખુંચવાગ્યું. વિશેષે કરીને દ્રોપદીનુ હાસ્ય તેના હૃદયમાં શલ્ય જેવું લાગ્યું. તેણે પોતાના મનમાં એ નિશ્ચય કર્યો કે "ગમે તેમ થાય પણ આનો બદલો જરૂર લઈશ." બદલો વાળવાનો અગ્નિ તેના મનમા ભડકી ઉઠયો. પણ તે વખત તો તે મૌનજ રહ્યો. માન ધારણ કરીને પૂર્ણ પ્રતિકાર કરવાનો નિશ્ચય તેના હૃદયમા વધારેને વધારે દૃઢ થતો ગયો. બીજે દિવસે તે પોતાના મામા શકુનિની સાથે હસ્તિનાપુર જવા માટે નીકળ્યો. ( અપૂર્ણ. )

## શ્રી સનાતનધર્મપ્રભા કાર્યાલયનું સં. ૧૯૭૭ ના ચૈત્ર માસથી ૧૯૭૮ ના ચૈત્રમાસ સુધીનું સરવૈયું.

જ — ઉ

૨૮૪૮—૦—૦ શ્રી સીલીક.

- ૨૦૦—૦—૦ પ્રથમ આફ્રિકાથી રા. ઉમેદભાઇ માર્ફતે આવેલા
- ૨૦૦૦—૦—૦ આફ્રિકામાં ગુજરાતી કચ્છીને કાઠિયાવાડીભાઇઓએ માનપત્ર સાથે આપેલા તે.
- ૬૪૮—૦—૦ મોમ્બાસાના ભાઇઓ તરફથી મળેલા તે.

૧૧૦—૦—૦ પ્રભાને મદદ ખાતે મળેલા

- ૨૫—૦—૦ શ્રીમત્પરમહંસ "કટસ્થશ્રી"
- ૫—૦—૦ રા. હીરાલાલ કાળીદાસ
- ૩૦—૦—૦ ,, તુલજારામ મછારામ દેસાઇ
- ૩૦—૦—૦ ,, હરકિશનદાસ જમજીવનદાસ વકીલ

૨૩૬૨—૧—૦ શ્રી સનાતનધર્મપ્રભાને ખાતે

- ૧૮૮૨—૦—૦ અંક બાર તથા ડીબાચાની છપાઇ કાગળ અને વળાઇ બંધાઇ વિગેરેના
- ૩૪—૪—૦ રેપરપેપરના કાગળોને છપાઇના મળીને
- ૬૯—૬—૬ બ્લોક નં. ૬ ૭ ડીઝાઇન સાથે
- ૫૪—૭—૦ પરચુરણ ખર્ચ. મજુરી લખવાના કાગળો શાહી ગુંદર. દોરા, તાપણી વિ.
- ૩૪—૦—૦ પુસ્તકો
- ૮—૦—૦ જાહેરખબરની છપામણી ૨૦૦૦ ની
- ૧૬—૫—૦ મુસાફરી ખર્ચના
- ૩—૧૩—૦ રબરસ્ટેમ્પના

૧૦—૦—૦ „ ગુલાબદાસ શંભુભાઇ નગરશેઠ
૫—૦—૦ „ ત્રિભુવનદાસ પ્રાણ- જીવનદાસ શેઠ
૫—૦—૦ „ ગોપાલભાઇ ડાક્ટર

૧૧૦

૧૩૨૬—૮—૦ શ્રી લવાજમના આવ્યા
૧૩૨૬—૮—૦ પહોંચ નં. ૧ થી નં. ૪૭૮ સુધીના પહોંચબુક મુજબ
૬૮૬—૦—૫ શ્રી વહીવટ ખાતે આવ્યા
૨૪૦—૦—૦ વ્યાજના
૪૪૪—૦—૫ આડિતી રૂપીઆ આવ્યા તેનું એક્સચેંજ
૨—૦—૦ પરચુરણ ઉપલક

૬૮૬—૦—૫

૨૦-૧૨—૩ મેસર્સ જોશી બ્રધર્સને ખાતે
૨૦-૧૨—૩
૨૬-૧૩—૫ શ્રી આદર્શ પ્રેસને ખાતે
૨૬-૧૩—૫ હિસાબમાં બાકી

૫૦૧૮—૨—૫

૨૬૦—૧—૬ પોસ્ટની ટીકીટના

૨૩૬૨—૧—૦

૨૦૦૦—૦—૦ રા. ગોવિંદભાઇ નાથાભાઇ
૨૦૦—૦—૦ રોકડા
૨૪—૦—૦ જટાશંકર શંકરજી ભાની
૨૪—૦—૦ લવાજમ પેટે બાકી રહેલા
૬૩૨—૧—૫ શ્રી સીલીક
૬૩૨—૧—૫ રોકડા બાકી

૫૦૧૮—૨—૫




શ્રી પરમાત્મ કૃપાથી " શ્રી સનાતન ધર્મ પ્રભા " નો એક વર્ષનો હિસાબ કરી તેનુ સરવૈયુ આ અંકસાથેજ આપવામાં આવેલ છે તે ઉપરથી આસિકની સર્વ વ્યવસ્થા સજ્જનોના જાણવામાં આવશેજ તથાપિ કેટલી એક જરૂરની સૂચના અત્રે કરવી આવશ્યક સમજી કરવામાં આવી છે તો સજ્જનો તેના પર પણ જરૂર ધ્યાન આપશેજ.

હિસાબ ઉપર સામાન્ય દષ્ટિએ જોતા ૬૩૨–૧–૮ બાકી રહેલા છે જેથી સામાન્ય મનુષ્યોને એમ સમજાશે કે પ્રથમ વર્ષમાંજ પ્રભાએ સારો નફો પ્રાપ્ત કર્યો છે. પણ ખરૂ જોતાં તેમ નથી જે નીચેની વિગત પરથી સ્પષ્ટ થશે.—

૨૦૦–૦–૦ આદ્રિકાના પ્રથમ આવેલ જે આ વર્ષે આવવાના નથી

૪૪૪–૦–૮ એકસચેન્જ છે જેમાં ફેરફાર થવા સંભવ છે

૧૧૦–૦–૦ અંકલેશ્વરથી મદદ મળેલ જે દરવરસે મળી ન શકે

૭૫૪–૦–૮

૬૩૨–૧–૮ સીલીક બાદ.

૧૨૧–૧૫–૦ તોટો.

એટલે. વ્યાજની રકમ ઉમેરી દેતાં પણ પ્રભાને ઉપર બતાવ્યા મુજબ ખોટ છે તો ધર્મ પ્રેમી સજ્જનો જે ગ્રાહકો છે તેઓ એકએક બીજુ ગ્રાહક વધારવાને યત્ન કરેતો પ્રભાને સારા પાયા ઉપર જરૂર લઈ જઈ શકાય એ દેખીતું નહિ પણ કેટલાએક પ્રભાના પ્રેમી ઉપાસકો તેનું કદ વધારવાની જે સૂચના કરી ગયેલ છે તે પ્રમાણે ગ્રાહક વધતાં જરૂર કદ વધારીશું. એક અન્ય ગોઠવણી કરવાનો અમારો પ્રયાસ ચાલે છે તેલ્લે સારા પાયા ઉપર થઇ જશે તો પણ ચારને બદલે પાંચ ફોર્મ કરવાનો અમારો ચોકસ વિચાર થશેજ તો શ્રી સનાતન ધર્મ જે આલોક અને પરલોકમાં મનુષ્યની પ્રગતિ વધારનાર છે તેને ધર્મ પ્રેમી સજ્જનો પોતાનાથી બનતી મદદ કરશેજ.

- એક તરફથી પ્રભાને નુકશાન છે છતા શ્રીમદ્ ગીતામાં ધર્મ રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરનાર શ્રીકૃષ્ણચંદ્રની કૃપાથી બીજી રીતે પ્રભાની પાસે




## निर्गुण द्वार.

( રાગ પ્રભાત. )

જાતિ વર્ણાશ્રમાદિ અભિમાન સહુ, દેહનું છોડીને ધ્યાને રહેવું,
અંતરગતિ આકરી અંતર્મુખ કેમ વહે, કદા પડે જ્યાં ઘણું કષ્ટ સહેવું. ૧
સચ્ચિદાનંદ છે શિવને જીવ પણ, ઐક્ય રૂપે રહો લક્ષ્ય જાણી,
વિષ્ણુના અંશ અવતાર તે પૂજ્ય છે, રામ કૃષ્ણાદિ વેદોને વખાણી. ૨
સગુણ ઉપાસના વિણ શુદ્ધિ અને, સ્થિરતા ચિત્તની કેમ થાયે ?
ચિત્ત શુદ્ધિ વિના જ્ઞાન નહિ બ્રહ્મનું, જેનો અવતાર વેદો ન ગાયે. ૩
ઉક્ત અવતારના પ્રસંગમાં વિષ્ણુનો, હક સમજાય છે મુખ્યતાથી;
પ્રણવ સદ્ધર્મને ભૂમિમાં સ્થાપવા, દૃઢ મને સરજ્યું એ પાઠમાંથી. ૪

સ્વામી પ્રણવાશ્રમ.



કપટ નીચેનું ધન થયે
મિથ્યા મારશું તાણ, કામ નથી...
કરે કલ્પના વૃથા, ધરી શ્રીહરિનું ધ્યાન;
માટે પ્રભુની પાસ, ઉચરતું જ્યાને અરજી.
બની હરિનું દાસ મેળવ મોહનની મરજી.
વૃથા વેઠ શાને કરે તારૂં નથી શરીર.
આખર એ છોડી જશે વેઠવું પડશે નીર.
વેઠવું પડશે નીર દુઃખ નરકનું તારે.
કાયા નારે કામ પ્રભુ વિણ કોણ ઉગારે.
માટે માયા તજી સદા ધર હરિને ધ્યાને.
વિષ વિષયમાં વીર વૃથા વળગે છે શાને.

---




श्रीमद्भगवत्पादभाष्यकारशंकराचार्यविरचिता

प्रश्नोत्तरमालिका ॥

का च सभा परिहार्या हीना या वृद्धसचिवेन ।
इह कुत्रावहितः स्यान्मनुजैः किं राजसेवायाम् ॥ ३७ ॥

કઈ પરિષદ પરહરવી ? પ્રૌઢ પ્રમુખ હીન, કયાં સાવધાનમાં
મતિ સાવધાન રહે છે ? પ્રતિજન ક્ષિતિપતિ તણાજ સેવનમાં. ૩૭




## મણકો ૬ ઠો.

—

## साधुनी सहनशीलता.

### નારાચ છંદ.

વિમૂઢ લોક જે કહે મહે સુભક્ત પંથથી,
પ્રભુજીને ન પ્રિય કાંઇ અન્ય શુદ્ધ સતથી;
કપાસ તાપમાં તપે કલંક લોક વારવા,
કૃતાર્થ્ય સાધુઓ સહે પરાયું કષ્ટ ટાળવા. ૧

ક્ષમા સુધારસને ધરી જીતે ત્રિલોકી દુષ્ટને
ન કીર્તિમાન ભૂપ છે ચહે ન દેવ પુષ્ટિને;
ન ગર્વ ઘોર તેહથી લીધી કુકામ મારવા,
કૃતાર્થ્ય સાધુઓ સહે પરાયું કષ્ટ ટાળવા. ૨

ડરે ન લોક લાજથી ન મોહ જન્મમાં જરા,
નિવારી હર્ષ શોક શુભ ભાવ રામ શંકરા;
સ્પૃહા ન લોભ લેશ જ્યાં ખરો સ્વધર્મ પાળવા,
કૃતાર્થ્ય સાધુઓ સહે પરાયું કષ્ટ ટાળવા. ૩

અભાગી ભાગશે જહાં લહે સુભાગી સંગ તે,
સફેદ વસ્ત્રમાં ચડે સુજ્ઞાન શીઘ્ર રંગ તે;
પ્રભુત્વ કહે સુવર્ણ સત્ય લિંગ દેહ ટાળવા,
કૃતાર્થ્ય સાધુઓ સહે પરાયું કષ્ટ ટાળવા. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

—




## श्री सिद्धान्त दर्शनम्

## પ્રકૃતિ પાડે દ્વિતીય પાઠ.

( અનુસંધાન અતાંક પૃષ્ઠ ૪૦૨ થી. )

મૂલ પ્રકૃતિનું લક્ષણ—

मूलप्रकृतिर्गुणसाम्या ॥ १ ॥

मूलप्रकृतिः ( મૂલ પ્રકૃતિ ) गुणसाम्या ( ગુણોની સમાન-એટલે ફેરફાર થયા વિનાની અવસ્થાવાળી )

સત્વ, રજસ ને તમસ્ એવા ત્રણે ગુણોની સમાનાવસ્થાને મૂલ પ્રકૃતિ કહે છે. મૂળ એવી પ્રકૃતિ તે મૂળ પ્રકૃતિ ત્રણે ગુણોમાં જ્યાં સુધી વિકૃતિ (ફેરફાર) થઇ નથી ત્યાં સુધી તેમની મૂળાવસ્થા અથવા સમાનાવસ્થા કહેવાય છે. એ સમાનાવસ્થા વિકૃતિની અપેક્ષાથી માનવામાં આવે છે. ( જેમ સમુદ્રમાં મોજાં ઉછળતાં હોય તથા ફીણના મોટા ઢોડયા જતા હોય વિગેરે સમુદ્રની વિકૃતિ અવસ્થા જોઇને આપણે સમુદ્રની શાન્ત પાણીવાળી મૂળ પ્રકૃતિ કેવી હોય તે સમજી શકીએ છીએ. તેમ. પ્રકૃતિની જગદ્રચના આદિક વિકૃતિને જોઇને તેની મૂળ શાન્ત અવસ્થાની કલ્પના કરી શકીએ છીએ.

સત્વ, રજસ અને તમસ એવા ત્રણ ગુણોનું સામ્ય એટલે સરખી સ્થિતિ જેમાં હોય તે ગુણ. સામ્ય પ્રકૃતિ કહેવાય છે એ વિષે શ્રુતિ પણ કહે છે.કે, *गुणमयी गुणसाम्यानिर्वाच्या मूल प्रकृतिः रासीदिति* । " ગુણથીજ બનેલી, ગુણની સમાન અવસ્થાવાળી, અનિર્વચનીય મૂળ પ્રકૃતિ હતી. એટલા માટેજ કહે છે કે.

प्रकृतीति त्रयो वर्णा क्रमात्सत्त्वादिवाचिनः ।
सत्त्वरजस्तमः साम्यावस्था प्रकृतिरुच्यते ॥

તમો ગુણ ગુરુ ( મોહાત્મક-વિવેક બુદ્ધિનો નાશ કરનારો ) આવરણ કરેવાના સ્વભાવવાળો ગુરૂ ( ભારે ) અને સ્થિર ( જડતા ઉત્પન્ન કરનારો ) છે.

ગુણો અનુક્રમે સુખ દુઃખ અને મોહ સ્વરૂપ છે સત્વગુણ પોતાને અનુકૂળ હોવાથી દુઃખાત્મક છે, તમો ગુણ આવરણ કરનાર હોવાથી મોહાત્મક છે.

सुख दुःख मोहाः ॥ १९ ॥

ગુણો અનુક્રમે સુખ દુઃખ અને મોહ સ્વરૂપ છે સત્વ ગુણ પોતાને અનુકૂળ હોવાથી સુખાત્મક છે. રજોગુણ તીવ્ર હોવાથી દુઃખાત્મક છે. તમોગુણ આવરણ કરનાર હોવાથી મોહાત્મક છે.

તેમાં પણ ઇંદ્રિયોનું સુખ રજોગુણથી મિશ્ર હોવાને લીધે દુઃખ રૂપ છે માટે ડાહ્યા માણસે તેનો ત્યાગ કરવો જોઇએ.

व्युत्क्रमोद्भासिनः ॥ २० ॥

व्युत्क्रमेण ( ઉલટી રીતે उद्भासिनः ( પ્રકટ થનારા )

એ ગુણો ઉલટી રીતે પ્રકટ થનારા છે એટલે તમોગુણથી રજોગુણ અને રજોગુણથી સત્વગુણ પ્રકટ થાય છે.

પ્રાણી જન્મે છે, ત્યારે તમોગુણ બળવાન હોય છે પછી રજોગુણ પ્રબળ થવા લાગે છે અને પછી સત્વગુણ આવતો દેખાય છે એમ પણ સમજવું છે.

कृत्स्नेष्वमावत् ॥ २१ ॥

कृत्स्नेषु ( સર્વત્ર ) अमावत् અમાવાસ્યાની પેઠે.

સર્વત્ર અમાવાસ્યાની કળાની પેઠે ગુણો ગુપ્તપણે રહેલા હોય છે.

જેમ ચંદ્રની પંદર કળાઓમાં પણ ઓછા વત્તા પ્રમાણમાં અમાવાસ્યાની કળા ઢંકાઇને રહેલી હોય છે તેમ તમામ પદાર્થોમાં ઓછા વત્તા પ્રમાણમાં એ ત્રણે ગુણો પણ ગુપ્તપણે રહેલા હોય છે અથવા એ ત્રણે ગુણોમાં અવિદ્યા શક્તિ ગુપ્તપણે ઢંકાઇને રહેલી હોય છે; ચંદ્રની કળાઓમાં અમાવાસ્યાની કળાની પેઠે એવો પણ અર્થ થાય શ્રુતિ પણ કહે છે કેઃ देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ ઇશ્વરની પોતાની શક્તિ પોતાના ગુણો વડે ઢંકાએલી છે.

पौरुषादपि मद्योतिनः ॥ २२ ॥

पौरुषात् ( પુરુષ પ્રયત્નથી ) अपि ( પણ ) प्रद्योतिनः ( પ્રકાશ વાળા ) છે;

પુરુષ પ્રયત્નથી પણ ( એ ગુણો ) પ્રકાશિત થાય છે.

કેવળ અદૃષ્ટ વશાત્ સત્વાદિ ગુણો વૃદ્ધિ પામે છે એમજ નથી. પુરુષ પ્રયત્નથી પણ એ ગુણો વૃદ્ધિ પામી શકે છે તાત્પર્ય એ છે કે કોઇ સ્થળે અદૃષ્ટના યોગથી અને કોઇ સ્થળે પુરુષના વ્યાપારથી પણ સત્વાદિ ગુણો પ્રકાશિત થઇને આ સઘળું વૃત્તિરૂપી કાર્ય ઉત્પન્ન કરે છે.

प्रारंभलिङ्गाः ॥ २३ ॥

એ ગુણોને ઓળખવાનું ચિન્હ જેનો પ્રારંભ કરવામાં આવે છે તે છે.

વિવેકથી સત્વ ગુણ ઓળખાય છે. માટે વિવેકનો પ્રારંભ તે સત્વ ગુણને ઓળખવાનું ચિન્હ છે. સત્વગુણનું ફળ પણ વિવેક વૈરાગ્યાદિ છે. માટે એ પ્રારંભ એજ ફળ છે. એમ હોવાથી સૂત્રમાના પ્રારંભ શબ્દની લક્ષણા ફળના અર્થમાં કરી છે. એજ રીતે કામ ( વિષયેચ્છા ) રજોગુણને ઓળખવાનો પ્રારંભ છે અને મોહ તમોગુણને ઓળખવાનો પ્રારંભ છે.

એજ વાતને વિશેષ સ્પષ્ટ કરીએ તો કહી શકાય કે જ્યારે કોઇ વખત વિવેક, વૈરાગ્ય આદિ પ્રકટી આવે છે ત્યારે પ્રકૃતિનાં સત્વગુણનું સ્ફુરણ થયું છે એવું અનુમાન કરાય છે, એજ રીતે કામ ક્રોધાદિક પ્રકટે ત્યારે રજોગુણનું અને નિદ્રા આલસ્ય આદિક પ્રકટે ત્યારે તમોગુણના સ્ફુરણનું અનુમાન કરાય છે.

મન તમો ગુણમાંથી, રજોગુણમા, અને રજોગુણમાથી સત્વગુણમાં ક્રમે કરીને જે સ્થિતિ કરે છે તેજ આત્માની ઉન્નતિ છે. કેમકે એમ થવાથી સર્વથી ઉન્નત એવા બ્રહ્મની સાથે મન ધીમે ધીમે નજીકના સંબંધમાં આવતું જાય છે. અને એટલા માટેજ અનર્થનો નાશ કરવામાં અને પરમ સુખની પ્રાપ્તિમા મૂળ કારણ સત્વ ગુણની વૃદ્ધિ છે એમ કહેવામાં આવે છે અને તેથી સદ્‌બુદ્ધિમાન મનુષ્યોએ સત્વગુણની વૃદ્ધિ કરવાના ઉપાયમાં નિરંતર શ્રમ કર્યા કરવો જોઇએ.

स्वार्थिषे संग्रामो मल्लवत् ॥ २४ ॥

स्वार्थिषे ( પોતાની ઉત્કર્ષ માટે ) संग्रामः ( યુદ્ધ )· मल्लवत् ( મલ્લની પેઠે )

પોતાના-ઉત્કર્ષને માટે ગુણોનું બીજા ગુણો સાથે મલ્લની પેઠે દ્વન્દ્વ યુદ્ધ થાય છે. જેમ એક મલ્લ બીજા મલ્લને યુધ્ધ કરવાને ઉત્તેજીત કરે છે. ત્યારે પહેલા મલ્લનો જુસ્સો વિકાસ પામે છે એક ગુણને બીજો ગુણ દબાવવા આવે છે ત્યારે પહેલો ગુણ જોરમાં આવે છે. સૃષ્ટિમાં અને મનુષ્યના મનમાં પણ આવો પ્રકાર ચાલ્યા કરે છે ( આ સંગ્રામને પુરાણોમાં અને શ્રુતિમાં પણ દેવાસુર સંગ્રામરૂપે વર્ણવેલો જોવામાં આવે છે.

(અપૂર્ણ)

---

## अव्यक्त बोध.

### અથ નામ પ્રકરણ.

અનુસંધાન ગત વર્ષના અંક ૪ પૃષ્ઠ ૧૦૫ થી.

અત્રે કોઇ એવો આક્ષેપ કરશે કે આ સર્વ જો એકજ છે. તો પરમાત્મા, માયા જગત્ ઇત્યાદિ નામ અને વ્યક્તાવ્યક્તસ્વરૂપ થવાનું કારણ શું ? આ સર્વ એકજ છે એમ જે હાલ કહોછો તે જો પ્રથમથીજ કહ્યું હોત તો અમારે લખવાની અને અમારે વાંચવાની જે મહેનત પડી તે ન પડત. ! ! ! તેનુ સવિનય સમાધાન એ છે કે આ સર્વ રચનાનું કાંઈ પણ કારણ તો છે અને તે કથન કરવાની પ્રથમ પ્રતિજ્ઞા કરી છે તથાપિ જેમ પ્રકૃતિ પુરૂષ અને જગત્ તેની વ્યક્ત અવ્યક્તતાનો વિચાર કરી પછી આ રચનાનું કારણ કહેવાની પણ ધારણા છે.

પૂર્વોક્ત દૃષ્ટાન્તમાં ઘટ બનાવનારની ક્રિયાનો આરંભ થતાંજ તેની સાથે નામ અને રૂપ એ બેઉ આવ્યા અને ઘટનો લય થતાંજ ગયાં. અર્થાત્ માટીમાંથી નીકળ્યા અને તેમાંજ લય પામ્યાં. એમ દેખાવ છે. ઘટ જેમ ઉત્પત્તિ પહેલાં મૃતિકામાં અવ્યક્ત હતો તેમ તેના નામરૂપ પણ મૃતિકામાં અવ્યક્ત હોવાં જોઇએ. હવે નામ તથા રૂપ પ્રથમ અવ્યક્ત સ્થિતિમાં જે ત્યાં પ્રથમ નામ છે અથવા રૂપ છે તો સ્પષ્ટ કરવું અતિ દુર્ગમ છે. કારણ,

કે નામરૂપ એક બીજાને છોડીને પૃથક્ કદિ પણ રહી શકતાં નથી. નામાશ્રિતરૂપ અને રૂપાશ્રિત નામ એવો અન્યોન્યાશ્રય છે. પરંતુ નામ અને રૂપની વ્યક્ત સ્થિતિનો વિચાર કરવામાં આવે તો પ્રથમ નામ અને પછી રૂપ એવોજ વ્યવહાર ક્રમ દેખાશે. જેમ કુંભાર મૃત્તિકા લઇ ક્રિયા આરંભ કરે છે તે વખત કોઇ તેને પ્રશ્ન કરે કે તું આ શું કરે છે ? તો તે જવાબ આપશે કે હું ઘડો બનાવું છું. આ વખતે કુંભારના મનમાં યદ્યપિ ઘડાનો આકાર અને નામ બેઉ સિદ્ધ છે, તથાપિ તે વ્યક્ત નથી પણ અવ્યક્ત છે અને વ્યક્તતાની ક્રિયા આરંભ કરતાં પ્રથમ નામ અને પછી રૂપ એવોજ ક્રમ કહેવો પડશે. તેમાં પ્રથમ નામની વ્યક્તતાનો વિચાર કરીએ.

કોઇપણ આકૃતિમાન્ પદાર્થનું નામ પદ વિચાર કરતાં વર્ણરૂપજ સમજાશે, વર્ણ વિના કોઇ પણ નામસિદ્ધ થશે નહિ. મુખ્ય સ્વર अ, इ, उ, ए, ओ એજ છે. क, च, ट, त, प ઇત્યાદિ વર્ણ છે. સ્વરનું ઉચ્ચારણ કરવામાં કંઠમાંથી જે ધ્વનિ નીકળે છે. તેને કોઇ પણ વિકૃતિ લગાવવાનું કામ નથી. પરંતુ क, च, ट, त, प, ઇત્યાદિ વર્ણોચ્ચાર કરતી વખતે દંતોષ્ઠ, કંઠ, તાલ્વાદિક સ્થાનમાં વિકૃતિ કરવી પડે છે. સ્વરની સહાયતા વિના તેનું પૃથક્ ઉચ્ચારણ થઇજ શકતું નથી. અને અક્ષરોચ્ચારણના અંતમાં સ્વરજ શેષ રહે છે. क, ख, ઇત્યાદિનું કોઇક દીર્ઘ ઉચ્ચારણ કરતાં અંતમાં अ શેષ રહે છે. તે સર્વ વ્યંજનના ઉચ્ચારણમાં આવે છે, જેમ માળાના મણિઓમાં દોરો અનુસ્યુત છે તેમ સર્વ વ્યંજનોમાં अ પરોવાએલો છે. અને તે અક્ષર ઉચ્ચારણની સંધિમાં વ્યક્ત થાય છે. જેમ આધાર વિના કોઇ પણ વસ્તુઓ રહી શકતી નથી તેમ સ્વર વિના વર્ણ પણ રહી શકત નથી એ વાત વાચકોના ધ્યાનમાં રહેવી જોઇએ. વ્યાકરણના નિયમથી પણ આ વાત સિદ્ધ છે. હવે જરા સૂક્ષ્મ વિચાર કરીએ તો સમજાશે કે કંઠમાં કાંઇ પણ વિકૃતિ વિના જે સ્વરોચ્ચાર થાય છે તેજ સ્વર વિકૃતિ નામ દંતોષ્ઠાદિ ઉપાધિ લાગતાંજ વર્ણરૂપ થાય છે અને પોતાની સ્વરૂપતાને જવા દેતો નથીજ વર્ણનો સ્વતંત્ર ઉચ્ચાર થઇ શકતો નથ. એથી સિદ્ધ થાય છે કે સ્વરને વર્ણરૂપથી વ્યક્ત થવા વિકૃતિની ઉપાધિ સ્વીકારવી પડે છે. એટલે વર્ણ પણ પોતાની ઉત્પત્તિ પૂર્વે અવ્યક્ત રૂપથી સ્વરમાં રહે છે. અર્થાત્ સ્વર અને વર્ણોનો કારણ કાર્યભાવ સમ્બન્ધ થયો. અને કાર્ય કારણ રૂપજ છે, એ વાત પ્રથમ સિદ્ધ કરેલીજ છે. એવં વર્ણ એ સ્વરરૂપ છે અને તે અવ્યક્ત રૂપથી સ્વરમાં છે. એ નક્કી થયું.

સ્વર એ કેવલ ધ્વનિરૂપ છે. અર્થાત્ તેના અંગભૂત નાદરૂપતા આવી. સામાન્ય રીતે આપણે સર્વ જડ પદાર્થમાંથી જે નીકળે તેને ધ્વનિ કહીએ છીએ અને પ્રાણી જે ઉચ્ચારણ કરે તેને સ્વર કહીએ છીએ. એટલોજ ભેદ છે વસ્તુત સ્વરૂપમા કાંઇ પણ અંતર નથી હવે નાદની વ્યાપકતાને સ્પષ્ટ કરીએ

મનુષ્યમાં વર્ણરૂપ, સ્વરૂપ, અને નાદરૂપ એ ત્રણ પ્રકારથી ધ્વનિ વ્યક્ત થાય છે. મનુષ્યમાં સ્વરવર્ણરૂપ ધ્વનિતો છે. પણ નાદરૂપ કેવી રીતે છે? એમ શંકા થાય તો તેનું સમાધાન એ છે કે હાથ વડે તાલી બજાવતા જે ધ્વનિ નીકળે છે તે નાદરૂપ છે. મનુષ્ય સિવાય બીજા પ્રાણી વર્ગોમાં બહુધા સ્વર રૂપજ છે કદાચિત્ શુકસારિકાદિ પક્ષી વર્ગમા વર્ણરૂપે પણ દેખાય છે જડ પદાર્થમાં કેવલ નાદરૂપજ રહે છે. તેથીજ ધ્વનિ તે શબ્દ-રૂપથી અને અક્ષર રૂપથી જડ ચૈતન્યાત્મક સૃષ્ટિમાં ઓત પ્રોત બાહાર અને અંદર ભરેલ છે. પરંતુ કેવલ વિકૃતિરૂપ ઉપાધિથી સ્વર, વર્ણ અને નાદ એવા ભિન્ન ભિન્ન પ્રકાર જોવામાં આવે છે. ધ્વનિના શબ્દ અને અક્ષર એવા બે રૂપ યદ્યપિ દેખાય છે. તથાપિ કાર્ય કારણ ભાવથી અક્ષર ધ્વનિરૂપજ છે વ્યક્ત થવાથ અક્ષર અને અવ્યક્ત રહેવાથી ધ્વનિ એટલો ભેદ છે. અખિલ જડ ચૈતન્યાત્મક સૃષ્ટિ માયામા લીન થતાંજ સર્વ પદા-ર્થોના વર્ણ અને ધ્વનિરૂપ નામ પણ માયામ લીન થાય છે. અને માયા જ્યારે પરમાત્મામા લય થાય છે ત્યારે તેના ધ્વનિ, નામ, રૂપ એ સર્વ તેની સાથે પરમાત્મામા લય થાય છે. એટલે માયા પરમાત્મરૂપ થઇ એટલે માયાને આશ્રે રહેનાર ધ્વનિ, વર્ણ, અને શબ્દરૂપ જે નામ તે પણ પરમા-ત્મરૂપ થયાં એવા પરમાત્માનું અવ્યક્ત નામ કર્યું ? તે ॐ છે, જુઓ આ નામની કેવી અદ્ભુત ઘટના થઇ છે

પ્રથમ ॐ એ શબ્દનો વિચાર કરી પછી ॐ એ અક્ષરનો વિચાર કરીશું મુખથી ઉચ્ચાર થાય તે શબ્દ અને હાથથી લખવામાં આવે તે અક્ષર આ નિયમ પાઠકોએ ધ્યાનમાં રાખવો. ॐ એ અક્ષરમાં अ, उ, म् એવી ત્રણ માત્રાઓ છે તેમાં अ ને उ એ સ્વરરૂપ છે. અને म् એ વર્ણ-રૂપ છે. એવા બે ભાગ થયા સૃષ્ટિમાં જડ અને ચૈતન્ય એવા બે ભાગ છે. જડમાંથી નાદરૂપ અને ચૈતન્યમાંથી વર્ણરૂપ ધ્વનિ વ્યક્ત થાય છે. એ સિદ્ધ થએલું છે. શબ્દ સહિત સૃષ્ટિ માયામા લીન થાય છે. અને શબ્દ સૃષ્ટિ સહિત માયા પરમાત્મામા અવ્યક્ત થાય છે. એ રીતે પરમાત્મા શબ્દ, સૃષ્ટિ, અને માયા એવી ત્રણ અવ્યક્ત ઉપાધિથી યુક્ત થાય છે

વૃક્ષનું અસ્તિત્વ જેમ અવ્યક્ત રૂપથી બીજમાં થાય છે તેમ શબ્દ સૃષ્ટિ સહીત માયાનું અસ્તિત્વ પરમાત્મામાં છે આ રીતે માયાનું જે અસ્તિત્વ એજ દ્વૈતનું બીજ છે આ બીજ જેવા માયા રહિત નિર્ગુણ અને માયા સહિત સગુણ એવા ભેદ કર્યો છે એ બંને ભેદ બોધક શબ્દમાં પણ સ્વરરૂપ નિર્ગુણ અને વર્ણરૂપ સગુણ એવા ભેદ હોવાથી સ્વરરૂપ પરમાત્મા અને વર્ણરૂપ માયા એવો વાચ્ય વાચક તે એમજ શબ્દ થયો વાચ્ય વાચકનો સદા અભેદ હોવાથી પ્રકૃતિ પુરુષ બોધક સ્વર વર્ણરૂપ ૐ એ તેનું નામ થયું એજ કારણથી ૐ ઇત્યેકાક્ષરં બ્રહ્મ એ વાક્યથી શ્રુતિબોધ કરે છે. આ રીતે ૐ એ શબ્દનો વિચાર થયો હવે ૐ એ અક્ષરનો વિચાર કરીશું.

ૐ એ અક્ષર ૐ આવીજ આકૃતિથી શા માટે લખાય છે? ઓમ્ એમ લખવામાં શી અડચણ છે? તેનો ઉત્તર એ છે કે ઓમ્ એ જેવા અક્ષર છે તેવો ૐ એ અક્ષર નથી પણ કેવલ પરમાત્મનામબોધક નિર્ગુણ ચિન્હ છે પ્રથમ શબ્દોચ્ચાર અને ત્યાર પછી અક્ષર એવોજ નિયમ છે. જેમ છોકરો ઉત્પન્ન થવા પહેલાં પિતાની છબી કાઢી શકતો નથી પરંતુ બાપમાં પુત્રની છબી અવ્યક્ત છે તેમ અક્ષર સ્વત નિર્માણ થતાં પહેલાંજ ૐ નું ચિન્હ સ્વત સિદ્ધ છે તો તેને ઓમ્ ની અક્ષરાકૃતિમાં શી રીતે લાવી શકાય.? પ્રસ્તુત પોતેજ એ ચિન્હમાં અવ્યક્ત છે કેવી રીતે છે? એમ શંકા થાય તો જુઓ

સ્વર નિર્ગુણ અને અક્ષર સગુણ છે એ તો ઉપર કહેલું જ નિર્ગુણ નામ અવ્યક્ત સગુણ નામ વ્યક્ત સગુણથીજ નિર્ગુણનો બોધ થાય છે. ૐકારમાં અ ઉ એ બે માત્રા સ્વરરૂપે નિર્ગુણ છે અને મ્ જે ત્રીજી માત્રા છે તે સગુણ છે આ મગનું મૂલ અવ્યક્ત બિંદુરૂપ છે આજ બિંદુથી રેખા ગણિત નિર્માણ થએલ છે બિન્દુ એટલે કોઈ પણ સાધનથી જેના વિભાગ થઈ શકે નહિ તે અર્થાત જે દૃષ્ટિગોચર થઈ શકે નહિ તે બિંદુ એજ પ્રમાણથી જેને લંબાઈ કે પહોળાઈ નથી અને બે પૃથક બે બિન્દુનું સંધાન કરે છે તે લીટી એવો રેખા ગણિતનો સિદ્ધાન્ત ગણિતાચાર્યોએ પોતાને અનુકૂલ કરી લખ્યો છે. મારા અધીન મત પ્રમાણે તો સંપૂર્ણ શબ્દ વ્યાપારનું કેન્દ્રસ્થાન બિન્દુજ છે અર્થાત્ કારણરૂપ છે બિન્દુ-સ્વરસ્થાનમાં વિઘ્ન રહીને ગતિની ઉપાધિ લાગતાંજ સરલ રેખા થાય છે અને એ લીટી સીધીને પાછી વક્રરૂપ વિકૃતિની ઉપાધિથી અક્ષરો થાય છે કુંડામાં લીટી, અને અક્ષરો એ સર્વ બિન્દુનાજ વિકારી રૂપ છે. અને એ

સ્વર એ કેવલ ધ્વનિરૂપ છે. અર્થાત્ તેના અંગમાં નાદરૂપતા આવી. સામાન્ય રીતે આપણે સર્વ જડ પદાર્થમાંથી જે નીકળે તેને ધ્વનિ કહીએ છીએ, અને પ્રાણી જે ઉચ્ચારણ કરે તેને સ્વર કહીએ છીએ. એટલોજ ભેદ છે વસ્તુતઃ સ્વરૂપમાં કાંઇ પણ અંતર નથી. હવે નાદની વ્યાપકતાને સ્પષ્ટ કરીએ.

મનુષ્યમાં વર્ણરૂપ, સ્વરૂપ, અને નાદરૂપ એ ત્રણ પ્રકારથી ધ્વનિ વ્યક્ત થાય છે. મનુષ્યમાં સ્વરવર્ણરૂપ ધ્વનિતો છે. પણ નાદરૂપ કેવી રીતે છે? એમ શંકા થાય તો તેનુ સમાધાન એ છે કે હાથ વડે તાળી બજાવતા જે ધ્વનિ નીકળે છે તે નાદરૂપ છે. મનુષ્ય સિવાય બીજા પ્રાણી વર્ગોમાં બહુધા સ્વર રૂપજ છે ક્વચિત્ શુકસારિકાદિ પક્ષી વર્ગમાં વર્ણરૂપે પણ દેખાય છે જડ પદાર્થમાં કેવલ નાદરૂપજ રહે છે. તેથીજ ધ્વનિ કે શબ્દરૂપથી અને અક્ષર રૂપથી જડ ચૈતન્યાત્મક સૃષ્ટિમાં ઓત પ્રોત બાહાર અને અંદર ભરેલ છે. પરંતુ કેવલ વિકૃતિરૂપ ઉપાધિથી સ્વર, વર્ણ અને નાદ એવા ભિન્ન ભિન્ન પ્રકાર જોવામાં આવે છે. ધ્વનિના શબ્દ અને અક્ષર એવા બે રૂપ યદ્યપિ દેખાય છે. તથાપિ કાર્ય કારણ ભાવથી અક્ષર ધ્વનિરૂપજ છે વ્યક્ત થવાથી અક્ષર અને અવ્યક્ત રહેવાથી ધ્વનિ એટલો ભેદ છે. અખિલ જડ ચૈતન્યાત્મક સૃષ્ટિ માયામાં લીન થતાંજ સર્વ પદાર્થોના વર્ણ અને ધ્વનિરૂપ નામ પણ માયામાં લીન થાય છે. અને માયા જ્યારે પરમાત્મામાં લય થાય છે ત્યારે તેના ધ્વનિ, નામ, રૂપ એ સર્વ તેની સાથે પરમાત્મામાં લય થાય છે. એટલે માયા પરમાત્મરૂપ થઇ એટલે માયાને આશ્રે રહેનાર ધ્વનિ, વર્ણ, અને શબ્દરૂપ જે નામ તે પણ પરમાત્મરૂપ થયાં. એવા પરમાત્માનું અવ્યક્ત નામ કયું? તે ॐ છે, જુઓ આ નામની કેવી અદ્ભુત ઘટના થઇ છે.

પ્રથમ ॐ એ શબ્દનો વિચાર કરી પછી ॐ એ અક્ષરનો વિચાર કરીશું મુખથી ઉચ્ચાર થાય તે શબ્દ અને હાથથી લખવામાં આવે તે અક્ષર આ નિયમ પાઠકોએ ધ્યાનમાં રાખવો ॐ એ અક્ષરમાં अ, उ, म् એવી ત્રણ માત્રાઓ છે તેમાં अ ને उ એ સ્વરરૂપ છે. અને म् એ વર્ણરૂપ છે. એવા બે ભાગ થયા સૃષ્ટિમાં જડ અને ચૈતન્ય એવા બે ભાગ છે. જડમાંથી નાદરૂપ અને ચૈતન્યમાંથી વર્ણરૂપ ધ્વનિ વ્યક્ત થાય છે. એ સિદ્ધ થએલું છે. શબ્દ સહિત સૃષ્ટિ માયામાં લીન થાય છે. અને શબ્દ સૃષ્ટિ સહિત માયા પરમાત્મામાં અવ્યક્ત થાય છે. એ રીતે પરમાત્મા શબ્દ, સૃષ્ટિ, અને માયા એવી ત્રણ અવ્યક્ત ઉપાધિથી યુક્ત થાય છે

વૃક્ષનું અસ્તિત્વ જેમ અવ્યક્ત રૂપથી બીજમાં રહ્યું છે તેમ શબ્દ સૃષ્ટિ સહીત માયાનું અસ્તિત્વ પરમાત્મામાં છે. આ રીતે માયાનું જે અસ્તિત્વ એજ દ્વૈતનું બીજ છે. આ બીજને જ માયા રહિત નિર્ગુણ અને માયા સહિત સગુણ એવા ભેદ કર્યો છે. એ બંને ભેદ બોધક શબ્દમાં પણ સ્વરરૂપ નિર્ગુણ અને વર્ણરૂપ સગુણ એવા ભેદ હોવાથી સ્વરરૂપ પરમાત્મા અને વર્ણરૂપ માયા એવો વાચ્ય વાચક તે એકજ શબ્દ થયો. વાચ્ય વાચકનો મહા અભેદ હોવાથી પ્રકૃતિ પુરૂષ બોધક સ્વર વર્ણરૂપ ૐ એ તેનું નામ થયું. એજ કારણથી ૐ इत्येकाक्षरं ब्रह्म એ વાક્યથી શ્રુતિબોધ કરે છે. આ રીતે ૐ એ શબ્દનો વિચાર થયો. હવે ૐ એ અક્ષરનો વિચાર કરીશું.

ૐ એ અક્ષર ૐ આવીજ આકૃતિથી શા માટે લખાય છે? ओम् એમ લખવામાં શી અડચણ છે? તેનો ઉત્તર એ છે કે. ओम् એ જેવા અક્ષર છે તેવા ૐ એ અક્ષર નથી પણ કેવળ પરમાત્માના બોધક નિર્ગુણ ચિન્હ છે. પ્રથમ શબ્દોચ્ચાર અને ત્યાર પછી અક્ષર એવોજ નિયમ છે. જેમ છોકરો ઉત્પન્ન થયા પહેલા પિતાની છબી કાઢી શકતો નથી. પરંતુ બાપમાં પુત્રની છબી અવ્યક્ત છે તેમ અક્ષર સ્વતઃ નિર્માણ થવા પહેલાંજ ૐ નું ચિન્હ સ્વતઃ સિદ્ધ છે તો તેને ओम् ની અક્ષર કૃતિમાં શી રીતે લાવી શકાય? પ્રસ્તુત પોતેજ એ ચિન્હમાં અવ્યક્ત છે. કેવી રીતે છે? એમ શંકા થાય તો જુઓ.

સ્વર નિર્ગુણ અને અક્ષર સગુણ છે. એનો ઉપર કહેલું છે જ નિર્ગુણ નામ અવ્યક્ત સગુણ નામ વ્યક્ત. સગુણથીજ નિર્ગુણનો બોધ થાય છે. ૐકારમાં अ उ એ બે માત્રા સ્વરરૂપે નિર્ગુણ છે અને म् જે ત્રીજી માત્રા છે તે સગુણ છે. આ મકારનું મૂળ અવ્યક્ત બિંદુરૂપ છે. આજ બિંદુથી રેખા ગણિત નિર્માણ થએલ છે. બિન્દુ એટલે કોઇ પણ સાધનથી જેના વિભાગ થઇ શકે નહિ તે અર્થાત જે દ્રષ્ટિગોચર થઇ શકે નહિ તે બિંદુ એજ પ્રમાણથી જેને લંબાઈ કે પણ પહોળાઇ નથી. અને બે પૃથક બે બિંદુનું સંધાન કરે છે તે લીટી એવો રેખા ગણિતનો સિદ્ધાન્ત ગણિતાચાર્યોએ પોતાને અનુકૂલ કરી લીધો છે. મારા અધીન મત પ્રમાણે તો સંપૂર્ણ શબ્દ વ્યાપારનું કેન્દ્રસ્થાન બિન્દુજ છે અર્થાત્ કારણરૂપ છે. બિંદુ સ્વરસ્થાનમાં સ્થિત રહીને સર્વની ઉપાધિ સામટીજ સરધારેખા થાય છે અને એ લીટી સીધીને પાછી વળાંકરૂપ વિકૃતિની ઉપાધિથી અક્ષરો થાય છે કેમકે લીટી, અને અક્ષરો એ સર્વ બિન્દુનાજ વિકારો રૂપ છે. અને એ

ઉભય અવ્યાહત રૂપથી બિન્દુમા છે. હવે એ બધાં પરસ્પર ઐક્ય કેવી રીતે છે તે વિચારદ્વારા જોઈશું.

કલ્પના કરો કે કપાસ બિંદુરૂપ છે. તેને એક બાજુથી પાડીને વળ દઇને ખેંચીએ તો તેમાંથી દોરો બને છે તે લીટી સમજો. એ દોરાને અનેક વિકૃતિઓ લાગતાં અક્ષર થાય છે કેમ ? બને છે કે નહિ ? બરાબર વિચાર કરીને જુઓ. એજ દોરાનો જો એક છેડો પકડીને ખેંચીએ તો અક્ષરોની આકૃતિ લોપ થઇ જાય છે અને દોરો સરલ રૂપે રહે છે. પછી જો તેનો વળ ઉખાળીને મેળવીએ તો દોરાપણું જઇને કપાસ રૂપ થાય છે. એટલે મૂળ બિંદુરૂપ બને છે. તાત્પર્ય એ છે કે બિંદુજ મૂળ કારણરૂપ છે અને તેમાંથી થનાર લીટી અક્ષર વિગેરે કાર્યરૂપ છે. " કાર્ય કારણરૂપ હોય છે ' એ તો સિદ્ધ નિયમજ છે. આ બાબતમાં જરા વધારે ઊંડા ઉતરીએ શબ્દ અને અક્ષર એ બેઉથી અર્થ બોધરૂપ કાર્ય એકજ થાય છે. બીજાને શબ્દથી આપણે બોધ કરવાની ઇચ્છા કરીએ છીએ તેજ બોધ અક્ષરો વડે લખીને પણ કરી શકીએ છીએ અર્થાત બોધકશક્તિ બન્નેમાં સમાન હોવાથી ઉભય સમાન ગુણી થયા. શબ્દથી અક્ષરની શક્તિ અધિક છે એમ કહેવામાં હાનિ નથી. અહિં એટલું ધ્યાનમાં રાખવું કે મુખથી નીકળે છે તે શબ્દ અને કાગળ ઉપર લખવામાં આવે છે તે અક્ષર. શ્રોતા દૂર હોય તો તેની પાસે શબ્દ પહોંચી શકતો નથી. તેવે વખતે લિખિત અક્ષરોથીજ તેને સુલભ રીતિથી જ્ઞાન થાય છે બિંદુના શબ્દની અખંડ સ્થિરતા માટેજ અક્ષર નિર્માણ થયા છે. વક્તા જ્યારે ઘણા શ્રોતાઓના સમુદાયને શબ્દથી બોધ કરે છે ત્યારે તેની સમીપ બેઠેલા શ્રોતાઓને સ્પષ્ટ રીતિથી શબ્દ શ્રવણ થાય છે. પરંતુ જે દૂર બેઠેલા છે, અગર તે સમયે જે આવ્યા નથી તેને વક્તાના શબ્દ સાંભળવામાં આવતા નથી. ત્યારે તે પાસે બેઠેલા શ્રોતાઓને પૂછે છે કે શું કહ્યું ? ત્યારે સાંભળનારો કહે છે કે મેં જેટલું સાંભળ્યું છે તેટલું તમને કહું છું એમ કહી સાંભળેલી બાબત કહેવા લાગે છે. અને જે હાજર નથી તેવા જિજ્ઞાસુઓને માટે વક્તાના શબ્દો લખવામાં આવે છે, તેથી શ્રોતાઓને અર્થ બોધ થાય છે. આપણે જે શબ્દ મુખથી બોલીએ છીએ તેજ અક્ષરરૂપથી હાથે લખીએ છીએ. અને તેજ અક્ષર જ્યારે વાંચીએ છીએ ત્યારે શબ્દરૂપે થાય છે. એ રીતે શબ્દ અને અક્ષરમાં બોધક શક્તિ એકજ હોવાથી શબ્દ અને અક્ષર બેઉ એક છે એમજ કહેવું જોઇએ. હવે એ બન્નેનું સ્વરૂપ ઐક્ય કેવું છે તે જુઓ. બિંદુજ વિકૃતિયોગથી લીટી અને અક્ષરરૂપે થાય છે; એ વાત તો સિદ્ધ થએલીજ

છે તેમજ મુખેથી નહિ ઉચ્ચારેલો શબ્દ બિંદુરૂપ છે તેને કંઠમાં આઘાતની ઉપાધિ લાગતાંજ સ્વર અને નાદરૂપથી લીટી અર્થાત લંબાયમાન થાય છે. અને આગળ દાંત, તાળવું હોઠ ઇત્યાદિની વિકૃતિથી અક્ષરરૂપ થાય છે તેથી શબ્દ અને અક્ષર એ બેઉમાં કોઈ પ્રકારનો ભેદ નથી પણ તે બેઉ એક છે એમ કહેવામાં કશી હરકત નથી. તેમ ૐ એ શબ્દ અને અક્ષર એ બન્ને એકરૂપે છે. અર્થાત મુખથી જેનું ઉચ્ચારણ થાય છે તે શબ્દ અને હસ્ત વ્યાપારથી થનારા અક્ષર આકૃતિઓ, ઇત્યાદિ ૐ કારમાં અવ્યક્તરૂપથી અસ્તિત્વ ધરાવે છે. એ સિદ્ધ છે. અને આ સર્વ સૃષ્ટિ રચના તેનાથીજ નિર્મિત થાય છે અને ૐ કારમાંજ તેનો લય થાય છે એ શ્રુતિનો સિદ્ધાન્ત છે તે સર્વને સત્ય માનવોજ પડશે. ( ક્રમશઃ )

---




संसारैकनिमित्ताय संसारैकविरोधिने ।
नमः संसाररूपाय निःसंसाराय शंभवे ॥

વેદાન્તનો એ સિદ્ધાન્ત છે કે, સંપૂર્ણ વિશ્વ, પરમાત્મા અથવા બ્રહ્મમાં અધ્યસ્ત છે એટલે પરમાત્માની સત્તાથીજ સંસાર દેખાય છે માટે તે નિમિત્ત કારણ છે. જ્યારે જ્ઞાન સ્વરૂપ આત્માનું યથાર્થ ભાન થાય છે ત્યારે જગત્ દેખાતું નથી, એથી સંસારના વિરોધિ છે. પરમાત્માજ વિવર્ત પામી સંસાર રૂપે દેખાય છે; અને વસ્તુતઃ તે અદ્વિતીય હોવાથી સંસાર રહિત છે. એવા શંભુને નમસ્કાર છે.

જાગ્રત થનારો જીવાત્માજ સ્વપ્ન સૃષ્ટિના સર્વ ભોગને મિથ્યા સમજી તેમાંથી થનાર સુખદુઃખથી લેપાતો નથી. સ્વપ્નમાં પડેલો પુરૂષ તો સ્વપ્ન વિશ્વને સત્ય સમજી તેમાંથી સુખ દુઃખ ભોગવેજ છે. તેમ જે પુરૂષની અવિદ્યા નિદ્રા ગઈ છે તેજ જગતને જુઠું સમજી શકે છે, બાકીનાં અજ્ઞાન ગ્રસ્ત પ્રાણીઓતો સંસારમાં રાગ દ્વેષને લઈ અનેક પ્રકારની વાસનાઓનો

સંગ્રહ કરતાં જન્મ મરણરૂપ ચોર્યાશી લાખ આગના ચક્રમાં ફર્યાજ કરે છે. જે જીવો આ રીતે સંસાર ચક્રની-ગતિમાં ઘૂમ્યાજ કરે છે તેને મુક્ત કરવાનો પણ પરમ કૃપાળુ પરમાત્માએ રસ્તો યોજ્યો છે. જો જીવાત્મા તે પર લક્ષ રાખી તે પ્રમાણે ચાલવા લાગે તો સહજે સંસારનો પાર પામી જાય એવા પ્રકારની યોજના પૂરી રહેલી છે.

જે સંસારમાં આપણે અહર્નિશ અથડાયા કરીએ છીએ તેનું સ્વરૂપ પ્રથમ વિચારીએ. भोगापवर्गार्थासृष्टिः ॥ આ સંસાર ભોગ અને મોક્ષને માટે છે. જીવાત્મા સંસારમા પૂર્વ જન્મના કર્મ પ્રમાણે અમુક જાતિમાં જન્મે છે જેવાં પ્રકારના કર્મ હોય તે પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે અને પૂર્વ કાળની દૃઢ કરેલી વાસના પ્રમાણે કર્મો કરીને પુનઃ પણ આસક્તિથી ઉગ્ર વાસનાના કારણભૂત અનેક પ્રકારના શુભાશુભ સંસ્કારોનો સંચય કરે છે. મરે છે અને વળી જન્મ ધારણ કરે છે. આવા જીવોમાંથી કોઈ જીવની કોઈ પ્રકારના પુણ્યોદયથી વૃત્તિ જાગ્રત થાય છે ત્યારે તે વેદના અભિપ્રાયથી વેદોક્ત રીતિએ સ્વવર્ણાશ્રમ ધર્મનું પાલન કરવા લાગે છે તેવો પુરૂષજ ભોગ અને મોક્ષ એ બેઉ પ્રયોજનને સિદ્ધ કરે છે.

જે શ્રાદ્ધઆદિ વેદોક્ત કર્મનો પરિત્યાગ કરીને આસક્તિથી અથવા અભિમાનથી ગમે તેમ ચાલનારાઓ આ સંસારમાં સદા ફસ્યાજ રહે છે તેવા પુરૂષોની ત્રિકાલમાં પણ સદ્ગતિ થવાની નથી. સંસારનો અનુભવ કરવા આવનાર જીવાત્માને વેદ શાસ્ત્રાદિ ભોગ ભોગવવાની મના કરતાં નથી પણ પ્રમાદથી જાગ્રત રહેવાની સૂચના કરે છે. એટલે કર્તૃત્વ ભોક્તૃત્વનું અભિમાન કરવાની મના કરે છે. કારણ કે વસ્તુતઃ કર્તૃત્વ ધર્મ પ્રકૃતિ અથવા માયાનો છે. એટલા માટે प्रकृतिः कुरुते कर्म शुभाशुभफलात्मकम् ॥ સારા અને નઠારા ફલવાળાં સર્વ કર્મ પ્રકૃતિજ કરે છે. અને સંકલ્પાદિ સર્વ પ્રકૃતિના ગુણ છે પરંતુ તે તે પ્રકૃતિના વિકારોની સાથે તે તે રૂપનો અભિમાની થઇ પુરૂષ સંગદોષથી પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી સર્વને પોતાનો કર્તા માની બેસે છે; અને વિકારોના જે ગુણ દોષો છે તેને પોતાના ગુણ દોષો સમજી હર્ષ શોક કરે છે.

પંચશિખાચાર્ય કહે છે કે—વ્યક્ત એટલે ચેતન સ્ત્રી, પુત્ર, પૌત્ર, પશ્વાદિ, નોકર, સેના, આદિને પોતાના ભોગના સાધન સમજીને રાજપાટ, ધન, વિગેરેને પોતાનાં માની, પોતે પોતાને એક રાજા, શેઠ આદિ મહાન માને છે. અને પોતાના મનથી વિચારે છે કે હુંજ સર્વથી મહાન છું આ

કોઇ ગ્રંથકારે કહ્યું છે કે—

क्लेशत्यागकृतेऽर्पितेन करणव्यूहेन देहेन च ।
स्वार्थं बत जन्तुः राजयति चेन्मन्तुर्नियन्तुः कुतः ॥
दास्ते शत्रुजयाय नैजगुरुणा दत्तेऽथ तेनैव चेत् ।
पुत्रो हन्ति निजं वपुः कथय रे तत्रापराधी तु कः ॥ १ ॥

ભાવાર્થ—પરમાત્માએ મનુષ્યનો દેહ અને ચક્ષુ વિગેરે ઇન્દ્રિય સમૂહ આપ્યો છે તે ક્લેશ દૂર કરવા માટે આપેલ છે. સંસારમાં આવનાર જીવાત્માને ત્રણ પ્રકારનાં દુઃખ છે. અધિદૈવિક, અધિભૌતિક અને અધ્યાત્મિક જીવાત્મા જો ઇન્દ્રિય અને શરીરનો સદુપયોગ કરે તો દુઃખમાંથી મુક્ત થાય છે અને સંસારાસક્તિથી કેવળ વિષયભોગ ભોગવવામાં તત્પર રહે તો દુઃખ વૃદ્ધિ પામે છે સામાન્યબુદ્ધિનાં અથવા સંસાર સુખને સત્ય માનનાર પ્રાણીને શબ્દાદિ વિષયભોગથી સુખનું ભાન થાય છે અથવા વિષયમાં સુખ સમજે છે. પરંતુ ખરૂં જોતાં વિષયમાં સુખ નથી એટલુંજ નહિ પણ ગમે તેટલા વિષય ભોગવે છતાં તેની કદિ તૃપ્તિ થતી નથી. તેજ વાતને લક્ષમાં રાખી મહર્ષિ મનુએ કહેલું છે કે—

न जातु कामकामाना मुपभोगेन शाम्यति ।
भूयो हविषा एवाभिवर्धन्ते कृष्णवर्त्मेव ॥

ભાવાર્થ—કામીઓની કામના-ઇચ્છા ઉપભોગ વડે કદિ પણ શાન્ત થતીજ નથી. જેમ અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ બુઝાતો નથી તેમ વ્યવહારમાં વસતા સર્વ પુરુષોને અનુભવ છે કે જે જે પ્રકારની આશા પુરુષના મનમાં રૂઢ થાય છે તે પછી તેમાંથી મનુષ્ય કોઈ રીતે સંતોષ મેળવી શકતો નથી. જેમ સમુદ્રમાં ગમે તેટલું પાણી રાત અને દહાડો પડયા કરે પણ તે કદિ ભરાતો નથી તેમ જેને ધનની ઇચ્છા છે તેને ગમે તેટલું ધન મળે તોપણ તેનાથી સંતોષ થતો નથી મર્હુમ કવિ દલપતરામ કહે છે કે "કોડે લક્ષ્મહિત મળે વીશ તો ચાળીશ ચહે; કહેતાં અરેરાશી છે ખરા નિખરવની" એજ રીતે દરેક બાબતમાં સમજવાનું છે. વિષયોની તૃપ્તિ-થતી નથી માટે જેટલા વિષય પ્રાપ્ત હોય તેટલાજ ભોગવી સંતોષ માનવો એટલુંજ નહિ. પણ વિષયો અંતમાં જનારાજ છે. એમ સમજી તેનો મોહ રાખવો નહિ જે પુરુષ એ પ્રકારે વરતે છે. તો વિષયો એને છોડીને જાય તોપણ કશું દુ:ખ થતું નથી.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો છે અને કાન, ચામડી, આંખો, જીભ અને નાકદ્વારા તેનો અનુભવ થાય છે. જે ઇન્દ્રિયોનો જે વિષય છે તે ઇન્દ્રિય સાબીત હોય ત્યાં સુધીનો અનુભવ કરેજ છે. દાખલા તરીકે જે માણસને કાન છે તે સારા અને નઠારા બેઉ પ્રકારના શબ્દ સાંભળે તો ખરોજ. ત્યારે વિષયનો ત્યાગ શી રીતે થાય ? તેનો ખુલાસો એ છે કે મનુષ્ય ગમે તેના શબ્દ સાંભળે ખરો પણ તેનાપર વિચાર કરી મનમાં હર્ષ શોક ધારણ ન કરે. ગમે તેવી જાતનું રૂપ જુએ છતાં વિચાર કરે કે તે એક દિવસ કાળને વશ થઈ છિન્ન ભિન્ન થઇ જશે. એમ વિચાર કરે એટલે તરતજ તેનું મન તેમાંથી પાછું હઠે અને વિષયનો ત્યાગ કરી શકે.

માણસને જ્યાં સુધી અજ્ઞાન હોય છે ત્યાં સુધી તેનાથી ખરી વાત સમજાતી નથી તેથી જે પદાર્થમાં સુખ નથી તેમાં પણ માણસ સુખ માની બેસે છે. દાખલા તરીકે જીભ્યાલોલુપ મનુષ્ય સ્વાદમાં સુખ માને છે પણ ખરૂં જોતાં સ્વાદમાં સુખ નથી. ઉલટું દુઃખ છે. કેમકે મનુષ્ય સ્વાદને લઇ વધારે ખાય છે. એટલે જઠર પચાવવાનું કામ બરાબર કરી શકતી નથી. જેથી ઉદર લોહિમાં વિકાર થઇ અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. અને દુઃખ ભોગવવું પડે છે. આ રીતે દરેક બાબતમાં સમજવાનું છે. મનુષ્ય જો આવી રીતે વિચાર કરે તો ઘણા દુર્ગુણથી પાછો હઠી આ લોકમાં સુખાનુભવ કરી ઉચ્ચ ગતિને પામે છે.

આપણા પૂજ્ય પ્રાચીન મુનિઓએ જનહિતની અનેક યોજનાઓ ઘડી છે. મનુષ્ય જો તેમના વચનપર વિશ્વાસ રાખી તે પ્રમાણે ચાલે તો જરૂર સુખાનુભવ પૂર્વક આલોક અને પરલોકમાં અભ્યુદય પામી શકે. વિચારવાન મનુષ્ય સમજી શકશે કે પૃથ્વી ઉપર પડી ગએલા માણસને જો ઉઠવું હોય તો તેને પાછી પૃથ્વીનો ટેકોજ જરૂર પડે છે તેમ આપણી ઇન્દ્રિઓ સંસારના નામરૂપમાં બંધાઇ ગઇ છે માટે જો ઇન્દ્રિઓને પાછી હઠાવવી હોય તો સંસારથી વિલક્ષણ નામરૂપમાં મનોવૃત્તિને લગાવવી જોઇએ. તેમ કરવાથી પણ મનુષ્ય ઉત્તમ રસ્તે વળી શકે છે. ઘણા લોક ચતુરો મૂર્તિપૂજા અને સગુણ પરમાત્માની ભક્તિથી તથા મંદિરોથી વિરુદ્ધ ગમે તેમ દલીલો પણ કરી ગડબડ કરે છે પણ એ તેમની ભૂલ છે. મનુષ્ય પ્રકૃતિને આસક્તિમાંથી કેમ પાછી હઠાવવી તેની ઉત્તમ કળાને વગર સમજે વખોડે છે. માટે જે મનુષ્ય પોતાની ચિત્ત ઇન્દ્રિયો હોય તેમણે પ્રભુ ભક્તિથી પાછા

ઉતરતું નહિ. કારણ કે સંસારમાંથી છૂટવાનો એ પણ સરળ ઉપાય છે. શ્રીમદ્ ભાગવતમાં કહે છે કે—

वाणी गुणानुकथने श्रवणौ कथायां
हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः ।
स्मृत्यां शिरस्तवनिवासजगत्प्रणामे
दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम् ॥

પરમાત્મા વિષે જેનું મન દૃઢ લાગેલું છે તેવો પુરુષ-ભક્ત પ્રભુ એવી યાચના કરે છે કે હે નાથ ! મારી વાણી સદાકાળ તમારા ગુણનું ગાન કરતી રહે, અને અમારા કાન છે તે તમારી કથા સાંભળ્યા કરે. હાથ દેહ મનથી કાર્ય કરવાનું છે તેમાં લાગી જાય અને મન સદાકાળ તમારા ચરણકમળનું ધ્યાન કર્યાં કરે એવીજ રીતે અમારૂં મસ્તક આપના નિવાસસ્થાન રૂપ જે આ વિશ્વ છે તેને સદા પ્રણામ કરે. અને આપના અપર રૂપ જેવા જે સંતો છે તેના દર્શન અમારી દૃષ્ટિ કર્યો કરે. આવી રીતે જ્યારે જગત સંબંધી વિષયોનો ત્યાગ કરી આત્મા ઈશ્વર સંબંધી વિષયો તરફ વળે છે, ત્યારે પરમાત્માએ જીવાત્માને ક્લેશનો ત્યાગ કરવાને માટે શરીર અને ઇન્દ્રિય સમૂહ આપ્યો છે તેની સાર્થકતા થાય છે પણ જો મનુષ્ય તેનો સદુપયોગ કરતો નથી તો એજ શરીર અને ઇન્દ્રિયો વડે તેને દુઃખ થાય છે તેમાં પરમાત્માનો દોષ નથી પણ જીવનોજ અપરાધ છે એ વાત પ્રથમના શ્લોકમાંજ દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે કે કોઈ પુરુષને તેનો પિતા ચોરોથી રક્ષણ કરવા માટે તરવાર આપે છતાં પેલો મનુષ્ય તેના વડે પોતાનું માથું કાપી બેસે તો તેમાં તરવાર આપનારનો દોષ નથી પણ વાપરનારનો દોષ છે. તેવી રીતે પરમાત્માએ વિચાર શક્તિ અને શરીર આપેલ છે તે વડે સુખને બદલે જીવાત્મા જો દુઃખ સંપાદન કરે તો તેમાં જીવનોજ દોષ છે.

સર્વ પ્રકારના બંધનમાંથી મુક્ત કરનાર ઉત્તમ માનવ જન્મની સાર્થકતા કરવી એજ દરેક જીવાત્માનું કર્તવ્ય છે જો માનવ જન્મમાં જીવ પોતાનું હિત ન સાધી શક્યો તો તેની વાસના પુનઃ તેને કઈ યોનિમાં લઈ જશે. એ કહેવું કઠિન છે, કારણ વારંવાર પુરા પુણ્ય વિના મનુષ્ય જન્મ મળતો નથી માટે અમૂલ્ય જન્મને સંસાર કોડીની રમતમાં વ્યર્થ ગુમાવી દેવો એ આત્માની ભયંકર ભૂલ છે તો બુદ્ધિમાન પુરુષ સ્વકલ્યા-

શ્રમનાં કર્મ, પરમાત્માની ભક્તિ કરી અંતકરણની શુદ્ધિ પુર્વક જ્ઞાન પ્રાપ્ત કરે તો જન્મ મરણના ફેરામાંથી મુક્ત થાય છે.

એક રીતે વિચાર કરીએ તો આ શરીર પાણીના પરપોટા જેવું છે. જેમ તેને ફુટતાં વાર નથી લાગતી તેમ શરીર ક્યારે નાશ થઇ જશે તે પણ નક્કી નથી, છતાં આ શરીરને ઉત્તમ ગણત્રામાં આવે છે તેમાં હેતુ એજ છે કે મનુષ્ય જન્મમાં પરમાત્માની ભક્તિ કરી જીવ સદ્‌ગતિને મેળવી શકે છે. તો પરમાત્મા તરફ વૃત્તિને વાળી મનુષ્ય જન્મની સાર્થકતા કરવી એ સાર્થકતા સિદ્ધ થાય એવા પ્રકારની ઉત્તમ બુદ્ધિ પરમાત્મા સર્વને આપો એવા શુભ વિચારપુર્વક આ વિષય સમાપ્ત થાય છે. ॐ तत्सत्



## सुधारकोना विचारोपर एक दृष्टि.

વર્તમાન સમયમાં ભારતવર્ષના પ્રજાના હૃદયમાં પ્રગતિનો પ્રવાહ બળપુર્વક વહી રહ્યો છે. દેશનેતાઓ મતભેદને લઇ ભિન્ન ભિન્ન કક્ષામાં વિભક્ત બન્યા છે. પ્રગતિ અથવા અભ્યુદયને માટે બે દળો મંથન કરી રહેલ છે. (૧) ધાર્મિક (૨) રાજકીય. પરંતુ હાલમા ધાર્મિક મંડળની ચળવળો મંદ મંદ ને ક્વચિત્ પોતાનો પ્રકાશ બતાવતી ચાલે છે. ત્યારે રાજકીય મંડળની ચળવળ પુરા બળથી પ્રવૃતિ કરી રહેલ છે. સ્વરાજ્યના મંત્રે નવયુગના નવજુવાનોમા એવો તો જુસ્સો પ્રેર્યો છે કે તેઓ ધર્મ કર્મને ભૂલી અત્યંજો સાથે મળીને પણ સ્વરાજ્ય લેવા એક પગે તૈયાર થયા છે. એ ચળવળ એટલી તો આગળ પડતી ચાલી છે કે તેના નાદની ધુનમાં પડેલા પુરૂષો બીજી તમામ બાબતોનો એમાંજ સમાવેશ કરી સ્વલ્પ સમયમાં સ્વરાજ્ય મેળવવાની આશા આપી રહ્યા છે જેથી સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતાના ઉપાસકો સ્વરાજ્ય મેળવવા તેજ રાજકીય પુરૂષોના નિયમોને પણ ઉલંઘન કરી દેડવા લાગ્યાં છે! લગામ વિનાના મસ્ત અશ્વો ભારતવર્ષના દિવ્ય રથને ક્યાં લઇ જશે તે બાબતમાં હાલ કાંઇ પણ કહેવું કઠિન તમ છે છતાં હિંદની પ્રકૃતિના ઉંડા અભ્યાસી પ્રાજ્ઞ પુરૂષો

સ્ત્રીઓને આપણી માતૃભાષા અને આપણા ધર્મશાસ્ત્રો ભણાવવાં જોઇએ. હાલની આંગ્લ શિક્ષાભૂષિત રમણીઓ પોતાના કુટુંબને, આપણું ધર્મશાસ્ત્ર જે પ્રમાણે કહે છે તે પ્રમાણે જોઇએ તેવી થતી નથી. નવી સભ્યતામાં રૂઢ થએલી સ્ત્રીઓ, પોતાની જાતે રસોઇ કરવી, ઘરનું કામ કરવું એને અપમાન સમજે છે. યદિ પતિને ૪૦ કે ૫૦ મળતા હોય અને અન્ય આવક ન હોય તો પત્ની માટે રસોયો શી રીતે રાખશે ? તો અંગ્રેજી શિક્ષા સ્ત્રીઓને માટે હાનિકારક છે અને તેથી ધર્મ વિચારને ધક્કો લાગશે, ધર્મ જતાં અભ્યુદયનું દ્વાર પણ બંધજ થશે માટે બહુજ વિચાર કરવાની આવશ્યકતા છે.

જ્યારે બીજાના વિચાર, વિદેશીય વિદ્યા, અને પરદેશી વ્યવહાર પુરૂષ ઉપર પણ અસર કરે છે તો સ્ત્રીઓના કોમલ હૃદયપર તે પોતાનો પ્રભાવ કેમ ન પાડે ? પાડેજ. માટે હાલની પ્રચલિત કેળવણી સ્ત્રીઓને આપી દેશનો સુધારો નહિ પણ કુધારોજ પોષાય છે. જો આપણા હૃદયમા યથાર્થ દેશોદ્ધારની ઇચ્છા હોય તો ભારત મહિલાઓને અક્ષર જ્ઞાન પછી ધાર્મિક શિક્ષા મળે એવી યોજના કરવી જોઇએ. જેના યોગે ગૃહસ્થાશ્રમ પ્રશંસનીય થશે અને દેશોદ્ધારના દ્વાર ખુલ્લા થશે.

આજકાલ દેશમા વિદ્યાપ્રચારનો ધ્વનિ ગુંજી રહ્યો છે. દેશનું ધન એકત્રિત કરીને પાઠશાળા અને વિદ્યાલયો સ્થાપન કરવામાં આવે છે. છતા તેમા જે શિક્ષણ અપાય છે તેનું પરિણામ વિચારીએ તો શોચનીયજ સમજાય છે તેનું કારણ શું છે ? તેનો જવાબ એ છે કે તેમાં જે બીજો છે તે અંગ્રેજી ઢગનો છે " જેવુ બીજ તેવું ફળ " એ ન્યાય થવાનોજ પ્રાચીન પ્રથા જેમાં ભારતના ઉદયનાં બીજ છે તેને પોષણ મળે તેનો પ્રબંધ તેમા નથી. માટે જો દેશના યથાર્થ ચાલક કે તેના અનુયાયી જ થવું હોય તો પ્રથમ જે દેશનના ઉપાસક થઇ પડયા છો તેનો ત્યાગ કરી, પશ્ચિમના ભભક ભરેલા મોહમાર્ગી મનને મુક્ત કરો અને આર્ય સંતાનોના જે સંસ્કારો છે તેને અંતઃકરણમાં દૃઢ સ્થાપી સાચા જાતિભક્ત અને દેશભક્ત બનો તેજ વખત આપયથાર્થ ધાર્મિક કાર્યકર્તા થશો. જ્યાં ધર્મ છે ત્યાં વિજય અવશ્ય છે.

ધર્મનું સ્વરૂપ પણ આપણા મનગમતા કરે તેવું નક્કી કરવાનું નથી. પણ પ્રાચીનશાસ્ત્રકારોએ જે ઠરાવ્યુ છે તેજ માનવાનું છે, નહિ તો ધર્મને નામે આપણે અધર્મને આશરે પસંદાઇ જઇશુ માટે પશ્ચિમાત્યને છોડી

આપણા ઘરનીજ સંભાળ લ્યો અને નકલ કરવાની ઇચ્છા થતી હોય તો વિશ્વામિત્ર, વસિષ્ઠ, વ્યાસ, વાલ્મીક, ભીષ્મ, અર્જુન, યુધિષ્ઠર, રામચંદ્ર, સીતા, તારા, દમયંતી વિગેરે પ્રાતઃસ્મરણીયની નકલ કરો. " હિન્દીઓ નકલ કરનાર છે " એ કહેવતને આ રીતે ચરિતાર્થ કરો. તો ભલે પણ વિદેશીઓની નકલ કરી ઉભય ભ્રષ્ટ ન થવો એજ દેશોદ્ધારનો મંત્ર છે.

ૐ શાન્તિઃ ૩




## પ્રકરણ ૧૧ મું.

### જુગાર.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૧૩ થી )

પ્રતિકાર—બદલો વાળવાની વેદના અત્યુગ્ર બૂરી હોય છે, જેના હૃદયમાં પોતાના અપમાનનો બદલો લેવાની આગ ભભુકી ઉઠે છે તેને કોઇ વાતમાં ચેન પડતું નથી. ખાતા, પીતાં, બેસતા, ઉઠતાં, સુતા, જાગતા, એને એકજ ધ્યાન રહે છે તેના હૃદયમ, અને નેત્રોની સામે પ્રત્યેક સ્થાનપર, તેને પ્રતિકારનુંજ ચિત્ર દેખાયા કરે છે. કદિ કદિ પ્રતિશોધની બાબત જન્માન્તરમાં પણ આગળ આવે છે. કોઇએ કોઇની હરકોઇ બાબતનો બદલો વાળવાની ઇચ્છાકરી અને પ્રારબ્ધ યોગે તે મરી ગયો, છતા બદલાનુ ચિત્ર તેના મનપટ પર રહી ગયુ, તો બીજા જન્મમા તેનો આત્મા એવું પાર્થીવ

શરીર ધારણ કરશે કે જેની સહાયથી પૂર્વ વ્યક્તિની સાથે બદલો વાળવાના પૂરતાં સાધન મળી શકે. વૈરવાળવાની આગ વેર લેવાથીજ શાન્ત થાય છે. અન્યથા નહિ પ્રતિકારમાં બહુજ બળ રહે છે. નાનામાં નાના જીવનો આત્મા પણ બદલાની બાબતમાં સશક્ત બની જાય છે "ચિન્તા, ભાવના, અને પૂર્વ સ્મૃતિ એ પ્રતિશોધનાં મિત્ર અને સહાયક છે."

ઇન્દ્રપ્રસ્થથી પાછા આવ્યા બાદ દુર્યોધનની બેચેની વધી પડી. તેની બાહ્યક્રિયાશીલતા નાશ પામી ગઈ પણ તેનું મન બરાબર કામ કરતું રહ્યું, અપમાનનો બદલો વાળવા માટે તેણે સેંકડો યુક્તિઓ વિચારી. પ્રતિકાર વાળવા માટે; પિતા, માતા, પુત્ર, સ્ત્રી, મિત્ર, ધન, ઐશ્વર્ય, રાજ્ય લક્ષ્મી, અને પોતાનું શરીર પણ સ્વાહા કરવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો. તેણે એ વિચાર કરી લીધો કે ચાહે કુલક્ષય થાય તો પણ દ્રૌપદી અને પાંડવોથી અપમાનનો બદલો અવશ્ય લેવોજ. સાથે સાથે એ પણ નિશ્ચય કરી નાખ્યો કે આજ જન્મમાં આજ શરીરથી જરૂર વેર વાળીશ.

અંતમાં પોતાના મામા શકુનિની સંમતિથી તેણે પાંડવોને હસ્તિનાપુર બોલાવી જુગાર રમવાની વાત નક્કી કરી. તેને ખબર હતી કે યુધિષ્ઠિરને જુગાર રમવાનો શોખ છે. આમંત્રણ કરવાથી તે જુગાર જરૂર ખેલશે. સાથે એ પણ તેના મનમાં દૃઢ વિશ્વાસ હતો કે. મામો શકુનિ જુગાર ક્રીડામાં અદ્વિતીય છે. તેને પાસા ફેંકવાનો એવો તો ઉત્તમ અભ્યાસ છે કે ભારત વર્ષમાં કોઈપણ ખેલાડી તેને જીતી શકતો નથી. તે પોતાના અભ્યાસથી અને હસ્ત કૌશલ્યથી ઇચ્છે તેવા દાવ ફેંકે છે તે આધારપર એ નિશ્ચય કરવામાં આવ્યો કે દુર્યોધન તરફથી ગાંધારરાજ શકુનિ દ્યુત રમીને તેની સર્વ રાજ્ય લક્ષ્મી જીતી લેશે નિર્ધન અવસ્થામાં રાજા યુધિષ્ઠિરની સ્થિતિ, સમ્રાટ પદથી ભ્રષ્ટતા, એ પાંડવો અને દ્રૌપદીને અસીમ દુઃખનું કારણ થશે. ઇન્દ્ર પ્રસ્થમાં કરેલ અપમાનનો આ બરાબર પ્રતિકાર છે.

શકુનિએ સમય જોઇને પોતાની આ હકીકત ધૃતરાષ્ટ્રને નિવેદન કરી પ્રથમતો ધૃતરાષ્ટ્રે આ વાતને અનુમોદન ન આપ્યું. પણ જ્યારે દુર્યોધને કહ્યું કે એમ જો નહિ બને તો હું પ્રાણ ત્યાગ કરીશ. ત્યારે તે સંમત થયા. વિદુર અને ભીષ્મ ઇત્યાદિએ તેની વિરૂદ્ધ અભિપ્રાય આપી જુગારને અનર્થનું સ્થાન બતાવ્યું, છતાં પુત્રના અયોગ્ય સ્નેહ પાશમાં બંધાએલ ધૃતરાષ્ટ્રે કોઇનું સાંભળ્યું નહિ. અને વિદુરને આજ્ઞા કરી કે "વત્સ! દૈવજ સર્વ ઘટનાનું પ્રધાન કારણ છે. જો દૈવ અનુકૂળ હશે તો કાંઈપણ અનિષ્ટ થશે નહિ. તમે ઇન્દ્રપ્રસ્થ જઇને રાજા યુધિષ્ઠિરને મારા તરફથી દ્યુત રમવા બોલાવી

સારો" વિદુરના મનમાં નહોતું પણ લાચાર થઈને તેમને જવું પડ્યું. પાંડવોની રાજધાનીમાં પહોંચતાં યુધિષ્ઠિરે તેમનો બહુ સારી રીતે સત્કાર કર્યો. વિશ્રાંતિ લીધા પછી વિદુરે કહ્યું "પુત્રો અને સંબંધીઓ સહિત કુરુરાજ ધૃતરાષ્ટ્ર કુશલ છે તેમણે તમારા કુશળ સમાચાર પૂછ્યા છે. અને જુગાર રમવાનું ભાઈઓ સહિત નિમંત્રણ કર્યું છે."

યુધિષ્ઠિરે કહ્યું—જુગારનો રમત અનર્થની જડ છે. તેનાથી કલહ ઉત્પન્ન થવાનો ભય રહે છે. માટે હું આપને પૂછું છું કે મારે શું કરવું જોઈએ?

વિદુર—હું પણ સારી રીતે જાણું છું કે જુગાર સર્વથા સર્વદા અનિષ્ટ કારક છે. માટે મેં પણ ધૃતરાષ્ટ્રને ના પાડી છતાં તેમણે માન્યું નહિ. માટે તમે પોતેજ વિચાર કરીને જે કામ કરવું ઘટે તે કરો.

યુધિષ્ઠિરે કહ્યું—રમવા માટે ધૂત કર્મ પ્રવીણ કોણ કોણ આવશે? અને પ્રબંધ કેવા પ્રકારનો છે?

વિદુર—જુગાર રમવા માટે તમારી સભાને ટક્કર મારે એવી એક સભા બનાવરાવી આવી છે સાંભળ્યું છે કે જુગાર રમવામાં ચતુર ચિત્રસેન, રાજા સત્યવ્રત અને પુરૂમિત્ર પણ આવનાર છે. અને એમ પણ સાંભળ્યું છે કે આ કાર્યનો પ્રબંધ કરનાર સમલપુત્ર શકુનિ છે.

એ સાંભળી વિચાર કરીને યુધિષ્ઠિરે કહ્યું—ધૂત અવગુણની ખાણ છે એ જાણીને પણ પૂજ્ય કાકા ધૃતરાષ્ટ્રના બોલાવવાથી અને વિશેષ કરીને તમારા આવવાના કારણથી હું નિમંત્રણને સ્વીકારૂં છું. "મારો એ નિયમ છે કે મને કોઈ જુગાર રમવા બોલાવે તો હું જરૂર જાઉં છું" નહિ તો કપટી અને ધૂર્ત શકુનિ સાથે રમવામાં હું કદિપણ રાજી નથી.

બીજે દિવસે દ્રૌપદિ આદિ રમણીઓ સહ યુધિષ્ઠિર વિગેરે પાંચે ભાઈઓ હસ્તિનાપુર ચાલી નીકળ્યા ત્યાં પહોંચતાં તેમનો બહુજ સારી રીતે સત્કાર થયો. ધૃતરાષ્ટ્રે સ્નેહ પૂર્વક તેમનું માથું સુંઘ્યું અને આશીર્વાદ આપ્યો બીજે દિવસે પ્રાતઃકાળમાં ધૂતનો આરંભ થયો દુર્યોધનની તરફથી શકુનિ યુધિષ્ઠિરની સાથે રમવા માટે બેઠો.

યુધિષ્ઠિરે કહ્યું—રાજન? બહુ મૂલ્ય મણિયોથી જડિત સોનાનો હાર હું દાવમાં રાખું છું તમે શું રાખો છો?

દુર્યોધન—મારી પાસે પણ ઘણા મણિ અને ધન છે પણ તેને માટે મને અભિમાન નથી. ખેર હું તેનેજ દાવમાં રાખું છું. આપ જીતો..

શકુનિ—પાસા ફેંકતાંજ બોલ્યો "હું જીત્યો" હારને જીતી લીધો.

યુધિષ્ઠિર—એ તો દાવની વાત છે રમતમાં હાર જીત બન્ને હોય છે. બહુ સારૂં. આ વખત એક લાખ આઠ હજાર સોનાથી ભરેલી પેટીઓ અને મારો અસંખ્ય ખજાનો હું દાવમાં રાખું છું.

શકુનિએ પાસા ફેંકી એને પણ જીતી લીધો.

યુધિષ્ઠિર—મારી આ સુંદર નવયુવાન દાસીઓ છે. જેણે અનેક તરેહના સોનાના અલંકારો પહેરેલા છે. જે નૃત્ય આદિ કળામાં નિપુણ છે. સેવા કરવામાં ચતુર છે અને આજ્ઞા પાલનમાં પ્રવિણ છે. તેને હું દાવમાં રાખું છું.

આ વખત પણ શકુનિનીજ જીત થઇ.

યુધિષ્ઠિર—મારા એક હજાર નોકર છે, તે ચતુર, વિદ્યાસંપન્ન બુદ્ધિમાન અને નવયુવક છે તે દિવસ અને રાત અતિથિયોને ભોજન કરાવવામાં સમર્થ છે તેને હું દાવમાં રાખું છું.

શકુનિની પુનઃજીત થઇ. ત્યારબાદ રાજા યુધિષ્ઠિર હાથી, ઘોડા, રથ, ગાડી, વિગેરે સર્વ કાંઈ દાવમાં રાખતા ગયા અને હારતા ગયા. શકુનિ એક વાર પણ પાસા ફેંકવામાં ભૂલ્યો નહિ.

ત્યારે વિદુરથી સહન ન થયું તે બોલી ઉઠયા. મહારાજ ! જુગાર બહુ ખરાબ વસ્તુ છે. હવે આ ખેલને બંધ કરો. નહિ તો પરિણામ સારૂં આવશે નહિ. શકુનિ છલ અને દગાબાજીથી જે રીતે રમી રહેલ છે તે હું સારી રીતે જાણું છું. તેને કહો કે તે પોતાને ઘેર જાય. તમે હાથે કરીને દુઃખને બોલાવવાનું હવે બંધ કરો.

દુર્યોધનને વિદુરની વાત બહુજ ખરાબ લાગી શકુનિપરનો ઉઘાડો આક્ષેપ તેનાથી સહન થયો નહિ તે ગરજી ઉઠયો કે-હે વિદુર ! હું તમારી બધી ચાલો બહુ સારી રીતે જાણું છું. મને ખબર છે કે તમે પાંડવોના પક્ષમાં છો. તમારે અમને ઉપદેશ આપવાની જરૂર નથી. અમે તમારી વાતો સાંભળવા ઇચ્છતા નથી. એમજ સમજો કે તમારે ચુપચાપ રહેવું એજ વધારે ઉત્તમ છે.

ધૃતરાષ્ટ્ર આ વખત મૌનજ રહ્યો. દુર્યોધન અને વિદુરનો વ્યવહાર જોવા છતાં કાંઇ બોલ્યો નહિ.

આ તરફ યુધિષ્ઠિર રમતમાં તલ્લીન હતા તેથી વિદુરની વાત તેમણે

સાંભળીજ નહિ. આ વખત તેમણે નકુલ અને સહદેવને દાવમાં મુક્યા. તેમાં પણ શકુનિ જીત્યો. અને યુધિષ્ઠિર હાર્યા.

શકુનિ વાનો મારીને કહેવા લાગ્યો કે માદ્રિપુત્ર તમને વહાલા નહિ હોય માટે હારી બેઠા.

યુધિષ્ઠિરે કહ્યું—સૌ બલેય ! ભાઈઓમાં ભેદભાવ ઉત્પન્ન કરાવનારી વાતો ન કરો. મારા બધા ભાઈ મને સરખાજ વહાલા છે તો એવી વાત કરી અધર્મ ન કરો. પછી તે બોલ્યા-' જે નાવની પેઠે અમને સમર સાગરથી પાર કરે છે. શત્રુઓને નાશ કરવામાં જે સમર્થ છે પૃથ્વીમાં જેની જોડનો કોઈ ધનુર્ધર નથી. જેને દાવમાં મૂકતાં મને સંકોચ થાય તે અર્જુનને હું દાવમાં રાખું છું.

શકુનીએ પાશા ફેંક્યા. અને યુધિષ્ઠિર હાર્યા.

ત્યારે યુધિષ્ઠિરે ભીમસેનને દાવમાં રાખ્યો તે હાર્યા.

પોતાના ચારે ભાઈઓને હારી જતા યુધિષ્ઠિરને બહુ દુઃખ થયું. પણ રમતમાં તે પોતાના મનને સંભાળી શક્યા નહિ. અને પોતાની જાતને પણ દાવમાં મૂકી દીધી.

આ વખતે પણ યુધિષ્ઠિરની હાર થઈ. અને શકુનિ જીત્યો.

યુધિષ્ઠિરને જીતી શકુનિ કહેવા લાગ્યો.

તમે પોતે પોતાને હારીને મહાન પાપ કર્યું છે. આથી વિશેષ અન્ય અધર્માચરણ શું હોઈ શકે ? હવે તમારી ભાર્યા દ્રૌપદી બાકી છે તેને દાવમાં રાખીને તમે પોતાને છૂટા કરી લ્યો.

યુધિષ્ઠિરે કહ્યું—હે સુબલનંદન ! જે બહુ નાની નથી તેમ બહુ મોટી પણ નથી. ઘણી દુબળી નથી અને બહુ જાડી પણ નથી. જેની સુંદરતા લક્ષ્મી સમાન છે. જેના કેશ કાળા લાંબા અને ઘુંઘરવાળા છે જેની બેઉ આંખો શરદઋતુના પદ્મપત્ર જેવી સુંદર છે. જેના હાથમાં કમળ શોભે છે જે અશંસતા, સુરૂપતા, અનુકુલતા, સુશીલતા, પ્રિયવાદિતા, વિગેરે અનેક ગુણોથી સૂચિત છે. જે રાત્રે સર્વના સૂતા પછી સુએ છે. અને પ્રાતઃકાળમાં સર્વથી પ્રથમ ઉઠે છે. જેનો મધ્ય પ્રદેશ વેદી સમાન છે એવી સર્વાંગે સુંદર દ્રૌપદીને પણ દાવમાં રાખી.

હદ થઈ ગઈ ! ! ! ધર્માત્મા યુધિષ્ઠિરે પોતાની પ્યારી સહધર્મચારિણીને પણ દાવમાં રાખી એ સાંભળી સભામાં બેઠેલાઓ સર્વ વૃદ્ધ પુરુષો તેને ધિક્કારવા લાગ્યા સમગ્ર સભા એક ક્ષણમાં ખળભળી ઉઠી. રાજાઓ

શોકસાગરમાં ડુબી ગયા. ભીષ્મ દ્રોણ અને કૃપાચાર્ય, વિગેરેના શરીરમાંથી સ્વેદ નીકળવા લાગ્યો. વિદુર પોતાનું માથું પકડી નીચું મુખ કરી સર્પની પેઠે શ્વાસ લેવા લાગ્યા. કર્ણ, દુઃશાસન વિગેરેના હર્ષની સીમા ન રહી. બીજા ત્યાં આવેલા લોકો રડવા લાગ્યા.

શકુનિએ પુનઃ પાશા ફેંક્યા. અને યુધિષ્ઠિર દ્રૌપદી જેવી દેવીને પણ હારી બેઠા. હા શોક ! ! ! ( અપૂર્ણ )

---

## અનુભવના ઉદ્દગાર.

લેખક—નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

૧ ૐ તથા ૐ નમો ભગવતે વાસુદેવાય એ બેઉ મંત્રો પવિત્ર છે. બેમાંથી ગમે તે એક મંત્રનું એકાગ્રતાથી સ્મરણ કરતાં હૃદયમાં શાંતિ પવિત્રતા તથા નવું બળ સ્ફુરે છે.

૨ વિદ્યાભ્યાસ જેટલો કરવો હોય તેટલો બાલ્યાવસ્થામાંજ સરળતાથી થઇ શકે છે. એક વખત વ્યવહારમાં પડયા પછી સાંસારિક ચિંતાઓનો સ્પર્શ થતાં થોડો પણ કરવો મુશ્કેલ થાય છે.

૩ આ સમયમાં વિદ્યાબળ હુશિયારી અને જુદી જુદી જાતના અનુભવની ઘણી જરૂર છે. તે વિના સુખ સાધનો કે સંસારમાં ઊંચી પદવી મળવી કઠણ છે.

૪ કુટુંબીઓ એ ખરા સગા છે પણ સમજની વિપરીતતાને લઇ ગમે તેટલું નમતું રાખવા છતાં તેઓ ખરે ટાણે દુશ્મનની ગરજ સારે છે. જ્યારે સમજુ મિત્ર માતા પિતાની માફક સહાયક બને છે.

૫ કોઇ કામનો આધાર બીજા ઉપર ન રાખવો પણ ઉચિત સ્થિતિ અને સંજોગ વિચારી જાતેજ બને તેટલું કરવું અને આગળ વધવું. આથી કોઈ વખત દુઃખી કે હતાશ થવું પડતું નથી. આવી વૃત્તિ રાખીને વર્તતાં સ્નેહી સંબંધીની મદદ આવી મળે તો તે લાભકારકજ છે.

૬ જેની સાથે ખારો સમ્બન્ધ બાંધવો તેના પ્રથમ ગુણ દોષ જોઈ અનુભવીનેજ બાંધવો. ગુણીજન સાથેજ સ્નેહ કરવો સ્નેહ કર્યા પછી સ-મ્બન્ધ છોડવો નહિ અને સ્નેહી પાસેથી પોતાનું સુખ કે સ્વાર્થ સાધવાની દાનત-આશા કદિપણ ન રાખતા ઉલટું તેને નિરંતર ઉપયોગી થવાની બુદ્ધિ રાખવી.

૭ સુખ દુઃખ બન્નેમાંથી એક વખતોવખત સંસારમાં લોકોને મળ્યા કરે છે. સુખમાં પરમાર્થના કામ, પ્રભુ ભક્તિ, કુટુંબી મિત્રોને મદદ, ધર્મ જ્ઞાતિ તથા દેશની સેવા કરવામાં ઉદ્યોગી રહેવું, અને દુઃખનો પ્રસંગ પ્રાપ્ત થતા હિમત ન હારતાં સદાચાર, પ્રભુસ્મરણ સ્વધર્મ, પ્રમાણીકતા કે કર્તવ્ય ન ચૂકવાં એટલે સારો વખત તુરતમાં આવી જશે.

૮ દૈવ-પ્રારબ્ધ તે માત્ર કરેલા કર્મનો બદલો-ફળ છે. માટે શાસ્ત્ર અને જ્ઞાની પુરૂષોદ્વારા પોતાના શ્રેયનો માર્ગ સમજી પુરૂષાર્થ કર્યાજ કરવો.

૯ આપણે માતૃભાષાના જ્ઞાન ઉપરાંત સંસ્કૃત હિંદી બંગાળી અંગ્રે-જીનું જ્ઞાન મેળવવું આવશ્યક છે તથા તે સાથે વેપાર હુન્નર ઉદ્યોગ અને રસાયન વિદ્યા અભ્યાસ અને અનુભવથી શીખી લેવી પરમોપયોગી છે.

૧૦ ગર્થ-દ્રવ્ય ગાંઠે અને વિદ્યા પાઠે ( મોઢે ) એ કહેવત કદિ પણ ભૂલવા જેવી નથી પરદેશમાં અને તંગ અવસ્થામાં તે બેઉ અતિ ઉપયોગી નિવડે છે.

૧૧ આયુષ્યનો કે લક્ષ્મીનો જરાય ભરોસો નથી. માટે પુણ્યના સુખ આપનારાં અને કીર્તિ વધારનારાં કામ હોય તે આમળ ઉપર કરીશું એવો પ્રમાદ ન રાખતા ચાલુ ક્ષણથીજ બને તેટલાં કર્યા કરવા પ્રયાસ કરવો.

૧૨ સારો આહાર- વિહાર કરનાર વ્યસનથી રહિત અને નિયમિત કસરત કરનાર કોઇ દિવસ બિમાર પડતો નથી, પરંતુ હમેશા તંદુરસ્ત બળ-વાન અને સુખી રહે છે.

૧૩ શુદ્ધ ચારિત્ર જ્ઞાન અને મનોબળવાળો માણસ પુરૂષાર્થથી ગમે તેવું અસાધ્ય અને મોટું જણાતું કાર્ય સહજમાં સાધ્ય બનાવી શકે છે.

૧૪ પવિત્ર ભાવના, ઉચ્ચ વિચાર, સાદુ જીવન અને પ્રયત્ન કદિ પણ ન છોડવાં એટલે કાર્યક્રમે અવશ્ય ભાવના પ્રમાણે સ્થિતિ પ્રાપ્ત થશે.

૧૫ આચાર વિચાર તથા ધર્મથી ભ્રષ્ટ કરનારા પ્રલોભનો-લોભ લાલચ અને સંકટામણ ઘણી વખત બહુ આવી પડશે; પણ તેવે વખતે સ્વધર્મને

પ્રાણથી અધિક સમજી લાલચ લોભ મધુરી ભાષા કે આડંબરમાં ન અંજાતા દુઃખ ખમીને પણ ધર્મમાં દૃઢ-સ્થિત રહેવું.

૧૬ સંસારમાં જન્મ એ એક પ્રકારનો બદલો અથવા કર્મનું ફળ છે માટે અહર્નિશ સુકૃતજ કરતાં રહેવું. આજે પુણ્ય-પરોપકારનું કામ કર્યું હશે કે હેતુ મિત્ર દુઃખી દરિદ્રી નિરાધારને સહાય કરી હશે તો આવતી કાલે તેઓ મદદ આપવા તત્પર થશે.

૧૭ જેવું પોતાને સુખ દુઃખ, માન, અપમાન, લાભ - હાની કઠોર ભાષા કે મૃદુ ભાષા પ્રિય અપ્રિય છે તેજ પ્રમાણે તમામને હોવાં જોઇએ એમ સમજી જો આપણે સુખ માન લાભ મૃદુવાણી ઇચ્છતા હોઇએ તો સામાની સાથે આપણે તેવો વર્તાવ કરવો એટલે તેઓ પણ આપણી સાથે તેથી અધિક લાયકાતથી વર્તશે.

૧૮ નોકરી એ ન કરવા સમાન છે. કારણ કે શેઠ નોકર ઉપર પ્રસન્ન થાય તો વાહવાહ કહે અને ગુસ્સે થાય તો કરેલા બધાય ઉપકાર ભૂલી જઇ કાઢી મૂકે. વળી નોકરી એ પરતંત્રતા ગરીબાઇ અને કકડ વૃત્તિ અર્પનાર છે જ્યારે નાનો સરખો પણ સ્વતંત્ર વેપાર ધંધો સંતોષ કીર્તિ તથા આબાદી આપનાર છે; માટે સુખી થવા ઇચ્છનારે વેપાર ધંધા તરફજ લક્ષ રાખવું. આજનો નાનો સરખો વેપાર એ કાલે પોતાની મેળે વિસ્તાર પામશે.

૧૯ ધર્મશાસ્ત્રના અભ્યાસથી અને સદાચાર યુક્ત સ્વાર્થરહિત જ્ઞાની પુરૂષોના સમાગમથી જ્ઞાન થાય છે. માટે અભ્યાસ અને સમાગમ સદાય સેવતા રહેવું.

૨૦ હિંદુ ધર્મ શાસ્ત્રોમાં ઉત્તમ ગ્રંથ ઘણા છે. તેમાં સામવેદ સંહિતા, ગીતા, ઉપનિષદ્, મનુસ્મૃતિ, ભાગવત, મહાભારત, રામાયણ, પંચદશી, યોગદર્શન અને યોગવસિષ્ઠ ખાસ કરી વાંચવા જેવા છે.

૨૧ પૃથ્વીપર વંદિ સૌંદર્યમાં હિમાલય સ્વીટ્ઝરલેંડ વગેરે સ્થલ વખણાય છે. પણ તેઓ સૌમાં શ્રેષ્ઠ અને રમણીય પ્રદેશ તો કાશ્મીર જ છે.

૨૨ જે માણસ ભલમનસાઇથી વર્તે તેની સાથે તેને સુખ થાય તેમ વર્તવું પણ જો કોઈ શઠતાથી વર્તે તો તેની સાથે તેવી રીતે વર્તવું.

૨૩ બહુ વાંચન અને બહુ વિચાર ઘરના ખુણે બેસી કરવાથી ખરૂં જ્ઞાન થતું નથી. પરંતુ તે સાથે દેશ વિદેશનું અવલોકન તથા સતસમાગમ કરવાથી સારું જ્ઞાન પ્રકટે છે કેવળ વાંચન અને વિચારથી તો કેટલાક

મિથ્યા કલ્પનાવાદી અને ગાંડા બની જાય છે. તેમ કેવળ પ્રવાસ તથા વાતો કરવાથી શુષ્ક બહુ બોલનારા પણ થઇ જાય છે.

૨૪ દેશ વિદેશનો પ્રવાસ એ જ્ઞાન અનુભવમાં વૃદ્ધિ કરનાર છે. એમાં શક નહિ પણ તે કાચી બુદ્ધિ ને સાધન વિનાના માણસ માટે નથી. કાચી બુદ્ધિવાળાને અને સાધનહીન મનુષ્યને તો અશુદ્ધ ખાણા પીણામાં તથા મોજ શોખમાં સપડાતાં વાર લાગતી નથી. એટલે ધર્મ વિમુખ અને દુઃખી થવાનો સંભવ ઘણો રહે છે.

વિશેષ હવે પછી.




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૦૯ થી )

મુંબઈ સમાચાર તા૦ ૧૭-૧૨-૧૯.

## महात्मा यात मुकुन्दाश्रमजीने मानपत्र

ગુજરાતના સુપ્રસિદ્ધ ઉપદેશક સન્યાસી મુકુન્દાશ્રમજીમહારાજ આફ્રિકામાં વસતા હિંદુઓના આમંત્રણથી નેરોબીમાં ધર્મમંદિર ખુલ્લું મુકવાની ક્રિયા કરવા સારૂ તથા ભિન્ન ભિન્ન સ્થળે નિવાસ કરી રહેલા હિન્દુઓને સનાતનધર્મનો ઉપદેશ આપવા માટે પ્રયાણ કરતા હોવાથી મુંબઇના હિન્દુઓની એક જાહેર સભા ગયા રવિવારે રાત્રે ૮) આઠ વાગે હીરાબાગમાં સ્મોલકોઝ કોર્ટના ચીફ જજ મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે મળી હતી જે વખત રા. નારણજીએ અભિનંદન પત્ર વાંચી સંભળાવ્યું હતું. ( માનપત્રની નકલ સંપૂર્ણ લીધી છે. )

બાદ મહાત્માજીએ માનપત્ર માટે ઉપકાર માનતાં " હિંદુધર્મની ઉન્નતિ " પર સચોટ વ્યાખ્યાન આપ્યુ હતુ. અને માનપત્રની સૂચનાનું સાર પોતાનાથી બનતું પોતે કરવા જણાવ્યું હતુ.

પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે. આજકાલ વિદેશ જતા હેતુ, મિત્રોનો સત્કાર કરવા માટે ઘણા મેળાવડાઓ થાય છે. પણ એક સંન્યાસી ધર્મોપદેશ આપવા જતા હોય તેવે વખતે સત્કાર કરી તેમના કાર્યને ઉત્તેજન આપનારો મેળાવડો થતો આજે હું પહેલાજ અનુભવું છું. આપણે આશા રાખીશું કે સ્વામીજી આફ્રિકાના હિન્દુ ભાઇઓને સદ્બોધ આપી હિન્દુ ધર્મને ઉજ્વળ કરે.

બાદ પ્રમુખનો તથા સ્વામીજીનો અને તેમની સાથે જતા તેમના શિષ્ય સ્વામી પ્રણવાશ્રમનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

જામે જમશેદ તા૦ ૧૭-૧૨-૧૫

## आफ्रिका जता हिन्दी स्वामीने मान

ગુજરાતના ઉપદેશક સંન્યાસી મુકુન્દાશ્રમજી મહારાજ આફ્રિકામાં વસતા હિન્દુઓના આમંત્રણથી નૈરોબીમાં ધર્મમંદિર ખુલ્લું મૂકવાની ક્રિયા કરવા સારૂ તથા હિન્દુઓને સનાતન ધર્મનો ઉપદેશ આપવા માટે જતા હોવાથી હિન્દુઓની એક સભા ગયા રવિવારે રાત્રે ૮ આઠ વાગે હીરાબાગમાં સ્મોલકોઝ કોર્ટના ચીફ જજ મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપણા નીચે મળી હતી જે વખત મી૦ નારણજીએ માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. આ માનપત્ર વંચાયા બાદ ચાંદીના સુંદર કાસકેટમાં મુકી પ્રમુખે સ્વામીજીને અર્પણ કર્યું હતું. બાદ મહાત્માજીએ માનપત્ર માટે ઉપકાર માનતા "હિન્દુધર્મની ઉન્નતિ" ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. અને હિન્દુધર્મ તથા કોમના લાભાર્થે પોતાથી બનતું કરવા જણાવ્યું હતું.

પ્રમુખે જણાવ્યું કે આજકાલ પરદેશ જતા હેતુ મિત્રોના સત્કાર કરવા ઘણા મેળાવડા થાય છે. પણ આજના જેવો મેળાવડો કે જે મેળાવડામાં ધર્મોપદેશ આપવાઅર્થે વિદેશ જતા સંન્યાસીનો સત્કાર કરી ઉત્તેજન આપવામાં આવે છે તે મારી સમજણ પ્રમાણે પહેલોજ બનાવ છે. આપણે આશા રાખીશું કે. સ્વામીજી આફ્રિકાના ભાઇઓને સદુપદેશ આપી હિન્દુધર્મને ઉજ્વળ કરે.

બાદ પ્રમુખશ્રીનો તથા સ્વામીજીનો અને તેમની સાથે જતા તેમના શિષ્ય પ્રણવાશ્રમનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

હિંદુસ્થાન તા૦ ૧૭-૧૨-૧૯.

## महात्मा यति मुकुन्दाश्रमजीने मानपत्र

ગુજરાતના સુપ્રસિદ્ધ ઉપદેશક સંન્યાસી મુકુન્દાશ્રમજી મહારાજ આફ્રિકામાં વસતા હિન્દુઓના આમંત્રણથી નૈરોબીમાં ધર્મમંદિર ખુલ્લું મૂકવાની ક્રિયા કરવા સારૂ તથા તે પ્રદેશમાં ભિન્ન ભિન્ન સ્થળે વસતા હિંદુઓને ધર્મનો ઉપદેશ આપવા અત્ર વિદાય થતા હોવાથી રવિવારે રાત્રે ૮ આઠ વાગે એક જાહેર સભા સ્મોલકોઝ કોર્ટના ચીફ જજ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. બી. ના પ્રમુખપણા નીચે હીરા બાગમાં મળી હતી.

માનપત્ર વંચાઈ રહ્યા બાદ ચાંદીના સુંદર કાસકેટમાં મૂકી માનપત્ર સ્વામીજીને અર્પણ કરવામાં આવ્યું હતું.

એ સિવાય સાંજ વર્તમાન તા૦ ૧૮-૧૨-૧૯ ને ગુરૂવાર તથા તા૦ ૨૧-૧૨-૧૯ રવિવારના ગુજરાતીમાં પણ એજ હકીકત પ્રસિદ્ધ થઈ હતી.

સભાના કાર્યથી મુક્ત થયા પછી સાથે લેવાના સામાનની તજવીજ કરવા માંડી. આફ્રિકાવાસીની સૂચના પ્રમાણે પહેરવાના ગરમ કપડાં, ઓઢવાની રગો બિસ્તર વિગેરે યોજના કરી. પછીથી ખોરાકને માટે કધની પૂરી, મગજ, હલવાસન, સૂકોમેવો, લીલોમેવો, વિગેરે મુંબઈથી લીધાં. તેમજ પાણી પીવાનું જરી લેવા માટે પણ ગોઠવણ કરી એ સિવાય દાતણ, ન્હાવા ધોવાનો સાબુ, માટી, વિગેરે પદાર્થો પણ સાથે રાખી લીધા. સોમવારને દિવસે અગીઆર વાગે સ્ટીમર પર જવા સારૂ બેલાર્ડપીયર પર આવ્યો.

આગબોટમાં ત્રણ વર્ગ હોય છે અને તેની ફી સમયાનુકુળ વધતી ઓછી હોય છે. થર્ડ કલાસના પેસીંજરોને પ્રીન્સડોકમાં લઈ જઈ તેમનો સામાન બહારમાં મૂકાવે છે. અને દરેકના હાથ ઉપર D આ સંજ્ઞાની છાપ મારે છે પછી ડોક્ટર તપાસ કરી સર્વને સ્ટીમર પર ચડવાની રજા આપે છે. ફર્સ્ટ કલાસ અને સેકન્ડ કલાસનાં મનુષ્યો આ કડાકુટથી મુક્ત હોય છે જેથી તેમને બહુ કડાકુટ પડતી નથી. પણ ડેકવાળાને પોતાની જગો નક્કી કરવાની હોય છે. બનતાંસુધી હિન્દુઓએ આગલા ભાગમાં જગો પસંદ કરવી. કારણ કે પાછળ એ લોકો જાનવરોને મારવાનો પ્રબંધ રાખે છે. માટે એ જગા જ્યાં હોય તેનાથી ભિન્ન સ્થાનપર જગો રાખવી.

ફર્સ્ટ ક્લાસમાં મારી કેબીન હતી ત્રણજણની પણ તેમાં હું એકલો જ હતો. ફર્સ્ટ અને સેકન્ડ ક્લાસના માણસો માટે તમામ સોઈ રાખવામાં આવે છે. સ્નાનાદિ કરવાની પણ ઠીક અનુકૂળતા હોય છે અને સ્વચ્છતા પણ બહુ સારી રીતે રાખવામા આવે છે. સૂવાનું અને ઓઢવાનું, તથા ટુવાલ વિગેરેનો પ્રબંધ પણ કંપની કરે છે પરંતુ આ બધી બાબત ફર્સ્ટ અને સેકંડ ક્લાશમા હોય છે.

સોમવારે બે વાગે મુંબઈથી સ્ટીમર ઉપડી મંગળવારે દશ વાગે ગોવા બંદર કર્યું. ત્યાંથી બે વાગે સ્ટીમર ઉપડી. ત્યાર પછી બ્રાહ્મણીઆ વીશી જોવા જવાનો વિચાર થયો. આ સ્ટીમરો યુરોપી કંપનીઓની છે તેથી તેમની સગવડ ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે. જ્યારે બ્રાહ્મણીઆ વીશી પાસે ગયો ત્યારે જોયું તો એક બાજુ બ્રાહ્મણ અને બીજી બાજુ મુસલમાનોને રસોઇ કરવાની ગોઠવણી હતી. બેની વચ્ચે માત્ર સોપારીની જાળી છે અને તે તરફજ ઉભયને રસોઇ બનાવવાની હોવાથી એકબીજાની વરાળનો વિનિમય થઇ છાંટા ઉડે એવો પણ સંભવ સમજાયો, હિન્દુઓને હિંદુત્વ સાચવવું હોય તો આવી વીશીમા સુધારો કરાવવા જરૂર યત્ન કરવો જોઇએ. હિંદુની મુસીબતનો આટલેથીજ અંત આવતો નથી જે જગોએ જમવા બેસવાનું છે. ત્યાં સર્વ છૂટા છૂટા બેસે છે અને તેમની વચમાંથી ગમે તે જાતિનો માણસ જોડા પહેરીને ચાલ્યો જાય છે. જે લોકો વીશીમાં જમતા નથી તેઓને રસોઇ કરવા સારૂ પાછલા ભાગમાં એક હિન્દુ માટે અને એક મુસલમાન માટે એમ બે લોખંડના ચૂલા બનાવેલા હોય છે. તે લોકો ત્યાં રસોઇ બનાવી પોતાના મુકામ ઉપર લઇ જાય છે. ને પછી જમે છે વીશીના માલિક હિંદુ ધર્મનું રક્ષણ થાય એવો બંદોબસ્ત કરવો જોઇએ. નહિં તો બ્રાહ્મણીઆ વીશીને નામે ધર્મપર છીણી મૂકાય છે. ધર્મપરાયણ હિન્દુઓએ આવી ધર્મભોળુ બ્રાહ્મણીઆ વીશીનો પરિત્યાગ કરવો જોઇએ. અગર તેમાં ધર્મનું સંરક્ષણ થાય એવા ઉપાયો કરાવવા જોઇએ. અને કાંઇ ન થઇ શકે તો સૂકાપાકાથી ચલાવી લેવું. તેમજ વીશીમાં ખાવા પીવાની વસ્તુઓ પણ ઉત્તમ મળતી હોય એવું જણાતું નથી. કારણ કે જમનારાઓ,ત્રાસો મારતા હતા. કેટલાએકનું એમ કહેવું હતું કે મુંબઇ તરફ જતા લોકોની ઠીક તજવીજ રાખે છે. પણ તે સરટીફીકેટ લેવા પૂરતીજ. આવી રીતે ખુશામત કરી એકત્ર કરેલા કાગળનાં કોતરાપર ભરૂસો રાખી કેટલાએ પુરૂષો ફસાતા હશે માટે ધર્મપ્રિય પુરૂષોએ તો એ વીશી નહિ પણ અધર્મરૂપ પીંછી સમજી સદાને માટે દૂરજ રહેવું.

કેટલાએક માણસો સઢ ખાઇને ચલાવનારા પણ જોવામાં આવ્યા તેમજ કેટલાએક પુરૂષો જુદુ રાખીને જમનારા પણ હતા. આ રીતે મુસાફરી કરતાં અમે રવિવારે અગીઆર વાગે શીશીલ બંદર આવી પહોંચ્યા. શીશીલ પર્વતની તલેટીમાં છે. તેની આસપાસની વનરાજી દૂરથી જોનાર મનુષ્યના મનને રંજન કરે છે. આ વિભાગમાં હમેશાં વરસાદ થયા કરે છે. અમારી સ્ટીમર "કારા ગોલા" ને પણ વૃષ્ટિએ એક વખત દિવસે અને એક વખત રાત્રીએ એમ બે વખત સ્નાન કરાવ્યું હતું. શીશીલમાં સ્ટીમર રાત્રી રહેવાની હોવાથી ફર્સ્ટ કલાસ અને સેકન્ડ કલાસના પેસીંજરોને શહેરમાં જવાની રજા હતી. કેટલાએક ઉતારૂઓ શહેર જોવા ગયા હતાં. સ્ટીમર ઉભી રહેતાં શહેરના પોલીસ અમલદાર પોલીસ સહ આવ્યા હતા. તેમણે જવાવાળા લોકોના પાસપોટ જોઇને શહેર જોવા જવાની રજા આપી હતી. જોવાવાળા લોકો એમ વાતો કરતા હતા કે શહેર માથેરાન જેવું છે. શહેરમાં ટ્રામ નથી પણ ઘોડાગાડીઓ મળે છે.

શહેરના વ્યાપારી લોકો કેળા લાકડીઓ, ટોપીઓ, ઝેરી નાળીએરની પેટીઓ વિગેરે લાવ્યા હતા. એ લોકોને સ્ટીમરપર ચડવા દેતા નથી તેથી તેઓ પોતાનો માલ હોડીમા રાખી સ્ટીમરની પાસે આવે છે. પછી એક ટોપલીને દોરડું બાંધી ઉપર ફેંકે છે તે દોરડાથી ટોપલી ખેંચી ઉતારૂઓ તેમા પૈસા મુકી ટોપલી નીચે હોડીવાળાને આપે છે અને હોડીવાળો તેને માલ આપે છે. કેટલાએક માછલા વિગેરે પણ વેચવા માટે લાવે છે. એક બાજુ લોકોનો આ કારભાર ચાલતો હતો ત્યારે બીજી તરફ સ્ટીમર માલ ખાલી કરવાનું કામ કરતી હતી. જેથી ડેકના લોકોને માથે બાંધેલ છાયા લઇ લેવામાં આવી હતી તેજ વખતે વરસાદ પણ થયો જેમા ઘણાખરાનો સામાન ભીંજાઇ ગયો વળી રાત્રે પણ વરસાદ થયો જેથી ડેકમરના લોકોને તો પૂરી નિદ્રા કરવાનો પણ સમય ન મળ્યો. મહામુસીબતે જેમતેમ ત્રિયારાઓએ રાત્રી પસાર કરી.

સોમવારે સવારના સાત વાગે સ્ટીમર શીશીલથી રવાના થઇ ડેકના લોકો વૃષ્ટિના દુઃખથી મુક્ત થયા. પણ પવન અને તાપ તેમને માટે તૈયાર હતાં. પ્રથમ તો વસ્ત્રાદિ સુકવવાં પણ પછીથી તાપ લાગવા માંડ્યો. આરંભમાં લોકોના મનમાં એ આશા હતી કે છાયા થશે. પરંતુ આશા તો નિરાશાજ રહી. શીશીલથી મોમ્બાસા પહોંચતા સ્ટીમરને ત્રણ કે ચાર દિવસ લાગે છે જેથી બુધવારે સાંજરે અથવા ગુરૂવારે સવારમાં સ્ટીમર મોમ્બાસા જઇ પહોંચવાની તો પછી બે દિવસ માટે નકામી બાધછોડ કોણ કરે ?

એવું ધારી ડેકપરના લોકોને ઠંડી, ગરમી રૂપ દ્વન્દ્વ સહન કરવા ખુલ્લાજ રાખ્યા. ત્યારે ફર્સ્ટ ક્લાસ અને સેકન્ડ ક્લાસમાં હમેશાં તાપ આવે ત્યારે પડદા બાંધવા અને હવા જોઇએ ત્યારે પડદા ખોલવા એ કામ થયાજ કરે. ત્યારે ત્રીજા વર્ગના ઉતારૂઓને માટે કાંઇ નહિ. પૈસા તો સર્વ કોઇ આપે છે. તો ત્રીજા વર્ગના માણસોને પણ તેમના હક પ્રમાણે જરૂર સગવડ મળવી જોઇએ.

સ્ટીમર દશમે દિવસે મોમ્બાસા પહોંચી ત્યાં પોલીસ અમલદાર પોતી અને ડોક્ટર આવ્યા તે સ્ટીમરની તપાસ કરી પછીથી લોકોનાં પાસપોર્ટ લેવાનો ક્રમ ચલાવે છે તે બાબત થઇ ગઇ. એટલે સ્ટીમરના બંધનથી મુક્ત થયા. (ક્રમશઃ)

---

## जमानाने लगतो प्रश्नोत्तर.

પરમ પૂજ્ય "શ્રી સનાતન ધર્મ પ્રભા", ના દષ્ટા !

× × × × × ઘણા વિચારો કર્યા પછી આપને એક પ્રશ્ન કરવાની ઇચ્છા થઇ છે તો તેનો ખુલાસો અવશ્ય આપશો. (૧) અમને ક્લબોમાં, જીમખાનામાં, સોસાઇટીઓમા અને ફરવા જવામાં જેવો અને જેટલો આનંદ આવે છે. તેવો ને તેટલો આનંદ સત્સંગ કરવામાં, શાસ્ત્ર શ્રવણમાં કે દેવ મંદિરમા અગર ધાર્મિક સભાઓમાં જવામાં આવતો નથી. (૨) દેશની ચળવળને જણાવનારાં પત્રો વાંચવામા અમારા મનમાં જે ઉમળકો આવે છે તે ધાર્મિક પુસ્તકો વાંચતી વખત હોતો નથી. ધર્મની વાતો સાંભળતાં હૃદય પાછું હઠે છે (૩) દેશનેજ દેવ ગણી તેની ભક્તિ કરવામાં અમારાં મનમાં જે પ્રેમનો આવેશ જણાય છે તેના સોમા ભાગનો પ્રેમ ભગવાનની ભક્તિમા નથી. કદિ કોઇ ડોળને ખાતર રાખતા હોય તે વાત જુદી છે. આ બધું શા કારણથી બને છે તેનો સકારણ જવાબ આપશો. × × × × × × શાસ્ત્રના પ્રમાણ હશે અને તે આપશો એ ઠીક છે. પણ આ બાબતનો ઉત્તર એવી રીતે આપશો કે શાસ્ત્ર પ્રમાણને નહિ માનનારાં

પણ આમાંથી કાંઇક સમજી શકું × × × × × એજ વિનતી. વિજયા દશમી ૧૯૭૭

તમારા ત્રણ પ્રશ્નોને એક જ બાબતમાં પણ લાવી શકાય છે અને તે એજ કે " વર્તમાન સમયમાં નવીન વર્ગ દેશહિત કે દેશભક્તિ માટે જેટલી તત્પરતા બતાવે છે તેટલી તૈયારી ધર્મ તરફ કેમ બતાવી શકતો નથી ? " આટલીજ બાબતનો ઉત્તર આપવામાં આવે તો તમારૂં સમાધાન થઈ જશે તો યથામતિ પરમાત્મ કૃપાથી તેનો ઉત્તર આપવામાં આવે છે અને પ્રમાણ સહ જેમ લખ્યું છે તે પ્રમાણે યત્ન કરવામાં આવશે પછી પરિણામ તો ઈશ્વર ઇચ્છા હોય તે આવે. અસ્તુ.

આ વિષે અનેક યુગથી પ્રવૃત છે. પણ તેમાં જ્યારથી યુરોપખંડની મહત્તા બધાઇ અને આર્યાવર્ત પડી ભાગ્યું ત્યારથી કોઇ નવીજ રચના થઇ ગએલી છે. ભારત માતાના સંતાનો પોતાનું સર્વસ્વ ભૂલી બીજાના વૈભવ જોઇ ચકાચોંધમાં અંજવાયા છે તેથી તેમને પરનું ઉત્તમ અને પોતાનું ખરાબ લાગે છે. આવી ભાવના ધણું ખરૂં હિંદના ઘણા મનુષ્યોના હૃદયમાં ઘર કરી બેઠી છે તેમાં પણ જે લોકોએ હાલની ઇંગ્રેજી કેળવણી ગ્રહણ કરી છે તેમના અંતઃકરણમાં તો ફક્ત ભાવના પોષાઇને પુષ્ટ પણ થએલી છે જેને પ્રકૃતિ અથવા સ્વભાવ કહેવામાં આવે છે. તેનો એ નિયમ છે કે " પોતાને અનુકૂળ જણાતી બાબતને તે સહજે ગ્રહણ કરે છે. " તે પ્રકાર હાલ પ્રત્યક્ષ થઇ રહેલ છે એ વાત જેમ જેમ આપણે આગળ વધીશું તેમ તેમ સ્પષ્ટ થતી જશે

વર્તમાન સમયમાં મનુષ્ય ભાવનાના પ્રત્યક્ષ બે ભેદ પડી ગયા છે. જે વ્યાપારી કે ધણો વર્ગ છે તે માત્ર ધર્મને વળગી રહેલો છે અને ધર્મનું શરણ રાખી વ્યવહારમાં જે પ્રપંચો કરવાના છે તે કરતોજ ચાલે છે તેમના ઉપદેશકો અને આચાર્યો પણ ધર્મને ઓથે અનેક સત્યાસત્ય, ઇર્ષ્યા, નિંદા, અને કજીઆના ખટલાઓમાં ખરાઇને ધર્મને નામે લોકો પાસેથી પૈસા લઇ અધર્મનુંજ પોષણ કરે છે. ધર્મોપદેશક કે ધર્મગુરૂ જાણે જૂનો ઇજારો તો એજ રાખી બેઠા હોય જ એટલે આ ધાર્મિક ટોળામાં પણ પ્રપંચજ સ્માય છે એ વાત તેની સાથે સબંધ રાખનાર સર્વે કોઈ જાણેજ છે એજ જૂનાં વૃદ્ધ ધર્માવલબીઓની પ્રજા જેને હાલ નવીન વર્ગને નામે ઓળખીએ છીએ તેને જે કેળવણી આપવામાં આવે છે તે કેળવણીના યોજકો વિદેશી અને વિધર્મી હોવાથી વિદ્યાર્થીઓના અંતઃકરણમાં એજ છાપ પાડે છે કે —

નથી. તે ઉપરાંત જ્યારે એવા નવયુવાનો પરસ્પર મળે છે ત્યારે ધાર્મિક જીવન ગાળનારાઓની ટીકા, નિંદા કર્યાંજ કરે છે જેથી તેમની વૃત્તિનું ધર્મ તરફ વલણું થતું નથી હવે તેઓ જે દેશભક્તિ લઇ બેઠા છે તેમાં પણ નિયમો છે અને તે પાળવાના હોય છે. પરન્તુ એ નિયમો મનુષ્યબુદ્ધિથી બંધાએલા હોય છે તેમાં આત્મવિકાસને જોઇએ તેવો અવકાશ હોતો નથી. ત્યારે ધર્મના નિયમો દૈવીબુદ્ધિથી બંધાએલા છે તેમાં મનુષ્યના અભ્યુદયને સંપૂર્ણ અવકાશ છે એ માનુષી નિયમોમા પણ દેશભક્તો અનેક પ્રકારનાં ફારસ ભજવે છે અને મરજીમાં આવે તેમ સ્વચ્છંદ ચાલે છે તેમા એટલી છૂટ છે. એ તેમ કરે છતા તેમની દેશભક્તિમા ન્યુનતા ગણાતી નથી એટલે પછી એ સ્વચ્છંદતાની બાબતજ તેમને રૂચે છે

ધર્મમર્યાદા અવિચ્છિન્ન છે તેમા પેસા પછી તે પ્રમાણે ચાલે તોજ તેને ધર્મનો અનુભવ આવે ત્યારે દેશભક્તિમાં કોઇ મર્યાદા નથી ગમે તેમ ગબડાવ. દાખલા તરીકે સત્યાગ્રહનુ ફારસ ભજવાયું તેનાપર વિચાર કરતાં ધ્યાનમાં આવશે કેટલીએક વ્યક્તિઓએ તો તે વખત દેશભક્તિને ખાતર સત્યાગ્રહના ફોર્મ ઉપર સહી કરી વળી થોડી મુદત જતાં રાજીનામું આપ્યું આનો અર્થ શો? અવલોકનકાર તો એમજ વિચારે કે "રાજીનામુ આપનાર દેશસેવા કે સત્ય ઉપર પ્રેમ નથી" એક બાબતને ઉપાડ્યા પછી તેમાં વિઘ્ન આવતા જ્યારે એ વાત પડતી મુકવામા આવી પછીથી સત્યાગ્રહીઓએ જે સહીઓ કરી તેનો સ્વીકાર કર્યો હતો તેના શા હાલ ? આ બાબત કહેવામાં હેતુ એજ છે કે મનુષ્ય બુદ્ધિ પૂર્ણપ્રકૃતિનું સ્વરૂપ સમજ્યા વિના અને તેને અવકાશ આપ્યા વિના એકજ વિચાર કરી ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં મનુષ્યોને માટે એક નિયમ બાંધે છે તથી તેનો આશ્રય લઇ મનુષ્ય પોતાનો વિકાશ ન સાધતાં ઉલટો ગાડો બને છે. એજ સ્વચ્છંદતા અને તેવોજ પ્રકાર હાલમાં વિસ્તાર પામી રહ્યો છે. અને તેવા મનુષ્યોને એ બાબત રૂચે છે માટે તેમાં સર્વકોઇ ખેંચાય છે. જોકે આ બાબત ટુંકામાં લખી છે છતાં વિચાર કરનારને સમજાય તેવી લખી છે.

ભારતવર્ષમા જ્યારે પ્રાચીનભાવનાનું બળ હતું ત્યારે જે સુખશાન્તિ અને ઉન્નતિ હિંદમા વ્યાપક હતાં તેનો અત્યારે વિનાશ થયો છે. તેમાં કારણો તો ઘણાં છે. પણ સર્વથા મુખ્ય કારણ એ ભાવનાનો રસ સુકાઇ ગયો એજ છે. લગભગ બે હજાર વર્ષથી હિંદુસ્તાન પરદેશી રાજ્યની સત્તા નીચે છે તેની સાંસારિક અસરોની હિંદની પ્રાચીન ભાવનાનાં અનેક રૂપાન્તર થયાં. ભારતની મૂળ ભાવના બળવતી અને સત્યપ્રાધાન્ય હોવાથી એ

રૂપાન્તર આપણને ખપેડી શક્યા નહિ પણ ભાવનામાં જે રસ હતો તેને ચુસી નાખી આપણા હાથમાં શબ્દમાત્ર રહેવા દીધા. એથી આપણામાંથી શ્રદ્ધા અને વિશ્વાસ દૂર થયાં તેને લઈને કર્તવ્ય ભ્રષ્ટ થયા. એટલે આપણે ખરો માર્ગ ભૂલ્યા. એવામાં યુરોપનું સામ્રાજ્ય થતાં તેની અસરમાં પડયા અને સુધારક ટોળું ઉદ્ભવ્યું તેમણે પણ અભ્યુદયને માટેજ યત્ન આદર્યો. પરંતુ ભૂતકાળના ભાન વિના અને વર્તમાનનાં સંગીન જ્ઞાન વિના ભવિષ્યનો માર્ગ તેમનાથી સડશુ કરી શકાયો નહિ તેઓએ અત્યાર સુધીમાં જે કાંઇ કર્યું હોય તો માત્ર વિનાશ અને વિરોધ એ બેજ છે. ત્યારે જુનાઓ માત્ર જડતાને પકડીને બેસી રહ્યા છે. અર્વાચીન સમયે પણ જો કોઇ ઊંડો ઉતરીને તપાસ કરશે તો આર્યાવર્તની આસ્થિતિનું તેને બરાબર દર્શન થશે પછી બાહ્ય ડોળને જોનારા અને વિચાર નહિ કરી શકનારા હાલના બાહ્ય સ્વરૂપને જોઇ ગમે તેવાં અનુમાન કરે તેને કોઇ અટકાવી શકે તેમ નથી. પણ વસ્તુ સ્થિતિ તો જે કહેવામાં આવી તેજ છે.

ટુંકામાં કહેવાનું એજ છે કે હાલના નવજુવાનોને ઇશ્વરભક્તિની રૂચિ અને ધર્મપર અરૂચિ થવામાં વિદેશના મહત્તા અને સ્વની ન્યુનતા તથા બીજાએ ઉત્પન્ન કરેલી ધર્માંતરફ તિરસ્કારની લાગણી એ મુખ્ય મુદ્દાઓ છે. અને પ્રથમથી પોતાઓની સ્વચ્છંદતા એ પણ તેમાં હેતુ છે પણ ખરી રીતે જોતાં એ રીતે ભારતનો અભ્યુદય થાય એ આશા આકાશ પુષ્પ સમાન છે. જે કાર્યનો આરંભ અમૃત જેવો લાગતો હોય તેનું પરિણામ બહુધા વિષ જેવુંજ આવે છે. પણ પરિણામ સુધી વિચાર નહિ કરી શકનારા પ્રારંભનો ભભકો જોઇ તેમાંજ મોહ પામે છે અને ખેંચાય છે. દાખલા તરીકે રૂશિઆમા બોલ્શેવિક પ્રસર્યો ત્યારે ઘણાં માણસો એ જુસ્સામાં જોડાયાં હતાં પરિણામ એ આવ્યું કે અત્યારે ત્યાં ભયંકર દુકાળ છે. સર્વને સરખા કરવા જતા કાળને વશ થઇ પડયા અને દ્રવ્યના અભાવે ઉદ્યોગ પણ ભાંગી પડયો એજ રીત આરંભમાં ઉત્તમ જણાતી કાર્યમાં બહુધા રહેલી છે. તેમજ જે કામ આરંભમાં વિષવત્ લાગતાં હોય તેનું પરિણામ અમૃત જેવું આવે છે, દૃષ્ટાન્ત તરીકે મનુષ્યને પ્રથમ ધર્મ પાલન કરવું પડે તો દુઃખ લાગે છે પણ જ્યારે પોતાનો અભ્યુદય જુએ છે ત્યારે આનંદ પામે છે. માટે ધર્મ પાલકના રોષે ધર્મપર ન ચડાવતાં મનુષ્યનો યથાર્થ અભ્યુદય કરનાર જે ધર્મ છે તેનું શરણ તો દરેક મનુષ્યે જરૂર લેવુંજ જોઇએ. એ ધર્મશરણ લેવાની પરમાત્મા સર્વને સુબુદ્ધિ આપો.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## ગ્રાહકોને સૂચના.

પ્રથમ અંકમાં જણાવ્યા મુજબ અમારી ધારણા શ્રીપરમાત્મકૃપાથી બર આવી છે. તો હવેથી 'શ્રી સનાતન ધર્મપ્રભા' પાંચ ફોર્મથી નીકળશે. એટલે વાચનની વૃદ્ધિ થશે. પ્રથમ અંકમાં ચાર ફોર્મ છે તો આ બીજા અંકમાં છ ફોર્મ રાખી પ્રથમ અંકની ખોટ પૂરી નાખી છે અને હવેથી નિયમસર પાંચ ફોર્મ નીકળતાં રહેશે. માટે ધર્મ ઉપાસના કરનારા સજ્જનો બનતો યત્ન કરી પ્રભાનાં ગ્રાહક વધે તેવા પ્રકારની ધર્મસેવા પોતા પોતાનાથી બને તે પ્રમાણે કરતા રહેશે.

શ્રી પ્રભાને કરેલી મદદ ધર્મકાર્યમાંજ વપરાય છે એ બાબતની સજ્જનોને ખાતરી થઇજ ગઇ છે તો ધર્મને મદદ કરવામાં સર્વ પોતાનાથી બનતું કરશે. લગભગ પાંચશો પૃષ્ઠના વિશાળ વાચન ઉપરાંત એક દળદાર મોટું ઉત્તમ પુસ્તક પણ આપવાની આ વખત યોજના કરવામાં આવી છે તો ધર્મ પ્રેમીઓ આ ધર્મજ્ઞાનનો લાભ જરૂર લેશેજ.

જુન માસ સુધીમાં થનારાં ગ્રાહકોનેજ ભેટ ઉપર હક રહેશે. એ બાબત ધ્યાનમાં રાખી જુનાં અને નવાં તમામ ગ્રાહકોએ જુન માસ સુધીમાં પોતાનું લવાજમ પોસ્ટદ્વારા મોકલી આપવું. કારણ કે વી. પી. કરવાથી હાલના કાયદાને લઇ ગ્રાહકોને ૭ આના વધારે પડે તેમ છે તો એ રીતે નકામું ખર્ચ કરાવવા અમે ઇચ્છતા નથી માટે મનીઓર્ડરથી નાણાં જલદી મોકલી આપશે જેથી ગ્રાહકોની પાસે પહોંચનો કાગળ રહેશે તો આ બાબતમાં ત્વરા કરશો. વિલંબ કરવાથી ભેટનો લાભ ખોશો અગર ૭ આના વધારે ભરવા પડશે માટે સૂચનાપર જરૂર ધ્યાન આપશો.

કેટલાએક ગ્રાહકોની પાસે પ્રથમ વર્ષનું લવાજમ બાકી છે તેમણે પણ મનીઓર્ડરથી મોકલી આપવું અગર વી. પી. આવે તે છોડાવી લેવું. ૐ

દક્ષ 'પ્રભા'

ૐ

## ग्रंथावलोकन

શ્રી પંચદશી. ગુજરાતી ભાષામાં મૂલ તથા ભાવાર્થ સહિત લેખક ભટ્ટ પૂંજાભાઈ સોમેશ્વર. હાઈકોર્ટ પ્લીડર મુ. પેટ્ટ. પૃષ્ઠ ૭૦૦ મૂલ્ય રૂ. ૨-૮-૦

આપણાં તત્ત્વદર્શી પૂજ્ય પુરૂષોએ એક એવા નિરતિશય સુખનો અનુભવ કર્યો છે કે, તે સુખની આગળ આલોક અને સ્વર્ગાદિલોકનાં સર્વ સુખો નિસ્તેજ લાગે છે તે નિરવધિક પરમસુખ પ્રાપ્ત કરવું એ જીવનનો મુખ્ય હેતુ છે પરંતુ હિંદના હત ભાગ્યે વર્તમાન સમયમાં ભારત માતાના પવિત્ર પુત્રો પોતાની સુખકર પ્રાચીન ભાવનાને ભૂલી સત્તા અને સંપત્તિના મોહમાં સપડાઈ પ્રવૃત્તિના અસ્ખલિત પ્રવાહમાં ઉન્નતિને નામે કોણ જાણે કેવાએ સ્થાનમાં ગુલાટો ખાઈ રહેલ છે !! આપણી પ્રાચીન તેમ અભેદ ભાવનાજ સર્વોત્તમ છે ધર્મ, વ્યવહાર, અને રાજ્ય-સ્વરાજ્ય એ સર્વમાં અત્યારેજે મંદતા ભાસે છે તેનું કારણ પણ અભેદનો અભાવજ છે. જે સ્વતંત્રતાને નામે યુરોપના જાહેરતા ભૌતિક સુધારાને આધારે, દેશના નાયકો ગમે તેવા પ્રકારની સકરતા કરી, વર્ણાન્તર લગ્ન કરાવી સ્વચ્છંદતા ફેલાવી જે પડીવાના પ્રસ્તાવો કરી રહેલ છે તે સ્વચ્છંદતાને ઉડાવી સ્વતંત્રતાની સંપૂર્ણ લહેરોનો અનુભવ કરવો-હોય-તો આખાં વર્તનાં તમામ મનુષ્યોએ અભેદ ભાવનાનોજ આશ્રય કરવો જોઈએ.

એ અભેદ ભાવના વેદ, વેદાન્ત, શાસ્ત્ર, પુરાણ અને આર્યાવર્તના ઇતિહાસમાં સ્થળે સ્થળે પૂર્ણરીતે બતાવવામાં આવેલ છે વેદ, ઉપનિષદ્ આદિ ગ્રંથોમાં રહેલ અદ્વૈતતત્ત્વ અગર અભેદ ભાવનાને સમજવા માટે ઘણા ગ્રંથોના અધ્યયનની જરૂર પડે છે તેમજ એ અભેદ ભાવના રૂપ ઉત્તમ ફળદાતા અર્વાચીન વેલીને અદ્વૈત સિદ્ધિ ચિત્સુખી જેવા આકરવાદ ગ્રંથો અને પ્રમાણ ગ્રંથો લખી સુરક્ષિત કરી લોકોપકાર કરેલો છે પરંતુ તે ગ્રંથો ભણવા અધિકારી થવા બહુકાળની મહેનત અને અભ્યાસ જોઈએ

તેમજ ઘણા ગ્રંથોનું અવલોકન પણ કરવું જોઇએ તેવા પ્રકારની જેની સ્થિતિ ન હોય અને અભ્યાસ વિશેષ નકરી શકે તેવા સામાન્ય મુમુક્ષુ ઉપર કૃપાકરીને શ્રી મત્સ્વામી શ્રી ૧૦૮ વિદ્યારણ્ય સ્વામીએ સરલ સંસ્કૃતમાં વેદાન્તનો પંચદશી નામે અપૂર્વ ગ્રંથ તૈયાર કર્યો છે. પરંતુ વર્તમાન સમયમા યંત્રને આધારે કાર્ય કરનારાઓને તે જલદી કાર્ય કરવાની ટેવ પડી છે. તો તે પ્રમાણે સરલતાથી વેદાન્તમાં પ્રવેશ કરાવી દરેક પ્રક્રિયા સમજાવનારે પંચદશીનામક ગ્રંથ છે તેના પર ગુજરાતી બે ત્રણ ટીકાઓ પણ થએલી છે છતાં શ્રીમત્પરમહંસ પરિવ્રાજક સ્વામી શ્રી ૧૦૮ હરનામ ગિરિજી (પ્રજ્ઞાચક્ષુજી) પાસે તેનો સારી રીતે અભ્યાસ કરી તેનું ગુજરાતી તે પણ સરલ ભાષામા ભાષાન્તર કરી દરેક પ્રકરણમા રહેલ ભિન્ન ભિન્ન બાબતોને સ્પષ્ટ કરવા પ્રત્યેક પ્રકરણનો ભાવાર્થ લખવામાં વકીલ પુંજાભાઇએ સારો પ્રયાસ કરેલો છે એટલુંજ નહિ. પણ જે જે કઠિણ શબ્દો આવેલા છે તેના સરલ અર્થ કૌંસમાં આપી જિજ્ઞાસુઓને વધારે સરલતા કરી આપી છે યથાર્થ રીતે પંચદશીનું આવુ ઉત્તમ ભાષાન્તર થવામા મુખ્ય પ્રસાદ સ્વામીશ્રી પ્રજ્ઞાચક્ષુજીનો છે છતા એ પ્રસાદને પચાવી પોતાની માતૃભાષામા સરલતાથી સમજી શકાય એવી રીતે લખનાર વકીલની પણ પાત્રતા ઓછી નથી સ્વામીશ્રીએ પોતાનો વિદ્યાપ્રસાદ એવા યોગ્ય પાત્રને અર્પ્યો કે જેનો લાભ સર્વ ગુજરાતી ભાષા જાણનાર લઇ શકે " તો સર્વ ભાઇઓ આપણી પ્રાચીન આત્મ ભાવનાને સમજી અભ્યુદયનો માર્ગ પકડી સ્વામી શ્રી અને લેખકના પરિશ્રમને સફળ કરશો અસ્તુ ॐ कार विवरण लय चिन्तन-લેખક ભટ્ટ પૂંજાભાઈ વકીલ સુ ખેડા મૂલ્ય ૦-૧૦-૦ આપણુ વેદાન્તનોજ ગ્રંથ છે અને આત્મ ભાવના પર ૩૯ પંક્ષ તેમા કેમ સ્થિર રહેવું તેનું બહુજ ઉત્તમ રીતે વર્ણન કરવામા આવેલ છે તો જિજ્ઞાસુઓ તેમાંથી પણ જરૂર લાભ ઉઠાવશે. " પ્રભા "

દશા " પ્રભા. "



# दृष्टान्त शतकम्.

कामाय स्पृहयत्यात्मा संयतोपि मनीषिणः ।
वीथीनियमितोप्युक्षा शष्पग्रासाय धावति ॥ २५

કામથી મનને સાંકળે, તોપણ વિચરે જાય;
બળદ મારગે ચાલતો, ચિતથી તૃણને ચ્હાય. ૨૫

सहजोऽपि गुणः पुंसां साधुवादेनवर्धते ।
कासीसद्रव्यलेपेन कांतिं वंहति कांचनम् ॥ २६ ॥

સ્વયં સિદ્ધ ગુણ જન તણો, સત્સંગે અધિકાય;
કાસીસ કેરા લેપથી, કાંચન કાંતિ સોહાય. ૨૬

निन्दां यः कुरुते साधोस्तथा स्वं दूषयत्यसौ ।
खे धूलिं यस्त्यजेदुच्चैर्मूर्ध्नि तस्यैव सा पतेत् ॥ २७ ॥

સજ્જનને દૂષણ દીએ, તે દૂષિત થઈ જાય,
નભમાં ફેંકે ધૂળ તે, શિર પર વૃષ્ટિ થાય. ૨૭

स्वभावं नैव मुंचंति सन्तः संसर्गतोऽसताम् ।
न त्यजन्ति रुतं मंजु काकसम्पर्कतः पिकाः ॥ २८ ॥

સજ્જન ખલના સંગથી, સ્વભાવ કરે ન ત્યાગ,
કોયલ કાગના સંગથી, છોડે નહિ સુરાગ. ૨૮

सम्पत्तौ कर्कशचित्तं खलस्यापदि कोमलम् ।
शीतलं कठिनं मायस्तप्तं मृदु भवत्ययः ॥ २९ ॥

સંપત્તિમાં ચિત્ત કઠિન ખલ, વિપત્તે કોમળ થાય;
શીતલ લોહ કઠિણ પણ અગ્નિમાં મૃદુ થાય. ૨૯

प्रायः प्रकुप्यतितरां प्रीत्यैव च खलो जनः ॥
नयनं स्नेहसम्पर्कात्कालुष्यं समुपैत्यलम् ॥ ३० ॥

પ્રીતિથી ખલજન સદા, કરે અધિકો કોપ;
કાજળ ભળીને તેલમાં, દમનો દર આરોપ. ૩૦

## द्विविध वैराग्य अने संन्यास.

હરિગીત.

નૈવેધ સાથે જ્ઞાનગર્ભ વિરાગ એમ દ્વિવિધ કહ્યો,
ગૃહ, મિત્ર, ધન, સુત, નારીથી દુઃખ દેખીને પહેલો થયો;
ગુરુ જ્ઞાન બોધ થકી બીજો જ્યાં વાંતિસમ વિષયો તજે,
સંન્યાસ પણ દ્વિવિધ મુનિજન દેહ ગેહ મુકી ભજે,

## दीवादांडी.

હરિગીત.

ઘોર જમીન જર કાઢ્યો કટ્ટઆતમ્યો કલિકાળમાં,
વ્હાલા મળી ઇર્ષ્યા કરે જન ધર્મ ઉપર હાલમાં,
સત્ય મને દરશાવતી અજ્ઞાન એ હરતું હણી,
ભારતભૂમિ દીવાથકી પ્રકટી પ્રભા શ્રીસનાતની.

ાવાદમાં થી આર્ય પ્રીન્ટીંગ પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઈએ
છાપ્યું અને ખંભાતમાં પંડિત મુકુન્દાચાર્યજીએ પ્રસિદ્ધ કર્યું.

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૨ જું. સં. ૧૯૭૮ જ્યેષ્ઠ. જુન ઇ. સ. ૧૯૨૨ અંક ૩.

मंगलम्




पीतोदका,जग्धतृणा दुग्धदोहा निरिन्द्रियाः ।
अनन्दा नाम ते लोकास्तान्स गच्छति ता दद ॥२॥

श्रीशांकरभाष्यम्—कथमित्युच्यते—पीतोदका इत्यादिना। दक्षिणार्था गावो विशेष्यन्ते । पीतमुदकं याभिस्ताः पीतोदकाः। जग्धं भक्षितं तृणं याभिस्ता जग्धतृणाः। दुग्धो दोहः क्षीराख्यो यासां ता दुग्धदोहाः। निरिन्द्रिया अप्रजननसमर्था जीर्णा निष्फला गाव इत्यर्थः। यास्ता एवं भूता गा ऋत्विग्भ्यो दक्षिणाबुद्धया ददत्प्रयच्छन्ननंदा अनानदा असुखा नामेत्येतद्ये ते लोकास्तान् स यजमानो गच्छति ॥ २ ॥

ગુજરાતી—જલપાન કરવાના સામર્થ્યથી રહિત, તૃણ ખાવાની શક્તિ શૂન્ય, દૂધદેવાના બળ વિનાની અને ગર્ભધારણ કરવામાં અસમર્થ એવી ગાયો જે આપે છે તે આનંદ રહિત જે લોક છે તેને પામે છે.

વિશેષ—યજ્ઞની દક્ષિણા માટે દાન આપવામાં ગાયોનું દાન આપવું એ શ્રેષ્ઠ છે. પરંતુ નચિકેતાના પિતાએ જે ગાયો દાન નિમિત્તે આપવાનો વિચાર કર્યો હતો તે ગાયો દાનને લાયક નહોતી. આપણામાં જનોક્તિ છે કે "કોહેલું કોળું કાપો અને ગોરને આપો" તે પ્રમાણે ઉદ્દાલક મુનિએ પણ જે ગાયોએ પ્રથમ પાણી પીઇ લીધું છે હવે જેને જલ પીવાની શક્તિ નથી, ઘાસ પણ જેમણે પ્રથમ ખાઇ લીધું છે હવે તે સત્તા નથી, પ્રથમ જેઓને સારી રીતે દોહી લીધી છે હવે શું ક પણ દૂધ આપી શકે તેમ નથી. પૂર્વકાલમાં જેમણે વત્સાદિ આપેલ છે હવે ગર્ભધારણ કરવાની સત્તા નથી અર્થાત્ બહુજ ઘરડી-ગાડે બેસાડીને ઘેર લઇ જવાય તેવી ગાયો દક્ષિણામાં આપવા સારૂ યજ્ઞમંડપની નજીક મંગાવી. આવા પ્રકારની ગાયો જે માણસ દાનમા આપે છે તે દુઃખ આપનારા લોકમા જાય છે. અર્થાત્ આ સમયે બહુધા લોકો દાન કરવાનો પ્રસંગ આવે છે ત્યારે સસ્તુ શોધે છે. પછી તે ગમે તો સડેલું કે ગમે તેવું હોય તેની પરવા કરતા નથી. તેમણે પણ આ વેદના વચનોનો વિચાર કરવાની જરૂર છે. જો દાન આપવુંજ હોય તો શ્રદ્ધા પૂર્વક, પ્રેમથી સારામાં સારી વસ્તુ જોઇને આપવી જોઇએ એજ આ શ્રુતિનું તાત્પર્ય છે.




## अव्यक्तार्चन हेतु

( રાગ પ્રભાત )

સત્ય સુખ પામવા ભક્તિ સાધન ગણી, ભક્તજન સાથ અવતાર લીધા,
પરોપકારી પ્રભુ જરૂર જગ પાથરી, ને કરે જીવના બંધ ઢીલા. ૧

દીન દયાળુ શ્રી દક્ષનો પક્ષ લઈ, દુઃખ ટાળે તજી દર્પ ઉદાસી;
જન્મને કર્મ જ્યાં દિવ્ય લીલા રૂપે, નટવર નટ સમો ત્યાં નિરાશી. ૨

અવ્યક્ત નિર્ગુણની અર્ચના સ્તુતિ કરે, હૃદયકમળે બને યોગીઓથી;
અર્ક પ્રતિબિંબ લે કાચકે સ્વચ્છજલ, દીસમાં કેમ દીસે ગોમીઓથી. ૩

જ્યોતિરૂપે જડે ધ્યાન ધીરે થતાં, સિદ્ધ સમાધિમાં સુખદાતા;
સૂર્યચંદ્રાદિ સહુ જ્યોતિની જ્યોતિએ પ્રભુ મુકુંદમાં મસ્ત થાતાં. ૪

સ્વામી પ્રભુાશ્રમ.

ॐ

## विश्वास क्यां करशो ?

हरिगीत

વિદ્વાન મૂર્ખ સમગ્ર લોકો લોભમાં લપટાય છે,
છોટા અને મોટા બધા જન લોભને વશ થાય છે;
ઉપર થકી આસ્તિક ઉદાર પરોપકારી થઈ ફરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરશો અરે ? ૧

સારૂં નઠારૂં સમજનારો નૈકોમાં કોઈક છે,
બહુનું બગાડી લાભ લઈ લેનાર લુચ્ચા લોક છે;
મનની પરીક્ષા માંહિથી હરિ કોણ આવીને કરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરશો અરે ! ૨

વ્યવહાર ને પરમાર્થમાં પૂરો પ્રપંચ રચાય છે,

રહિઓ ભરોસે જેમને તે ગુપ્ત ગાળી ખાય છે;
અન્યાય કે અપરાધથી અંતર વિષે ન જરા ડરે. આ વિશ્વના. ૩
પોતા સમાન ન કોઇ પણ જોતું નથી જન કોઇને,
બળીઓ કરે અપરાધ સામુ પાત્ર નિર્બળ જોઇને;
સમજે સરસ તે રીતીને નિજ સ્વાર્થ જે રીતે સરે આ વિશ્વના. ૪
અધિકારીઓ અધિકારમાં અવળું કરે અંધા થઇ,
આનંદ માની લે સદા પરધામ ધન લૂંટી લઇ;
સંબધીઓ ને સ્નેહીઓ પણ પાપનાં પગલાં ભરે. આ વિશ્વના. ૫
વિદ્યા–વિવેક–વિચાર ધારક ધર્મવંત અપોક છે.
પણ કોણ? તે સમજી શકાય ન એજ અંતે શોક છેઃ
છલ કપટ ચારે કોર દેખી હાથમાં હૈયું ન રે. આ વિશ્વના. ૬
પ્રિય મિત્ર પુત્ર કલત્ર સંબંધ ભૂલી જાય છે,
સ્નેહી સહોદર સેવકો તે દુષ્ટ મનના થાય છે;
પામી પરાભવ પ્રીતિમાં ભોળાજનો નયનો ભરે. આ વિશ્વના. ૭
પરિચય વિના ત્યાંસે નહિ વ્યવહાર પણ કરવો પડે,
પરિણામ નહિ સમજાય તેથી બુદ્ધિ ચકડોસે ચડે
કૈરાવ કશી કરણા નથી કરતા કહો મન કયમ ઠરે?
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે! ૮

(કેશવકૃતિ)

---

## निमंत्रणम्—रागदेश.

समुदितमुदितकुमुदगणशोभितयामिनीशे ।

दलदरविन्दमरन्दविलोभित, मिलितमिलिन्दकदम्बसुशोभित;
धीरसमीरकीरगणमोदितमानिनीशे । समुदित ॥ १ ॥

राजहंसकलहंससुपूजित, मधुरकण्ठकलकण्ठविकूजित;
गुञ्जतभङ्गनिकुञ्जजनितमदभामिनीशे । समुदित ॥ २ ॥

वृन्दावनअतिमृदुलमहीतल, सुन्दरतानिर्जितजगतीतल;
विदलितलताकलितजगतीसहगामिनीशे । समुदित ॥ ३ ॥

कटिनिवीतपीताम्बरचञ्चल, कुण्डलललितकपोलिदृगञ्चल;
कुञ्चितकेशसुवेशदनुजरिपुकामिनीशे । समुदित ॥ ८ ॥
चञ्चलचारुदृगञ्चलशोभिनि, मधुरिपुनयनचकोरविलोभिनि;
चन्द्रवदनि ! कुरु गमनमाशु जितनामिनीशे । समुदित ॥ ५ ॥

गुञ्जद्भृङ्गनिकुञ्जपुञ्जितदलन्मन्दारमालाकुलं
क्रीडत्कोकिलकाकलीकलकलप्रोद्गीतवृन्दावनम् ।
कूजद्वेणुविनोदितामरगणाभस्तुयमनाच्युतं
वालोकीत कुरङ्गलोल नयने ! शीघ्रं समाश्रीयताम् ॥
कुञ्जत्कुन्तलचञ्चलोत्पलदलोन्मीलत्कटाक्षोल्लस-
न्नेत्रोद्गीतनिवीतपीतवसनोत्कण्ठापरीतोऽहरिः ।
पूर्णोत्तीर्णकलानिगीर्णतिमिरोत्संकीर्णवृन्दावने
राजत्पर्वसु शर्वरीशवदने ! त्वन्मार्गमालोकते ॥

पण्डितवर श्रीचन्द्रधरशर्मा,

साहित्यव्याकरणाचार्य ।

मोहनमाला

## મણકો ૭ મો

## अज्ञानीओने आमंत्रण

( રાગ કાફી )

આવો પ્યાલા પીવારે, પ્રેમરસ ઘોળી ઘોળી,
મુખે વિન માંડ્યુ રે, ભૂલી ગુઓ દુનિયા ભોળી ટેક.
પોતે પીએ વળી પાય બીજાને, માનીને ગુણકર સ્વાદ;
ઝેર ચડયું જ્યારે રગે રમગમ ત્યારે આવે બહુ ઉન્માદ.
હું છું ઉચ્ચ પાણીરે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય. કોળી. આવો. ૧

નિજ સ્વરૂપનું ભાન ભૂલીને, લપેટ્યો માયાનો કીચ;
બાલ, જુવાન અને વૃદ્ધ થયા પછી મર્યું માતે માથે નીચ.
અંધાને ના સુઝેરે આપે અમૃત નાખ્યું ઢોળી. આવો. ૨
સંતોના શબ્દનો સ્વાદ ન જાણે જ્યહ જોહ નીંચ કીટ;
આખર ખીલોડી સાકરમાનો સ્વાદ શું માણે મીટ.
એની ભિન્ન જોગીરે, પૂરી પુણ્યવંત ટોળી. આવો. ૩
ભલા ભલા નર પાછા પડે જ્યાં ગુરા તણો સંગ્રામ;
અંતરમાં મહાયુદ્ધ કરે છે લેવા અખંડિત ધામ.
એવા વીર યોદ્ધારે, લહે સત્ય સુખ ખોળી. આવો. ૪
ત્રણનું હાલતાં ત્યાગીનું પેસે એવો છે અટપટો ત્યામ;
એથી બિચારા ભોગી ભલા દે દરસાલ હયમો ભાગ.
પ્રણવ પ્રીતિ અર્પે રે, શેરી ખાઈ ધરમાં મોળી. આવો. ૫

સ્વામી પ્રણવાશ્રમ.




## श्रीमद्भगवत्पाद भाष्यकार शंकराचार्य विरचिता

## प्रश्नोत्तरमालिका

कस्मात्सिद्धिस्तपसो बुद्धिः क्व नु भूसुरे कुतो बुद्धिः ।
वृद्धोपसेवया के वृद्धा ये धर्मतत्त्वज्ञाः ॥ ४३॥

સિદ્ધિ શાથી ? તપથી, વળી મતિ ક્યાં રહે ? વિપ્રમાંહિ, ત્યાં શાથી?;
વૃદ્ધ તણા સેવનથી, વૃદ્ધ કહો શાથી ? ધર્મ સમજ્યાથી ૪૩

लोके सुखी भवेत्को धनवान्धनमपि च किंयतइष्टम् ।
सर्वसुखानां बीजं किं पुण्यं दुःखमपि कुतः पापात् ॥४४॥

કોણ સુખી ? ધનવાળો, ધનશું ? જેમાંથી ઇષ્ટ સિદ્ધિ મળે;
બીજ કિયું સહુ સુખનું ? પુણ્ય, અસુખ શાથી ? પાપથી રહે. ૪૪

संभावितस्य मरणादधिकं किं दुर्यशो भवति ।
कस्यैश्वर्यंयः किल शंकरमाराधयेद्भक्त्या ॥४५॥

સંભાવિત જનને શું? મરણ થકી છે વિશેષ? દુર્યશ છે;
ઐશ્વર્ય કોનું? જે જન સદા સદાશિવ સુભક્તિથી સેવે. ४५

को वर्धते विनीतः को वा हीयेत यो दृप्तः ॥
को न प्रत्येतव्यो ब्रूते यश्चानृतं शश्वत् ॥४६॥

કોનો ઉદય? વિનયીનો, કોનો છે અસ્ત? જે ભરાય મદે;
કોનું નહિ વિશ્વાસુ? નિશદિન જે જન અસત્ય વાણી વદે ४६

कुत्रानृतेऽप्यपापं यश्चोक्तं धर्मरक्षार्थम् ।
को धर्मोऽभिमतोयः शिष्टानां निजकुलीनानाम् ॥४७॥

જૂઠું પાપ રહિત ક્યાં? ધર્મતણા રક્ષણાર્થ જે ઉચ્ચરે;
અભિમત ધર્મ કયો છે? કુળવાળા શિષ્ટ લોક જેહ ધરે ४७

साधुबलं किं दैवं कः साधुः सर्वदा तुष्टः ।
दैवं किं यत्सुकृतं कः सुकृती श्लाघ्यतेचयः सद्भिः ॥४८॥

સંત તણું બળ શું છે? દૈવ, કિયો સંત? તુષ્ટ જે હોયે;
દૈવ કિયું સુકૃતિ છે. કંઇ સત્કૃતિ? જે વખાણે વિબુધોએ. ४८

कवि दयाशंकर

સાહિત્ય વાચસ્પતિ.




રાગ ધન્યાશ્રી.

રહો આરની બ્હાર સજ્જનો રહો આરની બ્હાર
એ તપ નિર્મલ સાર સજ્જનો. ટેક
ક્રમિ રૂપ ઇચ્છામાં હરિને આવી પડે અંતરાય;
શિર ફૂટતો પ્રભુ પાસેતો જન્મ ગોપનો થાય સ ૧

મતિ માંહી વિક્ષેપ જણાવી કરે કાયમાં કંપ;
દેહ થકી પણ દુષ્ટ ક્રોધએ આપે ન જરીએ જંપ. સ. ૨
હાડ માંસ મલ મૂત્રની થેલી નારી તન નિર્માણ;
કામી જન કરી એ અભિલાષા લહે દુઃખની ખાણ. સ. ૩
પર ધનની પરવા કરવાથી અંતર ઉપજે લોભ;
ભેળું કર્યું વપરાય ન તીર્થે નાશ થતાં બહુ ક્ષોભ. સ. ૪
શું કરવું ને શું નવ કરવું એ વાતે અકળાય;
સત્યાસત્ય વિવેક રહે નહિ મોહ તણો મહિમાય. સ. ૫
પચ વિષયરસ પારખવાનું ગાત દિવસ રહે તાન;
હરિ રસનું સ્વપ્નુ નવ આવે વિષયિતાની એ સાન. સ. ૬
કૃપા પાત્ર પર કૃપા ન કરવી એ પણ એક અવગુણ;
નિષ્ઠુર મનનો સહિ મરદ એ ડરે ન કરતાં ખૂન. સ. ૭
ગુણી જનોનાં ગુણ નહિ ગણતા અવગુણ આણે બહાર;
પર ગુણ પેખી નહિ સહનારો અસૂયા કરનાર. સ. ૮
નિજ યોગ્યતા ઉલ્લંઘીને બેહદ માગે માન;
મળે નહિ તો મરડાઇ જાએ માની અતિ નાદાન. સ. ૯
વહાલાનો વિયોગ થવાથી હાયકરી અમરાય;
રડવા કે ચિત્તવવા લાગે, શોક ક્ષણે ન ઉપાય. સ. ૧૦
રાત દિવસ મને ભોગ મળે એમ રહે ચિત્તમાં ચાહ;
વગર અગ્નિએ દુષ્ટ દિલમાં સ્પૃહા જગાવે દાહ. સ. ૧૧
પર લક્ષ્મી દેખી દિલ દાઝે પામે મન સંતાપ;
ખરચી ગાઠ ગરથ ઇર્ષાળુ પર સુખ પર દે શાપ. સ. ૧૨
પરગુણ ઢાંકવા કરે પ્રયત્નો ખોળી ખલજન દોષ;
જુગુપ્સા એ અવગુણ મોટો ભરે પાપનો કોષ. સ. ૧૩
બાર દોષથી બચવા માટે સેવો સદ્ગુરુ સંગ;
રંગ લાગતાં તપ સમતાએ પ્રણવ થશે ભવ ભંગ સ. ૧૪

સ્વામી પ્રણવાશ્રમ.






## श्री सिद्धान्त दर्शनम्

### પ્રકૃતિ પાઠે દ્વિતીય પાઠ

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૪૪ થી )

ગુણોનું નિરૂપણ કર્યા પછી હવે તે ગુણોની શક્તિ વિષે કહે છે–

शक्तिर्व्यामत्तिः ॥२५॥

**शक्तिः** (સામર્થ્ય) **व्यासत्तिः** (સંઘટન)

ગુણોનું પરસ્પર જુદી જુદી રીતે સંઘટન થવું તેને શક્તિ કહે છે.

શક્તિ એટલે યોગ્યતા અથવા સામર્થ્ય. ગુણોનું સંઘટન એ કાંઈ ગુણથી જૂદું નથી, માટે ખરું જોતાં તો એ ગુણો એજ શક્તિ છે. ગુણોની શક્તિ એમ જે કહેવામાં આવે છે તે તો માત્ર ગુણોનો મેળાપ સમજાવવા માટે છે. એ રીતે ગુણોના વિભાગ અને તે વિભાગોનો મેળાપ અસંખ્ય પ્રકારે થઈ શકે છે માટે શક્તિ પણ અસંખ્ય પ્રકારની પ્રકટે છે.

સંક્ષેપમાં કહીએ તો સતના આભાસરૂપ પ્રકૃતિની જે જુદા જુદા પ્રકારની સ્ફુરણાઓ થાય છે. તેમનેજ ત્રણ ગુણ કહેવામાં આવે છે અને ગુણોના પરસ્પરના ઓછાવત્તા સંમેલનથી જે નાના પ્રકારની સ્ફુરણાઓ થાય છે તેને શક્તિ કહેવામાં આવે છે. એ શક્તિઓની ત્રણ અવસ્થાઓ હોય છે (૧) વ્યક્તિ (૨) પ્રવાહ અને (૩) વ્યાપાર. પ્રથમ શક્તિ વ્યક્ત થાય છે. પછી તે શક્તિનો પ્રવાહ ચાલુ થાય છે અને પછી તેનો વ્યાપાર શરૂ થાય છે (જડ વિજ્ઞાનમાં પણ આ નિયમ ચિંતન કરવા જેવો છે.)

सा वै माया दृष्टादृष्टाभ्याम् ॥ २६ ॥

**सा** (તે વ્યાસત્તિ અથવા વિચિત્ર ઘટના) **वै** (નક્કી) **माया** (માયા) **दृष्टादृष्टाभ्याम्** (દષ્ટ અને અદષ્ટ હેતુથી)

ગુણોની જે વિચિત્ર ઘટના થાય છે તેજ માયા છે લૌકિક અને અલૌકિક હેતુઓથી.

ગુણોનો એવો વિચિત્ર સમાગમ થઇ તે અમુક રૂપ ધારણ કરે છે. તેમાં કેટલાએક હેતુઓ આપણે જોઇ કે સમજી શકીએ છીએ તેને દષ્ટ એટલે લૌકિક હેતુઓ કહે છે અને કેટલાએક આપણે જોઇ કે સમજી શકતા નથી જેને સૂક્ષ્માં અદૃષ્ટ હેતુઓ કહ્યા છે તેને અલૌકિક હેતુઓ કહે છે.

એ લૌકિક કે અલૌકિક હેતુઓ વડે ગુણોની વિચિત્ર ઘટના વિકાસ પામે છે તેનેજ અઘટન ઘટના પટીયસી (ન ઘટી શકે એવી રચના કરવામાં કુશળ) માયા કહે છે. એટલા માટે ગુણોની વ્યાસક્તિ (નાના પ્રકારે એકત્ર થવાપણું) તેને 'યોગમાયા' કહે છે.

એ યોગમાયા પ્રથમ કોઇ પણ પહેલા ગુણમાં સ્ફુરણ પામે છે અને પછી તેના મેળાપથી ઉપજેલા બીજા ગુણમાં પણ સ્ફુરે છે અને એવી રીતે ઉત્તરોત્તર સ્ફુરણ થતા થતા હવે પછી જે પાંચ તન્માત્રાઓ કહેવામાં આવશે. તેમાં પણ તે તે ગુણોની સ્ફુરણા જોવામાં આવે છે. સર્વત્ર ગુણોના સયોગાદિ વડેજ વસ્તુઓના સયોગાદિ થાય છે કેમકે જગતનાં સઘળા પદાર્થોના મૂળ આશ્રયભૂત એ ગુણો છે.

## प्रतिनूत्नमभ्येति स्वम् ॥ २७ ॥

**प्रतिनूत्नम्** (પ્રત્યેક નવાને) **अभ्येति** (પામે છે) **स्वम्** (સ્વરૂપને) પૂર્વે કહેલી ગુણોની શક્તિ નવા નવા સ્વરૂપને પામે છે એટલે નવું નવું સ્વરૂપ ધારણ કરે છે.

ગુણોની સંયોગરૂપ શક્તિ અનેક પ્રકારની હોવાથી થઇ ગએલાં અને થવાના કાર્યોના પ્રકારની સંખ્યાનો નિર્ણય કરવાનું ગમે તેવા બુદ્ધિમાનને પણ અશક્ય છે. એવી રીતેજ ગુણોની શક્તિ નવી નવી પ્રકટ થતી હોવાથી તેનાથી ઉત્પન્ન થતા કાર્યો પણ અનિયમિત છે. તેથી જેઓ દીર્ઘદર્શી બુદ્ધિમાન પુરૂષો છે તેઓ ગુણોની શક્તિ ઉપરજ ધ્યાન આપે છે. પણ તેમાંથી થતા નવા નવાં કાર્યોનો આદર કરતા નથી.

## गौणोत्पृक्ते रप्युन्मिषति दाववत् ॥ २८ ॥

**गौणोत्पृक्तेः** ( ગુણોના કાર્યોના સંપર્કને લીધે ) **अपि** ( પણ ) **उन्मिषति** (પ્રકાશ થાય છે) **दाववत्** (વનના અગ્નિની પેઠે) એ ગુણ શક્તિ-ગુણનાં કાર્યો જે ભૂત ભૌતિકાદિ તેમના અનેક પ્રકારનાં સંપર્કને લીધે પણ વનના અગ્નિની પેઠે પ્રગટ થાય છે.

''જેમ અરણી કે વાંસ વિગેરે વનના વૃક્ષોના સંયોગથી અગ્નિ પ્રકટ થાય છે તેમ ભૌતિક પદાર્થના સંયોગથી પણ નવી નવી શક્તિઓ ઉત્પન્ન થાય છે આ શક્તિઓને સાધર્મ્ય શક્તિઓ કહે છે.

આ કારણથી ગુણની શક્તિઓમાંથી કોઇ એક શક્તિ વિદ્વાન માણસમાં વૃદ્ધિ પામીને સર્વજ્ઞતાદિક ઉત્પન્ન કરે છે.

અગ્નિ અને લોહ ચુંબકમાં કોઇએક શક્તિ રહીને દાહકતા અને આકર્ષણ ઉત્પન્ન કરે છે.

વસ્તુઓ અનેક પ્રકારની હોવાથી તથા તેમની પ્રક્રિયા ( મેળાપ વિગેરે ) પણ અનેક પ્રકારની હોવાથી જગતરૂપી વસ્તુ અચિન્ત્ય એવા અનંત રૂપને પામે છે.

જેમ આ દૃષ્ટજગત્ છે તેમ એ શક્તિરૂપી જગત્ પણ જગત્ની વસ્તુઓમાં નિગૂઢ (ઢંકાઇ રહેલું) છે તેને બુદ્ધિમાન્ પુરૂષોએ તેનાં પરિણામ ઉપરથી સમજી લેવું.

કેટલાક આસ્તીક પુરૂષોએ શાસ્ત્રો રચીને તેમાં જગતની ઉત્પન્ન કરનારી આવી શક્તિ-જે શ્રુતિમાં પ્રસિદ્ધ છે તેને-અંગીકાર ન કરતાં પદાર્થોનાં મૂળ પરમાણુઓ છે અને તેઓ વિજાતીય છે ઇત્યાદિ કલ્પનાઓ કરી છે તથા તેમાં લાઘવ માન્યું છે. તે પદાર્થનું લાઘવ છે કે પરોનું લાઘવ છે કે તેમનું પોતાનું લાઘવ છે તે તો તેઓજ જાણે. સુબુદ્ધિમાન પુરૂષો તો વિજ્ઞાનથી જેનો અનુભવ થાય છે એવા બાબત ઉપર તર્કજ કરતા નથી પૂર્વે યાજ્ઞવલ્કયાદિ મુનિઓએ પણ જગતનું કારણ જાણવાની ઇચ્છા કરી હતી અને તેને પ્રત્યક્ષ પણ કર્યું હતું. શ્રુતિ છે કે " **ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्।** " " તે મુનિઓએ ધ્યાન કરીને જોયું ત્યારે તેમણે બ્રહ્મની પોતાની શક્તિને તેના સાત્વિક ગુણો વડે ઢંકાયેલી દીઠી.

## स्वसुताः शिवाः सत्कृतिसंगाशनतपोभ्यः ॥ २९ ॥

**स्वसुताः** ( પોતાનામાં રહેલા ) **शिवाः** ( કલ્યાણરૂપ ) **सत्कृतिसंगाशनतपोभ्यः** (સત્કર્મ, સત્સંગ, સારૂં ભોજન, અને તપ વડે) પોતાનામાં રહેલા એ ગુણો સંધ્યાવંદનાદિ સત્કર્મો વડે, ગુરુ સાધુ કે તીર્થાદિના સમાગમ વડે, હવિષ્યાન્ન વિગેરે સારા અન્નના ભોજન વડે એકાદશીના ઉપવાસ વિગેરે તપ વડે કલ્યાણકારક થાય છે.

તાત્પર્ય એ છે કે શાસ્ત્રમાં વિહિત એવા વ્યાપાર વડે મનમાં રહેલા ગુણોમાંથી સત્વગુણની વૃદ્ધિ થઈને કાંઈ વિશેષ પ્રકારનો યોગ ( ગુણોનો સંયોગ) ઉપજે છે અને તે યોગ પોતાનું કલ્યાણ કરનારો થાય છે એ વાત બુદ્ધિમાન પુરૂષોથી સમજાય એવી છે.

## हंसप्रति अन्योक्ति.

### સોરઠો

નીરજ મંડિત નીર યદ્યપિ છે સર્વત્ર પણ;
માનસસર વણ વીર! મન માને ન મરાલનું. ૧
શોભા સરની એક રાજ હંસથી થાય જે;
તે બક હોય અનેક તોયે ન થાયે સ્વપ્નમાં ૨
કરીશ આળસ હંસ (જો) નીર ક્ષીર વિવેકમાં;
(તો) થઇ વંશ અવતંસ કુળવ્રત કોણ નભાવશે ? ૩

### હરિગીત

જે દુઃખ હરિ દે દૂર દર્શન દેઈ દુનિયાંનું અને,
આપે સુધાત્મક અંબથી આનંદ સૌના નેત્રને;
એવા જલદની ઉન્નતી ન મહેતું પરમ વિચિત્ર છે,
તન છે ધવલ પણ હંસ ત્હારાં કૃષ્ણ સર્વ ચરિત્ર છે. ૪
આ હંસની ઉપર કમલભૂ પરમ કોપ કરી તકે,
અંભોજિની વનનો વિલાસ કદાપિ માત્ર હરી શકે,
પણ દુગ્ધ જલનો ભેદ કરી એ કીર્તિ જે પામ્યો ખરી,
અપહરણ કરવા તેનું તો બ્રહ્મા સમર્થ નથી જરી. ૫

### સોરઠો

જલ્પક ટિટ્ટિભ યત્ર રટે નિકટ રહિ દર્પ કરૂ,
રાજ હંસનું તત્ર શરણ મૌન ના અપસરણ. ૬

કવિ દયાશંકર ભા




## નામ પ્રકરણ

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૯થી )

પૂર્વોક્ત કથનમાં બિંદુ ઉત્થાનરૂપ ઉપાધિથી લીટીરૂપ અને વક્રગતિ રૂપ ઉપાધિથી અક્ષર રૂપ અર્થાત્ પૂર્ણ ૐકારરૂપ સિદ્ધ થએલ છે. એ ૐકારની આઠ પ્રકૃતિ અથવા આઠ ભાગ છે. એ અવયવોના પ્રથક્ પ્રથક્ સંયોગથી વર્ણ, સંખ્યા વિગેરે કેવી રીતે બન્યાં છે તેના અંકોની અનુક્રમ આપવામાં આવે છે. અને તેજ અંકો સાથેના ચિત્રમાં પણ આપેલા છે. તેપરથી બુદ્ધિમાનો યોજનાનો વિચાર કરી લેશે. બિંદુ અને અર્ધમાત્રમાં ત્રણ ભાગ અને તેમાં પાંચભાગ મળીને આઠ ભાગ છે. ૐકારની અર્ધમાત્ર એક છતાં તેમાં બેવિભાગ કેમ ગણવામાં આવ્યા છે. તેનો એક સ્વતંત્ર લેખ પરમાત્મ કૃપા તો લખવા ધારણા છે માટે તેની સ્પષ્ટતા અત્રે જાણી જોઇને કરી નથી.

ૐકારના આઠ અવયવોમાથી ક્યા ક્યા ભાગથી કઇ કઇ આકૃતી થાય છે તે બતાવવામાં આવે છે. ૮-૭-૬ એ ત્રણ અવયવોના સંયોગથી क અક્ષર થાય છે. ૫-૮-૭ એનાથી ख થાય છે. ૭-૮ બે ભાગ મળીને ग થાય છે ૬-૭ મળી त, ૬-૭ મળી प, ૮-૬-૭ મળીને प, ૬-૪-૫ મળીને र, ૫-૮-૬-૭ મળી ल, ૬-૫-૮ એનાથી ह. આ રીતે અવયવોનો અનુકૂળ ફેરફાર કરવાથી સર્વ વર્ણ—અક્ષરો-બને છે. તેમજ ૮-૭ મળી १, અંક બને છે. ૬-૪-૭ મળીને २ દો, ૬-૪-૫ મળીને ३, ૬-૪-૫ મળી ४, ૬-૭ થી ५, ૬-૪-૫ થી ६, ૫-૮ થી ७, सात, ૫-૬ થી ८ આઠ, ૫-૮ થી ९ नव, આ રીતે સંખ્યાઓ થાય છે અને બિંદુ સ્વયં સિદ્ધ છે આ રીતે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ એ ચારેખાણના સર્વ જીવની આકૃતિઓ પણ ૐ બીજ નિર્માણ થએલી છે. આ સર્વ બાબત વિચારતા ધ્યાનમાં આવશે. તાત્પર્ય એ છે કે સંખ્યા અને અક્ષર એ હાથથી લખ્યા પહેલાં અને મુખથી ઉચ્ચાર્યા

પહેલાં શબ્દમાં લીન હતા. અને શબ્દતયા અક્ષરો દાંત ઓષ્ઠ વિગેરેથી વિકૃત થયા અગાઉ કેવલ સ્વરરૂપ હતા. સ્વરથી અને ધ્વનિથી અભેદ છે અનુચ્ચરિત ધ્વનિ બિંદુ રૂપછે. વ્યક્ત બિંદુ અને સગુણ પરમાત્માનું ઐક્ય છે. અવ્યક્ત બિંદુ અને નિર્ગુણ પરમાત્મા વ્યાપકરૂપ છે.

ૐ એ પરમાત્માનું વાચક નામ છે અને પરમાત્મા વાચ્ય છે. વાચ્ય વાચકનો સર્વદા અભેદ રહે છે. તે તો પ્રથમ કહેવામાં આવ્યું જ છે પણ તે અભેદ કેવો છે તેનો વિચાર અત્રે કરીએ છીએ. નામ રૂપ સહિત સૃષ્ટિ માયામાં લીન થઇ, માયા અવ્યક્ત રૂપથી પરમાત્મામાં ગુપ્ત થઇ અસ્તિત્વ રૂપથી રહે છે. એ પણ સિદ્ધ કરેલું છે એટલે યાવત્ રચનાનું કેન્દ્ર પરમાત્મા છે. એ સિદ્ધાન્ત સ્થાપિત થાય છે. બિંદુરૂપ પરમાત્મા ઉત્થાન રૂપ ગતિની ઉપાધિથી સ્વતઃ સિદ્ધતાનું વ્યાપક સ્થાન છોડયાવિના જ માયા રૂપ રેખા આકારે થાય છે. પછી ગુણોની વિકૃતિથી સૃષ્ટિરૂપ અક્ષરો થાય છે. પ્રથમ જે કપાસનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે તેના આધારથી અક્ષરરૂપ સૃષ્ટિ રેખારૂપ માયામાં લીન થઇ ગુણવિકૃતિને છોડીને રેખારૂપ માયા પરમાત્મારૂપ બિંદુમાં ગુપ્ત થવાથી બિંદુ અને પરમાત્માનું ઐક્ય થયું, અર્થાત્ રેખા, માયા, અક્ષર અને સૃષ્ટિ એ સર્વનું પરસ્પર અત્યંત ઐક્ય થયું તેથી તે સર્વ પરમાત્માજ સિદ્ધ હોવાથી તેનુંજ નામ એ સર્વ ગુણોયુક્ત અને પૂર્ણ ઐશ્વર્યદ્યોતક થયું. તેથીજ તે શોભાયુક્ત છે એજ પરમાત્માનું સુશોભિત અને પરમ ઉજ્વલ નામ કયું તેનો જવાબ એજ છે કે અષ્ટ પ્રકૃતિયુક્ત ૐ.

હવે રૂપ વિષયનો વિચાર કરવાનો હતો. પણ એક નવી કલ્પના સ્ફુરતા તે સુજ્ઞ પાઠકોની સન્મુખ રાખવામાં આવે છે તે કલ્પના એવી છે કે બિંદુરૂપ પરમાત્મા, રેખારૂપ માયા, અને અક્ષરરૂપ સૃષ્ટિ, તેનો સૂક્ષ્મ વિચાર કરીએ. જે રેખા—લીટી—કાઢવામાં આવે છે તે ગમે તેટલી સૂક્ષ્મ કાઢીએ તો પણ તેમાં અવ્યક્તરૂપ ત્રણ રેખાઓ છે. બે અવ્યક્ત રેખાવિના ત્રીજી લીટી કદિ પણ બની શકતી નથી. આ સાંભળી વાચકોને આશ્ચર્ય થશે. પરંતુ આશ્ચર્ય પામવાનું કાંઈ કારણ નથી. તે નીચેની હકીકત પરથી સ્પષ્ટ થશે. કાગળ ઉપર અથવા જમીન ઉપર લીટી કાઢીએ છીએ. ત્યારે લીટીની આ અને પહેલી એવી બે બાજુઓ દેખાય છે. એ બે ભાગ લીટીના, નદીના બે કિનારા જેવા છે અને નદી જેવી સ્વયં પ્રવાહ રૂપથી વચ્ચે લીટી બે બાજુની બે લીટીઓ કરતી ત્રણ લીટી યુક્ત વહેતી જાય છે. એટલે જ્યારે આપણે એક લીટી કાઢીએ છીએ ત્યારે તેની બે બાજુ

અવ્યક્ત બે લાઇનો ચાપજ છે એ સિદ્ધ થાય છે આ સ્થૂલ પ્રમાણને આધારે અતિ સૂક્ષ્મ લીટીની કલ્પના કરવાથી એક વ્યક્ત લીટી બે અવ્યક્ત લીટીથી કેવી રીતે યુક્ત છે તે બાબત સહજે ધ્યાનમાં આવશે આજ પ્રમાણે હવે બિંદુની બાબતમાં વિચાર કરીએ

જેમ એક રેખા બે અવ્યક્ત લીટીઓ યુક્ત છે. તેજ રીતે વ્યક્તબિંદુ પણ એક અવ્યક્ત લીટીથી યુક્ત છે તે રીત નીચે પ્રમાણે છે. અવ્યક્ત બિંદુનું સ્વરૂપ તો સ્વત સિદ્ધ છે તેનું કથન કોઇ પણ પ્રકારે થઈ શકે તેમ છેજ નહિ બિંદુ એટલો શબ્દો ચાર માત્ર કરવાજ આપણા મનમાં વર્તુલાકાર (ગોળ) આવે છે અને હાથથી લખવામાં પણ તેવીજ ગોળ આકૃતિ કાઢીએ છીએ કલમથી એક મ્હોટું શૂન્યબિંદુ લખવાય તેની મોટા બિંદુની આકૃતિ થાય છે જેવીકે (૦) આ જુઓ. અહિ એવો વિચાર કરોકે આ આકૃતિમાં જે કાળી રેખા છે તે બિંદુ નથી પણ અંદરનો જે શુભ્ર ધોળો ભાગ દેખાય છે તે બિંદુ છે અને ધ્વેત ભાગને બહારની કાળી લીટીએજ બિંદુત્વ અર્પણ કર્યું છે બિંદુ કાળુ એટલે (●) આવુ હોય તો તેને બહારના શ્વેત ભાગથી કાળુ વર્તુલ રેખા તટરૂપે આવેલ છે એ પ્રમાણે બાહ્ય વર્તુલ સીમા-રેખા-અને રેખા અંતર્ગત ભાગ-બિંદુ-એજ બિંદુનું વ્યક્ત સ્વરૂપ છે તેનો ગમે તેટલો સૂક્ષ્મ વિચાર કરો અને ગમે તેટલું બારીક-ન્હાનું કરી જુઓ પણ જો તે વ્યક્ત થાય તો તેમાં લીટી અવશ્ય આવવાનીજ લીટીના આધાર વિના બિંદુની વ્યક્તતા થઇજ શકતી નથી રેખા રહિત બિંદુ અવ્યક્ત-વ્યાપકરૂપ રહે છે અને તે સ્વત સિદ્ધ જેવુ છે તેવુ છે. પ્રિય પાઠકો ! બિંદુ અને લીટીનો સિદ્ધાંત સંપૂર્ણ ધ્યાનમાં લઇને મૂળ પદ સાથે કેવુ ઐક્ય થાય છે તે જુઓ. અવ્યક્ત બિંદુનું સ્વરૂપ વ્યાપક છે તેમ પરમાત્માનુ માયા રહિત નિર્ગુણ સ્વરૂપ નિરપેક્ષ વ્યાપક છે વર્તુલની ઉપાધિથી બિંદુમાં જેમ વ્યક્તતા આવે છે તેમ અવ્યક્ત ગુણ માયાની ઉપાધિથી પરમાત્મામાં સગુણ રૂપત્વ આવે છે વ્યક્ત બિંદુ સ્વસ્થાન ન છોડતાં જેમ ગતિરૂપ ઉપાધિથી અવ્યક્ત ત્રણ વ્યાપક એક વ્યક્ત રેખારૂપ થાય છે તેમ સગુણ પરમાત્મા ઉત્થાનરૂપ ઉપાધિથી અવ્યક્ત ત્રિગુણાત્મક માયારૂપ થયા ત્રિગુણ રેખાને અનુકૂલ આકૃતિથી જેમ અક્ષર રૂપતા આવી તેમ ત્રિગુણાત્મક માયાને અનંતવિધ ઉપાધિરૂપથી બ્રહ્માંડ સૃષ્ટિરૂપતા આવી અર્થાત વ્યાપક પરમાત્મા અવ્યક્ત બિંદુ સગુણ પરમાત્મા વ્યક્તબિંદુ ત્રિગુણાત્મક માયાજ ત્રિગુણ લીટીરૂપ અને સૃષ્ટિ અક્ષરરૂપ એ સર્વનું અત્યંત ઐક્ય હોવાથી અભિન્નતા આવી. કોઇ પણ

પ્રકારનો ભેદ રહ્યો નહિ. એક સૂક્ષ્મ સિદ્ધાન્ત વાચકોની આગળ ધરી પ-છીથી નામ વિષયને સમાપ્ત કરીશું. બિંદુ, રેખા, અક્ષર, અને પરમાત્મા, માયા, સૃષ્ટિ તેનું પરસ્પર ઐક્ય કેવી રીતે છે તે તો ધ્યાનમાં આવ્યુંજ છે. હવે તેના ગુણોની એકતા કેવી રીતે છે તે વિચાર કરીએ.

અવ્યક્ત બિંદુ અને પરમાત્મા એ ઉભય વ્યાપક નિર્ગુણરૂપજ છે તેના વિષે વાણીનો પ્રવેશ થતો નથી. તે જેવાં છે તેવાંજ છે. વ્યક્ત બિંદુ પ્રકૃતિ પુરૂષ રૂપ છે. બિંદુની જ્યાં સુધી સ્વસ્થાનમાં સ્થિરતા છે ત્યાં સુધી તેમાં માયાની તમોગુણ પ્રધાન જડ ઉપાધિ દ્વારા પરમાત્માનો એક 'સત' ગુણજ વ્યક્ત થાય છે, અને તેજ બિંદુ ગતિ પામીને જ્યારે લીટીરૂપ થાય છે ત્યારે માયાના રજોગુણ પ્રધાન ક્રિયારૂપ નામ ચલનરૂપ ઉપાધિથી પરમાત્માના સતગુણની સાથે ચૈતન્યગુણ પણ આવે છે. લીટીને સીધી અને વાંકી વિકૃતીની ઉપાધિ લાગતાંજ રેખારૂપ બિંદુ અક્ષરરૂપ થાય છે એટલે માયાની સત્વગુણ પ્રધાન બુદ્ધિરૂપ ઉપાધિમાં પરમાત્માના સત, ચિત અને આનંદ એ ત્રણે ગુણ પ્રકટ થાય છે. આથી એ સ્પષ્ટ થયું કે સચ્ચિદાનંદ ઘન પરમાત્મા અને સત્વ, રજ, તમ ત્રિગુણાત્મિકા માયા નામ અખિલ ચર અચર સૃષ્ટિ—એ પ્રકૃતિ પુરૂષ વાચ્ય થયાં અને સ્વર, વર્ણ, રેખા, અક્ષર સંયુક્ત બિંદુરૂપ ॐ એ વાચક નામ થયું. તેનો પરસ્પર અભિન્નરૂપથી ઓત પ્રોત ભાવ કેમ થયો તે વાચકોએ સારી રીતે ધ્યાનમાં લાવવું જો-ઇએ. આથી અધિક વર્ણન કરવાને હું અશક્ત છું. માટે सर्वं खल्विदं ब्रह्म અને हरिरेव जगज्जगदेवहरिः એટલુંજ બોલી પ્રકૃતિ, પુરૂષ અને નામ તેનું વિવેચન યથામતિ કરીને આ પ્રકરણને સમાપ્ત કરૂં છું. ॐ

इति नाम प्रकरणम्.

---

## व्याकरण अने मुनिपुङ्गवश्रीपाणिनि.

मुखं व्याकरणं स्मृतं શ્રીવેદ ભગવાનના ષડંગોમાં મુખરૂપે માનેલું અંગ તે વ્યાકરણ છે, શબ્દોચ્ચાર મુખ વિના થઈ શકતો નથી માટે શબ્દા-ત્મક વેદ ભગવાનનું મુખ તે વ્યાકરણ એ યથાર્થ છે, વિભક્તિ વિશેષે

જ્ઞાન અને શબ્દની સિદ્ધિ અને શુદ્ધિ તે પણ વ્યાકરણ વિના થઇ શકતી નથી, દંડિનામના આચાર્ય કહે છે કે-" इदमन्धंतमः कृत्स्नं जायेत भुवनत्रयम् । यदि शब्दाह्वयं ज्योतिरासंसारं न दिप्यते ॥ " જો શબ્દબ્રહ્મરૂપ જ્યોતિ સંસારને પ્રકાશિત ન કરે તો ત્રિલોક ગાઢ અન્ધકારમય થઇ જાય. વ્યાકરણરૂપ વેદાંગના જ્ઞાનને અભાવે સ્વજન-આપ્તવર્ગને, શ્વજન-શ્વાનસમૂહમાં ગણવાની અને સકલ-સંપૂર્ણને, શકલ-ખંડ કહેવાની ગંભીર ભૂલ થઇ જવા સંભવ છે. " दुष्टः शब्द स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह । स वाग्वज्रो यजमानं निहन्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ॥ " જે અર્થનું પ્રતિપાદન કરવાને માટે જે શબ્દ યોજ્યો હોય તે સ્વરના કે વર્ણના દોષથી અર્થાન્તરનું પ્રતિપાદન કરીને અભિમત અર્થનું જ્ઞાન ન કરાવે એવો વાગ્વજ્રરૂપ શબ્દ, જેમ "ઇન્દ્રશત્રુ " એ શબ્દે સ્વરદોષથી ઇન્દ્રને બદલે વૃત્રનો નાશ કર્યો તેમ યજમાનનો નાશ કરે છે. આ પ્રમાણે જેમ મિથ્યા પ્રયુક્ત દુષ્ટશબ્દનો પ્રયોગ દોષજનક છે તેમ સાધુપ્રયોગ ઉત્તમફલપ્રદ પણ છે-" एकः शब्दः सुप्रयुक्तः सम्यग् ज्ञातःस्वर्गे लोके कामधुग् भवतीति "-સુપ્રયુક્ત અને સમ્યક્ જ્ઞાત એવો એક શબ્દ પણ સ્વર્ગલોકમાં અભિવાઞ્છિત આપનારો હોય છે. અપશબ્દનું અને સાધુશબ્દનું જ્ઞાન વ્યાકરણ વિના સંભવતું નથી. મહાભાષ્યમાં વ્યાકરણના પ્રયોજનને માટે વિસ્તૃત વર્ણન કર્યું છે.

વિદ્વાનો ભાષાને અપર યુવતિરૂપ ગણે છે, યુવતિઓના વિલાસ જોઇને મુગ્ધ થએલા, અને એકતાનતા પામેલા કામિ પુરૂષો જેમ પ્રમોદાતિશયનો અનુભવ કરે છે તેમ ભાષાના પણ વિલક્ષણ ચમત્કાર જોઇને અનન્ય હૃદય થએલા સહૃદય પુરૂષો લોકાન્તર આનંદ અનુભવે છે. પણ એ ભાષામાં વ્યાકરણના સંસ્કાર વિના પ્રાયઃપુરૂષો આકર્ષક એવી દીપ્તિ આવી શકતી નથી.

પુરાણો ઉપરથી જણાય છે કે વ્યાકરણ આઠ છે. ભવિષ્ય મહાપુરાણના બ્રાહ્મપર્વના પ્રથમાધ્યાયમાં લખ્યું છે કે.-

प्रथमं प्रोच्यते ब्राह्मं द्वितीयमैन्द्रमेव च ।
याम्यं प्रोक्तं ततो रौद्रं वायव्यं वारुणं तथा ॥
सावित्रं च तथा प्रोक्तमष्टमं वैष्णवं तथा ॥

બોપદેવ અષ્ટશાબ્દિકોના આ સિવાય અન્ય નામ ગણાવે છે. તે લખે છે કે—

इन्द्रश्चन्द्रः काशकृत्स्नापिशली शाकटायनः ।
पाणिन्यमरजैनेन्द्रा जयन्त्यष्टादिशाब्दिकाः ॥

આ સર્વ શાબ્દિકોમાં આચાર્ય પાણિનિ પ્રધાનશાબ્દિક ગણાય છે અને એમનું જ રચેલું વ્યાકરણ સર્વોત્કૃષ્ટ છે એટલા માટે શાકટાયનાદિ મુનિ વિરચિત વ્યાકરણો છતાં વેદાંગનું પદ પાણિનીના વ્યાકરણને જ મળ્યું છે, વૈદિકશબ્દોનું વ્યાકરણ ભગવાન્ પાણિનિના જેવું બીજા કોઇ શાબ્દિકનું જોવામાં આવતું નથી. સૂર્યભગવાન્ ઉદયશૈલના શિખર ઉપર ચ્હડે છે તે વખતે જેમ ગ્રહગણ લુપ્તવત થઇ જાય છે, નક્ષત્રો તિરોભાવને પામે છે, ખદ્યોત સમૂહની લેશ પણ દ્યુતિ દેખાતી નથી અને ચન્દ્ર નિષ્પ્રભ જણાય છે તેમ પાણિનીય વ્યાકરણનો પ્રાદુર્ભાવ થયા પછી ઐન્દ્ર વિગેરે વ્યાકરણો સ્મરણીય દશા પામ્યાં છે અને કેટલાએકના નામ પણ નષ્ટ થઇ ગયાં છે કેટલાક એક નવાં વ્યાકરણો યદ્યપિ આવિર્ભાવ પામ્યાં છે તો પણ તેમને પાણિનીય વ્યાકરણની યોગ્યતા તો નથી જ મળી. ભગવાન્ સર્વમંગલાધીશ શંકરની કૃપાથી ચરિત્ર પામેલા મહામુનિ પાણીનિ પ્રણીત વ્યાકરણનું માહાત્મ્ય કંઇક અલૌકિક જ છે.

આ મહામુનિએ ક્યારે કિયા દેશને પોતાના જન્મવડે અલંકૃત કર્યો એ વિષય પણ વિચારણીય છે. આ વિષયમાં પાશ્ચાત્ય વિદ્વાનોના અને તેમના અનુયાયિઓના નાના પ્રકારના આશયો છે અને તેમના વચનપ્રભાવથી અંજાઇ ગએલા કેટલાએક ભારતવર્ષીય નવીન વિદ્વાનોના પણ તેવાજ આશયો જોવામાં આવે છે. એ વિદ્વાનો પ્રમાણાભાસવાળી યુક્તિઓથી ભગીરથ પ્રયાસ કરી કરીને બલાત્કારે ભગવાન્ પાણિનિના સ્થિતિસમયને અર્વાચીન સમયમાં ખેંચી લાવે છે પણ સદ્‌ભાગ્યે એવી નિર્દય ખેંચા તાણ થયા છતાં પણ એ વિષય હજુ અખંડ હોઇ શન્યતા પામ્યો નથી. એ વિદ્વાનોનો આશય નીચે પ્રમાણે છે:—

આ વાત તો સર્વ વિદ્વાનોને જાણીતી છે કે કાત્યાયન મુનિએ પાણિનીય સૂત્રો ઉપર વાર્તિક રચ્યું છે. માટે જો કાત્યાયનનો સમય નિશ્ચિત થાય તો પાણિનિનો અવસ્થિતિ સમય અવસ્ય નિર્ણીત થાયજ. કાત્યાયન મુનિના સમયનો નિર્ણય મેક્સમૂલરે કર્યો છે અને તે આ પ્રમાણે છે કે— કાત્યાયન શૌનકમુનિના શિષ્ય હતા, શૌનકમુનિ ઇ. સ. પૂર્વે ચોથા શતકમાં ઉત્પન્ન થયા હતા. માટે કાત્યાયન, શૌનકના શિષ્ય હોવાથી સમકાલિક છે અને પાણિનિ પણ તેજ સમયે થયા એ વાત નિ:સંદેહ છે. ગોલ્ડસ્ટુકર

નામના એક વિદ્વાન્ કહે છે કે—વાર્તિકકાર કાત્યાયનના કરતાં પાણિનિ ઘણા પ્રાચીન છે અનુમાન થાય છે કે—ઇ. સ. ના આરંભ પૂર્વે નવમા કે દશમા શતકમાં આચાર્ય પાણિનિ થયા હોવા જોઇએ ભારતવર્ષીય આર્ય કુલોત્પન્ન શ્રીમાન્ રમેશચન્દ્રદત્ત, ગો ડસ્ટુકરના અને મેક્સમૂલરના અભિપ્રાયની વિરુદ્ધ જઇને કહે છે કે ઇ સ. પૂર્વે આઠમા નવમા પાણિનિની અવસ્થિતિ નથી સભવતી એમ નથી

આ પ્રમાણે નવીનમત છે, હવે તેના સમર્થનમાં તેમણે આપેલા પ્રમાણોનો વિચાર કરીએ—પાશ્ચાત્યોના અને તેમના અનુયાયિઓના મત પ્રમાણે ઇ. સ પૂર્વે ચોથા શતકમા નન્દરાજ્યનું અસ્તિત્વ હતું એટલે તે વખતે પાણિનિ પણ હતા એમ મેક્સમૂલર માને છે કારણ કે—ગુરુદક્ષિણાને માટે આચાર્ય પાણિનિ નન્દરાજા પાસે ગયા હતા એવી કિંવદન્તી છે એમ નવીનો કહે છે. આ કલ્પના પ્રમાણે મેક્સમૂલરનો અભિપ્રાય નવીનોને ભલે ઉપપત્તિવાળો જણાય પણ તે કોઇ રીતે સપ્રમાણ હોય એમ માની શકાતું નથી તેમ વાર્તિકકાર કાત્યાયન મુનિ, શૌનકના શિષ્ય હતા એ પણ ક્યાંઇ વાંચવામાં કે સાંભળવામા આવ્યુ નથી શૌનકમુનિ ઇ સ પૂર્વે ચોથા શતકમાં થયા એ પણ શી રીતે સિદ્ધ કરવામા આવ્યું તે પણ જણાવામાં નથી. શ્રીમાન્ દત્ત પણ એવાં કોઇ પ્રમાણો આપતા નથી કે જેથી પ્રેક્ષાવાન્ પુરુષોની શંકાનું સમાધાન થાય. માટે એ લોકોનો મત ઉપાદેય છે એમ માની શકાતું નથી. આશ્ચર્ય તો એ થાય છે કે ભારતીય પ્રન્થોમા પાણિનિ વિ. નો સમય નિર્ણય હોવા છતાં શ્રીમાન્ રમેશચન્દ્ર દત્ત જેવા વિદ્વાને પાશ્ચાત્યોનું શરણ શા માટે લીધું હશે ? ? શું આર્ય વિદ્વાનોનાં વચનો ઉન્મત્ત પ્રલાપ જેવા છે કે જેથી તેનો ત્યાગ કરીને પાશ્ચાત્યોના વચનોને શ્રુતિસમકક્ષ ગણવા ! હવે આચાર્યશ્રી પાણિનિનો વાસ્તવિક સમય નિર્ણય કરવાનો વિચાર કરીએ —

પાટલિક નામનું નગર પૂર્વે નન્દની રાજધાનીનું શહેર હતું, તેમાં અશેષ વિદ્યાના કુલભવન જેવો વર્ષ નામનો એક આચાર્ય રહેતો હતો, એમ કથા સરિત્સાગરના કથાપીઠ લમ્બક નામના દ્વિતીય તરંગમા શ્રી સોમદેવ લખે છે—

" अस्ति पाटलिकं नाम पुरं नन्दस्य भूपतेः ॥ ४५ ॥
तत्रास्ति वर्षो वर्षाख्यो विप्रस्तस्मादवाप्स्यथः ।
कृत्स्नां विद्यामतस्तत्र युवाभ्यां गम्यतामिति ॥ ४६ ॥ "

આ પ્રાતઃસ્મરણીય નામ વાળા મહાત્મા આચાર્ય વર્ષ ને ઘણા શિષ્યો હતા; તેમાંના એક આચાર્ય શ્રી પાણિનિ પણ હતા. કે જે પ્રથમ અત્યંત જડ હોવાથી પરમ કરૂણા વરૂણાલય ભગવાન્ શંકરનું સમારાધન કરી જે અભિનવ શબ્દ શાસ્ત્ર સંપાદન કરવાને ભાગ્યશાળી થયા. એ વાત પણ કથાસરિત્સાગરના ચતુર્થ તરંગમાં લખી છે.

" अथ कालेन वर्षस्य शिष्यवर्गो महानभूत् ।
तत्रैकः पाणिनि र्नाम जडबुद्धितरोऽभवत् ॥ २० ॥

× × × × ×

तत्र तीव्रेण तपसा तोषितादिन्दुशेखरात् ।
सर्वविद्यामुखं तेन प्राप्तं व्याकरणं नवम् ॥ २२ ॥ "

ભગવાન્ મહેશ્વરની પાસેથી અખિલ અક્ષર સમામ્નાય મેળવીને ભગવાન્ પાણિનિએ સમ્પૂર્ણ વ્યાકરણની રચના કરી એ પણ સ્પષ્ટ રીતિએ પાણિનીય શિક્ષામાં લખ્યું છે.—

" येनाक्षरसमाम्नायमधिगम्य महेश्वरात् ।
कृत्स्नं व्याकरणं प्रोक्तं तस्मै पाणिनये नमः ॥ "

બીજું એક નીચે આપેલું પદ્ય પણ પંડિતોમાં પ્રચાર પામેલું છે—

" नृत्तावसाने नटराजराजो ननाद ढक्कां नवपञ्चवारान् ।
उद्धर्तुकामः सनकादिसिद्धानेतद्विमर्शे शिवसूत्रजालम् ॥ "

શ્રીમાન્ વર્ષાચાર્યને ઉપવર્ષ નામનો એક સહોદર ભાઇ હતો, એને પાતિવ્રત્યની મૂર્તિ જેવી ઉપકોશા નામની એક પુત્રી હતી તેના પાતિવ્રત્યથી પ્રસન્ન થઇને નન્દરાજાએ એને ભગિનીરૂપ માની હતી. આ પ્રસંગ પણ કથાસરિત્સાગરમાં સ્પષ્ટ વર્ણવવામાં આવ્યો છે. જેણે ઉપવર્ષની પુત્રી શ્રીમતી ઉપકોશાને ધર્મભગિની રૂપે માની હતી તે નન્દવંશનો છેલ્લો યોગ નામનો રાજા હતો, અને બુદ્ધિમાનોના અગ્રણી ચાણક્યે કૃત્યા ઉત્પન્ન કરીને એનેજ મરાવ્યો હતો. તે પણ કથાસરિત્સાગરના પંચમ તરંગમાં સુસ્પષ્ટ દર્શાવ્યું છે.

" स चाणक्यो द्विजः क्वापि गत्वा कृत्यामसाधयत् ।
तद्वशाद्योगनन्दोऽथ दाहज्वरमवाप्य सः ॥
सप्तमे दिवसे प्राप्ते पञ्चत्वं समुपागमत् । "

આ ઉપરથી જણાય છે કે પાણિનિમુનિ, વર્ષાચાર્યના શિષ્ય હતા, અને વર્ષાચાર્ય શ્રીમાન્ યોગનન્દ નામના નંદ વંશીય છેલ્લા નરેશના એક સભ્ય હતા એવું બૃહત્કથાને આધારે સંગ્રથિત કથાસરિત્સાગર ઉપરથી સિદ્ધ થઈ શકે છે. એટલે એ પણ સિદ્ધજ થાય છે કે યોગનન્દના સમકાલીન શ્રીમાન્ પાણિનિમુનિ પણ હતા હવે યોગનન્દનો સમય નક્કી કરવામાં આવે તો તેના સમકાલિક શ્રીમાન્ પાણિનિનો સમય પણ નિર્ણીત થાય માટે યોગનન્દના સમયનો વિચાર કરીએ.

આ વિષયમાં શ્રીમાન્ રમેશચન્દ્રદત્ત વિગેરે નવીન વિદ્વાનોના અભિપ્રાય આ પ્રમાણે છે --

શ્રીમાન્ રમેશચન્દ્રદત્ત પ્રાચીનભારતમાં ઈ સ ના આરંભની પૂર્વે ચતુર્થ શતાબ્દિમાં નન્દોત્પત્તિ માને છે. અને કહે છે કે ઇ સ. ના આ-રંભ પૂર્વે ૩૨૦ વર્ષથી લેઇને ૩૭૦ વર્ષ સુધીમાં નન્દોનુ રાજ્ય હતું આ સમય પચ્ચાસ વર્ષનો છે જ્યારે પુરાણાદિમાં શતવર્ષનો કહ્યો છે અને ત્યાં "शत" એવુ સ્પષ્ટ પદ છે

શતપદનો સંખ્યા સામાન્ય વાચક અર્થ અથવા શતન્યુન સંખ્યાવાચક અર્થ કર પણ જેવામાં આવ્યો નથી કે જેથી એનો અર્થ પચ્ચાસ છે એમ સ્વીકારી શકાય શતપદ અનન્ત વાચક છે એમ તો વેદભાષ્ય વિગેરેમાં શ્રીમન્માધવાદિ વિદ્વદ્વરોએ સ્વીકાર્યું છે પરંતુ સંખ્યા સામાન્ય વાચકતા કે શતન્યુન સંખ્યાવાચકતા તો તેમણે નથીજ સ્વીકારી તેથી વિષ્ણુ પુરાણાદિમા નન્દોના રાજ્યશાસનના વર્ષ નિર્દેશમાં કહેલા શતશબ્દનો પચ્ચાસ અર્થ કરવો એ યોગ્ય નથી, તેમજ શતશબ્દ સંખ્યા સામાન્ય વાચક છે એમ સ્વીકારવામાં આવે તો पञ्च वर्षशतम् એવા વિષ્ણુ પુરાણના વચનમાં જે पञ्च પદ છે તે પણ વ્યર્થ થાય છે કારણ કે એ પદ શતન્યુન સંખ્યાદ્યોતક છે માટે શ્રીમાન્ રમેશચન્દ્રદત્તનો મત અગ્રાહ્ય છે

હવે આદિનન્દના અભિષેકના સમયનો વિચાર કરીએ શ્રીમદ્ ભાગવતના દ્વાદશસ્કંધના દ્વિતીયાધ્યાયમાં કહ્યુ છે કે—

> " आरभ्य भवतो जन्म यावन्नन्दाभिषेचनम्।
> एतद्वर्षसहस्रं वै शतं पञ्च दशोत्तरम् ॥ "

આ શ્લોકમાં पञ्च એ ભિન્નપદ છે અને તેનો शत એ પદ સાથે અન્વય છે એટલે पञ्चशत એવુ સિદ્ધ થાય છે એમ થવાથી પરીક્ષિતનો

જન્મ થયા પછી ૧૫૧૦ વર્ષે નન્દનો રાજ્યાભિષેક થયો હોય એવું અનુમાન થાય છે પરીક્ષિત્ એ કલિયુગની પ્રવૃત્તિનો સમકાલિક રાજા છે યુધિષ્ઠિરના રાજ્ય વખતે કલિની પ્રવૃત્તિ હતી, અને તે વખતે સપ્તર્ષિઓની મઘામાં સ્થિતિ હતી. તેથી કલિની પ્રવૃત્તિ પછી શતસંવત્સર જેટલે સમયે પરીક્ષિતનો જન્મ થયો હોવો જોઈએ મઘામાં સપ્તર્ષિઓની સ્થિતિ હતી ત્યારે કલિની પ્રવૃત્તિ થઈ અને તે વખતે પરીક્ષિતનો જન્મ હતો એવું વિષ્ણુ પુરાણનું પણ વચન છે —

" तेन सप्तर्षयो युक्तास्तिष्ठन्त्यब्दशतं नृणाम् ।
तेतु पारीक्षिते काले मघास्त्रासन्द्विजोत्तम ॥ "

આ ઉપરથી એમ જણાય છે કે-કલિની પ્રવૃત્તિના સમયથી આરંભીને પરીક્ષિતના જન્મ સમય સુધીમાં ઘણું કરીને ૮૦ વર્ષ જેટલો વખત વ્યતીત થયો હશે. એટલે પરીક્ષિતના જન્મ પછી નન્દરાજ્યાભિષેકનો ૧૫૧૦ વર્ષમાં ૮૦ વર્ષ ઉમેરતા ૧૫૯૦ વર્ષ થાય છે. કલિની પ્રવૃત્તિથી નન્દાભિષેકના અન્ત સુધીનો તે આ સમય એવું નક્કી થાય છે, એ ૧૫૯૦ ની વર્ષ સંખ્યામાં નન્દોના રાજ્યશાસન સમયની એક શતાબ્દિ ઉમેરતાં ૧૬૯૦ વર્ષ થાય છે અને તે સમય તે કલિયુગના આરંભથી તે યોગનન્દના વધ સુધીનો સમય છે, અર્થાત્ કલિના આરંભથી પાણિનિ મુનિની અવસ્થિતિનો સમય તે પણ ઉપર જણાવ્યો તેજ છે. એવું સ્પષ્ટ થાય છે.

ઉપર નક્કી કરવામાં આવેલો સમય તેજ સ્કંદપુરાણ ઉપરથી પણ નીકળી શકે છે. " ततोऽपि द्विसहस्रेषु दशाधिकशतत्रये । भविष्यं नन्दराज्यं च चाणक्यो यान् हनिष्यति ॥ " આ સ્કંદપુરાણના શ્લોક ઉપરથી પણ નક્કી કરી શકાય છે કે કલિયુગનાં બે હજાર વર્ષોમાંથી ત્રણસો દશ વર્ષ બાદ કરતાં રહેલા સોળસો નેવું વર્ષ તે કલિયુગના આરંભથી નન્દરાજ્યના અવસાનનો સમય છે.

આ ઉપરથી કલિના સત્તરમા શતકમાં પાણિનિ મુનિની સમુત્પત્તિ છે. એ નિરાબાધ સિદ્ધ થાય છે, હાલ કલિના ૫૦૨૨ વર્ષ વ્યતીત થયાં છે. તેમાંથી પૂર્વ નિર્દિષ્ટ ૧૬૯૦ વર્ષ બાદ કરતાં રહેલાં ૩૩૩૨ વર્ષ તે નન્દરાજ્યના અવસાનથી આરંભી જે આજ સુધીમાં વ્યતીત થએલો સમય, અને પાણિનિમુનિની અવસ્થિતિના સમયથી આરંભીને પણ આજ સુધીમાં વ્યતીત થએલો સમય તે પણ એજ.

મુનિપુંગવ પાણિનિના નિર્ણીત સ્થિતિ સમય ઉપર કેટલાએકના આક્ષેપ છે. પણ તે નિરાધાર હોવાથી તેનો નિરાસ કરવાનો કાલક્ષેપ નિરર્થ ધારીને એમના રચેલા પ્રબન્ધનો વિચાર કરીએ.

અશેષ પાણિનિતન્ત્રના જીવનાવધિ જેવો એમનો પ્રથમ પ્રબન્ધ તે **अष्टाध्यायी** છે. એમાં આઠ અધ્યાય છે. પ્રત્યેક અધ્યાયના ચાર ચાર પાદ છે. એના ૩૯૯૬ સૂત્રો છે. એમ કેટલાક માને છે. ૩૯૬૫ સૂત્રો છે, એવું બીજાઓ કહે છે. પણ મુંબાઇ કલકત્તા વિગેરેમાં મુદ્રિત થએલી અષ્ટાધ્યાયીના પુસ્તકોમાં ૩૯૮૩ સૂત્રો ઉપલબ્ધ થાય છે.

એ અષ્ટાધ્યાયીમાં કેટલાએક પ્રાચીન વ્યાકરણાચાર્યોના નામ જોવામાં આવે છે. જેમકે-**आपिशलि, गार्ग्य, गालव, चाक्रवर्मा, स्फोटायन, काश्यप, भारद्वाज, सेनक, शाकल्य, शाकटायन** વિગેરે. આ આચાર્યોમાં **आपिशलि**, અને **शाकटायन** એ બેને **पाणिनि** ની પેઠે આદિ શાબ્દિકોમાં બોપદેવે ગણ્યા છે.

અષ્ટાધ્યાયીમાં ઘણા પ્રકરણો છે તેના કીયા અધ્યાયમાં શું પ્રતિપાદ્ય છે તે વિદ્વન્મૂર્ધન્ય શ્રીમાન્ પરવસ્તુ વેંકટરંગાચાર્યે **लघुशब्दार्थसर्वस्व**માં દર્શાવ્યું છે.

**शिक्षा** એ પાણિનિના શિષ્યે રચી છે એવું અર્વાચીનોની પેઠે પ્રાચીન વાસુદેવ દીક્ષિત પણ બાલમનોરમામાં કહે છે પણ તે પ્રમાણભૂત હોય એમ જણાતું નથી. **तस्मै पाणिनये नमः** ઇત્યાદિ જે શ્લોકો છે તે કોઇ પુસ્તકમાં હોય છે અને કોઇ પુસ્તકમાં નથી હોતા. તેથી તે પ્રક્ષિપ્ત શ્લોકો છે એમ જણાય છે પણ જેમ **अष्टाध्यायी, धातुपाठ, गणपाठ, लिङ्गानुशासन** એના પ્રણેતા પાણિનિ છે તેમ **शिक्षा** પણ એમણેજ રચી છે.

હવે પાણિનિ સૂત્રોપજીવી પ્રબન્ધોનું, અને પાણિનીય સૂત્ર વ્યાખ્યાનોનું સંક્ષિપ્ત સ્વરૂપ દર્શાવીને આ વિષય સમાપ્ત કરીશું.

પાણિનીય સૂત્રોનું સર્વથી પ્રાથમિક પ્રમાણ મૂર્ધન્ય ભૂત વ્યાખ્યાન તે **महाभाष्य** છે. તે ભગવાન્ પતંજલિ પ્રણીત છે. પણ તેનું આદ્યન્ત અધ્યયન કરનારા આ દેશમાં બહુ વિરલ છે, એ ભાષ્ય રાવણ નામના કોઇ પંડિતે અરણ્યમાં શિલા ઉપર ઉત્કીર્ણ કરેલું તે શ્રીમાન્ ભર્તૃહરિએ પ્રાપ્ત કરીને તેના ઉપર પદ્યબદ્ધ વ્યાખ્યા રચી તેનું નામ **वाक्यपदीय** છે. અને તેને પ્રામાણિકોએ પ્રમાણભૂત માની છે. એની ઉપર હેલારાજે

વ્યાખ્યા રચી છે. ત્યાર પછી સુબોધ પદ છતાં દુરૂહ વ્યંગ્ય વાળા મહાભાષ્ય ઉપર ભર્તૃહરિના વાક્યપદીય ને અવલંબી ને શ્રીમાન્ કૈયટે **भाष्यप्रदीप** નામની મહાભાષ્યની વ્યાખ્યા નિર્માણ કરી. મહાભાષ્ય પ્રદીપ ઉપર શેખરકાર નાગોજી ભટ્ટે **भाष्यप्रदीपोद्योत** નામની વ્યાખ્યા લખી. ઇશ્વરાનન્દનું રચેલું **भाष्यप्रदीप** ઉપર એક **भाष्यप्रदीपविवरण** પણ છે એવું સાંભળ્યું છે.

મહાભાષ્યની અત્યંત દુરૂહતા અને સુવિસ્તતતા જોઇને વૈયાકરણ પ્રવર શ્રીમાન્ જયાદિત્યે **काशिका** નામની વ્યાખ્યા રચી. એ કાશિકા ઉપર શ્રુતિસ્મૃતિભાક્તના સંગ્રથિતા અને પરમશાંભવ શ્રીમાન્ હરદત્તે એક વ્યાખ્યા લખી જે **पदमञ्जरी** અથવા **न्यास** એ નામથી ઓળખાય છે. તે પ્રમાણે **काशिका**નું બીજું નામ **वृत्ति** પણ છે. શિશુપાલના પ્રણેતા માઘ કવિના કરતાં, અને મહાભાષ્ય પ્રદીપના કર્તા શ્રીમાન્ કૈયટના કરતાં એ **वृत्ति** પ્રાચીન છે, કારણ કે "**अनुत्सूत्रपदन्यासाः सद्वृत्तिः सन्निबन्धना**" એ પ્રમાણે શિશુપાલ વધમાં માઘે લખી જે અને "**वृत्ति वृत्तिमन्यः**" એ પ્રમાણે અનેક સ્થાનોમાં કૈયટે લખી જે પોતાનાથી વૃત્તિની પ્રાચીનતા પ્રતિપાદન કરી છે.

સૂત્રક્રમાનુસારિણી **प्रसाद** નામની એક બીજી વ્યાખ્યા વિઠ્ઠલ નામના કોઇ વિદ્વાને રચી છે અને તેના ઉપર જયન્તે જે વ્યાખ્યા નિર્માણ કરી તે **तत्त्वचन्द्र** એ નામથી ઓળખાય છે.

સદાશિવ નામના એક પંડિતે રચેલી સૂત્રક્રમાનુયાયિની વ્યાખ્યા છે જે **गूढार्थदीपिनी** એ નામથી પ્રસિદ્ધ હોઇ તે ત્રીજી વ્યાખ્યા છે.

ધરણીધર કાશીનાથ વિરચિત **वैयाकरणसर्वस्व** એ નામની ચોથી વ્યાખ્યા **हरिकारिका** સહિત છે, એમ સાંભળ્યું [illegible] પણ તે જોવામાં આવી નથી.

સિદ્ધાન્ત કૌમુદીના રચયિતા શ્રીમાન્ ભટ્ટો[illegible]રણની રચેલ એક પાંચમી વ્યાખ્યા તે **शब्दकौस्तुभ** છે એ[illegible]તિઓને સારી રીતે સમજાવે છે તોપણ અત્યંત દુર્બોધ છે એ[illegible] એ કૌસ્તુભ ઉપર શ્રીમાન્ વૈદ્યનાથે જે વ્યાખ્યા લખી છે તે[illegible]ા પ્રસિદ્ધ છે પણ તેનો પ્રચાર બહુ વિરલ છે. **कुवलयानन्द**[illegible]**प्रदीप** ઉપ વ્યાખ્યા લખનાર તેજ આ વૈદ્યનાથ છે એમ [illegible]

છઠ્ઠી વ્યાખ્યા અન્નંભટ્ટે રચેલી તે વૃત્તિ એ નામથી જાણીતી છે અને જે અતિ સંક્ષિપ્ત અને સુગમ તથા ઉદાહરણ સહિત હોઇ વિદ્યાર્થિઓને બહુ ઉપયોગી છે.

નિખિલતંત્ર નિષ્ણાત અને સકલશ્રુતિ પારદશ્વા શ્રીમાન્ માધવાચાર્યે પણ પાણિનીય સૂત્રો ઉપર એક વ્યાખ્યા રચી છે.

શ્રીમાન્ ભટ્ટોજીદીક્ષિતે રચેલી **सिद्धान्तकौमुदी**નો અદ્યાપિ સર્વત્ર અત્યંત પ્રસાર છે. વૈયાકરણ થવાની ઇચ્છાવાળા એનું આદ્યન્ત અધ્યયન કરે છે એટલુંજ નહિ પણ એના અધ્યયનથી ભાષ્યનું સ્વતંત્ર જ્ઞાન મેળવવાની આવશ્યકતા રહેતી નથી. માટે કહેવામાં આવ્યું છે કે—" **कौमुदी यदि कण्ठस्था वृथा भाष्यपरिश्रमः** " આ સિદ્ધાન્ત કૌમુદી ઉપર પણ પંડિતોએ ઘણા ટીકાગ્રન્થો રચ્યા છે પ્રથમ તો એના નિર્માતા શ્રીભટ્ટોજીદીક્ષિતે એના ઉપર વિવરણ લખ્યું છે તેને **प्रौढमनोरमा** કહેવામાં આવે છે પંડિતરાજ જગન્નાથે એના ઉપર **कुचमर्दिनी** નામની વ્યાખ્યા રચીને એનું ખંડન કર્યું છે પણ તે હાલ અપ્રાપ્ય છે.

શ્રીમાન્ નાગોજીભટ્ટે **शब्देन्दुशेखर** નામની એક વ્યાખ્યા લખી છે અને તે **बृहत्** અને **लघु** એમ બે પ્રકારનો શેખર છે પણ ઘણું કરીને હાલ **लघुशब्देन्दुशेखर**નો પ્રચાર વિશેષ છે આ વ્યાખ્યા બીજી છે.

ત્રીજી **तत्त्वबोधिनी** નામની એક વ્યાખ્યા જ્ઞાનેન્દ્ર સરસ્વતીની રચેલી સરલ અને શિષ્યોને બહુ ઉપકારક છે

દક્ષિણાત્ય શ્રીમાન્ વાસુદેવ દીક્ષિતે રચેલી ચોથી વ્યાખ્યા **बालमनोरमा** નામની છે તે પણ અત્યંત સરળ અને સુબોધ છે.

પાંચમી **मायप्रकाश** નામની વ્યાખ્યા, વારાણસેય સંપ્રદાયાનુસારિણી અને બહુ મનોહર છે તે શ્રીરંગનગરમાં છપાઇ છે.

સિદ્ધાન્ત કૌમુદી બહુ મોટી હોવાથી સુકુમાર બુદ્ધિના શિષ્યો ઉપર ઉપકાર થવા સારૂ પાણિનીયતંત્ર નિષ્ણાત શ્રીમાન્ વરદરાજે **लघुकौमुदी** અને **मध्यकौमुदी** રચીને એમાં સિદ્ધાન્ત કૌમુદીનો સંક્ષિપ્ત સાર સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ પ્રમાણે અનેક વ્યાખ્યાઓથી પલ્લવિત પાણિનીય વ્યાકરણ ભારતવર્ષને અલંકૃત કરી રહ્યું છે એ ભારતના સૌભાગ્યનું સૂચિન્હ છે.

કવિ દયાશંકર રવિશંકર.

---

## चारित्र्य निर्देश द्रौपदी.

### પ્રકરણ ૧૨ મું.

### દ્રૌપદીનું અપમાન

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૬૪ થી )

જ્યારે રાજા યુધિષ્ટિર જુગારમાં દ્રૌપદીને પણ હારી ગયા ત્યારે મુખ નીચું કરી દીધું તેજ વખત દુર્યોધન બોલ્યો.

વિદુર ! તમે જલદી મહેલમાં જાઓ અને દ્રૌપદીને લઇ આવો. અપુણ્યશાળી કૃષ્ણા અહીં આવી અમારી દાસીઓની સાથે અમારા ઘરમાં ઝાડુ લગાવે-કચરો કાઢે.

વિદુરે કહ્યું—દુર્યોધન ! તમને આ વખત શુદ્ધ હોય એમ જણાતું નથી. તમે મદમત્ત થયા છો. તમારી વાણી અને વિચારપરથી જણાય છે કે તમારા ખરાબ દિવસો પાસે આવતા જાય છે. કારણકે તમે મૃગ થઇને સિંહને કોપાવવાનું સાહસ કર્યું છે. હવે એમ સમજાય છે કે કુરૂકુલ જલદી નાશ પામશે.

દુર્યોધને વિદુરની વાત ઉપર કાંઇપણ લક્ષ આપ્યું નહિ માત્ર તેમના તરફ તિરસ્કાર દ્રષ્ટિથી જોયું. પછીથી તેમની ઉપેક્ષા કરીને સભામાં બેઠા બેઠાં પુન સૂત પુત્રને કહ્યું—

હે સૂતપુત્ર ! તું જલદી જઇ દ્રોપદીને લઇ આવ. અમને પાંડવોનો જરાપણ ભય નથી. વિદુર પાંડવોથી બીએ છે અને અમારૂં ભલું ઇચ્છતા નથી. તેથીજ તે એવી વાતો કરે છે.

સૂતપુત્ર દુર્યોધનના આદેશથી શીઘ્ર પાંડવોના નિવાસ સ્થાનમાં જ્યાં દ્રાપદી હતી ત્યાં પહોંચ્યો અને દ્રાપદને કહ્યું—

હે દ્રુપદનન્દિનિ ! યુધિષ્ઠિર મહારાજા જુગારના ખેલમાં લીન થઇ તને પણ દાવમાં મુકી બેઠા અને હારી ગયા. દુર્યોધનમહારાજાને તમે જીતમાં મળ્યા છો એથી તમારાપર તેનો પૂર્ણ અધિકાર છે. તેથી હે યાજ્ઞસેનિ ! તમારે રાજા દુર્યોધનના ઘરમાં રહીને દાસીની પેઠે કામ કરવું પડશે. એજ

તેમની આજ્ઞા છે. આ વખતે તમે મારી સાથે સભામાં ચાલો. હું તમને તેડવા આવ્યો છું.

દ્રૌપદી—હે સૂતપુત્ર ! તું આવી ઉલટી સુલટી વાતો કેમ બોલે છે ? કદિ કોઈ રાજપુત્રે સ્ત્રીને દાવમાં રાખી, જુગાર રમ્યાની વાત સાંભળી છે ? નક્કી એમ સમજાય છે કે રાજા જુગારના નશામાં મત્ત થઈ ગયા છે. શું દાવમાં મૂકવાને બીજી કોઈ વસ્તુ નહોતી ?

સૂતપુત્ર—હે પતિવ્રતે ! રાજા યુધિષ્ઠિર, ગજ, ધનકોષ, અશ્વ, રથ, સર્વ હારી ગયા, પછી દાસ દાસીઓ ત્યારબાદ પોતાના ભાઈઓને અને અંતમાં તમને પણ હારી બેઠા.

દ્રૌપદી—હે સૂતપુત્ર ! તું સભામાં પાછો જા અને મહારાજા યુધિષ્ઠિરને પૂછ કે જુગારમાં પ્રથમ તમે પોતે જાતને દાવપર રાખીને રમ્યા કે મને દાવમાં રાખી ? આ બાબત તેમને પૂછીને પાછો આવ. ધર્મરાજા કેવી રીતે હાર્યા છે ? એ બાબત જાણ્યા પછી હું તારી સાથે આવીશ.

દ્રૌપદીના કહેવાથી સૂતપુત્ર સભામાં પાછો આવ્યો. સર્વ રાજાઓ બેઠા હતા તેની સામેજ તે મહારાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યો. હે ધર્મરાજ ! દ્રૌપદી દેવીએ આપને પૂછ્યું છે કે "આપે તેમને જુગારમાં કેવી રીતે હાર્યા છો ? તથા દાવમાં પ્રથમ તમે પોતાને રાખ્યા હતા કે દેવીને ?" રાજા યુધિષ્ઠિર સૂતપુત્રની વાત સાંભળી ચુપજ રહ્યા. તેણે સારૂં નઠારૂં કાંઇ કહ્યું નહિ તે કાંઇ બોલીજ શક્યા નહિ.

ત્યારે રાજા દુર્યોધને કહ્યું—હે સૂતપુત્ર ! પાંચાલીને જે કાંઇ પૂછવું હોય તે અહીં આવીને પૂછે જેથી સભામાં બેઠેલા સર્વ લોક તેના અને ધર્મરાજના સવાલ જવાબ સાંભળે

દુર્યોધનની આજ્ઞાથી સૂતપુત્ર પાછો ગયો અને જઇને દ્રૌપદીને કહ્યું—હે રાજપુત્રિ ! સભામાં તમને ફરી બોલાવે છે એમ સમજાય છે કે કુરુકુલના સમય નાશનો પ્રસંગ પાસે આવતો જાય છે પાપાત્મા દુર્યોધન અધર્મના નશામાં મત્ત થઇને તમને સભામાંજ બોલાવવા ઇચ્છે છે

દ્રૌપદી—હે સૂતનંદન ! વિધાતાને એજ ગમતું હશે ગમે તેમ હો, આ સંસારમાં ધર્મજ સર્વથી શ્રેષ્ઠ છે હું એજ ધર્મની રક્ષા કરીશ. ધર્મ રક્ષિત હોવાથી મને જરૂર શાન્તિ મળશે. મારી એ પ્રાર્થના છે કે કૌરવો કદાપિ ધર્મથી વિમુખ ન હો. હે સૂતપુત્ર ! તું સભામાં જઇ સર્વ સજ્જનોને પૂછી આવ કે મારે ધર્મપૂર્વક શું કરવું જોઇએ ?

તે લોકો નીતિજ્ઞ અને ધર્મવેત્તા છે. તે લોકો મારે માટે જે નક્કી કરશે તેજ પ્રમાણે હું જરૂર કરીશ.

દ્રૌપદીના કહેવાથી સૂતપુત્ર પુન સભામાં આવ્યો અને દ્રૌપદીના પ્રશ્નોના ઉત્તર માગ્યા. તેની વાત અને દ્રૌપદીના પ્રશ્નો સાંભળી સર્વ સભ્યો નીચાં મુખ રાખીને મૌન બેશી રહ્યા. દુર્યોધનનો અતિ આગ્રહ સમજીને કોઇએ કાંઇ પણ કહ્યું નહિ. ત્યારે દુર્યોધનના મનનો અભિપ્રાય જાણીને યુધિષ્ઠિરે દ્રૌપદીને કહેવરાવી મોકલ્યું કે "એક વસ્ત્ર ધારણ કરનારી રજસ્વલા દ્રૌપદી રડતી રડતી પોતાના સાસરા પાસે ચાલી આવે."

ધર્મરાજાના હુકમ પ્રમાણે દૂતે જઇને દ્રૌપદીને તેની આજ્ઞા કહી સંભળાવી.

આ તરફ પાંડવો બહુ દુઃખી થયા. તેમને શોકથી વ્યગ્ર થએલા જોઇને દુર્યોધન મનમાં રાજી થયો અને સૂતપુત્રને કહ્યું—

હે સૂતપુત્ર! તું દ્રૌપદીને અહીં લઇ આવ કૌરવો તેની સામેજ તેના પ્રશ્નોના જવાબ આપશે.

સૂતપુત્ર દુર્યોધનનો નોકર હતો. પણ દ્રૌપદીના ભયથી માનાપમાનની પરવા ન કરતાં તેણે સભ્યોને પુનઃ પૂછ્યું કે હું જઇને દ્રૌપદીને શું કહું? સૂતપુત્રના એ વચન સાંભળતાંજ દુર્યોધનને તેનાપર ક્રોધ આવ્યો. પોતાના ભાઇ દુઃશાસનને બોલાવી તેને કહ્યું—

હે વત્સ દુઃશાસન! આ બીકણુ, નીચ, સૂતપુત્ર ભીમની ભય પામે છે તું પોતેજ જઇને યાજ્ઞસેનીને અહીં લઈ આવ. પરાધીન થએલા શત્રુઓ તુને કાંઇ પણ કરવાને શક્તિમાન્ નથી.

દુરાત્મા દુઃશાસન દુર્યોધનની આજ્ઞા થતાંજ આંખો લાલ કરી દ્રૌપદીના મંદિરે પહોંચ્યો. અને જઇને દ્રૌપદીને કહ્યું—

હે પાંચાલિ! તારા પતિ તુને જુગારમાં હારી ગયા છે તું મારી સાથે ચાલ અને લાજનો પરિત્યાગ કરી દુર્યોધનને જો. હે કમલનયને! હવે તું કૌરવોની સેવા કર. અમે તુને ધર્મપૂર્વક મેળવી છે. તું સભામાં ચાલ' દુરાત્મા દુઃશાસનની વાતો સાંભળી દુઃખ તથા ડરને લઇ જ્યાં રાજમાતા ગાંધારી વિગેરે હતાં ત્યાં દ્રૌપદી ચાલી ગઇ. ગર્જના કરતો દુર્યોધન ત્યાં પહોંચ્યો અને દ્રૌપદીની પાસે જઇ તેના તેણે કેશ પકડી લીધા. આહા! જે કેશ રાજસૂય યજ્ઞના અવભૃથ સ્નાન વખતે મંત્રોના પવિત્ર જલથી સિક્ત થયા હતા તેજ કેશને દુરાત્મા દુઃશાસન ખેંચવા લાગ્યો. પતિઓ હતા છતાં દ્રૌપદીને અનાથ સ્ત્રીની પેઠે પકડીને દુઃશાસન સભા તરફ લઇ

ચાલ્યો. જેમ પ્રચંડવાયુના આઘાતથી કેળનું પત્ર કંપી ઉઠે તેવી રીતે કાંપતા કાંપતા દ્રૌપદનંદિની કૃષ્ણાએ નમ્રતાપૂર્વક દુ:શાસનને કહ્યુ—

હે દુ:શાસન! હું રજસ્વલા છુ. કેવળ એકજ વસ્ત્ર પહેરેલું છે. આવી હાલતમાં મને સભામાં લઈ જવી એ કોઈ રીતે યોગ્ય નથી. પણ દુશાસન સાંભળેજ શું કરવા કેશને ખેંચતો તે કહેવા લાગ્યો—

અરે યાજ્ઞસેનિ! તું રજસ્વલા હો કે ગમે તેવી હો. તેં એકજ વસ્ત્ર પહેર્યું હોય કે તદન નાગી હો. ગમે તેમ હોય તે મારે જોવાનું નથી. કારણ તું જુગારમાં જીતાયલી અમારી દાસી છો. આ વખત અન્ય સ્ત્રીઓની પેઠે તારે અમારી દાસીઓની સાથેજ રહેવું પડશે.

દ્રૌપદી આવા પ્રકારની કડક વાતો સાંભળીને અત્યંત દુ:ખી થઇ અને આત્મરક્ષાને માટે હે કૃષ્ણ! હે અર્જુન! હે હરે! એમ બોલી રડતી રડતી પોકારવા લાગી. દુ:શાસને બળપૂર્વક વાળ ખેંચ્યા તેથી દ્રૌપદીનો ચોટલો વિખરાઈ ગયો અને તે અર્ધી ઉઘાડી થઇ ગઇ. ત્યારે લજ્જા અને ક્રોધ પૂર્વક તેણે દુ:શાસનને કહ્યું—

હે દુરાત્મા દુ:શાસન! આ સભામાં સર્વ શાસ્ત્રને જાણનારા ઇન્દ્ર સમાન ક્રિયાનિષ્ટ મારા ગુરૂજનો બેઠેલા છે. તેમની સામે મારે આવી હાલતમાં જવું એ કોઇ રીતે યોગ્ય નથી. અરે! પાપી તું મને કપડાં રહિત ન કર. કદાપિ ઇન્દ્રાદિક દેવતાઓ આવીને પણ તારી સહાય કરશે તોપણ તું સમજી રાખજે કે રાજપુત્રો તારા આ અપરાધને કદિ ક્ષમા કરનાર નથી. મહાત્મા ધર્મરાજે સદાય ધર્મ માર્ગનુંજ અવલંબન કરેલું છે. હું સ્વામીના વાક્યમાં કદિ દોષારોપણ કરતી નથી. રે દુરાત્મા! હું રજસ્વલા છું. તું કુરૂવંશી વીરપુરૂષોની સામે મારા કેશ ખેંચી રહ્યો છે. અને એ લોકો તારી નિંદા કરતા નથી તેથી એમ અનુમાન થાય છે કે તેઓ પણ તારા કાર્યને અનુમોદન આપે છે. હા! ભરતવંશના ધર્મને ધિક્કાર છે. ક્ષાત્ર ધર્મ જાણનારા સર્વ લોકોના ચરિત્રો એક કાલા વખતેજ નાશ પામી ગયાં છે. તેથી સભામાં બેઠેલા કુરૂવંશીઓ કુલ ધર્મની દુર્દશા પોતાની આંખોથી જોઇ રહ્યા છે. મેં જોઇ લીધું કે દ્રોણ, ભીષ્મ અને મહાત્મા વિદુરમાં કાંઇ સત્વ નથી મુખ્ય મુખ્ય કુરૂવંશી વૃદ્ધ પુરૂષો પણ દુર્યોધનના અધર્માનુષ્ઠાનની અનાયાસે ઉપેક્ષા કરી રહેલ છે.



તે લોકો નીતિજ્ઞ અને ધર્મવેત્તા છે. તે લોકો મારે માટે જે નક્કી કરશે તેજ પ્રમાણે હું જરૂર કરીશ.

દ્રૌપદીના કહેવાથી સૂતપુત્ર પુનઃ સભામાં આવ્યો અને દ્રૌપદીના પ્રશ્નોના ઉત્તર માગ્યા. તેની વાત અને દ્રૌપદીના પ્રશ્નો સાંભળી સર્વ સભ્યો નીચાં મુખ રાખીને મૌન બેશી રહ્યા. દુર્યોધનનો અતિ આગ્રહ સમજીને કોઇએ કાંઇ પણ કહ્યું નહિ. ત્યારે દુર્યોધનના મનનો અભિપ્રાય જાણીને યુધિષ્ઠિરે દ્રૌપદીને કહેવરાવી મોકલ્યું કે "એક વસ્ત્ર ધારણ કરનારી રજસ્વલા દ્રૌપદી રડતી રડતી પોતાના સાસરા પાસે ચાલી આવે."

ધર્મરાજાના હુકમ પ્રમાણે દૂતે જઇને દ્રૌપદીને તેની આજ્ઞા કહી સંભળાવી.

આ તરફ પાંડવો બહુ દુઃખી થયા. તેમને શોકથી વ્યગ્ર થએલા જોઇને દુર્યોધન મનમાં રાજી થયો અને સૂતપુત્રને કહ્યું—

હે સૂતપુત્ર ! તું દ્રૌપદીને અહીં લઇ આવ કૌરવો તેની સામેજ તેના પ્રશ્નોના જવાબ આપશે.

સૂતપુત્ર દુર્યોધનનો નોકર હતો. પણ દ્રૌપદીના ભયથી માનાપમાનની પરવા ન કરતાં તેણે સભ્યોને પુનઃ પૂછ્યું હું જઇને દ્રૌપદીને શું કહું ! સૂતપુત્રના એ વચન સાંભળતાંજ દુર્યોધનને તેનાપર ક્રોધ આવ્યો. પોતાના ભાઇ દુઃશાસનને બોલાવી તેને કહ્યું—

હે વત્સ દુઃશાસન ! આ બીકણ, નીચ, સૂતપુત્ર ભીમની ભય પામે છે તું પોતેજ જઇને યાજ્ઞસેનીને અહીં લઈ આવ. પરાધીન થએલા શત્રુઓ તુને કાંઇ પણ કરવાને શક્તિમાન્ નથી.

દુરાત્મા દુઃશાસન દુર્યોધનની આજ્ઞા થતાંજ આંખો લાલ કરી દ્રૌપદીના મંદિરે પહોંચ્યો. અને જઇને દ્રૌપદીને કહ્યું—

હે પાંચાલિ ! તારા પતિ તુને જુગારમાં હારી ગયા છે તું મારી સાથે ચાલ અને લાજનો પરિત્યાગ કરી દુર્યોધનને જો. હે કમલનયને ! હવે તું કૌરવોની સેવા કર. અમે તુને ધર્મપૂર્વક મેળવી છે. તું સભામાં ચાલ' દુરાત્મા દુઃશાસનની વાતો સાંભળી દુઃખ તથા ડરને લઇ જ્યાં રાજમાતા ગાંધારી વિગેરે હતાં ત્યાં દ્રૌપદી ચાલી ગઇ. ગર્જના કરતો દુર્યોધન ત્યાં પહોંચ્યો અને દ્રૌપદીની પાસે જઇ તેના તેણે કેશ પકડી લીધા. આહા ! જે કેશ રાજસૂય યજ્ઞના અવભૃથ સ્નાન વખતે મંત્રોના પવિત્ર જલથી સિક્ત થયા હતા તેજ કેશને દુરાત્મા દુઃશાસન ખેંચવા લાગ્યો. પતિઓ હતા છતાં દ્રૌપદીને અનાથ સ્ત્રીની પેઠે પકડીને દુઃશાસન સભા તરફ લઇ

ચાલ્યો. જેમ પ્રચંડવાયુના આઘાતથી કેળનું પત્ર કંપી ઉઠે તેવી રીતે કાંપતાં કાંપતાં દ્રૌપદાદિની કૃષ્ણાએ નમ્રતાપૂર્વક દુઃશાસનને કહ્યું—

હે દુઃશાસન ! હું રજસ્વલા છું કેવળ એકજ વસ્ત્ર પહેરેલું છે આવી હાલતમાં મને સભામાં લઈ જવી એ કોઈ રીતે યોગ્ય નથી પણ દુઃશાસન સાંભળેજ શું કરવા કેશને ખેંચતો તે કહેવા લાગ્યો—

અરે પાંચાલિ ! તું રજસ્વલા હો કે ગમે તેવી હો તે એકજ વસ્ત્ર પહેર્યું હોય કે તદ્દન નાગી હો ગમે તેમ હોય તે મારે જોવાનું નથી કારણ તું જુગારમાં જીતાયલી અમારી દાસી છો. આ વખત અન્ય સ્ત્રીઓની પેઠે તારે અમારી દાસીઓની સાથેજ રહેવું પડશે

દ્રૌપદી આવા પ્રકારની કડક વાતો સાંભળીને અત્યંત દુઃખી થઇ અને આત્મરક્ષાને માટે હે કૃષ્ણ ! હે અર્જુન ! હે હરે ! એમ બોલી રડતી રડતી પોકારવા લાગી દુઃશાસને બળપૂર્વક વાળ ખેંચ્યા તેથી દ્રૌપદીનો ચોટલો વિખરાઈ ગયો અને તે અર્ધી ઉઘાડી થઇ ગઇ ત્યારે લજ્જા અને ક્રોધ પૂર્વક તેણે દુઃશાસનને કહ્યું—

હે દુરાત્મા દુઃશાસન ! આ સભામાં સર્વ શાસ્ત્રને જાણનારા ઇન્દ્ર સમાન ક્રિયાનિષ્ઠ મારા ગુરૂજનો બેઠેલા છે તેમની સામે મારે આવી હાલતમાં જવું એ કોઇ રીતે યોગ્ય નથી અરે ! પાપી તું મને કપડાં રહિત ન કર. કદાપિ ઇન્દ્રાદિક દેવતાઓ આવીને પણ તારી સહાય કરશે તોપણ તું સમજી રાખજે કે રાજપુત્રો તારા આ અપરાધને કદિ ક્ષમા કરનાર નથી મહાત્મા ધર્મરાજે સદાય ધર્મ માર્ગનુંજ અવલંબન કરેલું છે હું સ્વામીના વાક્યમાં કદિ દોષારોપણ કરતી નથી રે દુરાત્મા ! હું રજસ્વલા છું તું કુરવંશી વીરપુરૂષોની સામે મારા કેશ ખેંચી રહ્યો છે અને એ લોકો તારી નિંદા કરતા નથી તેથી એમ અનુમાન થાય છે કે તેઓ પણ તારા કાર્યને અનુમોદન આપે છે હા ! ભરતવંશના ધર્મને ધિક્કાર છે ક્ષાત્ર ધર્મ જાણનારા સર્વ લોકોના ચરિત્રો એક કાળા વખતેજ નાશ પામી ગયા છે તેથી સભામાં બેઠેલા કુરવંશીઓ કુલ ધર્મની દુર્દશા પોતાની આંખોથી જોઇ રહ્યા છે મેં જોઇ લીધું કે દ્રોણ, ભીષ્મ અને મહાત્મા વિદુરમાં કાંઇ સત્ત્વ નથી મુખ્ય મુખ્ય કુરવંશી વૃદ્ધ પુરૂષો પણ દુર્યોધનના અધર્માનુષ્ઠાનની અનાયાસે ઉપેક્ષા કરી રહેલ છે

---

## इस्ट आफ्रिकानो प्रवास.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૭૨ થી )

અમને લેવા માટે એક નેરોબી સનાતન ધર્મ સભા તરફથી અને બીજું ઇસ્ટ આફ્રિકા સનાતન ધર્મ મોમ્બાસા તરફથી એમ બે ડેપ્યુટેશનો આવ્યાં હતાં જેમાં બેઉનાં મળી લગભગ ૪૦ ) માણસો હશે. પાસપોર્ટ આપી દીધા પછી સેકન્ડક્લાસના ડેક ઉપર રા. ઉમેદભાઇએ અમારો ફોટો લીધો. પછીથી લોંચ બોટ ( નાની સ્ટીમર ) માં બેશીને મોમ્બાસાના બંદરે જવા ઉપડ્યા. સર્વે લોકોને તો કીલીન્ડીની નામે બંદર છે ત્યાં ઉતરવું પડે છે. કેમકે ત્યાં જહાજ આવે છે. ત્યાં સામાન ઉતારી પછીથી શહેરમાં જવાય છે પરંતુ અમારે માટે તો પ્રથમથી સનાતન ધર્મીઓએ બંદોબસ્ત કરેલો હોવાથી અમો બારોબાર મોમ્બાસા શહેરને બંદરે ઉતર્યા. સ્ટીમ લોંચ બંદરપર પહોંચી ત્યારે લગભગ સાતસો માણસ બેન્ડ સાથે કિનારા ઉપર દર્શન કરવાની ઇચ્છાથી ઉભું હતું. બેન્ડના સરોદ અને શ્રી સનાતન ધર્મની જય એવા ધ્વનિ સાથે શ્રી પરમાત્મ કૃપાથી મોમ્બાસાના બંદર ઉપર પગ મુક્યો ત્યાંથી મોટરમાં બેસારી મરઘસના આકારમાં શહેરમાં ફેરવી જાદવેશ્વર મહાદેવમાં મુકામ રાખેલ હોવાથી ત્યાં ગયા. રસ્તામાં અનેક ત્યાંના રહીશો પણ આશ્ચર્ય પૂર્વક અમારા તરફ જોઇ રહેતા હતા. તેમજ ઘેર રહેલાં હિંદુ કુટુંબો ઓટલાઓ અને બારીઓ તથા અગાશીપરથી ભાવના પૂર્વક જોઇ રહ્યા હતાં. કેટલાંએક સ્થળે તો ભાવિક બહેનોએ બારીઓમાંથી પુષ્પની વૃષ્ટિ કરી હતી. છેવટે જાદવેશ્વર મહાદેવમાં હિન્દુ યુનીયનના હોલમાં ઉતારો રાખવામાં આવી હતી. ત્યાં બેઠા પછી શ્રી સનાતન ધર્મના સેક્રેટરી તરફથી એક " સ્વાગત પત્ર " વાંચવામાં આવેલ જેનો ભાવ નીચે મુજબ છે.

ધર્મધુરંધર પૂજ્યપાદ સ્વામીશ્રી મુકુન્દાશ્રમ તથા તેમના શિષ્ય પૂજ્ય પ્રદ્યુમ્નાશ્રમજી મહારાજ !!

આપશ્રીઓ શ્રમ લઇ અત્રે પધારવાની અમારા ઉપર જે કૃપા કરી છે. તેથી અમે અમારૂં અહો ભાગ્ય સમજીને, અમે ખરા હૃદયથી અને સન્માન પૂર્વક આપશ્રીઓનું શ્રદ્ધાભાવે સ્વાગત કરીએ છીએ. આપશ્રીએ સંસારનાં

સર્વ બંધનો છોડી તોડીને, સર્વ પ્રકારની આસક્તિ માત્રનો પરિત્યાગ કરીને, સાંસારિક સુખોપભોગના મિથ્યા પ્રલોભનોને સ્પર્શ પણ કરવા ન દેતાં પ્રબળ વૈરાગ્ય વૃત્તિથી અમોને જે ઉપદેશ આપવાનું વ્રત અંગીકાર કર્યું છે તેની અમારે કયા શબ્દોમાં સ્તુતિ કરવી એ અમોને જરાપણ સૂઝતું નથી.

જે મહાન્ ગુરૂઓ અને આચાર્યોનાં પવિત્ર પગલાંવડે આપણી પુરાણ પ્રસિદ્ધ ભારતભૂમિ પાવન થઈ છે તેમજ જેમના આવિર્ભાવ અને જેમની દિવ્ય પ્રેરણાવડે એજ ભારતભૂમિ ઉન્નતિ અવનતિમાં પોતાનું ગૌરવ જાળવી રહી છે. જે મહાન આચાર્યે ભારતભૂમિમાં સનાતન ધર્મ, ભારતના ચારે ખૂણામાં ફરીથી સ્થાપન કર્યો છે. જે આચાર્યશ્રીએ પોતાના ભાગીરથ પ્રયત્નથી પોતાની તેજસ્વી ભાષાથી સનાતન હિન્દુ ધર્મ દઢ રીતે સ્થાપિત કર્યો છે. તેઓશ્રીના પગલે આપશ્રી પણ ભારતમાં હિન્દુ ધર્મનો ફેલાવો કરવાને જે પ્રયત્ન આદરી રહ્યા છો. તેને માટે અમો આપશ્રીના સહર્ષ, સહ અવાર અર્પણ છીએ.

અનાદિકાળથી ધર્મજ અમારા પ્રાણ સ્વરૂપ છે અમારા સમગ્ર વ્યવહારમાં ધર્મજ એક મુખ્ય વસ્તુ છે. અને ભારત આજ સુધી હયાત છે તેનું જો કોઇ મુખ્ય કારણ હોય તો તે સનાતન હિન્દુ ધર્મ છે હિન્દુપ્રજા, રાજનીતિ, સંસાર સુધારો, અને બીજા બધા વિષયો ધર્મ દ્વારાજ સમજી શકે છે. તેજ હિન્દુધર્મના સનાતન સિદ્ધાન્તોને આપશ્રી સરલ, સ્પષ્ટ, અને ઉજ્વળ ભાષામાં રજુ કરો છો. અને અમે કોઇ રાજા મહારાજાને, કોઇ વિખ્યાત રાજનીતિજ્ઞને, મોટા વીર નરને, લડવૈયાને કે મોટા લક્ષાધિપતિને માન આપવા એકઠા થયા નથી, પણ આપણ પુણ્યભૂમિ ભારતનો ત્યાગ કરીને, હજારો માઇલનો દરીઓ ખેડીને, મુસાફરીના અસંખ્ય સંકટો વેઠીને અમોને ધર્મના ખરા સિદ્ધાન્ત સમજાવનાર એક ખરા ત્યાગીને માન આપવા અમે એકઠા થયા છીએ.

હે મહાત્મન્! આપશ્રીએ જે માર્ગ ગ્રહણ કર્યો છે, આપશ્રીએ જે ઉત્સાહથી સનાતન હિન્દુ ધર્મનો ઉપદેશ આપવાનું કાર્ય આરંભ્યું છે તે જોઇને અમારા હૃદયમાં આપશ્રી માટે શ્રદ્ધા અને સન્માન ઉત્પન્ન થાય છે. આર્યાવર્તમાં આપશ્રીએ જે સફળતા મેળવી છે તેની સાક્ષી ત્યાંના લોકો પૂરી પાડે છે. ધર્મોપદેશ સાંભળવાને માટે અમો બધા ઘણા આતુર છીએ. આપના ઉપદેશમાં અને આપશ્રીના સામર્થ્યમાં અમોને પૂર્ણ શ્રદ્ધા છે. જે ધર્મનો ઉપદેશ અમોને અમારા પૂર્વજોએ ગળથુથીમાં પાયો છે, જેનું અમો

અત્યાર સુધી પોષણ કરતા આવ્યા છીએ. તેનું સિંચન આપશ્રી જેવા ધર્મ વીર સંન્યાસીના હાથથી થશે એ અમારા ઓછા ભાગ્યની વાત નથી.

જ્યા ધીમે ધીમે અમે ધર્મને બાજુપર મૂકતા જઇએ છીએ. શનૈઃ શનૈઃ ધર્મરક્ષક આચાર્યોથી અમળાતા પડતા પથપર રૂઢ થતા જઇએ છીએ અને અધોગતિમાં પડી અથડાવાની તૈયારીમાં છીએ તેજ વખતે, આર્ય ભૂમિથી ઘણે દૂર આવેલ ઇમસીના મૂલકમાં અમોને કોણ રસ્તો બતાવે ? એ ચિન્તામાં હતા તેજ વખત આપશ્રીએ આવી અમારૂં નિરાધાર સકાન હાથમાં લઇ અમોને સનાથ અને નિર્ભય બનાવી સત્યમાર્ગ બતાવ્યો.

ખરે શ્રી કૃષ્ણચંદ્ર! તારા નિમ્ન વચનોને તું સત્યજ કરે છે

> यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
> परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
> धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

જ્યારે જ્યારે ધર્મમાં સડો પેસશે ત્યારે ત્યારે હું પ્રકટ થઇશ. પ્રભુ! તુંજ શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણચંદ્ર, અને શંકરાચાર્યના રૂપમાં પ્રકટ થઇને તારૂં વાક્ય સિદ્ધ કરે છે. સોળ વર્ષની ઉમરનો બાળક રાજ્ય ધર્મ તરીકે મનાએલ ધર્મને હટાવી પ્રાચીન વિશુદ્ધ સનાતન હિન્દુધર્મ આર્યાવર્તની ચારે દિશામાં પ્રચાર કરે એ શું. દૈવી સત્તા વિના બની શકે તેમ હતું ? સોળ વર્ષની વયે અપ્રતિમ ગ્રંથો અને ઉત્તમ ભાષ્યો રચ્યાં જેની આજે પણ દુનિયાના તમામ ભાગમાં મુક્ત કંઠે પ્રશંસા થાય છે તે શું હે પ્રભુ! તારા વગર થઇ શક્વાનું હતું ?

પરમાત્મન્ આવા મુલકમા અમારો કોઇ આરો નથી. અમારો ધર્મ અમે સાચવીશુ કે કેમ? તેની પણ અમોને શંકા છે. દીનદયાળ પરમાત્માએ અમારા તરફ દયાની નજર કરી તેમણેજ આપશ્રીને અમોને ઉપદેશ આપવાની પ્રેરણા કરી તો પ્રભુનો આદેશ લાવનાર હે મહાત્મન્! અમે આપશ્રીને બે હાથ જોડીને નમસ્કાર કરીએ છીએ. આપશ્રી જેવા મહાન સંન્યાસીનું સ્વાગત કરવા માટે અમારી પાસે કશુએ નથી પણ ખરા પ્રેમથી અમો બધા આપશ્રીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી આપશ્રીનો આદર સત્કાર કરીએ છીએ. અને આપશ્રી પાસે યાચના કરીએ છીએ કે અમોને ખરા ધર્મનું રહસ્ય સમજાવો. તેમજ આશીર્વાદ આપોકે દિવસે દિવસે અમારામાં ધર્મ પ્રત્યે લાગણી જાગ્રત થાય

આપશ્રી અનુગ્રહ કરીને આ ભૂમિમાં પધાર્યા અને આપના પુનીત પગલાંવડે આજ અમારૂં આંગણું પાવન કર્યું તેથી અમો આજે કૃતાર્થ થયા છીએ અને વિખરહાર કરતી વખતે સર્વ શક્તિમાન્ પરમાત્માની પાસે પ્રાર્થના કરીએ છીએ કે, જે સનાતન ધર્મના સિદ્ધાન્તોને, શુદ્ધ અને ઓજસ્વી ભાષામાં સમજાવવાને માટે આપશ્રીએ જે પ્રયત્ન આદર્યો છે તેને ચાલુ રાખવા જગન્નિયંતા આપશ્રીને લાંબુ આયુષ્ય, સ્વસ્થ શરીર પ્રકૃતિ અને અતુલ બળ આપે.

જેના આમંત્રણને માન આપીને આપશ્રીએ અત્રે પધારવાનું કબુલ કર્યું છે. તે "નૈરોબી સનાતન હિન્દુ ધર્મ સભા" નો પણ અમે ખરા હૃદયથી આભાર માનીએ છીએ.

લિ●

તા. ૧-૧-૨૦
મોમ્બાસા.

આપશ્રીના ચરણ સમીપ બેશી ઉપદેશ સાંભળવાની જિજ્ઞાસા ધરાવનાર.
દયાશંકર ગવરીશંકર દવે.
શ્રી સનાતન ધર્મ મંડળના ઓનરરી સેક્રેટરી.

સ્વાગત પત્ર પૂર્ણ થયા પછી તેનો વળતો જવાબ આપવામાં આવ્યો કે ભારતમાતાનાં આર્ય સંતાનો! તમે આજીવિકા અર્થે અનાર્ય દેશમાં આવ્યા છો છતાં તમારા રૂધિરાભિસરણમાં વહન કરી રહેલ ધર્મ પ્રવાહ સુકાયા છતાં તૂટ્યો નથી એ સિદ્ધ કરી બતાવે છે કે હિન્દુઓનું જીવન ધર્મમય છે. કારણ આવા અસુર પ્રદેશમાં પણ શિવાલય બાંધી ધર્મવૃત્તિને જેટલી પોષી શકાય તેટલી પોષવાનું વલણ રાખો છો તથા ધર્મબોધ સાંભળવા આટલી જિજ્ઞાસા ધરાવો છો અને ધર્મ ઉપદેશક તરફ ઉત્તમ ભાવના રાખો છો તે જોઇ, પવિત્ર ભારત ભૂમિનો પરિત્યાગ કરી, આવા અનાર્ય દેશમાં આવ્યા છતાં, પરમ સંતોષ પામું છું.

જગત્ હિતૈષિ શ્રુતિ ભગવતિ આજ્ઞા કરે છે કે तत्कथनं तत्परस्परप्रबोधनम् ॥ તેનુંજ કથન અને તેનોજ પરસ્પર પ્રબોધ કરવો. એટલે અમારો સંન્યાસ તો એ શ્રુતિ આજ્ઞા પાલન માટેજ છે. એટલે એ ધર્મ પાલનતો અમારૂં કર્તવ્ય છે; એજ કર્તવ્યને હું અનુસર્યો છું એટલે તેમાં કાંઇ પણ મેં વિશેષ કર્યું હોય એમ હું માનતો નથી. છતાં તમોએ જે ઉદ્દગારો કાઢ્યા છે તે તમારા ધાર્મિક, શ્રદ્ધાળુ અને ભાવિક હૃદયની સાક્ષી પૂરે છે. શ્રી પરમાત્મા તમારા પવિત્ર અંતઃકરણમાં એ ભાવના સદા ભરપૂર

રાખો. એટલું કહી મધ્યાન્હ સમયના તાપથી પરિશ્રમિત થએલા સર્વ ભાઇઓ વિશ્રાન્તિ લ્યો એમ હું ઇચ્છું છું. ૐ શમ્ ॥

ત્યાર બાદ શ્રી સનાતન ધર્મ મંડળ મોમ્બાસા–તરફથી શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજન કરવામાં આવ્યું. અમોને ( બેઉને એક એક ભગવી સાલ ઓઢાડવામાં આવી. અંતિમ આરતિ કરી સર્વ રવ્યો હર હર મહાદેવના જયઘોષ પૂર્વક પોત પોતાના ગૃહપ્રતિ ગયા હતા.

અમારો પુસ્તકો વિગેરે તમામ સામાન કીલીંડીની બંદરે ઉતર્યો હતો તે સાથે એક માણસ રહેલ તે પણ પાછળથી સામાન લઇ મહાદેવમાં આવી પહોંચ્યા. તેમણે એક વિશેષ વાત એ કહી કે ગુરૂકુલ કાંગડીના એક બ્રહ્મચારી પણ તમારી સાથે સ્ટીમરમાં આવેલ છે. જે સાંભળી મને આશ્ચર્ય લાગ્યું. કારણકે સ્ટીમરમાં અગ્યાર દિવસ સુધી અમે રહ્યા પણ બ્રહ્મચારીને જોયા નહોતા તેમજ ચડતા કે ઉતરતા પણ દૃષ્ટિગોચર થએલા નહિ ! છતાં મોમ્બાસામાં ઉતર્યા પછી આ બાબત જાણવામાં આવી.

સાંજના "**શ્રી સનાતન ધર્મની મહત્તા**" એ વિષયપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. સમય પાંચ વાગ્યાનો નિયત હતો. બપોરે અમે ઉતર્યા ત્યારે સખ્ત ગરમી પડતી હતી છતાં વ્યાખ્યાન સમયે મેઘરાજાએ પણ આનંદમાં આવી પોતાનું સ્વરૂપ પ્રકાસ્યુ હતું. વરસાદ છતાં શ્રોતાઓથી હોલ ચિક્કાર ભરાઇ ગયો હતો અને પાછળથી આવનાર કેટલાએક ભાઈઓને બહાર ઉભું રહેવું પડયું હતું. આફ્રિકામાં વિશેષ નામના કાઢનાર અને સર્વને ભેદભાવ વિના દ્રવ્યની મદદ કરનાર તથા મહાન્ વ્યાપારી શેઠ અલીદીના વિશ્રામવાળા શેઠ આવ્યા હતા તેમની તબીયત નરમ હોવાથી તે માત્ર પોણો કલાકજ બેઠા હતા છતાં તેમણે વ્યાખ્યાન સાંભળી સંતોષ બતાવ્યો હતો. અંતમાં વ્યાખ્યાન સમાપ્ત થતાં સર્વ શ્રોતાઓ પોતાને ઘેર ગયા હતા. બીજે દિવસે "**કર્મયોગ**" નામે વિષયપર વ્યાખ્યાન રાખ્યું હતું. તે દિવસે વરસાદ ન હોવાથી શ્રોતાઓની ઉપસ્થિતિ વધારે હતી. એ વ્યાખ્યાન પૂર્ણ થયા પછી ત્રીજે દિવસે નૈરોબી જવાની વાત નક્કી થઇ હતી.

# પ્રશ્નોત્તરી ( ૧ )

સામ્પ્રત સમયમાં બુદ્ધિવાદનું બળ વિશેષ છે તેમાં પણ જડવાદ સંયુક્ત કેળવણીના પ્રભાવે બુદ્ધિમા જડતાનો યોગ થતા જમાનો તર્કને વધારે માન આપનારો થયો એટલુંજ નહિ પણ એક પ્રકારનું સંપૂર્ણ જ્ઞાન ન મેળવતાં થોડું થોડું પણ ઘણી વસ્તુઓનુ જ્ઞાન મેળવી પલ્લવ ગ્રાહી પંડિતો પોતાને પૂર્ણ રામજી અભિમાની બન્યા તે સાથે જડતાના સંસ્કારે પ્રમાણોમાં પ્રત્યક્ષ પ્રમાણુનાજ સસ્કાર દૃઢ કર્યા જેથી અન્ય પ્રમાણો સમજવાની કે માનવાની શક્તિ કુંઠિત થઇ એટલે ધીમે ધીમે નાસ્તિકતાની છાયામા ઠીક જણાવા લાગ્યું લક્ષ્મીનો મોહ વૃદ્ધિ પામતા અર્થવાદી જમાનામાં પૈસા પ્રાપ્ત કરવા પ્રપંચ પડદો ઉતારી દંભનુ નાટક ભજવવા લાગ્યા બીજાના હિતે ચ્છુઓ બન્યા છતા રાગદ્વેષના યોગે પક્ષપાતમાંજ રહ્યા આવા અનેક કારણોના યોગે મનમાં મલીનતા–પાપ–ઘટવાને બદલે વૃદ્ધિ પામ્યું કાળી ચીમનીમાંથી જેમ અંદરનો દીપક બરાબર હોય છતાં પ્રકાશ બરાબર બહાર પડતો નથી તેમ અજ્ઞાનાવરણ વાળી બુદ્ધિ આત્માના પ્રકાશ વિના કંઇ જોવામાં કામેલ બની, જેથી કુતર્કોની વૃદ્ધિ થઇ તેમાં વિદેશી ધર્મ વાળાઓએ પોતાના પાયાને દૃઢ કરવા સારૂં ' જે ધર્મ ભાવનાથી હિંદ પોતાનુ અસ્તિત્વ ટકાવી રહ્યો છે તેમાજ કુઠારાઘાત કરો. " યુક્તિ પ્રયુક્તિથી એ સમજાવવામાં આવ્યુ કે હિંદના પ્રાચીન પુરૂષો જંગલી હતા તેમના ભૂતકાળમાં એવું કોઇ સાધન નથી કે જેના યોગે મનુષ્ય પોતાની પ્રગતિ સાધી શકે આ મતને અનેની બાબતોથી અજ્ઞાન મનુષ્યોએ સત્ય માની એટલુંજ નહિ પણ સાથે અત્રેના મનુષ્યોને પૈસાની જરૂર છે એ જાણી એવી વિદ્યા યોજી કે તે દ્રવ્ય મેળવવા તેમણે મહત્ત્વ કલ્પીજ પડે તેમા સરકારો અવ બાજ ભરેલા પૈસાના લાલચુ રાગો તેમાં ફસાયા. અને ધીમે ધીમે એ ખાવા ફેવાવી કે સ્વદેશનો વેશ પણ છોડાવી વિદેશી વાંદરીઆ નકલ કરવાનુ વ્યસન વળગાડયું એ બધાનુ પરિણામ એ આવ્યું કે જેમા પોતાનુ હિત સમાએલું છે તે તરફ ગ્લાનિ વધી એટલે હિંદનાં બાળકો પોતના ઘરની સત્ય લક્ષ્મીનો પરિત્યાગ કરી વિદેશી ચમકતી મિથ્યા બનાવટી લક્ષ્મીમાં

મોહ પામી તેમાંજ ફસાયા એટલે પછી " લોભીઆ વસતા હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે " એ જનોક્તિ પ્રમાણે આ ધર્મનુંજ ઘર ફૂટયું અને આપણું પોતાનું જે હતું તેને દૂર ગણી બીજા આપણને કાંઇ આપશે એમ સમજી તેમના મુખ તરફ જોઈ રહ્યા !! હિંદુ ધર્મના પ્રત્યક્ષ અને પરોક્ષ વૈરીઓએ આ તકનો લાભ લીધો. તેઓ જુદા જુદા રંગ ધારીને આપણા હિતેચ્છુ બની આશ્વાસન આપતા આપણી પાસે આવ્યા. ધૂર્ત વ્યાપારીઓ ગ્રાહકને ઠગવા ખરાબ ઘી નીચે ભરી ઉપર સારું ઘીનું મોઢીયું બનાવી પોતાનું કામ કાઢી લે છે તેમ કેટલા એકતો ધર્મ પરથી હિંદુઓને સનાતન ધર્મને નામે બેચાર સીધી વાતો કહીને પછીથી ખ્રીસ્તી ધર્મની છાયામાં વાળી, સંધ્યા વંદનાદિ ચિત્ત શુદ્ધિનાં કર્મ છોડાવી ઉલટે રસ્તે બંધાઓને ચડાવ્યા. સાથે સાથે લાગવગનો પણ ઉપયોગ કર્યો. જેથી એ કામમાં સ્વાર્થ સાધકો ભરાવા લાગ્યા. અને તે બીજા ભોળા મૈંદાઓને પણ તેમાં લઈ જઇ પૂરવા લાગ્યા. કેટલાએકતો કેવળીતાજ વિરોધ માંડી હિંદુ ધર્મનાં મિથ્યા દુષણો વિચાર વિનાને બતાવી તેમની શંકાઓ વૃદ્ધિ કરવા લાગ્યા. આ બધાની સાથે દેહાધ્યાસ વધારનાર મોજ શોખ પણ વૃદ્ધિ પામી. કૃત્રિમ સાધનોથી સુખ મેળવવા જતા તેમાંથી રોગ વધી પડયા. એટલે પ્રાતઃકાળ અને સાયંકાળ જે ઈશ્વરચિંતનના સમય તે વખતે હવાને નામે હવા ખાવાનું અથવા આનંદને નામે રમત ગમતનું લફરું ઘુસાડી આપ્યું આ યુક્તિથી હિંદુઓને ધીરે ધીરે ધર્મ વિમુખ બનાવ્યા. કેપીતો લાભ જોઇ પરિણામે થનારી હાનિને સમજી શક્યા નહિ અને ધર્મ વિમુખ બન્યા -

ઉક્ત સંયોગોને લઇને વિમુખ થએલી વૃત્તિ આંતરવૃત્તિથી લખાએલાં શાસ્ત્રના મર્મને સમજી શકી નહિ. જેથી પોતે ડાહ્યા બની દિવ્ય દૃષ્ટિવાળા મુનિઓની ભૂલો માની પોતાની મર્મ દૃષ્ટિ પ્રમાણે તેમાં સુધારો કરવાનું સાહસ કરનારા પણ પંડિતમન્યો પ્રકટ થવા લાગ્યા !! તેમણે અનેક પ્રકારની શંકાઓ વ્યક્ત કરી જેને સામાન્ય મતિનાં મનુષ્યો પકડી બેઠાં અને બેકું બગાડવા લાગ્યા. આવું થતું અટકે એટલા માટે શ્રી સનાતન ધર્મ પ્રભામાં એક " પ્રશ્નોત્તરી " નામે વિષયની યોજના કરવામાં આવી છે. તો સુજ્ઞ પાઠકો તેનું શુદ્ધ ચિત્તે મનન કરી સાર ગ્રહણ કરી સત્ય પ્રગતિના પંથે ચડશો. ૐ.

પ્રશ્ન ૧—હિન્દુ ધર્મ શાસ્ત્રમાં લખ્યું છે કે–કલિયુગમાં મનુષ્યની પાપ બુદ્ધિ હોય છે. પાપી જીવાત્મા ધર્માચરણ કરી શકે નહિ. તો પછી વિરુદ્ધ કાળમાં ધર્મ પાળવા ફાંફાં મારવા એ નકામુંજ છે. ધર્મ વિના મુક્તિ પણ

થવાની નથી તો કલિયુગમાં સંસારસુખ ભોગવી લેવું એજ સારું કે નહિ?

ઉત્તર—કલિયુગ પાપ કરાવનાર છે એમ હિંદુ ધર્મશાસ્ત્રમાં લખેલું છે તેમ કલિથી કેમ બચવું એ પણ લખેલું છે. અધર્મના અવાન્તર ભેદોનું નામ, સનાતન ધર્મમાં કલિયુગ માન્યું છે. અધર્મ, અસત્ય, દંભ, લોભ, છલ, ક્રોધ, ઇર્ષ્યા, દ્વેષ, મત્સરતા, ભય, વિષાદ, નિદ્રા વિગેરે કલિનો વંશ છે. જુગાર, દારૂનાપીઠાં, વેશ્યાગૃહ, અને માંસ, એ ચાર સ્થાનમાં કલિરૂપ અધર્મ વિશેષે કરીને રહે છે એમ માનેલ છે. તો જુગાર વિગેરેનો સર્વથા પરિત્યાગ કરનાર પાસે કલિ કદાપિ આવતો નથી. અને જે લોક જપ, તપ, દાન, યજ્ઞ, જ્ઞાન, વૈરાગ્ય, ઇશ્વરભક્તિ વિગેરેમાં સદા લાગી રહે છે. તેની પાસે કલિ કદાપી નથી આવતો. આપણાં શાસ્ત્રોમાં એવું કોઈ પણ સ્થળે લખ્યું નથી. કે કલિયુગમાં સમયજ મનુષ્યને જબરદસ્તીથી પાપ કરાવે છે. કિન્તુ ચોથો યુગ કલિકાલ કહેવાય છે તે વખતે જેમ રાત્રિ થતાં અંધકાર વધે છે તેમ જુગારાદિનો પ્રચાર થાય છે. જેમ રાત્રિએ દીવા કરીને ઘર ઘરમાં પ્રકાશ કરી લેવાની આજ્ઞા શાસ્ત્રકારોએ આપી છે તેમ સૃષ્ટિક્રમના નિયમ પ્રમાણે રાત્રિ તુલ્ય અનિવાર્યરૂપે આવનાર કલિયુગના સમયમાં પણ ઇશ્વર ભક્તિ આદિ ધર્માનુષ્ઠાન કરી કલિજન્ય દોષોથી બચવાની આજ્ઞા શાસ્ત્રકારોએ સ્પષ્ટ રૂપમાં આપી છે તો કલિયુગમાં કાંઇ ધર્મ પાલન ન થઇ શકે એવું નથી. તેમજ કલિ કાંઇ કોઇની ગર્દન પકડીને પાપકર્મ કરાવતો નથી. સારાસાર સમજવાની શક્તિ સર્વમાં છે તેથી શાસ્ત્ર આજ્ઞાનો વિચાર કરી મનુષ્ય પોતાના હિતને રસ્તે જરૂર ચાલી શકે.

અભિપ્રાય એ છે કે કલિ શબ્દના બે અર્થ છે (૧) ક્રમશઃ દ્વાપર પછી આવનાર ૪૩૨૦૦૦ વર્ષરૂપ કાલનું નામ કલિયુગ છે. આ કલિયુગમાં આવા આવા અધર્મ, અન્યાય થયા કરે છે એ સિદ્ધાનુવાદ કથન મનુષ્યોને સચેત કરવા માટે પુરાણ, ધર્મ શાસ્ત્રાદિમાં કહેવામાં આવેલ છે. એ કાંઇ વિધિ વાક્ય નથી. જેમ કોઇ કહે કે પ્રત્યેક દિવસના અંતમાં નિયમાનુસાર અવશ્ય રાત્રિ આવે છે અને તે સમયે ચોર, રાક્ષસ, ભૂત વિગેરે પ્રાણીઓ બહુધા સારા લોકોને સતાવ્યા કરે છે તેથી સચેત થઇ જવું જોઇએ. તેજ પ્રમાણે કલિયુગમાં થનારા સ્વતઃ સિદ્ધ અનર્થોથી બચવાને માટે શાસ્ત્રકારોએ અનેક ઉપાય બતાવ્યા છે. તેજ વિધિવાક્ય છે. (૨) કલિ શબ્દનો બીજો અર્થ અધર્મ અન્યાયાદિ છે તેનો આધાર સમયાનુસાર અધર્મ પ્રવૃત્તિ થાય તે પર છે તેને પણ કલિ કહેવામાં આવે છે. તેના કાલ સત્યયુગાદિમાં પણ કદિ કદિ અવાન્તર રૂપે થયા કરે છે તેને અનુલક્ષીને

ગ્રંથકારોએ લખ્યું છે કે—यदासदाऽनृतं तन्द्रा निद्रा हिंसा विषादनम् । शोक मोह भयं दैन्यं स कलिस्तु सदा स्मृतः ॥ ગરૂડપુરાણાન્તર્ગત યુગધર્મ પ્રકરણમાં લખ્યું છે કે જ્યારે માણસમાં મિથ્યા ભાષણ, આલસ્ય, નિદ્રા, હિંસા, મદ્યપાન, નિર્બલને પીડા કરવી, શોક, મોહ, ભય, અને દીનતા અધિક વધે છે તે વખતે કલિયુગ આવ્યો એમ જાણવું. મિથ્યા ભાષણ વિગેરે અન્ય સમયની અપેક્ષા એ કલિયુગમાં વધારે વૃદ્ધિ પામે છે, તેથી વિશેષે કરી તેજ સમયનું નામ કલિ પડ્યું. જેમ દિવસે પણ કવચિત આંધિ આવતા અંધકાર થઈ જતાં ઘરમાં કે ન્યાયાલયોમાં દીપક બાળવા પડે છે તોપણ દિવસે થનારો અંધકાર રાત્રિ કહેવાતો નથી. પરંતુ વાસ્તવિક જોતાં અંધકારનુંજ નામ રાત્રિ છે. તેજ પ્રમાણે સર્વ યુગમાં થનાર અધર્મ પ્રવૃત્તિના સમયનું નામ કલિ છે છતાં પ્રધાનતાને યોગે કલિયુગનું નામ કલિ છે. જેમ પૂર્ણ સ્વચ્છ નિર્મલ, ચંદ્રમાના પ્રકાશમાં ચાન્દની રાત્રિ પણ અંધકાર અધિક નષ્ટ હોવાથી દિવસ જેવી કહેવાય છે તેથીજ તે સમયે ચોર વિગેરે કોઈને સતાવતા નથી. તેજ પ્રમાણે કલિયુગની વચમાં પણ સત્યયુગ, ત્રેતા, દ્વાપર વિગેરે આવ્યા કરે છે જેમ અંધકાર થતાં દિવસમાં રાત્રિ અને પ્રકાશ વધતાં રાત્રિમાં દિવસ આવે છે તેમ સત્ય યુગાદિની વચમાં કલિયુગ અને કલિની વચમાં સત્યયુગાદિ આવ્યા કરે છે તેથી સર્વમાં સર્વ છે. અને પ્રધાનતાથી ભિન્ન ભિન્ન પણ કહેવાય છે. વળી કલિ વિગેરેને માટે એવો પણ મત છે કે—

कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ॥
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥

આ શ્રુતિ ઐતરેય બ્રાહ્મણ અ. ૭-ખં-૧૫ માં છે. તેમજ મનુસ્મૃતિમાં પણ લખ્યું છે. કે જ્યાં સુધી કોઈ માણસ પોતાના સ્વરૂપ અથવા કર્તવ્યને ભૂલી અજ્ઞાનાન્ધકારની ઘોર નિદ્રામાં મગ્ન રહેલો છે અને હું કોણ છું. કેવી દશામાં પડ્યો છું. એની કશી તેને ખબર નથી ત્યાં સુધી કલિયુગ છે જ્યારે નિદ્રા ઓછી થતાં શરીરમાં ચલન વલન થાય છે, જ્યારે ઉઠવાનો વિચાર અંકુરીત થતાં ઉઠવાની ઇચ્છા કરે છે. ત્યારે દ્વાપર એટલા માટે કહેવાય છે કે કદિ એવો પણ વિચાર કરે છે કે હજુ જરાવાર સુઈ જાઉં કે ઉઠું. આની સુતા જાગવાની સંદિગ્ધ વૃત્તિ છે તેથી ગ્રંથકારોએ પણ દ્વાપર શબ્દને સંદેહવાચક લખ્યો છે. જ્યારે જાગીને ઉભો થઈ જાય છે. ત્યારે ત્રેતાયુગ કહેવાય છે અને જ્યારે પોતાના કર્તવ્યમાં લાગી

ત્યારે કૃતયુગ કહેવાય છે. ભારતવર્ષની પ્રજા જાગ્રત થઇ પોતે પોતાને જાણવા લાગે કે અમે કોણ છીએ. અને તદનુસાર પોત પોતાના કર્તવ્ય ધર્મ પરા-યણ થાય તો કલિયુગમાં સત્યયુગાદિ આવે. આ લેખથી એ પણ સિદ્ધ થયું કે અમે જાગવા ઇચ્છતા નથી. માટે અમારે માટે આ કલિયુગ છે. પણ અમને જાગૃત થવાની વેદ સ્પષ્ટ આજ્ઞા કરે છે, કે उत्तिष्ठत जाग्रत ઉઠો, જાગો અહીં બે ક્રિયા કહી વેદે અમને સમજાવ્યું છે કે તમે વેદાનુયાયી થઇ ત્રેતા અને સત્યયુગનો વર્તાવ કરો અને કલિ તથા દ્વાપરને છોડો. આ સ્થિતિમાં હિંદુધર્મ શાસ્ત્રનો અભિપ્રાય એ નીકળ્યો કે અમે કલિયુગને આધીન છીએ. પણ સૂવું, ઉઠવું, જાગવું, વિગેરે કલિયુગ અમારે આધીન છે. તેથી કલિયુગ અમને અમારા કર્તવ્યથી રોકી શકતો નથી. તો પછી ધર્મ પાળવામાં કે ધર્મદ્વારા મુક્તિ મેળવવામાં કંઇ પણ સંદેહ રાખવાની જરૂર નથી

વળી મનુસ્મૃતિમાં એમ પણ વર્ણ્યું છે કે—

कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेवच,

राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥

આ શ્લોકનો અભિપ્રાય એ છે કે જો રાજા પોતે ઠીક ઠીક વેદ શાસ્ત્રાનુસાર ધર્માનુષ્ઠાન કરે તથા પ્રજા પાસે કરાવે તો તે અવશ્ય સત્યયુગ કહેવાય છે. અને મદ્ય, માંસ, હિંસા, વ્યભિચાર વિગેરેમાં રાજા સ્વયં પ્રવૃત્ત થઇ જાય અને ધર્મ મર્યાદાનું સંરક્ષણ ન કરે તો કલિયુગ કહેવાય અર્થાત્ રાજા જેવાં આચારણ કરે તેવો યુગ પ્રવર્તે છે એ તાત્પર્ય છે તેથી પણ સાર એ નીકળે છે કે યુગાદિ મનુષ્યને આધીન છે મનુષ્ય તેને આધીન નથી હાલમાં ક્ષત્રિય રાજાઓજ પોતાના ધર્મનું પાલન કરી શકતા નથી તો અન્યના ધર્મનું રક્ષણ શી રીતે કરે ? છતા મનુષ્યો જો પોતાના હિતનો વિચાર કરીને ધર્મનું પાલન કરવા લાગે અને પરમહિતેચ્છુ પ્રાચીન મુનિ-ઓએ જે પ્રમાણે અધિકારાનુસાર વ્યવસ્થા બાંધી છે. તે પ્રમાણે ચિત્તથી સમાનતા રાખી બહારના ઉચ્ચને નીચના ભેદ રાખી સ્વધર્મ પાળવા લાગે અને તે સામે બોલસેવિકની રીત જે હાનિકારક સમાનતા છે તે ન ચલાવે તથા કુતર્કો કરવા છોડી ધીમે ધીમે પોતાના શાસ્ત્રનો અનુભવ કરવા લાગે તો ટુંકાજ સમયમાં હિંદનો અભ્યુદય થાયજ. કારણ વેદ સાક્ષી આપે છે. કે यतोधर्मस्ततो जयः ॥ જ્યાં ધર્મ છે ત્યાં અવશ્ય જય છે તો ધર્મ દાસ પકડનારને કલિયુગ પણ અટકાવ કરી શકતો નથી. ૐ—

# ग्राहकोने सूचना.

જુન માસનો ત્રીજો અંક ધર્મપ્રેમી સુજ્ઞ ગ્રાહકોના હસ્તમાં આજે આવશે તો સર્વને સૂચના કરવાની કે ભેટનું પુસ્તક લગભગ છપાઇ ને તૈયાર થવા આવ્યું છે અને જુલાઇ માસમાં હિંદના ગ્રાહકો પર વી.પી. થી રવાના કરવામાં આવશે. આમ કરવામાં ગ્રાહકોને વધારે ખર્ચ છે પણ પ્રથમ કરેલ સૂચના પ્રમાણે જેમના તરફથી હજુ સુધી લવાજમ આવેલ નથી તેમ પ્રથમ વર્ષનું પણ બાકી છે તેમના પર હવે વી.પી. નો આરંભ થશે, ને સુજ્ઞ ગ્રાહકો જો મનીઓર્ડરથી લવાજમનાં નાણાં મોકલી આપશે તો તેમને ભેટનું પુસ્તક બુક પોસ્ટથી મોકલી આપવામાં આવશે માટે વિચાર વાનો આ લાભ લઇ પોતાનું લવાજમ અવશ્ય મોકલી આપશે નહિતો પછી વી.પી. સ્વીકારી લેશે.

ખંભાતના જે સ્થાનીક ગ્રાહકો છે તેમણે (જેમણે લવાજમ ભર્યું હોય) આવી ભેટનું પુસ્તક શ્રી સનાતન ધર્મ પ્રભામી ઓફીસમાંથી લઇ જવું અને બાકીના એ લવાજમ ભરીને ભેટનું પુસ્તક લઇ જવું.

## आफ्रिकाना ग्राहकोने निवेदन

મોમ્બાસાનાં ગ્રાહકો એ, શ્રીસીટીનીના બુકીંગ માસ્તર રા. [illegible] નદાસ ભાઇ સી. દવેના પાસેથી ભેટનું પુસ્તક લઇને સર્વે [illegible] પૈસા તેમને આપી દેવા જે પૈસા તેઓ અત્રે હુંડી અગર અન્ય પ્રકારે મોકલી આપશે રા. [illegible]ભાઇ સરકારી નોકરીમાં છે છતાં બિન વેતને તેમણે આ ધર્મ સેવા સ્વીકારી છે તો સર્વ સનાતન ધર્મીઓ તેમને વારંવાર ફેરા ન ખવરાવતાં પ્રથમ જ ભેટનું પુસ્તક લઇ લવાજમ આપી તેમની ધર્મસેવાને ઉત્તેજન આપશે, અને એ રીતે પણ ધર્મ ને મદદ કરી એ ધર્મકાર્ય દેશોદ્ધારની મદદમા પોતાનો ફાળો આપશે ખરતું.

તા. ક. મોમ્બાસાના કેટલા એક ભાઇઓ પાસે પ્રથમ વર્ષનું લવાજમ બાકી છે તે પણ રા. દાસભાઇ ને આપી દેશે - જેથી ધર્મસંસ્થાને મદદ મળે નૈરોબીનાં ગ્રાહકોએ રા. ઉમેદભાઇ નારણભાઇ એન્ડ સન્સ કોટમાર ને વીકટોરીઆ સ્ટ્રીટમાં લવાજમ ભરી ભેટનું પુસ્તક લઇ આવું તેઓ તે નાણાં અત્રે પહોંચાડશે રા. ઉમેદભાઇ જો કટર 'સનાતન ધર્મી' છે તેમની દુકાને જઇ સુજ્ઞ ગ્રાહકો લવાજમ ભરશીતો તેમણે એક પ્રકારે ધર્મસેવા કરી જ ગણાશે છતાં કોઇ મહાશય ન જઇ શકે અને રા. ઉમેદભાઇ કે તેમના તરફ થી અન્ય કોમ આવે તેમની પાસેથી ભેટનું પુસ્તક લઇ તેમણે લવાજમ આપી દેવું. નૈરોબીમાં પણ કેટલાએક સજ્જનો પાસે લવાજમ બાકી છે તો તેમણે બેઉ વરસનું સાથેજ આપી દેવું જે રા. ઉમેદભાઇ અત્રે મોકલી આપશે.

## विषयसूचि.

वेद.


શ્રી વેદતત્વામૃત ... ... ( યતિ ) ... ... ... ૧૨૧


साहित्य.


પરાપૂજા... ... ...( સ્વામી પ્રણવાશ્રમ ) ... ... ૧૨૨
સમશ્લોકી ... ... ( કવિ દયાશંકરભાઇ )... ... ૧૨૩
હૃદય સૌન્દર્ય ... ... ( રા. તુળજાશંકર ). ... ... ૧૨૫
શ્રી સૌભાગ્યાષ્ટક ... ... ( પંડિત મોહનલાલ ) ... ... ૧૨૬
મોહનમાલા મણકો ૮ ... ( સ્વામી પ્રણવાશ્રમ ) ... ... ૧૨૭


तत्वज्ञान.


ગીતા સિદ્ધાન્તદર્શન... ... ( શ્રીમન્માસ્તર છોટાલાલભાઇ ) ... ૧૨૮
અન્યોક્ત બોધ ... ... ( યતિ) ... ... ... ૧૩૧


धर्म.


ષોડશસંસ્કાર ... ... ( યતિ ) ... ... ... ૧૩૫
સુખ દુઃખ ... ... ( યતિ ) ... ... ... ૧૩૮
દેવ ... ... ( યતિ ) ... ... ... ૧૪૦


चारित्र्य.


દ્રૌપદી ... ... ( યતિ ) ... ... ...૧૪૨
શ્રીમત્પ૦ સ્વા૦ જાનકીદાસનું સંક્ષિપ્ત જીવન. (રા. અંબાશંકરભાઇ)...૧૪૫


सामाजिक.


ઈસ્ટ આફ્રિકાનો પ્રવાસ ... ( યતિ ) ... ... ...૧૫૪


---

## नियमो.

૧ આ માસિક દર માસની સુદિ ૨ ને દિવસે પ્રસિદ્ધ થાય છે.

૨ ધર્મને બાધ ન આવે એવી જાહેર ખબરો પ્રસિદ્ધ કરવામાં આવશે જાહેર ખબર આપનારાઓએ પત્રદ્વારા ભાવ તાલ નક્કી કરવા.

૩ માસિકનું લવાજમ મુખ પૃષ્ઠપર લખ્યું છે છતાં ધર્મ પરાયણ રાજાઓ અને શેઠ શાહુકારો ધર્મના સંરક્ષણ માટે ઇચ્છાનુસાર મદદ કરી શકશે

૪ નમુનાનો અંક ૦-૪-૦ ટીકીટો બીડવાથી મળશે.

૫ તત્વજ્ઞાન, ધર્મ, અને નીતિના લેખો સ્પષ્ટ અક્ષરે લખી મોકલવાથી યોગ્યતા પ્રમાણે દાખલ કરવામાં આવશે

वत्ससत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ. રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૨ જુ. સ. ૧૯૭૮ અસાડ. જુલાઇ ઇ. સ. ૧૯૨૨ અંક ૪.

मंगलम्




सहोवाच पितरं तत कस्मै मां दास्यसीति ।
द्वितीयं तृतियं त२ँ होवाच मृत्यवे त्वा ददामीति ॥ ३ ॥

श्री शांकरभाष्यम्—तदेवं क्रत्वसंपत्तिनिमित्तं पितुरनिष्टं फलं मया पुत्रेण सता निवारणीयमात्मप्रदानेनापि क्रतुसंपत्तिं कृत्वेत्येवं मत्वा पितरमुपगम्य स होवाच पितरं हे तत तात कस्मै ऋत्विग्विशेषाय दक्षिणार्थं मां दास्यसि प्रयच्छसीत्येतत् । एवमुक्तेन पित्रोपेक्ष्यमाणोऽपि द्वितीयं तृतीयमप्युवाच कस्मै मां दास्यसि कस्मै मां दास्यसीति । नायं कुमारस्वभाव इति क्रुद्धः सन्पिता तं ह पुत्रं किलोवाच मृत्यवे वैवस्वताय त्वा त्वां ददामीति ॥ ३ ॥

ગુજરાતી— તે પિતાને સ્પષ્ટ કહેવા લાગ્યો કે પિતાજી મને કોને આપો છો ? એમ બીજીવાર ત્રીજીવાર કહ્યું. તેને ઉદ્દાલકે જવાબ આપ્યો કે તને મૃત્યુને આપું છું.

વિશેષ—યજ્ઞમાં શ્રેષ્ઠ દાન આપવું જોઇએ પણ પિતાજી આ વખત ગમે તે હેતુને લઇને તેમ કરી શકતા નથી. તો મારા શરીરના દાન વડે પણ યજ્ઞમાં થતી દાનની અપૂર્ણતાને પૂર્ણ કરવી જોઇએ. એવો વિચાર કરી પિતાની પાસે જઇને નચિકેતા પોતાના પિતાને કહેવા લાગ્યો:—હે તાત હું પણ તમારૂં ધન છુ તો મને દક્ષિણા રૂપે કયા ઋત્વિજને આપો છો ? તેની કહેલી વાતને પિતાએ બાળક જાણી ગણકારી નહિ. ત્યારે નચિકેતાએ બીજી વખત કહ્યું કે પિતાજી મને કોને આપો છો તે બોલતી પણ બાપે ઉપેક્ષા કરી ત્યારે તેજ પ્રમાણે ત્રીજી વખત કહ્યું. એથી તેના પિતાના મનમાં વિચાર આવ્યો કે બાલકનો આ સ્વભાવ સારો નથી એમ વિચારી તે આ પ્રમાણે કહેવા લાગ્યા. હે પુત્ર હું તને યમને સોંપું છું.






## परापूजा.

( રાગ પ્રભાત. )

જ્યોતિમય બ્રહ્મની ધ્યાન થકી અર્ચના, યોગીજન આદરે એકતાને,
અન્ય પુષ્પાદિ સૌ સાધનો ચિન્મય પ્રકૃતિ પ્રેરક પ્રભુ ક્યાંય ન માને. ૧
નિત્ય એ નાથની વિકૃતિ થાય નહિ, અનુભવાનંદમય તે જણાયે;
જીવનું રૂપ પણ એજ જાણી રહો, ધ્યાનમાં બેઉનું ઐક્ય થાયે. ૨
અન્તર્યામિપણું ઇશનું શ્રુતિ કહે, કર્મ ફલ પ્રદપણે સર્વ જાણે;
દેવ ઋષિ મુનિયો જાણે પણ ધ્યાનથી, ઇશ તોલે ન તેવો પ્રમાણે. ૩
ઉત્પત્તિ સ્થિતિ લય કર્મ પણ ઇશ્વરી, કર્તૃકતા વિષે અનવસ્થા;
એજ રીતે નથી કોઇ ધણીનો ધણી, પ્રભુ પરિહર હવે અન્ય આસ્થા ૪

સ્વામી પ્રભુરામ.

---




## श्रीमद्भगवत्पादभाष्यकारशंकराचार्यविरचिता प्रश्नोत्तरमालिका

गृहमेधिनश्च मित्रं किं भार्या को गृही च यो यजते ।
को यज्ञो यः श्रुत्या विहितः श्रेयस्करो नृणाम् ॥ ४९ ॥

ગૃહીનો મિત્ર કિયો છે ? ગૃહિણી, ગૃહી કોણ ? જેહ યજ્ઞ કરે;
યજ્ઞ કિયો ? જે હિતકર–શ્રુતિ વિહિત પ્રાણિયોનું આહત હરે. ૪૯

कस्य क्रिया हि सफला यः पुनराचारवाञ्छिष्टः ॥
कः शिष्टो यो वेदप्रमाणवान्को हतः क्रियाभ्रष्टः ॥ ५० ॥

કોની ક્રિયા સફળ ? જે શિષ્ટ સદાચારી હોય, શિષ્ટ કયો ?
વેદ પ્રમાણ જેને, અશિષ્ટ ? તે જે ક્રિયાથી ભ્રષ્ટ થયો. ૫૦

को धन्यः संन्यासी को मान्यः पंडित, साधुः ।
कः सेव्यो यो दाता को दाता योऽर्थितृप्तिमातनुते ॥ ५१ ॥

કોણ ધન્ય ? સંન્યાસી, માન્ય કિયો ? જ્ઞાની હોય સાધુ કરે;
સેવ્ય કોણ ? દાતાજન, દાતા ? જે યાચકોની તૃપ્તિ કરે. ૫૧

किं भाग्यं देहवतामारोग्यं कः फली कृषिकृत् ।
कस्य न पापं जपतः कः पूर्णो यः प्रजावान्स्यात् ॥ ५२ ॥

ભાગ્ય કીયું ? આરોગ્યજ, ફળવાળો ? ખેતી જેહને તેહ;
અપાપ તે જે જાપક. પૂર્ણ કીયો, પુત્રવાન્ જન જેહ. ૫૨

किं दुष्करं नराणां यन्मनसो निग्रहः सततम् ।
को ब्रह्मचर्यवान्स्याद्यश्चास्खलितोर्ध्वरेतस्कः ॥ ५३ ॥

શું અતિ દુષ્કર જનને ? મનને વશ રાખી જેહ રહેવું સદા;
કોણ બ્રહ્મચારી ? જે ઉર્ધ્વ વીર્ય રહી થયો સ્ખલિત ન કદા. ૫૩

का च परदेवतोक्ता चिच्छक्तिः को जगत् भर्ता ।
सूर्यः सर्वेषां को जीवनहेतु स पर्जन्यः ॥ ५४ ॥

પર દેવતા કહી ? ચિચ્છક્તિ, જગનાથ કોણ ? દિનકર છે;
જીવ તણા જીવનનો પરમ સબળ હેતુ કોણ ? જલધર છે. ૫૪

કવિ દયાશંકર
સાહિત્ય વાચસ્પતિ.




### હરિગીત.

પ્રિય પાત્ર પ્રેમ તણું બની, કારણ મનોહર રૂપ છે,
કુદરત તણી સઘળી ખુબી તેમા મને ભરપૂર છે,
સૌન્દર્ય આ સૃષ્ટિ તણું સઘળું હું માં હું સમાવતો,
આ અશ્રુ જલથી પૂર્ણ રજની આમ તેમ વિતાવતો. ૧

થાતાં ઉષા આશા તણા સ્મિત તેજથી હું પ્રકાશતો.
દુનિયાં તણી દઢ રૂઢી કે દેખાવને અવલેખતો;
પર સ્વપ્ન તે મુજ તર્ક જે, પર તર્ક તે કૃતિ માહારી,
જે પર કૃતિ તે વાણી મુજ મુજ કીર્તિ કૃતિ પરની ખરી. ૨

આ સર્વ માથે હૃદય નિર્મળ નિષ્કપટ દર્શાવતી,
પરવા વિનાની સૌમ્ય મૂર્તિ મોદનાદ ગજાવતી;
મુગ્ધા નિમંત્રે સર્વને સ્નેહાળ કંઇ હેતુ વતી,
એવી અનેક ચમત્કૃતિ પરવશ થવા કારણ બની. ૩

આવી અનેક ખુબી મધુરી સર્વને આકર્ષતી,
એમ પ્રણય રીતિ ઉદ્દભવી તે ઉભયમાં સરખી હતી;
શું મલય મંદ વસંત કેરો પ્રેમ પુષ્પ ખિલાવતો,
એમ હૃદયનું સૌન્દર્ય અદ્દભુત આમ તે દર્શાવતો. ૪

તુલજાશંકર ભાઇશંકર.

આલાપાદ.

## શ્રી સૌભાગ્યાષ્ટક.

હરિગીત છન્દ.

પતિમાં રતિ ન રતિ ધારતી, એ કામિની ના કામની,
ગતિ મન્દ જેની કામમાં, એ કામિની શા કામની;
શણુગારમાં શુભ લક્ષણા, તો કામિની એ કામની,
સૌભાગ્ય સૂચક વસ્તુ આ, સૌ કામિનીના કામની.
કુંકુમ કપાળે કંકણો, કર કીકી કાજળથી ભરી,
શિર કેસ બેશ હમેશ તે, ચારે થકી ચતુરા ઠરી;
કાન્તા કનકના યોગથી, સંસાર સાર સુધા ઝરી,
શાન્તિ સ્વતઃ સમજાવતી, નિઃસંશયે સમતા ધરી.
વસ્ત્રો સજે છે સ્વચ્છને, શુભ તે સુઘડ સ્ત્રી જાણવી,
વળિ જે ઉઘાડે શિર ફરે, તે શંખિની ઉર આણવી;
પદ પદ્મિનીનું પ્રથમ તે, પછિ હસ્તિનીને માનવી,
છે ચત્રિણી સહ ચાર આ, સ્ત્રી જાતિ મિત્ર ! પ્રમાણવી.
લક્ષણ વિલક્ષણ પક્ષથી, લેવાય લક્ષ્ય વિષે ગતિ,
ઘટતી કહેવી ના મને, આ સમયપર તેની કૃતિ;
ગુણ રૂપની પ્રતિમા ભલી, ના દૃષ્ટિએ પડતી કંઇ,
ગૃહિણી મનાતી તે નહીં, ભસતી જુતલ અહિં કે તહિં.
ગુણરૂપ ઉભય વિરોધિને, સહવાસ કેમ થશે સહી,
ત્યાં રૂપથી આગ્રહ કરી, વિલસે ગુણી ગુણને ગ્રહી;
ગુણ રૂપને સૌ નામની, સ્થિતિ નાશવન્ત નથી લહી,
ગુણગન્ધ સંચિત વાસના, જન્માન્તરે તેતો રહી.
મહિમા વિશેષ વધારતી, વનિતા વિનીતા સદ્‌ગુણી,
ભાર્યા ન જે ભરથારને, ભારે ભવે કરતી ભણી;
અભ્યાગત સ્વાગત વિષે, અનુકૂળ ઉત્સાહી ઘણી,
તે ભામિની ભૂષણ ભજે, એ સ્વામિની શોભા ઘણી.
નહિ રોષ દોષ જરા ઉરે, સમ્બન્ધિમાં સ્નેહે રહી,
શાણી સ્વધર્મે સંચરે, શિર છત્ર થિર ચિત્તે ચહી;
સીતા અહલ્યા દ્રૌપદી, મન્દોદરી તારામતી,

કુલદીપિકા કુલ ઉભય સદ્, વ્રત દીપથી દીપાવતી.
દેવાંગના ગણ વન્દતાં, ભાવે કરે તેની સ્તુતિ;
ચારિત્ર્ય ચિત્ર વિલોકતાં, ધારી હૃદયમાં સંસ્મૃતિ,
અનુગામિની બનતાં યતી, અકલંક કીર્તિ વતી સતી.
મન માનવી તો માનવી, કલ્યાણકારી એ અતિ. ૧

મોહનલાલ જ્યેષ્ટારામ પંડિત.
ખંભાત.

---



મણકો ૮ મો

## નામની ધૂન

ચાંબખા.

નામની જેને અખંડ ધૂન લાગીરે, ભ્રાન્તિ તેના હૃદયની ભાંગી. ટેક.
લાખ મણ ઘાસની ગંજી પડી ત્યાં, અગ્નિ ચિન્ગારી જરા જાગી,
એક ઘડીમાં ભડકો થઇને, રાખની ઢગલી વાગીરે. નામની. ૧
ગિરિ ગૂહામાં હતું તિમિર અનાદિ, લઇ જ્યોતિમસાલ ધરી આથી,
કુટુંબ કબીલો સાથે લઇને, ઝટ મમતા મૂકીને રાત ભાગીરે. નામની. ૨
કામને કર્મ તજી રંગ લગાવ્યો, રોટલી ખાય નિત્ય માગી,
ખોદી ખણીને તમ મૂળ નથી કાઢ્યું તો, શેના ગણાય વિરાગીરે નામની ૩
કૌપીન તુંબડી કટિ કર ધારી, ફરે ફકીર કાય નાગી;
જુઠી ભવાઇ માડી જગ ઠગવાની, રાગદ્વેષ દીધા ન ત્યાગીરે. નામની. ૪
પશુ બનાવે કોઇ ધર્મને બ્હાને, ગળામાં ગાળીઆં ટાંગી;
ઘાસ નિર્યો વિણ ધન દૂધ દેશે, જાળવજો એવા ઠોગીરે. નામની. ૫
પ્રભુ જાણીને ક્રિયા છતાં ગારગી, પુરુષ પરની થઇ ભાગી;
બાઇનાં સરવે બેરાં સમજવાં, દેહ ગેહે અનુરાગીરે. નામની. ૬
આજે કે કાલે પ્હોર કરીશ એમ, ભક્તિ પ્રભુની ઠેલે આઘી;
પ્રણવ વિના સુખ સ્વપ્ને જડે નહિ, ખોળી મરે અભાગીરે. નામની. ૭

સ્વામી પ્રણવાશ્રમ.

---

## तत्त्वज्ञान.

### श्री सिद्धान्त दर्शनम्.

### પ્રકૃતિ પાઠે દ્વિતીય પાઠ.

( અનુસંધાન ગતાંક પૃ૪. ૫૨ થી )

गवेषणीया लिंगात् ॥ ૨૦ ॥

ગવેષણીયા ( શોધવા યોગ્ય ) છે. लिंगात् ( ચિન્હથી )

કાર્ય રૂપ ચિન્હોથી ગુણોની શક્તિઓને શોધી કાઢવી જોઇએ તાત્પર્ય એ છે કે જેમ હળદર અને ચૂનાના યોગથી રક્તતા જોવામાં આવે છે તેથી એમ અનુમાન થાય છે કે હળદર અને ચૂનાના પ્રકૃતિભૂત ( મૂળ-કારણ રૂપ ) ગુણોમાં રક્તતા ઉત્પન્ન કરનારો કોઇ ખાસ યોગ હોવો જોઇએ એવીજ રીતે બીજા પદાર્થોના પણ અનુમાન કરી શકાય. એટલે કેવા યોગથી કેવી શક્તિ યોગવાળા પદાર્થોના* ઉપાદાનમાં રહેલી છે તે કાર્ય ઉપ-રથી શોધી કાઢવું એ બાહ્ય પદાર્થોના વિજ્ઞાનનું પગથિયું છે એમ જાણવું.

तद्भिर्विपरिणामिनो गुणाः ॥ ૨૧ ॥

तद्भिः ( ताभिः શક્તિઓ વડે ) विपरिणामिनः ( પરિણામ પામનારા ) गुणा- ( ગુણો )

એ શક્તિઓ વડે પ્રકૃતિમાં રહેલા ગુણો વિપરિણામ પામવાના ધર્મવાળા થાય છે.

સૂત્રમાં तद्भिः એવો છાંદસ પ્રયોગ છે ત્યાં ताभिः એમ સમજવું. કહ્યું છે કે छंदोवत्सूत्राणि कवयः कुर्वन्ति ॥ વિદ્વાનો વેદની પેઠે સૂત્રોની રચના કરે છે.

ગુણો પોતાની અસલ પ્રકૃતિમાં શાન્તરૂપે રહ્યા હોય છે ત્યાં સુધી તે કાર્યરૂપે પરિણામ પામતા નથી પણ શક્તિની સ્ફુર્તિદ્વારા ગુણો પોતાના જેવા અથવા તેથી જુદા પ્રકારના કાર્યરૂપે પરિણામ પામે છે. આથી એમ સમજાય છે કે જેમ કુંભારનું ચક્ર પોતાની પ્રકૃતિ અવસ્થામાં તો એમને એમ પડ્યું રહ્યું હોય છે પણ દંડવડે તેને ગતિ મળે છે ત્યારે તેમાં અમુકરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે એજ રીતે ગુણો પણ પોતાની સામ્યાવસ્થામાં પ્રકૃતિ રૂપે હોય છે પણ શક્તિવડે તેને સ્ફુરણ મળે છે ત્યારે તે કાર્યરૂપે પરિણામ પામે છે.

અવિદ્યાની બે શક્તિઓ—

द्वे मोहिन्याः ॥ ३२ ॥

द्वे (બે) मोहिन्याः (અવિદ્યાની)
અવિદ્યાની બે શક્તિઓ છે.

(૧) આવરણશક્તિ (૨) વિક્ષેપ, આવરણ શક્તિ વસ્તુના સ્વરૂપને ઢાંકે છે (આત્માનું જ્ઞાન થવા દેતી નથી) અને વિક્ષેપ શક્તિ (આત્મને ઠેકાણે) બ્રહ્માંડ પર્યંત જગતને પ્રકટ કરે છે કહ્યું છે કે विक्षेपशक्तिर्लिंगादि ब्रह्माण्डान्तं जगत्सृजेत्। વિક્ષેપ શક્તિ લિંગ દેહથી આરંભીને બ્રહ્માંડ પર્યંત જગતને સરજે છે.

આવરણ શક્તિના બે ભેદ—

आवृती चासत्त्वाभानभेदात् ॥ ३३ ॥

आवृती (બે પ્રકારની આવરણશક્તિ) च (અને) असत्त्वाभान भेदात् (અસત્વ અને અભાન એવા ભેદથી)

અસત્વાવરણ અને અભાનાવરણ એવા બે પ્રકારની આવરણ શક્તિ છે.

વસ્તુ નથી એમ જ્ઞાન થવું એ અસત્વાવરણ કહેવાય છે અને વસ્તુ છે ખરી પણ દેખાતી નથી. તેનું ભાન થતું નથી એ અભાનાવરણ કહેવાય છે.

આવરણ દૂર થવાનો ઉપાય કહે છે—

द्विकादेकस्यान्तर्धिर्विष्णौ ॥ ३४ ॥

द्विकात् (શ્રવણ મનન રૂપ બે સાધનોથી) एकस्य (બે પ્રકારના આવરણમાંથી એક અસત્વાવરણનો) अंतर्धिः (લય) विष्णौ (ઇશ્વરમાં) બે પ્રકારના આવરણમાંથી શ્રવણ મનનરૂપ બે સાધનોથી અસત્વાવરણ પરમાત્મામાં અંતર્ધાન પામે છે. અર્થાત્ પરમાત્માની સત્તા છે એવું જ્ઞાન થવાથી 'વસ્તુ નથી' એ જ્ઞાનનો નાશ થાય છે.

शेषादन्यस्य ॥ ३५ ॥

शेषात् (બાકીનાથી) अन्यस्य (અભાનાવરણની)
બાકીના સાધનથી અભાનાવરણની નિવૃત્તિ થાય છે.

બાકીનું સાધન એટલે નિદિધ્યાસનથી પરમાત્માના સ્વરૂપનું ભાન થાય જેથી 'વસ્તુનું ભાન થતું નથી' એ જ્ઞાનનો નાશ થાય છે.

कर्मापीतेर्विक्षेपस्य ॥ ३६ ॥

कर्मापीतेः (પ્રારબ્ધ કર્મનો ક્ષય થવાથી) विक्षेपस्य (વિક્ષેપનો) નાશ થાય છે.

પ્રારબ્ધ કર્મનો ક્ષય થવાથી અવિદ્યાની વિક્ષેપ શક્તિ અંતર્ધાન પામે છે.

આત્મજ્ઞાનીઓનું આવરણ શક્તિરૂપ અજ્ઞાન દૂર થયું હોય છે તથાપિ તેના શરીરરૂપ પ્રારબ્ધનો ક્ષય થતાં સુધી વિક્ષેપ શક્તિરૂપ અજ્ઞાન દૂર થતું નથી એટલે આ જગત્ તેને યથાસ્થિત ભાસ્યા કરે છે, તથા તે જગતની ક્રિયાઓ કર્યા કરે છે. માત્ર સમાધિ સ્થિતિમાં તેને જગત્ ભાસતું નથી એટલો કાળ તેનું વિક્ષેપરૂપ અજ્ઞાન દૂર થાય છે. પણ વ્યુત્થાન સ્થિતિમાં તો પાછો વિક્ષેપ આવી ખડો થાય છે. માત્ર અજ્ઞાનીને મન એ વિક્ષેપ સત્ય હોવાથી સુખ દુઃખ આપી મનને ક્ષોભ કરે છે. તેમ આત્મજ્ઞાનીને ક્ષોભ કરતો નથી કેમકે એ વિક્ષેપ, જ્ઞાન વડે બાધિત હોય છે.

प्रतिद्वंद्वाद्धि प्रारंभाः ॥ ३७ ॥

प्रतिद्वंद्वात् (સામસામેના યુદ્ધથી) हि (કેમકે) प्रारंभा- (કાર્યો) ઉપજે છે.

પ્રતિદ્વંદ્વથી સઘળાં કાર્યો ઉપજે છે.

એક ગુણ બીજા ગુણોનો પરાભવ કરવાને જે અમુક રીતે કામે લાગે છે તેને 'પ્રતિદ્વન્દ્વ' કહે છે. ગુણોના એવા પ્રતિદ્વંદ્વોને લીધે બધા પ્રારંભ થાય છે. એટલે કાર્યો ઉત્પન્ન થાય છે. એવી રીતે એક શક્તિ બીજી શક્તિ ઉપર જય મેળવીને વૃદ્ધિ પામે છે. તેવા જગતનાં સઘળાં કાર્યો બને છે. પ્રતિદ્વંદ્વ સિવાય કોઇપણ કાર્ય ઉત્પન્ન થઇ શકતું નથી. એમ આ સૂત્રથી માલમ પડે છે. इति प्रकृति पाठे द्वितिय प्रपाठः ॥

પ્રકૃતિ પાઠમાં પ્રકૃતિનું વિશેષ વર્ણન નામે બીજો પ્રપાઠ અહીં પૂરો થયો.




## रूपप्रकरणम्.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૯૬ થી )

લીટીથી અથવા અવયવોથી સંયુક્ત કોઇપણ પ્રકારની આકૃતિને રૂપ કહે છે. રૂપ વ્યક્ત અને અવ્યક્ત એવા ભેદથી બે પ્રકારનું છે. જે દૃષ્ટિગોચર થાય-આંખે દેખાય તે વ્યક્ત રૂપ કહેવાય છે, અને જે કેવલ કલ્પનાથી ગ્રહણ થઇ શકે. તે પરમાત્માનું અવ્યક્ત રૂપ છે. દૃષ્ટાન્ત-ઉત્તમ ચિત્રકલા કુશલ કારીગરે ચિત્ર બનાવવા માટે માટીનો એક ગોળો તૈયાર કરીને પોતાની સન્મુખ રાખ્યો. પછી તેના મનમાં એક બે અથવા અનેક ચિત્રોની જેવી જેવી કલ્પના આવશે તેવાં તેવાં સર્વ ચિત્ર અવ્યક્તરૂપથી સામે રાખેલ માટીના ગોળામાં સિદ્ધ છે. કારણકે કારીગર અત્યંત કુશળ હોવાથી સર્વ ચિત્રની કલ્પના તેના મનમાં પ્રથમથીજ સિદ્ધ છે. ઇચ્છાથી જે કલ્પના નિશ્ચિત થાય છે તેજ ચિત્ર બનાવવાનો તે આરંભ કરે છે. અને જ્યારે બીજાની માગણીને આધીન હોય છે ત્યારે તેની જેવી આજ્ઞા હોય તે પ્રમાણે ચિત્ર નિર્માણ કરવા પડે છે. ત્યારે પોતાની ઇચ્છાને એક બાજુએ મૂકવી પડે છે. તાત્પર્ય એ છે કે ચિત્ર નિર્માણ થતાં પહેલાં જેમ તે સર્વ મૃત્તિકાના ગોળામાં અવ્યક્ત છે. તેજ રીતે અખિલ સૃષ્ટિ સાકાર થતાં પહેલાં નિરાકૃતરૂપથી માયામાં અવ્યક્ત છે. અને માયા તે નિરાકૃતરૂપ સહિત પરમાત્મામાં લીન હોવાથી સાકાર સૃષ્ટિ રૂપોનું ઉપાદાન કારણ બિંદુ પરમાત્મા છે. ચિત્ર બનાવવાનો માટીનો ગોળો પણ એક સ્થૂલ બિંદુ રૂપ છે, અવ્યક્ત બિંદુ વ્યાપક છે, વ્યક્તબિંદુ સમાન માયાસંવલિત પરમાત્મા સગુણરૂપ અને પરમાત્માની તથા અવ્યક્તબિંદુની એક રૂપતા કરી છે એ વાત પ્રથમ નક્કી થઇ ગએલી છે. અખિલ ચર-અચર સૃષ્ટિને તેજ પરમાત્મા બિંદુથી આકારતા પ્રાપ્ત થાય છે સર્વની ઉત્પત્તિ બિંદુરૂપજ છે. એ વાત સ્પષ્ટ સમજાય એવા પ્રકારના વિચારો પાઠકોની સન્મુખ રાખવાનો હું યત્ન કરૂં છું.

યાવત્ નિર્જીવ પદાર્થ મૃત્તિકા, પાષાણ, ધાતુ વિગેરે સર્વ પરમાણુના મનીભાવથી મલેલ છે અને અતિ સૂક્ષ્મ પરમાણુ બિંદુ રૂપ છે.

સ્થૂલ જડ પદાર્થોના ઘર્ષણથી અથવા આગીને આકાર નષ્ટકરવાથી તે પદાર્થ સોટ અથવા રાખરૂપ થાય છે તેમાં ભસ્મ એ પરમાણુની રાશિ-ઢગલો છે. ભસ્મ કરવાથી આકૃતિ તો ગઇ. પણ પરમાણુની ગોલ બિંદુરૂપતા કોઈ પણ ઉપાયથી નાશ થઇ શકતી નથી. અર્થાત્ જડ પદાર્થની ઉત્પત્તિનું મૂલ કારણ પરમાણુરૂપ બિંદુ છે. જલ-પાણી-એ તુષારના ઘનીભાવથી થાય છે એ પ્રસિદ્ધ છે. અને તુષાર બિંદુરૂપ છે. બિંદુ શબ્દથી જલનું બિંદુ અથવા બુંદ એવોજ બોધ થાય છે. હવે ફલવેલ, વૃક્ષ ઇત્યાદિ જુઓ તે સર્વની ઉત્પત્તિ બીજથી છે. બીજ અવયવ રહિત વર્તુલાકાર હોય છે. કોઈ એમ કહે કે સર્વ બીજ ગોળ હોય છે. એવો નિયમ નથી. કોઇ બીજ લાંબું, ચતુષ્કોણ અથવા ચપટું પણ હોય છે. તો બધાં બિંદુમાં શી રીતે સમાવ છે? તેનો ઉત્તર એ છે કે, બીજની ઉપર તેનું કવચ-ઢાંકણ-હોય છે. અને બીજ તેની અંદર રહે છે. તે બીજ કઠિણ થતાં પહેલાં આર્દ્ર બિંદુરૂપ રહે છે. પ્રથમ જે પુષ્પ-ફુલ આવે છે તેમાં જે મધરૂપ હોય છે. તે મધની ગોળી થાય છે પછી તેના ઉપર કવચ આવે છે. અને ફુલ જડ થાય છે તેજ મધબિંદુની ગોળી આગામી ફળનું બીજ થાય છે સાર એ છે કે સર્વનું બીજ મધુબિંદુ છે.

કોઇ એવી શંકા કરશે કે. અનેક ઔષધિ, વનસ્પતિ એવી પણ છે કે જેને ફળ, પુષ્પ કાંઇપણ થતું નથી અને વર્ષા કાલમાં પોતાની મેળેજ ગમે તે સ્થળમાં ઉત્પન્ન થાય છે. તેને બિંદુરૂપ બીજ ક્યાંથી લાવશો? આ પ્રકારે પૂછનારને એવો પ્રશ્ન કરવામાં આવે છે કે એ વનસ્પતિ ઉત્પન્ન તો પૃથ્વી ઉપરજ થશેને? તેમજ તેને વૃષ્ટિજલની અથવા પૃથ્વી ઉપરના પાણીની આર્દ્રતા-ભીંનાશ-લાગશેને? બસ અમારૂં કાર્ય થયું. એજ ઉક્ત શંકાનું સમાધાન છે. પૃથ્વીના પરમાણુ બિંદુને જલબિંદુની સહાયતા મળતાં વનસ્પતિ તૈયાર થાય છે, તે રજબિંદુ અને જલબિંદુ મળીને બીજરૂપ બિંદુ થયું બીજાં પણ આવાં ઉદાહરણ મળી શકે જે પરથી સુજ્ઞવાચકો સમજી લેશે હવે પ્રાણી વર્ગની ઉત્પત્તિનો વિચાર કરીશું.

અહિં જરાયુજ, અંડજ સ્વેદજ એવાં ત્રણ વર્ગના પ્રાણીઓનો વિચાર કરીશું. કારણકે ચતુર્થવર્ગ ઉદ્ભિજ એટલે વૃક્ષાદિનું વર્ણન ઉપર આવી ગયું છે. હવે જુઓ કે જરાયુજ અને અંડજની ઉત્પત્તિ રેત-વીર્ય-અને રજથી છે. રેત એ જલબિંદુજ છે. એ વાતતો નિર્વિવાદ છે. રજ એ પરમાણુ સમાન છે જેને લોકો રજ-કણ એમ પણ કહે છે. તેટલા માટેજ પુષ્પવતી સ્ત્રીને રજસ્વલા કહેવાની રીત છે. મારી સમજણ

પ્રમાણે રેત અને રજ બિંદુના એકીકરણથી ગર્ભ ધારણ થાય છે તે વિના થાય નહિ. તેથી જે જાતિના બિંદુનું આધિક્ય હશે તે પ્રમાણે પુત્ર અથવા પુત્રી થશે. તે આકૃતિ સ્વતંત્ર સ્ત્રી અથવા પુરૂષ રૂપથી યદ્યપિ પૃથક દેખાય છે. તોપણ પ્રત્યેક આકૃતિમાં પ્રધાનાગ અને ગૌણાગ એવો ભેદ હોયજ છે પુરૂષનું જમણું અંગ પ્રધાન હોય છે. અને ડાબું અંગ ગાણ હોય છે અને એજ પ્રમાણે જમણા અને ડાબા અંગની શક્તિમા થોડો ફેર પણ પડે છે સ્ત્રીઓનું ડાબું અંગ મુખ્ય અને જમણું અંગ ગૌણ હોય છે. સ્ત્રીના ડાબા અંગમાં જમણા અંગ કરતા જો કે કંઇક શક્તિ અધિક રહે છે તોપણ તે પુરૂષના ડાબા અગ કરતાં ઓછી રહે છે. ન્યુન શક્તિ અધિક શક્તિથી અધિક ન હોવાના નિયમથીજ સ્ત્રીવામાંગી કહેવાય છે. અને તે સ્વતઃ સિદ્ધ પુરૂષને આધીન છે. સ્વતંત્ર થઇ શકતી નથી, આ અત્યંત સંલગ્ન જોડું છે તે બાબતમા એક ઉત્તમ પ્રમાણ આપવામા આવે છે જેથી વધારે સ્પષ્ટ થશે કોઇ પ્રાણી આકૃતિનો બરાબર નાકથી સીધી લીટીમાં બે ભાગ કરવામા આવે તો જરાપણ ફરક પડતો તથી બે આંખો, બે કાન, બે નાસિકદ્વાર, બે સ્કંધ-ખભા-બે હાથ, બે પગ, એમ હોવાથી દરેક અવયવના બે ભાગ થશે અને ગર્ભ બે બિંદુથી થયો છે તેમજ જ્યારે અધિક બિંદુનું એકી કરણ થાય છે. ત્યારે મનુષ્યને જોડી બાળક જન્મે છે. અને પશુને વધારે સંતતી થાય છે. આમ છે તથાપિ પ્રત્યેક આકૃતિમાં બિંદુનુંયુગ્મ હોયજ છે. એ નિયમનો કદિપણ ભંગ થતો નથી. પેટઅને મુખ એ બે કેમ દેખાતા નથી ? તો હોઠની મધ્ય રેખા અને ઉદરની રોમરેખા જોવાથી આ શંકાનું સમાધાન થઇ જશે. મનુષ્યા કૃતિ મૂળથીજ વિભક્ત છે એવું આ બે રેખાઓ સૂચવે છે. આ અવયવોનુ દ્વન્દ્વ યદ્યપિ આ શરીરમાં છે તોપણ ક્રિયા બન્ને અવયવોથી એકજ થાય છે. કિં બહુના દ્વંદમાં પરસ્પરની સહાયતા પણ હોય છે. તે વિના ક્રિયાની પૂર્ણતા થઇ શકતી નથી. આંખોથી જોવું, કાનોથી સાંભળવું, પગથી ચાલવું, હાથથી કામ કરવું ઇત્યાદિ ક્રિયામા દ્વંદ્વ અવયવોનો આપસમાં ઉપયોગ તો થાયજ છે. તેમજ ભિન્ન ભિન્ન અવયવો પણ પરસ્પર એક બીજાની સહાયતા કરે છે. પગથી ચાલીએ ત્યારે નેત્ર માર્ગ બતાવે છે. પગમાં કદાચિત કાંટો વાગે તો તે કાઢવા માટે હાથ અવશ્ય પહેલા દોડશે બાકીની વાતો પાઠકોએ વિચારી લેવી. આનું તાત્પર્ય એ છે કે સર્વ શરીરના અવયવોની દ્વન્દ્વ રચના છે આ સર્વ કાર્ય દ્વન્દ્વ બિંદુથીજ થએલ છે. અને એટલા માટેજ જરાયુજ અને અંડજ એમાં ભેદ એટલોજ છે. કે જરાયુજ પ્રાણી ગર્ભ-

માંથી સાવયવ બહાર નીકળે છે અને અંડજ પ્રાણી અંડાકૃતિ ગર્ભથી નીકળી, પછી ઈંડામાં અવયવ તૈયાર થઇ ઈંડું ફુટી બહાર આવે છે તેથી પક્ષી વગેરે દ્વિજ એવી સંજ્ઞા આપવામાં આવે છે. કીટ, પતંગ, દંશ વિગેરે સર્વ સ્વેદજ છે. પાર્થિવાંશ, જલાંશ અને ઉષ્ણતા એ ત્રણેના સયોગથી જે એક બાષ્પ-પરસેવાનું બિંદુ થાય છે. તેને સ્વેદ, પરસેવો, ઘર્મ-વિગેરે કહે છે. ઉષ્ણ કાળમાં શરીરને પરસેવો થાય છે. તેમાં શરીરનો મળ, જલ-પાણી અને ઉષ્મા એવા ત્રણ પદાર્થ છે. માથામાં અને મલીન વસ્ત્રમાં જૂ પડે છે તે પાણી પરસેવાથી નિર્મિત થાય છે. અર્થાત્ સ્વેદજ પ્રાણીઓની ઉત્પત્તિનું મૂલ કારણ ઉષ્મબિંદુજ થયું. સારાંશ એ છે કે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ એ ચતુર્વિધ ચૈતન્ય પ્રાણીઓનું આદ્યબિંદુ અને જડ પદાર્થનું પરમાણું રૂપ કઠોરબિંદુ ઉત્પત્તિનું મૂળ કારણ છે. ટુંકામાં સમગ્ર જડ ચૈતન્યાત્મક સૃષ્ટિરૂપ કાર્યનું મૂલ કારણ બિંદુજ થયું. અને ૐ નું અવ્યક્તરૂપ બિંદુજ છે. તેજ બિંદુ, રેખા અને અક્ષર રૂપ થાય છે તેમજ ધ્વનિ, નાદ, વ્યાપાર, મનુષ્ય, પશુ, પક્ષી, કૃમિ, વૃક્ષ, વેલ, ઇત્યાદિ સ્થાવર જંગમ અખિલ પદાર્થ ૐકારબીજ નિર્માણ થાય છે. ૐ.

---

કાર્ય એ કારણ રૂપ હોય છે. અને વ્યક્ત થતા પહેલાં કારણમાં અવ્યક્ત રહે છે. એ વાત સિદ્ધ થઇ ગઇ છે. અતએવ સકલ સૃષ્ટિ દૃગ્‌ગોચર થતા પહેલાં પોતાના મૂળ બિંદુમાં કાલ્પનિક રૂપથી સિદ્ધ છે. અને કલ્પનારૂપ પ્રકૃતિ જે પુરૂષને આશ્રયે નિવાસ કરે છે તેજ લોકોત્તર કારીગર સાક્ષાત પરમાત્મા છે. લીલીરૂપ માયાએ વ્યાપક નિર્ગુણ પરમાત્માને બિંદુ રૂપથી વ્યક્ત કર્યા અર્થાત્ રેખાથી બિંદુનો વ્યક્તભાવ અને માયાથી પરમાત્માનું વ્યાપ્ત થવું એજ બિંદુ સ્વરૂપ પરમાત્માનું સગુણ રૂપ છે. અને તેમાંજ સૃષ્ટિનું માયારૂપથી અસ્તિત્વ છે. આ વાતને સારી રીતે ધ્યાનમાં ઉતારીને પૂર્વ દૃષ્ટાન્તનું સ્મરણ કરે. જુઓ. ઘડો માટીમાંથી અને છે ઘડો એવું નામ અને ગોળાકાર એ રૂપ એક સાથેજ બહાર આવી પ્રતિકાને આશ્રયે રહે છે પુનઃ માટીમાંજ લય પામે છે. એટલે ઘટ એ નામને ગોળાકાર એ રૂપ, તેનો આધાર માટી છે એજ પ્રમાણે સગુણ પરમાત્મામાંથી સૃષ્ટિ નિર્માણ થાય છે. અનંત નામ અને અનેક રૂપ તેની સાથેજ આવ્યાં છે. તેનેજ આશ્રયે રહે છે. અને અંતે તેમાંજ લય થાય છે. એટલે નામ રૂપાત્મક સૃષ્ટિ એજ માયાનાં નામ રૂપ નિશ્ચિત થાય છે. અને માયા સંબંધિત

પરમાત્મા અથવા બિંદુ રેખારૂપ ૐ એજ પરમાત્માનું નામ અને સગુણ એ તેનું રૂપ છે. ઘટ એ નામ અને ગોળાકાર રૂપ એ ઉભય આવવાથી મૃતિકાના સ્વરૂપમાં જેમ કોઈ પણ જાતનો ભેદ પડતો નથી તેમ વ્યક્ત સૃષ્ટિરૂપ માયા અને સગુણ પરમાત્મા ઇત્યાદિ નામરૂપ ઉપાધિથી મુક્ત નિર્ગુણ, નિર્વિકાર, વ્યાપક, અખંડ અને બોધરૂપ જે કોઈ છે તેજ સર્વાધાર સર્વરૂપ થઈને પણ સ્વતઃસિદ્ધ જેવા છે તેવાજ છે. તેને કયા શબ્દોથી સંબોધન કરવું જોઇએ. એ મારી અલ્પમતિને સમજાતું નથી. અતએવ આવા અનિર્વાચ્ય સ્થલમાં સર્વ કલ્પના છોડી સ્તબ્ધ રહેવું. એજ આનંદપદ છે. એમ હું માનું છું અને વાચકોને પણ આ સ્થાનમાં કલ્પના રહિત થઇ આનંદાનુભવની સવિનય પ્રાર્થના કરૂં છું. સુજ્ઞ વાચકો અહીં સુધી પ્રકૃતિ, પુરૂષ, નામ અને રૂપ તેની વ્યક્ત અવ્યક્તતાનો મારી અલ્પબુદ્ધિ પ્રમાણે વિચાર આપને જણાવ્યો હવે આ ઘટનાના કારણનો વિચાર કરીશું.

इति रूपप्रकरणम्

---



## * अथ षोडश संस्कार विधि.

### ( १ ) अथ गर्भाधानम्.

मूदलम्—तामुदुह्य यथर्तुप्रवेशनम् ॥ ७ ॥ यथा कामी वा कामभाविजनितोः संभवामेति वचनात् ॥ ८ ॥

पारस्कर गृह्य सूत्र १ कां. १२ ॥

ભાવાર્થ—આ ગર્ભાધાન સંસ્કાર પ્રથમ ગર્ભને માટે મુખ્ય કર્તવ્ય છે કારણ કે ગર્ભમાં રહેલ બાળકની બીજ તથા ગર્ભવાસાદિ મલિનતાની નિવૃતિ પૂર્વક. તેના શોધનરૂપ ગર્ભિણીનો આ સંસ્કાર છે. પછીથી એ સંસ્કૃત સ્ત્રીમાં જે જે સંતાનો થાય છે. તે બધાં સંસ્કૃતજ થાય છે. ઋતુ-

---

* આ વિષયની પ્રસ્તાવના પ્રથમ વર્ષમાં આવી ગએલ છે હવે મૂળ વિષય અહીંથી આરંભાય છે.

કાળમાં રજો દર્શન થઇ ગયા પછી, પુત્રોત્પત્તિની ઇચ્છાવાળો પુરૂષ જ્યો-તિષ શાસ્ત્રમાં કહેલ ( ચોથો, છઠ્ઠો, આઠમો, દશમો, બારમો, ચૌદમો, સોળમો ) દિવસોમાં જે દિવસ શુભ પુષ્ય નક્ષત્ર યોગાદિ યુક્ત હોય તે દિવસે અને કન્યાની ઉત્પત્તિની ઇચ્છા હોય તો પાંચ સાત વિગેરે વિષમ દિવસે ગર્ભાધાન કરે.

તે દિવસે ઋતુસ્નાતા સ્ત્રી નવીન શુદ્ધ સાડી અને ચોળી પહેરી પુષ્પમાળા તથા અલંકારો ધારણ કરી, ઉત્તમ આસન ઉપર પૂર્વાભિમુખે બેસે. ત્યારે પતિ અને પુત્રવાળી વૃદ્ધ કુલીન સ્ત્રીઓ. તે વધુ ઉપરથી ગહુ, જવ, નાળીએર આદિ ફળ અને પત્તાં ઉતારે તે સાથે પુરૂષ ૐ યાः फलिनीर्या. મંત્ર બોલે. તદનંતર પતિ આચમન પ્રાણાયામ કરી સંકલ્પ કરે કે મારી આ સ્ત્રીને પ્રથમ સંસ્કારથી, બીજ અથવા ગર્ભ સમ્બન્ધી દોષોની નિવૃત્તિ માટે ગર્ભાધાન નામક સંસ્કાર હું કરીશ. કર્મવિધિના મંત્રોનું ઉચ્ચારણ પોતે જાણીને સુર્યાસ્ત સમયે સૂર્યનારાયણના દર્શન કરીને સંકલ્પ માત્ર કરે. પોતે જો મંત્ર પ્રયોગ ન જાણતો હોય તો સૂર્યદર્શન પછી સંકલ્પાદિ સર્વ મંત્રોના પ્રયોગ વિદ્વાન્ બ્રાહ્મણ પાસે કરાવીને રાતમાં ગર્ભાધાન કરે.

મધ્યાન્હ પછી નિમ્ન રીતથી કાર્યનો આરંભ કરે. ગણેશ પૂજન સ્વસ્તિ પુણ્યાહવાચન, માતૃકા પૂજન, અને નાંદીશ્રાદ્ધ કરીને ૐ आदित्यं गर्भं મંત્ર બોલી બન્ને પતિ પત્ની સૂર્યનારાયણનાં દર્શન અને નમસ્કાર કરે. તત્પશ્ચાત્ સાયંકાળના સંધ્યોપાસન કર્મ કરી ભોજન પછી એક પ્રહર રાત્રિ વીતી જાય ત્યારે, શુદ્ધ શ્વેત વસ્ત્ર ધારણ કરી પુષ્પમાળા અને આભૂ-ષણોથી શોભાયમાન્ બન્ને પતિ પત્નિ, જેમાં દીપક બળતો હોય, તેવા સ્વચ્છ શયન સ્થાનમાં સારા બિછાનાવાળા પલંગ ઉપર પૂર્વ દિશામાં મુસ્તક અને પશ્ચિમ તરફ પગ કરી, પોતાની પત્નિને સીધી ચતી સુવાડે અને સુતેલી પત્ની પાસે પતિ પોતે ઉત્તરાભિમુખે બેસે. અને સુતેલી પત્નીની નાભિને જમણા હાથનો સ્પર્શ કરી ૐ पूषा વિગેરે મંત્રો બોલે. પછી પૂર્વાભિ-મુખે બેઠેલો પતિ ૐ गर्भं धेहि. વિગેરે મંત્રો પત્નીની સામુ જોઇને બોલે. પછી ૐ गायत्रेण. મંત્ર બોલી આલિંગન કરે. પછી ૐ रेतो मूत्रं विजहाति એ મંત્ર બોલી અભિગમન કરે. સંયોગ પછી બેઠેલી પત્નીના જમણા ખભા ઉપરથી પોતાનો જમણો હાથ લઇ જઇને यत्ते सुसीमे મંત્ર બોલી પત્નીના હૃદયનો સ્પર્શ કરે અને આવા પ્રકારે પતિ પત્નિના

હૃદયનો સ્પર્શ કરે અને આવા પ્રકારે પતિ પત્નીના હૃદયનો સ્પર્શ પ્રત્યેક ઋતુકાળમાં સમાગમ સમયે કર્યા કરે. હું કરેલ ગર્ભાધાન કર્મની પૂર્તિમાં યથાશક્તિ બ્રાહ્મણ ભોજન કરાવીશ તેથી કર્માંગ દેવતા પ્રસન્ન હો. એવો સંકલ્પ કરી પ્રાતઃકાળે બ્રાહ્મણોને દક્ષિણા આપી તેમની પાસેથી આશીર્વાદ લે યાન્તુ માતૃગણાઃ મંત્ર બોલી ષોડશ માતૃ વિસર્જન કરે.

इतिगर्भाधानम्.

---

## अथ गर्भाधानशेष कृत्यम्

તે સ્ત્રી યદિ ગર્ભ ધારણ ન કરે તો પતિ તેની નિમ્ન રીતિથી ઔષધિ કરે. પત્ની જ્યારે ઋતુ સ્નાન કરી લે પછી જ્યારે પુષ્યાદિ શુભનક્ષત્ર યુક્ત ચંદ્રમા હોય એવા સોળ દિવસની અંદર ચોથો, છઠ્ઠો વિગેરે સમ દિવસોમાં પત્નીને ઉપવાસ કરાવી ધોળા ફુલવાળી જંગલી રીંગણી (વંનાકડી) નાં મૂળ લાવવાં અને તેને પાણી સાથે ઘસી તેનો રસ કાઢવો. પછી તે રસ પતિ પોતાની પત્નીના જમણા નાકના છિદ્રમાં, **ॐइयमोषधी** એ મંત્ર બોલી ત્રણ અથવા ચાર બિન્દુ પાડે. પરંતુ એક બે ઋતુકાલના સંયોગ વ્યર્થ ગયા પછી જે ઋતુમાં આ ક્રીયા કરે તેનાથી પહેલી રાત્રિમાં ગર્ભાધાનની વિધિ કરી લે. કારણ કે સુશ્રુત આયુર્વેદના શારીરસ્થાનમાં લખ્યું છે કે—

ध्रुवं चतुर्णां सामर्थ्याद् गर्भः स्याद्विधि पूर्वकः ।
ऋतु क्षेत्राम्बुबीजानां सामग्र्यादंकुरो यथा ॥

અર્થ—જેમ ઋતુ, ક્ષેત્ર, બીજ, અને જલસિંચન એ ચાર પ્રકારની સામગ્રીથી બીજમાં નિશ્ચય પૂર્વક અંકુર ઉત્પન્ન થાય છે તેજ રીતે ચાર પ્રકારની સામગ્રીથી ગર્ભરૂપ અંકુર પણ થાય છે અહિં નાસિકાદ્વારા ઔષધિ રસનું સેવનજ ક્ષેત્રસ્થબીજ ઉપર જલસિંચન છે. આવું કરતા છતાં જેને પુત્ર ન થાય તેને માટે ધર્મશાસ્ત્રમાં બીજા બહુએ મ્હોટા મ્હોટા ઉપાયો લખ્યા છે. જેનો વિસ્તાર અત્રે કરવામાં આવતો નથી. इतिशम्

---




સદ્દિગત મનુષ્યો અથવા પ્રાણીઓને જે સુખાનુભવ થાય છે તે બે પ્રકારનો છે એક તો સ્ત્રી, પુત્ર, હાથી, ઘોડા, નોકર, ચાકર આદિ ચેતનના સમ્બન્ધ યુક્ત છે બીજા પ્રકારનો સુખાનુભવ ધન ( સુવર્ણ, ચાંદી, હીરા, મોતી વિગેરે ) ધાન્ય મકાન, કારખાના, પુસ્તક. વિગેરે બહુ મૂલ્ય અનેક પ્રકારના જડ પદાર્થોને આધીન છે. ધનાદિ હોય તો સુખ અને હોય તો દુઃખ ઉક્ત બેઉ પ્રકારના ચેતન અચેતન પદાર્થોને આધીન જે સુખનો અનુભવ છે. તે રાગ નામ પ્રેમથી નિબદ્ધ છે. કારણ કે જો સ્ત્રી, પુત્ર ધનાદિમાં, રાગ પ્રેમ-ન હોય તો તેનાથી સુખ પણ થઇ શકતું નથી. એ જડ ચેતન સુખના સાધનમાં રાગથી થનારી પૂર્વ સંચિત કર્મની વાસના અવશ્ય છે. કેમકે જેમ બીજ વિના ગમે તેટલું ખાતર અને જળ આપીએ છતાં અંકુર નીકળતો નથી તેમ કોઇ પણ પદાર્થમાં રાગ વિના પ્રવૃત્તિ થતી નથી. માટે જ્યાં જ્યાં રાગ પૂર્વક પ્રવૃત્તિ જોવામાં આવે છે ત્યાં ત્યાં તે પોતાના ઉપાદાન કારણરૂપ પૂર્વ સંચિત કર્મ વાસનાનું અનુમાન કરાવે છે. ચેતન અચેતન સાધનવડે પ્રાણી સુખાનુભવ કરે છે તે સુખમાં યદિ અન્ય વિઘ્ન નાખે છે તો તેને દુઃખનું સાધન સમજી તેના પર દ્વેષ કરે છે. અને સુખમાં અંતરાય કરનારને સર્વથા નષ્ટ કરવાના ઉપાયો યોજે છે છતા જ્યારે તેના સર્વ ઉપાય નિષ્ફળ જાય છે ત્યારે મોહ નામ અવિદ્યા અંધકારમાં ડૂબી જાય છે. આ દ્વેષ અને મોહની પ્રવૃત્તિ પૂર્વે સંચિત કર્મોથી દ્વેષ મોહ સમ્બન્ધી વાસનાઓ પણ બીજરૂપે ચિત્તમા વિદ્યમાન હોયજ છે એટલે એ વાત તો સ્પષ્ટ છે કે મનુષ્યના અંતઃકરણમાં રાગ અને દ્વેષ ઉભય પ્રકારની વાસના ગત જન્મના સંસ્કારથી રહેલીજ છે.

પ્રિય વાચક આ સંસારમાં પ્રાય પુરૂષોએ એ વાત નક્કી કરેલી છે કે બીજા પ્રાણીને દુઃખ આપ્યા વિના સંસારમાં કોઇ પણ પ્રકારના સુખ-ભોગ મળી શકતા નથી. વિચાર પુર્વક અવલોકન કરતાં એ વાત સ્પષ્ટ થશે કે ભોગનાં સાધનો આપણને બીજા પાસેથીજ પ્રાપ્ત થાય છે. તેજ સાધનોથી બીજાઓ પણ અનેક સુખ ભોગવવાની ઇચ્છા રાખે છે. તો જેનું

બળ ચાલ્યુ તે અન્યને દુઃખી કરીને પણ તે સાધનો પોતાના સુખ માટે લઇ લે છે. રાજા પ્રજા પાસેથી કર લે છે. શ્રીમાન્ નાણું આપી કરજદાર પાસેથી વ્યાજ સાથે નાણું વસુલ કરે છે. જમીદાર લોકો ગરીબ ખેડુઓને મારી મારીને ધન ગ્રહણ કરે છે. એ રીતે સંસારના સર્વ સુખ બીજાં પ્રાણીઓને કષ્ટ પહોંચાડવાથીજ થાય છે. કોઇ પણ પ્રકારનું બીજાને દુઃખ આપવું, એ હિંસા છે. અન્યને દુઃખ આપીને તે વડે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાની પ્રવૃત્તિ, પૂર્વસંચિતકર્મોની શારીર હિંસાની વાસનાઓની વિદ્યમાનતા સિદ્ધ કરે છે. માટેજ જ્ઞાતા પુરૂષોએ દુઃખમાં સુખ બુદ્ધિને અવિદ્યા કહી છે વિષયમાં જે સુખ છે તે મિષ્ટ અન્નમાં ઝેર મેળવ્યુ હોય તેવા પ્રકારનું છે. એટલે મઝાપણાનો સ્વાદ લેતો અને આનંદ માનતો મનુષ્ય વિષ દ્વારા શીઘ્ર થનાર મૃત્યુનો કંઇ વિચાર કરતો નથી તેમ વિષયીનું પણ બને છે. જે પુરૂષને એ વિષનું યથાર્થ જ્ઞાન છે તે પુરૂષ એ અન્ન ગમે તેવું સ્વાદુ હોય તો પણ કદાપિ તેને ખાતો નથી. એ તો તેને ઝેરજ જુએ છે માટે વિષયમા જે સુખ પ્રતિત થાય છે તે અવિદ્યા—અજ્ઞાનથીજ જણાય છે. પરંતુ જેના વિવેક ચક્ષુ ખુલ્યા છે તેને તો ત્યા પણ દુઃખનીજ પ્રતિતી થાય છે, જેમ નાનું બાળક પોતાના હાથનો અંગુઠો ચૂસે છે જો અંગુઠો છોડાવી દઇએ તો તે રડવા લાગે છે. કારણ કે અંગુઠો ચૂસતી વખતે બાળક પોતાના મનથી એમ માને છે કે હું સ્તનપાન કરૂં છું-મારી માતાને ધાવું છું. પણ તે જ્યારે મ્હોટો થાય છે ત્યારે અંગુઠાને ચૂસવામા આનંદ માનવો એ અજ્ઞાન છે એમ સ્પષ્ટ સમજે છે. એજ પ્રમાણે વિવેકી પુરૂષને પણ વિષય સુખ સમજાય છે.

વિષયભોગમા ઇન્દ્રિયોની પૂર્ણ તૃપ્તિ તે સુખ છે. અને ઇન્દ્રિયો ચંચળ હોવાથી પૂરી તૃપ્તિ ન થવી તથા ભોગ તૃષ્ણા સદા બની રહે એ દુઃખ છે. વારંવાર વિષય સુખ ભોગવવાના અભ્યાસથી ઇન્દ્રિયોની ભોગતૃષ્ણાની શાન્તિ કોઇ પણ પુરૂષ કદાપિ કરી શકતો નથી કારણકે જેમ જેમ વિષય સુખના ભોગનો અભ્યાસ વૃદ્ધિ પામતો જાય છે. તેમ તેમ વિષયાનુરાગ પણ વૃદ્ધિ પામતો જાય છે તથા વિષયભોગ ભોગવવામા દિન પર દિન ઇન્દ્રિયો ચતુર થતી જાય છે. તેથી સ્પષ્ટ થાય છે કે વિષય સુખનો અભ્યાસ વધારવો એ સુખ પ્રાપ્તિનું સાધન નથી. જેમ કોઇને પ્રથમ વીંછી કરડ્યો હોય તેનાથી ડરતો તો હતોજ એટલામાં તેને સર્પ કરડ્યો તેમ વિષયભોગનો લાલચી વિષય વાસનાઓથી લિપ્ત સુખભોગ ઇચ્છતો વિષયભોગની પ્રાપ્તિ માટે દોડતોજ હતો એટલામાં કોઇ મહાન્ પ્રબલ દુઃખે ઝડપ ઘેરી લીધો અર્થાત

પ્રથમ ભોગવેલ નાના નાના દુઃખથી ડરતો તો હતોજ, તેટલામાં ઉપદંશાદિ ગર્મીનો રોગ અથવા લકવા કે એવોજ કોઇ અસાધ્ય રોગ લાગુ પડી જાય વા કોઇ મહાન્ અપરાધ થતાં કડક શિક્ષા થાય, કે ચોરી થઇ જાય, અથવા ધાડ પડે કે કોઇ એવાજ પ્રકારની વિપત્તિમાં ફસાઇ જાય. જે દુઃખમાંથી છૂટવાનો કોઇ ઉપાય હોય નહિ અને પ્રાણ ઉપર વીતી રહી હોય. આ પરિણામ દુઃખ, સુખભોગ સમયે પણ જ્ઞાની પુરૂષના હૃદયમાં સદા ખટક્યા કરે છે. અન્ય લોકો વિષયસુખ ભોગવતી વખતે આ મહાન્ પરિણામ-દુઃખનો વિચાર કરી શકતા નથી. અથવા એમ સમજો કે જેને વિષયસુખ ભોગ સમયે પણ દુઃખ સમજાય છે તે યોગી છે. યોગીઓના માથાપર કંઇ ખાસ ચિન્હ નથી. આથી એ પણ સિદ્ધ થયુ કે સંસારના સર્વ સુખભોગ છોડી દે તેજ યોગી છે એ પણ નિયમ નથી. કિન્તુ સંસારના પ્રપંચોમાં રહેતાં છતાં પણ યોગી થઇ શકે છે. પણ વિષયના સાધારણ કીડા-મનુષ્યો-તેમને જાણી શકતા નથી. પણ કોઇ વીરલાજ ઓળખી શકે છે. આ પરિણામ દુઃખનો સારાંશ એ નીકળ્યો કે રાગદ્વેષ મોહ દ્વારા આપણે વિષય-ભોગોમાં સુખની આશાથી ફસાઇએ છીએ. એ ફસાવટમાં આગળ આગળ નવા નવા રાગદ્વેષ વિગેરે મોહનો પ્રવાહ વૃદ્ધિ પામતો જાય છે. અને ભવિષ્યમાં આવનાર દુઃખનું કારણ પ્રથમથીજ ઉભું થતું જાય છે અથવા એમ સમજો કે આપણે જે કામ સુખ પ્રાપ્તિને માટે કરીએછીએ તેનું અંતિમ પરિણામ દુઃખ છે. જેમ ઉત્તમોત્તમ ભોજન પરિણામમા મળરૂપ થઇ જાય છે. અને તેનો કાંઇક ભાગ માંસ રક્તાદિ બને. તેમ સુખનું પરિણામ દુઃખ બને છે.

એક વસ્તુની પ્રથમ સ્થિતિ બદલાઇ બીજી હાલત થાય તેનું નામ પરિણામ વાદ છે. યદ્યપિ કોઇ સ્થળમાં દેખાવ માત્ર બુરો છતાં તે કામનું પરિણામ સારૂં આવે છે અને કોઇ જગોએ દેખાવ સારો હોય તોપણ કામનું પરિણામ ખરાબ આવે છે તો પણ "સારા નઠારાનું લક્ષણ પરિણામ ઉપરજ નિર્ણય રહેવું જોઇએ" જેનું પરિણામ સારૂ તે કામ સારૂં અને જેનું પરિણામ ખરાબ તે કામ ખરાબ રાગદ્વેષ પૂર્વક સુખ પ્રાપ્તિને માટે જે પ્રવૃત્તિ કરવામાં આવે છે તેનું પરિણામ કદાપિ પણ સારૂં આવતું નથી. માટે વિષયસુખમાં પ્રવૃત્તિ તે દુઃખનો હેતુ છે.

જે જડ ચેતનથી મનુષ્યાદિ પ્રાણી દુઃખ પામે છે. અથવા જેનાથી દુઃખ પામવાની સંભાવના હોય છે તેનેજ આધીન તે તે મનુષ્યાદિનો તાપાનુભવ છે. મનુષ્યોના સ્વાભાવિક વિરોધી સિંહ, સર્પ, વીંછી આદિ છે.

તથા જેનાથી શત્રુતા થઇ જાય છે, તે જડ ચેતન દુઃખના સાધનમાં, દ્વેષથી થનારાં પૂર્વ સંચિતકર્મોની વાસના અવશ્ય વિદ્યમાન છે. સુખનાં સાધનોની પ્રાર્થના કરતો મનુષ્ય, મન વાણી અને શરીરથી ચેષ્ટા કરે છે અને એમજ ચાહે છે કે, કોઇપણ પ્રકારથી અનુકૂળ સુખસાધન પ્રાપ્ત થાય અને પ્રતિકૂલ દુઃખસાધન દૂર થાય. તેથી જેના તરફથી સુખ પ્રાપ્તિની આશા અથવા સંભાવના જણાય છે તેનાપર કૃપાદૃષ્ટિ રાખી તેની શુશ્રૂષા-સેવા તથા ખુશામત કરી તેને પ્રસન્ન રાખવાની ચેષ્ટા કરે છે, અને જેના તરફથી દુઃખની સંભાવના જાણે છે. તેને તંગ કરી ધમકાવીને દૂર રાખવાનો યત્ન કરે છે. સુખ આપનાર તરફ રાગ અને દુઃખ આપનાર પર દ્વેષ કરનારો રાગદ્વેષ વડે ધર્મ અધર્મનો સંચય કરે છે એજ ધર્મ અધર્મથી સુખદુઃખની પરંપરા વૃદ્ધિ પામે છે, જેમ પૂર્વસંચિત શુભાશુભ કર્મવાસનાથી મનુષ્ય વર્તમાન સમયમાં સુખદુઃખનો અનુભવ કરે છે તેજ પ્રમાણે વર્તમાનમાં કરેલી પ્રવૃત્તિની ભવિષ્યમાં પણ કાંઇ આશા થઇ શકતી નથી.

સુખનો અનુભવ કરવાથી ફરી ફરીને સુખનું સ્મરણ થાય છે, અને એવી ઇચ્છા થાય છે કે તેજ સુખ ફરી ભોગવવા મળે. આ સ્મરણ અનુભવ પછી પડેલા સંસ્કારોથી થાય છે અને સ્મરણથી વાસના પુષ્ટ થાય છે. એજ પ્રમાણે દુઃખના સ્મરણથી દુઃખવાસના અને તેના સંસ્કાર દૃઢ થાય છે. આ રીતે સંચિત કર્મોથી થનાર સુખદુઃખરૂપ ફલનો અનુભવ કર્યા પછી પુનઃ આગળના કર્મની વાસનાનો સંચય થતો જાય છે. આ રીતે અનાદિકાલથી પ્રવૃત્ત થએલ દુઃખનો સ્રોત-પ્રવાહ-પ્રતિકૂલ સ્વરૂપથી યોગી પુરૂષને સંસારાસક્તિથી જાગ્રત રાખે છે. પરંતુ સંસારનાં દુઃખ સંસારી મનુષ્યોને વિષયસુખની આસક્તિને લઇને સમજવામાં આવતાં નથી, યોગીથી ભિન્ન અન્ય પુરૂષ પોતાના કર્મથી પ્રાપ્ત દુઃખને, અનાદિ વાસનાથી વિચિત્ર થએલ ચિત્તવૃત્તિને ગ્રહણ કરતો કરતો છોડે, અને છોડતાં છોડતાં પુનઃ ગ્રહણ કરે છે. ચોતરફથી અવિદ્યારૂપ કીચડમાં ફસાએલો રહે છે. તે વિષસમાન સંસારી દુઃખ મૂલક વિષયોમાં અહંકાર, મમકારની પાછળ પાછળ ધસડાઇને વારવાર પડે છે. હું ધનવાન્ છું, રાજા છું સમર્થ વિદ્વાન છું અનેકને પૂજવા યોગ્ય છુ, જગતનો ગુરૂ છું. મારો એ સર્વ કોઈ આદર કરે છે. હું સિદ્ધ છું મારી બરાબર કોઇ નથી. એ સર્વ અહંકાર તથા આટલી મારી દુકાનો, મારા ૫૦) લાખ રૂપીઆ લોકો પાસે લેણા છે મારે ત્યાં જેવા ઉત્તમ હાથી અને ઘોડા છે તેવા કોઇને ત્યાં નથી એ મમતા છે ઉક્ત અહંતા મમતાની દ્વિવાસના રૂપ દોરડાથી બંધાઇ,

તેનાથી ખેંચાતો સદા ફર્યા કરે છે. આવો મનુષ્ય જન્મ જંજીરમાંથી છૂટી શકતો નથી એટલે જન્મ મરણમાં પ્રાપ્ત થનાર અનેક સંતાપોનો વારંવાર અનુભવ કર્યાજ કરે છે. તથા વાસનારૂપ જળવાળી સુખદુ:ખ કિનારા યુક્ત સંસાર રૂપ નદીમાં ગોથા ખાધાજ કરે છે. અને અનેક ઉપાય કર્યા છતાં સુખદુઃખમાંથી મુક્ત થઇ શકતો નથી.

ટુંકામા કહેવાનું તાત્પર્ય એજ છે કે સંસારમાં આપણે જેને સુખ સમજીએ છીએ તેના ઊંડાણમા દુઃખ રહેલું છે. આ તત્વને સમજી સંસારી જીવાત્મા સંસારમાં રહીને પણ વિષય સુખાનુંભવ કરતા એટલુંજ ધ્યાનમાં રાખે કે મને જે સુખભાન થાય છે તે વિષયથી નહિ. પરંતુ વિષય પ્રાપ્તિ થતાં તેને ઇચ્છતી ચિત્તવૃત્તિ પાછી વળી તેમાં આત્માનું પ્રતિબિંબ પડ્યું આત્મા સુખરૂપ હોવાથી મને તે સુખનું ભાન થયું એટલે વિષયો સુખરૂપ નથી પણ હુંજ સુખરૂપ છું. તો વિષયવાસના બંધાતી, નથી. અગર એમ ધારે કે પ્રાપ્ત વિષયથી ગમે તેવા પ્રકારનું સુખ થાય. પણ એ વિષયો ચિરકાળ રહેવાના નથી તેથી પણ તેમાં આસક્તિ ઓછી થાય એટલે અંતમાં મનુષ્યો જે અખંડ સુખ ચાહે છે. અને દુઃખને ઇચ્છતા નથી એ તેમની ધારણા પાર પડે છે. ત્યારેજ સુખ દુઃખ શું તે વાત તેને સ્વાનુભવ પૂર્વક ધ્યાનમા આવે છે. અસ્તુ ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## चारित्र्य निर्देश

### द्रौपदी.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ. ૧૦૫ થી ).

કરૂણસ્વરથી આ પ્રમાણે કહેતાં કહેતાં ક્રોધને લઇને દ્રૌપદીનું શરીર કંપી ઉઠ્યું. એજ અવસ્થામાં પોતાના પતિયો ઉપર પણ કટાક્ષ કરી તેના ક્રોધમાં વૃદ્ધિ કરવા લાગી. લજ્જા અને ક્રોધથી દુઃખી થએલી કૃષ્ણાના પાતથી, પાંડવોને જેટલું દુઃખ થયું તેટલું દુઃખ કટાક્ષ તમામ રાજ્ય, ધન, અને રત્નો નાશ થવાથી તેમને થયું નહોતું. તેના દીન પતિયો તરફ કટાક્ષથી જોઇ દુરાત્મા દુઃશાસને ઝટકો મારી વસ્ત્ર ખેંચી દ્રૌપદીને બેભાન કરી નાખી

અને દાસી "દાસી" "દાસી" કહીને ખૂબ મારી હસવા લાગ્યો. કર્ણ પણ પ્રસન્નતા પૂર્વક દુઃશાસનની હામાં હા મેળવવા લાગ્યો. શકુનિ તેની પ્રશંસા કરવા લાગ્યો. પરંતુ અન્ય લોકો દુઃશાસનના આ કૃત્યથી બહુ દુ:ખી થયા.

ત્યારે ભીષ્મ દ્રૌપદીને કહેવા લાગ્યા—હે સુભગે! એક તરફ પરવશ વ્યક્તિ બીજાનું ધન દાવમાં રાખી શકે નહિ. અને બીજી તરફ ઓપર સ્વામીનો પૂરો અધિકાર છે. બેઉ વાતો બરાબર છે અને ધર્મની ગતિ સૂક્ષ્મ છે તેથી તમારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવામાં હું અસમર્થ છું. જુઓ ધર્માત્મા યુધિષ્ઠિર સંપૂર્ણ પૃથ્વીનો પરિત્યાગ કરી શકે છે પણ ધર્મથી એક પગલું પણ ખસેડી શકતા નથી. વિશેષત તેમણે સ્વમુખેજ સ્વીકાર કર્યો છે કે "હું હારી ગયો" તેથી તમારા પ્રશ્નની યથાર્થ વિવેચના હું કરી શકતો નથી. શકુની જુગારની રમતમાં બહુ ચતુર છે તેની બરાબરનો કોઇ ખેલાડી નથી, એ જાણીને પણ યુધિષ્ઠિર તેમની સાથે ઇચ્છાપૂર્વક રમ્યા અને હવે તમારૂં આટલું અપમાન જોઇને પણ હું ચુપ બેઠો છું કાંઇ બોલતો નથી અને તમારા પ્રશ્નનો પણ ઉત્તર આપતો નથી.

દ્રૌપદી પૂર્ણ ચતુર હતી રાજનીતિ અને ધર્મની સૂક્ષ્મથી સૂક્ષ્મ વાતોનું પણ એને જ્ઞાન હતું. વાતો કરવી અને કોઇની વાતનો યુક્તિ પૂર્ણ જવાબ આપવો એતો તેને બહુજ ઉત્તમ રીતે આવડતું હતું તેથી તેણે કહ્યું.

જ્યારે અનાર્ય લોકોએ ધર્મરાજાને બોલાવીને તેમને જુગાર રમવાનું કહ્યું ત્યારે યુધિષ્ઠિરરાજા પોતાની ઇચ્છાપૂર્વક જુગાર રમ્યા છે એમ કેમ કહી શકાય? પાંડવ શ્રેષ્ઠ મહારાજા યુધિષ્ઠિરે એ દુરાત્માઓના છલકપટની વાત જાણ્યા વિનાજ એમની સાથે જુગાર રમવાનો આરંભ કર્યો. તે દુષ્ટોએ એક મંપી કરીને તેમને હરાવ્યા. ત્યાર પછીજ તેમનું કપટ તેમને સમજાયું. ગમે તેમ હો. આ સભામાં ઘણા કુરૂપુંગવો બેઠેલા છે તે ઓ પુત્રો અને પુત્ર વધૂઓના પ્રભુ છે તે મારી વાત સાંભળે અને મને તેનો જવાબ આપે.

પાંચાલરાજપુત્રી દ્રૌપદી એટલું બોલતાં બોલતાં કરૂણ સ્વરથી રડવા લાગી. દુરાત્મા દુઃશાસન તેને વધારે કઠિન વાતો સંભળાવવા લાગ્યો.

રજસ્વલા, એકવસ્ત્રા, દ્રૌપદીના કેશપાશને ખેંચાતા જોઇને અને અનુચિત અપમાન જાણીને ભીમસેનને યુધિષ્ઠિરપર બહુજ ક્રોધ આવ્યો અને તે બોલી ઉઠ્યો—

હે યુધિષ્ઠિર ! જુગારી લોકો ઘરમાં રાખેલી વેશ્યાને પણ જુગારના દાવમાં મુકતા નથી. તેઓ તેના ઉપર પણ થોડી દયા બતાવે છે. જુઓ! કાશિરાજ અને અન્ય રાજાઓ ઉપહારમાં જે ઉત્તમ ઉત્તમ રત્ન અને ધન આપી ગયા હતા તે રત્નોને, તથા બીજી વસ્તુઓને, તેમજ રાજ્યને ઐશ્વર્યને, પોતાના ભાઇઓને ને છેવટે પોતાની જાતને પણ દાવમાં મુકી હારી બેઠા પણ તેમાં અમને માઠું લાગ્યું નહોતું. અમે તે વખતે એજ વિચાર કર્યો હતો કે તમે અમો સર્વોના અધીશ્વર છો. અમો સર્વના ઉપર તમારો સંપૂર્ણ અધિકાર છે. પણ દ્રૌપદીને દાવમાં રાખી જુગાર ખેલ્યા એ મારી સમજણમાં એમ આવે છે કે તમે બહુજ ખરાબ કામ કર્યું છે. કેવળ તમારા દોષથી પાંડવોની પ્યારી સહધર્મિણી દ્રૌપદીને દુષ્ટ કૌરવો આવી રીતે દુઃખ આપી રહેલ છે તેથીજ હું તમારા પર ક્રોધાન્વિત થયો છું. હું તમારા બેઉ હાથ બાળી નાખીશ એમ બોલતા ક્રોધ વિવશ થએલ ભીમસેને સહદેવ જલદી અગ્નિ લાવો. ”

ભીમસેનને અધિક ક્રોધવાન જાણી અર્જુને કહ્યું:— હે ભીમસેન ! તમે પૂર્વકાળમાં આવા કઠિણ શબ્દો કદિ પણ બોલ્યા નથી યુધિષ્ઠિરની સદા પુજા કરનાર તમે છો. આજ એમ સમજાય છે કે શત્રુઓએ તમારા ધર્મ ગૌરવનો નાશ કર્યો છે. હે ભાઇ ! ધર્મ તરફ ધ્યાન રાખી ધર્માચરણ કરો. આપણા મોટાભાઈ યુધિષ્ઠિરનું ભૂલીને પણ કદાપિ અપમાન કરવું નહિ. આપણા શત્રુઓ જે ચાહે છે તેજ કરી ન બેસો. મહારાજા યુધિષ્ઠિરે કાંઈ પણ અધર્મનું કાર્ય કર્યું નથી. તેમણે જે કર્યું છે તે બહુજ સારૂં કર્યું છે. શત્રુઓએ જુગાર રમવાને માટે તેમને નિમંત્રણ કરીને બોલાવ્યા તેથી તેમણે આવી જુગાર ખેલ્યો. ક્ષાત્ર ધર્માનુસાર તેને એજ યોગ્ય હતું. તેમાં તેમનો જરા પણ દોષ નથી. તથા આપણી કીર્તિ નષ્ટ થવાની નથી પણ ઉલટી વધવાની છે.

ભીમસેન અર્જુનની કહેવાની હકીકત સમજી ગયો તેનો ક્રોધ નષ્ટ થયો. અને તે બોલ્યો:—હે ધનંજય ! ખરેખર રાજા યુધિષ્ઠિરે ક્ષાત્ર ધર્મને અનુસરીને કાર્ય કર્યું છે. તેથી મેં તેમના હાથ બાળ્યા નથી.

એક તરફ ભીમસેન એ રીતે ક્રોધિત થયો હતો. બીજી તરફ યુધિષ્ઠિર મુખ નીચું કરી ચુપચાપ બેઠા હતા તેમનું મૌન એજ ભીમસેનની સર્વ વાતોનો યથાર્થ ઉત્તર હતો અને ધ્વનિ એજ હતો કે સમયની ગતિ વિચિત્ર છે. ભાગ્યના પરિવર્તનને કોઇ સમજી શકતું નથી. દ્રુપદનંદિનીનું આવું ઘોર અપમાન જોતા છતાં ધર્મ મર્યાદામાં બંધાએલા આપણે કાંઇ

કરી શકતા નથી. કરવાની વાત તો વેગળી રહી પણ તેના સમ્બન્ધમાં કાંઇ કહી પણ શકતા નથી. તેનું ભયંકર અપમાન અને વિલાપ જોઈ સામગ્રી અમારી હજુ નિષ્ક્રિય થઇ ગઇ છે તમે પણ મૌન ધારણ કરો દૈવ આપણને અનુકૂળ નથી. તેથી આપણે જે જે ઉપાય કરીશું તે આપણને પ્રતિકૂળજ ફળ આપશે. આ વખત મૌન એજ આપણું કલ્યાણકારક છે. (અપૂર્ણ)

---

## श्रीमत्प. स्वामीश्री जानकीदास महाराजनुं संक्षिप्त *जीवन.

मनसि वचसि काये पुण्य पीयूष पूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून् पर्वतीकृत्यनित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

અર્થ—મનમાં, વચનમાં અને શરીરમાં સુકૃતરૂપી અમૃત વડે પૂર્ણ, અને ઉપકાર શ્રેણીઓ વડે-પંક્તિઓથી ત્રિભુવનને તૃપ્ત કરનારા; તથા પરના ગુણના પરમાણુઓને પર્વત તુલ્ય મહાન્ કરી નિત્ય પોતાના હૃદયમાં વિકાસતા-પ્રસન્ન થતા,—અર્થાત્ સર્વદા પરગુણો વિષે દષ્ટિ કરનારા એવા સજ્જનો કેટલાક-વીરલાજ હોય છે.

પરોપકાર એ મહાત્માજનોનો સ્વભાવજ છે. તેઓ જન્મથી મરણ પર્યંત પોતાની આખી જીંદગીની પળેપળ વિશ્વના કલ્યાણના ચિંતનમાં

---

* સંવત ૧૯૭૮ના કાર્તિક વદિ ૬ ને રોજ સ્વામીજીની નિર્વાણ જયંતિના પ્રથમ મહોત્સવ સમયે આ લેખ વાંચવા માટે નડીઆદ મુકામે શ્રીમત્સ્વામી ચિદાનંદજી ઉપર મોકલ્યો હતો પણ મોડો પહોંચવાથી સમયના અભાવને લઇને વાંચી શકાયો નહિ તેથી જનતાના લાભ માટે આપના તરફ રવાના કરેલ છે તો તેને યોગ્ય સ્થળ આપશો.

અં. શં. ઉપાધ્યાય.

ગાળે છે. સ્થળે સ્થળે જ્યાં જ્યાં તેમનાં પૂજ્ય પગલાં વિચરે છે ત્યાં ત્યાં પવિત્ર ભૂમિ બનતી જાય છે. તેમની પ્રવૃત્તિના ગંગા પ્રવાહમાં જગતનો પાપ અંશ ધોવાતો જાય છે. અને તેમ છતાં તેમને પોતાને આશક્તિનું ભાન ( મમત્વપુરઃ સરજ્ઞાન ) પણ હોતું નથી. જ્યારે જ્યારે બીજાઓનો રહેજ પણ ગુણ જુએ છે ત્યારે ત્યારે તેઓનાં ચિત્ત પ્રફુલ્લ થાય છે. જ્યારે જ્યારે પામર પશુનાં દુઃખ દેખે છે ત્યારે ત્યારે તેમની અહિંસા વૃત્તિ, દયા, અનુકંપા સતેજ થાય છે પોતાનાં દુઃખમાં જરા પણ ન ડગનાર આ પત્થર જેવા ( અનાસક્ત ) હૃદય વાળા મહાત્માઓ એક તરફડતી કીડી સરખા જંતુને પણ દુઃખી જોઈ બરફની પેઠે ગળી જાય છે. પીગળી જાય છે તેમને પોતાનું કશું ખાસ ધ્યેય હોતું નથી. તેમને કશું સ્થાપન કરવાનું નથી, કે કશાનું ખંડન કરવાનું રહેતું નથી. તેમને તો અખિલ વિશ્વનું કલ્યાણ એજ મહાધર્મ થઇ રહેલો હોય છે.

કેવળ પોતાના એકલાનાજ ચારિત્ર્યની છાપ વડે શિષ્ય અને ઇતર વર્ગના અંતઃકરણોને કલ્યાણ માર્ગે વાળનાર ઇશ્વર તુલ્ય ઘણા મહાત્માઓ વિષે આપણે કેટલાક પુસ્તકોમાં વાંચી ગયા હઇશું, સાંભળી ગયા હઇશું, પરંતુ જ્યાં સુધી તેવા સંત પુરૂષોના પ્રત્યક્ષ પરિચયમાં નથી આવ્યા ત્યાં સુધી તેમના અવર્ણ્ય પ્રભાવથી થોડે અંશે પણ આપણે અજ્ઞાત રહેવાના. આ મહાન્ લોકોને આંખે જોયા સિવાય, તેમનાં વાક્યો-વચનામૃતો કાને સાંભળ્યા સિવાય અને છેવટે ભક્તિ શ્રદ્ધા અને મનન સાથે તેમની આજ્ઞાઓને પાલનમાં મૂક્યા સિવાય, સત્સંગનો મહિમા આપણે કેવી રીતે જાણી શકીએ? આત્મ અનુભવ સિવાય પારકાને કહે જાણી શકીએ એવી આ વાતજ નથી. તો પછી શ્રદ્ધા કે ભક્તિ આવવા માટે તો આપણને પ્રત્યક્ષ પરિચય હોવોજ જોઇએ. મોટા લોકની કેવળ મૂર્તિજ એવી સારી અસર કરવા વાળી હોય છે કે જેથી તેનાં દર્શન કરનારની મલીનતા ક્ષણ-જમાં દૂર થઇ જાય છે અને આવા ચમત્કારિક પ્રભાવ વાળા મહાત્માઓનો સત્સંગનો લાભ મળવો એજ એક પુણ્યની નિશાની છે.

ગુજરાત અને કાઠીઆવાડને અભિમાન ધરવા યોગ્ય નરરત્નો મહાત્માઓ, વિદ્વાનો, યોગીઓ, કવિઓ, ભક્તો અને શ્રેષ્ઠજનો અનેક થઈ ગયા છે. કોઇ પણ કાળે આવા શિષ્ટજનોની ખોટ આપણા આ પશ્ચિમ દિશામાં પડી રહેલ ગુર્જર દેશને પડી નથી. એક પછી એક એમ પૂર્વના થઇ ગએલા સત્સંગ પુણ્યથી-ઉત્તરોત્તર બીજા યોગીઓ અને વિદ્વાનો સાંપડ્યાજ કરે છે અને તેઓ પોતાના પંચ મહાભૂત દેહના મૃત્યુ પછી પણ ચિરંજીવ

સ્મૃતિઓ મૂકતા ગયા છે. હજારો વર્ષ વહી ગયા છતાં કાળ તેમની પુણ્ય સ્મૃતિને ભૂસી શક્યો નથી. નવી પ્રવૃત્તિ પરંપરાઓ, આ મહાત્માઓની અખંડ વાણીને ઢાંકી શકી નથી અને પેઢીઓની પેઢીઓ વહિ ગયા છતાં બાળકોના કાનપર વૃદ્ધો તરફથી મૂકાયેલ ચમત્કારિ દ્રષ્ટાંતો ભૂલાઇ ગયાં નથી. શુષ્ક જડવાદ અને મિથ્યા તર્કના પ્રપંચરૂપ વાવાઝોડાથી પણ આ અમૃત સિંચન ( મહા પુરુષોનાં વાક્યો રૂપી ફુવારારૂપી ) સૂકાયાં નથી.

તેમ છતાંય એકનું એક એકજ પ્રકારે કહેવા વાળા ફરી ફરીને મળ્યા નથી. વિચિત્ર પ્રકારે વિવિધ રીતીએ અને કાંઇ નવીન ચમત્કારથી, એક સરખી રીતે કહેવાથી ઉપજતી આવૃત્તિ-પુનરાવૃત્તિથી જન્મતી અધીરાઇ કે જડતાને દૂર કરી, તેજ વાત પણ નિખાલસપણે અને મનોરંજક રીતે કહેવાની પદ્ધતિએ સમયે સમય દરેક વખતે તે વખતના ઉપદેશને એવો તો રસિક બનાવ્યો છે કે પ્રત્યેક મહાત્મા આપણને નવુંજ કહેનારા માલુમ પડ્યા છે. અને તેમ છતાં તે શાસ્ત્રોએ કરેલા, હજારો વર્ષથી ચાલતા આવેલા પોકારોજ કહ્યા કરે છે એમ જ્યારે જાણીએ છીએ, જોઇએ છીએ, ત્યારે તેમની આ વિદ્યા માટે, તેમના અનુભવી પ્રતાપ માટે આપણને તો શું પણ પરધર્મીઓને પણ અનુમાન ઉપજ્યા સિવાય રહેતું નથી જ્યારે નવું સાંભળીએ છીએ. એમ ધારી સાંભળી રહ્યા બાદ, બ. તેનું તેજ પણ નવીન રૂપથી કહેવાયું અને તે એવી રસિક રીતે કે છેવટ સુધી નવિનતા જાળવી શક્યું. અને મધુર વાક્યોથી કેવળ સત્યજ કહેવાયું. આ બધું જ્યારે પરિપક્વ જ્ઞાન દશામાં જાણીએ છીએ ત્યારે આવા મહાત્માઓ પરત્વે એની મેળેજ અનન્ય ભક્તિ પેદા થાય છે, ત્યારે નમન નથી કરવું, એમ ધારી જનાર પણ સળી પડી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી દે છે. આવા મહાત્માઓ દુર્લભ, અને શિષ્ય-કે જેમણે આવા યોગી જનોની સેવા પ્રાપ્ત કરી છે. તેમના ભાગ્ય પણ મહત !!!

અનેક મહાત્માઓની પદરજથી પુનિત થએલા આપણા આ ગુજરાતમાં આશરે ૮૦ ) વર્ષ ઉપર એક સામટીજ ઇશ્વરની કૃપારૂપે એક યોગભ્રષ્ટ મહાત્મા તેના ઉત્તર ભાગમાં જન્મ્યા. આર્યવર્તના દરેક મહાપુરૂષોના જીવનચરિત્ર વિષે જેવી પશ્ચિમ દેશના મોટા પુરૂષો માટે મળી આવે છે. તેવી માહિતી મળતી નથી. તેનાં ઘણાંએ કારણો છે. પોતે અપ્રસિદ્ધપણે રહેવાની અને અપ્રખ્યાત જીવન અને તેની ચર્ચા બહાર બતાવવાની તેમની અનુત્કંઠા એજ એમનાં ખાસ કારણ છે. તેઓ પોતાની પ્રસિદ્ધિ પોતે કરતા નહિ પરંતુ ઇતર લોકો પણ તેમની પ્રસિદ્ધિ કરે તે તેમને રૂચતુ નહિ. જે સર્વ વ્યાપી અનંત અખંડ પરબ્રહ્મના અંશ હતા તે નામરૂપ

ઇત્યાદિ વિકારે અનંત થવા ઇચ્છતાજ નહિ, અને તેથી, નાહ કે તેમના પ્રમાદથી અથવા શિષ્યગણોના અનુત્સાહથી અથવા લોકમાં ચાલી રહેલી તિમિરાવસ્થાથી તેમના જીવનની ઉપર ઉપરથી આંકડીઆ વાતો આપણને જાણવાનું સાધન કાંઇ લભ્ય નથી પરંતુ તેમના જીવનના સ્થાયી અંશો કે જે લોકના કલ્યાણને માટે જરૂરના છે તેની કુંચી પણ સચોટ હકીકત આપણને મળી આવે છે. સંપ્રદાય પરંપરાથી ઉતરતા આવતા આ મહાત્માઓના ઉપદેશો અને કૃતિઓ આજે પણ આપણે તેવીને તેવીજ જાણીએ છીએ. નરસિંહ મહેતાને આપણામાંના કોઇએ જોયા નથી છતાં અનેક પ્રવૃત્તિમાં ઇશ્વરપર અડગ શ્રદ્ધા રાખનાર આ મહાન્ ભક્તને આપણે ન્હાતાં જમતા અને બીજી ક્રિયાઓ કરતા જાણે નજરેજ જોઇ રહીએ છીએ. આમ અપ્રસિદ્ધ રહેવાની, અહંકારકે મારા પણાના છાંટા સિવાયની વૃત્તિથી પરમપૂજ્ય મહાત્માશ્રી જાનકીદાસજીના ચરિત્ર વિષે આપણને હાલની આકાંક્ષા વૃત્તિ કે ઉપર ઉપરની જિજ્ઞાસાને કે કુતૂહળને પૂરવા પૂરતી માહિતી કંઇ મળે એમ નથી. તેમની અત્યુત્તમ વિદેહી વ્યક્તિ, ક્યાં જન્મી, અને ક્યા મહાત્માને ત્યાં ? એ આપણે જાણવા પામ્યા હોત તો વધારે સારૂં ? કદાચ એમની એ પવિત્ર જન્મભૂમિને દર્શન કરવાનાં, એમના જન્મદાતા શૂચિકે ધનવાન્ માતાપિતાના, અને એમની બહારનીજ દેખાતી બાલ્યાવસ્થાના અભેદ રૂપ વિવિધ પ્રદેશનાં દર્શન કરી આપણી શિષ્યવૃત્તિ વધુ પોષત અને કદાચ આજના જેવા સમારંભો થોડાક તેમની આદિવ્ય જન્મભૂમિમાં થાત.

છતાં આપણા જીવનને-પ્રવૃત્તિમાં રચીપચી રહેલા આકડાકૂટ ભરેલા જીવનને તેના કારણરૂપ ઇશ્વર પ્રત્યે દોરી જનાર, અને દુઃખને સહન કરતાં શિખવનાર એ મહાત્માની થોડી ઘણી હકીકતો મળી આવી છે. બાલ્યાવસ્થાથી માંડીને ગૃહસ્થાશ્રમથી સંન્યાસાશ્રમ અને પરબ્રહ્મ અવસ્થા સુધીની કેટલી હકીકતો આમતેમ છૂટા છવાયા જનો પાસેથી મળી આવી છે. તેમના ઉપદેશમાં તેમની સાથે ભળેલા, રહેલા, તેમની પાસે અભ્યાસ કરનારા, ટુંકામાં તેમના અન્તરંગ સહવાસીજનો પાસેથી અને વિશેષઅંશે તેમની ચાલતી વાતો ઊપરથી આપણે કેટલીક હકીકત જાણી શકીએ તેમ છે. આ યોગભ્રષ્ટ જીવન મુક્ત મહાત્માનું કલ્યાણકારક વૃત્તાંત આજે શિષ્ય બુદ્ધિને છાજે તેવા ઉારથી સ્મરી તેમના કરેલા અનંત ઉપકારના બદલામાં ફુલ નહિ તો ફુલની પાંખડી સમર્પણ કરીએ. અપૂર્ણ.

અંબાલાલ શંકરભાઇ ઉપાધ્યાય
બીએ. એલ. એલ. બી. હાઇકોર્ટ વકીલ
મુંબઇ.



## ટેવ.

मधुना सिंचयेन्निम्बं निम्बः किं मधुरायते ।
जातिस्वभावदोषोऽयं कटुकत्वं न मुंचति ॥

અર્થ—મધવડે લીંબડાને સીંચવામાં આવે તો શું લીંબડો મધ જેવો ગળ્યો થશે? એ તો એનો જાતિ સ્વભાવ છે તેથી તે કડવાશ તજતો નથી.

જ્ઞાની પુરૂષો આ વિશ્વને નાટક કહે છે. સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતા તમામ પદાર્થો નાટકશાળાની સીનસીનરી છે અને પ્રાણી માત્ર તેમાં પાત્ર છે. પરમાત્મા આ જગન્નાટકનો સૂત્રધાર છે તેમણે જેને જે વેશ આપ્યો છે તે પ્રમાણે દરેક પાત્ર નૃત્ય કરી રહેલ છે, નાટક કલ્પિત છે છતાં તેમાંના પાત્રોને પોતપોતાના વેશને છાજતા નિયમો પાળવાજ પડે છે અને તેવાજ પ્રકારના અભિનય કરવા પડે છે. તેજ પ્રકાર જગન્નાટકમા પણ સમજવાનો છે જે જીવાત્મા જે જાતિમાં જન્મ્યો છે જે વર્ણમાં છે તેમણે પણ કલ્પિત વિશ્વના શાસ્ત્રકારોએ જે ધાર્મિક નિયમો બાંધ્યા છે તેનું પાલન કરવુંજ જોઇએ. નાટકનું પાત્ર બ્રાહ્મણ હોય છતાં જો તેમણે રંગભૂમિપર અત્યજનો પાઠ સ્વીકાર્યો હોય તો તેજ રીત તેમણે પૂરેપુરી કરી બતાવવી જોઇએ. સ્ટેજપર આવીને તે જો અત્યજના જેવા શબ્દો ન બોલે સર્વથી દૂર ન રહે, શીરચ્છેદ કરવાનો અભિનય ન કરી બતાવે તો પ્રેક્ષકો તેને કદાપિ વખાણશે નહિ. ભલે ત્યાં મર્ડર (ખૂન) કરવાનું છે છતાં વેશતો બરોબર ત્યારેજ ભજવ્યો કહેવાય કે સઘળું કરી બતાવે વિવેકથી જોનારા સમજેજ છે કે તે અસલ નથીજ પણ તેણે કામતો કરવુંજ જોઇએ. તેજ પ્રમાણે જીવાત્મા પણ જે જાતિમા જન્મ્યો હોય તેના કર્મ તથા આચાર, વિચાર, નીતિ, વિગેરે કલ્પિત વિશ્વમા પણ બરાબર પાળવાં જોઇએ જો તેમ ન કરે તો તેમણે પોતાનો વેશ બરોબર ભજવ્યો ગણાય નહિ એટલે પછી તેને સૂત્રધાર તરફથી શિક્ષા થાય છે અને સંસારમા પણ તેની પ્રતિષ્ઠા હોતી નથી. જે નાટકકાર સિપાઇ થયો હોય તેને રાજા થવું હોય તો તેમણે પોતાનો વેશ બદલવોજ જોઇએ અને વેશ પડદા પાછળજ બદલાય તેજ પ્રકારે આ વિષયમાં પણ સમજવાની છે એટલે એક જન્મમાં જાતિ બદ-

લાવી નથી. નાટકમાં શુભ અને અશુભ બેઉ દેખાવ હોય છે તેમાં અંતે શુભજ ઉત્તમ ઠરે છે. ગમે તેવા પ્રકારનાં કષ્ટમાંથી પસાર થયા છતાં તે શુભજ ઠરે છે ત્યારે સર્વ કોઇ તેની પ્રશંસા કરે છે એજ પ્રકાર અત્રે પણ સમજવાનો છે. આટલો ઉપોદ્ઘાત ધ્યાનમાં રાખી આગળના વિષયનો વિચાર કરવામાં આવશે તો આપણો અભ્યુદય કેમ કરવો તેનો સરલ રસ્તો હાથમાં આવશે. ૐ.

સંપૂર્ણ વિશ્વ ત્રિગુણાત્મક છે. ત્રણ ગુણના મેળાથી ઉત્પન્ન થએલ જીવોની પ્રકૃતિ પણ જુદી જુદીજ હોય છે. એ પ્રકૃતિને સ્વભાવ કહેવામાં આવે છે. સ્વભાવનો વિચાર કરતાં પહેલાં એક ખાસ બાબત કહી લેવી જોઇએ તે એ કે વેદાન્તનો એ સિદ્ધાન્ત છે કે जीवो ब्रह्मैव नापरः જીવ એજ બ્રહ્મ છે બીજું કાંઇ નથી. જીવ જ્યારે બ્રહ્મરૂપ છે ત્યારે બ્રહ્મ જે સચ્ચિદાનંદ છે તેજ સ્વભાવ જીવનો પણ ઠર્યો, પરંતુ ખરી રીતે વિચાર કરતાં બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે એ તેનો સ્વભાવ નથી. કારણકે તે અવિક્રીય છે. પણ જ્યારે પ્રકૃતિનો અધ્યાસ તેને વળગે છે ત્યારે પ્રકૃતિના જે ગુણ છે તેને અનુસરતો તેનો સ્વભાવ બંધાય છે. એ સ્વભાવને કેળવી જીવાત્મા કર્તવ્ય પરાયણ રહેતો અંતમાં સ્વસ્વરૂપની પ્રાપ્તિરૂપ મોક્ષ પર્યંત તેનો વિકાશ થાય છે. કારણકે स्वभावो मूर्ध्नि वर्तते જીવાત્મા જ્યાં સુધી દેહનું અભિમાન કરે છે ત્યાં સુધી દેહની જે પ્રકૃતિ હોય તે સ્વભાવ પ્રાધાન્ય રહે છે અને જ્યારે દેહાભિમાન છોડી આત્મભાવનાને આગળ કરે છે ત્યારે આત્મસ્વભાવ આગળ થાય છે. આ બાબત લક્ષમાં રાખીને ધર્મ, અર્થને કામ પર્યંત વર્ણ તથા આશ્રમ ઉભય ધર્મને શાસ્ત્રકારોએ બળ આપ્યું છે. પણ જ્યારે કેવળ મોક્ષની ઇચ્છાથી લોકૈષણા પુત્રૈષણા અને વિત્તૈષણાનો ત્યાગકરી સંન્યાસ ગ્રહણ કરે છે ત્યારે કેવળ આશ્રમધર્મ મુખ્ય ગણાય છે વર્ણ ધર્માભિમાનને શિથિલ કરવા શ્રુતિ ચારે વર્ણની શિક્ષાની આજ્ઞા આપે છે. એટલે તે સ્થિતિમાં દેહને પ્રારબ્ધપર છોડી આત્મસ્વભાવજ મુખ્ય વર્તે છે. આ વિવેક ધ્યાનમાં રાખવાથી મનુષ્યને પોતાનો રસ્તો સુલભ થાય છે

કોશકાર કહે છે કે स्वस्य भावः । સ્વભાવ એટલે પ્રકૃતિ—અર્થાત્ પોતાનો ભાવ અમર પ્રકૃતિ, સાહિત્ય દર્પણમાં કહ્યું છે કે निर्विकारात्मके चित्ते प्रथम विक्रिया भावः । નિર્વિકાર ચિત્તમાં પ્રથમ જે વિક્રિયા થાય તેનું નામ ભાવ. શાસ્ત્રકારોએ ભાવના બે પ્રકાર કહેલા છે—

बहिर्हेत्वनपेक्षी तु स्वभावोऽथ प्रकीर्तितः ।
निसर्गश्च स्वभावश्च इत्येष भवति द्विधा ॥
निसर्गः सुदृढाभ्यासजन्यः संसर्ग उच्यते ।
अजन्यस्तु स्वतः सिद्धः स्वरूपो भाव उच्यते ॥

ભાવાર્થ—બહારના હેતુની અપેક્ષાવિના જે છે તેને સ્વભાવ કહે છે એ સ્વભાવ બે પ્રકારનો છે (૧) અભ્યાસ વડે દૃઢ કરી ઉપજાવેલો સ્વભાવ તે સંસર્ગ કહેવાય છે અને બીજો (૨) સ્વતઃ સિદ્ધ પ્રકૃતિ-શરીર સાથેજ આવેલો સ્વરૂપભાવ કહેવાય છે. આ બેઉનો આપણે સારી રીતે વિચાર કરી શકીએ માટે જે અજન્ય સ્વભાવ સિદ્ધ છે તેને પ્રકૃતિ અને દૃઢ અભ્યાસ જન્ય છે તેને ટેવ એવા નામથી કથન કરીશું.

સૃષ્ટિમાં જે મનુષ્યો છે તેમના તરફ દૃષ્ટિ કરીશું તો તેમનો જે જન્મથી સાથે આવેલો મૂળ સ્વભાવ છે તેનું તો ભાગ્યેજ દર્શન થશે પણ જેને ટેવ નામ આપ્યું છે જે સંસર્ગથી ઉત્પન્ન થાય છે તેને અનુસરીને સેંકડે સો ટકા (ભાગ્યેજ અપવાદ જણાય) વર્તે છે. અને તે તેનામાં રૂઢ થઇ જવાથી તેનેજ પોતાનો સ્વભાવ માની તે પ્રમાણે વર્તન કરેતા હોય છે. પરંતુ જો તેઓ શાસ્ત્રની મદદ લઇ બારીકાઇથી વિચાર કરતો ધીમે ધીમે તેને સમજાય કે આ ટેવ છે તેને કાઢવા યત્ન કરીએ તો જાય પણ ખરી. હિંદવાસીઓએ એ એક બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે બે હજાર વર્ષથી હિંદુસ્તાનમાં વિદેશી અને વિધર્મી રાજાઓએ રાજ્ય વ્યવસ્થા શરૂ કરી છે તેથી રાજ્યને અંગે જેટલા વ્યવહારની જરૂર એ વ્યવહાર પણ તેમણે યોજ્યો છે એ વ્યવહાર તેની પ્રકૃતિરૂપ હોવાથી તેની અસર હિંદુસ્તાનને માથે પણ થઇ છે એટલે પરંપરાદ્વારા કેટલીએક ટેવો અજન્ય સ્વભાવરૂપ પણ બની ગઇ છે.

અર્વાચીન સમયમાં જોઇશું તો સ્પષ્ટ માલુમ પડશે કે, મનુષ્યો પોતાના સ્વભાવ કરતાં ટેવોને આધીન વધારે બનેલા છે. સ્વભાવ પોતાની પ્રકૃતિને અનુકૂળ અને વિકાસ કરનારો હોય છે ત્યારે ટેવોમાં ઊંડા ઉતરીને વિચાર કરીશું તો સમજાશે કે ટેવો બીજાના સંસર્ગથી આવેલી હોય છે. એટલે જેના સંસર્ગથી જે ટેવ ઉત્પન્ન થઇ હોય તે તેની પ્રકૃતિને અનુરૂપ હોય છે. જો આપણી અને તેની પ્રકૃતિ કોઇ અંશમાં મળતી હોય તો તે ટેવ આપણને ફાયદો કરતા થાય છે પણ જો પ્રકૃતિ વિરૂદ્ધ હોય તો તેના ટેવ

આપણને પરિણામે નુકશાનજ કરે છે. આર્યસંતાનો જે ટેવોના ભોગ થઇ પડેલાં છે એ ટેવો ઘણીખરી વિદેશીજ છે. હિંદની અપેક્ષાએ બીજા દેશોમાં અપૂર્ણતા છે. કારણકે સર્વ ઋતુને પોષે એવી પૂર્ણ પ્રકૃતિ માત્ર હિંદમાં છે. એ સિવાયના અન્ય દેશોની પ્રકૃતિ અપૂર્ણ છે. તેથી જે પ્રદેશમાં જે માણસ જન્મે છે તેને મળતીજ તેની પ્રકૃતિ હોય છે. ભારતવાસીની પ્રકૃતિ જ્યારે સમ છે ત્યારે અન્ય દેશવાળાની પ્રકૃતિ વિષમ છે. વિષમ સ્વભાવથી ઉત્પન્ન થએલી ટેવો વિષમતાનેજ વધારનારી હોય છે તે જો સમ પ્રકૃતિના મનુષ્યોને વળગે છે તો તેમા પણ વિષમતા વૃદ્ધિ પામે છે. અને વિષમતા વૃદ્ધિ પામતા, વિનાશ અને વિરોધ ઉદ્ભવે છે જે વર્તમાનકાળમાં કામ કામ વિચારવાનોને દૃષ્ટિગોચર થઇ રહેલ છે.

તંબાકુ, અફીણ, દારૂ, વિગેરેની જેને ટેવ નથી એવો માણસ જ્યારે પ્રથમ તેને ખાય અથવા પીએ છે ત્યારે તેને બહુજ વિષમ લાગે છે. તેના મનને એ રૂચતું નથી. પણ તેના ઉપાસકોએ તેના જે ગુણોનું વર્ણન તેના મનમા ઠસાવ્યું હોય છે તેથી એ પરાણે-બળાત્કારે તેનું સેવન કરે છે. હમેશાં એ પ્રકારે કરતાં કરતા પછી એ બાબત તેને પણ પસંદ પડવા લાગે છે. અને છેવટ વ્યસન દૃઢ થતાં ટેવ રૂપ બની રહે છે. પ્રારંભમાં જે વસ્તુ ગમતી નહોતી તે વિના હવે ચાલતું નથી. ન મળે તો પગ ઘસે છે. અને દીન થઇ રહે છે. જેવી આ પદાર્થની ટેવ છે તેવીજ દરેક પ્રકારની ટેવ માટે રીત સમજવાની છે. વિદેશના આચાર, વિચાર, નીતિ, રીતિ, કૃતિ વિગેરે પ્રથમ પસંદ હોતા નથી. પણ જેમ જેમ તેના સંસર્ગમાં આવતા ગયા, રાજસત્તાના પ્રભાવે તેને મોટા સમજતા ગયા તેમ તેમ તેનું સર્વ સારૂં લાગતું ગયું અને ધીરે ધીરે તેની ટેવો આપણને પડતી ગઇ. હવે કેટલીએક ટેવોએ તો એવી જડ ઘાલી છે કે તેને કાઢવાની આપણી રૂચિજ થતી નથી એટલુંજ નહિ. પણ એ ટેવોને રાખવા માટે તેવાજ પ્રકારના વેદશાસ્ત્રમાં આધાર ખોળીને તે પ્રથમથી આપણી છે એવું સિદ્ધ કરવાને એક પક્ષ મથન કરે છે ત્યારે બીજો પક્ષ, વેદશાસ્ત્રાદિ બધું ઉમગમ કહી પોતાની ટેવનું સંરક્ષણ કરવા સર્વથા ફરજ ખસે છે!! કેટલાએક શ્રદ્ધાના અંશથી પરાણે વેદાદિને વળગી રહ્યા છે ત્યારે તેઓ એમ કહે છે કે ધર્મશાસ્ત્રમાં લખેલી બધી બાબત કાંઇ આપણાથી પળાતી નથી. માટે એ રસ્તાને માન આપીએ પણ આપણાથી ચાલી શકાય નહિ એમ કહી તે પણ પોતાની ટેવનું રક્ષણ કરે છે. વળી કેટલાએક ધર્મને શાસ્ત્રાનુસાર પાળે છે. પણ તે એવું નિમિત્ત કહાડે છે કે વ્યવહારમાં એ ધર્મ નભે નહિ.

માટે વ્યવહાર ગમે તેવો થાય એમ કહી તે પણ પોતાની ટેવોનું રક્ષણ કરે છે. ધર્માચાર્યો, અને ધર્મોપદેશકો તથા શાસ્ત્રો વિગેરે શાસ્ત્રની લાંબી પહોળી વાતો કરે છે. પણ જ્યારે પોતાનો વ્યવહાર કરવાનો આવે છે ત્યારે તે પણ ટેવનીજ ગુલામગીરી સ્વીકારે છે વાચકોને શંકા થશે કે ત્યારે સમજનારો ક્યાં હશે? બધુઓ તે પણ તેમજ કારણ ટેવોમાંથી છૂટવું કઠિણ છે. છતાં ટેવોના સ્વરૂપનો વિચાર કરી મનુષ્ય તેમાંથી છૂટવા ધારે તો છૂટી શકે તેમ નથી, એવું તો નથીજ ધીરે ધીરે શક્તિ મુજબ અભ્યાસ કરતો જાય તો છૂટી જાય ખરો માત્ર તેમાં જરા ધીરજ જોઇએ. અભ્યાસ કરતાં એક એક ટેવ જરૂર છૂટેજ છે.

પાંચ અથવા સાત વર્ષ સુધી છૂટા રમેલા બાળકને નિયમને અનુસરી નિશાળમાં ત્રણ ચાર કલાક ગાળવા પડે છે તે કઠિણ લાગે છે તેના મનમાં કોઇ વખત ન જવાની ઇચ્છા પણ થાય છે ને જે દિવસે રજા હોય છે ત્યારે તે બહુ ખુશી થાય છે, પરંતુ એ સર્વ સંયોગોમાં જો તે હમેશ શાળામાં જતો રહે છે તો ધીમે ધીમે વિદ્યા વધતી જાય છે. તેજ રીત વ્યવહારની રમતમાં નિરંકુશતાથી રમનારા મનુષ્યોને ધર્મપાલન એ નિશાળ છે ધર્મ તરફ લક્ષ રાખી મનુષ્ય પોતાની એક એક ટેવને છોડવા લાગે તો એ ટેવો જરૂર છૂટી જાય છે. પરંતુ ધર્મ પાલનમાં જે બાબતમાં મુખ્ય લક્ષ રાખવાનું હોય છે તે તરફ ધર્મના પાળનારા રાખતા નથી અને ધર્મ ઉપદેશકો પણ એવા પ્રકારનું લક્ષ સમજાવી રસ્તો યોજી આપતા નથી જેથી ધર્મ પાળનાર અને ન પાળનાર ઉભય મનુષ્ય સરખાજ દેખાય છે જો આટલી બાબત ધ્યાનમાં લેવામાં આવે તો હાલમાં જે ધર્મ વગોવાય છે તે જરૂર અટકે. પરંતુ એક બાબત ખાસ અનુભવમાં એ આવી છે કે ઘણુંખરૂં ગુરૂ અને શિષ્ય પોતપોતાની ખરી હકીકતથી અજ્ઞાત હોય છે. જે ધર્મ જિજ્ઞાસુઓ પ્રશ્ન પૂછવા આવે છે તેના પ્રશ્નો ઘણું કરી જ્ઞાનના ડોળનાજ હોય છે અને ઉત્તર પણ તેવાજ એટલે તેમાથી સામાન્ય સંસ્કાર પડે પણ તેનું બળ અજ્ઞાનને સર્વ બરાબર જામતું નથી કારણકે જે બાબત સમજાવવામાં કે સમજવામાં આવી હોય છે તે બહુ ઊંચી હોય છે ત્યાં સુધી જવાનો પ્રકાર યોજાયેલો હોતો નથી અને સાંભળનાર તેની દરકાર કરતો નથી જેથી વાત એમની એમજ રહે છે માટે ટેવ સુધારવા ઇચ્છનારે પ્રથમ ટેવના સ્વરૂપનો અને પોતાના મનોબળનો વિચાર કરવો પછીથી મનોબળને અનુસરી એ ટેવનો છોડવાનો પ્રકાર રચવો પછી જે પુરુ

લાગતો હોય તેને એ બતાવશે. આ સ્થળમાં એ ખાસ ધ્યાન રાખવું કે આમાં દંભનો અંશ આવે નહિ પછી તે અનુમતિ આપે એટલે ધીમે ધીમે તેને ક્રમપૂર્વક આચારમાં ઉતારવા માંડવું તો આપોઆપ સુધારો થશે. વ્યાપારી એક વર્ષ વ્યાપાર કરી કરોડો રૂપીઆ નફો મેળવતો નથી, પણ દર વરસે અમુક નફો મેળવતાં મેળવતાં લાંબે સમયે કરોડાધિપતિ થાય તેજ રીતે મનુષ્ય જીવનમાં પણ સદ્ગુણો કેળવતા આખરે ગુણવાન બનાય છે અને દુર્ગુણો છૂટી જાય છે. એજ સદ્ગુણી થવાનો સરલ ઉપાય છે. ઇતિશમ્.




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ, ૧૨૪ થી )

મોમ્બાસા બંદરથી ઇસ્ટઆફ્રિકામા પ્રવાસ કરવા સારૂ રેલ્વે બાંધેલી છે જેનું વર્ણન આગળ આવશે. ત્રિજે દિવસે મોમ્બાસાથી નૈરોબી જવા સારૂ. શ્રીસનાતનધર્મસભાનૈરોબીથી આવેલ ડેપ્યુટેશન સાથે બારવાગે મોમ્બાસા સ્ટેશન પર આવ્યો. તે સમયે મોમ્બાસાના સનાતનધર્માવલંબી-ઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. તેમજ મોમ્બાસાથી નૈરોબી જવાની ટીકીટોનો બંદોબસ્ત પણ મોમ્બાસાના શ્રીસનાતનધર્મમંડળે કર્યો હતો. ઇસ્ટઆફ્રિકામાં ટીકીટના ભાવ હિંદની અપેક્ષાએ વિશેષ છે. મોમ્બાસા અને નૈરોબી વચ્ચે ૩૨૫) ત્રણુસો પચીશ માઇલનું અંતર છે તેની ટીકીટનો દર ત્રીજા વર્ગના ૧૦) દશ રૂપીઆ બીજા વર્ગના ૩૦) ત્રીશ રૂપીઆ અને પહેલા વર્ગના ૬૦) સાઠ રૂપીઆ છે. અમારી ટીકીટો પહેલા વર્ગની સેવામાં આવી હતી. રેલ્વેનો વખત થતાં શ્રી સનાતન ધર્મકી જય ઘોષ સાથે મોમ્બાસા છોડ્યું અને રેલ્વે આગળ ચાલી શ્રી સનાતન ધર્મ મંડળના આગેવાનો રા. જટાશંકરભાઈ તથા રા. દયાશંકરભાઇ અને રા. વૃન્દાવનદાસભાઇ ત્રણ સ્ટેશનો સુધી સાથે આવ્યા હતા. રેલ્વે પહાડ અને જંગલમાં થઇ પસાર થાય છે. વચ્ચેના સ્ટેશનોપર વધારે ધમાલ

જોવામાં આવતી નથી. વચ્ચેના સ્ટેશનોપર ઘણુંખરૂં હિંદવાસીઓજ સ્ટેશન માસ્તરો છે. દરેક સ્ટેશને તેઓ દર્શનાર્થે પણ આવતા હતા. રસ્તામાં આફ્રિકાના કાળા લોકો કોઇ એકાદ વસ્ત્ર પહેરીને અને કોઇ કેવળ નગ્ન સ્થિતિમાં ફરતા કે પોતપોતાના ખેતરમાં કામ કરતા દૃષ્ટિગોચર થતા હતા. કેટલીએક જગોએ રમરના વૃક્ષના જંગલો પણ જણાતાં હતા, અને જંગલી લીલોતરી તો આખે રસ્તે મનને આનંદ આપતી હતી જીબ્રા, જિરાફ, મૃગ, વાઘ, જંગલી ભેંસો, ડીબોકા, બેડા, હાથી વિગેરે વન્ય પશુઓ તેમજ વિવિધ રંગના વિચિત્ર પક્ષીઓ પણ નજરે પડતાં હતાં. સાયંકાળ પર્યંત એ નિરીક્ષણ કરી રાત્રિ નિદ્રામાં ગાળી બીજે દિવસે એટલે તા ૪-૧-૨૦ ને રવિવારે બારવાગે રેલ્વે નૈરોબી સ્ટેશનપર પહોંચી તે વખતે શ્રી સનાતન ધર્મસભા તરફથી ઘણા માણસો હાજર હતાં સભાના અધ્યક્ષ રા ભવાનીશંકર પુષ્પની માળા હસ્તમાં લઇને સર્વથી મોખરે હતા. તેમજ સ્વયંસેવકો શ્રીસનાતનધર્મસભાનૈરોબી એવા અક્ષરોવાળા પટ્ટા ધારણ કરી હાથમા લાલ પીળા વાવટા લઇ વ્યવસ્થા જાળવવા માટે ઉપસ્થિત હતા. રેલ્વેમાથી ઉતરતાજ સભાના પ્રમુખશ્રીએ મને તથા સ્વામી પ્રભુરામને પુષ્પના હાર પહેરાવ્યા. ત્યારપછી રા. ઉમેદભાઇના ચિ. વિઠ્ઠલભાઇએ ફોટો લેવા માંડયો તે વખતે માણસની ભીડને લઇને સામાન્ય ફોટો લઈ શકાયો પછીથી મંડળ બધુ બહાર આવ્યું. એક સ્વયંસેવક હાથમા પ્રચંડ ધ્વજ લઇને ઉભો હતો મોટરમાં હું અને સ્વામી પ્રભુરામજી બેઠા. આગળ અધ્યક્ષ બેઠા. ધ્વજવાળો બાજુમા ઉભો રહ્યો અને બેન્ડના સરોદ સાથે ઘણાજ ધીમા વેગથી મોટરને ચલાવી

જે સનાતન ધર્મીઓ સામે આવ્યા હતા તેમનો પ્રેમભાવ તેમની મુખમુદ્રાપરથી સ્પષ્ટ સમજાતો હતો પ્રાયશઃ સર્વના હૃદયપર ૐ સહની કુમકુમચંદનું સુંદિર લોકીટ શોભતું હતું ઘણા ભાઇઓ સાઇકલો લઇને આવ્યા હતા પણ આ વખત તો સર્વ પગેજ ચાલતા હતા. પુષ્પની વૃષ્ટિ થતી હતી અને આનંદના આવેગથી સર્વ એટી અવાજે શ્રીસનાતનધર્મનો જયધ્વનિ એવી રીતે કરતા હતા કે જે સ્વર વાદ્યના નાદ કરતા પણ આગળ પડતો સમજાતો હતો બેન્ડ વગાડનારા ત્યાંનાજ નિવાસીઓ હતા. એ વખતના દૃશ્યથી સર્વના મનમા અવર્ણનીય આનંદ થતો હતો. આ સ્વારી જોવા માટે સાના જંગલી લોકો (જે ત્યાંનાં વતની છે) પણ આવ્યા હતાં વાદ્યના સરોદથી ખુશી થઇ લગભગ ૫૦) પચાસેક લોકોનું ટોળુ મોટરની આગળ નૃત્ય કરતું હતું. એ સ્થિતિમાં સ્ટેશનપરથી ક્યુસ્ટ્રીટમાં

જ્યાં શ્રીસનાતનધર્મસભાનું મકાન છે ત્યાં આવ્યા. સભાને પણ બહુજ ઉત્તમ રીતે શૃંગારવામાં આવી હતી. સંસ્કૃત, હિન્દી, ગુજરાતી, ઉર્દુ અને અંગ્રેજી ભાષામાં અનેક ઉદ્બોધન વાક્યો લખીને ટાંગવામાં આવ્યાં હતાં, દેવોની તેમજ મહાત્માઓની છબીઓ પણ ઠીક ગોઠવેલી હતી. વ્યાખ્યાન હોલમાં એક પ્લેટફોર્મની પણ રચના હતી. ત્યાં બેઠા પછી હાર-મોનિયમ અને તબલાં સાથે સ્વાગત ગીત તથા ઈશ્વર સ્તુતિ કરવામાં આવી. ત્યાર બાદ શ્રીસનાતનધર્મના સ્તંભરૂપ અંગ્રેજી માસ્તર દુનીચંદજીએ સ્વાગતને ઉદ્દેશીને હિન્દીમાં વ્યાખ્યાન આપ્યું જેનો વળનો જવાબ પણ હિન્દીમાંજ આપવામાં આવ્યો. છેવટે સર્વ વ્યવસ્થા કરીને સભાની સમાપ્તિ કરવામાં આવી,

મોમ્બાસાથી જે રેલ્વે શરૂ થાય છે તેને યુગાન્ડા રેલ્વે કહે છે દરિયાની સપાટીથી તે ૭૦૦૦) સાત હજાર ફીટ ઉંચે ગએલી છે કહે છે કે આ રેલ્વે બાંધવામાં ત્યાંની ગવર્મેન્ટે ચોરાશી કરોડ રૂપીઆનો ગંજાવર ખર્ચ કર્યો છે. આ દેશમાં હિંદુઓ અને ખોજાઓ મોટા વ્યાપારી છે હાથીદાંતનો સારો વ્યાપાર ચાલે છે, બે દાંત તો માણસ કરતાં પણ મોટા છે. આ દેશમાં જમીન વિશેષ છે તાપ સખ્ત પડે છે કપાસાદિ સારી રીતે પાકે છે. પ્રથમ અત્રે જંગલીઓનો ત્રાસ ઘણો હતો તેવો હવે નથી છતાં અત્રેની સીમાની પ્રજા ક્રુર ગણાય છે.

નૈરોબી આફ્રિકાનું મુખ્ય શહેર ગણાય છે મોમ્બાસા કરતાં આ શહેર દરીઆની સપાટીથી પાંચહજાર ફુટ ઉંચું છે તેથી અત્રે ઠંડી સખ્ત પડે છે વ્યાપાર સારો ચાલે છે. વ્યાપાર હિંદુઓના હાથમાં છે, હિન્દુ, ખોજા અને અંગ્રેજોની મોટી કરમો ( પેઢીઓ ) છે. આ દેશમાં કોકણી વસ્તી વધારે છે. નૈરોબીથી આગળ બીજું સ્ટેશન કીકુયુ છે. ત્યાં એક આશ્ચર્યકારક તળાવ છે જેને અમે જોવા ગયા હતા આ સરોવરને જ્યારે આપણે દૂરથી જોઈએ ત્યારે એમજ જણાય કે જમીનપર ઘાસ ઉગેલું છે. પરંતુ એ તળાવમાં નીચે પાણી ઘણુંજ છે ને તળાવમાંથી એક નદી નીકળે છે જે નૈરોબી પાસે વહે છે. આ સરોવરપર લગભગ બેથી અઢી હાથ જાડું માટીનું પડ જામી ગયું છે તે એટલું બધું મજબુત છે કે તેનાપર આખો બકરા ચડીને ઘાસ ચરે છે માણસો પણ ખુશીથી ઉપર ચાલી શકે છે. અમે પણ તેના ઉપર ગયા હતા. જ્યારે આપણે ઉભા રહીને કાંચકા દઈએ ત્યારે એ ઘર ઝુલતા પુલની પેઠે પાણી ઉપર ચાલે છે ( નીચા ઉંચો થાય છે ) એ દેશમાં વરસાદ વિશેષ પડે છે. નીચે તો પાણી છેજ અને ઉપરથી

પુષ્કળ વરસાદ પડે છે છતાં ખૂબી એ છે કે માટી અને ઘાસના મૂળની એવી ગ્રથી પડી છે કે તે પડ ભળી જતું નથી. વચ્ચે વચ્ચે જંગલી લોકોએ ગાયોને પાણી પાવા સારૂ એ પડને તોડી પાણીને ઉઘાડું કરેલ છે પાણી નિર્મળ અને ઠાડુ છે પીવામા પણ સારૂ છે ત્યાંના જંગલી લોકો પાસેથી એવી દંત કથા સાંભળી હતી કે એ તળાવમા પહેલાં એક ૨૦૦ યાર્ડ લાંબો સર્પ રહેતો હતો, કોઈ વખત બહાર નીકળી એકાદ વૃક્ષનું આલંબન લેતો તો તે ઝાડ તુટી પડતું પ્રથમ આ તળાવમા ઘણા માણસો ડુબીને મરી ગયાં છે હાલમાં આ સર્પ દેખાતો નથી તળાવનો ઘેરાવો લગભગ દોઢેક માઇલ હશે. એ તળાવની પાસેજ એક પહાડની બાજુમા રેલ્વે ખાતાએ પાણી રોકવાનું એક બાધ કામ કરેલું છે ત્યાથી નળ વાટે, આખી નૈરોબીમાં પાણી પૂરૂં પાડવામા આવે છે સ્વાભાવિકજ તે સ્થળ ઊંચે હોવાથી બોયલરનો ખર્ચ કરવો પડયો નથી.

કીકુયુથી ત્રણ માઇલ દૂર એક ડાગરેટીનામે નાનું ગામડું છે એક પ્રેમી ભક્તના આગ્રહથી અમારે ત્યા જવુ પડયું હતું જો કે તેમા હિન્દીની દુકાનો માત્ર ચારજ છે પ્રથમ ત્યાં સરકારી ડી સીનો મુકામ રહેતો પણ હાલમાં તો ખાલી મકાનોજ છે તે સ્થળમાં આસપાસ છુટી છુટી જંગલી લોકોની વસ્તી ઘણી છે. એ લોકો જાતે ખેતી કરે છે અને જે મકાઈ, બોરો વિગેરે પાકે છે તે વ્યાપારીને ત્યાં વેચી તેમાંથી પોતાને જોઈતી ચીજો લઇ જાય છે આ દેશમા બળદો છે પણ તેમને બહુધા ગાડીએ જોડવા-નાજ કામમા લે છે ખેતીનું કામ લેતા નથી. અહિના લોકો ખેતીનું સઘળુ કામ પોતેજ કરે છે. ખેડવુ, ખોદવુ, વાવવુ સર્વ કામ કરે છે અને એ કામ પણ ઘણું ખરૂં તો સ્ત્રીઓજ કરે છે આ લોકો પોતાના ખેતરની મધ્યે ઝુંપા ( જેને અંગ્રેજી ભાષામાં હુંટ કહે છે ) બાંધે છે એ પોત પોતાના ઝુંપામાં પાળીઆ નાખી, ઘરની અંદર જેમ વિભાગ પાડી જુદા જુદા ઓરડા બાંધવામાં આવે છે તેમ વિભાગો પાડે છે અને સઘળા પ્રકારની સારી રીતે ગોઠવણી કરી વ્યવસ્થા પૂર્વક વસે છે

એ લોકોમા ઘણુંખરૂં ગાયો અને બકરા પાળે છે એજ તેમનું ધન છે જેની પાસે ગાયો અને બકરાં વિશેષ હોય તે શ્રીમંત ગણાય છે એ લોકોની એવી માન્યતા છે કે પોતાના પશુઓની સખ્યા નક્કી કરવી નહિ કદિ કરીએ તો તેમાથી મરી જાય. કારણકે તે આપણા નથી પણ મુંગુના છે. અર્થાત્ પરમેશ્વરનાં છે આપણે તો માત્ર તેના સંરક્ષનાર છીએ. એક પુરૂષ પાચ સાત સ્ત્રીઓ પરણે છે તે સઘળી ખેતી કરવામાં કામ આવે છે

આબાદિકને રાખવા માટે પણ તે લોકો કુબાજ બાંધે છે. જંગલી જાનવરોનો ભય હોવાથી સઘળાં ગાયો અને બકરાંને એક જુંબા ( કુબા ) માં પૂરે છે. અને તેમની વચ્ચે તાપણી કરે છે. પોતાના જુંબામાં પણ તેમજ કરે છે. આ સ્થાનમાં જંગલી લોકોનો એક રાજા રહે છે તેને સુલતાન કહે છે. અમે એક સુલતાનના સ્થાન તરફ ફેરવા ગયા હતા. તેણે પોતાનો મુકામ ફેરવેલો હોવાથી તેની આશરે પચાશ ઓરતો જુંબા ( કુબા ) બાંધવાના કાર્યમાં રોકાણી હતી. જે સર્વથી માનીતી હતી તે ફક્ત કાર્યમાં આગળ પડતો ભાગ લેતી હતી. એ બધાની વચ્ચે સુલતાન નગ્ન સ્વરૂપે ઉભો હતો. એ સુલતાન અંગ્રેજ સરકારને વફાદાર રહે છે. સરકાર તરફથી સુલતાનને એક ચાંદીનો મુકુટ અને હાથી દાંતનું કડું મળે છે. સુલતાન જ્યારે ગવરનર પાસે જાય છે ત્યારે તેને ધારણ કરે છે. અગર અન્ય પ્રસંગે પણ પહેરે છે સુલતાન બહાર જાય ત્યારે એકાદ વસ્ત્ર પહેરે છે. તેની ઓરતો બહુધા ચામડાં ઓઢે છે. પીત્તળ, લોખંડ, અને ત્રાંબાના વાળા તથા કોડીઓ મોતી એ તેમના અલંકાર છે. સ્ત્રી અને પુરૂષો લાલ માટીમાં ચરબી મેળવીને શરીરને રંગે છે કેટલાએક તો માટીની ગોળીઓ બનાવી માથાના વાળ સાથે એવા પ્રકારે યોજે છે કે જાણે માથામાં તેણે પરવાળા ગુંથ્યાં છે આ લોકોમાં ગાવાનો અને નૃત્ય કરવાનો ઘણો શોખ છે. શુભ પ્રસંગે સ્ત્રી અને પુરૂષો જૂદા જૂદા વેશ ધારણ કરી નાચે છે. તેને એ લોકો પોતાની ભાષામાં ગોમા કહે છે. અત્રે આરબો પ્રથમ આવેલ હોવાથી આ લોકોમાં સુન્નત કરાવવાનો ચાલ છે વિશેષ એ છે કે સ્ત્રી અને પુરૂષો તમામને સુન્નતે બેસાડે છે. જ્યાં સુધી સુન્નત ન કરી હોય ત્યાં સુધી ગમે તેવડો પુરૂષ હોય પણ તે છોકરોજ ગણાય છે, આ લોકો જ્યારે ગુન્હો કરે છે ત્યારે તેમને શિક્ષા તેમનો સુલતાન કરે છે. ગાતિના અપરાધની શિક્ષામા પાંચ કુકડાં, બે ત્રણ બકરાં એક બે કે વધતી ઓછી ગાયો ગુન્હાના પ્રમાણમાં હોય છે. અત્રે બકરાંની કિંમત ૧૫ થી ૩૦ રૂપીઆ સુધીની હોય અને ગાયોનું મૂલ્ય ૫૦૦ પર્યંત ગણાય છે. આ લોકો પણ કન્યા વિક્રય કરે છે સુલતાન પોતાની કન્યા સો દોકસો બળદ કે ગાયો વિગેરે લઇ આપે છે તેમ બીજા પણ પોતાની શક્તિ પ્રમાણે આપે છે. કદિ કન્યા ઘર ન માંડે તો લીધેલ પશુ પાછાં લઇ કન્યાને તેના માતા પિતાને પાછી આપી દે છે. આ હકીકત ડાગરેટીથી જાણી છે.

ત્યાર પછી કીકુયુ આવ્યા ત્યાં પણ સ્ટેશન ઉપર પંદરવીશ દુકાનો છે આ લોકો વસ્ત્ર, કોડીઆ મોતી, આટો, ખાંડ. મીઠું, અનાજ,

ધાંમા (ખેતીના કામમાં આવતું તરવારને મળતું છરા જેવું હથીઆર) પાવડા, કોદાળી, વેલણુ, હવાલા વિગેરે પરચુરણ ચીજો રાખે છે. આ વ્યાપારીઓ તેમની પાસેથી અનાજ અથવા પૈસા લઈ, જોઇતી ચીજો આપે છે. અત્રે કમાણી સારી છે પણ આફ્રિકાના પૈસા વધારે વખત રહેતા હોય તેવું જણાતું નથી. કારણ તો અનેક કલ્પાય છે. પછી જે હોય તે ખરૂં. કીસુમુ, નૈરોબી વિગેરે સ્થળમાં કેટલાકએક હિન્દુઓ માંસના પેક ડબા અને મદિરાની બધ બાટલીઓ વેચે છે. આ પ્રકારે પેદા કરેલ પૈસો પાપરૂપ છે એમ તેઓ જાણે છે છતાં લોભને વશ થઇ એ પાપાચરણને છોડી શકતા નથી, જંગલી લોકો માંસાહારી છે. અને યુરોપીઅનના સંસર્ગથી વ્યભિચારમાં પણ આમળ વધ્યા છે. મધ પાનની બદીતો આ દેશમાં એટલી બધી પ્રવર્તિ છે કે ગુજરાતના ચરોતરના કુલીન ગણાતા પ્રસિદ્ધ પાટીદારોની કોમ પણ એમાંથી ભાગ્યેજ બચવા પામી છે આહાર વિહાર અશુદ્ધિના યોગે સુધારાની અસર પણ પેસતી જાય છે.

ત્યથી આમળ છેક કીસુમુ સુધી ફર્યો એ દેશ પહાડી છે પ્રથમના જેવું જંગલનથી ઘણો ભાગ કપાઇ ગયો છે તથાપિ હજુ કેટલાએક સ્થળોના દેખાવ બહુ સારા છે કાગડા અને ખંસકોલી આ દેશમાં જોવામાં આવ્યાં નહિ ઘોડા પણ અત્રે જુજ છે કેથી તેની કિંમત વિશેષ હોય છે. કીસુમુ વિક્ટોરીઆ ન્યાંઝાને કિનારે છે ત્યાંથી કંપાલા જનારને સ્ટીમરમાં બેસવું પડે છે. આ સરોવર બહુજ વિશાળ છે લગભગ ૨૦૦ માઇલ લાંબુ અને ૨૦૦ માઇલ પહોળું છે અજાણ્યાને તો સમુદ્ર જેવુંજ જણાય. આ સરોવરનું પાણી મીઠું છે. પરંતુ કિનારા પાસેનો ભાગ માટીના યોગે ડોળાએલો હોવાથી કિસરૂના લોકો તેને ન્હાવા ધોવાનાજ ઉપયોગમાં લે છે. રેલ્વેખાતાએ સ્ટીમરને ઉભી રાખવા કેટલોએક ભાગ ગોદી કરવા આપ્યો છે જ્યાં યુગાંડામાં જનારી આગબોટો ઉભી રહે છે. એ સરોવરમાં મુસાફરી કરનારાઓ કહે છે કે કીસુમુથી ૫૦ કે ૬૦ માઇલ દૂર ગયા પછી પાણી બહુજ નિર્મળ આવે છે અને કોઇ કોઇ સ્થળે તો પાણી બહુજ ઉંડું હોય છે. એ સરોવરમાં હોડીદ્વારા આશરે પાંચસાત માઇલની મુસાફરી કરી હતી તેની આસપાસનો પહાડનો દેખાવ રમ્ય લાગે છે, જીંજાનામે ગામ પાસેથી નાઇલ નદીનો સ્રોત નીકળે છે. તે ચાર સ્થળેથી પડે છે રાતના શાન્ત સમયે તો પંદર માઇલથી સંભળાય છે એ પ્રવાહ લાંબો આગળ જઇ પુન. એક સરોવરના આકારને ધારણ કરે છે તેમાં પણ આગબોટો ચાલે છે

પછીથી નાઇલ નદી લંબાઇ ભીસરમાં જાય છે. આ તરફ કફરેડા અને દાંરેડા જાતની વસ્તી છે તે પર પ્રથમ નગ્ન હતા પણ હવે કાયદાના બંધનથી કપડા પહેરતા થયા છે. અંત્રેથી પાછા ફરી નેરોબી આવ્યા.



## ग्राहकोने सूचना.

ભેટનું પુસ્તક તૈયાર થઇ ગયું છે ૧૫) જુલાઇ-પછી જેમનું લવાજમ આવ્યું નહિ હોય તેના પર વી. પી. થી રવાના કરવામાં આવશે તો કદરદાન સજ્જનોને છ આના નકામાં ખરચવા ન પડે એવા આશયથી આ સૂચના કરવામાં આવે છે કે તે પહેલાં તેઓ લવાજમ મનીઓર્ડરથી મોકલી આપશે. નહિતો પછી વી. પી. છોડાવી લેશે અને ધર્મ સંસ્થાને ખર્ચમાં પડતી બચાવશે.

दया-यति.



પછીથી નાઇલ નદી લગાઇ મીસરમાં જાય છે. આ તરફ ક્રુરી હોરેડો જાતની વસ્તી છે તે પર પ્રથમ નગ્ન હતા પણ હવે કાપડ બંધનથી કપડા પહેરતા થયા છે. અત્રેથી પાછા ફરી નૈરોબી આવ્યા.



# ગ્રાહકોને સૂચના.

ભેટનું પુસ્તક તૈયાર થઈ ગયું છે ૧૫) જુલાઈ પછી જેમનું લવાજમ આવ્યું નહિ હોય તેના પર વી. પી. થી રવાના કરવામાં આવશે તો કદરદાન સજ્જનોને છ આના નકામા ખર્ચવા ન પડે એવા આશયથી આ સૂચના કરવામાં આવે છે કે તે પહેલા તેઓ લવાજમ મનીઓર્ડરથી મોકલી આપશે. નહિતો પછી વી પી. છોડાવી લેશે અને ધર્મ સંસ્થાને ખર્ચમાં પડતી બચાવશે.

દૃષ્ટા—યતિ.



श्रीशांकरभाष्यम्—स एवमुक्तः पुत्र एकान्ते परिदेवयांचकार। कथमित्युच्यते—बहूनां शिष्याणां पुत्राणां वैमि गच्छामि प्रथमः सन्मुख्यया शिष्यादि वृत्त्येत्यर्थः। नाधमया कदाचिदपि। तमेवं विशिष्टगुणमपि पुत्रं मां मृत्यवे त्वा ददामीत्युक्तवान्पिता। स किंस्विद्यमस्य कर्तव्यं प्रयोजनं मया प्रत्तेन करिष्यति यत्कर्तव्यमद्य। नूनं प्रयोजनमनपेक्ष्यैव क्रोधवशादुक्तवान्पिता। तथापि तत्पितुर्वचो मृषा मा भूदित्येवं मत्वा परिदेवनापूर्वकमाह पितरं शोकाविष्टं किं मयोक्तमिति ॥

ગુજરાતી—ઘણાઓની મધ્યમાં પ્રથમ થાઉં છું, ઘણાઓની વચમાં મધ્યમ પદ પામું છું. હવે પિતાજી મારા દાનવડે યમનું જે પ્રયોજન કરશે તે શું હશે ?

વિશેષ—નચિકેતાને તેના પિતાએ જ્યારે એવો જવાબ આપ્યો કે હું તને યમને આપું છું. તે સાંભળીને પુત્ર એકાન્તમાં બેસી વિચાર કરવા લાગ્યો કે મારા પિતાના ઘણા શિષ્યો અથવા પુત્રોની મધ્યમાં સમયાનુસાર, તેમના ( ગુરૂ અથવા પિતાના ) અભિપ્રાયને જાણીને સેવા વિષે પ્રવૃત્તિ કરવાથી હું પ્રથમપણા–ઉત્તમપણા–ને પામું છું. અને કોઇ સમયમાં ઘણા મધ્યમ શિષ્યોની વા પુત્રોની મધ્યે, તેમની આજ્ઞા પ્રમાણે સેવામાં પ્રવૃત્તિ કરવાથી હું મધ્યમ પદને પામું છું. પરંતુ કદાપિ આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપ અથવા જ્યારે ક્રોધ કરે ત્યારે આજ્ઞા માનવારૂપ અધમતાને પામતો નથી. એવા શ્રેષ્ટ ગુણવાળા મને " તને યમને આપું છું " એમ પિતાજીએ કહ્યુ તે યોગ્ય છે કે નહિ, હવે તે પિતા મારા દાનથી યમનું જે પ્રયોજન સિદ્ધ કરવા ધારતા હશે તે શું હશે ? કંઇ પણ નહિ હોય. હેતુ વિના પિતાજીએ ક્રોધને વશ થઇને કહ્યું છે તથાપિ પિતાજીનું વચન મિથ્યા ન થવું જોઇએ. એમ માનીને પોતાના પિતાને શોકયુક્ત થઇ તે નીચે પ્રમાણે કહેવા લાગ્યો ( નચિકેતાએ પોતાના પિતાને જે બાબત કહેલી છે તે આગામી અંકમાં આવશે ).




## मंत्रविधिः

( રાગ પ્રભાત. )

સર્વનો જે ધણી હો, ન એને શિરે, આથી સ્વતંત્ર તે સર્વ સ્વામી;
જગત હેતુત્વથી વિશ્વવ્યાપી પ્રભુ, જાપ પ્રણવાદિ જપતાં ન ખામી. ૧
એમ જપતાં પ્રથમ છંદ ઋષિ દેવતા, સમરતાં લાભ વિશેષ થાયે;
મંત્ર આવર્તને મંત્રના અર્થની, ભાવનામાં બીજું સૌ ભૂલાયે. ૨
મંત્રના દેવનું વીર્ય બલ કર્મ જે, શાસ્ત્રથી સાંભળ્યું તેહ સ્મરવું;
સ્થિરતા છોડીને ચિત્ત જ્યાં જાય ત્યાં, ઇષ્ટનો ભાવધરી ધ્યાન ધરવું. ૩
સદ્ગુરુ મુખ થકિ મંત્ર ગ્રહણે થતાં, સફળ થાયે નહિ અન્યરીતે;
ઈશ્વરારાધના મધ્ય ઉપયોગી શુભ, કર્મ કરવાં પ્રણવ બ્રહ્મ પ્રીતે. ૪

— સ્વામી પ્રણવાશ્રમ.

---




## श्रीमद्भगवत्पादभाष्यकारशंकराचार्यविरचिता
## प्रश्नोत्तरमालिका

कः शूरो यो भीतत्राता त्राता च कः सद्गुरुः ।
को हि जगद्गुरुरुक्तः शंभुर्ज्ञानं कुतः शिवादेव ॥ ५५ ॥

શૂર કિયો ? જે ભીતત્રાતા, ત્રાતા કિયો ? સુગુરુવર છે;
કોણ જગદ્ગુરુ ? શંકર, જ્ઞાનતણું મૂળ કોણ ? શંકર છે. ૫૫

मुक्तिं लभते कस्मान्मुकुन्दभक्तेर्मुकुन्दः कः ।
यस्तारयेदविद्यां का चाविद्यायदात्मनोऽस्फूर्तिः ॥ ५६ ॥

મુક્તિ શાથી ? મુકુન્દથી, મુકુન્દ ? માયાથી જેહ ઉતારે;
માયા કઈ ? જેનાથી—આત્માનું ભાન થાય ન લગારે. ૫૬

कस्य न शोको यः स्यादक्रोधः किं सुखं तुष्टिः ।
कोराजा रंजनकृत्कश्च श्वा नीच सेवको यः स्यात् ॥ ५७ ॥

શોક ન ક્યાં ? જ્યાં શાન્તિ, સુખશું ? સંતોષ, કોણ રાજન છે ?
રંજન જેહ કરે તે; શ્વાન કિયો ? જેહ નીચ સેવક છે. ૫૭

को मायी परमेशः क इन्द्रजालायते प्रपंचोऽयम् ।
कः स्वप्ननिभो जाग्रद्व्यवहारः सत्यमपि च किं ब्रह्म ॥५८॥

શું ઈંદ્રજાળ જેવું ? પ્રપંચ, માયી કિયો જગત્પતિ છે;
શું સત્ય ? બ્રહ્મ, જાગ્રત સ્વપ્ન સમું શું ? સમસ્ત વ્યવહૃતિ છે. ૫૮

किं मिथ्या यद्विद्यानाश्यं तुच्छं तु शशविशाणादि ।
का चानिर्वचनीया माया किं कल्पितं द्वैतम् ॥ ५९ ॥

શું મિથ્યા ? વિદ્યાથી, નાશ્ય, શશશૃંગ જેવું તુચ્છ ગણો;
અવર્ણ્ય શું ? માયા; ક્યા કલ્પિતતા ? દ્વૈતમાં રહી સઘળી; ૫૯

किं पारमार्थिकं स्याद्द्वैतं चाज्ञता कुतोऽनादिः ।
वपुषश्च पोषकं किं प्रारब्धं चान्नदायिकिं चायुः ॥ ६० ॥

શું વાસ્તવ ? અદ્વૈતજ, અજ્ઞપણું કયું ? તો અનાદિભણું.
પિંડતણું શું પોષક ? પ્રારબ્ધજ, અન્નદાયી ? આયુ ગણું. ૬૦

# मोहनमाला

## મણકો ૯ મો

### अज्ञानान्धकार.

---

કુંડલિકા.

શું કરવું સુઝે નહિ ? બહુ બોલે મતિમંદ;
જ્ઞાન વિના ગભરાય છે, જડે ન નિજાનંદ;
જડે ન નિજાનંદ, હૃદયમાં દુઃખિયા થાશે,
પીડે આશ પિશાચ, લોભ હોંચે લપટાશે,
નરતને મળ્યો લાભ, પાપથી ઉદર ભરવું,
ભજવા પ્રણવને પંથ નહિ સુઝે શું કરવું. ૧

સ્ત્રીમાં ધનમાં સુખના, ગયા મુકી નૃપરાજ.
મૂઢ માને સુખ સુતમાં, ભૂલી કાજ અકાજ.
ભૂલી કાજ અકાજ, બીંતમાં માથું પછાડે.
હાડ માંસ મોહાન્ધ, પવિત્ર માની બટકે,
શોધ્યા એ તજ રોગ, આવી બહીં પેઠા ધીમા,
વિભુ પ્રણવ છે સત્ય. સુખના ધનમાં સ્ત્રીમાં. ૨

જ્યાં જામે બહુ ભેદ ત્યાં, ખેદ તણી નહિ ખોટ,
ભાવે ભેળાં ખાય પણ, ખરી ચિત્તમાં ચોટ
ખરી ચિત્તમાં ચોટ, શાન્તિ તે ક્યાંથી જોવે,
પાઇ એકને માટ, ઝેર લઇ છાનું દેવે,
જ્ઞાન તણું અદ્વૈત, સુખ સહુ શોધે જન ક્યાં ?
પ્રણવ કહે અજ્ઞાન, ત્યાં ભેદ બહુ જામે જ્યાં. ૩

સ્વામી પ્રણવાશ્રમ.

---

## विरहवन्हि.

સોહિણી.

આ વિરહ દવને કરી જરી સ્નેહ યોગ બુઝાવશો.
ઉગ્ર અનલ વિષે હવે આહુતિ નવ હોમાવશો.
હૃદયનું આકંદ વસમું,
પ્રીતિ નળીયો સાંકડી.
એ માર્ગમાં અગ્નિ બળ્યો બળતો હવે ન વધારશો.
આ વિરહ.
ઉપવન ખિલ્યું ચોમેર કુમળું દવ વધુ ન લગાડશો.
તિમિર પટ તેના પુરા,
આ નેત્ર પર પડદા પડયા.
આનંદ દીપક પ્રકટીયો તેને જરા ન સમાવશો.
આ વિરહ.
હૃદયનુ સૌન્દર્ય અદ્‌ભૂત આજ પ્રભુ દર્શાવશો.
કલ્પાન્તમાં દિન વહી જતા,
નહિ ધર્મ કર્મ જરા થતાં.
વમળો વિચાર તણા અનેક આવતાં અટકાવશો.
આ વિરહ.
તુલજા અને શંકર તણું, અદ્વૈત નાદ રચાવશો.
કરૂં પ્રસ્તુતિ તેય સ્વીકારશો.
ઉર મોદ નાદ જમાવશો.
વસમી તપેલી વાટમાં પ્રભુ પ્રેમ ગંગા વાળશો.
આ વિરહ.

તુલજાશંકર ભાયશંકર.

બાલાઘાટ.

# आनन्द वृष्टी

( રાગ પુનમ ચાંદનીના )

આજે આનદની વૃષ્ટિ ઉરમા આવતીરે,
રૂડું માનસરોવર ચોપાજુ ઉભરાય.
શાન્તિ વારિ વહેતુ ચિત્ત તણા શુભ દેશમાંરે.
તેમાં તૃષ્ણા કેરા તરૂ તણાતાં જાય.
આજે આનંદ. ટેક.

સાખી.

ચડીઆં વૃત્તિ વાદળાં, પ્રણવ ધને ભરપૂર;
મૂર્ધાકાશ છવાય ગયું, જીવ છૂપાયો સૂર.
અદભુત એકાગ્રતા ચમકે સુંદર દામનીરે,
કલ્પના તુટે તેની ઘોર ગર્જના થાય. આજે. ૧

સાખી.

ઝરમર ઝરમર વરસતું, ચોક્ખું ચૈતન નીર;
વિચાર વૃક્ષો સ્થિર છે, અટકયો પ્રાણ સમીર.
પ્રેમી મયુરો પોકારે પિઉ વરસાદનેરે,
દર્દુર ભકતો ભાવે ગુરુ ભૂધરના ગાય. આજે. ૨

સાખી.

તૃપ્ત થઇ ઉર ભૂમિકા, ઊગ્યાં શાંત અંકૂર;
શોભા સુંદર ત્યાં વધી, નવીન આવતાં નૂર.
બુદ્ધિ સરિતામાં જળ આવ્યું પુરા જોશથીરે;
તથી દ્વૈત દૃષ્ટિનો પૂરણ પક તણાય. આજે. ૩

સાખી.

જમીન જળમય થઇ રહી, અદ્વૈત એકાકાર;
પાતાળે પેશી ગયા, ત્રિવિધિ તાપ અપાર.
શાન્તિ શાન્તિ શાન્તિ શોભે છે સહુ સ્થાનમાંરે;
દયા શ્રી મુકુન્દ પ્રભુની પૂરણ આજ ગણાય. આજે. ૪

યતિ.




## श्री सिद्धान्त दर्शनम्.

## પ્રકૃતિ પાઠે દ્વિતીય પાઠ.

( અનુસંધાન અંતાક પૃ૪. ૯૨ થી )

### અપંચીકૃત સૃષ્ટિની ઉત્પત્તિનો પ્રકાર.

આ સંસારમાં પરિણામી ઉપાદાન અને વિવર્ત ઉપાદાનના જ્ઞાન સિવાય વસ્તુનું સ્વરૂપ અને તેના ધર્મ વગેરે સારી રીતે સ્પષ્ટ સમજાતા નથી. માટે શ્રુતિમાં કહેલા અને વિદ્વાનોના અનુભવથી સિદ્ધ થયેલા બે પ્રકારના ઉપાદાન વિસ્તારથી કહેવામાં આવ્યાં છે હવે જગતની ઉત્પત્તિનો પ્રકાર બતાવતાં સૂત્રકાર કહે છે.

प्रकृतेस्त्रि जगत् ॥ १ ॥

प्रकृतेः (પ્રકૃતિથી) त्रिजगत् (ત્રણલોક)

પ્રકૃતિથી ત્રણ પ્રકારનું જગત્ થાય છે.

સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણવાળી પ્રકૃતિથી જગત્ ઉત્પન્ન થાય છે. જગતનો દરેક દરેક પદાર્થ ગતિ ધર્મવાળો હોવાથી 'જગત્' એવું નામ પડેલું છે. એ જગત્ ભૂ, ભુવર, અને સ્વર્ એવા પ્રકારનું છે. તેમાંથી પહેલું—

ભૂનામે જગત્—આ જગત્ સ્થૂલરૂપ છે. અને નેત્રાદિ બહિરિન્દ્રિયો વડે જાણીશકાય તેવું છે. જાગ્રત્ અવસ્થામાં એ જગત્ દેખાય છે માટે તેને જાગ્રત સ્થાનીય કહે છે. બીજું—

ભુવર નામે જગત્—આ જગત્ સૂક્ષ્મરૂપ છે અને બાહ્યેન્દ્રિયોની ગરજ રાખ્યા વગર અંતરિન્દ્રિય (મન) વડેજ જાણી શકાય એવું છે, તેનું સ્થાન સ્વપ્ન છે એટલે સ્વપ્નકાળમાં ( અથવા મનોરથ કાળમાં ) જ તે જાણી શકાય તેવું છે ત્રીજું—

સ્વરનામે જગત્—આ જગતને કારણરૂપ કહે છે તે બહારની કે અંદરની કોઇપણ ઇન્દ્રિયથી જાણી શકાય એવુ નથી પણ માત્ર અજ્ઞાનના વ્યાપારથીજ ગ્રહણ થઇ શકે એવુ છે. તેનુ સ્થાન સુષુપ્તિ છે એટલે સુષુપ્તિ અવસ્થામાજ તે જાણી શકાય એવું છે

આ ત્રણે જગતનો વિચાર કરવો હોય ત્યારે ક્રમે કરીને સ્થૂલ, સૂક્ષ્મ અને અતિ સૂક્ષ્મ જગતને ધ્યાનમાં રાખીને કરવો.

કારણરૂપ જગતથી આરંભીને ક્રમે કરીને જગતની ઉત્પત્તિ બતાવે છે.

## सत्वादव्यक्तम् ॥ २ ॥

सत्वात् ( સત્વગુણથી ) अव्यक्तम् ( એ નામની આવરણ શક્તિ )

સત્વથી અવ્યક્ત ઉત્પન્ન થાય છે. પ્રકૃતિના સત્વગુણની વૃદ્ધિ થવાથી અવ્યક્ત નામે કર્તા રૂપે આવરણ શક્તિ ઉત્પન્ન થાય છે. શ્રુતિપણ છે કે—सा पुनर्विकृतिं प्राप्य सत्वोद्रिक्तत्वाऽव्यक्ताख्यावरण शक्तिरासीदिति । અર્થ—' તે પ્રકૃતિ વિકાર પામીને સત્વના પ્રધાનપણાને લીધે અવ્યક્ત નામની આવરણ શક્તિ થઇ " એ અવ્યક્ત નામે આવરણ જડ છતાં પણ વસ્તુના સ્વરૂપને ઢાકતું નથી. જેમ કાચની હાંડી કોઇ વસ્તુને ઢાંકી હોય છતાં તેમાંની વસ્તુ ભાસે છે તેમ

અહીં વસ્તુ બ્રહ્મ છે પ્રકૃતિના સત્વગુણનો વધારો થવાથી એ બ્રહ્મવસ્તુ ઉપર-સત્વાત્મક નિર્મળ આવરણ પડે છે—એટલે બ્રહ્મવસ્તુને કામે હું કર્તા છું એવા અભિમાન વાળા ગુણનું દર્શન થવું જોઇએ એમ છતાં તે આવરણ નિર્મળ હોવાથી અવ્યક્ત એટલે અસ્પષ્ટ છે. તેથી સત્વગુણની વૃદ્ધિ થયા છતાં પણ બ્રહ્મ દર્શનમાં ( બ્રહ્માનુંભવમાં ) વાંધો આવતો નથી. અર્થાત્ એ સત્વાત્મક કર્તૃસ્વરૂપ અભિમાન છતાં પણ તે પોતાને બ્રહ્મ જાણે છે એનેજ ઇશ્વર કહે છે

પ્રકૃતિથી અવ્યક્ત ઉપજે છે. એમ સૃષ્ટિની ઉત્પત્તિ કહેતી વખતે શાસ્ત્ર કહે છે પણ ' અવ્યક્ત ' શી વસ્તુ છે તે ઘણા સમાજતા હોતા નથી માટે અહિં એટલુ વિવરણ કરવુ પડ્યું છે કે પ્રાણીઓના કર્મ વશાત્ પ્રકૃતિમાં ક્ષોભ થઇને પ્રથમ સત્વગુણની વૃદ્ધિ થાય છે તેનેજ અવ્યક્ત કહે છે અવ્યક્ત કહેવાનું કારણ એ છે કે એ આવરણ વ્યક્ત ( સ્પષ્ટ ભાસે એવું ) નથી.



## रजसो महत् ॥ ३ ॥

रजसः ( રજો ગુણથી ) महत् ( મહત નામની વિક્ષેપશક્તિ )

રજોગુણથી મહત્ નામે વિક્ષેપ શક્તિ ઉત્પન્ન થાય છે આ શક્તિ કારણ રૂપ છે પ્રકૃતિના રજોગુણની વૃદ્ધિથી એ ઉપજે છે શ્રુતિમાં છે કે **ईशाधिष्ठितावरणशक्तितो रजोद्रिक्ता महदाख्या विक्षेप शक्तिरासीदिति** ॥ અર્થ-ઈશ્વર જેનું અધિષ્ઠાન છે એવી આવરણ શક્તિમાંથી રજોગુણ પ્રધાન મહત નામની વિક્ષેપ શક્તિ ઉત્પન્ન થઇ છે.

મૂળ સત્વગુણાત્મક આવરણ શક્તિ જે કર્તૃત્વરૂપ છે તેનાથી રજો ગુણાત્મક જગતના સાધનરૂપ મહત્ (સમષ્ટિ બુદ્ધિ જગતનું મૂળ બુદ્ધિ તત્વ ) ઉપજે છે. એનેજ વિક્ષેપ શક્તિ કહે છે. કેમકે બુદ્ધિમાંથી અનેક કલ્પનાઓ રૂપી વિક્ષેપો ઉપજે છે. એનેજ હિરણ્યગર્ભ કહે છે એનેજ સમષ્ટિ સૂક્ષ્મ શરીરનો અભિમાની કહે છે એનું અધિષ્ઠાન ઇશ્વર છે.

## तमसोऽहंकारः ॥ ४ ॥

तमसः ( તમોગુણથી ) अहंकारः ( અહંકાર )

પ્રકૃતિના તમોગુણના વધારાથી અહંકાર નામની સ્થૂલશક્તિ ઉત્પન્ન થાય છે. એ શક્તિ જગતના ઉપાદાન રૂપ છે શ્રુતિમાં પણ કહ્યું છે કે **हिरण्यगर्भाधिष्ठित विक्षेपशक्तितस्तमोद्रिक्तस्योऽहंकाराभिधा स्थूलशक्तिरासीत** ॥ **इति** । અર્થ-હિરણ્યગર્ભમાં રહેલી વિક્ષેપ શક્તિથી તમો ગુણના વધારાને લીધે અહંકાર નામની સ્થૂલ શક્તિ ઉત્પન્ન થયેલી છે.

એ અહંકાર અત્યંત તમોગુણ મય છે એનેજ મૂલાજ્ઞાન કહે છે અને તેનેજ સ્થૂલ તથા સૂક્ષ્મ જગતના કારણરૂપે શાસ્ત્રમાં કહ્યો છે એટલા માટે એને ( સમષ્ટિ ) કારણ દેહ કહે છે.

એ રીતે ઉત્પત્તિ વખતે એ ગુણોમાં ક્રમે કરીને જ્ઞાન, ઇચ્છા અને ક્રિયારૂપ શક્તિઓ ઉત્પન્ન થાય છે. સત્વની શક્તિ જ્ઞાન, રજસ્‌ની શક્તિ ઇચ્છા અને તમસની ક્રિયા શક્તિ જાણવી.

## तस्मात्पंचतन्मात्राणि तन्तुवत् ॥ ५ ॥

तस्मात् ( તેમાંથી ) पंच ( પાંચ ) तन्मात्राणि ( તન્માત્રાઓ )

तंतुवत् ( તાંતણાની પેઠે )

અહંકારથી કરોળીઆની જાળના તાંતણાઓની પેઠે પાંચ તન્માત્રાઓ ઉપજે છે. અથવા રૂ વિગેરેમાંથી સૂતના તાર નીકળે છે તેમ

જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી તાંતણા કાઢે છે તેમ, અથવા રૂમાંથી તાંતણા કાઢે છે તેમ, તમો ગુણથી ઉત્પન્ન થએલા અહંકારમાંથી ક્રમેકરીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવી પંચ તન્માત્રાઓ થઇ છે શ્રુતિપણ છે કે—**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः। आकाशाद्वायुः। वायोरग्निः। अग्नेरापः। अद्भ्यः पृथिवी। इति।** અર્થ—તે એ અહંકાર રૂપી આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ અને જળથી પૃથ્વી ઉત્પન્ન થઇ " આશ્રુતિમાં આકાશાદિ શબ્દો વડે તન્માત્રાઓ કહેવામાં આવી છે, કેમકે એ સૂક્ષ્મ તન્માત્રાઓને સ્થૂલ કરવાને **सोऽकामयत** ॥ તેણે ઇચ્છા કરી એવી બીજી શ્રુતિ છે વળી તે વખતે ( પ્રથમોત્પત્તિકાળે ) એ આકાશાદિ અપંચીકૃત હતાં તેથી પણ તે સ્થૂલ નહિ પરંતુ સૂક્ષ્મ એમ જાણવું.

તન્માત્રા એટલે મહાભૂતોની સૂક્ષ્મ અવસ્થા મહાભૂતો પંચીકૃત થયા પછી સ્થૂલરૂપ ધારણ કરે છે પણ તે પહેલા તેમની સૂક્ષ્મ અવસ્થા હોય છે

---

## अव्यक्तबोध.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૩૫ થી. )

## अथ कारण प्रकरणम्.

માયાના પરિવેષ્ટનથી યદ્યપિ પરમાત્માને સગુણતા પ્રાપ્ત થઇ તથાપિ તે નિર્વિકાર વ્યાપક સ્વયસિદ્ધ છે. તેજ પ્રમાણે બિંદુ લીટીઓથી જણાયા પહેલા વ્યાપક છે. આપણે કાગળ ઉપર લેખિનીથી લીટીવડે વૃત્ત કાઢી તેને બિંદુ કહીએ છીએ. તેમાં કાગળ બિંદુ નથી. લીટી પણ બિંદુ નથી. યદિ લીટી અને કાગળના સંયોગને બિદુ કહીએ તો સીધી રેખા દોરવાથી સંયોગ તો થયો પણ બિંદુ ન બન્યું. જ્યારે લીટી ગોળાકાર થશે, ત્યારેજ તેની વચ્ચે આવેલ કાગળના વિભાગને બિંદુ, એવી સંજ્ઞા પ્રાપ્ત થશે. અહીં સૂક્ષ્મ વિચાર કરી જુઓ કે, વર્તુલ રૂપ તો લીટીએ ધારણ કર્યું અને કાગળના ભાગ ઉપર બિંદુ રૂપ આવ્યું તેમાં કાગળ બિંદુ થયો નથી; પણ રેખા તેનાપર બિંદુનો આરોપ લાવી છે. આટલું થયા છતા પણ આપો

કાગળ બિંદુ રૂપ થયો નથી. પણ લીટીએ કાગળ ના જેટલા ભાગને પોતાની મર્યાદામાં લીધો તેટલોજ ભાગ બિંદુ થયો. બાકીનો કાગળ સ્વતઃ સિદ્ધ છે. એજ રીતે આકાર ધારણ કર્યો માયાએ અને સગુણ કહેવાયા પરમાત્મા. ચર અચર સૃષ્ટિ રચી, માયાએ અને કર્તા કહેવાયા પરમાત્મા. અનંત નામ રૂપ ધારણ કર્યા માયાએ અને ગણાયાં પરમાત્માનાં !!! આ સ્થળમાં પૂર્વનું દૃષ્ટાન્ત ધ્યાનમાં રાખવું જોઇએ. પ્રેક્ષકોના દ્રવ્યાધીન થએલી ઇચ્છાએ સ્ત્રી વેષના ભૂષણો બનાવ્યાં અને નટ પુરૂષ છતાં તેને સ્ત્રી વેષ પહેરાવ્યો. તથા અખંડ જગનાટક બતાવ્યું એજ રીતે ચિત્રકારની ઇચ્છા ગ્રાહકોની માગણી અને ધનને આધીન થઇ ગમે તેવાં ચિત્ર બતાવવા લાગી. પછી એ અનિવાર્ય, સ્વતંત્ર અને યથેચ્છ ચારી ઇચ્છા કાબુમાં રહેતી નથી. ઇચ્છાની આવા પ્રકારની સ્વતંત્રતાનો ચિત્રકાર તથા નટને મર્મ સમજાવતાં તે ઉભય લોકોત્તર હોવાથી ( સાક્ષાત્પરમાત્મા હોવાથી ) એવી રચના કરે છે કે એજ ઇચ્છાને હાથે તેના હાથ પગ બંધાવે છે. ઇચ્છા પાંગળી થતાં તેનો ચંચળ સ્વભાવ છૂટી જાય છે એટલે તે અક્રિય નિર્ગુણ, નિર્વિકાર, વ્યાપક સ્વભાવવાળી થાય છે !! સુજ્ઞ વાચકો ઇચ્છામાં આવો સ્વભાવ આવ્યા પછી તે શું અથવા થયો, શું કહેવું જોઇએ તે હું તમોનેજ પૂછું છું

ઇચ્છાને હાથેજ ઇચ્છાનો નાશ કેમ કરાવ્યો એ યુક્તિ માર્મિકોએ સૂક્ષ્મ વિચારથીજ સમજી લેવી જોઇએ. તે માટે તમે એવી કલ્પના કરો કે રંગભૂમિ ઉપર પ્રત્યક્ષ નાટક થઇ રહ્યું છે. અને તેમાં પ્રસંગાનુરૂપ એક નાટકી સ્ત્રી આવીને બોધ આપે છે કે હે પુત્ર ! નાટક જોવા ન જવું જોઇએ. કારણ કે તેમાં પૈસાનો ખર્ચ થાય છે. અને સમય વૃથા જાય છે. રાત્રીની નિદ્રા નષ્ટ થવાથી પ્રકૃતિ પણ બગડે છે અને હમેશાં જોવાથી લાલસા વધતાં વધતાં તેજ પ્રિય લાગે છે. જેથી કર્તવ્ય કાર્ય ભૂલી જવાય છે. અને તે કરવાની ઇચ્છા પણ નાશ પામે છે. આજનો દિવસ નાટક જોયું એટલું જ બસ છે. પ્રતિદિન જુએ તો પણ એજ છે, માટે નાટક જોવાના વ્યસનમાં પડીશ નહિ. તારો વિદ્યાભ્યાસ કર. હે તાત ! તેમાંજ તારૂં કલ્યાણ છે. આવા પ્રકારનો ઉપદેશ નાટક થતું હતું તેજ વખતે માતાના રૂપે ખાસ નાટકી સ્ત્રી પોતાના પુત્રને કરે છે. વાંચક મિત્રો ! નાટકનો નિષેધ નાટકમાંજ. નાટકી સ્ત્રી કરી રહી છે. તેનો મર્મ ધ્યાનમાં આવ્યો ને ?

ઉક્ત ઉપદેશ સાંભળીને પ્રેક્ષક-લોકોના-સમાજમાં જે કોઇ સુજ્ઞ અને બુદ્ધિમાન્ છોકરાઓ હતા તેઓ બીજે દિવસે નાટક જોવા

જવાનું બંધ કર્યું અને પોતાના મિત્રોને પણ નાટક જોવા જવાનો પ્રતિબંધ કરવા લાગ્યા. આ ક્રમ ચલાવવાથી તેના ધન અને શ્રમ- મહેનતનો બચાવ થયો. વિદ્યાભ્યાસ ગથી તે સુખી થયા. આ વાત નગીએ પણ જાણી. તના બીજાને મોહિત કરવા માટે પોતાના અનેક પ્રકારના ખેલ તે ફર્માંજ કરે છે. પરંતુ જે વિચારવાન્ છોકરાઓ તેની મોહજાળમાંથી નીકળી જાય છે તેની તરફ નગીબ્રુ ઉદાસી ભાવ રાખે છે. છોકરાઓ ખેલમાં જતા નથી એટલે સુખી રહે છે તથા કોઇ પ્રકારની તેમની હાની થતી નથી. (આ સર્વ વાક્ય આધ્યાત્મિક છે.) આ રીતની યુક્તિ નટે કાઢી. હવે ચિત્રકારની યુક્તિનું નિરીક્ષણ કરીએ. માયારૂપ ઇચ્છાએ નાનાવિધ સૃષ્ટિરૂપ નિર્માણ કર્યા અને સર્વને પોતાના ગુલામ બનાવ્યા. જેને જેને એ નિર્માણ કરે છે તે બધા માયાના દાસ બનતાજ જાય છે. પણ ચિત્રકારે તેનાજ હાથથી મનુષ્યરૂપ ચિત્ર કરાવીને તેને સારાસાર વિચાર શક્તિ તેજ માયાના હાથે, એવી વિચિત્ર પ્રદાન કરાવી કે જે જીવ અસાર વિચાર લુબ્ધ થયા તે માયાના દાસ બનીને તેનુ નાટક જોવા લાગ્યા. અને સત્યસાર પરના વિચાર પર આરૂઢ થનારા, પ્રથમ નાટકના વ્યસનથી તન, ધન, બુદ્ધિની હાનીનો અનુભવ કરી " નાટક જોવું ખરાબ છે " એ નગીના ઉપદેશથી પૂર્ણ જાગૃત થઇ ક્રોધ પૂર્વક તે નટીની સાથે સંવાદ કરે છે કે હે કપટપટુધૂર્તનટી ! શું અમારી બુદ્ધિ, આરોગ્યતા, ધન સંપત્તિ અને અમારી વિદ્યા એ સર્વ નાશ કરવાને માટેજ તે આ ખેલ ઉભો કર્યો છે ? જરા ધૈર્ય રાખ અમે અમારા મિત્રોની સહાયતાથી તારા સર્વસ્વનો નાશ કરીએ છીએ.

આવી પ્રતાપ યુક્ત અને પુરૂષાર્થની વાણી સાંભળીને ગભરાએલી નટી ઉત્તર આપે છે કે હં ! હ ! મહાશય ક્રોધને વિવશ થઇ એવો અનર્થ ન કરશો ! શાન્તિ રાખો ! હું તો કેવળ તમો સર્વનું મનરંજન કરવા માટે આ ખેલ કરૂં છું.

જીવનજી— (વિચારશીલ જીવ કહે છે) અરે મનરંજન શાનું ! અમારા સર્વસ્વનો નાશ થાય છે. ચાલ તારો આ બખેરો અહીંથી ઉપાડ.

નટી—હા ઉપાડું પણ તમારા 'દસ્મલોભૂપ સહયોગી મિત્રો પાસેથી આગાઉથી ખેલના મુખ્ય તરીકે ઘણું ધન મેં પ્રથમથી લીધું છે તે દ્રવ્ય આપજો આપી દો તો આ ખેલ આજથીજ બંધ કરૂં.

જીવ—એવુ શા માટે ? તેમના પૈસા તું તેમને પછા આપી દે બસ વાત ખલાસ.

નટી—જે આપ કહો છો તે ઠીક છે. પણ આ નાટકમંડપ, સામાન, વેષધારિયોના અલંકાર, ઇત્યાદિ સર્વ તેમના ધનથીજ બનાવવામાં આવેલ છે. અને તે પોતાની ઇચ્છાથી જેવી આજ્ઞા કરે છે તેવોજ હુ ખેલ કરનારી છું. મહાશયજી તેમાં મારો શો અપરાધ છે? જેથી આપ આટલા બધા અપ્રસન્ન થયા છો?

જીવ—તે અમારા મિત્ર ભ્રાતગણુ મહા મૂર્ખ છે તેમને પોતાનું હિત અહિત યદિ સમજવામાં આવતું તો તેઓ આવી રીતે વ્યર્થ ધન નાશ શા માટે કરત? તે ગમે તેમ હોય પણ તું તારો બખેડો અહીંથી ઉપાડ. પછી તેઓ શું જોશે?

નટી—મહારાજ તેતો મૂર્ખ બન્યાજ છે. પરંતુ આપ પણ એક વખત મૂર્ખ બનીને એ વરૂણીમાં આવ્યા હતાને?

જીવ—પણ એનું કારણ તુંજ છે. તું જો આ ખેલ ન કરતી હોત તો અમે મૂર્ખ શી રીતે થાત?

નટી—એતો ખેલ નિર્માણ કર્યો. પણ જાવો અમર ન જાવો એ બાબતતો તમારી ઇચ્છાને આધીન હતી ને?

જીવ—એ વાતતો તેં સત્ય કહી. પણ કરવું શું? આ તારૂં સુન્દર સ્વરૂપ જોવાથી ચિત્તમાં મોહ ઉત્પન્ન થાય છે, પણ તેના પરિણામ ઉપર દ્રષ્ટિ કરવાથી અમારો નાશ દેખાય છે.

નટી—મહાશય આવી જો આપને સારાસાર વિચાર શક્તિ છે, તો પછી આપજ ખેલમાંથી નીકળી જાઓ. બસ છુટી, થઇ બીજા કોઇ ન જુએ એવી આપને જબરદસ્તી અથવા આટલો આગ્રહ શા માટે?

જીવ—શાબાશ! નટી તું ધૂર્તતો પુરી છે. વાહ શું આશ્ચર્ય છે. ક્યાં હું તારો મંડપ વિધ્વંસ કરવાને આવ્યો હતો પણ તેતો ધીમે ધીમે તારા મીઠા વચનથી મનેજ અર્ધચંદ્ર આપી બહાર કાઢવાનો સમય ઉપસ્થિત કર્યો. નહિ નહિ તારી સાથે બોલવું એ પણ વ્યાજબી નથી. કારણ કે તારાં મૃદુ વાક્યો કાનમાં પડતાંજ મોહ ઉત્પન્ન થાય છે. તું મહાન્ દુષ્ટ વિશ્વાસ ઘાત કરનારી છે. પ્રથમ મોહિત કરે છે અને પછીથી ફાંસી લગાવે છે:

નટી—( ક્રોધ યુક્ત થઇને ) શિવ! શિવ! અરે સારાસાર વિચાર શીલ જીવ! તારા મુખમાંથી આવા દુર્વાક્ય કેમ નીકળે છે? અરે! હું જગન્નાટક સૂત્રધારની સ્ત્રી મહાન નટી છું. તો તમારા જેવા ક્ષુદ્ર જીવોનો નાશ કરવો તેમાં મારો શો પુરૂષાર્થ છે. અગર મને શું

ફળ લાભ થવાનો છે ? અનાદિ જગન્નાટક બોધરૂપ થઇ તમ જીવ મણ્ડોને આનંદ આપે એટલા માટે નિર્માણ કર્યું છે તેમાંથી તમે સાર ગ્રહણ કરશો તો તમારા પૈસા સાર્થક થયા, એવું તમે સમજશો, અને સાર ગ્રહણ નહિ કરો તો તમારૂં દ્રવ્ય વ્યર્થ ગયું એમ સમજી સ્વસ્થ રહતા બેસો એટલા લાભે શા માટે રાય તું જ વિચાર કરી જો. જેમ સર્વેએ પૈસા આપ્યા તેમ તેં પણ આપ્યા હતા ? પછી આ સદ્વિચાર કરવાની શક્તિ આવી તે ક્યાંથી ? અને નાટક જોવાનો તિરસ્કાર થઇ અહિં આવવાનું બંધ કર્યું તે વાતનો ઉપદેશ ક્યાંથી મળ્યો ? સાચ કહે જોઉ ?

જીવ--ખરેખર એ વાત સત્ય છે કે "નાટક ન જોવું જોઇએ" એ પણ તેજ બોધ કર્યો હતો અને તારી પાસેથીજ એ ઉપદેશ મને મળ્યો છે

નટી-આ વાત સત્ય કહો છો ને ? ધન્ય છે તમને ત્યારેજ તમે મારો ઉપદેશ સાંભળીને મારો મંડપ અને મારા સામાનનો નાશ કરવા કટિબદ્ધ થયા છો એનું જ નામ દગાબાજી અને વિશ્વાસઘાત

જીવ--(ગભરાઇને) હે મહાનટી હવે હું કેવળ નિરૂત્તર થયો છુ, એટલુંજ નહિ પણ મહા દોષી ઠર્યો છુ તારામાં આવું અગાધ સામર્થ્ય છે એ મેં આજેજ જાણ્યું છે હે મહામાયા તારી તો આ સહજ લીલા હશે પણ અમારા તો પ્રાણ જાય છે મે એક નાટક જોયું એજ બહુ છે તેના પૈસા લઇ બાકીના દામ પાછા આપી દે, હવે હુ સમજી ગયો ફરી આવીશ નહિ ( અપૂર્ન )

## षोडशसंस्कार विधि

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૩૭ થી )

### ( २ ) अथ पुंसवनम् ॥

મૂલમ્—अथ पुंसवनम् ॥ १ ॥ पुरास्यन्दतइति मासे द्वितीये तृतीये वा ॥ २ ॥ इत्यादि पा० का १ क १४॥

ભાવાર્થ—ગર્ભાધાનથી બીજા અથવા ત્રીજા મહિનામાં કોઈ

દિવસે અથવા ગર્ભની પ્રકટ પ્રતીતિ થયા પછી સીમન્ત સંસ્કારની સાથે પુંસવન સંસ્કાર કરે એવો કોઈનો મત છે. પુંસવન સંસ્કાર પત્નીનો નથી કિન્તુ ગર્ભનો છે માટે પ્રત્યેક ગર્ભમા પુંસવન કરે, એમ ધર્મ સિન્ધુમાં લખ્યું છે. આમાં ગુરૂ શુક્રનો અસ્ત અને મળ માસનો દોષ ગણવામાં આવતો નથી. પુષ્ય, પુનર્વસુ, મૃગશિરા, હસ્ત, મૂલ, શ્રવણ, તેમાંથી કોઇ એક નક્ષત્ર સંયુક્ત ચંદ્રમા હોય તે દિવસે ગર્ભિણી સ્ત્રીને ઉપવાસ પૂર્વક સ્નાન કરાવી ચીરાદાર નવાં બે વસ્ત્ર પહેરાવી પૂર્વાભિ મુખે બેસાડે પછી સ્નાન કરી શુદ્ધ થએલો પુરૂષ આચમન પ્રાણાયામ કરી દેશ કાળના ઉચ્ચારણ પૂર્વક સંકલ્પ કરીને કહે કે મારી આ પત્નીથી ઉત્પન્ન થનાર ગર્ભના બીજ અને મલીનતાદિ દોષોની નિવૃત્તિ માટે તથા પુરૂષ સંતાન થવા સારૂ અને પરમાત્માની પ્રીતિને માટે હું પુંસવન કર્મ કરીશ. તેની નિર્વિઘ્ન સમાપ્તિને માટે ગણપતિ પૂજન,, સ્વસ્તિ પુણ્યાહ વાચન, વસો- ર્દ્ધારા, આયુષ્ય મંત્રનો જપ, અને નાંદીશ્રાદ્ધ કરીશ. એવો સંકલ્પ કરી પૂર્વોક્ત પ્રકારથી ગણપતિ પૂજનાદિકરી પુણ્યાહવાચનની સમાપ્તિમાં **प्रजापति प्रीयताम्** એમ કહે.

ત્યારપછી રાત્રિમા વડનીવડવાઇઓ અને ટીશીઓ ( કુંપળો ) લાવી તેને પાણીની સાથે પીસીને રસ કાઢેના આ એક પક્ષ છે. તથા અન્ય વિદ્વાનોનો મત છે કે, વટના અંકુર, દર્ભનો અગ્રભાગ, સોમલતા, અને વરારોહા એ ચારેને વાટીને રસ કાઢે. સોમલતા ન મળે તો તેને બદલે બ્રાહ્મી લેવી. આ બીજો મત છે. આ બેઉમાં પાછલો મત સારો છે ઠંડા પાણીની સાથે ઘૂટીને રસ કાઢયા પછી, ગર્ભિણી સ્ત્રીના નાકના જમણા છીદ્રમા **हिरण्यगर्भः** એ મંત્ર ભણીને ટીપાં નાખે. યદિ પુરૂષને એવી ઇચ્છા હોય કે મારો પુત્ર વિશેષ પરાક્રમી પેદાથાય તો પોતાની સ્ત્રીના ખોળામાં જલનું ભરેલું માટીનુ પાત્ર મુકી, પતિ પોતાની અના- મિકા આંગળીના અગ્ર ભાગથી પત્નીના પેટને સ્પર્શ કરીને **सुपर्णो** ઇત્યાદિ મંત્રો બોલીને બ્રાહ્મણ ભોજનનો સંકલ્પ કરે. કરેલ પુંસવન કર્મની અંગ પૂર્તિમાટે ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે દશ બ્રાહ્મણને ભોજન કરાવીશ એમ કહી બ્રાહ્મણોને દક્ષિણા આપી આશીર્વાદ લઇને **यान्तु मातृगणाः** એશ્લોક બોલી માતૃગણનું વિસર્જન કરે.

## इति पुंसवनं संस्कारः

# अथ गर्भिणीनियमधर्माः

देवताब्राह्मणपराः शौचाचारहिते रताः ।
महागुणान्प्रसूयन्ते विपरीतास्तु निर्गुणान् ॥

ભાવાર્થ—દેવતા, બ્રાહ્મણમા શ્રદ્ધા ભક્તિ રાખનાર, દુરથીજ જોઇને હાથ જોડી નમ્રતાથી પ્રણામ નમસ્કાર કરનાર, શુદ્ધિ—સદાચાર અને પ્રાણીમાત્રનું હિત કરવામાં તત્પર રહેનાર દ્દ્યાળુ ગર્ભવતી સ્ત્રી હોયતો મહા-ઉત્તમ ગુણયુક્ત સંતાનોને ઉત્પન્ન કરે છે અને તેનાથી વિપરીત આચરણ વાળી સ્ત્રી ગુણહીન સંતાનને જન્મ આપે છે. માટે ગર્ભિણી સ્ત્રીએ ઉક્ત સદ્દગુણો જરૂર પાળવા જોઇએ.

ગર્ભિણી સ્ત્રીને ઉત્તમ સંતાન થાય એવા ઉદેશથી શાસ્ત્રના કહેલા નિયમ ધર્મ અત્રે બતાવવામા આવે છે. જ્યારે સ્ત્રીને એ વાત નક્કી સમજાય જાય કે ગર્ભ રહ્યો છે ત્યારથી તેમણે ભાર ઉપાડવારૂપ અધિક પરિશ્રમ, મૈથુન, અગ્નિને વધારે એવી વસ્તુઓ, નિર્બલ કરે તેવા આહાર વિહાર, દિવસે નિદ્રા કરવી, રાત્રે ઉજાગરા કરવા, શોક કરવો, આચકા લાગે એવા વાહન પર બેસવું, ભય પામવો, જોરથી ઉધરસ ખાવી, ઘણા સમય સુધી એક આસને બેસી રહેવું, વારંવાર શરીરને તેલ મર્દન કરવું, શરીરમાંથી લોહી કાઢવું, મળ મુત્રના વેગને રોકવો, વિગેરે બાબતો ગર્ભિણીના ગર્ભને દુઃખ અગર નુકસાન પહોચાડનારી હોવાથી ગર્ભિણી સ્ત્રીએ તેનાથી બચવા યત્ન કરવો.

જ્યારથી ગર્ભ રહે ત્યારથીજ સ્ત્રીએ નિત્ય પ્રસન્ન, સંતુષ્ટ, શુદ્ધ, આભૂષણ યુક્ત, શ્વેત વસ્ત્ર ધારિણી, " શાન્તિ, મંગલ, દેવતા, બ્રાહ્મણ કુલગુરૂ આદિની સેવામાં રહેવું. મલિન, વિકારી અને આંધળા, લુલા આદિ હીન અંગવાળાનો સ્પર્શ ન કરવો. દુર્ગંધી તથા જે પદાર્થ જોતાં મનમાં ગ્લાની થાય તેવા પદાર્થ ન જોવા. જે વાતો સાંભળવાથી ઇર્ષ્યા, શંકા કે ભય ઉત્પન્ન થાય તેવી વાતો પણ સાંભળવી નહિ. ક્રોઇ, વાસી, ઉકાળેલું, સીલું, અન્ન ન ખાય. બહાર નીકળવું, ઘુમવું, ખાલી ઘર, મદ્યશાળા, સ્મશાન, અને વૃક્ષો નીચે નિવાસ ન કરે. ઘણી જવાય એટલું વજન ન ઉંચકે.

ક્રોધ ન કરે. બરાડા પાડીને બોલે નહિ. ગર્ભને નાશ કરનાર અથવા પાડી નાખનાર ઉગ્ર પદાર્થનું સેવન ન કરે. અતિ મૈથુન પણ ન કરે. શરીરને મરડવું, નાચવું એ કામ પણ ન કરે. સુવા અને બેસવાની જગો પર કોમળ બિછાનું રાખે. ઘણા ઊંચા સ્થાન પર બેસવું નહિ. બેસવાની તથા સુવાની જગો સ્થિર હોવી જોઇએ. તેમજ ત્યાં કોઇ પ્રકારના ભય કે શંકા-ને અવકાશ ન હોવો જોઇએ. મનને પ્રિય લાગે એવા, રસદાર, મિષ્ટ, પ્રિય અને ચિકણા ઘી યુક્ત, પાચન થય એવું ભોજન ગર્ભિણી સ્ત્રી કરે. પ્રસૂત થાય ત્યાંસુધીનો આ સામાન્ય ઉપદેશ છે.

द्विहृदयां च नार्रीं दौहृदिनीमाचक्षते । द्रौहृदविमाननात्कुब्जं कुणिं खंजं जडं वामनं विकृताक्षं वा नारी सुतं जनयति । तस्मात्सा यद्यदिच्छेत्तत्तस्यै दापयेत् । लब्धद्रौहृदा हि वीर्यवन्तं चिरायुषं च पुत्रं जनयति ॥

ભાવાર્થ—અત્રે દોહદનો વિચાર બતાવવામાં આવે છે. અત્રેની બધી બાબત સુશ્રુત શારીરસ્થાન અધ્યાય ૩-ત્રીજાની લેવામાં આવી છે.

ગર્ભમાં ચોથે મહિને ચેતનતાનુ સ્થાન હૃદય પેદા થાય છે. ત્યારથીજ ગર્ભમાં રહેલા બાળકને પૂર્વ જન્મના સંસ્કારોથી જે જે ઇચ્છાઓ થાય છે તે તે તેની માતાની ઇચ્છા દ્વારા પ્રકટ થાય છે. ચોથા મહિનાથી ગર્ભિણી સ્ત્રીનુ નામ દોહદા ( બે હૃદય વાળી ) કહેવાય છે. એવી દોહદા સ્ત્રીને જે વસ્તુ જોવાની સાંભળવાની, ખાવાની, વિગેરે જે કઇ ઇચ્છા થાય તે જો પૂર્ણ કરવામાં ન આવે તો તે ખુધો, ઠુંઠો, લગડો, વામણો-ઠીંગણો-કાણો, કુબડો, એવા પુત્રને સ્ત્રી જન્મ આપે છે. તેથી તે વખતે ગર્ભવતી સ્ત્રી જે ઇચ્છા કરે તે વસ્તુ ખોળીને પણ તેને આપવી. કારણ કે તેનો અભિષ્ટ વિષય પ્રાપ્ત થવાથી તે દીર્ઘજીવી, નિરોગી, અને પરાક્રમી સંતાનને પેદા કરશે

ગર્ભવતીના જે જે ઇન્દ્રિયવિષયનો વિઘાત થાય છે તે પ્રમાણે તેના ગર્ભમાં રહેલ સંતાનની પણ તેજ ઇન્દ્રિયને નુકસાન થાય છે. ગર્ભિણીને પોતાના સ્વભાવથી વિલક્ષણ અકસ્માત નવીન વસ્તુની ઇચ્છા ચોથા વિગેરે માસમા થાય તો જાણવું કે એ ગર્ભસ્થ બાળકની ઇચ્છા છે. તેમજ ગર્ભિણીની ઇચ્છાનો ઘાત કરવાથી પણ ગર્ભને નુકસાન પહોંચે છે તેથી ગર્ભિણીની ઇચ્છા પૂર્ણ કરવાનો અવશ્ય યત્ન કરે. જે ગર્ભિણી સ્ત્રીને રાજા અથવા રાજાનો સામાન જોવાની ઇચ્છા થાય છે તો તેના પેટે ધન,

ઐશ્વર્યવાળો, ભાગ્યવાન, પ્રતાપી, તેજસ્વી પુત્ર અવતરે છે. રેશમ વિગેરે ઉત્તમ પદાર્થ જોવાની જે ઇચ્છા થાય તો સુરૂપવાન્ સંતાન જન્મે છે. યદિ તપસ્વી, જ્ઞાની, ધ્યાની, વિરક્ત, યોગી, બ્રહ્મચારી, સંન્યાસીના આશ્રમો કે તેમના દર્શન કરવાની ઇચ્છા થાય તો ધર્મ નિષ્ઠ, જીતેન્દ્રિય સંતાન પેદા થાય છે. અહિંઆં પણ ખાસ ધ્યાનમા રાખવાનું છે કે ગર્ભિણી સ્ત્રીની વિશેષ ઇચ્છા ન હોય તો પણ તેના સ્થાનમાં દેવ, દેવતાઓ અને ઉત્તમ પુરૂષોની છબીઓ લટકાવવાથી ઉત્તમ સંસ્કારી બાળક જન્મે છે. દેવતા વિગેરેની છબી ખાસ જોવાની ઇચ્છા થાય તો અદ્ભુત બાલક ઉત્પન્ન થાયછે. સાપ વિગેરે હિંસક જાતિને જોવાની ઇચ્છા થાય તો બાળક પણ હિંસા કરનારજ પેદા થાય છે. ધો વિગેરેનું માસ ખાવાની ઇચ્છા થાય તો નિદ્રાળુ બાળક જન્મે છે. ટુંકામા ગર્ભિણી સ્ત્રી જે વસ્તુની ઇચ્છા કરે છે તેમાં રહેલા ગુણની પ્રાધાન્યતા બાળકમાં રહે છે. માટે ગર્ભિણીની ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ. જેને માંસાદિ ખપતાં નથી એવી જાતિને મ સાદિની ઇચ્છા થતી નથી.

ગર્ભવતી સ્ત્રી પહેલા, બીજા અને ત્રીજા મહિનામા મીઠ, શીતલ, અને સાદું ભોજન કરે. વિશેષે કરી ત્રીજા મહિનામાં સાઠીના ચોખા અને દૂધ ખાય. ચોથા મહિનામા દહીં ભાત, પાંચમા માસમાં દૂધ ભાત, છઠ્ઠા માસમા ઘીની સાથે ભાત, સાતમા માસમાં પૃથક પર્ણના રસના કવાથમાં, આઠમા માસમાં વરીઆળી, દહીં, દહીંનું પાણી, તેલ, મીઠું, મૈનફળ (મીંઢળ) મધ, ઘી મેળવીને ઉકાળી તેના જળથી બસ્તી કર્મ કરાવે જેથી જુનો મળ નીકળી જાય. આ રીતે કરવાથી સુખ પૂર્વક પ્રસવ થાય છે નવ માસના આરંભથીજ ઘી મેળવીને ચરાણુ ખવરાવે. આ રીતે કરવાથી ગર્ભિણી નું શરીર આરોગ્ય રહે છે, અને સુખ પૂર્વક સંતાન ઉત્પન્ન થાય છે.

ગર્ભવતી સાવરણી, ખાંડણી, અને મુસળ ઉપર બેસે નહિ. જળાશયમાં પેસીને ડુબકી મારે નહિ. કોઈ દર ઉપર ન બેસે. બાપભીન અથવા ચંચળ ચિત્ત વાળી રહે નહિ. નખ વડે કરી પૃથ્વી ઉપર લીટા કાઢે નહિ. ઘણું સુવે નહિ. કસરત અથવા વધારે પરિશ્રમ કરે નહિ, ભુસી, કોયલા, ભસ્મ, હાડકા અને ખપ્પર ઉપર બેસે નહિ ઘરમા કોઇની સાથે લડાઈ, ઝગડો કે ક્રોધ ન કરે. કોઇને મારે પીટે નહિ માથાના વાળ છુટા મુકીને ઉભી ન રહે. અપવિત્ર કદિ રહે નહિ. ઉત્તર તરફ માથુ રાખીને

અથવા નીચું માથું રાખીને સૂવે નહિ. નગ્ન સૂવે નહિ. પગ ભીના હોય તો પણ સૂવે નહિ. અનુચિત્ કઠોર વાણી ન બોલે. અધિક હસે નહિ. સદા ભક્તિથી હમેશાં મંગલાચરણ અને પૂજન કરે. સદા પતિનું હિત ઇચ્છતી પ્રસન્ન મુખ રાખે. સ્ત્રી સાયંકાળે ભોજન ન કરે. સાયંકાળે વૃક્ષ પાસે જાય અથવા ઉભી રહે નહિ. ખાટલાની છાયામાં ન બેસે. સર્વદા સર્વૌષધીના જળથી સ્નાન કરે.

ગર્ભિણીઓ હાથી, ઘોડા, પહાડ કે ઉંચી સીડી પર ન ચડે. કસરત કરવી, ઉતાવળા ચાલવું, બળદ ગાડીપર બેસવું, શોક કરવો, રૂધીર કાઢવું, વિગેરે બાબતથી બચતી રહે. પતિની સાથે સંયોગ ન કરે. દિવસે નિદ્રા ન કરે. રાત્રિમાં જાગે નહિ, આવા પ્રકારના આચાર વિચારવાળી ગર્ભિણી સ્ત્રી રૂષ્ટ, પુષ્ટ અને દીર્ઘાયુ સંતાન ને જન્મ આપે છે.

ગર્ભવતી સ્ત્રી ઝાડ પર ન ચડે, નદી પાર ન જાય, કોટ ઉપર ન ચડે સમુદ્રમાં મુસાફરી ન કરે. ખાઇ પર ન ચડે, નિત્ય શુદ્ધ રહી સ્નાન કરી શરીરમા કેશર ચંદન પુષ્પ વિગેરે સુગંધી પદાર્થ ધારણ કરે, અને ઉત્તમ વિચાર કરે, લખે, અગર વાંચતી રહે.

## ગર્ભિણીના પતિના ધર્મ.

આશ્વલાયન સ્મૃતિ અને રત્નસંગ્રહાદિ ગ્રંથકારોનો એ અભિપ્રાય છે કે ગર્ભ રહ્યાની ખાતરી થાય ત્યારથી અથવા સાતમા માસથી નિમ્ન નિયમોનું પાલન કરે.

હજામત ન કરાવવી, મૈથુન ન સેવવું, તીર્થ યાત્રા ન કરવી, શ્રાદ્ધ ન કરવું, શબને અગ્નિદાહ ન કરવો, કોઇ બીજા બાળકનો ચૂડા કર્મ સંસ્કાર ન કરે, પહાડ પર ન ચડે, મુડદાની સાથે જવું અગર તેનો સંસર્ગ ન કરે, નખ કાપે કે કપાવે નહિ, યુદ્ધ કે કોઇની સાથે તકરાર ન કરે, વિશેષ ન બને તો સાતમા માસથી એક વર્ષ પર્યંત જરૂર બ્રહ્મચર્ય પાળે, વાળ નખ વિગેરે ન કઢાવવા એ પણ બ્રહ્મચર્યનું ચિન્હ છે. તીર્થ યાત્રાદિનો નિષેધ એટલા માટે છે કે ગર્ભીણી સ્ત્રીનું યથાર્થ નિરીક્ષણ પતિજ કરી શકે છે. શતાવળી, સુંઠ, આસગંધ, મરડી, ભાંગરો આ ઔષધિઓ સરખે ભાગે ચૂર્ણ કરી બકરીના દૂધની સાથે ગર્ભીણીને પાવામાં આવે તો ગર્ભસ્થ બાલક હૃષ્ટ પુષ્ટ થાય છે. અથવા તે ઔષધીઓને દૂધમાં પકવીને તે દૂધ પીધા કરે તો ગર્ભ પાતાદિની શંકા પણ રહેતી નથી.

ॐ

तत्सत्परमात्मने नमः




गुरुर्ब्रह्मा गुरुर्विष्णु-र्गुरु र्देवो महेश्वरः
गुरुरेव परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः

બંધુઓ! સમય મહાન્ દારૂણ આવી ગયો છે. જે ભારત વર્ષમા પ્રાતઃકાળમાં સંધ્યાદિ ષટ્કર્મ પૂર્વક અગ્નિ હોત્રાદિ થતાં હતા તેજ હિંદમા આ સમયે બીડીઓના ધુમાડા નીકળી રહ્યા છે. પવિત્ર આર્ય-સંતાનો યજ્ઞશિખાજથી પોતાનાં મન બુદ્ધિ પવિત્ર રાખવા યત્નકરતા હતા તેનાજ વંશજો અત્યારે ચા' બિસ્કુટથી મઝા ઉડાવે છે. જે વિદ્યાલયોમાં વિદ્યાર્થીગણ બ્રહ્મચર્ય પાળી, ધર્મભાવનાપૂર્વક વેદધ્વનિ કરતા હતા તેની જગોએ હાલના વિદ્યાલયોમાં બ્રહ્મચર્યને બગાડનાર શૃંગારીક વાતો. ભ્રષ્ટતા અને નાસ્તિકતાના પાઠ અભિમાનની વૃદ્ધિ પૂર્વક શીખવવામાં આવે છે. પ્રાચીન ગુરૂઓ—सत्यं वद, धर्मं चर॥ આદિ શિક્ષા આપી શિષ્યનો પ્રમાદ છોડાવતા ત્યારે હાલના બાકુતી ગુરૂઓ ઇશ્વરની પ્રાર્થના કરી નકામો વખતરન બગાડો, બધા વર્ણસંકર બની દેશની સેવા કરો ઉલટા રસ્તાજ વિસ્તારી રહ્યા છે!!! પ્રાતઃ કાળમાં દેવ પૂજા કરવામાં મૂર્ખતા સમજાતાં ઘરા લઇને બુટ સાફ કરવાની ક્રિયા ઉત્તમ મનાય છે. પ્રાચીન સમયમા આર્યો ગાયનું પાલન કરી કૃત કૃત્ય થતા હતા. ત્યારે હાલમાં ગાયની જગ્યાએ કુતરા પાળી તેને દૂધ પાન કરાવી મનુષ્યો પરમાર્થના પુતળાં થવા મથન કરી રહ્યા છે. જે દેશ અધ્યાત્મ વિદ્યામા સર્વનો ગુરૂ થવાને યોગ્ય છે તેનાજ નિવાસી મૂર્તિ પૂજા ખંડન, વિધવા વિવાહ વિગેરે વાતોનો વિસ્તાર કરી જડતા જમાવી રહેલ છે. હિંદુસ્તાનના બ્રાહ્મણોના બાળકો મહર્ષિ કહેવાતા હતા. તેજ હિંદના બ્રાહ્મણો સ્વધર્મ ભાન ભૂલી શેઠની વેઠ કરતા ભટ્ટ ઉપાધિ લઇ રહ્યા છે. જે શુદ્રો દ્વિજાતિની સેવા કરવામાં સ્વધર્મ સમજી કદાપિ પણ ઇર્ષ્યાને આધીન થતા નહોતા તેજ શુદ્રોને

બહેકાવી શર્માં વર્માંના વાડા ભરવાની યોજનાઓ થાય છે. હિંદુઓની ઉન્નતિ ધર્મ ભાવનામાંજ છે એ પ્રાચીન મુનિઓના સિધ્ધાન્તને બાજુ પર મૂકી દેશોધ્ધારની ધુનને ધારણ કરનારાઓ કેવળ ખેળાવાડાનેજ ખજાનો ભરવા લાગ્યા છે. વેદ, ધર્મ, વિધિ, એ બધા તેમના મનને સાર્થ લાગે તે ખરાં બાકી કશુંએ નહિ. કેવળ મનના તરંગો પ્રમાણેજ જમાનાને નૃત્ય કરવા જોઇએ છીએ. વેદની પરવા નથી, સ્મૃતિઓમાં શ્રદ્ધા નથી માત્ર દેશોધ્ધારની ઓથે ગમે તેમ ગુલ્હારો ખાવામાં આવે છે. આવો પ્રકાર ચાલે છે ત્યા પુરાણોને પૂછે કોણ? છતાં તેમાંથીએ જો કોઇ વાત પોતાને અનુકૂળ હોયતો આગલું પાછલું કાપી નાખી વચલી વાત લઇ લેવામા આવે છે!!! આ વમળવાળા વહનમાં પડેલા જીવાત્માઓ ખરૂં ખોટું સમજવાની શક્તિ રાખતાજ નથી. છતાં કોઇકોઇ વિચારવાન્ સમજી શકે એટલા માટે પુરાણોની મહત્તા એ બાબત વિચાર કરીશું અસ્તુ.

આજ કાલ લોકો એમ કહે છે કે પુરાણોતો નવાં બનાવેલ છે તેને અમે શા માટે માનીએ? હવે વિચાર કરીએ કે આ લોકો જે વાત કહે છે તે યોગ્ય છે કે અયોગ્ય, એ બાબતમાં સર્વથી પ્રથમ મહર્ષિ વાલ્મીક કહે છે કે–श्रूयतां यत्पुरा वृत्तं, पुराणेषु मया श्रुतम् ॥ અયોધ્યાકાંડ. એ પ્રાચીન વૃત્તાન્ત ને આપ સાભળો જે મેં પુરાણોમાં સાભળ્યું છે. આ મહપુરૂષ વાલ્મીકતો પુરાણને પ્રાચીન કહે છે જે વાલ્મીકી યોગવ હતા તે પુરાણને પ્રાચીન કહે છે, ત્યારે જેમને સંસ્કૃતનો અક્ષર પણ આવડતો નથી તે પુરાણને નવા કહે છે ત્યારે બેમાંથી કોની વાત માન્ય રાખવી એ વિચારવાનું કામ હું તમારા પરજ છોડું છું.

સંસારમા ન્યાય દર્શન એક અપૂર્વ શાસ્ત્ર ગણાય છે તેના પર ભાષ્ય કરનાર વાત્સાયન મુનિ જેમને સંસાર ગૌરવની દ્રષ્ટિએ જુએ છે તેપણ પોતાના ભાષ્યમા લખે છે કે–पुराणविद्या वेदः પુરાણોને વેદ બતાવે છે. ત્યારે વર્તમાન સમયમાં પુરાણ તરફ વક્રદ્રષ્ટિએ જોનારાને પૂછો કે વાત્સાયન મુનિપણ તમારા જેટલા તર્ક કરવામાં નિપુણ ન હોતા?

સ્મૃતિકારો પુરાણોના સંબંધમા લખે છે કે ધર્મનો નિર્ણય કરવો હોય તો નિમ્નગ્રંથો વડે કરવો.

पुराणं न्यायमीमांसा–धर्मशास्त्रांगमिश्रिताः ।
वेदः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥

અર્થ—પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, સ્મૃતિ ૭ અંગ, ચાર વેદ, એ ચૌદ વિદ્યા ધર્મનું સ્થાન છે. હવે જરા જુઓ કે સ્મૃતિકારો ધર્મના નિર્ણયમાં સર્વથી પ્રથમ પુરાણોનું નામ કહે છે. સ્મૃતિકાર પુરાણોને પ્રાચીન માને છે. ત્યારે આજ કાલના સાહેબો નવીન માને છે એ તોડ પણ તમેજ કાઢો.

સર્વ સ્મૃતિયોમાં મુખ્ય મનુસ્મૃતિ છે. ધર્મપ્રાણ હિંદુઓને માટે તો એનાથી પ્રબળ પ્રમાણ અન્ય છેજ નહિ, કારણ કે મહાત્મા વશિષ્ટ લખે છે કે—

वेदार्थोपनिबद्धत्वात् प्राधान्यं हि मनोः स्मृतम्।
मन्वर्थे विपरीता या सा स्मृति नैव गद्यते ॥

અર્થ—વેદના મંત્રના અર્થો મનુના શ્લોકમાં ગુંથેલા છે તેથી સ્મૃતિયોમાં મુખ્ય સ્મૃતિ છે મહર્ષિ મનુના વિચારથી વિરૂદ્ધ વિચારવાળી સ્મૃતિને સ્મૃતિ એ નામજ આપવું અયોગ્ય છે. એ મનુજી આજ્ઞા કરે છે કે—

स्वाध्यायं श्रावयेत्पित्रे धर्मशास्त्राणि चैव हि ।
आख्यानमितिहासं च पुराणान्यखिलानि च ॥

અર્થ—શ્રાદ્ધના અંતમાં પિતૃઓને સ્વાધાય, ધર્મશાસ્ત્ર, આખ્યાન ઇતિહાસ અને પુરાણ સંભળાવે.

હવે વિચાર કરો કે આપણે જુઠો કોને ગણીશું? મહર્ષિ મનુને કે પોતાની કલ્પનાના ઘોડા દોડાવી પુરાણોને નવીન કહેનારા મહાશયોને? યોગ ફિલોસોફીના નિર્માતા ભગવાન્ પતંજલિ પોતાના બનાવેલ વ્યાકરણ મહા ભાષ્યમાં લખે છે કે—

चत्वारो वेदाः सांगाः सरहस्या बहुधा भिन्ना एकशतमध्वर्यु-शाखाः सहस्त्रवर्त्मा सामवेद.............. इतिहास पुराणमे-ते शब्दविषयाः ॥

ચાર વેદો, તેનાં અંગો, તેનું રહસ્ય એવી રીતે ઘણા પ્રકારના વેદ ૧૦૧ શાખા યજુર્વેદની, એક હજાર શાખાવાળો સામવેદ, ૨૧ શાખાવાળો ઋગ્વેદ, નવ શાખાથી વિભક્ત અથર્વવેદ, ભારી વાક્ય, ઇતિહાસ, પુરાણ એ શબ્દના વિષય છે. તેમજ શતપથ બ્રાહ્મણમાં પણ લખ્યું છે કે યજ્ઞમાં

દશમે દિવસે પુરાણનો પાઠ કરે. જેવી રીતે લીલા લાકડાના સંયોગથી અગ્નિમાં અનેક પ્રકારે ધુમાડો પ્રકટ થાય છે એવીજ રીતે પરમાત્માના નિશ્વાસ ભૂત ઋગ્, યજુ, સામ, અથર્વ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદ્ શ્લોક, વ્યાખ્યાન એ પરમાત્માના શ્વાસ ભૂત થઇ ફેલાયા. વેદમાં પણ સ્પષ્ટ લખ્યું છે કે પુરાણ પ્રાચીન છે. આ રીતે સ્મૃતિથી લઇને વેદ પર્યંત સઘળા પુરાણને માન્ય ગણે છતાં ગદ્ધા પુછ પકડી રાખવું એનું નામ સભ્યતા નથી. ઉક્ત પ્રમાણોનો કોઇ પણ પ્રકારનો જવાબ આપ્યા વિના પુરાણોને નવીન કહેવા એ મિથ્યા આગ્રહ અને સંસારને દગો માત્ર છે.

હાય ભારત વર્ષ ! તારાજ સંતાનો દગો દઇ ધર્મ પ્રચારને નામે અધર્મ ફેલાવે છતા કહે એમ કે અમે ભાષ્ય, શતપથ અને વેદને પ્રમાણ માનીએ છીએ, આ પ્રતારણાનો પ્રકાર કેવો ? પોતાને જરૂર હોય તેટલી પ્રમાણ માનવી અને બાકીનાને છોડી દેવા, આ વિદ્વતા કેવા પ્રકારની ! વાહરે બહાદુરી ! યુક્તિતો ઠીક કહાડી પરંતુ એ વિચાર કર્યો કે યુક્તિ કેટલો કાળ નભશે ? છેવટ તમારે એમ કહેવું પડશે કે અમો મહાભાષ્ય અને શતપથ તથા વેદને પ્રમાણ કોટિમાં લેતા નથી. ટુંકામાં તમારીજ યુક્તિ તમોને નાસ્તિક પદ ઉપર લઇ જઇને મૂકશે.

એવો પણ વિકલ્પ કરવામાં આવે છે કે પુરાણોને તો વેદવ્યાસે બનાવ્યા છે તો તે અનાદિ કેવી રીતે ? તેનું સમાધાન એ છે પુરાણો વેદમાં બીજ રૂપે છે, અને મહર્ષિ વ્યાસે તે બીજનો આધાર લઇ પોતાના ઋતંભરા પ્રજ્ઞાના પ્રભાવથી વિસ્તાર કર્યો છે. દાખલા તરીકે વેદમાં લખ્યું છે કે—नमो नीलग्रीवाय ॥ यजु० ॥ અર્થ—નીલગ્રીવ મહાદેવને પ્રણામ છે. આ મંત્રમાં મહાદેવને નીલગ્રીવ એવું વિશેષણ આપ્યું છે. મહર્ષિ વ્યાસે એ નીલગ્રીવ બીજનો આધાર લઇ, તપ અને સત્ય ના પ્રભાવથી તેના રહસ્યને સમજી મહાદેવ નીલગ્રીવ કેવીરીતે થયા તેનો પુરાણમાં વિસ્તાર કર્યો. એજરીતે વિષ્ણુની, પુરૂરવાની, ઇન્દ્રની, વૃત્રાસુરની. નમુચિની, પૃથુની, પ્રહ્લાદની ટુંકામાં પુરાણોની પ્રાયશઃ સમસ્ત કથાઓ વેદને આધારેજ લખવામાં આવી છે. માત્ર વેદમાં જે સૂક્ષ્મ છે તેનો શ્રીવેદવ્યાસે વિસ્તાર કર્યો છે. અને પુરાણોમાં ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચારે પુરૂષાર્થના વિસ્તૃત સ્વરૂપ સમજાવેલાં છે. છતાં આજકાલના કે લાગુઓ પુરાણોના મર્મને સમજ્યા વિના તેને જુઠા કે નવીન ગણાવવા યત્ન કરે છે. અને કેટલાએક સંપ્રદાય વાળાઓ પોતાનો

નવીન વાડો વધારવા, રામકૃષ્ણાદિકના ઉપર પણ આરોપ મૂકી, પ્રભુ સ્તવી પણ પોતાનું કપોલ કલ્પિત " રાધા સ્વામી " નામ વધારે મહાન છે એવી ડંકા પહોરની ગપ્પો મારી, આજ જન્મમાં મુક્તિ આપવાનો ઇજારો રાખી, દર્શન કરાવવાની લાલચ આપીને ભોળા ભક્તોને ભમાવી અનેક પ્રકારે મહાન સમર્થ શ્રીસનાતનધર્મમાં ભેદ પાડતા મથી રહ્યા છે. પણ એટલો સંતોષ છે કે આવા નામવાળા વેદને જુઠો કહે છે એટલે તે દેખીતા નાસ્તિક છે. જે વેદના મહિમાને જાણે છે તે તો આમાં ફસાય નહિ.

જે વેદોને માનવાનું ડોળ કરે છે અને ગુપ્ત રીતીથી વેદોનું ખંડન કરે છે તે તો કોઇરીતે યોગ્ય નથી. એકજ પક્ષ સ્વીકારે એટલે મરજીમાં આવે તો મંડન કરે અથવા ખંડન કરે. પણ દહીં અને દુધમાં પગ રાખી બેઉ બાજુને બગાડે નહિ તો વધારે સારૂં. " ન ઇધરકી ન ઉધરકી યહ બલા કીધરકી " જવાબ વિલાયતની, એવો પ્રકાર આ થાય છે.

બંધુઓ આ વર્તમાનીય શિક્ષાનો પ્રભાવ છે. જે આશ્રમોમાં ઇશ્વર તુલ્ય મહાત્માઓ શિષ્યોને વિદ્યાદાન આપતા હતા તેની જગોએ આજકાલ સ્કુલ, કોલેજોમાં અસંજ, મલેચ્છ, અને નાસ્તિક ગુરૂઓ બિરાજે છે !' એવા શિક્ષણનાં આથી બીજા ફળ કયા હોઇ શકે ?

મારા સાંભળવામાં આવ્યું છે કે ગુજરાતના એક ભાગમાં એક વિદ્યાલયમાં વિદ્યાર્થીઓ પાસે હમેશ સવારમાં અર્ધો કલાક ઇશ્વર ભજન કરાવવામાં આવતું. પરંતુ આજકાલના સુધારાના શિખરે ચડેલા માસ્તર સાહેબ અરે ભૂલ્યો સેક્રેટરી સાહેબે જાણ્યું કે આ અર્ધો કલાક ઇશ્વરની ભક્તિમાં વ્યર્થ શામાટે ગુમાવવો ? આથી તેઓ સાહેબે ઇશ્વર ભજન બંધ કરાવ્યું ! જે પરમાત્મા સર્વના હૃદયમાં બિરાજમાન છે જેની પ્રાપ્તિના માર્ગમાં વળતાં જ મનુષ્યની પોતાની ઉન્નતિ થવા લાગે છે. અને અભ્યુદયના સૂત્ર સમજાતા પોતાનું, દેશનું અને સર્વનું કલ્યાણ કરી શકે છે. કારણ કે બુદ્ધિ તેમની પ્રેરણાથી જ સારૂં નઠારૂં સમજવાની શક્તિ ધરાવે છે. તેનાથી જાતે વિમુખ રહી જે વખતે બાળકોના ધાર્મિક સંસ્કારોની જરૂર છે તેજ વખતે ધર્મ વિમુખ બનાવવાના ધારા ઘડનારા આવા લેભાગુઓ, દેશ સુધારો, સંસાર સુધારો, મનુષ્યની ઉન્નતિ, વિગેરેની વાતો કરે તેમાં કેટલું તત્ત્વ હોય તે સુજ્ઞ વાચકોજ સમજી લેશે. આવા ધર્મ વિમુખ પુરૂષો તો ધિક્કારને જ પાત્ર છે. આવા અભિમાનમાં અંધ બનેલા

વિચાર કરવા જોઇએ. પણ તે બાબતમાં પ્રાચીન ઋષિ મુનિઓ કેવા વિચાર કરી ગયા છે તે જરૂર લક્ષમાં લેવા જોઇએ. એમાં જો ખામી આવશે તો અનાદિ કાલથી જીવતી સર્વથી વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ આર્યજાતિ નાશ પામી જશે. જ્યારે પોતાનું અસ્તિત્વ ગયું ત્યારપછી ઉન્નતિ કોની? હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી સર્વ કોઇ પોતપોતાના ધર્મનું પાલન કરતાં દેશ સેવા કરી શકે છે અને એવા પ્રકારે પવિત્ર ભાવથી કરેલી દેશ સેવા એજ આપણા ઉદ્ધારનો યથાર્થ માર્ગ છે. ભ્રષ્ટ થઇને કરેલી દેશસેવા વિચારની ખામીને લીધે તુરત ઠીક દેખાય પરંતુ તેનું પરિણામ ખરાબ આવે છે. દાખલા તરીકે અંગ્રેજી કેળવણી લેનારાઓને આરંભમાં સારા પગારની નોકરીઓ મળતી હોવાથી એ તુરત ફળને જોઇ ઘણા લોકો પોતાનાં બાળકોને અંગ્રેજી ભણાવવા લાગ્યા અને અંગ્રેજી ભણનારા પણ દ્રવ્યના લાભથી ફુલાયા અને તે તરફ પ્રબલ પ્રવાહમાં તણાવા લાગ્યા. કાળ બળના યોગે હવે સમજાયું કે વિદેશી ભાષામાં ધર્મ સંસ્કાર ન હોવાથી તે કેળવણી લેનારા નાસ્તિક થાય છે, એટલું જ નહિ પણ વિદેશી વસ્તુઓ તરફ તેમનો મોહ વધે છે; એ પરિણામ જોઇને હવે સ્વદેશી વસ્તુઓ તરફ જન સમુહને ફેરવવા યત્ન કરવામાં આવે છે. તેજ રીતે કીચડ વાળા પગ કરીને ધોવા બેસવા જેવી અંત્યજોને અડવાની ક્રિયા પરિણામે ખરાબ છે, માટે તેને હાલજ અટકાવી સ્વધર્મમાં રહેવું એજ શ્રેયસ્કર અને દેશોદયનું દ્વાર છે. કહેવાનો આશય એવો નથી કે અંત્યજો તરફ તિરસ્કાર કરવો. મનથી તેમને સહાનુભૂતિ આપી તે જે મર્યાદામાં છે તેમાજ તેમનો વિકાસ થવા દેવો અને પ્રાચીનતમ આર્યજાતિનું સંરક્ષણ ઇચ્છવું એ સાચા દેશ સેવકોનો પરમ ધર્મ છે. તેનું પાલન કરવું ઉચિત છે.



# चारित्र्य निर्देश
## द्रौपदी

### પ્રકરણ ૧૩ મું

### દ્રૌપદીનાં વસ્ત્રહરણ.

દ્રૌપદી રડતીજ હતી અને સભાસદો એ દશ્યને પોતાની આંખોથી જોઇ રહ્યા હતા પણ કોઇએ એક શબ્દ સરખોએ બોલવાનું સાહસ કર્યું નહિ. તેના પ્રશ્નનો કોઇએ જવાબ આપ્યો નહિ. આ વાત દુર્યોધનના ન્હાનાભાઈ વિકર્ણને બહુજ ખરાબ લાગી. તેથી વધારે વખત મૌન રહી શક્યો નહિ. તે કહેવા લાગ્યો—

" હે નૃપતિઓ ! દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર હજુસુધી તમે આપ્યો નથી. કોઇપણ વિષય પર પૂછવામાં આવે અને પોતાના સ્વતંત્ર વિચારો નુસાર ઉત્તર ન આપવો એ પાપ છે. છતાં તમે સર્વ મૌન શા માટે રહ્યા છો ? સર્વ સભ્યોએ સારીરીતે વિચાર કરીને દ્રૌપદીના પ્રશ્નના ઉત્તર આપવાજ જોઇએ. જો એમ નહિ કરો તો તમે સર્વ નરક ગામી થશો કુરવૃદ્ધ ભીષ્મ, મહારાજ ધૃતરાષ્ટ્ર, મહામતિ વિદુર આ બાબત પર પોત પોતાની સંમતિ પ્રકાશિત કરે. સર્વના આચાર્ય દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય કાંઈપણ કેમ બોલતા નથી ! અન્ય પણ ઘણા રાજાઓ બેઠા છે. તેમણે પણ કામ, ક્રોધ, અને પક્ષપાતનો પરિત્યાગ કરીને પોત પોતાનો અભિપ્રાય આપવો જોઇએ. દ્રૌપદીએ વારંવાર દુઃખી થઇને જે વાત પૂછી છે તેનો ખુલાસો થવો જોઇએ.

વિકર્ણે આટલું કહ્યું છતાં કોઇ કાંઇપણ બોલ્યું નહિ. કોઇની પણ મૌન નિદ્રાનો ભંગ થયો નહિ. જે વાત પૂછવામાં આવી હતી તેનો સારો નરસો કાંઈપણ જવાબ આપવામાં આવ્યો નહિ. ત્યારે હાથ પર હાથ રાખીને દીર્ઘ શ્વાસ લેતો વિકર્ણ બોલ્યો—

રાજાઓ આ વખત કાંઇ બોલે અથવા ન બોલે પરંતુ મારી જે પ્રમાણે સમજણ છે તે પ્રમાણે હું બોલું છું. મહાપુરૂષોએ કહ્યું છે કે રાજાના વ્યસન ચાર પ્રકારનાં છે (૧) શિકાર (૨) દારૂ પીવો (૩) જુગાર રમવો (૪) વિષયોમાં અનુરાગ. ઉક્ત વિષયોમાં અનુરક્ત રહેવાથી મનુષ્ય ધર્મથી દુર થઇ જાય છે. લોકો એવા વ્યસની પુરૂષના કાર્યને પ્રમાણિત માનતા નથી કપટ પૂર્વક જુગાર રમવાને માટે બોલાવેલ રાજા યુધિષ્ઠિરે વ્યસનાસક્ત થઇને દ્રૌપદીને દાવમાં રાખી, એ સિવાય દ્રૌપદી પાંડવોની સાધારણ સ્ત્રી છે એમ નથી વળી દ્રૌપદીને દાવમાં રાખતા - પહેલા યુધિષ્ઠિર પોતે પોતાને પણ હારી ગયા હતા. તેથી દ્રૌપદી દાવમાં માંડવાનો કોઇ પણ પ્રકારનો હક નહોતો એ સર્વ વાતો પર વિચાર કરી જોવાથી કોઇથી એમ કહી શકાય નહિ કે દ્રૌપદી જીતી લીધેલ છે.

સભ્યગણ વિકર્ણના આવા વચનો સાંભળીને એક સ્વરથી વિકર્ણની બહુ બહુ પ્રશંસા કરવા લાગ્યા, અને શકુનિની નિન્દા કરવા લાગ્યા. વિકર્ણની વાત સાંભળીને, તથા સભ્યોની તેને અનુમતિ મળી એ જોઇને, વિકર્ણને બહુજ ખરાબ લાગ્યું. સ્વયંવરમાં દ્રૌપદીએ કર્ણનું અપમાન કર્યું હતું. તેણે કહ્યું " હું સુત પુત્રની સાથે વિવાહ નહિ કરૂં " એ વાત કર્ણને યાદ આવી તેની સ્મૃતિ થતાં જ વીર શિરોમણી કર્ણ પ્રતીકાર ભાવનાને રોકી શક્યો નહિ, તેથી તે ઝટ ઉઠી ઉભો થયો અને વિકર્ણનો હાથ પકડી કહેવા લાગ્યો—

હે વિકર્ણ ! આ સભામાં મોટા મોટા પુરૂષો બેઠા છે દ્રૌપદીની દુર્દશા જોતાં છતાં પણ બોલતા નથી તે જાણે છે કે દ્રૌપદીને કૌરવોએ જુગારમાં જીતી લીધી છે અને તેની સાથે યથેચ્છ વ્યવહાર કરવાનો તેનો અધિકાર છે. તો પછી તું બાળચેષ્ટા કરી દ્રૌપદીની જીતને ધર્મ સંગતથી વિરૂધ્ધ બતાવે છે ? તું દુર્યોધનથી ન્હાનો છો, તુને ધર્મનું પરેપૂરૂં જ્ઞાન નથી તું ધર્મ અને અધર્મની વાતો સમજી શકે નહિ. જ્યારે રમતાં રમતાં યુધિષ્ઠિરે સર્વ કાંઈ દાવમાં મુક્યું તો પછી દ્રૌપદી બાકી શી રીતે રહી ? દ્રૌપદી પણ તેના સર્વસ્વની અંદરજ છે. એક વસ્ત્રા દ્રોપદીને સભામાં લાવવી તેને અધર્મ શી રીતે કહેવાય ? કાંઇક વિચાર તો કરી જો. દેવતાઓએ સ્ત્રીને માટે એકજ પતિનું વિધાન કરેલ છે. દ્રૌપદી એ વિધિનો અતિ ક્રમ કરીને પાંચ પુરૂષોની ભાર્યા થઇ છે. એકથી અધિક પુરૂષોની સાથે રમણ કરનારી સ્ત્રીને વારવધુ–વેશ્યા–કહે છે તેથી દ્રોપદી વારવધુ

છે એમ કહેવામાં સંદેહ નથી તો પછી તેને સભામાં લાવવી અને તેની સાથે એવા પ્રકારનો વ્યવહાર કરવો તેમાં અસંગત શું છે? યુધિષ્ઠિરનું જેના પર પ્રભુત્વ છે તે સર્વ વસ્તુઓ શકુનિએ ધર્મ પૂર્વક જીતી લીધેલ છે માટે તારે તો મૌનજ સેવવું એ ઉત્તમ છે.

ત્યાર બાદ કર્ણે દુઃશાસનને કહ્યું હે દુઃશાસન! વિકર્ણ બાળક છે તે ધર્મની વાત શું જાણે? તું પાંડવો અને દ્રૌપદીનું સર્વ લઈ લે. એ સાંભળી પાંડવોએ જે દુપટ્ટા ઓઢ્યા હતા તે ઉતારી તેમણે દુઃશાસનને આપી દીધા.

પાંડવોની તો આ દશા થઈ. પણ બીચારી દ્રૌપદી શું કરે? તેના શરીર ઉપર એકજ સાડી હતી તેજ તેણે પહેરી અને ઓઢી હતી. જ્યારે દુઃશાસન બળ પૂર્વક તેની તે સાડી ખેંચવા લાગ્યો ત્યારે દ્રૌપદીને એ સમજવાનું બાકી ન રહ્યું કે દુઃશાસનનો અભિપ્રાય તેને વસ્ત્ર રહીત કરીને તેની લાજ લેવાનો છે. તે વખત દ્રૌપદી કોને શરણે જાય? તે કાળે તેની લાજની કોણ રક્ષા કરે? સભ્યોને વારંવાર કહ્યું છતાં દ્રૌપદીની વાતનો જવાબ પણ ન આપ્યો. એટલે પછી તેના તરફથી રક્ષણનીતો આશાજ શી? પોતાના પતિ તરફથી કોઈ પ્રકારની મદદ અગર રક્ષણની આશા હતીજ નહિ તેજ વખત દ્રૌપદીના મનમાં વિચાર આવ્યો કે શ્રીકૃષ્ણ હોવતો આ વખત મારી રક્ષા જરૂર કરત. શ્રીકૃષ્ણને તે ઈશ્વરનો અંશ સમજતી હતી. તેથીજ તેમનું ધ્યાન કરીને તે કહેવા લાગી—

> गोविन्द! द्वारकावासिन्! कृष्ण! गोपीजनप्रिय!।
> कौरवैः परिभूतां मां किं न जानासि केशव!॥
> हे नाथ! हे रमानाथ! व्रजनाथार्तिनाशन!।
> कौरवार्णवमग्नां मामुद्धरस्व जनार्दन!॥
> कृष्ण! कृष्ण! महायोगिन्! विश्वात्मन् विश्वभावन!॥
> प्रपन्नां पाहि गोविन्द! कुरुमध्येऽवसीदतीम्॥

श्रीमहाभारत.

અર્થાત્ હે ગોવિંદ! હે દ્વારકામાં રહેનાર કૃષ્ણ! હે ગોપીજન વલ્લભ! શું તમને ખબર નથી કે કૌરવો મારૂં ઘોર અપમાન કરી રહેલ છે.? હે નાથ! હે લક્ષ્મીપતે! હે વ્રજના સ્વામિન્! હે દુઃખનાશન! હું કૌરવ સાગરમાં ડૂબું છું મને ઉગારો. જનાર્દન! વિલંબ ન કરો. હે કૃષ્ણ! હે

મહાયોગિન્! હે વિશ્વાત્મન્! હે વિશ્વભાવન! હું કૌરવોની વચમાં બહુજ પીડા પામું છું મારી રક્ષા કરો.

તે દુઃખિણી દ્રૌપદી સર્વ લોકોના સ્વામી શ્રીકૃષ્ણનું સ્મરણ કરતી નીચું મુખ રાખી રોવા લાગી. કરૂણામય કેશવ યાજ્ઞસેનીના દયાદ્ર વચનો સાંભળીને શય્યાસન અને પ્રિયતમા કમળાનો પરિત્યાગ કરીને દોડયા. આ તરફ તેજ અવિનાશી પરપિતાની ઇચ્છાથી મહાત્મા ધર્મ અન્તરિત થઇ અનેક પ્રકારના વસ્ત્ર રૂપે દ્રૌપદીને ઢાંકવા લાગ્યા દુરાત્મા દુઃશાસન દ્રૌપદીને વસ્ત્ર હીન કરવાને પોતાનામા જેટલું પરાક્રમ હતુ તેટલાને યોજી તેની સાડી ખેચવા લાગ્યો અને તે સાથે સાડીઓ પણ તેજ પ્રમાણે વધવા લાગી આ દૃશ્ય જોઇ સભામાં સોર બકોર થવા લાગ્યો સર્વ સભ્યો દ્રૌપદીની પ્રશંસા અને દુઃશાસનની નિંદા કરવા લાગ્યા.

ભીમસેન સભામા બેઠા હતા ક્રોધને લઇ તેના હોઠ ફરકતા હતા, હાથમાં હાથ ઘસીને તેણે કહ્યું—હે ક્ષત્રિયો વીરો! આપ સર્વ મારી વાત સાંભળો. આજ સુધી કોઇએ આવી વાત કહી નહિ હોય અને કોઇ કહી પણ શકશે નહિ. મારૂં કહેવું એ છે કે યુદ્ધમાં હું મારા પરાક્રમથી આ પાપી નીચ દુઃશાસનને પરાજિત કરી તેનું લોહી ન પીઉં તો હું તથા મારા પૂર્વજો સતગતિ પામીએ નહિ,

આ ભીમની એ વાતો સાંભળીને રાજાઓ ફરી દુઃશાસનની નિંદા કરવા લાગ્યા. દુરાત્મા દુઃશાસન વસ્ત્ર ખેંચતો ખેંચતો થાકી ગયો પણ દ્રૌપદી ન વસ્ત્ર નજ થઇ, ત્યારે છેવટ હતાશ થઇ લાજનો માર્યો નીચુ મુખ કરીને ત્યાંજ બેશી ગયો. સભ્યો પુનઃ તેને ધિક્કારવાને ધૃતરાષ્ટ્રની નિંદા કરવા લાગ્યા.

આ કોલા હલ જોઇ વિદુર ઉઠીને ઉભા થયા તેમણે હાથ ઉંચો કરી સભાસદોને શાંત કર્યા અને પછી બોલવા લાગ્યા—

હે સભ્યો! અનાથની પેઠે રડી રડીને દ્રુપદનંદિની વારંવાર જે પ્રશ્ન કરી રહેલ છે તેનો ઉત્તર આપતા નથી એ તમે અધર્મનું કામ કરી રહેલા છો. આર્ત્ત વ્યક્તિ પીડા રૂપ અગ્નિથી બળતી બળતી સભામાં આવે તો સભાજનોને એજ ઉચિત છે કે સત્ય અને ધર્મના જળ વડે તેના દુઃખા નલને શાન્ત કરે. શ્રેષ્ઠ મનુષ્યોનું એજ કર્તવ્ય છે કે કદિ કોઇ કાંઇ પૂછે તો સારી રીતે વિચાર કરીને તેનો ઉત્તર દે. વિકર્ણે પોતાની સમજ પ્રમાણે પોતાનો મત વ્યક્ત કરીને બહુજ સારૂં કર્યું છે. પણ તમે સર્વતો-મૌનજ રહ્યા (અપૂર્ણ)



# श्री मत्प. स्वामी श्री जानकिदास महाराजनुं संक्षिप्त जीवन.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૪૮ થી. )

'પુત્રનાં લક્ષણ પારણામાંથી' એ સુપ્રસિદ્ધ કહેવતને ફરી એકવાર સાચી ઠરાવી આપનાર આ અલૌકિક મૂર્તિની ધાર્મિક વૃત્તિ બતાવી આપનાર તેહેની બાળચેષ્ટા પણ મનનીયજ માલુમ પડી આવે છે. એમના બચપનમાં થઈ ગયેલા કેટલા એક પુરાવા કહેતા હતા કે મહારાજનું બાળ ચરિત્ર તેમની પરાર્થી વૃત્તિ અને જગતના પદાર્થો તરફની તેમની વૃત્તિથીજ અમને એમ લાગતું કે આ કોઇ અલૌકિક બાળક છે. અમે જ્યારે એઓશ્રીની પાછલી અવસ્થાનાં વાક્યો સાંભળીએ છીએ ત્યારે પણ એમની બાળ ચેષ્ટાનાં વાક્યોની પુનરાવૃત્તિ થતી હોય એમ અમને લાગે છે. દુર્વ્યસન તરફથી એમની ત્યાગ વૃત્તિનાં મૂળ તો તે અવસ્થામાંથીજ ઊંડાં રોપાયલાં જોનાર, આપણા ગુરુ વર્ય જાનકી દાસજીની અહિંસા વૃત્તિ માટે પણ એટલોજ ઊંચો અભિપ્રાય જણાવે છે. આખા જીવન ભર મુકત કંઠે એ પ્રત્યેક બાળકને જે બોધ ( માતૃ દેવો ભવ। પિતૃ દેવો ભવ ) આગ્રહ પૂર્વક આપતા; તેનું યથાર્થ પાલન તે કેવલ માતા પિતા પ્રત્યે નહિ પણ દરેક વડીલ વર્ગ તરફ કરતા હતા. જે મહાનુભાવ અને સદ્વૃત્તિ આપણે એ વૃદ્ધ સજ્જનમાં જોઈ છે. તેજ વૃત્તિ અને ભાવ એમની બાલ્યાવસ્થામાં પણ હતા એમનું જીવન બાળપણમાં જ પરિપક્વ થઇ ગયું ન હોય એમ ધારવાની આપણને ફરજ પાડનાર આ મહાત્માની બાલ્યાવસ્થા કેવી હશે ? એનું સહજ કુતૂહળ આપણામાં જે જે કાંઇ થાય છે તેમના અપૂર્વ ગુણોના માનની અગમ વૃત્તિજ છે. મહાત્માનો આખો જીવન ક્રમ જો ! એમની બાલવૃત્તિ ઉપર કેવો સુંદર રચાયો એ જોતાં આપણને યાદ આવે છે કે—

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥

અર્થ—યોગ ભ્રષ્ટ પુરૂષ મરણથી અનંતર યોનિ બીજ કર્માદિ વડે શુદ્ધિવાળા ભાગ્યશાળી ગૃહસ્થના વંશમાં સમ્યક્ ઉત્પન્ન થાય છે. અથવા તે યોગ ભ્રષ્ટ પુરૂષ શ્રીમાનથી વિલક્ષણ દરિદ્રી તથાપિ પવિત્ર અને જ્ઞાન યોગ નિષ્ઠાવાળા ઉત્તમ ગૃહીના કુલ વિષે જન્મે છે. જે હેતુથી આ લોક વિષે ઉક્ત પ્રકારનો જે આ જન્મ છે તે આ જન્મ અત્યંત દુર્લભ છે. શ્રી સ્વામિજી મહારાજની જન્મ ભૂમિકાનો અનિર્ણય છતાં પણ આ યોગભ્રષ્ટ જીવન્મુક્ત મહાત્માની પ્રથમાવસ્થાથી સંન્યાસાશ્રમની અન્તિમ દશા પર્યન્તની કલ્યાણકારી સ્વાભાવિકી શુભચેષ્ટાઓથી ઉપરોક્ત ભગવદ વચનાનુસાર એમ તો અવશ્ય નિર્ણય કરી શકીએ છીએ કે શ્રી સ્વામીજી મહારાજ ઉત્તમ પવિત્ર, કુળમા જન્મેલા હતા. બાલ્યાવસ્થામાંથીજ આપણા આ ગુરૂવર્ય હમેશા સત્સંગમાંજ રહેતા હતા. મહા પુરૂષો પાસેથી ધર્મ અને નીતિનાં પ્રવચનો—કથાઓ—ભાવથી તેઓ સાંભળતા. રામાયણ, યોગ વાસિષ્ટ ઇત્યાદિની કથા સાંભળતા આ મહાત્માની વૃત્તિ જગત પરથી ઉઠી જતી. સંસાર પરનો મોહ અત્યારથીજ દિનપ્રતિદિન ઉતરતો ગયો અને રમતથી માંડીને સુખ વિલાસના સઘળા પદાર્થો ને સર્વ નિમિત્તો તથા સમગ્ર સમ્બન્ધીઓને નાશવંત માનવા લાગ્યા. ઝેર વાળું અન્ન છે એમ જાણ્યા પછી જરા પણ વિલબ ન કરનાર આ યોગી જાતે ધાર્યું કે હવે કંઈ પણ કાલક્ષેપ કર્યા સિવાય દેહના કલ્યાણનો માર્ગ શોધી લેવો. પરિપકવ થતાં સાપ જેમ કાંચળીનો પરિત્યાગ કરેછે તેમ મોહ ઉતરી જતાં આ બાળ યોગીએ સત્તર વર્ષની વયથીજ વિમુખ વૃત્તિ તટસ્થ વૃત્તિ ધારણ કરી. જે વખતે સામાન્ય જનોની વૃત્તિ સંસાર તરફ વિશેષ વળેછે તેજ વખતે તેજ ઉમરેદિવ્ય કાન્તિ વાળા અદ્ભુત યુવાને આશાન્તિનો માર્ગ પકડયો. સુખને કહેવાતા સંસાર સુખના કિનારાં તરફ જનાર આ દેહ નૌકાને તેમણે ઈશ્વર માર્ગ તરફજ વાળી. એમના મિત્રોને પણ આ ફેરફાર વૃત્તિ અચાનકજ લાગી. યુકેણ કરી નજ ગણાય અને કાકવિષ્ટા તે કાકવિષ્ટાજ ગણનાર આ મહાત્માએ શાન્ત પણે હમેશને માટે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો. તેમાં પ્રવેશજ ન કર્યો. એકાદ ભાવિક વયના મહાત્માના જેવી વૃત્તિ જ્યારે ભાવમે તેમના સમયના પુરૂષોએ જોઇ હશે ત્યારે તેઓ પણ ઘડીક દિગ્મૂઢ થયા હશે. ખાળ કુંડીનું જળ ગંગા પ્રવાહમાં પડી પવિત્ર બનેછે. તેમ સત્સંગ પ્રવાહમાં ભળી ગએલ બાળ યોગી ગુરૂજીને પવિત્ર નીવડી. આ યુવકે પ્રદિપ અશ્વોને સંયમમા રાખી ઇશ્વર પરાયણ ખેલાતા કર્યા. તેમણે ઇંદ્રીયોની કુશળતા ભાવિક મોહ જાળ બનાવવામાં વાપરવા

કરતાં, જ્ઞાન સાગરમાં લીન થવા તરફ આત્મસાક્ષાત્કાર કરવા તરફ વાપ રવાનું વધારે ઇષ્ટ ગણ્યું. અને તે તેમણે આચારમાં પણ મુકયું ખરૂં. આપણને ગુરૂ ભાવના કરાવનારી તેમની મધુર અને મહાનુભાવ મૂર્તિ આખર સુધી સૌના જીવનમાં રહેલી જીવ વૃત્તિ પર વિજય મેળવી શકી. જ્યાં જ્યાં તેમના પૂજ્યપાદ પધાર્યા ત્યાં તેમના દર્શનની અભિલાષા વધતી જ ચાલી અને તેમનો એક શબ્દ, લાખો જીવને સંસારના શુષ્ક જીવનમાં સહાય કરી આનંદ રસનું ભાન કરાવવામાં સમર્થ બનાવવા લાગ્યો. અકાળે લીધેલો યોગ અને અસ્ખલિત વૃત્તિ એ બેના પ્રભાવથી આ યુવાન યતિનો જ્યાં ત્યાં આદર જ થવા લાગ્યો. વૃદ્ધોને પણ નમાવી શકનાર આ યતિ સૌને ચકિત કરી શકયા, સૌના મનમાં ગુરૂ ભાવ પેદા કરી શકયા, જાણે જનમ્યા પહેલાજ પૂર્વે લીધેલી કોઇ પ્રતિજ્ઞા પૂરી કરવાની હોય એમ લોક કલ્યાણ સાધવા પ્રથમથીજ જેમ બને તેમ પ્રવૃત્તિ કરવા લાગ્યા. પોતાના બાળ મિત્ર સ્વામિજી મહારાજ શ્રી જગત પુરીજી સાથે તરતજ પર્યટન કરવા માંડયું. પોતાની પ્રસન્ન મુદ્રા તેમનામાં રહેલા જ્ઞાનથી વિશેષ પ્રફુલ્લ રહેવા લાગી. યોગ્યતાના પ્રમાણમાં તેમની સુકૃતીના પુંજરૂપ, જ્યાં ત્યાં ગ્રીષ્મ ઋતુની આખરના વૃષ્ટિ સેકની માફક તેમની વાણી આવકાર દાયક નીવડવા લાગી મહાત્મા જનોની અપૂર્વ છાપ, કારણ ન સમજાય તેવી રીતે પડયા કરેછે તેજ પ્રમાણે આપણા અદ્વિતીય યતિજીની છાપ પણ પડવા લાગી. બાળ, યુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ, ગરીબ, ગૃહસ્થ, સૌ પર એક સરખી ભાવના રાખનાર આ દીવ્ય મૂર્તિ હવે ગુર્જર ભૂમીમાં થઇ ગએલા મહાત્માઓએ કરેલો જે ઉપદેશ તેનો જે જ્ઞાન દેહ તેની પ્રદક્ષણા કરવા મંડી, એ રીતે સમસ્ત સૌરાષ્ટ્ર દેશમાં ફરતા, સૂર્યની પેઠે પોતાના જ્ઞાન ભાનુના કિરણો પશ્ચિમમાં કાઠીઆવાડથી માંડી સમસ્ત ગુર્જર ભૂમિમાં અવિદ્યાના હાથમાં મૃતપ્રાય થઈ ગએલા હજારો જીવોમાં સજીવની દવા રેડવા લાગ્યા. સંતસમાગમની બરાબર કિંમત જાણનાર આપણા યતિએ સ્વામી શ્રી જગત્પુરીની સાથે માડેની યાત્રા વધુને વધુ સફળ થવા માંડી જે જે પ્રદેશો જ્ઞાની જનોના સહવાસથી રમ્ય હતા તે તે પ્રદેશો મહાત્મા જાનકીદાસજીએ જોવા માંડયા. કાઠીઆવાડ એ કેટલાએક મહાપુરૂષોનું જન્મ સ્થાન છે. પરમ પૂજ્ય સદ્ગુરૂ વર્ય શ્રી મત્પરમહંસ પરિવ્રાજ કાચાર્ય સ્વામીજી શ્રીમાધવાનંદજી મહારાજ પણ અહિંનાજ વતની હતા. પ્રાચીન ભક્ત શિરોમણિ નરસિંહ મહેતા પણ જુનાગઢમાં જ થઇ ગયા હતા સૌરાષ્ટ્ર દેશમાં વાગડ તરીકે પ્રસિદ્ધ દેશમાં આ સમયે મહારાજ શ્રી

પૂર્ણાનંદજી વસતા હતા. સરખા સરખાને ખેંચે છે એ નિયમઅનુસાર મહાત્મા પાસે યુવાન યતિ આવ્યા. વેદાન્ત પ્રવેશિકા, નિશ્ચળ દાસજી કૃત વિચારસાગર અને શ્રી મદ્ ભાગવતનો અભ્યાસ તાત્પર્યાર્થ અહીં થયો. પૂર્વ જન્મે જ્ઞાન મેળવી રહેલ આ યુવાન યતિનો આ જન્મીય અભ્યાસ, સંપ્રદાય ઉચિત જ્ઞાન દીક્ષા, અહિં મહાત્મા શ્રી પૂર્ણાનંદને હાથે થઇ. વિચારસાગરમાં સંક્ષિપ્તપણે પુરેપુરૂં જે જ્ઞાન સમાએલું છે. તે પૂર્ણ થએલ પૂર્ણાનંદજી પાસે પ્રાપ્ત કરી રહ્યા બાદ મહાત્મા શ્રીની યાત્રા આગળ વધી. જેમ જેમ નવો ખજાનો ઉમેરાતો ગયો અને નવ નવા સમાગમ થતા ગયા તેમ તેમ ભક્તોને પણ તેનો લાભ મળવા માંડ્યો. મહાત્માજીની યાત્રા હવે હાલાર પ્રાંત તરફ વળી. ફક્ત પૂર્ણાનંદજીના વચનોથીજ જાણે પૂર્ણ થઇ ગયા ન હોય તેમ હવે યુવાન યતિને દીક્ષાની તીવ્ર ઇચ્છા થઈ. એમની સૂક્ષ્મ દીક્ષા તો ક્યારની એ થઇ ગઇ હતી, પણ હવે પ્રસિદ્ધ વ્રત લઈ તેમના મનને અનુકૂળ શરીર બનાવવાની તેમની ઇચ્છા દીનપર દીન વધુ તીવ્ર થવા માંડી. શાન્તિ સાધનાર આ ઉપાસક હવે એક ક્ષણ પર કહેવાતા નામના સંસારી ન રહી શક્યા. આ દેશના મુખ્ય સ્થલ ખંભાળીઆમાં પૂર્વે શ્રી રવિદાસજી મહારાજ થઇ ગયા છે કે જેમને સ્વામિજી મહારાજે મ તાં સુધી ગુરૂ માન્યા છે. આ વખતે તેમનો શિષ્ય શ્રી મોરાર સ્વામીના શિષ્ય શ્રી ચરણ દાસજી મહારાજ ગાદી પર હતા. ગુરૂ તેજથી—તેજ કુંડમાંથી પ્રકાશ લેનાર આ શ્રી ચરણ દાસજી મહારાજ પાસે ચીરંજીવ દીક્ષા—સાધુ દીક્ષા લીધી. જે નામ એ મહા પુરૂષના દેહને ઓળખાવી રહેલું છે તે નામ એમણે અહિં જ પ્રાપ્ત કર્યું. એવા સુયોગમા, એવા સ્થાનમાં અને એવા હાથથી આપણા શ્રી જગત્પુરીજીના બાળ મિત્રને દીક્ષા મળી, નામ મળ્યું કે તે ખરેખર આ સમયને ચિરંજીવ કરી શક્યું. મહાત્મા કરનાર આ સ્થાન મહારાજ શ્રીને જીવનભર પ્રિય હતું પરમ ગુરૂશ્રી રવિદાસજી મહારાજના જ્યાં જ્યાં આશ્રમો છે તે બધામાં મહારાજને માન થયું. પોતે યોગી હતા જ. તેમનું યોગીપણું ખરૂં જોતા અહિંજ પ્રસિદ્ધ થયું. બાકી યોગી તો જન્મ્યા ત્યારથીજ તે હતા. પોતે જ્ઞાની હતા છતાં એમણે શિષ્ય સંપ્રદાય સાચવ્યો. ગુરૂજીનું સેવન અધ્યયન તેમણે અહિ રહી કર્યું જે કાળમાં તે અહિં રહ્યા તે કાળમાં મોટાને નમવાની જે ટેવ હતી તે વધારી.

અપ્રતિમ શિષ્યથી જેટલો સંતોષ ગુરૂજીને થાય તેટલો સંતોષ શ્રી ચરણુદાસજીને મળ્યો. મહારાજે પણ જેટલા જોવાય તેટલા ગ્રંથો જોઈ

રહીને જોયા શ્રી ચરણુ દાસજીના તથા શ્રીરવિદાસજીના સાંપ્રદાયિક ગ્રંથો પણુ નિહાળ્યા. કઠીઆવાડની સૌરાષ્ટ્રી ભાષામાં પ્રસરેલા કેટલાક પદો ભજનો તેઓ અહીં શીખ્યા. અને પોતાની મધુર વાણીથી કાશી જેવા લોકોના મન કુર્બાં કરતા અહીં થીખ્યા. મહારાજ શ્રીના દેહની દિવ્ય દશા અત્ર પુરી થઇ. ગુરૂ પૂજ્ય શુ છે તે સ્વવર્તનથી અન્યને શીખવના વેદાન્તના ભાષા ગ્રંથો મહારાજ શ્રી આ ગુરૂદ્વારામાં જ શીખ્યા. બાદ તેમણે પોતાનો પ્રવાસ આગળ લંબાવ્યો. ભાષા ગ્રંથોના અભ્યાસથી જ્ઞાન પ્રવાસમાં પણુ હવે તો આગળ વધ્યા હતા.

આ સમયે ભાવનગરમાં સ્વામી શ્રીચિદ્દ્ઘનાનંદજી રહેતા હતા તેમની પણુ ખ્યાતિ સારી પ્રસરી હતી તેમનાં પુસ્તકોદ્વારા તેમની જ્ઞાન લહાણી લોકોમાં વહેંચાઇ ચુકી હતી, આત્મપુરાણુ અને શ્રીમદ્ભગવદ્ગીતા પર વિસ્તૃત ચિદ્દ્ઘનાનંદીટીકા જે લોકોમાં પ્રસિદ્ધ છે. અને ન્યાય પ્રકાશને નિમિત્ત બનાવી ન્યાયને સુલભ બનાવનારી તેમની મહેનત અને તત્ત્વનુ અનુસંધાન કરાવનાઈ ભાષાનુ તત્વાનુસંધાન એ ગ્રંથો તે વખત પ્રસિદ્ધ થઇ ચુક્યા હતા વયોવૃદ્ધ આ મહારાજના નામને સમસ્ત દેશના વિદ્વાનો નમે છે. તેમની ગીતાપરની ટીકા સર્વને ગમે છે. પ્રાકૃત જનોની દર હમેશની શંકાઓથી માંડી, વિદ્વાન જનોની ન્યાય યુક્ત શંકા પર્યન્તનું સંતોષ કારક સમાધાન થાય એવી એ ટીકામાં રચના કરી છે. આમ પુરાણુમાં તેમણે જે પ્રકાશ પાડ્યો છે. તે. તે પ્રકાશ ન્યાય અને વ્યવહાર પ્રચલિત પ્રમાણોથી શાસ્ત્રીય રહસ્ય બતાવનાર મહાત્મા શ્રી ચિદ્દ્ઘનાનંદજીને ઓળખવા પૂર્ણુ છે સત્સંગ પ્રીય જાનકીદાસજીને હવે આ મહા પુરૂષના સમાગમનો ખરો લોભ લાગ્યો ખભાળીયાથી અભ્યાસ અને ગુરૂ સેવા આટોપી પોતે ભાવનગર પધાર્યા એકાદ સંપૂર્ણુ ધન ભંડારને જોઇ લોભી વણિક લેવાય તેટલુ છેડે, પોતીએ, હાથે, માથે, ધન ભરી લે છે તેમથી જાનકીદાસજીએ અહિ કરવા માંડ્યું મહામન્ ચિદ્દ્ઘનાનંદજી મહારાજ પાસેથી જ્ઞાન લૂંટવા માંડ્યું જેમ જેમ મહાત્માનો ખજાનો લૂંટાતો ગયો તેમ તેમ લૂંટનારની વૃત્તિ વધવા માંડી અપૂર્વ ભંડારમથી ઉંડી ઉંડી વધતી જતી આશા પુરાવા લાગી ઘણો કાળ તેમની સેવા સ્વીકારી શ્રી જાનકીદાસજી મહારાજે અહિં વ્યાકરણુ, ન્યાય અને વેદાન્તાદિ શાસ્ત્રોનું અધ્યયન કર્યું આત્માનુ અપરોક્ષ જ્ઞાન અહિં સંપાદન કરવાની ઇચ્છાવાળાની ઇચ્છા શ્રી ચિદ્દ્ઘનાનંદજીના આશ્રમમાં પૂર્ણ થઇ કલ્પ વૃક્ષરૂપ મહાત્મા શ્રી ચિદ્દ્ઘનાનંદજીની અમૃતછાયા શ્રી જાનકીદાસજીએ પૂર્ણ પણે ભોગવી શાન્ત

શિષ્ય, શાન્ત ગુરૂ, જ્ઞાનીગુરૂ અને મુમુક્ષુ શિષ્ય સંકૃતાર્થ થયા શ્રી જાનકી દાસજીનો જ્ઞાન ભાનુ અત્ર મધ્યાન્હ કાળના સૂર્ય સમાન પ્રકાશવા લાગ્યો અને જીવનનું સાર્થક થવા માંડ્યું હોય. તેમ ભાવનગરમાં ભાસવા લાગ્યુ આ ગુરૂ દ્વાર રૂપ પવિત્ર ભૂમિ તરફ મરણ પર્યન્ત તેમની મનોવૃતિ દોરાતી હતી. અને ત્યાં જવાની જે તકો મળતી તે કદિ પણ ચૂકતા નહિ મયો રૂપ દેવ મંડળની વચ્ચે બિરાજમાન સ્વામી શ્રી ચિદ્દઘનાનંદજી પાસે બેસીને અભ્યાસ કરવાની તેમની વૃત્તિ છેવટ સુધી આદરણીયજ રહી. અમરરસમાનો સાક્ષાત્કાર કરાવનાર બ્રહ્મ સ્વરૂપ મહાત્માનું ભાષેન તેઓ કોઇ દિવસ ભૂલી શક્યા નહિ. અને તેમના શબ્દો અમલમાં મૂક્યા વિના તેમનાથી રહેવાયુંજ નહિ સ્વામી શ્રી ચિદ્દઘનાનંદજીના અંતરમાં અપૂર્વ જ્ઞાન ભરેલું હતું ગુરૂજીએ શિષ્યને ઓળખી સર્વ શિષ્યોમાંથી વીણી કાઢ્યો શિષ્યે શોધી શોધી ગુરૂજીની સેવા સાધી લીધી આ શિષ્ય ભાવ વૃત્તિ કેટલી બધી પ્રશંસનીય છે તેનો ખ્યાલ મહાત્મા દરેક ઉપદેશમા આપતા ગયા તેનો થોડો પણ અંશ આપણે બધા આવાં સમારંભોથી અમલમાં મૂકી શકીએ તેટલા ભાગ્યશાળી થઇએ (અપૂર્ણ)

અંબાલાલ શંકરભાઇ ઉપાધ્યાય
બી. એ. એલ. એલ. બી. હાઇકોર્ટ વકીલ
મુંબઇ




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ-૧૯૦ થી )

આફ્રિકાની સાથે સમ્બન્ધ ધરાવનારી એક વાતનું અત્રે અનુસંધાન કરાવવા સારૂ વાચકોના લક્ષને મુંબઇમાં અપાએલ માનપત્રની ક્રિયા સુધી લંબાવવું પડશે. જે વખત મારા તરફથી માન પત્રનો વળતો જવાબ અપાયો તેમાં એ બાબત પણ સ્પષ્ટ કરવામા આવી હતી કે વિદેશમાં જઇ આર્ય સમાજાદિ સાથે ધર્મના ઝગડામાં ઉતરવું નહિ. તે વખતે ગુરૂ

કુબેરાંગડીથી આફ્રિકા જવા માટે એક ઇશ્વરદત્ત નામે બ્રહ્મચારી એ સભામાં ઉપસ્થિત હતા તેમણે આ બધી હકીકત સાંભળી હતી એટલું જ નહિ પણ માનપત્રની વહેંચાતી બે નકલો પણ તેમણે લીધી હતી. તેઓ મુંબઈથી જ મારી સાથે " કારાગોલા " નામે સ્ટીમરમાં ચડ્યા હતા અને સ્ટીમરમાં અગ્યાર દિવસ રહ્યા પરંતુ ત્યાં અમારો મેળાપ થયો નહોતો. મોમ્બાસા ગયા પછી જ મને ખબર મળ્યા કે સમાજ તરફથી એક બ્રહ્મચારી આવેલ છે !!! હું નૈરોબી ગયો ત્યાર પછી બે ત્રણ દિવસે બ્રહ્મચારીજી પણ નૈરોબી આવી પહોંચ્યા અને સનાતન ધર્મ સભાના મંદિરમાં મારા તથા સમાજના વ્યાખ્યાન હોલમાં બ્રહ્મચારીના વ્યાખ્યાન થવા લાગ્યાં. પ્રારંભમાં તો કોઇ જાતની તકરાર હતી નહિ. પરંતુ " મૂર્તિ પૂજા " ના વિષયમાં મારા તરફથી એમ કહેવામાં આવ્યું કે " મુસલમાનો અને ખ્રીસ્તીઓએ પ્રતિમા પૂજન ઠીક નથી એવી હકીકત પ્રસિદ્ધમાં મૂકેલી. ત્યારબાદ ગોરખ અને કબીરનાં ભજનોમાં મૂર્તિ પૂજા પર આક્ષેપ જેવું દેખાય છે. પરંતુ તે સર્વે કરતાં સ્વામી શ્રી દયાનંદજીએ " न तस्य प्रतिमा अस्ति " એ વેદ મંત્રના આધારે મૂર્તિ પૂજાનો નિષેધ કર્યો. પણ એ શ્રુતિનો યથાર્થ અર્થ એ થાય છે કે તે પરમાત્માની ઉપમા આપી શકાય એવી કોઇ વિશ્વમાં વસ્તુ નથી. અને તે અર્થ અન્ય મન્ત્રો સાથે પણ સમન્વય પામે છે. " આ ઉપરથી સમાજી ભાઇઓ પાછળથી કહેવા લાગ્યા કે સ્વામીએ અમારા ઉપર આક્ષેપ કર્યો માટે અમે પણ આક્ષેપ કરવાના જ હતિ ઉક્ત બાબતનું ખંડન કરી જો તેમણે મૂર્તિ પૂજા વેદોક્ત નથી. એ વાત સિદ્ધ કરી હોત તો એ ન્યાય્ય હતો. પરંતુ તેમણે તો " પંજાબમાંથી પ્રકટ થતા સમાજી પ્રતાપ નામે પત્રમાં એવી હકીકત લખી મોકલી કે જેનો ઉક્ત વિષય સાથે કંઇ પણ સમ્બન્ધ જ ન મળે. તેમજ વ્યાખ્યાન વખતે પણ સનાતન ધર્મની નિંદાને ગાવાનો પ્રારંભ કરી દીધો. બોલવામાં પણ મર્યાદા પાર જવા લાગ્યા. આ બાબતનો સનાતન ધર્મસભા તરફથી તેમના જુઠાને વ્યક્ત કરી જવાબ આપવામાં આવ્યો અને એક પ્રકારથી પરોક્ષ આક્ષેપો થવા લાગ્યા. આ પ્રકાર થતાં આર્ય સમાજનો વાર્ષિક મહોત્સવ આવ્યો તે વખત સમાજમાં " પૌરાણિક દેવ અને થીઓસોફી " એ નામનો એક વિષય રાખી શ્રી સનાતન ધર્મ ઉપર અનેક પ્રકારના આક્ષેપ કર્યા એટલું જ નહિ પણ

વક્તાએ શ્રીમદ્ ભાગવત કાક શાસ્ત્ર છે એમ કહી સ્પષ્ટ શબ્દોમાં આહ્વાન કર્યું કે જેની સત્તા હોય તે આ બાબતમાં આવીને શાસ્ત્રાર્થ કરી લે. આથી સનાતન ધર્મીઓની લાગણી દુઃખાણી તેથી તેમણે એકત્ર થઇ શ્રી સનાતન ધર્મ સભાના સેક્રેટરીની સહીથી એક ચીઠ્ઠી લખીકે અમે આપનું ચેલેન્જ સ્વીકારીએ છીએ. અને આપણા વાદનો વિષય " શ્રીમદ્ ભાગવત અને સત્યાર્થ પ્રકાશની શિક્ષા"(તે)પર લૈખિક શાસ્ત્રાર્થ કરીશું માટે કેવા નિયમે શાસ્ત્રાર્થ કરવાનો છે તે લખી જણાવશો તેનો પ્રત્યુત્તર સમાજ તરફથી એવો આવ્યો કે તમારો કહેલો વિષય અમને કબુલ છે અને શાસ્ત્રાર્થ લખીને અગર મુખથી થાય તેમાં હરકત નથી માટે તમે કહો ત્યારે અમો પુસ્તકોની પેટી ભરી આવવા તૈયાર છીએ તેના વળતા જવાબમાં સનાતન ધર્મ સભાતરફથી લખવામાં આવ્યુ કે પ્રથમ બોલાવનાર તમે છો માટે નિયમ નક્કી કરો પછી સર્વ વ્યવસ્થા થશે. તેનો જવાબ સમાજ તરફથી મળ્યો કે, અમે બોલાવ્યાજ નથી તમે જુઠા અમારે ગળે પડો છો ખરી રીતે તમે અમને બોલાવ્યા છે જેનું લખાણ અમારી પાસે છે. આવી રીતે બે ચાર વખત પત્ર વ્યવહાર થયા પછી છેવટે તત્ત્વ એ કાઢ્યું કે " કોણે બોલાવ્યા છે " એ વાત હાલ બાજુ પર રાખો પ્રથમ શાસ્ત્રાર્થ માટે નિયમ નક્કી કરીએ તો પાંચ તમારા અને પાંચ અમારા સભ્યો મળી એક નિર્ણય કરો. તે ઉપરથી શ્રી સનાતન ધર્મ સભા તરફથી શ્રી સનાતન ધર્મોપદેશક યતિ મુકુન્દાશ્રમ તથા (૧) રા. ન્હોલીખારામ શ્રી સનાતન ધર્મ સભાના પ્રમુખ (૨) રા. ઉમેદભાઇ ઉપ પ્રમુખ તથા (૩) પંડીત ગંગારામજી (૪) માસ્તર દુનીચંદજી (૫) સિંધીભાઇ દ્વારકાદાસ અને સમાજ તરફથી બ્રહ્મચારી શ્રી ઇશ્વરદત્તજી તથા (૧) રા. લાહોરીરામ સમાજના પ્રધાન (૨) રા. છબરદાસ મંત્રી (૩) રા બાબુ મથુરાપ્રસાદ (૪) બાબુ બદ્રીનાથ (૫) રા. મંગળભાઇ એ સઘળાં આર્યસમાજના મકાનમાં બપોરના એક વાગેથી એકત્ર મળ્યા ત્યાં પ્રથમ કયા વિષયપર શાસ્ત્રાર્થ કરવો એ વાત ચાલી પછી લૈખિક કે મૌખિક એ બાબત ચાલી કેટલો એક સમય ગયા પછી માસ્તર દુનિયંદજીએ કહ્યુ કે આ બાબતતો નક્કી થઇ ગએલી છે તો પછી હવે તકરાર શા માટે ? ત્યારે સમાજ પક્ષ તરફથી જવાબ મળ્યો કે એ વાત પ્રથમ પત્રની છે ત્યારે પછી બીજા ત્રણ ચાર પત્રો લખાઇ ગયા માટે પ્રથમ લખેલી વાત રદ ગઇ. સનાતનીઓ તરફથી કહેવામાં આવ્યું કે

" તમે તો સત્યને ગ્રહણ કરી અસત્યનો ત્યાગ કરનાર છો તો આવી સ્પષ્ટ લખેલી બાબતમાં ફરી જાઓ એથી તમે જુઠા કહેવાઓ" ત્યારે સમાજ તરફથી કહેવામાં આવ્યું કે અમને જુઠા શા માટે કહો છો ? સનાતની સભ્યે જવાબ આપ્યો કે " આપ જુઠા છો એની જો ખાતરી કરવી હોયતો એક ત્રાહીત પુરૂષને નક્કી કરો તેમની પાસે આ હકીકત રજુ કરીએ તેમાં જો ન્યાય તમારા પક્ષમાં ઉતરે તો હું સો રૂપીઆ આપી લેખિ માફી માગું અને ન્યાય મારા પક્ષમાં ઠરે તો તમારી પાસેથી સો રૂપીઆ અને લખેલ માફી પત્ર લઉં." આ વાતમાં ફસાવટ હોવાથી સમાજ પક્ષ મૌન રહ્યો ઉપર લેખિક અને મૌખિક તથા મધ્યસ્થની તકરાર પડતાં કોઇ જાતનો નિર્ણય થઇ શક્યો નહિ સાયંકાળના સાત વાગ્યા ઉપરે વાત અપૂર્ણ રાખી સનાતની સભ્યો સ્વસ્થાન તરફ પાછા ફર્યા.

સમાજે તેજ રાત્રે પોતાની ખાનગી મીટીંગમાં વાત નક્કી કરી પોતાનો વિજય બતાવવા બીજે દિવસે પ્રાતઃ કાળમાં " સનાતનધર્મીઓની શાસ્ત્રાર્થથી ટાળમટોળ " એવા મથાળાનાં હેન્ડબીલો વહેંચ્યા અને સાયંકાળે ચાર વાગે સભા ભરવાનો ઠરાવ જાહેર કર્યો સભા વખતે સમાજના હોલના પ્રવેશ દ્વારપર મોટા અક્ષરે લખ્યું હતું કે "સનાતન ધર્મની રામ કહાણી" ત્યારબાદ વ્યાખ્યાનમાં પણ અમે મૌખિક શાસ્ત્રાર્થ કરવા તૈયાર છીએ વિગેરે હકીકત કહી. તેજ રાત્રીએ ઉક્ત જુઠી હકીકતનો જવાબ આપવાનો વિચાર કરવા શ્રી સનાતન ધર્મ સભાની મેનેજીંગ કમીટી મળી અને સર્વ બાબત નક્કી કરી " દયાનંદી ઢોલની પોલ " એ વિષય રાખી સમાજના જુઠાણાનો જવાબ આપવાનું સ્થિર કર્યું જ્યારે સમાજની સભા હતી ત્યારે તેમાં ૫૦૦ થી સાતસો માણસો હશે ત્યારે શ્રી સનાતન ધર્મની સભાવખતે ૧૫૦૦ થી ૧૭૦૦ માણસોએ હાજરી આપી હતી તે વખતે આર્ય સમાજનું સંપૂર્ણ પોગળ અને જુઠાણું સ્પષ્ટ કરવામાં આવ્યું તેની જનતા ઉપર અસર એ થઇ કે શ્રી સનાતન ધર્મ અતિ બળવાન, સત્યપ્રપૂર્ણ છે અને ધર્મોપદેશક પણ તેનું પ્રતિપાદન કરવામાં સમર્થ છે. ઉપર દેશની ચળવળ કરનારા પુરૂષોએ એ સૂચના કરીકે વિદેશમાં ધર્મના ઝગડાથી શ્રી સનાતન ધર્મીઓ કે આર્ય સમાજીઓ કોઇ પ્રકારનો કુસંપ નહિ વધારે અને આ બાબતમાં પણ આટલેથીજ મૌન સેવશે. એ સૂચના-

ને અનુસરી ઉભયપક્ષ શાન્ત રહ્યા પણ સમાજીઓના મનમાં એ રોષ રહેલો હોવાથી બીજે વરસે પણ હું હિંદમાં આવ્યો ત્યારબાદ રાધા કૃષ્ણ પર આક્ષેપ કર્યા હતા અને શ્રી સનાતન ધર્મ તરફથી તેનો સચોટ ઉત્તર પણ આપવામાં આવ્યો પછી તેઓ મૌન રહ્યા છે.

બીજો એક પ્રસંગ એ ઉપસ્થિત થયો હતો કે લોકમાન્ય તિલકના સ્વર્ગ વાસના સમાચાર ત્યાં આવી પહોંચતાં ત્યાંની કોંગ્રેસ તરફથી શ્રી સનાતન ધર્મ સભાના હોલમાં એક સભાભરી હતી તે વખતે એ સભાના પ્રમુખ રા. રા. હુસેનભાઇ સુલેમાન વીરજી હતા તે વખત એક શોક દર્શક કાવ્ય કહી બતાવ્યું હતું જે આફ્રિકામાં પ્રસિદ્ધ થતા ક્રોનીકલમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.

અષાડી પૂર્ણિમાને દિવસે સભામાં શ્રી વ્યાસ પૂજન બહુજ ઉત્તમ રીતે કરવામાં આવ્યું હતું તેમજ શ્રાવણી પુનમ (બળેવ) ને દિવસે બ્રાહ્મણોએ યજ્ઞોપવિત બદલવાનું કર્મ પણ ત્યાંજ કર્યું હતું જન્માષ્ટમીને દિવસે " શ્રી કૃષ્ણાવતારનું રહસ્ય " એ વિષયપર આખ્યાન આપવામાં આવ્યું હતું તેમજ અંતમાં પ્રસાદ વ્હેંચી સભાની સમાપ્તિ કરી હતી.



गुणदोषाववाप्येते पुंसां संशीलनाद्ध्रुवैः ।
लब्धे पीयूषगरले मथनादम्बुधेः सुरैः ॥ ३७ ॥

પુરુષ તણી સંગત કરે, ગુણ અવગુણ સમજાય,
સિંધુ મથ્યા ત્યમ વિષ અમી, દેવ અસુર સર્જાય.

आकरः कारणं जन्तोर्दौर्जन्यस्य न जायते ।
कालकूटः सुधासिन्धोरुद्भूतः प्राणहारकः ॥ ३८ ॥

જન્તુ કારણ ખાણ છે, દુર્જનતાનું ન્હોય,
સુધાસિંધુથી ઉપજ્યું, પ્રાણ હરે વિષ તોય ૩૮

स्वभावं न जहात्येव साधुरापद्गतोऽपि सन् ।
कर्पूरः पावकप्लुष्टः सौरभ्यं भजतेतराम् ॥ ३९ ॥

સંકટમાં સાધુ જનો તજે ન નિજ સ્વભાવ,
કપૂર પાવકમાં પડી, આપે સુગંધ ધાર ૩૯

न व्याप्तिरेषा गुणिनो गुणवाञ्जायते ध्रुवम् ।
चन्दनानल संभूतं न भस्म सुरभि क्वचित् ॥ ४० ॥

ગુણી ગુણવાનથી ઉપજે, નિયમન એવો હોય
ચંદન પાવક ભસ્મના, ગંધ ભુક્કે નહિ કોય ૪૦

अस्यापत्समयः साधोः प्रयाति श्लाघनीयताम् ।
विधुर्विधुन्तुदास्कन्दे विपत्कालेऽपि सुंदरः ॥ ४१ ॥

પડે વિપત્તિ તોયપણ શોભે સજ્જન તેમ,
રાહુગ્રસ્ત શશી શુભ્રો, હરે રોગ મન જેમ. ૪૧

विना परीक्षा नो तत्त्वं प्रसिद्धं ज्ञायते सतः ।
स्वर्णस्य वर्णिनो शुद्धिर्ज्ञायते कर्षणं विना ॥ ४२ ॥

વિના પરીક્ષા સુજનનું, તત્ત્વ ન જાણ્યું જાય,
કસોટી વિણ કાંચન છતાં, પીતતા સમ સમજાય ૪૨

Register No. B. 1538.



## त्यागी गृहस्थ.

हरिगीत.

અતિથિ સમો ઘરમાં રહી નિજ ધામ જાવા ઇચ્છતો,
ઘરનાં ન રોવે સુખ દુઃખો અભિમાન મમતા પ્રોપનો;
માગ્યા વિના આવી જનારા મેઘસમ તેને ગણી,
દેહાદિ અરથે યત્ન તજી પ્રારબ્ધ વશ રહે, પરંધણી.

## दीवादांडी.

હરિગીત.

જોર જમીન જર છોરૂએ છે આતમા કલિકાલમાં,
વહાલાં ગણી ધ્યાં કરે જન ધર્મ ઉપર હાલમાં;
સત્પંથને દરશાવતો અજ્ઞાન એ કરતું હણી,
ભારતભૂમિ ઉદધાચળે પ્રહરી પ્રભા શ્રીમંતોતની



અમદાવાદમાં શ્રી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં પંડિત વાડીલાલ ઠાકોરભાઇએ

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ. રાજ્ય, સ્વર્ગ, અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૨ જું. સં. ૧૯૭૮ ભાદ્રપદ. સપ્ટેમ્બર ઇ. સ. ૧૯૨૨ અંક ૬.

## मंगलम्




अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथाऽपरे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः ॥ ५ ॥

श्रीशांकरभाष्यम्—अनुपश्यालोचय निभालयानुक्रमेण यथा येन प्रकारेण वृत्ताः पूर्वेऽतिक्रान्ताः पितृपितामहादयस्तव । तान्दृष्ट्वा च तेषां वृत्तमास्थातुमर्हसि वर्तमानाश्चापरे साधवो यथा वर्तन्ते तांश्च प्रतिपश्यालोचय तथा । न च तेषु मृषा करणं वृत्तं वर्तमानं वाऽस्ति । तद्विपरीतमसतां च वृत्तं मृषा करणम् । न च मृषा कृत्वा कश्चिदजरामरो भवति । यतः सस्यमिव मर्त्यो मनुष्यः पच्यते जीर्णो म्रियते । मृत्वा च सस्यमिवाजायत आविर्भवति पुनरेवमनित्ये जीवलोके किं मृषाकरणेन । पालयात्मनः सत्यम् । प्रेषय मां यमायेत्यभिप्रायः ॥

ગુજરાતી—જે રીતે તમારાં પૂર્વે થઇ ગયા તેને ક્રમવડે જુઓ તેમ બીજાઓને જુઓ મનુષ્ય અનાજના છોડની પેઠે મરે છે અને પુનઃ જન્મ ધારણ કરે છે.

વિશેષ—હે તાત ! જેવી રીતે આપની પૂર્વના આપના પિતા અને પિતામહાદિક પુરૂષો સત્ય વચનાદિમાં પ્રવૃત્ત થયા છે તેમને ક્રમ વડે જુઓ. તેઓના ચારિત્ર્ય જોઇને આપે તેમાં વિશ્વાસ કરવો જોઇએ. સાંપ્રત સમયના સજ્જન પુરૂષો જે આચરણ કરી રહ્યા છે તેને પણ જુઓ. તેઓએ પૂર્વ સમયે પોતાનું વચન કદિ પણ મિથ્યા કર્યું નથી. પોતાના વચનનું મિથ્યા કરવું એ અસાધુપુરૂષનું ચિન્હ છે, પોતાના વચનનું પાલન નહિ કરનારો પુરૂષ કાંઇ અજરામર થતો નથી મનુષ્ય ધાન્યના છોડની પેઠે મૃત્યુ પામી પુનઃ આવિર્ભાવ પામે છે. તો મનુષ્યનું છતાં જે શરીર અનિત્ય છે તેને મિથ્યા કરવાનું કાંઇ પ્રયોજન નથી માટે આપના વચનનું પાલન કરવા મને યમરાજા પ્રતિ મોકલી આપો.






## भक्ति गौरव

( રાગ પ્રભાત )

શ્રીહરિ સ્મરણમાં આણકર્મો બહુ, ત્યાગતો હોય (જે) વિક્ષેપકારી;
લોક મર્યાદિત મત જનકાદિ કૃત, અનન્ય હરિ ભક્તને કોઈ ન ધારી. ૧
કર્મ પ્રાયશ્ચિત થાય જે ભક્તથી, લોક કલ્યાણનો હેતુ પણ ત્યાં,
એ વિના ભક્તને મુક્ત ભક્તિ વિના, કર્મ કેવળ ગણે વેદ પણ ક્યાં ? ૨
કર્મ ફલ સ્વર્ગને ભક્તિ બે જાણવાં,, ભક્તિ જામ્યા પછી કર્મ કાચાં,
વિષય લોલૂપને કાજ કર્મો ભલે, જ્ઞાન જે જ્ઞાની માનીશું સાચાં ૩
જીવને ઈશનું એકમ વાસ્તવજ્ઞાન,' ભેદ ઉપાધિ કૃત જ્યાં લગી છે,
ત્યાં લગી ઈશ આધીન છે જીવ સૌ, પ્રણવ ભક્તિ ત્યાં લગી પણ સગી છે ૪

સ્વામીપ્રણવાશ્રમ




### प्रश्नोत्तर मालिका.

को ब्राह्मणैरुपास्यो गायत्र्यर्काग्निगोचरः शंभुः ।
गायत्र्यामादित्ये चाग्नौ शंभौच किंनु तत्तत्त्वम् ॥६१॥

ઉપાસ્ય શું બ્રાહ્મણને ? ગાયત્રી અગ્નિ સૂર્ય શશિધર છે,
તત્ત્વ કિયું ચારેમાં ? પરમાત્માઽપ બાન્ત ભીતર છે ૬૧

प्रत्यक्ष देवता का माता पूज्यो गुरुश्च कस्तात ।
कः सर्वदेवतात्मा विद्याकर्मान्वितो विप्रः ॥६२॥

પ્રત્યક્ષ દેવતા કઈ ? જનની, ગુરુ પૂજ્ય કોણ જનક અને;
કોને કહે દેવતાત્મા ? સદ્વિદ્યા કર્મયુક્ત બાડવને ૬૨

कश्च कुलक्षयहेतुः संतापः सज्जनेषु योऽकारि ।
केषाममोघवचनं ये च पुनः सत्यमौनशमशीलाः ॥६३॥

શું કુલક્ષયનું કારણ ? સજ્જનને ક્લેશ જે કર્યો ભારી;
કોનું વચન સફળ છે ? જે જન છે સત્ય મૌન શમધારી. ૬૩

किं जन्म विषयसंगः किमुत्तरं जन्म पुत्रः स्यात् ।
कोऽपरिहार्यो मृत्युः कुत्रपदं विन्यसेच्च दृक्पूते ॥६४॥

શું જન્મ ? વિષય સંગતિ, ક્રિયો પુનર્જન્મ ? પુત્ર પ્રાપ્તિ અને;
ક્યાં પદ ધરવો ? દૃગથી પવિત્ર જે સ્થળ જણાય ત્યાં સુજને. ૬૪

पात्रं किमन्नदाने क्षुधितः कोऽर्च्यो हि भगवदवतारः ।
कश्च भगवान् महेशः शंकरनारायणात्मैकः ॥६५॥

પાત્ર કોણ અન્નાર્થી, પૂજ્ય કહો કોણ ? ભગવદવતાર;
છે પ્રભુ કોણ ? મહેશ્વર; હરિહરમાં ભેદ લેશ નવ ધાર. ૬૫

फलमपि भगवद्भक्तेः किं तल्लोकस्वरूपसाक्षात्त्वम् ।
मोक्षश्च को ह्यविद्यास्तमयः कः सर्ववेद भूरथचोम् ॥६६॥

શું ફલ ભગવદ્ ભક્તિનું ? તલ્લોક અને સ્વરૂપ નિરખાએ;
મોક્ષ ? અવિદ્યા ટળવી, વેદતણું મૂળ પ્રણવ ઉચરાએ. ૬૬

इत्येषा कंठस्था प्रश्नोत्तररत्नमालिका येषाम् ।
ते मुक्ताभरणा इव विमलाश्चाभान्ति सत्समाजेषु ॥६७॥

કંઠે કરી જેણે આ પ્રશ્નોત્તર રત્ન માલિકા સઘળી,
મુક્તા ભરણ ધર્યાસમ-શોભે તે સત્સમાજમાંહી પળી. ૬૭

श्री मद्भगवत्पाद भाष्यकार शंकराचार्य विरचिता प्रश्नोत्तर-मालिका समाप्ता ॥

શ્રીસાહિત્યવાચસ્પતિ કવિ દયાશંકર રવિશંકર કૃત સમશ્લોકી અનુવાદ સંપૂર્ણ.

---

# વિદ્યારત્ન સારાષ્ટક.

હરિગીત.

બ્રહ્માત્મજા બુદ્ધિપ્રદા, પદ્માસના પ્રિયકર અતિ
રસના કરો બસ રસવતી, એ માગું માત સરસ્વતી
રસનાવિષે રસ ના હશે, વશ તો ન કોઇ થાય છે
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે ૧

છે રૂપ અનુપમ સર્વનું, જન સુરૂપ તેમ કુરૂપનું
રક્ષણ કરે છે સર્વથા, જે રત્નું કાં ભુપનું
ગુરૂનો ગુરૂ પ્રત્યક્ષ એ, અનુભવથકી સમજાય છે
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધવિધે વખણાય છે. ૨

રાજા તણું જ્યાં રાજ્ય છે, ત્યાં રાજ્યપદનું માન છે
વિદ્વાનનું પણ દેશને, પરદેશમાં સન્માન છે
જશ જામવા જય પામવા, ગુણતે જરૂર જણાય છે
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે. ૩

કાન્તાથકી કે કનકથી, ના શાન્તિ લેશ કશાથી છે
વિદ્યા સ્વદેશ વિદેશમાં, સંકટ સમયનો સાથી છે
તેના વિના જીવન વને, પશુના સમાન મનાય છે
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે. ૪

ધન લાભ આપે પાત્રતા, તેથી પ્રતિષ્ઠા જાણવો
તે નિશ્ચયે વિનયે કરી, જેથી વિનય સંભાળવો
વિદ્યા વિનયનું મૂળ છે, કે તે વિના ન સધાય છે
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે. ૫

સવ આધિ વ્યાધિ ઉપાધિએ, ત્રયતાપ ના પીડા કરે.
નિર્ભય રહેવા આપને, આપે સહનશીલતા ખરે
સુખ ભોગ ભોગવવા વિષે, આરોગ્યતા સેવાય છે
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે. ૬

મદ હસ્તિ જેમ ઝરે અરે ! કળના અવિદ્યા આસિરો
સહુ શાપ દોષ પળે ટળે. વિદ્યાથી જ્ઞાન ભર્યું એંગે
ઐહિકને આમુષ્મિક, અધિકાર અધિક સજાય છે
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે. ૭

જે પાર્થ સાર્થ કૃતાર્થ છે, પરમાર્થમાં ને સ્વાર્થમાં
જેની કૃતિથી ભગવતી, ગીતા ગવાય હિતાર્થમાં
પ્રભુ પાદ પંકજ પ્રેમમાં, મોહન રહેવા ચ્હાય છે.
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે. ૮

મોહનલાલ જયેષ્ઠારામ પંડિત.



(ભજન)

(રાગ વારી વારી રંગબઝાણીઆ)

બાજી તારી બાઢ બનાઇ બુધરારે તેં તો રચીઆં રૂપ અનેક રેક.
પચ પ્રવાહ પડદા કર્યા મધ્યે નાચે અવિદ્યા એક બાજી. ૧

સ્થૂલ સૂક્ષ્મને કારણ બન્યો તું, દેખ્યો પ્રપંચનો પાઠ;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ, એવો, નિત્ય નિત્યનો ઠાઠ. બાજી ૨

એવા નામરૂપ ગુણ વ્રુજાવ્યાં, ઉપજે વરતે ને વિલાય;
ન્યારો ખેલે સહુ ખેલમાં, પણ ખાલી નવ દરસાય. બાજી. ૩

એમાં સંશય કર્મને વાસના, તેના ઉપજ્યા ત્રિવિધ તાપ;
આપ ભૂલીને જીવ થયો, કરે હર્ષ શોક સંતાપ. બાજી. ૪

એમ માયાએ મરકટ કર્યો, દીધી દોરડી કાળને હાથ;
મારૂં મારૂં કરીને મરે, પણ કોઇ ન આવે સાથ. બાજી. ૫

એમાં જ્ઞાન અંધા ગુરૂ મળ્યા, તેણે સમજાવી ઉંધી વાડ;
નિંદી સનાતન ધર્મને, કરી ભેદની વેદની વાત, બાજી. ૬

આમ અનંત ભવમાં આથડે, રહી સમજણ બાવન બાર;
સાચા જો શ્રી ગુરૂ મળે, લહે વસ્તુ પરાની પાર. બાજી. ૭

આખેલ બન્યો છે ખાંતીલો, મહીં રચી છે રંગની રેલ;
ખેલ ખેલાડી ખેલમાં ખેલે, વચમાં ખેલે વેલ, બાજી. ૮




ગઝલ

રહે મન પ્રભુમાં લાગી, મુંઝાયે જગમાં વ્હાલા
મને હો આપની માદી, કૃપી એવી દીઓ વ્હાલા
નમન તનથી સદા હોજો, હમારી હ'બને વ્હાલા
ભરીને હેત હૈયામાં, શ્રવણ લ્યો વિનતી વ્હાલા
લથડતી વૃત્તિઓ મારી, મરોડો આપમાં વ્હાલા
જીવત માંઈ સદાએ હો, અવિદ્યા છુતવાં વ્હાલા
શરણ ત્રિ આધ વર્ણોનુ, રહેજો મધ્ય વર્ણોમાં
પચીને મોહ ફંદાથી, પરોવું ચિત્ત વ્હાલામાં

"ચરણ રજ"




મણકો ૧૦ મો.

રાગ વસંત તિલકા.

સત્સંગ સાર જગમા મુનિ વૃંદ માને,
સૌ પાપ તાપ દીનતા હર સ્પર્શ દાને;
તથા ત્રિવેણી નર નિત્ય સપ્રેમ સેવે,
મોહાન્ધ લોક કદિયે નવ દષ્ટિ દેવે. ૧

ભાવે ભજે અહરનિશ સૃગાગ્વાણી,
ભક્તિ સમે શયન પ્રિય પ્રમાદ આણી;
જેણે તથી નિજ સ્વરૂપ અમાબ્ધિ જોયું,
તેણે વૃથા જીવન આપ અમૂલ્ય ખોયુ. ૨

આનંદ ભેદ સમજાય ઉપાધિદ્વારા,
વારિ અભેદ રસ આમલ તિક્ત ખારા;
દેખે છબી સરપની જ્યમ બાળ બીવે;
જ્યો ગણી વિષ સુધા પણ તેમ પીવે. ૩

હા ! હા ! યથાર્થ વચને નવ મૂર્ખ પ્રીતિ,
તેથી રચી સભય રોચક શુભ રીતિ;
જેને અનાર્ય જનનો ગણુતા ગપોડાં,
ફક્કાર સુકૃત સમજે નહિ મૂર્ખ ભોળા. ૪

સ્વામી પ્રણવાશ્રમ.




## श्री सिद्धान्त दर्शनम्

### પ્રકૃતિ પાઠે. દ્વિતીય પાઠ

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૭૧ થી )

### व्यंजन्ति पुनर्गुणाः ॥ ६ ॥

**व्यंजन्ति** ( વિશેષ પણ ભાસે છે) **पुनः** ( ફરીને ) **गुणाः** ( સત્વાદિ ગુણો )

એ સૂક્ષ્મ મહાભૂતોમાં એટલે તન્માત્રાઓમાં સત્વ, રજસ્ અને તમસ્ ગુણો પાછા ઉદ્દ્ભૂત થાય છે. અર્થાત્ શબ્દાદિ દરેક તન્માત્રામાં ત્રણે ગુણો હોય છે. તે પ્રકટ થાય છે શ્રુતિ પણ છે કે—**तानि पंचतन्मात्राणि त्रिगुणानि भवन्ति। इति।** અર્થ એ પાંચ તનમાત્રાઓ ત્રણ ગુણવાળી થાય છેજેમ સૂક્ષ્મભૂતોમા ગુણો પ્રકટે છે તેમ સ્થૂલ ભૂતોમાં પણ પ્રકટે છે એ સમજી લેવું. મતલબ કે સત્વાદિ ગુણોનું કાર્ય જે તનમાત્રાઓ તેનાથી ઉત્પન્ન થતાં કાર્યમાં પણ બીજા કાર્યને ઉત્પન્ન કરનાર ગુણો અમુક પ્રકારે પ્રકટ થાય છે.

કારણ જગતની ઉત્પત્તિ કહ્યા પછી સૂક્ષ્મ જગતની ઉત્પત્તિનો પ્રકાર કહે છે.

सत्त्वत्र्यंशसमष्टेरन्तः करणं पटवत् ॥ ७ ॥

**सत्त्वत्र्यंशसमष्टेः** ( સત્વગુણના ત્રણ અંશની સમષ્ટિમાંથી ) **अन्तः करणम्** ( અંતઃકરણ ) **पटवत्** ( વસ્ત્રની પેઠે )

**પાંચ તન્માત્રાઓમાં રહેલા સત્વગુણના ત્રણ અંશ એકત્ર થવાથી અંતઃકરણ થાય છે. તંતુઓના મળવાથી જેમ વસ્ત્ર થાય છે તેમ**

દરેક તન્માત્રામાં જે સત્વગુણ રહેલો છે તેના ચાર ભાગ કરીને તેમાંથી ત્રણ ભાગ લેવા. જેમ શબ્દ તનમાત્રામાંના સત્વ ગુણને ચાર ભાગમાંથી ત્રણ ભાગ, સ્પર્શમાંના સત્વ ગુણમાંથી ત્રણ ભાગ રસમાંના સત્વ ગુણના ચાર ગુણમાંથી ત્રણ ભાગ, રસમાંના સત્વ ગુણના ચારમાંથી ત્રણ ભાગ, રૂપના સત્વમાંના ચારમાંથી ત્રણ અને ગંધના સત્વના ચાર ભાગમાંથી ત્રણ ભાગ એવી રીતે પાંચે તન્માત્રાના સત્વ ગુણના એકંદર વિશ ભાગ કરીને તેમાંથી પંદર ભાગ એકત્ર થઇ અંતઃકરણ બને છે અર્થાત્ સૂક્ષ્મ ભૂતોના સત્વ ગુણના ૩/૪ ભાગથી અંતઃકરણ બનેલું છે. અને એટલા માટેજ કહેવામાં આવે છે કે અંતઃકરણ એ સૂક્ષ્મ ભૂતોના સત્વ ગુણનું કાર્ય છે. શ્રુતિ પણ છે કે स तेषां सत्वांशं चतुर्धा कृत्वा भागत्रय समष्टितः पंचवृत्त्यात्मकमन्तःकरणमसृजदिति ॥ અર્થ તેણે પાંચ તન્માત્રાઓના સત્વગુણ અંશના ચાર ચાર ભાગ કરીને ત્રણ ભાગ ભેગા કરીને પાંચવૃત્તિવાળું અંતઃકરણ સરજ્યું.

તે અંતઃકરણના જુદા જુદા નામ કહે છે

बुद्धिमनोनाम वृत्ति वैचित्र्यात् ॥ ८ ॥

**बुद्धिमनोनाम** ( બુદ્ધિ અને મન એવા નામવાળું ) તે અંતઃકરણ છે **वृत्ति वैचित्र्यात्** ( વૃત્તિઓ ભિન્ન ભિન્ન હોવાથી.

**એ અંતઃકરણની નિશ્ચયરૂપ વિગેરે વૃત્તિઓ ભિન્ન ભિન્ન છે તેથી તેને કોઇ વખત બુદ્ધિ અને કોઇ વખત મન કહેવામાં આવે છે.**

જેમ નિશ્ચયરૂપ અંતઃકરણની વૃત્તિને બુદ્ધિ કહેવામાં આવે છે એ બુદ્ધિ પણ અભિમાનરૂપ વૃત્તિવડે અહંકાર કહેવાય છે એજ રીતે સંશય, વિકલ્પ, સંકલ્પ વિગેરે વૃત્તિઓ વડે મન કહેવામાં આવે છે. અને એજ મન સ્મરણરૂપ કે અનુસંધાનરૂપ વૃત્તિવડે ચિત્ત કહેવાય છે. તે વિષે કહ્યું છે કે—

मनो बुद्धिरहंकारश्चित्तंकरणमान्तरम् ।
संशयो निश्चयो गर्वः स्मरणं चेति वृत्तयः ॥
बुद्धितो हि ततो वृत्तिरिच्छादिरवभासते ॥ इति ॥

અર્થ—મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ અંતઃકરણ કહેવાય છે. અને સંશય, નિશ્ચય, અભિમાન, અને સ્મરણ એ અંત કરણની અનુક્રમે વૃત્તિઓ છે. એ વૃત્તિઓ બધું જોતાં બુદ્ધિની ( અંતઃકરણની ) જ છે તેથી ઇચ્છા વિગેરે વૃત્તિઓ પણ બુદ્ધિમાંથી જ પ્રકટતી દેખાય છે.

અંતઃકરણના સ્થાનના ભેદથી વૃત્તિએનો પણ ભેદ થાય છે જેમ મનનું સ્થાન બન્ને ભમરોની વચ્ચે છે એ સ્થળે રહેલું અંતઃકરણ સંકલ્પ; વિકલ્પ સંશયાદિક કરે છે. ચિત્તનું સ્થાન તેનાથી ઉપર છે ત્યાં રહેલું અંતઃકરણ સ્મરણાદિ કરે છે બુદ્ધિનું સ્થાન તેનાથી ઉપર છે ત્યાં રહેલું અંતઃકરણ નિશ્ચય કરે છે.

આ અંતઃકરણ જો કે ઘણે અંશે સત્વાત્મક છે તથાપિ તેમાં થોડા થોડા અંશ રજસ્ તમસતા પણ છે માટે જ્યારે રજસ્ અને તમસનું પ્રાબલ્ય થાય ત્યારે પ્રાણીઓની લૌકિક પ્રવૃત્તિનું અથવા સ્વભાવનું પણ પ્રાબલ્ય થાય છે. જ્યારે સત્વનું પ્રાબલ્ય થાય છે ત્યારે લૌકિક પ્રવૃત્તિઓથી ઉપરામ થાય છે અને અધ્યાત્મિક તરફ અંતઃકરણ વળે છે.

धीन्द्रियाण्येकैकांशेभ्यः ॥ ९ ॥

**धीन्द्रियाणि** ( જ્ઞાનેંદ્રિયો ) **एकैकांशेभ्यः** ( એક એક અંશમાંથી) સત્ત્વગુણના જે ચાર ભાગ પાડ્યા કહ્યા છે તેમાંથી ત્રણ ભાગનું અંતઃકરણ થયું છે એમ કહેવામાં આવ્યું છે. હવે જે દરેક તન્માત્રાનો એક એક સાત્વિક અંશ બાકી રહ્યો તેમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો થઈ છે

શબ્દના સત્વાંશથી શ્રોત્રઇન્દ્રિય થઇ છે. તેથી તે શબ્દ વિષયનું ગ્રહણ કરે છે; સ્પર્શના સત્વાશમાંથી ત્વક્ થએલ છે તથા તે સ્પર્શ વિષયને ગ્રહણ કરે છે; રૂપના અંશથી ચક્ષુ ઇન્દ્રિય ઉત્પન્ન થઇછે તેથીજ તે રૂપ વિષયને ગ્રહણ કરે છે; રસના અંશમાંથી રસના ઇન્દ્રિય થઇછે તેથી તે રસ વિષયને ગ્રહણ કરે છે. તથા ગંધના અંશથી નાસિકા ( ઘ્રાણ ) ઇન્દ્રિય ઉત્પન્ન થઇ છે તેથીજ તે ગંધને ગ્રહણ કરે છે શ્રુતિ પણ છે કે- **स तेषां सत्त्वतुरीयभागेन ज्ञानेन्द्रियमसृजत्** ॥इति॥ તેણે તન્માત્રાઓના સત્ત્વ ગુણના ચોથા ભાગમાંથી જ્ઞાનેન્દ્રિયો સરજી, અને તેથીજ

તે તે ઇન્દ્રિયો વડે શબ્દ, સ્પર્શ રૂપ રસ અને ગંધ વિષયો ક્રમે કરીને ગ્રહણ કરી શકાય છે એ ઉપરથી જે જ્ઞાન દેખાય છે તેના ભિન્ન જ્ઞાનની નાળમાંજ રહેલું, તથા રહેવા આકાશના આશ્રયવાળું અને શબ્દનું ગ્રહણ કરવાની શક્તિવાળું જે હોય તે કર્ણેન્દ્રિય એવું એનું લક્ષણ સમજવું. એ પ્રમાણે અન્ય ઇન્દ્રિયોના પણ લક્ષણ સમજી લેવા.

(કેટલાએક લોકો પ્રત્યક્ષ દેખાતા કાનને શ્રોત્ર ઇન્દ્રિય, ચામડીને ત્વગેંદ્રિય, નેત્રના આસમયડોળાને ચક્ષુ ઇન્દ્રિય વિગેરે કહે છે, પણ તે બરાબર નથી એ સઘળા તો ઇન્દ્રિયોના ગોલક છે અને એ ગોલકમાં શબ્દાદિ વિષયને ગ્રહણ કરનાર છે તેનેજ ઇન્દ્રિય કહે છે)

रजस्त्रयात् समष्टेः ॥ १० ॥

रजस्त्रयात् समष्टेः (રજો ગુણના ત્રણ અંશની સમષ્ટિમાંથી) प्राणः (પ્રાણ) ઉત્પન્ન થાય છે.

પાંચ તન્માત્રાઓમાં રહેલા રજો ગુણના ચાર ભાગ થઇને તેમાંથી દરેકના ત્રણ ત્રણ ભાગ એકત્ર થવાથી પ્રાણ ઉત્પન્ન થાય છે.

શ્રુતિપણ છે કે—स पंचभूतानां रजोंशं चतुर्धा कृत्वा भाग त्रयात्पंच वृत्त्यात्मकं प्राणमसृजत् । इति । અર્થ—તેણે પાંચભૂતોના રજો ગુણના અંશના ચાર ચાર ભાગ કરીને તેમાંના ત્રણ ત્રણ ભાગમાંથી પાંચ વૃત્તિવાળા પ્રાણને સરજ્યો. એ પ્રાણના સ્થાન ઉપરથી તથાક્રિયા ઉપરથી જુદાં જુદાં નામ પડ્યા છે જેમ—

हृदिप्राणो गुदेऽपानः समानो नाभिदेशगः ॥
उदानः कंठ देशस्थो व्यानः सर्व शरीरगः ॥

અર્થ—હૃદયમાં રહેલો પ્રાણ. ગુદામાં અપાન, નાભિમાં સમાન, કંઠમાં ઉદાન અને આખા શરીરમાં વ્યાપેલો વ્યાન કહેવાય છે એજ પ્રમાણે.

उद्गारे नाग आख्यातः कूर्मस्तून्मीलने स्मृतः ।
कृकरस्तु क्षुति ज्ञेयो देवदत्तो विजृंभणे ॥
न जहाति मृतं चापि सर्वव्यापी धनंजयः ॥

અર્થ—એજ પ્રમાણે ઓડકાર આવવાની ક્રિયા કરવા વાળો તે નાગ આંખોને ઉન્મીલનનિમીલન કરાવનારો તે કૂર્મ, છીંક આવનારો તે કૃકર, બગાસું આવનારો તે દેવદત્ત, અને મરણ પછી પણ આખા શરીરમાં રહેનારો તે ધનંજય કહેવાય છે.

એ પ્રાણોમાં જુદા જુદા ગુણની પ્રધાનતા હોવાથી તેની ગતિનાં સ્થાન પણ ભિન્ન ભિન્ન થાય છે જેમ—

नाभिकंण्ठ भ्रूमध्यान्तं प्राणः संचरते क्रमात् ।
तमोरजः सत्वोद्रेकान्नित्रैगुण्ये तदुर्ध्वभाक् ॥

અર્થ—તમો ગુણના આધિક્યથી પ્રાણ નાભિ મંડળમાં સંચાર (ગતિ) કરે છે. રજો ગુણના આધિક્યથી કંઠમાં અને સત્વગુણના અધિકયથી ભ્રુકુટીના મધ્યના છેડા ઉપર ગતિ કરે છે.

પ્રાણોનું ઉપાદાન કારણ પંચ તન્માત્રાઓનો રજો ગુણ છે અને પ્રસિદ્ધ વાયુનું ઉપાદાન કારણ આકાશ છે જેમ एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुः ज्योतिरापश्च पृथिवी विश्वस्य धारिणी ॥ એમાંથી પ્રાણ, મન બુદ્ધિ ઇન્દ્રિયો આકાશ વાયુ તેજ જળ અને જગતને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે એવી રીતે શ્રુતિમાં ઉપાદાન કારણ ભિન્ન ભિન્ન કહેલું હોવાથી પ્રાણ અને વાયુ એ ભિન્ન વસ્તુઓ છે એમ છતાં પ્રાણ અને વાયુમાં બન્નેમાં વાની પેઠે ગતિ કરવાનો ધર્મ છે તથા વાયુથી ભિન્ન પણે પ્રાણનો અનુભવ પણ ન થતો હોવાથી કેટલાક તેની ગણના વાયુમાં જ કરે છે.






## કારણ પ્રકરણ.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૭૫ થી )

નદી—(મનમાં) આ પીડા જાય તોજ સારૂં નહિતો આના સંબંધીથી બીજા પ્રેક્ષકો પણ જતા રહેશે (પ્રત્યક્ષ) એ પણ તમારી મરજી પરંતુ રોકડા પૈસા આપવાનું કહેશો તો એ મારી પાસે નથી. મારી પાસે તો આ નાટકનો સામાન છે તેમાંથી જે રૂચે તે લઇલો તેની કિંમત વધારે છે કે ઓછી છે તે વિચાર કરવાની જરૂર નથી.

જીવ—(મનમાં) આની પાસે અનેક પ્રકારની અમૂલ્ય વસ્તુઓ છે તેમાંથી મારે શું લેવું? એમ વિચાર કરે છે તેટલામાં તેના પરમ સુંદર

સદગુરૂએ મંદસ્વરથી ઉપદેશ કર્યો કે આવતી કાલે મુક્તિ નામની કન્યા સાથે તારાં લગ્ન થવાનાં છે માટે તેનાં વસ્ત્ર અને આભૂષણ ઉતારી લે. બીજા કશાને અડકવાની જરૂર નથી. જો તો ખરો કેવું આશ્ચર્ય થાય છે?

જીવ—હે મિત્ર! એતો પરસ્ત્રી છે તે સાધ્વી ને હું શી રીતે અડકું!

મિત્ર—અરે એતો નામ માત્ર પરસ્ત્રી છે સદાય પર પુરૂષમાં આ સક્ત રહેનારી, અને પર પુરૂષની ઇચ્છાથીજ અન્ય પુરૂષો પાસે નાટક રચના કરી કરીને તેમને મોહ ઉત્પન્ન કરનારી છે. એ સ્ત્રી જો સત્ય હોતતો હું તને સ્પર્શ કરવા દેત કે? એ વિશ્વસનીય ઉપદેશ સાંભળીને તેણે નટીએ પહેરેલાં વસ્ત્ર ખેચ્યાં વસ્ત્ર તાણતાંજ ભ્રમનો પડદો ઉઘડી ગયો. આભૂષણ નીકળ્યા જતાંજ સ્ત્રીનો વેશ જતો રહ્યો અને સુક્ષ્મ દ્રષ્ટીથી જોતાં તો પોતાનો પરમ મિત્ર માધવ નજરે પડ્યો. પછી કહેવાનું શું?

જીવ—(પરસ્પર પ્રેમાલિંગન કરી કહે છે) ધન્ય છે માધવજી! આપેતો નટવરની દીક્ષા લઇને હદ કરી પરંતુ સ્ત્રી થવની ઇચ્છા ક્યારથી થઇ? એતો જરા કહો?

માધવ—(સાક્ષાત્ ઇશ્વર હસીને) વાહવા જીવનજી! એ અપયશ પણ અમારે માથેજ નાંખશો છે કે? તમનેજ નાટક જોવાની ઇચ્છા થઇ, તમો સર્વેએ મળીને દ્રવ્ય એકત્ર કર્યું અને તે આપી મારી પાસે ખેલ કરાવ્યો તેથીજ સ્ત્રી વેશ લેવાની મને જરૂર પડી.

જીવ—અહો! તમેતો બહુજ કુશલ છો ત્યારે તમે નટીના વેશમાં હતા ત્યારેતો બીલકુલ ઓળખીજ શકાયા નહિ તમારૂં રૂપાન્તર થવાથી અમે સઘળા મોહિત થઇને મૂર્ખ જેવા બની ગયા.

માધવ— એ તમારૂં કહેવું ઠીક છે. પણ મારા શબ્દની પીછાણ પણ તમે ભૂલી ગયા. તેથીજ તમને એટલો વ્યામોહ થયો. જો મારા સ્વરનું તમને સંપૂર્ણ ઓળખાણ હોત તો ખેલ જોતાંજ તમને ભાન થાત કે આપણા માધવજી છે કેવળ નટવેશની ચેષ્ટા કરે છે. તો પછી તમને મોહ કદાપિ પણ થાત નહિ.

જીવ—એ ખરી જાત તો સત્ય, પણ તમે આ નાટકી વ્યવસાય છોડી દો. એ વૃથા વ્યાપારને તમારે શું કરવો છે?

માધવ—હે મિત્ર! મને પણ એનો મહાન્ ત્રાસ છે. પણ કરૂં શું? એક ખેલ સમાપ્ત કરી સ્વસ્થ નિદ્રા લઇ જાગ્રત થાઉં છું. તો પ્રાતઃકાળમાં જ પ્રેક્ષકો આવીને શિરાને બેઠાજ હોય છે!! આજ અમુક ખેલ

થવા દયો એમ કહે છે. અને આગામી ખેલના પૈસા પૂર્વ ખેલમાં જ આપી રાખે છે એથી હું નિરૂપાય થઇ જાઉં છું. શું કરૂં ?

જીવ—એક વખત તમે એ બધાનું ધન હોઇઆં કરી જાઓ. જેથી તેઓ એક વખત પેટ ભરીને પસ્તાશે અને અંતમાં સ્વસ્થ થઇને બેસશે. જેમ વ્યસની મનુષ્યને વ્યસન છૂટી જતાં સુખ થાય છે તેમ એને પણ સુખ થશે.

માધવ—ધન્ય છે ! યુક્તિ તો બહુજ સારી બતાવી. અરે આપણી પાસે જો કંઇ હોય તો બીજાને આપવું. એ વાત તો ઉત્તમ છે પણ ન હોય તો કોઇનું કાંઇ લેવું નહિ. ખરૂં કહેવરાવો તો મારી પાસે તું જે આ વસ્ત્રાલંકારાદિ જુએ છે તે પણ બીજાના ધનથી બનેલા છે તેનો ઉપયોગ સ્વાંગ—વેશ—મા થાય છે. હું કોઇને કંઇ આપતો નથી અને કોઇનું કાંઇ લેતો નથી. તે બિચારા પરિશ્રમ કરે છે, પ્રાણ ગિરવી રાખે છે. અને હરકોઇ પ્રકારે પૈસા જમા કરીને મારે હાથે તેની વ્યવસ્થા કરાવે છે. તેમની આજ્ઞા પ્રમાણે જ હું વ્યવસ્થા કરૂં છું. તેઓનો મારાપર જ્યાંસુધી આવા પ્રકારનો વિશ્વાસ છે ત્યાંસુધી હું તેમનું ધન શી રીતે ડુબાવું ! તે તમેજ કહો ? તેઓની જેવી ઇચ્છા હોય છે તે પ્રમાણે હું કીધ કરૂં છું અગર એમજ કહેવું જોઇએ કે જે સર્વની ઇચ્છા તે મારી ઇચ્છા મને સ્વત કાંઇ કર્તવ્ય છેજ નહિ તેથી "હું કેવલ નિરિચ્છ છું"

જીવ—હે મિત્ર તમારૂં ઐશ્વર્ય જોતાં તો તમે સાક્ષાત્ લક્ષ્મીપતી છો. અને કહો છો કે હું કેવલ નિરિચ્છ છું બીજાની ઇચ્છા તે મારી ઇચ્છા જો એમ છે તો એ મૂર્ખ લોકોની બુદ્ધિ પોતાના હિતાહિતનો પણ વિચાર કરી શકતી નથી તેથી જ તે મોહમાં ફસાઇને મરે છે. હવે આ પ્રકારે તેના નાશની જે ઇચ્છા તે પણ તમારી ઇચ્છા ખરી કે નહિ ?

માધવ—હે મિત્ર તમે તો આ વખત મને બોલતોજ બંધ કર્યો પણ થોડો વિચાર કરી જુઓ કે મેં શું કહ્યું છે ! હું તો કેવલ નિરિચ્છ છું તમારો હિતેચ્છુ છું એમજ કહ્યું છે ને ? તમે તમારા હિતની ઇચ્છા રાખશો તો હિત થશે અને અનહિતની ઇચ્છા રાખશો તો અનહિત થશે દર્પણમા જો મુખ વાકું રાખીને જોશો તો વાકું દેખાશે અને સિધું રાખીને જોશો તો સિધુ દેખાશે.

જીવ—એ વાત સત્ય, પણ દર્પણ કોઇને પોકારીને કહેતું નથી કે મારામા તમારૂં મુખ આવીને જુઓ, ત્યારે તમેતો જગન્નાટકના સૂત્રધાર બની બેઠા છો ગમે તેવા ચેષ્ટાઓ કરવી અમારા જેવા અજ્ઞાની જીવોને

મુર્ખ બનાવી દુર્દશા કરવી અને અંતે પોતે દૂર રહી કહેવુ કે " હુ તો કેવલ નિરિચ્છ છુ " ઠીક છે મોટાને બધુંય શોભે

માધવ—અરે તમે તો સારાસાર વિચાર કરનાર છો છતાં એકદમ મારી બાબતમાં વિપરીત કલ્પના કરી ક્રોધાયમાન્ શા માટે થાઓછો જરા શાંન્તિ પૂર્વક વિચાર કરી જુઓ, જેમ દર્પણ કોઇને મુખ જોવા બોલાવતું નથી તેમ હુ પણ કોઇને કહેતો નથી કે હુ નાટક કરૂં છુ તે તમે જોવા આવો તમેજ સર્વ જીવો નાના વિધ કર્મ રૂપ દ્રવ્ય એકત્ર કરી આ ચૌદભુવનાત્મક સૃષ્ટિમંડપ નિર્માણ કરાવો છો અગત વિધ સુખ દુ:ખાત્મક ભોગ્ય વિષય રૂપ ભૂષણ નિર્માણ કરો છો, કર્માનુસાર તેનો ઉપયોગ પણ લ્યોછો અને આનો કોઇ વ્યવસ્થાપક હોય એવી બુદ્ધિથી કોઇને " ઇશ્વર " એવું નામ પણ આપો છો કોઇ વેશ ધારણ કરીને નાચો પણ છો અર્થાત્ વિધવિધ જીવ થઓ છો, કોઇ નાટકમાથીજ ઉપદેશ ગ્રહણ કરી ને પ્રેક્ષકો માથી કોઇ જ્ઞાની પણ બનો છો. અને નટ ક્યા ભૂલ કરે છે તેનું દક્ષતા પૂર્વક નિરીક્ષણ પણ કરો છો. ત્યારેજ તમારા મુખમાં એવાં વ્યંગ વચન નીકળે છે કે " મોટાને સઘળુ શોભે ".

જીવ—હે મિત્ર ! ક્ષમા કરો. કોપ ન કરો. યદિ જીવેજ ઇશ્વર બનાવ્યો હોય તો પછી તેણે જીવોને આધીન રહેવું જોઇએ. અને એ જ્યાર ચાહે ત્યારે તેમના દેખવામાં પણ આવવો જોઇએ

માધવ—ત્યારે અત્યાર સુધી મે શુ કહ્યુ ? તેથીજ નટ પ્રેક્ષકોને આધીન છે અને તેમની ઇચ્છા પ્રમાણે ખેલ કરે છે. તેમની ઇચ્છાને આધીન હોવાથીજ એ સર્વ જીવો તેનો અનાદર કરીને તેમ વિધરૂપથી । જોતાં નાના વિધ વેશથી જુએ છે અને તે " હુ ઇશ્વર છુ " એમ સ્વયં કદિ કહેતો નથી એજ રીતે દર્પણ પણ મારામા મુખ જુઓ એમ કોઇને કહેતુ નથી. એ રીતે ઇશ્વર અને દર્પણ બેઉ તટસ્થ ઉદાસી છે.

જીવ—હે મિત્ર તુ તો મહાન્ ધૂર્ત છે બોલીને નીકળી જાય છે અને મને ભ્રાન્તિમા નાખી દે છે ભલા હુ પૂછુ છુ કે જીવે જ પોતાના કર્મથી સૃષ્ટિ બનાવી છે, ભોગ્ય વિષયો પણ તૈયાર કર્યા છે અને તેઓ જ પોતાની ઇચ્છાનુસાર જે ચાહે તે કરી લે છે અને આ સંપૂર્ણ રચના તેમણે જ નિર્માણ કરી છે જો એમજ છે તો આ સ્વતંત્ર જીવોને ઉત્પન્ન કોણે કર્યા ? કે તે પોતાની મેળે થયા ?

માધવ—અરે ઇશ્વરને ઇશ્વરત્વ જ્યારે આપ્યું છે તો પછી તેનો નિર્માતા બીજો કોણ હોય અને ક્યાથી આવે ? તે પોતાની મેળે જ જીવ બન્યા છે એમ કહેવામાં કશી હરકત નથી.

જીવ—આ તમારૂં બોલવું જુદાજ પ્રકારનું અને બીજાને ફસાવનારૂં છે. આમાં કંઈ તથ્ય નથી. ઈશ્વર કદાપિ પણ મરતો નથી ત્યારે આ જીવ નિત્ય મરે છે. જન્મ લે છે અને ભ્રાન્તિમાં રઝળ્યા કરે છે. એવાને શું તમે સ્વતંત્ર કહો છો ? અર્થાત્ દરિદ્રને રાજાનું રાજ્ય આપવું અને જાતે કંગાલ રહી ભીખ માગતા ફરવું એવોજ આ પ્રશ્ન છે.

માધવ—હે મિત્ર ! અતિ સુંદર કહ્યું. તારૂં આ કથન અક્ષરશઃ સત્ય છે યથાર્થ દૃષ્ટિએ આ જીવ મૂલમાં રાજા જ છે. ત્રિભુવનનું રાજ્ય એનુંજ છે તેમણે પોતાની ઇચ્છાથી જ દારિદ્ર ધારણ કરીને સર્વ રાજ્ય ઈશ્વરને સુપ્રત કરે છે અને હમેશાં ભીખ માગવાની આદત પડવાથી પોતાના ઐશ્વર્યને ભૂલીને ભટક્યા કરે છે એનેબીજો શું કરે ?

જીવ—યદિ આજ સત્ય છે તો ઈશ્વરે તેમનું રાજ્ય પાછું આપીને તેમને સુખી શા માટે ન કરવા ?

માધવ—અરે ભાઇ જો ઇશ્વરે લીધું હશે તો આપશે. જીવે જ આપેલું છે અને તે પોતાની ઇચ્છામાં આવે ત્યારે પાછું લે. " મને રાજ્ય આપો " એમ ઇશ્વરે કહ્યું નથી અને તમે જ્યારે તમારૂં રાજ્ય પાછું લેશો ત્યારે તે પ્રતિબંધ પણ કરશે નહિ. તેથીજ ઇશ્વર નિરિચ્છ અને નિરભિલાષ છે.

જીવ—હે મિત્ર ! આ સર્વ અમારી જ મૂર્ખતા છે કે અમે અમારૂં રાજ્ય છોડી ભીખ માગતા ફરીએ છીએ

( સંપૂર્ણ )




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૮૦ થી )

(३) अथसीमन्तोन्नयनम्

मूलम्—अथ सीमन्तोन्नयनम् । पुंसवनवत् ॥
प्रथमगर्भे मासे षष्ठेऽष्टमे वा ॥ इत्यादि पारस्कर सूत्रम् ॥

આ સીમન્તોન્નયન સંસ્કારમાં ભિન્નભિન્ન આચાર્યોના બે મત છે. કોઇ આચાર્ય આને ગર્ભસ્થ બાલકના સંસ્કારમાને છે. તેમના મત

પ્રમાણે પ્રત્યેક ગર્ભ વખતે સીમન્તોન્નયન સંસ્કાર થવો જોઇએ પરંતુ શુક્લયજુર્વેદની માધ્યંદિની શાખાના ગૃહ્યસૂત્રકાર પારસ્કરાચાર્યના મત પ્રમાણે આ સંસ્કાર પ્રથમ ગર્ભમાંજ થવો જોઇએ, દરેક ગર્ભમાં નહિ તેમજ મહર્ષિ દેવલ તથા હારીતે પણ એમજ કહેલું છે. એક વખત સંસ્કારદ્વારા એકવાર શુદ્ધ થએલ ક્ષેત્રાદિ દ્વિજોની સ્ત્રીઓ જેજે ગર્ભને ઉત્પન્ન કરે છે તે તે સંતાન શુદ્ધ સંસ્કારી થાય છે.

જે મહિનામાં ગર્ભ સ્થિતિ થઇ હોય તેથી છઠ્ઠા અથવા આઠમા માસે સીમન્તોન્નયન સંસ્કાર કરવા જોઇએ યદિ છઠ્ઠાવા આઠમાં મહિનામાં કોઇ કારણને લઇને સીમન્તોન્નયન ન થઇ શકે તો શંખધર્મશાસ્ત્રકારનો મત છે કે સંતાનોત્પત્તિ પૂર્વે હરકોઇ દિવસે સીમન્તોનયન સંસ્કાર કરી લેવા જોઇએ. એક આચાર્યે એમપણ કહ્યુ છેકે સીમન્તોન્નયન થતાં પહેલા સંતાન ઉત્પન્ન થઇ જાયતો બાળકને સ્ત્રીના ખોળામાં રાખીને પ્રથમ સીમન્તકર્મ કરી પછી જાતકર્મ કરે.

## सीमन्तोन्नयन प्रयोगः

સીમન્તોન્નયન સંસ્કારને દિવસે પુરુષ સ્ત્રી સહિત મંગલદ્રવ્યયુક્તજલથી સ્નાન કરી, ચીરદાર બે શુદ્ધવસ્ત્ર ધારણ કરી શુભાસન પર બેસી આચમન પ્રાણાયામ કરી ॐ विष्णुः ३ ઇત્યાદિ સંકલ્પના અંતમાં अस्याः मम भार्यायाः૦ બોલીને ગણેશ પૂજનાદિ કર્મ સંકલ્પ પૂર્વક કરે સ્વસ્તિ પુણ્યાહ વાચનમાં અંતમાં धाता प्रीयताम् એમ કહેવુ જોઇએ

મંડપ કરીને તેની વચ્ચે એક હાથ લાંબી પહોળી વેદી બનાવે. વેદી પર પાંચ ભૂસંસ્કારો કરે. ત્રણ દર્ભ લઇ વેદીની પૃથ્વીને વાળીને, દર્ભને ઇશાન ખૂણામાં ફેંકી દે છાણ અને પાણીથી તેને લીંપે સુવના મૂલથી એક ઉપર એક પ્રાગાયત ત્રણરેખાઓ કરે અનામિકા અને અંગુઠાથી રેખાઓમાંથી માટી ઉઠાવીને ફેંકી દે પછી વેદિપર જલ સિંચન કરે. કાંસાના અથવા માટીના પાત્રમાં મંગલનામક અગ્નિને લાવી સ્થાપન કરે. ત્યાર પછી પુષ્પ, ચંદન, તાંબુલ અને વસ્ત્રને લઇને ओमद्य० ઇત્યાદિ વાક્ય બોલીને યજમાન બ્રહ્માનુ વરણ કરે અને પુષ્પાદિ બ્રહ્માના હાથમાં આપે બ્રહ્મા લઇને वृतोऽस्मि કહે ત્યારે यथाविहि० યજમાન કહે અને બ્રહ્મા करवाणि કહે ત્યારે અગ્નિથી દક્ષિણમાં શુદ્ધ આસન નાખી તેના ઉપર પૂર્વમાં અગ્રભાગ રહે એવીરીતે દર્ભ પાથરે બ્રહ્માને અગ્નિની પ્રદક્ષિણા કરાવી अस्मिन्कर्मणि त्वं मे ब्रह्मा भव ॥ આ કર્મમાં તમે મારા બ્રહ્મા

થાઓ એમ કહી બ્રહ્માના મત્રાભિ કહ્યા પછી તે આસનપર બ્રહ્માને ઉત્તરાભિમુખે બેસાડી ( દર્ભના બ્રહ્મા બનાવ્યા હોય તો પણ ઉપર કહ્યા પ્રમાણે વરણ વિધિ કરે ) પ્રણીતા પાત્રને સામે રાખી પાણી ભરીને દર્ભથી ઢાંકે પછી બ્રહ્માના મુખ તરફ જુએ. પછી અગ્નિથી ઉત્તર દિશામાં દર્ભની ઉપર પ્રણીતાપાત્રને પ્રાગગ્ર રાખે. ત્યારબાદ ચાર મુઠ્ઠી દર્ભ લઇને અગ્નિની ચારે તરફ પાથરે. ચોથા ભાગનો દર્ભ અગ્નિ ખૂણાથી ઇશાન ખૂણા સુધી બીજો ભાગ બ્રહ્માના આસનથી અગ્નિ સુધી, ત્રીજો ભાગ નૈઋત્ય કોણથી વાયુ ખૂણા સુધી ચોથો અગ્નિથી પ્રણીતા સુધી. પૂર્વાગ્ર અને ઉત્તરાગ્ર રાખી બીછાવે. પછી અગ્નિથી ઉત્તરમાં પ્રાક્‌સંસ્થ પાત્રા સાદન કરે. પવિત્ર છેદન માટે ત્રણકુશ અગ્ર ભાગ સહિત જેમાં બીજો દર્ભ ન હોય એવા બે કુશ, પ્રોક્ષણી પાત્ર, આજ્યસ્થાલી, સંમાર્જન કુશ, ઉપયમન કુશ, ખાખરાની ત્રણ સમિધા, સ્રુવ, આજ્ય, ચાવલોથી ભરેલું એક પૂર્ણ પાત્ર, તિલ અને મગ મેળવેલ ચોકખા ચરૂ માટે, આ બધી વસ્તુઓ ક્રમ પૂર્વક રાખવી. ત્યાર પછી વીણા પર ગાન કરનારા બે બ્રાહ્મણોને બેસાડવા, પીપલાના લાકડાની ખુંટી ત્રણ જગોએથી સફેદ એક સીસોળીયું, પીળા સુતથી વીટેલું, એક ત્રાક, તેર તેર દર્ભની ત્રણ પિંજણીઓ, ( કાપડ હોળવાનું એક પ્રકારનું સાધન ) ઉમરડાનાં બે ફલ, સહિત પ્રાદેશ માત્ર ઉમરડાની ડાળી, એ સર્વ લઇને પવિત્ર છેદન કુશની પવિત્રી બનાવી હાથમાં ધારણ કરીને જમણા હાથથી પ્રણીતાના જળને પ્રોક્ષણી પાત્રમાં નાખી અનામિકા અને અંગુઠથી પકડેલ પવિત્ર વડે જલનું ઉત્પવન કરે. ( પાણી છાંટ-સંસ્કાર કરે ) પ્રણીતાના જળને પ્રોક્ષણીના જળને પવિત્ર દ્વારા ત્રણ વાર અભિસેચન કરીને પ્રોક્ષણી પાત્રના જલથી સર્વ પદાર્થને જળ છાંટે પછી અગ્નિ અને પ્રણિતા પાત્રની વચ્ચે પ્રોક્ષણી પાત્રને રાખી દે. પછી આજ્યસ્થાલીમા ઘીના પાત્રમાં ઘી નાખવું, અને ચરૂપાત્રમાં તલ, મગ, ચોખા નાખી પ્રણીતાના પાત્રથી ત્રણ વખત લેને ધોઇ નાખવા. પછી પ્રણીતાના થોડા જલ સહિત યજમાન સ્વયંચરૂ લે અને બ્રહ્મા આજ્ય પાત્ર લે અને અગ્નિ ઉપર ઉત્તરના ભાગમાં ચરૂ અને દક્ષિણમાં આજ્ય પાત્ર રાખે. જ્યારે ચરૂ તૈયાર થાય ત્યારે સુકા દર્ભને સળગાવી તેના ઉપર ફેરવી સળગતા દર્ભને અગ્નિમા નાખી દે. પછી સ્રુવને ત્રણ વખત અગ્નિ સ્પર્શ કરાવી, સમાર્જન કુશોના અગ્ર ભાગથી સ્રુવને સાફ કરી પ્રણીતાનું જલ છાંટે પછી ફરી તપાવી ફેરવીને અગ્નિ દક્ષિણમાં સ્રુવને રાખી દે. ત્યાર બાદ તપેલા ઘીને અગ્નિપરથી ઉતારી ચરૂની પૂર્વ તરફથી લઇ સામે રાખે. અને

આજ્યની તરફથી ચરૂને ઉતારી આજ્યની ઉત્તરમાં મૂકે. ત્યારબાદ પ્રોક્ષણી-ની પેઠે પવિત્રોથી ઘીમાં પણ ત્રણ વખત ઉત્પવન કરે. ઘીમાં તપાસ કરવો કે કોઈ ખરાબ વસ્તુ હોય તો તે કાઢી નાખવી. પછી ત્રણ વખત ઉત્પવન કરવું. ત્યારબાદ ઉઠીને ઉપયમન કુશોને ડાબા હાથમાં લઇને પ્રજાપતિનું મનથી ધ્યાન કરીને, ઘીમાં ડુબાવીને ત્રણ સમિધાઓ મૌન રહીને એકએક અગ્નિને ચડાવે. પછી બેસીને પવિત્ર સહ પ્રોક્ષણીના જલને પ્રદક્ષિણાના ક્રમથી ઇશાન ખૂણાથી લઇને ઉત્તર દિશા સુધી અગ્નિની ચોતરફ ધાર કરે. પ્રણિતા પાત્રમા બેઉ પવિત્ર રાખીને પ્રોક્ષણી પાત્રનું વિસર્જન કરે. તદન-ન્તર જમણા ઘૂંટણને પૃથ્વીને અડાડીને બ્રહ્મ.થી અન્વારબ્ધ થએલો યજમાન પ્રજ્વલિત અગ્નિમા સ્રુવથી ચાર આહુતિ ઘીની આપી હોમ કરે. દરેક આહુ-તિ આપતી વખતે સ્રુવમાં બચેલ ઘીનું બિંદુ પ્રોક્ષણી પાત્રમાં નાખતો જાય. પ્રજાપતિનું ધ્યાન કરીને મૌન રહીને આપે. ત્યાગ યજમાન પોતેજ બોલતો જાય. આઘારની બે અને આજ્ય ભાગની બે આપી, ચરના ઘીથી અભિ ઘારણ કરીને ચરનો સ્રુવાથી ૐ પ્રજાપ૦ મંત્ર ભણી હોમ કરે. ત્યાર પછી ઘીથી અભિઘારિત સ્થાલી પાક દ્વારા સ્વિષ્ટકૃત્ આહુતિ કરે. એ રીતે મહા-વ્યાહૃતિઓની ત્રણ, સર્વ પ્રાયશ્ચિતની પંચ તથા પ્રાજાપત્ય અને સ્વિષ્ટકૃત બે કુલ ચૌદ આહુતિઓ ત્યાગ સહિત આપે પછી સંસ્ત્રવ પ્રાશન કરી હાથ ધોઇ આચમન કરી બ્રહ્માને દક્ષિણા આપે. બ્રહ્મા ૐ સ્વસ્તિ કહીને દક્ષિણા લે. ત્યાર પછી પવિત્રાઓ દ્વારા પ્રણીતાનું જલ લઇને ૐ સુમિત્રિ॰ મંત્ર ભણીને પોતાના માથા ઉપર છાંટે ૐ દુર્મિત્રિ॰ મંત્ર બોલી પ્રણીતાના જલને ઇશાન દિશામા ફેંકી દે. અને પવિત્રોને પાથરેલા દર્ભમાં નાખે. પછી જે ક્રમથી દર્ભ બીછાવ્યો હતો તેજ ક્રમથી પવિત્રો સહિત ઉઠાવીને દર્ભને આજ્ય સ્થાલીમાં બચાવેલુ ઘી લગાવીને દેવાગાતુ॰ મંત્રના અંતમાં અગ્નિમાં નાખી દે. ત્યાર બાદ પાટલા ઉપર કોમળ આસન પાથરીને તેના ઉપર ગર્ભિણીને બેસાડે. પછીથી બે ફલ અને સુવર્ણસહ ગુલરની શાખા તેર તેર કુશની ત્રણ પિંજુલીઓ, ત્રણ સ્થાનમાં ધોળાશાહુડીનો કાંટો (સોયોળીયુ) પીળું સૂત્ર વીટેલ એક લોખંડની ત્રાક અને અણીવાળી એક પીપલાના લાકડાની ખૂંટી એ પાંચને એકત્ર કરી પતિ સ્ત્રીના વાળને ડાબી અને જમણી એમ બે બાજુ વિભાગ કરે. ૐ ભૂ:॰ એ ત્રણ મંત્રોથી સેંથો પાડે. પછી ૐ અય મૂર્જાપતી॰ મંત્ર બોલીને ઉક્ત પાંચે વસ્તુઓ સ્ત્રીની વેણીમાં બાંધી દે. ત્યાર પછી વીણાપર ગાન કરનારા બ્રાહ્મણો સોમપવ॰ વિગેરે મંત્રનું ગાન કરે. આ સીમાન્ત સંસ્કારની પૂર્ણતા માટે દશ બ્રાહ્મ-

ણુને ભોજન કરાવીશ શ્રીકર્ભાગ દેવતા પ્રસન્ન હો. એવો સંકલ્પ કરે. પછી આવેલા બ્રાહ્મણોનો પણ ચંદન, પુષ્પ દક્ષિણા આદિથી સત્કાર કરી તેમનો આશીર્વાદ લઇ, અગ્નિનું વિસર્જન કરે પછી યાન્તુ૦ શ્લોક બોલી માતૃગણનું વિસર્જન કરે. પછી સ્રુવાના મૂલ દ્વારા કુંડમાંથી ભસ્મ લઇને ત્ર્યાયુષં૦ મંત્રથી લલાટમાં કશ્યપસ્ય૦ થી ગ્રીવાપર યદ્દેવેષુ૦ જમણા હાથના મૂળમાં તન્નોऽસ્તુ૦ થી હૃદયમાં ભસ્મ લગાવે. એ પ્રમાણે વધૂને પણ લગાવે. ત્યાર પછી સંકલ્પ કરેલ ૧૨ બ્રાહ્મણોને ભોજન કરાવે.

॥ इति सीमन्तकर्म समाप्तम् ॥



## पुराणोनी महत्ता.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૮૬ થી )

ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળની વાતો વેદમાં લખેલી છે. એ બીજના આધારે વ્યાસજીએ પુરાણ લખ્યાં એ વાત માનીએ તોપણ શંકાએ થાય છે કે પુરાણો અઢાર કેમ? સમાધાન—મહાન્ આપત્તિની વાત છે કે પશ્ચિમના સંસર્ગના યોગે નવયુવકોના અંતઃકરણમાં સંસ્કારજ એવા પડ્યા છે કે "ભરતખંડનું કાંઇ પણ સારૂં નથી" તેથી સુધરેલા સાહેબો એમજ સમજી બેઠા છે કે હિંદમાતાનાં પ્રાચીન સંતાનોમાં કશી અક્કલજ નહોતી. આપણા રીત, રીવાજ, આચાર, વિચાર, વ્યવહાર એ બધા જંગલીજ છે અને પશ્ચિમનાજ ઉત્તમ છે એમ માની પોતાનું કાઢી પારકાનું ઘરમાં ઘાલવા મચી પડ્યા છે. ખૂબી એ છે કે પશ્ચિમવાસીઓ અનુભવ કરી જે વાતને દૂર કરવા ઇચ્છે છે તેને ભારતવાસીઓ સંઘરે છે આવા પ્રકારની બુદ્ધિ જેને તેવી શંકાઓ કરે તેમાં આશ્ચર્ય શું છે! પુરાણ અઢાર છે તોએ શંકા કરી જો બાર હોત તો એ શંકા કરત કે બાર કેમ? અર્થાત્ દરેકાઇ સંખ્યાને માટે શંકાને અવકાશ છે. સનાતન ધર્મમાં દરેક સંખ્યાનું રહસ્ય બનાવવામાં આવ્યું છે પરંતુ જેને પોતાના ઘરની મહત્તાની ખબર નથી તે પામરો અહારના ભપકાથી મોહિત થાય

તેવો આ પ્રકાર છે. શ્રી સનાતન ધર્મમાં તો અઢાર સંખ્યા સૂચક ઘણી વાતો છે. પુરાણ ૧૮ સ્મૃતિઓ અઢાર, ગીતાના અધ્યાય અઢાર, મહાભારતનાં પર્વ અઢાર, શ્રીમદ્ ભાગવતના શ્લોક અઢાર હજાર, મહાભારતનું યુદ્ધ પણ અઢાર દિવસ ચાલ્યું, બેઉના લશ્કરની સંખ્યા પણ અઢાર અક્ષૌહિણી વિગેરે. આમાં પણ એક કારણ રહેલું છે પણ તે કારણ વિચાર કરનાર અને શોધનારનેજ જડે છે અન્યને નહિ, હાલના વિદ્વાનો જેટલા તર્ક કુશળ છે તેટલા શોધક નથી તેમ કેવળ સ્થૂળ ભૌતિક વિષયમાં રમનારી તેમની બુદ્ધિ તેને ભેદીને પાર જઈ શકતી નથી. જેથી એ લોકો એમ બકાવે છે કે જે વાત અમારી બુદ્ધિમાં ન ઉતરે તેને અમે શી રીતે માનીએ? જાણે બધુંએ સમજવાનો તેમની બુદ્ધિએ ઇજારો રાખ્યો હોય ! સમજવાની શક્તિ નથી પોતાની, છતાં વગોવે છે સનાતન ધર્મના શાસ્ત્રોને ? પુરાણાદિ અઢારની સંખ્યાનું સમાધાન બહુ પ્રકારે થઇ શકે તેમ છે. એમાંથી એક પ્રકાર એ છે કે પાંચ કર્મેન્દ્રિયો પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને અહંકાર એ સઘળાં મળી અઢાર છે એનાથી નિત્ય પાપ થાય છે. એ અઢાર પાપોનો નાશ કરવા માટે એક એકની શુદ્ધિના વિચારો બનાવ્યા છે બીજા પ્રકારે ગીતાજીમાં કહેલી આઠ પ્રકારની પ્રકૃતિ અને એક પરમાત્મા એટલે અઢાર. તેનો ભાવ એ છે કે એક પરમાત્માને આધારે આઠ પ્રકારની પ્રકૃતિનો આખેલ છે તેના અલૌકિક સ્વરૂપો પુરાણમાં બતાવ્યાં છે અંતરમુખ વૃત્તિઓ થયા સિવાય આ બાબતો સમજાય તેવી નથી તેથીજ પુરાણોના મર્મને નહિ સમજનારાઓ ગોથાં ખાય છે હીરાની અંદર રહેલા તેજને-પાણીને-ઝવેરીજ પરખી શકે ઢોર ચારનાર ગોવાળીઆઓ તો તેને પથ્થર સમજે. તેવીજ વાત પુરાણોની છે અજ્ઞ મનુષ્ય હીરાને પથ્થર કહે તેથી ઝવેરીની દૃષ્ટિથી જેમ તેની કિંમત ઘટતી નથી તેમ પુરાણોના હેતુને નહિ સમજનારા ગમે તેમ બકવાદ કરે તેથી બુદ્ધિમાનોના મનમાંથી પુરાણની મહત્તા ઘટવાની નથી.

કોઇ એવી વાત આગળ કરે છે કે પુરાણોમાં અનેક પ્રકારના વિરોધ છે તેથી પુરાણ એક જણનાં કરેલ હોય એમ લાગતું નથી. આ શંકા પણ સમજ્યા વિનાની છે. અઢારે પુરાણ મહર્ષિ વ્યાસે લખ્યાં છે. અને દરેક પુરાણમાં જેને મુખ્ય કરેલા તે દેવની મહત્તા કરાવીઅન્ય દેવને ગૌણપણું હકીકત લખી છે વસ્તુત પરમાત્મા એકજ છે. પણ અનેક રૂપવાળી માયાની ઉપાધિથી તે બહુરૂપે થયો છે તે બહુરૂપ છતાં વસ્તુત એકજ છે

એ રહસ્ય પુરાણમાં ઉત્તમ રીતે સમજાવ્યું છે; શિવ, વિષ્ણુ, સૂર્ય, શક્તિ, ગણેશ વરુણ, કુબેર, ઇન્દ્ર,આદિ સર્વ દેવો પરમાત્માની એક એક શક્તિ છે તેનુ બળ, તેનું ઐશ્વર્ય અને તેનો મહિમા પુરાણમાં સમજાવવામાં આવેલ છે. એ વાત વિચારનારને સહજે સમજાય તેવી છે. છતાં એક દાખલો લઇએ.

એક રાજાને ત્યા પુત્ર જન્મ્યો. રાજાએ તેનો હર્ષ બતાવવા દરબાર ભર્યો. તેમા જુદા જુદા કવિઓ રાજાને અભિનંદન આપનાર આવ્યો બનાવી લાવ્યા પછી ક્રમપૂર્વક સભળાવવા લાગ્યા. એક કવિ બોલ્યો ( ભાવાર્થ ) હે રાજા! આ કુમાર આપથી ઉત્પન્ન થયો છે. તેના જન્મનું કારણ આપ છો. આપ ન હોતે તો બાળક શી રીતે ઉત્પન્ન થાત! માટે આપને ધન્ય છે.

બીજો કવિ—હે રાજન્! રાણી સાહેબનેધન્ય છે કે જેમણે કુંવરને જન્મ આપી, આપને તથા સકલ પ્રજાને આનંદ ઉપજાવ્યો. નવ માસ સુધી આવા અમૂલ્ય રત્નને પોતાના ઉદરમાં રાખનાર રાણી સાહેબને ધન્ય છે.

ત્રીજો કવિ—રાજાજી! વિશ્વમાં સર્વોત્તમ વસ્તુ અન્ન છે. તે ખાવા-થી રજ વીર્ય થાય છે અને તે વડે રાજકુમારની ઉત્પત્તિ થઇ છે. અન્ન ન હોય તો પુત્ર ઉત્પન્ન થાય નહિ. માટે અન્ન દેવને ધન્ય છે.

ચોથા કવિ—હે સવિતૃ દેવ આપને ધન્ય છે આપની સત્તાથીજ અન્નનો પરિપાક થયો અને તે અન્ન વડે રાજાને પુત્ર થયો.

પાંચમો કવિ—કર્મની પ્રશંસા કરવા લાગ્યો. આ રીતે રાજકુમારને લક્ષીને જુદા જુદા કવિઓનો ભિન્ન ભિન્ન દૃષ્ટિથી ભાષણ કર્યો. એજ રીતે પુરાણોમાં પણ એક પરમાત્મા તરફ ધ્યાન રાખી તેમની જુદી જુદી શક્તિઓનું વર્ણન કર્યું છે. માટે તેમાં વિરોધ છેજ નહિ. અને આવા નજીવા તર્ક કરવાથી પુરાણની મહત્તા ઘટતી નથી.

કોઇ એમ કહે છે કે એ બધુ તો ઠીક પણ પુરાણોમા હજારો વાતો એવી લખેલી છે કે જે માનીજ શકાય નહિ. તેમજ સૃષ્ટિ નિયમ વિરુદ્ધતા પણ તેમાં જોવામાં આવે છે. તેનો ખુલાસો શો છે? પ્રથમ તો પુરાણોમાં જે જે વાતો લખી છે તે સમજવાને તમારી બુદ્ધિમાં જે સામગ્રી જોઇએ તે તમે મેળવી નથી તેથી સમજાતું નથી કે તમે સર્વ સામગ્રી મેળવી છે છતાં સમજાતું નથી; બીજી રીતે તમે એ પુરાણોનો કોઇ જાણકાર પાસે

અભ્યાસ કર્યો અને નથી સમજાતું કે અભ્યાસ કર્યા વિના જ ગપ ચલાવો છો કે નથી સમજાતું? જેવા પ્રકારની વાતો પુરાણોમાં લખી છે તેવીજ વાતો અન્યત્ર પણ છે ત્યાં તમને શંકા કેમ થતી નથી? આ બધું શું સૂચવે છે આપણી અધમતા, પશ્ચિમનો હરકોઇ પુરૂષ પોતાની અપૂર્ણ વાત કહે તે સાચી અને સર્વજ્ઞ ઇશ્વર સમાન સામર્થ્યવાળા આપણા પૂજ્ય મુનીઓ જે વાત કહે તેમાં અનેક શંકાઓ. હાય! ભારત વર્ષ તારા સંતાનોમાં વર્ણ સંકરતા પ્રસરવા લાગી છે. તેનુંજ આ પરિણામ છે. સુધારકો અને નામધારી દેશોદ્ધારકો એમજ સમજી બેઠા છે કે અમને જે ઠીક લાગે તેજ ધર્મ. બાકી હિંદમાં તો કાંઇ નથી એમ સમજી બિચારા પોતાના હૃદયમાં ભરેલી વાહીયાત વાતોને આગળ કરી દેશોન્નતિના ડંકા વગાડી રહ્યા છે. તેમનો આ પ્રયોગ પાવૈયાના કૂદવા જેવો છે. એ વાત નિશ્ચિત છે કે ધર્મોન્નતિ સિવાય દેશનો અભ્યુદય ઇચ્છવો એ એક પ્રકારની મૂર્ખતા છે, શાસ્ત્રમાં સ્પષ્ટ સમજાવ્યું છે કે,धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः। અધર્મીઓથી હણાએલો ધર્મ દુનીઆને હણે છે અને ધર્મીઓથી રક્ષાએલો ધર્મ જગતનું રક્ષણ કરે છે તો જે અધર્મીઓ ધર્મનો ધ્વંસ થાય એવા પ્રકારે પોતાની અગર દેશની ઉન્નતિ માને છે તેઓ અધમતાના ઊંડા ખાડામાં ઉતરતા જાય છે પરંતુ તેમના આવા વિચારો એ બાબત તેમને એકાએક સમજવા દેતા નથી. તેથી તે શંકાઓમાંજ તરવરતા રહે છે. પુરાણોમાં ત્રણ પ્રકારની ભાષા છે આ વાત મહર્ષિ ભારદ્વાજ કહે છે.

अध्यात्मभाषा प्रथमा लौकिकीति ततः परा।

तृतीया परकीयेति शास्त्रभाषा त्रिधा स्मृता ॥

અર્થ—અધ્યાત્મ ભાષા એ છે કે જે ભાષાદ્વારા શરીર કથાને સંસારી ઇતિહાસનું રૂપક આપીને વર્ણવવામાં આવે. આવો પ્રકાર કરવામાં શાસ્ત્રકારનો આશય એ છે કે નામ રૂપમાં રાત દિવસ રમનાર જીવાત્મા, નામ રૂપના આધારથી તત્ત્વજ્ઞાનની ગૂઢ હકીકતને સરલતાથી સમજી લે. ઉદાહરણ તરીકે એક રાજા નવદ્વાર વાળી નગરીમાં નિવાસ કરતો હતો. એ રાજા કેવળ પોતાની રાણીને વશ હતો. રાણી કહે ઉઠ તો ઉઠે અને બેસ કહે તો બેસે. ટુંકામાં જે રીતે રાણી કહે તેજ પ્રકારે કરતો. આ રાજાની પાસે એક અલૌકિક રથ હતો. તેને દશ ઘોડાઓ જોડવામાં આવતા. તેનો સારથી પણ બળવાન્ અને દક્ષ હતો. રાજા એ રથમાં બેસતો અને સારથી જ્યાં લઇ જાય ત્યાં જતો એ રીતે દીર્ઘ કાળ ગયા પછી અચાનક એક કન્યાએ આવી

રાજાની ચોટલી પકડી લીધી. શિખા છોડાવવા રાજાએ બળ તો ઘણું કર્યું પણ ફરી ઉપાય ચાલ્યો નહિ. છેવટે ધીમે ધીમે એ કન્યાએ રાજાને બંદીવાન બનાવી દીધો. આ અવસરે ૩૬૦ ચોરોએ યુક્તિ કરી રાજાની નગરીને તોડી પાડી. અને રાજાને હાંકી કાઢી છેવટે નગરી બાળી મૂકી, આ વાતનું વિશેષ વર્ણન શ્રીમદ્ ભાગવતમાં ચતુર્થ સ્કંધમાં છે. તેને પુરંજન આખ્યાન કહે છે. આ કથા વાંચીને બુદ્ધિના શિખરે ચઢેલા આપ એમજ કહેવાના કે આવી અસંભવ કથા માનવી એ કોઇ રીતે ઠીક નથી. આતો કોઇ છોકરાંની કહેણી હશે અને કોઇ બેવકુફે લખી હશે. પ્રથમ તો આ વાત શી રીતે માની શકાય કે દશ ઘોડાના રથનો એક સારથી. વળી એક કન્યાએ રાજાની ચોટલી પકડી અને ખુદ રાજા ન છોડાવી શકયો. એ તે કન્યા કે આફત? પછી વળી ચોર આવ્યા તે પણ બે ચાર કે પાંચ પંદર નહિ પણ ૩૬૦ વાહ વાહ ઠીક જમાવી વળી તેમણે નગરી તોડી ફોડીને બાળી નાખી પણ સુંદરી નહિ એ ચોર કેવા? આ બધી ગપ્પ વાતોમાં છે શું? તમારી સમજણમાં શી રીતે આવે? તમે તો સુધારાનાં ચશ્માં ચઢાવ્યાં છે. અને ધાર્મિક વિચારોથી દૂર છો. તમે તો ડી. ઓ. જી. ડોગ એટલે કુતરો એ વિદ્યા ભણી પોતાને પારંગત માનનારા છો અને એમ સમજી બેઠા છો કે દેશનો ઉદ્ધાર કરનારા અને ઉન્નતિના માર્ગને સમજનારા અમેજ જાણીએ છીએ પણ તમારી આ માન્યતા અજ્ઞાન મૂલક છે. તે સાથે મોહ મદિરાની કેફ એટલી બધી ચઢી છે કે સખ્ત દુઃખરૂપ પછાડના અનુભવ વિના ઉતરે તેમ નથી. અને અભિમાનના પવનના ઝપાટાએ તમારા કાન બહેરા કરી નાખ્યા છે જેથી બીજાનું તમે સાંભળી શકતા નથી. એટલે દેશોન્નતિને નામે તમે ભારતને ગારતમાં મેળવો છો. છતાં સમજી શકતા નથી. તેમજ મહર્ષિ ઇશ્વરાવતાર શ્રીવેદ વ્યાસના વચનરૂપ સૂર્યના પ્રખર પ્રભાવને તમારી ઘુવડના જેવી આંખો સહન કરી શકતી નથી. છતાં એઓએ સમય આવશે કે જે જ્ઞાનને તમે સત્યને નામે ફૂટો છો તેનો તિરસ્કાર કરશો. હવે ઉપર આપેલ દૃષ્ટાન્તની હકીકત સાંભળો. નવ દરવાજાવાળી નગરી તે આ શરીર છે. (બે આંખો, બે કાન, બે નાકનાં છિદ્ર, એક મુખ અને ગુદા તથા ઉપસ્થ એ નવ દ્વાર છે ] તેમાં રાજા એ જીવાત્મા છે. બુદ્ધિ એની રાણી છે, બુદ્ધિ જેમ કહે છે તેમ તે કાર્ય કરે છે. માટે રાજા રાણીને વશ છે. પાંચકર્મેન્દ્રિયો અને પંચ જ્ઞાનેન્દ્રિયો એ દશ ઘોડા છે. તે શરીરરૂપ રથ છે, બળવાન્ મન તેનો સારથી છે જે પોતાની ઇચ્છા પ્રમાણે જીવાત્મારૂપ રાજાને ઘૂમાવે છે. છેવટે વૃદ્ધા વસ્થારૂપ કન્યા

આવે છે તે ચોટલી પકડે છે અર્થાત્ વૃદ્ધાવસ્થાની નિશાની વાળની સફેદી છે વૃદ્ધાવસ્થા બંધનરૂપ છે કાળ તિમિરરૂપ ચોરો કાણાનું માપ છે વર્ષો જતાં નગરી નાશ પામે છે મૃત્યુ પછી શરીરને બાળી નાખવામાં આવે છે ને ચોર લૂટતા નથી સાર એ છે કે વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પહેલાં મનુષ્યે સ્વકર્તવ્યને કરી લેવું જોઇએ નહિ તો જન્મ મરણમાં અથડાવું પડે છે હવે વિચારો કે આ કથા ઉત્તમ છે કે ગપોડ ?

બીજુ ઉદાહરણ લૌકિક ભાષાનું સાંભળો એ કથા પોતાના વિષય ઉપરજ રહે છે તેમાં કથા ભાગ ગૌણ મૂળ લક્ષ્ય મૂળ પર રહે છે દાખલા તરીકે—મહાભારતમાં એક કથા છે કે કોઈ એક રાજાનો પાંચ વર્ષનો પુત્ર મૃત્યુ પામ્યો રાજા કુટુમ્બસહ કુંવરના શબને લઇ સ્મશાન ભૂમિમાં ગયો નાની લાશને જોઇ શિયાળ રાજી થયું જ્યારે રાજા જમીન ખોદાવી મડદાને દાટી રોતો રડતો ઘર તરફ જવા લાગ્યો ત્યારે શિયાળે વિચાર કર્યો કે રાજા તો જાય છે અને હજુ દિવસ છે તો તેના ગયા પછી ગીધાદિક આને ખાઇ જશે માટે એવી યુક્તિ યોજું કે રાજા સાયંકાળ સુધી જાય નહિ પછી શિયાળ આવી રાજાને કહેવા લાગ્યું કે—હે રાજન્ ! આપના પુત્રને જમીનમાં દાટી નિર્મોહ થઇને ચાલ્યા જાઓ છો એ ઠીક નહિ. આપ તેના ચંદ્ર સરખા મુખને એક વખત જોઇ લ્યો એ મુખ ફરીથી તમને દેખાવાનું નથી આ વચનો સાંભળી રાજાને મોહ ઉત્પન્ન થયો અને પુત્રના શબને બહાર કાઢી તેને ખોળામાં રાખી રડવા માંડ્યું

આ વખત ગીધે વિચાર કર્યો કે રાજાએ તો સાંજ પાડવાનો ઉપાય કર્યો અને તે પ્રમાણે થયું તો આપણે કોરા સીતારામજ રહેવાના અને શિયાળ મજા ઉડાવશે તેથી ગીધ બોલ્યો—રાજા ! આપ બુદ્ધિમાન્ થઇ માટી જેવા મુડદાને ગળે લગાવી શું રડો છો એમ કરવામાં કશો લાભ નથી તેથી રાજાએ પુત્ર લાસને ખાડામાં મુકી, રાજા ચાલી નીકળ્યો એ જોઇ શિયાળે વિચાર કર્યો કે ગીધે વાત બિગાડી એટલે તે રાણી પાસે આવી રાણીને કહેવા લાગ્યું કે તમો કઠોર હૃદયના છો નહિ તો જેને નવ માસ સુધી ગર્ભમાં ધારણ કર્યો તેને આમ છોડીને જાઓ શી રીતે ! કદિ તમને બીજા સંતાન થશે પણ આ પુત્ર તો ફરી મળવાનોજ નથી, આ બાબત સાંભળી રાણીનું હૃદય ભરાઇ આવ્યું અને બચ્ચાને બહાર કાઢી તેના મુખપર હાથ ફેરવવા લાગી.

ગીધે દિવસ અસ્ત થતો જોઇ રાજાને કહ્યું કે રાજા તમારા જેવા કોઇ મૂર્ખ મે જોયો નહિ એ મૂર્ખ મનુષ્યનો પ્રાણ પિંજરામાંથી ઉડી

ગયો પછી તે ખાલી પિંજરાને હૃદયમાં લગાડી રડવા લાગ્યો એનો પ્રકાર તમે કરો છો. જરા વિચાર તો કરો જે પુત્રશરીરનો તમે શોક કરો છો. તે શરીર તો તમારી આગળ સુતું છે. યદિ તમે કહેશો કે એ નથી. તો જેનો તમે નાશ માનો છો. તેને તમે દીઠો નથી. તો અણદીઠાનો શોક શો ? હે રાજા આત્મા તો નિત્ય અવ્યય, શુદ્ધ, સર્વવિત્, અને સર્વ વ્યાપી છે. એ પોતાની માયાથી શરીર ધારણ કરે છે. અને છોડી દે છે તમારા પણ એજ હાલ થવાના છે. તો પછી તમે શોચ કોનો કરો છો ?

આ સમયે અંતરીક્ષમાં મહાદેવ અને પાર્વતી જતાં હતાં પાર્વતી બોલ્યાં કે પ્રાણનાથ ! આ શું તમાસો થઇ રહ્યો છે ? કદિ તો મુડદાને જમીનમાંથી બહાર કાઢે છે, વળી અંદર નાખે છે. મહાદેવે કહ્યું-પ્રિયા એ તો મોહ અને વૈરાગ્યનું યુદ્ધ ચાલે છે. કદિ મોહ પ્રબલ થાય છે અને કદિ વૈરાગ્ય-પાર્વતી-નાથ એ બાળકને જીવતું કરો, મહાદેવે બાળકને જીવતો કર્યો. રાજારાણી આ અલૌકિક ઘટના જોઇ બાળકની સામે દોડયાં. બેઉને આવતાં જોઇ બાળક બોલ્યો. ખબરદાર ! અહિં આવી મને અડકશો નહિ મારોને તમારો કોઇ સમ્બન્ધ નથી. કેટલાએ વખત મારા પુત્ર તમે ને તમારો પુત્ર હું થયો છું. મારે માટે તમે જેટલાં દુઃખી થાઓછો તેટલાં દુઃખી તમારે પોતાને માટે થાઓ તો કેવું સારૂં ? આ સંસારમાં ન કોઇ કોઇનો પુત્ર છે. ને માતા છે ન પિતા છે આ સર્વ મોહની ફાંસી છે તેને તોડી નાખો, જ્ઞાન વૈરાગ્યમાંલીન થઇ જાઓ, તમે સદા સુખી થશો. હું મારી શેષ આયુષ્ય ભોગવી હવે જાઉં છું આટલું બોલી પુત્ર મરણ પામ્યો કથા સંપૂર્ણ થઇ અપૂર્ણ.

ઉમેદભાઇ એન. પટેલ,
નૈરોબી. બ્રી. ઇ. આફ્રિકા.

---




દ્રૌપદી વસ્ત્ર હરણ ચાલુ.

( અનુસંધાન અંક પૃષ્ઠ ૧૫૪ થી )

વિદુરની વાત સાંભળી સમાજનો તો મૌનજ રહ્યા પણ કર્ણ ફરી બોલવા લાગ્યો કે દુઃશાસન દ્રૌપદીને ખેંચીને લઇ જાઓ.

કર્ણનો આદેશ સાંભળીને દુઃશાસન દ્રૌપદીને ખેંચીને લઇ ચાલ્યો. તે બિચારી લાજ અને દુઃખથી કંપતીજ હતી, પણ દુષ્ટદુઃશાસનને તેની કશી પરવા કરીજ નહિ. ત્યારે દ્રૌપદીએ કહ્યુંઃ—હે દુષ્ટ દુઃશાસન! તું થોડીવાર અટકતો કેમ નથી મેં જે પ્રશ્નો કરેલ છે તેનો તેજ ક્ષણે જવાબ આપવો એ સભ્યોનું કામ હતું પણ અદ્યાવધિ મને કોઈ જવાબ મળ્યો નથી. તારા ખેંચવાથી હું વિહ્વલ થઇ ગઇ છું, અને મારા મુખમાંથી કૌરવોને માટે અપ્રિય વાક્ય નીકળી રહેલાં છે. મે આ સમય પહેલાં કોઇને અપ્રિય વાક્ય કહેલ નથી. પણ આ વખત હું શું કરૂં? આમાં મારો કશો અપરાધજ નથી. એટલું બોલી દ્રૌપદી સભાની વચ્ચે પડી ગઇ અને બસો મારી મારીને રડવા લાગી તથા કહેવા લાગી કે- હાય! જે સમયે મારો સ્વયંવર થતો તે વખતે રાજાની સન્મુખ આવી હતી. ત્યાર પછી પુરૂષ દરબારમાં હું કદિ પણ ગઇ નથી. પણ આજ સર્વની સામેજ મારી આવા પ્રકારે દુર્દશા થઇ રહી છે. અહા! જે પાંડવો મારા શરીરને તેજ અને વાયુનો સ્પર્શ થાય તેને પણ પસંદ કરતા નહોતા તેજ મારા પતિ, આજ દુઃશાસન દ્વારા મારા વાળ ખેંચાય છે. તે પણ ચુપ બેસીને જુએ છે. વૃદ્ધ કૌરવો પણ વહુની આવી દુર્દશા પોતાની દૃષ્ટિથી જોઈ રહેલ છે. માટે હું એમજ માનું છુ કે સમયજ બળવાન છે. હું સ્ત્રી અને સતી છું મને આથી વધારે બીજું વિશેષ દુઃખ કયું હોય શકે? મેં સાંભળ્યું હતું કે ધર્મપરાયણ સ્ત્રીઓને સભામાં લાવવાની મના છે પણ હું અભાગણીને તો સભામાં આવવું પડ્યું. આ વખતે એ રાજાલોકોનો તે સનાતન ધર્મ ક્યાં છે? હું પાંડવોની સહધર્મિણી, ધૃષ્ટદ્યુમ્ન જેવા વીર પુરૂષની બ્હેન અને શ્રીકૃષ્ણની પ્રિય સખી છું. મને સભામાં બોલાવી કૌરવોએ પોતાનો પરંપરાગત ધર્મ અવશ્ય નાશ કર્યો છે. હું ધર્મરાજ યુધિષ્ઠિરની સવર્ણી ભાર્યા છું. મને દાસી કહો અથવા ન કહો બેઉ વાત સરખીજ છે. આ નીચ કૌરવોના કુળકલંકરૂપ દુઃશાસન મને ખેંચીને બહુજ કષ્ટ આપી રહેલ છે. હું હવે અધિક સહન કરી શકતી નથી. હું ધર્મ પૂર્વક જાણવા ચાહું છું કે નહિ એ બે વાતમાંથી તમે એક વાત નક્કી કરો. અને મારા પ્રશ્નનો ઉત્તર અવશ્ય આપો. પછી આપ સર્વ જે કહેશો તેજ હું કરીશ.

દ્રૌપદીની વાત સાંભળી કુરૂકુલ પ્રધાન ભીષ્મ બહુજ અસમંજસમાં (સંકલ્પ વિકલ્પમાં) પડ્યા. તેની ઇચ્છા હતી કે તે ન બોલે, પણ પરાધીન થઈ તેમને બોલવુંજ પડ્યું.

ભીષ્મ—હે કલ્યાણી ધર્મની ગતિ બહુજ સૂક્ષ્મ છે. મોટા મોટા બુદ્ધિ-

માન્ પુરૂષો પણ તેને જાણી શકતા નથી. શક્તિવાળા લોકો ધર્માનુસાર ચાલતા રહે છે. પરંતુ ક્વચિત્ તે ધર્મ સમજીને કરે છે તે અધર્મ થઇ જાય છે. તેથીજ તમારા પ્રશ્નનો કાંઇ પણ નિર્ણય કરી શકતો નથી. કૌરવો પણ લોભ અને મોહને વશ થઈ રહેલ છે. તેથી એટલું સમજાય છે કે તેનો જલદી નાશ થશે. સત્કુલમાં ઉત્પન્ન થનાર લોકોનો એ દૃઢ ટેક હોવો જોઇએ કે અગણિત દુઃખ આવી પડે પણ ધર્મનો પરિત્યાગ ન કરે. અતએવ હે પાંચાલિ! તું આટલા દુઃખમાં પણ ધર્મ શરણ છોડતી નથી એ બહુજ ઉત્તમ વાત છે. ધર્મવેત્તા વૃદ્ધ દ્રોણાચાર્ય ઈત્યાદિ યદ્યપિ જીવતા છે પણ જાણે કે ભૂત થઇ ગયા છે. તે જીવન ધારણ કરે છે પણ નિર્જીવ સમાન છે. તેથીજ તે મૌન છે. આ વખતે ધર્મરાજ યુધિષ્ઠિર આ પ્રશ્નનો જે નિર્ણય કરશે તેજ પ્રમાણિત થશે. કૌરવોએ તુને ધર્મ પૂર્વક જીતેલ છે કે નહિ તેનો ફેંસલો રાજા યુધિષ્ઠિરજ કરશે.

વ્યાઘ્રના ભયથી ત્રાસ પામેલ હરણીની પેઠે દ્રૌપદી વ્યાકુલ થઇને અશ્રુ બિંદુ ટપકાવતી હતી. દ્રૌપદીની આવી દુઃખમય અવસ્થા જોયા છતા દુર્યોધન અને ધૃતરાષ્ટ્રના ભયથી કોઇ હજુ પણ કાંઈ બોલ્યું નહિ !!!

ત્યારે દુર્યોધન દ્રૌપદીને કહેવા લાગ્યોઃ—હે યાજ્ઞસેનિ! તારા છૂટકારાનો એક ઉપાય છે. યદિ ભીમ, અર્જુન, નકુલ, અને સહદેવ, યુધિષ્ઠિરને પોતાના પતીઓ ન માને અને તેમને મિથ્યાવાદી કહે, તો હું તને છોડી દઈ. કૌરવ લોકો તારા દુઃખથી અત્યંત દુઃખી થાય છે. તેઓને તારી ઉપર દયા આવી ગઇ છે. તારા પતિઓનું પ્રત્યક્ષ દુર્ભાગ્ય જોઇને કરૂણા વિવશ થએલા તેઓ યથાર્થ વાત કરી શકતા નથી. હા! ધર્મરાજ યુધિષ્ઠિર કોઇ પણ હાલતમાં અસત્ય કદાપિ બોલતા નથી. તેમની સત્યતા પર મને વિશ્વાસ છે તે જે કાંઈ કહેશે તે મને સંપૂર્ણ માન્ય થશે.

દુર્યોધને આ વખત વ્યાજબીજ વાત કહી હતી. વાત પણ સત્યજ હતી યુધિષ્ઠિર કદિ પણ મિથ્યા કહી શકતા નહોતા તેથી દુર્યોધને પણ છેલ્લા ન્યાયનો ભાર તેમના પર મૂક્યો. દુર્યોધનની આ વાતને સર્વ સભાસદોએ બહુ બહુ વખાણી.

ધર્મરાજ ' યુધિષ્ઠિર ' તમને ધન્ય છે. આ કાલિકાલમાં તમારૂં નામ સર્વત્ર લોકો ધર્મનો આશ્રય કરશે તમારી ધર્મનિષ્ઠાના પ્રભાવથીજ દુર્યોધન જેવા પાંડવ દ્વેષીએ તમારી સત્યતા પર વિશ્વાસ રાખી મોટામાં મોટા મામલાનો ન્યાય તમને સુપ્રત કર્યો.

ધન્ય છે ભારત માતાને કે જેના અંકમાં યુધિષ્ઠિર જેવા ધર્મવીર પુરૂષો સત્ય પર નિર્ભર રહેનાર રમ્યા છે. અહા! આર્યાવર્તના ઉન્નતિ

ઇચ્છનાર સજ્જનો ! ! તમારાં પશ્ચિમની સત્તા અને સંપત્તિથી મોહાન્ધ બનેલાં ચક્ષુઓમાં આ મહાભારતનો ઇતિહાસ જે અપૂર્વ અંજનરૂપ છે તેને લગાવો પછી જુઓ કે અભ્યુદયને માર્ગે ચાલનાર નરરત્નમાં કેવું પાણી હતું જેનું સર્વસ્વ હરી લીધું સર્વસભા દેખતાં, સ્વામીની સંનિધ્યમાં જેની સ્ત્રીની આબરૂ પર હાથ નખાયો છતાં જે પ્રશ્ન (આર્યાવર્તની એક આદર્શ સતીનો પ્રશ્ન–અરેરે સ્ત્રીનો પ્રશ્ન) નો જવાબ આપવામાં ધર્મવૃદ્ધભીષ્મ જેવા પાછા પડ્યા તેનો ન્યાય, પોતાનો દુશ્મન છતાં દુર્યોધને રાજા યુધિષ્ઠિરને સોંપ્યો દુકામાં અપરાધીનિજ પોતાનો ન્યાય પોતે ચુકવે એ રાજાએ ફરમાવ્યું !! ! આહા શી ચારિત્ર્યની દઢતા, કેટલું ઉગ્ર અને ખગ તરવારની તીક્ષ્ણ ધાર જેવા ધર્મ પથે ચાલવાની કેવી ચતુરાઇ ! કેટલો નીતિપરનો પ્રાણ ! આવા પ્રતાપી પુરૂષોએજ ભારતવર્ષનો ઉદ્ધાર કીધો હતો અને વર્તમાન સમયમાં પણ જ્યારે આવા નેતાઓ પાકશે ત્યારેજ ઉદ્ધાર થશે બાકી હાલના મનોબળ વિનાના અને ધર્મજ્ઞાનશૂન્ય પુરૂષો અત્યજોને એકત્ર કરવારૂપ ખોળાવાડો કરી, પશ્ચિમના શરીરસુખસાધક વિચારોને વળગી, જે ભ્રષ્ટતા વિસ્તારવા મથન કરી રહ્યા છે તેમાંથી તો વિનિપાત સિવાય વિચારશીલ પુરૂષો અન્ય આશા રાખી શકે નહિ

જ્યાં દેશનું હિત કરવા નીકળેલાઓનું ચારિત્ર્યજ શિથિલ ત્યાં અન્ય આશા શી હોઇ શકે ? ગમે તેટલું ઉત્તમ ભોજન બનાવ્યું હોય અને સ્વાદ પણ ઉત્તમ બન્યો હોય છતાં જો ખાનારને પ્રથમ ગ્રાસમાંજ માખી આવી જાય તો તે ગમે તેટલું ખાય પણ પરિણામે તો બધું ઓકીજ કાઢવાનું તેજ પ્રમાણે ગમે તેટલી દેશ દાઝ હોય તેને માટે જાતે કષ્ટ વેઠીને ગમે તેટલા ઉપાયો યોજનામાં આવતા હોય પરંતુ પ્રાચીન મુનિયો જે ધર્મના મર્મ સમજી તેને રહસ્ય પૂર્ણ સમજાવનાર તેનામાં શયતાનયત દેખાય અગર પોતાના વચન પર અવિશ્વાસ આવે એ રૂપ મક્ષિકા પાત સર્વ પ્રયત્નોને વાંતિ ન કરાવે તો બીજું શુ કરે ?

હિંદ માતાના પ્રેમી પુત્રો ! રાજા યુધિષ્ઠિરનું દૃષ્ટાંત લેઇને ગમે તેવી વિપત્તિમાં કે પ્રલોભનમાં ડગમગી ન જતાં સ્વધર્મને શરણે રહો તો ધર્મના પ્રતાપથી, રાજા યુધિષ્ઠિર ઘોર દુખ સાગરને તરી સુખ અને અભ્યુદયને પામી ચક્રવર્તી રાજા થયા તેમ જે સ્વરાજ્યની તમોને ઝંખના લાગી છે તે જરૂર પ્રાપ્ત થશે બાકી ધર્મ છોડીને ગમે તેમ ગતિ કરતા તો દુર્યોધન જેમ તેટલો બુદ્ધિમાન્ ચતુર બળવાન્ સહાયવાન્ અને અગીઆર અક્ષૌહિણી સેનાથી આવૃત્ત હતો છતાં જે ગતિને પામ્યો તેજ થશે માટે દ્રૌપદીની વાતમાંથી ધર્મજ ઉદ્ધારક છે એ સૂત્ર લક્ષમાં રાખશો (અપૂર્ણ)

## श्रीमत्प० स्वामिश्री जानकीदास महाराजनुं संक्षिप्त जीवन

[ અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૦ થી ]

મહારાજ આ બધી પુનિત મંડળી સાથે મોક્ષધામ વારાણસીમાં પધાર્યા. દેવ ભૂમિ કાશી નગરીમાં રહી, મહારાજે ત્યાં ઘર કરીને રહેલી વિદ્યા જેટલી સંપાદન કરવા ધારેલી તેટલી સંપાદન કરી. શ્રી વિશ્વનાથની નગરીમાં મણિકર્ણિકાના રમ્યઘાટપર અને સુપ્રસિદ્ધ અખાડાઓમાં તથા આશ્રમ અને મઠમાંથી મહારાજ જાનકીદાસજીએ લેવાય તેટલું જ્ઞાન લીધું. પોતાના બાલ સ્નેહી શ્રી જગતપુરીજીને અહિં પણ તેઓ ભૂલ્યા નહોતા. વિદ્યાનોઅત્યુત્તમભંડાર જ્ઞાનનિધિનું આ કાશી ક્ષેત્રની પવિત્ર ભૂમિ પર મહારાજે જ્ઞાન સંશોધન કર્યું, ચિત્સુખી અને અદ્વૈત સિદ્ધાન્ત જેવા ઘણા કઠિણ અને સૂક્ષ્મ ન્યાયવડે મિશ્ર ગ્રંથોની ઉપાસના કરી. ચર્ચા અને વિદ્વદ્‌ વિનોદથી પોતાના જ્ઞાનની ચારણી કરી મહારાજે ફરી ફરી વાર આ અમર તટિનીપર એકાન્ત નિશ્ચય કર્યો. વેદાન્તનું ખરૂં રહસ્ય અહિં ફરી પ્રાપ્ત કર્યું. ભાવનગર, ભરૂચ વિગેરે સ્થળેથી લઇ લીધેલું પાથેય ગંગાના આરોગ્ય વર્ધક પય સાથે અહિં આરોગ્યું અને તેનું પાચન પણ અહિં થયું. સ્વભાવથી શાન્ત મહારાજ શ્રી જાનકીદાસજીની વૃત્તિ અહિં ગંગાના શીતલ જલથી વધુ શાંત થઇ. એમની સહજજ્ઞાન સુગંધ ગંગાના સુરભિ પવનથી વધારે સુમધમર થઇ. આ કૈલાસ ભૂમિમાં મહારાજ જ્ઞાન શિખરપર ચડયા. પંડિત શ્રી બાલાનંદજી સાથે જ્ઞાનગોષ્ટી કરતાં કરતાં એમણે કેટલોક કાળ આ ભારતી શિખરરત્ન સૌમ્ય પ્રદેશમાં ગાળ્યો. પછી મહારાજે અસિઘાટપર નિવાસ કર્યો. અહિંથી એમણે ગુરૂપદ ધારણ કર્યું કાશી ક્ષેત્રમાં આવી જાણે વિદ્યાનું તારતમ્ય કર્યા બાદજ એમણે અધ્યાપન કરાવવાનું શરૂ કર્યું આત્માનુસંધાન કરતા તેઓ અહિંજ રહ્યા.

વિદ્યાની વૃદ્ધિ થઇ, ગુરૂ થયા અને પવિત્ર ભૂમિથી દેહ પુનિત થયો. છતાં પોતાની, જન્મ ભૂમિનું ભાન ગુરૂજીના મનપર તેટલું ને તેટલુંજ રહ્યું. ફરી મહારાજની કૃપા દૃષ્ટિના સૌમ્ય કિરણો આપણા આ ગુર્જર દેશ પર પડયાં. સ્વર્ગથી મહાન્ આ ભૂમિપરનો તેમનો સ્નેહ હવે ઉછળવા લાગ્યો.

જ્ઞાન જાણી તેમનું હૃદયાકાશ એટલું તો ભરાઈ ગયું હતું કે તેનાં સીકરો આ બાજુ વર્ષાવવાની તેમને સહજ ઇચ્છા થઈ. એક બાળક જેમ પોતાની માતાને ચાહે તેમ જાનકીદાસજી પોતાની જન્મ ભૂમિને ચાહવા લાગ્યા તેના યોગે તેઓ ગુજરાત તરફ આકર્ષાયા પણ ખરી અને ગુજરાત વચ્ચે જે યાત્રાનાં સ્થળ હતાં તે જોવાનું ચુક્યા નહિ મહાત્માઓનું એકાન્ત ભુવન હરિદ્વાર અને વૈજનાથની યાત્રા મહારાજે કરી. પરમહંસરૂપી પક્ષી ઓના આશ્રયરૂપ આદ્યદ્વારને નમન કર્યા સિવાય મહારાજ પાછા કેમ ફરે ? ત્યાં મહારાજશ્રી જાનકીદાસજી જગન્નાથજી ગયા અને સૌ પ્રદક્ષિણા પર-વારી પાછા જેમ બને તેમ આ ભૂમિમા જલદી પધાર્યા ભક્ત લોકોનાં નેત્રો એ આઇ બે આઇ તેમની રાહ જોતા હતા. તે હવે તૃપ્ત થયાં. ધર્મ ક્ષેત્રો અને વિદ્યામંદિરોમાં પેલું પારેલા હીરા પાસેથી હવે લોકોએ વધુ તેજની આશા રાખી અને તે આશા પૂરવામાં મહારાજે પોતાની ઉપકાર અને દયા વૃત્તિ પૂર્ણ દાખવી. મહારાજ જેવા ગુજરાતમાં પધાર્યા કે પ્રથમ રેવાજી પાસ આવ્યાં ભાવનગરમાં ભાવયુક્ત અભ્યાસ આદર્યો બાદ મહાત્માના મનપર એક નવુંજ સાત્વિક આકર્ષણ થઇ આવ્યું હતું. નર્મદાના પવિત્ર તટો, રેવા નદીના રમ્ય તરંગો અને અનેક મહાપુરુષોથી શોભતા ફળ ફુલથી ભરેલા ઉપવનો અને આશ્રમોએ મહારાજશ્રીને આકર્ષ્યા હતા. મહાસતી અનસૂયાના ચારિત્ર્ય મહાત્મ્યથી મહત્તા પામેલ આ રેવા તટપર તેઓજ અતિથીનું આગ-મન થયું. જેવા તે અતિથી હતા તેવાજ યજમાન મળ્યા. આ વખતે તેમનો સત્કાર એક નહિ પણ વધુ મહાત્માઓએ કર્યો. તેમાના કેટલાક તો તેમનો સહવાસ કાશી પર્યંત સાધ્યો હતો.

દેવોની શાન્તિની પરીક્ષા કરનાર પરમર્ષિ ભૃગુઋષિના નિવાસસ્થાન, કલ્યાણમય ભરૂચ શહેરમાં સ્વામી અદ્વૈતાનંદજીના મઠમાં મહારાજ જાનકી-દાસજી રહ્યા સ્વામી શ્રી અદ્વૈતાનંદજી સાથે તેમનો પ્રથમ પરિચય ભાવ-નગરમાં થઇ ચૂક્યો હતો જ્યારે અદ્વૈતાનંદજી મહારાજ ભાવનગર પધારેલા ત્યારેજ પોતાના મઠમા આવવાને આમંત્રણ કરેલું હતું. સ્વામી શ્રી અદ્વૈતા-નંદજીનો સદ્‌ભાવ જ્યારથી તેમણે શ્રી જાનકીદાસજીને ભાવનગરમાં છંદ શાસ્ત્ર અને સંખ્યાદિ પ્રવચનો શીખવ્યા ત્યારથીજ વધી ગયો હતો. તેથી આવા બાલમુનિને પોતાના રેવાતટ પરના રમણીય આશ્રમમાં લઈ જવાનો નિશ્ચય પણ આ સમયેજ થઇ ચૂક્યો હતો. મહારાજ શ્રી ભરૂચ આવ્યા મહર્ષિના આશ્રમનાં દર્શન કર્યાં. ભૃગુઆશ્રમ-પુરાણ મંદિર જોયું રખેને દેવોની શાન્તિને પારખી કાઢનાર ઋષિ એમને અશાન્ત ગણે એમ ધારી

મહારાજે પોતાની શક્તિ, ક્ષમા વગેરે જેટલાં વધારાય તેટલાં વધાર્યાં. કૃષ્ણ પક્ષની ગાઢ અંધારી રાત્રે એકલા ફરનારને પણ રેવાતટ આનંદ આપે છે. ઉન્નત ભેખડો બીજા બિહામણાં સ્થાનોની પેઠે ભયંકર નં લાગતાં દિવ્ય મૂર્તિઓ જેવી દેખાય છે. નીચે ખળખળ વહેતું નિર્મળ નર્મદા નીર પોતાના સ્વચ્છ સ્ફાટિક પ્રવાહની આરસીમા સૌનાં મન ઝીલી વધુ પવિત્ર કરી પાછાં આપે છે કલ્લોલ કરતાં રમ્ય પક્ષીઓનું આશ્રમ છે. રેવાતટપર સ્વામી શ્રી અદ્વૈતાનંદજીના આશ્રમમા અદ્વૈત સાધક જાનકીદાસજી મહારાજ ઉંવટ ગયા ત્યાં સુધી અને પછી પણ સ્વામી શ્રી અદ્વૈતાનંદજીના પ્રેમપાત્ર બની રહ્યા. ભાવનગરમાં મુખ્ય સાથીઓ મળ્યા હતા તેમાં મુખ્ય શ્રીમત્પર-મહંસપરિ વ્રાજકા ચાર્ય મંડલેશ્વર સ્વામી શ્રી ગોવિંદાનંદજી મહારાજ, તથા હાલમાં કાશી વાસ કરી રહેલ સ્વામી શ્રી કેશવાનંદજી, તથા નડી-આદના સંતરામ મહારાજના સાધુ શ્રી મણિરામજી, સાધુ જુગતરામજી અને ખંભાતના શાસ્ત્રી મણિશંકર હતા.

મહારાજ શ્રી મણિરામજી તથા સાધુ શ્રી જુગતરામજી સાથે તેઓ પ્રથમજ પ્રેમ પાત્ર બની રહેલી નર્મદાનાં દર્શન કરવા ઉત્સુક બન્યા હતા. તેના કમનીય કિનારાપર ઘણાં રમણીય સ્થાનો આવેલાં છે. ત્યાં મહારાજ શ્રીએ યથેષ્ટ નિવાસ કર્યો ગંગાનાં નિર્મળ જળ પીનારને નર્મદાનાં નીર વધુ વહાલાં લાગ્યાં. જે લોકની દર્શનાભિલાષા તીવ્ર હતી તેમને પણ તે પીવા જાણે આકર્ષતા ન હોય તેમ ત્યાં જવા ફરજ પાડતા. મહાત્મા શ્રી જાનકીદાસજી નર્મદા તીરે રહ્યા તે વખતે મહારાજશ્રીનો ગુજરાત ઉપરનો પ્રેમ વધ્યો હતો જીવનનું સાર્થક કરવાની પરમાર્થ વૃત્તિ પોષવાની મહા-રાજને ઘણીજ ઇચ્છા હતી. સાધન પણ તેમણે દેશ પરદેશ ફરી મેળવ્યાં હતાં. અને મુમુક્ષુ અધિકારી વર્ગ પણ આ વખતે જોઇએ તેટલો તૈયાર હતો. જ્ઞાનની લ્હાણી કરવા અને પામર જીવોનો ઉદ્ધાર કરવા મહારાજે નર્મદાના કિનારાપરથી પોતાની યાત્રાનો આરંભ કર્યો. પ્રથમ દૃષ્ટિ પોતાના ગુરૂશ્રી રવિદાસજીના સ્થાનપરજ પડી. પોતાનું શિષ્ય ધર્મ સાચવવા મહારાજે જરા પણ વિલંબ કે અનુત્સાહ બતાવ્યો નહિ ગુરૂ વર્ષના શિષ્યોપશિષ્યો અને ભક્તો તરફ વિદ્યા ભણીને આવ્યા બાદ પણ તેટલોજ વિનય યુક્ત ભાવ બતાવ્યો. અને ગુરૂપાદની ભક્તિ સેવી શેરખીની મહત્તા હતી તે કરતાં વિશેષ વધારી. ગુરૂ શ્રી રવિદાસજીના સૂક્ષ્મ શરીરને ચાંનન્મય શ્રાદ્ધથી ખૂબ સંતોષ્યું. તપસ્વીઓની પૂજા, ભેટ, ' ભક્તિ બધું આવુંજ હોય છે. મહી નદીના કિનારાપર આવેલ શેરખીમાં શ્રી રવિભાણના મઠમાં મહારાજ શ્રી

રઘુવિરદાસજીના અતિથી તરીકે જેટલો કાળ રહ્યા તે બધી કાળ લોકોના મનમાંથી હજુ પણ ખસ્યો નથી. તે આશ્રમના ભક્તો મહારાજ કેમ બોધ આપતા હતા. કેમ મહા વાક્યોના સિદ્ધાન્તો દૃઢ સમજાવી શકતા હતા. અને પુરાણ કથા તથા દૃષ્ટાંતોથી રસમયસિદ્ધાન્તો કેમ વર્ણવતા હતા તે બધું વર્ણવે છે ત્યારે એક બાળકની પેઠે આપણે આશ્ચર્ય ચકિત થઇ સાદર સાંભળીએ છીએ ને તેમના હૃદયમાં ભક્તિભાવ સ્ફુરેલો જોઇએ છીએ. સ્વામીજી મહારાજે ગોરખીમાં શ્રીરાજી કેટલીએક કાવ્ય રચના કરી છે. તે ઉપર ઉપજાતો મહારાજશ્રીના વિસ્તૃત જીવન ચરિત્રમાં પ્રસિદ્ધ થશે.

કાશી વિગેરે પવિત્ર સ્થળમાં ઘણો કાળ સાથે મિત્ર તરીકે રહેલ મહારાજશ્રી મણિરામજીને મહારાજના સત્કારનો લોભ થયો. મિત્રપરની મમતા તો તેમની મૂળથીજ હતી, જ્ઞાનથી વધી હતી. અને મહારાજની પરમહંસ દશાથી બ્રહ્મના સાક્ષાત અનુભવથી આ મૈત્રી દૃઢ થતાં ભક્તિમાં પરિણમી મણિરામજી મહારાજની ઇચ્છા દેવરૂપથી જાનકીદાસને શ્રી સંતરામ મહારાજના મંદિરમાં લાવવાની થઇ આ મિત્રની ઇચ્છા મહાત્મા જાનકીદાસજી ઉલ્લંઘી શક્યા નહિ. નડીઆદની કોઇ વિદ્વાન, ભક્ત, મહત્ જનોને આકર્ષવાની અપ્રતિમ શક્તિ પણ મહારાજશ્રીને ખેંચીજ રહી હતી. અને મહારાજ સંતરામની સહજ સેવા થાય તો સારૂં એવી સહજ ઇચ્છા પણ એમનામાં ઉદ્ભવી હતી. મહારાજ શ્રી નડીઆદ પધાર્યા અને રહ્યા. પોતાની શક્તિ પ્રમાણે અહિં પણ મહારાજે યોગ્ય કથન ધર્મ નીતિ તત્વજ્ઞાન, અને લોક વ્યવહાર વિગેરે લોકોને એવી રીતે સમજાવ્યું કે તેની સચોટ અસર આજે આ સભામાં ફળી, અને મહારાજની સંવત્સરી આ રીતે ઉજવવાને આ નડપુરની નૌતમ ભૂમિ ભાગ્યશાળી બની. મહારાજે જાણે અહિંના શિષ્યોની કદર કરી હોય તેમ તેઓ કૈલાસવાસી પણ અત્રે થયા!! નડીઆદ પર કરેલા અનંત ઉપકારોમાંથી પ્રથમ ઉપકારનો આરંભ ગોરખીથી આવીને કરવો શરૂ કરેલો.

આ નડીઆદ મુકામે ઘણા લોકો આવી ગએલા, દૂરથી મહારાજશ્રીનાં દર્શન માટે આવનાર લોકોનો પરિશ્રમ, પ્રથમ મહારાજના દર્શનથીજ, પછી કથાથી, અને છેવટ સંતરામ મહારાજના સત્કારથી દૂર થતો. ગુજરાતના ખૂણે ખુણાથી મહારાજની શોધ થતી. સૌ જેટલા ભાવથી આવતા તેથી ચો ગુણા ભાવ સાથે લઇને પાછા જતા. શિષ્યવૃંદ વધતું ગયું અને મહારાજનો શિષ્ય સદ્ભાવ પણ વધતો ગયો. અહિંથી એમણે અતિથી વ્રત ધારણ કર્યું ગુજરાતનાં ગામે ગામ ફરી વળ્યા. જ્યાં ગયા ત્યાં મહારાજ રહ્યા. સ્ત્રી, પુરૂષ, બાળક, યુવાન, વૃદ્ધ, આબરી, ગૃહસ્થ, ગરીબ સૌના

અંતઃકરણમાં ઓછું વધતું તેજ પાડતા હતા. ઇશ્વર આરાધના, નીતિ, દુર્વ્યસનોનો ત્યાગ વિગેરે ધર્મનાં કેન્દ્રસ્થ સૂત્રો શીખવતા. બાળ મિત્ર શ્રી જગત્પુરીજીની સાથે સરસ્વતીનાં કિનારે મહારાજ મધુકરી વૃત્તિથી રહેવા લાગ્યા. વૈરાગ્યની અસર આ કુમારિકા ક્ષેત્રમાં પાડવાનું જાણે પસંદ કર્યું હોય એમ અહિં સંસારની અસારતા વિવિધ કથા દૃષ્ટાન્તોથી સમજાવવા લાગ્યા બ્રહ્મચર્યનો ઉપદેશ અહીંથી એમણે ખાસ ધ્યાનથી કરવા માંડ્યો. બાળકને બાળક માફક, મોટાને તેમની યોગ્યતા મુજબ, અધિકારીઓને તેમના દરજ્જાને છાજે તેવા પ્રકારે અને પ્રતિપક્ષિયોને યોગ્ય આદર પૂર્વક ઉપદેશ કરવા માંડ્યો. સર્વ પ્રકારના ધર્મ યુક્ત થતી કથા સાંભળવા પંડિત અને અભણ સૌને આકર્ષણ થવા લાગ્યું. મહારાજ હસતે મુખે જ્યારે શાન્તિથી સૌના મનનું સમાધાન કરતા અને એક એક શ્લોક અનેક દૃષ્ટાન્તોથી સમજાવતા ત્યારે સૌને તેમની પાસે બેસી રહેવાનું ગમતું. એમની કથામાં કોઇ દિવસ એવી કટુ ટીકા કે આક્ષેપ થતાં નહિ કે જેથી પરપક્ષીઓને સહજ પણ દુઃખ થાય, તેમના મન ન દુભાવવાનો ઉપદેશ તો સહુને આપતા. તપી જઇ બૂમ પાડી વાત કરનાર પણ તેમના શાન્ત પ્રભાવ આગળ ઠંડોગાર થઇ જતો. કુતર્કી કે વિતંડા વાદી પણ તેમને નમન કરીને જતો. આ સરસ્વતીના તીર પર પણ એક મહાત્માનો યોગ થયો. ગુજરાતમાં પ્રખ્યાતિ પામેલા શ્રીમાધવતીર્થજી મહારાજનો સમાગમ થયો. તેમની સાથે મહારાજ શ્રી જાનકીદાસજીએ શાંકરભાષ્ય નામના અપૂર્વ ગ્રંથનો વિચાર કર્યો. મહારાજ શ્રી માધવતીર્થ મહારાજ પાછળથી શ્રી મજ્જગદ્‌ગુરુ પદથી શ્રી શંકરાચાર્ય તરીકે શારદાપીઠની ગાદી ઉપર વિરાજમાન થયાં હતા. તેમના સહ અધ્યાયી મહારાજ જાનકીદાસજી ભક્તજનોના અંતરની ગાદીપર બિરાજમાન થયા પોતાના વિરાગના પ્રભાવથી જ્ઞાનવડે મહારાજ શ્રી માધવતીર્થજીનો સત્કાર પામ્યા બાદ મહારાજ શ્રી સિદ્ધપુરથી ભાવનગર ગયા. ગુરૂદ્વારને નમન કરી મહારાજ પુનઃ નડીયાદ પધાર્યા મહંત શ્રી યોગીરાજ મુકુટરામજી મહારાજના વિશુદ્ધ પ્રેમે નડીઆદમાં નવાજ બાવ્યા હોય તેવો આનંદ થયો પોતે ગમે તે વખતે કથામૃતનો સ્વાદ ચખાડી લોકમાં જ્ઞાન રૂચી ઉત્પન્ન કરી હતી તે પોષવા પુનઃ પધાર્યા હોય તે રીતે પુનઃ જૂના ભક્તોને યાદ કર્યા. ભાવ ભૂખ્યા આસ્તિક ભક્તજનો પણ હરહમેશ મહારાજ શ્રી જાનકીદાસજીના મુખની કથાથી તૃપ્ત થયાજ નહિ તેથી મહારાજને નડીયાદ પોતાનું મધ્ય સ્થાન બનાવવું પડ્યું છતાં મહારાજની સમભાવના અને પરાર્થ વૃત્તિ મંદ પડી નહિ. પાસેના ગામોમાં તેમની પધરામણી થયા કરી. સોજીત્રાના કેટલાક વેદાન્તજિજ્ઞાસુ યોગાભિલાષી સત્સંગશોધક શિષ્યોના આગ્રહથી પોતે ત્યાં પધાર્યા 'અધિ-

કાર જોઇ સૌ સૌની યોગ્યતા પ્રમાણે, શારીરક ભાષ્ય વેદાન્તસિદ્ધાન્તમુક્તાવલી અને શુભ સંસ્કાર પાડનાર કથાઓનો પ્રસાદ શિષ્યોમાં વહેંચ્યો અફીણ, ગાંજો, બીડી, તમાકુ વિગેરે દુર્વ્યસનોનો ત્યાગ કરાવવો એ તેમની મુખ્ય પ્રવૃત્તિ હતી અને તે આખા ગુજરાતમાં પ્રસરી જેમના શરીરમાં આ વ્યસનો ઘર કરી રહેલાં હતાં તેઓએ પણ છોડયા ને હુકા વિગેરે સાધનો એટલાં દૂર ફેંક્યાં કે તે પાછા લીધાજ નહિ. મહાત્મા શ્રીના વાક્યનો પ્રતાપ લોકોને અહિં દેખાયો ભક્ષાભક્ષનો વિચાર પણ લોકોના મનમાં પેદા કર્યો અને વિશુદ્ધ વાતાવરણ સરજાવવા મહારાજે કરેલો શ્રમ પણ સફળ થયો. મહારાજના ઉપદેશથી હજારો અભણ બ્રાહ્મણ પુત્રો ભણતા થયા ધર્મ ક્રિયાના છાંટા વગરના છાકટા થઇ ફરતા ઉદ્ધત યુવાનોમાંના ઘણાક ધર્મ શીલ બન્યા અને ધર્મથી વિમુખ થઈ ગએલ હજારો નારીઓ સદાચારી થઇ ગઇ. મહારાજનાં પગલાં જ્યાં જ્યાં પધાર્યા ત્યાં ત્યાંથી પાપ દૂર થતું ગયું અને મહારાજનું ગહ્વર વધતું ગયું મહારાજને તેની ઇચ્છા નહોતી પણ તપસ્વીના તપનો પ્રભાવ, ઇચ્છા હોકે ન હો તો પણ પડ્યા વગર રહેતો નથી (અપૂર્ણ) અંબાલાલ શંકરભાઇ ઉપાધ્યાય

બી. એ. એલ એલ. બી. હાઇકોર્ટ વકીલ

મુંબઇ.




( અનુસંધાન ગતાંક પૃ૪. ૨૦૪ થી )

૭૮ અકટોબર માસમાં હિંદમાં આવવાનો વિચાર નક્કી થયો તેથી નૈરોબીમાં વસતા ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છ દેશના શ્રી સનાતન ધર્મોવલંબીઓ તરફથી એક માન પત્ર આપવાની યોજના થઇ. જેમ આફ્રિકામાં તેડાવવાની યોજના કરવામાં રા. છોટુભાઇ તથા ગોવિંદભાઇ આગેવાન હતા તેમ આ માનપત્રની બાબતમાં પણ તેઓ તથા રા. મગનલાલ મંછારામ ભટ્ટ આગેવાન હતા. તે સઘળાઓએ મળીને હિંદુ યુનીયનના મકાનમાં માનપત્ર આપવાની યોજના કરી હતી. રા રા. મગનલાલ મંછારામ ભટ્ટના પ્રમુખપણા નીચે એક જનરલ સભા ભરવામાં આવી સમયોચિત વ્યાખ્યાન થયા પછી નીચે લખ્યા મુજબનું માનપત્ર અર્પણ કરવામાં આવ્યું

શ્રીસનાતનધર્મસભા નાયરોબી કે જેના શ્લાઘ્ય પ્રયાસથી આપશ્રી તેમજ સ્વામીશ્રી પ્રણવાશ્રમજીનું અત્રે આગમન થયું છે તેનો અમે આ જગાએ ઉપકાર માનીએ છીએ.

અમારા સાંભળવામાં આવ્યું છે કે આપશ્રી પાસે શ્રીસનાતન પોષક ઘણું સાહિત્ય તૈયાર છે પરંતુ છપામણીના ખર્ચના અભાવે આપશ્રી જન હિતાર્થે બહાર પાડી શકતા નથી તો તેને પ્રસિદ્ધ કરવાની મદદ રૂપે અમારા તરફથી શ. ૨૦૦૧ ની સ્વલ્પ ભેટ આપશ્રીની સેવામાં રજુ કરીએ છીએ તે સ્વીકારી અમોને ઉપકૃત કરશો. અંતમાં શ્રી પરમાત્મા પ્રતિયે પ્રાર્થના છે કે તેઓશ્રી આપ બંન્ને મહાત્માઓનો પ્રવાસ સફળ કરો અને આપને સદ્બુદ્ધિ, ઉત્તમ પ્રતિભા અને દીર્ઘાયુ અર્પો જેથી સ્થૂલ શરીરદ્વારા સાક્ષીવત્ રહી દેશહિતની દૃષ્ટિ પૂર્વક શ્રી સનાતન ધર્મની સેવા કરવા સમર્થ હો ઇતિશમ્ નાઇરોબી તા. ૩-૧૦-૨૦ અર્પણ કરનાર.

શ્રી નાઇરોબીમાં વસતા ગુજરાત, કાઠીઆવાડ તથા
કચ્છના સનાતન ધર્માવલંબીઓ તરફથી.
મગનલાલ મંછારામ ભટ્ટ
આજની સભાના સભાપતિ.

---

ઉક્ત માનપત્ર ચાંદીના કાસ્કેટમાં મુકી પ્રમુખશ્રીના હાથે અર્પણ કરવામાં આવ્યું તેનો વળતો જવાબ મારા તરફથી અપાયા પછી પુષ્પહાર અને પ્રસાદ આપી સભા વિસર્જન કરવામાં આવી. ( અપૂર્ણ )

# ग्राहकोने सूचना.

શ્રી સનાતનધર્મપ્રભાની ભેટનુ પુસ્તક " દર્પદલન " નામે પ્રસિદ્ધ થઇ ગયુ છે અને ગ્રાહકોને વી, પી, થી મોકલવામાં પણ આવે છે અમારે જણાવવુ જોઇએ કે કેટલા એક સજ્જનોએ પાંચ કે છ અંકો સ્વીકાર્યા છે પછી તેમના પર વી પી, કરતા વી પી પાછાં વાળી ધર્મસંસ્થાને બેવડા ખર્ચમા ઉતારી છે ધર્મના કાર્યને તો મદદ કરવી જોઇએ તેને બદલે જે સજ્જનો ધર્મની સાથે આવો વ્યવહાર રાખે છે તે કોઇ પણ રીતે તેમને યોગ્ય નથી. કદિ તેમનો વિચાર ગ્રાહક રહેવા ન હોય તો દરેક અંકના ચાર આના પ્રમાણે ગણી તેમણે પૈસા મનીઓર્ડરથી મોકલી આપવા જોઇએ અગર તે ઉપરાંત ભેટના પુસ્તકના ૦-૮-૦ આઠ આના ઉમેરી વી પી કરવાનો પત્ર લખવો જોઇએ જેથી અમો નકામાં ખર્ચમાંથી બચીએ અને ધર્મસંસ્થાને ઉત્તેજન મળે આ સૂચનાપર દરેક મહાશયો જરૂર ધ્યાન આપશે

દૃષ્ટા—" પ્રભા "

# दर्पदलन

મહાકવિશ્રી ક્ષેમેન્દ્ર રચિત સંસ્કૃત કાવ્ય છે તેનો ગુજરાતી ભાષામાં કવિ દયાશંકરભાઇએ અનુવાદ કરેલ છે દર્પદલન જોઇને ગુજરાતના સુપ્રસિદ્ધ કેળવણીપત્રના માજીતંત્રી સાક્ષરવર્ય શ્રીમન્માસ્તર છોટાલાલ ભાઇ તા, ૧૨-૮-૨૨ ના પત્રમા લખે છે કે—

' આપના તરફથી આવણુના અંકની સાથે દર્પદલન પણ મળ્યું છે કવિશ્રી દયાશંકર ગુજરાતના સાચા કવિ છે એમ હવે કહેવુ પ્રાપ્ત થાય છે. ક્ષેમેન્દ્ર જેવા કવિની વાણીને સરળ ગુજરાતી કવિતામાં અને તે પણ લાલિત્યની સાથે ઉતારનારનો ગુજરાતી કવિ મેં આટલા આજ જોયા છે આ પુસ્તકનુ વિસ્તૃત અવલોકન ન લખતાં માત્ર આટલાજ શબ્દો લખુ છુ તે કોઇ જાતના સ્નેહથી કે પક્ષપાતથી નહિ, પણ મને જે યોગ્ય જણાય છે તેજ લખુ છુ "

રા છોટાલાલ ભાઇના અભિપ્રાયથીજ બુદ્ધિમાનો સમજી શકશે કે શ્રી સનાતન ધર્મ પ્રભાએ ધાર્મિક સાહિત્યમાટે ને પોતાનાથી બની શકે તેટલે અંશે પ્રયત્ન આરંભ્યો છેજ તો સુજ્ઞો ધર્મ સાહિત્ય વૃદ્ધિ પામતુ રહે તેવી રીતે શ્રી સનાતન ધર્મ પ્રભાને બનતી મદદ અવશ્ય કરતા રહેશે ઇતિ

द्रष्टा—यति

શ્રી સનાતન ધર્મ પ્રભા

## विषयसूचि.


वेद.

| | | |
|---|---|---|
| શ્રી વેદતત્વામૃત | ( યતિ ) | ૨૪૫-૨૫૩ |

साहित्य.

| | | |
|---|---|---|
| પ્રેમસાધન | ( સ્વામી પ્રણવાશ્રમ ) | ૨૪૭ |
| ચિરંદુ | ( યતિ ) | ૨૪૭ |
| તોફાની આગ૮ | ( શ્રીમન્માસ્તર છોટાલાલભાઈ ) | ૨૪૮ |
| મોહનમાળા મણકા. ૧૧-૧૨ | ( સ્વામી પ્રણવાશ્રમ ) | ૨૫૨-૨૮૭ |
| તાત્પર્યસંગ વિચાર | ( સ્વામી પ્રણવાશ્રમ ) | ૨૮૫ |
| ચિત્તસોતીને | ( યતિ ) | ૨૯૫ |
| સ્નેહીનું સ્મરણ | ( દુ ભા. ) | ૨૯૬ |
| બોલતાને બોલશાવે | ( „ ) | ૩૧૧ |

तत्वज्ञान.

| | | |
|---|---|---|
| શ્રી સિદ્ધાન્તદર્શન | ( શ્રીમન્માસ્તર છોટાલાલભાઈ ) | ૨૫૩-૩૦૧ |
| અપક્ત બોધ | ( યતિ ) | ૨૫૬-૩૦૬ |
| કાકદત પરીક્ષા | ( શ્રીમન્મા. છો. ) | ૨૬૯ |

धर्म.

| | | |
|---|---|---|
| ષોડશ સસ્કાર વિધિ | ( યતિ ) | ૨૬૦-૩૧૯ |
| શ્રી સનાતનધર્મ | ( યતિ ) | ૪૧૧ |

चारित्र्य.

| | | |
|---|---|---|
| દ્રોપદી | ( યતિ ) | ૨૬૪ |

सामाजिक.

| | | |
|---|---|---|
| સ્વરાજ્યશિક્ષા ને ધર્મ | ( યતિ ) | ૨૭૩ |
| દયાના દરવાજાની કુચી | ( યતિ ) | ૨૭૮ |
| ઇસ્ટ આફ્રિકાનો પ્રવાસ | ( યતિ ) | ૨૮૫ |

प्रासंगिक.

| | | |
|---|---|---|
| વૈક્રમીય નવુ વર્ષ | ( યતિ ) | ૨૫૮ |
| ગ્રાહકને સૂચના | ( યતિ ) | |


---

## नवत्रपात्रकपादशाष्टक.

હરિગીત.

પ્રિયકર પ્રભાકરની પ્રભા પ્રકર પ્રભાતે પ્રીતથી,<br>
સત્કીર્તિ કિરણ સ્ફુરણ પ્રભા પ્રસરો જગે તે રીતથી,<br>
આનંદને ઉત્સાહ એ અન્તર વિષે અધિક રહો.<br>
અતિ હર્ષથી ઉત્કર્ષનું આદર્શ આ નવ વર્ષ હો.

( જુઓ પૃષ્ઠ ૪ ).

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૨ જું સં. ૧૯૭૮ આશો. અક્ટોબર ઈ. સ. ૧૯૨૨ અંક ૭

मंगलम्.




वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैता शान्ति कुर्वन्ति हर वैवस्वतोदकम् ।

श्री शांकर भाष्यम्—स एवमुक्तः पितात्मनः सत्यतायै प्रेषयामास । स च यमभवनं गत्वा तिस्रो रात्रीरुवास यमे प्रोषिते । प्रोष्यागतं यममुवाच भार्या ऊचुर्बोधयन्तो वैश्वानरोऽग्निरेव साक्षात्प्रविशत्यतिथिः सन्ब्राह्मणो गृहान्दहन्निव तस्य दाहं शमयन्त इवाग्नेरेतां पाद्यासनादिदानलक्षणां शान्ति कुर्वन्ति सन्तोऽतिथेर्यतोऽतो हर। हे वैवस्वतोदकं नचिकेतसे पाद्यार्थम् । यतश्चाकरणे प्रत्यवायः श्रूयते ॥ ७ ॥

ગુજરાતી—અગ્નિ અતિથિ બ્રાહ્મણ બનીને ગૃહોમાં પ્રવેશ કરે છે તેની સજ્જનો શાન્તિ કરે છે તેથી હે યમ જલ લાવો.

વિશેષ—પુત્રનાં વચનો સાંભળીને પિતાએ પોતાની સત્યતા પાળવા માટે, પોતાના તપોબળના પ્રભાવે યમલોકમાં મોકલ્યો. નચિકેતાએ ત્યાં જઇ ત્રણ રાત્રિ નિવાસ કર્યો તે સમયે યમરાજ કોઇ કાર્ય નિમિત્તે બ્રહ્મલોકમાં ગયા હતા તે જ્યારે પાછા પોતાના ઘરમાં આવ્યા ત્યારે તેમના મંત્રીઓ કહેવા લાગ્યા-કે યમ! સાક્ષાત્ અગ્નિજ અતિથિ બ્રાહ્મણ થઇને ઘરમાં પ્રવેશ કરે છે. તે અગ્નિના દાહની નિવૃત્તિ માટે સત્પુરૂષો પાદ્ય અને આસનાદિક આપવારૂપ શાન્તિ કરે છે આથી તમે પણ અતિથિના પાદપ્રક્ષાલન માટે જલ લાવો કેમકે તેમ ન કરવામાં પાપ સંભળાય છે. આ શ્રુતિ અતિથિ સત્કાર બોધક છે.






## શ્રેયસાધન.

( રાગ પ્રભાત )

જીવને ઇશનું સામ્ય વાસ્તવ છતાં, જીવ પરતંત્ર ગુણરાગયોગે;
સ્વરૂપ જાને હરી રાગ અજ્ઞાન કૃત, રાગતાં મુક્તિ કૈવલ્ય ભોગે. ૧
જેમ વિરહી જનો ચિંતવે નિજ પ્રિયા, તેમ હરિમાં થતાં ધ્યાન ધ્યાવે;
પ્રભુ યશ શ્રવણને કીર્તનાદિ વિષે, નિત્ય ઉત્સુક રહે ભાગ્યભાવે. ૨
પ્રભુનું પદ પામવા લાગ શોધ્યા કરે, જ્ઞાનિ હરિજન તણું શર્ણ સેવે;
ચિત્ત શુદ્ધિ થવા પત્ર ફલ પુષ્પને, અન્ન વસ્ત્રાદિથી શર્ણ સેવે. ૩
તેની આજ્ઞા કદિ લેશ લોપે નહિ, વિરુદ્ધ વર્તન તજી પ્રેમ પૂજે;
જાણી જવાબ સૌ ધારી મનમાં લહી, પ્રભુત્ત નિજ હિતના લાગ સૂજે. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---




( ગરબી )

ઉર આકાશે ચમકે ચિદ્‌ઘન ચંદ્રમા,
અદ્‌ભૂત અમૃત વૃષ્ટિ થાતી અપારજો;
વિચાર વૃક્ષો તેમ તેમ વૃદ્ધિ પામતાં,
શાન્તિ સુમનની ગંધ તણો અંબારજો. ઉર. ૧
ઉજ્જ્વલ કિરણો અંતરમાં પ્રસર્યાં અતિ,
ઇન્દુને અવલોકે ચિત્ત ચકોરજો;
મીટ માંડી તે મનથી ક્ષણુ મૂકે નહિ,
દૃઢ દૃષ્ટિની દગથી બાંધી દોરજો. ઉર. ૨

પ્રીત કુમુદની પુષ્પ ખીલ્યાં પૂર જોસમાં,
મન ભ્રમરે ત્યાં કીધો નિશ્ચય વાસજો;
ગંધે ગોધાણો તે ઉડી ના શકે,
ભ્રમણ કલ્પના પામી સરવે નાશજો. ઉર. ૩

બુદ્ધિસાગર શશી પેખીને ઉચ્છળ્યો,
ભક્તિના ભાસે છે ભવ્ય તરંગજો;
લોક વેદ મર્યાદા તે તૂટી ગઇ,
આશા ઉર્વી એ ગાજીને થઇ સંગજો. ઉર. ૪

અવિદ્યા અંધારૂં આપે ઉડી ગયું,
માઠા તસ્કર ક્રોધ લોભને કામજો;
શીતળતા સંતોષ તણી ઉપજી અતિ,
વ્યાપક દિસે એકજ આત્મારામજો. ઉર. ૫

ચંદ્રકાન્ત અભિમાન મણી છે ચોકમા,
વિધુર કિરણનો થયો પછી ત્યાં મેળજો;
એક અનેક રૂપે થઇને પ્રસરી પડ્યો,
ભાસ્યો મુકુન્દનો મુકુંદરૂપે ખેલજો. ઉર. ૬

પતિ.

---

## તોફાની બાળક.

ઉપજાતિ

અનાથ મેં બાળક એક દીઠો,
લાગ્યો મને મંજુલ તેમ મીઠો;
માતાપિતા બંધનમા પડ્યાંતા,
દુઃખાબ્ધિમાં દુર્ગત આથડ્યાં તા

પકવાન્ન લાવી શિશુને જમાડે,
બંસી વગાડી સહુને રમાડે;
સ્ત્રી વર્ગને મોહ કરે રૂપાળો,
જો કે શરીરે નિરખાય કાળો. ૧૦
એ રીત તોફાન ઘણું મચાવ્યું,
તે રાજ્યના નાયકને ન ભાવ્યું;
ખેડૂત તેના સમ કૈંક વારૂ,
મિત્રો મળ્યા તે પણ હોર ચારૂ. ૧૧
સહુ મળીને ચઢિયા તુફાને,
નૃપાદિના શાસનને ન માને;
ઘણાક તેના પણ વીર માર્યા,
સામે થઇ; ના કપટે વિદાર્યા. ૧૨
મારી હતી કોઇક પ્રૌઢ નારી,
ઉછાળી નાખ્યું વળી ગાડું ભારી;
સામે થઇ કોઇ ટકી રહ્યો ના,
મહાબ થૈ તે શું છકી રહ્યો ના. ૧૩
રાજા તણા નગ્ર વિષે જઇને,
ધોબી હણ્યો એક કરે ગ્રહીને;
ઉન્મત્ત હાથી વળી ત્યા વિદાર્યો,
ખાળ્યો રહ્યો કે ન રહ્યોજ વાર્યો. ૧૪
ગયો ત્યહાં બંડ મહાન જાગ્યું,
રાજા તણું પૂજ્ય ધનુષ્ય ભાગ્યું;
તે અગ્રણી બંડ વિષે થયો'તો,
નૃપાળને નિશ્ચય સંહર્યો'તો. ૧૫
કીધા ઘણા દુશ્મન, વેરિ જાગ્યો,
તે સ્થાનને આખર છોડિ ભાગ્યો;
સમુદ્રમા જૈ જલદી ભરાયો,
ના હાથ આવ્યો જન તે હરાયો. ૧૬
મોટો થયો માણસ, ટોળી બાંઝી,
સંપત્તિ પામ્યો કરી લૂંટ આઝી;
જુવાનિમા તે સખનો રહ્યો ના,
વિવેકની વાટ વિષે વહ્યો ના. ૧૭

જુવાનને લક્ષયુવતિ કોડી,
સુખે કદી તો તહિં જાય દોડી,
ખુશીથી ના દે કદી કોઇ લાડી,
તો તે બલાત્કારથિ જાય કાઢી. ૧૮

એવી હરી કૈંકનિ છોકરીઓ
આણી અને તે ઘરમા ધરીપો;
તેનાથિ તેની વધિ વસ્તિ ઝાઝી,
ઊઠયું તહેનું કુળ સર્વ ગાજી. ૧૯

પુત્રો થયા તે પણ બાપ જેવા,
હરામું ખાવા તજિ નિત્ય હેવા,
સંબંધિ તેના પણ જે થયા છે,
જે મિત્ર માની મનમાં રહ્યા છે. ૨૦

તેનેય આપી શિખ એવિ ક્લેશે,
જેથી વિનાશ્યું નિજ કુળ તેણે;
સામા થયા કૈં નૃપ વીર્ય શાળી,
તેને હણ્યા જોયું ન પાછું વાળી. ૨૧

તોરાનિ આખું કુળ તે ગણાયું,
અન્યોન્યથી તે સઘળું હણાયું,
તે જોઇ ઉદ્વિગ્ન સગો જણાયો,
અરણ્યમાં પારધિથી હણાયો. ૨૨

તેની સ્ત્રિઓ દુઃખિ દઇ ભમી છે,
લુટારુઓએ વનમા દમી છે;
ડૂબી ગયું ગામ સમુદ્ર માંહે
આજે ન કાંઇ નિરખાય ત્યાંહે. ૨૩

અરે! અરે! આખર આમ આવ્યું,
અકર્મિએ શું કુળ નીપજાવ્યું!
જે જન્મ પામે નિજ આબ્રુ હીન,
તેમાં શું બીજું નીરખો નવીન

અણ્યું ન જોણે સુખ દુખ કાંઇ,
પ્રીતિ ત્યમ દુશ્મનાઇ
હું માંરૂં નડે શરીર.
આ બાજીસમો સુધીર.

તેનો નથી નાથ કદાપી કોય,
તે સર્વનો નાથ ગણાય તોય;
નથી કદી માનવ કર્મ તેને,
સુભાગ્ય દુર્ભાગ્ય ન હોય તેને. ૨૬
માતા પિતાનું અભિમાન રાખે,
અજન્મને જન્મ વિશેષ નાખે;
અજ્ઞાનિ એવાં જન દુઃખ ધારે,
એમા નવાઇ નથિ કાંઇ ભારે. ૨૭
સંસાર કારાગૃહમાં પડેલા,
'હું મ્હારૂં' માની બહુ આથડેલા;
તે મૂર્ખ છે' બંધનમાં સદાય,
સ્વતંત્ર આત્મા સહુ કામ જાય. ૨૮
સંસારમાં સત્ય ગણ્યું ન કાંઇ,
તેની દિસે આ ભવમા ભલાઇ;
તોફાનિ એ બાળક કોણ બાઇ,
જેની જણાયે જગમાં નવાઇ!

૨૯

હી. ન. ભટ્ટ.

---

## मोहनमाला.

### મણકો ૧૧ મો.

( હીરગીત. )

નથી ત્રિલોકમાંય શ્રી મુકુંદથી બીજું;
અનુપ એક રૂપ ગમ્ય શું ? રીઝું ખીજું.
ન માત તાત સુત શિષ્ય ગુરૂ છે જહાં;
શું વેદ શાસ્ત્ર મંત્ર તંત્ર સ્થાપશે તહાં. ૧૭

જરા ન ભાગ ત્યા જણાય મોહ શોકને-
ગણ્યું અસાર નામ રૂપ ઓદ લોકને.
મળે, ટળે, પળે પદાર્થ, સુખ ના ચળે,
સમુદ્ર માંહી લૂણ ન્યાય સિંગ આગળે
મતિ ગતિ થતી તહા સમાધિ નિત્ય છે,
અખંડ શુદ્ધ જેહનું ઉદાર ચિત્ત છે.
કરે લીલા વિવિધ પ્રકાર આપ નાટકી,
અપાર જગત છત્ર એહ શ્રીપ્રે રચી.
ધરે અનેક રૂપને અભેદ સાગરે,
ઉપાધિ દોષમાં ભમે જીવો અથાગરે.
છતા જણાય ન્યાઈ બીબ એક આભામાં;
અણુવ શાહ અગ્નિ તેમ કાષ્ટ ગર્ભમાં.

સ્વામી પ્રણવાનન્દ.

---

## તત્ત્વજ્ઞાન.

### श्री सिद्धान्त दर्शनम्.

### પ્રકૃતિ પાઠે તૃતીય પાઠ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૧૬ થી )

कर्मेन्द्रियाण्येकांशेभ्यः ॥ ११ ॥

**कर्मेन्द्रियाणि** ( કર્મ ઇન્દ્રિયો ) **एकांशेभ्यः** ( એક અંશમાંથી )
૧ કરી પ્રાણની રચનામાં પંચ તન્માત્રાઓના રજોગુણના ત્રણ ભાગની
... પૂર્ણ ગયા પછી બાકી રહેલી રજોગુણના એકેક ભાગમાંથી વાક્
રે કર્મેન્દ્રિયો અનુક્રમે ઉત્પન્ન થાય છે.

જેમ શબ્દતન્માત્રાના એક રજોંશમાંથી વાક્ ઇન્દ્રિય ઉપજે છે, તે
બોલવાનું કર્મ કરે છે, સ્પર્શતન્માત્રાના એક રજોંશમાંથી પાણિ
ઇન્દ્રિય ઉપજે છે તે પકડવાનું કામ કરે છે, રૂપતન્માત્રાના એક

જીવ—કેમ મિત્ર! આ અનંત કોટિ બ્રહ્માંડ રચનાનું મૂળ કારણ જીવોની અર્થાત અમારી વાસનાજ થઇને? એ નાશ પામ્યા વિના અમારો જીવ ભાવ મટીને પરમાત્મરૂપતા આવશે નહિને? એ નિશ્ચય છે ને! (ગળે બાઝીને) આ જીવ ભાવ કેવી રીતે જશે! તે કૃપા કરીને કહો!!

માધવ—હે મિત્ર જીવન! જેણે તુને બુદ્ધિરૂપ નદીનાં અજ્ઞાનરૂપ ભૂષણ અને વસ્ત્ર હરણ કરાવી મારા ખોટા વ્યક્ત રૂપને મટાવી સત્ય અવ્યક્તરૂપ પ્રત્યક્ષ કરાવ્યું તેજ સદ્ગુરૂને શરણે જા. અને તેમનો શરણાગત થી થા. ત્યારે તે તારો જીવભાવ ટાળીને પરમાત્મભાવ આવવાની યુક્તિ બતાવશે. અને તું તેમ કરીશ ત્યારેજ કાર્ય થશે એ સિવાય અન્ય માર્ગ નથી.

પ્રિય પાઠકો! જીવનજી અને માધવજી એ નામથી જે આ સંવાદ લખ્યો છે તે પ્રશ્નોત્તર રૂપથી જીવ અને પ્રકૃતિ પુરૂષથી થયો એમ બતાવ્યું છે. આમાં આરંભથી પ્રકૃતિ પુરૂષ અને નામરૂપ તેની વ્યક્તા વ્યક્તરચનાનું કારણ શું? એ જે પ્રશ્ન ઉપસ્થિત થયો હતો તેનો ઉત્તર આ સંવાદમાં આવી ગયો અર્થાત્ એ સર્વની ઉત્પત્તિનું મૂળ કારણ શું? તો જીવોની "વાસના" એ નક્કી થયું. સર્વની વાસના ક્યારેયપણ એકદમ નાશ પામે નહિ અને સંસાર ચક્ર રોકાય નહિ આનો આરંભ ક્યારે થયો અને સમાપ્તિ ક્યારે થશે. તેનો પાર અશક્ય હોવાથી જીવ, ઇશ્વર, માયા અને જગત એ સર્વ અનાદિ સિદ્ધ છે એમજ કહેવું જોઇએ. જીવને જે સારાસાર વિચાર શક્તિ છે તેના બલથી અને સદ્ગુરૂની કૃપાથી, પોતાના અજ્ઞાનથીજ કલ્પિત જીવભાવના બાંધી છે તેને છોડવી એજ પરમાત્મભાવના લાવવી એમ કહેવાય છે. મેલું થયેલું દર્પણ સ્વચ્છ કરવા પ્રયત્ન કરવો પડે છે. મુખ દેખાડવાનો પ્રયત્ન કરવાની આવશ્યકતા નથી તે તો પોતાની મેળેજ દેખાય છે. તેજ પ્રમાણે જીવભાવ જવાનોજ પ્રયત્ન કરવો જોઇએ પરમાત્મભાવ તો સ્વતઃ સિદ્ધ બનેલોજ છે જીવાત્મા અને પરમાત્મા એવો ભેદ મૂળમાં નથી પણ વાસનાના યોગે ભેદભાવ જબરદસ્તીથી થયો છે. એ ભેદનો નાશ કરવો એજ જીવનું મુખ્ય કર્તવ્ય છે.

આ સ્થલમાં કંઇ વાચકો એમ પણ કહેશે કે લેખકે પ્રપંચ રચનાનો એટલો બધો આડંબર ચિત્ર્યો, જીવ શિવનો મોટો ખટરાગ કર્યો અને છેવટે કહ્યું શું? "આ સર્વની અનાદિ ઉત્પત્તિનું કારણ જીવોની વાસના!! એ વાસનાનો ક્ષય કરવો એજ પરમાત્મભાવની પ્રાપ્તિ છે, અને એજ જીવોનું અવશ્ય કર્તવ્ય છે." આતો "પહાડ ખોદીને ઉંદર કાઢવા જેવી" હકીકત થઇ. એ સિવાય વિશેષ કાંઇ નથી. અમે તો એમજ સમુ-

જતા હતા કે આ પ્રચંડ ભભાડાનો ઉપાય પણ તેવો ઉગ્રજ બતાવશે. જો આવું ક્ષુલ્લક કારણ હોયતો આમાં કાંઇ વિશેષ પ્રયત્નની જરૂર નથી. જે જે સમયે જે જે વાસનાઓ આવશે તેને અનુકુલ વિષયભોગ કરવાથી વાસના તૃપ્ત થઇને શાન્ત થઇ જશે. પછી એક દિવસે મૃત્યુ આવતા સર્વ ગડબડની સમાપ્તિ. ફરી વાસના આવેજ ક્યાંથી ? વાસના નથી તો પછી તેને શાન્ત કરવાનું પ્રયોજન પણ શું ? મર્યા પછી કોઇ પાછું આવીને એમ કહેતું નથી કે મારી અમુક વાસના રહી ગઇ વાસ્તે મારે ફરી આવવું પડ્યું. અર્થાત્ આ જીવ મરતાજ પરમાત્મામા લય પામી જાય છે. અને તમે પ્રથમ કહી ગયા છો કે " આ સૃષ્ટિ પરમાત્મામાંથી ઉત્પન્ન થાય છે તેમાંજ રહે છે અને છેવટ તેમાંજ લય પામે છે " રમકડાં બનાવનાર પોતાની ઇચ્છાથી માટીના રમકડા બનાવે છે પછી તોડી નાખી માટીમાં મેળવી દે છે. અને ફરી બનાવે છે તો જે માટીના પ્રથમ ચિત્ર બનાવ્યાં હતા તેજ માટી પુનઃ તેમાં કાંઇ આવતી નથી. તો પછી અમેજ મરીને અમે પુનઃ જન્મીએ છીએ એ કેમ કહી શકાય ? પરમાત્મા અનન્ત છે તેમાં જેટલા જોઇએ તેટલા નવા જીવો ઉત્પન્ન થઇ શકે તેમ છે તો પછી અમારેજ ફરી જન્મ લેવો પડે એવી લેખાની શીરજોરી અમારાપર કેમ ?

આ શંકાનું સમાધાન એ છે કે, આપણે જે જીવોનું જન્મ અને મરણ જોઇ શકીએ છીએ તે મરણ જીવનનું નહિ પણ શરીરનું છે. આ દેહ તે જીવ નથી પણ જીવને રહેવાનું એક ભાડાનું મકાન છે. અને દેહ ઉપર પણ તેની સત્તા નથી દેહ જીવ નથી એ તો સર્વને કબુલ કરવુંજ પડશે કારણ કે દેહ જીવ હોયતો પ્રેતને દહન કરવાનું બની શકે નહિ. તેથી એતો સિદ્ધજ છે કે દેહ જીવ નથી ત્યારે જીવ દેહથી જુદો છે એ વાત તો કબુલ કરવીજ પડશે. હવે વિચાર કરો કે દૃષ્ટિથી આપ જીવને જુઓછો કે દેહને ! ચક્ષુ ઇન્દ્રિયથી જીવ કદી પણ જોઇ શકાતો નથી. શરીરનું ચલન વલન અને ક્રિયા જ્યાં સુધી થાય છે ત્યાં સુંધીજ આદમી જીવેછે એમ લોકો કહે છે. અને તે બંધ થતાંજ તેનો જીવ ગયો એમ કહીએ છીએ. આમા કેવલ શરીરની ક્રિયાજ નેત્રોથી જોઇ જીવતો જોવામાં આવ્યો નહિ. તેમ શરીરમા જીવને જોવાના અન્ય પણ સાધનો નથી. ક્રિયા જોઇનેજ આપણે અનુમાન કરીએ છીએ કે જીવ છે એમ કબુલ કરીએ છીએ. વાચકો! હવે થોડો વિચાર કરો કે-શરીરની ચેષ્ટા ઉપરથીજ બીજાના જીવનનું અસ્તિત્વ અથવા નાસ્તિત્વ સમજવાને તમારી કલ્પના કામ આવી. હવે તમારૂં શરીર અને ચલનવલનાદિક ક્રિયા પણ તમારી તમેજ

જુઓ છો. હવે તમારા પોતાના અસ્તિત્વના વિષયમા પણ તમારી પોતાનીજ કલ્પના કામ આવશે કે કોઇ બીજાની છાતી લાવશો? શરીર અને ઇન્દ્રિયાદિ વ્યાપાર પણ તમને તમારી દ્દષ્ટિથી દેખાય છે તો પછી જે દેખાય છે તે તમે જીવનથી એ તો નક્કીજ છે. જ્યારે તમે નિર્વ્યાપાર થઇને તમારા અસ્તિત્વનો વિચાર કરશો ત્યારે "હું છુ" એટલીજ કલ્પના રહેશે જ્યારે તેની પાર જશો ત્યારે ધન્ય દિવસ સમજવો. અર્થાત્ જ્યારે તમારૂં તમને અસ્તિત્વ સ્ફુરણ થશે ત્યારે "હું છુ" એ કલ્પના ચેષ્ટિતજ સમજાશે. જેનાથી પૃથક્ પ્રતીતિ થશે નહિ, તેથી તમે કલ્પના રૂપજ થયા, અર્થાત્ કલ્પના એજ જીવનું સ્વરૂપ થયુ. કલ્પના, વાસના, અને સંકલ્પ એ એક અર્થના પર્યાય શબ્દ છે. સારાંસ એ છે કે જ્યારે વાસના મરશે ત્યારેજ જીવનું યથાર્થ મૃત્યુ છે. અને વાસના જ્યા સુધી જીવતી છે ત્યાં સુધી તમે-જીવ-પણ જીવતાજ છો. દ્દષ્ટિથી તમે જે જીવના જન્મ મરણ જુઓ છો તે દેહનાં જન્મ મરણ છે અને જીવનું વેષાન્તર છે. તેથીજ અનંત કોટિ કલ્પ પર્યંત સંસાર ચક્રમાથી જીવ છૂટી શકતો નથી. અને તે વેષાન્તર તથા લોકાન્તર કરતો ભટકયાજ કરે છે. તેને ક્ષણ માત્ર પણ બેસવા માટે નિર્તે વિશ્રાન્તી સ્થાન મળતું નથી, વાસનાના પ્રવાહમાં અતિ વેગથી દોડ્યાજ કરે છે. ભગવાન જાણે ક્યારેય સ્થિર થશે! જીવ વાસના રૂપ છે એને માટે બે વાતો વિશેષ કહેવામાં આવે છે. (અપૂર્ણ)

---




(અનુસંધાન ગતાંક. પૃષ્ઠ ૨૨૪થી)

## (૪) अथ जात कर्म

યદિ કોઇ આડચણને લઇને ગર્ભાધાનાદિ ત્રણ સંસ્કાર યથા સમયે ન થઇ શકયા હોય તો, જાતકર્મનો સમય નજીક આવતાં, દરેક સંસ્કાર ન કર્યા તે બદલ એક એક ગોદાન કરી ત્રણેનો અનાદિષ્ટ હોમ પ્રાયશ્ચિત કરીને તે તે સંસ્કારો કરી નાખે પછી જાત કર્મ સંસ્કાર કરે.

કદાપિ પ્રસવ વખતે ગર્ભિણીને અધિક પીડા થતી હોય અને એક કલાકમાં બાળકનો જન્મ ન થાય તો આગળ લખવામાં આવે છે તે બે ઉપાયો કરવા. (૧) ધ્રો (દુર્વા) ના ૨૧ અંકુર ચાર તોલા તલના તેલમાં નાખીને ગર્ભિણીની ઉપર ફેરવીને (ઉતારીને) हिमवत्युत्तरे. મંત્ર ૧૦૮ વાર બોલીને તેમાંનું થોડું તેલ ગર્ભિણીને પાઇ દે. અને બાકીનું તેલ ગર્ભવતીના પેટ ઉપર ચોપડી દે. (૨) યંત્ર પ્રકાશ નામના ગ્રંથમાં લખ્યું છે કે-

गजाग्निवेदा उडुराट्शरांका, रसाग्निपक्षा इति हि क्रमेण।
लिखेत्प्रसूतेः समये गृहेऽदः सुतेन नार्यः प्रसवन्ति शीघ्रम् ॥

અર્થ—ગજ એટલે આઠ, અગ્નિ એટલે ત્રણ, વેદ એટલે ચાર, ઉડુરાટ્-ચંદ્રમાં એટલે એક, શર એટલે પાંચ, અંક એટલે નવ, રસ એટલે ૭, અગ્નિ એટલે સાત, પક્ષ એટલે બે આ રીતે યંત્રનો મંત્ર ગર્ભવતી સ્ત્રીની સામે તેના દેખતાં લખે તો ગર્ભિણી સુખ પૂર્વક બાળકને જન્મ આપે છે.

યંત્ર

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

પ્રથમ જ્યારે ગર્ભવતી સ્ત્રીના પેટમાં સંતાનોત્પત્તિની પીડા થવા લાગે ત્યારે પતિ यजतु दशमास्यो. મંત્ર ભણી સ્ત્રીના શરીરપર માર્જન કરે પછી ગર્ભિણી સ્ત્રીની નજીક બેશીને પતિ अर्यमणुं० મંત્ર બોલે

પુત્ર ઉત્પન્ન થઇ ગયા પછી પિતા પોતાના કુલ દેવતા અને વૃદ્ધ પુરુષોને નમસ્કાર કરે ને પછી સ્નાન કરે. યદિ મૂલ, જ્યેષ્ઠા કે વ્યતીપાત આદિ અનિષ્ટ કાળમાં પુત્ર જન્મ્યો હોય તો તેનું મુખ જોયાવિનાજ સ્નાન કરે. પુત્ર ઉત્પન્ન થયા પછી બાર ઘડી અથવા સોળ ઘડી પછી નાળ કાપવું જોઇએ એટલા કાળમાં જાત કર્મ સમ્બન્ધી સર્વ કર્મ પૂર્ણ થઇ શકે છે. નાળ છેદન થઇ ગયા પછી સૂતક લાગે છે માટે મનુ આદિ સર્વ આચાર્યોનો

# चारित्र्य निर्देश द्रौपदी.

## પ્રકરણ ૧૪ મું.

### દ્રૌપદી અને ધૃતરાષ્ટ્ર.

( અનુસંધાન મતાંક પૃષ્ટ ૨૩૩થી )

જ્યારે દ્રૌપદીના પ્રશ્નના ઉત્તર અને સર્વ મામલાનો ન્યાય કરવાનો ભાર સ્વયં દુર્યોધને યુધિષ્ઠિરપર રાખ્યો અને દ્રૌપદીને એમ પણ કહી દીધું કે જો ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ મળી સર્વ સભા સાંભળે તેવી રીતે એમ કહી દે કે તેમનાપર યુધિષ્ઠિરનો કાંઇ અધિકાર નથી, તો તું દાસીપણાંથી છુટી થઇ જા. ત્યારે સર્વ સભા કુતૂહલ પૂર્વક આ બાબતમાં પ્રતીક્ષા કરવા લાગી કે જોઇએ હવે યુધિષ્ઠિરના ચારે ભાઇઓ શું કહે છે ! અને સ્વયં યુધિષ્ઠિર કેવો નિર્ણય કરે છે.

દુર્યોધનની અગાધ રાજનીતિજ્ઞતાનો પ્રકાશ આ સ્થાનપર સ્પષ્ટ સમજાય છે. તેણે પોતાના મનમાં એ વિચાર કર્યો કે અન્ય સભાસદો કાંઇ બોલશે નહિ અને વાત આટલેથીજ અટકી પડશે. માટે તેણે ઉપર કહેલી યુક્તિ લડાવી. તેણે એ પણ વિચાર કરીજ લીધો હતો કે યુધિષ્ઠિર જાતે તો અસત્ય બોલવાના નથી તેમ તેમના ભાઇઓના મુખમાંથી એ વાત પણ કદિ નીકળવાની નથી કે " અમારાપર યુધિષ્ઠિરનો કશો અધિકાર નથી " કદાપિ તેના ભાઇઓ મોહમા પડીને તથા દ્રૌપદીનું દુઃખ જોઇને તેના છૂટકારા માટે જો કહી દેશે કે, " અમારાપર યુધિષ્ઠિરનો કશો અધિકાર નથી " તો તેમના માથા ઉપર એવું કલંક લાગશે કે જે કદિ છૂટશે નહિ. અને એ પ્રકાર કરવાથી ભાઇઓમા મતભેદ પણ પડી જશે. મતભેદ પડતાં તે સ્વયં નબળા પડશે પછીથી તેમને પાડી નાખવા એ કાંઇ કઠિણ કાર્ય નથી. ચારે ભાઇઓમાં સર્વથી મોટો ભીમ હતો તે બોલ્યો.

"અમે એમ તો કદિ પણ ન કહી શકીએ કે યુધિષ્ઠિર અમારા પ્રભુ નથી. જો એમજ હોત તો અમે તેમને કદિ પણ ક્ષમા કરત નહિ. તે અમારા પુણ્ય, પ્રતાપ અને તપસ્યાના પણ પ્રભુ છે. અમારા જીવનના પણ પ્રભુ છે. તેજ જ્યારે હાર માની બેઠા છે તો અમે પણ હારીજ ગયા એમાં કશો સંદેહજ નથી. અમારૂં પ્રભુત્વ હવે રહ્યું નથી, જો અમારૂં પ્રભુત્વ હોત તો પાંચાલીના કેશ ખેંચનાર દુરાત્મા દુઃશાસન જીવતો રહેવા પામત કે? શું કરીએ ધર્મ પાશથી બંધાએલા છીએ. તેથીજ અમારૂં બાહુબળ પ્રકટ ન થયું. નહિતો મારી ભૂજામાં આવેલ ઇન્દ્ર પણ છુટી ન શકે ત્યાં દુઃશાસનની ગણત્રી શી! હજુ પણ ધર્મરાજ ઇસારા માત્રથી આજ્ઞા આપી દે તો સિંહ જેમ ક્ષુદ્ર પ્રાણીઓનો સંહાર કરી નાખે છે તેમ પલવારમાં ધૃતરાષ્ટ્રના નીચ પુત્રોનો નાશ કરી નાખું."

ભીમના ક્રોધને વધતો જોઇને ભીષ્મ, દ્રોણ અને વિદુરે તેમને કહ્યું- "હે ભીમ શાન્ત થા તારે માટે કાંઇ પણ અસાધ્ય નથી. તું સર્વ કરવા સમર્થ છે."

ભીષ્માદિના કહેવાથી ભીમ તો ચુપ રહ્યો પણ કર્ણ દ્રૌપદીને કહેવા લાગ્યો—

"હે ભદ્રે! આ સભામાં ભીષ્મ, વિદુર અને દ્રોણાચાર્ય એ ત્રણ આદમી બહુ બળવાલા છે. તે પોતાના માલિકને દુષ્ટ કહે છે. પરંતુ ખરી વાત એ છે કે સ્ત્રી અને પુત્રપર જેવો અધિકાર છે તેવોજ અધિકાર પ્રભુનો દાસ ઉપર છે. તમારા પતિઓને કૌરવે જીતી લીધા છે. તેથી તે એના દાસ થઇ ચુક્યા છે તું પણ હારી જવાથી આવી છે તેથી તું પણ દાસી બની ચુકી છું. માટે મારૂં કહ્યું માની રાજભવનમાં જઇને રાજપરિવારની સેવા કર. આ સમયે ધૃતરાષ્ટ્રના પુત્રજ તારા પ્રભુ છે. પાંડવો નહિ. હવે તું કોઇ એક એવા પુરૂષને તારો પતિ બનાવ કે જે તુંને જુગારમા હારે નહિ.

કર્ણની વાત સાંભળી ભીમસેનને વધારે ક્રોધ ચઢ્યો. તેની આંખો લાલ થઈ ગઇ અને તે યુધિષ્ઠિર તરફ જોઈ નિશ્વાસ નાખતો કહેવા લાગ્યો. હે રાજન્! કર્ણની વાતપર મને ક્રોધ આવતો નથી તેનું કહેવું ઠીક છે. કારણ કે અમે ખરેખર દાસ ભાવને પામ્યા છીએ. પણ વિચાર કરીને જુઓ

દંગ થઇ ગયા અને સર્વએ પોતપોતાના મનથી દ્રૌપદીની ચતુરાઇને સંતોષનાં વખાણ કર્યાં.

દ્રૌપદી સુશિલ, સુશિક્ષિત, સદાચારસમ્પન્ન અને નમ્ર હતી પણ તેનું આત્માભિમાન દૃઢ હતું. આત્માભિમાન વિરૂદ્ધ નાની વાતને પણ સહન કરી શકતી નહિ, તેથીજ સભામાં બોલાવવામાં આવી છતાં તે ગઇ નહિ પોતાની બુદ્ધિ અને વાક્યચાતુરીના બળથી તેણે સભાસદોને પ્રશ્ન કર્યો અને ધર્મ અધર્મનો નિર્ણય ઇચ્છયો. પોતાના પતિ હારી ગયા છતાં, પોતે પરાધીન ને અસહાય છતાં, શત્રુઓની સભામાં તેણે દુઃશાસનનાં દુષ્કર્મની સ્પષ્ટ શબ્દોમા નિંદા કરી તેમ કરતાં તે જરા પણ ડરી નહિ તેમ તેનું સાહસ પણ રતીભાર ઓછું થયું નહિ. આ વાત તેના આત્મબળનું ઉજ્વલ પ્રમાણ છે. ધૃતરાષ્ટ્ર તરફથી વરદાન મળતાં તેણે પ્રથમ રાજા યુધિષ્ઠિરને છોડાવવાની પ્રાર્થના કરી તે વખતે તેણે કહ્યું કે હું આ વરદાન એટલા માટે માગું છું કે ધર્મરાજા દાસત્વથી મુક્ત થઇ જાય તો પછી કોઇ તેને દાસ કહે નહિ, યુધિષ્ઠિરાદિથી ઉત્પન્ન થનારા મારા પુત્ર પ્રતિવિંધાદિને કોઇ કોઇ દાસ કહે એ કોઇ પણ રીતે મારાથી સહન થઇ શકે નહિ.

ધન્ય! દેવી દ્રૌપદી ધન્ય!! આ અભાગી ભારતને આજ પણ તારા જેવી વીર રમણિયો અને વીર માતાઓની યશ ગાથા ઉપર ગર્વ છે પોતાના પતિને દાસ, અને પોતાના પુત્રને દાસપુત્ર કહેવરાવવા જે રમણિ તૈયાર નથી, તે વાતને જે સહન કરી શકતી નથી તે દેવીની બલિહારી. આત્મગૌરવને ઉચ્ચ કરનાર વીર નર આવીજ સબલ આત્માવાળી દેવીની કુક્ષિમાંજ જન્મે છે.

મહારાજા ધૃતરાષ્ટ્ર દ્વારા બીજીને વર મેળવતી વખતે પણ આત્મગૌરવ અને આત્મબળની રક્ષા કરતા રથ અને શરાસન સહ પોતાના પતિઓને દાસત્વથી મુક્ત કરવાની ઇચ્છા પ્રકટ કરી.

દેવિ! દ્રૌપદિ! આવીજ વીર રમણિયોના નામની ગણના કરતાં સર્વથી પ્રથમ તારૂં નામ લેવાય આવે છે. પોતાના આત્મબલના વિશદ ઉદાહરણથી તારા વીર પતિયોની ઉજ્વલ કીર્તિને વિશેષ વધારી છે, ધૃતરાષ્ટ્ર પાસેથી ત્રીજું વરદાન ન લઇને તો તેં તારા આત્મગૌરવની વધારે સ્પષ્ટતા કરી આપી છે તે વાત એકવાર નહિ પણ હજાર વાર સ્તુત્ય છે. આથી નામ અને તારો યશ સદા અમર રહેશે. (ક્રમશઃ)

## काकदंत परीक्षा.

વૈશાખનંદન તર્કાલંકાર બાલ્યવયમાંથીજ ઘણા ચતુર અને સર્વ શાસ્ત્રાભિજ્ઞ હતા; તેમણે તર્કની પરીક્ષા ઉત્તીર્ણ કર્યા પછી પોતાની અગાસીમાં સુકવેલી ઉખાઇ ગયેલી પૂરીમાંથી એક પૂરી કાગડો ચાંચમાં ઘાલી ઉપાડી ગયો! તર્કાલંકારને વિચાર થયો કે સૂકાઇ ગયેલી પૂરી કાગડો શી રીતે ખાશે! તેને દાંત હશે કે નહિ? હશે તો તે ધોળા હશે કે કેમ? દાંત ન હોય તો વજ્ર સમાન કઠિન પૂરી લેવાની ઇચ્છા કેમ પ્રાદુર્ભૂત થાય? પણ ઇચ્છા તો થઇ છે, માટે કાગડાને દાંતનો સદ્ભાવ જણાય છે।

અનુમાન તૈયાર થઇ ગયું:—

૧. કાગડાને દાંત હોવા જોઇએ,

૨. કઠિન વસ્તુનો પરિગ્રહ કરવાની ઇચ્છા થાય છે માટે;

૩. જેને જેને દાંત નથી હોતા તેને તેને કઠિન વસ્તુનો પરિગ્રહ કરવાની ઇચ્છા નથી હોતી, જેમ અમારી માતામહીને દાંત નથી માટે તેને કઠિન વસ્તુ ખાવાની ઇચ્છા થતી નથી તેમ

અસ્તુ. કાગડાને દાંત હોય છે, પણ તે શ્વેત હશે કે કૃષ્ણ? કાગડાનું સર્વાંગ કાળું હોય છે ત્યારે દાંત શા માટે શ્વેત હોય। પ્રત્યક્ષ વિના કંઇ સિદ્ધ થાય નહિ એમ વિચારી તે દિવસથી તર્કાલંકારે કાકદંત પરીક્ષા કરવા માટે કાગડાને પકડવાની વિદ્યાનો અભ્યાસ કરવા માંડ્યો।

એમના પરમ મિત્ર સરમેશ ભટ્ટાચાર્યને આ વિચાર તર્કાલંકારે કહી બતાવ્યો. ભટ્ટાચાર્ય બોલ્યાઃ।—

"વૈશાખ નંદન! તારૂં આ અનુમાન બાધિત છે."

"શાથી?"

"જો સાંભળ:—

૧. કાગડાને દાંત હોતા નથી;

૨. તે પક્ષી છે માટે;

" જે જે પક્ષી હોય તેને તેને દાંત હોતા નથી; જેમ અમારા ઘરનો પોપટ પક્ષી છે અને તેને દાંત નથી તેમ,

આ વિરૂદ્ધ અનુમાનથી તો તર્કાલંકારનો નિશ્ચય દૃઢ થયો કે હવે જરૂર કાગડાને પકડવાની વિદ્યા શીખીને પ્રત્યક્ષ ખાત્રી કરવી !

કહેવાની જરૂર નથી કે કાગડાને પકડવાની વિદ્યા શીખતા તેમનાં ત્રેવીશ વર્ષ વીતી ગયાં ! અને છેવટે જ્યારે તેમણે કાગડાને પકડવાનો પ્રયોગ કર્યો ત્યારે ઝાડ ઉપરથી નીચે પડવાથી તેમનો જમણો હાથ અને ડાબો પગ ભાગી ગયો ! તે વખતથી તર્કાલંકાર શુષ્ક વિવેકપૂર્વક તર્ક કરવાનું શીખ્યા.

આજ આપણે એવાજ એક " કાકદંત પરીક્ષા જેવા પ્રસંગને ઉપસ્થિત કરીએ છીએઃ—

આજ શ્રી૦ તર્કાલંકારે ત્રીજા માળની બારી આગળ બેસીને પાછળ પપૈયાના ઝાડ ઉપર ચાસ જોયો ! શી તેની સુંદરતા ! તેનાં પીંછાંમાંનો રંગ ખરેખર મોહક હતો ! ચળકતો આસમાની ! ના, હિરો ! ના, એવાં રંગના કપડાં જોયા છે, પણ તેનું નામ કહી શકાતું નથી ! શરીરના પ્રમાણમાં તેની ચાંચ ભારે હતી. પપૈયાના પાંદડાંની એક દાંડી ઉપર તે ઉંચો નીચો થયા કરતો હતો ! શા માટે ? કોઇ જંતુ જોયો હશે !

આ શી વિચિત્ર સૃષ્ટિ છે ! એ સૌંદર્ય કોને માટે ? મનુષ્ય માટે ? ના, જ્યાં મનુષ્ય ભાગ્યેજ જઇ શકે ત્યાં એવા અનેક સૌંદર્ય થાય છે ને નાશ પામે છે ! ઉંચા રંગો અને સુગંધવાળા પુષ્પ થાય છે ને ખરી પડે છે ! ત્યારે જેમને તે રચેલાં છે તેમને માટે ? ના, તેઓ જડ જેવાં છે—વિચાર શૂન્ય છે; ખાવું ને જીવવું એજ તેમનો નિત્યક્રમ છે. ત્યારે કોને માટે ? કર્તાના પોતાના આનંદ માટે ? આ કલ્પના પણ બંધ બેસતી નથી; હજારો સુંદર અને મધુર વસ્તુઓ ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે ! વસ્તુમાં આનંદ હોય તો કર્તા તેને ચિર સ્થાયિ ન બનાવે ! વળી તે જાતેજ આનંદ રૂપ છે તો તેને કૃત્રિમ વસ્તુ શું આનંદ આપવાની હતી ? મહા ગૂઢ પ્રશ્ન

છે! એનો ખુલાસો કોણ કરશે? સૃષ્ટિ! સૃષ્ટિ કોણે કરી? ક્યારે કરી? શા માટે કરી? કાંઇ સમજાતું નથી. સૃષ્ટિમાં બધું જાણે ઇરાદાપૂર્વક-હેતુપૂર્વક-રચાયું હોય તેમ ભાસે છે. એમાં કાંઇ ભ્રમ હશે?-એ સમજ ખોટી હશે? જેઓ તેનો પાર ન પામ્યા તેઓ તેને અનાદિ કહી વિરામ્યા. જેમને તેમાં સમજ ન પડી તેમણે તેને પરમાર્થમાં નિરૂપયોગી માની. વૈજ્ઞાનિકોએ તેને સ્વભાવ સિદ્ધ માની અને સૃષ્ટિમાંથી કેટલાક સ્વાભાવિક નિયમો ગોધી ક્ષત્ડતા ગયા. પણ એ ચમત્કાર શો છે? આંખને ગમે, કાનને ગમે, નાકને ગમે, ત્વચાને ગમે, જીભને ગમે, અને બધાને ન ગમે!-ભય ઉપજાવે, વળી તૃષ્ણા ઉપજાવે, એ બધું શું? શાથી? શા માટે? કોનું? કોઇ ખુલાસો કરશે?

મહિમ્નસ્તોત્રમાં કાંઇક આવાજ પ્રશ્નો છેઃ—

"किमीहः? किं कायः? स खलु किमुपायः? त्रिभुवनं-
किमाधारो धाता सृजति? किमुपादान? इति च।"

"સૃષ્ટિને ધારણ કરનાર-સરજનાર ઇશ્વરે આ ત્રણે લોક સરજ્યા છે એમ કહેતા હો તો, એટલું તો જણાવો કે તે ત્રણે લોક સરજવાની પ્રથમ તો ઇશ્વરને ઇચ્છાજ શા કારણથી થઇ? વળી સૃષ્ટિ રચતી વખતે એનું શરીર કેવું હતું? કયી રીતે તેણે જગત્ સરજ્યું? શાના ઉપર બેશીને સરજ્યું? શામાંથી સરજ્યું?"

પણ એનો ઉત્તર સ્તોત્ર કર્ત્તાએ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં આપ્યો છે; પણ તે સાંભળીને કેટલાક તર્ક પ્રધાન બુદ્ધિવાળાના મનનું સમાધાન થતું નથી! ઉત્તર શો આપે છે?—

"अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः
कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः"

"હે ભગવન્! તમારા ઐશ્વર્ય વિષે તર્ક થઇ શકે એમ છેજ નહિ. કુતર્કીઓ પૂર્વાર્ધમાં કહ્યા એવા જે જે કુતર્કો કરે છે તે તર્કો તમારે વિષે ઘટતાજ નથી તથા તે કારણથી એ તર્કો અસ્થાને થયેલા અને તુચ્છ છે. એમ છતાં કેટલાક મૂર્ખ લોકો એવા તર્કો કરીને જગતને ભમાવે છે।"

પણ એમ તર્ક કરવાનું ન કહેવાથી કાંઇ મનનું સમાધાન થાય ખરૂં કે? ત્યારે બધા સમજી શકે એવો ઉત્તર કોણ આપશે?

ઉત્તર અશક્ય લાગે છે. ઝરનાળા ક્ષેત્ર આગળથી વહી જતું નર્મદાનું પાણી ખળ ખળ અવાજ કરવા લાગ્યું. સાંભળો, સાંભળો. પાણીની ભાષા તમે સમજો છો? જુઓ, એ પાણી આમ બોલે છેઃ-આપણે ક્યાંથી આવીએ છીએ! ક્યાં જઇએ છીએ! શા માટે? કોણ મોકલે છે! અમારો માલિક કોણ! કર્તા કોણ? આગળને આગળ ચાલતાં ચાલતાં ખળ ખળ અવાજમાંથી એવો ધ્વનિ થયા કરે છે! પણ પાછળ જવાની શક્તિ નથી-મૂળ શી રીતે શોધી શકાય? અને આગળ સમુદ્રમાં જતાં પણ એનો એજ પ્રશ્ન રહેવાનો!

પણ તે ક્યા સુધી? સમુદ્રમા મળી નથી ત્યાં સુધી. અને પછી? પછી તો નર્મદા નદીનું નામ, તેનું લાબું લાંબું રૂપ, અને પાણીનો સ્વાદ એ બધું નાશ પામ્યું! સમુદ્ર સાથે એકાકાર!! હવે હે નર્મદે! તું ક્યાં છે? સમુદ્રમાંથી ઘૂ ઘૂ ઘૂ ઉત્તર મળે છેઃ અહીં ક્યાં નર્મદા છે? નર્મદા હતીજ નહિ. એ તો મારૂં (સમુદ્રનું) પાણી આકાશ માર્ગે થઇ પર્વતમાં પડ્યું હતું તે પાછું મારી પાસે ચાલી આવ્યું ને મારી સાથે એકરૂપ થઇ ગયું! સમુદ્રજ છે, નથી નર્મદા ને નથી તાપી! નર્મદાને પોતાના મૂળ સ્વરૂપના અજ્ઞાનને લીધે ભ્રમ થયો હતો કે, "હું તો કહીંકથી નીકળી આવું છું. મારી માતા તો પર્વત દેવતા છે, તેની બખોલ એ મારૂં ગર્ભાશય છે, ત્યાંથી મારો જન્મ થયો એમ કહેવામાં આવે છે. એ શું ખરૂં હશે? મને તો લાગે છે કે હું અનાદિ કાળની છું-અનંત છુ-મારૂં મૂળ સ્થાન કોઈ જોઇ શકતું નથી-હું મીઠા પાણીની નર્મદા છું!" હરી સમુદ્રમાંથી ઘૂ ઘૂ ઘૂ અવાજ થયો. તે બોલ્યો કે એ તો બધો નર્મદાનો ભ્રમ છે. જ્યારે તે મને મળી ત્યારે એનો ભ્રમ ભાગી ગયો! તેણે પોતાનું અપરિમિત સ્વરૂપ નીરખ્યું! હવે એના પ્રશ્નો શમી ગયા!

સૃષ્ટિનો આદિ અંત, તેનું વૈચિત્ર્ય, તેનો સુખાસ્વાદ, એ પણ એમજ. "सर्वं खल्विदं ब्रह्म" જ્યા સુધી પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન નથી થયું ત્યાં સુધીજ ભ્રાંતિ, સંશય, અને વિપર્યય સ્વસ્વરૂપનું જ્ઞાન થયું એટલે "नाहम्, न त्वम्, नायं लोकः"

બીજો પ્રશ્નઃ-બધીજ નદીઓનું પાણી સમુદ્રમાં મળે છે કે? ના રે ના; નાની નદીઓ ઉનાળામાં સૂકાઈ જાય છે, આકાશમાં જાય છે, પાછી

જમીન પર પડીને નદીરૂપે વહે છે, તળાવરૂપે ફરી સુકાવાને પૃથ્વી પર ભ-
રાઈ રહે છે, અથવા કોઈ મોટી નદીમાં મળી જઈને બીજે નામે સમુદ્રને
મળે છે એ તો બધી ઘટના સમજાઈ ગઈ છતાનું પણ સૃષ્ટિમાં એમજ
થાય છે કોઈક તો ગમનાગમન-જન્મ મરણ પામ્યા કરે છે, કેઈક વાર
કોઈ ઉપાસ્ય દેવના રૂપમાં ભળી જઈ તેની સાથે એકરૂપ થાય છે, કોઈ
બીજામાં ભળ્યા વગરજ જ્ઞાન પામી બ્રહ્માકાર થઈ રહે છે, સૃષ્ટિનું મૂળ
શોધવું એ દાકદત પરીક્ષા છે એમ કોઈ કહે છે તે કાંઈ ખોટું નથી.

છો. ન. ભટ્ટ

---

## સ્વરાજ્ય શિક્ષા અને ધર્મ.

વર્તમાન સમયમાં સ્વરાજ્યની ચળવળ ખૂબ જોસમાં ચાલી રહી છે
અને તે ચળવળના આગેવાનો શ્રીયુત ગાંધીજીને પોતાના નેતા બનાવી કામ
કરી રહેલ છે પરતુ શોચની વાત એ છે કે એ ચળવળમાં હિંદુ અને મુસ
લમાન એક સમૂહ છે ખરા છતાં મુસલમાનો પોતાના ધર્મને હાનિ કરે
તેવા કોઈ તત્ત્વને દેશોદ્ધારના નામે ઘુસાડવા નથી ત્યારે હિંદુઓ-ખરી રીતે
કહેવાતા હિંદુઓ સ્વરાજ્યને નામે ખડુંધા હિંદુ ધર્મના નાશક ઉપાયોજ
આગળ કરી અનભિજ્ઞ બાળકો અને ધર્મહીન કેળવણીયા કુસસ્કારી અંત-
કરણવાળા યુવકોને બહેકાવી ઉન્નતિને અને સ્વતંત્રતાને નામે ભારતને ગાર
તમાં મેળવવાના કુટીલ ઉપાયો વધારે ને વધારે યોજતા જાય છે કદિ
આવા પ્રકારની કુસગી હલામણ કરનારાઓને ધર્મના સંરક્ષણ પૂર્વક કાર્ય
કરવાનું કહેવામાં આવે છે તો સ્વરાજ્યના હેબી મુઆવરો સ્વતંત્રતાના

લાલચુ પણ વિચાર શૂન્ય લોકોને બહેકાવી સાચા દેશ હિતેચ્છુઓ વગર અભાવ ઉપજાવી ખરી વાતથી વિમુખ રાખે છે. અને એકતાને નામે ઉલટા પાટા બંધાવી રહ્યો સહ્યો ધર્મ કાઢી નાખી હિંદુત્વનો નાશ સાધી રહ્યા છે છતાં લોકો તેમને મહાત્મા સમજે છે એજ અવિદ્યાનો પ્રભાવ અથવા મોહ મદિરાની મસ્તી !!

દરેક રાષ્ટ્ર અથવા જાતિ કે સમુદાય જે અનેક રૂપમાં છે તેને એકતાના બંધનમાં લાવવાની જરૂર છે. પરંતુ એ બંધનનું સ્વરૂપ હાલમાં બહુજ ખરાબ થઇ ગએલું છે. અત્યારે એકતાને નામે સાથે ખાવું પીવું, જે એ સ્પર્શ છે તેમનો સ્પર્શ કરવો એ દૃષ્ટિથી કામ થઇ રહેલ છે. જે સર્વથા નુકસાનકારક છે. પ્રાચીનકાળથી પણ વ્યષ્ટિને એકત્ર રાખવાના ઉપાયો યોજેલા છે. એ પ્રાચીન ઉપાયો બે છે. (૧) રાજ્ય (૨) ધર્મ. રાજ્ય પોતાની અનુકૂલતા પડે, પ્રજાજનો પોત પોતાનો વ્યવહાર સુખ પૂર્વક કરી શકે અને રાજ્ય વ્યવસ્થા સારી રીતે રહી, રાજા તથા પ્રજા ઉભયની પ્રગતિ થાય એવી રીતે બંધન નાખે છે. રાજ્યનું આ બંધન દંડ ઉપર નિર્ભર છે. કોઇ કારણવશાત્ દંડનો ભય શિથિલ થઇ જાય છે ત્યારે રાજ્યબંધ નબળો પડે છે જેના યોગે લોક વ્યવહારમાં અનેક પ્રકારનાં વિઘ્નો ઉત્પન્ન થાય છે પ્રજામા ધૂર્ત, ચોર, લુચ્ચા અને દગાબાજોનું બળ વધે છે પ્રમાણિકતા, વચન પાલન, અને નીતિ દબાતાં જાય છે જેના યોગે પ્રજાની પડતીનો આરંભ થતા તેનો આઘાત રાજ્યને પણ લાગે છે.

બીજું બંધન તે ધર્મબંધન છે. રાજ્યબંધનની અસર મનપર પડે છે ખરી પરંતુ તેનો વિશેષ સમ્બન્ધ સ્થૂલ શરીરપર વધારે સમજાય છે. દંડ, ભેદ, પ્રતિષ્ઠા હાનિ, વિગેરે દેહાભિમાનીને અનુસરનાર છે. ત્યારે ધર્મ તો પ્રથમ મનનેજ બાંધે છે. તેથી રાજ્યબંધનમાંથી મનુષ્ય મુક્ત થઇ જાય છે પરંતુ ધર્મબંધનથી છૂટી શકતો નથી. આ વિચાર આર્ય મહર્ષિઓએ પોતાના દિવ્ય જ્ઞાનના પ્રભાવથી જાણીને, ભારતવર્ષની તમામ જાતિઓને ધર્મસૂત્રથી ગુંથીને ભેદ છતાં અભેદ બનાવી હતી. એક એક ભિન્ન છતાં સમષ્ટિરૂપે સાંકળી હતી. એટલુંજ નહિ, પણ કોઇ જાતિ વિકૃતિને વશ થઇ ધર્મ બંધન તોડી ન નાખે માટે એ ઘોષણા કરવામાં આવી હતી કે

> धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
> तस्माद् धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोवधीत् ॥

ભાવ એ છે કે ગમે તે જાતિ હોય પરંતુ તે પોતાના સ્વધર્મને છોડી દે છે તો તે એવી રીતે નાશ પામે છે કે તેનું નામ નિશાન પણ રહેતું નથી. પણ જો તે પોતાના ધર્મપર દૃઢ રહી તેનું પાલન કરે છે તો ધર્મ જરૂર તેને બચાવે છે. ઇતિહાસ જાણનારાઓને વિદિતજ છે કે જે રોમન જાતિના પ્રતાપ ભાનુનાં પ્રચંડ કિરણો યુરોપને તપાવતા હતાં તેનું આજે નામ નિશાન નથી. શું એ સંભવિત છે કે આવી પ્રતાપશાળી જાતિનાં આ બાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષ તમામને કોઇ શસ્ત્ર પ્રયોગથી નાશ કરે? જ્યારે નકારજ આવે ત્યારે એ જાતિનો નાશ તેમના સ્વધર્મનો ત્યાગ એજ છે. એ જાતિએ એ વિચાર કર્યો હશે કે અત્યારે જેનું બળ દેખાય છે તેમાં પેશીશું તો આપણને લાભ થશે કારણ કે તે વખત ધર્મ વિમુખ પુરૂષો પ્રબલ થઇ ગયા હશે પરંતુ તેજ વખત તેના ધર્મે તેને સૂચના કરી કે, તમે મારો નાશ કો'ક છો તો જુઓ પરિણામે તમારોજ નાશ થશે

હિંદુ જાતિ તેનાથી વિરૂદ્ધ છે તેમણે પોતાના પ્રાણને મૂલ્યમાં આપીને પણ સ્વધર્મનું રક્ષણ કર્યું છે. તેનાજ પ્રતાપે અત્યાર સુધી હિંદુ જાતિ હયાત છે. નાદિરશાહે પૈશાચિક કત્લેઆમ ચલાવી છતા હિંદુઓએ સ્વધર્મને છોડયો નહિ. હકીકતરાય હસતાં હસતાં મૃત્યુના મુખમાં ગયો. કુંમારિલભટ્ટે ધર્મને માટેજ પહાડપરથી પડતું મૂક્યું. ધર્મ જ્યારે આર્ય જાતિને પોતાનું સંરક્ષણ કરતી જોઇ ત્યારે ધર્મ પણ લાખો વર્ષથી હિંદુ જાતિને રક્ષી રહેલો છે! પરંતુ કાળ બળના યોગે હજારો હિંદુના હૃદયમાંથી ધર્મ ભાવના સરી પડી છે ધન, વૈભવ, સત્તા અને શારીરિક સુખ તથા સ્વચ્છંદાચારે તેમને લોભની એવી ઉગ્ર અંધારી નામી છે કે જેથી સત્ય શું છે તે સમજી શકતા નથી અને ધર્મને નામે અધર્મનો આશ્રય અધિકાધિક કરતા જાય છે. આ પ્રવાહ આજકાલ એવો પ્રચંડ બન્યો છે કે તેમાં નબળા મનનાં માનવપશુઓ ગોથાં ખાતાં ધમકાયા જાય છે. હે ભારત સંરક્ષક ભગવન્! તેમનાપર દયા કરી સન્મતિ આપ.

સ્વરાજને માટે જે શિક્ષા આપવામાં આવે છે તેમાં અધર્મને ધર્મનો વેશ ધારણ કરાવી આગળ કર્યો છે જે સત્યપરાયણ મુનિયોએ કેવળ જનહિતપર દૃષ્ટિ રાખી ખાન પાન, સ્પર્શાસ્પર્શ, આદિના નિયમો નક્કી કર્યાં છે, તેને આજ કાલના દોઢ ચતુરો, વાપરે ચડી પાપ સમજાવે છે અને એ નાયકોના વચનને લોભિઆઓ માથા પર ચડાવે છે. આ બધું અર્થ

## दयाना दरवाजानी कुंची.

સંપૂર્ણ વિશ્વ પ્રકૃતિનું કાર્ય છે. અગર બીજી રીતે કહીએ તો સંસારના સર્વ જીવો પ્રકૃતિને વશ વર્તે છે. પોતાને આધીન રહેલા જીવોનો વિકાસ કેવી રીતે કરવો તેને માટે અનાદિ પ્રકૃતિએ અચૂક નિયમો બાંધ્યા છે જેને કુદરતી નિયમો કહેવામાં આવે છે એ કાનુનને અનુસરી સૃષ્ટિની વ્યવસ્થા ચાલી રહી છે. ભારતવાસી ઋષિ પ્રણીત ગ્રંથો જોતાં તેમાંએ સ્પષ્ટ સમજાય છે કે દેવતા, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, ભૂત, પ્રેત, મનુષ્ય અને સર્વ પ્રાણી તેને વશ વર્તે છે. અર્વાચીન સમયમાં ઘણા લોકો આર્ય શાસ્ત્રના જ્ઞાનથી વિમુખ છે તેથી કદાપિ ઉપલી વાતને ન માની શકે, કારણ કે જડ વસ્તુઓના આધારે તેમણે મેળવેલી કેળવણી તેમને સ્થૂલ પાર જોવા દેતી નથી માટે સ્થૂલ રીતે આપણને અનુભવ છે કે મનુષ્ય સિવાયના નજરે પડતા સર્વ જીવો પ્રકૃતિને આધીનજ રહેછે. અંકુશ કુદરતના કાનુન તે તોડતા નથી એટલે તેમની પ્રગતિનો સંપૂર્ણ આધાર કુદરત ઉપરજ છે. પરંતુ મનુષ્યો, સુખનો વિચાર કરવાની શક્તિવાળા હોવાથી પોતાની બુદ્ધિમાં જેવા પ્રકારની સામગ્રી હોય; તે રીતે સુખ પ્રાપ્ત કરવા માટે પ્રવૃત્તિ કરે છે. આ પ્રકાર થતાં જે કુદરતી કાર્ય ક્રમો છે તેનો પણ સુખના સ્વાર્થમાં બંધાએલા મનુષ્યો ભંગ કરી બેસે છે. સાધારણ એ તો નિયમ છે કે કાયદાનો ભંગ કરનાર વ્યક્તિ ગુન્હેગાર ગણાય છે અને તે શિક્ષાને પાત્ર ઠરે છે. તેજ પ્રમાણે કુદરતી કાનુન ભંગ કરનારને પણ પ્રકૃતિ માતા અવશ્ય શિક્ષા કરેજ છે છતાં એ માતા દયાળુ હોવાથી ગુન્હાના પ્રમાણમાં શિક્ષા નરમ કરે છે. છતાં કરે છે તો ખરીજ.

વર્તમાન સમયમાં હિંદના હિતને નામે અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચાલી રહી છે. તેમાં "અંત્યજોનો સ્પર્શ કરવો" "એક કુવે પાણી ભરવું" "દેવ મંદિરમાં તેમને આવવાદેવા" "અંત્યજોનાં બાળકોને અન્ય વર્ણનાં છોકરાં સાથે વિદ્યાભ્યાસ કરવા દેવો" આજકાલ આ બાબતની સૂચનાઓ તથા તે પ્રમાણે જાતે વર્તન કરી લોકોને સમજાવવાના યત્ન થઇ રહ્યા છે. અને તેમ કરવામાં શાસ્ત્રાદિ આડે આ-

વર્તા હોય તો તેને ન ગણકારતાં, વિરોધીઓની પરવા ન કરતાં તેમ કરવા લાગો. સુધારકોએ તો એ ક્યા પ્રમાણે વર્તન કરવું જોઇએજ તેમા દૃષ્ટાન્ત “ ઢસા દરબારનું “ આપવામા આવે છે તે ઉપરાંત એમ પણ સમ વાય છે કે આવો પ્રકાર કરનારજ દયાનો દરવાજો ખોલનાર છે આવી બાબતો વાચી સામાન્ય લોકો સંશયને હીંડોળે ચડે છે. તેવાના સમાધાનને ખાતર અને જે નેતાઓ આ કાર્ય કરી રહ્યા છે તેમને કાંઇક વિચારવાનું મળે તેવા આશયથી દેશ સેવાની દૃષ્ટિએ તત્સબંધે કેટલાએક ખુલાસા આ લેખમા આલેખવામાં આવ્યા છે

અર્વાચીન સમયના નેતાઓમ વિચાર શક્તિના અભાવે, અગર વિરોધી વાત સાંભળતાં આપણો જુસ્સો નરમ પડી જશે એવા ભયે, વા અમારા કરતા બીજા કાઇ વિશેષ વિચાર કરી શકે નહિ તેવા અભિમાને, કે અમે તે કારણને લઇ તે બીજાનુ સાંભળતા અગર વાચતા નથી તોપણ જે વાંચશે તેને લાભ થશેજ એમ ધારી એવા કોઇ ક્ષુદ્ર કારણથી ન અટકતા કાંઇક લખાય છે

એક એવો શ્લોક છે કે—

त्रेतायां मन्त्रशक्तिश्च ज्ञानशक्तिः कृते युगे ।
द्वापरे युद्धशक्तिश्च संघशक्तिः कलौ युगे ॥

સત્યયુગમા જાતિની ઉન્નતિ જ્ઞાનશક્તિદ્વારા, ત્રેતામાં મંત્ર શક્તિદ્વારા દ્વાપુરમાં યુદ્ધની શક્તિદ્વારા અને કલિયુગમા એકતાની શક્તિદ્વારા થાય છે કલિયુગમા સંઘ શક્તિની જરૂર છે એ વાત હાલના નેતાઓના લક્ષમા પણ આવી છે તેથી એ સંઘને ચાહે છે પરંતુ આ શ્લોક છે જૂના શાસ્ત્રીઓનો “ જેને તે છોડી દેવાનુ કહે છે તેમાંનો ” તો પછી તે ગ્રહણ શા માટે કરતા હશે ? આ શંકાનું તેઓ સમાધાન આપે કે અમને એ અનુકૂલ છે માટે અમે લઇએ છીએ ને પ્રતિકૂલ સમજાય તે છોડી દઇએ છીએ. એક ક્ષણવાર આ વાત આપણે સ્વીકારી લઇએ, પરંતુ બાબત એ છે કે એ શ્લોક લખનાર વિદ્વાનના વિચાર હતાસ્થૂલની પારના અને હાલના સમજનારાઓ છે સ્થૂલની ઉપર રમનારા, તેથી જેમ હંસની વાણી કાગ સમજી શકે નહિ તેમ એ શ્લોકના ભાવને પણ વર્તમાનના આગેવાનો સ

મજી શક્યા નથી તેથી સંઘનો અર્થ તે અવળો કરે છે. અને એકને નામે "હિંદ અને હિંદુ જાતિનું પરમહિત જેમાં સમાએલું છે એવી વર્ણ ધર્મની મર્યાદા ભંગ કરવાનું લઇ બેઠા છે. છતાં ખૂબી એ છે કે એ સંઘ શક્તિની વાતો કરનારા મોટા મોટાને જો એકઠા બેસાડવા હોય તો બાર મોટેરાઓના ચૌદ મત થાય અર્થાત્ તે પોતે પોતાની વાત ભલે જૂઠી હોય છતાં છોડવાના નહિ અને અજ્ઞાન મનુષ્યોને એકતાને નામે ભ્રાન્તિમાં નાખીને, હિંદના હિતેચ્છુ તમારે નથી બનવું! એવો દેશના નામનો દમ ભરાવીને, હજારો જીવો કેદમાં કષ્ટ ભોગવી રહ્યા છે તેના નિશ્વાસા લેવા છે? એવો ભેદ આગળ કરીને, ગાંધીજી તમામ દેશને માટે કેદમાં ગયા છે તેમને માટે પણ તમે આમ નહિ કરો? એમ શરમાવીને અજ્ઞાન ટોળું એકઠું કરી પોતે જાણે કામ કર્યું એમ માને છે.

આવા કામ કરનારાઓને ખબર નથી કે આપણે જે આ સંઘ એકઠો કર્યો છે તે કેવો છે? એતો માત્ર સંઘનું બાહ્યસ્વરૂપ જોઇ લોકો પાસે આંકડા મૂકી મનથી મલકાય છે. પરંતુ વિચારવાનોને તેમના અજ્ઞાન ઉપર દયા અને હસવું બે આવે છે. સૂકાઇ ગએલા વડના ઠુંઠાને પાંચ સાત બીજા વડ કાપી લાવી દોરડાંવડે ખૂબ ડાળીઓ બાંધવામાં આવે, પછીથી તેનું સુંદર ભાષામાં વર્ણન કરવામાં આવે કે અમુક વડ લીલો બન્યો છે અને તેની ઘટા છટાબંધ વિસ્તરી છે; તાપથી તપેલાં અનેક પ્રાણીઓ તેની શીતળ છાયામાં બેસી પોતાને તાપ દૂર કરતાં શાંતિ લે છે અને વડને આવા પ્રકારની સ્થિતિમાં મૂકનારને ખૂબ વખાણે છે. પરંતુ સમય જતાં વડના થડથી સમ્બન્ધ વિનાનાં ડાળાં ધીમે ધીમે સૂકાવાનો આરંભ કરે છે અને પાંદડાં ખરી પડી ઉપર મૂળ સ્થિતિમાં આવી રહે છે આવો જે પ્રકાર થાય તે શું વખાણવા યોગ્ય છે.? નહિજ, તેવો પ્રકાર હાલમાં થાય છે અને મોટા આંકડાઓ પ્રસિદ્ધ કરી ભોળાને ભ્રાન્તિમાં નાખવાની હીલચાલો ચાલી રહી છે. જો વડને ખરેખાત લીલો બનાવવો હોય તો તેને લીલાં ડાળાં લાવીને બાંધવાની જરૂર નથી, પણ તેને પાણી એવી રીતે નિયમિત પાવું જોઇએ કે ધીમે ધીમે ડાળાં, પાંખડાં અને પત્રા તેની અંદરથીજ પ્રગટે. અને વિસ્તાર પામે તેજ કુદરતી વડ કહેવાય બાકી ડાળાં બાંધવા એતો કૃત્રિમતા છે. તેજ પ્રમાણે જે સંઘ શક્તિને નામે કામ કરે છે. તેમાં તપાસ કરીશું તો સમજાશે કે કૃત્રિમતા

સિવાય કુદરતી દંડ પણ નથી. માટે કહેવાનો ભાવ એ છે કે, અત્યજોની સાથે કહેવામા આવે તેવો બાહ્ય શાસ્ત્ર વિરૂદ્ધ વ્યવહાર કરવાથી સ઼ઘબળ વધવાનું નથી પણ અંતરમાં દેશ ભક્તિની યથાર્થ લાગણી થવાથી અને સ્વધર્મ સમજવાથીજ યથાર્થ સઘબળ થાય છે અને તેજ સઘ શક્તિ વિજયદાતા છે

હાલના અગ્રુવાઓ માત્ર સ્થૂલ શરીરનેજ સમજે છે. અને તેનીજ એકતા માની પ્રવૃત્તિ કરી રહ્યા છે જેને તેઓ કુદરત કહે છે, તેનુ તો જાણે તેમને ભાન પણ ન હોય તેવુ લાગે છે જો તેઓ વિચાર કરે તો સમજાય કે, વૃક્ષને ઉગાડવામા (૧) બીજ જેમા એ જાતનુ વૃક્ષ છે તેના સર્વ સૂક્ષ્મ સસ્કાર રહેલા છે (૨) પછી તેને પાણી પાવામા આવે છે ( ) જમીન પણ તેને અનુકૂળ હોવી જોઇએ તોજ વૃક્ષ અદરથી વિકાસ પામતું બહાર આવે છે મારીને પેડ કપડુ ઓઢાડીને આમો બનાવીએ તેમા તો માત્ર શોભાજ તે પણ ક્ષણ વારની હોય તેજ રીતે હિંદ વૃક્ષ જે અનેક પ્રકારના તાપથી સુકાઇ ગયુ છે તેને પુન હર્યું ભર્યું કરવુ હોય તો હિંદુ ધર્મ જે બીજ છે જેમા હિંદ વિભવના સર્વ સસ્કારો રહેલા છે તેને દરેક વ્યક્તિના મનમા પોષવા જોઇએ તેમાં પણ વર્ણ પ્રમાણે જમીન છે તે રીતે જો ધર્મ યોજના થશે તોજ પ્રરોહ થશે કુટુમ્બની મુખ્ય વ્યક્તિ ધર્મ પરાયણ બનતા કુટુમ સ્વવર્ણ સમજશે, તેની અસર જ્ઞાતિમા થશે, તેનુ પ્રતિબિબ ગામમાં પડશે, તેનો પઘો જીલ્લામાં અને છેવટ એજ પ્રતિધ્વનિ દેશમા પણ સમજાશે ધર્મ પાળનાર વ્યક્તિજ મનના વિકારોને નિયમમાં રાખી શકે છે. ધર્મ વિમુખ પુરૂષ અજ્ઞાનથી મોહમાં ગમે તેમ ઘસડાય છે જે પોતે નિયમમા રહેતો હોય તેનેજ બીજાને કેમ નિયમમા રાખવા તે આવડે. અને એ પ્રકારે મર્યાદા બધાતા સર્વ સુવ્યવસ્થિત થાય ત્યારેજ યથાર્થ સઘ શક્તિ બને બાકી હાલમાં તો જે સઘ શક્તિને નામે એકઠા થયા છે તેમના પોતાનાંજ મન અને વિચાર પોતાને આધીનથી તે બીજાને શી રીતે આધીન રહી કે રાખી શકે? જવાબ નહિજ માટે હિંદના સાચા હિતેચ્છુઓને પ્રથમ પોતાના અતમા સ્વધર્મનુ સામ્રાજ્ય સ્થાપવું અને પછી સ્વરાજ્યની પ્રવૃત્તિમા ભાગ લેવા નીકળવુ ઊંટ વૈદાથી જેમ રોગ નિવૃત્ત થતો નથી તેમ ધર્મ વિમુખોથી કદિ પણ દેશોદ્ધાર થવાનોજ

નથી તેથી દેશ હિતને નામે એવા ભેમાણુએ સ્વધર્મ છોડવા કહે તે કદિ પણ છોડવોજ નહિ ચોક્કસ યાદ રખી મુકજો કે " સ્વવર્ણાશ્રમ ધર્મ છોડી ગમે તેમ ગડબડ ગોટા કરવા ર્ં હિંદનો ઉદ્ધાર નથી; પણ સ્વધર્મના પાલનથીજ હિંદનો યથાર્થ ઉદ્ધાર છે.

સુધારકો અને અસહકારીઓ એમ સમજી બેઠા છે કે અંત્યજોને અડવાથી તથા કુવાપર પાણી ભરવા દીવાથી તેના છોકરાઓને નિશાળમાં ભણવા દેવાની હિંદની પ્રગતિ થઇ સ્વરાજ મળશે એટલુંજ નહિ પણ તેમ કરવામાં ખરેખર દયા છે. સામાન્ય મનુષ્યો આ વાત સાંભળી ભોળવાઇ જઇ દયા કરવા નીકળી પડે છે. પરંતુ શોકની વાત એ છે કે સામાન્ય મનુષ્યોને તો ખબર નથી કે તે જે કરે છે તે દયા નથી પરંતુ પરોપકારના પૂતળાઓ જે દયાની વાતો કરે છે તેને પણ ખબર નથી કે દયાને શિંગ અને પૂંછ છે છતાં તેતો દયાના નામથીજ વાતો ખડાવી રહ્યા છે તો આપણે અહિં દયા શબ્દનો પણ ટુંકામાં વિચાર કરી લઇશું.

દયાનો વિચાર કરવા માટે આપણે પ્રકૃતિ તરફ જરા જોવું પડશે પ્રકૃતિમા એવો નિયમ છે કે જ્યારે તે વિષમ અવસ્થાને ધારણ કરે છે ત્યારે સૃષ્ટિનો પ્રાદુર્ભાવ અને વિકાસ થાય છે. તેને બદલે જો તે સમ થાય તો સૃષ્ટિનો લય થઇ જાય છે દાખલા તરીકે આખા વિશ્વના પોષક અને વર્ધક ચદ્ર ને સૂર્ય છે. ચદ્ર વસ્તુને પોષે છે અને સૂર્ય વધારે છે તેમા સૂર્ય અને ચંદ્રની વિષમ પ્રકૃતિ છે. સ્ત્રી અને પુરૂષ જેના યોગે સંતાન ઉત્પન્ન થાય છે તેમાં પુરૂષ અને સ્ત્રીની વિષમ પ્રકૃતિ છે વિદ્યુતમાં પોઝીટીવ અને નેગેટીવ બે તારો હોય તોજ દીપક થાય છે અને તે બેઉની પ્રકૃતિ વિષમ છે. તેમજ મનુષ્ય શરીરમાં પણ પ્રાણ અને અપાન બે વાયુઓથી જીવન છે તે પ્રાણ અપાનની પ્રકૃતિ વિષમ છે. ટુંકામાં ભારે અને હલકી અથવા ઉચ્ચ અને નીચ પ્રકૃતિઓથીજ અર્થાત્ વિષમતાથીજ બધુ વિકાસ પામે છે. તો એ કુદરતી કાનુનનું અતિક્રમણ કરી સમતાને નામે ઉચ્ચ નીચના ભેદ કાઢી નાખવા પ્રવૃત્તિ કરનાર વિકાસને ઇચ્છનારા છે કે નાશને? સૂર્ય ચંદ્ર બેઉને કુદરત સમાન કરે તો સૃષ્ટિ રહેશે કે? બે નેગેટીવ અગર પોઝીટીવ તારો સમ રાખવાથી દીપક બળશે કે? સમજુ માણસો જવાબ નકારમાંજ આપશે. તો પછી કર્મના નિયમ પ્રમાણે જેમનો અત્યંજ જાતિમાં જન્મ થયો છે તેમને તેજ સ્થાનપર રાખી

કર્મના સૂક્ષ્મ ભેદને સમજનારા દીર્ઘદર્શી મુનિયોએ જે નિયમો બાંધ્યા છે તેને અનુસરવાથી તેમનો વિકાસ થાય તેમ છે. માટે તેને ત્યાંજ નિયમબદ્ધ રાખી તેમનો વિકાસ થવા દેવો એ તેમનાપર દયા છે કે, કર્મના નિયમનો ભંગ કરાવી તેમના સ્થાનથી ભ્રષ્ટ કરી બીજાની સમાનતામાં લાવી એકનો નાશ સાધવો એ દયા છે? તેનો વિચાર સુજ્ઞ પાઠકોજ કરી લેશે.

'દસા દરબાર અત્યજોને અડે છે. માટે બીજાએ અડવું અર્થાત્ તેમનું અનુકરણ કરવું." દસા દરબાર તે વસોના પાટીદાર. તે જાતે સ્વતંત્ર છે. વળી ધનાદિકથી સંપન્ન છે તેમણે ધર્મ કર્મનો વિચાર ન કર્યો અને તે અંત્યજને અડે માટે બીજાએ શા માટે અડવું? દસા દરબાર કહેવાયા તેથી કાંઇ તે ઇશ્વર કે ધર્મજ્ઞ તો નથીજ કે લોકો તેમનું કહ્યું કરે અથવા માને તેમણે પોતાની સમજણ પ્રમાણે કર્યું. તેથી કાંઇ એ સમજણ બધાને લાગુ પાડી શકાય નહિ. દરબાર પદ રાજ્યને સૂચવનાર છે ધર્મ સૂચક નથી ધર્મ વિનાની દયા તે વગર સમજેલ દયા છે સમજ વિનાની દયા હમેશાં લાભને બદલે હાનીજ કરે છે માટે દયા પણ વિચારપૂર્વક કરવી જોઇએ. દાખલા તરીકે એક માણસ માંદો પડ્યો છે તેને વૈદ્યે કોઇ રસાયની દવા આપી છે. અને પરહેજ પણ આપી છે કે અમુક પદાર્થ ખાવા નહિ. જો આપશો તો તેનો પ્રાણ જશે. જે મનુષ્ય માંદુ પડે છે તેની પ્રકૃતિ નબળી પડી જાય છે તેને લઇ તેનું મન પણ નબળું અને દીન બની જાય છે. પછી તે માણસ વૈદ્યે જે પદાર્થ આપવાની ના પાડી છે તેજ માગે વારંવાર માગણી કરે, કાલાવાલાં કરીને માગે, છેવટ રડીને પણ માગે તે વખતે ત્યાં કોઇ દસા દરબાર જેવો દયાળુ બેઠો હોય તે લાવીને આપવા તત્પર થાય. ત્યારે વૈદ્ય કહે છે કે શારીરિક શાસ્ત્ર ના લખી છે માટે આપશો માં તેજ વખત રા. ઇન્દુલાલ જેવો પરોપકારી પુરૂષ કહે છે કે પુરાણાં શાસ્ત્રોમાં ભલે ગમે તેમ લખ્યું હોય તેને બાજુપર મૂકો. અને આપવા દો. તો એ વખતે માંદા માણસને એ પદાર્થ તે વખતે આપવો એ દયા છે? કે તેના પ્રાણનો નાશ સાધવાની હિત શત્રુતા છે આતો કહેવત પ્રમાણે "દયા ડાકણ રૂપ" થાય છે માટે આવી રીતે દયા કરવી એનું નામ દયાજ નથી તો દયાને નામે પણ કાર્ય કરતાં વિચાર કરજો નહિ તો જે કાંઇ હિંદુત્વ રહ્યું છે તે પણ ગુમાવશો હિંદુપણું ગયું પછી ઉદ્ધાર કોનો?

વિશ્વ રચના કર્માનુસાર છે. જેના જેનાં જેવાં શુભા શુભ કર્મો છે

તેને તે પ્રમાણે ઉચ્ચ નીચ જાતિમાં જન્મ મળ્યો છે. ઇશ્વર કાંઇ તરંગી નથી કે જીવોના કર્મ જોયા વિનાજ કોઇને રાજા, કોઇને રંક, કોઇને વિદ્વાન, કોઇને મૂર્ખ એમ ગમેતેમ ઉત્પન્ન કરે. તેતો કર્મ પ્રમાણેજ દરેકને જન્મ આપે છે. અને જે જીવ જ્યાં જન્મ્યો છે ત્યાં તેની વાસનાનો પરિપાક થવાનો હોય છે. ત્યાં રહી તે એવી રીતે કર્મ કરે કે જે વાસનાને લઇ તેનો જન્મ થયો છે ને વાસના છૂટી જાય એ વાસના નાશ પામે તેવી રીતે કર્મ કરવાની રચનાનેજ ધર્મ કહેવામા આવે છે. તેથી અંત્યજોને માટે જે ધર્મ લખ્યા છે તે પ્રમાણે તે ચાલે તોજ કુદરતી કાયદાનું પાલન થઇ શકે છે તેથી વિરૂદ્ધ ચાલે તો પ્રાકૃતિક નિયમનો ભંગ થાય છે. અને પરિણામે તેમને નુકશાન થાય છે. માટે પ્રાચીન મુનિયોએ કુદરતના બંધારણને અવલંબીને જે નિયમો ઘડ્યા છે તે પ્રમાણે ચાલવા ચલાવવામાંજ યથાર્થ દયા રહેલી છે. એનાથી વિરૂદ્ધ તેના સંસર્ગમાં ભેળાવા ઇચ્છવું એતો માંદાને અપથ્ય વસ્તુ આપવા જેવું છે કારણ કે સંસારના સર્વ જીવને વાસના રૂપ રોગ થએલો છે. તેથી તે રોગનું વૈદુ કરનાર ધર્મશાસ્ત્ર છે માટે દયા કરવાની ખરી પણ શાસ્ત્ર મર્યાદા પ્રમાણે હાલના સુધારાના તરંગમાં અને સ્વરાજ્યના લોભમાં ફસાયલા, માયાના મોહમા વિચાર શૂન્ય થએલાઓ કહે છે તેનું નામ દયા નથી પણ દુઃખ છે. જેથી તે કરનાર અને જેના ઉપર કરવામાં આવે તે ઉભયને તેનો અનુભવ કરવો પડે તેવું છે, માટે ડાહ્યા માણસોએ તો તેનાથી દૂરજ રહેવું.

ટુંકે કહેવાની મતલબ એટલીજ છે કે દયાનો દરવાજો ઉઘાડવાની યથાર્થ કુંચી સ્વવર્ણાશ્રમ ધર્મ પાળી સંયમમાં રહેવું તેમા રહેલી છે સ્વધર્મનો ઉચ્છેદ કરી મર્યાદાનો ભંગ કરી ગમેતેમ ચાલવામાં દયા નથી. સ્વધર્મ પાલનમાંજ ખરી દયા રહેલી છે એટલુંજ નહિ પણ સ્વધર્મ પાલનથીજ યથાર્થ હિંદુ સંસ્કારો પોષાય છે અને હિંદુ જાતિનો વિકાસ થવા લાગે છે. અને ખરો વિકાસ અંદરથીજ થવો જોઇએ બહારથી નહિ છતાં કેટલાએ ધર્મ શૂન્ય નામધારી હિંદુઓ અંત્યજને સ્પર્શ કરે છે, તેમનાં બાળકને પોતાના ખોળામાં બેસાડે છે, તેથી આગળ વધી કેટલાએક તેમને ચુંબન કરે છે અને તેમ કરવામા પોતાને દેશોદ્ધારકોની પંક્તિમાં ગણાવા યત્ન કરે છે એનો નાટકના જેવો દેખાવ છે. તેમા આંતર બળ નથી. માટે એ દંભાચારમાં ન પડતા સત્ય હિંદુત્વ પોષાય એ રીતે

સ્વધર્મનું પાલન કરવું અને અંત્યજો પાસે કરાવવું એજ દયાના દરવાજાની અને દેશોદ્ધારની સાચી ચાવી છે. માટે સ્વધર્મનું પાલન કરો અને મર્યાદાને સાચવો તેમાંજ હિંદ, હિંદુ જાતિનો ઉદ્ધાર તથા સર્વનો અભ્યુદય છે માટે સર્વ સ્વધર્મને શરણે રહો અને ધર્મ સર્વનું કલ્યાણ કરો એજ શુભેચ્છા. ઇતિશમ્

---

## इस्ट आफ्रिकानो प्रवास.

( અનુસંધાન અંતાક પૃષ્ટ ૨૪૨થી )

ત્યારબાદ શ્રી સનાતન ધર્મ સભા તરફથી વિદાય કરવાની તૈયારીઓ થઈ સર્વ સભ્યો પ્રાતઃકાળમાં એકત્ર થયા અને સમારંભ ચાલ્યો. સમયોચિત ઉપકારની લાગણી દર્શાવનારાં વ્યાખ્યાનો થયા ત્યાર પછી શ્રી સનાતન ધર્મ સભાના ઉપપ્રમુખ રા. ઉમેદભાઇ નારણભાઇ દેસાઇએ નિમ્ન દર્શિત અભિનંદન પત્ર સભાને વાંચી સંભળાવ્યું.

॥ ॐ श्री ॥

### તત્સત્પરમાત્મને નમઃ

## અભિનંદન પત્ર.

શ્રીમત્પરમહંસ યતીન્દ્ર ચૂડામણિ વેદાન્ત કેશરી જ્ઞાનમાર્તંડ સ્વામીશ્રી ૧૦૮ યતિ મુકુન્દાશ્રમજીની પવિત્ર સેવામાં

શુભ સ્થળ સ્તંભતીર્થ ( ખંભાત ) ગુજરાત

હાલ નૈરોબી ( કેનીઆકોલોની )

અમો શ્રી સનાતન ધર્મસભા નૈરોબીના સભ્યોની વિનંતી સ્વીકારીને સમુદ્રપાર દૂર દેશમાં સ્વામીશ્રી પ્રણવાશ્રમ સહ પધારી અમોને જે અપૂર્વ ધર્મજ્ઞાનનો લાભ આપ્યો છે તેથી કર્તવ્યાભિમુખ થએલા અમે આપશ્રીના એ પુણ્યતમ પ્રશંસનીય કાર્યની નોંધ લેતાં ઉપકારોદ્દઘાટન આનંદ સમુદ્રમા નિમગ્ન થઇએ છીએ.

સ્વામીશ્રી પવિત્ર ભારતની કર્મ ભૂમિમાં પ્રાચીન કાલથીજ એ સિદ્ધાન્ત મનાતો આવ્યો છે કે મ્હોડાની જલ્પના અને મોટી મોટી વાતો કરવાથી ધર્મ સિદ્ધી થતી હોયતો પાળેલો પોપટ બહુએ મીઠુ અને મધુર બોલે છે અને સાયન્સના પ્રભાવે સુધરેલા જમાનામાં તો જડ યંત્રો પણ ઘણું સારૂં બોલતાં શીખ્યાં છે પણ તેથી શુ? કાંઇ નહિ. ધર્મ સિદ્ધ કરવા માટે તો ઉગ્ર આત્મ ત્યાગ, પ્રબળ વેદાન્ત ભાવના અને સઘળાં સંકટો સહન કરીને પ્રેમપૂર્વક સ્વધર્માચરણમા જીવન જોડી દેવું જોઇએ. એવા આદર્શ પુરૂષને ઉત્પન્ન કરનારી પવિત્ર ભારતમાતાનાં અમો સંતાનો હોવાથી એજ આદર્શ પુરૂષોના ઘણા દાખનાઓ આપે અમારી પાસે રજુ કરી, ધર્મ માર્ગની વિશાળતા સમજાવી શ્રી સનાતન ધર્મનેજ પોતાનુ જીવન સર્વસ્વ સમર્પણ કરવાની જે અમુલ્ય શિક્ષા આપી છે તેને માટે અમો આપશ્રીના સદાને માટે ઋણી છીએ.

આર્યાવર્તના પ્રાચીન પુરૂષોએ વેદ વેદાન્તાદિમાં ઉંડા ઉતરી ગુહ્ય રહસ્યની અટપટી આંટીઓ ઉકેલી તેના પવિત્ર સિદ્ધાન્તોને આર્ષ ગ્રંથોમાં સ્પષ્ટ સમજાવ્યા છે તેનો દિવ્ય પ્રકાશ પ્રજાના જીવનનો વિકાસ કરનારો છે તથા ઐહિક અને પારલૌકિક દિવ્ય સુખને આપી સંસાર સમુદ્રના જન્મ મરણ વરંગોમાં નિમજ્જનોનમ્જન થતા જીવાત્માઓને ઉધારનાર છે એ ઉત્તમ તત્ત્વ આપશ્રીએ નવ માસ સુધી બહુજ શાન્તિપૂર્વક પ્રાસાદિક સંસ્કારવાળી અને હૃદયમાહી મધુરવાણીથી સમજાવી એના અપૂર્વ સંસ્કારો ઘણાના અંતઃકરણમાં જાગ્રત કરી શ્રી સનાતન ધર્મની ભાવનાને ચિરસ્થાયી કરી છે.

ઇતિહાસ જે પ્રાચીન યુગની કશી ખબર આપી શકતો નથી અને દંતકથાઓ અતિ દૂરના પ્રાચીન કાળના ગાઢ અંધકારમા દૃષ્ટિપાત પણ કરી શકતી નથી તે પ્રાચીનતમ યુગથી આરંભીને વર્તમાન સમય સુધીમાં

એક ઉપર એક એમ અનંત વિચાર તરંગો ભારત વર્ષમાંથી ઉત્પન્ન થઇ સમગ્ર વિશ્વમાં વિસ્તાર પામ્યા છે. તે પ્રત્યેક વિચારની આગળ શાન્તિજ પથરાએલી દૃષ્ટિગોચર થાય છે અને તેની પાછળ આશીર્વાદનાજ મધુર ધ્વનિયો સંભળાય છે.

એ સત્યને સમજાવી લક્ષ્યમાં લાવનાર શ્રી સનાતન ધર્મજ છે એ વાત આપ મહાત્માએ બહુજ ઉત્તમ રીતે સમજાવી આમાલ વૃદ્ધના અંતઃકરણમાં એ મુદ્રા અંકિત કરી છે. એમ સર્વ સભ્યોની પ્રફુલ્લ મુખાકૃતિ સાક્ષી આપે છે.

પૂજ્ય મહાત્મન્! પશ્ચિમના જડવાદના પ્રબળ વિચારોની વમળયુક્ત ભરતીમાં ખેંચાતા અનેક નવયુવકો ધનસંપત્તિ અને મોજમજામાજ અભ્યુદયને સમજી રહ્યા છે પરંતુ ઉન્નતિનો પાયો દૃઢ સનાતન ધર્મ ઉપર બંધાય તોજ સુખ શિખર સુધી આબાદ ઇમારત બાંધી શકાય અને એ ભવ્ય ભુવનની ભવ્યતા એજ આર્યાવર્તનો અભ્યુદય એ સૂત્રને સરલ અને સાદી યુક્તિઓથી ઉત્તમ રીતે અમારી વિચારમાળામાં પૂર્ણ કાળજીથી પરિશ્રમ પૂર્વક યોજ્યું છે.

છેવટ આપશ્રીએ સ્વાત્મહિત, ધર્મહિત, દેશહિત અને જનહિત એ બહુ સારી રીતે સમજાવેલ છે તે બદલ પુનઃ આપનો ઉપકાર માનતા જગત પિતા પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે તેઓશ્રી આપને ઉત્તમ બુદ્ધિ સાથે દેશહિત અને ધર્મ હિતના કાર્ય કરવાની અપૂર્વ શક્તિ તથા દીર્ઘાયુ અર્પે એમ વિનંતિ કરતા શાન્તિમાં લક્ષ કરીએ છીએ પત્રપુષ્પ અર્પણ કરનાર.

## શ્રી સનાતન ધર્મ સભાની મેનેજીંગ કમીટી.

| | | |
|---|---|---|
| રા. ન્હોલીઆરામ. | રા. દીવાનચંદ. | રા. બી. શંકર. |
| શેઠ ભીસનદાસ. | રા. અમરનાથ. | રા. દુનીચંદ. |
| પંડિત ગંગારામ. | રા. ગિરિધરલાલ. | રા. ધનરાજ. |
| રા. રામકીસન. | રા. રામજી. | રા. મગનલાલ. |

| | | |
|---|---|---|
| રા. દુર્ગાનાથ. | રા. ભીલખીરામ. | રા. ઉમેદભાઇ. |
| રા. પુરૂષોત્તમભાઇ. | રા. રામમલ. | ભક્ત ભીસનદાસ. |
| શેઠ લાલચંદ મૂલચંદ. | રા. મણિલાલ | રા. નાથાશંમ. |
| | | રા. નાથાલાલ. |

નૈરોબી. ૧-૧૦-૨૦

ઉપરોક્ત માનપત્ર હાથીદાંતની સુંદર નકસીવાળી પેટીમાં મુકી યથાશક્તિ ભેટ સાથે અર્પણ કરવામાં આવ્યું. છેવટે પરસ્પર ઉપકાર માની પ્રસાદ વહેંચી સભા વિસર્જન થઇ.

એજ પ્રમાણે નૈરોબી શ્રી સનાતન મહિલા મંડળ તરફથી પણ એક માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

ॐ

तत्सत्परमात्मने नमः

श्रीमत्परमहंस परिव्राजकाचार्य स्वामीश्री १०८ यति मुकुन्दाश्रमजीकी पवित्र सेवामें

निवास खंभात (गुजरात)

हाल नाइरोबी पूर्व आफ्रिका.

श्री सनातन धर्मसभाका प्रशंसनीय प्रयत्नसे आप और स्वामी श्री प्रणवाश्रमजी अत्र पधारें और श्री सनातन धर्मका अच्छा उपदेश दिया इतना हि नहीं मगर आपश्रीका शुभागमनसें और उपदेशसें श्रीसनातन महिला मंडलकी स्थापना हुइहै ।

हमारी प्रत्येक सभामें आपश्रीने उपस्थित हो कर आदर्श गृहिणीका क्या कर्त्तव्य है तथा कन्याओंका, वधूओंका, माताओंका और

विधवाओंका कैसा धर्म होना चाहीये वह सब अच्छी तरहसे समजाया है।

सीता, द्रौपदी, दमयन्ती, कुन्ता, तारा, अनसुया, पार्वती, पद्मिनी आदि सतीओंका आख्यान सुनाकर पतिव्रत धर्मका अच्छा प्रभाव डाला है। जिससे पति और परमात्माकी विशुद्ध प्रेमभक्तिका साम्राज्य हमारे दिलमे दृढ होने लगा है।

श्री सनातनी सभ्योंकी विनतीसें आप इदर पधारें और सनातन धर्मका तत्त्व समजाया इस लिये सभ्यों और आपका उपकार मानते हुए आपश्रीको यह मानपत्र अर्पण करते है।

अर्पण करनार
सनातन धर्म महिलां मंडल.

ઉપર પ્રમાણે માનપત્ર અર્પણ કર્યા બાદ મહિલા મંડળ પણ પોત પોતાના ગૃહ પ્રતિ ગયું.

છેવટે મોમ્બાસા જવાનો રેલ્વે ટાઇમ થતાં વાજીંત્રો સહ સર્વ સભ્યો સ્ટેશનપર મુકવા માટે આવ્યા અને શ્રી સનાતન ધર્મના જયઘોષ સાથે મોમ્બાસા જવા રવાના થયા. ઘણા ધર્મ પ્રેમી સજ્જનોની આંખોમાંથી થોડા કાળનો સત્સંગ છુટવાથી અશ્રુઓ પણ સરતાં હતાં.

છેવટ બીજે દિવસે મોમ્બાસા આવી પહોંચ્યા. ત્યાંનું સનાતન ધર્મ મંડળ સ્ટેશનપર હાજર હતું. વ્યવસ્થા પૂર્વક સહુ જઇ શ્રી જાડેશ્વર મહાદેવમા મુકામ આપ્યો ત્યાર બાદ લગભગ એક માસપર્યંત ભિન્ન ભિન્ન વિષયોપર પુરૂષો તેમજ સ્ત્રી વર્ગમાં વ્યાખ્યાનો આપ્યા છેવટ આશો વદિમાં હિંદમાં આવવાનું નક્કી થતાં ત્યાંના સનાતન ધર્મ મંડળે પણ એક માનપત્ર અર્પણ કર્યું અને તે મંડળના સેક્રેટરી રા. દયાશંકરભાઇએ વાંચી સંભળાવ્યું.

ૐ

તત્સત્પરમાત્મને નમઃ

# અભિનંદન પત્ર.

શ્રીમત્પરમહંસ પરિ વ્રાજકાચાર્ય વ્યાખ્યાન વાચસ્પતિ પૂજ્યપાદ સ્વામીશ્રી મુકુન્દાશ્રમજી તથા સ્વામીશ્રી પ્રણવાશ્રમજીના ચરણ કમળમાં.

મુ. મોમ્બાસા.

મોમ્બાસા તથા કોલીન્ડીનીમાં વસ્તા અમો સર્વ સનાતનધર્મી તેમજ તેને સહાનુભૂતિ ધરાવતા અન્ય હિન્દુ ભાઇઓ, આપશ્રીએ આ દેશમાં લાંબો સમય રહી અમારામા ધર્મની જે જાગૃતિ કરી છે તેને માટે આપશ્રીના ખરા અંતઃકરણ પૂર્વક આભારી છીએ.

આપશ્રીએ ધર્મની કુચીઓ અમને એવી સરલ અને સાદી પણ સચોટ ભાષામાં સમજાવેલ છે કે જે હિંદુ ધર્મ આજે હજારો વર્ષ થયાં હિંદુસ્તાનમા પ્રવર્તે છે અને જેને હચમચાવવાને ઘણા પ્રચંડ પ્રયાસો વિધર્મીઓ તરફથી કરવામા આવ્યા હતા અને આજે પણ પ્રયત્નો ચાલુજ છે છતાં જે હિમાલય પર્વતની પેઠે અચળ, અડગ, સ્થિર ઉભો છે. જે ધર્મને માટે અમારા વડીલોએ પોતાનાં પ્રાણ, વહાલાં બાળ બચ્ચા અને ધનાદિ સર્વનું સમર્પણ કરેલ છે. તે સનાતન હિંદુ ધર્મનું ખરૂં સ્વરૂપ જ્યારે અમોએ આપશ્રી પાસેથી વ્યાખ્યાનદ્વારા સાંભળ્યું ત્યારે અમારા સહુ તર્ક વિતર્કો નાશ પામ્યા અને અમને જણાયુ છે કે અમારો સનાતન હિંદુ ધર્મ આખા વિશ્વમાં સર્વ વ્યાપી થવા યોગ્ય છે.

પૂજ્યપાદ યતિવર! અમારો ધર્મ દરેક સાંસારિક કાર્યમાં ઓતપ્રોત થએલો છે દુકામાં જન્મથી મરણપર્યંત જે જે ક્રિયાઓ કરવામા આવે છે તે તમામ ધર્મરૂપેજ થાય છે. અને અમારા કાર્યનો બોજો અમે અમારે માથે ન રાખતાં ઇશ્વરના ચરણ કમળમાં મુકીએ છીએ. અને આપશ્રીના વ્યાખ્યાનદ્વારા અમો બરાબર સમજ્યા છીએ કે અમારો એવો નિષ્કર્મ યોગ અને ભક્તિ યોગનો જોરો; દુનિયાના ગમે તે ભાગમાં ફરો, અન્ય ધર્મના ગમે તે ગ્રંથો જુઓ, અને અન્ય ધર્મીઓના સાધુ સમાગમમાં

આવો પણ ક્યાએ મળે તેમ નથી. આ બધું અમને જાણવાનું માન, અમે ખરા અંતઃકરણથી કહીએ છીએ કે આપશ્રીનેજ ઘટે છે.

મહાત્મન્! અમો જ્યારે અમારામાં ઉત્પન્ન થએલા ધર્મવીરો તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે આનંદમ આવી જઈએ છીએ, અમારા રોમ ખડાં થાય છે, આંખમાથી હર્ષનાં અશ્રુ ચાલે છે અને અમે એવા ઉચ્ચ સનાતન ધર્મમા જન્મ્યા તે માટે બેહદ મગરૂર છીએ દુનિયાના અન્ય ધર્મ ગ્રંથો જુઓ અને તેમના સાધુ પુરુષોના જીવનચરિત્ર વાંચો પણ અમારા રાજા રામના જેવું નિર્દોષ જીવન, છત્રપતિ રાજ્યને પોતાના પિતાના વચનને માટે તુચ્છ ગણી લાત મારનાર અને એક પત્નીવ્રત પાળનાર જેવું જીવન ચરિત્ર ક્યાયે મળનાર નથી આપણા હિંદુસ્તાનનું આદર્શ સ્ત્રી સ્વરૂપ નિષ્કલંક માતા જાનકી છે જેણે સંસારમાં પ્રારંભથી અંતસુધી દુખજ જોયું દુશ્મનને પણ દયા આવે એવી સગર્ભાવસ્થામ નિરપરાધી છતાં શ્રી રામે અઘોર વનમા કાઢેલ સીતા રસ્તામા અપશુકન થવાથી "મારા પ્રભુ શ્રી રામને કંઇ વિઘ્ન તો નહિ થયુ હોય ના'! હે જગજ્જીવતા' તું તેમનું રક્ષણ કરજે" એવા ઉદ્ગારો હિંદુ ધર્મ સિવાયના બીજા કયા ગ્રંથમા મળનાર છે? હિંદુસ્તાનમાં જડ ઘાલીને બેઠેલ અને રાજ્ય તરફથી પોષાએલ બુદ્ધ ધર્મને એક આઠ વર્ષના બાળકે તરવારથી નહિ પણ સચોટ શાસ્ત્રીય પુરાવાથી મ્હાત કરી હિંદમાંથી હાંકી કઢ્યો એવા પૂજ્યપાદ શંકરાચાર્યનો જોટો અન્ય કયા ધર્મમાંથી મળનાર છે? અને એઓશ્રીના પગલે ચાલનાર આપશ્રીએ સનાતન હિંદુ ધર્મની જે ઊંડી છાપ અમારા હૃદય ઉપર પાડી છે તે અમે કદી ભૂલનાર નથી

નાઇરોબીની સનાતન હિંદુ ધર્મ સભાનો પણ આ સ્થળે ખાસ ઉપકારથી મહદાભાર માનીએ છીએ કે જેના આમંત્રણને લીધે આપશ્રીનો ઉપદેશ સાંભળવાનો અમને આ અલભ્ય સમય મળ્યો.

પૂજ્યપાદ સ્વામીશ્રી! આપની આગતા સ્વાગતા અમારાથી જોઇએ તેવી યોગ્ય રીતે બની શકી નથી તો પણ જેમ માતતર બાળક તરફ અપરાધ કર્યા છતાં પ્રેમથીજ જુએ છે તેમ આપશ્રીએ અમારા પ્રત્યે જે માયાળુ સ્વભાવ દર્શાવ્યો છે તેનું અમે વિસ્મરણ કરી શકતા નથી

અંતમા અમે પરમાત્મા પાસે યાચીએ છીએ કે આપશ્રીની જલમાર્ગની મુસાફરી સૌ પ્રકારે નિર્વિઘ્ન અને સુખરૂપ નીવડો તથા ધર્મનું કાર્ય

આગળ ચલાવવા માટે કૃપાળુ પ્રભુ આપશ્રીને લાંબુ આયુષ્ય અને હમેશાં સ્વસ્થ પ્રકૃતિ આપે, અને એકવાર ફરીથી આપશ્રીના હૃદય કમળમાં અત્રે ઉપદેશ કરવા આવવાની તે પરમાત્મા પ્રેરણા કરે. ઇત્યોમ્ સં. ૧૯૭૬ આશો વદિ ૧૧ ને શનિ.

વૃંદાવનદાસ ચઠ દવે
પ્રમુખ.

દયાશંકર ગૌરીશંકર દવે
ઓન-સેક્રેટરી

શ્રી સનાતન ધર્મોત્તેજક મંડળ મોમ્બાસા.

---

તેનો યોગ્ય પ્રત્યુત્તર થવા બાદ ભેટ પૂજા અને હારાદિક આપી મંડળની સમાપ્તિ થઇ. પછીથી "હારાગોલા" નામક સ્ટીમરમાંજ પાછું ઇંડીઆ આવવાનું થયું. આઠે દિવસે મોહમયીનાં દર્શન થયાં. ત્યાથી ખંભાત આવતાં અત્રેના સુપ્રસિદ્ધ વકીલ બાલકૃષ્ણભાઇએ એક સભા બોલાવી અને આફ્રિકા જઇને આવ્યા બાબત અભિનંદન આપ્યું ત્યાર બાદ મારા તરફથી આફ્રિકા દેશનું વર્ણન (જે આ લેખમા આવી ગયેલ છે) કરવામાં આવ્યું. સાહિત્ય વાચસ્પતિ કવિ દયાશંકરભાઇ તથા અન્ય વક્તાઓએ તેમાં પુષ્ટિ કરી છેવટે હાર તોરા આપી શ્રી સનાતન ધર્મના જયઘોષપૂર્વક સભાના વિસર્જનની સાથે આફ્રિકાના પ્રવાસનું વર્ણન પણ પૂર્ણ થાય છે. ઇતિશમ્

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલિનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૨ જું સંવત ૧૯૭૯ કાર્તિક નવેમ્બર ઈ. સ ૧૯૨૨ અંક ૮

## मंगलम्




आशाप्रतीक्षे संगतं सूनृतां चेष्टापुर्ते पुत्र पशूँश्च सर्वान्। एतद्वृङ्क्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥ ७ ॥

श्रीशांकरभाष्यम्—आशाप्रतीक्षे अनिर्ज्ञातप्राप्येष्टार्थप्रार्थनाशा। निर्ज्ञातप्राप्यार्थप्रतीक्षणं प्रतिक्षा ते आशाप्रतिक्षे। संगतं तत्संयोगजं फलं सूनृतांचहि प्रिया वाक्तन्निमित्तं च। इष्टापूर्ते इष्टं यागजं पूर्तमारामादिक्रियाजं फलम्। पुत्रपशूंश्चपुत्रांश्च पशूंश्च सर्वानेतत्सर्वं यथोक्तं वृङ्क्त आवर्जयति विनाशयतीत्येतत्। पुरुषस्याल्पमेधसोऽल्पप्रज्ञस्य। यस्यानश्नन्नभुंजानो ब्राह्मणो गृहे वसति। तस्मादनुपेक्षणीयः सर्वावस्थास्वप्यतिथिरित्यर्थः॥

ગુજરાતી—જે અલ્પ બુદ્ધિવાળા પુરૂષના ઘરમાં અતિથિ બ્રાહ્મણ ભોજન કર્યા વિના રહે છે તેના આશા, પ્રતિક્ષા, સંગત, સૂનૃતા, ઇષ્ટા, પૂર્ત, પુત્ર, પશુ એ સર્વનો નાશ કરે છે.

વિશેષ—ગૃહસ્થાશ્રમી પુરૂષને ત્યાં આવનાર અતિથિને સંતોષ પમાડવોજ જોઇએ. જો તે અસંતુષ્ટ રહે છે તો સ્વર્ગાદિક જે જોયાં નથી એવા પદાર્થ પ્રાપ્ત કરવાની જે ઇચ્છા જેને આશા કહેવામાં આવે છે તેને તથા રાજ્યાદિક સુખ જેને દષ્ટિએ જોઇ શકીએ છીએ તેને પ્રતીક્ષા કહે છે તે પ્રતિક્ષાને, તેમજ સત્પુરૂષના સંયોગથી ઉત્પન્ન થનાર ફલ સંગતને, પ્રિયવાણીને યજ્ઞાદિથી થનાર ઇષ્ટને, કૂવા, બગીચા વિગેરે કરાવવાથી થનાર પૂર્તને, પુત્ર તથા પશુ વિગેરે સર્વને તે અતિથિ નાશ કરે છે માટે આપત્તિકાલમાં પણ પોતાને ઘેર આવેલા અતિથિ ઉપેક્ષા કરવાને યોગ્ય નથી. અર્થાત્ દરેક વખતે યથાશક્તિ અતિથિનો સત્કાર કરવોજ જોઇએ એ શ્રુતિનો આદેશ છે.






## ताज्य संगी चितार.

( રાગ પ્રભાત )

શંખ ચક્રાદિ તિલક માલા અને, દંડ ભસ્માદિનાં ચિન્હ ધારી;
સંત સમજી લઇ ભ્રમમાં ના પડો, રાવણે હરી જુઓ રામ નારી. ૧
જ્ઞાન હીન નર પશુ સંગ લાયક ન તે, ભક્તિના રંગમાં ભંગ પાડે;
સંગ તેનો તજી બ્રહ્મવિદ્‌નો ભજી, પરસ્પર જ્ઞાનની વાત કાઢે. ૨
દૃઢ નિશ્ચયમતિ મહતજન આગળે, નમ્ર નિવેદની દાસ્ય જોવા;
એ વિના મનમુખી પંડિત મૂર્ખો બહુ, ધમંડ જ્ઞાની કરે છે વગોવા. ૩
અપૂર્ણ ઘટને જુઓ, શાન્તિ સહુ છોડીને, બહુજ બખબખ કરે તોય સાચી;
પ્રણવ ગુરૂ મત થકી પૂર્ણતા પામીને, પૂર્ણ પરમાત્મમાં થયશુ રાગી. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---




( મન માને નહિ સો ફેરા સમજાવું તોએ શું થાએ એ રાગ )

સુણ ચિત્તસોની, કુવિચાર સુધારી લે સહુ તારા;
નીરખી જોની, કથીર કુંદન નિશ્ચે પડશે ન્યારા. ।।ટેકા।।
એ જ્યાં સુધી ભેળાં રહેશે, સંપત્તિ નહિ સાંપડવા દેશે;
નિર્ધનતાનું દુઃખ તું સહેશે. સુણુ-૧
શુદ્ધ બુદ્ધિ કસોટી પ્રથમ કરી ગુરૂ વેદ વચન ઘસ ધીર ધરી,
મેળવી જો હેમ (વૃત્તિ) ને બરાબરી. સુણુ-૨
જો વગર તુને તેમાં દીસે, ધર તો વૈરાગ્યની આગ વિષે;
બળ આપે સરવે બળી જશે. સુણુ-૩

શુભ ભાવ ખાર તે પર નાખી, મન મુસમાં રેડી લે રાખી;
શ્રદ્ધા લગડી થાશે આખી. સુણ–૪
કુટસ્થ પરે તે ધારીને, ધા વિવેક હથોડે મારીને,
લે લાંબી ખૂબ વધારીને. સુણ–૫
નિદિધ્યાસ જંતરડામાં ખેંચી, કર ઘંઘન એકાન્તે બેશી;
ખૂબ ઘાટ બનાવી નિજ દેશી. સુણ–૬
પછી તે તુજ અંગે ધારીને, જો મન મુકુરમાં ન્યાળીને;
દેખીશ સર્વત્ર મુરારીને. સુણ–૭
જોતાં જોતા તે રૂપ થાશે, દારીદ્ર તારૂં સહુ દૂર જાશે,
તું સ્વયં મુકુંદ શ્રી કહેવાશે. સુણ–૮

યતિ.

---




ઝૂલણા,

વેદ વેદાન્તને યોગની વાતમા રાતને દિન જતા ના જણાયા,
નીતિને શાસ્ત્રની રીતમાં હેલતા ઝૂલતા દીન તેના જણાયા;
હર્ષ ને શોકનાં દ્વંદ્વ બે ઘડી ભુલ્યા આદિની સત્યતા સાચી લાગી,
સૃષ્ટિના રાજ્યમા ભોગવી જે મઝા દષ્ટિના રાજ્યમાં લાવ પાછી. ૧
દૂર દેશે વસિને રહ્યું હૃદય આ નવલ દિન નવલતા પૂર આવી,
ઉર ઉછાળા કરે ભારીને ભેટવા હેતના તાર પુર નવિન હાંકી;
લક્ષ્મી લલના અને બાલ ચિર કાલ રહો કીર્તિનાં કિરણ વહેજો
દિગંતે,
અચલ યૌવન રહો પ્રેમ ભર્યું ભાવતું નવલ દિન નેજ વાધો સુ-
સગે ૨

તુલજાશંકર ભાઇશંકર
ખાલાધાટ.

---




ઝૂલણા

સોકની વાત નિન્દા સ્તુતિની જરી, ધ્યાનમાં લેશ તું ના ધરી લે,
વૃતિ રાખી અતિ શુદ્ધ ભજ ભાવથી, બોલતાને ભલે બોલવા દે;
ઈશ જાણે બધુ તે ન વિસરીશ તું વિસરતા પ્રાર્થના તેની કરી લે,
મસ્ત થઇ શુદ્ધ પ્રેમી બની વિચરતાં બોલતાને ભલે બોલવા દે.

તુ–ભા.

ભાલાધાટ.




## મણકો ૧૨ મો.

### ભક્તિ મહત્વ.

સવૈયા છંદ.

માર્યા શૂરવીર રણમાં ઝુઝે, કાયર મારે ઘરમાં ગાલ,
પ્રકટ પડો મેદાન હવે ભઇ, સત્યથી ન થવું શરમાળ;
સહજાનંદ છે નામ મેલુ, દાન તણો કોણ વાપ ગુમાન,
સહ ભક્તિનું સત્ય મહત્વ, મેરો હૈયે ભોગવવા હામ. સહ. ૧

આગળની ન પતીત કરી લ્યો, જાગ્યા ત્યાથી સમ સવાર,
મરદ્ગ ગલકો કામ ન લાગે, ઉર અતિ તૃષ્ણા વાધે જાળ,
મૂકી કાચું ક્યા સુખ સાચું ?, શોધી લઇએ મારી કામ, સહ. ૨

ત્યાગ રાગ ઉપર આડંબર, કોઈનું નવ સાધે કલ્યાણ,
માલીક માગે મનની પાસે, સાચી પ્રીતિ અંતર જાણ;
ગામ માત્રના નામ સ્મરણથી, કદી ન દર્શન દેશે ગામ. સદ્. ૩
જ્યાં જ્યાં ભક્તિ ત્યાં ચિત્ત વૃત્તિ, એ અનુભવનું સૌને ભાન,
વિણ વૃત્તિ જીંદગાની જાએ, ભલે કથામાં ધરતા કાન;
ચત્રભુજના દર્શન દુર્લભ, જ્યાં લગી જુએ ચક્ષુ ચામ
સદ્‌ભક્તિનું સત્ય મહત્વ, ધરો હૈયે ભોગવવા દામ. સદ્. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---

ॐ तत्सत्परमात्मने नमः




સંવત. ૧૯૭૯

रचयति सहसा यच्चित्रमेतत्प्रपंचं
प्रशमयति च तद्वत्केनचित्कौतुकेन।
अविदितमपरैस्तच्चंडमुंडादिनाना-
दनुजदलनदक्षं शार्वसर्वस्वमव्यात् ॥

અર્થ—જે આશ્ચર્યકારક આ પ્રપંચને એકદમ બનાવે છે અને તેજ પ્રમાણે પુનઃ કોઈક કૌતકવડે લય કરે છે. બીજાવડે ન જાણી શકાય તેવું અને ચંડ, મુંડ આદિ અનેક દૈત્યોનો સંહાર કરવામાં જે દક્ષ તે મહાદેવનું પાર્વતીસ્વરૂપ સર્વનું રક્ષણ કરો.

દૃષ્ટિગોચર સૃષ્ટિ કયારે ઉત્પન્ન થઇ આનો અંત શો. સૃષ્ટિ ઉત્પત્તિનું કારણ શું હશે, આપણે આ વિશ્વમાં શા માટે આવ્યા, સૃષ્ટિકર્ત્તા તરફ અને આપણ પરસ્પર કર્ત્તવ્ય કેવું હોવું જોઇએ. આ બાબતના વિચારો દરેક દેશમાં થયા છે. તેમાં જુદા જુદા પુરૂષોએ પોતાના વિચ્યાર ભિન્નભિન્ન

બતાવ્યા છે. કેટલાએક એમ કહે છે કે પ્રથમ બધા ગોટાળો હતો પછીથી ક્રમે ક્રમે સૃષ્ટિ થઇ અને જ્ઞાન વૃદ્ધિની સાથે સૃષ્ટિના નિયમો બંધાતા ગયા. કોઇ કહે છે કે બાવા આદમ અને માતા હવાએ જ્ઞાનનું ફળ ચાખ્યું તેથી તેમને પોતે સ્ત્રી અને પુરૂષ છે એવું ભાન થયું અને તેમના અધઃપાતમાં સૃષ્ટિનો આરંભ થયો. અર્થાત જ્ઞાનમાં પાપ અને અજ્ઞાનમાં નિર્દોષતા છે. બીજા કહે છે કે અસલ તો મનુષ્યના વડીલો વાનર હતા એ વાનરમાંથી આપણે બધા નર થયા. કોઇ કહે છે કે આજની સૃષ્ટિ સાદાં મૂળતત્ત્વોમાંથી પરિણામ પામી છે. વિજ્ઞાનીઓ પ્રયોગો કરી નવા પદાર્થ શોધે છે અને તેથી એમ માને છે કે જ્ઞાનમાં વૃદ્ધિ થઇ અને આપણે આગળ વધ્યા. આવા આવા અનેક પ્રકારના વિચારો થઇ રહ્યા છે તે સાથે હાલમાં પ્રગતિ કરવાના નિયમોમાં ખાદી પહેરવી, અત્યજોને અડવું, મુસલમીન ભાઇઓ પાસેથી દૂધ બીસ્કીટ ખાવાં અને એકતા કરવી તેથી પણ આપણો સત્વર અભ્યુદય થશે.

આર્યો—સર્વથી જુદુંજ કહે છે. સૃષ્ટિનું અધિષ્ઠાન ઇશ્વર છે તેમાં સૃષ્ટિ અધ્યસ્ત ( કલ્પિત છે ) એટલે વિશ્વનો અદિઅંત ઇશ્વરમાંજ છે. લાભ હાની, રાગ દ્વેષ, સુખ દુઃખ, રાત્રિ દિવસ, માન અપમાન, જય પરાજય, જન્મ, મરણ, વિગેરે જે વિરોધી દ્વન્દ્વો આપણને ભિન્ન જણાય છે પણ તેમની એકતા સૃષ્ટીમાં છે. આત્મામાં તેમના વિષમતા છે. વિષમતા એજ અશાન્તિ છે. સમતા થતાં શાન્તિ અનુભવાય, સંપૂર્ણ સૃષ્ટિ એ ઇશ્વરની લીલા છે. પ્રકૃતિ પર્યંતની વાતો તો દરેક મનુષ્ય વિચાર કરી સમજી શકે છે. પરંતુ પ્રકૃતિ પારની વાતો આવતાં ગોટાળામાં પડી જાય છે. પ્રકૃતિનો ભોક્તા કોણ છે. ભોગવનાર પ્રકૃતિથી નિર્લેપ રહે છે કે નહિ તેનો નિશ્ચય કરવામાંજ શ્રમ છે. મનુષ્યોનો ધર્મજ એ છે કે ઉપરની વાત તેણે બરાબર સમજવી. તેમાંજ પરમ સુખ અથવા અભ્યુદયનું દ્વાર છે.

પ્રકૃતિપારના તત્ત્વને યથાર્થ જો કોઇએ પણ સમજાવ્યું હોય તો તે હિંદના પ્રાચીન ઋષિયોજ છે. તત્ત્વ જ્ઞાનના સ્વરૂપને સમજાવી ત્યાં સુધી લઇ જવાના તેમણે બે રસ્તા નક્કી કર્યા છે (૧) પ્રવૃત્તિ ધર્મ મૂલક (૨) નિવૃત્તિ ધર્મ મૂલક જે પુરૂષનું મન સંસારના ભોગમાંથી ઉપરામ પામ્યું નથી તેમને સંસાર વ્યવહારમાં યોજી સંસારના ભોગ ભોગવવાની એવા પ્રકારની યોજના કરી છે કે, પુરૂષ પોતાની વાસના ભોગવતો એવા પ્રકાર

રનો અનુભવ કરે કે ધીમે ધીમે તેની સર્વ વાસનાઓ શાન્ત થતી જાય. ટુંકામા પ્રવૃત્તિ ધર્મ વાસનાઓનો રોધક ( અટકાવનાર ) છે. જેને ભવ વાસના નથી તેવા પુરૂષોને માટે નિવૃત્તિ ધર્મ છે તે જ્ઞાન ભાવનાનો પોષક છે. મનુષ્યને પોતાના જીવનો ઉદ્ધાર કરવો હોય તો એમાંથી એક માર્ગનું શરણ અવશ્ય લેવું જોઈએ.

વર્તમાન સમયમાં પ્રવૃતિ પરાયણ ઘણા સજ્જનો છે. પરંતુ તે પ્રવૃત્તિનું નિયામકત્વ તેમણે પોતાની બુદ્ધિને આધીન રાખેલ છે. જેથી તેમની ગમે તેવા પ્રકારની ઉચ્ચ પ્રવૃત્તિ છતા તેનું પરિણામ વિષમ આવે છે. તેને બદલે મનુષ્ય જો પ્રવૃત્તિનો નિયામક ધર્મને ઠરાવે તો તેનુ ફળ બહુજ ઉત્તમ આવે. શાસ્ત્ર વિધિને છોડીને પોતાના મનોરાજ્યના તરંગપર ચડી ગમે તેવી પ્રવૃત્તિ કરવી એ કોઇ પ્રકારે હિતાવહ નથીજ અત્યાર સુધીમાં અભ્યુદયને નામે ભિન્ન ભિન્ન દિશામાં અનેક પ્રવૃત્તિઓ થઇ છે એટલુંજ નહિ, પણ કેટલીક બાબતોમાં તો કાયદાનો પણ આશ્રય લેવામાં આવ્યો છે. વિદ્યાના ઉપાસકો પણ ઘણાએ થયા છે. વિદ્યા આપનારી સંસ્થાઓ અને બોર્ડીંગો પણ ઘણી બની છે અને અભ્યુદયના રથને આગળ ખેચવાને તનતોડ મહેનત થઇ રહેલ છે. લગભગ (૫૦) પચાસ વર્ષનો પરિશ્રમ છે છતાં પરિણામ શૂન્યજ છે. એટલુંજ નહિ, પણ સ્થાપિત સંસ્થાઓનાં અનેક પ્રકારનાં પોગળો પ્રકાશમાં આવ્યા છે. આ બધાનુ કારણ શું ? પ્રવૃત્તિની નિયામક બુદ્ધિ એજ. જો ધર્મ નિયામક હોય તો એમ બને નહિ.

પરિણામ પ્રત્યક્ષ દેખાય છે છતા અહંતા મમતા એવાં બળવાન છે કે ભૂલ સ્વીકારવા દેતાજ નથી તે સાથે પશ્ચિમની પ્રવૃત્તિ જેનું ફળ પણ પુનઃ વિશેષ પ્રવૃત્તિજ છે તેનો અંત નથી તેમાં બુદ્ધિને સ્વાર્થના અંશો વિશેષ હોવાથી તેમા અનેક પ્રકારના પ્રપંચ પણ ઉભા થાય છે જેમ હાલમાં ફંડોમા કેટલીક ગડબડ થાય છે તેમ, પરંતુ કેટલેએક સમય થવાં પરિણામ સુધીની જોવાની દૃષ્ટિના અભ્યાસના અભાવે લોકોનો તેજ પશ્ચિમના વિચારોનો મોહ વધ્યો છે. તેના યોગે અને સ્વરાજ્યના લોભે લોકો રહ્યું સહ્યું પણ ધર્મનુ નિયામકત્વ કાઢી નાખવા ઇચ્છે છે. એ ઊર્ધ્વ ગતિનું નહિ પણ અધોગતિનુ ચિન્હ છે. માટે બુદ્ધિમાન પુરૂષો આર્યાવર્તના ધર્મતત્વને સમજી અભેદ લક્ષે જો પ્રવૃત્તિ કરે તો જે અભ્યુદયને ઇચ્છે છે તેના સત્ય માર્ગે પ્રયાણ કરવા લાગે.

અંતમાં કહેવાનું એ છે કે નવા વર્ષના પ્રારંભથી ધર્મ રહસ્યને સમજી તે પ્રમાણે પોતાની પ્રવૃત્તિ ધીમે ધીમે યોજવી અને જે શારીરિક સગવડો શોધવાની ખરાબ ટેવ પડી ગએલી છે તેને ધીરે ધીરે દબાવી, ધર્મ પ્રાણ હિંદમાં ધર્મને નેતા માની તેમના કહેલી આજ્ઞાઓ પ્રમાણે ચાલવાથી સર્વનું યથાર્થ શ્રેય થશે ' આર્યાવર્તના ઉદ્ધારની યથાર્થ રીતજ એ છે. સનાતનધર્મના પ્રભાવથીજ શ્રીરામ, ભીષ્મ અને અર્જુન જેવા વીર નરોનો પ્રાદુર્ભાવ થયો હતો. ધર્મપ્રતાપથીજ વસિષ્ઠ, વામદેવ, વ્યાસ અને શુક જેવા મહાન્ પુરૂષો પ્રકટયા હતા, સીતા, દમયંતી જેવી પરમ સાધ્વી સ્ત્રીઓ પણ તેજ ધર્મમાંથી પ્રગટી છે. શિવાજી અને પ્રતાપ જેવા દેશોદ્ધારક, સ્વદેશરક્ષક, પુરૂષો પણ એજ ધર્મના સેવનથી પાક્યા છે. માટે હિંદમાતાનો ઉદ્ધાર કરવાની જેના મનમાં ભાવના હોય તેમણે શ્રીસનાતનધર્મનું પ્રાચીન સ્વરૂપ સમજી તે પ્રમાણે ચાલવા યત્ન કરવો. આવા પ્રકારનો યત્ન કરવાની પરમાત્મા સર્વને શુભ મતિ આપો. એજ શુભ સંકલ્પમાં વૃત્તિ વિરમે છે ॐ શમ્ ॥

ઇતિ.

---




## श्री सिद्धान्त दर्शनम्

પ્રકૃતિ પાદે તૃતીય પાદ

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૫૬થી )

*विपाकहेतुरदृष्टम् ॥ १६ ॥*

विपाकहेतु. ( વિપાકનો હેતુ ) ને अदृष्टम् ( અદષ્ટ )

જન્મ, આયુષ્ય અને ભોગ એને વિપાક કહે છે. એ વિપાકનો હેતુ જે સંસ્કાર તેને અદૃષ્ટ કહે છે.

## ग्रंथेनान्तर्जालवदाततम् ॥ १७ ॥

ग्रंथेन ( સંસ્કારોની ગ્રુંથણીવડે ) अन्तः ( અંતઃકરણ ) जालवत् ( જાળની પેઠે ) आततम् ( વ્યાપેલું ) છે.

સંસ્કારોની અમુક રચનાને ગ્રંથ કહે છે. જેમ સૂત્રથી માછલાંની જાળ અથવા તંતુઓથી કરોળિયાની જાળ વ્યાપેલી હોય છે તેમ સંસ્કારોની જાળથી અંતઃકરણ વ્યાપ્ત થયેલું હોય છે.

## ज्ञानक्रियावष्टंभानामन्यतमवत् ॥ १८ ॥

ज्ञानक्रियावष्टंभानाम ( ગ્નાન, ક્રિયા તથા તે બેનું બંધ પડવું એ ત્રણેમાંના ) अन्यतमवत् ( કોઇપણ એક જેવું ).

અંતઃકરણ કોઇ વખત ગ્નાનવાળું હોય છે, કોઇ વખત ક્રિયાવાળું હોય છે અને કોઇ વખત એ બન્નેના અવષ્ટંભવાળું એટલે ગ્નાન અને ક્રિયાથી રહિત હોય છે. અહીં જે ગ્નાન અને ક્રિયા શબ્દો કહેવામાં આવ્યા છે તે વડે પ્રતિલોમ અને અનુલોમ અથવા ઉપરની તરફ ગતિ કરનારી અને નીચેની તરફ ગતિ કરનારી વૃત્તિઓ સમજવી. જ્યારે અંતઃકરણ અવષ્ટભવાળું હોય છે ત્યારેજ નિદ્રા ઉત્પન્ન થાય છે. એ ઉપરથી જણાય છે કે વ્યાપારશક્તિ ગુણોમાજ રહેલી છે.

## निर्मनस्के साराभिव्यक्तिः ॥ १९ ॥

निर्मनस्के ( મનના વ્યાપારથી રહીત ) साराभिव्यक्तिः ( સ્થિર અંશની પ્રતીતિ ).

જ્યારે અંતઃકરણ મનના વ્યાપારથી રહીત થાય છે ત્યારે તેમાં વસ્તુના સ્થિર અંશની પ્રતીતિ થાય છે.

જ્યારે અંતઃકરણ બુદ્ધિનું રૂપ ધારણ કરે છે ત્યારે તેમાં વસ્તુના સ્થિર અંશની પ્રતિતી થાય છે. પણ જ્યારે તે મનનું રૂપ ધારણ કરે છે ત્યારે તે વિપરીત કલ્પના કરવામાં વ્યાપૃત થએલું હોવાથી તેમાં સાર એટલે વસ્તુના સ્થિરાંશની અભિવ્યક્તિ થતી નથી.

ઊર્ધ્વલોકના અનુભવનું સ્થાન કહે છે.

## भूपरि भुवः स्वः ॥ २० ॥

भूपरि ( ભમરોની ઉપર ) भुवः ( ધ્રુમલોક ) स्वः ( કારણ લોક ) છે.

આંખની બન્ને ભ્રમરોની ઉપર ભુવર્લોક છે એટલે સૂક્ષ્મ સૃષ્ટિ છે અને તેની ઉપર સ્વર્લોક છે એટલે કારણ સૃષ્ટિ છે.

અહીં એમ સમજવાનું છે કે ભ્રમરોની મધ્યે રહેલા અંતઃકરણવડે સ્થૂલ જગતનું ભાન થાય છે માટે ભ્રમરોના મધ્યને સ્થૂલ જગત્ કહ્યું. ભ્રમરોની ઉપર પ્રાણ સહિત મન સ્થિર થાય ત્યારે સંકલ્પમય સૂક્ષ્મ જગત્નો ભાસ થાય છે અને તેની પણ ઉપર ધ્યાનયોગવડે પ્રાણો સહિત મનની સ્થિતિ થાય ત્યારે સ્વર્લોક એટલે કારણ જગતનો ભાસ થાય છે અર્થાત તે સ્થિતિમાં શરીર દુઃખ રહિત અને સુખયુક્ત થાય છે. એટલા માટેજ કહ્યું છે કે—

प्राणैः सह यदा चेतो भ्रुवोरुपरि राजति ।
स्वहितं विश्वतत्त्वं च तदैव स्फुरति स्वतः ॥

અર્થ—જ્યારે પ્રાણો સહિત ચિત્ત બન્ને ભ્રમરોની ઉપર આવીને સ્થિર થાય છે. ત્યારે આત્માનું કલ્યાણ અને જગતનું તત્ત્વ પોતાની મેળેજ સ્ફુરે છે—જણાઈ આવે છે.

વળી એમાંથી એમ પણ સમજવાનું છે કે ભ્રમરોની મધ્યે રહેલું અંતઃકરણ સ્થૂલ દેહનું અભિમાની હોય છે. તેની ઉપર રહેલું અંતઃકરણ સૂક્ષ્મ દેહનું અને તેની ઉપર રહેલું કારણ દેહનું અભિમાની હોય છે તેજ સ્થિતિમાં સત્ત્વ ગુણની પરમ વૃદ્ધિ થાય તો જીવ અને બ્રહ્મની એકતાનું અભિમાની થાય છે. જ્યારે અંતઃકરણ સ્થૂળનું અભિમાની હોય છે તે વખતે સૂક્ષ્મ શરીરની ક્રોધ હિંસાદિક વૃત્તિઓ સ્થૂલ શરીરમાં પ્રવેશ કરે છે. કેમકે તે વૃત્તિઓ રજોગુણ તથા તમોગુણથી ઉદ્‌ભવેલી હોવાથી નીચે ગતિ કરે છે. જો કે જાગ્રદાદિ અવસ્થામાં જીવ ક્રમે કરીને ત્રણે જગતમાં ફરે છે. તથાપિ તે કૃતાર્થ થતો નથી. કેમકે તે પોતાની ઇચ્છાથી તેમ કરી શકતો નથી, જાગ્રતમાંથી સ્વપ્નમાં અને સ્વપ્નમાંથી કારણમાં જવાને તે સ્વતંત્ર નથી. કેમકે સત્ત્વાદિ ગુણોની બળવાન્ ઉપાધિથી તે ઉપહિત (ઉપાધિવાળો) હોય છે. તાત્પર્ય એ છે કે જે મનુષ્ય પોતાને વળગેલી ગુણરૂપ ઉપાધિના તાબામાંથી નીકળીને ભોગાયતન રૂપ સ્થૂળ શરીરની અપેક્ષા ન રાખતાં સૂક્ષ્મ જગતમાં અને કારણ જગતમાં યદૃચ્છાવડે જવાને શક્તિમાન થાય છે તેનેજ સર્વ અર્થની સિદ્ધિ અને ઉન્નતિની પરાકાષ્ઠા પ્રાપ્ત થાય છે બીજાને નહિ.

ભુવર્લોક અને સ્વર્લોક એ બહારની ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય એવાં જગત્ નથી, તેથી સ્થૂલ દેહની અપેક્ષા રાખ્યા વગર સ્વેચ્છાથી ત્યાં જવું આવવું તે યોગને આધીન છે. યોગાભ્યાસ કર્યા વિના તે સાધ્ય થાય તેવું નથી. દેહાન્તે તો તે કેવળ અદૃષ્ટને આધીન છે.

## पराचीन्दुवत्खान्युभावन्ति ॥ २१ ॥

**पराँचि** ( બહારની તરફ ગમન કરવાના સ્વભાવવાળી ) **इन्दुवत्** ( ચન્દ્રની પેઠે ) **खानि** ( ઇન્દ્રિયો ) **उभावन्ति** ( બન્ને તરફ ગતિ કરનારી ) બહાર ગમન કરનારી ઇન્દ્રિયો ચંદ્રની પેઠે બેઉ તરફ ગતિ કરનારી છે.

ચંદ્ર જેમ સદા અર્ધા ભાગમાં પ્રકાશિત હોય છે તથાપિ તે પ્રકાશિત ભાગ કોઇ વખત પૃથ્વી તરફ અને કોઇ વખત સૂર્ય તરફ હોય છે તેમ જ્ઞાનેન્દ્રિયો પણ ઉલટી દિશામાં એટલે બહારના વિષયો તરફ ગતિ કરવાના સ્વભાવવાળી છતાં બન્ને તરફ ગતિ કરે છે એટલે કોઇ વખત જેમ વિષયો તરફ ગતિ કરે છે તેમ કોઇ વખત અંતરાત્મા તરફ પણ ગતિ કરે છે સૂત્રમાં ( **पराँचि** ) ( **परा** ઉલટી દીશામા અંચીતું જવાને સ્વભાવ જેનો છે એવી) શબ્દ કહ્યો છે તેથી ઇન્દ્રિયોની સ્વાભાવિક શક્તિ બતાવી છે શ્રુતિ પણ છે કે **पराँचि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥** અર્થ–બ્રહ્મદેવે ઇન્દ્રિયોને બહારની તરફ ગમન કરવાના સ્વભાવવાળી કરી તેથી ઇન્દ્રિયો બહારના વિષયોને જુએ છે પણ અંતરાત્માને જોતી નથી. કોઇક મોક્ષની ઇચ્છા કરનારો ધીર પુરુષ નેત્રને ઢાંકીને અંતરાત્માને જુએ છે.

( ચંદ્રમા પરપ્રકાશ્ય છે તેથી હમેશાં તેનો અર્ધોભાગ પ્રકાશિત હોવાથી તે પૃથ્વીને પ્રકાશ આપે છે પણ અમાવાસ્યાએ તે પૃથ્વીથી ઉલટી દિશામાં પ્રકાશિત હોવાથી તે તરફ પ્રકાશ આપે છે. એજ રીતે ઇન્દ્રિયો પણ પૂનમના ચંદ્રની પેઠે કોઇ વાર બહારની તરફ દૃષ્ટિને જુએ છે અને કોઇ વાર તેનાથી ઉલટી દિશામાં એટલે આત્માની તરફ જુએ છે. તાત્પર્ય સ્વાભાવિક રજોગુણની વૃત્તિમાં ઇન્દ્રિયો બહિર્મુખ હોય છે અને સત્વગુણની વૃત્તિમાં તે આત્મા તરફ મુખવાળી થાય છે.

૫ જન્ય સુખનું સ્વરૂપ—

चिद्वृत्तौ सुखम् ॥ २२ ॥

चित् (ચેતન) तद्वृत्तौ (અંતર્મુખ વૃત્તિમાં) सुखम् (સુખ) અંતર્મુખ વૃત્તિમાં ભાસમાન ચિત્ તે સુખ કહેવાય છે.

અંતઃકરણની વૃત્તિ જ્યારે બહિર્મુખ નથી હોતી પણ અંતર્મુખ હોય છે ત્યારે તે વૃત્તિ પોતાને અનુકૂળપણે ભાસવાથી તેને સુખ કહે છે પરંતુ વૃત્તિ અને ચિત્ એ બેમાં તફાવત નહિ સમજવાથી તે વૃત્તિનેજ સુખ કહેવાનો લોકમાં વ્યવહાર છે.

दुःखमन्यत्प्रातिकूल्यात् ॥ २३ ॥

दुःखम् (દુઃખ) अन्यत् (બીજું) प्रतिकूलत्वात् (પ્રતિકૂળ ભાસવાથી) બાહારની તરફની વૃત્તિમાં ભાસમાન જે ચિતનું સ્વરૂપ તે આત્માથી ઉલટી દિશામાં હોવાથી અર્થાત્ આત્માથી પ્રતિકૂલ હોવાથી દુઃખ કહેવાય છે એ પ્રતિકૂલતા આત્માના સ્વરૂપનો બાધ કરીને વૃદ્ધિ પામે છે એમ જાણવું.

प्रलयो मोहः ॥ २४ ॥

प्रलय (વૃત્તિઓનો લય) मोहः (મોહ)

લિંગ દેહની (અંતઃકરણની) વૃત્તિઓનો લય થવો તેને મોહ કહે છે અર્થાત્ અંતઃકરણ પોતાના કારણરૂપે થઈ રહે છે. તે મોહાવસ્થા છે એ મોહ સુષુપ્તિ રૂપ હોય કે મૂર્છા રૂપ હોય સુષુપ્તિમાં વૃત્તિઓનો જે લય થાય છે તે સ્વાભાવિક છે, પણ મૂર્છામાં જે વૃત્તિઓનો લય થાય છે તેનો હેતુ આઘાત હોય છે. મૃત્યુ અવસ્થા પણ મૂર્છા જેવીજ છે કેમકે તે વખતે લિંગ દેહમાં રહેલા અંતઃકરણનો સ્થૂલ શરીર સાથે સમ્બન્ધ રહેતો નથી તેથી બહારનું જ્ઞાન તેને થતું નથી.

इति प्रकृति पादे तृतीयः प्रपाठः ॥ ३ ॥

એ રીતે પ્રકૃતિ પાદમાં (અપંચી કૃત કાર્યવાળાં સૂક્ષ્મ ભૂતોનું નિરૂપણ જેમાં છે એવો) ત્રીજો પ્રપાઠ પૂરો થયો.




## कारण प्रकरण.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૬૦થી )

જ્યારે આપણે સુષુપ્તિમાં–ગાઢ નિદ્રામાં પડીએ છીએ ત્યારે કોઇ પણ વાસના રહેતી નથી તેથી બહુજ સુખ થાય છે, એમ આપણને સમજાય છે અને ઘણા અંશે આ વાત સત્ય પણ છે. પણ સત્ય નિર્વાસનિક જે સુખ છે તે તો કાંઇ જુદુંજ છે. તેનો યત્કિંચિત્ લેશ આમાં છે, એટલુંજ કહી શકાય. કારણ કે ગાઢ નિદ્રામાં પણ વાસના છૂટતી નથી તેનાથીજ પુનઃ જાગૃતિ આવે છે. રાત્રિએ સુવું અને પ્રાતઃકાળે જાગૃતિ આવે છે. રાત્રિએ સુવું અને પ્રાતઃકાળે ઉઠવું એ નિત્યનો દઢ સંકલ્પ અભ્યાસમાં પડવાથી, એ વરર કોઇ લક્ષ આપતું નથી. પ્રબલ નૈમિત્તિક વાસના આવી પડે તો કેવું થાય છે ? એમ ધારો કે કોઇએ આવીને કહ્યું કે " આજ તમારા ઘરમાં ચોર આવવાના છે " પછી કહેવું શું ? આખી રાત ( જુઓ મહાશયની મજા !! ) દોડધામ કરતા જાગતા બેસશે નિદ્રાનું તો નામજ ન મળે આનું કારણ " ભયની પ્રબળ વાસના " સુતી વખતે સવારે ત્રણ વાગે ઉઠવાનો પ્રબલ સંકલ્પ થયો તો બરાબર સમયે આંખ ઉઘડવાનીજ. એ પણ પ્રબલ વાસનાજ, જે ગાઢ નિદ્રામાં લીન હતી તેણેજ ઠીક સમય પર બહાર ધક્કો માર્યો તમે તો સુતા હતા પણ વાસના ત્રણ વાગ્યાની રાહ જોઇ જાગતી બેઠી હતી. વાચકો ! સુષુપ્તિમાં તમે વાસના રૂપ છો એ વાત ધ્યાનમાં આવીને ? હવે સ્વપ્નનો વિચાર કરીએ. સ્વપ્ન અવસ્થામાં તમારો દેહ, ઇન્દ્રિયો, ભોગ્ય વિષયો, અને અનંત પ્રકારની સૃષ્ટિ રચના એ સર્વ કાલ્પનિક છે અને એ સર્વનું નિર્માણ કરનાર કેવલ તમારી કલ્પના છે કે કોઇ બહારના પદાર્થ તેમાં આવે છે ? તેનો વિચાર કરો. એ રીતે સ્વપ્ના અવસ્થામા તમને તમારૂં અસ્તિત્વ કલ્પના રૂપજ ભાસમાન થાય છે. અર્થાત્ તમે સ્વતઃ કલ્પના રૂપ છો અને તેના અચિંત્ય બલ પર તમે પણ કાલ્પનિક સૃષ્ટિની રચના કરી શકો છો. સારાંશ એકે જીવન

અસ્તિત્વ તથા સ્વપ્નસૃષ્ટિના અસ્તિત્વનું કારણ કલ્પનાજ ઠરી. એ વાત તો તમારે કબુલ કરવીજ પડશે. કારણ કે કાર્ય કારણ રૂપજ હોય છે માટે મુળ કારણ કલ્પના કહેવામાં આવે છે એ સિદ્ધ છે.

કલ્પના, વાસના અને સંકલ્પ એ ત્રણેનું એક રૂપ છે. એ વાત મનમાં ધારીને બુદ્ધિરૂપ પડદા ઉપર ચિત્રો જુઓ પરિણામે અનંતકોટિ બ્રહ્માંડ અને જીવનું મૂળ વાસના સિવાય કાંઇ હાથમાં આવશે નહિ. હવે એક જાગતનો દાખલો આપી આ વિષયને સમાપ્ત કરીશું. વિચાર કરો કે કોઇ દિવસ કોઇ ગડકાર્યમાં અથવા આનંદમાં આપ નિમગ્ન છો. એટલામાં અરે ! હું ભાન વિના આમ બેઠી કેમ રહ્યો છું ઓહો !! મોટી ભૂલ થઇ. કાલ રવિવારે અમુક જરૂરી કામ માટે બરાબર ત્રણ વાગે હકીમ સાહેબે ઘરપર મળવા કહેલું હતું. હું તો આનંદમાં બેસી રહ્યો. ચાર વાગી ગયા. હવે હકીમ સાહેબ શું કહેશે? એવું પાસેના આદમીઓને કહી વસ્ત્ર પહેરી સર્વ મજા છોડી ચાલ્યા જાઓ છો. આનું કારણ ધ્યાનમાં આવ્યું? "રવિવારનો ત્રણ વાગ્યાનો સંકલ્પ શનિવારને રોજ સિદ્ધ થયો હતો. સૂક્ષ્મ વિચારથી જોશો તો બીજા દિવસનો સમય પહેલેજ દિવસે સંકલ્પમાં દૃઢ આરૂઢ થયો. તેમાં બીજા દિવસના ત્રીજા કલાકને સંકલ્પનું એક થયું. અર્થાત સમયરૂપ ભૂમીમાં સંકલ્પરૂપ બીજ બોઝામાં આવ્યું હતું. તેનો અંકુર બીજા દિવસના ત્રીજા કલાકની વાટ જોતો બેઠો હતો. પણ તમે બીજા કાર્યમા એવા નિમગ્ન થયા કે દૃઢ સંકલ્પને પણ ભૂલી ગયા પણ એ સંકલ્પ તમને ન ભૂલ્યો. તેનો નિત્ય સમયની રાહ જોતો બેઠોજ હતો. જેમ વારંટથી કેદીને પકડવામાં આવે છે તેમ તમારો દૃઢ સંકલ્પ તમને મજામાંથી એકદમ ઉપાડી ગયો. સમજણ પડીને? જેમ હાથમાંથી છૂટેલુ બાણ નિશાન ઉડાવ્યા વિના રહેતું નથી તેમ અનંત જીવોએ અનંત સંકલ્પ અને અનેક પ્રકારની ઇચ્છા કરી ધારણ કરીને અનંત કાલથી અનંત ભોગને માટે જે કર્મ કર્યાં છે, કરે છે ને કરશે એ સર્વનું ભોગ્યફલ આ અનાદિ અનંત સંસાર છે અને આ સૃષ્ટિરૂપ ફળનું બીજ પણ વાસના રૂપજ છે. ભોગરૂપ સૃષ્ટિના ઉપભોગ માટે અનંત કલ્પ સુધી અનંત પ્રકારના દેહાન્તર અને લોકાન્તર કરતાં કરતા આ જીવ સદા પરિભ્રમણ કર્યાજ કરે છે. મરણ વખતે દેહ માત્ર છૂટે છે. પણ વાસના જીવને છોડતી નથી. તેતો રાક્ષસીની પેઠે હાથ ધોઇને પાછળજ પડી છે. સુજ્ઞ વાચકો! આ રાક્ષસીના ફંદામાંથી નીકળવું એ કાંઇ બાલ ખ્યાલની વાતો

સચ્છિરૂપ વૃક્ષ એ પણ મિથ્યા, તેનાથી પુનઃ વાસનારૂપ ફલ એ પણ મિથ્યા, પણ જ્યાં સુધી એ મર્મનો અનુભવ થાય છે ત્યાં સુધી તેમાં જે સત્યત્વનો ભાસ છે તે મિથ્યા પદાર્થમા કેમ આવ્યો એ સમજ્યા ? સાંભળો. ત્રાંબુ અને સીસું મેળવી બનાવેલો રૂપીઓ ખોટો હોય છે તેમાં સોળ આનાનું અસ્તિત્વ નથી " પણ ખોટો રૂપીઓ " એ કથન માત્ર તેમા રૂપિયાનું અસ્તિત્વ આવ્યું. અર્થાત્ ખોટાને પોતાનુ ખોટાપણું કાયમ રાખવા માટે સત્યનો આશ્રય ગ્રહણ કરવો પડે છે તે સિવાય મિથ્યાપણું પણ અસ્તિત્વમાં આવતું નથી. અને પરીક્ષક બાહ્ય ખોટાપણાને હાથમાં ન લે ત્યાં સુધી અંતરસ્થ સત્યત્વ પર્યંત તેની દૃષ્ટિ પહોંચતી નથી. રૂપીઓ હાથમાં લેતાંજ ખોટો છે એવી પરીક્ષા થશે. આ પ્રમાણેથી મિથ્યા ફલ રૂપ સચ્છિરૂપ વાસના રૂપ મિથ્યાબીજ જે જીવરૂપ ભૂમિમાં વાવવામાં આવ્યું છે તે પૃથ્વીના આનંદામૃત રસની આર્દ્રતાથી મિથ્યા બીજ ફલાવર્તી સચ્છિરૂપ ઝાડનું, અવિચાર રૂપ અજ્ઞાન દશામા જબરદસ્ત અસ્તિત્વ આવેલું છે, કે જેથી સદા ફુલી રહેનારી આત્મ ભૂમિને વૃક્ષમય કરી આચ્છાદન કરી નાખીછે. તે આત્માનાજ આશ્રયથી તેનું અસ્તિત્વ પોતાનામાં લાવી અનાદિ અનંત રૂપ સંસાર વૃક્ષે કાયમ કરી લીધું છે આત્મભૂમિમાં જે અમૃત રસ છે તે પોતાના અંગમાં આકર્ષણ કરીને તેનુ યથાર્થ આનંદ રૂપ દૂષિત કરી નાખ્યુ અને વિષયુક્ત સાકરની પેઠે અભિન્ન જીવને આનંદ રૂપ બતાવીને વિચારશીલોને ઉપરના ઉપરજ અટકાવી રાખ્યા છે તો તે ભૂમિશોધન કરવા કેવી રીતે જશે ? અને વાસના બીજનું મુળ પણ શા માટે ઉખાડે ? અને સત્ય શું છે તેની પણ તેને ખબર શી રીતે પડે ? અર્થાત્ પોતાની સચ્ચિદાનંદાત્મક મૂલ ભૂમિનું વિસ્મરણ થવાથી પોતે પણ કલ્પનામાં વીંટાઇને મિથ્યા બન્યો. પછી જે હાથમા લેશે તે પણ મિથ્યા. અને સાર નીકળશે તે પણ મિથ્યાજ હોવું જોઇએ. ચાળણીમાં દૂધ કાઢીને પીવું પછી પુષ્ટતા આવી છે કે નહિ એ જોવામા જેવી ચતુરાઇ છે તેવીજ, સ્પષ્ટ પદાર્થોનું શોધન કરી સત્ય શોધવામાં ચાતુરી રહેલી છે. તેથીજ સાક્ષાત સર્વજ્ઞ શ્રુતિ પણ સૃષ્ટિ શોધન કરતાં કરતાં અંતમાં થાકીને નેતિ નેતિ કહિને પાછી ફરી અને મૂલ ભૂમિની શોધમાં વળી ત્યારેજ સચ્ચિદાનંદઘન એ મુક્તપદ પ્રાપ્ત થયું. તેથી શ્રુતિ, જીવોને અવિચાર કાલમા ઉત્પન્ન થએલ ભ્રમને નિવૃત્ત કરવા " સત્ય " અને " મિથ્યા "એવી બે ભેદ કલ્પના કરી; સ્વયં તદ્રુપ રહી, બોધ કરે છે.

इति फारणप्रकरणम्.



# श्रीसनातनधर्म.

**सदाभवतीतिसनातनः**—જે સદાકાળ હોય તે સનાતન એટલે શ્રી સનાતનધર્મ સદાય છે કોઈ પણ એનો કાળ નથી કે સનાતન ધર્મ ન હોય. એ પ્રાચીનતમ ધર્મનું વિવેચન ગંભીર, ગૂઢ અને હૃદયંગમ છે, તેનું સંપૂર્ણ વિવેચન કરવું એ માનુષી શક્તિની બહારની બાબત છે. છતાં પ્રમાનું એ મુખ્ય લક્ષ હોવાથી યથાશક્તિ શ્રીસનાતન ધર્મનું સ્વરૂપ સમજાવવા કરેલો યત્ન અસ્થાને તો નહિજ ગણાય. વિશાળ વિષયમાં અનેક મતપંથ પ્રસર્યા છે અને તેના અનુયાયીઓ પણ ઘણા બન્યા છે, છતાં મનુષ્ય હૃદયનો વિકાશ કરનાર સંપૂર્ણ તત્વો તો સનાતન ધર્મમાંજ છે, અન્ય મત, પંથ અને સપ્રદાયો તેની શાખા કે પ્રતિશાખા રૂપ હોવાથી તેમાં ન્યૂનાધિકતા જોવામાં આવે છે. છતાં એટલું તો કબુલજ કરવું પડે કે વેદને માનનારા સર્વ મત, પંથ અને સંપ્રદાયો શ્રીસનાતનધર્મની મર્યાદા બહાર નથી. માટે અત્રે કરેલું શ્રીસનાતન ધર્મનું વર્ણન અન્ય સર્વ ધર્મને ઉપકારક હોવાથી મનુષ્ય ગમે તે મત, પથનો હોય પણ આ વાંચન તેને જરૂર લાભદાયક થશે.

છાંદોગ્ય ઉપનિષદ્‌માં બીજા પ્રપાઠકના ૨૩ મા ખંડમાં લખ્યું છે કે-

**त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एवद्वितियो ब्रह्मचार्याचार्यकुलवासी तृतियोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन्सर्व एते पुण्यलोका भवन्ति ब्रह्मसंस्थोऽमृतत्वमेति ॥**

**અર્થ**-સનાતન ધર્મ રૂપ વૃક્ષની ત્રણ સ્કંધ-શાખાઓ છે (૧) વેદ ભણવા તથા ભણાવવા, નિત્ય નિયમથી વિધિ પૂર્વક સ્વાધ્યાય-બ્રહ્મયજ્ઞ કરવો અને દાન આપવું એ ધર્મનો પ્રથમ સ્કંધ-ભાગ-છે (૨) ધર્મનો બીજો ભાગ તપ છે અને ત્રીજો ભાગ આચાર્ય કુલમાં મરણ પર્યંત નિવાસ છે. આ શ્રુતિનું સંક્ષેપ વ્યાખ્યાન છે. વર્ણ વ્યવસ્થાની દ્રષ્ટિએ તેનો બીજી રીતે પણ વિચાર થઇ શકે છે. યજ્ઞ, વેદાધ્યન અને દાન એ ત્રણ મળી ગૃહસ્થનો એક ધર્મ સ્કંધ છે. બીજો તપ કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ વ્રત કરનાર વાનપ્રસ્થ અને સંન્યાસી તેના આશ્રિત છે અને બ્રહ્મચર્ય રૂપ પ્રથમાશ્રમ બ્રહ્મચર્ય રૂપ પ્રથમાશ્રમ બ્રહ્મચર્યના નિયમ ધર્મના ઉપાસક છે. ઉક્ત ચાર આશ્રમોથી ભિન્ન બ્રહ્મજ્ઞાની પ્રભુનોપાસક મોક્ષને પામે છે.

શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે હે અર્જુન કોઈ પણ પ્રકારનો યજ્ઞ જે પુરૂષ કરતો નથી તેને આ લોક કે પર લોક કદાપિ પણ સુખના હેતુભૂત થતા નથી. ધર્મ હીન પુરૂષે ધાર્મિક મંડળીમ સર્વત્ર અપમાનિત થાય છે અને તે ઉભય લોકના સુખથી વિમુખ રહે છે.

ઉપર કહ્યા તેવા તથા બીજા અનેક પ્રકારના યજ્ઞ વેદના પેટમાં ભરેલા પડ્યા છે, તે સર્વ કર્મથી પ્રગટ થનારા છે. તે રીત જાણવાથી અને જાણીને આચરણ કરવાથી સંસારના દુઃખમાંથી મુક્ત થઈ જવાય છે. પરંતુ દ્રવ્ય સમ્બન્ધી યજ્ઞોમા જ્ઞાન યજ્ઞ અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે સર્વ ક્રિયમાણ કર્મ અને વાસના રૂપથી સંચિત, સ્થૂલ સૂક્ષ્મ અથવા કારણકાર્ય રૂપ સર્વ કર્મ સમાપ્ત અથવા જ્ઞાનમાં લીન થઈ જાય છે. જેમ જલના સર્વ તરંગો જળમા લય પામી જાય છે તેમ સર્વ કર્મ જ્ઞાનમાં લય થઈ જાય છે. આ રીતે વિધિ યજ્ઞ અધ્યાત્મયોગમાં અસંખ્ય પ્રકારના થઈ જાય છે અથવા એમ સમજો કે યજ્ઞ પણ અનેક રૂપથી સર્વમાં વ્યાપક છે છતાં સ્થૂલ વિધિ યજ્ઞ બહુ વિસ્તૃત સ્વરૂપમા છે તે સંપૂર્ણ અત્રે લખવા જતાં વિષય વિશાળ થાય માટે અહી ટુંકામા થોડી બાબત લખીશું.

બ્રાહ્મણ ગ્રંથોમાં યજ્ઞ સ્વરૂપનો વિસ્તાર અનેક પ્રકારથી કરવામા આવેલ છે તથાપિ શ્રુતિ સ્મૃતિ ભેદથી મજેય યજ્ઞ સ્વરૂપનો સારાંશ અત્રે બતાવવામાં આવે છે સર્વ યજ્ઞોમાં પાંચ વ્યાહૃતિ થાય છે અર્થાત્ સર્વ યજ્ઞોમાં પાંચ વાક્યોનું વ્યાહરણ નામ બોલવાનું મુખ્ય છે પ્રથમ અધ્વર્યુ બોલે છે. ॐ ૨ श्रावय અર્થાત્ અધ્વર્યુ ઉભો થઈને આહુતિ આપવા માટે આગ્નીધ્રને કહે છે તમે હોતા અને દેવતાઓને સંબોધિત કરો. ત્યારે આગ્નીધ્ર अस्तुश्रौषट् કહે છે કે હોતા સમક્ષ વિદ્યમાન હોવાથી અને દેવતાઓ સર્વાન્તર્યામી હોવાથી યજ્ઞ માટે સ્વયંદત્તાચિત્ત છે. ત્યારે અધ્વર્યુ હોતાને કહે છે કે યજ અમુક દેવતાનો યજ્ઞ-પૂજન કરો અર્થાત્ યાજ્યા ઋચા બોલો. ત્યારે હોતા ये २ यजामहे વાક્યાન્તમાં દેવતાઓનું દ્વિતીયાન્ત નામ બોલી આગળ વિનિયુક્ત ઋગ્મંત્ર બોલીને વૌષટ્ બોલે છે ત્યારે યજમાન ત્યાગ વાક્ય બોલે છે તેની સાથેજ અધ્વર્યુ આહુતિ આપે છે. આ મુખ્ય યજ્ઞ સ્વરૂપના પાંચ વ્યાહૃતિ રૂપ પાંચ અવયવ છે.

પશુ પણ ચાર પગ અને એક શિર એમ પાંચ અવયવ યુક્ત સંવત્સરની પાંચ ઋતુ ( વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ અને હે[illegible]

શિશિરનો હેમન્તમાં અન્તર્ભાવ છે આથી પશુ અને ઋતુ આદિની સાથે પંચાત્પત્વમાં યજ્ઞની સમતા છે. એ પાંચ આહુતિઓના સત્તર અક્ષર થાય છે. અને સપ્તદશાત્મક પ્રજાપતિ પરમાત્મા છે તેથી પ્રજાપતિજ યજ્ઞ છે સંવત્સરાત્મક વર્ષના બારમાસ અને પાંચ ઋતુ એ કાલ રૂપ પ્રજાપતિ સપ્તદશાત્મક છે. પ્રજાપતિ પરમાત્માએ યજ્ઞને પોતાની પ્રતિમારૂપે બનાવેલ છે. જેમ પ્રત્યેક શરીરથી જીવ ભિન્ન સૂક્ષ્મ અદૃશ્ય છે. તથાપિ જીવે મનુષ્યાદિ પ્રત્યેક શરીરને પોતાની પ્રતિમા બનાવેલ છે જેમ લોહ પિંડમા પ્રવેશેલો અગ્નિ પિંડની લંબાઇ પહોળાઇથી પરિછિન્ન સાકાર પ્રતીત થાય છે. તેમ શરીરમાં પ્રવિષ્ટ ચેતન જીવ પણ શરીર પરિચ્છેદથી સ્પષ્ટ પરિચ્છિન્ન સાકાર થઇ રહેલ છે તેમ અપરિચ્છિન્ન પરમાત્માની યજ્ઞાદિ પરિચ્છિન્ન પ્રતિમા યુક્ત સિદ્ધ છે શ્રુતિમાં કહેલ યજ્ઞ સ્વરૂપને સ્મૃતિ પણ બતાવે છે. चतुर्भिश्चचतुर्भिश्चद्वाभ्यां पंचभिरेवच । हूयते च पुनर्द्वाभ्यां तस्मै यज्ञात्मने नमः ॥ અર્થ-ૐ ૨ શ્રા ૨ વય અસ્તુ શ્રૌ३षट् એ ચાર ચાર અક્ષરોથી જેનું બે વખત આહ્વાન કરવામાં આવે છે. ત્યાર પછી યજ એ બે અક્ષરોથી જે બોલાય છે ત્યાર પછી યે३-યજામહે એ પાંચ અક્ષરો દ્વારા જે યજ્ઞમાં બોલાય છે તથા સર્વના અંતમા વૌ३षट् એ બે અક્ષરોથી જેને હોતા બોલાવે છે એ સત્તર અક્ષર યજ્ઞ સ્વરૂપ પ્રજાપતિ ભગવાનને અમે વારંવાર નમસ્કાર પ્રણામ કરીએ છીએ. શુક્લ યજુના કલ્પસૂત્રકાર કાત્યાયન આચાર્ય કહે છે કે અમે યજ્ઞનું વ્યાખ્યાન કરીશું. ઘી, પુરોડાશ, વિગેરે અગ્નિ વિગેરે દેવતાને માટે અગ્નિ વિગેરેમા હોમવું. એ યજ્ઞ કહેવાય છે અન્ય સર્વ હવિષનું ગ્રહણ, પ્રોક્ષણ, પાત્રાસાદન, કપાલોપધાનાદિ કૃત્ય યજ્ઞના અંગ છે. જેમા ઉભા રહીને હોમ કરવામાં આવે, તથા વષટ્કારની સાથે અમર તે બોલ્યા પછી આહુતિ આપવામા આવે તથા પ્રૈષ વાક્યો સહિત પુર્વનું વાક્ય અને યાજ્યા ઋચા જેમાં બોલવામાં આવે છે, તે સર્વ યાગ ઇષ્ટિ ઇત્યા કહેવાય છે જેમાં બેશીને આહુતિ અપાય છે તે હોમ હવન આદિ કહેવાય છે આ સંક્ષેપમાં યજ્ઞ સ્વરૂપ બતાવવામાં આવેલ છે તેને યથાવત્ શ્રદ્ધાસહ જાણવા, માનવા કરાવવા એ સનાતન ધર્મીઓનો પુરુષોત્તમ સનાતન ધર્મ છે.

શ્રી સનાતન ધર્મના સ્વસ્વરૂપ યજ્ઞ સ્વરૂપનો વિચાર કરતાં સાર એ જોઇએ કે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ આદિમાંથી કોઈ પણ દેવતાનાં સ્તોત્ર પાઠ અથવા જપ નિત્ય પ્રતિ સનાતન ધર્મીઓએ

અવશ્ય કરવાંજ જોઇએ. તો તે પણ કોઇ કક્ષાનો સનાતન ધર્મજ ગણાશે. મુખ્યત્વે આ ગૃહસ્થનો ધર્મ છે. કાંઇ ન બને તો મંદિરમાં સ્થાપિત દેવની સામે એક બે શ્લોક જરૂર ભણે. એ ન્હાનામાં ન્હાની ધર્મ મર્યાદા છે. તેમજ હોમ યજ્ઞની બાબતમાં કાંઈ ન બને તો ભોજન પહેલાં કોઇપણ દેવતાના નામથી અન્નનો ભાગ અવશ્ય અગ્નિમાં હોમે. યદિ કોઇ મંત્ર પણ ન આવડતો હોય તો કેવલ ઇષ્ટ દેવનું ધ્યાન કરીને કાંઇક અગ્નિમાં હોમે. મીઠાવાળી વસ્તુ અગ્નિમાં હોમવી નહિ. કાંઇ નહિ તો છેવટ બીજ અગ્નિમાં હોમે. વસ્તુતઃ વિચાર કરવા સમજાય છે કે વિષ્ણુસહસ્રનામ, ભગવદ્ગીતા, સ્તોત્રપાઠ વિગેરે જે નિત્યકર્મ ચાલે છે, તે અધ્યયનરૂપ સનાતન ધર્મનોજ વિસ્તાર છે પૂર્વોક્ત વિધિયુક્ત બ્રહ્મયજ્ઞાદિ કરવામાં આવે તો સર્વોત્તમ છે પણ તે બની શકે નહિ તો તેની અપેક્ષાએ સ્તોત્ર પાઠાદિ કરવા એ પણ બહુ ઉત્તમ છે.

જે દ્વિજાતિ છે, અને જેમને યજ્ઞોપવિત સંસ્કાર થયા છે તેમણેજ બ્રહ્મયજ્ઞ કરવો જોઇએ. કેટલાએક પુરૂષો અધિકાર વિના પણ વેદોક્ત વિધિ કરવા માંડે છે એ શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી ઉલટા દોષભાગી થાય છે, અને તેમને કોઇ પણ પ્રકારનું ઉત્તમ ફળ મળતું નથી. તેવા પુરૂષોએ સ્માર્ત મંત્ર દ્વારા જપ હોમ વિગેરે કરવાં જોઇએ. તેમાં વૃથા વાદવિવાદ કરવાની જરૂર નથી. એવા પ્રકારના વિવાદ કરનારાઓ બહુધા ઝગડામાંજ ફસાઇ રહે છે. માટે વાદને છોડી પોતાના અધિકારને સમજીને તે પ્રમાણે જે જપ હોમ વિગેરે કરે છે તો તે ઉત્તમ ફળને અવશ્ય પ્રાપ્ત કરે છે. દરેક વ્યક્તિએ પોતાની જાતને સુધારવાનોજ યત્ન કરવો જોઇએ. આ રીતે ધર્મ-શ્રી સનાતન ધર્મનો પ્રથમ અંશ જે યજ્ઞ તેનું ટુંક વિવેચન અત્રે સમાપ્ત થાયછે. ૐ.






## नामकरण. ५

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૩૩ થી )

दशम्यामुत्थाप्य ब्राह्मणन्भोजयित्वा पिता नाम करोति

॥ पा. गृ. सू. कां. १ कं. १७ ॥

હવે નામકરણ સંસ્કારનો વિચાર કરવામા આવે છે. જન્મની દશ રાતો ગયા પછી અગિયારમે દિવસે સુતિકાસ્થાનમાંથી સુતિકાને ઉઠાડી શુદ્ધ કરવી. પછી ત્રણ બ્રાહ્મણોનું ભોજન કરાવવું. પછી પિતા નામકરણ સંસ્કાર કરે. અહિ પિતાનું નામ સ્પષ્ટ હોવાથી અન્ય સંસ્કારોમા પણ પિતાનું કર્તૃત્વ સિદ્ધ છે. યદિ પિતા હાજર ન હોય અથવા મૃત્યુ પામ્યો હોય તો અન્ય કોઈ કુલવૃદ્ધ પિતામહાદિ નામકરણ સંસ્કાર કરે. બ્રાહ્મણાદિને ત્યાં ઉત્પન્ન થનાર કન્યા તથા પુત્રનાં નામ ચાર પ્રકારના પાડવામાં આવે છે (૧) દેવતા નામ—એટલે જે કુલમાં પરંપરાથી જે દેવતાની પુજા ઉપાસના પ્રધાન મનાતી હોય તે દેવતાના નામ આગળ ભક્ત શબ્દની યોજના કરીને નામ પાડે. જેમ ગણપતિભક્ત, વિષ્ણુભક્ત, શિવભક્ત, શક્તિભક્ત, માર્તંડભક્ત, ઇત્યાદિ. અથવા દેવતા નામ પાડવાનો બીજો પણ પ્રકાર છે તે એ કે દેવતાના નામથી ભક્તિ અર્થમાં તદ્ધિત કરીને નામ રાખવું ( આ સ્થળે તદ્ધિત પ્રત્યાન્ત નામ રાખવામાં નિષેદ્ધ નથી. ) જેમકે ગણપતિ નામભક્તને ગાણપત, શિવનો ભક્ત શૈવ, વિષ્ણુનો ભક્ત વૈષ્ણવ, શાક્ત, સૌર વિગેરે નામ સમજવાં. કન્યાનાં નામ દેવતા વાચક રાખવાં હોય તો ગણપતિભક્તા, શિવભક્તા, વિગેરે રાખે અને બીજા પક્ષમાં ગણપતી, શૈવી ઇત્યાદિ. આવા પ્રકારના નામોથી દેવભક્તિજન્ય સંસ્કાર અંતઃકરણમાં થશે માટે દેવતા નામ રાખવાં ઉચિત છે.

(૨) માસ નામ કહેવાય છે. એટલે જે માસમાં જે બાલક જન્મ્યો હોય તે પ્રમાણે તેનુ નામ રાખવું. તે નામનો ક્રમ આ પ્રમાણે છે. (૧)

કૃષ્ણ (૨) અનન્ત (૩) અચ્યુત (૪) ચક્રી (૫) વૈકુંઠ (૬) જનાર્દન (૭) ઉપેન્દ્ર (૮) યજ્ઞ પુરૂષ (૯) વાસુદેવ (૧૦) હરિ (૧૧) યોગીશ (૧૨) પુંડરીકાક્ષ. જેની જેવી પરંપરા હોય તે પ્રમાણે ચૈત્રાદિ વા માર્ગશીર્ષાદિ બાર માસના કૃષ્ણાદિ બાર નામો રાખે. જે બાલક ચૈત્ર માસમાં જન્મ્યો હોય તેનું નામ કૃષ્ણ, વૈશાખ માસમા જન્મ હોય તો તેનું નામ અનંત, ભાદ્રપદમાં જન્મ હોય તો જનાર્દન રાખે અને કન્યાઓ હોય તો ધર્મ સિંધુકારના મત પ્રમાણે કૃષ્ણા, ચક્રિણી વૈકુંઠી વિગેરે નામ રાખે, અન્ય આચાર્યોના મત પ્રમાણે ક્રમ પૂર્વક બાર માસનાં નામ નીચે પ્રમાણે છે. શ્રી, લક્ષ્મી, કમળા, પદ્મા, સીતા, સત્યા, રૂક્મિણી, માધવી, ઇન્દિરા, દેવી, તુલસી, જાંબવતી, આ નામોનો અનુક્રમ ચૈત્ર માસથી સમજવો.

(૩) નક્ષત્ર નામ—એ પણ બે પ્રકારના છે. કાત્યાયન ગોત્રના લોકોમાં પ્રાચીનકાલથી એ પ્રથા છે કે, જે નક્ષત્રમાં જે બાલક ઉત્પન્ન થયું હોય એ નક્ષત્રના જે દેવતા હોય તે નામ તે બાળકનું રાખવું. જેમ કૃતિકા નક્ષત્રમાં ઉત્પન્ન થનાર બાળકનું નામ અગ્નિશર્મા પાડવું. એ રીતે નક્ષત્રો ૨૮) છે અને તેના દેવતા પણ તેટલાજ છે તે પ્રમાણે નામ રાખવાં. નક્ષત્ર નામનો બીજો પ્રકાર એ છે કે, જ્યોતિષ શાસ્ત્રમાં ચૂ, ચે, ચો, લા અશ્વિની એ પ્રકારે જે હોડા ચક્ર લખ્યું છે. તેવાં નામો રાખવાં—અશ્વિની નક્ષત્રમાં જન્મેલા બાળકનું ત્રીજા પ્રકારનું નામ ચૂડામણિશર્મા છે. દ્વિતીય ચરણનું નામ ચેદિશ. ચૈત્રપ્રિય ત્રીજા ચરણમાં જન્મેલાનું નામ ચોદનાપ્રિય, ચોલેશ, ચતુર્થ ચરણમાં ઉત્પન્ન થનારનું નામ લક્ષ્મણ, લંકેશ, લક્ષ્મીચંદ્ર, લક્ષ્મીદત્ત વિગેરે છે. અઠ્ઠાવીશ નક્ષત્ર અને દરેકનાં ચાર ચરણ મળી કુલ ૧૧૨) એકસો બાર નામ થાય છે. એ પ્રમાણે સ્ત્રીનાં નામો પણ સમજવાં.

(૪) વ્યવહાર નામ—આ નામને માટે ગૃહ્ય સૂત્રકાર તથા મહાભાષ્યકાર પતંજલિ મુનિ આદિ આચાર્યોએ આઠ પ્રકારનાં લક્ષણો કહેલાં છે (૧) બે અથવા ચાર અક્ષરનું નામ હોય (૨) કૃત પ્રત્યયાન્ત હોય (૩) તદ્ધિતાન્ત ન હોય (૪) કઆદિ વર્ગના તૃતીય, ચતુર્થ, પંચમાક્ષર ઘોષવર્ણ જેની આદિમાં હોય (૫) ય, ર, લ, વ જેની વચમાં હોય (૬) દીર્ઘ અક્ષર જેના અંતમાં હોય (૭) પિતા, પિતામહ, અને પ્રપિતામહ એ ત્રણ પૂર્વજોના પૂરા નામ અથવા નામાંશ જેમાં હોય (૮) જે શત્રુનું નામ ન હોય, આવાં આઠ પ્રકારનાં લક્ષણવાળા નામ સહુજ યોગ્ય મળી શકે છે.

માટે થોડા લક્ષણવાળાં નામ પણ પાડવામાં કાંઇ દોષ નથી. કારણ કે ગૃહ્યસૂત્રકારાદિ આચાર્યોએ એવું આગ્રહપૂર્વક કાંઈ લખ્યું નથી. જે નામને અંતે શર્મા કે દેવ આવે તેવાં નામ બ્રાહ્મણોનાં રાખવાં, વર્માન્ત અગર પાલાન્ત નામ ક્ષત્રિયનાં છે. ગુપ્તાન્ત અથવા ભૂત્યન્ત વૈશ્યનાં અને દાસાન્ત નામ શૂદ્રનાં હોવાં જોઇએ. ઉદાહરણને માટે અહીં થોડાં નામ લખવામાં આવે છે. ભદ્રાકરી, ભદ્રાન્વેષી, ધર્મસેવી, દેવારાધી, વેદાધ્યાયી, જનોપાસી, યામધર્મા, યાગોપાસી, ધર્મચન્દ્ર, ધર્મદત્ત, તપોધન, વેદનિધિ, વિદ્યાનિધિ, દમી, શમી, દેવ, ભદ્ર, તમી, શ્રમી, ક્ષમી, યશોધન, યજ્ઞકર, શ્રાદ્ધકર, પિંડકર, વચનકર, બ્રહ્મદાયહર, યોગી, ત્યાગી, વિવેકી, દિવાકર, વિભાકર, પ્રભાકર, ભક્તકર, શ્લોકકાર, ગાથાકાર, દેવમિત્ર, વેદબંધુ, વશંવદ, પ્રિયંવદ, ક્ષેમંકર, પ્રિયંકર, ભદ્રંકર, વાચંયમ:, ધર્મવીર, સહદેવ, દયાનિધિ, વિશ્વદેવ, ઉર્ધ્વરેતા, મહાદેવ, વિગેરે બ્રાહ્મણોનાં નામ શર્માન્ત રાખવા, જન્મેજય, ધનંજય, ઉગ્રપશ્ય, દ્વિષન્તપ, પરંતપ, પુરંદર, સર્વસહ, ભયંકર, અરિહંતુ તમોપહ, હસ્તિઘ્ન, મહીપાલ, ક્ષેત્રપાલ, ભીમ, ભીષ્મ, નેપ, જયી, જિત્વર, નય, જયન્ત, વિનય, જયત્સેન, ઉગ્રસેન, વીરસેન, જ્યાદ્રથ, યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર, વિગેરે વર્માન્ત કે પાલાન્ત નામ ક્ષત્રિયનાં હોવાં જોઇએ.

લક્ષ્મણ, લક્ષ્મીદત્ત, લક્ષ્મીચંદ્ર, પ્રિયવ્રત, વિશ્વંભર, રન્તિદેવ, શ્રીનિવાસ, ભવભૂતિ, ધર્મભૂતિ, દાનપ્રિય, વિલાસી, વિસ્રંભી, પ્રવાસી, ચલન, ચોપન, સ્વભુઃ, વદ્દન', વિગેરે ગુપ્તાન્ત વૈશ્યનાં નામ હોવાં જોઇએ.

બ્રહ્મદાસ, વિષ્ણુદાસ, શિવદાસ, ગણેશદાસ, નારાયણદાસ, દેવીદાસ, દેવદાસ, દ્વિજદાસ, રામદાસ વિગેરે દાસાન્ત નામ શૂદ્રનાં હોવાં જોઇએ. બ્રાહ્મણ કન્યાઓનાં નામ—વેદપારગા, સરસ્વતી, ધીમતી, વિદ્યાવતી, વેદપ્રિયા, શ્રીમતી, ચિત્રકથા, સુલભા, યશસ્વિની, તપસ્વિની, સન્તુષ્ટા, ક્ષમાકરી, ધર્મભક્તા, દયાવતી, સાવિત્રી, ઉમા, સુભદ્રા, ભદ્રિકા, કલ્યાણી, આર્યશ્રી, આર્યા, મંગલી, સુમંગલી, શુભગા, મંગલવતી, શર્મદા, સુખદા, યશોદા, સુમિત્રા, શ્રેયસી, વલ્લભા, કુલતારા, કુલચંદ્રિકા, વિદ્વન્માલા, સ્વામતા, પ્રમિતાક્ષરા, બ્રાહ્મી, ભારતી, વાગ્દેવી, વચોવિદા, મનીષિણી, પ્રાચી, હૈમવતી, રૂક્મિણી, મંજુભાષિણી, શિવા, મૃડાની, કનકપ્રભા, રૂક્મભા, વિગેરે.

ક્ષત્રિય કન્યાઓનાં નામ—લોકમાતા, મા, ધર્મરાજ્ઞી, વીરપત્ની, વીરવલ્લભા, વીરસૂ; તેજસ્વિની, શરવલ્લભા, ધુરંધરા, ભામિની, સત્યભામા, દુર્ગા,

પ્રહરણકલિકા, અપરાજિતા, પ્રહરી; વિષ્ણુદેવી, શિવાદેવી, રૂદ્રાણી, સુર્વણી, વિજ્યા, સહદેવી, ઇન્દ્રવંશા, સુર્યવંશા, ઇન્દ્રવજ્રા, સૌદામિની, ચંચલા, ચપલા, તડિદતી; ઐરાવતી, ક્ષણપ્રભા, વંશસ્થા, સમરકામા, જયકુમારી, વિજયિની, વિજયપ્રિયા, જયન્તિ, શર્વાણી, સર્વમંગલા, સુહદ્યા, પાચાલી, કૌશલ્યા, માદ્રી, માગધી, વિગેરે.

વૈશ્ય કન્યાઓના નામ—શ્રીમતી, શ્રીદેવી, દાત્રી, દાનપ્રિયા, રૂપવતી, સુરૂપા, સમ્પદા, ચારૂહાસિની, ચારૂદર્શના, કામદા, ઇન્દુવદના, માલિની, મનોરમા, શાલિની, દત્તા, દત્તવા, સુરસુંદી, પ્રિયવના, અંગના, સોગાત્રી, ઇત્યાદિ.

શૂદ્ર કન્યાઓના નામ—સેવિકા, પ્રેષ્યા, દૂતી, દાસી, દાસપત્ની, ધર્મદાસી, દેવદાસી, દૂતિકા, શિલ્પપ્રિયા, હરિણી, કાલી, કાલિકા, વિસ્મિતા, ચિન્તા, ભારકાન્તા, મત્તા, ક્રીડા, હલધરી, ધનશ્યામા, શ્યામા, હરિણી, ચંડી, ચંડિકા વિગેરે.

ઉદાહરણ માટે સંક્ષેપથી ચારે વર્ણનાં કન્યા પુત્રનાં નામો આપ્યાં છે. તે સિવાયે હજારો નામ રાખી શકાય છે. બ્રાહ્મણાદિ વર્ણના કન્યા તથા પુત્રનાં દેવતાનામ, માસનામ, અને નક્ષત્રનામ તથા વ્યવહારીક એમ ચારે પ્રકારમાં નામ રાખવા જોઇએ. સર્વના ત્રણનામ જાણવા માટે છે અને ચોથું નામ વ્યવહારમાં બોલ ચાલ માટે છે.

જન્મથી અગીઆરમે દિવસે અથવા કુલાચારમાં જે સમય નિયત હોય તે દીવસે નામકરણ સંસ્કાર કરે. ભદ્રા, વૈધૃત, વ્યતીપાત્ત, ગ્રહણ, સંક્રાન્તી, અમાવાસ્યા, અને શ્રાદ્ધને દિવસ સંસ્કાર ન કરે. નિયત દિવસમાં ગુરૂ શુક્રનો અસ્ત અગર મલ માસનો નિષેદ્ધ નથી. નિયતકાલ કોઇ કારણથી નિષ્ફળ જાય તો જ્યોતિષ શાસ્ત્રમાં લખેલ શુભ દિવસે કરે. કોઇ હેતુને લઇ જાતકર્મ સંસ્કાર થયા ન હોય તો અનાદિષ્ટ પ્રાયશ્ચિત હોમ પૂર્વક નામકરણ સંસ્કાર સાથે કરે જાતકર્મ સંસ્કાર વખતે નાંદીશ્રાદ્ધ ન કર્યું હોયતો નામકરણ સંસ્કાર કરતી વખતે જરૂર કરે એ વખત કરવાની જરૂર નથી.

## नामकरण प्रयोग.

પ્રથમ બાળકનો પિતા મંગલદ્રવ્ય સહજલથી સ્નાન કરી શ્રીશકાર એક વસ્ત્ર પહેરીને તથા એક વસ્ત્ર ઓઢીને, કપાળમાં મંગલસૂચક તિલક

માથું રાખીને પારણામાં સુવાડે. બારમો દિવસ સારો ન હોય તો નિયત સમયે કરે.

બાળકને ગાયનું દૂધ પાવાની જરૂર હોય તો અને જરૂર ન હોય તો જન્મથી એકત્રીશમે દિવસે અથવા શ્રવણ નક્ષત્રમાં અથવા શુભ દિવસે શંખવડે ગાયનું દૂધ નીચેની રીતે પીવરાવે. પ્રાતઃકાળમાં ગણેશ, કુળદેવતાનું પૂજન કરી દક્ષિણ દિશા તરફ માથું રહે એવી રીતે બાળકને સુવાડીને 'આપ્યાયસ્વ૦' એ મંત્ર બોલી શંખથી બાળકને પ્રથમ ગાયનું દૂધ પાય. ઉપરોક્ત બેઉ કર્મ નામકરણ સંસ્કારનાં અંગ છે.

इति नामकरणं.

# विषयसूचि.

## वेद.


શ્રી વેદતત્વામૃત ... ... (યતિ) ... ... ... ૩૬૫


## साहित्य.


વસ્તુયોગ ... ... (સ્વામી પ્રભુરામ) ... ... ૩૭૧

નીરભરહર સ્મરણાષ્ટક ... (મો. જ્યો.) ... ... ... ૩૭૨

સંસારની સુખમયતા ... (યતિ) ... ... ... ૩૭૩

જીવન જ્યોતિ ... ... (તુ. ભા.) ... ... ... ૩૭૬

મોહનમાળા ... ... (સ્વામી પ્રભુરામ) ... ... ૩૭૮


## तत्वज्ञान.


તત્વજ્ઞાન ... ... (શ્રીમન્ભાસ્કર ઠાઠાધ્યાપમાર્ય) ૩૭૯

અવ્યક્ત બોધ ... ... (યતિ) ... ... ... ૩૮૨


## धर्म.


ષોડષ સંસ્કાર વિધિ ... (યતિ) ... ... ૩૮૪


## चारित्र्य.


કાપડી ... ... (યતિ) ... ... ૩૮૮

હિન્દુઓની ઉન્નતિનું કેન્દ્ર ... (યતિ) ... ... ... ૩૯૩

મહાકવિ માઘ ... ... (કવિ દયાશંકર) ... ... ૩૯૯

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्माद्वाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

વર્ષ ૨ જું સં. ૧૯૭૮ પોષ. જાન્યુઆરી ઇ. સ. ૧૯૨૩ અંક ૧૦

## मंगलम्.




शान्त संकल्पः सुमना यथा स्याद्वीतमन्यु गौतमो माऽभि मृत्यो । त्वत्प्रसृष्टं माऽभिवदेत्प्रतीत एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥ १ ॥

श्रीशांकरभाष्यम्—नचिकेतास्त्वाह—यदि पदि दित्सुर्वरांशान्त संकल्प उपशान्तः संकल्पो यस्य मां मति यमं प्राप्य किंनु करिष्यति मम पुत्र इति स शान्तसंकल्पः सुमनाः प्रसन्नमनाश्च यथा स्याद्वीतमन्युर्विगतरोषश्च गौतमो मम पिता माऽभि मां प्रति हे मृत्यो किंच त्वत्प्रसृष्टं त्वया विनिर्मुक्तं प्रेषितं गृहं प्रति मामभिवदेत् प्रतीतो लब्ध स्मृतिः स एवायं पुत्रो ममागत इत्येवं प्रत्यभिजानन्नित्यर्थः । एतत्प्रयोजनं त्रयाणां वराणां प्रथममाद्यं वरं वृणे प्रार्थयेयं यत् पितुः परितोषणम् ॥१०॥

ગુજરાતી—હે મૃત્યુ ગૌતમ મારા પ્રતિ શાન્ત સંકલ્પ, પ્રસન્ન મનવાળા અને ક્રોધ-રહિત થાય, તમો જ્યારે પાછો મોકલો ત્યારે સ્મૃતિવાળા થઇ મારી સાથે ભાષણુ કરે. ત્રણુ વરોમાં પ્રથમ વર આ માગું છું.

વિશેષ—નચિકેતા કહેવા લાગ્યો કે યમ જ્યારે તમેં વર આપવાને ઇચ્છો છો ત્યારે મારા પિતા "મારો પુત્ર યમ લોકમાં જઇને શું કરતો હશે" એવો તેમનો જે સંકલ્પ હોય તે શાન્ત થઇ પ્રથમ હતા તેવા થાઓ. તથા પ્રથમ જેમ મારા પર પ્રીતિવાળા અને ક્રોધ રહિત હતા તેવા થાઓ અર્થાત યમને ત્યાંથી પાછો આવેલો આ અવલોકન કરવા યોગ્ય નથી એમ માનીને તે મારો તિરસ્કાર ન કરે. એમ કૃપા કરશો. તેમજ જ્યારે હું તમારી કૃપાથી ઘેર જાઉં ત્યારે "આ મારો પુત્ર આવ્યો છે" એવી સ્મૃતિને પ્રાપ્ત થઇ મારી સાથે ભાષણુ કરે. એવી રીતે મારા પિતાને સંતોષ થાય એવા પ્રયોજનવાળો આ પ્રથમ વર હું આપની પાસે માગું છું.






## वस्तु योग.

(રાગ પ્રભાત.)

વસ્તુનો યોગ સૌ થાય અદૃષ્ટથી, જૈમિનિમુનિ કહે વાસનાથી;
પતંજલિશ્રી કહે ઇશ્વરી પ્રેરણા, વ્યાસકે વાસના સહ ઇશથી. ૧
કામ કારણ ગણે કૃષ્ણ અર્જુન પ્રતિ, પૌરૂષને મુનિ વસિષ્ઠ વખાણે;
એ રીતે વ્યંજક વસ્તુના યોગથી, જાગે સંસ્કાર સર્વ પરાણે. ૨
જેહ વશ જીવ થઇ પ્રવૃત્તિ આદરે, એમ સ્વાતંત્ર્યની સાથવારૂ;
જીવ પરતંત્ર રહી ઇશની સહાયથી, આપ ઉદ્યમ કરે શ્રેયસારૂ. ૩
સાત્વિક સંસ્કારથી બલિષ્ઠ છે વેદના, એમ જાણી ઉરે હામ આણી;
શાસ્ત્ર અભ્યાસને પુણ્ય કર્મો સહિત, યોગમાં પ્રભુવ ધ્યો ચિત્ત તાણી. ૪

સ્વામી પ્રણવાશ્રમ.

---




હરિગીત.

આધન્ત રહિત અનન્ત ઇશ અવિચલ અમલ રસનિર્ઝરં,
આનન્દ દાયક ઇદપર અવિનાશિ અજ અજરામરં;
અક્ષર અભયકર અક્ષધર અવલોકનીય અતઃપરં,
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૧
કરી દૂર ત્રિવિધ કષ્ટ કૈ કૈવલ્યકાજ કૃપાકરં,
કલ્યાણકારક કોટિધા, કમનીય પ્રિય કરૂણાકરં;

ગંભીર ગૌરી નાથ ગુરૂવર ગુણાતીત ગણેશ્વરં,
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૨

ગિરિરાજ હિમગિરિ રાજતે શમનેશિરે ગંગાધરં,
ગજ વદન તાત ગુણીગણે સુખ ગમ્યરમ્ય અગોચરં,
ચિત્ત ચિન્તનીયં વિચિત્ર ચિદ્ ઘનરૂપ ચરિત ચરાચરં;
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૩

જાગતે જગત જંજાલમાં જનિ મૃત્યુથી જનહિતકરં,
તમ વારિ તત્ત્વ જ્ઞાનના શુભ પાન દાને તત્પરં;
દારિદ્ર દુઃખ- દવાગ્નિભક્ષ દક્ષ દલન દીન દયાકરં,
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૪

દ્રષ્ટા હૃદય સદ્વસ્તુપદ અતિ દિવ્ય દેવ દિગંબરં,
આભિનન્દનીય ધ્યેય સુખ-કર પરમ ધર્મ ધુરંધરં;
નિશ્ચય નિરામયતા નિકટ તટ વિકટ તારક દુસ્તરં,
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૫

પ્રભુ પંચ વદન પિનાક શર-કર પંચભૂત પરેશ્વરં,
ભસ્માંગભૂત પિશાચ સહ-ચર ભુજંગ ભૂષણ શંકરં;
ભવ તાપ પાપ સશાપ મોચક ભક્ત વત્સલતાપરં,
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૬

મતવ્ય મિથ્યા આ મહા માયા મમત્વ મનોહરં,
યમ નિયમમાહિ રહી સુમન સર્વત્ર સહિત કલેવરં;
અનુરક્ત નિર્જાણ પંથમાં સહિ ધ્યેય સદય રક્ષાકરં,
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૭

લઘુથી ન લેશ લવાય લક્ષ્યે શંભુ મહિમા સાગરં,
પામે ન પંડિત પાર કરી તપ કર્મ અદ્ભુત દુષ્કરં;
સંસેવ્ય શાન્તિ સમેત સુરવર સૌમ્ય સિતશશિ શેખરં,
સ્મર હર સદા સ્મર હર સકલ સંસાર સઘ સુધાકરં. ૮

મોહનલાલ જ્યેષ્ઠારામ પંડિત

ખંભાત.

# संसारनी सुखमयता.

ચોપાયા છંદ.

માયા તિમિર મોહું મોટું હરિ શરણ વિણ ભાસે,<br>
એક વિપળમાં તે વિલાએ પ્રભુ જો હૃદય પ્રકાસે;<br>
સ્વરૂપ જાગ્રતિ થતાં સહજમાં સ્વપ્ન વાત વિખરાએ,<br>
સંકટ મય સંસાર સકળ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૧

મનની વાસના કરી વેગળી હૃદય વિશે જો જાએ,<br>
જન્મ મરણની ઘાટી વસમી પાર પલકમાં થાએ;<br>
નર પલટીને નામે એતો નારાયણ કહેવાએ,<br>
સંકટ મય સંસાર સકળ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૨

સંસારીથી સ્નેહ તજીને પ્રેમ પ્રભુ પર રાખે,<br>
પરમ પ્રેમનું સત્ય સુધા તે સહજ વારમાં ચાખે;<br>
અમૃત પાન કરીને પોતે અમૃત રૂપે થાએ,<br>
સંકટ મય સંસાર સકલ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૩

ધર્મ નીતિને ઉરમાં રાખી કર્તવ્ય નિજ કરતો,<br>
અભિમાન અળગું રાખીને વ્યવહારે વિચરતો;<br>
કરે ખાળજીથી તે સઘળું ફળ આશે ન ફસાએ,<br>
સંકટ મય સંસાર સકલ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૪

હરિ ઇચ્છા સમજીને સુખદુઃખ જે આવે તે માણે,<br>
કદિ કહે સહુ કોઇ નઠારૂં તે પણ સારૂં જાણે;<br>
લાભ થતાં નવ ફુલે અંતર હાણથી ના અકળાએ,<br>
સંકટ મય સંસાર સકલ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૫

કામ ક્રોધને ધરી વેગળા શાન્તિ અંતર સ્થાપે,<br>
સંકલ્પો સંહારી સઘળા રહે પ્રભુને જાપે;<br>
ધ્યાન કરીને ધ્યેય બને એ કીટ ભ્રમરના ન્યાયે,<br>
સંકટ મય સંસાર સકલ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૬

ભૂત ભવિષ્યને ભૂસી નાખી વર્તમાનમાં બેસે,
વૃદ્ધિ પામે નિજસ્વરૂપની જેમ ફળ વાધે વેલે;
મહત્ થઇને પ્રતિદિન એ પરિપક્વ જો થાએ,
સંકટ ભય સંસાર સકલ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૭
રાત દિવસ એ રત રહે સ્વરૂપ લક્ષને સાધી,
તન્મય થાતાં લાગે અંતે અભેદ રૂપ સમાધિ;
મુકુંદ રૂપે મુકુંદને અવલોકીને હરખાએ,
સંકટ ભય સંસાર સકલ તે સુખાબ્ધિ સમ સમજાએ. ૮

યતિ.

---




ભૈરવી,

જીવન જ્યોતિ હવે પ્રકટાવી,
નવ હર્ષ શકાય સમાવી—જીવન.
રસ કસ વિણુ લાગે, રસ સઘળા,—
ન શકે જરી લલચાવી—જીવન.
કર્ણ મધુર સ્વર કર્કશ લાગે,
વિષય વિરસતા આવી—જીવન.
પ્રીતિ પ્રપંચ સહુ પરખાયા,
ન શકે લેશ નચાવી—જીવન.
તત્વ વિચાર પ્રસરતાં ઉરમાં,
ભ્રમણા ભવની ભૂલાવી—જીવન.
અજીત થઇ જીત રૂપ બને, જીત—
અજીત રૂપે ઉલટાવી—જીવન.

તુલજાશંકર બા. પંડિત.
ભાસાવાર.

---

# मोहन माला.

## મણકો ૧૪ મો.

### જગકર્તાની લીલા.

ગરબી.

જગકર્તાની લીલા જીવ જાણે નહિ
મોહ માયાનો પડદો આવે આડ જો;
ઉમરડાના જીવડા સમ જાણી રહે,
નજરે પડતું નિહાળી બ્રહ્માંડ જો. જગકર્તા૦ ૧

કૃપણ હૃદયના કીટ મરે વિષખાડમાં,
કર્તા અમૃત દૃષ્ટિ કોઇ ઉદાર જો;
સાચી વસ્તુને સેવી સુખીઆ થયા,
જેની ઉપર ના આવે પ્રલયકાળ જો. જગકર્તા૦ ૨

અહા હા ! અચરજ લાગે આ સંસારમાં,
હરિને ભજતાં હરકત માને લોક જો;
દુષ્ટ વ્યસનથી ડાહ્યા પણ ડરતા નથી,
વિષય વિયોગે મૂકે તાણી પોક જો. જગકર્તા૦ ૩

ગુરુ કૃપાથી વિરલ વળે પુન્ય પંથમાં,
કરીને દુઃખકર ઉપાધિ સહુ દૂર જો;
મુકુન્દ માંહિ પ્રણવ ગયો છે પીગળી,
ગોથી કાઢી જગનું ઝીણું મૂળ જો. જગકર્તા૦ ૪

સ્વામી પ્રણવાશ્રમ.






## श्री सिद्धान्त दर्शनम्

### પ્રકૃતિ પાઠે તૃતીય પાઠ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૭૬ થી )

संनिवेशादण्डानि ॥ ६ ॥

**सन्निवेशात्** ( અમુક પ્રકારની રચનાથી ) अंडानि (બ્રહ્માંડો) ઉપજે છે.

મહાભૂતોનો સંનિવેશ ( અમુક પ્રકારની રચના ) એટલે અમુક પ્રકારનો સંયોગ કે વિભાગ થવાથી આ બ્રહ્માંડો ઉત્પન્ન થયાં છે પૈંગલ શ્રુતિપણ છે કે—**जगद्योनिस्तमोगुणमधिष्ठाय सूक्ष्मतन्मात्राणि स्थूली कर्तुं सोऽकामयत सृष्टि परिमितानि भूतान्येकमेकं द्विधा विधाय पुनश्चतुर्धा कृत्वा स्व स्वेतर द्वितीयांशैः पंचपंचधा संयोज्य पंचीकृत भूतैरनन्तकोटि ब्रह्मांडानि तत्तदंडोचित चतुर्दश भुवनानि तत्तद्भुवनोचित स्थूल शरीराण्य सृजदिति ॥** " જગતના મૂળ ઉપાદાનભૂત ઇશ્વરે તમોગુણમાં સ્થિતિ કરીને સૂક્ષ્મતન્માત્રાઓને સ્થૂલરૂપ આપવાને અને તે ભૂતોને સૃષ્ટિના જેવડાં કરવાને ઇચ્છા કરી. પછી પ્રત્યેક સૂક્ષ્મભૂતના બે ભાગ કરીને તેમાંના એકના ચાર ભાગ કરી તેમાંથી એક એક ભાગ પોતાના સિવાયના બીજાઓના અરધીયામાં મેળવીને પચીકૃત ભૂતોવડે અનંતકોટી બ્રહ્માંડો તથા તે તે બ્રહ્માંડને યોગ્ય ચૌદલોક તથા તે તે લોકને યોગ્ય સ્થૂલ શરીરો સરજ્યા " આ રીતે ત્રિવૃત્કરણ પણ કરી દીધું સમજવું. નહિ તો બાહ્ય અને અંદર રહેલાં તેજ વિગેરે સ્પષ્ટ ન થવાથી તે વ્યવહારને યોગ્ય થઇ શકે નહિ. એજ મહાભૂતોનાં સંયોગ વિભાગાદિ ધર્મવાળાં પરમાણુ રૂપોની વિશેષ શક્તિઓનો આવિર્ભાવ થવાથી જગતની વિચિત્રતા ઉત્પન્ન થઇ છે. એટલા માટેજ પુરાણમાં કહ્યું છે કે, **वैश्वरूप्यात् प्रधानस्य परिणामोऽयमद्भुतः ।** પ્રધાન ( પ્રકૃતિ ) વિશ્વરૂપ હોવાથી તેનું આ અદ્ભુત પરિણામ થયું છે. તેમાં પચીકરણ પર્યંતની સૃષ્ટિ પ્રત્યક્ષ છે અને તે પછીની સૃષ્ટિ અજ્ઞાત છે એમ જાણવું.

કણાદ અને ગૌતમ વિગેરે પરમાણુને સૂક્ષ્મ સૃષ્ટિનું આરંભક તત્ત્વ માને છે. અને તેની પ્રકૃતિનો સ્વીકાર કરતા નથી તે બરાબર નથી. કેમકે પરમાણુ નિરવય છે. માટે તેમનો સંયોગ સંભવતો નથી. જો પરમાણુને સંયોગ ગુણવાળાં કે ક્રિયાવાળા માનવામાં આવે તો પરમાણુને અનિત્ય કહેવા પડશે. કારણ કે "જે જે ગુણવાળું હોય છે, તે અનિત્ય હોય છે; ઘટાદિની પેઠે" એ વ્યાપ્તિથી પરમાણુની અનિત્યતા માલુમ પડે છે તેમ પાછળ કહેલી શ્રુતિ સ્મૃતિનો પણ પરમાણુની નિત્યતા માનવામાં વિરોધ છે. તેથી શ્રુતિ, યુક્તિ અને અનુભવ ઉપરથી જગદુત્પત્તિનો આક્રમજ યુક્ત છે.

પ્રથમ એક બ્રહ્મજ હતું. બ્રહ્મથી મૂલપ્રકૃતિ, મૂલપ્રકૃતિથી અવ્યક્ત, અવ્યક્તથી મહત્, મહત્થી અહંકાર, અહંકારથી પાંચ તન્માત્રાઓ, પાંચ તન્માત્રાઓથી બધી ઇન્દ્રિયો, પ્રાણ અને પંચ મહાભૂતો, પંચ મહાભૂતોમાથી સઘળું જગત્ ઉત્પન્ન થયું છે. ન્યાય, વૈશેષિકના કેટલાએક પદાર્થોનાં સ્વરૂપ અહીં બતાવીએ છીએ કે જે જોવાથી તે પણ ત્રણ ગુણોનું કાર્ય છે એમ સમજાશે.

કાળ—પ્રકૃતિનું ઉન્મીલન (વિકાસ) તે કાળ કહેવાય છે તે જન્ય પદાર્થોની ઉત્પત્તિનો હેતુ છે.

દિક્—દૂર અને પાસે એવી બુદ્ધિનો હેતુ જે અવકાશ તે "પૂર્વ" વિગેરે નામવાળી એ વ્યક્તિ જાતિવાળી છે.

જાતિ—ગુણોની કે આકૃતિની રચના વિશેષને જાતિ કહે છે. વિશેષ પદાર્થને વ્યક્તિ અને તેજ પદાર્થના સામાન્યપણાને જાતિ કહેવામાં આવેછે.

કૃતિ—ઇચ્છાને વૃત્તિ કહે છે. અને તે વૃત્તિ કાર્ય કરવાને તત્પર હોય ત્યારે તેને કૃતિ કહે છે.

નિવૃત્તિ અને પ્રવૃત્તિ—એ વૃત્તિ અંતર્મુખ હોય (આત્મા તરફ હોય) ત્યારે તે નિવૃત્તિ કહેવાય છે. અને બહારની તરફ હોય ત્યારે પ્રવૃત્તિ કહેવાય છે.

ક્રોધ—એ પ્રવૃત્તિને કોઈના તરફથી અટકાવ થાય ત્યારે જે વૃત્તિ જાગ્રત થાય છે તેને ક્રોધ કહે છે.

દ્વેષ—પ્રતિકૂળ ઉઠેલો ચિત્તનો વિકાર તે દ્વેષ કહેવાય છે. અથવા ઇચ્છાથી ઉલટી વૃત્તિ તે દ્વેષ કહેવાય છે.

સંયોગ—એકની સત્તા બીજા પદાર્થમાં સૂક્ષ્મપણાને પામી જાય ત્યારે તેને સંયોગ કહે છે.

વિભાગ—સંયોગનો નાશ કરનારી શક્તિને વિભાગ કહે છે.

ગુરૂત્વ—નીચે પડવામાં અનુકૂળ શક્તિને ગુરૂત્વ કહે છે.

પરિણામ—જે વસ્તુ જેવી દેખાતી હોય તેમાં તફાવત પાડીને જૂદે રૂપે દેખાડનારી શક્તિને પરિણામ કહે છે.

અભાવ—સત્તા અથવા ઉલટી શક્તિને અભાવ કહે છે.

આ રીતે કણાદ અને ગૌતમે માનેલા જે જે પદાર્થો છે તે પણ ગુણ ગુણીને તેના કાર્યરૂપ છે. માત્ર લોકો તેનો તે નામથી વ્યવહાર કરે છે. કોઇ પણ આચાર્ય શક્તિનો બોધ થયા સિવાય વસ્તુનું નિરૂપણ કરવાને સમર્થ શી રીતે થઇ શકે ? અને જો શક્તિના તત્ત્વને જાણે તો બધા પદાર્થો હસ્તામલકવત્ થઇ જાય.

## गुणगुणिभ्यां द्वौ मारंभौ ॥ ७ ॥

गुणगुणिभ्याम् ( ગુણ અને ગુણીવડે ) द्वौ (બે પ્રકારના) मारंभौ ( પરિણામ ) થાય છે.

જગત્‌માં બે પ્રકારનાં પરિણામ જોવામાં આવે છે. ગુણનાં પરિણામ અને ગુણીનાં પરિણામ તેમાંથી અવ્યક્ત, મહત્, અહંકાર, પંચતન્માત્રાઓ, સઘળી ઇન્દ્રિયો, અને પ્રાણો વિગેરે સત્વાદિ ગુણનાં પરિણામ છે. અને પંચીકૃત પદાર્થ, ગુણીના ગુણનું કાર્ય જે તન્માત્રા વિગેરે તેના છે. સર્વત્ર વેગ, ક્રિયા અને આકર્ષણ નામનો જે પરિણામ જોવામાં આવે છે તે પરિણામ પંચીકરણનોજ છે જ્યારે પંચીકૃત કાર્યોમાં પ્રકટ થાય છે ત્યારે વિજ્ઞાનકાર્યોમાં પણ તેના કાર્ય ઉપરથી અનુભવમાં આવે છે. અને તે સર્વત્ર સ્વતંત્રપણે વ્યાપાર કરે છે.

સત્વગુણની સમષ્ટિરૂપ અંતઃકરણમાં જ્યારે સત્વાદિ ગુણો વૃદ્ધિ પામે છે ત્યારે જ્ઞાન, ઇચ્છા, અને દ્વેષાદિ રૂપે તે પરિણામ જોવામાં આવે છે.

પંચીકૃત કાર્યોમાં કોઇ અપૌરૂષેય હેતુથી ( એની મેળે-સ્વભાવિકપણે ) કે પુરૂષની જૂદી જૂદી કૃતિઓથી ગુણોનું સંમેલન થાય છે. ત્યારે તે વિચિત્ર વ્યાપાર રૂપે પૃથ્વીમાં પ્રતીત થાય છે. અને એથી કરીનેજ પૂર્વે જ્યોતિષી વિદ્વાનોએ નક્કી કરેલી, કેટલાએક ગતિમાન તારાઓ તથા ગ્રહોની માધ્યાકર્ષણી અને સૂર્યમાં રહેલી મહાકર્ષણી શક્તિઓ સારી રીતે સમજવામાં આવે છે.

તેજોમય જગતમાં ( તારામંડળ વિગેરેમાં ) ગુણોના અન્યોઅન્ય સંપર્કથી ઉત્પન્ન થએલો રજોગુણનો અપંચીકૃત પરિણામ અત્યંત વેગ

વાળો થઈને જેમાં તે દાખલ થાય છે તેમાંના કોઈકમાં તે લોહચુંબકનો ધર્મ મૂકી દે છે. અને તે ધર્મ તેમાં છે કે નહિ તે કોઈક પ્રકારના યંત્રની સમીપથીજ નક્કી કરી શકાય છે. આ વિદ્યાને શાકતેયી (એટલે ગુણો અને તેનાં કાર્યોમાં ઉપજેલી શક્તિ સમ્બન્ધી) કહે છે ગૌણાયની (એટલે સત્વાદિ ગુણોના સંમેલન સમ્બન્ધી) કહે છે તેમજ ભૌવસી (એટલે ભુવર્લોક સમ્બન્ધી અર્થાત્ મન જેવા સૂક્ષ્મ પદાર્થ સમ્બન્ધી) કહે છે. આ વિદ્યા વડેજ લોહચુંબકની શક્તિનો આવિર્ભાવ કેવી રીતે થાય છે વિગેરે બાબતો પણ સમજી લેવી. જેમ કહ્યું છે કે—

> गुणवृत्तिरसंभूय संभूय चोपजायते ।
> रजः समष्टिश्चपला भूतसंपर्कतोऽसुवत् ।
> यथेन्द्रियगणो लिंगे यन्त्रस्थ एव दीप्यति ।
> गुणस्यान्य विकारोऽपि यन्त्रेणैव विचित्रकृत् ॥ इति ॥

અર્થ—ગુણોની વૃત્તિ તેઓ એકલા હોય તેથી કે મળેલા હોય તેથી ઉત્પન્ન થાય છે જેમ રજોગુણની સમષ્ટિ એકલી હોય તો વીજળી ઉત્પન્ન કરે છે. અને પંચ સૂક્ષ્મ ભૂતો સાથે મળેલ હોય તો પ્રાણને ઉત્પન્ન કરે છે.

જેમ ઇંદ્રિયોનો સમુદાય યંત્રોમાં (પોતાના ગોલકમાં) રહેલો હોય ત્યારે જ તે પોતપોતાનું કાર્ય કરે છે. તેમ જ ગુણોના બીજા પરિણામો પણ યંત્રવડેજ (પોતપોતાને બેઠતાં ગોલકો પ્રાપ્ત થવાથીજ વિચિત્ર કાર્ય કરે છે.

ગુણીનો પરિણામ સર્વત્ર ગુણવૃદ્ધિ પામવાથીજ થાય છે એ રીતે બીજું પણ સઘળું પોતાની બુદ્ધિથી સમજી લેવું.

> बीजशक्ति विस्फुरन्ति त्रिवृत्कृत्या चिनोत्यणीयसः ॥ ८ ॥

बीजशक्तिः (ગુણરૂપ ઉપાદાન ભૂત શક્તિ) विस्फुरन्ती (સ્ફુરણા પામતી) त्रिवृत्कृत्या (ત્રિવૃત્કરણથી) चिनोति (એકઠા કરે છે) अणीयसः (સૂક્ષ્મ અંશોને)

ગુણાત્મક બીજ શક્તિ જ્યારે વિસ્તાર પામવાનો આરંભ કરે છે ત્યારે મહા ભૂતોના સૂક્ષ્મ અંશોને ત્રિવૃત્કરણની રીતે એકઠા કરે છે.

તાત્પર્ય આ પ્રમાણે છે. જે જેનું ઉપાદાન હોય તે તેનું બીજ કહેવાય. એ બીજમાં રહેલી ત્રિગુણાત્મક શક્તિ એજ જન્ય પદાર્થની ઉપાદાન ભૂત છે. એ શક્તિ સ્ફુરણા પામવા માંડે છે. એટલે પ્રકટ થઇને કાર્યોન્મુખી થાય છે. ત્યારે વાયુ અને ગરમી આદિકના યોગથી કોઇક પ્રકારનો આકાર ધારણ કરવા માંડે છે. તે વખતે પંચીકૃત મહા ભૂતોના સૂક્ષ્મ અંશોને ત્રિવૃત્કરણ (પાછળ કહ્યું છે તે) ની રીતે કોઇને કોઇપણ આકાર મળે છે.

એજ રીતે પ્રાણીઓ અન્નથી જીવે છે માટે પ્રાણીઓનાં અંગ ઉત્પન્ન થવાનું આદિ બીજ અન્ન છે,

આવી રીતે * પ્રાકૃત સર્ગ એટલે મૂળ પ્રકૃતિથી થએલ સૃષ્ટિ જાણવી.

આ લોકમાં ઉત્પન્ન થએલા પ્રાણીઓમાં ભિન્નભિન્ન પ્રકૃતિની વૃદ્ધિથી થતાં પરિણામો કહે છે.

मूर्द्धनी नवि परिणामः प्रकृतिपूर्तेः कीटवत् ॥ ९ ॥

*मूर्द्धनी नवि परिणामः* ( માથામાંની નવાની વિકૃતિ *प्रकृतिपूर्तेः* *कीटवत्* (કીડાની પેઠે)

માથામાં રહેલા ગોલકોનો જુદાં પ્રકારનો પરિણામ થાય છે. પ્રકૃતિના તત્વોના પૂરાવાથી. જેમ કીડા ભમરીના દંશથી જુદા પ્રકારનું પરિણામ પામે તેમ.

( ઘણું કરીને અંગ્રેજી શારીર શાસ્ત્રમાં જેને મગજમાં Cells કહે છે તેનેજ આમાં માથામાં રહેલાં યંત્રો અથવા ગોલકો કહ્યાં છે. આકારનું બદલાઇ જવું તે વિપરિણામ છે. જુદી અવસ્થાને ઉત્પન્ન કરનારી શક્તિને પ્રકૃતિ પૂર્તિ કહે છે )

જુદા જુદા પ્રકારનું અહર્નિશ ચિંતવન કરવાથી જુદા જુદા સમયની અસર થવાથી અને જુદા જુદા સંગની અસરથી તે ચિંતનાદિને અનુકૂળ એવી પ્રકૃતિની જુદી જુદી શક્તિઓનો (પંચ મહાભૂતનાં સૂક્ષ્મ તત્વોનો) જમાવ થાય છે. એ જમાવથી માથામાં રહેલાં ગોલકોમાં ફેરફાર થાય છે. અને તેની સીધે શરીર તથા ઇન્દ્રિયોમાં ફેરફાર થાય છે આથી કરીને એક જાતના પ્રાણીના શરીરમાથી બીજી જાતનું શરીર ઉત્પન્ન થાય છે.

---

* અહીં પ્રાકૃત સર્ગ એટલે અહ ાગની સૃષ્ટિ સમજવી તથા તેની પ્રક્રિયા વાર્તિકમાં જોવી-મૂળ ગ્રંથ પ્રકાશક.

કીડા વગેરેને કોઈ વખત પ્રકૃતિની શક્તિઓના પૂરાવાથી પાંખો આવે છે. તેથી પ્રાણીઓની જુદે પ્રકારે પણ વિકૃતિ થવા સંભવ છે એમ સમજાય છે. જેમ એક જાતનો નિર્વિષ સર્પ થાય છે તે પોતાના દરમાં ગુંચળું વળીને પડી રહે છે તેથી કાળાન્તરે તેનાં ગુંચળાં એક બીજાને વળગી જાય છે અને છેવટે તે જમીન ઉપર ચાલનાર કાચબાનું રૂપ ધારણ કરે છે, એમ સાંભળવામાં આવે છે.

એજ પ્રમાણે સમાધિમાં થએલા મસ્તકમાંના ગોલકોના ફેરફારથી સમાધિ વાળાના શરીરનો પણ ફેરફાર થવો સંભવ છે એ પણ આ સૂત્રથી માલુમ પડે છે. નંદીશ્વર તિર્યક જાતિમાંથી દિવ્ય દેહ પામ્યો અને નહુષ દિવ્યપણામાંથી તિર્યક સર્પ જાતિ પામ્યો તે શી રીતે થયું હશે તે પણ આ ઉપરથી સમજાય છે. આનો વિશેષ ખુલાસો પાતંજલ યોગ સૂત્રના ચોથા પદમાં जात्यन्तर परिणामः प्रकृत्यापूरात् ॥ એ સૂત્રમાં છે.

અહીં બીજીપણ એક વાત સમજવા જેવી છે. ગાય, ઘોડા વિગેરેને મનુષ્ય જેવું જ્ઞાન વિગેરે જોવામાં આવતું નથી તે માથામાંના યંત્રોના (મગજમાં શક્તિઓના) દુર્બળપણાને લીધેજ. માણસના મગજની શક્તિઓ પણ દુર્બળ થાય ત્યારે તેની પણ તેવીજ સ્થિતિ થાય. એથી કરીને ધ્યાન ચિંતન કરનારને પણ જ્યાંસુધી માથામાંના યંત્રો પ્રબળ ન હોય ત્યાંસુધી ધ્યાનાદિક સંભવતું નથી (શા માટે બ્રહ્મચર્ય પાળીને મગજને પ્રબળ કરવું તે પણ આથી સમજાશે.




ઉપસંહાર.

(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૪૦ થી.)

સુજ્ઞ વાચકો તાત્પર્ય એ છે કે પ્રકૃતિ પુરુષ—નામરૂપાત્મક સૃષ્ટિનું બીજ વાસના છે. (કલ્પના વાસના. સંકલ્પ, આશા, ઇચ્છા, મનોરથ, અને હેતુ ઇત્યાદિ સર્વ શબ્દ એક અર્થ સૂચક છે ભિન્ન નહિ, તેથીજ આ જ-

ગત્ મિથ્યા મિથ્યા એમ સર્વ કોઈ કહે છે. પણ હરદાસને પૂછો કે તમે આ જગતને મિથ્યા કહો છો તે શું સમજીને ? આ પ્રશ્નનો ઉત્તર અનેક પ્રકારથી મળશે, કોઇ કહેશે કે અમે કથા પુરાણ સાંભળીએ છીએ તેમાં હરદાસ બાવા તથા પૌરાણિક આ સંસારને મિથ્યા કહે છે તેથી અમે પણ મિથ્યા કહીએ છીએ. આ સ્થળમાં વક્તા અને શ્રોતા બેઉની કિંમત એક સરખી છે. તેમણે કહેવું અને પહેલાએ સાંભળવું એટલુંજ છે એ સિવાય અધિક કાંઇ નથી. કોઇ કહે છે કે આ જગત્ નાશવંત છે કારણ કે આજ જોઇએ છીએ તે કાલ દેખાતા નથી ક્ષીણ થતું જાય છે અને નાશ પામે છે. કેટલાએક એમ કહે છે કે આજ સુધી જગતને સત્ય માનતો હતો પણ થોડાક દિવસ થયા મારી સ્ત્રી મરી ગઇ અને પછી થોડા દિવસમાં મારો પુત્ર પણ મરી ગયો ત્યારથી આ સંસાર ઉપર મારી સંપૂર્ણ અશ્રદ્ધા થઇ ગઈ છે. કોઇ કોઇ કહે છે કે સર્વ લોક આ જગતને મિથ્યા કહે છે તેથી અમે પણ મિથ્યા કહીએ છીએ. સત્ય અથવા મિથ્યા જે હશે તે હશે. કોઇ સખીના લાલ એમ પણ કહે છે કે, એ ઝગડામાં ફાયદો શો છે ? બધી ગપોડાં ભરેલી વાતો છે. માત્ર સાંભળી જાઓ. પારાયણિકો, હરિદાસો, અને સાધુ લોકોએ પેટ ભરવા માટે વાતો બનાવી રાખી છે. તેમા કાંઇ જીવ નથી. કોઇ તો કહે છે કે સાચું કે જૂઠું કાંઇ પણ અમને તો સમજાતું નથી. અને એવા અખાડામાં અમે પડતા નથી પરમેશ્વર જે સ્થિતિમાં રાખે છે તેજ સ્થિતિમાં કાલ ક્રમણ કરતા એક વખત મરી જઇશું એટલે વાત પુરી થશે. આગળ ગમે તે થાય અમારે શું કરવું છે ? જે અતિ નિકૃષ્ટ મનુષ્યો છે તેને તો સત્ય અને મિથ્યામાં શો ભેદ છે એ પણ સમજવું કઠિણ છે. જે સ્થળમાં રહી તે જેટલું જોશે તેટલુંજ તેનું જગત્ છે તે પણ જગત્ એવા શબ્દ બોધથી નહિ. તો પણ કાંઇક છે એટલુંજ ટુંકામાં વિશ્વની ચારે દિશાઓમાં આવા અનેક પ્રકારના વિચિત્ર બાબતો સાંભળવામા આવશે તથાપિ ન્યૂનાધિક પ્રમાણથી સર્વમા કિંમતનો ભાવ એકજ છે. આવી વાતોથી સત્ય મિથ્યાનો નિર્ણય કંઇ પણ થઇ શકવાનો છે ? કદિ નહિ. પરંતુ આમાં એક મહાન લાભ થાય છે તે કયો ? તો આ જગતમા ઇશ્વરના કૃપાપાત્ર થનાર જે કોઇ સાચો મુમુક્ષુ છે તે આ વિચિત્ર વ્યવહારમાં પડી સંશય થતાં અકળાય છે અને સત્ય શું છે એની શોધના વિચારમાં ભટકે છે. જલદી પત્તો લાગતો નથી અને જ્યાં પહોંચવું છે તેનો સરલ માર્ગ પણ તેને જડતો નથી. ગરીબ બિચારો ત્રાહી ત્રાહી કરતો ચોતરફ દોડતો ફરે છે અને કરુણા સ્વરથી ભગવાનને

પોકારે છે. આવી પૂર્ણ દીન અવસ્થા પ્રાપ્ત થતાં તે દીન દયાળ સર્વાન્તર-યામી પરમાત્મા શું દૂર છે ? આવા ત્રિવિધતાપથી તપ્ત થએલ મુમુક્ષુએ ઉર્ધ્વ દૃષ્ટિ કરી દીનવાણીથી પોકાર કર્યો કે ભક્તના હૃદયાકાશથી ૐ એ પ્રત્યુત્તર આપ્યો. એજ વખતે શ્રુતિ વ્યક્ત થઇ. તેથી પોકાર કરનાર ભક્તને ઉત્તર આપનાર અતિ ઉચ્ચ આત્મ શિખર નિવાસી છે. એમ બોધ થયો, આ શિખર પર જવાના અનેક માર્ગ છે. કોઇ તો બહુજ કઠીણ છે. કોઇ ચકરાવો ખાઇને જનાર છે. જનારો મુમુક્ષુ ઉતાવળો હોવાથી ગમે તે માર્ગે ચડે છે. લપસે છે અને નીચે પડતાં હાથ પગ તુટી જાય છે. તો પણ મુમુક્ષુ ઉપર જવાને અત્યંત આતુર છે. પણ એ માર્ગ ભૂલે છે, એમ જોતાં સૂક્ષ્મ માર્ગ દર્શક સાક્ષાત પરમાત્માજ શ્રી સદ્‌ગુરૂ રૂપથી સર્વસ્વ વિરાજ-માન છે. અને જનાર ભક્ત શ્રદ્ધાવાન્ અને આતુર થતાંજ વિલંબ શ્યો ? ગુરૂએ વરદહસ્ત સંભાળ્યો કે ભક્ત ઉડ્યો તે એકદમ પોતાના શિખરપર. હવે નીચે આવવું કે ન આવવું એ તેની પોતાની ઇચ્છાને આધીન છે. જો નીચે આવે છે તો માર્ગદર્શક થાય છે અને ભટકનારા ભક્તનો પ્રાણાધાર બને છે " પરમાત્મા " અને ' શ્રુતિ " તેનુ યથાર્થ સ્વરૂપ જાણનાર શ્રી સદ્‌ગુરૂ અતિ દયાળુ છે તેને શરણે જતાંજ તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરૂષાર્થમાંથી જેની જેની ઇચ્છા હશે તે પૂર્ણ કરીને નિજ શિ-ખર પર પહોંચાડે છે.

જેને જે ચીજ જોઇતી હોય તે જે દુકાનેથી મળે છે ત્યાંથી જરૂર લે છે જ. પણ દુકાનદાર તરફથી માલનો નમુનો હાથમાં લઇ દલાલ ગ્રાહકોને પૂછે છે કે આ વસ્તુ આપને જોઇએ છીએ. ગ્રાહકોને પસંદ પડે તો લેછે. ના ગમે તો ના પાડે છે અને કહે છે કે આમાં આટલી ખામી છે તેને સુધારી લાવો તો લઇશું. વળી કોઇ કહે છે કે માલ તો સારો છે પસંદ છે. પણ શું કરીએ પાસે પૂરા પૈસા નથી. આવા લોકોને દલાલ એમ પણ કહે છે કે આ માલ તમને સસ્તામાં આપીશ કોઇ કહે કે ભાઇ ! એ ચીજ અમારી પાસે પણ છે. હું ગ્રાહકોની રાહ જોઉં છું કોઇ કહે છે કે માલ અમને પસંદ નથી; અમારે નથી જોઇતો કોઇ કોઇ કારણ વગર ગભરાઇને ખરાડીને કહે છે કે અમારે એ માલ નથી જોઇતો શા માટે જીવ ખાઓછો ? એમ કહીને ગાળો પણ આપે છે. આટલું સહન કરતા છતાં તે દલાલ પો-તાનો માલ બતાવવાનું કામ છોડતો નથી !! પણ કોઇ ચીજ દુકાનદારની આજ્ઞા વિના કોઇને મફત આપતો નથી. તેમ મેં આ અવ્યક્તબોધ રૂપ માલનો નમુનો સદ્‌ગુરૂની આડતમાંથી લાવીને આપ જેવા સદ્ ગ્રાહકોની પાસે

રાખ્યો છે. હવે આપ ઉપર નિર્દિષ્ટ કરેલ ગ્રાહકમાંથી ઇચ્છામાં આવે તે શ્રેણીમાં બેસો અને પછી જેનો માગશો તેનો મારી શક્તિ પ્રમાણે આપને પહોંચાડીશ. શક્તિ બહારની વાત હશે તો સાફ ના પાડીશ. કદાપિ પ્રકાર ગરબડ કરી ગ્રાહકને ફસાવીશ નહિ આ માલ મારી પાસે નથી પણ શ્રી સદ્ગુરૂના ખજાનામાં ભરેલો છે હું તો કેવલ દલાલછું, દલાલ અને વકીલ એ કાયદાથી બંધાએલા નથી પણ જેમ સ્વતંત્ર છે અને પોતાની મરજી પ્રમાણે કામ કરે છે એજ નિયમથી મેં પણ આધ્યાત્મિક વિષયો લખવાનો આરંભ કર્યો છે. તેમાંનું આ પ્રથમ પ્રકરણ-વિષય-સમાપ્ત કરી સર્વ વાંચકો પાસેથી રજા માગું છું. ॐ तत्सदिति श्री गुरुर्पणमः

ॐ तत्सत्




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૪૨ થી )

## अथान्न प्राशन. ७

### षष्ठे मास्यन्नप्राशनं तज्ज्योतिशास्त्रोक्त शुभदिने कार्यम्.

અન્નપ્રાશન સંસ્કારનું વિધાન બતાવે છે—જન્મથી છઠ્ઠે માસે જ્યોતિષ ગ્રંથોમાં કહેલા શુભ દિવસે અન્નપ્રાશન સંસ્કાર કરે. પ્રથમ પત્ની અને બાળક સહ પિતા મંગલ દ્રવ્યયુત જલથી સ્નાન કરે, શુદ્ધ શ્વેત વસ્ત્ર ધારણ કરી તિલક લગાવી શુભાસન પર બેસી. આચમન પ્રાણાયામ પૂર્વક સંકલ્પ કરે કે ગર્ભવાસ અને મલિન ભક્ષણની શુદ્ધિને માટે અન્નપ્રાશનથી થનાર ઇન્દ્રિય, આયુ અને બલની સ્થિરતા તથા બ્રહ્મ તેજની સિદ્ધિ, અને બીજ ગર્ભ સમ્બન્ધી મલિનતા નાશ કરવા તથા પરમેશ્વરની પ્રીતિને માટે અન્નપ્રાશન સંસ્કાર કરીશ. તેની નિર્વિઘ્નતાર્થે ગણેશ તથા માતૃકા પૂજન, સ્વસ્તિ પુણ્યાહવાચન અને નાન્દીશ્રાદ્ધ કરીશ. એમ સંકલ્પ કરે. પુણ્યાહવાચનના અંતમાં लघिता० कहे.

ત્યાર પછી પ્રથમ વેદિમાં પંચભૂ સંસ્કાર કરે, કુશ-દર્ભ-થી વેદિને વાળીને સાફ કરે પછી દર્ભને ઇશાન ખૂણામાં ફેંકી છાણમાટીથી વેદિને લીંપે. સ્રુવાના મૂળથી વેદિમાં પ્રાગાયત ત્રણ રેખાઓ કરે અનામિકા અને અંગુઠાથી રેખાઓમાંથી માટી કાઢીને ફેંકે પછી વેદિમાં જલસેચન કરે. કાંસા અથવા માટીના પાત્રમાં શુચિનામક અગ્નિ લાવી સ્થાપન કરે. તત્પશ્ચાત્ પુષ્પ, ચંદન તાંબુલ અને વસ્ત્રને લઈ आमयद्य વાક્ય બોલી યજમાન બ્રહ્માનું વરણ કરે અને પુષ્પાદિ લઈને वृतोऽस्मि કહે. ત્યારે यथाविः યજમાન કહે અને બ્રહ્મા "करवाणी" કહે અગ્નિથી દક્ષિણમાં શુદ્ધ આસન બિછાવી તેનાપર પૂર્વમાં અગ્ર ભાગ રહે એવી રીતે દર્ભ પાથરી બ્રહ્માને અગ્નિની પ્રદક્ષિણા કરાવી, આ કર્મમાં તમે મારા બ્રહ્મા થાઓ એમ કહી ઉત્તરાભિમુખ (भवामि) કહે એટલે બેસાડે. પ્રણિતા પાત્રને સામે રાખીને જલથી ભરી, દર્ભથી ઢાંકી, બ્રહ્માનું મુખાવલોકન કરી અગ્નિથી ઉત્તરમાં દર્ભ ઉપર પ્રણીતા પાત્રને રાખે. ત્યાર પછી ચાર મુઠી દર્ભ લઈને અગ્નિની ચોતરફ પાથરે. ત્યાર પછી અગ્નિથી ઉત્તરમાં પાત્રાસાદન કરે. પવિત્ર છેદનાર્થ ત્રણ કુશ તથા પવિત્ર કરણાર્થ અગ્રભાગ સહિત જેની અંદર બીજો દર્ભ ન હોય એવા બે દર્ભ, પ્રોક્ષણીપાત્ર, આજ્યસ્થાલી, સંમાર્જનકુશ, ઉપયમનદર્ભ, ખાખરાની ત્રણ સમિધા, સ્રુવ, આજ્ય, ચોકખાથી ભરેલું પૂર્ણ પાત્ર, ગળ્યો, ખાટો, ખારો, કડવો, તીખો, તુરો, છ રસ, યવ ચોકખાદિથી બનાવેલ ઘીમાં પકવેલ ચતુર્વિધ ભોજ્ય, કાંસાનું પાત્ર તથા પુસ્તક યંત્રાદિ પણ રાખે. પવિત્ર છેદન કુશથી પૂર્વ પૂર્વક્રમથી ઉત્તરમાં અગ્ર ભાગ રાખી સર્વનું સ્થાપન કરે. પવિત્ર છેદનાર્થ ત્રણ દર્ભોથી પ્રાદેશ (અંગુઠો અને તર્જની આંગળીનો પ્રદેશ) માત્ર બે દર્ભનું છેદન કરી પવિત્ર સહીત જમણા હાથથી પ્રણિતાના જલને ત્રણ વખત પ્રોક્ષણી પાત્રમાં નાખી, અનામિકા અને અંગુષ્ઠથી પકડેલ પવિત્રથી પ્રોક્ષણીના જલનું પવિત્રદ્વારા ત્રણવાર અભિસેચન કરી પ્રોક્ષણીપાત્રના જલથી આસાદન કરેલ આજ્યસ્થાલી આદિનું સેચન કરી અગ્નિ અને પ્રણિતાપાત્રની વચમાં પ્રોક્ષણીપાત્રને રાખે. પછી આજ્યસ્થાલીમાં ઘીના પાત્રમાંથી ઘી નાખે. પ્રણીતાના જલથી ચોકખાને ધોઇને ચરુસ્થાલીમાં પ્રણીતાનું જલ નાખી તેમાં ચોકખા નાખી પોતાને હાથે ચરૂ ઉપાડી, બ્રહ્મા પાસે ઘી લેવરાવી અગ્નિ ઉપર ઉત્તર તરફ ચરૂ અને દક્ષિણ તરફ આજ્ય (ઘી) રાખે. ચરૂ પાકી જાય એટલે ચરૂ ઉપર પ્રદક્ષિણા કરાવી અગ્નિમાં દર્ભને ફેંકી સ્રુવને અગ્નિમાં ત્રણ વખત તપાવી, સંમાર્જન કુશોના અગ્ર ભાગની અંદર અને મૂલ

ભાગથી બહાર સ્રુવને સાફ કરી, પ્રણીતાના જલથી ધોઈ પુનઃ ત્રણ વખત તપાવી, અગ્નિની દક્ષિણ બાજુમાં સ્રુવને રાખે. પછી તપેલા ઘીને અગ્નિમાંથી ઉતારી ફેરવીને યજ્ઞની ઉત્તરમાં રાખે. પછી ત્રણ વખત પ્રોક્ષણીની પેઠે ઘીનું ઉત્પવન કરે. ઘીમાં કંઇ ખરાબ વસ્તુ હોય તો કાઢીને ફેંકી દે પછી ત્રણ વખત પ્રોક્ષણીપાત્રનું ઉત્પવન કરે. પછી ઉપયમન કુશોને ડાબા હાથમાં લઇ પ્રજાપતિનું મનથી ધ્યાન ધરે ઘીમાં ડુબોવી ત્રણ સમિધિઓને મૌન પૂર્વક અગ્નિમાં હોમે. પછી બેસીને પવિત્ર સહિત પ્રોક્ષણીના જલને પ્રદક્ષિણાના ક્રમથી ઇશાન કોણથી ઉત્તર દિશા સુધી અગ્નિની ચોતરફ સેચન કરે. પછી પ્રણીતાપાત્રમાં બે પવિત્ર રાખીને પ્રોક્ષણીપાત્રનું વિસર્જન કરે. ત્યાર પછી જમણા ઘૂંટણને પૃથ્વીને અડાડી બ્રહ્માથી અન્વારબ્ધ થયેલ યજમાન પ્રજ્વલિત અગ્નિમાં સ્રુવાથી આજ્ય આહુતીઓ આપી હોમ કરે દરેક આહુતી આપ્યા પછી બચેલા ઘીનું બિંદુ પ્રોક્ષણીપાત્રમાં પાડતો જાય. પ્રજાપતિનું ધ્યાન ધરી પૂર્વાધારથી આહુતીઓ મૌન રહીને આપે. ત્યાગ યજમાન પોતે બોલતો જાય. આઘારની બે અને આજ્ય ભાગની બે આહુતી આપી વેર્વાચાસ૦ ઇત્યાદિ સાધારણ અસાધારણ બે આહુતીઓ બ્રહ્માના અન્વારંભ વિના આપે અને રંધાલી પાકમાંથી પ્રાણેનાo ઇત્યાદિ મંત્રો દ્વારા ચાર આહુતીઓ આપે. ત્યાર પછી બ્રહ્મા અન્વારંભ કરે એટલે હોમ કરે એ સ્રુવાનું શેષ ઘી પ્રોક્ષણીપાત્રમાં નાખતો જાય. ભાતમાં ઘી મેળવી એક સ્વિષ્ટકૃત આહુતી આપી કેવલ ઘીની મહા વ્યાહૃતિયોની ત્રણ આહુતિયો સર્વ પ્રાયશ્ચિત્તની પાંચ આહુતિયો તથા પ્રજાપતની એક આહુતિ ત્યાગ સહિત નવ આહુતિયો આપી સંસ્રવ પ્રાશન કરી હાથ ધોઇ આચમન કરી બ્રહ્માને દક્ષિણા આપે, અને સંકલ્પ કરે. બ્રહ્મા સ્વસ્તિ કહી દક્ષિણા લે. ત્યાર પછી પવિત્રદ્વારા પ્રણીતાનું જલ લઇ ॐ સુમિત્ર૦ પોતાના તથા બાલકના ઉપર જલસિંચન કરે. ॐ દુર્મિત્ર૦ મંત્રથી પ્રણીતાના શેષ જલને ઇશાન ખૂણામાં નાખે. અને પવિત્રને પાથરેલા દર્ભમાં મેળવી દે. પછી જે ક્રમથી દર્ભ પાથર્યા હતા તેજ પ્રમાણે પવિત્ર સહ ઉપાડી ઘી લગાવી હાથથીજ ॐ દેવાગાતુ૦ ત્યાગની સાથે એકત્ર કરી અગ્નિમાં હોમી દે.

ત્યાર બાદ છરસ, ચોકખા આદિ જે અન્ન પ્રાપ્ત હોય તે સર્વને શુદ્ધ કરી પાક કરીને એક ઉત્તમ પાત્રમાં પીરસીને સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્રાભૂષણથી શૃંગારેલ બાલકને મૌન રહી અગર અન્નપતે૦ મંત્રથી મોઢામાં

પ્રાશન કરાવે. ૐ हन्त० મંત્રથી ખવરાવવું એ વધારે ઉત્તમ છે. પછી બાલકને પૃથ્વી ઉપર બેસાડી તેની આગળ પુસ્તક, શસ્ત્ર, વસ્ત્ર, ઇત્યાદિ વસ્તુઓ મૂકવી બાલક સ્વેચ્છાથી જેને ગ્રહણ કરે તેનાથી તેની આજીવિકા ચાલશે એમ સમજવું. ત્યાર પછી બાળકના હાથ મુખ ધોઇ પોતે આચમન કરી, ફલ, પુષ્પસહ ઘીથી સુવો ભરી ઉભા થઇને मूर्द्धानं० મંત્રથી પૂર્ણાહુતિ આપે. બેસીને સુવના મૂળથી ભસ્મ લઇને જમણા હાથની અનામિકા આંગળીના અગ્ર ભાગથી લલાટાદિમાં ભસ્મ લગાવે त्र्यायुषम० થી લલાટમાં कश्यपस्य० કંઠમાં यद्देवेषु० દક્ષિણ બાહુ મૂળમાં तन्नो अस्तु० હૃદયમાં એજ ક્રમથી બાળકને ભસ્મ લગાવે બાળકને ભસ્મ લગાવતી વખતે વર્ણોના સ્થાનમાં વતે બોલે ત્યાર પછી બ્રાહ્મણોને દક્ષિણા આપી સંકલ્પ પૂર્વક દશ બ્રહ્મણોને ભોજન કરાવે અને માતૃગણ તથા અગ્નિનું વિસર્જન કરે.

## अथान्तरित संस्कार प्रायश्चित्त.

ગર્ભાધાનથી માંડી ચૂડાકર્મ સુધી કહેલા સંસ્કારો નિયત સમયે કરવાનું શાસ્ત્રકાર આચાર્યોએ કહેલું છે. પણ કોઇ કારણને લઇને સમયે ન થઇ શકે તો શાસ્ત્રમાં પ્રાયશ્ચિત કહેલું છે. કાત્યાયન સ્મૃતિમાં લખ્યું છે કે ગર્ભાધાનથી લઇને ચૂડાકર્મ સુધીના સંસ્કાર રહી ગયા હોય તો કુશકંડિકાની રીતિથી ઘીના સંસ્કાર કરી વ્યસ્ત અને સમસ્ત ચાર મહા વ્યાહૃતિઓની અને त्वन्नो अग्ने. ઇત્યાદિ પાંચ સર્વ પ્રાયશ્ચિત્તની એમકુલ નવ ઘીની આહુતિઓ દરેક સંસ્કારને માટે જુદી જુદી આપે. કર્મનો લોપ થતા સર્વત્ર જે પ્રાયશ્ચિત કહેલું છે તે કરી પછી લુપ્ત કર્મ પણ કરે. એક એક સંસ્કારને માટે કેટલાએક આચાર્યોએ પાદકૃચ્છ્ર અને ચૂડાકર્મ ન થયું હોય તો અર્ધકૃચ્છ્ર વ્રત કહેલ છે. આ આપત્કાલ માટે છે જો આપત્કાલ ન હોય તો બેવડું પ્રાયશ્ચિત કરવાનું છે. કૃચ્છ્ર ન કરે તો એક એક સંસ્કારને માટે એકેક ગૌદાન અગર ગાયનું મૂલ્ય દાન આપે છૂટી ગયેલા સંસ્કાર એક સાથે કરવામાં આવે તો પુણ્યાહવાચન, માતૃકા પુજન, અને નાંદી શ્રાદ્ધ એક વખત કરે.

ઉપનયનથી પહેલે દિવસે પત્ની અને કુમાર સહિત યજમાન મંગલ સ્નાન કરે. શુદ્ધ વસ્ત્ર પહેરી તિલક કરી, શુભાસનપર બેશી આચમન પ્રાણાયામ કરી સંકલ્પ કરે. જમણા હાથથી પત્નીની નાભિનો સ્પર્શ કરી पूषाभग० ઇત્યાદિ મંત્ર બોલે એ ગર્ભાધાન. ૐ हिरण्यग० ઇત્યાદિ બે

મંત્રથી પત્નીની નાસિકાના જમણા છીદ્રમાં વશરોહાદિ સંસ્કાર પુંસવન રીતથી કરે. ૐ મૂર્વિનયામિ. એ મંત્રથી સીમન્તો નયન ૐ મૂહન્વયિ. એનાથી જાતકર્મ. અમુક દેવતા ભક્ત વિગેરેથી નામ કરણ ૐ તચ્ચક્ષુ૦ મંત્રથી નિષ્ક્રમણ ૐ હન્ત૦ મંત્રથી અન્નપ્રાશન. આ રીતે ઉપનયન પહેલાં છૂટી ગએલા સર્વ સંસ્કારો કરે.

इत्यन्न प्राशनकर्म समाप्त.




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૩૬૧ થી )

## પ્રકરણ ૧૬ મું.

### કામ્યવનમાં કૃષ્ણ અને દ્રૌપદી.

પુરોહિત ધૌમ્ય અને સહધર્મિણી દ્રૌપદીને સાથે લઇને પાંચે પાંડવો વનમાં ગયા. ત્યાં પણ બ્રાહ્મણો તેમની પાછળ જઇની ઘેરવા લાગ્યા. તેઓને ભોજન કરાવવાનો સામાન ક્યાંથી લાવવો એ બાબતમાં યુધિષ્ઠિર વિચાર કરવા લાગ્યા તેથી યુધિષ્ઠિર અકળાઇ ગયા.

ધૌમ્ય—ભગવાન્ સૂર્યજ સર્વ જીવોને અન્ન આપનારા છે તેથી હે મહારાજ! આપ તેમનીજ ઉપાસના કરો એટલે આપને નિશ્ચયપૂર્વક સિદ્ધિ પ્રાપ્ત થશે આવા પ્રકારના તપાનુષ્ઠાન દ્વારાજ આપ બ્રાહ્મણોનું ભરણ પોષણ કરી શકશો.

ધર્મરાજા યુધિષ્ઠિરે એમજ કર્યું પુરોહિત ધૌમ્યના બતાવેલા એકસો આઠ નામનો પાઠ કરીને સૂર્ય દેવને પ્રસન્ન કર્યા–દિવાકર સૂર્યે પ્રસન્ન થઇ રાજા યુધિષ્ઠિરને સાક્ષાત દર્શન આપ્યાં.

સૂર્ય—હે યુધિષ્ટર! હું તમારા ઉપર બહુજ પ્રસન્ન છું તમારી અભિલાષા પુરી થશે. આ ત્રાંબાની બનેલી અક્ષય સ્થાલીને ગ્રહણ કરો પ્રતિદિન

જ્યાંસુધી દ્રાપદી ભોજન કરશે નહિ ત્યાંસુધી તેમા અનેક પ્રકારના અન્ન બરાબર બન્યાં રહેશે. અને કોઇપણ વસ્તુ કમતી પડશે નહિ.

સૂર્યનારાયણ પાસેથી આવુ ઉત્તમ વરદાન મેળવીને રાજા યુધિષ્ઠર બહુ પ્રસન્ન થયા. પુરોહિત ધૌમ્યને દંડવત્ નમસ્કાર કરી, ભાઇઓને તેડીને તે દ્રૌપદીની પાસે ગયા અને અક્ષય પાત્રની સર્વ હકીકત સમજાવી પવિત્ર થઇને દ્રૌપદી નિત્ય થોડા પ્રમાણમાં ચતુર્વિધ ભોજન તૈયાર કરતી. પછી રાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી તેના ચારે ભાઇઓ ભોજન કરતા તેમના ભોજન કર્યા પછી જે કાંઇ બાકી રહે તેનાથી રાજા યુધિષ્ઠિર ભોજન કરતા. ત્યાર પછી છેવટ દ્રૌપદી ભોજન કરતી. એ અક્ષય પાત્રના પ્રતાપથી અને સૂર્ય દેવતાના વરદાનથી ઘણા બ્રાહ્મણોને જમાડયા છતાં અન્નની ખોટ પડતી નહોતી, પણ દ્રૌપદી ભોજન કરી લે ત્યાર બાદ અન્નાંન: શેષ થઇ જતું હતુ. અર્થાત પૂર્ણ થઇ જતું હતું.

આ તરફ પાંડવ મોટા વનમાં હતા. પેલી તરફ માતા કુંતા વિદુરને ઘેર હતાં. સુભદ્રા અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પુત્રોની સાથે દ્વારકા ગઇ હતી. તે અભિમન્યુ સમાનજ દ્રૌપદીના પુત્રો પર સ્નેહ કરતી હતી. વિદુર પાંડવોના પરમહિતૈષી હતા તેથી રાજા ધૃતરાષ્ટ્ર એક દિવસ તેના પર નારાજ થયા અને વિદુરને કાઢી મૂક્યા. વિદુર રાજા યુધિષ્ઠિરની પાસે આવ્યા. પછી પછીથી કેટલોક વિચાર કરીને મહારાજા ધૃતરાષ્ટ્રે પોતાના પરમ વિશ્વાસુ સંજય દ્વારા તેને ફરી પાછા બોલાવી લીધા.

પાંડવો કામ્યક વનમાં છે એવી ખબર જાણીને પોતાના વિશ્વાસુ યાદવોની સાથે શ્રીકૃષ્ણ તેમને જોવા આવ્યા. રાજા દ્રુપદનો પરાક્રમી પુત્ર ધૃષ્ટધુમ્ન પણ પોતાની બહેનના સમાચાર જાણીને તેમની ખબર કાઢવા અને પાંડવોને મળવા આવતો હતો. સંયોગવશાત બેઉ એક સાથે પાંડવો પાસે પહોંચ્યા.

કૃષ્ણ—( સર્વના બેઠા પછી ) મહારાજા યુધિષ્ઠિર ! પૃથ્વી જરૂર દુર્યોધન, કર્ણ, દુઃશાસન અને શકુનીનું લોહી પીશે. તેઓને તથા તેના અનેક સાથીઓને યમ લોકમાં મોકલીને અમે જરૂર આપને રાજા બનાવીશું

ધૃષ્ટધુમ્ન પોતાની બેન પાસે બેઠો હતો. દ્રૌપદી તેના તરફ જોઇને પોતાના મનમાં વિચાર માળા ફેરવતી હતી કૃષ્ણના મુખથી દુઃશાસન આદિના નાશની વાત સાંભળીને ક્રોધાવિષ્ટ થઈ કહેવા લાગી હે મધુસુદન ! જેમ બાલ હાથમાં રમકડાં લઈ રમે છે તેમ તમે પણ બ્રહ્મા, શંકર, ઇન્દ

આદિને હાથમાં લઇ વારંવાર આ વિશ્વ પેદા કરો છો. તેમજ આ જગતના સ્વામી છો અને આ સંસારમાં જે કાંઇ થઇ રહ્યું છે એ તમારી જ માયા છે. દેવતા અને મનુષ્ય સર્વ તમને પોતાના રક્ષક જાણે છે તેમજ સર્વના ઇશ્વર તમે છો. તેથી પ્રેમ પૂર્વક હું મારૂં દુઃખ તમનેજ કહું છું. હે કૃષ્ણ! હું ધૃષ્ટદ્યુમ્નની બહેન, પાંડવોની સહધર્મચારિણી, અને તમારી પરમપ્રિય સખી! છતાં ભરી સભામાં દુષ્ટ દુઃશાસન મારાં ચીર ખેંચે એ શું યોગ્ય છે! તે વખત હું રજસ્વલા હતી. કેવલ એક વસ્ત્રથીજ મારૂં શરીર ઢાંકેલું હતું. પણ દુષ્ટ કૌરવોએ કશા ઉપર ધ્યાન ન આપતાં મારી મશ્કરી કરી. હાય દુર્ભાગ્ય! પાંડવો પાંચાલ અને યાદવોના જીવતાં છતાં ધૃતરાષ્ટ્રના પુત્રોએ મને દાસી બનાવીને રાખવા ઇચ્છા કરી. હે જનાર્દન! ધર્મથી તો હું ભીષ્મજીની પૌત્ર વધુ અને મહારાજા ધૃતરાષ્ટ્રની પુત્ર વધૂ થાઉં છું. છતાં તેમની સામેજ કૌરવોએ જબરદસ્તીથી મારૂં અપમાન કર્યું. પાંડવોની હું એટલા માટે નિંદા કરૂં છું કે તે પોતાની સહધર્મિણીને દુઃસહ દુઃખમાં જોઇને પણ કાંઇ બોલ્યા નહિ. મહા પરાક્રમી ભીમસેનની ગદાને, અને અર્જુનના ગાંડીવ ધનુષ્યને ધિક્કાર છે. કારણ કે ક્ષુદ્રજનોએ મારૂં અપમાન કર્યું છતાં મૌન રહ્યા. લોકમાં એ રીત છે અને સનાતન ધર્મ પણ એજ કહેવાય છે કે કમ જોર છતાં પણ પોતાની સ્ત્રીની રક્ષા કરવી જોઇએ. સ્ત્રીના રક્ષણથી સંતાનનું રક્ષણ થાય છે. અને સંતાનના રક્ષણથી આત્માનું રક્ષણ થાય છે. પાંચ પાંડવોથી મારે પાંચ પુત્રો થયા છે તેમનું રક્ષણ કરવા માટે તે મારૂં રક્ષણ કરે. પરંતુ પાંડવોએ તેમ કર્યું નહિ. પોતાને શરણે આવનારનું પાંડવો રક્ષણ કરે છે તથા અભયદાન આપે છે પરંતુ હું શરણે ગઇ છતાં કાંઇ કર્યું નહિ. હે કૃષ્ણ તમે જેવા પ્રદ્યુમ્ન પર પ્યાર કરો છો તેવોજ મારા પુત્ર ઉપર પ્યાર કરો છો. તે સર્વ ધનુર્વિદ્યા વિશારદ અને પરાક્રમી છે તો પછી હું ધૃતરાષ્ટ્રના પુત્રોનો અત્યાચાર શા માટે સહન કરૂં? દુર્યોધને મારૂં ભયંકર અપમાન કર્યું. દુઃશાસને મારી લાજ લેવા વિચાર કર્યો છતાં હજુ તે જીવતા બેઠા છે? તેથી ભીમસેનના બાહુ બલને અને અર્જુનના પૌરુષત્વને ધિક્કાર છે. એજ પાપાત્મા દુર્યોધને ભીમસેનને ઝેર ખવરાવ્યું, વારણાવતમાં માતા કુન્તા સાથે સર્વ ભાઇઓને લાક્ષાગૃહમાં બાળવાનો ષડ્યંત્ર બનાવ્યો તો પણ પાંડવો તેને દંડ આપતા નથી. હે જનાર્દન! જે રીતે તમે રાજા ભીષ્મકની પુત્રી રુક્મિણીને ઘણું કષ્ટ પામીને મેળવી છે તેજ પ્રમાણે સ્વયંવરમાં અને સ્વયંવર થઇ ગયા પછી પણ પ્રબલ પરાક્રમ

બતાવી ધણા કષ્ટે અને સવ્યસાચી અર્જુને મને મેળવેલ છે છતાં મારૂં અપમાન જોઇ એ લોકો ચુપ કેમ રહ્યા! હે વાસુદેવ! એ વાતનો વિચાર કરી કરીને ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર મને ક્રોધ આવે છે. મહાન્ વંશમાં મેં જન્મ ધારણ કર્યો, શ્રેષ્ઠ કુળમાં મારો વિવાહ થયો, મહાત્મા પાંડુની હું કુળ વધુ કહેવાણી, અદ્વિતિય ગુણવાળા પાંચ પતિ મળ્યા, છતાં પણ મારી આવા પ્રકારની દુર્દશા હા! હાય!!! એટલું બોલી પાંચાલરાજ પુત્રી બે હાથથી પોતાનું મુખ ઢાંકી રડવા લાગી રડતાં રડતાં પડેલા આંસુથી તેની છાતી ભીંજાઇ ગઇ. પછી આંસુ લુચ્છી નાખી ડસકાં ખાતી ખાતી તે કહેવા લાગી—હે કૃપામય! શું હું એમજ માની લઉં કે મારા પતિ! મારા પુત્ર! મારા બન્ધુજન! મારા ભાઈ! અને મારા પિતા! તેમાંથી કોઇ પણ મારૂં નહિ! અને શું તમે પણ મારો પક્ષ છોડી દીધો! તમે લોકો તો મારા દુઃખ ઉપર ધ્યાનજ આપતા નથી. અને કૌરવોની સભામાં કર્ણે મારી જે મશ્કરી કરી છે તે યાદ કરતાં તો મારી છાતી બળે છે. આવી સ્થિતિમાં બતાવો કે હું કેવી રીતે ધીરજ રાખું? હે કૃષ્ણ! મોટાપણું, સખ્યભાવ ઇત્યાદિ અનેક કારણોથી આજ દિવસ સુધી તમે મારી રક્ષા કરતા આવ્યા છો. પણ હવે તમને શું થયું છે? મારી દુર્દશા જોઇને પણ તમે કેમ શાન્ત રહો છો? તમને મૌન જોઇને મને જેટલું દુઃખ થાય છે તેટલું દુઃખ બીજાના મૌનથી મને થતું નથી. દ્રૌપદીની આવા પ્રકારની કઠોર વાતો સાંભળીને કૃષ્ણ—હે સુંદરી! જોકએ તો આકાશ જમીન ઉપર તૂટી પડે, હિમાલય પર્વતના ચુરેચુરા થઇ જાય, સમુદ્ર સુકાઇ જાય, ભૂમંડલના ટુકડે ટુકડા થઇ જાય, પરંતુ મારી વાત કદાપિ જુઠી થવાની નથી. તું નક્કી માન કે એક દિવસ તું ફરીને જરૂર રાજરાણી થઇશ એમાં કશો સંદેહ નથી. તુને જે લોકો ઉપર રીસ છે તે સર્વને અર્જુન પોતાનાં બાણ વડે જરૂર પૃથ્વી ઉપર સુવાડી દેશે અને ખાત્રીપૂર્વક કહું છું કે પાંડવોના ઉદેવ સાધક સાધનોની યોજનામાં કશી ત્રુટી રાખાશે નહિ. હવે તું દુઃખનો પરિત્યાગ કર. આવી રીતે શોક કરવો એ કોઈ પણ રીતે ઠીક નથી.

કૃષ્ણની ઉપરોક્ત વાતો સાંભળી દ્રૌપદીએ અર્જુનની સામું જોયું. અર્જુને કહ્યું કે પ્રિયે! ગભરા નહિ. શ્રીકૃષ્ણે કહ્યું છે તે વાતમાં ફેરફાર થવાનો નથી.

ધૃષ્ટદ્યુમ્ન—બ્હેન! અધિક વાતો કરવામાં લાભ શ્યો? હું પ્રતિજ્ઞા કરૂં

છું કે, યુદ્ધમાં હું દ્રોણને જરૂર મારીશ અને એ પણ નિશ્ચય છે કે, શિખંડી ભીષ્મને, ભીમસેન દુર્યોધનને, અને અર્જુન કર્ણને રણમાં સંહારશે. કૃષ્ણ જેવા નીતિ કુશલ મહાત્માઓનું અવલંબન કરીને અમે દેવતાઓના રાજા ઇન્દ્રને પણ જીતી લેવાને શક્તિમાન છીએ તો પછી ધૃતરાષ્ટ્રના પુત્રની તો વાતજ શી. હવે તું રડ નહિ. જરા ધીરજ રાખ.

શ્રીકૃષ્ણ—હે રાજન્ જ્યારે તમારા ઉપર વિપત્તિ પડી ત્યારે હું દ્વારકામાં હતો. નહિ તો જરૂર હસ્તિનાપુર આવત. અને દ્યુતના દોષ બતાવીને જુગારની રમતજ ન થવા દેત. જેથી તમારે આજે આટલું કષ્ટજ ન ભોગવવું પડત. અને દુર્યોધન મારી વાત ન માનત તો હું તેને દંડ આપત. અને કૌરવના સાથીઓ મારા આ કામમાં વિઘ્ન નાખત તો તેને પણ મજા ચખાડત. પણ હું તે વખત આનર્ત દેશમાં હતો. આપના રાજસૂય યજ્ઞમાં જ્યારે મેં શિશુપાલને માર્યો, વાસ્તે ત્યારે દ્વારકાપર ચઢાઇ કરી ત્યારે તો હું ખાંડવ પ્રસ્થમાં હતો યદુવંશીઓએ તેમની સાથે યુદ્ધ કર્યું. લડનારા સર્વ છોકરા અને નવ યુવકો હતા. તેથી તેણે એ સઘળાઓને હરાવીને ખૂબ લૂટ ચલાવી. જ્યારે હું ત્યાં ગયો ત્યારે સર્વ વાતની મને ખબર પડી. તેથી મારો ક્રોધ રોકી શક્યો નહિ અને તેને દંડ આપવા તેનાપર ચડાઇ કરી ત્યાંથી આવ્યા પછી આપની આ સર્વ હકીકત સાંભળી. પણ ત્યારે તો જે થવાનું હતું તે થઇ ગયું હતું એટલે કરવાનું શું ? માટે મૌનજ રહ્યો. કોઇ નદીનો બંધ તૂટી જતાં તેના જલને રોકવું એ જેમ કઠિણ છે તેવીજ સ્થિતિ અત્રે છે માટે આ વખતે બહુ વિચાર પૂર્વક કામ કરવાનું છે.

. એમ કહી શ્રીકૃષ્ણે રજા માગી. ધર્મરાજ અને ભીમસેને મુસ્તક સુધી અર્જુને ભેટી, નકુલ સહદેવે પ્રણામ કરી, ધૌમ્યે આશીર્વાદ આપી અને દ્રૌપદીએ આંસુ વહેવરાવી તેમને રજા આપી. ચાલતી વખતે તેમણે રાજા યુધિષ્ઠિરને આશ્વાસન આપીને શ્રીકૃષ્ણ—ધર્મરાજ યુધિષ્ઠિર ! અવશ્ય ધર્મનોજ જય થશે. કોઇને કોઇ દિવસે તમને જરૂર ધરાધીશ બનાવીશ.

પરમ પ્રતાપી શ્રીકૃષ્ણ અને વીર ધૃષ્ટદ્યુમ્નથી અતિ રિક્ત જે જે સમ્બન્ધીઓ પાંડવોને જોવા સારૂ આવ્યાં હતાં તે લોકો પણ કૃષ્ણજીના જવાથી વિદાય માગી પોતપોતાના દેશમાં ચાલ્યા ગયા.

# हिन्दुओनी उन्नतिनुं केन्द्र.

વીસમી શતાબ્દીમાં આર્યાવર્ત્તમાં અનેક પ્રકારની ઉથલ પાથલ થઇ રહી છે. ભારતની ઉન્નતિને નામે ઉત્પન્ન કરવા કરતાં નાશ કરવાનું કાર્ય પ્રબલતાથી થતું જોવામાં આવે છે. કોઇ વખત રા. પટેલનું અસવર્ણ વિવાહ બીલ હિંદની પ્રગતિ કરવા પ્રકટ થાય છે તો કોઇ કાળે ડાક્ટર ગૌડ હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન વિગેરેને એકાકારનું સ્વરૂપ આપી ભારતના અટકેલા રથને ચલાવવા યત્ન કરતા દેખાય દે છે. કોઇ વિધવાઓના વિવાહ કરાવી તેનાં સંકટ સંહારવા કમર કસે છે તો કોઇ અંત્યજ સાથે બેસવાથીજ સ્વરાજના હક્ક મળશે એમ અનેક પ્રકારે પ્રતિપાદન કરે છે. ઉપરની સર્વ બાબતોની સામે વિઘ્ન કરનાર શ્રી સનાતન ધર્મના શાસ્ત્રો છે. પરંતુ સનાતન ધર્મીઓ વિરોધ નહિ તો પોતાની નિત્ય ક્રિયાઓને છોડી તેનાથી અળગા પડતા જાય છે ! અને ઉપરોક્ત ક્રિયા જેટલી વૃદ્ધિ પામે તેટલે અંશે ભારતના વર્તમાન નેતાઓ એમ સમજે છે કે આપણી પ્રગતિ થઇ સ્વરાજની પાસે જઇએ છીએ ! !

કલિયુગમાં ઐક્યની અગત્ય છે. એ એકતાના સ્વરૂપને વળગી પડનારા સુધારકો હિંદુ જાતિ અને હિંદને ટકાવી રાખનાર જે પ્રાચીન સમયથી ચાલતી આવેલી વર્ણવ્યવસ્થા છે તેનાપર અનેક પ્રકારની કલ્પનાઓ કરે છે. કોઇ કહે છે કે જાતિ–વર્ણ ઇશ્વર કૃત નથી એતો મનુષ્યની કલ્પના માત્ર છે. માટે જાતિ ભેદ જન્મગત અથવા વંશ પરંપરાગત નથી પણ ગુણકર્માનુસાર છે. માટે જે મનુષ્યમાં જેવાં ગુણકર્મ જોવામાં આવે તેને તેજ જાતિમાં ગણવો જોઇએ. બાકી મનુષ્યકૃત જે આ કલ્પના છે તેને ઉખાડી નાખીશું ત્યારેજ ઉન્નતિના દ્વાર ખુલ્લાં થશે. તેમ સ્વરાજ્યની ધૂને તો એજ બાબત આગળ કરી છે કે અંત્યજ સાથે બેસીએ તોજ આપણી પ્રગતિને સ્વતંત્રતા પ્રાપ્ત થાય. આ રીતે પ્રાચીન શાસ્ત્રને અનર્થકારક સમજનારી ગમે તેમ 'ગાજ્યા' બકવાદ કરે છે.

છું કે, યુદ્ધમાં હું દ્રોણને જરૂર મારીશ. અને એ પણ નિશ્ચય છે કે, શિખંડી ભીષ્મને, ભીમસેન દુર્યોધનને, અને અર્જુન કર્ણને રણમાં સંહારશે. કૃષ્ણ જેવા નીતિ કુશલ મહાત્માઓનું અવલંબન કરીને અમે દેવતાઓના રાજા ઇન્દ્રને પણ જીતી લેવાને શક્તિમાન છીએ તો પછી ધૃતરાષ્ટ્રના પુત્રની તો વાતજ શી. હવે તુ રડ નહિ જરા ધીરજ રાખ.

શ્રીકૃષ્ણ—હે રાજન્ જ્યારે તમારા ઉપર વિપત્તિ પડી ત્યારે હું દ્વારકામાં હતો. નહિ તો જરૂર હસ્તિનાપુર આવત. અને દ્યુતના દોષ બતાવીને જુગારની રમતજ ન થવા દેત. જેથી તમારે આજ આટલું કષ્ટજ ન ભોગવવું પડત. અને દુર્યોધન મારી વાત ન માનત તો હું તેને દંડ આપત. અને કૌરવના સાથીઓ મારા આ કામમાં વિઘ્ન નાખત તો તેને પણ મજા ચખાડત. પણ હું તે વખત આનર્ત દેશમાં હતો. આપના રાજસૂય યજ્ઞમાં જ્યારે મેં શિશુપાલને માર્યો, શાલ્વે ત્યારે દ્વારકાપર ચડાઇ કરી ત્યારે તો હું ખાંડવ પ્રસ્થમાં હતો. યદુવંશીઓએ તેમની સાથે યુદ્ધ કર્યું. લડનારા સર્વ છોકરા અને નવ યુવકો હતા. તેથી તેણે એ સઘળાઓને હરાવીને ખૂબ લુંટ ચલાવી. જ્યારે હું ત્યાં ગયો ત્યારે સર્વ વાતની મને ખબર પડી. તેથી મારો ક્રોધ રોકી શક્યો નહિ અને તેને દંડ આપવા તેનાપર ચડાઇ કરી ત્યાંથી આવ્યા પછી આપની આ સર્વ હકીકત સાંભળી. પણ ત્યારે તો જે થવાનું હતું તે થઇ ગયું હતું એટલે કરવાનું શું ? માટે મૌનજ રહ્યો. કોઇ નદીનો બંધ તૂટી જતાં તેના જલને રોકવું એ જેમ કઠિણ છે તેવીજ સ્થિતિ અત્રે છે માટે આ વખતે બહુ વિચાર પૂર્વક કામ કરવાનું છે.

એમ કહી શ્રીકૃષ્ણે રજા માગી. ધર્મરાજ અને ભીમસેને મુસ્તક સુધી અર્જુને ભેટી, નકુલ સહદેવે પ્રણામ કરી, ધૌમ્યે આશીર્વાદ આપી અને દ્રૌપદીએ આંસુ વહેવરાવી તેમને રજા આપી ચાલતી વખતે તેમણે રાજા યુધિષ્ઠિરને આશ્વાસન આપીને શ્રીકૃષ્ણ—ધર્મરાજ યુધિષ્ઠિર ! અવશ્ય ધર્મનોજ જય થશે. કોઇને કોઇ દિવસે તમને જરૂર ધરાધીશ બનાવીશ.

પરમ પ્રતાપી શ્રીકૃષ્ણ અને વીર ધૃષ્ટદ્યુમ્નથી અતિ રિક્ત જે જે સમ્બન્ધીઓ પાંડવોને જોવા સારૂ આવ્યાં હતાં તે લોકો પણ કૃષ્ણજીના જવાથી વિદાય માગી પોતપોતાના દેશમાં ચાલ્યા ગયા.

# हिन्दुओनी उन्नतिनुं केन्द्र.

વીશમી શતાબ્દીમાં આર્યાવર્ત્તમાં અનેક પ્રકારની ઉથલ પાથલ થઈ રહી છે ભારતની ઉન્નતિને નામે ઉત્પન્ન કરવા કરતાં નાશ કરવાનું કાર્ય પ્રબલતાથી થતું જોવામાં આવે છે. કોઇ વખત રા પટેલનુ અસવર્ણ વિવાહ બીલ હિંદની પ્રગતિ કરવા પ્રકટ થાય છે તો કોઇ કાળે ડાક્ટર ગૌર હિન્દુ, મુસલમાન, ઇસાઇ વિગેરેને એકાકારનુ સ્વરૂપ આપી ભારતના ભટકેલા રથને ચલાવવા યત્ન કરતા દેખાવ દે છે કોઇ વિધવાઓના વિવાહ કરાવી તેનાં સંકટ સંહારવા કમર કસે છે તો કોઇ અંત્યજ સાથે બેસવાથીજ સ્વરાજના હક મળશે એમ અનેક પ્રકારે પ્રતિપાદન કરે છે ઉપરની સર્વ બાબતોની સામે વિઘ્ન કરનાર શ્રી સનાતન ધર્મના શાસ્ત્રો છે. પરન્તુ સનાતન ધર્મીઓ વિશેષ નહિ તો પોતાની નિત્ય ક્રિયાઓને છોડી તેનાથી અળગા પડતા જાય છે ! અને ઉપરોક્ત ક્રિયા જેટલી વૃદ્ધિ પામે તેટલે અંશે ભારતના વર્તમાન નેતાઓ એમ સમજે છે કે આપણી પ્રગતિ થઇ સ્વરાજની પાસે જઇએ છીએ !!

કલિયુગમાં ઐક્યની અગત્ય છે. એ એકતાના સ્વરૂપને વળગી પડનારા સુધારકો હિંદુ જાતિ અને હિંદને ટકાવી રાખનાર જે પ્રાચીન સમયથી ચાલતી આવેલી વર્ણવ્યવસ્થા છે તેનાપર અનેક પ્રકારની કલ્પનાઓ કરે છે. કોઇ કહે છે કે જાતિ–વર્ણ ઇશ્વર કૃત નથી એતો મનુષ્યની કલ્પના માત્ર છે. માટે જાતિ ભેદ જન્મગત અથવા વંશ પરંપરાગત નથી પણ ગુણકર્માનુસાર છે. માટે જે મનુષ્યમાં જેવાં ગુણકર્મ જોવામાં આવે તેને તેજ જાતિમાં ગણવો જોઇએ. બાકી મનુષ્યકૃત જે આ કલ્પના છે તેને ઉખેડી નાખીશું ત્યારેજ ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં થશે. તેમ સ્વરાજ્યની ધૂને તો એજ બાબત આગળ કરી છે કે અંત્યજ સાથે બેસીએ તોજ આપણી પ્રગતિને સ્વતંત્રતા પ્રાપ્ત થાય. આ રીતે પ્રાચીન શાસ્ત્રને અનર્થકારક સમજનારી મંડળી તેમ ગડબડ મચાવી રહેલ છે.

જે યથાર્થ હિંદુઓ છે જેમને પોતાના શાસ્ત્ર ઉપર વિશ્વાસ છે તે સમજે છે કે અનાદિ અનંત કાલથી એકજ રૂપે હિન્દુ સમાજમાં યાવત્ ચંદ્રદિવાકરૌ વર્ણ વ્યવસ્થા ચાલી આવે છે. તે કદાપિ કપોલ કલ્પિત છેજ નહિ. વિશ્વાસી આર્ય હૃદયમાં સૃષ્ટિના આરંભ કાલથી જાતિભેદનું આગૂઢ તત્ત્વ જાગ્રત છે. વસ્તુતઃ જાતિભેદજ હિન્દુત્વને રક્ષક અને પોષક છે. વિશેષ શું કહીએ જાતિભેદજ સૃષ્ટિનું કારણ છે. તેનું પ્રબલ પ્રમાણ સાંખ્યદર્શનનું साम्यवैषम्याभ्यां कार्यद्वयम् ॥ અર્થાત્ પ્રકૃતિ સામ્યમાં પ્રલય અને વૈષમ્યમાં સૃષ્ટિ થાય છે. સાખ્ય દર્શનના પ્રમાણથી જાતિભેદ સ્વયં જન્મગત થયો. જ્યારે સામ્ય ( એકાકાર ) પ્રલયનું કારણ છે અને જાતિભેદ સૃષ્ટિનું કારણ છે. ત્યારે તો જાતિભેદ જન્મથીજ છે તેમાં કશો સંદેહ નથી. જાતિભેદ સૃષ્ટિનું કારણ હોવાથી જન્મ ધારણ કરનાર વ્યક્તિનાં જાતિધર્મ પણ નિયતજ કર્યા એમ માનવુંજ પડશે. જન્મ લીધા પછી મનુષ્ય વૃત્તિ નિયત કરવામાં આવે અને ત્યાર પછી જાતિધર્મ બંધાય એ હિંદુજાતિનો અભિપ્રાય છેજ નહિ. આ સાખ્ય દર્શનની વૈષમ્યથી સૃષ્ટિની વાત ઘણીજ જૂની છે. માટે જાતિભેદ પ્રાચીનતમ છે તેથીજ હજારો વર્ષથી અસંખ્ય ઉપદ્રવ અને અત્યાચારો છતાં તેની હસ્તી જામી રહેલી છે. એજ જાતિભેદની વ્યવસ્થા છે. એજ તેનું ગૌરવ અને માહાત્મ્ય છે. તેથીજ હિંદુ જાતિનું પણ સન્માન છે.

એક એવી વાત કહેવામાં આવે છે કે બ્રાહ્મણના વંશમાં બ્રાહ્મણજ થાય એ બનવા જોગ નથી. નવ જુવાનોના સાયન્સ શાસ્ત્રમાં ભલે તેમ લખ્યું હોય તો ! બાકી હિંદુ શાસ્ત્ર તો સ્પષ્ટ કહે છે કે બ્રાહ્મણના વંશમાં બ્રાહ્મણજ જન્મે. પછી તે બ્રાહ્મણ કદાપિ અધમ હોય, અનાચારી હોય પણ તે જાતિનો તો બ્રાહ્મણજ કહેવાશે તે કાંઇ શૂદ્ર અથવા ચંડાલ નહિ બની જાય અને તે બ્રાહ્મણ સિવાય અન્ય જાતિનો પૂજનીયજ રહેશે. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં વિષ્ણુ અવતાર શ્રી કૃષ્ણે પતિત બ્રાહ્મણોના પણ ચરણ ધોયાં હતાં એ વાત પાંચમા વેદરૂપ મહાભારત સ્પષ્ટ કહી રહેલ છે.

તેમનું ગત જન્મનું તપ અને આ જન્મનું ઉગ્રતપ એ ઉભયના અપૂર્વ સમ્મેલનનું એ ફલ હતું. પ્રથમ જન્મમાં તપ કરીને ઘણાજ આગળ વધી ગયા હતા અને આ વખતની ઉગ્ર કઠોર તપસ્યાના બળથી તે પોતાના જીવનની ગતિને બદલી શક્યા હતા. આ કાર્ય એકલા વિશ્વામિત્રજ કરી

શકયા હતા. બીજા કોઇ નહિ. ને સાથે શાસ્ત્ર એ વાત પણ સ્પષ્ટ કહે છે કે વિશ્વામિત્રનો જન્મ બ્રાહ્મણ ચરૂથી થયો હતો. બ્રાહ્મણ ચરૂથી જન્મ એજ તેમને બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરવામાં મૂલ કારણ છે એમાં કોઈ જાતની શંકાને અવકાશ નથી.

વિશ્વામિત્રનો બ્રાહ્મણ ચરૂથી જન્મ થયો એ કથા આજકાલના નોવેલ નથી પરંતુ શાસ્ત્રમાં લખેલી તપની અપૂર્વ ઘટના છે તેથી તેમના મૂળ વૃત્તાન્તને ઉડાવી દેવાય તેમ છેજ નહિ, જેનો બ્રાહ્મણ ચરૂથી જન્મ હતો, જેનામાં પ્રથમથીજ બ્રાહ્મણ તેજ વિરાજમાન હતું અને પૂર્વ જન્મ તથા આ જન્મમાં જેમણે દીર્ઘ કાળ સુધી ઉગ્ર તપસ્યા કરી ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી છે તેમણે આજ જન્મમાં બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું તો તેમાં આશ્ચર્ય શું છે? તેથી તેમનું એ બ્રાહ્મણત્વ સ્નાન શુદ્ધવસ્ત્ર, અને થોડા ઘીનો ધુમાડો, તથા સૂતરના તારથી બનેલું હતું. પણ અસાધારણ અલૌકિક હતું. તેથીજ તે એકજ થઇ શક્યા બીજા નહિ આ ઘટના તો ઉલટી એ વાત સાબીત કરે છે કે વિશ્વામિત્ર કેવલ તપથી બ્રાહ્મણ થયા નથી બ્રાહ્મણ વીર્યથી જન્મ એજ તેમને બ્રાહ્મણ બનાવવામાં કારણ છે. અને તે સાથે પૂર્વ જન્મનું કર્મ ફલ તો હતુંજ. તેથીજ વિશ્વામિત્રના દૃષ્ટાન્તથી જે જાતિ ભેદની શંકા ઉપડે છે તેમાં કાંઈ તથ્ય નથી.

ભગવાન્ મહાદેવજી આદ્યશક્તિ પાર્વતિને કહે છે કે जन्मना ब्राह्मणो ज्ञेयः संस्काराद्द्विज उच्यते ॥ જન્મજ બ્રાહ્મણ સંજ્ઞાનું કારણ છે અને સંસ્કાર દ્વિજ સંજ્ઞામાં હેતુ છે. જન્મથી બ્રાહ્મણત્વ જો શાસ્ત્રાનુકૂલ ન હોત તો મહર્ષિ મનુ એમ શા માટે કહેત કે 'બ્રાહ્મણ જન્મે ત્યારથીજ શ્રેષ્ઠ છે." તેમજ "શૂદ્ર બ્રાહ્મણ થાય છે અને બ્રાહ્મણ શૂદ્ર થાય છે" એ બધું મનુજીનાંજ વચન છે પણ તે જન્મથીજ જાતિ વિરૂદ્ધ પ્રમાણરૂપ નથી. આજકાલ ઘણા લોકોએ તેનો અર્થ સમજ્યા વિના કેટલીએક ગડબડ કરી નાખી છે. માટે મહર્ષિ મનુનો અભિપ્રાય જૂદોજ છે કારણ કે શ્રી મહાભારતમાં શ્રી વેદવ્યાસ કહે છે કે " અતિ હીન વર્ણોમાં ઉત્પન્ન થએલ શૂદ્ર પણ પોતાના સત્કર્મના પ્રભાવથી અનાયાસે બ્રાહ્મણ કુલમાં જન્મ પ્રાપ્ત કરી શકે છે અને બ્રાહ્મણ નીચ વર્ણનું અન્ન ભક્ષણ કરવાથી તથા અસદાચરણથી શૂદ્ર કુલમાં જન્મે છે આથી સ્પષ્ટ થાય છે કે આ જન્મમાં ઉચ્ચ આચારથી શૂદ્ર આવતા જન્મમાં બ્રાહ્મણ થાય છે ને હલકા આચા-

૨થી બ્રાહ્મણ આવતા જન્મમાં શૂદ્ર થાય છે. પણ આ જન્મમાં તો નહિજ. માટે તેનો જન્મ એજ બ્રાહ્મણત્વમાં હેતુ છે એ વાત અનેક વિચારથી સિદ્ધ છે સર્વ શાસ્ત્રનો એજ અભિપ્રાય છે કે કર્માનુસાર જાતિ બદલવી અને નીચ ઉચ્ચ થવું એ જન્માન્તરથીજ થઈ શકે છે. એક જન્મમાં બને નહિ.

ઉપરોક્ત વાત સાંભળી સમતાના સૂત્ર પર (વગર સમજે) નાચનારા એ પ્રશ્ન કરશે કે હિન્દુ શાસ્ત્રના મતમાં શૂદ્ર ક્યારેય પણ અને કોઇ સ્થિતિમાં બ્રાહ્મણાદિ પદને પામશેજ નહિ. હિંદુ શાસ્ત્ર તેનો જવાબ એજ આપશે કે શૂદ્ર ઉચ્ચ પદને પામશે ખરો પણ આ જન્મમાં નહિ પણ આ જન્મમાં પોતાના વર્ણ ધર્મનો આદર કરી ઉન્નતિનો સ્વભાવ પ્રાપ્ત કરવાથી બીજા જન્મમાં ઉચ્ચ વર્ણમાં જન્મ થશે. ગૌતમનું વચન છે કે—

वर्णाश्रमाश्च स्वकर्मनिष्ठाः प्रेत्यकर्मफलमनुभूय ततःशेषेण विशिष्टदेशजातिकुलरूपायुः श्रुतवित्तसुखमेधामयं जन्म प्रतिपद्यन्ते। સર્વ વર્ણ અને આશ્રમના લોકો વિવિધ કર્મોનું અનુષ્ઠાન કરીને મરણ બાદ પોત પોતાનાં કર્મ ફળોને ભોગવી શેષકર્માનુસાર વિશેષ જાતિ, રૂપ, કુલ, આયુ, વિદ્યા, ધન, સુખ, અને બુદ્ધિને સાથે લઇને જન્મે છે. તેથી હિંદુ શાસ્ત્રના અભિપ્રાય પ્રમાણે જે આ જન્મમાં શ્રેષ્ઠ કર્મ કરે છે તે આવતા જન્મમાં ઉત્તમ થાય છે.

જન્મથીજ જાતિભેદના અનેક દાખલા આર્ય શાસ્ત્રમાં મળે છે. રામાયણમાં સ્પષ્ટ લખ્યુ છે કે. ततश्चीराम्बरधरः सन् संध्यामन्वास्य पश्चिमाम्। जलमेवाददे भोज्यं लक्ष्मणेनाहृतं स्वयम्॥ વલ્કલ ચીરને ધારણ કરનાર ભગવાન્ રામચંદ્રે સાયં સંધ્યા કરીને લક્ષ્મણે લાવેલ જલનું પાન કર્યું. જ્યારે ગુહ રાજાએ રામચંદ્રને ભોજન લાવીને આપ્યું ત્યારે તેને ન ખાતા રામચંદ્ર કહેવા લાગ્યા કે "તમે આદર સહ જે ભોજન મને આપવા માટે લાવ્યા છો તેને હું સ્વીકાર કરૂં છું પણ ગ્રહણ કરી શકતો નથી. આ કથન જાતિભેદ અને ખાનપાનના વિચારને સિદ્ધ કરે છે તેમજ સ્પર્શા સ્પર્શની બાબત પણ વ્યક્ત કરે છે. જ્યારે ભગવાન્ રામચંદ્ર પણ સર્વત્ર સમાન જેનારા છતાં લોક મર્યાદા બચાવવા આવા પ્રકારનો વ્યવહાર કરે છે. તો પછી આજકાલના ભૂલના ભંડાર મનુષ્યો તેમાં ફેરફાર કરી ખાનપાન અને સ્પર્શા સ્પર્શની બાબતમાં ગમે તેવા ગોળા

ગભરાવે એ-ક્યનો ન્યાય? માટે જે હિંદુ હોય તેમણે તો શાસ્ત્ર મર્યાદાનું અવશ્ય પાલન કરવુંજ જોઇએ.

જો બ્રાહ્મણમાં વિદ્યા, તપ, સત્ય, શમ, જ્ઞાન, આદિ ગુણો ન હોય તો આવતા જન્મમાં તેની અધોગતિ અથવા બ્રાહ્મણત્વની હાનિ થાય છે. પણ આ જન્મમાં તે બ્રાહ્મણત્વથી ભ્રષ્ટ થઇ એકદમ શુદ્ર બની જા। એવો શાસ્ત્રનો અભિપ્રાય છેજ નહિ. શ્રીકૃષ્ણે ચરણ ધોયા તેપરથી જન્મથી બ્રાહ્મણત્વ સિદ્ધ નથી થતુ? માટે બ્રાહ્મણ જન્મથી થાય છે. કેવલ કર્મથી નહિ. આજકાલ જે ગુણકર્મને આગળ કરવામાં આવે છે તે કોઇ રીતે ઠીક નથી. કેટલાએક વિચારશીલ અંગ્રેજોએ પણ જાતિ ભેદ જન્મથી માન્યો છે. બંગાલ સાહિત્યમાં પ્રસિદ્ધ લેખક સ્વર્ગીય અક્ષયચંદ્ર સરકાર બી. એલ મહાશયે જાતિ ભેદને જન્મથી સિદ્ધ કરેલ છે. તેમણે લખ્યું છે કે "ગુણભેદથી જાતિભેદ થવો એ એક અસંભવ વાત છે. પોતાના ગુણથી મનુષ્ય સિવિલિયન થઇ શકે છે. પરંતુ એક હિંદુસ્થાની અગ્રેજ જાતનો કદાપિ થઇ શકતો નથી.

બીજની શુદ્ધિથી જાતિની ઉત્પત્તિ થાય છે. કેવલ બીજની અશુદ્ધિથી જાતિ નાશ પામે છે અન્ય કોઇ ગુણ દોષથી જાતિ બદલી શકાતી નથી અત્યંત અધમકાર્ય કરવાથી ચાંડાલ જેવો થઇ જાય છે પણ ચાંડાલ નહિ. આ વાત વિશેષ ધ્યાન આપવા યોગ્ય છે. આચાર ભ્રષ્ટ બ્રાહ્મણ જાતિનો તો બ્રાહ્મણ રહેશે તે શુદ્ર કે ચાંડાલ થશે નહિ. તો પછી શાસ્ત્રના અર્થ ફેરી શાસ્ત્રને ડુબાડવાથી લાભ નહિ પણ હજાર ગુણ હાનિ છે ટુંકામાં કહેવાનો આશય એ છે કે જાતિ જન્મથીજ છે ગુણકર્મથી નહિ. યદિ ગુણકર્મથી જાતિ હોત તો આજ સુધીમાં હજારો બ્રાહ્મણો અન્ય જાતિ અને હજારો અન્ય જાતિ બ્રાહ્મણ બની ગઇ હોત પરંતુ એ પ્રકાર આજ સુધી બન્યોજ નથી એવું દૃષ્ટાન્ત પણ મળતું નથી ત્યારે પછી હિંદુઓની જન્મ સિદ્ધ જાતિ છે એમાં તકરારજ ક્યા રહે છે?

જાતિ બદલી શકાય છે તેમા કોઇ કોઇ વિશ્વામિત્રનું દૃષ્ટાન્ત આપે છે. પરંતુ એ બાબત તેમની બરાબર જાણ નથી. વિશ્વામિત્રને બ્રાહ્મણત્વ મળ્યું તેમા સંયોગો જુદા છે. જન્મ જન્માન્તરની તપસ્યાના ફલથી વિશ્વામિત્રને બ્રાહ્મણત્વ મળ્યું છે. કેવલ એક જન્મની તપસ્યાથી બ્રાહ્મણ થયા નથી.

સ્વયં ભગવાન્ કૃષ્ણચંદ્ર કહે છે કે चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म विभागशः ॥ જે ભગવાનની રચના સ્વાભાવિક છે તે કદાપી કલ્પિત થઇ શકે ? નહિજ. આ વચનમાં ગુણકર્મના વિભાગની વાત અવશ્ય છે. પણ તે જન્મગત જાતિભેદ વિરૂદ્ધ નથી. ગુણ કર્મના ભેદને લઇનેજ જાતિભેદની રચના થઇ છે. લોક સૃષ્ટિની સાથેજ જેનાં જેવા ગુણકર્મ તે પ્રમાણે ભગવાને જાતિ ઉત્પન્ન કરેલ છે. આ સૃષ્ટિનો આદિઅંત છે નહિ. સૃષ્ટિ પ્રવાહ અનંત કાલથી ચાલતો આવે છે તેજ પ્રમાણે જાતિસ્રોત પણ પણ જન્મ જન્માન્તરથી ચાલ્યો આવે છે અને એજ પ્રમાણે ચાલતો રહેશે કારણ કે એ ઇશ્વરી રાજ્યનો પ્રાકૃતિક નિયમ છે. તેમાં મનુષ્ય ફેરફાર કરવાને શક્તિમાન છેજ નહિ. અને જો ફેરફાર કરે છે તો કાયદો તોડનાર કરી શિક્ષાને પાત્ર થાય છે. માટે હિંદુઓએ બહારના સ્વરાજ્યની લાલચે બીજાના બહેકાવવાથી કુદરતી કાયદાનો ભંગ કરી પોતાની અધોગતિનું દ્વાર ઉઘાડનાની પાપી પ્રવૃત્ત ન કરવી એમાંજ ખરૂં હિત સમાએલું છે.

છેવટ કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે હિંદુઓનો જાતિ વ્યવહાર, ખાનપાન, સ્પર્શા સ્પર્શ, વિગેરે બાબતો ધાર્મિક મર્યાદાને આધીન છે તેનો ભંગ કરવાથી ધર્મ મર્યાદા ભ્રષ્ટ થાય છે. અન્ય દેશમાં ગમે તે પ્રકાર હો પરંતુ હિંદવાસીઓની ચડતી તો જ્યારે જ્યારે થઇ છે ત્યારે ત્યારે ધર્મથીજ છે. માટે ધર્મ હિંદુના પ્રાણ છે. જો પ્રાણનો પરિત્યાગ કરવામાં આવશે, તો હિંદુ જાતિ પ્રાણ વિનાનું શબ થોડાજ કાળમાં કોહી જશે અને તેમાં જતુઓ ઉત્પન્ન થઇ તેનુ નામ નિશાન પણ રહેવા દેશે નહિ. જ્યારે હિંદુ જાતિજ નષ્ટ થાય તો પછી ઉદ્ધાર કોનો ? માટે બુદ્ધિમાનોએ વિચાર પૂર્વક શાસ્ત્રીય ભેદનું પાલન કરી વિચાર ઐક્ય દ્વારા યથાર્થ પ્રગતિના પંથેજ પળવુ એ સર્વથા શ્રેયસ્કર છે. પરમાત્મા એવા પ્રકારની સર્વને સદ્બુદ્ધિ આપો એજ શુભેચ્છામાં વિરમ પામતા લેખિની પણ વિશ્રાન્તિ પામે છે. ઇતિશમ્.



# महाकवि माघ.

"माघे सन्ति त्रयोगुणाः"। "माघेन विघ्नितोत्साहा नोत्सहन्ते पदक्रमे"।

પણ્ડિત પ્રસવિત્રી ભારત ભૂમિના પ્રાચીન કવિવૃન્દમાં અષ્ટાદશ ભાષાવાર વધૂઓના વિલાસી મહાકવિ માઘે પોતાની અન્ય સામાન્ય વર્ણન શૈલીવડે, વાણીની ગાંભીર્યયુક્ત કોમળ ગુંથણીવડે, અને આદર્શ ચરિત્રોના આલેખનવડે ખરેખર સંસ્કૃત સાહિત્યમાં પ્રશસ્ત અને ઉચ્ચતમ આસન પ્રાપ્ત કર્યું છે એમાં કોઇનો પણ ભિન્ન મત નથી

યદ્યપિ કાલિદાસ, ભવભૂતિ, અને ભટ્ટબાણને મળી છે એવી દિગન્ત ગામિની કીર્તિકામિનીને એ આલિંગન કરી શક્યો નહી, અને ભોજ વિગેરે ભૂપતિઓના રાજદ્વારમાં અનવધિ હિત પણ સકલ પ્રચાર પણ એણે કર્યો નથી તે છતાં સર્વથા ભટ્ટ અને ભારવિનો સમકક્ષ એ હતો એવું મુક્ત કંઠથી સમસ્ત સહૃદય શિરોમણી પુરૂષો સ્વીકારે છે એમાં નિઃસન્દેહ છે કે શાકુન્તલ ઉત્તરરામચરિત, કે કાદમ્બરીની પેઠે એની કૃતિ અખિલ લોક પ્રસિદ્ધ છે એવું આધુનિક સંસ્કૃતજ્ઞો સ્વીકારતા નથી પણ એનું કુકવિત્વ એ તેનું કારણ નથી પણ ઇતર કાવ્યોની અપેક્ષાએ માઘના કાવ્યમાં દાર્શનિકતા, શાસ્ત્રીયતા, અને ગંભીરતા એ મુખ્ય કારણ છે "શિશુપાલવધ" એ નામનું મહાકાવ્ય એની ઉત્કૃષ્ટ કૃતિઓમાંનું એક છે

ઘણું કરીને ઘણુંયે કવિકુલ, અને તેમની ભારતી, દરિદ્રતાવડે પરાભવ પામવાથી રાજદ્વારમાં પ્રવેશ કરવાની દુર્નિવાર હતાશાને લીધે નિષ્ફલતાના અપાર પારાવારમાં પરવશ થઇને ડૂબી ગયાં છે પણ આ માઘકવિ પરાધીન ન હતો, એને કોઇપણ રાજાનું શરણ કે આશ્રમ શોધવાની લાલસા ન હતી કારણ કે ભારતીય કવિઓએ ખરીદેલી દરિદ્રતા પિશાચણી એને વળગી ન હતી ધનમાં કુબેર જેવા અને મહાકુલવાનને ઘેર એનો જન્મ થયો હતો રસિક પુરૂષોની શોધ કરવાને બદલે દરિદ્ર અને અનાથ લોકોનું પાલન પોષણ કરવામાં એણે પોતાનું જીવન ગાળ્યું હતું યથાશક્તિ તેઓની ઉપર એ ઉપકાર કરતો હતો એ દરિદ્રોનો અકારણ બન્ધુ હતો અનાથ લોકોનો અકાલ જલદોદય હતો દીનમનુષ્યોનું કલ્પવૃક્ષ હતો, અને નિર્ધનોનો પાલક હતો

ભગવતી ભવિતવ્યતા અલંઘનીય છે. શું કરવું ? ક્યાં પુકાર કરવો ! કોને કહેવું ? આવા કવિકુલ શિરોમણિના આદર્શચરિત્ર ઉપર, દુર્દૈવે ઘણા વખતથી 'અજ્ઞાનનો પડદો' પાડી દીધો છે આ મહાભાગ 'માઘનું' સંપૂર્ણ ચરિત્ર જાણવાનું કોઇ પણ સાધન નથી. અને જે કંઇ છે તે કેવળ ભોજ-પ્રબન્ધના અને શિશુપાલવધના વારંવાર પરિશીલન ઉપરથી જાણી શકાય તેજ છે.

માઘની જન્મભૂમિ ગુર્જરદેશ છે એવું સં. ૧૩૩૪ માં શ્રી પ્રભાચન્દ્રે લખેલા અને પ્રદ્યુમ્નસૂરિએ સંશોધન કરેલા પ્રભાવક ચરિત ઉપરથી, તથા સંવત ૧૩૬૧ માં જૈન મેરુતુંગાચાર્યે લખેલા પ્રબન્ધચિંતામણિ ઉપરથી પણ નક્કી થાય છે શિશુપાલવધની સં. ૧૮૨૭ ની હસ્તલિખિત એક પ્રતને અંતેઃ—**इति श्री भिन्नमालवास्तव्य दत्तकसूनोर्महा वैयाकरणस्य माघस्य कृतौ शिशुपालवधे—"** આ પ્રમાણે છે એ ઉપરથી એ ભિન્નમાલવ નામના ગામનો રહીશ હતો એમ સમજાય છે એ ગામ ગુજ-રાત અને મારવાડની સીમા ઉપર "ભિનમાળ" એ નામથી પ્રસિદ્ધ છે એવું કેટલાએક કહે છે.

"सुप्रभः पूर्वजो यस्य सुप्रभः प्रतिभावताम् ।
बन्धु र्बन्धुरभाग्यस्य यस्य माघः कवीश्वरः ॥
चरितं कीर्तयिष्यामि तस्य त्रस्यज्जडाशयम् ।
भभृचक्रचमत्कारि वारिताखिलकल्पषम् ॥
अजर्जरश्रियां धाम पैपालक्ष्य जरज्जरः (?)
अस्ति गुर्जरदेशोऽन्यसज्जराजन्य दुर्जरः ॥
तत्र श्रीमाल मित्यस्ति पुरं मुखमिव क्षितेः ।
चैत्योपरिस्थ कुम्भालि र्यत्र चूडामणीयते ॥
तत्रास्ति हास्तिकाश्वीयाप हस्तितरिपुव्रजः ।
नृपः श्रीवर्मलातारव्यः शत्रुमर्म भिदाक्षमः ॥
तस्य सुप्रभदेवोऽस्ति मन्त्री मिततपाः किल ।
तस्य पुत्राद्धु भार्वसावपि विश्वंभरक्षमौ ॥

आद्यो दत्तः स्फुरद्वृत्तो द्वितीयश्च शुभङ्करः ।
दत्तवित्तोऽनुजीविभ्यो दत्त [ : ] चित्तसुपर्वणीः (?)
तस्य श्री भोजभूपाल बालमित्रं कवीश्वरः ।
श्रीमाघो नन्दनो ब्राह्मीस्यन्दनः शीलचन्दनः ॥
ऐदं युगीनलोकस्य सारसारं स्वतायितम् ।
शिशुपालवधं काव्यं प्रशस्ति र्यस्य शाश्वती ॥
श्रीमाघोऽस्तापघीः श्लाघ्यः प्रशस्यः कस्य नाभवत् ।
चित्तजाड्यहरा यस्य काव्यगङ्गोर्मि विप्रुषः ॥ ”

પ્રભાવકચરિતના ચૌદમા શૃંગમાં શ્રી પ્રભાચન્દ્રે લખેલા ઉપરના શ્લોકો ઉપરથી પણ માઘ જેવા કવિરત્નને જન્મ આપ્યાનું ગૌરવ ગુજરાતને ઘટે છે એ વાત સિદ્ધ થાય છે આ કવિનો સંબન્ધ એવા એક સત્કુલની સાથે હતો કે જે કુલ, સમૃદ્ધિની સાથે ભારતીય ભૂપતિસમૂહને એકતાના સૂત્રમાં ગ્રંથિત કરવાના હેતુથી સવિશેષ કીર્તિશાલી હતું સુપ્રભદેવ કે જે નીતિજ્ઞ હોવાથી ધર્મનામ રાજાના અમાત્ય હતા તે માઘકવિના પિતામહ હતા. માલવરાજ્યના સિંહાસનને અલંકૃત કરનારો, માલવીય ધારાધીશ ભોજરાજ આ કવિનો સમકાલીન હતો અને એ રાજા ઇસ્વિસનો દશમી શતાબ્દીના અંતમાં કે અગીયારમા શતકના આરંભમા હતો એ ઇતિહાસથી નક્કી થએલું છે.

માઘના પિતા દત્તક કોટિપતિ હતા. માઘના જન્મ સમયે દત્તકે ભારતવર્ષના અને દ્વીપાન્તરના ત્રિકાલતત્વજ્ઞ, પ્રસિદ્ધ લાક્ષણિકોને કાર્તાન્તિકોને અને મૌહૂર્તિકોને બહુ માન પૂર્વક માઘની જન્મકુંડલી બનાવવા માટે તેડાવ્યા હતા. તેમણે સૂક્ષ્મ વિચાર કરી લગ્ન નક્કી કર્યું દત્તકને કહ્યું કેઃ— દેવ! આ આપનો પુત્ર અમર્યાદિત વૈભવ ભોગવશે, પણ જીવનના અન્તિમ ભાગમાં સદ્વૈદ્યોથી પણ ચિકિત્સા થઇ શકે નહિ એવા કોઈ ચરણના રોગથી પીડા પામીને દારિદ્ર્ય અને દુઃખની દારુણ દુર્દશા ભોગવીને એ સ્વર્ગ માર્ગનો પ્રવાસી થશે આ સાંભળીને માઘના પિતા દત્તકે વિચાર કર્યો કે “શતાયુ વૈ પુરુષ.” એ શ્રુતિ ભગવતિના શાસનથી મનુષ્ય સો વર્ષ

ઉપરાંત જીવી શકે નહિ, સો વર્ષના છત્રીસ હજાર દિવસ થાય, તેટલા દિવસ સુધી યથેચ્છ વ્યય કર્યા છતાં ખૂટે નહિ એટલા માણેક સુવર્ણ, મૌક્તિક વિગેરે અમૂલ્ય ઝવેરાતની પેટીઓ ભરાવીને તથા કેટલુંક ધન સંગ્રહ કરી તેની તિજોરીઓ ભરાવીને એક વિશાળ ભવનમાં મૂકાવું તો મારા પુત્રને દીનતાનો ડર રહે નહિ. આમ નક્કી કરી દત્તકે તે પ્રમાણે કરી આપદર્થે धनं रक्षेत એ નીતિવાક્યનો માઘને વારંવાર બોધ આપી તે ધન તેણે માઘને સોંપ્યું. અને આપ્ત પુરૂષો પાસે એને અભ્યાસ કરવા મુક્યો, દૈવયોગે દત્તકનો દેહાન્ત થયો. માઘ તે વખતે શાસ્ત્રસંપન્ન થયો હતો તેથી તેણે પોતાના પિતાનું ઔર્ધ્વ દૈહિક કૃત્ય શ્રદ્ધાપૂર્વક કર્યું

પિતાની પારલૌકિક ક્રિયાઓથી પરવાર્યા પછી માઘે શિશુપાલવધ નામનું કાવ્ય લખવાનો આરંભ કર્યો તે કાવ્ય રઘુવંશ, કુમારસંભવ કિરાત, અને નૈષધ જેવાં મહાકાવ્યોની ગણનામાં આદર પૂર્વક મૂકી શકાય એવું થયું. વિદ્વાનોએ તેની મુક્ત કંઠથી પ્રશંસા કરી, " काव्येषु माघः कवि कालिदासः; मुरारिपदचिन्ता चेत्तदा माघे रतिं कुरु; माघे सन्ति त्रयो गुणाः; माघेन विघ्नितोत्साहा नोत्सहन्ते पदक्रमे. " આવા પ્રકારના એના કાવ્યને માટે વિશિષ્ટતા દ્યોતક વચનો વિદ્વાનોએ લખ્યા છે.

અશેષ કાવ્યગુણોવડે, અનેક વિધ્નક્ષેપનવડે, પ્રસાદવડે, રૂપક ઉપમા ઉત્પ્રેક્ષા અર્થાન્તરન્યાસ આદિ અર્થાલંકારોવડે, અને યમક અનુપ્રાસ ચિત્ર-બન્ધાદિ શબ્દાલંકારોવડે શિશુપાલવધ મહાકાવ્ય, રસિકજનોના રસાસ્વાદને માટે ચંચળ થઇ રહેલાં અન્તઃકરણોનું આકર્ષણ કરે છે. જો કે એમાં વિવાહ વિગેરેનાં વર્ણનો નથી તો પણ ઉપહાસના અને યુદ્ધના પ્રસંગોમાં એણે તેનું વર્ણન એવી ખુબીથી કર્યું છે કે જેને વાંચીને અપૂર્વ આનંદ થાય છે.

ઐતિહાસિક વૃત્તાન્તોના વ્યસની એક આંગ્લપંડિત કહે છે કે માઘકવિએ ભારવિના કિરાતની સરણિનું અનુસરણ કરીને સર્ગના આરંભમાં અને અંતમાં શ્રી શબ્દનો પ્રયોગ કર્યો છે કિરાતના સોળમા સર્ગની છાયા લઇને શિશુપાલવધના ઓગણીસમા સર્ગમાં શબ્દ ચિત્રમયકાદિ અલંકારો ગૂંથ્યા છે આ પ્રમાણે તેણે બે કાવ્યોમાં સાદશ્ય દેખાડ્યું છે પણ તેથી ભારવિની અપેક્ષા

એ માઘની કવિત્વ શક્તિ ન્યૂન છે એવું ઘોતિત થતું નથી' રસજ્ઞપરિષદમાં પ્રવરકવિઓના ગ્રન્થો પોતાના નામથી જ પ્રસિદ્ધિ પામ્યા છે જેમકે રઘુવંશ, કુમારસંભવ, કિરાતાર્જુનીય, નૈષધીય ચરિત, વિ૦ ત્યારે શિશુપાલવધ કાવ્ય માઘકાવ્યના નામથી ખ્યાતિ પામ્યું છે આ ઉત્તમ ખ્યાતિનું કારણ એ કવિની દાનવીરતા છે ગમે તેમ હો પણ માઘકવિ સર્વ કવિઓમા ભાગ્યશાળી હતો એમાં તો શંકાજ નથી.

સંસ્કૃત કવિવૃન્દ માલામાં માઘ એ એકજ એવું સુકુમાર અને સુંદર પુષ્પ છે કે જેની ઉપેક્ષા થઇ, જેની વંચના થઇ જેનો તિરસ્કાર થયો, કે જેની વિસ્મૃતિ થઇ તો પણ જે ઉન્નત સ્થાનેજ રહ્યું. પંડિતોના ગુણનો પરાભવ કરનારી હતાશા રૂપ દારિદ્ર્યની હિમવૃષ્ટિ જેને કરમાવી શકી નથી. ધનવાનોની ભ્રમોં કપાયિત દૃષ્ટિનો કુટિલ કટાક્ષ, માઘે સ્વપ્નમાં પણ જોયો નથી ઉદરદરીનું ભરણપોષણ કરવા માટે પ્રયત્ન કરનારા હતભાગ્યપ્રેય કવિઓમાં માઘની ગણના કરી શકાય એમ નથી. જેમને પોતાના પાંડિત્ય રૂપ પારિજાતના પંકેર હ્યનો જીવતાં આસ્વાદ લેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું નથી. જેમની કવિતા રૂપે વનિતાએ વિધવાઓની પેઠે અલંકાર રહિત રહી ક્લેશમા જીવન વ્યતીત કર્યું છે. જેમણે અપ્રસિદ્ધિના કઠિન અને દુર્ભેદ્ય કારાગારમાં પોતાની કવિતાને કેદ કરી રાખી છે જે કવિતાને જીવનમય અને જીવનને કવિતામય કરી શક્યા નથી તેવા કવિઓની કોટીમાં આ મહોદારચરિત કવિને મૂકી શકાય એમ નથી એણે તો બોધવૃક્ષનું સરસ ફળ સુખ પૂર્વક ચાખ્યું છે શિશુપાલવધ કાવ્ય લખ્યાની સાથે ભારતીય કવિવૃન્દનું આકર્ષણ કર્યું હતું. એણે હિમાચલથી કન્યા કુમારિકા સુધી પોતાનો કુન્દધવલ યશ વિસ્તાર્યો હતો. રસમયી, અલંકારવતી, સુન્દર પદન્યાસવાળી સુવર્ણ વિભૂષિત, નવીન નાટકમા ઉતરેલી સૂત્રધારીની પેઠે વિવિધ નેપથ્ય રચનાથી સુશોભિત અંગ પ્રત્યંગવાળી એ કવિની કવિતાનો અનુરાગ પૂર્વક કોણે ઉપભોગ નથી કર્યો? અને મુક્ત કંઠથી કોણે તેની પ્રશંસા નથી કરી?'

સંસ્કૃતજ્ઞોના કલ્પવૃક્ષ જેવા શ્રી ભોજરાજાએ કર્ણોપકર્ણ માઘના ગુણ સાંભળીને અને એણે શિશુપાલવધ નામનું કાવ્ય લખ્યું છે એવું જાણીને

એને માનપૂર્વક તેડાવ્યો, એનાજ મુખથી એ કાવ્ય આદ્યન્ત ભોજરાજાએ સાંભળીને બહુ પ્રસન્નતા જણાવી, પરસ્પર મૈત્રી બંધાઇ, સારો સત્કાર કર્યો, રાજાએ એ કવિની સાથે પોતાના અંતઃપુરમાં, પ્રાસાદમાં અને એકાન્તસ્થાનમાં બેશીને સંસ્કૃત સાહિત્યના વિષયનો ઘણા દિવસો સુધી વિચાર કર્યો. ત્યાર પછી આ મહાકવિએ સ્વદેશ તરફ જવા સારૂ વિનય પૂર્વક રાજાને પ્રાર્થના કરી, અને એક વખત પોતાનું આતિથ્ય સ્વીકારવાનું નિમંત્રણ આપ્યું, ભોજે તેનો સ્વીકાર કર્યો.

શ્રીમાતાપુર નામના નગરમાં માઘનો મહાપ્રાસાદ હતો ત્યાં માઘના આગ્રહ અને આદરથી એક વખત ભોજરાજા એનો અતિથિ થયો. આ મહા પ્રાસાદ દેશ દેશાન્તરથી આણેલી અમૂલ્ય વસ્તુઓના સંગ્રહથી સુશોભિત હતો, તેના એક ખંડમાં વિશાલ પુસ્તકાલય હતું. તેમાં પ્રાચીન અને દુષ્પ્રાપ્ય ગ્રન્થરત્નોનો પણ સારો સંગ્રહ હતો. માઘના સત્ત્વરજઃસમુદ્ભૂત લક્ષ્મી અને સરસ્વતીના એકીભાવરૂપ અનિતરલભ્ય અપૂર્વ વિભવને જોઇને ભોજને અત્યંત આનન્દ થયો માઘે પણ વિવિધ નાટ્ય વાદ્ય ભોજનાદિ દ્વારા ભોજરાજાનો અમન્દ આનન્દપૂર્વક હાર્દિક સત્કાર કર્યો. ભોજરાજાને સારૂ ભોજન બનાવવા માટે પ્રવીણ પાકશાસ્ત્રીઓની યોજના કરવામાં આવી હતી. જેમની અસાધારણ પાચકતાનો પરિચય કરીને અને અલૌકિક તથા પૌષ્ટિક પદાર્થોની રમણીયતાનો અને સ્વાદિષ્ટતાનો અનુભવ કરીને ભોજરાજા બહુજ આશ્ચર્ય સહિત આનન્દ પામ્યો તે વખતે જે શાક, વ્યંજન, કંદ, મૂળ ફળ વિગેરે સાહિત્ય હતું તે સર્વથા અસામયિક, અને અતાત્કાલિક હોવાથી રાજાને બહુ આશ્ચર્ય થયું અને પરિતૃપ્તિ પણ અતિશય થઇ. આ પ્રમાણે સંતુષ્ટ અને સત્કૃત રાજા કેટલેક દિવસે માઘની આજ્ઞા લઇને પોતાના સ્થાન તરફ ગયો.

એક વખત ભુવનનો ઉચ્છેદ કરનારા સર્વ પ્રાણીઓને ભયંકર ભાસનારા નૃશંસતાની પ્રતિમૂર્તિ જેવા અનાથજનના અંતકરૂપ, દરિદ્રોનું દલન કરનાર, દુર્બલોનું ઉપમર્દન કરનાર, દુર્ભિક્ષરૂપ રાક્ષસનો આવિર્ભાવ થયો જેના ભીષણવદનની તીક્ષ્ણ દાઢ્યો નીચે ભૂખે ભમી. જઇને પુકાર કરતાં અસંખ્ય પ્રાણીઓ ચરાઇ ગયાં, આ દુર્દિનમાં અકાલજલદોદય રૂપ કેવળ માઘ હતો દુર્ભિક્ષથી પીડાતા હજારો યાચકોનું ટોળું હમેશાં અન્નની આશાએ માઘના ઘર આગળ ભર્યું હતું. અભિનવ કુબેરના જેવા માઘ કવિને

ઘેરથી નિરાશ થઇને કોઇપણ યાચક જતો નહિ, અનેક દેશદેશાન્તરના દીનમનુષ્યો એના ઘર આગળ અહર્નિશ બેઠેલા જોવામાં આવતા અને આર્દ્રહૃદયનો ઉદારચિત્ત માઘ તેમની આશાઓ યથાશક્તિ પૂર્ણ કરતો હતો પણ જ્યાં સમુદ્ર પણ સુકાવા બેઠો ત્યાં માઘની શી વાત ? ક્રમે ક્રમે માઘનો ધનભંડાર ખાલી થતો ગયો પરોપકારના વ્યસનવાળા આ મહાકવિની પાસે વખત જતાં કપર્દિકા પણ રહી નહિ તે છતાં શરદ્ ઋતુના સૂર્યની પેઠે તેનો વધારો થતો ગયો. યાચકોના આર્તનાદને સાભળવાને અશક્ત થઇ ગયેલો, આવકના એકેય સાધન વિનાનો, સર્વસ્વનો પરોપકારમાં વ્યય કરીને પરવાર્યાથી ભિક્ષુકોના કરુણ આક્રંદથી મર્મસ્થાનમા વિંધાતો માઘકવિ, ભોજ સાથેની અભિન્નમૈત્રીનું સ્મરણ કરીને ધારાનગરી તરફ ચાલ્યો થોડે દિવસે ધારાનગરીની બહાર એક સ્થાનમાં મુકામ કરી પોતાની પ્રાણજેવી પ્રિયપત્નીને એક પત્ર આપી ભોજની પાસે મોકલી. તે પત્રમાં એણે પ્રાતઃ કાલના વર્ણનને નિમિત્તે પોતાના દૈવદુર્વિલાસનું આ પ્રમાણે વર્ણન કર્યું હતું:—

" कुमुदवनमपश्रि, श्रीमदम्भोजखण्डं
त्यजति मुदमुलूकः, प्रीतिमाँश्चक्रवाकः
उदयमहिमरश्मि र्याति शीतांशुरस्तं
हतविधिलसितानां ही विचित्रो विपाकः ॥ "

કુમુદવનની શોભા નાશ પામી, અને કમળવન રમ્ય બન્યું. ઘૂવડનો આનંદ નષ્ટ થયો, અને ચક્રવાક પ્રસન્ન થયાં. ઉષ્ણ કિરણવાળો સૂર્ય ઉદય પામ્યો અને શીત કિરણવાળો ચન્દ્ર અસ્ત થયો અહો ! દુષ્ટ દૈવની ચેષ્ટાઓનું પરિણામ વિચિત્ર છે.

આવું પ્રભાત વર્ણનનું કાવ્ય વાંચીને ભોજરાજાએ માઘની ધર્મપત્નીને ત્રણલાખ રૂપિયા આપ્યા અને માઘના દર્શન કરીને એની અભિલાષા પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા કરી. માઘની સ્ત્રીને ધન લેઇને જતાં માર્ગમાં દીન અને દુઃખી લોકોએ ઘેરી લીધી તેમને મુખેથી પોતાના સ્વામીના શરદ્ઋતુના શશાંક જેવા શુભ્ર સદ્ગુણોનું સ્તવન સાંભળીને સુપ્રસન્ન થઇ ગએલી સાધ્વીએ ભોજની પાસેથી મળેલું ધન અર્પણ કરી દીધું, અને

પોતાના પતિ પાસે જઇને સર્વ હકીકત નિવેદન કરી. ઉદાર પુરૂષોનો અગ્રણી માઘકવિ તે સાંભળીને આનંદના મહાસાગરમાં નિમગ્ન થઇને પોતાની પ્રાણસખીને અનેક ધન્યવાદ આપવા લાગ્યો પણ જ્યારે બીજા યાચકો આવીને પુકાર કરવા લાગ્યા ત્યારે માઘ કર્તવ્ય મૂઢ બનીને વિચારમાં પડી ગયો તેમને નિરાશ કરવાનું તો બની શકે એમ હતુંજ નહિ. અને પહેરેલાં વસ્ત્ર સિવાય એની પાસે કંઇ આપવાનું પણ હતું નહિ, એ વખતે એની આ સ્થિતિ જોઇને એક યાચકે કહ્યું કેઃ—

" आश्वास्य पर्वतकुलं तपनोष्णतप्तं
उद्दामदावविधुराणि च काननानि ।
नानानदीनदशतानि च पूरयित्वा
रिक्तोऽसि यज्जलद ! सैव तवोत्तमा श्रीः ॥ "

હે મેઘ! સૂર્યના તાપે તપી ગએલા પર્વતોનું તથા ઉગ્ર અગ્નિ વડે આકુળવ્યાકુળ બની ગએલા વનોનું આશ્વાસન કરીને અને સેંકડો નદ નદીઓને પરિપૂર્ણ કરીને તું જે ખાલી થઇ ગયો છે તેજ તારી ઉત્તમ શોભા છે.

ઉપર પ્રમાણે યાચકે કહેલી અન્યોક્તિ સાંભળીને કલ્પવૃક્ષના દાનવીરોમાં શિરોમણિ મહાકવિ માઘે ખેદ પૂર્વક પોતાની પત્નીને કહ્યું કેઃ—

" अर्था न सन्ति न च मुञ्चति मां दुराशा
त्यागे रतिं वहति दुर्ललितं मनो मे ।
याच्ञा च लाघवकरी स्ववधे च पापं
प्राणाः स्वयं व्रजत किं परिदेवनेन ? " ॥

ધન રહ્યું નહિ, દુરાશા મને છોડતી નથી, આપણું અંતઃકરણ દાન કરવાના પ્રેમ તરફ તણાય છે, યાચના હલકાઇ કરનારી છે, અને આત્મઘાતમાં પાપ છે, માટે હે પ્રાણો! તમે તમારી મેળે ચાલ્યા જાઓ! હવે ખેદ કરવાથી શું વળવાનું છે!

" दारिद्र्यानलसन्तापः शान्तः सन्तोषवारिणा ।
याचकाशाविघातान्तर्दाहः केनोपशाम्यति ॥ "

દરિદ્રતાના અગ્નિનો સંતાપ, સંતોષરૂપી જલવડે શાન્ત કરી પણ યાચકોની આશાનો ભંગ થવાથી ઉપજેલો અંતરનો દાહ, કિયા ઉપાયથી શમશે ?

આ પ્રમાણે માઘની આખરની અવસ્થા જોઈને નિરાશ થએલા, વિલાપ કરતા, અને છાતીફાટ આક્રંદ કરતા નિર્ભાગી યાચકો ચાલ્યા ગયા, અને તેઓની નિરાશા જોઇને અંતરદાહથી દુઃખિત બની ગએલો માઘ, અનન્ય દુઃખપૂર્વક નીચેનું પદ્ય બોલ્યો કે જે અન્તિમ પદ્ય હતું—

" व्रजत व्रजत प्राणा अर्थिभि र्व्यर्थतां गतैः ।
पश्चादपि च गन्तव्यं क्व सार्थः पुनरीदृशः ॥ "

હે પ્રાણ ! નિરાશ થઇને જનારા યાચકોની સાથે તમે ચાલ્યા જાઓ, કારણ કે ક્ષણવાર પછી પણ તમારે જવાનું તો છેજ ત્યારે તમારૂં જવું સફળ થાય એવો આવો પ્રસંગ બીજો નહિ મળે !

આ રીતે અનેક પ્રકારે વિલાપ કરતાં કરતાંના ભાર નીચે દબાઇ ગએલો દાનવીરતાનો મૂર્તિમાન્ અવતાર અન્તર્ધાન થઇ ગયો, સંસ્કૃત સાહિત્ય મંદિરનો રત્નજડિત આધાર સ્તંભ તૂટી પડ્યો, અલંકારશાસ્ત્રરૂપી આકાશનું જાજ્વલ્યમાન નક્ષત્ર ખરી પડ્યું, ભગવતી સરસ્વતીનો વિદ્યાનિધાન જોતા જોતામાં દૈવે લૂંટી લીધો, સંસ્કૃત ભાષાનો ધુરંધર લેખનીધર, ચિરકાળના યશઃ શેષ પણાને પામી ગયો. " **सर्वस्य पश्चादगात् स्मृतिपथं कालाय तस्मै नमः** " અનાથ અને દુખિયા ભિક્ષુકો હવે કોની પાસે જઇને પોતાની ભાવના સફળ કરશે ? ગુણજ્ઞતા આશ્રય રૂપે હવે કોને શરણે જશે ? એ ઓજસ્વિતા અને પ્રસન્ન લેખશૈલી, ફરી વાચકોની દૃષ્ટિએ ક્યારે પડશે ? શું કરીએ ? " **मरणं प्रकृतिः शरीरिणां विकृति र्जीवन मुच्यते बुधैः** " ।

સર્વસ્વ હરાએલી, પતિવ્રતપણાની પ્રતિમૂર્તિ, અને મર્મસ્થાનમાં વીંધાઇ ગએલી માઘપત્ની પોતાના પ્રાણનાથને પ્રાણ રહિત જોઇને વિલાપ કરતી કરતી કહેવા લાગી કેઃ—

" सेवन्ते स्म गृहं यस्य दासवद्भूभुजः पुरा ।
हाय भार्यासहायोऽयं मृतो वै माघपण्डितः ॥ "

પૂર્વે, જેના ઘરને, રાજાઓ, સેવકની પેઠે સેવતા હતા, અરેરે! તે આ માઘપંડિતને આજ સહાયમાં એકલી સ્રી અને તે સ્થિતિમાં એ પરલોકને પ્રવાસી થયો!.

ભોજરાજા, માઘના મરણની વાત સાંભળીને હજારો વિદ્વાનોને સાથે લઇને મૌન પૂર્વક રાત્રીએ માઘની સ્રી પાસે ગયો. રાજાને જોઇને તે બોલી–મહારાજ! મારો પતિવર તમારા નગરમાં સ્વર્ગનો અતિથિ થયો. તેમનું અને તમારૂં હૃદય જૂદું ન હતું, અનન્ય મિત્રતા હતી, માટે એમની પરલૌકિક ક્રિયા તમારે કરવાની છે. અસાધારણ શોકના આવેશથી ભરાઇ ગયેલા હૃદયે રાજાએ 'હા' કહી પોતાના કવિમિત્ર માઘના શબ શરીરને નર્મદા કિનારે લેઇ જઇ શાસ્રોક્ત વિધિથી તેને અન્ત્યેષ્ટિ સંસ્કાર કર્યો. પતિવ્રતાઓમાં પ્રશંસનીય માઘપત્નીએ પતિદેવનાનું સ્મરણ કરીને અનુમરણ એ આદરવાનું શરણ છે એવા નિશ્ચયથી હર્ષપૂર્વક પ્રિયપતિના ચિતાગ્નિમાં પ્રવેશ કર્યો અને ગુણનિર્જિત ભોજરાજા એ બેનનું શરીર કૃત પુત્રની પેઠે કરી મિત્રઋણમાંથી મુક્ત થયો!

કવિ દયાશંકર રવિશંકર.



## विषयसूचि.


શ્રી વેદતત્વામૃત .. .. (યતિ) .... ... ... ૪૦૧

साहित्य

અભિમાનની ગતિ... ... (સ્વામી પ્રણવાશ્રમ) ... ... ૪૧૧

અભેદોપાસના ... ... (યતિ) .. ... ૪૧૧

હૃદનો ઉમળકો . (રા. [illegible] હરભાઈ) . ... ૪૧૩

મોહનમાળા .. ... (સ્વામી પ્રણવાશ્રમ) ... .. ૪૧૩

ભવલીલા... ... .. (યતિ) .. ... .. ૪૧૪

तत्वज्ञान

આત્મપુરાણ .. . (યતિ) .. ... . ૪૧૬

धर्म

ષોડશ સંસ્કાર વિધિ ... (યતિ) .. ૪ ૫

મનુષ્ય જન્મનો ફેરો ... (રા. લલ્લુભાઈ) ૪૨૬

चारित्र्य

દ્રૌપદી . .. (યતિ) .. ૪૨૭

મહાકવિ શ્રી કાળીદાસ (કવિ [illegible] હરભાઈ) . ૪૩૬

सामाजिक

વિજયમંત્ર (યતિ) . . .. ૪૩૧


—— —

तत्सत्परमात्मने नमः

( ગ્રાહકોને કરેલી સૂચના ઉપર ધ્યાન આપો: )




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૨ જું. સં. ૧૯૭૯ માઘ ફેબ્રુઆરી ઇ. સ. ૧૯૨૩ અંક ૧૧

मंगलम्.




यथा पुरस्ताद्भविता प्रतीत औद्दालकिरारुणिम-
त्प्रसृष्टः । सुखं रात्रीः शयिता वीतमन्युस्त्वां ददृशि-
वान्मृत्युमुखात्प्रमुक्तम् ॥ १० ॥

श्री शांकरभाष्यम्—मृत्युरुवाच—यथा बुद्धिस्त्वयि पुरस्तात्पूर्वमासीत्स्नेहसमन्विता पितुस्तव भविता प्रीतिसमन्वितस्तव पिता तथैव प्रतीतः प्रतीतवान्सन्नौद्दालकिः। उद्दालक एवौद्दालकिः। अरुणस्यापत्यमारुणिः द्व्यामुष्यायणो वा मत्प्रसृष्टो मयानुज्ञातः सन्नितरा अपि रात्रीः सुखं प्रसन्नमनाः शयिता स्वप्ता वीतमन्युर्विगतमन्युश्च भविता स्यात्त्वां पुत्रं ददृशिवान्दृष्टवान्स मृत्युमुखान्मृत्युगोचरात् प्रमुक्तं सन्तम्॥

ગુજરાતી—પ્રથમ તારાપર જેવી પ્રીતિ હતી તેવાજ સ્નેહવાળા થઈને, અરૂણના પુત્ર ઔદ્દાલકિ મારી કૃપાથી રાત્રમાં સુખે સુશે. ક્રોધ રહિત થશે. અને મૃત્યુના મુખમાંથી પાછા ગએલા તુને પણ જોશે.

વિશેષ—યમ કહે છે. પૂર્વકાળમાં તારાપર જેવો સ્નેહ હતો અને જેવી બુદ્ધિ હતી તેવુંજ હવે પણ તારા પિતાનું રહેશે. અને ઉદ્દાલકના પુત્ર આરૂણિ મારા અનુગ્રહથી રાત્રિમાં સુખપૂર્વક નિદ્રા કરશે. "મેં આને યમને ત્યાં મોકલ્યો હતો તે મારા વચનનું ઉલ્લંઘન કરીને પાછો આવ્યો" એવા ક્રોધથી રહિત થશે. તથા મૃત્યુના મુખમાંથી મુક્ત થઈ તું જ્યારે પાછો જઈશ ત્યારે તુને તારા પિતા પુત્રવાત્સલ્ય પ્રેમથી જોશે.






## भक्तिमाननी गति.

( રાગ પ્રભાત )

ભક્તિ પરિપાકથી વિષ્ણુપદમાં ગતિ, થાય છે એક કે જન્મ ત્રાજે;
ચિત્ત શુદ્ધિ અને દૈવીગુણ આવતા, જાણ પરિપક્વ થઇ ભક્તિ આજે. ૧
અપક્વ ભક્તિ છતા થાય જો મૃત્યુતો, પુણ્યલોકે ગતિ થાય તેની;
દેવયાન માર્ગથી પક્વગતિ જાણવી, પિતૃયાને ગતિ છે બીજાની. ૨
અનુગૃહીત ભક્તને વિષ્ણુદૂત લઇ જતા, એમ વેદાદિમાં વાત ભાખે;
યોગીઓ માર્ગ કે દૂત આધીન નહિ, ભેદી મૂર્ધ્ન સ્વયં સ્વાદ ચાખે. ૩
સમીપ સાયુજ્યને સરૂપ સાલોક્યએ, ભક્તિના ભેદથી મુક્તિ ભેદો;
પ્રભુવત્રય ત્યાગીને ઉત્પત્તિ સ્થિતિ લય, વિષ્ણુસમ સુખ લઇ જન્મ છેદો. ૪

સ્વામી મધુવાશ્રમ.

---




( હરિ તમે નંદજી ગોકુળ સંચરોરે. એ રાગ )

આવો ગુરૂજી મારે અંતરેરે, ટેક.
પેખું પ્રભુજી પ્રેમે હતો વાટજો;
દગદષ્ટિ કરી દઢ થઇને અડીરે,
વાળીચોળી સાફ કર્યો છે ઘાટજો. આવો. ૧

મન મંદિર મારૂં રળીઆમણું રે,
ઠીક કરીને સજ્યો છે સર્વે સાજજો;
બ્હાલા વર્ણન તેનું શું કરૂં રે,
પણ તો શોભે પ્રભુ પધારો આજજો. આવો. ૨

ખોલી સજ્જડ સાંકળ વાસનારે,
અહં મમતના ખાલી બંધ કપાટજો;
ઉઘડશે આપ તણે એ આંચકેરે,
આવી ગુરૂજી હરો હવે ઉચાટજો. આવો. ૩

શુદ્ધિ બાજઠ પર બિરાજવારે,
નાખ્યું નિશ્ચય આસન તહીં અમૂલ્યજો;
તે પર પ્રાણુનો પંખો બાંધીઓરે,
શાન્તિના સુગંધી વેર્યાં ફુલજો. આવો. ૪

ક્ષમાલોટો દયા જળથી ભર્યોરે,
ચિત્તચંદન પણ કીધું છે તૈયારજો;
ઉદ્ભવતી સળગે શુભ વાસનારે,
હેવે કીધો હૃદયકમળનો હારજો. આવો. ૫

પ્રેમ દીપક પ્રકટાવ્યો છે પ્રભુરે,
જ્યોતિ તેની ઝગમગ ઝગમગ થાયજો;
સ્થિરતા થાળીમાં સર્વે ધર્યુંરે,
પૂજ્ય કૈલો ગુરૂ તમારા પાયજો. આવો. ૬

દીનતા પાત્ર વિશે શ્રી દયાનિધિરે,
ધર્યું નૈવેદ્ય સકળ અભિમાનજો;
આરોગીને આપથી જ્યારે ઉઠશોરે,
આપીશ ગુરૂજી પરમાનંદનું પાનજો. આવો. ૭

પ્રભુ પલંગ બીછાવ્યો પોઢવારે,
ઉપર અવ્યક્ત મચ્છરદાની નાખીજો;
સદા બાલમુકુન્દ ત્યાં રહેજોરે,
નીરખું તેને તન્મય દૃષ્ટિ રાખીજો. આવો.

ઇતિ.

## उरनो उमळको.

( પ્રેમનો પ્યાલો પીજીયેરે એ રાગ. )

આનંદ જ્યોતિ પ્રકટાવશુંરે, મોહતિમિર વિદારવા;
તેજ તેજ રૂપ સહુ પ્રેમીમાં ભળીને. ઇષ્ટનામ ઘોષને ગજાવશુંરે-મોહ.
કામ ક્રોધ લોભ દ્વેષ વાસના નિભાવવા, ઇષ્ટ પ્રેમ આભમાંહી હેલશુંરે-મોહ.
શ્રવણ, મનન સત્ય ચિત્તથી કરાવવા, ઇષ્ટ કરણ દ્રષ્ટિ માંહી રોજશુંરે-મોહ.
ભાવ રૂડા ભક્તિ પ્રીતિ નીતિના ભરીને, મિથ્યા સંસાર માંહી ખેલશુંરે-મોહ.
પ્રેમપોથી પાઠ ભણી મંત્ર ઇષ્ટ તેજનો, બીડભવ ભાગનાર ભાખશુંરે-મોહ.
સર્વ કરે બાહ્ય રીતિ.એ હમારે ઠીક છે (પણ) ઉરનો ઉમળકો કાંઇ ઓરછેરે-મોહ.
ઉરને ઉમળકે પ્રીતપાશમાં જકડાશું, પાશ ભલે, જ્યોતિ પ્રકટાવશુંરે-મોહ.
આનંદજ્યોતિ પ્રકટી રહી ભુવનમાં, પરમ પ્રકાશમાંહે મ્હાલશુંરે-મોહ.
તુળજાનેશંકર ઉભય અભેદ છે, ઇષ્ટાનંદ વધી ધૂનમાંરે-મોહ.

તુલજાશંકર ભાઇશંકર
ભાલાધાર.

## मोहन माला.

### મણકો ૧૫ મો.

#### જાગૃતિ.

( રાગ-ઝૂલણા છંદ )

જોઇતું જીવડા રાત રહી છે હવે, પાછલી ખટપડી આ પ્રભાતે;
જાગને દૂરકરી ધ્યાન ગુરૂનું ધરી, સમરને શ્રીહરિ શુદ્ધ ચિત્તે. ૧
દર્શ ભગવાનનું ભક્તના હાથમાં, નાથ છે પ્રેમથી પાસે પોતે;
કાશીને દ્વારકા, બહુવિધે ભટકતા, ગર્જ પૂરી વિના લોક ગોતે. ૨

સંતના ચરણની રજતણા સ્પર્શથી, તીર્થ સર્વ જુઓ શુદ્ધ થાતાં;
મન વચન કાયની પાદસરવર વિષે, પુન્યવંતો તણું વૃન્દ ન્હાતાં. ૩
વિજ ચમકારમાં માળ મોતી તણી, લેવી છે પોરવી આપણે તો,
જાણ સંસારમાં સત્યનિશ્ચે થયું, જ્ઞાન શ્રીપ્રવણના નામનું તો. ૪

સ્વામી પ્રણવાશ્રમ




લાવણી.

ભવ ભવાની નિજ ભવ્ય ભુવનમાં બેઠાં ભારે ભાવ ભરી,
દંપતિના દિલમાંથી દૈવી પ્રેમ સરીતા જાય સરી;
વિનોદ ખાતર વદ્યાં વનિતા વ્હાલા સુણજો વ્હાલ ધરી,
યોગ તજીને ભોગે ભમવા ભીલડી સંગે પ્રીત કરી. ૧

ભૃકુટી ભંગના રંગે બળતાં જ્ઞાન આપનું ગયું ગળી,
મિથ્યા ભૂષણને ચમકારે સ્વરૂપ થકી ગયું ચિત્ત ચળી;
ગંગા પાર્વતીને પરહરીને ભીલડી ભાળે ગયા લળી,
ભેટ્યા ભાવ કરી ભોળા ત્યાં ત્યાગ પાર્વતી તેજ મળી. ૨

એક પલકમાં ખલક રચો પણ ચતુરા પાસે ગયા છળી,
ચતુર કરી પણ હરિણી માટે પડે ગર્તમાં જેમ ખળી;
શ્મશાન વાસી વળી ઉદાસી મોહ કીચમાં રહ્યા કળી,
દક્ષપણું દારાનું દિસે, ચતુરાઇ નરનીજ ટળી. ૩

વાત વિચારી વદીએ વામા વદન વદે નવ હોય ઘણું,
ગયા ભુલિ થકી જાણારી માનું ફળ બહુ માન તણું;
અમે ભૂલ્યા તે તમેજ જાણો ગર્વ ન ધરશો ઉર અણું,
અભિમાનથી ભેદ થતાં તે ખટકે જેવું આખ કણું. ૪

અમ તમમાં અંતર નહિ અમળા તો પણ કહું એક વાત ખરી,
પાર્વતી રૂપે શાયો પીકાની શિર રૂપે નવ શકો વરી;
સતી પતિ પરખી નવ શકશો યાદ ન કરશો એહ ફરી,
કહે ભવાની એમ ન માનું ચમક બતાવો નાથ જરી. ૫

સમય મળે શંભુ કે થારી આનંદ માહે હાલ રહો,
કરૂં સમાધિ રહી શાન્તિમાં નિજ કર્તવ્યે સદ્ય વહો;
એમ કહી ચાલ્યા અવિનાશી નારદ પાસે આપ અહો,
કહે શંભુ રૂપ દાસી કેરૂં મારે માટે આજ ગ્રહો. .

વસો જઈને પાર્વતી પાસે કામ અમારૂ એજ કરો,
ભવાનીને ભૂલાવી ભવમાં, ચક્ર સ્વરૂપે સદ્ય ફરો;
બહુ રૂપે ફરશું અવનીમાં અબા મતિને ઉલટ ધરો,
મૂળ સ્વરૂપે દેખાઉં પણ માને નહિ એ મને ખરો. ૭

વ્યાપક વિષ્ણુ સ્વરૂપ મારૂં પોષણ તે મારૂં કરશે,
અનેક રૂપે અવલોકીને પારવતી ફેરા ફરશે;
અંતે લક્ષ્મીના કહેવાથી એતો મુજને ઓળખશે,
આનંદ પામી રૂપે જામી સુખાબ્ધિ માંહે તે ઠરશે. ૮

ઇતિ.

( અપૂર્ણ. )






## * आत्मपुराण

### અધ્યાય ૧ લો

એતરેયોપનિષદ્ અર્થ પ્રકાશ

પ્રારંભ—૧૦૮ શ્રીમજ્જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યાદિ અદ્વૈત મતસ્થાપકોને અનન્ય ચિત્તથી પ્રણામ કરીને સ્વચિત્તની શુદ્ધિ માટે તથા લોકોપકાર સારૂ શ્રી શંકરાનંદજી કૃત આત્મ પુરાણનું વ્યાખ્યાન કરૂંછું.

---

ईशानीशादिभेदेन व्याकुलं सकलं जगत् ।
निरीक्ष्य श्रोत्रियः कश्चिच्छ्रुतार्थग्रहणक्षमः ॥ १ ॥
एकदा करुणाक्रान्तचित्त एतदचिन्तयत् ।

અર્થ—એક સમયે કોઇ એક વેદશાસ્ત્રના અર્થને સમજવાના સામર્થ્યવાળો શ્રોત્રિયદ્વિજ, સર્વ જગતને ઇશ્વર, જીવ આદિ ભેદવડે વ્યાકુલ થએલું જોઇને કરૂણા પુરિત ચિત્તથી વિચાર કરવા લાગ્યો.

વિવેચન—પરમકૃપાળુ પરમાત્માએ સૃષ્ટિના આદિ કાળમાં જીવાત્માના મોક્ષ વાસ્તે પોતાના નિશ્વાસભૂત વેદોને ઉત્પન્ન કર્યા છે. જ્ઞાનવિના કોઇ

---

* શ્રી તત્વજ્ઞાનનો વિષય શ્રીમન્માસ્તર છોટાલાલભાઇ તરફથી "શ્રી સિદ્ધાન્ત દર્શન" એ મથાળા નીચે ચાલતો હતો પરંતુ કેટલાએક સંયોગોને લઇને વચ્ચેથી બંધ કરવો પડ્યો છે. તેની જગોએ તેવાજ પ્રકારનો વધારે સ્પષ્ટીકરણવાળો "આત્મ પુરાણ" નામે લેખ (શ્રી શંકરાનંદ મુનિની પ્રસાદી રૂપ) આ અંકથી આરંભ્યો છે તો સુજ્ઞ પાઠક તેનાથી સંતોષ માનશે.

પણ જીવ મોક્ષ મેળવી શકતો નથી જ્ઞાન સમજવામાં અગર મેળવવામાં અધિકારની અનિવાર્ય અગત્ય છે તો તે અધિકાર પ્રાપ્ત કરવા સારૂ દરેક જીવાત્માએ (૧) વિવેક (૨) વૈરાગ્ય (૩) શમાદિષટ્ સંપત્તિ (૪) મુમુક્ષુતા એ ચાર સાધન સંપન્ન થવુંજ જોઇએ પરંતુ ચિત્તની શુદ્ધિ અને સ્થિરતા વિના ઉક્ત ચાર સાધન સાધ્ય થતાં નથી માટે વેદમાં જે કર્મકાંડનો ભાગ છે તે જીવોની ચિત્ત શુદ્ધિને માટે છે સ્વ વર્ણાશ્રમ ધર્મનું નિષ્કામપણે જ્યારે જીવ સેવન કરે છે ત્યારે ચિત્ત શુદ્ધ થાય છે અને વેદાદિ શાસ્ત્રમાં કહેલી વિવિધ ઉપાસના કરતાં વિક્ષેપ નિવૃત્તિ થઇ મન સ્થિર થાય છે એ વેદનો બીજો કાંડ છે ત્રીજા કાંડમાં મુમુક્ષુને બ્રહ્મભાવની પ્રાપ્તિ અને જન્મ મરણની નિવૃત્તિ રૂપ મોક્ષ માટે જીવ બ્રહ્મના અભેદનું નિરૂપણ કરેલ છે. કેટલાએક પુરૂષો જીવ અને બ્રહ્મનો ભેદ છે એ વાત વેદથી સિદ્ધ કરે છે. પરંતુ એમ કરવાથી વેદ અપ્રમાણ થાય છે વળી જીવ બ્રહ્મનો ભેદ માનનાર પુરૂષને ભય થાય છે એમ વેદમાં પ્રતિપાદન કરેલ છે માટે વેદ ભેદ પ્રતિપાદક નથી કારણ કે જીવ ઇશ્વરનો ભેદ, તો સર્વ લોકને અનુભવમાં છેજ. લોકો જે બાબત જાણે છે તેવા અર્થને જો વેદ સમજાવે તો તેમાં અલૌકિકતા શી? સામાન્ય જીવો ન સમજી શકે તેવો અર્થ સમજાવવામાંજ વેદની મહત્વતા છે માટે જીવ બ્રહ્મનો અભેદ જ પ્રતિપાદન કરનાર વેદ છે. તેજ બાબતનું આત્મ પુરાણમાં વિવેચન છે

અધિકારી જીવોને મનન કરવાનું સુગમ પડે માટે સંસ્કૃત, હિન્દી, મહારાષ્ટ્ર અને ગુજરાતી ટીકાઓનો આધાર લેવામાં આવેલ છે કોઇ પણ પ્રકારનો કથા ભાગ અથવા શાસ્ત્રારંભ ઉપદેષ્ટા અને શ્રોતાવિના થઇ શકે નહિ માટે આરંભમાં શ્રી શંકરાનંદ મુનિએ ગુરૂ શિષ્યની કલ્પના કરી છે "एकदा" 'એક સમયે" એ કલ્પિત કાળ સૂચક શબ્દ છે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય ઇત્યાદિ જે વર્ણન છે તે ઉપનિષત્ પ્રતિપાદ્ય વિષય નથી પરંતુ કેવલ અધિકારીને આત્મજ્ઞાનમાં પ્રવેશ કરાવવાનો ઉપાય છે તેથી उपाय सोऽप्रसारराय " એ ન્યાયથી આ સંવાદ પણ જિજ્ઞાસુને જ્ઞાનમાં પ્રવેશ કરાવવાનો ઉપાયજ છે માટે કલ્પિત કહેવામાં આવે છે જો આ પ્રતિહાસ યથાર્થ હોત તો એકદા એવો કાળનો અનિશ્ચિત ઉલ્લેખન કરતાં નિશ્ચિત કાળ સૂચક શબ્દ ગોઠવત તેજ પ્રમાણે 'કોઇ એક' એ શબ્દ પણ અનિશ્ચિત પુરૂષને કથન કરે છે પણ તેના વેદાર્થ ગ્રહણ કરવાની શક્તિ તેનામાં હતી એ નક્કી સૂચવે છે ટૂંકામાં જે પુરૂષ વેદાર્થ ગ્ર-

લક્ષ્ય કરવા શક્તિમાન્ અને શ્રોત્રિય છે તથા વિચારવાન્ છે તેજ અધિકારી છે. તેનેજ તત્ત્વજ્ઞાન પ્રતિપાદક શાસ્ત્રમાં કહેલું ફળ મળે છે. આવો અધિકારી પુરૂષ જગતના સર્વ જીવો વિશેષે કરીને મનુષ્ય, ગંધર્વ, દેવ, વિગેરે વિવેક કરનાર સમર્થ પ્રાણીને (૧) જીવ ઇશ્વરનો ભેદ (૨) જીવોનો પરસ્પર ભેદ (૩) જીવ જડનો ભેદ (૪) ઇશ્વ જડનો ભેદ (૫) જડ જડનો ભેદ એ પાંચ પ્રકારની ભેદ બુદ્ધિમાં ડુબતાં અને વ્યાકુળ જોઇને શ્રોત્રિયના મનમાં દયા ઉત્પન્ન થતાં આગળ કહેવામાં આવશે તે પ્રમાણે તે વિચાર કરવા લાગ્યો.

વેદાધ્યયનાદિક યોગથી અંતઃકરણ શુદ્ધ થયાવિના દયા જેવો સાત્વિક ભાવ ઉત્પન્ન થવો શક્ય નથી. પણ તે ઉક્ત શ્રોત્રિયના અંતઃકરણમાં થયો તેથી તેના વિષે મુમુક્ષુત્વની કલ્પના થાય છે. તે વખતે દિલમાં કેવા પ્રકારના વિચાર થયા તે કહે છે—

अहो संसारशूलेन क्लेशिताः सर्वदेहिनः ॥ २ ॥
कामादि काकवासेन नारीरूकविनोदिना ।
कथमस्माद्भवेन्नैव भीतिः सर्वनृणामिह ॥ ३ ॥

અર્થ—હરહર ! જેના ઉપર કામ ક્રોધાદિ કાગડાઓ નિવાસ કરે છે જે સ્ત્રીરૂપવરૂઓનું વિનોદ સ્થાન છે. એવી સંસાર રૂપ શૂળીથી સર્વ દેહ ધારી જીવ પીડાય છે તો આ લોકમાં સર્વ જીવોને એ શૂળીથી ભય કેમ ના થાય ? (શ્લોક જોઇએ છતાં થતો જણાતો નથી)

વિવેચન—પ્રાચીન કાળમાં રાજાઓ વધ્ય અપરાધીઓને શૂળી ઉપર ચઢાવતા હતા. પ્રાયશઃ તે શૂળી સ્મશાનમાંજ રોપવામાં આવતી. અને તે શૂળી પર ચઢાવેલા મનુષ્યને ઘણું કરી આઠ પ્રહર તેના પર રાખવામાં આવતો તેથી દિવસના ભાગમાં તેની આંખો, નાક, વિગેરે અવયવોને કોચી તેમાંનું માંસ ખાવા સારૂ તેના પર કાગડાઓ આવીને બેસતા અને રાત્રે વરૂઓ તેનું ભક્ષણ કરી પોતાનું ચિત્તરંજન કરતા. તેજ પ્રમાણે સંસાર રૂપ શૂળી ઉપર ચઢેલા જીવને કામ ક્રોધાદિ કાગડાઓ કોચે છે અને સ્ત્રી રૂપ વરાદ ભક્ષે છે. છતાં જીવને સંસાર ભય સ્થાન છે એ ભાન થતું નથી જે વિચારવાન્ છે તેનેજ ભાન થાય છે. અત્રે કામ ક્રોધાદિને કાગડાની ઉપમા અને સ્ત્રીને વરની ઉપમા આપી છે તે સ્ત્રી જાતિનો

દેશ કરવાના ઉદ્દેશથી નહિ પણ મુમુક્ષુના મનથી સંસાર વિષયોની ઉપરામતા થાય માટે આપવામાં આવેલ છે. ઇતર સર્વ વિષયો કરતાં આ વિષય પુરૂષને અધિક અનર્થકારક કેમ થાય છે તે લોકોના સમજવામાં છેજ એટલે તેનું વિવેચન અત્રે કરવામાં આવતું નથી. છતાં એટલો પ્રસારો કરવામાં આવે છે કે સ્ત્રી મનુષ્યને સુખનું કારણ નથી તો પણ સુખરૂપ સમજાય છે. જેમ માર્ગે ચાલવાથી પુરૂષને પરિશ્રમ પડે છે પછીથી દુઃખોના કારણરૂપ પાદપ્રહાર પણ સુખકારક લાગે છે તેમ સ્ત્રીના સમ્બન્ધમાં પુરૂષને થાય છે સંસાર કેવળ અનર્થરૂપજ છે તેની પુનઃ પુનઃ પ્રાપ્તિ તેજ સંસાર ચક્ર. તેમાં રાગ, દ્વેષ, સ્ત્રી, પુત્ર એ ક્લેશનાં નિમિત્ત છે. તેમાંથી મોક્ષ મુક્ત કેવા પ્રકારે થાય? તેનો ભય તેના મનમાં કેમ થતો નથી? જે પુરૂષ સંસારમાં અતિશય આસક્ત હોય છે તેનેજ સંસારનો ભય થતો નથી. જોકે સંસારી જીવોને સામાન્ય દુઃખથી ભય થતો નથી પણ અસહ્ય વ્યાધિ, મૃત્યુ, વિગેરે વિશેષથી ભય છે ખરો. પરંતુ તે કોઇક વખતજ આવે છે સંસારના જે સામાન્ય દુઃખો છે તેનો પુરૂષને વિશેષ ભય લાગતો નથી છતાં તે દુઃખ તો છેજ. તો સામાન્ય અને વિશેષ એ સર્વ પ્રકારનાં દુઃખ કારણ સહિત કેવી રીતે નાશ થાય એવો વિચાર દયાળુ મુમુક્ષુના મનમાં થયો છે તેથી દુઃખ નાશનો અમોઘ ઉપાય ખોળવા તે તત્પર થયો છે એમ તેના વિચાર પરથી સમજાય છે. ૧—૩

---

ઉપરોક્ત વિચાર થીઇ મુમુક્ષુ પોતાના શ્રી સદ્‌ગુરૂ પાસે જઇને પોતાની ચિંતાના વિષય સમ્બન્ધી પ્રશ્ન કરવા લાગ્યો—

इति संचिन्त्य मतिमान्स्वगुरुं परिपृच्छति ।
कथमज्ञानलोहांगं तीक्ष्णसंसारशूलकम् ॥ ४ ॥
गुणत्रयत्रिशिखाढ्यमतिक्रम्य व्रजेत्पुमान् ।

અર્થ—એ પ્રમાણે વિચાર કરીને તે બુદ્ધિમાન્ શ્રોત્રિય પોતાના શ્રી સદ્‌ગુરૂને આ પ્રમાણે પૂછવા લાગ્યો. હે ભગવન્ જેનો દાંડો અજ્ઞાનરૂપ લોઢાનો છે તથા સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણરૂપ જેનાં ત્રણ પાંખીયાં છે એવું તીક્ષ્ણ સંસારરૂપ શૂલ મનુષ્ય કેવી રીતે ઉલંઘી શકે?

વિવેચન—લાકિક ત્રિશૂળ બહુધા લોઢાનું હોય છે. તેનાં ત્રણ પાંખડાં હોય છે. તેની સામ્યતા બતાવવા માટેજ સંસારને ત્રિશૂળની ઉપમા

આપી છે. યથાર્થ મોક્ષ અથવા નિરતિશય સુખ, સંસારનું ઉલંઘન કર્યા સિવાય પ્રાપ્ત થઇ શકતું નથી. કેટલાંએક મનુષ્યો આ સંસારમાંજ એકાદ ઉચ્ચ પદની પ્રાપ્તિ તેને મોક્ષ સમજે છે પણ એ તેની ભ્રાન્તિ છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે તો હાથમાં ઉપહાર લઇ વિનય પૂર્વક થી સદ્ગુરુને શરણે જવું જોઇએ અને સેવા વિધિથી તેમને પ્રસન્ન કરી પછી પ્રશ્ન કરવા જોઇએ. એમ ઉપનિષદોમાં, જિજ્ઞાસુઓને ઉદ્દેશીને વિધાન કરવામાં આવેલ છે. પરંતુ જ્યારે ધર્મગ્લાની થાય છે ત્યારે યોગ્ય ગુરુની પ્રાપ્તિ અસંભવિત તો નહિ પણ કઠિણતો જરૂર થાય છે. શ્રીસનાતનધર્મનો દુરુપયોગ કરી કેટલાએક સ્વાર્થી લોકો મહાત્મા બનવાનો ડોળ કરે છે અને આત્મોપદેશનો ધંધો લઇ બેસે છે. તેનું પરિણામ બીજ પ્રમાણેજ આવે છે. જેથી શુદ્ધ શાસ્ત્રીય વિધાન તરફ પણ સામાન્ય જન સમૂહ શંકાની દૃષ્ટિએ જુએ છે. કારણ કે યથાર્થ જ્ઞાનોપદેશ કરવાનો જેનો અધિકાર છે તે વેદાદિ શાસ્ત્રનો, અનધિકારીને ઉપદેશ કરવા પ્રવૃત્તિ કરતા નથી. વર્તમાન સમયમાં તો નિશાળ અને કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ પણ આત્મજ્ઞાનની વાતો કરે છે!! તો સમજુ પુરુષોએ એવા પ્રકારના ધંધાથી પોતાનાથી બની શકે ત્યાં સુધી જરૂર બચવું.

આવા સ્થળમાં એ શંકાને અવકાશ છે કે ત્યારે ધંધાદારી ગુરુના ફંદામાં ન ફસી પડાય માટે શું કરવું? અને યથાર્થ તત્ત્વજ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું? તેનું સમાધાન એ છે કે પ્રાચીન માન્ય આચાર્ય તથા મુનિઓના જે ગ્રંથો છે તેમાં જિજ્ઞાસુનાં જે લક્ષણો છે તેનું સારી રીતે સેવન કરવું જેથી યોગ્ય ગુરુ અનાયાસે આવી મળશે. અથવા એકલવ્યે જેમ દ્રોણગુરુની માટીની પ્રતિમા બનાવી તેમની પાસેથી ધનુર્વિદ્યાની પ્રાપ્તિ કરી હતી તેમ શંકરાચાર્યપ્રભૃતિગુરુઓનોપ્રસાદજ શાસ્ત્રદ્વારા તત્ત્વજ્ઞાનના રહસ્યને સમજાવશે. અસ્તુ.

"યથાવિધિ સમીપ આવેલા શિષ્યને વિદ્વાન ગુરુએ તત્ત્વોપદેશ કરવો." એ વિધિને અનુસરી ગુરુ પોતાના શિષ્યને ઉપદેશ કરે છે—

**एवमुक्तो गुरुः प्राह स्वशिष्यं करुणानिधिः ॥ ५ ॥**

અર્થ—એ પ્રમાણે પૂછતાં કરુણાસાગર ગુરુ પોતાના શિષ્યને કહેવા લાગ્યા.

વિવેચન—જેમ ધર્મ ગ્લાનિ થતાં ધંધાદારી ગુરૂઓ વધી પડે છે, તેમ સ્વાર્થી શિષ્યો અગર વગર મહેનતે સંસારને તરનારા શિષ્યો પણ ઘણા આવે છે. તેઓ સાધન સાધવા તત્પર નથી હોતા, મહેનત કરવાનું આવે તો કંટાળે છે. જો સહજે હાથ મળી જાય તો તે લેવાને તત્પર હોય છે. જેમ ગુરૂઓથી ચેતતા રહેવાની જરૂર છે તેમ શિષ્યોની પણ કસોટી જરૂર કરી જોઈએ. કસોટી વિનાનો શિષ્ય યોગ્ય નીકળવો અશક્ય છે. જે શિષ્ય યોગ્ય હોય તેના પરજ શ્રીસદ્ગુરુ કરુણા કરે છે.

ज्ञानमज्ञाननाशाय नियतं साधनं त्विति ।

અર્થ—અજ્ઞાનને નાશ કરનારૂં અન્ય સાધનોથી વિલક્ષણ જ્ઞાનજ નિયત સાધન છે.

વિવેચન—અજ્ઞાનને દૂર કરનારૂં નિયત સાધન જ્ઞાન છે. કર્મ અથવા ઉપાસના નથી. કારણ કે કર્મને ઉપાસના મનુષ્યના મનને શુદ્ધ અને સ્થિર કરનાર છે તે પણ નિષ્કામ ભાવથી કરે તો નહિતો સકામ કર્મ વાસનાની વૃદ્ધિ કરી જન્મ મરણને પોષે છે. માટે વિચારવાને કર્મ ઉપાસનાનો ઉપયોગ ચિત્ત શુદ્ધિ અને સ્થિરતા પુરતોજ કરવો. તેમાં આસક્તિ રાખી કેવળ તેના આગ્રહી બનવું નહિ. તેમ અંતઃકરણની શુદ્ધિ થયા સિવાય કેવળ જ્ઞાનની વાતો કરવાથી પણ અજ્ઞાન જતું નથી એ ધ્યાનમાં રાખવું. યથાર્થ જ્ઞાનજ અજ્ઞાનનો નાશ કરવા સમર્થ છે

શિષ્ય—હે ભગવાન્ ! મેં તો સંસાર ચક્રની નિવૃત્તિનો ઉપાય પૂછ્યો છે અને આપતો અજ્ઞાનના નાશનો ઉપાય કહો છો. આપનો ઉત્તર મારા પ્રશ્નને મળતો નથી. ગુરૂ તેનું સમાધાન કરે છે—

संसारशूलमखिलं वृककाकादिसेवितम् ॥ ६ ॥
मायिनो मायया भातं मायाज्ञानमितीरितम् ।

અર્થ—ક્રોધરૂપ વરૂ અને કામાદિ કાગડાથી સેવાએલું સર્વ સંસાર ચક્ર માયાવાન્ ઈશ્વરની માયાથી ભાસે છે અને માયાને અજ્ઞાન કહે છે

વિવેચન—માયા એટલે શું ? અને શ્રી શંકરાચાર્યે તેનો અંગીકાર શા માટે કર્યો ? એનો પ્રશ્ન દ્વૈતવાદીઓ તરફથી કરવામાં આવે છે. પરંતુ આચાર્યશ્રીએ માયાનો જે ઉલ્લેખ કરેલો છે તે શબલ બ્રહ્મની શક્તિ છે,

માયાની-ઈશ્વરની શક્તિ પ્રમાણ શૂન્ય નથી. શ્રુતિ, સ્મૃતિ અને અનુભવ એ ત્રણે પ્રબલ પ્રમાણોથી તેની સિદ્ધિ થાય છે. मायांतु प्रकृतिं विद्यात्० । इन्द्रो मायाभिः पुरुरूपमीयते० । ઇત્યાદિ શ્રુતિ તથા प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि० । ममभाया दुरत्यया० । વિગેરે સ્મૃતિ તથા સુષુપ્ત પુરૂષનો અજ્ઞાન વિષયક અનુભવ તે પ્રમાણરૂપ છે. લૌકિક માયા પણ અજ્ઞાન રૂપ છે મારડીના ખેલ-મદારીના તમાસા આપણે જોઇએ છીએ તેની કરામત આપણને એકાએક સમજાતી નથી તે વાત સર્વના જાણવામાં છે. "કાર્ય સ્પષ્ટ દેખાય પણ તેનું યોગ્ય કારણ કળવામાં ન આવે" એ લૌકિક માયાનું લક્ષણ છે. તેજ લક્ષણ અજ્ઞાનમાં પણ બરાબર ઘટે છે. માટે આચાર્યે તેને "માયા" એ નામ આપેલું છે. માયા એટલે પ્રબલ બ્રહ્મની શક્તિ. તેજ જીવાત્માને પોતાના સ્વરૂપનું ભાન થવા દેતી નથી. માટેજ તેને અજ્ઞાન પણ કહેવામાં આવે છે. પરંતુ તે નામ સ્વકલ્પિતજ છે, એમ નથી તે ઉપરની બાબતથી સ્પષ્ટ થાય છે. તેથી શ્રીઆચાર્ય ઉપર જે આક્ષેપ કરવામાં આવે છે તે વ્યર્થ છે એટલુંજ નહિ પણ દ્વેષ મૂલક છે તેમ વિચાર પૂર્વક ન્યાયને શરણે થઇને કહેવું પડે છે.

---

જ્ઞાન કોને કહે છે તે, તથા અજ્ઞાનને અધિક સ્પષ્ટ કરે છે.

ज्ञानं वेदान्तविज्ञानमज्ञानमितरत्पुनः ॥ ७ ॥

**અર્થ**—વેદાન્ત-ઉપનિષદ્‌નાં વાક્યોનો વિચાર કરવાથી જે ઉત્પન્ન થાય તેને જ્ઞાન કહે છે. એ સિવાયનાં સર્વ જ્ઞાન તે અજ્ઞાનજ છે.

**વિવેચન**—અખિલ વિશ્વનું અધિષ્ઠાન જે બ્રહ્મ તેનો સાક્ષાત્કાર એજ વેદાન્ત પ્રમાણજન્ય જ્ઞાન છે. કારણ તેજ જ્ઞાનથી પ્રમેયનું યથાર્થ ભાન થાય છે. પ્રમાણ પ્રમેયને આધીન છે. કારણકે જેવો પ્રમેય હોય તેને તેવોજ બતાવવો એટલુંજ કામ પ્રમાણોનું છે. પ્રમેયને વિપરીત કરવાનું સામર્થ્ય પ્રમાણમાં નથી. અજ્ઞાન તેનાથી વિપરીત છે. પ્રમેયનું યથાર્થ ભાન ન હોવું, પ્રમેય છેજ નહિ, એવો જે પ્રકાર તેને અજ્ઞાન કહેવામાં આવે છે. કહેવાનો હેતુ એ છે કે અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ નહિ. પણ પ્રમેય-જ્ઞાન તેનું ઉલટું ભાન, અથવા વિપરીત જ્ઞાનનું જે બીજ તેજ અજ્ઞાન. તેથીજ અમારા અદ્વૈત સિદ્ધાન્તમાં અજ્ઞાનને ભાવ રૂપ કહેવામાં આવેલ છે. અભાવ રૂપ નહિ. ૭

---

नहि भ्रान्तस्य विज्ञानं लोकेऽपि ज्ञानमिष्यते ।
अतो ब्रह्माहमस्मीति बोधो मार्गोऽत्र संमतः ॥ ८ ॥
संसारशूलं संत्यज्य गच्छतां मुक्ति मंडपे ।

અર્થ—સંસારમાં પણ ભ્રાન્ત પુરૂષનું જે જ્ઞાન છે તેને જ્ઞાન માનવામાં આવતું નથી. માટે સંસાર શૂલનો પરિત્યાગ કરીને મુક્તિમંડપમાં જ. **अहंब्रह्मास्मि** એ બોધરૂપ સંમત માર્ગ છે.

વિવેચન—વ્યવહારમાં પણ જોવામાં આવે છે કે સન્નિપાતથી ભ્રાન્તિમા પડેલો પુરૂષ કહે છે કે "સાંભળો સાંભળો નગારાં વાગે છે" તો તેના જ્ઞાનને કોઇ યથાર્થ જ્ઞાન માનતું નથી. તેમ વેદાન્તવાક્ય સિવાયનું અન્ય જ્ઞાન પણ ભ્રાન્તિમય હોવાથી માન્ય કરવા યોગ્ય નથી. માટે સંસાર રૂપ શૂલનો પરિત્યાગ કરીને મુક્તિમંડપમાં જવા સારૂ વિવેકી પુરૂષોને માટે "હું બ્રહ્મ છું" એવા પ્રકારનું જે અપરોક્ષ-સ્વાનુભવરૂપ જ્ઞાન એજ શાસ્ત્ર માન્ય માર્ગ છે.

---

कर्तव्यमेतद्विज्ञानमात्माज्ञानापनुत्तये ॥ ९ ॥

અર્થ-આત્મ અજ્ઞાનના નાશ માટે વિજ્ઞાન પ્રાપ્ત કરવું એજ કર્ત્તવ્યછે.

વિવેચન—આત્મ અથવા સ્વસ્વરૂપનું જે અજ્ઞાન તેને દૂર કરવા માટે પોતાના સ્વરૂપનું પ્રથમ પરોક્ષ પછી અપરોક્ષ એટલે પ્રત્યક્ષ વિજ્ઞાન શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા પ્રાપ્ત કરવું એજ મનુષ્ય જન્મનું મુખ્ય કર્ત્તવ્ય છે. તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરનાર વ્યક્તિજ વ્યવહારમાં રહેનાર મનુષ્યોને માટે કર્ત્તવ્યનું સ્વરૂપ બતાવવાને લાયક છે. બીજા લેભાગુ પુરૂષો જે કર્ત્તવ્યની બૂમો મારે છે તે નકામી છે. તો આપણા પૂજ્ય તત્ત્વનિષ્ઠ મહાત્માઓએ જે માર્ગ આપણે માટે નક્કી કરેલ છે તેજ શ્રી સનાતન ધર્મને અનુસરવામાં પરમ શ્રેય છે. ૯

કર્ત્તવ્યનો નિશ્ચય કરાવવા સારૂ અકર્ત્તવ્યનું કથન કરે છે.

न चान्यदग्निष्टोमादि देहकारागृहप्रदम् ।

અર્થ—અને દેહરૂપી કારાગૃહ-આપનાર અગ્નિષ્ટોમાદિ કર્મ નથી.

વિવેચન—આ વિષય તત્ત્વજ્ઞાનનો છે તેથી સંસારનું જેનાથી પોષણ છે એવાં કામ્ય કર્મનો પણ નિષેધ કરવામાં આવે છે. કારણકે જેને કેવળ મોક્ષની ઇચ્છા છે. તેવો પુરૂષ વિષય સુખરૂપ ફળની ઇચ્છાથી કોઇ પણ જાતનો યત્ન કરી શકતો નથી. પણ કામ્યકર્મ બંધનું નિદાન છે એવી જ્યાં સુધી તેને ખબર નથી ત્યાં સુધીમાં કોઇ પણ પ્રકારની સંસારી સુખની ઇચ્છાથી યત્નપૂર્વક કરેલ કર્મનું ફળ, તેના કર્તાને જરૂર મળવુંજ જોઇએ એવી નિયંતાની નીતિ છે. સુખ અથવા દુઃખ એમાંનો કોઈ પણ ભોગ શરીર વિના બની શકે તેમ છેજ નહિ. માટે કામ્યકર્મ દેહરૂપી બંધને અવશ્ય ઉત્પન્ન કરેજ છે. કારણ અજ્ઞાન નિયતીને નિવારણ કરવા સમર્થ નથી. તેથી તે નિયમને વશજ વર્તે છે.

---

आत्मबोधो वृहत्तस्मादुक्ताज्ञानविनाशनात् ॥ १० ॥
प्रापणाद्यात्मरूपस्य ब्रह्मणो भेदशून्यतः ।

અર્થ—(તેથી) આત્મ અજ્ઞાનને નાશ કરવાથી અને ભેદ શૂન્ય હોવાથી તથા આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવનાર હોવાથી આત્મબોધજ શ્રેષ્ઠ છે.

વિવેચન—મોક્ષ સાધનમાં બે કારણ સર્વોત્કૃષ્ટ છે. એક સમૂળ દુઃખ નાશ કરનાર અને બીજું નિરતિશય આનંદ પ્રાપ્ત કરાવનાર. આ ઉભય બાબત આત્મજ્ઞાનના યોગથીજ થાય છે માટેજ આત્મબોધ અથવા બ્રહ્મજ્ઞાનજ ઉત્તમ છે. છાંદોગ્ય શ્રુતિમાં પણ ભૂમા (સર્વ વ્યાપી બ્રહ્મ) નેજ સુખરૂપ કહેલ છે જે અલ્પ (પરિચ્છેદવાળી વસ્તુ) છે તેમાં સુખ નથી. તેથી (૧) દેશ પરિચ્છેદ (૨) કાલ પરિચ્છેદ (૩) વસ્તુ પરિચ્છેદ એ ત્રિવિધ પરિચ્છેદ રહીત ભૂમા અથવા બ્રહ્મનું પ્રતિપાદન કરવા સારૂ પ્રથમ ત્રિવિધ પરિચ્છેદનું ઉદાહરણ સાથે સ્વરૂપ સમજાવે છે.

(અપૂર્ણ)




## अथ चूडाकरण. ८

चूडाकर्म द्विजातीनां सर्वेषामेवजन्मतः ।
प्रथमेऽब्दे तृतीये वा कर्त्तव्यं श्रुतिचोदनात् ॥

બ્રાહ્મણાદિ દ્વિજોના બાલકોનું ચૂડાકર્મ પહેલે અથવા ત્રીજે વર્ષે વેદની આજ્ઞા હોવાથી કરવું. પાંચમે વર્ષે અથવા યજ્ઞોપવિતની સાથે કુલમાં આચાર હોય તે રીતે મુંડન કરવું. જ્યોતિઃશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દિવસે મુંડન કરે, રાત્રિમા નહિ. પુત્રની માતા ગર્ભિણી હોય તો પાંચમા વર્ષથી પહેલા ચૂડાકર્મ ન કરે, પાચ વર્ષની ઉમર થઇ ગયા પછી તેની માતા ગર્ભિણી હોય તો પણ કરે અને યજ્ઞોપવિતની સાથે કરવામા ગર્ભિણી હોય તો પણ દોષ નથી. વિવાહ, ઉપનયન અને ચૂડાકર્મ વખતે માતા રજસ્વલા હોય તો તેની શુદ્ધિ પછી તે કર્મ કરે, કુમારને જ્વર (તાવ) આવતો હોય તો કર્મ ન કરે પિતા અવિદ્યમાન હોય તો માતા અથવા કાકો મુંડનાદિ કરાવે. અને તે સમયે કાકાની સ્ત્રી રજસ્વળા હોય તો તેની શુદ્ધિ થઇ ગયા પછી નાંદી શ્રાદ્ધ કરીને ચૂડાકર્મ કરાવે. યદિ આગળ મુહૂર્ત ન હોય તો રજસ્વલા જ્યાં પૂજનાદિ વિધિ કરી ચૂડાદિ કરી લે. પેઢીમા ત્રણ પેઢીના કુટુંબમાં કોઇનાં લગ્ન થયા હોય તો છ માસ ગયા સિવાય યજ્ઞોપવિત ન કરે. તેમ મુંડનાદિ કર્મ પણ ન કરે અને જો કોઇ સંકટ હોય તો સંવત્સર બદલ્યા પછી કરી લે. ત્રણ પેઢીમાં કોઇ મરી ગયું હોય તો માસિક શ્રાદ્ધ પછી ચૂડાદિ કર્મ કરે. એક માતાથી ઉત્પન્ન થએલા સહોદરનાં એક વર્ષમાં સાથે ચૂડાકર્મ સંસ્કાર ન કરે. ચૂડાદિ કર્મનો પ્રારંભ થઇ ગયા પછી સૂતક આવી પડે તો કુષ્માંડી ઋચાઓથી હોમ કરે, તથા એક ગૌદાન આપી ચૂડાકર્મ, ઉપનયન, વિવાહ વિગેરે કર્મ કરી લે કન્યાઓના મુંડન સુધીના સંસ્કારો સ્માર્તમંત્ર અથવા નામ મંત્રોથી કરવા. અને તે સંસ્કારમા જે હોમ કહેલ છે તે વેદ મંત્રથીજ કરે.

**પ્રયોગ**—જેને ત્યાં શ્રૌત અથવા સ્માર્ત અગ્નિ સ્થાપિત હોય તે યજ્ઞશાળા બહાર મંડપ વેદી બનાવી શુભ મુહૂર્તમા ચૂડાકર્મ કરે. માતા બાલકને સ્નાન કરાવી શુભ વસ્ત્ર પહેરાવી ખોળામા લઇ અગ્નિથી પશ્ચિમ દિશામાં બેસે. દેશકાળનું સંકીર્તન કરી, કુમારની શુદ્ધિ તથા પરમેશ્વરની પ્રસન્નતા માટે વપનયન ચૂડાકર્મ એક અમર એક કર્મ કરીશ એ રીતે સંકલ્પ કરે નિર્વિઘ્નતા માટે ગણેશ પૂજન વિગેરે કરી પુણ્યાહવાચનના અંતમાં **પ્રજાપતિઃ પ્રીયાતામ્** કહે. પછી ચૂડાકરણાધિકાર સિદ્ધિને માટે સંકલ્પ પૂર્વક ત્રણ બ્રાહ્મણોનું ભોજન કરાવી વિધિ પૂર્વક હોમ કરે પ્રથમ વેદિમાં પાંચભૂ સંસ્કાર કરે. ત્રણ દર્ભથી વેદિને વાળી, દર્ભને ઇશાન ખૂણામાં ફેંકી દે, પછી છાણ અને જલથી લીંપી સુવાના મૂળથી વેદી ઉપર ઉત્તરોત્તર ત્રણ રેખાઓ કરે. અનામિકા અને અંગુઠાથી રેખાઓમાંથી માટી કાઢી, પછી પાણી છાંટે. કાંસા અથવા માટીના પાત્રમા સભ્ય નામનો અગ્નિ લાવી પશ્ચિમાભિમુખ સ્થાપન કરે. અગ્નિથી પશ્ચિમમાં અને યજમાનથી દક્ષિણમાં સ્નાન પૂર્વક શુદ્ધ કરેલ બાળકને લઇ માતા બેસે. પછી પુષ્પ, ચન્દન, તામ્બુલ અને વસ્ત્રને લઇને ( ૐમદ્ય ) વિગેરે યજમાન બ્રહ્માનું વરણ કરે અને પુષ્પાદિ બ્રહ્માના હાથમાં આપે. બ્રહ્મા પુષ્પાદિ લઇને **ૐ વૃતોસ્મિ** કહે પછી યજમાન **યથાવિ૦** કહે અને બ્રહ્મા **કરવાણિ૦** કહે પછીથી અગ્નિથી દક્ષિણમાં શુદ્ધ આસન નાખી તેના પર અગ્ર ભાગ પૂર્વમા રહે એવી રીતે દર્ભ પાથરી, બ્રહ્માને અગ્નિથી પ્રદક્ષિણા કરાવી પછી કહેવું કે આ કર્મમાં તમે મારા બ્રહ્મા થાઓ, બ્રહ્મા **ભવામિ** એમ કહે પછી બ્રહ્માને ઉત્તરાભિમુખે બેસાડી પ્રણીતાપાત્રને સામે રાખે અને પાણી ભરી દર્ભથી ઢાંકીને બ્રહ્માનું મુખ જોઇ અગ્નિથી ઉત્તરમા દર્ભ પર તેને રાખે. ત્યાર બાદ ચાર મુઠ્ઠી કુશ લઇને અગ્નિથી ગોતરફ પૂર્વે કહેલા સંસ્કારમાં કહ્યા પ્રમાણે બીછાવે. પછીથી ચરૂ પકવવો 'વિગેરે તમામ ક્રિયાઓ પ્રથમ કહી છે તેજ રીતે કરે ને છેવટ પ્રાયશ્ચિત હોમ કરે. તેમાં ચોદ આહુતિ ત્યાગ સહિત આપી સસ્ત્રવ પ્રાશન કરે. હાથ ધોઇ આચમન કરી બ્રહ્માને દક્ષિણા આપે છેવટ સંકલ્પ કરે. બ્રહ્મા સ્વસ્તિ કહીને દક્ષિણા લે. છેવટ પ્રથમ કહ્યા પ્રમાણે હોમ સમાપ્તિ કરે. પછી શીતળ જલને ગરમ જળની સાથે **उष्णेन०** મંત્રથી મેળવી થોડું દહીં જળમાં મેળવી થોડુ માખણ નાખે પછી પૂર્વાભિમુખ બેઠેલા બાળકના શિર પર દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર એ રીતે પ્રથમથી બાંધી રખેલા પણ જુડામાંથી જમણી બાજુના જૂડાને **ૐ सवित्रा०** મંત્ર બોલી મિશ્રણ કરેલા જળથી પલાળે. પછી તેના

ત્રણ ભાગ કરે પછી શિરોગ્રીમાંથી વાળને છૂટા કરી સત્તાવીસ કુશોમાંથી ત્રણ કુશો લઈ તેના અગ્ર ભાગને ત્રણ વિભાગમાંથી પહેલા ભાગના મૂળમાં ૐ ઓષધે૦ મંત્ર બોલી લગાવે. ત્યાર પછી ૐશિવો નામાસિ૦ મંત્ર ભણી લોખંડનો અસ્ત્રો હાથમાં લઇ નિવર્ત્તયા૦ વાળાને અસ્ત્રાનો સ્પર્શ કરાવી યેનાવપ૦ મંત્ર ભણીને કેશોના ભાગને દર્ભ સહિત કાપે તેને બળદના છાણ ઉપર ઉત્તર દિશામાં રાખે. એ રીતે દક્ષિણ ભાગને સાફ કર્યા પછી પશ્ચિમ ભાગના વાળને પત્રાણી મંત્ર વિનાજ કાપે છેવટે યત ક્ષુરેણ૦ મંત્ર બોલી અસ્ત્રાને માથાપર ચોતરફ ફેરવે. પછી ઉષ્ણ જળથી આખા માથાને ધોવડાવી પછી ૐ અક્ષિણ્વન્૦ કહી નાઇના-હજામના-હાથમાં અસ્ત્રો આપે. પછી ધર્માનુસાર હજામ હજામત કરે. જે પ્રકારે કુળાચાર હોય તે રીતે કરે. પછી પૂર્ણ તુલ્ય પૂર્ણાહુતિ આપી સુવથી ભસ્મ લઈ મસ્તકે લગાવે. પછી વપન કરેલા કેશને તળાવ, નદી કે ગૌશાળામાં કિનારે દાટી દે. પછી સંસ્કાર કરનાર પુરૂષ પોતાના ગુરૂને ગૌનું મૂલ્ય દક્ષિણા આપીને માતૃગણોનું વિસર્જન કરે છેવટ દશ બ્રાહ્મણોનું ભોજન કરાવે. ઇતિ ચૂડાકર્મ.




## પ્રકરણ ૧૭ મું.

### દ્વૈતવનમાં યુધિષ્ઠિર ને દ્રોપદી.

શ્રીકૃષ્ણ આદિ સમ્બન્ધીઓના ગયા પછી અર્જુનની સલાહથી પોતાના ભાઇઓ તથા સહધર્મિણી દ્રોપદીને સાથે લઈ રાજા યુધિષ્ઠિર દ્વૈતવનમાં ગયા. ત્યાં જતા તેમના અનુભવમાં આવ્યું કે વર્ષાઋતુનો આરંભ થયેલો હોવાથી તાડ, તમાલ, આંબા, જાંબુડા, કદમ્બ, ખજૂર વિગેરે વૃક્ષો પોત પોતાના ફૂલો અને ફળોથી પોતાનીજ નહિ પણ સમગ્ર વનની શોભામાં વૃદ્ધિ

કરી રહેલ છે, મોર, ચકોર, કોયલ વિગેરે પક્ષીઓ વૃક્ષારૂઢ થઇ આનંદ સૂચક ગાન કરી રહેલ છે. પર્વતોની પાસે મદવાળા હાથીઓ, હાથણીઓની સાથે આમ તેમ ફરી રહેલ છે. ભોગવતી નદીના કિનારા ઉપર જટાધારી મહાત્માઓ ઇશ્વર ધ્યાનમાં નિમગ્ન થઇને બેઠેલા છે તેમના આશ્રમોની પાસે સુંદર સ્થાન જોઇને પાડવો પણ ઉતરી પડ્યા. સંત પુરૂષોના સમાગમને લઇ કેટલાએક દિવસ સુધી પાંડવો પોતાનાં દુઃખો ભૂલી ગયા હોય તેવું તેમને જણાવા લાગ્યું અને કેટલોએક કાળ તેમણે શાન્તિમાં વ્યતીત કર્યો.

એક દિવસ સંધ્યાનો સમય હતો ભગવાન્ ભાસ્કર પોતાના તેજને પોતાની અંદર સમાવતા જતા હતા તે વખતે યુધિષ્ઠિર અને ભીમસેન બેઠા હતા તે વખતે દ્રૌપદી યુધિષ્ઠિરને કહેવા લાગ્યાં "હે નાથ! દુર્યોધનની દુષ્ટતા તો જુઓ. તેણે આપણ સર્વને રાજ્યભ્રષ્ટ કરી વનવાસી બનાવ્યા છતાં તેના મનમાં જરાએ સંતાપ થયો હોય એમ સમજાતું નથી. આ પણ કઠોરતાની પરાકાષ્ટાજ તો? મને લાગે છે દુર્યોધનનું મન વજ્ર કરતા પણ વધારે મજબૂત હોવું જોઇએ કારણ કે આપ સમાન ધર્માત્માને પણ કઠોર વાક્ય કહેવામાં તેના મને આંચકો ખાધો નહિ. તે આપને દુઃખી કરવામાંજ આનંદ માને છે. જે વખતે આપ વનમાં જવાને વાસ્તે તૈયાર થયા અને આપે મૃગચર્મ ધારણ કર્યું તે વખતે સર્વની આંખમાંથી આંસુઓ પડવા લાગ્યા પરંતુ દુર્યોધન, દુઃશાસન, શકુની અને કર્ણ એ ચાર પાપીઓના ઉપર કશી પણ અસર ન થઇ. મહાભાગ! આપને આ નવીન પથારી અને કુશાસન જોઇ આપની પુરાણી પથારી અને રાજ સિંહાસન અવશ્ય યાદ આવતાંજ હશે. હા નાથ! મે એક વખત આપશ્રીને રાજમંડળમા ઘેરાએલા જોયેલા પુનઃ આપની આ દશા જોઇને આપજ વિચાર કરો કે હું શાન્તિ કેવી રીતે માની શકું? પ્રથમ આપને સુંદર કપડા પહેરેલા, ચંદન ચર્ચા કપોલ, અને સૂર્ય સમાન તેજસ્વી જોયા હતા આજ આપને તેનાથી વિલક્ષણજ જોઉં છું. જેના ગૃહમાં હજારો બ્રાહ્મણો સુવર્ણના પાત્રમાં ભોજન કરી યથા યોગ્ય દક્ષિણા લઇ આશીર્વાદ દેતા વિદાય થતા હતા આજ એ દૃશ્ય તો સ્વપ્ન રૂપજ બન્યું છે. હાય! શું કરૂં અને ધીરજ પણ કેવી રીતે ધારણ કરૂં? આપના ભાઇઓને માટે સ્વાદુ ભોજન બનાવી રસોઇયાઓ રાહ જોયા કરતા હતા તેજ આપના ભાઇઓ આજ ફલ ઉપર ગુજરાન કરે છે એ જોઇ મારા શોકની મર્યાદા તૂટી પડે છે. જે ભીમસેન સુંદર વસ્ત્રો પહેરી ઉત્તમ સ્વારી ઉપર સ્વાર થતા હતા, જે કૌરવોનો નાશ

કરવાની એક ક્ષણમાં શક્તિ રાખે છે તેજ ભીમ આજે આ વનમાં દીન હીન બની સામાન્ય ગરીબ મનુષ્યની પેઠે દાસનું કામ કરી રહેલ છે, આવું જોવા છતાં આપનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થતો નથી અને કેવલ આપ સ્વ-પ્રતિજ્ઞાના પાશમાં નિબદ્ધ છો તેથીજ સર્વ સહન કરી રહેલા છો જે અર્જુન બે હાથ વાળો છતાં સહસ્રાર્જુનની બરાબરીનો દાવો કરે છે જે બાણ ચલાવવાના કર્તવ્યમાં અદ્વિતીય છે. જેના પરાક્રમથી દબાઇનેજ મોટા રાજાઓ પણ આપને આધીન થયા છે તેજ વીરની સત્તાથી સર્વ રાજાઓ રાજસૂય યજ્ઞમાં આજ્ઞાધિકારીઓની પેઠે કામ કરતા હતા. જે એકજ સાથે પાંચસો બાણો ચલાવી શકે છે. દેવ, દાનવ, ગન્ધર્વ, કિન્નર વિગેરે સર્વ જેની બાણ વિદ્યાની ધાક માને છે તેને વનવાસી અને તપસ્વીના વેશમાં જોઇને પણ આપ ચલાયમાન થતા નથી તમારા પ્રીય ભાઇ નકુલ અને સહદેવનું દુઃખ જોવા છતાં આપ ક્ષમા રૂપજ બની રહેલા છો. એ સર્વ બાબતનો વિચાર કરતાં આપ શું ધારો છો એ કંઈ સમજવામાં આવતું નથી. હું મારી હકીકત મારા મુખથી શું કહું? હું રાજા દ્રુપદની પુત્રી, મહાત્મા પાંડુની કુળવધૂ, વીર ધૃષ્ટદ્યુમ્નની બ્હેન, અને આપ સર્વની ધર્મિષ્ઠી ભાર્યા છતાં આવા પ્રકારનાં કષ્ટોને વેઠી રહી છું. હવે આના કરતા વિશેષ દુઃખની વાત શી હોઇ શકે? ભાઇ અને આપના ભાઇઓનું આટલું દુઃખ દેખ્યા છતા જ્યારે આપને કોઇ પ્રકારની વ્યથા થતી નથી તેથી મને લાગે છે કે આપ ક્રોધ શૂન્ય છો સંસારમાં એ વાત પ્રસિદ્ધ છે કે આ જગતમાં કોઇ ક્ષત્રિય એવા નથી કે જે ક્રોધ શૂન્ય હોય પરંતુ આપમા તો ઉલટી વાત દેખાય છે. શાસ્ત્ર પણ કહે છે કે—

> यो न दर्शयते तेजः क्षत्रियः काल आगते ।
> सर्व भूतानि त पार्थ सदा प्रविभवंत्युत ॥

હે પૃથા પુત્ર ધર્મરાજ! યોગ્ય સમય આવ્યા છતાં જે ક્ષત્રિય પોતાનું તેજ બતાવતો નથી તે મનુષ્યની પાસે પરાભવ પામે છે. માટે ક્ષાત્ર ધર્મની રક્ષા કરો. આ વખતે કોઇ પણ પ્રકારથી શત્રુઓને ક્ષમા આપવી એ આપને યોગ્ય નથી આ વખતે તો નિસંદેહ ક્ષાત્ર તેજ બતાવી શત્રુઓનો નાશ કરવો એજ કલ્યાણકારક છે મારો કહેવાનો એ આશય નથી કે આપ સમગ્ર ક્ષમાનો પરિત્યાગ કરી નાખો. કારણ કે ક્ષમા કરવી એ પણ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે. પરંતુ સર્વ વાતો સમયાનુસાર હોય છે

જ્યારે ક્ષમાનો સમય આવે ત્યારે ક્ષમા પણ ધારણ કરજો મારી સમજણ પ્રમાણે આ સમય ક્ષાત્ર તેજ બતાવવાનો છે ક્ષમાનો નહિ."

યુધિષ્ઠિર કહે છે—"પ્રિયે સર્વ સારી અને નઠારી વાતો ક્રોધથીજ થાય છે જે મનુષ્ય ક્રોધને રોકી શકે છે તેનું કલ્યાણ થાય છે અને જે પોતે ક્રોધને વશ થઇ જાય છે, તે હાનિ સહન કરે છે. ક્રોધને લઇનેજ ઘણા લોકો બહુ બુરાં કામ કરી બેસે છે. ક્રોધને વશ થએલો માણસ સામાને કડક વાતો કહી દે છે વિશેષ શું કહું ક્રોધી મનુષ્ય કોઇ કોઇ વખત એવું કામ કરી બેસે છે કે તેજ તેના સર્વ નાશનું નિદાન થઇ પડે છે. તેથી બુદ્ધિમાન્ પુરૂષો ક્રોધને જીતીને આ લોકમાજ નહિ પણ પરલોકમાં સુખ ભોગવવા સમર્થ થાય છે એ વિચાર કરીનેજ મે મારા ક્રોધાગ્નિને શીતળ કરી નાખ્યો છે. જેમ જૂઠની અપેક્ષાએ સત્ય શ્રેષ્ઠ છે તેજ પ્રમાણે ક્રોધની અપેક્ષાએ ક્ષમાનું પદ ઉચ્ચ છે. યથાર્થ તેજસ્વી તેજ પુરૂષ છે કે જેના હૃદયમા ક્રોધ નથી. ક્રોધને તેજ સમજવું એ કામ મૂઢ લોકનું છે સત્ય તેજ ક્ષમામાંજ છે તેથીજ તત્વદર્શી પંડિતોએ ક્ષમાની પ્રશંસા કરી છે કે—

क्षमा तेजस्विनां तेजः क्षमा ब्रह्मतपस्विनाम् ।
क्षमा सत्य सत्यवतां क्षमा यज्ञः क्षमा शमः ॥

તેજસ્વિયોનું તેજ તપસ્વીઓનુ બ્રહ્મ, અને સત્ય બોલનારાઓનું સત્ય ક્ષમાજ છે. તેજસ્વી જો ક્ષમા ન કરી શકે તો તે તેજસ્વી નથી. તપસ્વી ક્ષમાનો ગુણ ધારણ ન કરી શકે તો તેને બ્રહ્મ પ્રાપ્તિનો અસંભવ છે, અને સત્યવક્તા યદિ ક્ષમાથી રહિત હોય તો તેનુ સત્ય ફલદાયી થતું નથી. વિશેષ શુ જો કોઇ બીજાને ક્ષમા કરી શકે છે તેને યજ્ઞ કરવાની જરૂર નથી. ક્ષમા કરવી એજ યજ્ઞ છે. ક્ષમા એજ શાન્તિ છે ક્ષમાવિના શાન્તિ થયેજ શક્તિ નથી.

હે પ્રિયે! મહર્ષિ કાશ્યપે ક્ષમા ગુણને સર્વ ગુણથી શ્રેષ્ઠ બતાવ્યો છે તો ક્ષમાનો આટલો મહિમા જાણીને પણ તમે તમારા ક્રોધને રોકો અને સંતોષ ધારણ કરો. પિતામહ ભીષ્મ અને વાસુદેવ શ્રીકૃષ્ણ પણ શાન્તિ તથા ક્ષમાની મહત્તાનો સ્વીકાર કરે છે. આચાર્ય કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, વિદુર, સંજય અને અન્ય સજ્જનો પણ શાન્તિને ચાહે છે. એજ શાન્તિને માટે તે લોકો મહારાજ ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને સમજાવશે અને અમારૂં રાજ્ય પાછું અપાવવાનો યત્ન કરશે જો તેઓ માની જશે તો સારી વાત.

છે. નહિ તો અશાન્તિની આગમાં તે બળીને સ્વયં ભસ્મ થઇ જશે. જે ભરત વંશમાં અમે ઉત્પન્ન થયા છીએ તે વંશને માટે વર્તમાન સમય બહુજ કઠિણ છે આ પરિસ્થિતિને હું બહુજ સારી રીતે સમજી ગયો છું. તે વંશનો નાશ થવાનાં સર્વ ચિન્હો નેત્રોની સામે છે આ વાત હું તમને પ્રથમ પણ કહી ચૂક્યો છું. દુર્યોધન અજ્ઞાની છે તેથી ક્ષમા કરવાનું અને શાન્તિ રાખવાનું સમજી શકતો નથી પણ હું સમજું છું કે આ વખત મારો ધર્મ ક્ષમા રાખવાનો છે તેથી હું એ ધર્મનું અવશ્ય પાલન કરીશ."

(અપૂર્ણ)

---

# विजय मंत्र.

આપણા દેશ ઉપર પાશ્ચાત્યવિદ્યાની છાયા જ્યારથી પડવા લાગી છે ત્યારથી આપણા આચાર, વિચાર, નીતિ, રીતિ અને ધર્મ એ બધાં ધીમે ધીમે પરિવર્તન પામે છે તેમ થવાથી લાભ છે અથવા હાનિ છે એ બાબત હજુ પ્રત્યક્ષ સિદ્ધ થવી તો બાકીજ છે. અનુમાનથી તો તે જાણી શકાય તેમ છે પરંતુ એ બાબત અત્રે ચર્ચવાનો ઇરાદો નથી અત્રે તો કોઇ વૈદિક અપૂર્વ વાતનોજ ઉલ્લેખ કરવાની ધારણા રાખી છે. આ સંસારમાં સત્યને ગ્રહણ કરવાના બહુધા બે પ્રકાર જોવામાં આવે છે. (૧) એક પ્રકાર તો એવો છે કે અમુક વસ્તુમાં સત્ય છે કે અમુકમાં, એમ પરીક્ષા કરીને ગ્રહણ કરવાની શક્તિવાળા છે. (૨) બીજો પ્રકાર એ છે કે કેટલાએકના મનમાં એમ મનાઇ ગયું હોય છે કે અમુક દેશ અથવા અમુક વર્ગના લોકોજ બુદ્ધિની પરાકાષ્ઠાને પહોંચ્યા છે તેથી તેમનાજ આચાર વિચારનું અનુકરણ કરવાથી આપણી પ્રગતિ થશે અગર તે કહે છે તેજ સત્ય એમ માની તેનું અનુકરણ કરે છે પ્રથમ વર્ગ કરતાં બીજો વર્ગ વધારે છે તેના અંગેજ પ્રથમ કહેવામાં આવ્યું તેમ આપણામાં અનેક પ્રકારના પરિવર્તનો થતા જાય છે. અને તેને પ્રગતિ સમજવામાં આવે છે !!

વળી એક વર્ગ એવો પણ છે કે જેને આપણી પ્રાચીન વાતોની કશી પણ ખબર નથી અગર તેના રહસ્યને જાણ્યું નથી તો પણ તેઓ જલદી

બોલી ઉઠે છે કે તેમાં કાંઇ નથી. જેથી ઘણા દેશ હિતેચ્છુઓ આપણી ખરી ખૂબી જાણી શકતા નથી અને યથાર્થ રસ્તાથી ઉલટા જઇ ઉન્નતિને નામે અવનતિમાં પડે છે નેતાઓની આમતિ એ પણ આ સમનો એક ઉદ્દેશ છે.

સામ્પ્રત સમયને નવયુગ નામ આપવામાં આવે છે અને તેમાં પ્રવૃત્તિ કરનારો નવયુવક વર્ગ બહુધા જે અંગ્રેજી વિદ્યાવિભૂષિત છે પાશ્ચાત્ય રીતિ રિવાજોનો પ્રાયશઃ પક્ષપાતિ છે અને આર્યજાતિના ઉત્તમ સંસ્કારોહીન તથા ભારતના રીતિ રિવાજોથી અજ્ઞાત છે તેતો એમજ સમજી બેઠો છે કે આપણે જે પ્રવૃત્તિ કરીએ છીએ તેમાં જે ભાગ લે તેજ ખરો દેશહિતેચ્છુ એજ યથાર્થ મહાત્મા પદવીને લાયક તેણેજ ધાર્મિક કામ કર્યું કહેવાય કિં બહુના તેણેજ નવા જીવનનો આરંભ કર્યો કહેવાય. આ માન્યતાને અનુસરનાર વિશેષ ભાગ છે જોકે તેમાં બહુધા યુવક વર્ગ વિશેષ છે કે જે અનુભવ રહિત છે. છતાં તેનું આકર્ષણ એટલું પ્રબલ થયું છે કે ઘણા મનુષ્યો આનના મોહે તે તરફ આકર્ષાઇ પોતાના સત્ય વિચારોમાં પરિવર્તન કરી તે તરફ ઢળી જાય છે!! આ વર્ગનો મુખ્ય મંત્ર એ છે કે " કામ કરો " એમાની કોઈ વ્યક્તિ મળે છે કે પ્રથમ એ પ્રશ્ન કરે છે કે તમે કામ શું કર્યું? તેમને જ્યારે પૂછવામાં આવે છે કે તમે કામ કર્યું કોને ગણો છો? તેનો બહુધા સંતોષકારક ઉત્તર મળતો નથી. કદાચિત્ કોઇ કહે છે કે અમે તે પણ કામ કરવું. પરિણામ આવે અગર ન આવે તેની દરકાર નહિ, કેટલાએક તો એમજ સમજી બેઠા છે કે, અંત્યજોનો સ્પર્શ કરવો, વર્ણાશ્રમની જરૂર નથી નર્કાદિના ભય બતાવી બાળકોને બીકણ બનાવવાની જરૂર નથી વિગેરે સંસ્કારો નવયુવકોના ઉછળતા જુસ્સામાં પાડીયું તો અનુભવી વૃદ્ધો આપોઆપ પાછળ તણાશે એમ સમજી અવિચારી ગડાપચીશીમાં પડેલા પુરુષોને આવા રસ્તાપર યોજી અંતર અવાજ (પછી તે સાચ છે કે ખોટો એ પણ જેને સમજવાની શક્તિ નથી) પ્રમાણે ચાલવાની સ્વતંત્રતા આપી ઉચ્છૃંખલની વૃદ્ધિ કરવામાં દેશોદય અને સ્વરાજનાં સ્વપ્ન જોઈ રહ્યા છે. તુરત જે થાય છે તેનેજ કામ સમજે જે પરિણામ સુધી દ્રષ્ટિને દોડાવવાનો યત્ન કરતા નથી આવા પુરુષોને પણ પોતાના વિચાર સિદ્ધ કરવાની ઇચ્છા અવશ્ય છેજ.

જુના વિચારના પુરુષો જુનાને સારું સમજે છે ખરા પણ તે પ્રમાણે ચાલી શકતા નથી માત્ર તેને પકડી રહ્યા છે તોપણ એ લોકોએ કાંઇ સ્વતંત્રતાને નથી ચાહતા એવુંતો નથીજ ત્યારે ઉભય પક્ષને અનુકૂળ પડે એવો કિંક વૈદિક વિચાર અમે લખીએ.

વેદ ઇશ્વરકૃત હોવાથી એ અપૂર્વ વિદ્યાનો ખજાનો છે તેમાં અનેક પ્રકારના રહસ્યો રહેલાં છે છતાં સામાન્ય રીતે વેદ સંહિતાઓમાં કર્મ કાંડનો ભાગ મુખ્ય દેખાય છે આર્યાવર્તમાં એક સમયે વૈદિક ક્રિયાનો વિશેષ પ્રચાર હોવાથી તે ક્રિયાઓના નામ દિનપ્રતિદિન લોકોનો જાણવામાં હતા કાળ બળને લઇ ધર્મમાં અનેક પરિવર્તન થઇ જતા દિનપ્રતિદિન દૂર રહી પણ અન્યને શુદ્ર સમજી પોતાને બ્રાહ્મણ માનનારા અને વૈદિક કર્મનો ડોળ રાખનારા કેટલાએક બ્રાહ્મણોને પણ ખબર નથી હોતી કે કઇ વૈદિક ક્રિયા ક્યાં કેવી રીતે કરવામાં આવે છે અને તેનું નામ શું આમ થવામાં તેવા પ્રકારના કર્મના અભાવને લઇને તે ક્રિયા થતી આવી તેજ છે તાનૂનપત્રા બિમર્શન એ પણ અગ્નિષ્ટોમાદિ સોમયાગોમાં એક કર્મ છે એ ક્રિયા સાથે આ વિષયનો વિશેષ સમ્બન્ધ ન હોવાથી તેનું સ્વરૂપ અત્રે સ્ફોટ કરવામાં આવ્યું નથી પણ એ કર્મનો અર્થવાદ અથવા પ્રયોજનરૂપ પ્રત્યક્ષ ફલ શું છે તે બાબત ઐતરેય બ્રાહ્મણને આધારે સ્પષ્ટ કરીશું.

અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એ ત્રણ દશામાં વિશ્વ સંસારમાં દેવ અને અસુરોનો સંગ્રામ અનાદિ કાળથી ચાલતો આવે છે અને સદા ચાલતો રહેશે. જેમ સૂર્યદેવના ઉદયનો આરંભ થતાંજ અનંત અંધકારનો વિધ્વંસ થઇ જાય છે અને વસ્તુઓનો ઘણોજ વધારે રૂપનો પ્રકાશ દેખાય છે તેમ ધર્માત્મા દૈવી સંપત્તિવાળા દેવાદિનો અભ્યુદય થતાં આસુરી સંપત્તિનો પરાજય અથવા તિરોભાવ થઇ જાય છે આસુરી સંપત્તિનો જ્યારે અધિકાર થાય છે ત્યારે દૈવી સંપત્તિ પરાજિત થઇ જાય છે. બેઉ પક્ષ સદા એજ ઉદ્યોગ કર્યા કરે છે કે સદા અમારો વિજય અથવા અધિકાર ચિર સ્થાયી બન્યો રહે પણ એવું થતું નથી એજ દૈવ ગર્જન છે જ્યારે કોઇ પક્ષ પ્રબલ થઇ અભ્યુદય પામે છે ત્યારે તે પોતાના અધિકારને અચળ સમજે છે તથા અન્ય લોકો પણ તેના સ્થાયિ નિયમો પ્રમાણે પ્રતાપને જોઇને એમજ સમજે છે કે આ સત્તા હવે કાયમ રહેશે ક્યારે પણ નાશ પામશે નહિ પણ દૈવગતિ વિચિત્ર અથવા અચિંતનીય છે

એક સમયે અસુરદળની સાથે યુદ્ધ કરવા દેવદળ તૈયાર થયું પરંતુ દેવોમાં આગેવાન થવાની બાબતમાં પરસ્પર તકરાર ચાલી અને તેથી અંદર અંદર કુસંપ થયો એટલે દેવોના મનમાં એ વિચાર આવ્યો કે જો અમારી આ પરની ફૂટ પડેલી આમ રહેશે તો એ ભેદને લાભ લઇને અમારા રાજ્ય ઐશ્વર્યને અસુરો સહજે પ્રાપ્ત કરી લેશે અર્થાત્ જેવી કે આસુરી જે ય બાબતમાં કોઇ અગત્ય ફૂટ હોય છે અથવા વિરોધ રહે છે તેનું સામાન્ય નામ

પામે છે તેથી દેવલોક બુદ્ધથી ઉપરામ પામીને પોતાનાં મિત્ર મિત્ર દળના જે આગેવાન હતા તેમની સાથે મંત્રણા કરવા લાગ્યા. અગ્નિ પોતાના આઠ વસુ મંત્રીઓ સાથે, ઇન્દ્રદેવ રૂદ્રની સાથે, વરૂણદેવ બાર સૂર્યની સાથે, બૃહસ્પતિ વિશ્વેદેવા સાથે, મળી વિચાર કરવા લાગ્યા કે આપણો પરાજય શા કારણથી થઈ જાય છે.? અને આપણો વિજય કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ. તે પર વિચાર કરતાં અંતે દેવલોકો બોલી ઉઠયા કે પરાજય રૂપ દુઃખથી થતી હાનિથી બચવાનો સારો ઉપાય અમ પણને સમજાઇ ગયો. આજ ઉપાય કરવાથી આપણો વિજય થશે. અને ચિરકાળ સુધી રાજ્ય ઐશ્વર્યના અધિકારી આપણે રહી શકીશું. તે ઉપાય એ છે કે અમને અત્યંત પ્રિય જે સ્ત્રી પુત્રાદિ છે તેનાં ૯૯ નામ શરીરોને વરૂણ રાજાના ઘરમાં નજર બંધ રાખીએ તેમા નિયમ એ કરવામાં આવ્યો કે "આપણામાંથી જે કોઇ આ નિયમનો ભંગ કરે અર્થાત્ સ્ત્રી પુત્રાદિને કોઇ દ્વારા સંદેશો પહોંચાડી સેળાવે અથવા વિજય થયા પહેલા પોતાની પાસે બોલાવી લે. તે નિયમ તોડનારને તેનાં સ્ત્રી પુત્ર પ્રાપ્ત ન થાય પણ તે સદા તેનાથી પૃથક્ રહે. આવું તાત્પર્ય એ છે કે પોતાની કાર્ય સિદ્ધિ થતાં સુધી સ્ત્રી પુત્રાદિની આસક્તિ છોડી પોતાના નિયમમાં દૃઢ રહેવું જોઇએ. આ નિયમ સર્વાનુમતે પાસ થયો. અને સર્વએ મળી પોતાના સ્ત્રી પુત્રોને રાજા વરૂણના ઘરમાં રાખી દીધાં.

અત્યારે પણ રાજકીય, ધાર્મિક, અને જ્ઞાતિની સભાઓ ભરાય છે તેમા અનેક ઠરાવો સર્વાનુમતે પાસ પણ થાય છે. પરંતુ દેવતાઓની પેઠે અમલમાં મૂકનાર દેવલોકો બહુ ઓછા હોય છે બલકે નથી એમ પણ કહીએ તો એ કાંઇ ખોટું નથી જેથી દરવરસે સભાઓ ભરી મહાન્ યત્ન કર્યા છતા પરિણામ બહુજ ન્યૂન જોવામા આવે છે જે ઠરાવ બહુ મતે પસાર થયો હોય છતાં જ્યારે તેનો અમલ ન થાય તો તેને માટે બે અનુમાન થઇ શકે (૧) સર્વાનુમતે હતા છતાં પ્રજાની અનુમતિ તે ઠરાવને અનુકૂળ નથી છતાં સભામાં દબાણને લઇને કોઇ કંઈ બોલ્યુ નહિ અથવા એ ઠરાવ વિરૂદ્ધ જે બાબત ચાલી રહી છે તે તેમને પસંદ છે (૨) બીજું અનુમાન એ પણ થઇ શકે કે સભામા બેસીને સભ્ય બન્યા છતાં તેમને પોતાના કાર્યનું ભાન નથી અથવા પોતાની પ્રતિજ્ઞા ભંગ થશે અગર પોતાનું વચન પળાશે નહિ તેથી પાપ લાગશે એવો ભય તેમના મનમાં નથી એટલે સભામાં બેસનારા ઠરાવ કરી ન પાળનારા પુરૂષો ચારિત્ર્યહીન તો નહિ પણ ચારિત્ર્ય શિથિલ તો જરૂર હોય.

જે કારણને લઈ દેવતાઓએ વરૂણના ગૃહમાં પોતાનાં તનુઓને રાખ્યાં અને પરસ્પર મેળ અથવા મિત્રતા વા એકતા રાખવા આજ્ય સ્પર્શરૂપ શપથ લીધા. તેથી એ ધૃતસ્પર્શ તેજ તાનૂનપ્ત્રાભિમર્શન થયું. તાત્પર્ય એ છે કે પોતાની પ્રતિજ્ઞા વિરૂદ્ધ કદાપિ દ્રોહ કરવો નહિ. જ્યારે દેવતાઓનો સંપ દઢ થયો ત્યારે અસુર લોક પોતાની સત્તા ત્રિલોકી જગત્ પર જમાવી પાપથી દબાવી શકતા નથી. કદિ તે પોતાનો વિજય પણ કરી લે છે. તો પણ તે અધિક ચિરસ્થાયી રહેતું નથી. તેથી હિરણ્યકશ્યપ અને રાવણાદિ આસુરી સંપત્ વાળાઓનું લાંબુ રાજ્ય ચાલી શક્યું નથી અને દેવકોટિના ક્ષત્રિયોનું રાજ્ય લાંબા કાળ સુધી ચાલ્યું.

અંતમાં તાનૂનપ્ત્રાભિમર્શનનું રહસ્ય એ છે કે આપસ આપસમાં વિરોધ ન હો. અને ઐક્ય બન્યું રહે. એ સૂચના રૂપે છે. તેના યોગે દેવોનો જય થયો. વાચક વર્ગ આટલા વિવેચનથી વેદોક્ત ગૂઢ રહસ્યને જાણી લેશે. અને એમ પણ ધ્યાનમ રાખશે કે વૈદિક સમયના પ્રાચીન લોકો રાજનૈતિક વિષયમાં પણ દક્ષ હતા. પણ તેઓ ધર્મને અનુસરીનેજ અભ્યુદયને ચાહતા તથા કરતા હતા અત્યારે પણ ધર્મને અનુસરીને જો યત્ન કરવામાં આવે તો કાર્ય સિદ્ધિ જરૂર થાયજ કારણ કે ધર્મ પોતાના રક્ષક તથા ઉપાસકની હમેશાં રક્ષા કરે છે. અમારો એ પણ વિશ્વાસ છે કે ધર્મને છોડીને દેશોન્નતિ કદાપિ પણ થવાની નથી.

જે લોકો ધર્મમાં વિવાદ સમજીને તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે તેનું સમાધાન એ છે કે ઉપાસનાની અનેક શાખાઓ ઉપસ્થિત થયા છતાં વેદોક્ત સનાતન ધર્મ સર્વ દેશી નિર્વિવાદ વિદ્યમાન છે. સંપ્રદાયોથી જરા પણ વિરોધ અથવા તેનું ખંડન ન કરતાં સર્વ વ્યાપી ધર્મમાં સંપ્રદાયોની એકતા ઉપર ભાવિ સુધારણાનો પાયો નાખવામા આવે તો ઘણી વાતમા સરલતા પ્રાપ્ત થાય. સર્વ દેશી વેદોક્ત ધર્મમાં વિવાદના અંશ બહુજ થોડા છે. અને તે અંશોનું વિદ્વાનો સમાધાન કરી શકે તેમ છે અને તેની ઉત્તમ વ્યવસ્થા પણ થઈ શકે તેવી છે. માટે ધર્મને છોડવાની જરૂર નથી.

ઉત્કટ કહેવાનું એ છે કે આપણા અભ્યુદયની સિદ્ધિમાં મુખ્ય એકતા–સંપ હોવી જોઈએ તે સાથે જે સ્વાર્થનો ત્યાગ કરવાની શક્તિ હોય તો ઉન્નતિ સહજ થાય. પણ એકતા દઢ મનનો નિરપેક્ષ પુરૂષજ રાખી શકે. સાધારણ મનુષ્યનું મન સ્થિરજ હોતું નથી તે તો દરેક બાબતમાં પોતાનો

સ્વાર્થજ શોધતો હોય છે એટલે મનને દઢ રાખી શકતો નથી. પછી તેની વૃત્તી (ઝૂભ) ગમે તેટલો લવારો કરતી હોય તેથી કાંઇ કામ થઇ શકે નહિ. માટે દઢતા પૂર્વક કામ કરવું જોઇએ. ધર્મ પરાયણ મનજ દઢ રહી શકે છે. માટે દેશોદ્ધારક કે ધર્મોદ્ધારક કે ગમે તે પ્રકારની પ્રવૃત્તિ કરતા હોઇએ પણ એ લક્ષમાં રાખવું જોઇએ કે यतो धर्मस्ततोजयः જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે માટે જે સિદ્ધ કરવું હોય તેમાં ધર્મની સહાય અવશ્ય હોવી જોઇએ. એ સનાતન ધર્મનો અબાધિત સિદ્ધાન્ત છે તેને અનુસરવું જોઇએ. ૐ.

---

# महाकवि श्री कालिदास.

કવિકુલગુરૂ શ્રી કાલિદાસનો સમયનિર્ણય જેટલો આવશ્યક છે તેટલોજ વિવાદાસ્પદ છે. આંગ્લભાષાની સાથે સંસ્કૃતભાષાના અભ્યાસી નવીન પંડિતોની એવી માન્યતા છે કે—કેવળ સંસ્કૃતભાષા જાણવા પ્રાચીન પંડિતો અભ્યાસી ગ્રંથોનું ઐતિહાસિક દષ્ટિથી અવલોકન કરી શકતા નથી, જ્યારે પ્રાચીનશૈલીના પંડિતો એમ માને છે કે-નવીન પંડિતોની ઐતિહાસિક દષ્ટિ સ્વતંત્ર હોતી નથી, તેઓ પશ્ચિમના વિદ્વાનોએ કરેલા નિર્ણયને પ્રમાણભૂત માનીને તેનું સમર્થન કરવામાંજ પોતાના બુદ્ધિબળનો ઉપયોગ કરે છે એટલે એમના કરેલા નિર્ણયમાં આગ્રહનું પ્રાધાન્ય, અને પશ્ચિમના વિચારની પૂર્ણ છાયા સિવાય પ્રસ્તુત વિષય ઉપર વિશેષ પ્રકાશ પડેલો હોતો નથી. આ પ્રમાણેનો પરસ્પર મતભેદ મહાકવિ શ્રી કાલિદાસના સમય નિર્ણયના સબંધમાં પણ ચાલ્યા કરે છે તેનું અહીં સંક્ષિપ્ત દિગ્દર્શન કરાવવું એ આ લેખનો ઉદેશ છે.

૧. કેટલાએક અર્વાચીન વિદ્વાનો, આ મહાકવિનો પ્રાદુર્ભાવ સપ્તમશતાબ્દિમાં માને છે. પણ તેના પૂર્વભાવી પુલકેશિ તત્ત્વાર્તિકાદિ ગ્રન્થોમાં કાલિદાસના પદ્યો પ્રાપ્ત થવાથી એમનો મત અત્યન્ત અસાર જણાય છે.

૨. અન્ય વિદ્વાનો—“ धन्वन्तरि क्षपणकामरसिंहशङ्कु वेतालभट्ट घटखर्पर कालिदासाः । ख्यातो वराहमिहि नृपतेः सभायां रत्नानि वै वररुचि र्नव विक्रमस्य ॥ ” આ જ્યોતિર્વિદાભરણના પદ્યને અનુસરીને કાલિદાસ, નવ રત્નાન્તર્ગત હોવાથી તેમને વરાહમિહિરના સમકાલિક માને છે એટલે તેમનું અસ્તિત્વ છઠ્ઠા સૈકામાં હતું

એમ સિદ્ધ થાય છે પણ તેનું બીજા વિદ્વાનો પ્રત્યાખ્યાન કરે છે કે-ઉપરના શ્લોકમા ગણાવ્યા પ્રમાણેની વિક્રમની સભામાં પંડિતોની નવરત્નાવલિ હતીજ નહિ. કારણ કે જો હતી એમ માનીએ તો તેમના રચેલા પ્રબંધો હોવા જોઈએ પણ તે દેખાતા નથી. શઙ્કુ, વેતાલભટ્ટ, ક્ષપણક, વિગેરેનાં નામો કોઇપણ પ્રબંધોમા જણાતાં નથી. તેમજ વરાહમિહિર અને વરરુચિ વિગેરેનું સમાન કાલિકપણું પણ નથી તેથી ઉપરની નવરત્નોની આખ્યાયિકા કેવળ કાલ્પનિકજ છે. પ્રાચીન પ્રબંધો ઉપર થતા દોષપકના કનકને સહન નહીં કરી શકનારા અન્ય વિદ્વાનો ઉપરના આક્ષેપનું એવું સમાધાન કરે છે કે-નવરત્નાવલિમાં ગૂંથેલા બધાજ કવિઓ હતા એમ નહીં પણ તેમાંના કેટલાએક પંડિતો પણ હતા અથવા હશે જેથી તેમના રચેલા પ્રબંધોના પણ હોય ! અને પ્રત્યેક પંડિતે પ્રબંધ રચ્યોજ જોઇએ એવો કંઇ નિયમ નથી. ઘટખર્પરનો રચેલો નીતિસાર, અને વેતાલભટ્ટનો રચેલો નીતિ પ્રબંધ, એ બે પ્રબંધો ઉપલબ્ધ થતા હોવાથી તેમની ઉત્પત્તિ વિષે કંઇ શંકા કરવાનું કારણ નથી. આપ્ત વચનથી ધન્વન્તરિ વિગેરેનો પ્રાદુર્ભાવ સિદ્ધ થાય છે એટલે તેમના રચેલા પ્રબન્ધોની પ્રાપ્તિ ન થાય તો પણ કંઇ દોષ નથી. નવરત્નાન્તર્ગત અમરસિંહ કે જેનું અન્યનામ દુર્ગાસિંહ હતું અને જે શ્રીમાન્ વિક્રમાદિત્યનો [1]નર્મુવર ભાઈ થતો હતો તેણે નામ લિંગાનુશાસન અથવા અમરકોશ, અને કાલાપ વ્યાકરણવૃત્તિ વિગેરે ગ્રંથો રચ્યા હતા એ વાતના પ્રમાણમાં શ્રી કંઠીય વ્યાખ્યાનો એક શ્લોક આ પ્રમાણે છે કે—"दुर्गासिंहमचरिते नामलिंगानुशासने । लभते ह्यमरोपाधि राजेन्द्रविक्रमेण स." ॥ આ પ્રમાણે નવરત્નોનું અસ્તિત્વ સિદ્ધ થતું હોવાથી તેઓનું સમકાલિકપણું પણ બાધકના અભાવથી દુર્વારછે તેમજ નવરત્નોની કથા પ્રમાણિક છે એવું સિદ્ધ થાય છે તો પણ કાલિદાસ વિક્રમથી પણ પ્રાચીન છે એ હવે પછી નક્કી કરવામા આવશે.

૩ બીજા કેટલાએક કહે છે કે—શ્રીમાન્ માતૃગુપ્તાચાર્ય એજ કાલિદાસ. मात्रा काल्या गुप्तो दासस्यात् रक्षित. એ પ્રમાણે માતૃગુપ્ત

---

૧ "ब्राह्मण्यामभवद्वराहमिहिरो ज्योतिर्विदामग्रणी
राजा भर्तृहरिश्च विक्रमनृप क्षत्रात्मजायामभूत् ।
वैश्यायां हरिचन्द्र वैद्यतिलको जातश्च शङ्कु.कृती ।
शूद्रायाममरः षडेव शबरस्वामिद्विजस्यात्मजा. । "
यशोपमप्रबंधः ॥

શબ્દની વ્યુત્પત્તિ થતી હોવાથી કાલિદાસ એ તેમનું અપર નામ છે. અને તેમની ઉત્પત્તિ ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં હોવાથી કાલિદાસની અવસ્થિતિનો સમય તે એ છે આ કલ્પના કેવળ વ્યામોહ મૂલક છે માતૃગુપ્ત અને કાલિદાસ એ બે પદ પરસ્પર પર્યાય વાચક નથી. માતૃશબ્દ કાલી વાચક છે એવું કોઇ પણ કોશમાં જોવામાં આવ્યું નથી. તેમજ " **रघुकारः कालिदासो मेधारुद्रश्च कोटिजित् ।** " આ શ્લોક ખંડમાં કાલિદાસના નામમાં માતૃગુપ્તના નામનો ઉલ્લેખ પણ નથી. તેમ કાલિદાસને બદલે માતૃગુપ્ત કે માતૃગુપ્તને બદલે કાલિદાસ એવો કોઇએ વ્યવહારણ પણ કર્યો નથી એટલે શક્તિગ્રાહકાભાવથી માતૃગુપ્ત એ પદ કાલિદાસ એ પદનું કથન કરતુંજ નથી અને રૂઢિ તથા પ્રયોજનના અભાવથી અહીં લક્ષણાનો અંગીકાર થાય એમ નથી. આ પ્રમાણવડે કાલિદાસની છઠ્ઠા સૈકામાં ઉત્પત્તિ સિદ્ધ થઇ શકતી નથી.

૪ ઇતર પંડિતો એમ માને છે કે—" **दिङ्नागानां पथि परिहरन् स्थूलहस्तावलेपान्** " એ પ્રમાણે મેઘદૂતમાં કાલિદાસે દિઙ્નાગાચાર્યનું ધ્વનન કર્યું છે તે દિઙ્નાગ ષષ્ઠશતાબ્દિમાં ઉત્પન્ન થયો છે અને તે કાલિદાસના પ્રતિભટરૂપે પ્રસિદ્ધ છે તેથી કાલિદાસ પણ એજ સૈકામાં જન્મેલા હોવા જોઇએ આ કલ્પના પણ જલ્પના માત્ર હોઇ નિઃસાર છે કારણ કે પ્રમાણાન્તરોથી કાલિદાસની અત્યંત પ્રાચીનતાનો નિર્ણય થઇ ચુક્યો છે તેમ છતાં કાલિદાસના સમકાલીનપણાની કલ્પનામાં દિઙ્નાગાર્ય છઠ્ઠા સૈકામાં થયા એ વાત સાચી નથી. ઇ. સ. ના આરંભની પૂર્વે જન્મેલા શ્રીમાન્ ભટ્ટાચાર્યે શ્લોકવાર્તિકમાં તેમના મતનું ઉપનિબન્ધન કરીને તેમની પ્રાચીનતા સિદ્ધ કરી છે એટલે જો છઠ્ઠા સૈકામાં દિઙ્નાગાર્ય કોઇ થયા હોય તો તે બીજા હોવા જોઇએ આમ હોવાથી કાલિદાસની ઉત્પત્તિ છઠ્ઠા સૈકામાં થઇ એ અસંભવિત છે.

૫ બીજા કેટલાએક પંડિતો કહે છે કે—" **तत्र हूणावरोधानां भर्तृषु व्यक्तविक्रमम् । कपोलपाटलादेशि बभूव रघुचेष्टितम् ॥ ४ । ६८ ॥** " આ રઘુવંશના શ્લોકમાં કાલિદાસે રઘુએ હૂણલોકો ઉપર વિજય કર્યાનું વર્ણન કર્યું છે અને હૂણલોકોનો પંચમશતાબ્દિ પછી ભારતવર્ષમાં પ્રવેશ થયો છે તેથી કાલિદાસ પંચમશતાબ્દિના અરસામાં થયા હશે એવું એમનાજ વચનથી માનવાને કારણ મળે છે આ વિચાર પણ અસાર છે કારણ કે, યુગાન્તરમાં ઉત્પન્ન થએલા રઘુએ કલિયુગીય હૂણલોકોને જીત્યા

એવું જો કાલિદાસ વર્ણન કરે તો તે જરૂર મહાધૂર્તધુરંધર ગણાય પણ પ્રમાણ વિના એવો આરોપ મુકી શકાય નહિ તેમ પ્રાચીન રાજાઓના ઉત્કર્ષનિરૂપણનું વર્ણન કરનાં કવિ, પોતાના સમકાલીન પ્રતાપશાળી રાજાઓના પ્રતિદ્વન્દ્વીરૂપે તેને મુકે એવું પણ કોઇ સ્થાને જોવામાં આવ્યું નથી ખરી રીતે તો હૂણાદિકોનું વર્ણન મહાભારતાદિમાં પણ જોવામાં આવ્યું છે જુઓ મહાભારતના આદિપર્વના ૧૭૭ મો અધ્યાય—"असृजत्पह्लवान् पुच्छात्" ત્યાંથી આરભીને "चिबुकाश्च पुलिन्दाश्च चीनान् हूणान् सकेरलान्।" અહીં સુધી વસિષ્ઠની ધેનુના ગાત્રમાંથી તે તે વીરપુરૂષોની ઉત્પત્તિ વર્ણનના પ્રસ્તાવદ્વારા હૂણોનું પણ વર્ણન કર્યું છે તેથી તેઓનું વ્યાસથી પણ પૂર્વભાવિત્વ સ્પષ્ટ જણાવે છે એટલે હૂણોના વંશજોનો રઘુએ પરાભવ કર્યો હોય એ સંભવિત છે માટે હૂણપદ વડે કાલિદાસનો પંચશતાબ્દિમાં પ્રાદુર્ભાવ માનવો એ તો કેવળ અનુચિતજ છે

૬ કુમારસંભવમાં "तिथौ च जामित्रगुणान्वितायाम्। ७। १॥" એ પદ્યમાં કાલિદાસે જામિત્રપદ મુક્યું છે તે ઉપરથી કેટલાક કાપના કુશળ પંડિતો માને છે કે—એ જામિત્ર શબ્દ ગ્રીકભાષાના ડયમેટ્રન (Daymetran) શબ્દનો અપભ્રંશ છે અને ભારતવાસીઓને ગ્રીકલોકોની પાસેથી જ્યારે જ્યોતિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો ત્યારે એ શબ્દ સંસ્કૃતભાષામાં આવ્યો તેમજ જે ભારતવર્ષના પંડિતોએ ગ્રીકલોકો પાસેથી જ્યોતિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો તે પંડિતોમાં સર્વથી પ્રથમ આર્યભટ્ટ હતા. તે આર્યભટ્ટ ઈ સ ના પાંચમા સૈકામાં થયા છે માટે કાલિદાસ તેમના પછી થયા હોવા જોઇએ આ વિચારમાં પણ કંઈ તત્ત્વ જણાતું નથી. કારણ કે નારદસંહિતા આદિ પ્રાચીનતમ ગ્રન્થોમાં "जामित्रशुद्धमत्रविंशन् महादोषविवर्जिते।" આ જામિત્ર શબ્દનો પ્રયોગ કરેલો જણાય છે "जामिं जाया त्रायते इति जामित्रम्" આ પ્રમાણે એ શબ્દની વ્યુત્પત્તિ થાય છે તેથી એ ગ્રીક શબ્દનો અપભ્રંશ થઇને સંસ્કૃતમાં આવ્યો એ પણ ખોટું છે

૭ રઘુવંશ—"छाया हि भूमेः शशिनो मलत्वेनारोपिता शुद्धिमतः प्रजाभिः १४। ४०।" આ શ્લોકમાં શ્રીમાન્ કાલિદાસે ચંદ્રગ્રહણનું પ્રામાણિક સ્વરૂપ બતાવ્યું છે અને તે આર્યભટ્ટે ગ્રીક લોકો પાસેથી પ્રથમ જાણ્યું માટે તેનું ઉપનિબન્ધન કરનાર કાલિદાસ આર્યભટ્ટથી અર્વાચીન છે એટલે તે છઠ્ઠા શતકમાં થયા છે એવું કેટલાએક પ્રતિપાદન કરે છે તે પણ અવિચારિત રમણીય છે કારણ કે પ્રથમ તો આ પદ્યમાં

મહદ્ગ્રહોપવર્ણનનો ગંધ પણ નથી. મત્ત શબ્દ ગર્ધ્વુસાયક છે એમ પ્રમાણાભાવથી પ્રલાપ કરવો એ અયોગ્ય છે ચન્દ્રના કલંકને ભૂમિની છાયા રૂપે વર્ણવવું એ કવિઓનો સમય છે જુઓ—“अङ्कं केऽपि शशङ्किरे जलनिधेः पङ्कं परे मेनिरे सारङ्गं कतिचिच्च सञ्जगदिरे भूच्छायमैच्छन्परे” ઇત્યાદિ પદ્યોમાં કવિઓએ ચન્દ્રના કલંકને ભૂછાયા રૂપે વર્ણવ્યું છે ગ્રહણ તો રાહુના ગ્રાસથી થાય છે અને તે કાલિદાસને પણ સંમત છે જુઓ—“तस्यालमेषा क्षुधितस्य तृप्त्यै प्रदिष्टकाला परमेश्वरेण। उपस्थिता शोणितपारणा मे सुरद्विषश्चान्द्रमसी कलेव” રઘુવંશના બીજા સર્ગના આ શ્લોકથી એ આશય સ્પષ્ટ થાય છે.

૮ કેટલાએક સંસ્કૃત ભાષાના અભ્યુદયના બે સમય કલ્પે છે તેમનો પ્રથમ સમય તે શ્રુતિ વિગેરેની ઉત્પત્તિનો અર્થાત્ અત્યંત પ્રાચીન સમય અને બીજો ઈ. સ. ના બીજા શતકની પછીનો સમય. અને તે બીજા સમયમાં કાલિદાસ વિગેરેનો પ્રાદુર્ભાવ થયો એમ માને છે આ મંતવ્ય પણ પ્રમાણાભાવથી જલ્પમંથન જેવું નિષ્ફળ છે કારણ કે—ઈ. સ. ના પ્રથમ શતકના આરંભ કાલમાં, અને તેની પાસેના પ્રાચીન કાળમાં પણ બુદ્ધચરિત વિગેરે કાવ્યો રચાયા છે.

૯ અન્ય વિદ્વાનો શ્રીમાન્ કાલિદાસના શ્લોકમાં અશ્વઘોષ પ્રણીત બુદ્ધચરિતના શ્લોકોના ભાવની છાયા આવે છે એવી શંકા કરીને તેને અશ્વઘોષનો સમકાલિક ગણે છે અને અશ્વઘોષ ઈ. સ. ના પ્રથમ શતકમાં થયો છે, આ કલ્પનામાં પણ સત્ય નથી કાલિદાસના જેવા મહા કવિને પારકાનું અપહરણ કરવાનું કંઇ પ્રયોજન હોય એ મનાતું નથી અને અનંત વૈદેશિક કવિઓનાં કાવ્યોમાં પણ ભારતીય કવિઓનાં કાવ્યોના ભાવનું સાદૃશ્ય જોવામાં આવે છે એટલા ઉપરથી તેમણે એક બીજાની કલ્પનાઓ ચોરી છે એમ માનવું એ મોટી ભૂલ છે મહાકવિઓની બલવતી પ્રતિભા સ્વભાવિક રીતે એવા ભાવ પ્રકટ કરે છે કે જે બીજા તેવા પ્રતિભા સંપન્ન કવિના કાવ્યમાં પણ દેખાય તે ઉપરથી અન્યોન્યના અર્થાપહરણની અનુચિત કલ્પના મંદમતિ મનુષ્ય શિવાય બીજો કોણ કરે ? માટે આ સાદૃશ્યથી કાલિદાસનું ઈ. સ. ના આરંભથી અર્વાચીનપણું સિદ્ધ થઇ શકતું નથી.

તુલ્ય ભાવવાળા કાવ્ય લખનારા બે કવિઓમાંથી એકમાં કવિગુણશાલિતા, અને બીજામાં તેનો અભાવ જો પ્રમાણોથી પ્રતિપાદન કરી શકાય તો અપકૃષ્ટ કવિએ ઉત્કૃષ્ટ કવિનો ભાવ ચોર્યો છે એવી સંભાવના થઇ શકે પ્રકૃત પ્રસંગમાં નાના પ્રકારના મહાકાવ્ય નાટક વિગેરેનું નિર્માણ કરનારા

કાલિદાસની મહાકવિ તરીકે, અને બૌદ્ધદર્શન પ્રબંધની રચનાથી અશ્વઘોષની દાર્શનિક તરીકે પ્રસિદ્ધિ સુવિદિત છે એટલે સંભાવના તો એવી થઇ શકે ખરી કે અશ્વઘોષે વખતે કાલિદાસના કાવ્યના ભાવની ચોરી કરી હોય' અને તેથી એના કરતાં કાલિદાસની પ્રાચીનતા સિદ્ધ થાય છે.

૧૦ "काव्यत्रयं सुमतिकृद्रघुवंशपूर्वं जातं यतो ननु कियच्छ्रुतिकर्मवादः । ज्योतिर्विदाभरणकालविधानशास्त्रं श्रीकालिदास कवितो हि ततो बभूव" ॥ આ જ્યોતિર્વિદાભરણના અગિયારમા અધ્યાયના વચનથી એ ગ્રંથ કાલિદાસેજ રચ્યો છે એવો નિશ્ચય કરીને તેમાના—"वर्षैः सिन्धुरदर्शनाम्बरगुणैर्याते कलौ सम्मिते मासे माधवसंज्ञकेऽत्र विहितो ग्रंथक्रियोपक्रमः" ॥ આ વચનથી કલિયુગના આરંભથી ૩૦૬૮ મે વર્ષે અર્થાત્ ઇ સ. ના આરંભથી પ્રથમ શતાબ્દિમા કાલિદાસ હતા એવી પણ કેટલાએકની માન્યતા છે પણ જ્યોતિર્વિદાભરણના પ્રમાણવડેજ કાલિદાસ એ ગ્રંથના રચનાર છે એમ સિદ્ધ થતું નથી, એ ગ્રંથના પ્રણેતા કાલિદાસ તો ઇ સ. બારસોમા થયા એવું નક્કી થાય છે એટલે રઘુવંશાદિ ગ્રંથોના રચનારા કાલિદાસ એના કરતા અત્યંત પ્રાચીન છે.

૧૧ રઘુવંશાદિના પ્રણેતા કાલિદાસ, વિક્રમાર્કના સમકાલીન છે એવા આશયથી કેટલાએક વિક્રમાર્કનુ ઇ સ છસોમાં અસ્તિત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે અને તેમા નીચે પ્રમાણે પ્રમાણો આપ્યાં છેઃ—

(क) કષ્ણીક નામના રાજાના વંશમાં, તે રાજાથી આરંભીને ત્રિશમો પુરૂષ જે વિક્રમાર્ક કષ્ણીક ઇ સ ૭૮ મા ભારતવર્ષને આક્રાન્ત કરતો હતો

(ख) ચીનદેશનો પ્રસિદ્ધ પ્રવાસી હુ એન સંગ યાત્રાને અર્થે ભારતવર્ષમાં આવ્યો હતો તેણે પોતાના રચેલા પ્રબંધમા ઇ. સ. ૫૮૦ માં શિલાદિત્ય પછી વિક્રમાદિત્ય હતો એવું લખ્યુ છે.

(ग) વરાહ મિહિર નામનો જ્યોતિર્વિદ્ વિક્રમાર્કનો સભ્ય હતો એવો લોકપ્રવાદ છે અને તે ઇ સ. છસોમાં હતો એ વાત પ્રમાણાન્તરોથી સિદ્ધ થઈ ચૂકેલી છે.

(घ) કોરૂરનગરની પાસે જે મ્લેચ્છોનો પરાજેતા તેજ વિક્રમાદિત્ય. અને ઇ. સ છસોમાંજ તે યુદ્ધ થયું હતું એવુ શિલાલેખથી જણાય છે.

ઉપરનાં પ્રમાણો, અત્યંત અસંગત અને અનુચિત છે કારણ કે—માની લેઇએ કે કષ્ણીકવંશમા કોઈ એક વિક્રમાદિત્ય થયો હોય પણ તેજ શકપ્રવર્તક હતો એ શા ઉપરથી સ્વીકારી શકાય? એવું પ્રમાણ મળ્યુ નથી. અને ઘણા વિક્રમાદિત્યો સાંભળ્યા છે જુઓ—"समारूढे पूतत्रिदिवप-

सति विक्रमनृपे।" (सुभाषितसङ्ग्रह) "नाद्यापि भविष्यति क्षितितले कल्याणकल्पं पुरं नो दृष्टः श्रुत एव वा क्षितिपतिः श्रीविक्रमार्कोपमः॥" (मिताक्षरा) "राजा भर्तृहरिश्च विक्रमनृपः क्षयात्मजायामभूत्"। (पट्टावलयग्रन्थ) એટલા માટે ફુએનત્સંગે કહેલો વિક્રમાદિત્ય શક પ્રવર્તક ન ગણાય. વરાહમિહિરના સંબંધમાં પૂર્વે કહેવામાં આવ્યું છે કારણ શિલાલેખમાં જણાવેલા વિક્રમાદિત્ય હતો એવું કોઈ પ્રમાણ પ્રાપ્ત થતું નથી. અને એનાથી પ્રાચીન શકવત્સરાદિની અપ્રાપ્તિથી આવી કલ્પના કરીએ છીએ એમ કહેવું તે યોગ્ય નથી. ડૉ. પીટર્સને પ્રકટ કરેલા મન્દસોરીય શિલાલેખ ઉપરથી અને ડૉ. બુલરે પ્રમાણ કરેલા સામાનદુર્ગ તામ્રશાસન ઉપરથી ઇ. સ. છસોથી પણ વિક્રમ શકની પ્રાચીનતા સિદ્ધ થાય છે અને ફ્લીટ નામનો એક પાશ્ચાત્ય પંડિત પણ એમ માને છે પ્રમાણાન્તર પણ ઘણા છે કે વિક્રમાર્કની પ્રાચીનતા ઇ. સ. પૂર્વેની સિદ્ધ કરી શકાય જેમકે-શ્રી મહાવીરસ્વામીના નિર્વાણ પછી ૪૭૦ વર્ષે શ્રી વિક્રમાર્કનો પ્રાદુર્ભાવ થયો અને તે સાતવાહનનો સમાન કાલિક હતો એવું પ્રબંધકોષમાં રાજશેખરે લખ્યું છે સાતવાહન અને શાલિવાહન એ બે શબ્દો પર્યાયભૂત છે આ એક કલ્પના છે, પણ ખરી રીતે વિક્રમાદિત્ય, શાલિવાહનથી પણ પ્રાચીન છે કારણ કે શાલિવાહન ખ્રિસ્તીય પ્રથમ શતાબ્દિમાં થયો હતો અને તેણે શક પ્રવર્તાવેલો અને રાજાઓને જીતેલા તે ઉપરથી તે શકકર્તા તરીકે ગણાયો હતો તેણે વિક્રમાદિત્યની ઉપર વિજય મેળવ્યો હતો પણ એ વિજય, સાક્ષાત્ નહીં પણ નર્મદાની દક્ષિણ બાજુના દેશમાંથી વિક્રમના શકનો લોપ કરીને પોતાના અભિનવ શકના પ્રવર્તનરૂપ વિજય હતો આ ઉપરથી વિક્રમાર્ક, શાલિવાહનની પૂર્વે થયો એ સિદ્ધ થાય છે અને તેથીજ કલિયુગમાં થએલા છ શક કારકોની ક્રમપરંપરામાં પણ વિક્રમ પછીજ શાલિવાહનના નામનો નિર્દેશ કરવામાં આવ્યો છે જુઓ—

"युधिष्ठिरो विक्रमशालिवाहनौ धराधिनाथो विजयाभिनन्दन।
ततस्तु नागार्जुनमेदिनीविभु-र्बलिः क्रमात्षट् शककारकाः कलौ॥"

વિક્રમાદિત્યે દ્વારાવતીમાં રામકૂટ નામનો એક પ્રાસાદ રચાવ્યો હતો કે જે ઇ. સ. ની પૂર્વે સપ્તમ સત્તાવનમા વર્ષમાં બાંધ્યો એવું ઐતિહાસિકો સપ્રમાણ કહે છે.

આ પ્રમાણે સેંકડો પ્રમાણો ઉપરથી ઇ. સ. ની પૂર્વે વિક્રમાદિત્ય હતો એ સિદ્ધ થાય છે તે છતા એવી અર્વાચીનના પ્રતિપાદન કરવાનો પ્રયાસ કેવળ અનુચિત છે આ વિક્રમાદિત્યની સભામાં પણ કાલિદાસ નામનો કોઈ કવિ હતો એ પૂર્વ નિર્દિષ્ટ પ્રમાણોથી જણાય છે.

રઘુવંશાદિ મહાકાવ્યોના પ્રણેતા શ્રીમાન્ કાલિદાસ, તે તો એનાથી પણ અત્યંત પ્રાચીન છે કારણ કે-તન્ત્રવાર્તિકાદિ મીમાંસાગ્રન્થ પ્રણેતા પ્રથિતા શ્રીમાન્ કુમારિલભટ્ટે તંત્રવાર્તિકમાં—"**सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तः करणप्रवृत्तय.।**" કાલિદાસના શાકુન્તલમાના આ પદાર્ધને ઉદાહરણ તરીકે લીધું છે આ શ્રી કુમારિલ ભટ્ટ, ભગવાન્ શ્રી શંકરાચાર્યના સમાનકાલિક હતા. પૂજ્યપાદ આચાર્ય શ્રી શંકરાચાર્ય, યુધિષ્ઠિરના સત્તાવિશમા શતકમાં ભૂમંડળને અલંકૃત કરતા હતા એવું દ્વારકામઠના સુધન્વાના તન્ત્રશાસન ઉપરથી સિદ્ધ થયું છે હાલ યુધિષ્ઠિર મહારાજાનું પચ્ચાસમું શતક ચાલે છે, એટલે આજથી પૂર્વે લગભગ ચોવીસમા શતકમાં શ્રી શંકરાચાર્યનો પ્રાદુર્ભાવ હતો. અને તેમના સમકાલિન શ્રી કુમારીલભટ્ટે, મહાકવિ કાલિદાસના ઉપર જણાવેલા પદાર્ધનું તેમ વાર્તિકમાં ઉદાહરણ તરીકે અવતરણ કર્યું છે એટલે તેમનાથી પણ પૂર્વે એ કવિકુલ ગુરૂનો પ્રાદુર્ભાવ થયો હોવો જોઇએ અર્થાત્ આજથી ચોવિસો વર્ષ પૂર્વે શ્રીમાન્ કવિમંડલ ચક્રવર્તી કાલિદાસ થયા છે એ સ્પષ્ટ થાય છે.

ભગવતી કાલીની કૃપાથી કાલિદાસને કવિત્વ પ્રાપ્ત થયાની કિંવદન્તી લોકોમાં પ્રવર્તી છે. કહે છે કે—પૂર્વે એક રાજા હતો તેને એક પંડિત પુત્રી હતી. તેને અનુરૂપ વર મેળવવામાં નિષ્ફળ થએલા તેના પિતાએ કંટાળીને નિશ્ચય કર્યો કે આવતી કાલે પ્રાતઃકાળે જે માણસ નજરે પડે તેને આ કન્યા આપવી. એ રાજાનો એક પ્રધાન હતો, તેની ઇચ્છા પોતાના પુત્ર સાથે રાજકન્યાનું લગ્ન થાય એવી હતી પણ તેમા તે નિરાશ થએલો હોવાથી ક્રોધાંધ થઇને કોણે એવો પ્રપંચ કર્યો કે એક વૃક્ષની શાખાના અગ્રભાગ ઉપર બેશીને તે શાખાના મૂળને કાપવા બેઠેલા એક મૂર્ખ બ્રાહ્મણ પુત્રને પ્રાતઃકાલમા રાજદ્વાર તરફ મોકલ્યો. અને દૈવયોગે રાજાએ તેનેજ પ્રાતઃ કાલમાં દીઠો એટલે પ્રતીજ્ઞા પ્રમાણે પોતાની પંડિતા પુત્રીનું તેની સાથે લગ્ન કર્યું. પછી રાત્રિએ વિલાસ મંદિરમા રાજકન્યાએ પોતાના પતિની મૂર્ખતા જોઇને કઠોર વાણીથી તેનો તિરસ્કાર કર્યો તેથી તેણે અરણ્યમાં જઇને કાલીની આરાધના કરી અલૌકિક કવિત્વ સંપાદન કર્યું, અને રાત્રિને વખતે પોતાને ઘેર આવીને જોયું તો ઘરનાં દ્વાર બંધ દીઠાં, એટલે તે બોલ્યો કે—"**कान्ते ! दीयता मपावृतकपाटं द्वारम्.**" રાજકન્યાએ પતિનો સ્વર ઓળખીને ઉત્તર આપ્યો કે—"**अस्ति कश्चिद्वागविशेषः**" કાલીની કૃપાથી કવિત્વ સંપ્રાપ્ત કરીને આવેલા રાજકન્યાના પતિએ, પોતાની પત્નીએ આપેલા પ્રત્યુત્તરના **अस्ति, कश्चित्**, અને **वाक्** એ પદત્રયને અનુસરીને કાવ્યત્રય રચ્યા, જેમાંનું—"**अस्त्युत्तरस्यांदिशि देवतात्मा**" એ પદથી આરંભાએલું સત્તર સર્ગનું એક **कुमारसंभव**

નામનું મહાકાવ્ય રચ્યું. “ कश्चित्कान्ताविरहगुरुणा ” એ આદિપદ-વાળું मेघदूत કે मेघसन्देश નામનું બીજું[1] संघातकाव्य રચ્યું. અને “ वागर्थाविव सम्पृक्तौ ” એ પદથી પ્રારંભેલું ત્રીજું ઓગણીસ સર્ગનું रघुवंश નામનું મહાકાવ્ય રચ્યું. આ ઉપરથી પ્રસન્ન થએલી રાજદારિકા પોતાના પતિનું પ્રણય પૂર્વક સેવન કરીને સુખી થઇ. આ કિંવદન્તીમાં ગોવાળીઆ જેવા બ્રાહ્મણ પુત્રને રાજાએ કન્યા આપ્યાનો પ્રતિપાદન પ્રસંગ અસંભવિત જેવો ભાસે છે.

આ મહાકવિ ઉત્તર ભારતનો હતો એવું, એણે ઉત્તર ભારતીય લોકોના આચારનું વર્ણન ઘણું કર્યું છે તે ઉપરથી જણાય છે મેઘસંદેશમા માર્ગ-નિર્દેશના પ્રસ્તાવદ્વારા પુરગ્રામ નદી વિગેરેનું વર્ણન કરતાં ઉજ્જયિનીનું ખાસ કરીને વર્ણન કર્યું છે તે ઉપરથી ઉજ્જયિનીમાં એનો એકાન્તિક પરિચય હશે એવું અનુમાન થાય છે.

આ મહાકવિ પ્રણીત પ્રબન્ધાવલિ.

**ऋतुसंहारः**-ઋતુવર્ણનાત્મક છ સર્ગનું પ્રસન્ન મધુરરીતવાળું ખંડકાવ્ય.

**कुमारसंभवः**—સપ્તદશસર્ગાત્મક મનોહર મહાકાવ્ય. આ મહાકાવ્ય શિવપુરાણની કથાને આધારે રચેલું હોવાથી એમા ઘણે સ્થાને શિવપુરાણનાં પદ્યની છાયા દેખાય છે. એ છાયોપજીવિત્વથી આ કાવ્ય એની પ્રથમકૃતિ હશે એવું અનુમાન થાય છે પણ એ સંપૂર્ણ કૃતિ કાલીદાસનીજ છે.

**रघुवंशः**—અતિશય હૃદયંગમ ઓગણીસ સર્ગનું મહાકાવ્ય.

**मेघदूतः**—ખંડકાવ્ય-સંઘાતકાવ્ય. આ કાવ્યની સર્વાંગરમણીયતા અનિર્વચનીય અને અનન્તસદૃશ હોવાથી એ એકજ કાવ્યજનિત યશવડે દિગન્તને અલંકૃત કરવાને એ મહાકવિ સમર્થ થઇ શક્યો છે.

**अभिज्ञानशाकुन्तल**—સપ્તાંકયુક્તપાઠ્યાદિક આ એક નાટક રત્ન છે એને ઉદ્દેશીને પ્રાચીનપંડિતોનુ આ પદ્ય છે કે—“ काव्येषु नाटकं रम्यं तत्रापि च शकुन्तला । तत्रापि च चतुर्थोऽङ्कः तत्र श्लोक-चतुष्टयम् ॥ यास्यत्यद्येति तत्रापि श्लोकः सर्वमनोहरः । ” આ નાટકના એક વત્સલરસપૂર્ણ પદ્યના રસાસ્વાદથી એક જર્મનવિદ્વાને આન-ન્દના આવેશમાં અસંગીતક નર્તન કર્યું હતું એમ સાંભળ્યું છે.

**विक्रमोर्वशीयः**—પંચાંકનું આ એક + ત્રોટક છે. એની સુંદરતાના શાસ્ત્રી સાક્ષરો છે.

---

[1] यत्र कविरेकमर्थं वृत्तेनैकेन वर्णयति काव्ये ।
संघातः स निगदितो वृन्दावनमेघदूतादि ॥ दर्पण )

\+ सप्ताष्टनवपंचाङ्कं दिव्यमानुष संश्रयम् ।
त्रोटकं नाम तत्प्राहुः प्रत्यङ्कं सविदूषकम् ॥

**मालविकाग्निमित्र**—આ નાટક છે એને નાટક માનતાં કેટલાએક અર્વાચીનોને સંદેહ થાય છે પણ તે અસંગત છે **नाटकं ख्यातवृत्तं स्यात्पञ्चसन्धिसमन्वितम्** "। ઇત્યાદિ નાટકનાં લક્ષણોથી એ યુક્ત હોવાથી એની નાટકતા નાશ કરી શકાય એવી નથી. એ ખ્યાતવૃત્ત નથી એવો ભ્રમ કરવો પણ ઉચિત નથી. એમાંનો કથાંશ વિષ્ણુપુરાણમાં પ્રસિદ્ધ છે એ કાલિદાસની કૃતિ નથી એવો ભ્રમ પણ પ્રમાણાભાવથી અયોગ્ય છે વર્ણશૈલી કાલિદાસના જેવી છે એટલુંજ એમાં પ્રમાણ છે એમ નથી પણ એમાં એવું માધુર્ય ગદ્ય છે કે જે અનિચ્છાએ પણ કાલિદાસની કૃતિરૂપે આત્માને વિશ્વાસ ઉત્પન્ન કરાવે છે.

આટલા આદિ કાલિદાસના પ્રણીત પ્રબન્ધો છે અને તે સિવાય **गंगाष्टक**, **मंगलाष्टक**, **शृंगारतिलक**, **नलोदय** વિગેરેના વિરચયિતા કોઈ અન્ય કાલિદાસ હશે એમ લાગે છે **ज्योतिर्विदाभरण** તો અત્યંત અર્વાચિન હોવાથી એ કાલિદાસ પ્રણીત છે એ કેવળ ભ્રમ માત્ર છે અને **स्मृतिचन्द्रिका** તો અદ્યાપિ નયનગોચર ન થવાથી તેના સંબંધમાં કંઇ લખી શકતા નહીં.

આદિ કાલિદાસના રચેલા અશેષ પ્રબંધોની સૂક્ષ્મ સમાલોચના કરતાં એનું મહાકવિત્વ અને પાંડિત્ય સહૃદય વિદ્વાનોને સમજાયા સિવાય રહે એમ નથી.

કવિ દયાશંકર રવિશંકર.
સાહિત્યવાચસ્પતિ.

## मनुष्य–अवतारनो फेरो.

"જ્યાં સુધી ભારતવર્ષમાં એકે એક માણસ બ્રહ્મચારી નથી, વિદ્વાન નથી, ધાર્મિક નથી, ત્યાં સુધી ભારતની ઉન્નતિની આશા નિષ્ફળ છે"

'સ્વામી દયાનંદ સરસ્વતી'

આર્યાવર્તના પ્રાચીન શાસ્ત્રો પ્રતિપાદન કરી રહ્યા છે કે, વિશ્વમાં પ્રત્યેક આત્મા ચોર્યાસીલક્ષ યોનિમાં, ફરતાં ફરતાં છેવટે મનુષ્ય અવતાર ધારણ કરે છે. એજ તે અવતાર છે, કે જેમાં નર, નારાયણ સ્વરૂપને પ હોંચી શકે છે, અને નારી ભગવતિરૂપ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્ય મા

ક્ષણભંગુર જીવનમાં પોતાનાં સત્કૃત્યથી અથવા તો દુષ્કૃત્યોથી પોતાના અમર આત્મા પાછળ સ્તુતિ કિંવા નિંદાનો વારસો મુકી જાય છે. આવાં અનેક દ્રષ્ટાંતો દેશપરદેશના ઇતિહાસનાં પાનાં આપણી આગળ રજુ કરે છે. આધુનિક પાછળ પડેલા આપણા દેશમાં પણ, પ્રાચીનથી લઇને અર્વાચીન કાળ સુધીની મહાન વ્યક્તિઓ, પોતાની કીર્તિ પોતાના સર્વોત્કૃષ્ટ કર્તવ્ય ધર્મના બળપર મેળવી, પોતાનો મનુષ્ય અવતાર ફેરો આ જગતમાં સફળ કરી ગએલા આપણે જાણી રહ્યા છીએ.

ઉત્તમ શાસ્ત્રોની પંક્તિની બરોબરીએ આવતા, આપણા પ્રાચીન ઇતિહાસોના મખ્યાત પત્રોને આ દુનિયા છોડી ગયાને હજારો વર્ષ વીતી ગયાં છે. છતાં શા માટે આપણે તેમને યાદ કર્યા કરીએ છીએ? શા માટે તેઓ પૂજનીય મનાયા છે? શું તેઓએ, ઘણું ઘણું દ્રવ્ય કે વૈભવ પેદા કરી, પોતાની પાછળ મુકી જવા માટે?! શું તેઓએ એકપી વધારે ઓઓ પરાક્રમની શક્તિ દેખાડી કે પ્રજા ઉત્પત્તિની જેહમત ઉઠાવી હશે તે માટે!! શું તેઓએ વિશાળ ખેતી ખેડી કે મહોળા દેશપર રાજ્ય હકુમત ચલાવી તે માટે! આપણોજ અંતરાત્મા આપણને સાક્ષી પુરે છે કે તે માટે તો નહીંજ! ત્યારે શા માટે! નિર્ણય થઇ રહ્યો છે, કે દેશને માટે પ્રજાને માટે જેમણે પોતાના કર્તવ્ય-ફરજ-ધર્મ બજાવ્યાં, અને દેહ અર્પણ કરવા ઉપરાંત પ્રાણની પણ આહુતિઓ આપી, ત્યારેજ આજે તેઓ પ્રાતઃસ્મરણીય ગણાવાની યોગ્યતાને પામ્યા છે.

શું ત્યારે આપણાથી પણ આપણી દુનિયાની વેઠ ઉતારવાને સર જાયલી જેવી તેવી આ જિંદગીનું સાર્થક થશે? આ ભવ, મનુષ્ય અવતાર કંઇક કરનારે પણ સફળતા મેળવી અંતને સમયે સંતોષ મેળવવા જેટલું પણ કારણ બનશે? તેમ થવાને કેટલો સુદઢ અને ઉત્તમ થઇ શકે એટલો પ્રયાસ કરવાની જરૂર છે? આત્મોન્નતિ અને દેશોન્નતિ કરવાને કયી કયી શક્તિઓની જરૂર છે? એ મેળવવાને ઇશ્વરની અહોનિશ પ્રાર્થના કરીને માગીએ તો, ઇશ્વર તે આપી શકશે ખરો? એ મારેના માર્ગો શોધવા ક્યાં? અનુભવ અને બુદ્ધિ કહીજ આપે છે કે દુન્યવિ સિદ્ધાંતમાં એને માટે કોઇ રાજમાર્ગ ( Royal Road ) નિર્માણ થએલોજ નથી; કુદરત જ ફરમાવે છે કે, દરેક મનુષ્યે પોતાની યથાશક્તિ ફરજ જોવી ને વિચારવી અને તેને યથાયોગ્ય માર્ગ આપવો. જેઓ એ ફરજને નથી વિચારી શક્યા, એ ધર્મને જેઓએ નથી જાણ્યો જોયો ને અંગીકાર કર્યો, તેઓ દયા અને તિરસ્કારને પાત્ર થયા છે, અને થશે. દુનીઆના પગ તળે

ચગદાઇને નાશનું કારણ બનશે, એમ દુનીયાનો ઇતિહાસ અને અનુભવ કહી રહ્યા છે.

આ સૃષ્ટિમાં પ્રત્યેક આત્મા દેવાદાર સ્થિતિમાં જન્મે છે. એ દેવું એ ફરજનું કરજ કોઇ પણ રૂપમાં પોતાની યથાશક્તિ, ફેડયેજ છુટકો-એ મનુષ્ય અવતારનો ફેરો, સાર્થકતા, અને ધર્મ એજ એક સિદ્ધાંતમાં ટુંકમાં પણ અતિ મહાભારત મહત્તાથી સમાયલો છે પ્રિય સજ્જનો આ ટુંક આપણને વારંવાર સમજાવવું અને યાદ દેવડાવવું પડે એમ છે. ભલે આપણે વધારે ચાલાક ન હોઇએ, ભલે વિદ્વાન ન હોઇએ, જંગે બહાદુર ન હોઇએ, પણ પોતાનો ધર્મ અને ફરજ તો બરાબર સમજતા હોઇએજ આત્મોન્નતિ અને દેશોન્નતિનો સીધો હિસાબ એ સિવાય બીજો કોઇ નજ હોય શકે! આપણા ખ્યાલથી આ વાત તો દુર નથીજ કે, ઉત્તમ આચરણથી જગતનો અભ્યુદય અને આત્માનું કલ્યાણ થાય તેજ ઉત્તમ ધર્મ કહી શકાય બીજા અર્થમાં ફરજરૂપી ધર્મો માની શકાય. કોઇ પણ દેશનો મનુષ્ય પોતાના દેશ માટે ફરજ બજાવા બંધાયલો છે. ગુર્જર ભૂમિની કુખે પાકેલા પ્રિય બન્ધુઓ! તમો પણ ભારતનાજ સંતાન છો ઇશ્વરે બુદ્ધિનો ફાળો વહેંચતાં આપણે માટે કદી પક્ષપાત કર્યો નથી જેટલી કે બીજાઓમાં છે તેટલી આપણામાંએ છે આપણે તેનો ઉપયોગ ન કરીએ તો વાંક કોનો? જો આળસુ થઇ ચુપ રહીશુ તો કુદરત કેવો બદલો આપશે? ખરી તાકાત છતાં કીડીને વેગે ચાલીશું તો દુનિયા શું કહેશે? ઇ૦

આ ઉપરથી વિચાર કરતાં એટલું તો સ્પષ્ટજ સમજાય છે કે જે ફરજ ભુલી જવાથી આપણી અધોગતિ થઇ છે અને થતી જાય છે એ ફરજ તે કઇ? એ ફરજ તે બીજી કોઇ નહિ પણ જેને લીધે આપણો પ્રાચીન આર્યાવર્ત ઉજ્વળ હતો તે સાધન-ધર્મ, હાલ આપણે ધર્મથીજ વિમુખ થયા છીએ અને તેથીજ આપણી અવદશા થતી જાય છે. જો પ્રત્યેક મનુષ્ય પોતે સ્વધર્મ દૃઢનિશ્ચયથી પાળે તો પછી એ પ્રગતી પ્રદેશમાં શોક, દુઃખ, દર્દ, ગ્લાનિ ઇ૦ ક્યાંથી સંભવે! સાથે સાથે એટલું પણ વિચારવા જેવું છે કે આધુનિક સમયમાં ધર્મ અને બીજી અનેક પ્રવૃત્તિઓમાં ઘણા મતમતાંતરો થઇ ગયા છે પણ એ સર્વેમાંથી હંસદૃષ્ટિએ પોતાને ઉદ્ધારક ધર્મ શોધી કરવો એમાંજ માણસની કાર્યદક્ષતા ને વિવેક સમાયલો છે આ ધર્મ તે કયો? કે જે હમેશાં ટકી રહેનાર છે તે શ્રી 'સનાતન ધર્મ' અનાદિ સિદ્ધ ધર્મ તે સનાતન ધર્મ કહેવાય છે આ ધર્મ પૃથ્વીપરના અન્ય સર્વ ધર્મોનો પોતાનામાં યથાયોગ્ય સમાવેશ કરે છે, પરંતુ કોઇ પણ ધર્મને કેવળ મિથ્યા કહેતો નથી આ ધર્મની આવી વ્યા-

# विषयसूचि.

## वेद.


શ્રી વેદતત્વામૃત ... ... ( યતિ ) ... ... ૪૪૫


## साहित्य.


કૈવલ્ય મુક્તિ પ્રકાર ... ( સ્વામી પ્રભુરામ )... ... ૪૫૦

માયાની નિવૃત્તિ માટે પ્રભુ પ્રાર્થના ( યતિ ) ... ... ૪૫૧

મોહનમાળા-જાગૃતિ ... ( સ્વામી પ્રભુરામ ) ... ... ૪૫૨

સ્વદેશ સેવા, ... ... ( યતિ ) ... . ૪૫૩

ભવગીતા .. ... ... ( યતિ ) ... ... ૪૫૪

વિશ્વંભર વિશ્વંભરાષ્ટક ...( મોહનલાલભાઈ ) ... ૪૫૧


## तत्त्वज्ञान.


આત્મપુરાણ .. ... ... ( યતિ ) ... .. ૪૬૭

ગીતાર્થ પરામર્શ . ( કવિ દયાશંકરભાઈ ) ... ... ૪૬૮


## धर्म.


ષોડશ સંસ્કાર વિધિ . ( યતિ ) ... ... ૪૬૨

પુરાણોની મહત્તા... ... ( રા. ઉમેદભાઈ ) ... ... ૪૭૨

સંતાનો પ્રતિ માતા પિતાની ફરજ ( રા. હરજીભાઈ) ... . ૪૮૧

મનુષ્ય કર્તવ્ય... .. ( રા. ચરકુરજી ) ... ... ૪૮૬


## चारित्र्य.


દ્રૌપદી . ... ... ( યતિ ) ... ... ૪૬૧


## सामाजिक.


હિંદુ ધર્મ અને વિદ્વાન ... ( યતિ ) ... ... ૪૬૫


## प्रकीर्ण.


ગ્રાહકોને સૂચના ... ... ( દશ ) ... ... પ્રારંભ


---

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૨ જું. સં. ૧૯૭૯ ફાલ્ગુન માર્ચ ઇ. સ. ૧૯૨૩ અંક ૧૨

मंगलम्.

श्रीवेदतत्त्वामृत

स्वर्गे लोके न भयं किंचनास्ति न तत्र त्वं न जरया बिभेति । उभे तीर्त्वाऽशनायापिपासे शोकातिगो मोदते स्वर्गलोके ॥ ११ ॥

श्रीशांकरभाष्य—नचिकेताउवाच–स्वर्गे लोके रोगादिनिमित्तं भयं किंचन किंचिदपि नास्ति । न च तत्र त्वं मृत्यो सहसा प्रभवस्यतो जरया युक्त इहलोकवत्त्वत्तो न बिभेति कुतश्चित्तत्र । किंचोभे अशनायापिपासे तीर्त्वाऽतिक्रम्य शोकमतीत्य गच्छतीति शोकातिगः सन्मानसेन दुःखेन वर्जितो मोदते हृष्यति स्वर्गलोके दिव्ये ॥

ગુજરાતી—સ્વર્ગ લોકમાં જરાપણ ભય નથી. ત્યાં તમે ( યમ ) નથી. ત્યાં વૃદ્ધાવસ્થાવડે ભય નથી. ભૂખ અને તરસ બેઉને ઓળંગીને મનુષ્ય શોકથી રહિત થઇ સ્વર્ગ લોકમાં હર્ષ પામે છે.

વિશેષ—નચિકેતા કહે છે. હે મૃત્યુ! સ્વર્ગ લોકમાં રોગનો કે ચોરનો કંઇપણ ભય નથી, તેમજ તમે પણ ત્યા સહસા કોઇનો પરાભવ કરી શકતા નથી તેમ સ્વર્ગમાં વૃદ્ધાવસ્થાવાળો થઇને પણ પુરૂષ તમારાથી ભય પામતો નથી, તેમજ ક્ષુધા અને તૃષાએ બેઉથી રહિત થઇને અને માનસ દુઃખરૂપ શોકથી રહિત થઇને દિવ્ય સ્વર્ગ લોકમાં પુરૂષ હર્ષને પામે છે.

---




## कैवल्य मुक्ति प्रकार.

( રાગ પ્રભાત )

જીવ બ્રહ્માત્મના પૂર્ણ જ્ઞાને થકી, ગમન લોકાન્તરે થાય નાહિં;
સદ્ય કૈવલ્ય જે મુક્તિ વેદાન્તમાં, બ્રહ્મ વ્યાપકથકી યોગ આંહી. ૧
નિગમ આગમ વર્ણ્યા છે પ્રમાણો ઘણાં, સમ્યગતિ સર્વની અંક છે ના;
જ્ઞાન પણ સર્વનું એક સાધન રૂપે, એથી એ મુક્તિમાં ભેદ છે ના. ૨
બ્રહ્મના યોગનો પુન: વિયોગના, એમ બહુ શ્રુતિથી અવશ્ય થાપે;
પુનર્જન્મો વર્ણ્યા જે દશામાં નહિ, લેશ પણ સાધનો શાસ્ત્ર ગાપે. ૩
લિંગના યોગ સૌ પ્રકૃતિ પરિણમે, દૈવ ઇચ્છા થકી વિશ્વ લીલા;
તત્વજ્ઞાની તણે બીજ અજ્ઞાન સૌ, પ્રભુ દાઝી જતાં બંધ ઢીલા. ૪

સ્વામી પ્રણવાશ્રમ

# मायानी निवृत्ति माटे प्रभुप्रार्थना.

( રાગ. અમે પ્રભુવિના અન્ય કંઈ માળતા નથી એને મળતો )

મહા માયા મોહન કેમ વારતા નથી
વારતા નથી એ શીદ ડારતા નથી. મહા. ટેક.

સાખી—ઇન્દ્રરૂપ ધારી નટી, નૂતન ધરેં નિત્ય;
તરછોડી ને ત્યાગતાં, કરે પરાણે પ્રીત,
ક્ષણના ખમે અથભેલા એ અંતરથી;
તદપિ તેને નાથશું પોકારતા નથી. મહા. ૧

સાખી—સકલ દૃશ્ય મિથ્યા જગત, વદાય એ બહુવાર;
સ્વાર્થ ભોગના સમયમાં, સતજગત્સુવિસ્તાર.
કલ્પનાના કિલ્લામાં કબજે પડયો છું;
પોતાનો જાણીને ઉધ્ધારતા નથી. મહા. ૨

સાખી—સર્વંખલ્વિદંબ્રહ્મ છે, કહી વાંચ્યું બહુ વાર;
તોપણ હજુ ન ઊઘડયાં, અહં મમતાનાં દ્વાર,
પરને પ્રતારણામાં પાડતાં કદાપિ;
પ્રભુરૂપ બુદ્ધિમન ધારતાં નથી. મહા ૩

સાખી—અધિષ્ઠાન સ્પર્શે નહી, વિવર્તનો વિકાર;
દૃષ્ટિની સૃષ્ટિ મહી, ભૂલાય એ વિચાર.
અઘટિત ઘટનાની પટુતામાં પાડનાર;
મોહ તમ ઝૂને વિદારતા નથી. મહા. ૪

સાખી—સ્વપ્ન સમો સંસાર આ, કહે શાસ્ત્રને વેદ;
સંત સદા સમજાવતા, તદપિ થાય ન છેદ.
કૃપા કરીને હવે તે ઘડી બચાવો;
એટલી શું આપમાં ઉદારતા નથી ! મહા. ૫

સાખી—અંતરપટ અળગું કરો, વળગ્યું છે જે ઉર;

દિવ્ય ચક્ષુ ખોલો સદા, નીરખું આપનું નૂર.
સુણાવો અખંડ અંતરમાં એવું
મુકુન્દવિણ અન્ય કંઇ સારતા નથી.. મદા. ૬

પતિ.

---

# મોહન માલા.

મણકો ૧૯ મો.

જાગૃતિ

( રાગ રોમણી )

ઊઠને કમર કસી, માનવી, મળ્યું મોંઘું આ તન;
અણુચિંત્યું ટપ તારે થઇ જવું, સેને ભજી ભગવન. ઊ. ૧
શીદ ભરે ધૂમમાંહિ બાચકા, સાહે મુઠ્ઠીમાં નીર;
નવદ્વારી નગરીના રાજવી, વિષયે બંધાયો વીર. ઊ. ૨
જ્યા લગી આંખ ન ઊઘડી, માની ત્યાં સુધી રાત;
પલક ખુલશે પરિબ્રહ્મમાં, નથી રાત પ્રભાત. ઊ. ૩
નિર્વિકારી શ્રી કૂટસ્થ છે, જોતાં જેમનો તેમ;
ઉલૂક પ્રમાણથી અર્કમાં, ધારી અંધાર કેમ. ઊ. ૪
અજ ન્યાયે જીવ જલ્પતા, વિના અનુભવ વાદ;
જાઓ કરી તે જાગૃતી, બ્રહ્મજ્ઞાનીનો નાદ. ઊ. ૫
ભેદને ભય સાથે વધે, એમાં વેદ પ્રમાણ;
છે નિશ્ચય સર્વં બ્રહ્મ આ, હરે એમ વખાણ. ઊ. ૬
ઉપરનું ધ્યાન શું જોય છે, માંહે ઝળઝળ થાય;
મડ જાણીને ખરે ખેંચતાં, ખાખ તારી બંધાય. ઊ. ૭
અનહદ પુણ્ય પ્રતાપથી, મળે અર્ક સુકંદ;
પ્રણવ તિમિર ત્યાં ક્યાં રહે, મહા માયાનો ફંદ ઊ. ૮

સ્વામી પ્રણવાશ્રમ.

---

# स्वदेश सेवा.

છપ્પય ૭૬

જન્મ આપી જે દેશ, પછીથી પાળે પોષે;
જેનાં જળ, ફળ, ફુલ, મૂળ ને સદા ભરોસે;
તાજો રાખી દેહ, સ્નેહથી સુખમાં ફરીએ;
જન્મ ભૂમિને કદી, નહિ મનથી વિસરીએ;
તે સ્વદેશની પ્રેમથી, સેવા કરવી ધર્મ એ;
જીવનના સાફલ્યનો, એજ ખરાખર મર્મ છે. ૧

ધન્ય પુરૂષ જે સદા, દેશની સેવા કરતો;
વિધવિધ કરી ઉપાય, દુઃખ સહુ તેનાં હરતો;
મરે દેશને માટ, જીવન સહુ તેણે ધાર્યું;
સહે તજી ઉચાટ, દુઃખ મન નવ ગણકાર્યું;
વંદનીય તે પુરૂષ છે, તેને સદા પ્રણામ છે;
તેનું આ સંસારમા, અમર થયું બસ નામ છે. ૨

ઉઠો ચતુરો વીર, દેશની સેવા કરી લ્યો;
દેશભક્તિનો ભવ્ય ભાવ, નિજ મનમાં ભરી લ્યો;
દીન હીનનાં દુઃખ, સહુ દિલમાંથી ટાળો;
તેમ સનાતન ધર્મ, સદા સ્નેહે સંભાળો;
ધર્મ અને નિજ દેશનાં, દુઃખી અંગ જે આજછે;
દશા સુધારો તેહની, એજ સર્વ શિરતાજ છે. ૩

'દેશ' 'દેવ' છે એક, ભેદ તેમાં નવ જાણો;
એજ વાતમાં મઇ, વેદનાં છે પરમાણો;
દેશ દેવનું સગુણ, અને સાકાર સ્વરૂપ છે;
તેને એક સમાન, પ્રાણસમ રંક ભૂપ છે;
દેવ સેવા જે નવ કરે, (તેને) દેશ સેવા નવ આવડે;
કહો કેમ કરી જન તરે, સમુદ્ર કાણે નાવડે.

यति.




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૪૧૪ થી )

રાગ લાવણી.

સંકેત કરીને શંભુ એવો અવનિમાં આવ્યા પોતે,
અનેક રૂપ ધરીને ફરતા સદા લક્ષધારી જ્યોતે;
પરવારીને આવ્યાં પાર્વતી કૈલાસે શિવને ગોતે,
ચપળદૃષ્ટિ રાખીને ફરતી દીઠી દાસી ત્યાં તો તે. ૯
કહે ભવાની કોણુ આપતું મંદિર માંહે થીર આવી?
નિત્ય તમારી નોકરી કરવા કર્મ અતિ દોરી લાવી;
ભલે રહે તું ભાવકરીને મુજ મનને તો બહુ ભાવી,
ચાલ ઇશને શોધી કાઢીએ સમાધિમાં બેઠા લાવી. ૧૦
દાસી કહે છે બાઇ સાભળો વાતકહુંછું હું સાચી,
નજરે મેં જોયું છે જ્યાળી ભવભવ માહિ રહ્યા રાચી;
માટે ચાલો આપણુ જઇએ ત્યાં એ મળશે સત્યાચી,
અંબા અંતરમાંહિ વિચારે કાબેલ ખરી આ નહિ કાચી. ૧૧
દેહ પુરીમાં તે તો આવ્યાં નજર ભરી જોયું નીરખી,
મહેશનો મેળાપ થશે એ ઇચ્છાથી અંતર હરખી;
ચોકની માંહે વાસ કરીને જુએ ચતુરાં બે સરખી,
સાધુ સ્વરૂપે જોઇ સતીએ પશુપતિ લીધા પરખી. ૧૨
દાસી કહે શું દાના થઇને ભરમે ભૂલા આપ પડ્યાં,
ભૂત સમા ભમતા યોગીના મિથ્યા ધ્યાને થીર ચડ્યાં;
યોગ તણી યુક્તિ નવ જાણે ભીખારીની પાસ આવ્યાં,
માયા માયિક વચનો માંહે લપટાઇને ત્યાંજ ખડ્યાં. ૧૩
દર્શન કરવા ગયાં દેવળમાં પંડિત થઇ પ્રભુ કથા કરે,
વચન મધુરથી વાણી સમજ્યાં શિવ સ્વરૂપે આજ ખરે;
કહે દાસીને જો દિગંબર દિવ્ય સ્વરૂપે છે વિચરે,
દાસી કહે થીર થાઓ દિવાનાં દોષ્ટ આવા બહુ ફરે. ૧૪

નથી સંસ્કૃત જ્ઞાન એહને ભાષા દ્વારે કથા ભણે,
શાસ્ત્ર પ્રમાણિ તે નવ જાણે, વૃથા વાતના મ્હેલ ચણે;
એ પાસે નવ સુખની આશા માટે ચાલોને આપણે,
સર્વ વિદ્યાનું નિદાન શમ્ભુ શું વાચે વાતો લોક કને ! ૧૫

સ્વામી કહે છે નહિ ચિર એ દાસી તારૂં છે સાચું,
શમ્ભુ વિયોગે ભાન ભૂલીને મન મારૂં બનીયું કાચું;
મળે મને મહાદેવ હવે ક્યાં કેમ કરી તે સંમ રાચું,
અભિમાનના શબ્દ ઈશ્વરતા કેમ ન બંધ થયું પ્રાચું. ૧૬

એવામાં ત્રિનેત્ર ધારીને બ્રહ્મચરી વેષે ભાળી,
પ્રેમ ભરી પારવતી પોતે માનથકી મળવા ચાલી;
દાસીને બોલાવી કહે છે શિવસ્વરૂપ જો આ આલી, !
દેહ દૃષ્ટિ સ્ફુરાવી દાસીએ પ્રમદાને પાછી વાળી. ૧૭

પતિ

—•—




હરિગીત.

નવમાસ જન જનની જઠરમાં, જન્મતા પ્હેલાં રહ્યો;
પરિતાપ પાપ પ્રભાવથી, અન્તર પટે અતિશે લહ્યો;
તેવે સમય તુજને વદિ, શું તત્વજ્ઞાન થતું હતું ?
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું. ૧

પયપાન માતાનું કરી, પ્રિય ! પરમ પોષણ પામતો,
સ્નેહે સુકોમલ અંગથી, દિન દિન અધિક વધતો જતો;
ઉત્કૃષ્ટ આત્મા બાળને, મોહન તનય અટકાવતું,
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું. ૨

સહવાસથી સહુ વસ્તુને, સમજી સજી તેં સાનને,
શબ્દો સ્વજનના સરસ તે, સુણવા ધરે તું કાનને;
તદનન્તરે ઉચ્ચરે, અરે વાણી મધુર મન ભાવતું,
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું. ૩

દન્તો દયા આણી દિધા, ભક્ષ્ય ભોજન ચાવવા,
જઠરાગ્નિ પ્રબળ કર્યો પછી, તે ખાનપાન પચાવવા;
પાદદ્વયે ફરી સંચરી, લે સ્થાન જે ઉર આવતું,
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું. ૪

કરથી શુભા શુભ કાર્ય તે, સરકાર : સદ્ય કરાય છે,
નયને નિહાળીને નવું, તૃષ્ણા તલપતા થાય છે;
રસગન્ધ શબ્દ સ્પર્શ રૂપ, એ વિષય પંચ નચાવતું,
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું. ૫

બાલા વિતાવી ખેલમાં, જલદી જુવાની જાય જ્યાં
વૃદ્ધાવયે કૈં થાય ના, પરમાર્થ તો સત સહાય ક્યાં?
ફન્દે ફસે ફોગટ ફરી, ફળ તે તણું શુભ નાંખવું;
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું. ૬

ભાવે કરી ભભકા ઘણી, અભિમાન ભોગો ભોગવે,
આ દેહ ગેહે નેહથી, ભ્રમમાં અહંપદ જોગવે;
ભાવી ભવાટવીને વિષે, અટક્યા વિના ભટકાવતું,
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું. ૭

મતિમન્દ છે સ્વચ્છન્દમાં, આનંદ એમ ઉરે ધરે,
સમજાય અન્તે સ્વપ્ન સહુ, યમદંડ જ્યાં શિરપર ફરે;
મોહન હૃદયમાં હોય તો, ભય ચક્ર કાં ભરમાવતું,
જગમાંહિ જીવન જાણજે, જાયે જરૂર મન ફાવતું. ૮

મોહનલાલ જેઠારામ પંડિત.

ખંભાત.




## आत्मपुराण.

## ઐતરેયોપનિષદર્થ પ્રકાશ–અધ્યાય. ૧

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૨૪ થી )

દેશપરિચ્છેદનું સ્વરૂપ કહે છે—

**घटस्तिष्ठति नान्यत्र वर्तमानः स्थितो भुवि ॥ ११ ॥**

અર્થ—પૃથ્વીપર એક સ્થળે વર્તમાન કાળમાં પડેલો ઘડો બીજી જગોએ નથી.

**વિવેચન**—વેદાન્ત ગ્રંથોનો જેણે અભ્યાસ કર્યો છે તેતો દેશપરિચ્છેદ એટલા શબ્દથી સમજી જાય પરંતુ બીજાઓને તે બાબત સ્પષ્ટ સમજાવવાની જરૂર છે. દેશપરિચ્છેદનું લક્ષણ શાસ્ત્રકારોએ એમ બતાવ્યું છે કે **अत्यन्ताभावप्रतियोगित्वं देशपरिच्छेदः ।** અર્થ અત્યંતાભાવનો પ્રતિયોગી એ દેશપરિચ્છેદ છે. ( આ લક્ષણમાં અત્યંત, અભાવ, અને પ્રતિયોગી એવા ત્રણ શબ્દ છે. તેમાં અત્યંત અભાવનો અર્થ એ છે કે, વસ્તુ તે સ્થળમા સમૂળગી નથી અને પ્રતિયોગી શબ્દનો અર્થ વિરોધી છે ) એટલે એક અધિષ્ઠાનમા અત્યંતાભાવનો પ્રતિયોગી હોય તે. દાખલા તરીકે, ઘડો વર્તમાન સમયે જ્યાં છે ત્યાંથી બીજી કોઇ જગોએ તે ઘડો નથી. એટલે તે જે સ્થળમાં છે, ત્યાં તે પોતાના અભાવનો પ્રતિયોગી છે. ટુંકામાં જે દેશમાં ઘડો છે તે સિવાય બીજા સ્થળમાં નથી એ વાત ઉઘાડી છે, માટે ઘડો દેશપરિચ્છિન્ન છે અર્થાત્ મર્યાદિત છે. ટુંકામા એક દેશમા હોય અને બીજા દેશમા ન હોય તો દેશપરિચ્છિન્ન કહેવાય.

કાલ પરિચ્છેદ કથન કરે છે—

**नासीत्पुरा न पश्चाच्च भविष्यति कथंचन ।**

અર્થ—વર્તમાનકાલીન ઘડો ભૂતકાળમાં નહોતો અને ભવિષ્ય કાળમાં નહિજ હોય.

વિવેચન—કાળપરિચ્છેદનું શાસ્ત્રીય લક્ષણ એ છે કે-**प्रागभावध्वंसप्रतियोगित्वं कालपरिच्छेदः** । અર્થ-વસ્તુનો પ્રાગભાવ અને ધ્વંસ તેનો જે પ્રતિયોગી તે કાલ પરિચ્છેદ કહેવાય, તેને સ્પષ્ટ કરવા દાખલો ઘડાનોજ લઇશું. પ્રથમ જે માટીનો પીંડો છે તેમાં ઘડો નથી (તેનો અભાવ છે) તેને માટીનો પ્રાક્-અભાવ કહેવામાં આવે છે, અને ઘડાને ભાગી નાખતાં તેનાં જે ઠીકરાં રહે છે તેમાં ઘડાનો પ્રધ્વંસ-અભાવ રહે છે. જ્યારે માટીનો પીંડો હતો ત્યારે ઘડો નહોતો. અને જ્યારે ઠીકરાં થયાં ત્યારે પણ ઘડો નથી, એટલે ઘડો પ્રાગભાવને પ્રધ્વંસાભાવનો વિરોધી છે, અર્થાત્ જે કાળમાં ઘડો હોય છે તે કાળમાં માટીનો પીંડો અગર ઠીકરાં હોતાં નથી, માટે ઘડો કાળ પરિચ્છિન્ન છે. ટુંકામાં મતલબ એ છે કે જે વર્તમાન્ કાળમાં હોય અને ભૂત તથા ભવિષ્ય કાળમાં ન હોય તે કાલપરિચ્છેદ કહેવાય.

વસ્તુ પરિચ્છેદ સમજાવે છે—

**अयं घटो न चान्यस्याद्घटापटमिदं जगत् ॥ १२ ॥**

અર્થ—આ ઘડો બીજી વસ્તુ (વસ્ત્ર) નથી આ જગત્ ઘટ અને અઘટરૂપ છે.

વિવેચન—શાસ્ત્ર દૃષ્ટિથી વસ્તુપરિચ્છેદનું લક્ષણ એ છે કે, **अन्योन्याभावप्रतियोगित्वं वस्तुपरिच्छेदः** । અર્થ-એક બીજામાં એક બીજાનો અભાવ તેનો જે પ્રતિયોગી તે વસ્તુપરિચ્છેદ. દાખલા તરીકે ઘડો છે તે વસ્ત્ર નથી અને વસ્ત્ર છે તે ઘડો નથી તેથી પટ-વસ્ત્રમાં ઘટનો અભાવ છે અને ઘટમાં પટનો અભાવ છે તેનું નામ અન્યોન્યાભાવ છે ઘડાના અભાવનો વિરોધી ઘડો છે, કારણ કે ઘડો હોય ત્યારે તેનો અભાવ કહેવાય નહિ. માટે ઘડો વસ્તુપરિચ્છિન્ન છે. ૧૨

ઉપર કહેલા ત્રણે પરિચ્છેદથી બ્રહ્મ રહિત છે તેનું પ્રતિપાદન કરે છે.

**इति त्रिधा परिच्छेदो ब्रह्मण्यात्मस्वरूपके ।**
**न विद्यते यतस्तमाद्ब्रह्मात्मापमितीरितः ॥ १३ ॥**

અર્થ—એવા પ્રકારના ત્રણ પરિચ્છેદો આત્મસ્વરૂપ બ્રહ્મ વિષે નથી તેથી 'આ આત્મા બ્રહ્મ' છે એ પ્રમાણે શ્રુતિએ આત્મા કહેલ છે.

વિવેચન—દેશપરિચ્છેદ, કાળપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ એ ત્રણે

પ્રકારના પરિચ્છેદનો આત્મસ્વરૂપ બ્રહ્મ વિષે અભાવ છે, કારણ કે બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, એટલે અમુક દેશમા છે અને અમુક દેશમા બ્રહ્મ નથી એમ કહી શકાય નહિ. કેમકે તેતો સર્વત્ર છેજ. બ્રહ્મ ઉત્પત્તિ અને નાશથી રહીત છે, તેથી બ્રહ્મમાં કાલપરિચ્છેદ પણ નથી, અર્થાત્ બ્રહ્મ સર્વ કાળમાં છે. સર્વનો આત્મા હોવાથી બ્રહ્મ વિષે વસ્તુપરિચ્છેદ પણ માની શકાય તેમ નથી તેથીજ શ્રુતિભગવતી આત્માને બ્રહ્મ કહે છે. ૧૩.

બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ કરાવી આપનાર જ્ઞાન છે માટે જ્ઞાનને સ્થાને બ્રહ્મપદનો પ્રયોગ કરવો યોગ્ય છે એમ કહે છે.

तस्य मेग मकं ज्ञानं ब्रह्मेत्याह श्रुतिः स्वयम् ।
यथा ब्रह्म तथा सत्यमिदं ज्ञानमिहोदितम् ॥ १४ ॥

અર્થ—મારૂં (આત્મરૂપનું) સૂચક જે જ્ઞાન તેને શ્રુતિ સ્વયંબ્રહ્મ એમ કહે છે જે આ જ્ઞાનને બ્રહ્મ કહે છે તેમ તે જ્ઞાનને સત્ય પણ અહિં કહે છે.

વિવેચન—આત્મસ્વરૂપની પ્રાપ્તિનું સાધન જ્ઞાન છે, તેથી જ્ઞાનને શ્રુતિ બ્રહ્મ સ્વરૂપ કહે છે. જેમ જ્ઞાનને શ્રુતિમાં બ્રહ્મ કહેલ છે તેમ સત્ય પણ કહેલ છે, કારણ કે સત્યબ્રહ્મની પ્રાપ્તિ કરાવનાર જ્ઞાન છે. અજ્ઞાનને નિવૃત કરનાર જે જ્ઞાનશક્તિ છે તેને બ્રહ્મરૂપ અને સત્યરૂપ કહી શકાય નહિ, કેમકે શ્રવણાદિકથી શાસ્ત્રમાં જ્ઞાનની ઉત્પત્તિ કહી છે, તો પણ સત્ય બ્રહ્મની પ્રાપ્તિનું સાધન જ્ઞાન છે તેથી જ્ઞાનને બ્રહ્મરૂપ અને સત્યરૂપ કહેલ છે. જેમ આયુષ્યની વૃદ્ધિ કરનાર જે ઘી છે તેને આયુર્વેદમાં આયુષ્ કહે છે તેમ બ્રહ્મ અને સત્ય શબ્દનો અર્થ જ્ઞાન છે. તેથી આ અર્થને ગૌણ સમજવાનો છે. બ્રહ્મ અથવા સત્ય શબ્દનો મુખ્ય અર્થ તો આત્માજ છે એ આત્મા ત્રિવિધિ પરિચ્છેદથી રહિત છે.

સત્યનું લક્ષણ કહે છે.

आदावन्ते च मध्ये च यत्स्वरूपं न संत्यजेत् ।
सत्यं तत्तादृशं मोक्तं मत्तोन्यत्तादृशं नहि ॥ १५ ॥

અર્થ—જે આદિ, અન્ત અને મધ્યમાં સ્વરૂપને છોડતું નથી તેવા પ્રકારનું તત્ત્વ તે સત્ય કહેવાય છે. તેવું મારા સિવાય બીજું નથી.

વિવેચન—જે ત્રણે કાળમાં પોતાના સ્વરૂપને છોડે નહિ અને સદા એક રસ રહે તેને સત્ય કહે છે. એ સત્ય મારા સ્વરૂપ કરતાં ભિન્ન છેજ નહિ. વ્યવહારમાં (અબાધિત) જે સમયે બોલાય છે (તેનેજ સત્ય કહેવામાં આવે છે) અથવા જેને 'છે' એમ કહી શકાય તેને સત્ય કહે છે. ઘટ, પટ વિગેરે પદાર્થને છે એમ કહી શકાય છે, તેમાં જે સત્યતાની પ્રતીતિ થાય છે તે આત્માનીજ સત્તા છે એટલે સત્યના બે પ્રકાર થાય છે. શ્રુતિમાં सत्यं ज्ञानमनन्तं ब्रह्म એમ જે કહેલ છે તેથી સત્ય શબ્દથી કૂટસ્થનો નિર્દેશ કરેલો છે અને તે નિરૂપાધિક ચૈતન્ય રૂપ છે તેમાં કોઈ પ્રકારનો વિકાર નથી. ત્યારે જડ પદાર્થને પણ વ્યવહાર કાળમાં નિત્ય કહેવામાં આવે છે. એટલે (૧) કૂટસ્થ નિત્ય અને (૨) ઘટાદિક પરિણામી નિત્ય એમ નિત્ય બે પ્રકારનું છે. એક આત્મા અને બીજું પૃથ્વી વિગેરે. ૧૫

શ્રુતિ પ્રસિદ્ધ સત્ય શબ્દનો અર્થ કહીને લોક પ્રસિદ્ધ સત્ય શબ્દનો અનુવાદ કરે છે—

अपि चास्तीति विज्ञान शब्दयोर्विषयो मतः ।
सदर्थः सत्यता तेन मम धीशब्दरूपिणः ॥ १६ ॥

અર્થ—વળી જે વસ્તુ અસ્તિ (છે) એવા જ્ઞાન અને શબ્દનો વિષય મનાયો છે, તે જ્ઞાન અને શબ્દ એ બન્ને મળી જેની રૂપ રૂપે પ્રતીતિ કરાવે છે તે મારી સત્યતા છે.

વિવેચન—પ્રમાણ બે પ્રકારના છે (૧) સત્ (૨) અસત્ જેનો વિષય ત્રણે કાળમાં બાધ પામતો નથી એ સત્ પ્રમાણ. જેનો વિષય ઉત્તરકાળમાં બદલાય તે અસત્ પ્રમાણ. પ્રાતીતિક વિષય પ્રતીતિ ભિન્નકાળમાં જણાતો નથી અને પ્રાતિભાસિક વિષય તેના અધિષ્ઠાનના સાક્ષાત્કારથી બાધ થાય છે. વ્યવહારિક વિષય અવ્યવહાર સમયે બાધ થાય છે. એટલે સર્વ, વિષયો પોતાના સમયમાંજ સત્ય હોય છે. અને તેજ વા[illegible] પ્રમાણ પણ સત્ય હોય છે. આ સત્યતા પરમાર્થિક દશામાં હો[illegible] [illegible]રે તેને સત્ પ્રમાણ કહેવામાં આવતાં નથી. જે વસ્તુની 'છે, [illegible]
પણને પ્રતીતિ થાય [illegible] [illegible]પણ [illegible]એ છીએ [illegible]
કહેવામાં આવે છે તે [illegible] પરંતુ [illegible]
પુરૂષોને તેજ નાનારૂપે [illegible]
દીવાઓ પ્રકાશે છે [illegible]

પ્રકાશરૂપ થઇ જાય છે. અર્થાત રાતમાં અનેક પ્રકારથી પ્રકાશનારા દીવા પોતાના મૂળ પ્રકાશ સ્વરૂપમાં અંતર્ભૂત થાય છે. એ ન્યાયથી જેટલા પદાર્થનું આપણને અસ્તિત્વરૂપે જ્ઞાન થાય છે તે જ્ઞાન સર્વાન્તરયામી આત્માનુંજ છે તેમાં કોઇ જાતના સંશયને અવકાશ નથી. તે સર્વના અંતર્યામી જ્ઞાન સ્વરૂપ છે. વિષય અને વિષયી પરસ્પર અપેક્ષાવાન્ છે વિષયી વિષયને રૂપવાન કરે છે અને વિષયીથી વિષયનો અનુભવ થાય છે. સર્વ અનાત્મ વર્ગ વિષય છે અને આત્મા વિષયી છે તેજ સર્વ વિષયોને વિષય કરે છે અને વિષયના યોગથી પોતે વિષયી થાય છે. પરંતુ તેમાં વિષયોને સત્તા આપી સ્ફુરણયુક્ત કરવા તે આત્માનો સ્વતંત્ર સ્વભાવજ છે. તેવા આત્માને વિષયી કરવો એ વિષયોની સ્વતંત્ર સત્તા નથી તેથી નિરપેક્ષ આત્મા સત્ય છે માટેજ કહ્યું છે કે અસ્તિ, ભાતિ અને પ્રિય એ ત્રણ બ્રહ્મ સ્વરૂપ છે અને નામ તથા રૂપ એ બે માયા સ્વરૂપ છે આ પાંચમાં સંસારના સર્વ પદાર્થ આવી જાય છે. દરેક પદાર્થ 'છે' એમ જણાય છે, તે આપણને 'પ્રિય' લાગે છે. તેનો કાંઇક 'આકાર' દેખાય છે. અને આપણે તેનું કાંઇક નામ પણ પાડીએ છીએ. આ ચારે પ્રકાર જ્ઞાનના અર્થાત્ 'ભાતિ' એ બીજા અંશના બળથી થાય છે. કારણ કે જ્ઞાનના અભાવમાં 'છે' વિગેરે ભાસી શકતા નથી પણ જ્ઞાનમાંજ તે સર્વનું અસ્તિત્વ—છે જણાય છે. કેમકે અસ્તિત્વ વિના જ્ઞાનની પણ સિદ્ધિ નથી માટે જે જ્ઞાન તેજ સત્ છે અને સત્ તે જ્ઞાન છે. પ્રિય એટલે આનંદ આપણને વસ્તુપ્રિય નથી પણ આનંદ પ્રિય છે. જેથી વસ્તુઓ ક્ષણે ક્ષણે બદલાય છે છતા તેમાંથી થનારો આનંદ સદા એકરૂપ રહે છે અર્થાત આનંદ એ વસ્તુનો ધર્મ નથી પણ વસ્તુ પ્રતીતીના અનુભવનો સહચર ધર્મ છે.

આ સ્થળમાં એ શંકાને અવકાશ છે કે જ્યારે આનંદ પ્રતીતીનો સહચર ધર્મ છે તો અનિષ્ટ વસ્તુની પ્રતીતિ વખતે ઉદ્વેગ થવો ન જોઇએ, પણ તેતો સર્વને થાય છે તેનું કેમ ? તે શંકાનું સમાધાન એ છે કે ઇષ્ટ વસ્તુની પ્રતીતિથી થનારો આનંદ અને અનિષ્ટ વસ્તુને જોઇને થનારો શોક એ બેઉ સ્વભાવિક નથી કારણ તે બેઉ પ્રકારના ભાવ ઉપાધિને આધીન છે માટે એકજ ભાવ પ્રતીતિનો સહચર નથી પણ બેઉ ભાવની પ્રતીતિનો સહચર છે. પણ અત્રે જે પ્રતીતિનો સહચર કહેવામાં આવે છે, તે આનંદ તો નિર્વિષય, નિર્નિમિત્ત, નિરૂપાધિક અને સ્વાભાવિક છે તેનો અનુભવ નિરૂપાધિક અવસ્થામાં થાય છે મનની નિરોધકાળ અને નિરૂપાધિક દશા સ્વયં સ્ફુરે છે ત્યારે આનંદ સિવાય બીજા કશાનો સાક્ષાત્કાર થતો નથી

તે સ્વાભાવિક આનંદનો સાક્ષાત્કાર જ્ઞાન રહિત નથી, માટે આત્મા સત્, ચિત્ત અને આનંદરૂપ છે તેજ આત્મ સ્વરૂપનો ત્રિવિધજગતના પદાર્થમાં યોગ્યતા પ્રમાણે અનુભવ થાય છે સર્વ જડ પદાર્થમાં સત્ અંતઃકરણ યુક્ત પદાર્થમાં ચિત્ત અને સાત્વિક અંતઃકરણમાં આનંદનો અનુભવ થાય છે. ટુંક-માં જગતના પદાર્થમા અસ્તિ, ભાતિ અને પ્રિય એ માત્ર આત્માનાજ છે.

જગત્માં જે પાંચ અંશો દેખાય છે તેમાં પ્રથમના ત્રણ અંશ બ્રહ્મ-રૂપ અને છેવટના બે માયારૂપ છે. પ્રથમના ત્રણ અંશો સર્વ પદાર્થમાં સાધારણ રૂપ છે તેથી તે બ્રહ્મરૂપ છે પણ નામ અને રૂપ દરેક પદાર્થના જુદા જુદા છે તેથી તે (નામ અને રૂપ) પદાર્થના અસાધારણ ધર્મ છે માટે તે માયારૂપ છે. ૧૬. (અપૂર્ણ.)




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૨૭ થી )

अथ कर्ण वेधः ९

सच तृतीये पंचमे वा वर्षे ज्योतिः शास्त्रोक्ते शुभमासे शुक्लपक्षे पुष्यचित्रारेवत्यादि नक्षत्रान्वित शुभ वासरे शुभ मुहूर्ते कार्यः ।

કર્ણવેધ સંસ્કાર, ત્રીજે અથવા પાંચમે વર્ષે જ્યોતિઃશાસ્ત્રમાં કહેલ શુભમાસમાં, શુક્લપક્ષમાં, પુષ્ય, ચિત્રા, રેવતી આદિ નક્ષત્રવાળા સારા-દિવસે શુભ મુહૂર્તમાં કરવો જોઈએ. મંગલ દ્રવ્ય સહિત જલથી સ્નાન કરી શુદ્ધ બે વસ્ત્રો ધારણ કરી માંગલિક તિલક કરી બાલકનો પિતા અ-થવા કાકા વિગેરે શુભ આસન ઉપર બેસે. પછી પ્રાણાયામ કરી દેશકાળ સંકીર્તન પૂર્વક કુમારની આયુવૃદ્ધિ અને વ્યવહાર સિદ્ધિદ્વારા શ્રી પરમેશ્વર પ્રીત્યર્થં કર્ણવેધ સંસ્કાર કરીશ એવો સંકલ્પ કરે, ત્યાર બાદ નિર્વિઘ્ન

માટે શ્રી ગણપતિનું પુજન કરી, ગણેશ, સરસ્વતી, બ્રહ્મા, વિષ્ણુ શિવ, નવગ્રહ, લોકપાલ અને વિશેષ કરી કુલદેવના તથા બ્રાહ્મણને નમસ્કાર કરે, ને બાલકને વસ્ત્રાભૂષણથી શૃંગારીને શુભાસન ઉપર પૂર્વાભિમુખે બેસાડે.

પછી બાલકના હાથમાં ખાવાની મીઠાઇ આપીને मंत्र कर्णेभिः મંત્રથી જમણા કાનમાં અભિમંત્રણ કરે અર્થાત્ જમણા કાન તરફ જોઇને ઉપરોક્ત મંત્ર બોલે. એજ પ્રમાણે षष्ठयन्ती. મંત્ર ડાબા કાન તરફ ભણે. પછી માંગલિક સુત્રથી યુક્ત સુવર્ણ અથવા ચાંદીની બનાવેલી સોયથી સૌભાગ્યવતી ચતુર સ્ત્રીની પાસે અગર સોની પાસે બાલકના કાન વીંધાવે. છોકરાનો જમણો અને છોકરીનો ડાબો કાન પ્રથમ વીંધાવે. એ વખતે મીઠાઇ ખવરાવવાની રીત પરંપરાગત સારી છે ત્યારપછી બ્રાહ્મણોને ભોજન કરાવી તેને દક્ષિણા આપી તેની પાસેથી આશીર્વાદ લઇ સૌભાગ્યવતી સ્ત્રીઓને કેશર પાન વિગેરે આપી ગણેશ દેવનું વિસર્જન કરે. પુત્રના કાનનું છીદ્ર સૂર્ય કિરણનો પ્રવેશ થઇ શકે તેટલું વધારે અને કન્યાના કાનનું છીદ્ર આભૂષણ યોગ્ય વધારે.

## इति कर्ण वेधः

## जातकर्म समारभ्य स्त्रीणां चूडान्त सर्वशः ।
## होमः समंत्रकः कार्यः संस्कारस्तु अमंत्रकः ॥

સ્ત્રી તથા શુદ્રોને ગર્ભાધાનથી લઇને વિવાહ સુધીના દશ સંસ્કાર કરવા જોઇએ. તેમાં શુદ્ર જાતિના પુરૂષ તથા સ્ત્રીના સંસ્કાર પૌરાણિક વિધિથી કરે વેદ વિધિ અથવા મંત્ર વિધિથી નહિ. ગર્ભાધાનથી મુંડન સુધીના નવ અને દશમો વિવાહ એ સર્વને માટે છે. ગર્ભકાલમાં પુત્ર છે કે કન્યા છે એ વાત સ્પષ્ટ જાણવામાં ન આવતી હોવાથી ગર્ભાવસ્થા સંબન્ધી (૧) ગર્ભાધાન (૨) પુંસવન (૩) સીમન્ત ત્રણે સંસ્કારો પુત્ર બુદ્ધિથી કરવા યોગ્ય છે અને જાતકર્મથી લઇ મુંડન પર્યંત દ્વિજ કન્યાઓના સંસ્કારોમાં હોમ તો વેદ મંત્રોથી કરવો બાકીની ક્રિયા નામ મંત્રથી કરવી પણ દ્વિજ કન્યાઓના વિવાહ તો વેદોક્ત મંત્રોથીજ કરવા સ્ત્રી તથા શુદ્રને ઉપનયન, વેદારંભ, સમાવર્તનાદિ અન્ય સંસ્કાર કર્તવ્ય નથી એ શ્રી સનાતન ધર્મની મર્યાદા છે.




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૪૩૨ થી. )

દ્વૈતવનમાં યુધિષ્ઠિર ને દ્રૌપદી.

એ સાંભળી દ્રૌપદીએ કહ્યું " આપના વંશની પરંપરાથી રાજ્યનું રક્ષણ કરવું એ આપનું કર્તવ્ય હતું. તે જે ધાતા અને વિધાતાએ તે કર્તવ્યના સમ્બન્ધમાં આપની બુદ્ધિને ભ્રષ્ટ કરી નાખી તે બેઉને નમસ્કાર છે. કર્મજ સર્વથી વિશેષ છે કર્મ કર્યાં વિના ફલની આશા છેજ નહિ. કર્મનો પરિત્યાગ કરીને દયા ધર્મનો તથા ક્ષમાનો આશ્રય કરીને આ સંસારમા કોઇ ઉન્નતિ પ્રાપ્ત કરી શકતો નથી. લોકાપવાદથી કરીને પોતાની પ્રગતિને માટે કર્મ ન કરવું એ કોઇ પણ રીતે વિધેય નથી. આપ સદાય ધર્મ ધર્મ એમ ઉચ્ચાર કરો છો. અને મને એવી પણ ખાત્રી છે કે આપ મને અને તમારા ભાઇઓને છોડી દેશો પણ આપ જેને ધર્મ સમજી બેઠા છો તેને કયારેય પણ છોડશો નહિ. મેં એમ સાંભળ્યું છે કે જે રાજા ધર્મનું રક્ષણ કરે છે. તેનું ધર્મ રક્ષણ કરે છે. જેમ મનુષ્યની છાયા મનુષ્યની પાછળજ જાય છે તે પ્રમાણે આપની બુદ્ધિ પણ સદા ધર્મની પાછળજ જાય છે ચોરોથી ભરેલા આ જંગલમાં પણ આપ તો નિરંતર ધર્મજ કરતા રહો છો. આપના વચન અને કાર્ય ઉભયમાં ધર્મ વર્તમાન છે. પણ આપના ધર્મે આપની રક્ષા કયાં કરી ? હું એ સમજી શકતી નથી કે આવા પ્રકારની ધર્મનિષ્ઠા છતાં જુગાર રમવાની વિપરીત બુદ્ધિ આપના હૃદયમાં શી રીતે જાગ્રત થઇ ? હે ધર્મરાજ ! ગમે તેમ હો. પણ આપનું આ દુઃખ હવે મારાથી દેખી શકાતું નથી. અને હું તેને સહન પણ કરી શકતી નથી. લોકો કહે છે કે સર્વ પ્રાણી ઇશ્વરને વશ છે. ઇશ્વરજ તેના સુખ દુઃખના વિધાતા છે તે પૂર્વ જન્મમાં કરેલાં કર્મ પ્રમાણે મનુષ્યના સુખ દુઃખનું વિધાન કરે છે. મનુષ્યજાતિ ઇશ્વરના હાથની કાષ્ટની પુતળી છે. અજ્ઞાન અંધકારમાં ઘેરાએલાં પ્રાણી પોતાનાં સુખ દુઃખનાં સ્વામી થઇ શકે નહિ તે ઇશ્વર દ્વારાજ સ્વર્ગ કે નર્કમાં ગમન કરે છે. જુઓ ઇશ્વરે પોતાની

માયાજાળ કેવી રીતે ફેલાવી રાખી છે. પોતાની માયાથી મોહિત કરીને તે પ્રાણીઓ દ્વારાજ પ્રાણીઓનો નાશ કરે છે. તત્ત્વજ્ઞાની પુરૂષો આ તમાસાને ઇન્દ્રજાળનો ખેલ સમજે છે. જે રીતે બાળક રમકડાં લઈ રમે છે તેજ પ્રમાણે ઈશ્વર પણ જીવોના સંયોગરૂપ ખેલ કરી રમે છે. હે રાજન તે ઇશ્વર જ્યારે કોપાયમાન થાય છે ત્યારે બીજા પ્રાણીઓના જેવોજ તે વ્યવહાર કરે છે. સુશીલ, સજ્જન અને ધર્મનિષ્ઠ સાધુઓ દુઃખથી દિવસો કાપે છે. અને પાપાત્મા જીવો વિષય વાસનામાં વિવ્હળ થઇ આનંદમાં મોજ મારે શું એજ ઇશ્વરનો ન્યાય છે ? અને શું તેથી એમ કહી શકાય કે તે પક્ષપાત રહિત છે. હે મહારાજા આપને દુઃખ અને દુર્યોધન જેવાને સુખ એ જોઇનેજ વિષમદર્શી પક્ષપાતી વિધાતાનો હું તિરસ્કાર કરૂં છું. ક્રૂર, લોભી, દુર્યોધનનો રાજ્યભોગ જોઇનેજ અધર્મની જીત દષ્ટિગોચર થાય છે. આ અધર્મથી ઉત્પન્ન થએલું પાપનું ફળ સ્વયં બ્રહ્માને કેમ ભોગવવું પડતું નથી ? તે આપ જાણો છો ? તે પોતે બળવાન્ છે માટે હે ધર્મરાજ બળ એજ મુખ્ય છે. દુર્બળ મનુષ્યજ બીજાને આધીન થાય છે અને તેથીજ દશા શોચનીય હોય છે" -

યુધિષ્ઠિર બોલ્યા—"હે યાજ્ઞસેનિ! તમે જે કાંઇ કહ્યું છે તે ઉપરથી જોતાં કે સાંભળતાં ભલે સારૂં લાગે. પરંતુ તે નાસ્તિકોનો મત છે ફળ પ્રાપ્તિની ઇચ્છા કરી કર્મ કરવાં એ કોઈ રીતે ઠીક નથી. હું એમ કરવું ઉચીત સમજતો નથી. હું ધર્માચરણ એટલા માટે નથી કરતો કે જેથી મને ઉત્તમોત્તમ ફળની પ્રાપ્તિ થાય. પરંતુ ધર્મ કરવો યોગ્ય છે એમ સમજીનેજ ધર્મ કરૂં છું. ધર્મની નિંદા કરવી એ પાપ છે. માટે તમે ધર્મપર અશ્રદ્ધા ન કરો. અને ધાતાનો તિરસ્કાર કરી પાપભાગિની પણ ન હો. તમને તમારી તથા તમારા ભાઇ ધૃષ્ટદ્યુમનની કથા યાદજ છે. તુંજ વિચાર કરી જો કે ધર્માનુષ્ઠાન કરવાથી ફળ પ્રાપ્ત થાય છે કે નહિ. ધીર પુરૂષો પોતાના કરેલ કર્મનું થોડું પણ ફળ મેળવીને શાન્તિ અનુભવી શકે છે. અને મૂર્ખ લોકોને અધિક ફલ પ્રાપ્ત કર્યાં છતાં પણ સંતોષ થતો નથી મરીને બીજે જન્મ લે તો પણ ધર્મજનિત સુખ તેને પ્રાપ્ત થઇ શકતું નથી. ફલ ન મળે તો પણ ધર્મ અથવા દેવ ઉપર અશ્રદ્ધા કરવી એ કોઇ પણ રીતે યોગ્ય નથી. કારણ કે દેવતા પણ એ વાતને બરાબર જાણતા નથી કે કર્મફળોદય ક્યારે થશે. હે કૃષ્ણે તમે નાસ્તિકતા છોડી દો. અને

ધ્યરને પ્રણામ કરો કે ધ્યરની નિંદા કરનારી અને ધર્મપર અનાસ્થા કરાવનારી બુદ્ધિ તમારા હૃદયમાં નિવાસ કરીને રહેવા ન પામે.

દ્રાપદીએ કહ્યું કે ધર્મરાજ ! હું ધર્મની નિંદા કરતી નથી તેમ વિધાતાનું અપમાન પણ કરતી નથી. દુઃખની પીડાથી મેં જે કાંઇ કહેલ તે તેને આપ વિલાપજ સમજશો હું હજી પણ મારું દુઃખ વધારે રહીશ તે પણ આપ સાંભળો. હું તો એમજ સમજુ છું કે આ સંસારમાં જ્ઞાની પુરૂષોએ કર્મ કરવાંજ જોઇએ કારણ કે સ્થાવર હો કે જંગમ હો પણ કર્મ વિહીન કોઇ સમયવ્યતીત કરી શકતું નથી જીવના નિર્વાહ માટે પણ કર્મ કરવા આવશ્યક છે. તેથી આપ પણ કર્માનુષ્ઠાનમાંજ તત્પર રહો. અને ગ્લાનિનો પરિત્યાગ કરી દ્યો. કર્મ કરવાથીજ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. જે થવાનું હશે તે થશે એવું માનનારા લોક સદા પોતાના હિતમાં હાનીનોજ ઉમેરો કરે છે. હે ધર્મરાજ! અકસ્માત જે કાંઇ પ્રાપ્ત થાય છે તેને હઠલબ્ધ અને ભાગ્યવશાત્ જે કાંઇ મળે તેને દિષ્ટલબ્ધ કહે છે. એ બન્નેથી વિશેષ તે મેળવવું છે કે જે કર્મથી મળે છે, તેને પ્રત્યક્ષ અથવા પૌરૂષલબ્ધ કહે છે. સત્ય આનંદ તેજ પ્રાપ્તિમાં છે. વાંછિત ફળની સિદ્ધિ થાઓ અથવા ન થાઓ પણ કર્મ તો કરવાંજ એ કલ્યાણકારક છે. કર્મની અપેક્ષા કરવી એ કોઇ રીતે ઠીક નથી. સર્વ કારણો એકત્ર થઇ જતાં અવશ્ય સિદ્ધિ થાય છે જ્યાં સુધી ઇચ્છેલું ફળ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી કર્મ કરતાં જવું એજ ઉન્નતિનો માર્ગ છે. જે લોક કર્મ કરવામાં પાછા પડતા નથી તેને કોઇ સમયે જરૂર ફળ મળેજ છે. પુરૂષે કદિ પણ બેઠી રહેવું જોઇએ નહિ માટે આપે જરૂર કર્મ પ્રવૃત્તિ કરવી જોઇએ.

દ્રૌપદીની વાત સાંભળી ભીમ ઉત્તેજિત થયો અને યુધિષ્ઠિરને કહેવા લાગ્યો કે રાજન! દ્રૌપદીની વાત બરાબર છે. આપ જેને ધર્મ સમજી બેઠા છો તે ધર્મ નહિ તેનાથી જૂદો પણ આપનો ધર્મ છે. પ્રજાપાલન એ આપનો મુખ્ય ધર્મ હતો. રાજ્ય ખોઇ આપ તેનાથી વિમુખ થઇ બેઠા. હવે આ વખતે આપનો ધર્મ એજ છે કે રાજ્યને માટે યત્ન કરવો. જો આપ એ પ્રમાણે નહિ કરો તો પ્રજા પાલનથી વિમુખ રહી ધર્મની હાનિ કરવાનો અપયશ માથાપર લેશો. જે રીતે સિંહનું ભોજન શિયાળ છીનવી લે તેજ પ્રમાણે આપણું રાજ્ય દુર્યોધને લઇ લીધું છે એ આપનોજ પ્રતાપ છે. નહિતો અમે કંઇ કોઇનાથી ઓછા બળવાળા નથી. આ પૃથ્વી ઉપર એવો કોણ વીર છે કે જે અર્જુનના ગાંડીવ સામે ઉભો રહી શકે ? જે વખતે હું હાથમાં ગદા લઇ રણભૂમિ ઉપર ઉભો રહું તે સમે

મારી સામે આવવા કોણ સમર્થ છે? પાંચાલ, કેકય, સંજયગણ અને યદુવંશ સહીત શ્રી કૃષ્ણ અમારા સહાયક છે પછી અમારે ડર કોનો? અમે શત્રુઓને પરાજિત કરી રાજ્ય લઇ શકીએ તેમ છીએ.

યુધિષ્ઠિરે કહ્યું—ભાઇ તમારી આ વાત નહિ પણ બાણો છે જેનાથી મારી છાતી ભેદાઇ ગઇ છે. છતાં તમને દોષ આપી શકતો નથી. હુંજ તેને માટે દોષી છું મેંજ જુગાર રમી સર્વસ્વ ખોયું અને તમો સર્વને આવા પ્રકારના દુઃખમાં નાખ્યા પરંતુ હું વનવાસીની પ્રતિજ્ઞામાં બંધાઇ ગએલ છું. તેર વરસ ધીરજ ધારણ કરી અનુકૂલ સમયની પ્રતીક્ષા કરો.

ભીમ બોલ્યો—સંસારમાં હજારો મનુષ્યો હમેશાં મરે છે કોણ જાણે છે કે કેટલો કાળ આપણે જીવતા રહીશું. બાર વર્ષ વનવાસ વેઠયા પછી એક વર્ષ ગુપ્ત રહેવું છે તે બહુજ કઠિન કામ છે. આપ જેવા યશસ્વી પુરૂષ કોઇનાથી કેવી રીતે છૂપા રહી શકશો, અને અજ્ઞાતવાસ કેમ કરીને પૂરો થશે એ મારી સમજણમાં આવતું નથી અજગરની પેઠે નિશ્ચેષ્ઠ પડી રહેવું એ મને તો કોઇ પણ રીતે ઠીક લાગતું નથી.

યુધિષ્ઠિર એ વાત સાંભળી થોડો સમય વિચાર કરી કહેવા લાગ્યા—હે મહા બાહુ! તમે જે કહ્યું તે ઠીક છે. તમે બહુ સાહસી છો પણ તમારામાં સમજણ ઓછી છે, તમે આગલી વાતનો વિચાર બરાબર કરતા નથી. શું તમે એ નથી જાણતા કે ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય સરખા અજિત રથી અને મહારથી દુર્યોધનનો પક્ષ કરી આપણી સામે લડશે. રાજસૂય યજ્ઞ વખતે જે રાજાઓ આપણે આધીન હતા તે પણ આ વખતે ખેંચાઇને દુર્યોધનના પક્ષમાં મળશે. કુસમયમાં કોઇ કોઇનો સાથી બનતું નથી. ઐશ્વર્યના સમયમાં જે સાથી બની હાંમાં હા મેળવે છે તે સર્વ કુસમય આવતાં અધિકતર શત્રુઓના પક્ષમાંજ મળી જાય છે. કૌરવોની સભામાં જેટલા વીર છે તે અમારો સ્નેહ ભલે કરે પણ રાજ્યનું અન્ન તેમની નસેનસમાં રમી રહેલ છે અને હજુ પણ તે રાજ્યાશ્રિત છે. રાજ્ય આ વખતે કૌરવોના હાથમાં છે તેથી તે પરાધીન થઇ દુર્યોધનનો પક્ષ કરીને લડશે. એ લોકોની સામે યુદ્ધ કરીને વિજય પ્રાપ્ત કરવો એ તમે ધારો છો તેટલું સુલભ કામ નથી. બીજાની તો વાત જવા દો. વીર શિરોમણિ કર્ણ અદ્વિતીય ધનુર્ધર છે તેનું રણ કૌશલ્ય યાદ કરીને તો મને નિદ્રા નથી આવતી.

આ વાત સાંભળી ભીમસેન ચૂપ રહ્યા. એજ વખતે દૈવયોગથી મહાત્મા વેદવ્યાસ ત્યાં આવ્યા હતા યુધિષ્ઠિરની અંતિમ વાત તેમણે સાંભળી

હતી તેથી તે બોલ્યા—હે યુધિષ્ઠિર ! ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ ઇત્યાદિ વીરોથી શંકિત રહેવું એ ઠીક છે પણ પ્રતિસ્મૃતિ નામક વિદ્યા હું તમને આપું છું. મહામતી અર્જુન એની સહાયતાથી દિવ્યાસ્ત્ર પ્રાપ્ત કરવા સારૂ તપસ્યા કરે તે જો પોતાની તપસ્યાથી ઇન્દ્ર અને ભવાની પતિ શંકરને સંતુષ્ટ કરી શકશે તો નિશ્ચય સમજો કે પછી અર્જુનની જોડનો કોઇ ધનુર્ધર રહેશે નહિ. તે વખતે તમને કોઇનો ડર રહેશે નહિ. અને તમે નિધડક યુદ્ધ કરી શકશો. એ પ્રમાણે સમજાવી પ્રતિસ્મૃતિ નામે વિદ્યા આપી વ્યાસજી ચાલ્યા ગયા, તેમના ગયા પછી પાંડવો દ્વૈત વનનો ત્યાગ કરી કામ્યક વનમાં પાછા આવ્યા. (ક્રમશઃ)

---

# गीतार्थपरामर्श.

જે શાસ્ત્રની પ્રવૃત્તિ જે અર્થને માટે હોય અર્થાત્ જેને માટે હોય તે, તે શાસ્ત્રનો અર્થ કહેવાય. આમ હોવાથી સિંહાસનાધીશ્વર ધર્મને રાજ્ય, ધર્મકામ નર–અર્જુનને વિજય, શ્રી કૃષ્ણની સહાયમાં ધર્મકામની તત્ત્વજ્ઞતાના મૂલવાળી લોકજ્ઞતા, લોકજ્ઞતાના મૂલવાળી નીતિ, અને પ્રકૃત અર્થના સાધનરૂપ જે યુક્તિ તે નીતિ અને યોગ પણ તે જ. "योगमा-तिष्ठोत्तिष्ठ भारत" એ લિંગથી પતંજલિ વિગેરેના યોગશાસ્ત્રને અનુસરીને યુદ્ધને માટે તત્પર થવાતું નથી. તેથી गीता માં જે યોગ કહ્યો છે તે नीतियोग છે અને વિજયપ્રાપ્તિ નીતિ વિના સંભવતી નથી. એનું ફળ દુષ્ટનિગ્રહરૂપ છે. ગીતાના પૂર્વાચાર્યોએ જે બીજા અર્થ કર્યા છે તે તે તે સ્થળમાં યથાર્થ છે પણ તે વિશિષ્ટાર્થપરાયણ નથી. ભગવાનનાં વાક્ય અકાલ્પનિક હોવાથી ભગવદ્ગીતા એ ઉપનિષદ્–વેદનું રહસ્ય છે. બ્રહ્મવિદ્યાના જ્ઞાનને અભાવે ધર્મની સ્થાપના કરવાનો અધિકાર નથી એવું સૂચવવાને માટે "બ્રહ્મવિદ્યા" એવું વિશેષણ મૂક્યું છે, જે નીતિજ્ઞ નથી તે જયને માટે પણ અધિકારી નથી માટે એમાં યોગ નીતિ અને યુક્તિઓ છે, તેથી ભગવદ્ગીતા એટલે બ્રહ્મવિદ્યામૂલક નીતિશાસ્ત્ર. "यथा ध्वम तथा नीतिर्गम्भीरेति हरेर्यशः। समामयन्ति भूतानि जयत्यधिष्ठितो नरः" "यत्परः शब्दः स शब्दार्थः" (જે શબ્દ જે પરાયણ હોય તે તે શબ્દનો અર્થ છે." એવો ન્યાય છે માટે—

"सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥" એ શ્લોકથી એવો ભાવ વ્યક્ત થાય છે કે-પ્રાપ્ત થએલા પ્રસંગને અનુકૂળ જે નીતિ હોય તે નીતિથી વિરુદ્ધ એવા સર્વ ધર્મોનો પરિત્યાગ કર, સમ્યક્‌નીતિના વક્તા એવા મને શરણરૂપ જાણ, (અહીં व्रज् ધાતુ ગત્યર્થ હોવા છતાં જ્ઞાનાર્થ ગણ્યો છે) અને ત્યારે જ હું સર્વ આપત્તિઓમાંથી તને મુક્ત કરીશ. અને તું શોક ન કર,—कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः। ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम्। मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥" આ વાક્યોની એક વાક્યતા સાથે—"क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्युपपद्यते क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वो-त्तिष्ठ परन्तप ॥" આ વાક્યને અનુસરીને ગીતાનો અર્થ કરવો જોઇએ.

અધ્યાત્મજ્ઞાન પર્યન્ત શાસ્ત્રનું રહસ્ય સંપાદન કરીને નીતિવડે વર્તવું જોઇએ એ જ મારાં વચનોનું તાત્પર્ય છે એવું નીચેના શ્લોકમાં સ્વયં ભગવાન કહે છે—" मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा । निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥ ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः । श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥" મનુવંશમાં ઉત્પન્ન થએલા માનવોને ભગવાનનો આ ઉપદેશ હોવાથી તેનું લક્ષણ પણ એજ શ્લોકમાં બતાવ્યું છે કે-જે શાસ્ત્રમાં શ્રદ્ધા-વાળા અને નીતિને માટે અસૂયા નહિ કરનારા એવા માનવો છે તે સાધન-ભૂત એવા પ્રાપ્ત કર્મોવડે સર્વ આપત્તિઓમાંથી મુક્ત થઇ શકે છે અને જે તેનાથી વિરુદ્ધ વર્તનારા છે તેને માટે પણ કહે છે કે—" ये त्वेत-दभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् । सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥" શાસ્ત્ર નીતિની બહાર નથી અને નીતિ શાસ્ત્રની બહાર નથી એવો સિદ્ધાંત હોવા છતાં એ બેમાં જેઓએ પરસ્પર વિરોધ માન્યો છે તેઓ નાશ પામે છે તેથી તેઓનું શાસ્ત્ર વ્યર્થ છે અને તેઓની ચતુરાઇ પણ નિરર્થ છે. આ ઉપરથી પણ ગીતાનો એવો અર્થ કરવો ઘટે છે કે જે અર્થવડે એમાં રહેલા જ્ઞાન અને નીતિ સ્પષ્ટ સમજાઇ જાય. અહીં કોઇ એવી શંકા કરે કે-એમ શા માટે ? ગીતા જ્ઞાનપુષ્ટ ભલે હોય પણ નીતિપુષ્ટ તો નથીજ. તેનું ઉત્તર એ છે કે—" सदृशं चेष्टते स्व-

स्याः प्रकृतेर्ज्ञानवानपि । प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति " ॥ જ્ઞાનવાનને પ્રારબ્ધશેષનો અંગીકાર કરવાનો હોવાથી જ્ઞાનને પણ નીતિના બલની અપેક્ષા રહે છે તેને લીધે બલવાન્ જ્ઞાનથી જીવન્મુક્તિનું સુખ પરિપૂર્ણ મળે છે જીવ માત્ર પ્રકૃત-પ્રારબ્ધકર્મને અનુસરે છે ત્યાં નિગ્રહ બલવાન્ છેજ નહિ. માટેજ પ્રાપ્તકારિત્વ, જ્ઞાનસંપન્નત્વ, અને સચેતનત્વ, એ બુદ્ધિમત્તા છે અને અપ્રાપ્તિકારિત્વ, પ્રાપ્તત્યાગિત્વ, અને સ્વચ્છન્દ ચારિત્વ એ અબુદ્ધિમત્તા છે. વિદ્વાનોએ પ્રવાહ પ્રાપ્તકર્મમાં કેવી રીતે પ્રવૃત્તિ કરવી તેની યુક્તિ કહે છે કે—" इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ । तयो र्न वशमागच्छेत्तौह्यस्य परिपन्थिनौ ॥ " પરમાત્મા પોતાના અભિપ્રાયનો ઉપસંહાર કરતા કહે છે કે— " श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् । स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ " અહીં પરધર્મ એટલે જે શાસ્ત્ર અને નીતિવડે રહિત હોય તે અને જે શાસ્ત્ર અને નીતિથી સહિત તે સ્વધર્મ. આ પ્રમાણે અર્થ કરવામાં સંમતિ બતાવે છે કે—" इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् । विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः । स कालेनेह महता योगो नष्टः परंतप ॥ स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः । भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ " અહીં राजर्षयो विदुः એવું પદ હોવાથી ગીતામાં નીતિશાસ્ત્ર છે માટે તેના અધિકારીઓ રાજાઓજ છે, કારણ કે જે નીતિ સંપન્ન હોય તેજ રાજા હોય શકે. અને જે વિદ્યા સંપન્ન હોય તે ઋષિ હોય શકે માટે નીતિ વિદ્યાથી યુક્ત એવા રાજર્ષિઓજ આ યોગને જાણે છે તું મારો ભક્ત હોવાથી મેં તને જ્ઞાન સમજાવ્યું અને મિત્ર હોવાથી નીતિ સમજાવી, આ રહસ્યને ગીતાનું વ્યાખ્યાન કરનારા વિદ્વાનોએ ધ્યાનમાં રાખીને તદનુરૂપ એવું પ્રવચન કરવું ઘટે છે.

ઉપર પ્રમાણે હોવાથી અર્જુનનો ઉપસંહાર છે તે પણ યોગ્ય છે કે—नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मया ऽच्युत । स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ " અધ્યાત્મ વિદ્યા વડે મોહ નાશ પામ્યો અને નીતિથી સ્મૃતિની પ્રાપ્તિ થઈ. હે પ્રભો! તમારા પ્રસાદથી આ બે ફળ મળ્યાં અને તેથીજ હું ગતસંદેહ થયો છું. અધ્યાત્મ વિદ્યા વડે માનવની અને નીતિ વડે ક્ષત્રિયત્વની સફળતા કરવાનો ઉપદેશ

કરનારા આપના વચનને હું અનુસરું છું અને આપના પાદપંકજમાં પ્રણિપતન કરું છું

સંજય પણ એટલાજ માટે કહે છે કે—" संवादमिम मश्रौषम- द्भुत रोमहर्षणम्। व्यासप्रसादाच्छ्रुतवानेतद् गुह्यमहंपरम्। योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥" અહીં નીતિ અને બ્રહ્મવિદ્યાની એક વાક્યતા એ અપૂર્વતા છે અને તેથીજ તે રોમહર્ષ કરનાર અને ગુહ્ય છે

ગીતામાં નીતિશાસ્ત્રપણાનું પ્રતિપાદન કરતાં સંજયજ કહે છે કે— यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः । तत्र श्रीर्विजयो भूति र्ध्रुवा नीतिर्मतिर्मम ॥ આ શ્લોકમાં " ध्रुवा " એ પદ શ્રી વિજયઃ भूतिः અને नीति એ ચારેનું વિશેષણ છે " भूति " શબ્દ અહીં જ્ઞાનવાચક છે.

वक्ता कृष्ण शङ्करो वा जगत्सु ।
श्रोता पार्थो मण्डनो वाऽयमिश्र ॥
वक्तारोऽन्ये सन्ति सन्तो महान्तः ।
श्रोतारोऽन्ये सन्ति तेभ्यो नमोऽस्तु ।

વક્તા આમા વિષયમાં, હરિ કે હર કહેવાય,
શ્રોતા પણ કૌંતેય કે, મંડન મિશ્ર, ગણાય
વક્તા શ્રોતા બહુ હશે, અન્ય સંત ગુણધામ;
પણ તેના પદ પદ્મમાં, પ્રેમે કરું પ્રણામ.

पण्डितो यत्र वक्तास्ति श्रोता यत्रास्ति धीरधी ।
स संवादो लिख्यते च पठ्यते च पुन पुनः ॥

હોય વિબુધ વક્તા અને, શ્રોતા સુમતિ સદાય,
તે સંવાદ લખાય વળી, વાર વાર વંચાય.

અનુવાદક

કવિ દયાશંકર રવિશંકર.

સાહિત્ય વાચસ્પતિ.

# पुराणोंनी महत्ता.

( અનુસંધાન અંક ૬ ઠ્ઠો પૃષ્ટ ૨૩૦ )

પ્રથમ કહેવાએલી કથાનો સાર એ છે કે મનુષ્યે મુખ્યત્વે પોતાનું જન્મ મરણ નષ્ટ થાય એવા ઉપાય કરવા. બીજી બાબત એ છે કે કોઇનું વહાલું મનુષ્ય મરી ગયુ હોય તેથી તેને શોક થતો હોય તેને શાન્ત કરવા માટે તમે તેને ચારવેદ, અથવા બાયબલ કે કુરાન સંભળાવો તે કરતાં ઉપરોક્ત દ્દષ્ટાંત સમજાવશો તો તેના મન ઉપર જરૂર અસર થશે કે મૃત્યુ પામેલાની પાછળ શોક કરવો એ વૃથા છે.

હવે વિચિત્ર ભાષાનું એક ઉદાહરણ કહેવામાં આવે છે.

એક ત્રિપુરાસુર નામે રાક્ષસ હતો તેણે તપશ્ચર્યાના પ્રભાવથી (૧) સોનાનું (૨) ચાંદીનુ (૩) લોઢાનું એવા ત્રણ નગરો પોતાને નિવાસ કરવા સારૂ પ્રાપ્ત કર્યા હતાં. આ નગરીની રચના એવા પ્રકારની કરવામા આવી હતી કે ત્રિપુરાસુર તે ત્રણે નગરોને પોતાની ઇચ્છા પ્રમાણે ફેરવી શકતો તેથી ત્રણે નગરોમાં રહી ત્રિપુરાસુર દેવાતાઓને પણ સ્વર્ગમાં જઇ દુઃખ દેતો. તેથી સર્વ દેવો મહાદેવ પાસે ગયા અને શંકરની સ્તુતિ કરી તેથી મહાદેવે તેનો નાશ કરવાની તૈયારી કરી તેનું વર્ણન નીચે મુજબ છે–

रथः क्षोणी यन्ता शतधृतिरगेन्द्रो धनुरथो

रथांगे चन्द्राकौं रथचरणपाणिः शरइति ।

અર્થ—પૃથ્વીનો રથ બનાવ્યો, બ્રહ્મા સારથી થયા, મેરૂ પર્વતનું ધનુષ્ય કર્યું, ચંદ્ર અને સૂર્ય એ બે રથના ચક્ર (પૈડા) થયા, અને વિષ્ણુની યોજના બાણની જગોએ કરી.

ઉપરની વાત સાંભળી, બુદ્ધિવાદના જમાનામાં પોષાએલાં અને જડવાદમાં જકડાએલા, સ્વદેશના ગૂઢજ્ઞાનના અજ્ઞાની છતાં સ્વદેશાભિમાનાનું ડોળ ઘાલી દેશોદ્ધારની દાઝ ધરાવનારા પુરૂષો તો મશ્કરી કરશે, અને જાણે જ્ઞાનની ખાણ હોય તેમ ઉપરની બાબત લખનાર મહાન્ મુનિઓ (જે પરમહિતેચ્છુ, જ્ઞાન પારંગત અને ઉન્નતિને શિખરથી બોધનાર છે તેની) તરફ દવા પીધી હોય તેમ મુખ કટાણું કરીને ઘૃણાની દ્દષ્ટિથી જોશે, એટલું

જ નહિ પણ જેમની વિચાર શક્તિ વિકાસ પામી નથી એવાં બાલકોને અને સામાન્ય જનસમાજને ગંભીર બની પોતાનું પાંડિત્ય પરખાવતાં કહેશે કે શું આ વાત સંભવિત છે? જે કોઇ પણ રીતે અક્કલમાં ઉતરે નહિ તેને પરાણે સત્ય માનવી એવી અંધશ્રદ્ધા તો અમે રાખી શકતા નથી. અમને તો લાગે છે કે પાછળથી આવી કલ્પનાઓ આપણા ઋષિઓને નામે કોઇએ ઘસડી ઘાલી છે તેથી જ્યારે બુદ્ધિમાન પાશ્ચાત્યો આપણી આવી વાતો સાંભળે છે ત્યારે ઉલટા તેમને જંગલી કહે છે એટલુંજ નહિ, પણ અમોને એ સ્પષ્ટ કરી બતાવે છે. અને આવા દાખલાઓ તેમને સહાય ભૂત થાય છે માટે આ ગપાંઓને તો સદાને માટેજ દૂર કરી દેવામાં આવે તોજ ફાયદો છે અને લોકો બીચારા અંધારામાં કુટાતા બચે. આજ દાખલામાં જુઓ કેવી ઠંડા પહોરની તોપો છે. શું પૃથ્વીમાં એવું નગર (ત્રણ પ્રકારનું) હશે? તેમ એવો પુરૂષ પણ સંભવે છે કે, જે એકજ સમયે ત્રણ નગરમાં રહી શકે? વળી ઓછામાં પૂરો કુજેતો એ છે કે એ નગરને ઇચ્છા મુજબ ફેરવી શકાય!! આ સુધરેલા અને સાયન્સના જમાનામાં ઘરો ખસેડવાની યુક્તિઓ તો થઇ છે, પણ આખું નગર ખસે એ તો નવાઇજ છે. જેમ નગરની વાતમાં સંપૂર્ણ જાૂઠ છે તેમ તેનો નાશ કરવાને જે સામગ્રીની યોજના કરી તેમાં તો અસત્યની અવધિકરી છે એક ક્ષણવાર માની લઇએ કે પૃથ્વીનો રથ બનાવ્યો પણ તેનું ચક્ર સૂર્ય ખરી ગપ!!! જે સૂર્ય પૃથ્વી કરતાં ખૂબ મોટો છે તેનું પૈડું શી રીતે થાય ત્યારે બીજી તરફ ચંદ્ર જે પૃથ્વી કરતાં નાનો છે આ વિષમ ચક્રવાળો રથ ચાલેજ શી રીતે? રથ હાંકનારાવાળા બ્રહ્મા. પણ રથના ઘોડાઓનો પત્તો નથી તો બ્રહ્મા હાંકે શું? મેરૂનું ધનુષ્ય એ ઉપાડનાર મહાદેવનો હાથ કેવડો અને હાથના પ્રમાણમાં મહાદેવનું સ્વરૂપ કેવડું તે જ્યારે રથમાં બેઠા ત્યારે પૃથ્વી વિના એ રથ ચાલે કયાં? વિષ્ણુનું બાણ બનાવ્યું તે પણ એક ફારસજ. વળી એક બાણથી ત્રણ નગરનો નાશ આવાજ ગપ્પાંએ કાઢ્યું સત્યાનાશ, આવી વાત લખનાર, કહેનાર અને સાંભળનાર એ સર્વને ઉપમા આપવાને લાયક અમારી પાસે શબ્દો નથી આ પ્રકારે તેઓ બોલીને સર્વના મનમાં પુરાણ તરફ જરૂર અભાવજ પ્રકટાવશે. પણ બાબત જુદી છે જે નીચેના સ્પષ્ટીકરણથી સમજાશે.

ખુલાસો—પ્રિય બંધુઓ! આ કથામાં જરાએ ગપ નથી તેમ ઉપર જે વિકલ્પો કર્યા છે તેમાં સામાન્ય મનુષ્યને આશ્ચર્ય લાગે પરંતુ આતો બાબત એ બની છે કે, મોર જેમ કળા કરી નૃત્ય કરવા લાગે છે, સાઇન

બંધ તેના ગોઠવાયેલા પીંઠાં સુંદર દેખાય છે પણ તેમ કરવા જતાં પાછળ પૂછડું ઉઘાડું થાય છે તેવો આ પ્રકાર બન્યો છે. બીજાની ભૂલો કાઢવા જતાં પોતાની અક્કલનોજ ઇસ્કોત્રો ઉઘડી ગયો તે જેમ જેમ આ બાબત સ્પષ્ટ થતી જશે તેમ તેમ સમજાતું જશે. આમાં જે ગૂઢ તત્ત્વની યોજના કરી છે ત્યાં સુધી તેમની વિચાર દૃષ્ટિ પહોંચી નથી એ સિદ્ધજ છે અને સામાન્યજનો તેમજ કેવળ જડવાદીઓ આ રહસ્યને ન સમજી શકે તેટલા માટેજ આ કથનિ વિચિત્ર ભાષામાં લખાએલી છે એમ કહેવામાં આવે છે. તો હવે એ વિચિત્રતા કેવા પ્રકારની છે તેનો ખુલાસો કરવામાં આવે છે તે પ્રિય પાઠકો શાન્ત ચિત્તથી વિચારશે.

હવે તમને એક શંકા થશે કે પુરાણની આવી વાતોને તમે ફેરવીને સત્ય કરો છો પણ સાદી નજરે તો તે જૂઠીજ રહે છે. પરંતુ જો વિચારશો તો સમજાશે કે તમે ધારો છો તેમ નથી પણ એ વાતો સત્યજ છે. અને તે સૂક્ષ્મ સૃષ્ટિની છે આવી બાબતો લખવામાં આપણા પ્રાચીન પુરૂષોનો ઉત્તમ આશય એજ છે કે પીંડ અને બ્રહ્માંડની એકતા સમજાવવી. આપણું પીંડ એ બ્રહ્માંડનોજ દેરો છે માટે તેમાં રહેલ જીવ શિવ સ્વરૂપ છે એ વાત દૃઢ થતાં જીવાત્મા મોક્ષ પામે છે એ ઉત્તમ હેતુ છે. પુરાણો આ રીતે મહાન્ ઉપકારક છે તે વિચાર કર્યાવિના એકદમ ફેંસલો આપવાનું સાહસ કરવું તે ખરેખર હિંદુ સંતાનોને માટે તો અયોગ્યજ છે.

ત્રિપુરાસુરની કથામાં તત્ત્વ જ્ઞાનની યોજના છે. આ સૃષ્ટિ માયાથી બની છે. રજ, સત્વ અને તમ એ ત્રણ માયાના ગુણ છે તેને સોનું, ચાંદી અને લોઢું એ ત્રણ નગરીની ઉપમા આપી છે એટલે ત્રણ ગુણમાંથી એક એક પ્રાધાન્ય સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીર તેજ ઉક્ત ત્રણ નગર છે. એ ત્રણે શરીરનો અભિમાની જીવ એજ ત્રિપુરાસુર છે તે તે આ નગરોમાં વાસ કરીને રહેલો છે. તે જીવાત્મા શુભાશુભ વાસનાને બળે મને ત્યાં જઇ શકે છે. અને પાપ કર્મ કરી દેવ સંપત્તિ જે દેવતા રૂપ છે તેને દુઃખી કરે છે જેથી દેવતાઓ મહાદેવ સાક્ષી આત્મા જે કલ્યાણરૂપ છે તેની સ્તુતિ કરે છે. તેથી સાક્ષીભાવ જીવભાવનો નાશ કરવા તૈયારી કરે છે. આ સ્થળમાંથી ત્રિપુરાસુર એ શિષ્ય અને તેના અજ્ઞાનરૂપ અસુરત્વનો તથા ત્રણ શરીરના અભિમાનનો નાશ કરનાર ગુરૂ જે સદા સાક્ષીરૂપ શિવ છે તે તૈયારી કરી છે. એટલે ગુરૂ દેહાભિમાન રહીત છતાં મનુષ્ય શરીર દ્વારાજ શિષ્યને ઉપદેશ આપે છે. તેથી ગુરૂના શરીરરૂપ જે પૃથ્વી તે રથ છે સૂર્ય એટલે પ્રાણ અને ચંદ્ર એટલે મન, પ્રાણથી ક્રિયા અને મનથી ઇચ્છા એટલે

ક્રિયાને ઇચ્છા એ બે શક્તિવડે આ શરીરરૂપ રથ ચાલે છે માટે તે તેનાં ચક્ર છે. અંતઃકરણરૂપ બ્રહ્મા તે આ રથના સારથી—નિયામક છે સુષુમણા રૂપ સુમેરૂ એ મનુષ્ય છે. તે સાક્ષીને આધીન છે. અને સાત્વિક બુદ્ધિરૂપ વિષ્ણુ એ બાણ છે, જ્યારે આટલી સામગ્રીથી શીવ સ્વરૂપ સદ્‌ગુરૂ શિષ્યના ઉપર સાત્વિક ભાવનારૂપ બાણ મારે છે, એ શબ્દરૂપ બાણથી શિષ્ય જાગૃત થઇ જાય છે કે તેજ વખતે ત્રણે શરીરના અભિમાનને મિથ્યા જાણે છે એજ ત્રિપુરનો નાશ છે. જેથી જીવ મોક્ષ પદને પામે છે.

કથાનું આ રીતે સમાધાન થઇ જાય છે, પણ કેટલાએક વિકલ્પ બાકી રહે છે, તેનો પણ યથામતિ ખુલાસો કરી લઇશું. આ શરીર પૃથ્વીનુંજ પરિણામ છે એટલે તેને પૃથ્વી કહેવામાં હરકત નથી. પ્રાણને સૂર્ય કહેવામાં આવે છે. બહારનો સૂર્ય પૃથ્વી કરતા ખુબ મોટો છે તેમ પ્રાણ પણ શરીર કરતાં મોટો છે. કારણ તે શરીર બહાર આવે છે એ સર્વના અનુભવની વાત છે માટે પ્રાણ શરીર કરતાં મોટો છે વળી પ્રાણવડેજ શરીરનું જીવન છે એ દૃષ્ટિથી પણ તે મોટો છે, મન એ ચન્દ્ર છે. તે શરીર કરતા નાનું છે શરીરમાં રહે છે તથા આ વિષમ ચક્રોથીજ શરીરરૂપ રથ ચાલે છે. તેનો આધાર પણ છેજ. હવે અંતઃકરણ સારથીનીજ જરૂર છે તેને બળદ કે ઘોડાની જરૂર નથી માટે ઉપરના વર્ણનમાં તે આવેલ નથી શિવરૂપ આત્મા (ગુરૂ) મહાત્મા છે મહાન છે તેજ સુષુમણા જેમા સમત્વ છે તેને તેજ પકડી શકે એ પણ યોગ્યજ છે. ટુંકામાં કહેવાની બાબત એજ છે કે પ્રાચીન મુનિઓએ જે જે બાબત લખી છે તે બહુજ વિચાર પૂર્વક અને માર્મિક રીતે લખેલી છે. માટે તેનો અભિપ્રાય ઉતાવળા થઇને આપવા જઇએ તો આપણુંજ પોકળ પ્રકટે છે માટે ધીરજ રાખી સમજાતા સુધી એ બાબત વારંવાર વિચારવી.

હવે બીજી રીતે વિચાર કરીએ તો પણ આપણા ધ્યાનમા આવશે કે વ્યવહારમાં એવી ઘણીએ બાબતો છે કે જેને માટે આપણે બીજાના ઉપર વિશ્વાસ રાખવો પડે છે. અને તેથી જે બાબતની આપણને ખબર નથી હોતી ચેનો ફેંસલો આપણે આપતા નથી. દાખલા તરીકે જો આપણી પાસે કોઇ સોનું લઇને આવે તો તેની પરીક્ષા કરાવા સારૂ આપણે સોની પાસે જઇએ છીએ. અને સોની પરીક્ષા કરી સારૂં કે ભેગવાળું જેવું સોનું કહે તે વાત આપણે કબુલ કરીએ છીએ તેમજ હીરા, માણેક વિગેરેમા આપણે ઝવેરી ઉપર વિશ્વાસ રાખવો પડે છે પછી જોઇએ તો તે માલ ઉંચ બનાવટી પણ હોય. એટલે ઝવેરાતની પરીક્ષા ઝવેરીએ જે કરી આપી તેને સત્ય

માનીએ છીએ. જ્યારે સોનાની બાબતમાં સોનીનું અને ઝવેરાતની બાબતમાં ઝવેરીનું કહ્યું આપણી અક્કલને બાજુ ઉપર રાખીને કેવળ તેમના વચનપર વિશ્વાસ (જેને સુધરેલાઓ અંધ શ્રદ્ધા કહે છે) રાખીને કબુલજ કરવું પડે છે તો પછી એ શી વાત છે કે ગ્રંથોમાં પુરાણો જે સુવર્ણ અને ઝવેરાતથી કોટિક ગુણુ ઉપકારક છે. તેનો ફેંસલો તમારી મેળેજ કરી લ્યો છો? આ વખત તમારી બુદ્ધિ કેમ વિચાર કરી શકતી નથી? શું પાશ્ચાત્ય લક્ષ્મીના તેજમાં અંજવાઇ ધરાવું સુઝી આવ્યા છો? બંધુઓ! અફસોસની વાત છે કે જે શાસ્ત્રનાં તમે દર્શન સરખાએ કર્યાં નથી તો પછી પરિશ્રમપૂર્વક અભ્યાસની તો વાતજ ક્યાં? અરે કોઇ તેના મર્મજ્ઞની પાસે જઇને જાણવા કે સમજવા જેટલી પણ તકલીફ ઉઠાવી નથી છતાં તેની ઉત્કૃષ્ટતા ને નિઃકૃષ્ટતાનો નિર્ણય કરી નાખો છો તે પણ તમારી પોતાની જાતે નહિ, માત્ર બીજાના કહેવાથી. જો તમારા પૂજ્ય વડીલ અને પરમ હિતેચ્છુ છે તેમનાં વચનોનો અનાદર, જેને કાંઇ લેવા દેવા નથી એવા અજાણ્યા સ્વાર્થ પરાયણ પરદેશીઓના વચનપર વિશ્વાસ રાખીને કરો છો એ તમારૂં બુદ્ધિબળ કેવું? છતાં તમે પોતાને તો ડહાપણનો ભંડાર સમજો છો. રંગ તમારી અક્કલને અને પારકી બુદ્ધિથી ધરતું તપાસ્યા વિના પોતાને બુદ્ધિમાન સમજી પકડી રાખનાર અભિમાનને!

ઉમેદભાઈ એન પટેલ.
નૈરોબી. બ્રી. ઇ. આફ્રિકા.
(અપૂર્ણ)

---

## *हिन्दुधर्म अने विज्ञान

હિંદની પ્રગતિને નામે ચાલતી ક્રિયા, જેમ જેમ વિલોકીએ છીએ તેમ તેમ ઉન્નતિને નામે અવનતિમાં અને એક સંપને બદલે વિરોધ વધારતી જતી હોય એમ વિચારવાનોને સમજાય છે. ધર્મ અને રાજ્યના જે જે

* હરિદ્વાર ઋષિકુલના મહોત્સવપર અપાએલા હિંદી વ્યાખ્યાનનો અનુવાદ સુધારા વધારા સાથે આપવામાં આવ્યો છે.

આચાર્યો, નેતાઓ, ઉપદેશકો, પંડિતો અને સેવકો છે તેમાના સેંકડે નવાણુ પુરૂષોની મનમા ઇર્ષ્યા અને કુસંપની કાલિમાંજ ભરેલી હોય એમ તેમના વર્તન, વિચાર અને વાતોપરથી સમજાય છે. કોઇ પણ વ્યક્તિ એક બીજાની ઉત્કૃષ્ટતા સહન કરવા તત્પર નથી ગમે તે પ્રકારે ખરા કે ખોટાં છીદ્રો ખોળી એક બીજાને હલકા પાડવાનાજ ધાટ ધો છે. આવા પ્રકારને લઇ ખરી બાબત બાજુપર રહી જાય છે. હિંદમાં ધર્મનો કે રાજ્યનો જો યથાર્થ સુધારો કરવો હોય તો તેમાં મુખ્ય આધાર વ્યક્તિ કરતાં શાસ્ત્રનો લેવો એ ભારતવાસીઓને માટે વધારે હિતકારક છે. શાસ્ત્રને અનુસરતાં જેના વચન હોય તેજ માનવાં જોઇએ. પરતુ તેમાએ અર્વાચીન જમાનામાં અનેક પ્રકારના કુતર્કો આડે આવે છે. જોકે કુતર્કો અનેક પ્રકારનાં છે પરંતુ ચાલતા વિષયમાં અન્ય વિચાર ન કરતા માત્ર સાયન્સ ( વિજ્ઞાન ) જેનો ઘણા લોકોને મોહ છે જેના આધારે હિંદુધર્મ—ની સનાતન ધર્મ ઉપર અનેક પ્રકારની શંકાઓ કરે છે તે સમ્બન્ધેજ વિચાર કરવામાં આવશે.

જે લોકોએ પશ્ચિમના વિજ્ઞાન સમ્બન્ધી વિચારો વાચ્યા હશે તે તો જાણતાજ હોવા જોઇએ કે પાશ્ચાત્ય વિજ્ઞાન સિદ્ધાન્ત અસ્થિર છે. આજથી પચાસ વર્ષ પહેલાં વિજ્ઞાન સિદ્ધાન્ત જુદા પ્રકારનો હતો અને આજ અંતિમ સિદ્ધાન્ત કાંઇક જુદો છે. આપણા દેશમાં જે કાંઇ તૂટી ફુટી પાશ્ચાત્ય વિજ્ઞાન શિક્ષા આપવામાં આવે છે તે પચાસ વર્ષના પુરાણા મંતવ્યાનુસાર છે. આજકાલના નવીન વિજ્ઞાનની તો અહીંના વિજ્ઞાન શાસ્ત્રીઓને ખબર પણ નથી. તેથી કેટલાએક એમ કહે છે કે શાસ્ત્રના આધારભૂત આત્મા અને પરમાત્મા તેનેજ વિજ્ઞાને ઉડાવી દીધા છે. તો પરલોક વિગેરેની વાતોથી શો ફાયદો ? પ્રાચીન વિજ્ઞાનાચાર્ય ટિન્ડલ વિગેરેનું મનક પૂર્વક એ કથન છે કે અમે મનુષ્ય શરીરને સારી રીતે ખોળી જોયું છે તેમાં જીવાત્મા ક્યાંઇ દેખાતા નથી. પણ આજ કાલ વિજ્ઞાનની ગતિ બીજા પ્રકારની છે. અર્વાચીન સમયમાં પશ્ચિમના મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓમાં ઇશ્વર સમ્બન્ધિ કોઇ પ્રકારનો વિવાદ નથી. જેમ આર્યાવર્તમા ઇશ્વરને નહિ માનનારને "નાસ્તિક" કહેવામાં આવે છે અને નાસ્તિક શબ્દ શિક્ષિત સમાજમાં એક પ્રકારની ગાળ માનવામ. આવે છે તેજ પ્રમાણે પશ્ચિમના વિજ્ઞાન શાસ્ત્રીઓ પણ નાસ્તિક કહેવરાવવામાં પોતાનું અપમાન સમજે છે ઇશ્વર ન માનવાની રીત વિજ્ઞાનમાં હવે રહી નથી આવું પરિવર્તન થવામાં હેતુ એ છે કે પાશ્ચાત્ય વિદ્વાનો હરએક સિદ્ધાન્તની અનેક પ્રકારે પરીક્ષા કરતા રહે છે અને તેની દરેક પરીક્ષામા આર્યાવર્તના પ્રાચીન સિદ્ધાન્તો

ઉતીર્ણ થાય છે.–પાસ થાય છે. પરીક્ષા કરતાં સત્ય સ્વરૂપે ટકી રહે છે ત્યારે તેઓ પોતાનો સિદ્ધાન્ત છોડી આર્ય સિદ્ધાન્તને માની લે છે. ત્યારે હિંદુ જાતિમાં જન્મેલા, હિંદવાસી, ભારતનીજ આબોહવાથી પોષાએલા, પરંપરાગત જેમનું રૂધિર ધર્મ સંસ્કાર યુક્ત છે છતાં તેમને પશ્ચિમનો મોહ એટલો બધો થયો છે કે જે સિદ્ધાન્તને અપૂર્ણ સમજી પશ્ચિમવાસીઓ પડતો મૂકે છે તેને હિંદવાસીઓ પૂર્ણ સમજી પ્રેમથી સ્વીકારે છે ! !! એટલુંજ નહિ પણ તેમાં પોતાનાં અહોભાગ્ય સમજી તેમાંજ હિંદનો ઉદ્ધાર સમજે છે પછી તેનો એવો તો આગ્રહ પકડે છે કે કરો પણ વિચાર કર્યા વિના પ્રજા પાસે એ વાત પળાવવા માટે કાયદો કરાવવા મંથન કરે છે આ બુદ્ધિની પણ બલિહારીજ તો !

એક એક શાસ્ત્રમાં પાશ્ચાત્ય લોકોએ ઘણા ઘણા અનુભવો લીધેલા છે. પ્રકૃતિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર, આદિ સર્વનો વિસ્તાર થઇ શકે તેમ નથી પણ "સ્થાલી[1] પુલાક" ન્યાયથી કેટલાંએક દૃષ્ટાન્તો આપીશું. પ્રથમ રસાયન શાસ્ત્રનું એક દૃષ્ટાન્ત લઇએ. આજકાલ હિંદુ ધર્મમાં બતાવેલ વિધિ નિષેધને 'ઉન્મત્ત પ્રલાપ' સમજે છે. મારો પોતાનો અનુભવ છે કે જે વખતે હું કોલેજમાં વિદ્યાભ્યાસ કરતો હતો તે વખતે અમારા એક પ્રોફેસર શરીરાવયવશાસ્ત્ર ( ફિઝિયોલોજી ) માં પારંગત જગત પ્રસિદ્ધ વિદ્વાન હતા. એક દિવસ એક વિદ્યાર્થી ક્લાસમાં પાન ખાઇને આવ્યો. તે પરથી પ્રોફેસર સાહેબે કહ્યું કે "તમારા મુખમાંથી એ મહેલું કાઢી નાખો પછી ક્લાસમાં આવો" વિદ્યાર્થી પાન થૂકી નાખી મુખ સાફ કરી પાછો આવ્યો. જ્યારે અમારો પાઠ પૂર્ણ થયો પછી અમે પ્રોફેસર સાહેબને પૂછ્યું કે આપે પાનને મેલું કયા કારણોથી કહ્યું ? તેમણે જવાબ આપ્યો કે હું તેને વ્યસન સમજું છું. ત્યારે અમે જણાવ્યું કે વગર સમજે કોઇ વસ્તુનો નિષેધ કરવો એ વિદ્વાનશાસ્ત્રીને માટે ઉચિત નથી તેથી તેમણે પાનની પરીક્ષા કરવાની પ્રતિજ્ઞા કરી અને પરીક્ષા કરવાનો આરંભ પણ કરી દીધો. તે હિંદમાં હતા તેટલા સમયમાં પરીક્ષા પૂર્ણ થઇ શકી નહિ. પછી તે પોતાના સ્વદેશ સ્કાટલેંડ ગયા અને ત્યાં પણ પોતાની પરીક્ષા ચાલતીજ રાખી.

[1] સ્થાલી પુલાક ન્યાય તેને કહેવામાં આવે છે કે એક વાસણમાં ચોકખા ચડવા મૂકયા હોય તેમાંથી એકાદ દાણો દબાવી જોઇએ અને તે જો ચડેલો હોય તો બધા ચોકખા ચડી ગયા અને એકાદ કાચો હોય તો કાચા એવી જે પરીક્ષા તે.

પરીક્ષા પૂર્ણ થતા પત્રદ્વારા તેનુ પરિણામ જણાવ્યું કે પરીક્ષા કરતાં રસાયનની રીતે પાનમાં ચાર વસ્તુઓ મળી છે તેનો મુખ્ય ભાગ લોહીને ન્યુન કરનાર છે અને પાનની અણી કામોદ્દીપન છે છતાં શક્તિને ઘટાડનાર છે વચ્ચે રહેલી જાડી નસ બુદ્ધિ અને બળને ઘટાડે છે બાકીનો ભાગ ગુણકારક છે અર્થાત્ સ્ત્રી પ્રસગથી જે અજીર્ણ આદિ રોગોનો સભવ છે તેને પાન મટાડે છે આ પરીક્ષાથી આશ્ચર્ય પામી મે પ્રોફેસર સાહેબને લખ્યું કે અમારા દેશની સ્ત્રીઓ પાન બનાવતી વખતે આ પદ્ધતિનું પૂર્ણ રીતે પાલન કરે છે તે પાનની નસને કાઢી નાખે છે અને નસને ખાવામા અમે લોકો ધાર્મિક નિષેધ સમજીએ છીએ સ્ત્રી સાથે સાથે સ્ત્રી પ્રસગનો જ્યાં સમ્બન્ધ નથી એવા બ્રહ્મચર્ય, સન્યાસ આશ્રમમા પાન ખાવાનો ધર્મશાસ્ત્રથી નિષેધ છે તેથી પ્રોફેસર સાહેબે લખ્યુ કે તમારા દેશની સ્ત્રીઓ પૂર્ણ વિદેશી છે. તેમજ તમારા વ્યવહારોમાં શાસ્ત્રીય વિજ્ઞાનદ્વારા હિતાહિત સમજીનેજ વિધિ નિષેધ રાખવામાં આવેલ છે

એક બીજું દૃષ્ટાન્ત સાભળો. પ્રોફેસર તારટન એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિક છે ઠડી, ગરમીની શરીરપર કેવી અસર થાય છે એ વિચારમાં તે સર્વમાન્ય ગણાયા છે. તેમણે પરીક્ષાદ્વારા સિદ્ધ કર્યું છે કે સૂર્ય અને ચન્દ્રના ગ્રહણ થાય છે તે વખતે ઉદરમા રસ બહુજ ઓછો થઇ જાય છે. તેથી જો તે વખતે ખાવામા આવે તો અજીર્ણ થાય છે જેમાથી અનેક પ્રકારના રોગ થવાનો સભવ રહે છે આપણાં ધર્મશાસ્ત્રોમાં ગ્રહણ સમયે ભોજનનો નિષેધ પ્રસિદ્ધજ છે

કહેવાનું તાત્પર્ય એજ છે કે હિંદુધર્મ શાસ્ત્રમાં જે જે વિધિનિષેધ બતાવેલ છે તે બહુજ વિચાર પૂર્વક બતાવેલ છે ઉપર જે દાખલા આપ્યા છે તે તો વિદ્વાને કેવળ શરીર દૃષ્ટિથીજ સિદ્ધ કરેલ છે પણ હિંદુશાસ્ત્ર કેવળ શરીરનેજ વળગીને વિધિનિષેધ કરતું નથી પણ તે વિધિનિષેધની અસર મન અને બુદ્ધિ પર્યંત થાય છે તે બાબતને ધ્યાનમાં રાખીને વિધિનિષેધના નિયમ બાંધે છે. તેમાં જે જ્ઞાની થયા હોય તેને એ વિધિનિષેધ બંધન કરતા નથી એવા ઉદ્દગારો પણ આપણા શાસ્ત્રોમા છે અને તે પણ સત્યજ છે જે પુરૂષો આત્મ અભ્યાસ કરીને શરીરથી જેટલા છૂટયા છે અર્થાત્ અહમમનો ત્યાગ કરવામાં સમર્થ નીવડયા છે તેને તે વિધિનિષેધનું બંધન નથી. પરંતુ જેમનો દેહાધ્યાસ છૂટયો નથી તેમ દેહાધ્યાસ છોડવાનાં સાધનોનો જેમણે અભ્યાસ પણ કર્યો નથી માત્ર જ્ઞાનની વાતોજ વાચી પોતાને જ્ઞાની માની બેઠા છે તે જો વિધિનિષેધનો ત્યાગ કરે તો

તેમને તો સંપૂર્ણ નુકસાનજ છે. માટે વિધિનિષેધ પાળવામાં પણ દરેક મનુષ્યે પોતાની જાતેજ વિચાર કરવાનો છે. બીજાની દષ્ટિમાં જ્ઞાની ગણાવા માટે દેહાભિમાન પૂર્વક વિધિનિષેધનો ત્યાગ કરવો એનો આપણને પોતાનેજ હાનિ છે. એ વાત પણ પોતાનો અભ્યુદય ઇચ્છનારે ખાસ ધ્યાનમાં રાખવી.

જ્યોતિઃશાસ્ત્રનું પણ એક મનોરંજન દષ્ટાન્ત છે લગભગ ૬૦૦ વર્ષ પહેલાં જે વખતે ન્યૂટન આદિ વૈજ્ઞાનિકો ભૂમંડલપર વર્તમાન હતા તે વખતે કેટલાએક વૈજ્ઞાનિકો દુર્બીનથી સૂર્યની પરીક્ષા કરવામાં પડયા હતા. અકસ્માત એકજ સમયે સર્વની નેત્રશક્તિ નિર્બલ પડી ગઇ. તે વખતે સર્વના મનમાં એ વિચાર આવ્યો કે બહુજ પરિશ્રમ કરવાથી આંખોમાં દુર્બલતા આવી હશે કે અન્ય કાઇ કારણ હશે ? પરીક્ષા કરતા એ વાત સિદ્ધ થઇ કે સૂર્યનાં કિરણોજ જ્યોતિની નિર્બલતામાં કારણ છે. સૂર્યના કેટલાંએક કિરણો નેત્ર જ્યોતિનાં પોષક છે અને કેટલાએક હાનિકારક છે. લાંબો કાળ સુધી પરીક્ષા કરીને સૂર્યનાં કિરણનાં તેમણે ત્રણ વિભાગ કર્યા અને નામ પાડયાં કે (૧) અલટ્રારેજ (૨) બીટા (૩) ગેમારેજ. એ પણ સિદ્ધ થયું છે કે મધ્યમાથી આવનારૂં કિરણ નેત્ર પોષક છે અને બાજુમાંથી આવનાર હાનિકારક છે. ત્યાર બાદ એ વાતનો પ્રયત્ન કરવામાં આવ્યો કે હાનિકારક કિરણોથી આંખોને કેવી રીતે બચાવવી. પાંચસો વર્ષ સુધી આ બાબત પ્રયત્ન કરી મહાન્ પ્રબલ પરિશ્રમથી 'એન્ગુલારીંગ' નામક એક યન્ત્ર શોધી કાઢયું આ યંત્રની ગણના બહુજ ઊંચા યન્ત્રોમાં છે અને મોટી વિજ્ઞાન શાળામાં એ રાખવામાં આવે છે. તેનું મૂલ્ય પણ ૬૦૦) રૂપીઆ છે. પણ તમો સર્વને આશ્ચર્ય થશે કે જ્યારે એ યંત્રને અવધાન પૂર્વક જોવામાં આવે છે ત્યારે તેનો આકાર આર્યો જે મુદ્રાથી સૂર્ય દર્શન કરે છે તેની સાથે બરાબર મળતો આવે છે. ડાબા હાથની આગંત આંગળીઓ સીધી રાખીને તેનાપર જમણો હાથ વિપરીત ક્રમથી અવળો રાખી પછી જમણા હાથની વચલી બે આંગળીઓ ડાબા હાથની તર્જની આગળ નીચે દબાવી અને ડાબા હાથની વચલી બે આંગળીઓ જમણા હાથની તર્જની આગળ નીચે દબાવી વચ્ચે છીદ્ર રાખી તેમાંથી સૂર્ય દર્શન કરે છે એજ આકાર ઉક્ત યન્ત્રોનો છે. હિંદના પશ્ચિમ શિક્ષા ગ્રહણ કરનાર નવ યુવકો અમારી એ મુદ્રાની મશ્કરી કરે છે અને વ્યર્થ સમયનો નાશ, વહેમ વિગેરે કહી એ ક્રિયાને દેશનાશક સમજે છે. પણ તેમને ખબર નથી કે ૫૦૦) વર્ષનો પરિશ્રમ અને ૬૦૦ રૂપીઆનો ખર્ચ કરી પાશ્ચાત્યોએ જે વસ્તુ ખોળી કાઢી તે અમારા વડીલોએ એક પૈ પણ

ધર્મ સિવાય આગળીઓનેજ માત્ર આડી અવળી ભોળવવાથી સિદ્ધ કરી બતાવેલ છે. વગર સમજે પોતાના ઉન્નત આચારોની નિંદા કરવી એ એક પ્રકારનું પ્રચંડ પામરપણું નહિ તો બીજું શું? આવી કેટલીએ બાબતોની પરીક્ષા થઇ ચુકી છે પરંતુ એ સર્વને ન કહેતાં જેના ઉપર હિંદુત્વના બંધારણની ઇમારત છે જેની હિંદમાં અનિવાર્ય અગત્ય છે એ વર્ણાશ્રમ વ્યવસ્થાની વાત ઈશ્વર કૃપા તો આગામી અંકમાં ચર્ચીશું. ઇતિ.

અનુવાદક.

યતિ.




वरमेको गुणी पुत्रो न च मूर्खशतैरपि ।
एकश्चन्द्रस्तमो हन्ति न च तारागणैरपि ॥

" સો મુર્ખ પુત્રો કરતાં એક ગુણવાન પુત્ર વધારે સારો; અસંખ્ય તારાઓ અંધકારને દૂર કરી શકતા નથી, પણ ચંદ્ર એકલોજ તે અંધકારને હણે છે."

શ્રી ગીતાજીમાં શ્રીકૃષ્ણ સ્વયં કહે છે કે દરેક જીવ મારો અંશ છે. તેથી પ્રત્યેક પ્રાણીમાં એક એક અસાધારણ શક્તિ રહેલી છે. જેમ જેમ એ શક્તિનો વિકાસ થતો જાય તેમ તેમ મનુષ્ય અભ્યુદયને પામતો જાય છે. પરંતુ એ શક્તિ ત્યારેજ યથાર્થ વૃદ્ધિ પામે કે મનુષ્યમાં જ્યારે ધર્મ, નીતિ અને સદાચરણના દૃઢ સંસ્કાર હોય. ઉક્ત સંસ્કારો વારસામાં પણ આપી શકાય છે. એ નિયમને ધ્યાનમાં રાખી માતપિતાએ પોતાની ભાવી પ્રજામાં ધર્માદિના ઉત્તમ સંસ્કારો અવશ્ય નાખવાજ જોઇએ. માણસ ગમે તેવી મહાન્ બુદ્ધિ ધરાવતો હોય, હજારોને પોતાની નેમ પ્રમાણે ચલાવે એવી અપૂર્વ શક્તિ ધરાવતો હોય પણ જો તેનામાં ધર્મ સંસ્કાર ન હોય તો તેનો જન્મ વૃથા છે.

વિશુદ્ધ પ્રેમ, ભક્તિ, નીતિ અને સદાચરણ વગરના માણસમાં

જે અમાધારણ શક્તિ હોય તે નકામી છે એટલુંજ નહિ પણ તે શક્તિનો દુરૂપયોગ થવાથી તેને તેમજ બીજાં મનુષ્યોને પીડાકારક થઇ પડે છે. સદાચાર, નીતિ અને ધર્મ વિમુખ મનુષ્યો પોતાની શક્તિનો કેવો દુરૂપયોગ કરે છે, તેનો વ્યવહારમાં વસનારને અનુભવ નથી એમ નથી તો પણ એકાદ દાખલો આપીએ તે નિરર્થક તો નહિજ જણાય. એક માણસમાં અપૂર્વ વાક્ચાતુર્ય હોય પણ જો તે માણસ નીતિ ધર્મ શૂન્ય હોય તો કેટલાએ અનર્થ કરી નાખે છે. મહમદગીઝનવી, તૈમુર અને નાદિરશાહ જેવા દ્રવ્ય લોભી લોકોએ ન્યાય કે અન્યાયનો વિચાર કર્યો નથી. કામાંધ રાવણે સીતાનું હરણ કરી જવામાં અને દુર્યોધને પાંડવોને દુઃખ દેવામાં નીતિનો વિચાર કર્યો નહોતો. અપાર બળવાળા છતાં એ તે તેમણે પોતાને હાથેજ પોતાની જાતની, પરિવારની, અને સંબંધ રાખનારાઓની પાયમાલી કરી હતી એ રીતે ધર્મ નીતિને બાજુ રાખી જે જે માણસોએ દુનિયામાં જે નાસકારક કર્મ કરેલાં છે તે યાદ કરતાં કમકમાટી છૂટે છે.

ઉપરની બાબતનો વિચાર કરતાં એ નક્કી થાય છે કે એકલું શારીરિક બળ, એકલું શૌર્ય, એકલું સાહિત્ય જ્ઞાન, કે એકલું કલાવિધાન કંઇ કામનું નથી તેની સાથે નીતિ અને ધર્મ જરૂર હોવાં જોઇએ, કારણ કે માણસની માણસાઇને સિદ્ધ કરનાર તેજ છે, માટે પ્રત્યેક માતા પિતાની ફરજ છે. કે તેમણે પ્રજાને ઉત્પન્ન કરતાં પહેલાં પોતાના અંતઃકરણમાં ધર્મ સંસ્કારો દૃઢ કરવા જોયા તે સંતાનમાં પણ જરૂર પરિણમશે. આ વાત ઉપરજ ધ્યાન રાખીને આર્ય મુનિઓએ સર્વથી પ્રથમ ગર્ભાધાન નામે સંસ્કારની જરૂરીઆત બતાવી છે અને એ બાબત પણ ખાસ લક્ષમાં રાખવી જોઇએ કે જેમ જમીનમાં બીજ વાવતા પહેલાં જો ખાતર સારી રીતે ભરવામાં આવ્યું હોય તો તેમાં થનાર ફળ સ્વાદીષ્ટ, મોટાં અને સુંદર થાય છે તેમ માતાપિતા પણ ગર્ભાવસ્થા પૂર્વે જો સતસંસ્કારી થયા હોય છે તો તેમની પ્રજા પણ સ્વરૂપવાન, બલીષ્ટ, દૃઢ, દીર્ઘાયુષી અને ઉત્તમ થાય છે માટે પ્રથમથીજ તૈયારી કરવી જોઇએ. આ અવસ્થામાં પોષેલા સંસ્કારો બાલક ઉપર જેટલી અસર કરે છે અને દૃઢ છાપ પાડે છે તેવી અસર બીજી કોઇ પણ અવસ્થામાં કરી શકતા નથી એ નિઃસંશય છે.

અર્વાચીન સમયમાં જડવાદના સંસ્કારને યોગે ભારતમાતાના કહેવાતા સુપુત્રોની પણ એવી તો બહિર્મુખતા થએલી છે કે ઉપરની વાતને સાંભળીને તે હસશે અથવા સંસ્કારની બાબતમાં અનેક પ્રકારના કુતર્કો કરશે. પણ તેઓ જરા વિચાર કરશે તો આ વાતમાં જરા પણ અસત્યનો અંશ દે-

થાશે નહિ. વર્તમાન સમયે માનસશાસ્ત્ર અને પ્રજાની ઉત્પત્તિનું શાસ્ત્ર એમ સ્પષ્ટ કહે છે કે એક બાળક જન્મે ત્યાર પહેલાથીજ તેનામાં સદાચારના કે દુરાચારના, ધર્મના કે અધર્મના, અને નીતિ કે અનીતિના સંસ્કારો પડી ચૂકેલા હોય છે આ વિધાતાના અક્ષરો માતાના ગર્ભસ્થાનમાંજ લખાઈ જાય છે જ્યારે એક બાળક નઠારા સ્વભાવનું નિવડે છે ત્યારે માબાપ એમ બોલે છે કે "જેવા એના વિધિના લેખ" વાતતો એમજ છે પણ તે વિધાતા કોણ? બાળકના માતા પિતાજ. વિધાતાના લેખનો સારજ એ છે કે-આ બ્રહ્માંડમા એક આકર્ષણ શક્તિ છે તે પોતાના સ્વજાતિ મગ્ન રોનેજ ખેંચે છે તેથી માતા પિતા જેવા વિચારના હોય તેના ગર્ભમાં તેવુંજ બાળક ખેંચાઈ આવે છે અને પછીથી તે સસ્કારો પોષાઈને દૃઢ થાય છે એજ વિધિના લેખ ટુંકામા સદ્ગુણી માતાઓજ સદ્ગુણી બાળકને જન્મ આપે છે. દુર્ગુણી બાળકને જન્મ આપનાર માતાએ જરૂર નઠારા વિચાર સેવેલા હોવા જોઈએ કારણ કે આધુનિક શોધકોએ પણ નક્કી કર્યું છે કે "બાળક એ માતા પિતાના નિરાકાર વિચારનું સાકાર સ્વરૂપ છે"

સામાન્ય બુદ્ધિનાં માણસો એમ માની બેસે છે કે "પ્રથમ બાળક ગમે તેવું હોય પણ કેળવણીથી તે ફેરવાય છે" શાળામા બાળકોને કેળવણી અપાય છે એ વાત ખરી છે. ત્યા તે ભણીભણીને હોશિયાર થાય છે, તેમની બુદ્ધિ ખીલે છે, મનની શક્તિઓ વધે છે, પણ શાળાની કેળવણી કાંઈ પેલા વિધાતાના આકડાને ફેરવી શકતી નથી, જન્મની વખતે બાળકના કપાળમા જે કુદરતી આકડા ચીતરાઈ ગયા છે તેને ભૂંસી નાખવાને હાલની કેળવણી સમર્થ નથી. કેળવણી તો માત્ર બાળકમાં પડેલા સસ્કારોને ઓપ ચડાવી આપે છે, તેનો પ્રત્યક્ષ દાખલો એજ છે કે એકજ વિદ્યાપીઠમાં એકજ શિક્ષા ગુરૂ પાસેથી શીખેલા વિદ્યાર્થીઓમાથી કેટલાએક સારા અને કોઈ નઠારા પણ નીકળી આવે છે જો કેળવણી બાળકોને સુધારવા સમર્થ હોય તો સાથે બેશીને અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓની વૃત્તિમાં આવો અતર શા માટે હોય? ખરી વાતતો એમ છે કે વારસામા મળેલા સંસ્કારોને કેળવણી ભૂસી શકતી નથી. એટલુંજ નહિ પણ ઘણીવાર કેળવણીથી સ્વભાવિક દુરાચારો ઉપર ઉલટો ઓપ ચડે છે મસ્તક વિદ્યાશાસ્ત્ર આ વાતની સંપૂર્ણ સાક્ષી આપે છે

માબાપ તરફથી બાળકને દ્રવ્ય, જમીન, ઘરબાર, વસ્ત્રાભૂષણ, વિદ્યાકળા, ઇત્યાદિ વસ્તુઓ વારસામાં મળે છે. પણ એ સઘળી ચીજો રોજ શોધી છો કે જ્યારે તેને સદ્ગુણ, ધર્મ, નીતિ વારસામાં મળ્યાં હોય એ વાત

પર દષ્ટિ રાખીનેજ આરંભક શ્લોક મૂકવામાં આવ્યો છે જે પુત્ર વિદ્વાન્ છતાં ધાર્મિક ન હોય તેથી શું ફળ ? ઇશ્વરને માનનાર, પ્રભુથી ડરીને ચાલનાર, નીતિમાન, પાપથી ડરનાર, ઇશ્વર અને પૂજ્ય વડીલોની આજ્ઞા માનનારજ સુપત્ર કહેવાય. વિદ્વાન્ શબ્દનો અર્થ બહુ ભણેલ અને ઘણી પરીક્ષાઓ પાસ કરી પોતની પાછળ એ. બી. સી. ડી. ની હારમાળા ગોઠવનાર એટલોજ નથી. એ વાતો મેંકડો ઉજળાં વસ્ત્ર પહેરી ભપકાબંધ તાલમેલમાં ફરી વિદ્વાનમાં ખપવા ફરતા જણાય છે. જે કોઇ મનુષ્ય સત્ય વસ્તુને, ઇશ્વરને, ધર્મને, સ્વકર્તવ્યને, યથાર્થ સમજી તે પ્રમાણે શુદ્ધ અંતઃકરણથી વર્તે તેજ સાચો વિદ્વાન્ છે તેજ સદ્ગુણી, ધાર્મિક અને તેજ યથાર્થ મનુષ્ય છે બાકી તો રાજર્ષિ ભર્તૃહરિ કહે છે તેમ મનુષ્યરૂપેણ મૃગાશ્ચરન્તિ મનુષ્યરૂપે મૃગો પશુઓ ફરે છે. માબાપો પોતાના સંતાનોને રૂપાળા, ભણેલાંગણેલા, પાકા, પાવરધાં, બનેલા જોઇ ભલે મલકાય તથાપિ કહેવુંજ પડશે કે જે માતાપિતા પોતાના સંતાનમાં સદાચાર, ધર્મ અને નીતિનઃ સરકાર નાખવાની ગફલત કરે છે તેઓ પોતાના નાલાયક સંતતી દ્વારા સમાજને ભ્રષ્ટ કરવાનું ભયંકર પાપ વહોરે છે માટે માતા પિતા બનતા પહેલા બહુજ સાવધ રહેવું જોઇએ.

વિવેકી વાંચનાર! સંતાનને સારૂ ઇચ્છા કરતાં પહેલા અને ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ કરતાં પહેલાં તું કાર્યના મહત્વનો જરા વિચાર કરીશ? માબાપ થવામા કેટલી જવાબદારી છે તેનો તું ખ્યાલ તો કર ? એક નવા જીવને આ સંસારની મુસાફરી કરાવવા તું તૈયાર થયો છે પણ તે નવો જીવ કેવો અને કેવી રીતે ઉત્પન્ન કરવો તેનો તેં વિચાર કર્યો છે ? તેં બ્રહ્મચર્ય પાળ્યું છે ? બ્રહ્મચર્યના પ્રકરણ ઉપરથી તું જોઇ શકીશ કે બ્રહ્મચર્યના પાલન વિના જે સંતાનો ઉત્પન્ન થાય છે તે ખરાબ આસયતના હોય છે. બ્રહ્મચર્યનું અપાલન એ માતા પિતાનો મહાન્ દુર્ગુણ છે. એવા માબાપો તરફથીજ પોતાની પ્રિય પ્રજાને ખરાબ ગુણો વારસામાં મળે છે. આ બાબતમાં બહુએ બોલી શકાય, આ અઘોર અપરાધ માટે માતા પિતાને જેટલા ધિક્કાર આપીએ એટલા ઓછા છે બાળક બચપણથીજ જૂઠું બોલતાં, ચોરી કરતા, ચાડી કરતાં, અપશબ્દો બોલતાં, ચીડીયુ થતાં તથા ક્રોધી બને છે એટલુંજ નહિ પણ પુખ્ત ઉમરમાં આવ્યા પહેલાંજ તેનામાં સસારની વાસનાઓ અને વીર્યની ચચળતા બને છે. છોકરા કુચાલમા ચડી જાય છે. અરેરે! જે ઉમરમાં સંતાનોને સંસારી વાસનાનું સ્વપ્ન પણ ન હોવું જોઇએ તેજ ઉમરમા તેઓ ભ્રષ્ટ થાય છે આનું કારણ અન્ય કાંઇ

નથી. પણ માબાપોએ સ્વચ્છંદપણે અજ્ઞતા પૂર્વક જે સંસાર ભોગવ્યો છે તેનાંજ એ કડવાં ફળ છે.

સંસારના મુખ્ય સ્થાનીય માબાપો તમે એમજ ન સમજશો કે બાળક માત્ર તમારૂં શરીર લઇનેજ જન્મે છે જેમ એ તમારા નાકની દાંડી, ગાલનું સ્વરૂપ, આંખનો ચમકારો, ચાલનો લેકો, અને વાણીનો મરોડ એ સર્વ સ્થૂળ બાબતોને ગ્રહણ કરે છે તેજ પ્રમાણે તમારી અંદરની સૂક્ષ્મ મનોવૃત્તિઓ, વિચારો અને ગુણદોષોનું તમારા બાળકમાં અવતરણ થાય છે. અને તે સર્વ ગર્ભના આરંભથીજ પ્રારંભાય છે.

છેવટ કહેવાનો સાર એજ છે કે માબાપમાં જેવા પ્રકારની સારી કે નઠારી વૃત્તિઓ દૃઢ હોય છે તેવાજ પ્રકારની દૃઢ અસર ગર્ભના ઉપર થાય છે. એટલા માટેજ ગર્ભાધાનની તૈયારી પહેલાં સ્ત્રી પુરૂષે મન, વચન અને કર્મથી એકરૂપ થવાની અનિવાર્ય અગત્ય છે. બે શરીર જુદાં છતાં ઐક્ય થવું જોઇએ એટલા માટેજ આર્યશાસ્ત્રોએ સ્ત્રીને અર્ધાંગના કહેલી છે. તમારો પ્યાર, તમારી ભક્તિ, તમારી પવિત્રતા, તમારો ધર્મ, તમારી વાણીની મધુરતા, તમારા વ્યવહારની પ્રમાણિકતા, તમારા મનની ઉચ્ચતા, ક્ષમા, દયા, અહિંસા, ધૈર્ય, હિંમત, ઉદારતા વિગેરે સર્વનો તમારાં બાળકમાં ફેરો પડે છે. તમારૂં બાળક તમારીજ પ્રતિકૃતિ છે. માટે સર્વ બાબત લક્ષમાં રાખી નઠારાની છાયાથી દૂર રહી તમારે ઉત્તમતા તરફજ રહેવાને બરાબર પ્રયત્ન કરવો જોઇએ. તમારાથી સદાને માટે કદિ ન બની શકે તો ગર્ભકાળથી જન્મકાળ સુધી તમારાં બાળકના ભલા માટે અરે છેવટ પ્રભુની ખાતર તમે સદાચરણ પાળી જુઓ પછી જાતિ અનુભવ કરી જુઓ કે, તમો કેવો પવિત્ર, નીતિમાન અને ધાર્મિક બાળકને જન્મ આપી, ઇશ્વરની આ અદ્ભૂત સૃષ્ટિને દીપાવો છો? એટલુંજ નહિ પણ આપણા આર્ય પુરૂષોની બુદ્ધિ કેટલી ચમત્કારી છે. તેમણે જન હિતના કેવા ઉત્તમ વિચારો કર્યા છે અને તેમના શબ્દોમાં કેટલું સત્ય છે તે પણ અનુભવમાં આવશે. સ્વરાજ્યનું છત્ર ભારતમાતાને માથે શોભાવવા જેના હૃદયમાં ઊંડી લાગણી હોય તેણે આ લઘુ લેખનો અભ્યાસ કરી આચારમાં ઉતારવા યત્ન કરવો અને પછી ઉત્તમ સંતાન સંપાદન કરી જાતે સ્વર્ગીય સુખનો અનુભવ લઇ, સંસારને પણ સ્વર્ગીય મનુષ્ય આપવાનું પુણ્યતમ કાર્ય કરવું સર્વ હિંદ વાસીઓના હૃદયમાં આવું ઉત્તમ કાર્ય કરવાના દૃઢ વિચાર હો. ઇતિ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ.

લલ્લુભાઇ મહીજીભાઇ પટેલ
અકલાચા.

# " मनुष्य कर्तव्य "

अखंड मंडलाकारं व्याप्तं येन चराचरम् ।
चक्षुरुन्मिलीतं येन तस्मै श्री गुरवे नमः ॥

જગનિયંતા સરજનહાર શ્રી પરમાત્મ પ્રભુની રચેલી આ સૃષ્ટિમાં કોઇ પણ કાર્ય કે કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ હેતુ વગરની હોઇ શકતીજ નથી. પરમાત્માની જે જે કૃતિઓ દૃષ્ટિગોચર થાય છે તે તમામ કૃતિઓનાં નિર્માણ હેતુવશાતજ છે. કારણ વિના કાર્ય સંભવેજ નહિ. દરેકના હેતુ કે કારણો ખોળતાં પાર આવે તેમ નથી. હાલ આપણે મુખ્ય કર્તવ્ય મનુષ્ય જન્મ શા માટે ? અને તેમાં શું શું કર્તવ્યો આવશ્યક છે તેજ વિચારવાનું છે, તો તેનો આપણે અત્રે થોડો વિચાર કરીશું.

**अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम्**—ભગવાન પોતેજ કહે છે કે પૂર્વે હુંજ હતો. જે સત્ અને અસતથી પર હોય એવું બીજું મારા સિવાય કાંઇજ નહોતું; એટલે પૂર્વે સર્વત્ર એકજ સત્ વ્યાપી રહ્યું હતું. પણ પરમાત્માને ઇચ્છા થઇ કે-**एकोऽहं बहुस्याम्.** એટલે હું એક છું તે બહુ થાઉં. આ ઇચ્છા ઉદ્ભવતાંજ આ સમગ્ર વિશ્વનો રે ! અનેક બ્રહ્માંડોનો પ્રાદુર્ભાવ થયો. જેમ સીનેમેટોગ્રાફમાં ફક્ત એકજ વિજળીનું બટન દાબતાં અનેક દીપકો સાથે પ્રગટ થાય છે તે પ્રમાણે પરમાત્માએ પોતાની ઇચ્છા શક્તિરૂપ એકજ બટન દબાવતાં અનેક બ્રહ્માંડો અને જીવો ઉદ્ભૂત થયાં. એટલાથી પણ તેઓશ્રીને શાંતિ ન થઇ એટલે દરેકમાં પોતે પોતાનો અંશ મુકી ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં વહેચાઇ ગયા; અને **सर्वस्यचाहं हृदि सन्निविष्टो** તથા **अहं वैश्वानरो भूत्वा**—આદિ ગીતા વાક્યોવડે દરેકમાં પોતે છે એવી સાબીતી આપી રહ્યા છે.

આ ઉપરથી એતો ખરેખર વાસ્તવિકજ છે કે આપણે દરેક એજ પરમાત્માના અંશ છીએ. અને તે વાત આપણે ભૂલવાની નથીજ. અનેક જન્મોમાં કરેલાં શુભ કર્મો વડે આ જન્મે મોક્ષના કારણરૂપ મનુષ્ય યોની પ્રાપ્ત થઇ છે. શંકર ભગવાન કહે છે કે—**जंतूनां नरजन्म दुर्लभमतः०** એટલે સર્વ પ્રાણીઓમા મનુષ્ય જન્મ દુર્લભ છે તો એવો જે દુર્લભ જન્મ મળ્યો છે તેનો હેતુ ખોળી કાઢવો અને તે હેતુને અનલક્ષી સઘળાં કાર્યો કરવાં એ દરેક મનુષ્યની ફરજ છે.

જેમ એકજ સૂર્યમાંથી પ્રકાશનાં અસંખ્ય કિરણો નિકળે છે કિંતુ મૂળ પ્રકાશનો જથ્થો તો એકજ છે તેજ પ્રમાણે આપણે પણ એકજ 'ઓજસ્' ના મહાન જથ્થામાંથી વિખુટા પડેલા જેવા અણુ માત્ર છીએ એ અલગ થએલા અણુને મૂળ જથ્થામાં મેળવી દેવા માટે એટલે આપણે

પ્રભુના અંશ છીએ તે વાત નિસંશય મનમાં દૃઢ કરી પ્રભુતા પ્રાપ્ત કરવા માટેજ આ યોનિની પ્રાપ્તિ છે જેને મોક્ષના દ્વાર રૂપ ગણવામાં આવી છે તેથી તેનો સદુપયોગ કરી ઉન્નતિ ક્રમમાં આગળ વધવું એ દરેકની ફરજ છે.

જ્યારે માતાના ગર્ભમાં હતા અને ત્યાં અનેક પ્રકારની બધાઓ ભોગવતા હતા તે વેળા મુક્ત કરવા માટે આપણે પરમાત્માની પ્રાર્થના કરી હતી, તે એવા પ્રકારે કે " હે પ્રભો ! તું મને આ દુઃખમાંથી મુક્ત કર હું જરૂર તારૂં સ્મરણ કરીશ " આવા પ્રકારની આપણી આર્દ્ર સ્તુતિઓને ધ્યાનમાં લઇ પ્રભુએ દયા કરી આપણને બધામાંથી મુક્ત કર્યા જન્મ આપ્યો આ સંસારમાં આવ્યા આવતાજ માયાનું આવરણ ફરી વળવાથી કરેલી પ્રાર્થનાઓ ભૂલી ગયા. જે હેતુ વડે આપણને પ્રભુએ દુઃખમાંથી બચાવી જન્મ આપ્યો તે હેતુને ભૂલી ગયા.

પ્રભુની દયાનો કાંઇ પાર છે ? આપણાં જન્મતાં પહેલાંજ આગળથીજ આપણને જોઇતી ચીજોની સગવડ કરી મુકી હતી માતાના સ્તનમાં દૂધ તૈયાર કર્યું હતું. આ ઉપકાર કાંઇ થોડો છે ? તો એવા દયાળુ પ્રભુને શા માટે વિસારી મુકવા જોઇએ ? અનેક પ્રકારની ગુપ્ત અને પ્રત્યક્ષ મદદ આપણને આપી રહ્યા છે તે સરવેને લક્ષમાં રાખી નિમકહરામ ન થતા તેની ભક્તિ કરવી અને તેની પ્રભુતા પ્રાપ્ત કરવી એ મનુષ્ય તરીકે આપણું પ્રથમ કર્તવ્ય છે.

વળી એ પણ યાદ રાખવું જોઇએ કે–આ જીંદગી ચપળ છે કાયાનો ભરોસો નથી अकालो नास्ति धर्मस्य जीविते चपले सति–એટલે આપણું જીવન ચપળ અને ક્ષણભંગુર હોવાથી ધર્મને માટે કોઇ પણ સમય અયોગ્ય નથીજ. મતલબ કે–ધર્મને માટે પ્રભુ ભજનને માટે દરેક સમય યોગ્યજ છે. કેટલાક વિચાર કરે છે કે–ભગવાનને શાંતિથી ઘડપણમાં ભજીશું. પણ તેઓને ભાન નથી કે તેઓ ઘડપણ જોવા પામશે કે કેમ ? કાળ આવીને ક્યારે ડોકી મચડી નાખશે તેની કોને ખબર છે ? માટેજ નરસિંહમેહતા કહી ગયા છે કે–" ચેતરે ચેત દિન ચાર છે, લાભના લીધુ લહેકાવતા રાજ લેવું "–માટે પ્રભુ ભજનમાં ઢીલ કે પ્રમાદને વશ થઇ મોજ શોખમાં ફરતા ફરી નિમકહરામ ન થવું જોઇએ પ્રભુની કૃપા અને પ્રભુનો પ્રેમ સંપાદન કરવા તરફ આપણું લક્ષ્ય સ્થાપિત કરી સંસારના કાર્યો કરવાં જોઇએ. એ પણ આપણું અગત્યનું કર્તવ્ય છે

" ભલે દુશ્મન બનો દુનીયાં તમે ના કંપશે બાપુ "—

" મણિકાન્ત "

ભલે આખી દુનીયા દુશ્મન હોય, આપણી પ્રતિકૂળ હોય, તોપણ જો એોજ દયાળુ પ્રભુ આપણા પક્ષમાં હોય તો બસ છે કારણ કે–રાજાઓના

# विषय सूचि.

## वेद.


શ્રી વેદ તત્ત્વામૃત ... ... (યતિ)... ... ... ૧


## साहित्य


બાલ પ્રાર્થના ... ... (રા સલ્લુભાઇ)... ... ૩

ગુરૂપદેશ ... ... ... (કવિ દયાશંકરભાઈ) ... ૪

પ્રભુ-પ્રાર્થના .. ... (રા સલ્લુભાઈ)... ... ૫

શ્રી શિવાનંદ લહેરી ... ... (શ્રીમન્માસ્તર છોગાલાલભાઈ) ૬


## तत्त्वज्ञान.


આત્મપુરાણ ... ... (યતિ)... ... ... ૧૬


## धर्म.


ષોડશ સંસ્કાર ... ... (યતિ)... ... ૨૬

ધર્મ ... ... ... (સ્વામી પ્રણવાશ્રમ) ... ૧૪

પુરાણોની મહત્તા ... ... (રા. ઉમેદભાઇ)... ૨


## चारित्र्य.


દ્રૌપદી ... ... ... (યતિ).. ... ... ૨૫


## प्रकीर्ण


મનુષ્યત્વની સફલતા ... ... (રા. સલ્લુભાઇ)... ... ૩૮

ભારતીય જ્યોતિષ ચંદ્રોદય / સમાજ સેવા } .. (દક્ષ)... .. પુઠાપર

ગ્રામ અગત્યનું ... / વર્ષારંભ ... .. } ... (દક્ષ)... ... .. ૧૦

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૩ જું. સં. ૧૯૭૯ ચૈત્ર એપ્રીલ ઇ. સ. ૧૯૨૩ અંક ૧

मंगलम्.




स त्वमग्निं स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि त्वं श्रद्दधानाय मह्यम् । स्वर्गलोका अमृतत्वं भजन्त एतद्द्वितीयेन वृणे वरेण ॥ १२ ॥

श्री शांकरभाष्य—एवं गुणविशिष्टस्य स्वर्गलोकस्य प्राप्ति साधनभूतमग्निं स त्वं मृत्युरध्येपि स्मरसि जानासीत्यर्थः । हे मृत्यो यतस्त्वं प्रब्रूहि कथय श्रद्दधानाय श्रद्धावते मह्यं स्वर्गार्थिने । येनाग्निना चितेन स्वर्गलोकाः स्वर्गोलोको येषां ते स्वर्गलोका यजमाना अमृतत्वममरणतां देवत्वं भजन्ते प्राप्नुवन्ति तदेतदग्नि विज्ञानं द्वितीयेन वरेण वृणे ॥ १२ ॥

ગુજરાતી—તે સ્વર્ગીય અગ્નિને તમે જાણો છો. હે મૃત્યો શ્રદ્ધાવાળા એવા મને તે તમે કહો. જેનાથી ઉપાસકો અમૃતત્વને પામે છે એ અગ્નિની ઉપાસનાનું બીજું વરદાન માગું છું.

વિશેષ—ભય, મરણ, ભૂખ, તરસ, અને શોક રહિત એવા ગુણ વિશિષ્ટ સ્વર્ગલોકની પ્રાપ્તિના સાધનભૂત અગ્નિને હે મૃત્યો તમે જાણો છો માટે શ્રદ્ધાવાળો જે હું તેને કહો. કારણકે શાસ્ત્રમાં કહ્યું છે કે શ્રદ્ધારહિતને અગ્નિજ્ઞાન આપવું નહિ. જે અગ્નિની ઉપાસનાવડે કર્મીઓ દેવત્વને પામે છે તે અગ્નિવિજ્ઞાન હું તમારી પાસેથી બીજા વરદાનવડે કરીને માગું છું. ૧૨






## बाळ प्रार्थना.

( રાગ પ્રભાત )

હે પ્રભુ નામ તારૂં જપું પ્રીતથી, રીત રૂડી સદાએ રખાવો;
ધર્મધારી રહું કરણી ઉત્તમ લહું, ભાવ આપો મને એજ લ્હાવો. હે૦ ૧

ટાળવા પર પીડા દીન સંભાળવા, બાળવા બંધ જ્ઞાને ભરેલા;
સ્હાય થઇ શ્રીહરિ સાધનો આપજો, ઇચ્છુ અભિલાષ એવા સરેલા. હે૦ ૨

મન અને વાણીથી કર્મથી પણ વળી, પ્રાણીનું હિત કરવાજ પ્રેરો;
નાથ કરશો તમે સત્ત કૃપા નેહથી, સ્નેહથી સુધરશે જન્મ ફેરો. હે૦ ૩

નિંદ્ય વિચારને નિંદ્ય આચારનો, અંતરે ભાવ સ્વપ્ને ન આવો;
પુનિત એવી મતિ, શુદ્ધ નીતિ વળી, હરિ સદા મુજ હૃદયે રખાવો. હે૦ ૪

જેવી મુજ અંતરે ઉર્મિઓ તરવરે, વર્ણવી તેવી વિભુ તુજ આગે;
ઉચિત ધારો પ્રભુ એટલું આપજો. ભક્ત તો ભાવનું સર્વ માગે. હે૦ ૫

આપ કરૂણાવશું કિરણ સત્ત પામતા, દીનતા દાસની રહેજ ભારી;
લીન થઇ ભક્તિમાં ભાવ ધરી ભાવથી, બાળ તારાં સદ્ગુણ ગાશે. હે૦ ૬

લલ્લુભાઇ મહીજીભાઇ પટેલ

આરોળા.

## जिह्वोपदेश.

### ઉપજાતિ.

ઇચ્છે જરા તું સુણ બોધ મારો, ન કામનો સર્વ તજી લવારો;
અનુક્રમે ઇશ્વર ન્હેલી ચેતી, ગોવિન્દ દામોદર માધવેતિ. ૧
રસે રસોમાં રસને! રસાના, અનર્થમાં વ્યર્થ તથા પ્રસનાં;
મા જેમને વેદ વદે છે નેતિ, ગોવિન્દ૦ ૨
ભવભાવને બંધન તું લહે છે, હું ને બીજા તેથી તને કહે છે;
થાકીશ ના આ કહું તે તું કે'તી, ગોવિન્દ૦ ૩
જો સ્વાદમાં હોય તને રૂચિ તો, આ સ્વાદ સર્વોત્તમ ને શુચિ જો;
જેની કને પીયૂષ તેમ રે'તી, ગોવિન્દ૦ ૪
આ અક્ષરો અક્ષર ઓળખાવે, બીજા બધા બંધનમાં રખાવે;
દીધા તને રે સરુને તું દેતી, ગોવિન્દ૦ ૫
જાણું નહીં જોર પડે જરાયે, ઉચ્ચારતાં, કે નહિ ઉચ્ચરાયે,
બે શબ્દનો સાર રહે તું લેતી, ગોવિન્દ૦ ૬
રાખું તને બત્રીસથી બચાવી, ચખાડું રૂડા રસ હું રચાવી;
કરાવવા આ ખરી ખૂબ ખેતી, ગોવિન્દ૦ ૭
ઉચ્ચાર ને અન્નતણું વિસારી, પ્રમાણ તું જાણ, ન દે વધારી;
અહીં વિચાર્યા વિણ રે'તુ વે'તી, ગોવિન્દ૦ ૮
દાખે દયાશંકર આ કહેલું, ગુણીશ જો સર્વ થકી તું પે'લું;
તો કાળ કેરાં હથુરે ન લેતી,[1] ગોવિન્દ૦ ૯
ભૂલીશ જો તું શુભ શબ્દ મારા, તો ખડ્ગથી ખંડ કરીશ તારા;
છોડીશ તો જોઈશ હું જેતી, ગોવિન્દ૦ ૧૦

દયાશંકર રવિશંકર
સાહિત્ય વાચસ્પતિ.

---

૧. હથીઆર.

# नवा वर्षे प्रभुप्रार्थना.

હરિગીત.

પરબ્રહ્મ પરમાનંદ પ્રભુ સર્વજ્ઞ સંકટહારી છો,
વળી ભીડભંજન પાપગંજન નિત્ય મંગળકારી છો;
હે ભક્તવત્સલ! પતિતપાવન પ્રાણદાતા શ્રીહરિ,
દો હર્ષ વર્ષ નવા વિષે ઉત્કર્ષ ભારતનો કરી. ૧
ટાળો કુચાલ કુસંપ કુમતિ ક્રોધ દ્વેષ કૃપા કરી,
આપો સહનતા, સભ્યતા, ઔદાર્ય ને હિંમત ખરી;
નિજ તનુજ પ્રાચીન આર્યજનને મસ્તકે શુભ કર ધરી,
દો હર્ષ વર્ષ નવા વિષે ઉત્કર્ષ ભારતનો કરી. ૨
કરી નાશ હરિ કુવિચારનો શાન્તિ સરલતા આપજો,
ભ્રાન્તિ, કપટ ને લોભ મદ માયા મહેશ્વર કાપજો;
પ્રસરાવજો વિદ્યા કળા વ્યાપારની વૃદ્ધિ કરી,
દો હર્ષ વર્ષ નવા વિષે ઉત્કર્ષ ભારતનો કરી ૩
દેશાભિમાન ધરે સદા સહુ આર્યજન મન કર્મથી,
ને દેશહિતકારી કરે સહુ કર્મ નિજ નિજ ધર્મથી;
એવી સુમતિ નિત્ય આપજો. હે જગતત્રાતા શ્રીહરિ,
દો હર્ષ વર્ષ નવા વિષે ઉત્કર્ષ ભારતનો કરી. ૪
અજ્ઞાન દુઃખનો નાશ હો સુજ્ઞાનનો વિસ્તાર હો,
સ્વગ સર્વથી દારિદ્રરૂપી દવનણો સંહાર હો;
હરએક હિન્દુના હૃદયમાં ધર્મનો સંચાર હો,
સર્વેશ! ભારતવર્ષનો સત્વર હવે ઉદ્ધાર હો. ૫

લલ્લુભાઈ મહીજીભાઈ પટેલ
કારેળાગામી.



तत्सपरमात्मने नमः

# श्री शिवानन्दलहरी.

## शिखरणी.

कलाभ्यां चूडालंकृतशशिकलाभ्यां निजतपः
फलाभ्यां भक्तेषु प्रकटितफलाभ्यां भवतु मे ।
शिवाभ्यामस्तोक त्रिभुवनशिवाभ्यां हृदि पुन-
र्भवाभ्यामानन्दस्फुरदनु भवाभ्यां नतिरियम् ॥ १ ॥

અર્થ:—પાર્વતી અને પરમેશ્વર જે બન્ને બ્રહ્મની કળા (અંશાંશ) રૂપ છે અને જેમના દરેકના માથા ઉપર ચંદ્રમાની કળા શોભી રહી છે. જે પોતાના તપના ફળરૂપ છે (અર્થાત્ યુક્ત છે) અને જેમણે પોતાના ભક્તોને તેમની ભક્તિનું ફળ આપ્યું છે. જેઓ પોતે બન્ને કલ્યાણરૂપ છે અને ત્રણે લોકોનું અપાર કલ્યાણ કરનારા છે. જેમના હૃદયમાં આનંદનો અનુભવ સ્ફુરણાયમાન થઈ રહ્યો છે એવા પાર્વતી પરમેશ્વરને આ મારા પ્રણામ છે (આ શ્લોકમાં 'કળા' વિગેરે શબ્દોના શ્લિષ્ટાનુપ્રાસને લીધે માધુર્ય ગુણ વ્યક્ત થાય છે અને હવે પછીના શ્લોકોમાં પણ એવી જ વ્યવસ્થાનું લાલિત્ય જોવામાં આવે છે.) ૧

गलन्ती शंभो त्वच्चरितसरितः किल्बिषरजो
दलन्ती धीकुल्यासरणिषु पतन्ती विजयताम् ।
दिशन्ती संसारभ्रमणपरितापोपशमनं
वसन्ती मच्चेतो हृदभुवि शिवानन्दलहरी ॥ २ ॥

અર્થ:—હે મહાદેવ! તમારા ચરિત્રરૂપી નદીમાંથી ઉત્પન્ન થતી અને પાપરૂપી ધૂળનો નાશ કરતી કરતી મંગળરૂપ આનંદની લહેરો મારી બુદ્ધિરૂપી નદીને માર્ગે વહન કરે છે, અને એમ કરીને સંસારમાં જન્મમરણરૂપી ભ્રમણથી ઉપજેલા પરિતાપને શમાવતી થકી મારા ચિત્તરૂપી હદ (પાણીના ધરા) મા આવીને પડે છે એવી શિવાનંદ લહરી વૃદ્ધિ પામો. ૨

त्रयीवेद्यं हृद्यं त्रिपुरहरमाद्यं त्रिनयनं
जटाभारोदारं चलदुरगहारं मृगधरम् ।
महादेवं देवं मयि सदयभावं पशुपतिं
चिदालम्बं साम्बं शिवमतिविडम्बं हृदि भजे ॥ ३ ॥

અર્થ:—હું મારા હૃદયમાં શિવને ભજું છું. જે વેદત્રયી વડે જ માત્ર જાણવામાં આવી શકે એવા છે (મતલબ કે તર્કાદિથી જેનું જ્ઞાન થઇ શકતું નથી.) જે (સ્થૂલ, સૂક્ષ્મ, કારણ એવાં) ત્રણ પુરનો નાશ કરનારા છે. જેઓ સર્વથી આદ્ય છે, જેમને ત્રણ નેત્ર છે, જેઓ જટાના સમૂહવડે ભવ્ય દેખાય છે, જેમના કંઠમા ચલાયમાન એવા સર્પનો હાર શોભી રહ્યો છે. જેમણે પોતાના એક હાથમા મૃગ પકડી રાખ્યો છે. મારા ઉપર જેઓ દયાસહિત ભાવ રાખે છે, જેઓ સર્વથી મહાન્ દેવ છે, જેઓ મનુષ્યરૂપી પશુઓના પતિ છે, ચિત્ સત્તા એજ જેનો આશ્રય છે. સ્મશાન વાસાદિ, રૂંઢમાલા ધારણાદિ પોતાનાં ચરિત્રોવડે લોકોને અતિશય ગુંચવણમાં નાખી દે એવા આચારવાળા ઉમયાજી સહિત શંકર દેવને હું હૃદયમાં ભજું છું. ૩

सहस्रं वर्तन्ते जगति विबुधाः क्षुद्रफलदा
न मन्ये स्वप्ने वा तदनुसरणं तत्कृतफलम् ।
हरिब्रह्मादीनामपि निकटभाजामसुलभं
चिरं याचे शंभो शिव तव पदांभोजभजनम् ॥ ४ ॥

અર્થ—હે શિવ ! હે શંભો ! ! જગતમાં ક્ષુદ્ર ફળને આપનારા દેવો હજારો છે, તેમની ભક્તિ કરવાની અથવા તેમણે આપેલા ફળની સ્વપ્ને પણ મને ઇચ્છા થતી નથી; પરંતુ વિષ્ણુ અને બ્રહ્માદિક દેવો જે આપની સમીપમાંજ છે તેમને, પણ જે સુલભ નથી એવું આપના ચરણકમળનું ભજન એજ હું સદૈવ માગું છું. ૪

स्मृतौ शास्त्रे वैद्ये शकुनकवितागानफणितौ
पुराणे मंत्रे वा स्तुतिनटनहास्येष्वचतुरः ।
कथं राज्ञां प्रीतिर्भवति मयि कोऽहं पशुपते
पशुं मां सर्वज्ञ प्रथित कृपया पालय विभो ॥ ५ ॥

અર્થ—હે વિભો! હું તો સ્મૃતિમાં, શાસ્ત્રમાં, વૈદકમાં, શાકુનશાસ્ત્રમાં, કવિતાશાસ્ત્રમાં, ગાયનવિદ્યામાં, જ્ઞાનમાં, પુરાણમાં, મંત્રવિદ્યામાં, સ્તુતિ કરવામાં, નૃત્ય કરવામાં કે હાસ્ય ઉત્પન્ન કરવાની કળામાં કુશળ નથી. તો મારા ઉપર રાજાઓની પ્રીતિ શી રીતે થાય? હું કોણ? હે પશુપતે! હે સર્વજ્ઞ! હું તો પશુ છું (અને તમે પશુપતિ છો) માટે આપની ચારે તરફ વિસ્તાર પામતી કૃપાવડે મારૂં પાલન કરો. ૫

घटो वा मृत्पिण्डोऽप्यणुरपि च धूमोऽग्निरचलः
पटो वा तन्तुर्वा परिहरति किं घोरशमनम् ।
वृथा कंठक्षोभं वहसि तरसा तर्कवचसा
पदांभोजं शंभोर्भज परमसौख्यं व्रज सुधीः ॥ ६ ॥

અર્થ—તર્કશાસ્ત્રમાં ઘટાદિ જે જે શબ્દો બહુવાર આવે છે તેનું સૂચન કરીને ઉપદેશ આપે છે કે હે સદ્બુદ્ધિવાળા પુરૂષ! વેગથી તર્કશાસ્ત્રમાં કહેલા ઘટાદિ શબ્દો બોલી બોલીને અમથોજ તું તારૂં ગળું સૂકવી નાખે છે. પણ એ ઘટ અથવા મૃત્તિકાનો પિંડ, અથવા ધૂમ, અથવા અગ્નિ, અથવા પર્વત, અથવા પટ કે તંતુ એમાંનો કોઇ પણ પદાર્થ ભયાનક યમનું શું જરાપણ નિવારણ કરી શકશે? (નહિજ) માટે સદાશિવના ચરણકમળને ભજ અને પરમસુખ પ્રાપ્ત કર. ૬

मनस्ते पादाब्जे निवसतु वचः स्तोत्रफणितौ
करौ चाभ्यर्चायां श्रुतिरपि कथाकर्णनविधौ ।
तव ध्याने बुद्धिर्नयनयुगलं मूर्तिविभवे
परग्रन्थान्कैर्वा परमशिव जाने परमतः ॥ ७ ॥

અર્થ—હે પરમશિવ! મારૂં મન તમારા ચરણકમળમાં નિવાસ કરીને રહો. મારી વાણી તમારા સ્તોત્ર જપવામાં, બન્ને હાથ તમારૂં પૂજન કરવામાં, શ્રવણ તમારી કથા સાંભળવામાં, બુદ્ધિ તમારૂં ધ્યાન ધરવામાં અને બન્ને નેત્ર તમારી મૂર્તિનું સૌંદર્ય જોવામાં વ્યાપૃત રહો. હવે આવી રીતે મન, વાણી, બુદ્ધિ વિગેરે રોકાઇ જવાથી પરના કરેલા ગ્રંથોને હું કયા સાધનોવડે જાણું? મને પરગ્રંથોનું અવલોકન કરવાની અનુકૂળતા નથી. એવો ભાવ છે. હું સર્વાત્મા તમનેજ ભજું છું એ ધ્વનિ છે. ૭

यथा बुद्धिः शुक्तौ रजतमिति काचाश्मनि मणि-
र्जले पैष्टे क्षीरं भवति मृगतृष्णासु सलिलम् ।
तथा देव भ्रान्त्या भजति भवदन्यं जडजनो
महादेवेशं त्वां मनसि च न मत्वा पशुपते ॥ ८ ॥

અર્થ—જેમ છીપમાં રૂપું એવી બુદ્ધિ થાય છે, કાચના કકડામાં રત્નની બુદ્ધિ થાય છે, લોટના પાણીમા દૂધની બુદ્ધિ થાય છે, ઝાંઝવાના પાણીમાં પાણી એવી બુદ્ધિ થાય છે તેમજ હે પશુપને જડમાણસો તમને પોતાના મનમાં મહાદેવ અને ઇશ્વર ન માનીને તમારાથી અન્યને દેવની ભ્રાન્તિથી ભજે છે. ૮

गभीरे कासारे विशति विजने घोरविपिने
विशाले शैले च भ्रमति कुसुमार्थं जडमतिः ।
समर्प्यैकं चेतःसरसिजमुमानाथ भवते
सुखेनावस्थातुं जन इह न जानाति किमहो ॥ ९ ॥

અર્થ—હે ઉમાનાથ! તમારૂં પૂજન કરવાને પુષ્પ જોઇએ તેને માટે જડ બુદ્ધિવાળાં માણસો ઊંડા પાણીમાં પેસે છે. મનુષ્ય વગરના ઘોર અરણ્યમાં ભટકે છે. અને મોટા પર્વત ઉપર ફરે છે. પણ તમને એક પોતાના મનરૂપી કમળને અર્પણ કરીને સુખપૂર્વક તમારી સ્તુતિ કરવાનું લોકો સમજતા નથી એ કેવું આશ્ચર્ય છે. ૯

नरत्वं देवत्वं नगवनमृगत्वं मशकता
पशुत्वं कीटत्वं भवतु विहगत्वादि जननम् ।
सदा त्वत्पादाब्जस्मरणपरमानन्दलहरी-
विहारासक्तं चेद्धृदयमिह किं तेन वपुषा ॥ १० ॥

અર્થ—હે ભગવન્! જો આ જગતમાં મારૂં મન, તમારા ચરણ કમળનું સ્મરણ કરવાથી ઉત્પન્ન થતા પરમ આનંદની લહેરોના વિહારમાં આસક્ત થએલું છે તો પછી ભલે મને મનુષ્યનું શરીર પ્રાપ્ત થાય. તે તે યોનીમાં મારો જન્મ થાય તોય શી હાનિ છે? અર્થાત્ મનુષ્યનું, દેવનું,

પર્વત કે જંગલના મૃગનું, મર્કટનું, પશુનું, કીડાનું અથવા પક્ષીનું શરીર મળે તેથી શું? કાંઇ નહિ. કારણ કે મારા આનંદની હાનિ થવાનીજ નથી. ૧૦

वटुर्वा गेही वा यतिरपि जटी वा तदितरो
नरो वा यः कश्चिद्भवतु भव किं तेन भवति ।
यदीयं हृत्पद्म यदि भवदधीनं पशुपते
तदीयस्त्वं शम्भो भवसि भवभारं च वहसि ॥ ११ ॥

અર્થ—કોઇ પણ માણસ બ્રહ્મચારી હોય, ગૃહસ્થ હોય, વાનપ્રસ્થ હોય, સન્યાસી હોય કે તે સિવાયનો ગમે તે હોય તો ભલે તે તેવો હો. તેથી શું થયું? પણ હે પશુપતે! હે શંભો! જો તેનું હૃદય તમારે શરણે આપ્યું હશે તો પછી તમે તેનાજ થાઓ છો અને તેના સંસારનો ભાર તમે વહન કરો છો. તેનું યોગ ક્ષેમ તમે ચલાવો છો. ૧૧ (અપૂર્ણ)

છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ

---

ૐ

तत्सत्परमात्मने नमः




શ્રીપરમાત્મ કૃપાથી બે વર્ષ પૂર્ણ થઇ ત્રીજા વર્ષનો આરંભ થાય છે. બે વર્ષ પછી મારી સ્થિતિ કેવા પ્રકારની છે એ મારા તરફ સદ્ભાવ રાખનારા સજ્જનોની સહજે અભિલાષા રહેજ પરંતુ આટલા વિચારોની સાથેજ એ વિચાર સ્ફુરી આવે છે કે ભારત સંતાનોનાં હૃદયમાં "સ્વરાજ્ય"નો પ્રચુર સંગ્રામ જામ્યો છે, સ્વદેશ સેવા કરવાને ઉત્કંઠિત હૃદયના નવયુવકો સ્વરાજ્યની કાક દૃષ્ટિએ પ્રતીક્ષા કરતા, સર્વને બાજુપર રાખી અંત્યજોને પણ સાથે ઊંચકી સ્વરાજ્યના પંથમાં ધસારાબંધ આગળ પગલાં

ભરે છે ત્યાં મારા જેવા બાળકનો કોમળ સ્વર કોણ સાંભળે? કારણ કે મારો રસ્તો છે ધર્મનો, ધર્મ-પ્રાચીન ધર્મનું વર્તમાનમાં પાલન કરી ભવિષ્યમાં ઉત્તમ ફળ લાવવાં એ મારૂં ધ્યેય છે. પરંતુ મારી વાતોનો આધાર શાસ્ત્રપર છે. એટલુંજ નહિ પણ "ધર્મને નામે તન, મન, ધન, પ્રાણ, રાજ્ય, સુખ, વૈભવ સર્વસ્વનો ભોગ આપવો" એ મારો મુદ્રા લેખ છે, અર્થ પ્રાધાન્ય જમાનામાં પશ્ચિમના શિક્ષણે અહંની પ્રતિષ્ઠા વધારી છે. હરકોઇ વાતમાં "હું" પાછળ પડી ન જાય એ બાબતની, સ્વરાજ્યને માટે, નોકરીઓનો, વકીલાતોનો, સ્કુલોનો, માતાપિતાનો, ધારા સભાઓનો, ધણીઓનો, ત્યાગ કરનારાઓ પણ કાળજી રાખે છે. જેથી તેઓમાં પણ એ અહં ભેદ પડાવે છે એટલે પછી મારી વાત તો નગારાના ઘોષમાં તતુડી જેવી છે!!

જેમ કાચીંડાના રંગ બદલાય તેમ દેશના આગેવાનોના વિચારો બદલાય છે. છતા તેનાપર ઠીક પિછોડી કરી ઐક્ય જાળવવાની-પવન ને જળ-કીચાળા કપડામાં બાંધવાની વાતો ચાલી રહી છે. તે વાતો જ્યારે હું ખુલ્લી પાડું છું ત્યારે મારા તરફ સહાનુભૂતિ ધરાવનારાઓને ગમતી નથી. જેથી કોઈ કોઇ ભાઇઓતો ક્રોધાવિષ્ટ થઈ મને પોતાના ઘરમાંથી હડધૂત કરી રસ્તાપર ફેંકવામાંજ શોભતા માની. કોઇ કોઇ વીર પુરૂષોએ "હું જૂઠું બોલું છું" એવા પ્રકારનો મનસ્વી આરોપ ચડાવ્યો અને નિરાધાર બાળક સમજી ખદ્દર ધારી ભદ્દર બનેલા ભાઇઓએ ધમકાવવામાં પણ મણા રાખી નહિ. મારી વાતો સાંભળી પોતાને વિદ્વાન સમજનારાઓએ મને સુધારવાના ઉદેશથી કે પછી છપાવી મારી મશ્કરી પણ કરી. જો કે આટલુંએ યાદ કરવું અયોગ્ય છે પણ મારી સ્થિતિ કેવી છે, કેવા હાલમાં હું વિચરૂં છું એટલું જણાવવાજ આ શબ્દો ઉચાર્યા છે બાકી તેથી મારા મનમાં જરા પણ રાગદ્વેષ નથીજ, સાથે સાથે એ પણ કહી લેવા દો કે જેમના અંતઃકરણમાં શ્રદ્ધા છે. ધર્મ સત્તાનો જેમને અનુભવ છે એવા વૃદ્ધ અને કેટલ યુવકો તથા ધર્મ ધુરંધર વિદ્વાનોએ મને આશ્વાસન આપેલ છે જેથી હું સંતોષ સાથે મારૂં કાર્ય કરે જાઉં છું.

હું શ્રી સનાતન ધર્મનીજ પ્રમાણું આર્ષ ગ્રંથોના આધારે મારા પ્રેરક યુગે યુગે ધર્મ રક્ષણ કરનાર શ્રીકૃષ્ણ ચંદ્ર છે. તેથી શાસ્ત્રાધારે મને જે યથાર્થ ધર્મ માર્ગ સમજાય તે પરજ ચાલું છું આમ કરવામાં મને

ખાલી માંન નહિ મળે, મારી વાહ વાહ નહિ કહેવાય, તો અને તેની ઇચ્છા નથી કદાચ કોઇને એમ થશે કે ત્યારે પૈસાની તો જરૂર હશેજ, તો તેનો જવાબ એ છે કે, પૈસાની ફરજ એક બાજુ છે અને લાભ, કીર્તિ વિગેરે બીજી તરફ છે. જેમ " લોટ ખાવો અને ભસવું બે એક સાથે બની શકે નહિ તેવોજ આ પ્રકાર છે. પૈસાના લક્ષ્યથી મારો જન્મજ નથી. મારા રક્ષક મારા વર્ગથી જરા પણ આશા રાખનાજ નથી તેમને કયા પુત્ર કે પુત્રી પરણાવવા છે? જમાનો તર્કનો છે તેથી મારાપર કોઇ તર્ક આક્ષેપ લઇ આવશે. પરંતુ તેમણે યાદ રાખવું જોઇએ કે હું શ્રી સનાતન ધર્મની છું. તેથી કશાને અવકાશજ નથી. મારૂં રૂપ કોઇ કોઇને ગમતું નથી તેની મને ખબર છે. ભિન્ન ભિન્ન રૂચિના પુરૂષો પોત પોતાની ઇચ્છા પ્રમાણે "ષોડશ સંસ્કાર, દ્રૌપદીની વાત, વર્તમાન સમયને અનુસરી ધર્મનો પક્ષ," વિગેરે અલંકારો કાઢી નાખવાનું અને રાખવાનું સૂચવે છે. પણ મારાથી તેમ બની શકતું નથી ધર્મને છોડીને હું રહી શકતી નથી તેથી હું બેડોળ દેખાઉં તેની મને પરવા નથી પણ ધર્મ વિમુખ ન થવાય તેની ખાસ કાળજી રાખું છું. તમે મારા બાહ્યરૂપ પર શા માટે ધ્યાન આપો છો! તમને એ અનુભવ નથી કે ઘણી વખત એવું બને છે કે ખરાબમાં ખરાબ છાલવાળા ફળમા સ્વાદિષ્ટ રસ ભરેલો હોય છે. માટે તમે એક વખત મારૂં ઓળખાણ કરી જુઓ જરા મનોવૃત્તિપર કાબુ રાખી વિચાર કરી જુઓ. પછી તમને ન રૂચે તો પ્રભુ ઇચ્છા હું હજી તો પ્રકટ થઇશ છતાં જ્યારે છેવટ તમે મારાપર ધ્યાન નહિ આપો સદાને માટે તમારાં દ્વાર બંધજ કરી દેશો તો મારી મેળે એકાન્તમાં બેશીને પણ તમારૂં હિત થાય તેજ સંકલ્પ કરીશ.

અત્યાર સુધી તો મેં મારી જાતનાં ગીત ગાયાં. પણ જમાનો જુદા પ્રકારનો છે. જ્યાં ત્યાંથી એજ ધ્વનિ કર્ણગોચર થાય છે કે "કામ કરો, કામ કરો." ત્યારે બે વર્ષમાં મેં કંઇ પણ કામ કર્યું કે નહિ? ઘણાએ બંધુઓ તરફથી એમ " પ્રત્યક્ષ અને પરંપરા કહેવામાં આવ્યું છે કે. તમે સર્વની ભૂલો કાઢો છો પણ જાતે શું કર્યું ? પોતે કર્યા સિવાય બીજાને કહેવાનો અધિકાર નથી. " મારાથી શું બને? હું તો હજુ બાલક છું. પૂજ્ય પાદ પ્રાચીન મુનિયોએ જે ધર્મ નિશ્ચયો બાંધ્યા છે તેને પાર પાડવા શ્રમ કર્યો જાઉં છું અને હજુ પણ કરીશ. "સંસારના તમામ વ્યવહારનો નિયામક ધર્મ છે તેને છોડીને વ્યવહારીક કાર્યોનો નિર્ણય થઇ શકેજ નહિ. અને

થાય તો પરિણામે હાનિરૂપ નીવડે માટે ધર્મ દૃષ્ટિએ તેવી વાતો ટકે જાઉં છું. તેમાં યથા શક્તિ ફરજ અદા કરૂં છું. તેથી વિશેષ તો હાલ મારાથી બની શકે તેમ નથી.

મારા પ્રાદુર્ભાવમાં અર્થની અગત્ય છેજ અને તેમાં કોઇ પ્રકારની બાધા નહિ પડે ત્યાં સુધી હું મને ચાહનારાઓના હૃદયકમળમાં રમીશ. અને યથાશક્તિ ભારતમાતાની સેવા બજાવીશ. ધર્મ પ્રાધાન્ય દેશમેરા જો ચાલતીજ રાખવી હોય તો મારા ઉપાસકોની સંખ્યામાં વૃદ્ધિ થવાની ખાસ જરૂર છે. અને હિંદના દરેક ગ્રાહક એક એક નવું ગ્રાહક વધારી આપવું જોઇએ. કદાચ તેમ નહિ બને તો છેવટ અંતર્ધાન થવું એ તો અમો દેવતાનું ભૂષણ છે. ઉપાસકો દૃઢ ભાવનાથી શ્રદ્ધાપૂર્વક ચાહે તોજ પ્રકટ થાય છે એ હિંદુધર્મમાં રહેનારા જાણેજ છે. સાથે સાથે એમ પણ કહી દેવા દોઉં, મારા ઉપાસકોમાં શ્રદ્ધા પુર્વક ચાહનારા પણ ઘણા હશે. તો વધારે નહિ તો વર્ષમા એક વખત હું જરૂર તેમની પાસે પ્રકટ થઇશજ—માસીક નહિ તો વાર્ષિક રૂપે અને જે મારાપર પ્રેમવાળા છે તેમને તો આ પ્રકાર થવાથી ઉલટી મારી ચાહના વિશેષ થશે, જો ઘણા ઉપાસકો હું હાલનાજ સ્વરૂપમાં રહી શકું એવી મદદ કરશે તો એ મને આનંદજ છે આટલી સૂચના કરી હાલ તો શાન્ત થાઉં છું. એક વર્ષ પછી આવી વાત કરવા ફરી પરમાત્મ કૃપા તો મળીશું

શ્રી સનાતન ધર્મના રહસ્યને જાણનાર ગુજરાતી લેખકો ઘણાએ છે. પણ કોણ જાણે શાએ કારણથી તેઓની કલમ મારે માટે અટકી પામી રહી છે. હાલતો શ્રીમન્માસ્તર પંડિતવર્ય છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ વડોદરા. અને સાહિત્ય વાચસ્પતિ શ્રીમાન્ કવિ દયાશંકરભાઇ પોતાના સુવિચારરૂપ અલંકારોથી મને અલંકૃત કરી રહેલા છે. એટલે તેમનો ઉપકાર તો માનવોજ જોઇએ. એ સિવાય કોઇ કોઇ સજ્જનોએ પણ મારા તરફ પોતાની દૃષ્ટિ ફેંકી છે એ સર્વને હું કૃતજ્ઞ દૃષ્ટિથી જોઉં છું. વસ્તુતઃ શબ્દોતો શબ્દોજ છે. કૃતજ્ઞતાનો ખરો પ્રભાવ તો હૃદયમાંજ પડે છે અને તે મારા હૃદયપર અંકિત છેજ. જે સજ્જનોએ ગ્રાહક સંખ્યામાં વધારો કરેલા છે તેમની ધર્મ સેવાપણા વિસ્મૃત કરવી એ કોઈ રીતે યોગ્ય નથીજ.

આ જમાનો જાહેરાતનો છે. ગમે તેવી ચીજ હોય પણ બહારથી જો તેને આકર્ષક બનાવવામાં આવે તો સર્વ તેને લેવા ઇચ્છે છે. પરંતુ બંધુઓ

હાવી પરિણામે સત્યસુખ દર્શાવનાર હિતરૂપ પુણ્યમાં યોજે તેજ કર્મ અને તેજ વિચારને ધર્મ કહેવાય એ સિવાયની સઘળી પ્રવૃત્તિ તે અધર્મ કહેવાય.

આ રીતે ધર્મની જે વ્યાખ્યા કરવામાં આવી તેનું મુખ્ય બીજ સત્ય છે, કે જે સત્યને આપણે અત્ર ત્રિધા વિભક્ત કરી સમજવા યત્ન કરીશું. તેમા પ્રથમ સત્ય એ છે કે જેમાં પોતા સાથે સમષ્ટિનું હિત સમાયેલું છે. એવું વિચારવું, બોલવું, અને કરવું, તેજ ઉત્તમ પ્રકારનું સત્ય ગણાય બીજા પ્રકારનું સત્ય તેને કહેવામા આવે છે કે જેમાં પોતાનુંજ આલોકનું પરલોકને બાધ ન કરે તેવું હિત આચરવું તે મધ્યમ ગણાય એ સિવાયનું ત્રીજા પ્રકારનું સત્ય તેને સમજવું કે જેમાં તત્કાલ આલોકના લાભ માટેજ ફક્ત બીજાના નુકસાનનો વિચાર કર્યાવિના ઉપર ઉપરથી સાચું દેખાતુ (આંજકાલ વપરાતું) સત્ય તે અધમ સત્ય જાણવુ. આ ત્રણ પ્રકારના સત્યમાંથી જેવું જેવું સત્ય તેનો તેનો ધર્મ અને જેવો જેનો ધર્મ તેવું તેવું ભાવીહિત પણ સમજવું. सत्यादुत्पद्यते धर्मः । यतो धर्म-स्ततो जयः ।

ધર્મનું બીજ સત્ય છે એ વાત જાણ્યા પછી ધર્મ શા વડે વધે છે, તે જાણવાની અગત્ય છે. ત્યાં એ સમજવાનું કે કોઇ પણ દુઃખી જીવને દુઃખવવા યત્ન ન કરવો પણ તેને જોઇને જેનું હૃદય દ્રવે છે, તેવા દયાળુ અને દેશ, કાળ તથા પાત્ર જોઇ યથા શક્તિ તેમનાં દુઃખ દૂર કરવામા તન મન અને ધનનો ભોગ આપનાર ઉદાર મનના દાતાઓ જે જમાનામાં વધારે હોય તેજ જમાનામાં ધર્મ તત્ત્વ વધવા લાગે છે. ખરા ઉદારાત્માઓથી ધર્મ દીપી અને ધર્માભિલાષિકોને પોષણ મળેજ નહિ दयादानाभ्यांवर्धते.

ધર્મ પોષણ પામે છતાં તેનું રક્ષણ પણ થવું જોઇએ. અને તે ધર્મના રક્ષણ માટે ક્ષમા તત્ત્વ પૂર્ણ–સમર્થ છે. "असमर्था भवेत्साधु" એ ક્ષમા નથી. ક્ષમાનો અર્થ એવો છે કે આપણા માતા, પિતા, ધર્માચાર્યો અને વડીલો કે જે આપણા હિતેચ્છુ ગુરૂઓ છે, તેમના તરફથી આપણા હિતની ખાતર જે ધસારો લાગે તે સહન કરવો એનુંજ નામ ખરી ક્ષમા છે. ઉપરોક્ત ક્ષમા તત્ત્વ જેઓનામા નથી તેઓનાથી ધર્મ ટકાવાતો નથી. અથવા તેઓ ધર્મની બાબતમાં નમી શકતા નથી. તેવા હિપુરૂષોમાં ધર્મનું પરિણામ સમજવાની વિચારશક્તિ પણ હોતી નથી. પણ

જેઓ "કડવાં ઓસડ મા પાય" એમ સમજે છે તેજ પુરૂષો ( કડુ ઓષધનું પાન સહન કરનાર ) ધર્મને ટેકારૂપ છે. **क्षमया तिष्ठते धर्मः**

ધાર્મિક જીવન બનાવવામાં જે ઘા ખમવાના હોય છે, અને ઔષધીઓને જે કડવા ઘુંટડા ગરક કરવાના હોય છે તે ન કરી શકનાર નિર્બળ પ્રકૃતિઓ ક્રોધ કરી મામાપ વડીલો કે હિતચિંતક ગુરૂઓ સામે ધુરકી ઉઠે છે, અને પોતાનેજ સમજણું ડાહ્યું માની સ્વતંત્રતાનું નામ દઇ સ્વચ્છંદી થવા પગલાં લે છે. એવા અધીર પ્રકૃતિના પુરૂષો આત્મહિત સમજ્યા વિનાજ અનર્થ પરંપરામાં ગોથાં ખાયા કરે છે એટલુંજ નહિ પણ એવા લોકો લોકહિત કરવા જાય તો તેમાં ક્લેશ વૃદ્ધિ સિવાય અન્ય ફળ મેળવી શકતા નથી અને સકલ લોકના આધારભૂત ધર્મ મર્યાદાનો ધ્વંસ કરવામાં નિમિત્ત બને છે. **क्रोधाद्धर्मो विनश्यति.**

ઉપર પ્રમાણે ધર્મસ્વરૂપ, ધર્મબીજ, ધર્મપુષ્ટિ, ધર્મસ્થિતિ અને ધર્મનાશમાં હેતુઓ બતાવી ધર્માનુયાયિઓને પોતાનો માર્ગ કેમ કાઢવો એટલુંજ દિગ્દર્શન કરાવી ધર્મ અને આત્મસુખથી બહિર્મુખોને અંતર્મુખ કરવામાં આ લઘુ લેખ સફળતા પામે એજ પ્રભુ પ્રાર્થના પૂર્વક ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સ્વામી પ્રણવાશ્રમ.

---




## आत्म पुराण.

## ઐતરેયોપનિષદર્થ પ્રકાશ—અધ્યાય. ૧

( અનુસંધાન અંક પૃષ્ટ ૪૫૨ થી )

સત્ય શબ્દનો મુખ્ય અર્થ કહીને જ્ઞાનની જગાએ તેનો આરોપ કેમ રીતે થાય છે તે દૃષ્ટાંત પૂર્વક કહે છે.

यथा वाक्यं जनस्यात्र सत्यार्थगमकं हि तत् ।
एवं सत्यमिदं ज्ञानं मम सत्यस्य बोधकम् ॥ १७ ॥

અર્થ—જેમ વ્યવહારમાં આપ્ત પુરૂષના વાક્યને સત્ય કહેવામાં આવે છે, તેમ સત્યજ્ઞાન એ મારા સત્ય આત્માનું બોધક છે.

વિવેચન—શ્લોકમાં પ્રસિદ્ધ થએલ સત્ય શબ્દને જ્ઞાનને સ્થાને યોજેલો છે કારણ કે તે જ્ઞાન સત્ય પદાર્થને પ્રાપ્ત કરી આપનાર છે. માટે આ સ્થળમાં જ્ઞાન એ સત્ય શબ્દનો ગૌણ અર્થ છે. ૧૭

પરબ્રહ્મ જેનો મુખ્ય અર્થ છે એવા સત્ય શબ્દની બ્રહ્મજ્ઞાનમાં આરોપથી પ્રવૃત્તિ કેવા પ્રકારે થાય છે તે કહીને કાર્ય બ્રહ્મરૂપક સત્ય શબ્દની પ્રવૃત્તિ જ્ઞાનને ઠેકાણે કેમ થાય છે તે કહે છે–

असत्यस्य विनाशाद्वा सत्यमेतदिहोच्यते ।
न हि ज्ञानस्य सत्तायामात्माज्ञानं न नश्यति ॥१८॥

અર્થ—અથવા અસત્યનું વિનાશ કરનાર હોવાથી જ્ઞાનને સત્ય કહે છે, કારણ કે જ્ઞાનની સત્તામા આત્મ અજ્ઞાન નાશ ન પામે એમ નહિ પણ જ્ઞાનથી અજ્ઞાન જરૂર નાશ પામે છે.

વિવેચન—કાર્ય બ્રહ્મ અર્થાત્ હિરણ્યગર્ભ તેને સત્ય એમ શ્રુતિએ કહેલ છે असत्सेयास्य शत्रुर्भवति અર્થાત્ તેનો શત્રુને અસત્ છે. અજ્ઞાન અને અજ્ઞાનનું કાર્ય પ્રપંચરૂપ શત્રુને નાશ કરનારૂં આત્મજ્ઞાન છે. તેથી આત્મજ્ઞાનને શ્રુતિમાં સત્ય કહેલ છે કારણ કે તે અજ્ઞાનરૂપ કારણ સુધાં માયા પ્રપંચનો નાશ કરનાર છે, તેથી શત્રુનો નાશ કરવો એ નિમિત્ત બેઉમાં સરખું હોવાથી હિરણ્યગર્ભ પ્રમાણે બ્રહ્મ જ્ઞાનને ઠેકાણે સત્ય શબ્દની પ્રવૃત્તિ યુક્તજ છે.

હિરણ્યગર્ભના શત્રુ અસત્ કહ્યો તે સંભવે છે, પણ જ્ઞાનનો શત્રુ અજ્ઞાન અને તેના કાર્ય પ્રપંચને કહ્યો અને અસત્ કહો છો તે સંભવતું નથી. કારણ કે ત્રણે કાળમાં જેનો અભાવ હોય તેને અસત્ કહે છે અજ્ઞાનમાં તે સંભવતું નથી કારણ અજ્ઞાન અનાદિ છે. તેમજ તેનો કાર્ય પ્રપંચ પણ વર્તમાન કાળમાં છે માટે તે અસત્ કેમ કહેવાય? એ શંકાને ધ્યાનમાં રાખી કહે છે.

आदौ पश्चादसत्त्वाद्धि मध्येऽप्येतदसत्स्मृतम् ।
न च कालद्वयाप्तो मध्ये वन्ध्यापुत्रोऽस्ति हि ॥१९ ॥

અર્થ—ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી અવિદ્યમાન હોવાથી મધ્યે વર્તમાન સમયે પણ અજ્ઞાનના કાર્યરૂપ જગત્ અસત્જ છે, કારણ કે આદિ અને અંતમાં નહિ હોનારો વંધ્યાપુત્ર પણ મધ્યમા નથીજ.

વિવેચન—જે વસ્તુ કોઇ કાળમાં હોય અને કોઇ કાળમાં ન હોય તે અસત્ ત્રણે કાળમા જેનો અભાવ હોય તેજ અસત્ એવો નિયમ નથી. અજ્ઞાનનો ભવિષ્ય કાળમાં અભાવ છે અને પ્રપંચનો ભૂત ભવિષ્ય બંને કાળમાં અભાવ છે તેથી અજ્ઞાન અને પ્રપંચ બેઉ અસત્ય છે. જેમ વંધ્યા પુત્ર ભૂત અને ભવિષ્ય બેઉ કાળમાં છેજ નહિ, તેથી વર્તમાન કાળમાં પણ કોઇ તેને સત્ય કહે નહિ તેમ આત્માથી ભિન્ન સર્વ વંધ્યા પુત્ર સમાન અસત્ય છે. જેમ વંધ્યા પુત્રનું અપરોક્ષ જ્ઞાન થતું નથી તેમ કાર્ય સહિત અજ્ઞાનનું પણ અપરોક્ષ જ્ઞાન થતું નથી માટે બેઉ સમાન છે.

આત્મપુરાણપર ટીકા કરનાર કાશીવાસી કાકારામ પંડિત કહે છે કે—" જે જે કાળમાં જે વ્યાપ્ત નથી તે અસત્ " આ પ્રકારે અસત્નું લક્ષણ બાંધવાથી, ' ત્રણ કાળમા અવ્યાપ્ત અથવા બે કાળમાં અવ્યાપ્ત ' એમ કહેવાની જરૂરજ રહેશે નહિ. બે અથવા ત્રણ કાળ એ શબ્દોની યોજનાજ ગૌરવ સૂચક છે તેથી ' જે કાળમા જે અવ્યાપ્ત તે અસત્, એમ કહેવાથી લાઘવ છે. તથા શ્રી શંકરાનંદ સ્વામીજીએ મૂળ શ્લોકમાં જે 'काल-द्वयाव्याप्त' એમ જે લખ્યું છે તે બદલે कालाव्याप्त એમ કહ્યું હોત તો વધારે સારૂં થાત. આ રીતે મૂળ ગ્રંથકારના લેખમાં કોઇ સ્થળે ગૌરવાદિ દોષ દેખાય તેને દૂર કરવા એ ટીકાકારોનું કર્તવ્ય છે. આવા ક્ષુદ્ર દોષના આવિષ્કારથી મૂળ ગ્રંથકારનું મહત્વ ઘટતું નથી, માટે ઉપર કહેલ અસત્નું લક્ષણ ઉત્તમ છે. ૧૯

અજ્ઞાન પોતાના કાર્ય સહ અસત્ છે તે વાત અન્ય પ્રકારે કહે છે.

न चापरोक्षं भानं स्यात्तस्य यद्वत्तथास्य हि ।

અર્થ—જે પ્રમાણે વંધ્યાપુત્રનું અપરોક્ષ ભાન થતું નથી તેજ રીતે કાર્યસહ અજ્ઞાનનું પણ ભાન થતું નથી.

વિવેચન—આત્મ પ્રકાશને પ્રાપ્ત થઇ કાર્ય સહિત અજ્ઞાન પ્રકાશે છે પણ વંધ્યાપુત્ર ભાસતો નથી તેથી વંધ્યાપુત્ર અને કાર્ય પ્રપંચમાં વિલક્ષણતા છે. આવી વિલક્ષણતા મુમુક્ષુને સમજાય છે પરંતુ જે જ્ઞાની છે તેને તો વંધ્યાપુત્ર અને કાર્ય પ્રપંચ બેઉ સમાન ભાસે છે, તેથી આત્માની સત્તાથી જગત્ દેખાય છે અને વંધ્યાપુત્ર દેખાતો નથી એ કહેવું બની શકે તેમ નથી. જેમ લોકમાં બીજાના ધનવડે કરીને કોઇ ધની કહેવાય નહિ તેમ આત્મસત્તાથી પ્રકાશતું જગત્ સત્ય કહેવાય નહિ. અને મુમુક્ષુની દ્દષ્ટિનો અંગીકાર કરીને આનંદ સ્વરૂપ આત્મા વિષે અજ્ઞાનને રજ્જુ સર્પની પેઠે કલ્પિત માને તો પણ ભેદ બુદ્ધિ મિથ્યાજ સિદ્ધ થાય છે કારણ કલ્પિત વસ્તુ અધિષ્ઠાન (જેમાં કલ્પના કરવામાં આવી છે તેના) થી જુદી હોતી નથી.

न स्वप्रसिद्धेः सिद्धिः स्यादनयोर्विषमा क्वचित् ॥ २० ॥

અર્થ—સ્વપ્રકાશ આત્મ સત્તાથી સિદ્ધ થવાપણું કાર્યસદ અજ્ઞાન અને વંધ્યાપુત્ર એ બેઉમાં સમાન છે.

વિવેચન—કોઇપણ અસત્પદાર્થ સત્ના સંબંધથી સત્ થઇ શકતો નથી. તેમ કોઇ અસત્ પદાર્થ અસત્‌ને આધારે રહે છે તે સમજવું પણ યુક્તિ યુક્ત નથી, કારણ કે સત્ અને અસત્ એ પરસ્પર વિરોધી પદાર્થનો સંબંધ સંભવતો નથી તેથીજ શ્રી વિદ્યારણ્ય સ્વામીએ પંચદશી નામના ગ્રંથમાં લખ્યું છે કે—तुच्छानिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा। ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौतयौक्तिकलौकिकैः॥ અર્થ—બોધના ત્રણ પ્રકાર છે (૧) શ્રુતિજન્યબોધ (૨) યુક્તિસિદ્ધ બોધ (૩) લૌકિક બોધ. એ ત્રણ બોધોને અનુસરી માયા પણ ત્રણ પ્રકારની કહેવાય છે (૧) તુચ્છ (૨) અનિર્વચનીય (૩) વાસ્તવિક—સત્ય. અર્થાત્ ઉપનીષદની દ્દષ્ટિએ તે નથીજ એમ સમજવું. યુક્તિની અપેક્ષાએ તે અનિર્વચનીય છે. અને લૌકિક દ્દષ્ટિએ ખરી છે. એમ નિશ્ચય કરવો. કેટલાએકનું કહેવું એમ છે કે શ્રી શંકરાચાર્યે માયાનો સ્વીકાર કર્યો છે, તેને મિથ્યા માની છે તેનું કાર્ય જગત્ તેને મિથ્યા સમજે છે માટે તેમનો મત અભાવ છે એ રીતે બોલનારા સિદ્ધાન્તને સમજતા નથી એમ કોઇ કહે તો કહેનાર દોષ-યુક્ત નથીજ. ૨૦

હવે મધ્યમ અધિકારીને અનુસરીને કહે છે–

आनन्दात्मनि चाध्यासे भेद बुद्धिस्ततो मृषा ।

અર્થ—આનંદ સ્વરૂપ આત્માને વિષે અજ્ઞાનાદિનો અધ્યાસરૂપ કહેવામાં આવે તો પણ ભેદ બુદ્ધિ મિથ્યાજ છે.

વિવેચન—જેમ દોરડીમાં આરોપિત સર્પ દોરડીથી ભિન્ન નથી તેમ આનંદરૂપમાં કલ્પિત અસત્ અજ્ઞાન પણ તેનાથી જુદું નથી એ ન્યાય છે માટે અસંખ્ય આરોપિત પદાર્થોનું તાત્વિક સ્વરૂપ અદ્વૈતજ છે. એ રીતે મધ્યમ અધિકારીએ વિવેક દૃષ્ટિથી અજ્ઞાનના અપવાદરૂપ પક્ષનો આશ્રય કરવો.

જ્ઞાન થયા પછી પ્રમાદ ન કરવો એ સૂચવે છે–

अहं ब्रह्मास्मि बोधश्चेत्पुण्यपुंजविपाकतः ॥ २१ ॥
जातस्ततोन्यपन्न ज्ञेयं तदैवयं हि ममोदकृत् ।

અર્થ—પૂર્વ જન્મના કરેલા પુણ્ય પુંજના વિપાકથી "હું બ્રહ્મ છું" એવું જ્ઞાન થયા પછી ભેદવ્યાપક દ્વૈત જાણવા જેવું નથી. અભેદ જ્ઞાનજ આનંદકર છે.

વિચવેન—બ્રહ્મજ્ઞાનને અંતરાય કરનાર પાપનો નાશ કરી આત્મા સર્વત્ર વ્યાપક છે દેહ પરિચ્છિન્નથી એ સમજાયા પછી દ્વૈતની સત્યતાનો ભાવ મનમાં લાવે નહિ. કારણ કે બ્રહ્મબોધ થયા પછી ચિત્તને બહિર્મુખ થવા દેવું એજ પ્રમાદ છે. સનત્સુજાતીયમાં 'પ્રમાદ એજ મૃત્યુ છે' એમ કહેલું છે. આત્માનું વિસ્મરણ, તત્વનું અનવધાન એમ કહેલું છે. मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ કાઠ શ્રુતિ કહે છે કે જે આ સંસારમાં ભેદ જુએ છે તે મૃત્યુનો પ્રસંગ ઉપસ્થિત કરનાર છે માટે ભેદને–દ્વૈતને ગ્રહણ કરવું નહિ. કેવળ આનંદ સ્વરૂપનું લક્ષ્ય કરવું કારણ કે તે આનંદના લેશ ઉપરજ સર્વ ભૂતો ઉપજીવિકા કરે છે. માટે વિષયોમાંથી થનારો આનંદ પણ આત્માનંદજ છે. સાર્વભૌમ રાજા જેમ મોટો સંગ્રામ કરી એક કોડી મેળવી ખુશ થાય, તેજ પ્રમાણે બાહ્ય પદાર્થમાંથી આનંદ સંપાદન કરવા યત્ન કરવો તેવું છે. માટે તેમા પ્રવૃત્તિ કરવી એ અનુચિત છે.

મુમુક્ષુએ વેદાન્ત વિજ્ઞાનનું ઉલ્લંઘન કરી બંધનકારક કર્મ સાધનમાં પ્રવૃત્તિ ન કરવી એ કહે છે—

उक्तं वेदान्तविज्ञानमतिक्रम्य न च व्रजेत् ॥ २२ ॥
अन्यत्साधनजातं हि मोक्षार्थी बन्धकारणम् ।

અર્થ—જેને માટે મુમુક્ષુ મોક્ષાર્થી થયો છે તેણે પૂર્વોક્ત વેદાન્ત વિજ્ઞાનનો પરિત્યાગ કરીને બંધકારક કોઇ પણ પ્રકારના લૌકિક કે વૈદિક કર્મનાં સાધન વગેરે જવું નહિ.

વિવેચન—લૌકિક તથા વૈદિક કર્મો ફળને ઉત્પન્ન કરનાર છે. એ રીતે ઉત્પન્ન થએલા ફળનું જે કારણ હોય છે તેનો વેગ જ્યારે ક્ષીણ થાય છે ત્યારે ફળ પણ નષ્ટ પામે છે. કેટલાએક કર્મ એવાં હોય છે કે તેમનું ફળ મળવામાં કાંઇક પ્રતિબંધ હોય છે. જ્યારે એ પ્રતિબંધ દૂર કરવામાં આવે છે ત્યારે તેનું ફળ મળે છે. અને કેટલાએક ફળ એવાં છે કે તેને પ્રાપ્ત કરવાને તેની કારણ સામગ્રી પ્રાપ્ત કરવી પડે છે. જેને મોક્ષની ઇચ્છા છે તે કર્મજન્ય અનિત્ય ફળની સ્વપ્નમાં પણ આકાંક્ષા કરતો નથી. કારણ કે તેવા પ્રકારનાં ફળ ક્ષીણ થઇ પરિણામે અધિક દુઃખપ્રદ થાય છે. એટલુંજ નહિ પણ તે અનેક જન્મનું નિમિત્ત થાય છે. દરેક મનુષ્ય જે કર્મ કરે છે તેનો પોતાને કર્તા માને છે અને સાથે એમ પણ ધારે છે કે આ કર્મનું ફળ મનેજ મળે બીજા કોઇને મળે નહિ, એવો તેનો અભિનિવેશ સહજ હોય છે. પરંતુ કર્તાને તે જે શરીરથી કર્મ કરે છે તેજ શરીરથી સર્વ કર્મનાં ફળ મળે એવું કાંઇ નથી પૂર્વનાં કોઇ બળવાન કર્મનો જો તેમાં વિરોધ હોય તો તેમાં પ્રતિબંધ નડે છે. તેથી કરેલ કર્મનાં ફળ મળતાં પહેલાંજ સ્થૂળ શરીરને પડવાનો પ્રસંગ આવી પડે છે. એટલે સ્થૂળ શરીરનો નાશ થાય છે. પણ કર્મ ફળની વાસનાનો નાશ થતો નથી. કારણકે વાસનાનું આશ્રય સ્થાન અંતઃકરણ છે. ચિદ્બિંદુના અનેક વિચિત્ર વાસનાનું, સુષુપ્તિમાં અનુભવમાં આવનાર અજ્ઞાન કારણ છે તેજ અંતઃકરણનું બીજ છે. અસંખ્ય વાસનાઓનો ધનીભાવ એજ અજ્ઞાન અથવા કારણ શરીર છે. અનેક પ્રાણીનાં અસંખ્ય અજ્ઞાનનો સમૂહ એજ માયાની ઇશ્વરની માયાશક્તિ અથવા જગતનું બીજ છે. જેમ વૃક્ષનો નાશ કરીએ તોપણ તેનું બીજ બાકી રહે છે તેમ સ્થૂળ શરીરનો નાશ થાય તોપણ તેનું કારણ વાસના બની રહે છે. જ્યારે કારણ વિદ્યમાન છે ત્યારે અનુકૂળ સામગ્રી પ્રાપ્ત થતાંજ કાર્યરૂપે થયા વિના રહેતું નહિ. આ પ્રકારે સશરીરતા એજ

બંધ છે. ફળની ઇચ્છાથી કરેલાં કર્મજ બીજા શરીરને પ્રાપ્ત કરાવવામાં નિમિત્ત થાય છે માટે કોઇ પણ પ્રકારના ( લૌકિક કે વૈદિક ) કર્મજ બંધનું કારણ છે માટે મુમુક્ષુએ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનું ઉલ્લંઘન કરી કર્મરૂપ બીજા સાધનનો આશ્રય કરવો નહિ.

આત્માને ઉલ્લંઘન કરનારને જે ફળ થાય તે કહે છે.

सच्चिदानन्दमात्मानमीशानमिममद्वयम् ॥ २३ ॥
अतिक्रम्य गता ये ते परि तास्तु देहिनः ।

અર્થ—જે દેહાભિમાની (જીવ) આ અદ્વિતીય, ઇશાન, સચ્ચિદાનંદ આત્માને ઉલ્લંઘીને જાય છે તે પરાભવ પામે છે.

વિવેચન—સચ્ચિદાનંદ આત્માજ ઇશ્વર છે, તેનું અતિક્રમણ કરવું અર્થાત્ તેમના નિશ્વાસભૂત જે વેદ છે તેમણે વિધાન કરેલી જે આજ્ઞા છે તે ન માનવી તેનુજ નામ તેનું ઉલ્લંઘન છે. જેમ ધર્મનું સાધન ન કરનારને અધર્મી કહેવામાં આવે છે તેમ દેહીનું પણ સમજવું. જે જીવ સાધન કરતો નથી અને વેદાજ્ઞાનો પરિત્યાગ કરે છે તે પશુ વિગેરે તામસ યોનિને પ્રાપ્ત થાય છે.

अत्रचोदाहरन्तीममितिहासं पुरातनम् ॥ २४ ॥
ऋषीणां च प्रजानां च संवादं साधनं प्रति ।

અર્થ—આ બાબતમાં ઋષિ તથા પ્રજાનો સાધનના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસ કહે છે.

વિવેચન—સનકાદિક મુનિયો તથા પ્રજાના સંવાદરૂપ આ ઇતિહાસ મોક્ષના સાધનને જણાવનારો છે. તેને તું શ્રવણ કર. મોક્ષના સાધનભૂત પૂર્વકાળમાં ઋષિ તથા પ્રજાના સંવાદરૂપ છે તેનું વર્ણન અત્રે કરે છે.




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૬૩ થી )

अथ जन्मदिन पूजा विचार.

હવે જન્મદિવસની પૂજાનો વિચાર કરવામાં આવે છે. લોકમાં તેનું નામ વર્ષગાંઠ પણ કહે છે. જ્યાં સુધી બાળક એક વર્ષનો થાય ત્યાં સુધી દરેક માસે અગીઆર માસ પર્યંત જન્મતિથિને દિવસે પિતાદિ પૂજા કરે. એક વર્ષનો બાળક થઇ જાય ત્યારપછી દર વર્ષે એકવાર જન્મદિવસે પૂજા કરવી જોઇએ. જો જન્મતિથિની વૃદ્ધિ હોય તો જે દિવસે જન્મનક્ષત્ર હોય તે દિવસ લેવો. જો બેઉ દિવસ જન્મનક્ષત્ર હોય તો જે દિવસે સૂર્યોદયના સમય કરતાં ચાર ઘડી અધિક જન્મતિથિ હોય તે દિવસે પૂજા કરે, અને ચાર જ ઘડી ઉદયતિથિ હોય તો પહેલે દિવસે પૂજા કરે. જન્મનો મહિનો અધિક હોય તો બીજા શુદ્ધ માસમાં પૂજા કરે. બાળક પંદર વર્ષનો થાય ત્યાં સુધી જન્મદિવસની પૂજા પિતાદિ કરે અને પછી પોતે જાતે કરવી.

બાળકના જન્મદિવસે પિતા પોતાની સ્ત્રીસહિત સ્નાન કરી, પવિત્ર વસ્ત્ર ધારણ કરી શરીરને અલંકૃત કરી, તિલક કરી માતા, પિતા, ગુરૂ, આચાર્ય, કુળદેવતા તથા બ્રાહ્મણોને નમસ્કાર કરે. પછી પવિત્ર આસન ઉપર બેસી પોતાના દક્ષિણમાં સ્ત્રીને બેસાડી તેની જમણી બાજુ પુત્રને બેસાડી હાથમાં પવિત્રી ધારણ કરી આચમન પ્રાણાયામપૂર્વક દેશકાળના સ્મરણપૂર્વક સંકલ્પના અન્તમાં કહે કે આ બાળકને આયુ, તેજ ઇત્યાદિ વૃદ્ધિ પામે માટે શ્રી પરમેશ્વરની પ્રસન્નતા સારૂ જન્મદિવસે 'વર્ધાપન' કર્મ કરીશ. જો પોતે જાતેજ પોતાની વર્ષગાંઠની પૂજા કરે તો મારી આયુ અને તેજ વૃદ્ધિ સારૂ આજ મારા જન્મદિવસે 'વર્ધાપન' કર્મ કરીશ. ( જન્મદિવસની પૂજાનું નામ આચાર્યોએ 'વર્ધાપન' કહેલ છે ) એવો સંકલ્પ કરી નિર્વિઘ્ન કર્મ સમાપ્ત થવા સારૂ સંકલ્પપૂર્વક ગણેશપૂજન તથા સ્વસ્તિપુણ્યાહ વાચનકર્મ પ્રથમ કરી પછીથી એક પાટલા ઉપર કોરૂં

વસ્ત્ર બીછાવી તે પર અક્ષત (ચોકઠા) ના કમળા ઉપર ગણપતિ, દુર્ગા, કુળદેવતા, પ્રજાપતિ, વિષ્ણુ, મહેશ્વર, સૂર્ય, સોમ, ભૌમ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, રાહુ, કેતુ, કાળ, યુગ, સંવત્સર, અયન, ઋતુ, માસ, પક્ષ, જન્મતિથિ, જન્મર્ક્ષ, જન્મયોગ, જન્મકરણ, જન્મરાશિ, જન્મલગ્ન, શિવા, સંભૂતિ, પ્રીતિ, સંતતિ, અનસૂયા, ક્ષમા, ઉપનિષા, શ્રદ્ધા, બુધ એ દેવતાઓનું આવાહન કરે. ત્યારબાદ ત્રણ અષ્ટદળો કાઢીને તેનાપર એક એક સોપારી મૂકી ષષ્ઠીદેવી, માર્કંડેય, જમદગ્નિનું આવાહન કરે. પછી અશ્વત્થામા, બલિ, વ્યાસ, બિભીષણ, કૃપાચાર્ય, પરશુરામ, અને કાર્તિકનું સ્થાપન કરે. પછી ઇન્દ્રાદિ નવ દેવોનું આવાહન કરે. પછી ઇન્દ્રાદિ દશ દેવોને પધરાવે. **मनोजूतिः०** એ મંત્રથી પ્રતિષ્ઠા કરે. ત્યારબાદ **आयो देवा स०** મંત્રથી સર્વ દેવનું પૃથક્ અથવા એકત્ર પૂજન કરે. ષષ્ઠિદેવીને દહીં ભાતનું નૈવેદ્ય સમર્પણ કરે, તથા અન્ય દેવોને પાયસનું નૈવેદ્ય ધરાવે. પછી પ્રાર્થના કરે કે:—

जय देवि जगन्मातर्जगदानन्दकारिणी ।
प्रसीद मम कल्याणि नमस्ते षष्ठिदेवते ॥

પછી કહે કે સર્વ દેવતાઓ પ્રસન્ન હો. ત્યારપછી **सर्वेभ्यो०** ઇત્યાદિ મંત્ર ભણીને બાકરનું બલિદાન એક પતરાવળા ઉપર મૂકે.

ત્યારબાદ એક સ્થંડિલ બનાવી પંચભૂ સંસ્કારપૂર્વક લૌકિક અગ્નિ સ્થાપન કરી ચૂડાકર્મ સંસ્કારમાં લખ્યા પ્રમાણે બ્રહ્મા ને વરણથી લઇ આજ્યભાગ પર્યંત કર્મ કરી ઘીવાળા તલથી નામ મંત્રદ્વારા ષષ્ઠીદેવી, માર્કંડેય અને જમદગ્નિની પ્રસન્નતા માટે દરેકની આઠ આઠ આહુતિ આપે. ત્યારપછી **ॐ गणपतये स्वाहा** વિગેરે મન્ત્રોથી સર્વ આવાહિત દેવતાઓને એક એક આહુતિ આપે. ત્યારપછી વ્યસ્ત સમસ્ત ભૂઆદિ ચાર મહા વ્યાહૃતિયોથી સાત સાત આહુતિ-મળી અઠ્ઠાવીશ આહુતિ આપે. બાકી રહેલા તલની સ્વિષ્ટકૃત્ આહુતિ આપી ઘીની ભૂ-વિગેરે નવ આહુતિ આપે પછી સસ્રવ પ્રાશનથી લઇને પ્રણીતા વિમોકાન્ત હોમ સમ્બન્ધી શેષકર્મ સમાપ્ત કરી સ્માર્ત મન્ત્રપૂર્વક સંકલ્પ સહિત સુવર્ણ દક્ષિણા સહિત તિલપાત્ર તથા દક્ષિણા સહિત ઘૃતપાત્રનું દાન આપી ગોદાન કરે. પશ્ચાત તલ તથા સાકર મેળવી અર્ધઅંજલી દૂધ નાખી—

सतिलंशर्करामिश्रपंजलदर्थमितं पय: ।
मार्कण्डेयाद्बलं लब्ध्वा पिबाम्यायुर्विवृद्धये ॥

આ મંત્ર બોલી પાન કરવું-પીવું. ગંધ પુષ્પાદિથી બ્રાહ્મણપૂજન કરી દક્ષિણા આપી તેમનો આશીર્વાદ લેવો. ત્યારપછી આવાહિત દેવતા અને અગ્નિદેવનું વિસર્જન કરવું. યથાશક્તિ નિમંત્રિત સુપાત્ર બ્રાહ્મણોને ભોજન કરાવી વિષ્ણુભગવાનને નમસ્કાર કરી સ્વકુટુંબ સહિત ભોજન કરવું. ઇતિ.




( અનુસંધાન અંક પૃષ્ઠ ૪૬૮ થી. )

## પ્રકરણ ૧૮ મું.

### દ્રૌપદી અને સૌગંધી કમળનું ફુલ.

કામ્યક વનમાં આવ્યા પછી કેટલોક સમય વીત્યા બાદ મહર્ષિ વ્યાસની આપેલી પ્રતિસ્મૃતિ નામે વિદ્યા ધર્મરાજાએ અર્જુનને શીખવાડી અને તેને અસ્ત્ર પ્રાપ્તિ માટે તપ કરવાના હેતુથી ઉત્તર દિશામાં જવાની આજ્ઞા કરી.

યુધિષ્ઠિરના કથનાનુસાર અર્જુને બખતર ધારણ કર્યું અને ગાંડીવ-ધનુષ્ય તથા અક્ષયતૂણીર-ભાથો-ભાથે લીધાં. ત્યારબાદ અગ્નિહોત્ર કરીને ચાલવાની તૈયારી કરી તે વખતે દ્રૌપદીના અંતઃકરણમાં કરુણારસનો સંચાર થયો તેની વાતો સાંભળી સર્વની છાતી ભરાઇ આવી.

દ્રૌપદી બોલી—હે મહાબાહો આપના જન્મ વખતે આપની માતાએ જે કાંઇ અભિલાષા કરી હોય અને જે ઇચ્છા આપની ઇચ્છા હોય તે સર્વ પૂરી થાઓ. ઇશ્વરને મારી પ્રાર્થના છે, કે તે હવે મને ક્ષત્રિયકુળમાં જન્મ

ન આપે. હું બ્રાહ્મણોને હંમેશ નમસ્કાર કરૂં છું જે ભીખ માગીને પોતાનું ગુજરાન કરે છે. અમારા જેવા ક્ષત્રીઓ કરતાં તો તે બ્રાહ્મણો સારા. દુર્યોધને સભામાં મારૂં જે અપમાન કર્યું હતું તેથી મને જે દુઃખ થયું હતું તેથી પણ આજે વિશેષ દુઃખ મને આપના વિયોગનું લાગે છે. હે નાથ, આપ જ જ્યારે સાથે ન હોતો ભોગ, ઐશ્વર્ય અને જીવન સર્વ વ્યર્થ છે, અમો સર્વનું સુખ દુઃખ, જીવન, મરણ, રાજ્ય અને ઐશ્વર્ય સર્વ આપમાં જ છે પણ આપે જે કાર્ય-દુષ્કરકાર્ય-કરવાનું બીડું ઝડપ્યું છે તે આપ જેવા વીરપુરૂષોનેજ કરવા યોગ્ય છે. તેથી હું આપનું કલ્યાણ ઇચ્છતી એમજ કહીશ કે જાઓ આપનું કાર્ય પૂર્ણ થાઓ, પરમાત્માને એજ વિનંતી છે કે પ્રવાસમા આપનું કલ્યાણ કરે. હ્રી-લજ્જા, શ્રી-લક્ષ્મી, કીર્તિ, દ્યુતિ-તેજ, ઉત્તમ પુષ્ટિ અને સરસ્વતી માર્ગમાં આપનું રક્ષણ કરે. આપ આપની આજ્ઞાનુસાર જાઓ છો, આપે સદૈવ આપના વડીલોની આજ્ઞા માની છે તેથી જરૂર આપનો મનોરથ સફળ થશે. હું દેવતાઓની પૂજા કરી એજ પ્રાર્થના કરીશ કે જ્યાં આપ રહો ત્યાં સુખમાં રહો.

દ્રોપદીની વાત પૂર્ણ થયા પછી અર્જુને પોતાના ભાઇઓસહ પુરોહિત ધૌમ્ય અને અન્ય બ્રાહ્મણોને પ્રણામ કર્યા અને ઉત્તર દિશામાં ચાલી નીકળ્યો, ગંધમાદન વિગેરે પર્વતનું ઉલ્લંઘન કરી આગળ વધ્યો. ત્યાં તેણે પોતાની તપસ્યા દ્વારા ઇન્દ્ર અને ભવાનીપતિ શંકરને સંતુષ્ટ કર્યા અને ઇચ્છિત અસ્ત્રશસ્ત્ર પ્રાપ્ત કર્યાં.

આ તરફ અર્જુનવિહીન પાંડવો ચિન્તામાં રહેવા લાગ્યા. સર્વ ભાઇઓ અર્જુનને યાદ કરી પ્રાયઃ તેની જ વાતો કરતા હતા એક દિવસ પોતાના પતિઓ ઉપર પ્રેમ રાખનારી પતિપરાયણા દ્રોપદી પોતાના મધ્યમ પતિ અર્જુનને યાદ કરી અકળાઇ ગઇ તે વખતે તેનું ધૈર્ય ગયા જેવું જણાવા લાગ્યું. તેણે મહારાજા યુધિષ્ઠિર પાસે જઇને જોયું તો તે પણ અર્જુન વિના અધિર બન્યા હતા. તેમને દ્રોપદી કહેવા લાગી.

હે મહારાજ બે ભુજાવાળા છતાં જે પાંડવ અર્જુન સહસ્ત્ર ભુજાવાળા અર્જુન કરતા પરાક્રમમાં વિશેષ છે તેના વિરહને લઇને આ કામ્યકવનમાં મારી તબીયત બીલકુલ સારી રહેતી નથી. મને આ સ્થાન કેવળ શૂન્ય લાગે છે. આ વનમાં તેવા જ પ્રકારનાં ફળ ફુલ છે તેવાજ જીવ-જંતુઓ ફરી રહેલ છે. પરંતુ સવ્યસાચી અર્જુનની હાજરીમાં મારાં નેત્રો તેની જે

શોભા જોતાં હતાં તે આજ જોઈ શકતાં નથી તેના ધનુષ્યનો ટંકારવ સાંભળી દુશ્મો છતાં મારા હૃદયવીણાના તારો ઝણઝણી ઉઠતા હતા. તે યાદ આવતાં એક ઘડી પણ મને ચેન પડતું નથી.

યુધિષ્ઠિરે જવાબ આપ્યો પ્રિયે તું સત્ય કહે છે અર્જુન વિના મને પણ આ કામ્યકવન શુષ્ક લાગે છે, નકુળ અને સહદેવ પણ તે વખતે બોલી ઉઠયા. રાજન્! ભાઈ ભીમસેને ઠીક કહ્યું છે. આપની અનુમતિ હોય તો કોઈ બીજા સ્થાનમાં જઈને નિવાસ કરીએ.

ઘણા દિવસો વિત્યા પછી એક દિવસ લોમશમુનિએ આવીને મહારાજા યુધિષ્ઠિરને એક સંવાદ સંભળાવ્યો. તે કહેવા લાગ્યા-ઇંદ્રની કૃપાથી યમ, વરૂણ, કુબેર ઇત્યાદિ દેવતાઓએ અર્જુનને બહુજ ઉત્તમ ઉત્તમ શસ્ત્રો આપ્યા છે તપસ્યા કરી અર્જુને મહાદેવ પાસેથી પાશુપત નામનું અસ્ત્ર પણ મેળવી લીધું છે. હવે આ પૃથ્વી ઉપર તેને જીતવાને કોઇ વીર સમર્થ નથી. વળી તેણે ત્યાં રહીને ગાંધર્વ વિદ્યાનો પણ સારી રીતે અભ્યાસ કર્યો છે. ઇન્દ્રે તેને એમ પણ કહેલું છે કે કર્ણની સાથે જન્મેલાં કવચ અને કુંડલ તોડવામાં હું મદદ કરીશ.

આ સાંભળી દ્રૌપદી સહ સર્વ પાંડવો પરમ આનંદ પામ્યા. રાજા યુધિષ્ઠિરનો અત્યંત પુલકિત થયા. ત્યાર પછી તેમણે લોમશઋષિની સાથે યાત્રા કરવાનો વિચાર કર્યો. લોમષ ઋષિને તીર્થ અને પુણ્ય સ્થાનની ઉત્પત્તિનું સ્વરૂપ તથા ઇતિહાસ સારી રીતે ગાત હતાં અને તેમણે પાંડવોને તીર્થ યાત્રા કરાવવાનો સ્વીકાર પણ કરી લીધો. પતિવ્રતા દ્રૌપદીને સાથે લઇ પાંડવો પણ તેમની સાથે યાત્રા કરવા ચાલી નીકળ્યા.

પાંડવો પ્રભાસ ક્ષેત્રમાં પહોંચ્યા ત્યારે શ્રી કૃષ્ણ આવીને તેમને મળ્યા, તેમને સહાનુભૂતિ દર્શાવી રાજા યુધિષ્ઠિરના મનનું સાંત્વન કર્યું. નૈમિષારણ્ય, પ્રયાગ, વેદિતીર્થ, મહીધરતીર્થ, કૌશિકીતીર્થ, ગંગા સાગર સંગમ વિગેરે સ્થાનોનાં દર્શન કરી તે લોકો પ્રભાસ ક્ષેત્રમાં આવ્યા ત્યાં શ્રી કૃષ્ણ અને બલરામનો મેળાપ થયો. રાજા યુધિષ્ઠિરે શ્રી કૃષ્ણ અને બલદેવને કહ્યું—આ વખતે આપ પાછા ફરો પુનઃ યોગ્ય સમય આવતાં આપણે સર્વત્ર એકઠા થઇ મળીશું.

ત્યાંથી ભિન્ન ભિન્ન તીર્થોમાં ફરતાં ફરતાં પહાડી રસ્તાઓમાં થઈને તેઓ ગંધમાદન પર્વતની નીચે પહોંચ્યા ત્યાંથી સર્વ પહાડ ઉપર ચઢ્યા

લાગ્યા. તેજ વખતે ખહુ જોરથી વાયુ વાવા લાગ્યો અને આંધી ચડી આવી. ચોતરફ અંધકાર જેવું થઇ ગયું રસ્તાપરની ધૂળ ઉડી ઉડીને આંખોમાં પડવા લાગી. ભીમ દ્રૌપદીને લઇ ધનુષ્યના ટેકાથી બેશી ગયો. કોઇ ગુફામાં ઘુસીને, કોઇ વિકટ જંગલમાં પ્રવેશ કરીને, કોઇ વૃક્ષને વળગીને, કોઇ પત્થરના કકડાને પકડી રાખીને, એમ જેમ જેને ફાવ્યું તેમ હરકોઇ પ્રકારે રોકાઇ ગયા. હવા બંધ થતાંજ ભયંકર વૃષ્ટિ થવા લાગી, વીજળી ચમકવા લાગી, વાદળ ગરજવા લાગ્યું. ધીરે ધીરે સર્વ કોઇ શાન્ત થયું, પાણી બંધ થયુ અને આંધી પણ બંધ થઇ ગઇ. ભીમે તેજ વખતે પોતાના ભાઇઓ અને સાથીઓને બોલવવાનો આરંભ કર્યો. ભીમસેનનો અવાજ મ્હોટો હતો દૂરથીજ સર્વ લોકોએ તે સાંભળ્યો એટલે ચોતરફ વિખરાઇ ગએલા લોકો આવીને ત્યાં એકત્ર થયા. પછી સર્વ લોક ત્યાંથી ચાલી નીકળ્યા. પરંતુ થોડે દૂર જતાં દ્રૌપદી થાકી ગઇ. કેટલાએક કોસ સુધી તે સાહસપૂર્વક ચાલી આવી હતી પરંતુ હવે તેનામાં એ શક્તિ નહોતી, રસ્તો પર્વતની તળેટીમાંજ છોડી દેવામાં આવ્યો હતો. અને તેજ સમયે દ્રૌપદીનું મન હારી ગયું. જેથી છેવટ તે બેભાન બનતાં પૃથ્વી ઉપર પડી ગઇ. તેની આ દશા જોઇ પાંડવોને બહુ દુ:ખ થયું અને નકુલ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.

મહારાજ! દ્રુપદ નન્દિનીને આવું કષ્ટ કદિ પડ્યું નથી તેથી તે બેહોશ થઇને પડી ગઇ છે. આપ તેને હોશમાં લાવવાનો યત્ન કરો. યુધિષ્ઠિર દ્રૌપદીની એ દશા દેખીને રડી ઉઠ્યા. દ્રૌપદીને પોતાની ગોદમાં લઇને કહેવા લાગ્યા.

હા! જે ચોકી પહેરાવાળા મહેલોમાં દૂધની ફીણ સમાન સફેદ અને કોમળ શય્યા ઉપર સુનારી આ રાજ કુમારીની કેવી દશા? રાજા દ્રુપદે આવો વિચાર કરીને આ રાણી રત્ન સોંપ્યું હશે? પરંતુ સર્વથા દોષ મારો છે જેથી આ બિચારીને આજ આટલુ દુ:ખ દેખવું પડે છે. જુગારની રમતમાં હારીને મેં પણ ભૂલ કરી હતી તેનાથી અધિક ભૂલ આ દુર્ગમ પર્વત અને જંગલમાં લાવીને કરી છે. એમ કહીને તે રડવા લાગ્યા. નકુલ અને સહદેવ ધીરે ધીરે તેનાં ચરણ દાબવા લાગ્યા અને ભીમસેન તેને હોશમાં લાવવાની તદબીર કરવા લાગ્યા. થોડા સમયમાં દ્રૌપદી સચેત થયાં ત્યારે યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું-ભાઇ આગળ એવું સ્થાન આવશે કે જ્યાં બરફ અધિક હશે ત્યાં ચાલવું કઠિણ પડશે દ્રૌપદી તેમાં શી રીતે ચાલશે!

ભીમ બોલ્યો—આપ એ બાબતમાં જરાપણ ચિન્તા કરશો નહિ. હું દ્રૌપદીને મારા ખભા ઉપર ઉચકીને ચાલીશ. અગર હિડિંબાના પુત્ર ઘટોત્કચને બોલાવી લઇશ. તેણે મને વચન આપ્યું છે કે જ્યારે જરૂર હોય ત્યારે યાદ કરતાં હું તુરત આવીશ. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું-તેનેજ બોલાવો. ભીમે તેને યાદ કર્યો અને તે તુર્ત હાજર થયો પિતાજી ! શી આજ્ઞા છે ? ભીમે કહ્યું પુત્ર તારી માતા બહુજ થાકી ગએલ છે. માટે તેને ખભાપર ઉચકીને તું અમારી પાછળ પાછળ ચાલ ઘટોત્કચે કહ્યું-આપ તે બાબતમાં ચિન્તા કરશો નહિ. મારી માતાને હું ઉચકીશ અને મારી સાથેના અન્ય રાક્ષસો આપ સર્વને ઉપાડીને ચાલશે.

ત્યારબાદ ઘટોત્કચ સ્વયં દ્રૌપદીને અને અન્ય રાક્ષસો પાંડવો તથા અન્ય લોકોને ઉચકીને ચાલવા લાગ્યા અને છેવટે બદ્રિકાશ્રમના વન પાસે એક સુંદર વનમાં ઉતારી દીધા. આ સ્થળમાં દ્રૌપદી આનંદ પૂર્વક રહેવા લાગી. પ્રાકૃતિક સૌન્દર્ય જોઇને તેને ખૂબ આનંદ મળતો હતો તે ચોતરફ આનંદમાં ફરતી એ જોઈ પાંડવો પણ સુખી થયા. આ રીતે કેટલાએક દિવસ વ્યતીત થયા. એક દિવસ એક સુંદર અને મોટું કમળ હવાની સાથે ખેંચાઇને દ્રૌપદીની પાસે આવી પડ્યું. તે કમલ જેવું સુંદર હતું તેવીજ સુગંધી પણ તેમાંથી નીકળતી હતી તે હાથમાં લઈ દ્રૌપદીએ ભીમસેનને કહ્યું—

આ ફુલ કેવું સુંદર છે ? હું ધર્મ રાજાને આ ભેટ આપીશ. હે પ્રિયતમ ! જો તમે મારા ઉપર પ્રેમ રાખતા હોતો મને એક બીજું આવું ફુલ લાવી આપો. પ્રિય દ્રૌપદીની ઇચ્છા પૂરી કરવા સારૂ ભીમ હાથમાં ગદા લઇ ઇશાનકોણમાં ચાલી નીકળ્યો કારણ કે દ્રૌપદીએ કહ્યુ હતુ કે આ કમળ ઇશાન કોણમાંથી ઉડતું ઉડતું આવ્યું હતું.

થોડે દૂર ગયા પછી ભીમને એક વિસ્તૃત કેળાનું વન દૃષ્ટિગોચર થયું. તે કદળી વનમાં પ્રવેશ કરતાંજ જંગલી હાથીઓ તેના તરફ દોડી આવ્યા. ભીમસેન બહુજ પરાક્રમી હતો તેથી તેણે એ ઉન્મત હસ્તીઓને તુચ્છ ગણ્યા. પોતાની ગદાના આઘાતથી તેણે હાથીઓને એવા તો માર્યા કે તે ચિત્કાર કરતા ત્યાંથી નાસી ગયા. એ રીતે અનેક વિઘ્નોને દૂર કરતો ભીમ કુબેરના સૌગંધિક વનની પાસે પહોંચ્યો. ત્યાં જઇને તેણે જોયું કે ભિન્ન ભિન્ન પુષ્પોને સ્પર્શ કરી વાયુ અત્યંત સુગંધ યુક્ત બની રહેલ છે. આવા પ્રકારનાં શ્રેષ્ઠ પુષ્પો તેણે પ્રથમ કદિ જોયા નહોતા. તેની પાસેજ એક સ-

રોવર હતું તેના ઉપર હંસ ચક્રવાક, ઇત્યાદિ જલચર પક્ષી આનંદથી જલ વિહાર કરતાં હતાં. આ જોતાં તેને એક વખત પોતાની પ્રિયતમા દ્રૌપદી યાદ આવી ગઇ તેથી તે થોડા સમય તે સ્મૃતિમાં લીન થઇ ગયો.

થોડા સમય પછી તેનું જલપાન કર્યું એ પહાડી જલમાં એવો તો મધુર સ્વાદ અને ઉત્તમ ગુણ હતો કે જેના પાન માત્રથી ભીમસેનનો ચાલવાનો સર્વ પરિશ્રમ દૂર થઇ ગયો-તેમાંજ પ્રથમનાં જેવાં અગણિત કમળો હતાં. આ સ્થાન કુબેર રાજનું જલ વિહાર સ્થાન હતું. તેનું રક્ષણ કરવાને કુબેરે ઘણા રાક્ષસોને નિયત કર્યા હતા. તે રાક્ષસોએ જોયું કે ભીમનો વિચિત્ર વેશ છે એક તરફથી તેણે મુનિયોની પેઠે મૃગચર્મ આદિ ધારણ કર્યાં છે અને બીજી બાજુ તેના હાથમાં ગદા છે. મુનિવેશ અને વીર વેશનું સંમિશ્રણ જોઇ રાક્ષસોને બહુ આશ્ચર્ય થયું. તેમણે ભીમને પુછ્યું-હે વટેમાર્ગુ તું કોણ છે? અને અહિં શા માટે આવ્યો છુ? અમે સમજી શકતા નથી કે તું મુનિ છે કે વીર પુરૂષ. કારણ કે તારા વેશમાં બેઉ વાતની પ્રતીતિ થાય છે.

ભીમે કહ્યું—હું મહાત્મા પાંડુનો પુત્ર અને ધર્મરાજ યુધિષ્ઠિરનો ભાઈ છું મારૂં નામ ભીમસેન છે આમાંથી સુગંધી કમળો લેવાને માટે આવ્યો છું કારણ કે આવા પ્રકારનું એક ફુલ એક દિવસ હવામાં ઊડતુ આવીને બદરીતીર્થમાં આવી પડ્યું હતું. યશસ્વિની દ્રૌપદીને સાથે લઇને અમે લોકો તીર્થયાત્રા માટે આવ્યા હતા દ્રુપદ નંદિનીએ એવા પુષ્પની ઇચ્છા કરી તે પૂર્ણ કરવા હું તેની તપાસ કરવા નીકળ્યો. આજ મારો મનોરથ સફળ થયો આ સુંદર પુષ્પો હું તોડીને લઇ જઇશ અને પાંચાલ નંદિનીને ભેટ કરીશ.

બગીચાનો રક્ષક કહેવા લાગ્યો કે—આ સરોવર યક્ષરાજ કુબેરનું પરમપ્રિય સ્થાન છે. મૃત્યુલોકમાં રહેનારા પુરૂષોને અહિં આવી આ રીતે ફરવાનો અધિકાર નથી. દેવ, દેવર્ષિ, યક્ષ, ગંધર્વ અને અપ્સરાઓ પણ કુબેરની આજ્ઞા સિવાય અત્ર ફરી શકતી નથી તેમ અહિંનું જલપાન પણ કરી શકતી નથી. જે કોઇ કુબેરની આ આજ્ઞાને માનતું નથી અને પોતાની ઇચ્છા પૂર્વક અહીં ફરે છે તેને અવશ્ય મરણને શરણ થવું પડે છે. તમે જો કુબેરની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ફુલ લેવા ઇચ્છતા હોતો પછી તમે તમને ધર્મરાજના ભાઇ શા માટે કહો છો? હે વીર! જો તમને કમળ લેવાની અને જળ પીવાની ઇચ્છા હોય તો કુબેરની આજ્ઞા લઇ આવો નંદિનો આ સરોવર અને પુષ્પોની તરફ જોશોજ નહિ

ભીમ—હે રાક્ષસો જ્યારે કુબેર પોતે અત્રે છે નહિ તો હું તેમનો હુકમ શી રીતે મેળવું? પરંતુ તે કદિ હોત તો પણ હું તેમની અનુજ્ઞા માગત નહિ. કારણ કે બહુ દિવસથી એ વાત ચાલતી આવી છે કે રાજાઓ કદિ કોઈની પાસે કાંઈ માગતા નથી. હું કદિ પણ કોઈ રીતે ક્ષાત્ર ધર્મનો પરિત્યાગ કરતો નથી. આ સરોવર કંઈ મહાત્મા કુબેરના ઘરમાં પેદા થયું નથી. પર્વતો ઝરણથી તેની ઉત્પત્તિ થઈ છે. તેથી આ સરોવરપર જેટલો સર્વ લોકોનો અધિકાર છે તેટલો જ કુબેરનો પણ છે તો પછી મને પણ કુબેરની આજ્ઞા લેવાની આવશ્યકતા શી? એમ કહી ભીમ તળાવમાં પેઠી પુષ્પ તોડવા લાગ્યો એ જોઈ રાક્ષસો ભીમ તરફ દોડ્યા અને યુદ્ધ થવા લાગ્યું ભીમસેને સેંકડો રાક્ષસોને મારી નાંખ્યા ત્યારે એ લોકોએ જઈ કુબેરને તે સૂચના કરી

કુબેરે કહ્યું—મને એ ખબર છે કે ભીમસેન દ્રૌપદીને વાસ્તે ફુલ લેવા આવેલ છે તેથી એને રોકશો મા.

પછી તો કહેવાનુંજ શું? ભીમસેન ઇચ્છાપૂર્વક ખૂબ કમળ તોડવા લાગ્યો અને અમૃત સમાન મીઠું જળ પીવા લાગ્યો અને સ્વચ્છતા પૂર્વક ત્યાંની હવા લેવા લાગ્યો

આ તરફ રાજા યુધિષ્ઠિરે જોયું કે ભીમસેન ઘણા દિવસથી દેખાતો નથી તે જાણતા હતા કે ભીમસેન કલહ પ્રિય છે તેથી તે તેની ચિન્તા કરવા લાગ્યા તેમણે દ્રૌપદીને પૂછ્યું પ્રિયે ઘણા દિવસથી ભીમસેનનો પત્તો નથી ખબર નથી કે તે ક્યાં ગયો છે? દ્રૌપદીએ કહ્યું—તે દિવસે જેવું કમળનું ફુલ મે આપને ભેટ કર્યું હતું તેવા ઘણા કમળો લાવવાનું મે તેમને કહ્યું હતું તેથી તે ઇશાનકોણ તરફ ગયા હતા તે જાણીને મહારાજા યુધિષ્ઠિર પોતાના સાથીઓને લઈને ભીમસેનની ખબર લેવા ચાલી નીકળ્યા અને ચાલતા ચાલતાં સૌગંધિક વનમાં આવી પહોંચ્યા ત્યાં ભીમસેનને જોઈ તે બહુ ખુશી થયા કુબેરે ઉદારતા પુર્વક તેમને ત્યાં રહેવાની કેટલાએક દિવસને માટે આજ્ઞા આપી ત્યાં થોડા દિવસ રહી પાછા નરનારાયણના બદ્રિકાશ્રમમાં આવ્યા તેજ અરસામાં ખબર મળી કે અર્જુન હવે જલદી ઇન્દ્રલોકમાંથી પાછો ફરવાનો છે તેથી તેની પ્રતીક્ષા કરતા તે લોકો આનંદપુર્વક કૈલાસ પર્વત ઉપર રહેવા લાગ્યા.

# पुराणोंनी महत्ता.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૮૦૬ થી )

શંકાદક્ષિણ ૧૨—જ્યારે ઉપરોક્ત પ્રકારથી પુરાણોનું અનાદિત્વ સિદ્ધ છે. અને તેમાં કોઇ પ્રકારની શંકાને સ્થાન મળતું નથી. ત્યારે દયાનંદીઓ એમ બોલે છે કે "પુરાણ નામ બ્રાહ્મણ ગ્રંથનું છે. શિવપુરાણાદિ ૧૮ પુસ્તકોનું નામ પુરાણ નથી" આ વાત સિદ્ધ કરવા સ્વામી દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશમાં ગૃહ્યસૂત્રનું એક પ્રમાણ આપ્યું છે જે અત્રે લખવામાં આવે છે.

ब्राह्मणानीतिहासपुराणानि कल्पान् गाथा नाराशंसीरिति.

આ પ્રમાણથી એમ સમજાવવામાં આવે છે કે બ્રાહ્મણગ્રંથ પુરાણ છે. હું આર્યસમાજી ભાઇઓને પૂછુંછું કે આ સૂત્રથી તમારો પક્ષ સિદ્ધ થાય છે? હું તો સ્પષ્ટ કહુંછું કે કદાપિ નહિ કારણ ગૃહ્યસૂત્રોનું પ્રમાણ આર્યમન્યો કબુલજ કરશે નહિ કદિ કોઇ સમાજી એમ કહે કે અમે નથી માનતા પણ તમે તો માનો છો? અમે ગૃહ્યસૂત્રને પ્રમાણ માનીએ છીએ. અને માનવાનાજ. પણ અમારી માન્યતાથી તમારો સાધ્યપક્ષ સિદ્ધ થઇ જશે? નહિંજ. જો સમાજીઓને પોતાનો પક્ષ સિદ્ધ કરવો હોય તો તેમણે પોતાના માન્ય ગ્રંથોથી અર્થાત્ વેદ પ્રમાણથીજ સિદ્ધ કરી બતાવવું જોઇએ. પણ કદાચ પોતાની વાત સિદ્ધ કરવા ગૃહ્યસૂત્ર પ્રમાણ માની લે તો સમાજ મતથી ફરેલાગો. તેમજ જ્યારે તેના પ્રમાણ આપવામાં આવે છે ત્યારે તે માનતા નથી. સત્યાર્થ પ્રકાશમાં ગૃહ્યસૂત્રોને પ્રમાણ બહાર ગણેલામાં આવેલ છે. સંસ્કારના વિધાનમાં પણ તેમજ ગણેલ છે. દયાનંદીય શાસ્ત્રાર્થના છાપેલા નિયમોમાં ગૃહ્યસૂત્રને પ્રમાણકોટિમાં લીધા નથી ટુંકમાં સમાજ પક્ષ પુરાણની બાબતમાં જોઇએ તેવા નિર્ણયપર આવેલ નથી. પણ પંડિત જ્વાળાપ્રસાદજીએ સિદ્ધાન્ત કર્યો છે તે સાંભળો.

सप्तद्वीपा वसुमती त्रयो लोकाश्चत्वारो वेदाः सांगाः सरहस्या बहुधा भिन्ना एकशतमध्वर्युशाखाः सहस्रवर्त्मा सामवेद एकविंशतिधा बाह्वृच्यं नवधाऽथर्वणो वेदो वाकोवाक्य मितिहासः पुराणं वैद्यकमित्ये तावां शब्दस्य प्रयोगविषय इति ।

પંડિતજી કહે છે કે જ્યારે સાંગ લખ્યું છે અને સાંગમાં બ્રાહ્મણ-ગ્રંથો આવી જાય છે પછી ઈતિહાસ અને પુરાણ લખ્યું છે એથી સ્પષ્ટ થાય છે કે ઈતિહાસ અને પુરાણ બ્રાહ્મણ ગ્રંથોથી જૂદાંજ છે વળી ગો-પથમાં પણ બ્રાહ્મણ અને પુરાણ એ જૂદાં જૂદા નામ છે ટુંકામાં કહેવાનો ભાવ એ છે કે પુરાણો બ્રાહ્મણ ગ્રંથથી જૂદાંજ છે.

કેઈ પુરાણોમાં પુરાણપદનો પ્રયોગ કરેલો છે. વળી એમ પણ લખવામાં આવ્યું છે કે—

अष्टादशपुराणानि कृत्वा सत्यवती सुतः ।
पश्चाद्भारतमाख्यानं चक्रे तदुपबृंहितम् ॥

મહર્ષિ વ્યાસે અઢાર પુરાણ બનાવ્યા પછી મહાભારત બનાવ્યું. તો અઢાર બ્રાહ્મણ શી રીતે ગણાવી શકાશે? ઉક્ત પ્રમાણ મહાભારતનું છે જે સમાજને માન્ય છે. જુઓ ગોપથનું વિજ્ઞાપન.

પુરાણનાં લક્ષણ—

सर्गश्च प्रतिसर्गश्च वंशमन्वन्तराणि च ।
वंशानुचरितं चैव पुराणं पंचलक्षणम् ॥

સર્ગ (તત્ત્વની રચના) પ્રતિસર્ગ (પ્રાણીઓની રચના) વંશોનું વર્ણન, મન્વન્તરોની કથા અને વંશોનાં ચરિત્ર એ પાંચ વાતો જેમાં હોય તેને પુરાણ કહેવાય છે. પ્રિય બંધુ તમેજ વિચાર કરી જુઓકે ઉક્ત પાંચ વાતો બ્રાહ્મણ ગ્રંથોમાં છે કે શ્રી વ્યાસકૃત અઢાર પુરાણમાં—આવાં અન્ય પણ પ્રમાણો આપી શકાય એમ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે અઢાર પુરાણજ પુરાણ નામથી પ્રસિદ્ધ છે. વિચારવાનોને તો આટલી વાતથી સમાધાન થાય તેમ છે.

સંસ્કૃત વિદ્યાથી અજ્ઞાત, પ્રાયઃ ફારસી, અંગ્રેજી, આદિ ભણેલા જ્ઞાનલવ દુર્વિદગ્ધ સમાજી ભાઇઓ જાણતા ન હોવાથી એમ સમજી બેઠા છે કે અઢાર પુરાણ વ્યાસજીએ બનાવ્યાં નથી પરંતુ કોઇ સાધારણ મનુષ્યે બનાવ્યાં છે. સમાજી પં. લેખારામનો પક્ષ છે કે અઢાર પુરાણમાં બૌધાવતારનું વર્ણન છે બુદ્ધ જૈનો સાથે મળે છે. બુદ્ધને થયાં આજે લગભગ ૨૫૬૫ વર્ષ થયાં ત્યારપછી પુરાણ બન્યાં વ્યાસમુનિ તો રાજા યુધિષ્ઠિરના સમયમાં થયા જેને લગભગ ૪૯૯૪ વર્ષ થયાં. આ રીતે કાળનું અંતર હોવાથી પુરાણ વ્યાસનાં કરેલાં હોય એમ માની શકાતું નથી તેમનો આતર્ક નિર્મૂલ્ય છે. કારણ કે લેખારામને સંસ્કૃત જ્ઞાન નહોતું તોપણ તેમણે પુરાણનો નિશ્ચય કરવાનું પોતાના હાથમાં લીધું એ આશ્ચર્યની વાત છે. વળી કાળાન્તરની જે શંકા છે તેતો નકામીજ છે. કારણ યોગીઓને ત્રણે કાળનું જ્ઞાન હોય છે. મહર્ષિ વ્યાસ સંપૂર્ણ જ્ઞાની હતા તેથી તેમણે ત્રણેકાળની વાતો પુરાણમાં લખી છે યોગીને ત્રણ કાળનું જ્ઞાન હોય છે તે વાત મહર્ષિ પતંજલી કહે છે.

परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् ।

ધર્મ પરિણામ, લક્ષણ પરિણામ અને અવસ્થા પરિણામ એ ત્રણ પ્રકારના પરિણામમાં ધારણા, ધ્યાન અને સમાધીરૂપ સંયમ કરવાથી યોગી પુરૂષને ભૂત ભવિષ્યનું જ્ઞાન થાય છે. તેથી યોગી પુરૂષો ભૂતભવિષ્યનું વર્ણન પ્રત્યક્ષની માફક કરે છે. જેમ વેદમાં લુંઙ્ લઙ્ લિટ એ લકારો પાણિનીના સુત્ર પ્રમાણે ત્રણે કાળમાં વપરાય છે તેમ મહા ભાષ્યમાં લખ્યું છે કે छन्दोयत् कषय : कुर्वन्ति. વિદ્વાનો-કવિયો. તેવા પ્રયોગો કરે છે. તેથી પુરાણોમાં બુદ્ધના વર્ણનમાં ભૂતકાળ વાચક ક્રિયાપદ જણાય તેથી કાંઇ પુરાણો તે પછી થયા છે એવું અનુમાન થઇ શકે. નહિ. માટે પુરાણ વ્યાસકૃત છે.

યદિ દુર્જનતોષ ન્યાયે એમ માનીએ કે પુરાણો બુદ્ધાવતાર પછી થયાં તો પણ પુરાણો શ્રી વ્યાસકૃત છે એમ માનવામાં કાંઇ દોષ આવતો નથી. કારણકે રાજા યુધિષ્ઠિરના સમયમાં વ્યાસ હતા અને આગળ પાછળ નહોતા એ કહેવું નિરાધાર હોવાથી મિથ્યા છે. મહાભારતાદિ ઇતિહાસમાં તેમજ પુરાણોમાં રાજા યુધિષ્ઠિરના સમયની પૂર્વકાલીન સેંકડો વર્ષની વાતો લખી

છે તેમજ તે વખતે પણ મહર્ષિ વ્યાસ હોવાનું સિદ્ધ થાય છે જે વસિષ્ઠ, વિશ્વામિત્ર, પરશુરામ વિગેરે અનેક મહાર્ષિગણ ભગવાન્ રામચંદ્રના સમયમાં ત્રેતાયુગમાં વિદ્યમાન હતા તેજ મહર્ષિગણ દ્વાપરમાં રાજા યુધિષ્ઠિરના સમયમાં વિદ્યમાન હતા. સનાતન ધર્મસિદ્ધયોગી પુરૂષને અજરઅમર માને છે.

અશ્વત્થામા, બલિ, વ્યાસ, હનુમાન, વિભિષણ, કૃપાચાર્ય અને પરશુરામ એ સાત ચિરંજીવી અથવા અમર છે. તેથી તેમના મરણનો કોઇ જગોએ ઉલ્લેખ દેખાતો નથી. આ સાતજ ચિરંજીવી છે એમ કહેવાનો આશય નથી. પણ ઉદાહરણ માત્રજ છે એમ સમજવું. વ્યાસાદિ સિદ્ધ પુરૂષો આ સમયમાં પણ વિદ્યમાન છે, આપણા અધિકારની ખામીઓ પાપાચરણની વૃદ્ધિથી તેમનાં દર્શન આપણને થઇ શકતા નથી બુદ્ધાવતાર પછી પણ શ્રી શંકરાચાર્યને વ્યાસ મળ્યા હતા તેથી પણ અષ્ટાદશ પુરાણના કર્તા મહર્ષિ વ્યાસજ છે.

(૨) એવું અનુમાન કરવામાં આવે છે કે રામાનુજાચાર્ય વિક્રમ સંવત ૧૨ માં થયા તેમણે લોકોને શંખ ચક્રાદિ ચિન્હોથી ચક્રાંકિત કર્યા હતા. લીંગપુરાણમાં તેનું ખંડન છે તો સિદ્ધ થાય છે કે લિંગપુરાણ શ્રી રામાનુજની પછી લખાએલું છે.

આનો સંક્ષેપમાં ઉત્તર એ છે કે, પૂર્વે લખ્યા પ્રમાણે મહર્ષિવ્યાસ, સર્વજ્ઞ હોવાથી, ભવિષ્યમાં થનાર શંખ ચક્રાદીનું ખંડન લખી શકે. તથાપિ તેનું અત્રે પ્રયોજન નથી કેમકે પ્રથમ તો આ શ્લોક લિંગપુરાણમાં છે કે નથી એજ સંશય છે વળી તેના શ્લોક અધ્યાય બતાવ્યા નથી કદાપી છે એમ માનીએ તો પણ એ પુસ્તક ઠીક શુદ્ધ કરીને છાપેલ છે કે જેવું હસ્ત લિખિત મળ્યું તેવુંજ છાપેલ છે એ વિચારવાનું બાકીજ રહે છે. કારણ કે કોઇ ખાસ સંપ્રદાયના ચિન્હને માટે સઘળાને વિધિ અથવા નિષેધનો આદેશ કરવો એવી બાબત પુરાણમાં હોવી જોઇએ નહિ. કેમકે પુરાણના વિષયો સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વાન્તર અને વંશના ચરિત્ર છે. સંપ્રદાયના વિચાર એક દેશી છે. તેથી સિદ્ધ થાય છે કે શંખચક્રે તાપચિહ્ના॰ વિગેરે શ્લોકો પાછળથી કોઇએ ઉમેરેલા છે ગીતા પ્રતિપાદ્ય વૈષ્ણવ મત સર્વ માન્ય અનાદિ કાળનો છે. રામાનુજાદિ વૈષ્ણવ મતને ચલાવનાર નથી. તેથી પુરાણ વ્યાસકૃત છે તેમાં કશી આશ્ચર્ય આવતી નથી.

(૩) તૌજુકે જહાંગીર નામક પુસ્તકમાં લખ્યું છે કે બટાકા, તમાકુ અને ગળીનાં બીજ જહાંગીર પાદશાહના પિતાના સમયમાં એક પાદરી અમેરિકાથી લાવ્યો હતો જેને લગભગ ૨૦૦ વર્ષ થયાં. અઢાર પુરાણમાં

અને પદ્મપુરાણમાં તમાકુ પીનારની નિંદા લખી છે તેથી એ ઉભય પુરાણ આધુનિક છે. વ્યાસકૃત નથી.

આ અનુમાન તો કર્તાના અજ્ઞાનની પરાકાષ્ઠા વ્યક્ત કરે છે, કારણ કે તમાલ અને ધુમ્ર પાનથી તમાકુ અર્થ સમજવો? એજ વિચારણીય છે. આજકાલ યવન શબ્દનો અર્થ મુસલમાન માનવામાં આવે છે. મહમદને પેગંબર તથા કુરાનને સ્વતઃ પ્રમાણ માનવાવાળા મુસલમાન મનાય છે. મહમદ સાહેબને થયાં તેરસો વરસ થયાં. મહાભારતના યુદ્ધને પાંચ હજાર ઉપરાંત વર્ષ થયાં. જ્યારે મહાભારતમાં યવન શબ્દ સ્પષ્ટ આવેલો છે. તેથી સિદ્ધ થાય છે કે યવન તો પ્રથમ હતાજ, પણ કુરાનના અનુયાયી છે તેમને સંબોધીને તે પ્રયોગ કરવામાં આવ્યો નથી. તેજ બાબત અત્રે સમજવાની છે. વૈદિક આયુર્વેદમાં આલુ-ટાકા-પ્રથમથીજ હિંદમાં છે એટલે પાદરી જે બીજ લાવ્યો તે કોઈ ખાસ પ્રકારનાંજ હશે. તેથી પુરાણોને વ્યાસકૃત માનવામાં કશો સંદેહ નથી.

(૪) શંકરાચાર્ય, રામાનુજથી પ્રથમ થયા-કેમકે રામાનુજે શંકર ભાષ્યનું ખંડન કર્યું છે. માયાવાદ શંકરાચાર્યે ચલાવ્યો છે. ને માયાવાદની નિંદા પદ્મપુરાણમાં છે તેથી સિદ્ધ થાય છે કે પદ્મપુરાણ વ્યાસનું બનાવેલ નથી.

આ હેતુ પણ નિ:સાર છે શ્રુતિ, સ્મૃતિ આદિના અનેક પ્રમાણોથી સમગ્ર સંસાર જૂઠો છે એ સિદ્ધ છે. એનુંજ નામ માયાવાદ છે, એટલે માયાવાદ શ્રી શંકરાચાર્યનો નવો મત નથી. પણ તે પ્રાચીન છે. માયાવાદની નિંદા પદ્મપુરાણમાં કોઈએ મેળવી છે કારણ કે એ પુરાણનો વિષયજ નથી. વળી સંસાર પ્રપંચ મિથ્યા છે એવાં સેંકડો પ્રમાણો પુરાણોમાંજ છે એટલે માયાવાદની નિંદાનો શ્લોક શ્રુતિ, સ્મૃતિ અને પુરાણના મંતવ્યથી વિરૂદ્ધ હોવાથી પ્રક્ષિપ્ત છે. જેથી પુરાણ વ્યાસકૃત છે.

(૫) જગન્નાથજીનું મંદિર વિક્રમ સંવત ૧૨૭૧ માં ઉડીસાના રાજા અનંગ ભીમદેવે બનાવ્યું હતું મંદિરપર પણ એ સંવત લખેલ છે મંદિરનું મહાત્મ્ય સ્કંદ પુરાણમાં છે તેથી સ્કંદ પુરાણ નવું છે.

પાઠક મહાશય! આ કલ્પનાઓ એવી તુચ્છ છે કે જેને સહજ સ્થિર થઈ વિચાર કરવાની શક્તિ છે તેને મૂર્ખતાજ સમજાય. યજ્ઞ કરવાનું મહાત્મ્ય વેદમાં પ્રથમથીજ છે જેને સાંભળી રાજાઓ યજ્ઞ કરાવતા હતા. મહાત્મ્યની મતલબ એ છે કે તેનું શ્રવણ કરી જેનું મહાત્મ્ય સાંભળ્યું હોય તેમાં લોક પ્રવૃત્તિ કરે. જો એમ ન માનીએ તો યજ્ઞ બંધ થયા પછી વેદ

થયા એમ માનવું પડશે. કદિ એમ કહેવામા આવે કે યદ્યપિ તેનું સામાન્ય મહાત્મ્ય વેદમાં હોઇ શકે પણ જગન્નાથજીના ખાસ મંદિરને બનાવ્યા પહેલાં પુરાણમાં તેનું મહાત્મ્ય હોઇ શકે નહિ. તો તેનો જવાબ એ છે કે જગત્ એટલે સંસાર અને નાથ નામ સ્વામી ઇશ્વર, ભગવાનની પુજાને માટે જે સ્થાન બનાવવામાં આવે તે જગન્નાથજીનું મંદિર. એ સામાન્ય થયું ખાસ ન રહ્યું. એ સામાન્ય મંદિરનું મહાત્મ્ય સ્કંદપુરાણમાં લખવામાં આવ્યું છે, ત્યારપછી મંદિર બન્યુ. એ રીતે સ્કંદપુરાણ પણ પ્રાચીન અને શ્રી વ્યાસકૃત છે. ઇતિહાસથી સાબીત થાય છે કે ભારતવર્ષની ચાર દિશાએ સિમાન્તપર સ્વામી શ્રી શંકરાચાર્ય મહારાજે ચાર મઠ સ્થાપિત કર્યા છે. જેમાં પૂર્વ દિશામાં જગન્નાથપુરી છે સ્વામી શ્રી શંકરાચાર્યને થયા બેહજાર વર્ષ થયાં. તે વખતે જગન્નાથજીનું મંદિર બન્યું હતું તે પૂર્વે જૈનોએ હિંદુ ધર્મનાં મંદિરાદિ નષ્ટ કર્યા તેથી એમ હશે કે શ્રી જગન્નાથનું મંદિર ઘણું જુનું હોવાથી પડી ગયું હોય તેને રાજાએ જીર્ણોદ્ધાર કરી નવા જેવું બનાવ્યું હોય. તેથી કંઇ સ્કંદ પુરાણ નવું કે આધુનિક બની જતું નથી. અર્થાત્ સ્કંદ પુરાણ પ્રાચીન અને શ્રી વ્યાસદેવકૃત છે. એ સિદ્ધ છે.

( અપૂર્ણ )

ઉમેદભાઇ એન. પરેલ
નૈરોબી ઇસ્ટ આફ્રિકા.

---




यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

[ ભગવદ્ગીતા ૧૩-૩૦ ]

અર્થ—જે સમયે શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી પૃથક્ જણાતાં સર્વ ભૂતોને એક આત્માને વિષે સ્થિત જુએ છે. અને તેનાથીજ વિસ્તાર ( અર્થાત્ આત્માથી પ્રાણ, આશા, સ્મર, આકાશ, તેજ, જળ, આવિર્ભાવ, તિરોભાવ, અન્ન સર્વ ) થાય છે. એમ જુએ છે ત્યારે બ્રહ્મરૂપ થાય છે.

"બ્રહ્મરૂપ થવું–પ્રભુમય થવું" એજ મનુષ્ય જન્મ ધરવાની સાર્થકતા છે. જીવાત્મા પ્રભુ પ્રીત્યર્થે કાર્યો કરે નહિ તો પ્રભુમય થઈ શકતો નથી. ન્યાય અને નીતિના શરણ વિના પ્રભુ પ્રીત્યર્થે કાર્યો થતાં નથી. મનુષ્ય જન્મની મહત્તા સમજનારજ ન્યાય નીતિને રસ્તે ચાલી શકે છે જે પ્રાણીમાં મનુષ્યત્વનો વિકાસ થયો છે તેજ માનવ જન્મની મહત્તાને સમજી શકે છે તો દરેક મનુષ્યે મનુષ્યત્વ સમજી તેને મેળવવાની ઇચ્છા પ્રબળ ઇચ્છાપૂર્વક યત્ન કરવો જોઇએ.

મનુષ્યત્વ એટલે સાધુતા—બહોળો અર્થ કરીએ તો શારીરિક, માનસિક ને આર્થિક સંપત્તિ સંબંધી તેનો યથાસ્થિત વપરાશ કરવાની પહોંચ–શક્તિ. એ શક્તિ જેનામાં જેટલી તેટલું તેનામાં મનુષ્યત્વ ને તેટલી તેની ખ્યાતિ. મનુષ્યત્વમાં વ્યાપાર અને સાધન બન્નેનો સમાવેશ છે. બળ, જ્ઞાન, સદ્ગુણ, ધન, વિગેરે સાધનો છે. કળા, સેવા, ન્યાય, દાન, વિગેરે વ્યાપાર છે. સાધન અને વ્યાપારની ઓછી વધતી ખિલવટ ઉપર ઓછાવત્તા મનુષ્યત્વનો આધાર છે.

સાધન વગર વ્યાપાર સંભવતો નથી, ને વ્યાપાર વગર ફળપ્રાપ્તિ નથી. બ્રહ્મભાવની પ્રાપ્તિ કરી જીવાત્માને જન્મ–મરણના ફેરામાંથી છોડાવવો એ ફળ છે; અને શારીરિક, માનસિક, તથા આર્થિક શક્તિઓ સાધન છે. તેનો વપરાશ એ વ્યાપાર છે. તેમાં પણ કેટલાએક એવાં છે કે જે ફળરૂપે તેમ જ સાધનરૂપે પણ ગણી શકાય છે. બીજી રીતે કહીએ તો "જીંદગી એટલે કલ્યાણયાત્રા" એ કલ્યાણયાત્રાની સફળતા એજ મનુષ્યજીવનનું ફળ છે. મનુષ્યજીવનના સાફલ્યમાં શારીરિક અને માનસિક સંપત્તિ વધારે ઉપયોગી છે. ખરૂં તત્ત્વ જ તેમાં રહેલું છે. શરીર અને મનને ગાઢ સમ્બન્ધ છે. મન ઇન્દ્રિયો મારફત વ્યાપાર ચલાવે છે, ઇન્દ્રિયો કામ કરવામાં જેટલી તેજ તે પ્રમાણે કાર્ય થાય છે. ઇન્દ્રિયોના તેજનો આધાર શારીરિક બળ ઉપર છે. શરીર અસ્વસ્થ હોય તો મન પણ અસ્વસ્થ રહે છે. કાર્યની રચના કરનાર મન છે, પણ કાર્ય કરનાર શરીર છે. તેથી શરીરને સાધન સમજી તેનું બળ પણ વધારવું જોઇએ. શારીરિક બળ માટે શરીરનું આરોગ્ય સાચવવું એ એક બાબત છે ને આરોગ્ય શરીરને કસી શરીરબળનું પ્રમાણ વધારવું, એ બીજી બાબત છે. દરેક મનુષ્ય શરીરનું આરોગ્ય સાચવી શકે, ને દરેક મનુષ્યે તે સાચવવું જોઇએ. પણ બળનું પ્રમાણ વધારવુ એ તો કેટલાએક જ કરી શકે. પ્રકાર બાબો છતાં બેઉને સામાન્ય ઉપયોગી થાય એવી રીતે અત્રે લખવામાં આવે છે.

મન અને ઇન્દ્રિયોનું દમન—આપણાં જીવન ઉપર વિચાર કરીએ તો આપણને સમજાશે કે, આપણે મન અને ઇન્દ્રિયોના ઘણા વખત નમકો

જ ઉપયોગ કરી રહ્યા હોઈએ. તેમાંથી તેને અટકાવવાં જોઈએ એટલું જ નહિ પણ જે વખતે જે કામ કરતા હોઈએ તે વખતે તેમ અને તેમ મન, તથા ઇન્દ્રિયોને તેમાં જ જોડેલાં રાખવાની ટેવ પાડવી જોઈએ. એટલે જેમ વધારે દૃઢ થતી જાય તેમ મનોબળ વધતું જાય છે, અને દરેક કાર્ય કેમ સારૂં કરવું તેના ઉત્તમ વિચારો આવવા લાગે છે, એટલું જ નહિ પણ મનમાં સત્વગુણની વૃદ્ધિ થતાં શાન્તિનો પણ અનુભવ થાય છે

બ્રહ્મચર્ય—તેનો પ્રભાવ તો આપણા પૂજ્ય પ્રાચીન મુનિઓ, અને ક્ષત્રિય રાજાનો ઇતિહાસ પદે પદે પૂરે છે. આજકાલ બ્રહ્મચર્યનો અભાવ થયો છે એમ કહીએ તો પણ હરકત જણાતી નથી. તેનું જેટલું પાલન થાય તેટલો વધારે ફાયદો છે અને સર્વ પ્રકારની ઉન્નતિનાં બીજ તેમાં રહેલાં છે.

આહાર—પણ શુદ્ધ, સાદો અને મિત હોવો જોઈએ આહારમાં ઉપયોગી પદાર્થ ચોકખા હોવા જોઈએ તેમ, તૈયાર થએલો પાક પણ ધર્મ-મર્યાદા પ્રમાણે વૈશ્વદેવ કરી, અતિથિભાગ, શ્વાનભાગ વિગેરે કાઢી દેવને ધરાવેલ પવિત્ર હોવો જોઈએ. આવો ઉત્તમ ખોરાક પણ પુનઃ પાચન થાય એટલો જ ખાવો જોઈએ. રસાસ્વાદમાં વૃત્તિને ખેંચાવવી નહિ. ખાવા-પીવામાં અને બોલવામાં જીભને બરાબર વશ રાખવી જોઈએ કહેવત છે કે "ભાવે એટલું ખાવું નહિ અને આવડે એટલું બોલવું નહિ" તેમજ મલીન મનુષ્ય અથવા જાતિથી ઉતરતા પુરૂષના હાથનો કે તેનો અડકેલો આહાર પણ કરવો નહિ જળ પણ પવિત્ર, શુદ્ધ અને ગાળીને પીવું. આહાર જેટલો શુદ્ધ હશે તેટલું મન પણ શુદ્ધ રહેશે કારણ છાંદોગ્ય ઉપનિષદમાં લખ્યું છે કે અન્નના સૂક્ષ્મ અંશથી મન થાય છે. ટુંકામાં શુદ્ધ આહારથી શરીર અને મન બેઉ શુદ્ધ રહે છે ને શુદ્ધ શરીર ને મન કાર્ય કરવાની શક્તિ વધારે ધરાવે છે.

ચોકખી હવા—હમેશાં ખુલ્લી હવામાં ફરવા જવું પ્રાચીન સમયમાં તો દ્વિજાતિમાં બાળકોને ત્રિકાળ સંધ્યા કરવાનો નિયમ હતો. વર્તમાન સમયમાં તો હિંદુ જાતિના નિશાનરૂપી ચોટલી પણ માથા ઉપરથી ઉડી ગઈ છે ત્યાં સંધ્યા કોણ કરતું હશે એ વાત વિચારવા જેવી છે. હિંદુઓનાં ધાર્મિક કાર્યો સાથે પ્રાણાયામ જોડેલ જ છે પ્રાણાયામ કરવાથી ફેફસાં, હૃદય અને મગજના ઘણા રોગો નાશ પામે છે. ધાર્મિક ક્રિયા નીકળી જતાં અત્યારે સાંજ સવાર ફરવા જવાની સૂચના કરવી પડે છે. પ્રાચીન કાળમાં તો શૌચ જવાનું બહાર હતું જેથી હવા કુદરતીજ મળતી વળી સ્નાન સંધ્યાના યોગથી પ્રાણાયામ દિવસમાં ત્રણ વખત થતા જેથી ભારત માતાના પુત્રો સ્વાભાવિક ઘણા રોગના ભોગ થતા બચી જતા ચોકખી હવા લોહીને સુધારે છે

**અંગકસરત**—નિયમિત અને પ્રમાણસર કસરત કરવાથી શરીરના સ્નાયુઓ મજબુત થાય છે અગ્નિ તેજ રહેતાં ખોરાક પણ પાચન થશે, તેમજ નિંદ્રા પણ સારી રીતે આવશે. જેથી આળસ ઓછી થઇ શરીર સ્ફુર્તિમાં રહેશે ઉધોગી જીવન બનશે. આનંદમાં દિવસો જશે, કસરતમાં ઘણા લાભ છે.

**નિંદ્રા**—જેમ બીલકુલ નહિ ખાનારો કાંઇ પણ કામ કરી શકતો નથી તેમ અતિશય ખાનારો પણ કશું કરી શકતો નથી, તેજ રીતે બીલકુલ નહિ ઉંઘનાર અગર અતિશય નિંદ્રાળુ પણ કશું કરી શકતો નથી. માટે નિંદ્રા પણ નિયમથી લેવી જોઇએ કેટલાએકને એવી ટેવ હોય છે કે રાત્રે બાર બાર વાગ્યા સુધી જાગે અને પ્રાતઃકાળે આઠ વાગ્યા પછી ઉઠે. આ ટેવ બહુજ ખરાબ છે સામાન્ય રીતે દશવાગે સુઇ જવું અને ચાર કે પાંચ વાગે ઉઠવું એ હિતાવહ છે. વહેલા ઉઠવાથી શરીરમાં સ્ફુર્તિ રહે છે. ધારેલાં કાર્યો સરલતાથી આટોપી લેવાય છે વખતનો બચાવ થાય છે. ને મનને નિરાંત રહે છે. અતિ નિંદ્રાથી મન આળસુ, ગોદીયું ને દુર્બળ બને છે. સમયની ખોટ પડે છે તેમજ સવારે મોડા ઉઠવાથી પણ બુદ્ધિ મંદ થાય છે. માટે પ્રાતઃકાળમાં જલદી ઉઠવું જોઇએ. જેથી બળ બુદ્ધિ અને સંપત્તિ વધે છે

**વ્યસન**—દરેક પ્રકારના કેફી પદાર્થ, ચાહ, કોફી, પાન, બીડી, વિગેરેનું વ્યસન પણ શરીર અને બુદ્ધિને બગાડનાર છે વ્યસનવાળા મનુષ્યનું વ્યસનાધીન મન દીન અને હીન રહે છે વર્તમાન સમયમાં ચાહ અને બીડી તેના બહુજ વ્યાપકતા જોવામાં આવે છે. જેના યોગે અનેક પ્રકારના રોગોને અવકાશ મળે છે જેથી બુદ્ધિમાને જેમ બને તેમ વ્યસનોથી દૂર રહેવું અને જે વ્યસન હોય તે ન છોડતા તેવા મિત્રોનો સાથ કરી નિયમ બદ્ધ થવું જેથી તેનાથી મુક્ત થવાશે.

સર્વ પ્રકારના કાર્ય કરવાનું મુખ્ય સાધન શરીર છે શાસ્ત્રકાર પણ કહે છે કે **શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્.** ધર્મસાધન પણ શરીર છે. એ શરીરનું સંરક્ષણ કરવું એ દરેક માણસની ફરજ છે. પણ તેમાંએ વિવેકની જરૂર છે શરીરનું સંરક્ષણ કરી તેની તનદુરસ્તી વધારી શરીરવડે એશઆરામ ભોગવી વાસના વધારવી અને ઉત્તમ શરીરનો દુરૂપયોગ કરવો એ મનુષ્યત્વ નથી પણ સુદૃઢ શરીરવડે ધર્મ પરાયણ રહી વાસના શિથિલ કરી જીવનનો વિકાસ કરવો એજ યથાર્થ મનુષ્યત્વ છે, તેવું કરવા માટેજ અને શરીરની દરના કેવી રીતે રાખવી એ સુચના(?)માં આવેલ છે. (અપૂર્ણ)

લલ્લુભાઇ મહીજીભાઇ પરેલ.

અડાલચા.

# ભારતીય જ્યોતિષ ચંદ્રોદય.

પશ્ચિમની જડવિદ્યાના પ્રભાવે અને જ્યોતિષ વિદ્યાના યથાર્થ જ્ઞાનના અભાવે લોકોના મનમાંથી જ્યોતિષનો મહિમા ન્યુન થયો છે. તેની પુનઃપ્રતિષ્ઠા કરનાર, અને વેદના અંગરૂપ જ્યોતિષતત્ત્વપર સારો પ્રકાશ નાખનાર તથા તત્સંબંધે સંગીન જ્ઞાન આપનાર ભારતીય જ્યોતિષ ચંદ્રોદય નામે માસિક પ્રકટ થાય છે જે સર્વને વાંચવા વિચારવા લાયક છે તેનુ વાર્ષિક લવાજમ રૂ ૫-૦-૦ છે

સંપાદક

પંડિત મણિશંકર હરિશંકર જોશી.

રાધા બીલ્ડીંગ ઠાકોર દ્વાર મુંબઈ ૨

## સમાજ સેવા.

વર્તમાન સમયમાં દેશભક્તિનો પ્રચંડ પ્રવાહ વહે છે તેમા કેટલા દેશભક્ત સાચા હશે તે કળવુ કઠિનતમ છે છતાં પથ્થરોમા રત્ન પણ જરૂર મળી આવે છે તેજ પ્રમાણે ભરૂચમાંથી નીકળતું સમાજ સેવા નામે માસિક છે જેના સંચાલકોએ નર્મદાજીના પવિત્ર કિનારાપર શ્રી સનાતન ધર્મ પોષક એક ઋષિકુલનિવાસ બ્રહ્મચર્યાશ્રમ સ્થાપન કર્યો છે. જેમા બ્રાહ્મણ વાણીઆઓ પાટીદારનાં બાળકોને શ્રી સનાતન ધર્મ મર્યાદા પ્રમાણે તાલીમ કેળવણી આપવાની યોજના કરી છે. તે આશ્રમ હાલ કુન્દોર મુકામમા આવેલ છે તેની હકીકત પણ ઉક્ત માસિકજ પૂરી પાડે છે તો દેશને અધર્મના ગર્તમા નાખનાર ધર્મ ધ્વંસ સંસ્થાઓમાં નાણા આપવા કરતાં સનાતન ધર્મના પ્રેમ પુરૂષો આ પોતાની પૂણ્યતમ અને સત્ય રીત્યા ભારતની ઉન્નતી કરનાર ધાર્મિક સંસ્થામા નાણા ભરી પુણ્ય કાર્યમા ભાગ લેશે એ પૂર્ણ હકીકત જેને જાણવા ઇચ્છા હોય તેમણે નીચેને શિરનામે પત્ર વ્યવહાર કરવો વિશેષ ન બને તો માસિકના ગ્રાહક તો જરૂર થવુજ તેનું વાર્ષિક લવાજમ માત્ર રૂપીઆ બેજ છે

તંત્રી સમાજ સેવા કાર્યાલય

ભરૂચ

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૩ જું. સં. ૧૯૭૯ વૈશાખ મે ઇ. સ. ૧૯૨૩ અંક ૨

## मंगलम्.




प्र ते ब्रवीमि तदु मे निबोध स्वर्ग्यमग्निं नाचिकेतः प्रजानन् । अन्तलोकाप्तिमथो प्रतिष्ठां विद्धि त्वमेतं निहितं गुहायाम् ॥ १४ ॥

श्रीशांकरभाष्य—मृत्योः प्रतिज्ञेयम्। प्र ते तुभ्यं प्रब्रवीमि। यत्त्वया प्रार्थितं तदु मे मम वचसो निबोध बुध्यस्वैकाग्रमनाः सन्स्वर्ग्यं स्वर्गाय हितं स्वर्गसाधनमग्निं हे नचिकेतः प्रजानन्विज्ञातवानहं सन्नित्यर्थः। प्रब्रवीमि तन्निबोधेति च शिष्यबुद्धिसमाधानार्थं वचनम्। अधुनाग्निं स्तौति अनन्तलोकाप्तिं स्वर्गलोकफलप्राप्तिसाधनमित्येतत्। अथो अपि प्रतिष्ठामाश्रयं जगतो विराड्रूपेण तमेतमग्निं मयोच्यमानं विद्धि जानीहि त्वं निहितं स्थितं गुहायां विदुषां बुद्धौ निविष्टमित्यर्थः ॥

ગુજરાતી—હે નચિકેતા! સ્વર્ગના સાધનભૂત અગ્નિને જાણતો છતો તારે માટે તે વિદ્યા કહું છું (તું) મારા વચનથી જાણ. અને તું આ અગ્નિને સ્વર્ગ લોકમાં ફળ પ્રાપ્ત કરાવનાર, જગતની સ્થિતિનો હેતુ છે તે બુદ્ધિમાં સ્થિત જાણ.

વિશેષ—યમ રાજા એ પ્રતિજ્ઞા કરે છે-કે તેં જે અગ્નિ વિદ્યાની પ્રાર્થના કરી છે તે તું મારાથી જાણ. હે નચિકેત! સ્વર્ગના સાધનરૂપ અગ્નિને હું જાણું છું. તે તારા પ્રતિ કહું છું. એમ કહી અગ્નિની સ્તુતિ કરે છે કે અગ્નિ સ્વર્ગ લોકરૂપ ફલ પ્રાપ્તિનું સાધન છે, તથા વિરાટરૂપથી જગતનો આશ્રય છે એજ અગ્નિ હું તારા પ્રતિ કહું છું. જે વિદ્વાનોની બુદ્ધિરૂપ ગુહામાં સ્થિત છે તેને તું જાણ.






## ईश्वर आरधना.

### ઉપજાતિ.

આરાધના શ્રી હરિની કરી લ્યો, એ ભોગને મોક્ષનો મૂળ ચોશો;
પૂરો સ્વતંત્ર નથી જીવ કોઈ, રોગી અને બાલક પેર જોઇ. ૧
પોતાનું પોતે નવ હિત સાધે, હિતે જતાં વિઘ્ન અપાર બાધે;
સાૈ દૂર થાયે પ્રભુની કૃપાથી, એ વિઘ્ન નાશે ન પુરૂં મથ્યાથી. ૨
દેવો તણું દર્શન ભાંય માનો, એ દેવના દેવનો હાથ છાનો;
અંશીની આજ્ઞા નવ અંશ લોપે, રાજા પરે શું અધિકારી કોપે ? ૩
દેવો થકી લાભ વધુ પ્રભુમાં, જાણી જનો પુષ્પ ભજેજ ભૂમાં;
હસ્તિપદે, સર્વ પદં નિમગ્નં, તે લાભ થાતાં નહિ દેવ વિઘ્નં. ૪
એતો પ્રભુ કેવલ ચિત્ત માગે, વર્ણાશ્રમાચાર રીતે ન રાગે;
વિવાદ એમાં ન કરો કદિએ, છે વેદ શાસ્ત્રો સ્મૃતિની ગતિ એ. ૫
પુનઃ જગત્ જન્મ સ્થિતિ લયાદિ, હયાતીની દે અહર્નિશ યાદિ;
નાકાર્ય છે કારણુ કંઇ વિનાનું, જો હોય તો દષ્ટ વિરોધ માનું. ૬
કાર્યો વિષે કારણથી પ્રવૃત્તિ, કારણ વિનાનો ભજશે નિવૃત્તિ;
સ્વભાવને કારણ માનતાં તો, જૂદા પડે સાૈ નિયમો જણુવા. ૭
શક્તિ તથા કારણ માનવાથી, જરૂર નિયામકની જણાતી;
હોયે સ્વતંત્ર જડ કર્મ રે'ના, કારણ કદિ તે કર્મો થશે ના. ૮
પ્રધાન તે ના જડ હેતુ હોયે, ચૈતન્ય હેતુ સહુમાં જણાયે;
સમાધિમાં દર્શન તેહ દે છે, યોગી જનો અંતરમાં જુએ છે. ૯
સમાધિના યત્ન વિના ન સાૈને, જણાય આપે શું ? જુએ પ્રભુને;
મુકુન્દમાં જા પ્રણવાદિ દ્વારે, એથી બીજું ના જગમાં વધારે. ૧૦

સ્વામી મનુવાશ્રમ.

## *ज्ञानीनुं स्वरूप.

રાગ પ્રભાતી (ફેર)

જ્ઞાનીના[1] રંગ અનેક જાણો, સમજે તો સારૂં;
તેમને વિષે નિયમ કલ્પો, એ છે અંધારૂં. જ્ઞાની. ૧
કોઇ સમે તે જ્ઞાની થઇ ને, બતાવે મોક્ષ બારૂં;
કોઇ કાળે દેખાડે પોતાનામાં, અજ્ઞાન અંધારૂં. જ્ઞાની. ૨
કોઇ વખત એ પ્રવાહ વેગે, કામ કરે સારૂં;
કોઇ વેળા પ્રારબ્ધે કરી ને, કરતા નઠારૂં. જ્ઞાની. ૩
કર્મ ને આધીન એની ક્રિયા, નથી હું ને મારૂં;
ચિદ્ઘનાનંદ દેહ ક્રિયા કરે, મન રહે ન્યારૂં. જ્ઞાની. ૪

## तोफानी बाळक.

× જવાબ.

ઉપજાતિ.

દા ઓળખ્યો બાળક એ અમોએ, તેનું શું કે'વું પણ નામ તોયે;
તેનો નથી નાથ કદાપિ કોય, અનાથ એ તે થકિ નામ હોય. ૨૭

---

* ભાદરણ તાલુકાના ઝારોળા ગામમાં દીર્ઘ સમય નિવાસ કરી તત્વ જ્ઞાન જેવા ગહન વિષયને સરલ ભાષામાં ઉતારી અનેક પદ રચના કરનાર નિર્વાણ સ્થિત સ્વામી શ્રી ચિદ્ઘનાનંદજીના ઉત્તમ વિચારો બનતા સુધી હવેથી દરેક અંકમાં આપવા ધારણા છે તો સુજ્ઞ પાઠકો આ સરલ અને સાદી વાણીમાંથી પોતાના પરમહિતનું જરૂર ગ્રહણ કરશે એમ ધારવામાં આવે છે. દૃષ્ટા.

[1] निस्त्रैगुण्ये पथि विचरतः को विधिको निषेधः એ શ્રી મહર્ષિ શુકના વચનને ધ્યાનમાં રાખી ઉપરનું કાવ્ય યોજાયું છે.

× સનાતન ધર્મપ્રભાના પુ૦ ૨ ના ૭ મા અંકમાં "તોફાની બાળક" ને અંતે જે પ્રશ્ન કર્યો છે, તેનો આ જવાબ છે.

માતાપિતાનું અભિમાન રાખે, અજન્મને જન્મ વિષેજ નાખે;
અજ્ઞાનિ એવા જન દુઃખ ધારે, એમાં નવાઇ નથી કાંઇ ભારે ૨૮

માયાથી માને જન પુત્ર જન્મ, શું સુખ તેમાં મન શોધ મર્મ;
સંસાર કારાગ્રહમાં, પડેલા 'હું મારૂં' માની બહુ આથડેલા. ૨૯

તે મૂર્ખ રે' બંધનમાં સદાય, સ્વતંત્ર આત્મા સહુ કામ જાય;
દેહે વસે તે વસુદેવ જાણો, બુદ્ધિરૂપી દેવકિને વખાણો. ૩૦

પ્રાક્કર્મ તે કંસ મનાય મામો, સદાય તે જીવનિ થાય સામો;
રાખે સદા બંધનમાં જરૂર, [1]ધર્માદિ સતાન-વિઘાતિ ક્રૂર. ૩૧

જે જ્ઞાનરૂપી સુત અંત જાયો, તે હાથ ના'વ્યો, ન ફરી મરાયો;
તપસ્વિ કેરે હૃદયે વસે તે, આનંદ તે નંદ ગણાય પોતે. ૩૨

ગો ઇંદ્રિયોનું શુભ નામ માન, તેનું કરે રક્ષણ [2]વૃત્તિજ્ઞાન;
તે માટ ગોપાલક નંદ બાળ, ગોપાલ નામે જગમાં રસાળ. ૩૩

બુદ્ધીતણી વૃત્તિ ઘણીક શોભે, તે ગોપીકાઓ જનચિત્ત લોભે;
તૃષ્ણાદિ તેના શિશુઓ નીહાળી, સહેજ તેને પજરે [3]સુમાળી. ૩૪

મનોરથો મર્કટ તુલ્ય ક્રાડે, [4]ખાવાનું તેને દઇને રમાડે;
બુદ્ધિનિ વૃત્તી સહ નિત્ય નાચે, તે ગોપિકાઓ પ્રતિ પ્રેમ જાચે; ૩૫

ક્રોધાદિકોને અસુરો પ્રમાણો, લોભાદિને કાલિય નાગ જાણો;
કામાદિ દાવાનલ તુલ્ય લાગે, તે શાંત થૈ જ્ઞાનિથી દૂર ભાગે. ૩૬

સંસાર કેરા વિષયો રૂપાળા, તે સર્વે ગોવર્ધન તુલ્ય ભાળ્યા;
તેનો દઇ આશ્રય કીધિ માયા, મોહાદિ ઇંદ્રાદિકથી બચાવ્યા. ૩૭

એવા બધાં રૂપક યોગ્ય કલ્પે, તેને ન ખોટું કદિ કોઇ જલ્પે,
તે વેદ વંશી મધુરી બજાવે, તે કર્મથી મોહીતનેજ ભાવે. ૩૮

. ઉપાસના નૃત્યવડે નચાવે, ધી વૃત્તિ ગોપીજનને સ્વભાવે;
આકાશનો વર્ણ જણાય શ્યામ, ત્યાં[5] રંગ કેરૂં નથિ કિંતુ નામ. ૩૯

તે રીત તેને ઘનશ્યામ કે' છે, શો રંગ સચ્ચિદ્ઘનમાં રહે છે!
શમાદિ મિત્રો થકી તેહ શોભે વિકાર પામી હરિ તે ન યોભે. ૪૦

---

૧ ધર્મ વગેરે સંતાનોનો વિઘાતી (નાશક) ૨ બુદ્ધિની વૃત્તિઓમાં આરૂઢ થએલું જ્ઞાનરૂપ ચૈતન્ય. ૩ સારી માળા પહેરનારા કૃષ્ણ ૪ મનોરથોની પૂર્ણતારૂપી ખાવાનું. ૫ પણ વાસ્તવિક જોતાં આકાશમાં રંગ નથી.

કુબ્જારૂપી ભક્તિની પાત્ર જાવ, તેમાં જરીએ હરિ ના લજાય;
[1]હંકાર હાથી હણ્યા વિચારી, શાઆદિ કેરી કરિ હોશિયારી ૪૧
ધનુષ્ય ત્યાં વૈરાગ્ય વિચાર કેરૂં, ભાગ્યું કર્યું જ્ઞાન જુઓ ઘણેરૂં;
જ્યાં જ્ઞાન-ચર્ચારૂપિ રંગ જામ્યો, વેદાંતમાં જે જિવ ત્યાં વીરામ્યો. ૪૨
જન્માદિ મલ્લો તતખેવ હાર્યા [2]શેષાદિરામે સહુને વીદાર્યા;
પ્રાક્કર્મ ત્યાં કંસ પછાડિ માર્યો, જ્ઞાની તણો સાથ બધો ઉગાર્યો ૪૩
વિક્ષેપ આવ્યો ફરિ વાર[3] વારે, તેને કહો કેમ ફરી નિવારે:
જ્યાં સુધિ ધી-દર્પણ સાચું પેખે, ત્યાં સુધી સંસારનું દરશ દેખે. ૪૪
પ્રારબ્ધનો દેહ જ્યહાં સુધી છે, ત્યાં સુધિ બુદ્ધીરૂપિ આરસી છે,
વિક્ષેપ જેને વિદુષો વદે છે, તેને જરાસંધ જનો કહે છે. ૪૫
તે એકવી વાર ભલે નિવાર્યો, તોયે ન પ્રારબ્ધ પ્રતાપ હાર્યો;
ગયા ત્યહાં નગરી[4] તજીને, એકાંતમાં શાંતિ ભલી સજીને. ૪૬
ધરી સમાધી તવ સિદ્ધિ આવી, સંસારની મોજ ભલી બતાવી;
સ્વપ્નાનિ પેઠે કર્યું રાજકાજ, જમાવિ કલ્પીત બધો સમાજ. ૪૭
તેમાંય ધર્માદિક પક્ષ લીધો, અધર્મિને દંડ પ્રચંડ દીધો;
પછી કર્યો સર્વ વિકલ્પ શાંત, બેઠા ધરી વૃક્ષ તળે નિરાંત. ૪૮
સંહારી સૃષ્ટી મનથી કરેલી, નિવારી કામા કળથી ધરેલી;
ન દેવકી કે વસુદેવ દીસે, ન કંસ કે [5]માગધ ભૂમિ વીષે: ૪૯
ન સાંબ પ્રદ્યુમ્નમહાદિ કોય, ન યાદવો કે અરિમિત્ર હોય;
ન ગોપિકા ગોપ સખા સમાન, ન [6]શૂરસેનાદિક દેશ ભાન. ૫૦
તે સૌ મનોરાજ્ય પછી વિરામ્યું, સ્વરૂપમ જ્યાં લય ચિત્ત પામ્યું;
એ રીત સંક્ષિપ્ત કહ્યું ચરિત્ર, શ્રી કૃષ્ણ કેરૂં જનમાં પવિત્ર. ૫૧
અધ્યાત્મ ટીકા મતિ તુલ્ય કીધી, જોશો વિચારી નહિ વાંકિ સીધી;
[7]આઘાત જો કાંઇ લહો જણાય, સુધારશો ને કરશો ક્ષમાય. ૫૨

છોટાલાલ નરભેરામ ભટ્ટ.

---

૧ અહંકાર. ૨. છેવટ જે શેષ રહે છે તે રામ છે, એમ આત્મ સાક્ષાત્કારરૂપી રામે. ૩ વારંવાર. ૪ કુટુંબાદિરૂપી નગરી. ૫ જરાસંધ. ૬ મથુરા વગેરે. ૭ પૂર્વ પર વિરોધ.



## प्रभुस्तुति.

### માલિની છંદ.

જય જય અવિનાશી વિશ્વ કેરા નિવાસી,
જય જય જગકાશી સર્વમાં પ્રેમ વાસી,
જય જય સુખરાશી નિત્ય ટાળો ઉદાસી,
જય તિમિર ઉજાશી આપશો ભક્તિ ખાશી.

### ઉપેન્દ્રવજ્રા છંદ.

હશે નહીં આશ્રય કાંઇ તારો; જશે વૃથા યત્ન સદાય મારો;
કૃપાનિધિ ઉત્તમ આપ વાણી, કૃપા કરી પામર મૂઢ જાણી. ૧
કૃપા હશે જો દીનબંધુ તારી, સિદ્ધિ થશે સર્વ હમેશ ધારી;
કૃપાવિના મેંનત જે કરાએ, હશે ખરી તો પણ વ્યર્થ જાએ. ૨
અભ્યાસ રાખી કવિતા બનાવે, મળે તથાપિ રસ ખૂબ નાવે;
પ્રભુ બનાવે રસના રસાળી, રસિક આવે રચના રૂપાળી. ૩
અમાપ સર્વે શુભ ગુણ તારા, વિચાર જોતાં સમજાય સારા;
સુસેવના રંજિત શાન્તિ આપે, અમાપ પાપો પરિતાપ કાપે. ૪
કળી શક્યા કોઇ ન શક્તિ તારી, અનેક શોધે પણ જાય હારી;
રહ્યા વિચારે મુનિ સર્વ હારી, અગાધ શક્તિ પ્રિય નાથ તારી. ૫
શશિ ગિરિ ભૂ જળ વૃક્ષ વાયુ, ગુહાદિ સર્વે જગ તેં રચાવ્યું;
ધરા પરે જે દિનરાત થાતું, ઋતુ તણા ચક્રનું રોજ જાતું. ૬
રહ્યા સ્વરૂપે બહુ ભિન્ન પ્રાણી, પ્રદીપ્ત જેની અતિમિષ્ટવાણી:
સુણી મુખે અમૃત પાન આપે, મટી ઉદાસી મન શાન્તિ વ્યાપે. ૭
અનંત એવા સહુ કૃત્ય જેનાં, સહુ પ્રકાશે મહિમાથી એના,
નમું તને હે જગના ચિતારા, પ્રતાપિ તારા ઉપકાર ધારા. ૮

લલ્લુભાઈ મહીજીભાઇ પટેલ.
ઓરેલાવાસી.

---

૧—પ્રકાશનાર




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૦ થી )

શિખરણી.

गुहायां गेहे वा बहिरपि वने वाद्रिशिखरे
जले वा वह्नौ वा वसतु वसतेः किं वद फलम् ।
सदा यस्यैवान्तः करणमपि शंभो तव पदे
स्थितं चे योगो सौ स च परमयोगी स च सुखी ॥ १२ ॥

અર્થ—કોઇ માણસ ગમે તો ગુફામાં વસો, ઘરમાં વસો, બહાર વસો, વનમાં વસો, પર્વતના શિખર ઉપર વસો, પાણીમાં વસો, કે અગ્નિમાં વસો; એવી રીતે નિવાસ કરવા માત્રથી શું ફલ છે ? પરંતુ હે શંભો જેનું અંતઃકરણ તમારા ચરણમાં રહ્યું હોય તો તેજ યોગ છે. અને તેજ પરમયોગી છે અને તેજ સુખી છે. ૧૨

असारे संसारे निजभजनदूरे जडधिया
भ्रमन्तं मामन्धं परमकृपया पातुमुचितम् ।
मदन्यः को दीनस्तव कृपणरक्षातिनिपुण-
स्त्वदन्यः को वा मे त्रिजगति शरण्यः पशुपते ॥ १३ ॥

અર્થ—આ અસાર સંસારમાં તમારૂં ભજન કરવાથી દૂરને દૂર રહીને જડબુદ્ધિથી ભટકતા હું અંધનું તમારે પરમ કૃપા રાખીને રક્ષણ કરવું ઘટે છે, દીન મનુષ્યોનું રક્ષણ કરવામાં તમે અતિ કુશળ છો; તો તમને મારા કરતા બીજો કોણ દીન મળવાનો હતો ? અને હે પશુપતે! મને પણ ત્રણે લોકમા તમારા કરતાં બીજો ક્યો શરણે રાખનારો મળવાનો છે ? ૧૩

प्रभुस्त्वं दीनानां खलु परमबन्धुः पशुपते
प्रमुख्योहं तेषामपि किमुत बन्धुत्वमनयोः ।
त्वयैव क्षन्तव्याः शिवमदपराधाश्च सकलाः
प्रयत्नात्कर्तव्यं मदवनमियं बन्धुसरणिः ॥ २४ ॥

અર્થ—હે પશુપતે ! તમે દીન મનુષ્યોના પરમબન્ધુ છો, અને તેના પ્રભુ છો. અર્થાત્ દીનબન્ધુઓમાં તમે મુખ્ય છો, અને હું પણ દીન મનુષ્યોમાં મુખ્ય છું આ રીતે આપણા બન્નેમાં મુખ્યત્વ સમાન છે, તેથી બન્ને વ્યક્તિઓનું બન્ધુત્વ હોય એમાં તો કહેવાનુંજ શું છે? હવે હે શિવ! તમારેજ મારા સઘળા અપરાધ ક્ષમા કરવા અને પ્રયત્નથી મારૂં રક્ષણ કરવું જોઇએ બંધુપણાની રીત આ છે, ૧૪

उपेक्षा नो चेत्किं न हरसि भवद्ध्यानविमुखां
दुराशाभूयिष्ठां विधिलिपिमशक्तो यदि भवान्।
शिरस्तद्वैधात्रं न नखलु सुवृत्तं पशुपते
कथं वा निर्यत्नं करनखमुखेनैव लुलितम् ॥ १५ ॥

અર્થ—હે ભગવન્ ! તમે મારી ઉપેક્ષાજ કરો છો. જો ઉપેક્ષા ન કરતા હોતો તમારા ધ્યાનને છોડાવીને ઉલટે માર્ગે લઇ જનારો અને અનંતાનંત દુરાશાઓથી ભરેલો બ્રહ્મદેવનો લેખ ( જે મારા પ્રારબ્ધમાં લખ્યો છે તેને ) તમે કેમ ભૂસી નાખતા નથી? તમે કહેશો કે વિધિના લેખને મિથ્યા કરવાને હું અશક્ત છું તો હે પશુપતે ! સાંભળો-તેજ બ્રહ્મદેવનું ગોળ મટોળ માથું લઇ નખવડે કપાઇ જાય એવું નહોતું. એમ છતાં પણ તમે હાથના નખ દ્વારાજ વગર મહેનતે (સહજમ) શી રીતે કાપી લીધુ? ( મતલબ કે જે બ્રહ્મદેવનું માથું સહેજમાં કાપી નાખવાને આપ શક્તિમાન્ છો તેજ બ્રહ્મદેવના માથામાથી કલ્પાએલો મારો વિધિ લેખ આપ હરી લેવાને શક્તિમાન્ નથી એમ કહેવું સંભવશેજ નહિ, માટે તમે મારી ઉપેક્ષા કરો છો એ સિદ્ધ છે. મારી એવી ઉપેક્ષા કરશો નહિ પણ મને તૃષ્ણા ત્યાગ કરવાની શક્તિ આપી તમારા ધ્યાનમાંજ નિમગ્ન રાખો એ રહસ્ય છે ) ૧૫

विरिंचिर्दीर्घायुर्भवतु भवता तत्परशिर-
श्चतुष्कं संरक्ष्यं स खलु भुवि दैन्यं लिखितवान्।
विचारः को वा मां विशद कृपया पाति शिव ते
कटाक्षव्यापारः स्वयमपि च दीनावनपरः ॥ १६ ॥

અર્થ—બ્રહ્મદેવ ભલે લાંબુ આયુષ્ય ભોગવે એમ વિચારીનેજ તમે તેમનાં બીજાં ચાર માથાનું રક્ષણ કર્યું છે, અને તેજ બ્રહ્મદેવે આ પૃથ્વી ઉપર 'દીનતાનો' લેખ લખ્યો છે હવે હે નિર્મળ સ્વરૂપ! હે શિવ! જો તમો કૃપા કટાક્ષવડે મારૂં નિરીક્ષણ કરો અને તેથી મારૂં રક્ષણ થાય તો તેમાં શો વિચાર કરવાનો છે? તેમાં વળી તમે દીન મનુષ્યોનું રક્ષણ કરવાનું તો વ્રત લઈ બેઠા છો તેમાં કહેવું શું? અર્થાત્ બ્રહ્મદેવના ઉપર કૃપા કરીને તમે તેને જીવતો રાખ્યો છે એ બ્રહ્મદેવે દીનતા મારા નસીબમાં લખી છે તો તેને મિથ્યા કરવાને તમે સમર્થજ છો. ૧૬

फलाद्वा पुण्यानां मयि करुणया वा त्वयि विभो
प्रसन्नेपि स्वामिन् भवदमलपादाब्जयुगलम् ।
कथं पश्येयं मां स्थगयति नमः संभ्रमजुषां
निलिम्पानां श्रेणिर्निजकनकमाणिक्यमुकुटैः ॥ १७ ॥

અર્થ—હે વિભો! હે સ્વામીન્! કોઇક પુણ્યોના ફળને લીધે અથવા મારા ઉપર આપે કરૂણા કરી છે તેથી આપ મારા ઉપર પ્રસન્ન થયા છો, એમ છતાં પણ આપના બે નિર્મળ ચરણ કમળનું હું દર્શન શી રીતે કરી શકું? કેમકે આપના ચરણમાં પ્રણામ કરવાને પડાપડી કરી રહેલ દેવનો સમુદાય પોતાના સુવર્ણ તથા માણિક્યથી જડેલા મુકુટો આપના ચરણપર મૂકીને મને દર્શન કરવાથી અટકાવે છે. ૧૭.

त्वमेको लोकानां परमफलदो दिव्यपदवीं
वहन्तस्त्वन्मूलां पुनरपि भजन्ते हरिमुखाः ।
कियद्वा दाक्षिण्यं तव शिव मदाशा च कियती
कदा वा मद्रक्षां वहसि करुणापूरितदृशा ॥ १८ ॥

અર્થ—હે શિવ લોકોને સર્વોત્કૃષ્ટ ફળ આપનારા તો એક આપજ છો. તમારાથીજ પ્રાપ્ત થએલી દિવ્ય પદવીને ધારણ કરતા વિષ્ણુ વિગેરે દેવો ફરીને પણ તમને ભજે છે. હે શિવ! આપની દક્ષતા કેટલી બધી છે અને મારી આશા કેટલી અલ્પ છે. આપ દયા ભરેલી દ્રષ્ટિવડે મારૂં રક્ષણ ક્યારે કરશો? ૧૮

दुराशाभूयिष्ठे दुरधिपगृहद्वारघटके ।
दुरन्ते संसारे दुरितनिलये दुःखजनके ।
मदायासं किं न व्यपनयसि कस्योपकृतये
वदेयं प्रीतिश्चेत्तव शिव कृतार्थाः खलु वयम् ॥ १९ ॥

અર્થ—આ સંસાર કેવો છે? પૂરી ન થાય એવી આશાઓનો તેમા પારજ નથી. અને એવી આશાઓને લીધે જ્યાં લોકો ધક્કા ખાય છે એવા નિંદિત અધિકારીઓના ઘરના દરવાજાજ જ્યાં ત્યા જોવામાં આવે છે. સંસારનો અંત પામવો ઘણો કઠિણ છે. પાપનું તો તે સ્થાનકજ છે. દુઃખનું તો તે ઉત્પત્તિ સ્થાનજ છે. એવા સંસારમાં હે શિવ! મારો શ્રમ તમે કેમ દૂર કરતા નથી? આપની જો મારાપર પ્રીતિ હોય તો પછી કોના ઉપર ઉપકાર કરવાનું મારે આપને કહેવાનું છે? અર્થાત્ આપની પ્રસન્નતા સિવાય બીજો કાંઇ ઉપકાર આપ મારા ઉપર કરો એમ હું કહેતો નથી (અથવા કોના ઉપર ઉપકાર કરવાને તમે મારો શ્રમ દૂર નથી કરતા તે કહો) આપની પ્રીતિ થઇ એટલે અમે તો કૃતાર્થજ છીએ ૧૯.

सदा मोहाटव्यां चरति युवतीनां कुचगिरौ
नटत्याशाशाखास्वटति झटिति स्वैरमभितः ।
कपालिन् भिक्षो मे हृदयकपिमत्यन्तचपलं
दृढं भक्त्या बद्ध्वा शिव भवदधीनं कुरु विभो ॥ २० ॥

અર્થ—હે ભિક્ષો! હે કપાલિન્! મારૂં હૃદયરૂપી અત્યંત ચપળ માકડું સદૈવ મોહરૂપી જંગલમા ફર્યા કરે છે કોઇ વખત સ્ત્રીઓના સ્તનરૂપી પર્વત ઉપર નાચે છે. કોઇ વખત આશારૂપી ડાળીઓ ઉપર આહિંથી વહિં ને ત્યાંથી અહિં એમ મરજી પ્રમાણે ઝપાટાબંધ કૂદ્યા કરે છે. હે વિભો! હે શિવ!! એને આપ ભક્તિ (રૂપી દોર) થી બાંધીને આપના સ્વાધીનમાં કરો. ૨૦

છો. ન. ભટ્ટ.

—•—

## तत्त्वज्ञान.

### आत्म पुराण.

### ઐતરેયોપનિષદર્થ પ્રકાશ–અધ્યાય. ૧

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૨ થી )

તે ઋષિઓ કેવા હતા તેનું વર્ણન કરે છેઃ—

अतीन्द्रियार्थद्रष्टारो जितबाह्यान्तरेन्द्रियाः ॥ २५ ॥
यथोपपन्नलाभेन संतुष्टाश्च सहिष्णवः ।
आत्मविज्ञानसंपन्ना लोकानुग्रहकारिणः ॥ २६ ॥
सनकाद्याः पुरासृष्टा ब्रह्मणा सृष्टिकारिणा ।
सुखार्थिनीः प्रजा दृष्ट्वा साधनज्ञानवर्जिताः ॥ २७ ॥
इदमूचुः कृपाविष्टा ज्ञानं वः सुखसाधनम् ।

અર્થઃ—પૂર્વકાળમાં સૃષ્ટિ ઉત્પન્ન કર્તા બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલા, અતીન્દ્રિય અર્થને જાણનાર, જેણે બાહાર અને આંતર ઇન્દ્રિયોનો સંયમ કરેલો છે એવા, યદ્દચ્છાથી પ્રાપ્ત થનાર અન્નાદિ વસ્તુઓથી સંતુષ્ટ, શીતોષ્ણાદિ દ્વન્દ્વને સહન કરનારા, આત્મસાક્ષાત્કાર સમ્પન્ન, લોકોપર અનુગ્રહ કરનાર સનકાદિક સુખેપ્સુ પ્રજાને સુખનું સાધન જ્ઞાનહીન જોઇ, તેનાપર કૃપા કરી, તમારા સુખનું ખરૂં સાધન જ્ઞાન છે એમ કહેવા લાગ્યા.

વિવેચનઃ—વેદાદિશાસ્ત્રના અર્થ તર્કવડે જાણી શકાય તેવા નથી તે અર્થ જાણવાનો જેનો સ્વભાર છે એવા, જેમ નિદ્રામાંથી જાગ્રત થએલા પુરૂષને પૂર્વના અનુભવેલા વિષયાદિકનું સ્મરણ હોય છે તેજ પ્રમાણે ઋષિઓને પણ કલ્પના આરંભમાં જ પૂર્વકલ્પમાં રહેલ વેદ તથા અર્થનું સ્મરણ હોય છે. તેમજ જેમણે શ્રોત્ર (કાન) આંખો, જીભ, ત્વક્ નાસિકાએ જ્ઞાનેન્દ્રિયો અને હાથ પગ વિગેરે કર્મેન્દ્રિયો જે બહારની ગણાય છે તથા મન, બુદ્ધિ વિગેરે અંદરની ઇન્દ્રિયોને જેણે પોતાને વશ કરી છે એવા, શરીરની સ્થિતિને ઉપયોગી અન્નવસ્ત્ર પ્રારબ્ધયોગથી જેવાં

પ્રકારનાં મળે તેમાં જ સંતોષ માનનારા અને તેનાથી વધારે ઉત્તમ મેળ-વવા સારૂ યત્ન નહિ કરનારા, આ રીતે શરીર ધારણ કરે છે તે પણ કેવળ લોકોના કલ્યાણને માટે એવા, (આ સર્વ આચાર્ય અગર જ્ઞાનીપુરૂષનાં લક્ષણ છે) આવા પ્રકાર ના શુદ્ધ સાત્વિક સનકાદિકને સૃષ્ટિના આરંભ-કાળમાં ઉત્પન્ન કર્યા તાત્વિકદૃષ્ટિથી જોઇએ તો સૃષ્ટિ નિયમ પ્રમાણે તે પ્રથમ ઉત્પન્ન થયા અર્થાત્ તેમની ઉત્પત્તિ અયોનિ છે. તે સ્પષ્ટ છે. શુદ્ધ સાત્વિકચિત્ત એકાગ્ર હોય છે તેથી તેમાં મોક્ષાદિ સ્વહિતના સાધન આપો-આપ સ્ફુરે છે. પરંતુ સનકાદિક પછીની પ્રજા બાહ્ય સુખ-સાધનમા આસક્ત હોવાથી શુદ્ધ સાત્વિક રહેતી નથી, તેનું ચિત્ત વિક્ષિપ્ત હોય છે. તેથી તેમને સ્વહિતનું યથાર્થ સાધન સમજવામા આવતું નથી. સર્વ પ્રજા એમ જ સમજે છે કે જેમ જેમ વધારે સુખ મળતું જાય તેમ જ વધારે સુખ એમ માની વિષયો સંપાદન કરવામાં જ તત્પર રહે છે. વળી તે લોકો પૂર્વના લોકો કરતા પોતાને અધિક જ્ઞાની સમજે છે. અને આ જ્ઞાનની ઉત્તરોત્તર આ રીતે વૃદ્ધિ થતી જ જવાની એમ તેમાના કેટલાએક લોકો ગર્વથી કહે છે, પરંતુ વિષયોને યોગે જ્ઞાનના પરિચ્છેદ થતા યથાર્થ જ્ઞાન સંકોચ પામતું જાય છે છતાં જમાનો તેને પ્રગતિ સમજે છે. આ પ્રકાર કેવો છે કે-એક મોટું સરોવર હોય તેને ચોદિશામાં નીકો કરી તેમાં પાણીને વહેવરાવવા લાગે પછી એ અનેક વહનોને જોઇને કોઇ એમ સમજે કે સરોવરના જળની પ્રગતિ થઇ છે એ માન્યતા જેમ ખોટી છે તેમ વિષય-દૃષ્ટિથી, અથવા બહારના પદાર્થો મેળવવાથી જે વિકાસ થાય તે યથાર્થ પ્રગતિ નથી જ વિષયના યોગથી જ્ઞાનમાં અનેક પ્રકારની વિચિત્રતા આવે છે તેટલું યથાર્થ સુખ દુર્લભ થાય છે અને વિષય સુખ માટે દીર્ઘ યત્ન કરવાની લાગણી વૃદ્ધિ પામે છે. જેથી વિક્ષેપ વૃદ્ધિ પામે છે વિક્ષેપ અથવા અશાન્તિ એજ દુઃખ માટે અસંખ્ય વિષયોનું જ્ઞાન એ સુખનું સાધન નથી, માટે વિષયનો ગર્વ કરવો એ સર્વથા વ્યર્થ છે.

પ્રથમ ઉત્પન્ન થએલ સનકાદિકોએ પછીથી ઉત્પન્ન થએલી પ્રજાને સુખની ઇચ્છા કરતી જોઇ પણ સુખનુ યથાર્થ સાધન શું છે એ તે પ્રજા જાણતી ન હોય એમ તેમની ચેષ્ટા ઉપરથી સનકાદિકોના જાણવામા આવ્યું, તેથી પ્રજા ઉપર તેમના મનમા દયા ઉત્પન્ન થઇ, તેથી સનકાદિક પ્રજાને કહેવા લાગ્યા કે સુખનું ખરૂં સાધન જ્ઞાન છે અને મનુષ્યાદિ ઉચ્ચકોટિના જીવો તેના અધિકારી છે. એમ સમજી સનકાદિકમુનિઓ તેમને જ્ઞાનોપદેશ કરવા લાગ્યા.

ઉપદેશનું પરિણામ કેવું આવ્યું તે કહે છે:—

तेषां तद्वचनं श्रुत्वा प्रजास्ताः दैवमोहिताः ॥ २८ ॥
अनादरम् गताः सर्वा सुखार्थं साधनान्तरं ।
तत्र तिस्रः प्रजा मूढा न वेदोक्तं च मेनिरे ॥ २९ ॥

અર્થ:—સનકાદિકોનાં વચન સાંભળીને દૈવથી મોહ પામેલી સર્વ પ્રજા જ્ઞાનનો અનાદર કરીને સુખને માટે બીજાં સાધનોનો આશ્રય કરવા લાગી. તેમાં પણ ત્રણ પ્રકારની પ્રજા વેદની આજ્ઞાને માનવા ન લાગી.

વિવેચન:—પૂર્વસંસ્કાર જેને દૈવ અથવા પ્રારબ્ધ કહેવામાં આવે છે, તેનાથી મોહિત પ્રજા સનકાદિકે કહેલ જ્ઞાનનો અનાદર કરી તે સુખને માટે કર્મરૂપ અન્ય સાધન કરવા પ્રવૃત્તિ કરી, પણ તેમાં અધમ, મધ્યમ અને ઉત્તમ એવી ત્રણ પ્રકારની તામસી પ્રજા વેદોક્તસુખના સાધનને સાધનરૂપે સમજી શકી નહિ, કારણ કે તેમના મનમાં પાપની વાસના દૃઢ હતી તેથી તેણે સુખનાં યથાર્થ સાધનોને ઓળખ્યાં નહિ. વર્તમાન સમયમાં પણ અધમપ્રજા થી સનાતનધર્મનો અનાદર કરીને પશ્ચિમના મોહથી વિષયસુખના પ્રચંડ પ્રવાહમાં તણાતી જાય છે અને ઉક્ત પ્રજાની પેઠે જ્ઞાનનો તથા ધર્મનો અનાદર કરી પોતાની તામસી વૃત્તિ અથવા પાપવાસનાને વ્યક્ત કરે છે. બુદ્ધિમાને તેમાંથી છૂટવા જરૂર યત્ન કરવો જોઇએ. ૨૧-થી ૨૯.

પ્રજાએ સુખનું સાધન શાને માન્યું તે કહે છે.—

साधनं मन्यमानास्ताः शब्दाद्येवाभिमेनिरे ।

અર્થ:—સનકાદિકનું ન સાંભળતા તે પ્રજા પોતાની બુદ્ધિથી જ શબ્દાદિ વિષયોને સાધન માનવા લાગી.

વિવેચન:—પૂર્વના સંસ્કારવશ થએલી તે પ્રજાએ સનકાદિકનાં વચન સાંભળ્યાં છતાં મોહનો પરિત્યાગ કર્યો નહિ અને વિષયજન્ય સુખ માટે કર્મને કરવા લાગી, અર્થાત્ સંસારની આસક્તિ મલીન મન છોડી શક્યું નથી. તેથી તેવાં જ સુખમાં-સંસારસુખમાં તેની પ્રવૃત્તિ થાય છે.

સુખસાધનનું પરિણામ —

शब्दादिसेवनात्तासां मनोवाक्कायदोषतः ॥ ३० ॥
नभोभू भूबिलात्रासत्रिधा कायो व्यजायत ।

અર્થ:—શબ્દાદિકના સેવનથી, મન, વાણી અને શરીરના દોષોથી, આકાશ, પૃથ્વી અને દરમાં વાસ કરનાર ત્રણ પ્રકારનાં શરીરો પ્રાપ્ત થયાં

વિવેચન:—વેદની આજ્ઞા ન માનવાથી અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધ એ વિષયોનું સેવન કરવાથી તેમની તેવા પ્રકારની ગતિ થઇ. 'પુરૂષ જેવા નિશ્ચયવાળો હોય છે તેવા જ કર્મ કરે છે.' એ શ્રુતિયુક્ત ન્યાય છે તેથી વિષયસેવનથી ત્રણ પ્રકારના દોષ થાય છે. પારકા દ્રવ્યની અભિલાષા વિગેરે મનના દોષ છે. કઠોર ભાષણ એ વાણીદોષ છે. ચોરી વિગેરે કાયિક–શરીર દોષ છે. એ ત્રણ પ્રકારના દોષમાંથી પક્ષી વિગેરેનો આકાશમાં રહેનારો દેહ, વૃક્ષાદિનો પૃથ્વીપર રહેનારો દેહ અને સર્પાદિક દરમાં રહેનારૂં શરીર પ્રાપ્ત થાય છે આ ત્રિવિધ દેહ વિષયસેવનથી થનારા ત્રણ દોષનું પરિણામ છે.

मानुपरुपभोग्योऽयं वध्यश्छेद्यश्च नित्यशः ॥ ३१ ॥

અર્થ:—આ ત્રણ પ્રકારના શરીર મનુષ્યોવડે ઉપભોગ કરવા યોગ્ય છે તેથી તે વધ કરવા ને કાપવા લાયક છે એ વાત પ્રસિદ્ધ છે. ૩૧.

अहस्तपादवागादिः सुखहीनोतिदुःखितः ।
पक्षिणो हस्तहीनास्तोऽङ्गीन्द्रिया अपि पादपाः ॥ ३२ ॥
वाचा विशदया हीना पशवस्तूभयेपि हि ।
पादादिहीनाः सर्पाद्याः प्रसिद्धाः सर्वदेहिनाम् ॥ ३३ ॥

અર્થ:—તે પ્રમાણે ત્રિવિધ શરીર હાથ, પગ અને વાણીહીન છે તેમજ સુખરહીત અને અત્યંત દુઃખી છે. તેમાં પક્ષીઓ હાથ વગરનાં છે. વૃક્ષો જ્ઞાનઇન્દ્રિયોથી રહીત છે બેઉ પ્રકારના પશુ વાણીહીન છે. સર્પાદિ પગરહીત છે. એ સર્વત્ર પ્રસિદ્ધ છે.

વિવેચન:—એ શરીરીઓમાં પક્ષીઓ હાથ વગરનાં છે, વૃક્ષો જ્ઞાનેન્દ્રિય–અને કર્મેન્દ્રિય રહીત છે. જો કે, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ મન અને બુદ્ધિએ સતર તત્ત્વરૂપ લિંગશરીર. ઝાડમાં પણ છે તેથી વૃક્ષોમાં ઇન્દ્રિયોનો અભાવ છે એમ કહી શકાય નહિ તો પણ જેમ મનુષ્યશરીરમાં ઇન્દ્રિયો વિગેરે પ્રસિદ્ધ છે. તેમ વૃક્ષાદિમાં નથી પણ સૂક્ષ્મ છે તેથી તરૂમાં ન હોવા સમાન છે. તેમ જ ગામ અને વનમાં રહેનાર જે પશુઓ છે તે સ્પષ્ટ વાણીરહીત છે. કેમકે તેમની વાણીથી અર્થનો બોધ

થતો નથી. તેજ રીતે સર્પાદિ પગથી રહિત છે. એ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. અહીં તામસ પ્રકૃતિવાળા જીવ ત્રિવિધ શરીરને પામે છે એટલું જ માત્ર કહ્યું છે માનસિક, વાચિક અને કાયિક એ ત્રણ પ્રકારના દોષ અને તેથી પ્રાપ્ત થનાર ત્રણ પ્રકારનાં શરીરનો ક્રમ કહેલો નથી તે વાત મહર્ષિ મનુએ કહેલી છે. शारीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः। वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ અર્થઃ—શારીરિક દોષ કરનાર નર સ્થાવરતા (વૃક્ષાદિક) ને પામે છે. વાચિક દોષ કરનાર પશુ અને પક્ષિની યોનિમાં પડે છે અને માનસદોષ કરનાર અંત્યજ-ચાંડાલ યોનિમાં અવતરે છે. ૩૨-૩૩.

તામસ પુરૂષોની ગતિ કહી હવે સાત્વિક પુરૂષોની ગતિ કહેવા માટે પ્રથમ રાજસ તથા સાત્વિક પુરૂષોની પ્રકૃતિને કહે છે.

अपराश्च प्रजाः काश्चिदतिक्रान्तात्मसाधनाः ।
वेदोक्तं साधनं सर्वे निजं कर्माभिमेनिरे ॥ ३४ ॥

અર્થઃ—વળી બીજી કોઈ પ્રજા, જેણે આત્મપ્રાપ્તીનાં સાધનો છોડી દીધાં છે એવી તેમણે વેદોક્ત કર્મસાધનોને જ પોતાનું કર્તવ્ય માન્યું.

વિવેચનઃ—બાહ્ય વિષયમાં આસક્તિવાળી તામસ પ્રજા તિર્યક યોનિને પામે છે. તે પ્રથમ કહ્યું. હવે આત્મસાક્ષાત્કારને ઉદ્દેશીને કર્મજ એક સાધન છે. એવું માનનાર રાજસપ્રકૃતિની પ્રજાને કઈ યોનિ પ્રાપ્ત થાય છે, તે કહેવાનો અહેથી આરંભ કર્યો છે. વેદાન્ત પ્રમાણથી ઉત્પન્ન થએલ જ્ઞાન, એજ આત્મપ્રાપ્તીનું સાધન છે. પણ કેટલીએક પ્રજા તેનું અતિક્રમણ કરીને વેદોક્ત કર્મને જ ઉત્તમ સમજી તેનું અનુષ્ઠાન કરે છે.

उपासनं च वह्न्यर्कवाय्वाद्यात्मस्वरूपिणाम् ।
उक्थादिशब्दबोध्यानां देवतानां च सर्वशः ॥ ३५ ॥

અર્થઃ—તેમજ ઉક્થાદિ શબ્દ બોધ્ય અગ્નિ, સૂર્ય વાયુ વિગેરે જેનો આત્મા છે એવા સૂત્રાત્મા પ્રાણની તથા તેના અંશભૂત સર્વ દેવની ઉપાસના એજ કર્મ છે એમ બીજી પ્રજા માનવા લાગી.

વિવેચન—ઉક્થ, સંવર્ગ ઇત્યાદિ શબ્દથી જેનો બોધ થાય છે, તે પ્રાણના અંશભૂત દેવતાની ઉપાસના કરવી એજ કર્તવ્ય છે એમ રાજસ પ્રકૃતિવાળી પ્રજા માનવા લાગી, ઉપાસના કરવી એટલે 'પ્રાણ અગ્નિ વાયુ

ઇત્યાદિ ઉપાસ્ય તેજ હું છું એવી સતત ભાવના કરવી તે. ' પ્રાણને બધું સર્વ શરીર હરે ફરે એ. માટે તેને ' ઉક્થ ' કહે છે અને તેજ પ્રાણ પ્રલય સમયે સર્વ સૃષ્ટ પદાર્થો ને પોતાના સ્વરૂપમા વિલીન કરે છે. માટે પ્રાણનેજ સંવર્ગ કહે છે પ્રાણ એટલે સમષ્ટિ સૂત્રાત્મા-હિરણ્યગર્ભ-તેણે પોતાને ત્રણ પ્રકારનો કર્યો એવી શ્રુતિ છે તેથી તેને અગ્નિ, સૂર્ય, વાયુઆત્મા કહે છે. અર્થાત્ એ ત્રણ જેના આત્મા છે એમ કહે છે. અથવા यद्विग्ध अर्कश्च वायुश्च आधात्माच, ते स्वरूपं येषां અહીં અગ્નિ, સૂર્ય પદથી વિરાડાત્મા, વાયુ પદથી સૂત્રાત્મા અને આદ્યાત્મા પદથી ઉદ્ગીથ વાસના દિકના વિષયભૂત કારણોપાધિ ઇશ્વરનું ગ્રહણ કરવું. અર્થાત્ વિરાટ, સુત્રાત્મા, ઇશ્વર આદિની ઉપાસના કરવી એજ આપણું કર્તવ્ય છે એમ રાજસ પ્રજા માનવા લાગી.

> अत्रापि द्वैधमापन्नं प्रजानां फलभेदतः ।
> स्वर्गादिसुखसिद्धयर्थं वैदिके ज्ञानकर्मणी ॥ ३६ ॥
> चक्रुः काश्चित्परा जग्मुर्विचार्यैव परस्परम् ।

**અર્થ**—એમા પણ ફલ ભેદથી પ્રજાના બે વિભાગ પડયા. કેટલી એક રાજસ્ પ્રજા સ્વર્ગાદિ સુખની સિદ્ધિ માટે વેદોક્ત કર્મ ઉપાસના કરવા લાગી અને બીજી સાત્વિક પ્રજા પરસ્પર વિચાર કરીને વૈદિક ઉપાસના કર્મ કરવા લાગી.

**વિવેચન**—સ્વર્ગની કામનાવાળાએ દર્શ, પૂર્ણમાસ, ઇષ્ટી કરવી એવા અર્થ વાળી શ્રુતિનું શ્રવણ કરીને ( " વ્યવહાર પટુ મનુષ્ય બાળકને કડવું ઔષધ પાવા માટે સાકરનો ગાંગડો તેના હાથમાં આપે છે " તેમ મનુષ્યો ઇશ્વર પરાયણ થાય માટે શ્રુતિએ આ પ્રમાણે કહેલ છે તે ન જાણીને ) રાજસી મનુષ્યો મુખ્યત્વે સ્વર્ગાદિ સુખને માટેજ કર્મ અને ઉપાસના કરવા લાગ્યાં. એ સિવાય કેટલાએક સાત્વિક પુરૂષો વક્ષ્યમાણ વિચારને અનુસરીને યજ્ઞ, દાન, તપ, ઉપવાસ ઇત્યાદિ યોગથી આત્માને જાણવાની ઇચ્છા કરવા લાગ્યા અર્થાત્ નિષ્કામ કર્મ ઉપાસના કરવા લાગ્યા.




( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૫ થી )

## अथाक्षर लेखन

पंचमे सप्तमे वाब्दे पूर्वं स्यान्मौंजि बन्धनात् ।
तत्रैवाक्षरारंभः कर्त्तव्यस्तु शुभे दिने ॥

બાલકને અક્ષર લખવાનો આરંભ આગળ લખવામાં આવશે તે વિધી પ્રમાણે પંચમા અથવા સાતમા વર્ષે ઉત્તરાયણના શુભ દિવસમાં કરાવવો જોઇએ. ઉત્તરાયણમાં પણ કુંભરાશિના સૂર્ય હોય ત્યારે આ કામ કરવું નહિ. આ કાર્યને માટે શુકલ પક્ષ ઉત્તમ ગણ્યો છે. ત્રયોદશીથી અમાવાસ્યા ત્રણ દિવસ છોડીને કૃષ્ણ પક્ષમાં પણ થઇ શકે. બીજ, ત્રીજ પંચમ, દશમ, એકાદશી, દ્વાદશી, તેરસ એ તિથિયો તથા અશ્વિનિ, મૃગ શીર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા શતભિષજ એ નક્ષત્રો, તથા મંગલ અને શનિવારને છોડી બાકીના વારો અક્ષરારંભ માટે શ્રેષ્ઠ છે.

ગણેશ, સરસ્વતિ, કુલદેવતા, બૃહસ્પતિ, નારાયણ મહાલક્ષ્મી, પોતાની વેદ શાખાના સૂત્રકાર, તથા વેદ શાખાના અભિમાની દેવતા એ સર્વની અક્ષર ઉપર સ્થાપના કરી નામ મંત્રથી પૂજા કરવી. પછી સ્વશાખામાં રહેલ વિધિ મુજબ આજ્ય ભાગ સુધીનો હોમ કરી, ગણેશાદિ દેવના નામથી ઘીની આહુતિયો આપે પછી પૂર્વાભિમુખ બેઠેલ પિતાદિ ગુરૂ અથવા અધ્યાપક પશ્ચિમ દિશામાં બેસાડેલા બાળકને અક્ષર સંસ્કાર કરાવે, પ્રથમ ચાંદીની પાટી (સ્લેટ) પર કેશર ચંદનનું લેપન કરી તેના પર સુવર્ણની લેખિનીથી બાળકનો હાથ પકડીને પ્રથમ નીચે મુજબ લખાવે નમોગણેશાય' 'સરસ્વત્યૈ નમઃ' 'કુલદેવતાયૈ નમઃ' 'શ્રી ગુરૂભ્યો નમઃ' લક્ષ્મીનારાયણાભ્યાં નમઃ' 'ૐ નમઃ સિદ્ધમ્' એ રીતે લખાવીને જે અક્ષરો લખ્યા છે તેની બાલકના હાથથી પૂજા કરાવે. પછી બાલક પાસે પુનઃ લખાવી ત્રણ વખત વચાવે, પછી બાલક વસ્ત્રાભૂષણથી ગુરૂ પૂજન કરે. દેવતા, ગુરૂ અને બ્રા-

ઋષિઓની પ્રદક્ષિણા કરી, બ્રાહ્મણોની ગંધાક્ષતથી પૂજા કરે. દક્ષિણાદિ આપી બ્રાહ્મણોને પ્રસન્ન કરી તેમની પાસેથી આશીર્વાદ લે સૌભાગ્યવતી સ્ત્રીના હાથથી આરતી કરે અને ગુરૂને પાઘડી આપી દેવતા અને અગ્નિનું વિસર્જન કરે.

## અક્ષરારંભ વિધિ

પૂર્વોક્ત શુભ મુહુર્તમાં બાળક સહિત પિતાદિ યજમાન મંગળ સ્નાન કરી વસ્ત્ર ધારણ કરે, તિલક કરી, શુભાસનપર બેસી આચમન પ્રાણાયામ કરી, દેશકાલ સંકીર્તનના અંતમાં કહે કે આ કુમારની વિદ્યા વૃદ્ધિ તથા વિજ્ઞાન પ્રાપ્તિ માટે વિદ્યારંભ સંસ્કાર કરીશ એમ સંકલ્પ કરે પછી નિર્વિઘ્ન કર્મ સમાપ્તિ માટે સંકલ્પ પૂર્વક ગણેશ પૂજન કરે. ત્યાર પછી અષ્ટદલકમલાકાર અક્ષત ઉપર ગણેશ, સરસ્વતી, કુલદેવતા, ગુરૂ, અને લક્ષ્મી નારાયણનું આવાહન કરી નારદ, પાણિની, પતંજલિ, વ્યાખ્યાચાર્ય, કાત્યાયન, પારસ્કર, યાસ્ક, કપિંજલ, ગોભિલ, જૈમિનિ, વિશ્વકર્મા, અને આચાર્ય વ્યાસજીનું આવાહન કરી દર્શન સૂત્રો સહિત વ્યાકરણ ગ્રંથ તથા મહાભાષ્યાદિ પુસ્તકોની સ્થાપના કરી ષોડશોપચાર દ્વારા નામ મંત્રથી સારી રીતે પૂજન કરી પ્રાર્થના કરે કે હે વિદ્યાભિમાનિની દેવતો! તમે સર્વનો આધાર છો ! સ્મૃતિ અને જ્ઞાન આપનાર છો તેથી પ્રસન્ન થઇ હે વરદ મને વિદ્યા, સ્મરણશક્તિ અને કીર્તિ આપો. મારી આ પૂજાથી આવાહન કરેલ સર્વ દેવતા પ્રસન્ન હો.

ત્યારબાદ સ્થંડિલ ઉપર પંચભૂ સંસ્કાર પૂર્વક લૌકિક અગ્નિ સ્થાપન કરી પૂજન કરે બ્રહ્મા વરૂણના ઉપવેશનથી લઇને આજ્ય ભાગની આહુતિ પર્યંત મુંડન સંસ્કારમાં લખેલ વિધિ પ્રમાણે કરી ગણેશાદિ દેવતાઓ નિ-મિત્તે આઠ આઠ આહુતિ તથા મહા વ્યાહૃતિઓની ત્રણ, સર્વ પ્રાયશ્ચિત્તની પાંચ, પ્રાજાપત્ય અને સ્વિષ્ટકૃતની બે એ દશ આહુતિયો ઘીની આપે તદ નંતર સંસ્રવ પ્રાશન, પવિત્રોદ્વારા માર્જન, પાત્રોમાં કુશોમાં પવિત્રોનો પ્રવેશ, બ્રહ્માને પૂર્ણ પાત્રનું દાન, પ્રણિતાનું વિમોચન, કરે બાદ આવાહિત દેવતાઓ તથા અધ્યાપક ગુરૂને નમસ્કાર કરી અધ્યાપકની પાસે પશ્ચિમાભિ-મુખ બેસે અને પ્રથમ કથા પ્રમાણે ચાંદીની પાટીપર છ વાક્યો લખે અને ॐ પાયકાનઃ મંત્રથી પૂજન કરે પછી સર્વને પ્રદક્ષિણા કરી ગુરૂને પાઘડી આપે. પછી સર્વને ગંધાદ્યુપા પૂજા કરી દક્ષિણા આપે પછી કોઇ સૌભા ગ્યવતી સ્ત્રી બાળકની આરતી કરે, પછી દેવોનું વિસર્જન કરી દર્શન માટે આવેલ સજ્જનોનો તાંબુલાદિથી સત્કાર કરે ઇતિ.

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# श्रीमद्राम जयन्ती.

( લેખક રા. જમનાશંકર દેવશંકર શાસ્ત્રી–ખંભાત )
હાલ સિદ્ધપુર–બ્રહ્મચર્યાશ્રમ.

---

नमोऽस्तु रामाय सशक्तिकाय ।
नीलोत्पलश्यामलकोमलाय ॥
किरीटहारांगदभूषणाय ।
सिंहासनस्थाय महाप्रभाय ॥

ભારતીય સજ્જન બન્ધુઓ !

રામનવમી એ હિંદુ ધર્મનો જાહેર તહેવાર મનાય છે, ગત ચૈત્ર સુદ ૯ એ દિવસે મર્યાદા પુરૂષોત્તમ આદર્શ ચરિત ભગવાન શ્રી રામચંદ્રજીએ દુષ્ટોના દમન અને સાધુઓની રક્ષા માટે આ પરમ પુનિત દિવ્ય ભારતભૂમિ ઉપર અવતાર ધારણ કર્યો હતો. એ દિવસ એ ઘડી ધન્ય છે. એ દિને અયોધ્યાપુરીમાં મહાન ઉત્સવ થયો હતો, મહારાજા દશરથની અભિલાષા પૂર્ણ થઇ હતી, અને દેવગણોએ પરમ પુલકિત થઇ પૃથ્વી ઉપર પુષ્પવૃષ્ટિ કરી હતી, તે પ્રમાણે આજે આપણે એકત્ર આનંદમાં મગ્ન થઇ ઉત્સાહ પૂર્ણ થઇ, ભક્તિ ભાવથી ગદ્ ગદ્ કંઠે બોલો જય શ્રી રાજા રામચંદ્રની જય જય

શ્રી રામચંદ્ર કર્તવ્ય પરાયણની મૂર્તિ હતી, શ્રી રામચંદ્ર આદર્શ પુરૂષ હતા, આદર્શ રાજા અને આદર્શ પુત્ર હતા. તેમજ આદર્શ પતિ અને આદર્શ ભ્રાતા હતા. रमन्ते योगिनो यस्मिन्निति राम । જેને વિષે યોગી, ઋષિ મહાત્માઓ અહર્નિશ રમણ કરી રહ્યા છે તેજ રામ છે रंजयतीति राजा પ્રજાને રંજન કરનાર તેજ રાજા છે, શ્રી રામચંદ્રમાં આ ગુણ પૂર્ણ માત્રાથી વિદ્યમાન હતો, તેથીજ તો આજ સુધી જે રાજ્યમાં પૂર્ણ રીતે પ્રજા પ્રસન્ન રહે છે, પ્રજાને કંઇ કષ્ટ પડતું નથી, કોઇ

પ્રકારનો અન્યાય, જુલમ થતો નથી તેને અમો "रामराज्य" કહીએ છીએ. રાજા પ્રજાનું પાલન કરવાથીજ પ્રજાના પિતા તરીકે મનાય છે. શાથી જે प्रजानां विनयाधानाद्रक्षणाद्भरणादपि, स पिता पितरस्तासां केवलं जन्म हेतवः પ્રજાને વિનયાદિ ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવાથી તથા ભરણ પોષણ અને પ્રજાનું રક્ષણ કરવાથીજ ખરા પિતા છે, અને તેમના માતા પિતા તો કેવળ જન્મના કારણ ભૂત છે, રાજા સમાજના શિરોમણિ થઈ શકે છે, જે પ્રકારે સમાજમાં વિધિ નિષેધનો પ્રભાવ યથાર્થ રૂપથી બની શકે છે, તેજ પ્રમાણે તે ગુણોને ધારણ કરી મહારાજ રામચંદ્રજીએ રાજ્ય શાસન કર્યું હતું, શ્રી રામચંદ્રજી સંસારના આદર્શ છે, શ્રી રામચંદ્રજીએ સંસારને-વિશેષતઃ ક્ષત્રિય નૃપતિઓને "એક પત્નીવ્રત" નું મહત્વ શિખવ્યું છે, પરંતુ ઘણી શોચની વાત છે કે આધુનિક પ્રજાએ અને ક્ષત્રિય રાજા મહારાજાઓએ તે મહત્વનો ત્યાગ કર્યો છે, પ્રજા રંજનને માટે સર્વથા—"શુદ્ધ પતિવ્રતા જાનકીજીનો ત્યાગ કરીને પણ યજ્ઞના સમયે સુવર્ણની સીતાને ડાબી બાજુ સ્થાન આપીને ભગવાન રામચંદ્રજીએ સંયમની સીમા દેખાડી છે. તેથીજ શ્રી રામચંદ્રજી અમારા દેવતા ભગવાન વિષ્ણુના અંશાવતાર છે. શ્રી રામચંદ્રજી અમારા જીવનના આદર્શ, અમારા સમાજના પ્રતિષ્ઠાતા અને "સનાતન ધર્મ" ના રક્ષણ કર્તા, મહા દૈવી અવતાર છે આ સમયે પણ હિંદુઓ સદૈવ વિપત્તિના સમયે, સુખના સમયે, મરવાના સમયે, અહીં સુધી કે શબને સ્મશાનમાં લઇ જતી વખતે પણ પવિત્ર રામ નામનુંજ ઉચ્ચારણ કરે છે. હિંદુ સમાજના અંદર બહાર રામ નામ વિરાજમાન છે. શ્રી રામચંદ્રના સમાન ભગવદંશાવતાર ભૂત મહા પુરૂષ ક્યારેય પણ ક્યાંય થયા નથી. અને આગળ ઉપર પણ થનાર નથી. તેથી અલૌકિક ગુણ સંપન્ન મહારાજ રામચંદ્રજી અમો હિંદુઓની દૃષ્ટિમાં સાક્ષાત્ ભગવાન નારાયણનો અવતાર છે.

ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાંથી એકલો અતીતજ કાળ કેવળ સુખીમય છે, અમારો અતીત સમયજ સુખ સમૃતિથી સંયુક્ત છે. અમો અતીત કાળનુંજ સુખમય સ્વપ્ન જોઇને આ સમયે પણ પોતાને બારે વંદિત સમજીએ છીયે, પૂર્ણ ગૌરવના પ્રકાશથી અમારો અતિતકાળ સમુજ્વલ છે. અમો અતીત સમયને લઇને સુખી છીયે, અતીતની આલોચના કરીનેજ અમો શ્રેષ્ઠ હોવાનું અભિમાન ધરાવીએ છીયે. અમારા ગૌરવ, સ્પર્ધા, અને પ્રશંસાની સામગ્રી અતીતકાળજ છે. અતીત સમયમાં અમારા પાસે અમારા જાતીય કોષમાં જે હતું તે આ ઉન્નતિ યુગમાં પણ અન્ય જાતીઓના

ભાગ્યમાં નથી, અમારી એ ઉજ્વળ સ્મૃતિનો સાક્ષી અન્ય કોઇ જાતિનો ઇતિહાસ નથી. અતિત સમૃતિના નીલ આકાશમા થી રામચંદ્રજી નિષ્કલંક પૂર્ણ ચંદ્ર છે સુખમય અતીત સમયના સિંહાસનમાં શ્રી રામચંદ ઇષ્ટદેવ રૂપથી વિરાજમાન છે. આ સુખમયી સ્મૃતિના નંદનકાનનમાં મહા કવિ, મહામુનિ વાલ્મિકી રચિત રામચરિત્ર શોભાયમ, પુષ્પમય વાછિત્રફળ દાયક "કલ્પ વૃક્ષ" છે. અમો જોર દઇને કહીએ છીયે કે શ્રી રામચંદ્રજીના માનસ ગુણ નિધાન-આદર્શ પુરૂષ-ક્યારે પણ કોઇ દેશમાં થયેલા નથી. તેમ અન્ય કોઇ સાહિત્યમાં રામાયણની સમાન કરનાર કાવ્ય પણ લખવામાં આવ્યું નથી, તેથીજ તો કહીયે છીયે કે અતીતજ અમારૂં અવલંબન છે, અતીતજ અમારી આલોચનાની સામગ્રી છે. અતીતજ અમારૂં જાતીય જીવન નિહિત છે. શ્રી રામનવમી જેવા પવિત્ર તહેવારમાંજ અતીત સમૃતિને હૃદયમાં જમાવવાનો શુભ મુહુર્ત છે કરૂણા વરૂણાલય ત્રિકાળ દર્શન આર્ય મહર્ષિઓએ તેથીજ આ પવિત્ર ઉત્સવોની પ્રતિષ્ઠ કરેલી છે. જેમાં અમે પોતાના પથ પ્રદર્શક મહા પુરૂષોના ચરિત્રોનું સ્મરણ કરીએ છીએ, તેમના ઉચ્ચ ભાવોને-પ્રશંસનીય ગુણોને પોતાના અંતઃકરણમાં સ્થાન આપીને પોતાના જીવનને સુખમય, પોતાના સમાજને ગુણાગાર અને પોતાના દેશને ગૌરવાન્વિત બનાવીએ છીયે.

આ દિવસ સાધારણ નથી, આ દિને પવિત્રપુરી અયોધ્યામાં ભગવાન રામચંદ્રજીએ અવતાર લઇ મહારાજ દશરથનું જીવન સાફળ કર્યું હતું, એ દિને દેવી કૌશલ્યા જગતજનની બન્યાં હતાં, સૂર્યવંશ ધન્ય થયો હતો અને દૈત્યોના સતાવેલા ત્રિભુવનમાં આનંદ આનંદ છવાઇ રહ્યો હતો. નવદુર્વાદળશ્યામ, અભિરામ, રામચંદ્રજીની મનોહર મૂર્તિએ ભારતને ભાગ્યશાળી બનાવ્યું હતું, ગુણાભિરામ રામચંદ્રજીને સમસ્ત ભારત પ્રાતઃસ્મરણીય, આદરણીય, પુજનીય અને આદર્શચરિત માને છે.

વાસ્તવમાં શ્રી રામચંદ્રજીનું ચરિત્ર કલ્પવૃક્ષ તુલ્ય છે. જે આદર્શ ઇચ્છતા હશે તેજ આદર્શ મળશે, શ્રી રામચંદ્ર નિરાકાર નિર્ગુણ દેવતા નથી, તેઓ સાકાર, સગુણ ગુણનિધાન આત્મારામ છે. તેઓ સાધકના ઇષ્ટદેવ, ભક્તના આશ્રય દીનદુઃખીજનોના સહાયક અને પતિતપાવન છે. જે સમયે શ્રી રામચંદ્રજીએ અવતાર લીધો હતો. તે સમયે ધર્મની હાનિ અને અધર્મનો ઉદય થઇ રહ્યો હતો. દુષ્ટ રાક્ષસોના અત્યાચારથી ત્રણે લોકો હેરાન થતા હતા-યજ્ઞ, વ્રત, જપ, તપ, પુજાપાઠ, ધર્મકર્મ સર્વે બંધ હતા. શ્રી રામચંદ્રજીએ રાક્ષસરાજ રાવણને સવંશ નષ્ટ કરીને, પૃથ્વીનો

ભાર ઉતાર્યો, સાધુઓની રક્ષા કરી અને પુનઃધર્મની સ્થાપના કરી, હિંદુ-સમાજને પોતાના આચરણોથી કર્તવ્યપાલનની સુશિક્ષા પ્રદાન કરી, વેદ-પ્રતિપાદિત ધર્માનુસાર શ્રી રામચંદ્રજીને અમો અવતાર માનીએ છીયે, જે રામચંદ્રજીએ બાળલીલા સમયે શ્રી મહાદેવજીનું ગાંડિવ નામનું ધનુષ્ય જેને મહાબળી રાવણ આદિ યોદ્ધાઓ ઉઠાવી શકયા નહિ. તેને ડાબા હાથે ઉઠાવી પુષ્પમાળાની માફક તોડી નાખ્યું, માર્ગમા એકવીસવાર ક્ષત્રિયોથી શૂન્ય-કરી દેનાર અને મહાબળી સહસ્રાર્જુનના મને મટાડનાર અદ્વિતિય યોદ્ધા પરશુરામને પળમા પરાસ્ત કર્યા, પગની રજથી અહલ્યાનો ઉદ્ધાર કર્યો. જે રામચંદ્રજીએ પિતાની આજ્ઞા પાળવા માટે पुत्राणां हि परोधर्मो पितृशुश्रूषणं सतां। આ પ્રમાણે મહાસમુદ્ર સામ્રાજ્યને તૃણવત્ ત્યાગી દીધુ અને હસતા હસતાં વનમાં ચાલી નીકળ્યા, ચૌદ વર્ષને માટે જે-રામ-ચંદ્રજીએ ખર અને દુષણ આદિ રાક્ષસોની ભયંકર સેનાને નિજ પરાક્રમથી નષ્ટ કરી, વળી જે દયાળુ સમર્થી રામચંદ્રે વાનરોને પણ પોતાના મિત્ર બનાવી, સનાથ કીધા, જે રામચંદ્રે મહાબળી વાળીને એક જ બાણથી મારી નાંખ્યો. જે રામચંદ્રે અથાગસાગર ઉપર સેતુ બાંધી લીધો, અને ત્યાં આગળ "સેતુબંધ રામેશ્વર નામે મહાદેવજીનું" બાણ સ્થાપન કર્યું, આર્શ્ચરિત્ર ભગવાન રામચંદ્રજીએ ત્રીભુવનમા અદ્વિતીય વીર રાવણને સવંશ નષ્ટ કીધો. જે ભક્તવત્સલ રામચંદ્રજીએ શત્રુના ભાઈ વિભીષણને પણ શરણે આવવાથી વિના સંકોચે આશ્રય આપ્યો, જે ધર્મજ્ઞ યશસ્વી રામચંદ્રે પોતાની કીર્તિ નિર્મળ-રાખવા માટે સતી સીતાની પણ પરીક્ષા લીધી અને અંતમા લોકાપવાદના ભય અને કર્તવ્યપાલનને માટે સતી સીતા અને પ્રાણપ્રિય અભિની હૃદયભ્રાતા લક્ષ્મણને પણ ત્યાગી દીધા શ્રી રામચંદ્રજીને અનેક દુઃખ-કષ્ટ સહન કરવા પડ્યા છે. તથાપિ તેઓએ ધૈર્ય ત્યાગ્યું નથી, અને ધૈર્યનું પાલન કરીને જગતને સંકટ સમયે ધૈર્ય ધારણ કરવાનો ઉપદેશ આપ્યો છે, તેથી જ રામચંદ્રજીનુ ચરિત્ર અગ્નિમાં તપાવેલા સુવર્ણના સમાન નિર્મળ થઇ ગયું છે, પિતા પ્રત્યે પુત્રનો શો ધર્મ છે, તે પિતાની આજ્ઞા પાળીને જગતને આજ્ઞાધારક થવાનો ઉપદેશ આપ્યો છે પ્રજારંજનને માટે કેટલા આત્મત્યાગની જરૂર છે. સમાજરક્ષાને માટે કેટલી દ્રઢતા હોવી જોઇએ, એ સર્વ દ્રષ્ટાંત શ્રી. રામચરિત્રમાં સારી રીતે અંકિત છે, પોતાના બાંધ પ્રત્યે લક્ષ્મણનો-ભરતનો ભ્રાતૃભાવ ! શત્રુઘ્નની તેજસ્વીતા અને દેવી સીતાનું "સતિત્વ" તથા "પતિભક્તિ" એ રામચરિત્રના ચરિત્રને મહિમ્નચનના સંયોગસમાન અલંકૃત કરી આપ્યુ

છે. આ પાંચ ચરિત્રોમા કેટલી શિક્ષા, મધુરતા, કોમળતા, અને નીતિ ભરેલી છે. તેને તેજ ભાગ્યશાળી જાણે છે કે જેઓએ સમાજના આદર્શની, સમાજના દેવતા, સમાજના અમૂલ્ય મણિ શ્રી રામચંદ્રજીના ચરિત્રની આલોચના કરી છે. એકાગ્ર ચિત્તથી મનન કર્યું છે, અમારી સંમતિ છે કે સનાતન ધર્માવલંબી હિંદુ માત્ર "श्री रामजयन्ती" શ્રી રામનવમીના તહેવારને એક ઉત્તમ તહેવાર માનીને તે દિવસે રામાયણાદિ રામચરિત્રોનું કથન, શ્રવણાદિ કરવું એટલું જ નહિ. કિંતુ રામચંદ્રજીના એક એક ચરિત્ર ઉપર વિચાર કરવો, અને તેઓના આદર્શ રૂપ ચારિત્રમાં-કર્તવ્યમાં સ્વત પ્રવૃત્ત થવું. યદિપૂર્ણરીતથી તેઓના સમાન આત્મત્યાગાદિનું યથાર્થ પાલન ન કરી શકાય-તો પણ યથામતિ-યથાશક્તિ તેઓશ્રીના પાલન કરેલા આચરણોમા સ્વયં પાલન કરવું એક નીતિકાર લખે છે કે:—

अनुगन्तु सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ।
स्वल्पमप्यनु गन्तव्यं मार्गस्थो नावसीदति ॥
प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किन्नुमे पशुभिस्तुल्यं किं नु मे सत्पुरुषैरिति ॥

જો તમો પૂર્ણ તથા સજ્જનોના માર્ગે ન ચાલી શકો, તો કંઈ પણ તેઓનું અનુકરણ કરો अकरणान्मन्दकरणं श्रेयम् મતલબ છે કે સુમાર્ગમા ચાલવાથી ભલાઇ સિવાય બુરાઇ થતી જ નહિ, મનુષ્યે દિન પ્રતિદિન પોતાના કૃત્યો ઉપર વિચાર કરવો જોઇએ કે મેં કયું કાર્ય પશુઓના સમાન (ખરાબ) કર્યું છે, અને કયું સજ્જનોના જેવું (સારૂં) કાર્ય કર્યું છે. વળી રામચરિત્રના શ્રવણ સંબંધમાં અમારી તો એ પણ સંમતિ છે કે રામચરિત્રમાંથી ખાસ વિષયો ચુંટી કાઢીને તેના ઉપર રામનવમીને દિવસે વ્યાખ્યાન અપાવવાનો પ્રબંધ કરે તો તેથી આજકાલના ધાર્મિકદ્રષ્ટિથી વિમુખ રહેલા કે જેઓ કથાભાગ ઉપરથી સાર ગ્રહણ કરવામા અસમર્થ છે. અથવા અધિક સમય આપી શકે તેમ નથી તેઓ પણ શ્રી રામચરિત્રનું શ્રવણ કરી પોતાની બુદ્ધિને પવિત્ર બનાવવા ઉપરાંત પોતાનું ઐહિક તથા પારલૌકિક શ્રેય સંપાદન કરવામાં સમર્થ થઇ શકે. અસ્તુ.

અંતમા અમો પ્રિય સનાતન ધર્માવલંબી સજ્જનોને નિવેદન કરીએ

છીએ કે, બંધુઓ ! રામનવમીને દિવસે અતીત સમયને વર્તમાન બનાવવાની દીક્ષા લેવાનું શુભ મુહૂર્ત છે એ દિને ભક્તિભાવથી શ્રી રામચંદ્રના ઉત્તમ ચરિત્રોનું ગાન કરો, રામચરિત્ર વાંચવાથી આ લોક અને પરલોક સુધરે છે, રામ નામ વ્યાધિબીજને બાળનાર દાવાનળ છે. રામ નામ દુઃખદલન અમોઘશસ્ત્ર છે. વળી:—

रकारोच्चारणमात्रेण मुखान्निर्याति पातकम् ।
पुनः प्रवेशसंदेहान्मकारस्तत्कपाटनम् ॥

રામ નામનો रा નો ઉચ્ચાર કરતાંજ મોઢામાંથી આપણા હૃદયમાં રહેલી મલીન વાસના-પાપ નીકળી જાય છે. તે પાપ પુનઃ મોઢામાં પેસશે એવા સંદેહથી म નો ઉચ્ચાર કરતાં મુખરૂપી કમાડ બંધ થતાં પાપ પ્રવેશ કરી શકતું નથી. રામ નામ પ્રતાપથી દસ્યુરત્નાકર વાલ્મિકી બની શકે છે. વામદેવને મુક્તિ મળી છે અને મહા પાતકી પણ તરી શકે છે. જે રામ નામને રામ ચરિત્રને આ સમયે પણ હિંદુઓ ભૂલ્યા નથી, તેજ રામનામ તેજ રામ ચરિત્ર ભારત વર્ષના ધરોધર દેવાઈને ભારતીય આર્ય વંશજોની અવનતિ-દુર્દશાને દૂર કરો એજ અમારી દયાળુ પ્રભુના ચરણમાં પ્રાર્થના છે.

कल्याणानां निधानं कलिमलमथनं पावनं पावनानाम् ।
पाथेयं यन्मुमुक्षोः सपदि परपदप्राप्तये प्रस्थितस्य ॥
विश्राम स्थानमेकं कविवर वचसां जीवनं सज्जनानाम् ।
बीजं धर्म द्रुमस्य प्रभवतु भवतां भूतये रामनाम् ॥

इतिशम् ॥

અધ્યાપક બ્રહ્મચર્યાશ્રમ સિદ્ધપુર.

ભવદીય,
જમનાશંકર દેવશંકર શાસ્ત્રી
મંત્રી શ્રી ગુજરાત ધર્મપ્રચારિણી સભા.




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૧ થી. )

## પ્રકરણ ૧૮ મું.

### દ્રૌપદી અને સત્યભામા.

સુંદર અને સ્વાસ્થ્ય કારક જળ વાયુના સેવનથી પાંડવો અને દ્રૌપદી પર્વત ઉપર દુઃખના દિવસો પણ સુખમાં કાપવા લાગ્યા. સહુથી પૂર્વક હવે અર્જુન જલદી આવશે એ વાતને ધ્યાનમાં રાખી દ્રૌપદી પ્રસન્ન રહેવા લાગી. તેજ સમયમાં એક સુંદર રથપર સ્વાર થઇ અર્જુન તેને આવી મળ્યો. પરસ્પર મળતાં તે સર્વ પુલકિત થયાં. રાજા યુધિષ્ઠિરે જ્યારે જાણ્યું કે અર્જુને કેવલ મહાદેવનું પાશુપત અસ્ત્ર અને ઇન્દ્રનું વજ્રઅસ્ત્ર નહિ પણ અન્ય દેવતાઓ પાસેથી બીજા પણ અનેક પ્રકારનાં અસ્ત્રો મેળવ્યાં છે તેથી તેમને ઘણોજ આનંદ થયો અને અર્જુનને કહેવા લાગ્યા ભાઇ! કૌરવોની સાથેના યુદ્ધમાં આપણો વિજય જરૂર થશે હવે તેમાં મને કોઇ પણ જાતની શંકા નથી.

ત્યારપછી પાંડવો બીજા ચાર વર્ષ ત્યાં રહ્યા. છ વર્ષ પહેલાં થયાં હતાં એટલે હવે વનવાસના માત્ર બેજ વર્ષ બાકી રહ્યાં એક દિવસ સર્વ ભાઇઓએ પરસ્પર સંવાદ કરી યુધિષ્ઠિરને નિવેદન કર્યું કે–હે રાજન્! શત્રુઓથી બદલો ન લેવો એ મહાન્ અધર્મ છે. માટે કૌરવો પાસેથી આપણું રાજ્ય પાછું લેવું છે એ વાત આપણે ભૂલી જવી ન જોઇએ. માટે હવે અહીંથી પાછા ફરી આપણે આપણા રાજ્યની આસપાસ જઇને મુકામ નાખવો જોઇએ. ત્યાં જઇ આરામે આપણા કર્તવ્યનો વિચાર કરીશું? યુધિષ્ઠિર આ વાત સાંભળી ખુશી થયા અને સર્વની સાથે પરિચિત માર્ગે ચાલી નીકળ્યા. લોમશમુનિ પણ સર્વને આશીર્વાદ આપી ચાલતા થયા.

પાર્વત્ય પ્રદેશનો પરિત્યાગ કરી પાંડવો પુનઃ દ્વૈત વનમાં વાસ કરવા વનમાં આવ્યા. તે સમાચાર સાંભળી શ્રી કૃષ્ણ સર્વ યદુવંશીઓને સાથે

લઇ તેમને મળવા માટે ત્યાં આવ્યા. તે વખતે તેમની પ્રિયપત્ની સત્યભામા પણ દ્રૌપદીને મળવા માટે તેમની સાથે આવી.

સહદેવ અને નકુલસથી નમસ્કાર, અર્જુનને ગળે વળગાડી, ભીમસેન, ધર્મરાજ, તથા પુરોહિત ધૌમ્યને પ્રણામ કરી શ્રી કૃષ્ણે કહ્યું—હે રાજા રાજ્ય પ્રાપ્તિની અપેક્ષાએ ધર્મની વૃદ્ધિ પ્રશંસનીય છે. (વર્તમાન સમયમાં સ્વરાજ્યની ધમાલ કરી ધર્મને આજુપર મુકનારાઓએ શ્રીકૃષ્ણની આ હકીકત ખાસ લક્ષમાં લેવા જેવી છે) એ સમજીને આપ સદા ધર્મનું અનુષ્ઠાન કરો છો. તેમજ ક્ષમા વિગેરે અનુપમ ગુણોને લઇને સર્વ લોકો આપને ધર્મ રાજ કહે છે. આપે ક્ષમાની તો હદ કરી છે. કૌરવ સભામાં દ્રૌપદી ઉપર અતિ અત્યાચાર થતો હતો કે દુષ્ટોને ક્ષમા આપવી તે પણ આપનુંજ કામ હતું. વનવાસ પૂર્ણ થતા આપ જરૂર રાજ્ય પ્રાપ્ત કરશો અને પાળ પાલન પણ કરશો. આપના પુન્યના પ્રભાવથીજ અર્જુને દિવ્યાસ્ત્ર પ્રાપ્ત કર્યાં છે.

ત્યાર બાદ તેમણે દ્રૌપદીને કહ્યું—હે કૃષ્ણે! પ્રતિવિંધ્યાદિ તમારા પુત્રો દ્વારકામાં આનંદમાં રહે છે. તમારા પિતા અને તમારા ભાઇએ તેમને રાજ્યની લાલચ આપીને પોતાના પાસે રાખવા તથા પાંચાલ નગરમાં બોલાવવા માટે ભારે યત્ન કર્યો. પણ તે ગયા નહિ. યાદવો સાથે દ્વારકામાં રહેવાનુંજ તેમણે પસંદ કર્યું. જે રીતે તમે તમારા પુત્રોને સ્નેહથી રાખો છો તેજ પ્રમાણે સુભદ્રા તેમના ઉપર સ્નેહ કરે છે. અભિમન્યુ એ સર્વમાં મોટો છે તેથી તે તેમને ઢાલ, તરવાર, અને ગદા ચલાવવાનું તથા ઘોડા ઉપર બેસવાનું શીખવે છે. પ્રદ્યુમ્ન, અભિમન્યુને તથા તમારા પુત્રોને અન્ય કર્તવ્ય બતાવે છે. જ્યાં જ્યાં તે લોકો જાય છે ત્યાં ત્યાં રાજ્યના રથ, હાથી અને ઘોડાઓ તેમની સાથે રહે છે.

એટલું કહી શ્રી કૃષ્ણે ફરી યુધિષ્ઠિરને કહ્યું—સર્વ યદુવંશીઓ આપને આધીન છે જો આપની આજ્ઞા હોય તો ને લોકો કૌરવોપર ચઢાઇ કરીને તેમને હરાવી દે. અને આપ સુખેથી રાજ્ય કરો.

યુધિષ્ઠિર—હે કેશવ અમને આપનીજ સહાય છે અને સદાય આપેજ અમારી રક્ષા કરી છે પણ જેમ અમે વનવાસમાં બાર વર્ષ કાઢી નાંખ્યાં છે તે પ્રમાણે એક વર્ષ અજ્ઞાત વાસનું પણ વીતાવી દેવા દ્યો, ત્યાર પછી આપણે સર્વ મળીને સલાહ કરીશું કે અમારે શું કરવું જોઇએ. આપની સહાય આવાજ પ્રકારની સ્નેહ દ્રષ્ટિ અમો સર્વપર બની રહે અને પાંડવો સદા આપના આજ્ઞાકારી રહે.

દ્રાપદી અને સત્યભામા ઘણા દીવસે મળ્યાં હતાં તેથી તે પરસ્પર ઘણા સમય સુધી વાતો કરતી બેઠી હતી. એકાન્ત જોઇ સત્યભામાએ દ્રૌપદીને કહ્યું–હે સખી! પરાક્રમી પાંડવોની સાથે તું કેવા પ્રકારનો વ્યવહાર કરે છે કે તે તારાથી કદિ રૂષ્ટ થતા નથી અને કેવી રીતે તારે વશ રહે છે કે તને છોડીને બીજા કોઇને ધ્યાનમાં લાવતા નથી. શું સોમવાર વિગેરે વ્રત કરીને, અથવા ગંગાસંગમ્ ઇત્યાદીમાં સ્નાન કરીને તેં તેઓને તારે વશ કર્યા છે? અગર તો તુને વશીકરણ મંત્ર આવડે છે? અગર તું એવી કોઇ ઔષધી અથવા અંજન બનાવી જાણે છે કે જેના વડે તેં પાંડવોને તારે વશ કર્યા છે? મને પણ એવો કોઇ ઉપાય બતાવી દે કે જેના યોગે હું પણ શ્રી કૃષ્ણને વશ કરી લઉં.

દ્રૌપદીએ કહ્યું. હે સખી તે પતિની સાથે જે રીતે વ્યવહાર કરવાની વાત પૂછી છે, તે રીતે પાપિની સ્ત્રીઓજ કરે છે. એ વાતોમાં હું તુને શો જવાબ આપું? તું બુદ્ધિમાન્ છે સારી નઠારી વાતો સમજે છે શ્રી કૃષ્ણ જેવા મહાત્માની સ્ત્રી-રાણી-થવાનું તને સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. માટે આવા પ્રકારની વાતો પૂછવી એ તુને શોભતું નથી. યદિ કોઇ પતિ એમ જાણી લે કે તેની સ્ત્રી મંત્રથી તેને વશ કરવા ચાહે છે તો તેને કદિપણ ચેન પડશે કે? તે સદૈવ ઘરમાં જાણે સર્પ રહેતો હોય તેમ પોતાની સ્ત્રીથી શંકામાંજ રહેશે આવી દશામાં શાન્તિ ક્યાં? અને જો શાન્તિ નહિ તો સુખ ક્યાં? જ્યારે સ્વામી સુખી નહિ તો સ્ત્રી સુખમાં કેવી રીતે રહે? હે બહેન! સત્યજ માનજે કે સ્વામીને મંત્ર દ્વારા વશ કરવા એ અસંભવિતજ છે દવાઓથી પણ સ્વામી વશ થતા નથી પોતાના સ્વામીને મારીને સ્વતંત્ર રહેવાવાળી કુલટા સ્ત્રીજ આવા પ્રયોગો કરે છે એવી હત્યારિનીઓની ચર્ચા કરવામાં પણ પાપ છે. ક્વચિત આવી કુલટાઓને પનારે પડીને સરલ સ્ત્રીઓ પણ પોતાના પતિને વશ કરવાની દવાઓ આપે છે. તેનું પરિણામ એ આવે છે કે તેના સ્વામી પોતાની સ્ત્રીનાજ દોષથી રોગીઆ, બાધરા, મુંગા, પુરૂષત્વહીન થઇ જાય છે આવા પાપોનું પ્રાયશ્ચિત પણ નથી માટે સ્ત્રીઓએ આવા પ્રકારનાં પાપ કર્મોથી સદા સાવધાન રહેવું જોઇએ.

(અપૂર્ણ)

# हिन्दुधर्म अने विज्ञान.

(૨)

## વર્ણાશ્રમ વ્યવસ્થા.

ગતાંકમાં એ વાત સ્પષ્ટ કરવામા આવી છે કે અર્વાચીન સાયન્સની શોધ જેમ આગળ વધતી જાય છે તેમ થી સનાતન ધર્મ પ્રતિપાદિત વિધિ નિષેધ પર વધારે પ્રકાશ નાખી, પશ્ચિમના મોહમાં તણાતા સુધારકોના નેત્રમાં જ્ઞાનાંજન સલાકા ફેરવી એ સિદ્ધ કરી બતાવે છે કે; અમે રશુગામાં ફાંફાં મારી, અપાર ધન અને કાળનો ભોગ આપી, બહુ પરિશ્રમે જે ખોળી કાઢીએ છીએ તે અલૌકિક બુદ્ધિપ્રભાવશાળી હિંદના પરમહિતૈષિ મુનિયોએ પ્રથમથીજ નક્કી કરેલું છે!! છતાં મોહ મદિરામાં મસ્ત બનેલા પોતાના ઘરની વાત સમજી શકતા નથી. અને પશ્ચિમના લોકો જેને સડેલું સમજી ફેંકી દે છે તેને ગ્રહણ કરી પોતાને ડાહ્યા માનનારાઓનો હિંદમાં રાફડો ફાટ્યો છે. તેથી એ પોતાની મરજીમાં આવે તેમ બકેજ છે. આર્યાવર્તનું સંરક્ષણ કરનાર પરમ ઉપયોગી વર્ણાશ્રમ વ્યવસ્થાને કેટલાએક એમજ સમજી બેઠા છે કે કેટલાએક મનસ્વી લોકોએ પોતાની ઇચ્છા પ્રમાણે ગોઠવી લીધી છે હવે જમાનો બદલાયો છે તો તેમાં પણ ફેરફાર કરવો જોઇએ. આજકાલ તેના ઉપર આવી પડેલ આપત્તિયોના પારજ નથી. કોઇ જન્મથી જાતિ માને છે તો વળી કોઇ ગુણ કર્માનુસાર જાતિ વિભાગ કરવા યત્ન કરી રહેલા છે, અને ભગવદ્‌ગીતામાં કહેલ શ્રી કૃષ્ણ ભગવાનનાં આરે ભૂલ્યો એક સન્યે પુરૂષનાં વચન આગળ કરે છે કે चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्मविभागशः ॥ મે ગુણકર્મના વિભાગ પ્રમાણે ચારે વર્ણોના રચના કરી છે. સામાન્ય શબ્દાર્થ જાણનાર પણ સમજી શકે તેમ છે કે આ પ્રમાણ તો જન્મથીજ જાતિ સિદ્ધ કરે છે. ગુણ કર્મથી નહિ. ભગવાને એમ નથી કહ્યું કે ગુણકર્મ પ્રમાણે તમે ચારે વર્ણોનો નિશ્ચય કરી લ્યો. પણ તે તો એમ કહે છે કે મેં બનાવ્યાં છે. તેનો અર્થજ એ છે કે ભગવાન્ જે વ્યક્તિને જે વર્ણની કરવા ઇચ્છે છે તેને તે વર્ણના માતા પિતાથી ઉત્પન્ન કરે છે. ત્યાં એ પ્રશ્નને અવકાશ છે કે ભગવાન્ એમ શા માટે કરે છે! તેનો જવાબ તેમણેજ આપ્યો છે કે ગત જન્મનાં જેવાં ગુણ કર્મ છે તે પ્રમાણે જન્મ આપું છું વાત સીધી છે. અને એજ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે પૂર્વ જન્મનાં ગુણ કર્માનુસાર તે તે વર્ણમાં જન્મ મળે છે. આજ

અર્થ સ્પષ્ટ છે. એથી વિશેષ કલ્પના શ્રીમદ્ ભગવદ્‌ગીતાના આ શ્લોક ઉપર થઇ શકે તેમ છેજ નહિ.

વર્તમાન સમય બહુજ વિલક્ષણ આવ્યો છે. જેથી વિદેશ વાસીઓ જે શ્રીમદ્ ગીતાજીને ઉચ્ચશ્રેણિનો ગ્રંથ ગણે છે તેને આર્ય સંતાનો માન્ય કરી શકતા નથી, પરંતુ આર્ય શાસ્ત્રોમાં તો અન્યત્ર પણ જન્મથીજ વર્ણ વ્યવસ્થા સિદ્ધ થાય છે. સંસ્કારો તરફ જુઓ ત્યાં પણ વર્ણ વિભાગ સમજાય છે. બ્રાહ્મણને આઠમે વર્ષે, ક્ષત્રિયને અગીઆરમે વર્ષે, વૈશ્યને બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવા. ત્યારેજ એ વાત ઉઘાડીજ છે કે ઉપનયન પહેલાંજ બ્રાહ્મણાદિ વર્ણ માનવામાં આવે છે "अष्ट वर्षं ब्राह्मणमुपनयीत" આ વિધિ વાક્ય છે તેમાં બ્રાહ્મણત્વાદિ ઉદ્દેશ્ય છે ને ઉપનયન વિધેય છે. ઉદ્દેશ્ય પ્રથમ સિદ્ધ હોવો જોઇએજ એ વાત શાસ્ત્રજ્ઞો જાણે છે. જ્યારે બ્રાહ્મણ હશે ત્યારેજ તેનાપર ઉપનયન વિધિ લાગુ થશે. સાધારણ વ્યાકરણ જાણનારા પણ આ વાત સમજી શકે તેવી સ્પષ્ટ ને સહેલી છે. છતાં વેદોના અર્થ કરનારાઓ આવી મોટી વાતપર ધ્યાન આપતા નથી એ પક્ષપાત વિના અન્ય શું છે? ત્યારે ઉપનયન પહેલાં બ્રાહ્મણત્વ સત્વને સિદ્ધ કરનાર જન્મ સિવાય અન્ય કયો ઉપાય છે? કર્મ તો તે પછી કરશે. ગુણો પણ તેના કર્મ દ્વારા આગળ વ્યક્ત થશે. તો પછી ગુણ કર્માનુસાર પ્રથમથીજ કોઇને બ્રાહ્મણાદિ કેમ કહી શકાય! માટે જન્મથીજ વર્ણવ્યવસ્થા સિદ્ધ થાય છે વર્ણની સ્વરૂપ યોગ્યતા તો જન્મથીજ છે. પણ મનુષ્ય પોતાના આચરણથી તે યોગ્યતાનો ઉત્કર્ષ અથવા અપકર્ષ સાધે છે. જો કોઇ મનુષ્ય પોતાનાં આચરણથી યોગ્યતાને નષ્ટ કરી નાખશે તો તે બ્રાહ્મણત્વથી પતિત થશે. એ સર્વ ધર્મ શાસ્ત્ર માને છે તેથી આ બાબતમાં વિવાદ નકામો છે. સ્વરૂપ યોગ્યતા જન્મથીજ હોય છે તે નવી પેદા થઇ શકતિ નથી. જાતિ અને જન્મ બેઉ શબ્દનો એકજ અર્થ છે બેઉ શબ્દો जन ધાતુથી બન્યા છે તો પછી જન્મથી જાતિ નથી એ કહેવું અયોગ્ય છે એ વિચારવાનને તો સમજાય એવી બાબત છે. છતાં જન્મને જાતિમાં તકરાર કરનારપર "વ્યાઘાત દોષ" આવે છે, જેમ પિતાનું ધન સર્વ પુત્રોને મળે છે તેમા કોઇ પોતાના શુભ કર્મથી તેમાં વૃદ્ધિ કરી લે છે અને કોઇ દુરાચારમાં પડી તેનો નાશ કરી નાખે છે. તેજ પ્રમાણે પિતૃ ક્રમાગત વર્ણરૂપ યોગ્યતાનો પોતે પોતાના કર્માનુસાર કોઇ સ્થળમાં ઉત્કર્ષ અને કોઇ જગોએ અપકર્ષ થાય છે પણ તેનું સ્વરૂપ તો બીજા જન્મમાંજ મળે છે. આ જન્મનાં વર્તમાન કર્મથી આગળ મળનારી જાતિનો નિર્ણય થશે અને તે નિર્ણય ભગવાનના હાથમાં છે. અહીં આપણે સ્વકર્મથી ઉન્નતિ અથવા અવનતિ પામી શકીશું અર્થાત્ બીજી જાતિમાં જઇ શકીશું

તો સ્વધર્મેનુષ્ઠાતવ્ય એ શાસ્ત્ર આજ્ઞા વ્યર્થ થશે જે આપણો ધર્મ ઈશ્વરે બતાવ્યો છે તેનું અનુષ્ઠાન કરવું જોઈએ આપણી મુરજી પ્રમાણે આપણો ધર્મ શોધવો એ આપણું કર્તવ્ય નથી દૃષ્ટાન્ત પણ એજ પક્ષને પુષ્ટ કરે છે જેને સરકાર કલેક્ટરના હોદ્દા ઉપર નિયત કરે છે તેને પોતાના અધિકાર પ્રમાણેજ કર્મ કરવા પડે છે એવો કાંઈ નિયમ નથી કે જે કલેક્ટરનું કર્મ કરવા ઇચ્છે તે કલેક્ટર મનાય વિવાહદ્વારા જ્યારે પતિ પત્ની બની જાય ત્યાર પછીજ પરસ્પર પતિ પત્નીના ધર્મ કર્મનું પાલન થય છે તેનાથી ઉલટુ જો નક્કી કરવામાં આવે અર્થાત્ પોતાનું કામ કરવા લાગે તે પતિ અને પત્નીનું કામ કરવા લાગે તે પત્ની તો સમાજની શી દશા થાય ? અને એ વ્યવસ્થા કેવી ઉત્તમ બને ?

ઉપર પ્રમાણે શાસ્ત્ર અને યુક્તિથી વર્ણ વ્યવસ્થા જન્મ સિદ્ધ છેજ પરંતુ આજકાલના નવશિક્ષિતોના ભેજા તેની પરવાહ કરતા નથી એ તો "વાડામાંના પાડની પેઠે" સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ થવા ઇચ્છે છે અને ઉત્તમ મર્યાદાનો ભંગ કરવા તત્પર થાય છે છતાં તેમના ગુરૂ જો અંગ્રેજો કહે તો તેને શિરસાવંદ્ય સમજી માન્ય રાખે છે, હિંદુનાં સંતાનો છતાં હિંદુઓની યુક્તિ યુક્ત વાત તેમને ગળે ઉતરતી નથી પણ દેશાભિમાનનો ડોળ ઘાલનારાઓને અંગ્રેજોની ઉક્તિ માત્ર આદરણીય સમજાય છે સજ્જનો જરા વિચાર તો કરો કે જેમના વચનોપર સુધરેલો બહુ ભાગ હિંદુત્વનું સંરક્ષણ કરનાર ધર્મપર કુઠારાઘાત કરવા તત્પર થયા છે તેમના હૃદયને જુઓ છો ? ભારત વર્ષ જેવા ઉષ્ણ દેશમાં આવ્યા છતાં તેમણે પોતાનો વેશ, કેશ, ભાષા, આચાર, નીતિ રીતિ કશુંએ બદલ્યું નથી વિદેશમાં રહીને પણ સ્વદેશનુંજ સર્વસ્વ પોષે છે તેના મનમાં હિંદનું હિત ઇચ્છેલું હોય ? છતાં તેમનાં વચન સત્ય અને વિશ્વાસ કરવા યોગ્ય મનાય અને હિંદમાંજ જન્મેલા, હિંદના માટેજ સર્વદા વિચાર કરનારા, એવા પોતાના પૂર્વજોપર વિશ્વાસ નહિ જે પોતાના દેશનો વેશ, કેશ, ભાષા, આચાર, વિચાર વિગેરે સર્વને તુચ્છ સમજી વિદેશનુંજ અનુકરણ કરતા જાય તે હિંદનું હિત ઇચ્છે છે કે ભારતને યૂરોપ બનાવે છે ? છતાં ખૂબી એ છે કે આ વાત કોઈ સાંભળતું પણ નથી આ દેશની ગમે તેવી ઉત્તમ બાબત હોય પણ તેને પશ્ચિમનું [illegible] ન મળે તો નકામી થાય છે ! તેવાજ પ્રકાર વર્ણાશ્રમને માટે પણ છે એને વર્ણાશ્રમ ઉપયોગી છે એવું જો સાયન્સથી સિદ્ધ થાય તો પછી એ લોકો તે માનવા તૈયાર રહે છે અત્યારે એ બાબત પણ સ્પષ્ટ થઈ છે કે વર્ણાશ્રમના ઘણા અંશોને સાયન્સ પુષ્ટિ આપે છે તો હવે તે તરફ વળીશું

શિકાગોમાં ડૉક્ટર એબ્રાહીમ મહાશય સંસારમાં પ્રસિદ્ધ સાઇંટિસ્ટ (વૈજ્ઞાનિક) છે તેમણે વર્ણ વ્યવસ્થા ઉપર બહુ બારીક વિચાર કર્યો છે.

Register No. B. 1538.

## खास, अगत्यनुं.

(૧) પ્રથમ અંકમાં હિસાબ પ્રકટ કરવાનો હતો પરંતુ નેરોબીથી હિસાબ આવી શક્યો નથી જેથી વાત બીજા અંકપર મૂલતવી રાખવામાં આવે છે.

(૨) પ્રથમ અંક ગ્રાહકોને મળી ગયા પછી જેમનું લવાજમ નહિ આવ્યું હોય તેમના ઉપર બીજો અંક વી. પી. કરવામાં આવશે તો સુજ્ઞો તેને છોડાવી લેશે. અને આ ધર્મસંસ્થાને નકામા ખર્ચમાં નહિ જ ઉતારે.

(૩) કેટલાએક ભદ્ર પુરૂષો માસિક છેવટ સુધી લે છે અને જ્યારે લવાજમ ભરવાનું આવે ત્યારે વી. પી. પાછાં વાળે છે. એવા સજ્જનોનો પણ પરિચય થયો છે કે ભેટનું પુસ્તક અને બાર અંકો લઈ ગ્રાહક રહેવાની ના પાડી છે (ના પાડી એ તો તેમની ઇચ્છા?) પણ જે અંકો અને ભેટનું પુસ્તક તેમને મળ્યું તેનું એ લવાજમ ન ભર્યું એ તેમની કસરી ઉદારતાને શું કહીએ?

(૪) ભેટના પુસ્તકનો આધાર પૈસાના વધારા ઉપર છે તેથી એ બાબત હિસાબ થઈ ગયા પછી સમજાય.

(૫) વી. પી. નો ત્રણ આના વધારે ભરવા કરતાં મની ઓર્ડરથી પૈસા મોકલવામાં ગ્રાહકોને લાભ છે.

## दिव्य प्रकाश.

હરિગીત.

ઇચ્છે ખરી હિંમત ધરી જો હિત ચાહો દેશનું,
ઇચ્છો શમન જન મન થકી બાહિર અંતર ક્લેશનું;
વળી આશ રાખો છૂટવાની દુર્ગુણો ને વેંમથી,
તો સનાતન ધર્મના સેવો પ્રભુ સહુ પ્રેમથી.

હોવાથી તેની પરીક્ષાઓ સ...
લગ્ન કરી એવા સજ્જનોના સંસાર...
કે? પણ તેમ/કરવા જતાં તેમનો ગોહને નગીપુરાવયમાં પટેલ ડાહ્યાભાઈ
જરી એને જ...વાત હિંદુશાસ્ત્ર કહે છે તે માન્ય ક...એ પ્રસિદ્ધ કરી.

## વિષયસૂચિ.

### વેદ.


શ્રી વેદતત્ત્વામૃત ... ... ( યતિ ) ... ... ... ૭૪

### સાહિત્ય.

મનને ઉપદેશ ... .. ( કવિ દયાશંકરભાઈ)... ... ૭૫
ભવલીલા ... . ( યતિ ) ... ... ... ૭૬
જીવતાં મરેલા ... ... ( યતિ ) ... ... ... ૭૭
શ્રી મોહનમાલા મણકો . (સ્વામી પ્રણવાશ્રમજી) ... ... ૭૮
શ્રી શિવાનંદ લહરી ... ( શ્રીમાન્ માસ્તર છોટાલાલભાઈ) ૮૧

### તત્ત્વજ્ઞાન.

આત્મોપરાસુ ... ... ( યતિ ) .. ... .. ૮૫
જ્ઞાન ... ( યતિ ) ... ... ... ૧૦૧

### ધર્મ.

ષોડશ સંસ્કાર વિધિ ... ( યતિ ) ... ... ... ૮૯

### સાહિત્ય.

દ્રૌપદી ... ... ( યતિ ) ... ... ... ૯૨

### પ્રકીર્ણ.

શિક્ષકનું આચરણ . ( ગ. જમનાશંકરભાઈ) ... ૯૫
હિંદુધર્મ અને વિજ્ઞાન ... ( યતિ ) ... ... ... ૯૭
ગ્રાહકોને નિવેદન ... ... (યતિ) ... ... .. ૯૪

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

પુસ્તક ૩ જું. સં. ૧૯૭૯ જ્યેષ્ઠ જુન ઇ. સ. ૧૯૨૩ અંક ૩

मंगलम्.




लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा । स चापि तत्प्रत्यवदद्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥ १५ ॥

श्री शांकरभाष्य—इदं श्रुतेर्वचनम् । लोकादिं लोकानामादिं प्रथमशरीरित्वादग्निं तं प्रकृतं नचिकेतसा प्रार्थितमुवाचोक्तवान्मृत्युस्तस्मै नचिकेतसे । किं च या इष्टकाश्चेतव्याः स्वरूपेण ॥ यावतीर्वा संख्यया । यथा वा चीयतेऽग्निर्येन प्रकारेण सर्वमेतदुक्तवानित्यर्थः । स चापि नचिकेतास्तन्मृत्युनोक्तं यथावत्प्रत्ययेनावदत् प्रत्युच्चारितवान्। अथ तस्य प्रत्युच्चारणेन तुष्टः सन्मृत्युः पुनरेवाह वरत्रयव्यतिरेकेणान्यं वरं दित्सुः ॥

ગુજરાતી—તેને સૃષ્ટિનાઆદિ તે અગ્નિનું સ્વરૂપ કહ્યું, અને જેટલી જે પ્રકારે ઈટો જોઈએ તેનું પણ વર્ણન કર્યું. નચિકેતાએ પણ જેમ કહ્યું હતું તેમજ કહ્યું. તેથી તેનાપર યમ પ્રસન્ન થયા અને ફરી બોલ્યા.

વિશેષ—નચિકેતાએ જે અગ્નિનું સ્વરૂપ જાણવાને પ્રાર્થના કરી હતી તે લોકના આદિરૂપ અગ્નિનું સ્વરૂપ યમ રાજાએ તેને કહ્યું, અને જેટલી સંખ્યામાં જેવી ઈટો જોઈએ તેમજ અગ્નિને કેવી રીતે ચેતવવો એ સર્વ પ્રકાર યમ રાજાએ નચિકેતાને કહ્યા. પછીથી નચિકેતાએ પણ અગ્નિની ઉપાસનાનો પ્રકાર જે રીતે યમદેવે કહ્યો હતો તેજ પ્રમાણે પુનઃ કરી બતાવ્યો તેથી મૃત્યુ પ્રસન્ન થયા જેથી ત્રણ વરદાન ઉપરાંત ચોથું વરદાન આપવાની ઈચ્છાવાળા યમરાજ બોલ્યા.




## मनने उपदेश.

### હરિગીત.

તજ ત્રાસના દેનાર સઘળા વાસનાના પાશને,  
ભજ રામનામ તમામની તજી દુઃખદાયિની આશને;  
આ નાશવંત શરીરનો દૃઢ સ્નેહ સત્વર તોડ તું,  
મન! માની મિથ્યા સર્વ સઘળી મ્હેલ માયાફોડ તું. ૧

શું સ્વારથી સંબધિના સંબંધમાં બની અંધને,  
ક્ષણ ક્ષીણ સહ મતિહીન થઇ બંધાય ભમણા બધને;  
આ માંસ મુત્રની મૂર્તિઓના છંદ ઘરથી છોડ તું,  
મન! માની મિથ્યા સર્વ સઘળી મ્હેલ માયાફોડ તું. ૨

કંઠાસમાં કૂટઇ મરે ન કરે કશું પરલોકનું,  
શતવાર શિક્ષા થાય પણ છોડે ન સ્થાનક શોકનું;  
આ માટ એ ઉચાટ સૌ તજ એ ખરી તન ખોડ તું,  
મન! માની મિથ્યા સર્વ, સઘળી મ્હેલ માયાફોડ તું. ૩

રસ નાશ રસનાથી થતો પણ તું રહી રહી જાય ત્યાં,  
દુઃખના મહાસાગર તણી છોળ્યો ઘણી છલકાય જ્યાં;  
ભૂલી ભરૂંસે ભેક આખ હવે ન થઇશ ભરોડ તું,  
મન! માની મિથ્યા સર્વ સઘળી મ્હેલ માયાફોડ તું. ૪

હાખો જગ્યા કે છે તને કંઇ કહી ગયા કેંઇ વળી,  
ફેર નષ્ટ થઇ પણ તારી આવી ટેવ તેતો ના ટળી;  
ભવેતિમિર મહિ ભટકવા ગતિહીન થા નહિ ઘેલ તું,  
મન! માની મિથ્યા સર્વ સઘળી મ્હેલ માયાફોડ તું. ૫

(અપૂર્ણ)

કવિ દયાશંકર રવિશંકર.  
સાહિત્ય વાગસ્પતિ.

# भवलीला.

(અનુસંધાન પુ. ૨ અંક ૧૨ પૃષ્ટ ૪૫૪)

રાગ લાવણી.

ગૃહીરૂપે મહાદેવ મળ્યા રહી સતી સ્નેહથી નિહાળી,
દોષ બહુ દેખાડી દાસીએ તે વૃત્તિ નાખી ટાળી;
અનેક રૂપે મળ્યા દેવ પણ દાસી રાખે છે ખાળી;
અભિમાન અંબાનું વધતાં શક્યાં નહિ એ શિવ ભાળી. ૧૮
યતિ રૂપમાં અંતે ભેટયા શિવોહં મુખથી બોલે,
અધિકારીને અવલોકીને ખરો ખજાનો તે ખોલે;
અજ્ઞાનીના આરોપેલા દ્વન્દ્વ થકી તે નવ ડોલે,
નિત્ય નિરંજન રૂપે રમતાં પ્રભુ એમ આ જગ પોલે. ૧૯
સતી નિહાળી નિજ પતીને પ્રેમ થકી મળવા ચાલ્યાં,
જરી જરૂર તે એમ જાણતાં ચતુર દાસીએ તો ખાળ્યાં;
તો પણ નવ તેનું કંઈ માન્યું રહ્યાં નહિ જાતે જાલ્યાં,
દાસીનો જય થયો અંતમાં, હિમસુતા જતાં ટાળ્યાં. ૨૦
અભેદ તત્વ યતિ સમજાવે, ભેદ ભણાવે નિજ દાસી,
અભિમાનરૂપ ચડયા પાટીએ, કંઠ પડી સંશય ફાંસી;
ભવ ન તજાએ ભવ ન ભજાએ, ઉભય રૂપમાં રહી હાંસી,
અંતે લક્ષ્મીને મળવાને ચાલ્યા દ્વન્દ્વ થકી ત્રાસી. ૨૧
પાર્વતીને પેખી પદ્મા પ્રેમ થકી સામા આવ્યા,
માન આપીને માનુનીને ઉત્તમ આસને પધરાવ્યાં;
કૃપા કરીને કહો કલ્યાણી કામ શું ! અમ સરખું લાવ્યાં ?,
યતિ ચરણમાં કહે પાર્વતી સાધન એકે નવ ફાવ્યાં. ૨૨
શોધ્યા શંભુને સંસૃતિમાંહે પણ નવ કંઇ ભાળ મળી,
જ્યાં છે એવું માર્યું ત્યાંથી બુદ્ધિ મારી પાછી વળી;
કહ્યા દાસીએ કરી સહાયતા વિરહ પીડ લદપિન ટળી,
સિંધુસુતા સહુ શ્રવણ કરીને કહે તમારી બુદ્ધિ પળી. ૨૩

(અપૂર્ણ) યતિ.




ઉપજાતિ.

સ્વ બોલનું તોલ કદિ ન તોલે, ઘણું કરી જૂઠ સદાય બોલે;
વૃથા પક્ષાને મનથી વરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૧
કદિ વિવેકી જન સુંદરિને, રહે રૂડે રૂપ ઉરે ધરીને;
ગુલામ કામે દિસતો ઠરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૨
મલીન વસ્ત્રો દુરગંધ ભારી, ફરે ક્ષુધાતુર દશા નઠારી;
દરિદ્રથી આપ પૂરો ભરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૩
ભલું બૂરૂં ના સમજે બિચારો, શુભાશુભે ના કરતો વિચારો;
કુ વાટમાં મૂરખ એ ચરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૪
રહે શરીરે સહુ રોમ આગી, ભજે ન પૈસો બમડેલ ભાવી;
અતિ ગરીબી વચમાં ગળેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૫
કુટુંબથી ક્લેશ પૂરો કરીને, સર્વે જનોથી અળગો ફરીને;
નિંદારૂપી પંકમધ્યે ફળેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૬
શરીર કંપે નજરે ન ભાળે, પડી ગયા દાંત સફેદ વાળે;
સુણે ન કાને બળથી બળેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૭
પરોપકર્યેં ન રહે ખુશીએ, અપાર ગુણો ન ગણે રૂડા તે,
કરે નકામી કુથલી ફરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૮
અનેક આશા ઉરમાંહિ ધારી, મચી રહેલો ભવ રોગ ભારી;
જરૂર મૃત્યુ મગમાં ખરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૯
તૃદારની ધૂન રહે ધખેલી, સકોપથી તેમ મતિ ભરેલી;
વસે સદા પાવકમાં જળેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૧૦
અરે રૂડો માનવ દેહ ધારી, ભૂલ્યા હરિને મનથી વિસારી;
સ્વ માત પેટે પૂઘરો પડેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૧૧
પતિ તણી વાત વૃથા ઉચ્ચારે, મરી કુબુદ્ધિ કર્મો વધારે;
જરૂર તેતો નરકે ફળેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૧૨
કરી કમાણી નિજ પિંડ પોષે, ઉદાર થૈ સંત કદિ ન તોષે;
અપાર સંસાર મહીં ગરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૧૩

કસાયની પેર દયા ન ધારે, અનેક પ્રાણી પળમાં પ્રહારે;
હરિ પદેથી કપટી ટળેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૧૪
વસુ પ્રભુરૂપ ખરૂં ગણે છે, સમૃદ્ધિ સેવા સરવે હણે છે;
ન જાણતો મૂઢ મતિ ઝરેલો, ભલે જીવે તોય ગણ્યો મરેલો. ૧૫

યતિ.

## मनहर माला.

### મણકો ૧૭ મો.

#### संतमहिमा.

(રાગ વણજારો)

અહો! ધન્ય સંત બલિહારી, જે અખંડ પર ઉપકારી. ટેક
દેહ ગેહ ને સ્નેહ તજીને, સદ્વિદ્યા સુકર્મ સજીને;
કરે પ્રયાસ દ્વન્દ્વ નિવારી, જે અખંડ પર ઉપકારી. ૧
ટાંકી પત્થર અમૃત કાડે, વાટ વિકટ વન જઇ પાડે;
પણ થતા ન કદી અહંકારી, જે અખંડ પર ઉપકારી. ૨
દે મેઘ સમાન્તર વૃષ્ટિ, કરે પ્રભુસ્ત શિષ્ય અણુ સૃષ્ટિ;
ઉર તાપ ત્રિવિધિ દે ટાળી, જે અખંડ પર ઉપકારી. ૩
નાત જાતની ભાત ભૂલીને, સર્વાતીત સુઆતમ ચીને;
રહ્યા બ્રહ્મ અખંડ નિહાળી, જે અખંડ પર ઉપકારી. ૪
સુણે બ્રહ્મ ને બ્રહ્મ વિચારે, ધ્યાવે બ્રહ્મ ને બ્રહ્મ ઉચ્ચારે;
વૃત્તિ જેની ન જગદાકારી, જે અખંડ પર ઉપકારી. ૫
ફરે સૂર્ય સમા તે જ્યાં જ્યાં, ટળે તમ અધિકારીનું ત્યાં ત્યાં;
ખીલે કમળ અલેકાકારી, જે અખંડ પર ઉપકારી. ૬
ખલ ધૂવડ નજર નર કરતા, સો જાણીને જડવત ફરતા;
થઇ નિર્ગુણ બ્રહ્મ નભચારી, જે અખંડ પર ઉપકારી. ૭
અભિમાન હિમગિરિ ગાળી, દીધો પ્રવાહ વેગ વધારી,
બધું પ્રણવ સુકર્મમાં વારી જે અખંડ પર ઉપકારી. ૮

સ્વામી પ્રણવાશ્રમ.

## ग्राहकोने निवेदन.

### આ લેખપર સર્વનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

આફ્રીકાના નૈરોબી અને ઉપરના ગામોનો (લવાજમનો) હિસાબ આવી જાય તો પછી હિસાબ પ્રસિદ્ધ કરવો એમ ધારણા રાખી હતી. પરંતુ હજુ સુધી એ હિસાબ આવી શક્યો નથી તેથી છેવટ જેટલો હિસાબ અમારી પાસે છે તે આ અંકમા પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે ઉપરથી "પ્રભા" કેવી હાલતમાં છે એ સર્વના જાણવામાં આવશેજ.

ગઈ સાલે 'પ્રભા'ની પાસે ૬૩૨–૧–૯ જ્યારે સીલીકમાં હતા ત્યારે આ વરસે ૪૭૪–૯–૦ નું 'પ્રભા'ને નુકસાન છે. આમ થવામાં જે કારણો એકત્ર થયાં છે તે અમારે નિરૂપાયે અત્રે જણાવવાંજ જોઈયે પરંતુ તેમ કરતાં કોઈ સજ્જનનું અંતઃકરણ દુઃખવવાના ઇરાદાથી અમે લખેલ નથી માત્ર 'પ્રભા'ની સ્થિતિનુંજ સ્પષ્ટીકરણ છે એમ સુજ્ઞો વિચારી મનમાં શાન્તિ રાખશે.

"શ્રી સનાતન ધર્મપ્રભા" ને ઉત્પન્ન કરનાર આફ્રિકાના સનાતન ધર્મીઓ છે અને 'પ્રભા'ના અંતર્ધાન થવામા પણ બહુધા તેજ નિમિત્ત થશે એવી આગાહી સમજાય છે. કારણ કે મોમ્બાસાનાં સો (૧૦૦) ગ્રાહકો હતાં તેમણે બાર માસ સુધી કે તેથી ઓછી મુદત માસિક લઈ તેમાંના ચાળીસ ગ્રાહકોએ લગભગ ૭ માસ પછી ગ્રાહક રહેવા ના પાડી (લવાજમ આપવાની માગણી થઈ ત્યારે ગ્રાહકો બંધ થયાં) કેટલાએક એવા પણ સજ્જનો નીકળી આવ્યા છે કે જેમણે બેટનું પુસ્તક લીધું અને લવાજમ ન આપ્યું !

નૈરોબી અને તેના ઉપરનાં ગામોના મળી લગભગ ૨૫૦) અઢીસો ગ્રાહકો છે તેમાંથી માત્ર ૧૫) પંદર ગ્રાહકોનું લવાજમ અમારી પાસે આવ્યું છે, બેટનાં પુસ્તકો રા. ઉમેદભાઈપર મોકલી ત્યા લવાજમ ભરવાની સૂચના કરી પણ ધર્મને નિભાવવા ખાતર કોઈએ તેટલી તસ્દી લીધી નથી. રા. ઉમેદભાઈ કામવાળા મનુષ્ય હોવાથી તેઓએ પ્રથમ વર્ષે તો ઉઘરાણી

કરી હતી પરંતુ આ વખત સંયોગો એવા છે કે તે કામ તેઓ જાતે કરી શકે તેમ નથી અને આફ્રિકાવાસીઓતે ત્રણ રૂપીઆ આપવા કાંઇ ભારે નથી છતાં તેઓ ધર્મ કાર્યને મદદ કરવા તૈયારી બતાવતા નથી એટલે બધું લવાજમ અટકી પડ્યું છે. છેવટે રા. ઉમેદભાઇ ને ત્યાં સુધી લખ્યું કે કોઈ કમીશન લઇને કામ કરનાર મળે તો સેંકડે ૨૫ થી ૪૦ ટકા કમીશન આપીને પણ લવાજમ વસુલ કરાવો તો તેઓશ્રીનો જવાબ-મળ્યો કે ' ધર્મનું કમીશન લઇ કામ કરનાર મળવો મુસ્કેલ છે " ટુંકામાં લવાજમ અટકી રહ્યું તેથી વ્યાજ અને ટપાલ જતાં પ્રમાને લગભગ ૫૦૦ ) રૂ. ખોટ છે. જો આફ્રિકાનું લવાજમ કોઇ ધર્મ પ્રેમી સજ્જન કમીશન લઇને પણ ઉઘરાવી આપવા કમર કસે તો આવતા વર્ષે માસિક ચાલતું રાખી શકાશે. નહિંતો આ ત્રીજા વર્ષમાં પણ ખોટ વેઠી છેવટ આફ્રિકાવાસીઓપર નિમિત્ત રાખી માસિક બંધ કરવામાં આવશે.

હિંદુસ્તાનમાં તો તેનાં માત્ર બસોજ ગ્રાહક છે તેમાં પણ ઘણુ કઇ સજ્જનોએ લવાજમ મોકલ્યું નથી. જ્યારે વી. પી. કરીએ છીએ ત્યારેજ અમારે ગ્રાહક રહેવું નથી એવું કહી વી. પી. પાછાં વાળી ધર્મસંસ્થાને ઉલટી વિશેષ ખર્ચમાં નાખે છે. જ્યાં પ્રકાર આવો હોય ત્યાં પચીસ કે પચાસ સજ્જનો ધર્મ પ્રેમ બતાવી માસિક લવાજમ વધારીને પણ ચાલતું રાખવાની સૂચના કરે તે કેવી રીતે બની શકે?

આફ્રિકા તેમજ હિંદના જે ભાઇઓએ લવાજમ ભર્યું નથી તેમની નીતિ હરામ છે એવો આક્ષેપ માત્ર અહીં કે ત્રણ રૂપરડી માટે થઇ શકે નહિ, પણ ધર્મતત્વના રહસ્યને જાણવાનો જે ઉમળકો તેમના અંતઃકરણમાં હવો જોઇએ તેને તેમની બહિર્મુખ પ્રવૃત્તિમાંથી પ્રકટ થતો પ્રમાદ દબાવી ધર્મકાર્યની મદદમાં બેદરકાર રખાવે છે એનો પ્રભા પોતાના ત્રણ વર્ષના અનુભવથી જરૂર કહી શકે.

અમે માની લઇએ કે આવા પુરૂષોના મનપર ધર્મતત્વે તો અસર ન કરી પણ હાલમાં જે ચળવળો ચાલે છે તેમાં અહિંસા અને સત્ય ઉપર ભાર મૂકવામાં આવે છે એ દેશીચળવળ સર્વને ઠીક લાગે છે તો તેમાં રહેનારા પુરૂષો સત્ય પ્રેમી હોય તો તેમણે પોતાનું વચન પાળવુંજ જોઇએ એ રીતે પણ તેમણે "પ્રભા"ના ઋણમાંથી મુક્ત થવુંજ જોઇએ. બીજા મનુષ્યો પોતાના વચનનો ભંગ કરે છે તો તેના તરફ આપણે ઘૃણાની દૃષ્ટિથી

જોઇએ છીએ. "માસિકના ગ્રાહક બની પછીથી લવાજમ ન આપવું. અમુક કામ કરવાનું કહી ન કરીએ એ પણ આપણો એક પ્રકારનો વચન ભંગજ છે તો ધર્મ પ્રેમી સજ્જનો એ પાપમાંથી મુક્ત થવા, શ્રી સનાતન ધર્મનું સંરક્ષણ કરવા અને સત્ય પરાયણ રહેવા માટે પણ લવાજમ મોકલી આપશે.

લગભગ ચાર માસથી સૂચનાઓ કરવામાં આવે છે છતાં સુજ્ઞ ગ્રાહકો જોઇએ તેવું ધ્યાન આપતા નથી એ કોઇ રીતે ઠીક નથી. માટે આ અંક મળેથી દરેક ગ્રાહક પોતાનું લવાજમ ભરી દેશે અને ડૂબતી ધર્મ સંસ્થાને ઉધ્ધારી મહાન પુણ્યમાં ભાગ લઇ મનુષ્ય જન્મની સાર્થકતા કરશે એમ સૂચના કરી હાલતો વિરમું છું પ્રતિશમ.

દક્ષ.

---

## શ્રી સનાતન ધર્મપ્રભાના કાર્યાલયનો સં. ૧૯૭૮ ના ચૈત્ર માસથી સં. ૧૯૭૯ ના ફાલ્ગુન માસ સુધીનો હિસાબ.

| જ | ઉ |
|---|---|
| ૨૬૩૨-૧-૫ શ્રી સીલીક. | ૨૨૦૪-૧-૬ શ્રી સનાતન ધર્મપ્રભાને ખાતે. |
| ૬૩૨-૧-૬ વર્ષ આખરેસીલીક | ૧૭૦૮-૧૨-૬ પ્રભાના બાર અંકો તથા ભેટનું પુસ્તક છપાઇબંધાઇ વગેરે હાફટોન પેજની છપાઇ બંધાઇ અને કાગળો સહિત. |
| ૨૦૦૦-૦-૦ પ્રભાના અનામત. | ૨૪૬-૭-૦ ટીકીટવગેરે મોકલવાના પાર્સલ ખર્ચના. |
| ૧૭૦-૮-૦ શ્રી લવાજમ ખાતે. | |
| ૧૭૦-૮-૦ લવાજમના ગ્રાહક નં. ૧થી ૨૫૭ સુધી આવ્યા તે. | |
| ૪૫૧-૩-૮ શ્રી વટાવ ખાતે. | |
| ૨૪૦-૦-૦ વ્યાજના | |
| ૨૧૧-૩-૯ એક્સચેંજના. | |
| ૪૫૧-૪-૩ | |
| ૩૨૫૩-૧૩-૬ | |

તારીજ.

૪૨૨૮-૬-૬ ખર્ચ.
૩૭૫૩-૧૬-૬ આવક

---

૪૭૪-૮-૦ નુકસાન.

૧૬૨-૦-૦ પેપર, એડ્રેસ, પોષ્ટકાર્ડ તથા કવર નોટપેપર વિગેરેના અને છપાઇના.

૪૫-૦-૦ પુસ્તકો અને સામાયિક પત્રના લવાજમના

૩૨-૩-૦ બંધન મજુરી વિગેરે પરચુરણખર્ચના

---

૨૨૦૪-૬-૬

૨૦૦૦-૦-૦ રા. ગોવિંદભાઇ નાથાભાઇને ખાતે.

૨૦૦૦-૦-૦ પ્રમાનાઅનામત છે.

૨૪-૦-૦ રા. જટાશંકર શંકરજી જાની.

૨૪-૦-૦ પ્રથમ વર્ષના લવાજમના બાકી રહેલતે.

---

૪૨૨૮-૬-૬

## श्री शिवानंद लहरी.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૫૧ થી )

શિખરણી.

धृतिस्तंभाधारां दृढगुणनिबद्धां सगमनां
विचित्रां पद्माढ्यां प्रतिदिवससन्मार्गघटिताम् ।
स्मरारे मच्चेतः स्फुटपटकुटीं प्राप्य विशदां
जय स्वामिन् शक्त्या सह शिव गणैः सेवित विभो ॥ २१ ॥

અર્થ—હે શિવ ! આપ મારા મનરૂપી તંબુમાં પધારો. તંબુને જેમ વચમાં થાંભલાનો આધાર હોય છે તેમ એને પણ ધીરજરૂપી સ્તંભનો આધાર છે. તંબુને જેમ મજબુત ગુણ ( દોરીઓ ) થી બાંધેલો હોય છે તેમ આ પણ સત્વાદિક મજબુત ગુણથી બાંધેલો છે. વસ્ત્રોનો તંબુ જેમ એક સ્થળેથી ઉપાડીને બીજે સ્થળે લેઈ જઈ શકાય એવો હોય છે તેમ આ મનરૂપી તંબુ પણ ગતિ કરે એવો છે. તંબુમાં નાના પ્રકારનાં ચિત્રો હોય છે તેમ આ પણ વિચિત્ર છે. વસ્ત્રના તંબુમા જેમ મધ્યમાં એક કમળ ચિત્રેલું હોય છે તેમ આ મન પણ હૃદય કમળમાં રહેલું છે. પ્રવાસનો તંબુ જેમ દરરોજ મુકામ ઉઠાવીને આગળના સારા મુકામના રસ્તાપર ઉભો કરવામાં આવે છે તેમ આ મન પણ દરરોજ સન્માર્ગમાંજ સ્થાપવામાં આવે છે. હે સ્મરારે ! હે વિભો !! એવા મારા નિર્મળ મનરૂપી તંબુમાં શક્તિ સહવર્તમાન આપ પધારીને ત્યાં આપના ભક્તો જે આપની સેવા કરે તે ગ્રહણ કરો અને વિજય પામો. ૨૧.

प्रलोभाद्यैरर्थाहरणपरतंत्रो धनिगृहे
प्रवेशोद्युक्तः सन्भ्रमति बहुधा तस्करपते ।
इमं चेतश्चोरं कथमिह सहे शंकर विभो
तवाधीनं कृत्वा मयि निरपराधे कुरु कृपाम् ॥ २२ ॥

અર્થ—હે તસ્કર પતે ! ( तस्कराणां पतये नमो नमः ) આ મનરૂપી ચોર લોભ વિગેરેને લીધે દ્રવ્ય હરણ કરવાની બુદ્ધિનાશો થઈને

धनवान् माणसोनां धरमां प्रवेश करवाने तैयार थईने घणे प्रकारे भटके छे. हे शंकर! हे विभो!! आ मन रूपी चोरने हुं शी रीते सहन करी शकुं? (तमे तस्करना पति छो माटे) एने तमारा कबजामां लेईने मारा-निरपराधीना-उपर दया करो. २२

करोमि त्वत्पूजां सपदि सुखदो मे भव विभो
विधित्वं विष्णुत्वं दिशसि खलु तस्याः फलमिति।
पुनश्च त्वां द्रष्टुं दिवि भुवि वहन्पक्षि मृगता-
मदृष्ट्वा तत्खेदं कथमिह सहे शंकर विभो ॥२३॥

अर्थ—हे विभो! हुं तमारुं पूजन करुं छुं माटे मने तरतज सुख आपनारा थाओ. केमके एवी पूजानुं फळ तमे ब्रह्मपणुं अथवा विष्णुपणुं आपो छो. (अमे ए फळ मळ्या पछी पण तमारुं दर्शन न थयुं त्यारे) फरीने पण तमारुं दर्शन करवाने ब्रह्म देवना अवतारमां पक्षीपणुं (हंसत्व) धारण करीने आकाशमां उड्या. अने विष्णुपणामां तमने जोवाने पशुपणुं (वाराहरूप) धारण करीने पृथ्विमां उतर्यो, पण आकाशमां के पृथ्वीमां तमने जोया नहि. हे शंकर आ खेदने हुं शी रीते सहन करुं? २३.

कदा वा कैलासे कनक मणिसौधे सह गणै-
र्वसन्शंभोरग्रे स्फुट घटित मूर्धाञ्जलि पुटः।
विभो साम्ब स्वामिन् परमशिव पाहीति निगद-
न्विधातॄणां कल्पान्क्षणमिव विनेष्यामि सुखतः ॥ २४ ॥

अर्थ—कैलास पर्वत उपर सुवर्ण अने मणिथी रचेला प्रासादमां बिराजमान महादेवनी पासे तेमना गणोनी साथे उभो रहीने हुं स्पष्ट रीते बे हाथ जोडी माथे चडावी प्रणाम करीने हे विभो! हे सांब!! हे स्वामिन्!!! हे परम शिव! मारुं रक्षण करो ए रीते बोलतो बोलतो ब्रह्म देवना अनेक कल्पोने एक क्षणनी पेठे सुखथी हुं क्यारे वीतावीश? २४

स्तवैर्ब्रह्मादीनां जय जय वचोभिर्नियमिनां
गणानां केलीभिर्मद कल महोक्षस्य ककुदि।

स्थितं नीलग्रीवं त्रिनयन मुमाश्लिष्टवपुषं
कदा त्वां पश्येयं कर धृतमृगं खंड परशुम् ॥ २५ ॥

અર્થ—હે શિવ ! બ્રહ્માદિ દેવો તમારૂં સ્તવન કરી રહ્યા હોય, મત ધારી જનો જય જય વાણી ઉચ્ચારી રહ્યા હોય, બધા ગણો ગમ્મત કરી રહ્યા હોય અને મદથી ભરેલા હૃષ્ટ પુષ્ટ પોઠિયાની પીઠ ઉપર ઉમા સહ વર્તમાન તમે બેઠા હો તથા હાથમાં મૃગને અને શત્રુઓને નાશ કરનારી ફરસી ધારણ કરી હોય એવા તારા નીલ વર્ણની ગ્રીવાવાળા તથા ત્રણ નેત્રવાળા સ્વરૂપના દર્શન.

છો. ન. ભટ્ટ

---




आत्मपुराण.

ઐતરેયોપનિષદર્થ પ્રકાશ-અધ્યાય. ૧

( અનુસંધાન ગતાંક ૫૬ ૫૭ થી )

હવે એ વિચારનું સ્વરૂપ સાડા અગીઆર શ્લોકથી કહે છે—

सनकाद्यैर्वेद विद्भिरुक्तं नः साधनं परम् ॥ ३७ ॥
ज्ञानं तत्राधिकारोऽस्ति न कथंचन नोऽधुना ।

અર્થ—વેદતત્ત્વને જાણનારા સનકાદિકોએ અમોને મોક્ષનું પરં સાધન જ્ઞાન છે એમ કહ્યું હતું પરંતુ હાલમાં આપણો તેમાં કોઇ રીતે અધિકાર નથી. કારણ કે—

स यश्चात्मा परं ब्रह्म यज्ज्ञानं सुखसाधनम् ॥ ३८ ॥
अतो देहादि संघातादस्माभिर्न पृथक्कृतः ।

અર્થ—જે શ્રુતિ પ્રસિદ્ધ આત્મા પરબ્રહ્મ છે અને જેનું જ્ઞાન સુખનું સાધન છે, પણ તે આત્માને અમે દેહાદિ સંઘાતથી પૃથક્ કર્યો નથી.

વિવેચન—ઉપનિષદમાં આવેલ મહાવાક્યનો અર્થ તેમાં આવેલ દરેક પદના યથાર્થ અર્થને સમજ્યા વિના બુદ્ધિમાં આવી શકતો નથી.

અમે અદ્યાપિ સુધી આત્મા, બ્રહ્મ, ત્વં, તત્ ઇત્યાદિ પદના અર્થ સમજી શક્યા નથી જેથી હજુ જ્ઞાન પ્રાપ્તિનો અધિકાર થયો નથી. શ્રુતિ જે આત્મસ્વરૂપની વાત કહે છે તે આત્માને વિવેક દૃષ્ટિથી શરીર, ઇન્દ્રિય, મન વિગેરે સંઘાતથી છૂટો પાડયો નથી. સૂક્ષ્મ આત્મા શરીરથી ભિન્ન છે એ બાબત હજુસુધી બરાબર અમારા સમજવામાં આવી નથી. તેથી તત્ત્વમસિ એ મહા વાક્યનો અર્થ અમે જાણી શકતા નથી અર્થાત્ અમે સાક્ષાત્કારના અનધિકારી છીએ.

वेदविद्भ्योपि पूर्वेभ्यः पित्रादिभ्यः कथंचन ॥ ३९ ॥
बुद्धिमद्भिर्न चास्माभिः स्वयं बुद्धयावधारितः ।
मनसा कल्पितो नापि मनश्चार विशारदैः ॥ ४० ॥

અર્થ—વેદને જાણનારા અમારા પૂર્વજો—પિતૃઓ પાસેથી પણ અમે એ આત્મસ્વરૂપનો નિશ્ચય કર્યો નથી. તેમ અમારી બુદ્ધિના સામર્થ્યથી પણ આત્મ નિશ્ચય થઇ શક્યો નથી. નાના પ્રકારની કલ્પનાઓ કરવામાં ચતુર એવા મનવાળા અમે તેમણે મનથી આત્માની કલ્પના કરી નથી.

घ्राणादिभिर्न चाघ्रातः क्वचिद्देहमन्दिरे ।
चक्षुरादिभिरप्येष दृष्टः स्वप्नेपि नैव हि ॥ ४१ ॥

અર્થ—તેમજ દેહરૂપ મંદિરમાં ઘ્રાણવૃત્તિથી પણ આત્માની કોઇએ કોઇ ઠેકાણે સુગંધી લીધી નથી. તેમજ આત્માને ચક્ષુ વિગેરે વૃત્તિઓથી સ્વપ્નમાં પણ કદિ જોયો નથી.

प्रज्ञेत्यादिश्रुतेर्वाक्यै विज्ञातो निर्गुणो न च ।

અર્થ—પ્રજ્ઞા ઇત્યાદિ શ્રુતિવાક્ય વડે પણ નિર્ગુણ બ્રહ્મને જાણ્યા નથી.

વિવેચન—પ્રજ્ઞાપ્રતિષ્ઠા એ શ્રુતિવાક્યથી પણ અમે નિર્ગુણ બ્રહ્મ જાણ્યું નથી. કારણ કે તે વાક્ય સગુણ બ્રહ્મ પર છે કે નિર્ગુણ બ્રહ્મ પર એ સંશય નિશ્ચય જ્ઞાનમાં પ્રતિબંધક હોવાથી આત્મનિશ્ચય કરવાને અમે સમર્થ થઇ શકતા નથી.

अस्माभिश्च स्वशिष्येभ्यो नोपदिष्टोस्ति निर्गुणः ॥ ४२ ॥

અર્થ—વળી અમે અમારા શિષ્યોને પણ નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કર્યો નથી.

વિવેચન- બ્રૂયુ સ્નિગ્ધસ્ય શિષ્યસ્ય ગુરવો ગુહ્યમપ્યુત ।

અર્થ—ગુરૂએ ગુહ્ય વાત પણ પ્રિય શિષ્યને કહેવી, એ પ્રસિદ્ધ બાબત છે તેથી અમે જો નિર્ગુણ આત્મજ્ઞાનને બરાબર જાણતા હોત તો તે અમારા પ્રિય શિષ્યને તો જરૂર કહેતજ પણ તેમ અમે કર્યું નથી. ૪૨ ત્યારે કોઇ પૂછશે કે તમને કેવા પ્રકારનું જ્ઞાન થયું છે ? તેનો ઉત્તર આપે છે કે,

किं तु देहात्पृथग्भूतः पुण्या पुण्य फलोपभुक् ।
अस्त्यात्मेति तथा श्रोता मन्ते त्यादि श्रुतिर्जगौ ॥ ४३ ॥

અર્થ—પરંતુ દેહથી પૃથક્ પુણ્ય અને પાપ ફળનો ભોક્તા આત્મા છે એટલુંજ અમે જાણીએ છીએ અને તેજ રીતે શ્રુતિપણ આત્માને શ્રોતા, મન્તા ઇત્યાદિ કહે છે.

વિવેચન—આત્મા સ્થૂલ શરીરથી નિરાળો છે, તે પુણ્ય પાપનો કર્તા અને તેના ઇષ્ટાનિષ્ટ ફળનો ભોક્તા છે. એમ અમે જાણીએ છીએ. આત્માની બાબતમાં આથી અધિક અમે જાણતા નથી શ્રોતા (સાંભળનાર) મંતા (મનન કરનાર) વિજ્ઞાતા (જાણનાર) આદેષ્ટા (હુકમ કરનાર) ઘોષ્ટા (ઘોષણા કરનાર) વિગેરે સર્વ ભૂતના અંતઃકરણમાં રહેનાર પુરૂષજ છે એ શ્રુતિ અમારા આત્મજ્ઞાનને અનુકૂળ છે.

ત્યારે આમ છે ત્યારે આત્માના યથાર્થ સ્વરૂપનો નિર્ણય કરવા માટે ગુરૂની સમીપ જાઓ. એમ કોઇ કહે તો જવાબ આપે છે કે અમારામાં વૈરાગ્યનો અભાવ હોવાથી ગુરૂ પાસે જઇ શ્રવણાદિક કરવાનો અમને અધિકાર નથી.

न विरागं वयं माप्ता यागाध्ययन कर्मसु ।
मुनयः कावषेया वा अग्निहोत्रान्तरादयथा ॥ ४४ ॥

અર્થ—કાવષેય મુનિ બીજા—બાહ્ અગ્નિહોત્રથી જેમ વિરામ પામ્યા તેમ અમે યાગ, અધ્યયન વિગેરે કર્મથી વિરાગ પામ્યા નથી.

વિવેચન—કવષ મુનિના પુત્ર કાવષેય આંતર અગ્નિ હોત્ર (વાણી અને પ્રાણના વ્યાપારમાં પરસ્પર વિલય થાય છે તે) જાણતા હતા એ વાત કૌષીતકી શાખામાં કહેલી છે. આવા પ્રકારનું આંતર અગ્નિહોત્ર જાણનાર તે બાહ્ય અગ્નિહોત્રથી વિરક્ત થયા હતા, તેમ અમે અધ્યયનાદિ કર્મથી ઉપરામ થયા નથી તેથી ગુરૂને શરણે જવાનો અધિકાર નથી. ૪૪

ત્યારે એમજ છે તો સ્વર્ગાદિ સુખને માટે કર્મજ કરો. એમ કોઇ કહે તો 'મનુષ્ય જન્મમાં મોક્ષ ન મેળવે તો મોટી હાનિ છે' એવા અર્થ-

વાળી શ્રુતિ છે તેથી સ્વર્ગાદિ નિમિત્તે કર્મ કરતા રહીએ તો આ મનુષ્ય જન્મ નિષ્ફળ જાય છે.

शरीरं ब्रह्मबोधार्थं सर्वेषामिह देहिनाम् ।
निर्मितं यत एतस्मिन्नपदाग्राच्छिरोवधि ॥ ४५ ॥
ऊरूदरोरः स्थानेषु प्रविष्टं तदिति श्रुतिः ।

અર્થ—જેથી આ શરીરમાં નખાગ્રથી મસ્તકપર્યંત ઊરૂ (જાંઘ) ઉદર અને હૃદય એ સ્થાનમાં બ્રહ્મનો પ્રવેશ શ્રુતિ કહે છે તેથી આ લોકમાં સર્વ જીવોનું શરીર (માનુષ્ય શરીર) બ્રહ્મ બોધને માટે નિર્માણ કરેલું છે.

વિવેચન—શીશા છીદ્રમાંથી અંદર આવનારો પ્રકાશ અંદર જેમ જેમ દૂર જાય તેમ તેમ અધિક પસરે છે. એ પ્રસિદ્ધ છે તેજ પ્રમાણે સર્વ ગત આત્માની ઉપલબ્ધિ પાદાગ્રથી મસ્તક સુધીમાં ઉત્તરોત્તર અધિક થતી જાય છે–હૃદય, કંઠ, અને નેત્રયુક્ત મસ્તક તેમાં પણ આત્મ ચૈતન્ય ઉત્તરોત્તર અધિક વ્યક્ત થાય છે, તેની લોકોને ખબર છેજ. સર્વ વ્યાપી આત્માનો શરીર ત્યાગ અને શરીર ગ્રહણ તે બેઉ પ્રાણ ઉપાધિદ્વારાજ થાય છે. આ શરીરમાં પાદાગ્રથી પ્રાણનો પ્રવેશ કેવી રીતે થાય છે એ વાત આગળ સ્પષ્ટ કરવાની છે તે અભિપ્રાયને લઇને અહીં પાદાગ્રથી પ્રવેશ લખ્યો છે. **स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः** અર્થાત્ તે સર્વ વ્યાપી આત્મા શરીરમા નખથી મસ્તકપર્યંત પ્રવિષ્ટ થયેલ છે તે શ્રુતિ પ્રમાણે છે. ઐતરેયોપનિષદમા તે આત્મા બ્રહ્મરંધ્રથી આ શરીરમાં પેઠો છે એમ કહેલું છે. એ સર્વ ખુલાસો આગળ થશે.

तत्रापि पौरुषो देहः संपन्ना खिलसाधनः ॥ ४६ ॥
विशदात्मावबोधाय स्याद्वाविरिति हि श्रुतिः ॥

અર્થ—તેમાં અનેક દેહોમાં પુરૂષોનો દેહ સ્પષ્ટ આત્મ સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે કારણ કે તે દેહ સર્વ સાધન સંપન્ન છે તેથી આત્મા અપરોક્ષ થાય છે એમ શ્રુતિ કહે છે. તેમજ

कर्तव्यं हितमस्माभ्यं तैश्चोक्तं श्रुतिसंमतम् ॥ ४७ ॥

અર્થ—તે શ્રી સનકાદિકોએ અમોને શ્રુતિ સંમત કર્તવ્ય કર્યું હિતકારક છે તે કહેલું છે. ૪૬–૪૭.




अथोपनयन—१०

धर्मेण वेदवेदांगाध्यापनपरस्य धार्मिकस्य विदुष आचार्यस्य समीपे येन विधिना येन लिंगेन कृत्येन च सह बालो नीयते स उपनयन विधिः ॥

ઉપનયન અથવા યજ્ઞોપવીત સંસ્કારની પ્રથમ પ્રસ્તાવના કરવામાં આવે છે. ધર્મની સાથે વેદ વેદાંગ ભણવામાં તત્પર, ધર્માત્મા, વિદ્વાન આચાર્યની પાસે: જે ક્રિયાને કરાવીને તથા જે ચિન્હ ધારણ કરાવીને વિધિ પૂર્વક વેદનું અધ્યયન કરાવવા સારૂ લઇ જવામાં આવે તે વિધિ અથવા કર્મનું નામ ઉપનયન અથવા યજ્ઞોપવિત સંસ્કાર છે. બ્રાહ્મણાદિ વર્ણ ભેદથી તેમાં કાળ તથા વસ્તુભેદ છે તે બતાવવામાં આવે છે. ગર્ભ અથવા જન્મથી બ્રાહ્મણને આઠમે વર્ષે સંસ્કાર કરે.

બ્રહ્મવર્ચસ્ તેજને ચાહનાર બ્રાહ્મણનું પાંચમે વર્ષે, બળ ઇચ્છનાર ક્ષત્રિયને છઠ્ઠે વર્ષે, અને ધનાદિ ઐશ્વર્યની અપેક્ષાવાન્ વૈશ્યને આઠમે વર્ષે, સંસ્કાર કરવા. વસંત ઋતુમાં બ્રાહ્મણને, ગ્રીષ્મમાં ક્ષત્રિયને, અને શરદ ઋતુમાં વૈશ્યને ઉપનયન આપવું. કપાસનું બ્રાહ્મણને, શણનું ક્ષત્રિયને અને ઉનનું યજ્ઞોપવીત વૈશ્યને માટે બનાવવું અથવા યથા સંભવ જે પ્રાપ્ત થાય તેને સર્વ ધારણ કરે. ઉત્તરાયણ શુક્લપક્ષ અને જ્યોતિષ શાસ્ત્રોક્ત પવિત્ર દિવસે સ્વસ્તિ પુણ્યાહવાચનાદિ મંગળ કૃત્ય કરીને એ કર્મનો આરંભ કરે.

યજ્ઞોપવિત ધારણ કરવા તથા બનાવવાની બાબત પ્રથમ લખવામાં આવે છે. ત્રણ તાર એકત્ર કરીને તેને ડાબી બાજુનો વળ આપે. પુનઃ તેને ત્રિગુણ કરી જમણી બાજુનો વળ આપે. તે નવ તારને ત્રિગુણ કરી તેની મધ્યમાં ગાંઠ વાળે એવી યજ્ઞોપવિત ધારણ કરવી જોઇએ. ડાબા ખભા ઉપરથી પીઠની વચ્ચે થઇ તથા આગલા ભાગમાં નાભિની પાસેથી કટિભાગ પર્યંતની જનોઇ હોવી જોઇએ. અતિ લાંબી અગર અતિ ટુંકી

ન હોવી જોઇએ. કપાસ, શણ, ગાયના વાળ, તૃણ વિગેરે તેમાંથી જે દેશમાં જે મળવાનો સંભવ હોય તેનું યજ્ઞોપવિત બનાવી બ્રાહ્મણ વિગેરે પહેરે. સર્વ મળે તો કપાસનું બ્રાહ્મણ, શણનું ક્ષત્રિય અને ઉનનું વૈશ્ય પહેરે. શુદ્ધસ્થાનમાં પોતે પવિત્ર થઇને પોતાના હાથના ચાર આંગળાં ભેગાં રાખીને છન્નું વખત સૂત્રને વીંટે પછી તેને ત્રિગુણ કરી આપો હિષ્ઠા૦ વિગેરે ત્રણ મંત્રોથી એ ત્રિગુણ સૂત્રને સારી રીતે જળમાં પખાળી રાખી બાજુ પર પછી ત્રિગુણ કરી સાવિત્રિ મંત્રથી જમણો વળ આપે. પછી તેને ત્રિગુણ કરી વચ્ચે આઠ વાળી ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કર્તા બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરને નમસ્કાર કરી. તદનંતર **યજ્ઞોપવિતં પરમં૦** એ મંત્ર બોલીને યજ્ઞોપવિત ધારણ કરવું. યજ્ઞોપવિત સૂત્રમાં દેહના વાળ લાગ્યા હોય તો તે વાળ કાઢી નાખી ગાયત્રી મંત્ર પાણીમાં ભણી તે પાણી વડે તેને પવિત્ર કરવું તુટી ગયું હોય અથવા નાભિ નીચે આવી જતું હોય તેનો ત્યાગ કરી વિધિ પૂર્વક નવું ધારણ કરે. સ્તનોથી ઉપર, કેવળ કંઠમાં અથવા નાભિથી નીચે યજ્ઞોપવિતને કદાપિ ધારણ ન કરે. બ્રહ્મચારી એક યજ્ઞોપવિત પહેરે. સ્નાતક ગૃહસ્થ બે અથવા ત્રણ કે ચાર યજ્ઞોપવિત પહેરે. જો શરીર ઉપર ઉપવસ્ત્ર ન હોય તો તેના સ્થાનમાં ત્રીજું યજ્ઞોપવિત જરૂર ધારણ કરે. ડાબા ખભાપર જનોઇ ધારણ કરવાથી ઉપવીતી અથવા યજ્ઞોપવીતી કહેવાય છે. એ રીતે પહેરી દેવકર્મ કરે. જમણા ખભા ઉપર પહેરે તો પ્રાચીનાવીતી કહેવાય છે. એ રીતે પહેરી પિતૃકર્મ કરે. કંઠમાં ધારણ કરવાથી નિવીતી કહેવાય છે. એ રીતે પહેરી ઋષિકર્મ કરે. જો આઠ આદિ નિયત વર્ષમાં બાલક કર્મ કરવામાં અશક્ત હોય તો, અગર કોઇ કારણને લઇ પિતા સંસ્કાર ન કરી શકે તો બ્રાહ્મણને સોળ વર્ષ સુધી, ક્ષત્રિયને બાવીશ વર્ષ સુધી, અને વૈશ્યને ચોવીશ વર્ષ સુધી સંસ્કાર થઇ શકે છે. પછીથી ત્રણે પતિત થઇ જાય છે તેના સંસ્કાર પ્રાયશ્ચિત કરી થઇ શકે છે તે આગળ કહેવામાં આવશે. મૃગચર્મ, દંડ, મેખલા, યજ્ઞોપવીત, અને કમંડલુ એ નષ્ટભ્રષ્ટ થઇ જાય તો બ્રહ્મચારી તેને જળમાં નાખી નવા ધારણ કરે.

(૧) ૐ (૨) અગ્નિ (૩) નાગ (૪) સોમ (૫) પિતૃ (૬) પ્રજાપતિ (૭) મારુત, (૮) સૂર્ય (૯) સર્વદેવ. યજ્ઞોપવિતના નવ તારમાં ઉક્ત નવ દેવનું ધ્યાન કરે. બ્રહ્માએ યજ્ઞોપવિત ઉત્પન્ન કર્યું, વિષ્ણુ ભગવાને સત્ત્વ, રજ, અને તમ એ ત્રિગુણયુક્ત કર્યું અને રુદ્ર ભગવાને ગાંઠ વાળી અને ગાયત્રી મંત્રથી મંત્રીત કર્યું. યજ્ઞોપવીત ધારણ કરતી વખતે એવી

ધારણ કરે. ભૂલથી યજ્ઞોપવીત નીકળી ગયું હોય અને પાણી પીવામાં આવે તો એક ઉપવાસ કરવો પંચગવ્યનું ભક્ષણ કરી શુદ્ધિનામક પ્રાયશ્ચિત કરે. યજ્ઞોપવીત વિના મળ મૂત્રનો ત્યાગ કરે તો બે દિવસ ઉપવાસ કરી દાનહોમ પ્રાયશ્ચિત કરવાથી શુદ્ધ થાય છે. ઉપાકર્મ, ઉત્સર્ગ સૂતક અને મૃતક આશૌચ એ ચાર સમયે તથા ધારણ કર્યાને ચાર માસ થઈ ગયા હોય તો નવું યજ્ઞોપવીત ધારણ કરી જૂનાનો શિરોભાગથી ત્યાગ કરવો. ને તેને જળાશયમાં નાખવું. ઋગ્વેદી; સામવેદી; કઠ, કાણ્વ, ચરક અને વાજસનેયક શાખાવાળા બ્રાહ્મણોની જનોઈ કંઠથી નીચે ઉતરી જાય તો તેમને ફરી યજ્ઞોપવીત સંસ્કાર થવા જોઈએ. ચાર વેદ એક લાખ શ્લોકાત્મક મનાય છે. જેમાં એંશીહજાર કર્મ કાંડના, સોળહજાર ઉપાસનાકાંડના, અને ચારહજાર જ્ઞાનકાંડના છે. વેદોક્ત કર્મ ઉપાસનાના અધિકારી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને માટે છન્નુહજાર વેદભાગને અવલંબી છન્નુ આંગળનું યજ્ઞોપવિત બનાવવામાં આવે છે. અર્થાત્ યજ્ઞોપવિત ધારણ કરનાર દ્વિજ તેનો અધિકારી છે એ વાત યજ્ઞોપવિતથી સ્પષ્ટ થાય છે. પૂર્વકાળમાં યજ્ઞોપવિત દ્વિજાતીજ ધારણ કરતી હતી એવો રાજ નિયમ હતો. વર્તમાનમાં પણ તેમ થવું જોઇયે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના બ્રહ્મચારીને શણ, ઉન વિગેરેનાં વસ્ત્ર હોવાં જોઇએ. અગર સર્વને માટે સૂતરના વસ્ત્ર રાખવા. પીળાં અથવા કષાય ( ભગવાં ) વસ્ત્ર બ્રાહ્મણને માટે, મજીઠથી રંગેલાં લાલ વસ્ત્ર ક્ષત્રિયને માટે, હલદરથી રંગેલા પીળાં વસ્ત્ર વૈશ્ય બ્રહ્મચારી ધારણ કરે કૃષ્ણ મૃગનું ચર્મ બ્રાહ્મણ, રૂરૂમૃગનું ક્ષત્રિય અને પર્વતી બકરાનું ચર્મ વૈશ્ય રાખે અથવા અધિક ઉનવાળું પહાડી બકરાનું ચર્મ સર્વ બ્રહ્મચારીને માટે છે. એક કડો અથવા ત્રણ કડાનું બ્રહ્મચારીના આગલાથી અડતાળીસ આંગળનું ચર્મ વસ્ત્રની ઉપર વાળ બહાર રહે તેમ યજ્ઞોપવિતની પેઠે ધારણ કરવું. પોતાના પ્રવર પ્રમાણે એક અથવા ત્રણ આંટ વાળી મુંજની મેખળા બ્રાહ્મણને, ધનુષ્યની દોરીની મેખળા ક્ષત્રિયને, અને શણની વૈશ્યને કટિભાગમાં ધારણ કરવી. બ્રહ્મચારીના અંગુઠા જેવો જાડો સીધો અગ્રભાગ અને છાલ સહિત, પગથી માથા પર્યંત ઉંચો ખાખરા અથવા બીલીનો દંડ બ્રાહ્મણને, લલાટ બરાબર વડ અથવા ખેરનો દંડ ક્ષત્રિયને અને નાક પર્યંત લાંબો ઉમરડાનો દંડ વૈશ્ય બ્રહ્મચારીએ ધારણ કરવો.

ઇતિ બ્રહ્મચારિણા.

---




( અનુસંધાન અંક પૃષ્ઠ ૬૮ થી. )

## દ્રૌપદી અને સત્યભામા.

હે સખી! પાંડવોની સાથે જે રીતે હું વ્યવહાર કરૂં છું તે તને કહું છું. હું કામ, ક્રોધ, અને અહંકાર છોડીને પાંડવો તથા તેમની જે અન્ય સ્ત્રીઓ છે તેની સેવા કરૂં છું. અભિમાન છોડીને પ્રેમપૂર્વક મારા પતિઓનું મન પ્રસન્ન કરૂં છું. કયારેય પણ કોઇને કડવી વાત કહેતી નથી. કદિ પણ બેઢંગે બેસતી ઉઠતી કે ચાલતી નથી. સદાય મારા સ્વામીની ઇચ્છા સમજીને તેમની સેવા કરૂં છું. દેવતા હો કે ગંધર્વ હો તે ગમે તેટલો સુંદર હો ગમે તેવા તેણે અલંકાર પહેર્યા હોય પણ મારૂં મન તેમના તરફ જતું નથી. જ્યાં સુધી મારા પતિ સ્નાન અને ભોજન કરી લેતા નથી ત્યાં સુધી હું ભોજન કરતી નથી. તે જ્યારે બહારથી આવે છે ત્યારે મારી જાતે જળ વિગેરે લાવું છું અને તેમની સેવા કરૂં છું. હું સદાય ઘર અને ઘરની ચીજોની સાર રાખું છું. ઠીક સમયપર રસોઇ તૈયાર કરવામાં અને રસોઇ તૈયાર થઇ જતાં પતિઓને ભોજન કરાવવામાં હમેશા સાવધાન રહું છું. દુષ્ટ સ્ત્રીઓની સાથે કદિ બેસતી નથી પણ કડવી વાત તેમને પણ કહેતી નથી. કેવલ તેનાથી દૂર રહું છું. હસવાનો સમય છોડીને હું કદિ હાંસી કરતી નથી. હાંસી અને રોષ છોડી પતિઓની સેવા કરવી એ મારૂં પ્રધાન કર્તવ્ય સમજું છું તેને જોયા વિના મને ક્ષણવાર પણ ચેન પડતું નથી. મારા સ્વામી જ્યારે કોઇ પણ સ્થળે બહાર જાય છે તો પુષ્પ વિગેરે સુગંધિત વસ્તુઓના સંસર્ગને હું છોડી દઉં છું પતિ જે જે વસ્તુઓ ખાતા પીતા નથી અને જે વસ્તુનો વ્યવહાર કરતા નથી તેનાથી હું પણ દૂર રહું છું. મારી સાસુએ મને જે જે સારી વાતો શીખવી છે, તે સદાય મને યાદ રહે છે અને તેજ પ્રમાણે હું કામ કરૂં છું. હે ભદ્રે! મારા અભિપ્રાય પ્રમાણે પતિની સેવા કરવી એજ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. પતિજ સ્ત્રીનો દેવતા છે અને તેનીજ પૂજાથી તેનું કલ્યાણ છે. પતિના માતા પિતા અર્થાત્ પોતાનાં સાસુ સસરો તેમની સેવા કરવી એ પણ ફલદાયક છે. જ્યાં સુધી

હું ઘરમાં રહી છું ત્યાં સુધી મારી સાસુ ભોજન ન કરે ત્યાં સુધી મેં ભોજન કદિ પણ કર્યું નથી તેમના કપડાંથી અધિક સુંદર કપડાં પહેરવાની પણ ઇચ્છા કરી નથી. અને સેવાદ્વારા સદાય તેને સંતુષ્ટ રાખેલ છે. હે સત્યભામા! ઇન્દ્રપ્રસ્થમાં રાજા યુધિષ્ઠિરને ત્યાં અગણિત દાસ દાસીઓ હતી પણ હું તે સર્વના નામ અને ગુણ દોષ જાણતી હતી તેનું મુખ જોતાંજ તેને ઓળખી લેતી તેમનું ખાવા પીવાનું તથા પહેરવા ઓઢવાનું હું સદા ધ્યાનમાં રાખતી મારી અનુમતિ પ્રમાણે તે મોટ રાજ્યનું કામ કરતાં અને અતિથિયોની સેવામાં પણ તત્પર રહેતાં. હું એકલી મહારાજાના ખજાના અને ખર્ચાની જુમેદાર હતી. મારા ઉપર સર્વ ભાર નાખીને તે ધર્મનું અનુષ્ઠાન કરતા. અને હું પણ સર્વ સુખને છોડીને રાત્રી દિવસ તે ભારને વહન કરતી. ભૂખ તથા તરસનું ધ્યાન ન રાખતાં હું ગૃહસ્થાશ્રમનું કામ કરતી અને મારા પતિયોનો અભ્યુદય ઇચ્છતી. રાણી થવાની મતલબ મેં કદિ પણ એવી ગણી નહોતી કે હું કોઇ કામ ન કરૂં. અને પુષ્પોની પથારીપર સુઇ રહું. રાણી શબ્દનો અર્થજ એ છે કે તે રાજાને કાર્ય પૂર્ણ કરવામાં સહાયતા કરે. હું સર્વના સુતા પછી સુતી અને સર્વથી પ્રથમ જાગતી હતી. હે સખી! પતિને વશ કરવામાં સર્વથી મુખ્ય મંત્ર પતિની ઉપરોક્ત સેવા છે. એ મારા અનુભવની વાત છે. દુષ્ટ સ્ત્રીઓની પેઠે મંત્ર, યંત્ર, જાદુ, ઔષધીઓદ્વારા પતિને વશ કરવાનું હું જાણતી નથી

સત્યભામાએ બુદ્ધિમાન્ દ્રૌપદીની આ ધર્મ સંગત વાતો સાંભળીને કહ્યું–હે યાજ્ઞસેનિ! મારાથી અપરાધ થયો મને ક્ષમા કરૌ. મેં જે કાંઇ કહ્યું છે તે મશ્કરીમાં કહેલું છે. સખીઓ સદાય પરસ્પર હાંસી કરેજ છે માટે તું રોષ કરીશ નહિ.

દ્રૌપદીએ કહ્યું—સ્વામીને વશ કરવામાં સ્વામીની સેવા કરવી અને ગૃહનો તપાસ રાખવી એ અમોઘ યુક્તિ છે. જો તું એમ કરીશ તો અવશ્ય શ્રીકૃષ્ણ તારે વશ થઈ જશે. પતિવ્રતા સ્ત્રીઓને પ્રથમ જરૂર દુઃખ પડે છે પણ અંતમાં સુખ તેનેજ મળે છે. યદિ તું શ્રી કૃષ્ણની સાથે સત્ય પ્રકાશ કરતી અનેક રીતે તેમની સેવા કરીશ તો એ વાત તેમના મનમાં જરૂર ઠસશે કે તું તેમના ઉપર પ્રેમ કરે છે. તેમ થતા તે પણ તારાપર પ્રેમ કરવા લાગશે. જેવા તે ઘરના દ્વારપર આવે કે તું ઉઠીને ઉભી થાજે અને તે ઘરમાં આવે એટલે આસનાદિ આપી તેમની અભ્યર્થના કરવી યદિ તારી દાસીને તે કોઇ પ્રકારનું કામ બતાવે તો તારે જાતે ઉઠીને કરવું. તારો આના પ્રકારનો વ્યવહાર જોઇ શ્રી કૃષ્ણ નિશ્ચયપૂર્વક માનશે કે તું

પતિ પરાયણ છે. તારા પતિ તુને જે કાંઇ કહે તે તારા મનમાં રાખવું. જોઇએ તો એ કહેવા યોગ્ય હો અગર ન હો પણ કોઇને કહેવું નહિ. જો આવા પ્રકારની તું ભુલ કરીશ અને તારી કહેલી વાતનો પતો તારી શોક્યને મળ્યો અને તે શ્રી કૃષ્ણને કહેશે તો તારા પ્રેમમા ભંગ પડશે તેમના મનમાં તારૂં સન્માન ઓછું થઇ જશે અને તારી વાત હલકી પડી જશે. જે લોક તારા પતિના હિતૈષી અને પ્રેમ પાત્ર હોય, તારા સ્વામી જેની ખાતર કરતા હોય તેનું તારે પણ સન્માન કરવુ. પરંતુ એ વાત સદા ધ્યાનમાં રાખવી કે ખુશામતીઆ, ચાડીઆ અને સ્વાર્થી લોકો તારા પતિની સાથે વિશેષ બેસવા ન પામે. પતિના સંગ સિવાય કોઇની સાથે એકાન્તમા ન બેસવું. સત્કુલ પતિવ્રતા સ્ત્રીઓની સાથે મિત્રતા કરવી અને દુષ્ટ સ્ત્રીઓથી સદા દૂર રહેવું આ પ્રકાર કરવાથી તું અવસ્ય સુખી થઇશ અને તારી કીર્તિ વધશે.

તેજ સમયે શ્રી કૃષ્ણ રાજા યુધિષ્ઠિર પાસેથી રજા લઈ જવાને તૈયાર થયા હતા તેમણે સત્યભામાને બોલાવી લીધા. જતી વખતે સત્યભામા પોતાની પ્રિય સખી દ્રૌપદીને કંઠે વળગાડીને કહેવા લાગી—

મારિ પ્રિય સખી! શોક કરીશ માં ચિન્તા કરી રાત દીવસ જાગવાની જરૂર નથી તારા પતિ પોતાના ભુજ બળથી પોતાનું રાજ્ય જરૂર પ્રાપ્ત કરશે તારા જેવી સુલક્ષણા આને વધારે દુઃખ ભોગવવું પડશે નહિ. મેં સાંભળ્યું છે કે તારા પતિની સાથે તું નિષ્કંટક રાજ્ય ભોગવીશ. હે દ્રુપદનંદિની! જે કૌરવ કામિનીઓએ, તું જ્યારે પેદલ ચાલી ત્યારે તારી હાંસી કરી છે તે થોડાજ સમયમાં પોતાના કર્મનું ફલ ભોગવશે. તારા પુત્ર દ્વારકામાં આનંદપૂર્વક રહે છે. સુભદ્રા તારી પેઠેજ તેમનું લાલન પાલન કરે છે. પ્રદ્યુમ્નની માતા રૂક્મિણી અને અન્ય યદુવંશી સ્ત્રીઓ તેની સારી રીતે ખરદાસ કરે છે. પ્રદ્યુમ્નના પિતા (શ્રી કૃષ્ણ) તેમની પ્રદ્યુમ્ન અને ભાનુ વિગેરેથી ન્યૂન ગણના કરતા નથી. મારા સાસરા અને જેઠ પણ તેમને તેજ પ્રમાણે ગણે છે. કારણ કે તે બાલક બહુજ સુશીલ છે. દેવી દ્રૌપદી! તું એવા પુત્રની માતા હોવાથી તુને પણ ધન્ય છે તારા જેવી માતાના ઉદરથી તેમનો જન્મ થયો તેથી તેમને પણ ધન્ય છે. પરમાત્મા તમો સર્વને સુખી કરે. છેવટ દ્રૌપદીને ભેટી સત્યભામાએ પતિની સાથે રથમાં બેઠી દ્વારકાનું પ્રસ્થાન કર્યું.

# शिक्षकनुं आचरण.

મોટાના ભેખ કરતા પોતાના વર્તનથી, કોઈ પણ શિક્ષક, પોતાના શિષ્યો ઉપર વધારે સારી છાપ પાડી શકે છે એનું કારણ એ છે કે મનુષ્ય માત્રમાં અનુકરણ કરવાની ટેવ હોય છે અને બાળપણમાં તે ટેવનું બળ વિશેષ હોય છે. સોબત તેવી અસર એ કુદરત સર્વને લાગુ જ તો પણ બાળકનું મગજ કોમળ હોવાથી તેના ઉપર સોબતની અસર વહેલી થાય છે. કોઈપણ ચીજ સાંભળવામાં કે જોવામાં આવે તેનું જેટલું અને જેવું મનન થાય તેટલી અને તેવી તે ચીજ સ્મૃતિમાં રહે છે. જે વાતનું વધારે મનન થતું નથી તે વાતનું સ્મરણ લાંબો વખત રહેતું નથી. બાળકના સાંભળવામાં કે જોવામાં જે કાંઈ આવે તેનું મનન કરવાનો તેને ઘણો સમય મળે છે અને તે કારણથી મોટી ઉંમરના મનુષ્ય કરતાં સાંભળેલું અને જોએલું બાળકને વધારે યાદ રહે છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनाः

અર્થઃ—જેમ શ્રેષ્ઠ માણસો વર્તે તેમ બીજા માણસો વર્તે છે.

ઉપરના શ્લોકાર્ધથી ભગવાને ગીતાજીમાં મનુષ્ય સ્વભાવ જણાવી દીધો છે. બાળકના મનથી તેનો શિક્ષક સૌથી શ્રેષ્ઠ છે અને તેથી માબાપનાં કરતાં પણ શિક્ષકનું અનુકરણ તે વધારે કરે છે. આગથી આઠ વર્ષ સુધીના બાળકનો શિક્ષક કેવો છે તે જોવું હોય તો, બાળક નિશાળેથી ઘેર આવ્યા પછી એકલો હોય ત્યારે શી ચેષ્ટા કરે છે તે જોવું. બાળકના મન ઉપર પોતાના વર્ગના કામકાજની છાપ એટલી બધી પડે છે કે નિશાળેથી ઘેર આવ્યા પછી એકાંત જગા મળતાં તે પોતાના વર્ગની કલ્પના કરે છે, પોતે માસ્તર બની જાય છે અને એના શિક્ષકને જો મારવાની ટેવ હોય છે તો આ બાળક પણ કેટલાક છોકરા ભીંતપર બેઠા છે એવી કલ્પના કરી ભીંતપર સોટીઓ મારે છે.

આ ઉપરથી સમજાશે કે નાનાં બાળકોને શિખવવાનું જેને માથે આવી પડ્યું હોય તેની જોખમદારી ઘણી ભારે છે. શિક્ષકને બીડી પીવાની

ટેવ હોય તો બાળકોને પણ તે પીવાની વૃત્તિ થાય છે. શિક્ષક જો નિશાળે આવવા જવામાં કે કામ કરવામા અનિયમિત હોય તો બાળકના મન ઉપર પણ અનિયમિતપણાના ખોટા સંસ્કાર પડે છે. વાચન ભાળામાં ગમે તેવો બોધ હોય પણ જો શિક્ષક આળસુ કે જૂઠો હોય તો તેની ખોટી ટેવના સંસ્કારો બાળકના મન ઉપર પડયા વગર રહેતા નથી. શિક્ષક પ્રેમ સ્વરૂપ હોવો જોઇએ, જે શિક્ષકના હૃદયમાં પ્રેમ હોય તે કાર્યપ શિક્ષક થવાને યોગ્ય છેજ નહિ. કેટલાક શિક્ષકો વિદ્યાર્થીઓનાં ઉંટ, ખચ્ચર, ગધેડો એવાં નામ પાડી દે છે અથવા વિદ્યાર્થીઓની અનેક રીતે મશ્કરી કરે છે. ઘાતકી રીતે મારનાર કે નામ પાડનાર શિક્ષકોમાં પ્રેમનો અંશ ઓછો હોય છે અને અમુક વિદ્યાર્થી અમુક ચીજ કેમ સમજી શકતો નથી તે શોધી કાઢવા જેટલું તેનામાં ધૈર્ય નથી. કેટલાક બાળકોને કેટલું ગ્રહણ કરવાની શક્તિ મંદ હોય છે તો કેટલાકની સ્મરણ શક્તિ ખરાબ હોય છે. આવાં બાળકો જ્યારે બીજાં બાળકો કરતાં પાછળ પડે છે ત્યારે તેમના હૃદયમા સંતાપ થાય છે અને તેવી હાલતમાં તેમને ધૈર્ય આપવાને બદલે માર પડે કે મશ્કરી થાય અને ઉપરથી પણ ઠપકો મળે ત્યારે તેમના દુઃખનો પાર રહેતો નથી.

શિક્ષક ગમે તેવો વિદ્વાન હોય પણ જો તેનામાં ધૈર્ય અને પ્રેમ ન હોય તો તે મંદ શક્તિના વિદ્યાર્થીઓને કદી સંતોષ આપી શકતો નથી.

> लालनात् बहवो दोषा स्ताडनात् बहवो गुणा
>
> तस्मात्पुत्रंच शिष्यंच ताडयेन्नतुलालयेत् ॥

અર્થ:—લાડ લડાવવામાં બહુ દોષ છે અને મારવામાં ઘણા ગુણ છે માટે પુત્રને અને શિષ્યને લાડ ન લડાવતાં પણ તાડન કરવું.

ઉપરના શ્લોકમાં કંઇક સત્ય છે. તાડનનો બુદ્ધિ પૂર્વક અને સંભાળથી ઉપયોગ થાય તો બાળકનામાં રહેલુ આળસ અને ચિત્તની અસ્થિરતા ઓછી કરી શકાય છે પરંતુ મંદ બુદ્ધિના કારણથી જે ન સમજાતું હોય તે કાંઇ માર પડવાથી સમજી શકતું નથી. જે શિક્ષકના હૃદયમાં પ્રેમ અને ધૈર્ય હોય તેજ શિક્ષક તાડનનો સદુપયોગ કરી શકે છે. ક્રોધી શિક્ષકને હાથે તાડનથી લાભ થવાને બદલે હાનિ થાય છે. કોઇ પણ શિક્ષકે જ્યારે પોતાને ક્રોધ ચડેલો હોય ત્યારે વિદ્યાર્થીને કદી પણ તાડન ન કરવું. મન શાંત હોય ત્યારે અને તાડન સિવાય આળસ છોડાવવાનો અન્ય

ઉપાય ન જડે તોજ તાડનનો જરૂર પડતો ઉપયોગ કરવો. શાંત સ્વભાવના શિક્ષકને તાડનનો ઉપયોગ કવચિતજ કરવો પડે છે. શિક્ષકે પોતાના હૃદયમાંથી ક્રોધ જેવા દુર્ગુણોને કાઢવા અને પ્રેમ ધૈર્ય વગેરે સદ્દગુણો ખીલવવા સતત પ્રયત્નવાન થવું આવશ્યક છે. બાળકોનાં માબાપોએ પણ છેક નાનાં બાળકોને સરકારી નિશાળે ધકેલવા કરતાં, બને તો કોઇ યોગ્ય શિક્ષકના હાથ નીચે રાખવાં એ ઘણુંજ જરૂરનું છે.

પંડયા જમનાશંકર દયાશંકર.






૩

## વિધવા વિવાહ.

વાચક બંધુઓ! આગળના બે લેખો ઉપરથી આપની ધ્યાનમાં આવ્યું હશે કે વિજ્ઞાનની શોધ જેમ જેમ વધારે ગંભીરતાથી થતી જાય છે તેમ તેમ શ્રી સનાતન ધર્મના નિયમો, જે કુદરતના નિયમોને અનુસરી બાંધ્યા છે તેનેજ દૃઢ કરે છે. બાહ્યાડંબર અને શરીર સુખના મોહથી અંધ પરંમપરામાં ખેંચાતા જતા આર્ય સંતાનો ઉક્ત વિચારપર દૃષ્ટિ કરી સ્વધર્મ પરાયણ બનશે ત્યારેજ દેશનો યથાર્થ અભ્યુદય થશે. જ્યા સુધી વિશ્વવ્યાપી શ્રી સનાતન ધર્મની ઉપેક્ષા કરી મનના તરંગો પ્રમાણે જે પ્રગતિને નામે પ્રવાહ વહે છે તેમાં પડેલાઓ તો યથાર્થ અભ્યુદયથી દૂરને દૂર જાય છે એ જોઇ ખરા દેશહિતેચ્છુઓનાં અંતર અકળાય છે. તો પરમાત્મા ઉધટે રસ્તે જતા ભાઇઓને જાગ્રત કરો અસ્તુ.

વર્તમાન સમયમાં વિધવાઓની દશા જોઇ તેનાપર દયા કરનાર સુધારકોનો રાફડો ફુટ્યો છે. પરંતુ દુઃખની બાબત એ છે કે તેઓ દયાના સત્ય સ્વરૂપને સમજતા નથી. અને વિધવાઓની દયાનું ચિત્ર સામે રાખી હિંદુ સમાજને કલંકિત કરવાની ચેષ્ટા કરે છે. વિધવાઓના પુનઃ વિવાહ ન કરવા એ તેમની દૃષ્ટિમાં અક્ષમ્ય અપરાધ લાગે છે. હિંદના દુર્ભાગ્યને લઇને કેટલીએક વિધવાઓ પણ પોતે કામથી પીડાતી

હોય તેવા ભાવની છાપા દ્વારા આરમ્ભ કરે છે, અને તેના વકીલો એ શબ્દોને લઇ પુનઃ બહુ બળ કરે છે. પરંતુ તેમને ખબર નથી કે આપણે જે કરીએ છીએ તેથી લાભ છે કે હાનિ! હિંદના હિતની હાક વગાડનારા અને દેશોદયને માટે ફકીર બનેલાઓ અનેક રીતે યત્ન કરે છે ખરા પણ તેમને પોતાનો માર્ગ નક્કી કરવા સારૂ પરદેશીના વચનોનીજ મદદ લેવી સારી લાગે છે, જે વિદેશીઓના ઉપર અનેક પ્રકારના તેઓ તહોમતો મૂકે છે તેમનાજ વિચારને પાછા અનુસરે છે. અને જે હિંદના ખરા હિતૈષિ ઋષિઓ તેમના વચનમાં તેમને વિશ્વાસ આવતો નથી! કદિ એમ કહેવામાં આવે છે કે મહર્ષિ મનુ આમ કહે છે તો તે માનવામાં આનાકાની કરશે પણ જો અમુક પ્રોફેસરનું નામ આગળ કરી કહીયું કે તે આમ કહે છે તો તે વાતને તુર્તજ સ્વીકારી લેશે. એ પ્રકારને ધ્યાનમાં રાખી અત્રે પૂર્વોક્ત ડાક્તર એબ્રાહીમનોજ અભિપ્રાય બતાવવામાં આવે છે કે તે વિધવા વિવાહની બાબતમાં શું કહે છે.

સદરહુ ડાક્ટરે પોતાના યંત્રોથી પરીક્ષા કરી અનુભવ કર્યો છે કે, જેમ ગાય ભેંસ વિગેરે પશુ જાતિમાં સ્ત્રી પુરૂષોનો સંયોગ વ્યર્થ જતો નથી તેમ એકવાર પુરૂષ સંયોગ થતાજ તેને ગર્ભાધાન થઇ જાય છે. એજ પ્રમાણે માનવ જાતિમાં પણ ઋતુકાલમાં પ્રત્યેક પુરૂષ સમાગમમાં ગર્ભાધાન અવશ્ય થાય છે. પછીથી આહાર વિહારની વિષમતા તથા અન્ય કારણોને લઇ તે ગર્ભ સદા સ્થિર રહેતો નથી તેમજ ગર્ભાધાન પતન કેમ થઇ જાય છે તે જ્ઞાન સ્ત્રીઓને થતું નથી. પણ આધાન જરૂર થાય છે એ વાત તેમણે સિદ્ધ કરી છે. સાથે સાથે પરીક્ષા લઇ એ પણ નક્કી કર્યું છે કે જે પુરૂષના વીર્યથી એકવાર ગર્ભાધાન થઇ જાય છે તે ધાતુના સંસ્કાર ગર્ભાશયમાં સદાને માટે સ્થિર થઇ જાય છે. અને પછી તે કોઇ ઉપાયે ટાળ્યા ટળાતા નથી. તેથી પરિણામ એ આવે છે કે સ્ત્રીના ગર્ભાશયમાં જે પુરૂષનો સમ્બન્ધ થયો છે તેના ગુણકર્મ સંસ્કાર સદા પહેલાજ છે પછી તેજ ગર્ભાશયમાં બીજો પુરૂષ આધાન કરે છે તો તેના પણ ગુણકર્મ સંસ્કાર આવે છે તેથી સંતાનશુદ્ધ ન થતાં બે પ્રકારના સંસ્કારવાળું થશે.

ઉક્ત પરીક્ષાને સામે રાખીને વૈજ્ઞાનિક શિરોમણિ ડોક્ટર મહાશય સમાજને સ્પષ્ટ અક્ષરોમાં સાવધાન કરે છે કે ભાઇ જો રક્ત શુદ્ધિ રાખવી હોય તો સ્ત્રીઓના અનેક વિવાહ રોકો. એક સ્ત્રીનો એકજ વખત વિવાહ કરો જો સ્ત્રીઓના અનેક વિવાહ પ્રચલિત રહેશે તો શુદ્ધ સંતાન કદી મળશે નહિ. સજ્જનો! શુદ્ધતાના અનન્ય ઉપાસક હિન્દુ જાતિ ઉપર

સુધારકો વિધવા વિવાહને હઠપૂર્વક લાદવા ઇચ્છે છે તેમની આંખો હવે ઉઘડતી જોઇએ કે આજનું વિજ્ઞાન જેમ જેમ વધારે શોધાતું જાય છે તેમ તેમ તેમના ચરણુપંકજનું શરણુ લેતું જાય છે ટુંકામાં કહેવાનો આશય એ છે કે આપણા ઋષિ મુનિઓએ જે જે નિયમો બાંધ્યા છે તે દરેક આલોક અને પરલોકના સુખ સાધક છે માટે હિંદુ સંતાનોએ કોઇ પ્રકારના વ્યામોહમાં નહિ પડતાં જેમ બને તેમ શ્રી સનાતન ધર્મના પૂર્વ નિયમોનું પાલન કરવું એમાંજ સર્વનું શ્રેય છે.

૪

## સ્પૃશ્યાસ્પૃશ્ય.

અસ્પ્રજોને અડકવાની બાબતનો પ્રશ્ન પણ સમાજમાં જોરથી આંદોલન કરી રહેલ છે. સમાજ નેતાઓ આજ અસ્પૃશ્ય જાતિપર એક પ્રકારનો અત્યાચાર સમજી બેઠા છે. સુધારકો અને તેના સંસર્ગથી ભ્રષ્ટ વિચારના છાપાવાળાઓ પણ જાણે ભવિષ્યનો ઇજારો લઇ બેઠા હોય તેમ બકવાદ કરે છે કે અંત્યજને અડકીશું નહિ, ત્યાંસુધી સ્વરાજ્ય મળશે નહિ. જે સામાન્ય જન સમાજ છે જેને વિશેષ વિચાર કરવાની શક્તિ નથી તે તથા ધર્મ સંસ્કાર હીન, હિંદની પ્રાચીન પ્રણાલિકા અજ્ઞાત, સ્થૂળ વિચારના મોહમાં ફસેલા અને અનુભવ અલ્પ યુવકો પણ નેતાઓના મોહમાં અંજવાઇ અંત્યજોને અડકવાથીજ સ્વરાજ્ય મળશે એમ માની અધમતામાં સરતા જાય છે. કેટલાએક નેતાઓએ તો સ્પર્શ કરવાને બદલે તેમની સાથે ભોજન કરીને પણ અંત્યજોનો ઉદ્ધાર કરવાનો રસ્તો ગ્રહણ કર્યો છે (૧) એક વર્ગ સ્પર્શ કરી સ્વરાજ્ય લેવા ઇચ્છે છે (૨) એક તેઓની સાથે ભોજન કરી પોતાની અને તેમની પ્રગતિ ચાહે છે (૩) ત્યારે એક વર્ગ કાળપ્રભાવથી એવો પણ નીકળશે કે અંત્યજોને પુત્રી આપી સુસંતાનદ્વારા તેમનો અભ્યુદય કરશો!' ખરે! સોપાન પંક્તિપર પરૈશો દડો ઉપર ન ચડતાં નીચે નીચેજ જાય છે તેમ હાલનો હિંદનો પ્રગતિને નામે વહેતો પ્રવાહ સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતાનેજ પ્રાપ્ત કરતો જાય છે. છતાં જ્યારે કોઇ વિચારશીલ તેમને સત્ય વાત સમજાવે છે ત્યારે તેમનો અભિમાની આત્મા તેમને સત્યથી દૂર રાખે છે.

માનવ પ્રકૃતિ અને તેના વિકાસના નિયમથી જે કેવળ અજ્ઞાન છે. માત્ર સ્થૂલ પ્રદેશના સાંકડા માર્ગમાંજ જેમનું ભ્રમણ છે, એવા લેખાનુઓ આ ધાર્મિક પ્રશ્નને અપનાવીને મરજીમાં આવે તેમ ગબડાવી રહ્યા છે. તેમને એટલી પણ ખબર નથી કે સ્પૃશ્યાસ્પૃશ્યતી બાબત આત્મ સંયમની

તો હવે વિચાર કરો કે આને નીતિ થઇ કે અનીતિ. ટુંકામાં કહેવાની મતલબ એજ છે કે સત્યનીતિ તેજ કહી શકાય કે જે મનુષ્યને ધર્મ તરફ દોરી જાય તો દરેક પુરૂષે પોતાની નીતિનું અવલોકન કરવું કે તે નીતિ છે કે અનીતિ અને તેને માટે પણ નીતિશાસ્ત્ર વાંચીને વિચારવા જોઇએ.

ચોથા પ્રકારનું જ્ઞાન ધર્મ સમ્બન્ધી છે વર્તમાન સમયમાં ભારત વર્ષમાં એટલા બધા મત, પંથ અને સંપ્રદાયો પ્રવર્ત્યા છે કે લોકોને ધર્મનું સ્વરૂપ સમજવું કઠિણ થઇ પડયું છે તેની સાથે એમ પણ જોવામાં આવે છે કે દરેક વાડાવાળાઓ પોતાનું ખરૂં અને બીજાઓનું ખોટું એવી લડાઈ ચલાવી રહ્યા છે જેથી લોકોને ખરૂં ખોટું સમજવું મુશ્કેલ પડે છે. પરંતુ એ કશી ભાંજગડમાં ન પડતાં ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રે ગીતાદ્વારા જે નિર્ણય કરી આપ્યો છે તેજ ખરો સનાતન ધર્મ છે અને તેનું જ્ઞાનજ મનુષ્યનું હિત સાધક છે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ત્રણ બાબત સ્પષ્ટ કહેલી છે (૧) કર્મ (૨) ઉપાસના અથવા ભક્તિ (૩) જ્ઞાન. સ્વવર્ણાશ્રમ નિષ્કામ કર્મ કરવાથી મન શુદ્ધ થાય છે. જ્યાં સુધી મન શુદ્ધ ન થયું હોય ત્યાં સુધી તે જીવાત્મા ભક્તિને કે જ્ઞાનની પૂર્ણતાને પ્રાપ્ત કરી શકતોજ નથી. જે સંપ્રદાયોમાં વર્ણાશ્રમ કર્મનો લોપ કરી કેવળ ભક્તિને આગળ કરવામાં આવી છે તે સંપ્રદાયમાં કોઇ સત્ય ભક્ત થઇ શકતો નથી તેમ ચિત્ત શુદ્ધિ વિના જ્ઞાનમાં પણ અનાચાર અને અનીતિનો ભંડારો હોય છે માટે સ્વ વર્ણાશ્રમ કર્મ જરૂર થવાંજ જોઇએ પરંતુ વર્તમાન સમયમાં તો "શહેરમાંથી સંધ્યા અને ગામડામાંથી ગાયત્રી" જતાં રહ્યાં છે ત્યાં બીજાં કર્મની તો વાતજ શી કરવી છતાં જ્ઞાન ભક્તો અને જ્ઞાનીઓનો રાફડો હોય છે સ્વ વર્ણાશ્રમ કર્મ કરી ચિત્ત શુદ્ધ કરતાં કરતાં પરમાત્માની ઉપાસના ભક્તિ પણ કરવી જોઇએ. જેમ ચિત્ત શુદ્ધ થાય તેમ ઇશ્વર તરફનો પ્રેમ વધતો જાય ત્યારેજ સાચી ભક્તિ પ્રગટે છે અને યથાર્થ ભક્તિ તેજ છે કે જે મનને સ્થિર કરે. વાંદરની પેઠે હજારો વાસનામાં કુદી રહેલ છે તેને અટકાવે. આ બે વાત સારી રીતે કેળવાયા પછી વેદાન્ત જ્ઞાન વિચારતાં ચિત્ત શુદ્ધિ અને ચિત્તસ્થિરતાના પ્રભાવે સ્વસ્વરૂપનું અનુસંધાન થાય છે. અભેદાનુભવ આવે છે. અભેદતત્ત્વ પર્યંત લઇ જાય વા ધારી રાખે તેજ ખરો ધર્મ અને તેનું જે જ્ઞાન છે તેજ ધર્મજ્ઞાન. અર્થાત્ અભેદત્વના પોષકતત્ત્વો જ્યાંથી જણાય ત્યાંથી ગ્રહણ કરવાં અને કોઇ પણ ધર્મની નિંદા ન કરવી એ ધર્મજ્ઞાનની પરાકાષ્ટા છે આ રીતે જ્ઞાનની સામાન્યરૂપ રેખા છે. ઇતિશમ

જાગો! પ્રમાદનો પરિત્યાગ કરો!! સત્ય સુખને માણો!

# સ્વરાજ્યવાદીને ખાસ ઉપયોગી.

જેને માટે એ શબ્દો બોલાય છે કે "શિવાજી ન હોતે તો સુન્નત હોત સબકી" તેણે ગમે તેવાં કષ્ટ સહીને પણ પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપન કર્યું છે તેનું નિદાન ધર્મ છે મહારાજા છત્રપતિ શિવાજી ગુરૂ રામદાસની આજ્ઞામાં રહી સ્વરાજ મેળવી શક્યા હતા.

હિંદુ સૂર્ય મહારાણા પ્રતાપસિંહની અવિચળ કીર્તિ, અપાર કષ્ટો સહન કર્યા છતાં હિંદુત્વના સંરક્ષણથીજ અત્યારે આ ભાગ્ય જગ ગાય રહેલ છે ક્ષત્રિયો હલદીઘાટના યુદ્ધમાં હાર્યા છતાં ધર્મવૃત્તિથી જો વિજયજ મેળવ્યો છે, કારણ તેમનું શરણ શ્રી સનાતન ધર્મ હતો.

ઉપરનાં બે દૃષ્ટાંતો આપી કહેવાનો આશય એટલોજ છે કે તમારે જો સત્ય સુખ, સ્વરાજ્ય, સત્ય સ્વતંત્રતા વિગેરે આલોક અગર પરલોકનું હરકોઇ પ્રકારનું સુખ અથવા પ્રગતિ જોઇતી હોય તો શ્રી સનાતન ધર્મને સમજાવનાર "શ્રી સનાતન ધર્મપ્રભા" નું સેવન કરો. અને તેને મદદ કરી, જનહિતના રસ્તાને પ્રભા જે પ્રકાશ પહોંચાડી રહેલ છે તે કાયમ રહે માટે તેને મદદ કરો.

## શ્રી સનાતન ધર્મપ્રભાને મદદ કરવી

એજ

સર્વ જનના હિતનું મહાન્ દ્વાર ઉઘાડવા બરાબર છે.

"ધર્મપ્રભાજ" સાચા સ્વરાજ્યને સ્થાપવાનો પ્રકાર સમજાવે છે.

સાચી સ્વતંત્રતાનું સ્વરૂપ "પ્રભા" ના પ્રકાશમાં સમજાશે.

ભારત વર્ષના ધર્મ પ્રેમી સજ્જનો હિંદના આભૂષણ શ્રી સનાતન ધર્મના રહસ્યને સમજાવનાર "શ્રી સનાતન ધર્મપ્રભા" ના ગ્રાહક બનીને અગર ખોટ પૂરવાના નિમિત્તે તમારો ઉદાર હસ્ત લંબાવી પ્રભાના અસ્તિત્વને ટકાવી રાખી સાચી સ્વદેશ અને ધર્મ સેવામાં ભાગ લઇ માનવ જન્મની સાર્થકતા કરો.

દયા.

# विषयसूचि.

वेद.


श्री वेदतत्वामृत ... .. (यति) ... ... ... १


साहित्य


આત્મ ઉપાસના ... ... (યતિ) .. ... ...

વસ્ત્રવિના નર પશુસમાન ... (કવિ દયાશંકરભાઇ) . ... [illegible]

મોહનમાળા (મણકો-૧૫) (સ્વામી પ્રણવાશ્રમ) ... ... ૧[illegible]

અજ્ઞાનીને ઉપાલંભ ... (સ્વામી ચિદ્ઘનાનંદજી) ... ૧

શ્રી ચિદાનંદ લહેરી ... (શ્રીમન્માસ્તર છોટાલાલભાઇ) . १४[illegible]


तत्वज्ञान.


આત્મપુગમ્ય ... ... (યતિ) ... ... ... १४५

મનસુનાજી... ... ... (યતિ) ... ... .. १५१


धर्म.


ષોડશ સંસ્કાર વિધિ ... (યતિ) ... ... १५३

ખરો દેશાભિમાન ... (રા. સંતુભાઇ)... .. ... १६१


चारित्र्य.


દ્રૌપદી ... ... (યતિ) ... .. ... १४८


---

तत्सत्परमात्मने नमः




विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्माद्वाप्यते ॥

અર્થ:—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

વર્ષ ૩ જું. સં. ૧૯૭૯ શ્રાવણ ઓગષ્ટ ઇ. સ ૧૯૨૩ અંક ૫

मंगलम्.




त्रिणाचिकेतस्त्रिभिरेत्य संधिं त्रिकर्मकृत्तरति जन्ममृत्यू। ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा निचाय्येमां शान्तिमत्यन्तमेति ॥ १७ ॥

श्री शांकरभाष्य—त्रिणाचिकेतस्त्रिः कृत्वो नाचिकेतोऽग्निश्चितो येन स त्रिणाचिकेतस्तद्विज्ञानस्तदध्ययनस्तदनुष्ठानवान्वा। त्रिभिर्मातृपित्राचार्यैरेत्य प्राप्य संधिं संधानं संबन्धं मात्राद्यनुशासनं यथावत्प्राप्येत्येतत्। तद्धि प्रामाण्यकारणं श्रुत्यन्तरादवगम्यते। यथा मातृमान्पितृमानित्यादेः। वेदस्मृतिशिष्टैर्वा प्रत्यक्षानुमानागमैर्वा। तेभ्यो हि विशुद्धिः प्रत्यक्षा त्रिकर्मकृदिज्याध्ययनदानानां कर्ता तरत्यतिक्रामति जन्ममृत्यू। किंच ब्रह्मजज्ञं ब्रह्मणो हिरण्यगर्भाज्जातो ब्रह्मजः। ब्रह्मजश्चासौ ज्ञश्चेति ब्रह्मजज्ञः सर्वज्ञो ह्यसौ। तं देवं द्योतनाज्ज्ञानादिगुणवन्तमीड्यं स्तुत्यं विदित्वा शास्त्रतो निचाय्य दृष्ट्वा चात्मभावेनेमां स्वबुद्धिप्रत्यक्षां शान्तिमुपरतिमत्यन्तमेत्यतिशयेनैति। वैराजं पदं ज्ञानकर्मसमुच्चयानुष्ठानेन प्राप्नोतीत्यर्थः॥

ગુજરાતી—ત્રિણાચિકેત ત્રણ વડે સમ્બન્ધ પામીને ત્રણ કર્મનો કર્તા યમ જન્મ મૃત્યુને તરે છે. બ્રહ્મજજ્ઞાતા સ્તુતિ કરવા યોગ્ય દેવને જાણીને તથા જોઈને આ અત્યંત શાન્તિને પામે છે.

વિશેષ—જેણે નાચિકેત નામના અગ્નિની ત્રણવાર ઉપાસના કરી હોય અથવા જે નાચિકેત અગ્નિના જ્ઞાન, અધ્યયન ને અનુષ્ઠાનવાળો હોય તે ત્રિણાચિકેત કહેવાય છે. તે માત, પિતા અને આચાર્ય આ ત્રણવડે યથાવત્ શિક્ષા પામીને વા શ્રુતિ, સ્મૃતિને શિષ્ટ પુરુષથી કિંવા પ્રત્યક્ષ, અનુમાન ને આગમ આ ત્રણ પ્રમાણોથી ધર્માદિનું જ્ઞાન સંપાદન કરીને, યજ્ઞ, વેદાધ્યયન ને દાન એ ત્રણ કર્મોનો કર્તા યશ જન્મ મૃત્યુનું ઉલ્લંઘન કરે છે. વળી આ અગ્નિ હિરણ્યગર્ભરૂપ બ્રહ્મથી જન્મેલ છે. તથા જ્ઞાતા છે. તેથી બ્રહ્મજજ્ઞ કહેવાય છે, તથા તે સ્તુતિ કરવાને યોગ્ય ને દેવ એટલે જ્ઞાનાદિ ગુણવાન્ છે. તેને શાસ્ત્રથી જાણીને તથા આત્મભાવથી જોઈને પોતાની ઉપાસના વડે પ્રત્યક્ષ કરેલ એવી શાન્તિને અતિશયપણે પામે છે. અર્થાત શાસ્ત્રજન્ય પરોક્ષ જ્ઞાન અને ઉપાસના તથા કર્મના સમુચ્ચય અનુષ્ઠાનથી વિરાટ્‌ના પદને પ્રાપ્ત થાય છે.




## आत्म उपासना.

### ચોપાયા.

આનંદાબ્ધિ ઉરમાં ઉલટ્યો, અંતર થયું અજવાળું;
ગુરૂ કૃપાથી આજે સમજ્યું, બ્રહ્મસ્વરૂપ હું ભાળું. ૧

વ્યાપક પોતે હું જ વરગેટ છું, અન્ય કશું ના બીજું;
રૂપ નિહાળી મારૂં સ્નેહે, હૃદય વિષે બહુ રીઝું. ૨

અજર અમરને અક્ષર હું છું, ઈશ્વર પ્રત્યક્ આત્મા,
પરમ શિવ પરમાનંદ પોતે, પૂરણ બ્રહ્મ પરમાત્મા. ૩

અજઅર હું તો જ્ઞાન થકી છું, અનુભવ રસનો ભોગી;
સહુકો કીર્તિ મારી કહે છે, પરમ શુધ્ધ હું યોગી. ૪

ઇન્દ્રિયોના વિષ સુખથી, હું છું રહિત સદાએ;
મન વાણીને બુદ્ધિ સુજ્ઞને, પહોંચે નહિ કદાએ. ૫

સર્વે ઐશ્વર્યોથી સંપન્ન, રાગ દ્વેષ નવ રાખું,
ઇક્ષણ વિષય મતિના ઇપ્સિત, પુરૂષાર્થે રસ ચાખું; ૬

ઉપનિષદ્ આરામ વિષે હું, વિહાર છું કરનારો;
શોક સાગરે વડવાનળ સમ, હું છું શોષણહારો. ૭

દશે દિશામાં વ્યાપિ રહી છે, દિવ્યવિભૂતિ મારી;
ઊહાપોહ ઉરે કરવાથી, થાય પ્રતીતિ મારી. ૮

(અપૂર્ણ) ઘતિ.

## वसुविना नर पशुसमान.

ચોપાઇ.

કરાય ના ચિત્ત ચિંતવ્યું કામ, સમાય મનમાં મનની હામ;
ના લાયક પણ કહે નાદાન, વસુ વિના નર પશુ સમાન. ૧
સ્વમાને નવ સંતોષાય, શરીર તે શોકે શોષાય;
શોધ્યાં સર્વ ગયું સંતાન, વસુ વિના નર પશુ સમાન. ૨
વસ્તીમાં સાચવી વ્યવહાર, વીતાડાય ના દિવસ લગાર,
વળતી પડે રજાનું રાન, વસુ વિના, ૩
બુઢ્ઢાપણું ડાંપણું હોય તોય, જુએ તિરસ્કારે સહુ કોઇ;
મળે ન પાંચ પુરુષમાં માન, વસુ વિના॰ ૪
હિંમતથી ભીડાય ન હામ, જ્ઞાન વિષે ના હોયે જાંમ
શું ખેંચું એથી સમધાન, વસુ વિના॰ ૫
નાત જાતમાં ના ઉગરાય, મેણાં સહી મનમાં મુઝાય;
હાથે એક ન થાએ દાન, વસુ વિના॰ ૬
ગુણ સમા શઠ જે સરદાર, લગાર હોય નહિ સુવિચાર,
કરે હુકમ તે કરી અપમાન, વસુ વિના॰ ૭
ગણે તુચ્છ તરણાને તોલ, બેવકૂફ પણ ન સહે બોલ;
ખગ દઇ બેમે માથે ખાન, વસુ વિના॰ ૮
તાડ તાપનું દારુણ દુ ખ, કળકળતી હોય ભૂખે કુખ,
જરા નીર સારૂ દે જાન, વસુ વિના॰ ૯
વાત કરે નહિ વેગા ખોઇ, કોઇ મનુષ્ય નર એવો જોઇ;
વરતી એને મન વેરાન, વસુ વિનાં॰ ૧૦

(અપૂર્ણ)

'કવિ દયાશંકર રવિશંકર
સાહિત્ય વાચસ્પતિ

# मोहन माला.

## મણકો ૧૯ મો.

### અઘટ ઘટના.

ચોપાયા.

અજવાળાને શોધે આદિત્ય, જળને ખોળે દરિયો,
મૃતિકા શોધે ભમે ઘડુલો, વાયુને વંટોળીઓ. ૧

કીડી કહે જડતું નથી સોનું, દુઃખી પટ તંતુ વિયોગે
પુષ્પ ગંધને પડતું બહુ છેટું, ભમરી ખાંડને હાંકે. ૨

પુછે અર્થ ક્યાં કામળ રહે છે, મણિયો વિણ સુની માળા,
કાષ્ટ વિયોગે ખુરશી કંપે, કહે પાવક ક્યાં જ્વાળા. ૩

જળે શશી શીતળતા વિના, કલ્પતરૂ છે સૂખ્યું,
મરચામાં તીખાશ મળે ના વર્ણક થી છે લૂખું ૪

અફીણ કહે કડવાશ હશે ક્યાં? ગળપણને ગોળ શોધે;
તંબાકુ મળ્યા ના તાબાટેરી, પૈસો ચડીઓ ખોવે. ૫

એ રે ભ્રમ વિરહાગ્નિ પ્રકટ્યો. નવ જ્ઞાન વારિ વિબુઝે,
સદ્ગુરૂ શબ્દે ભ્રમણા ભાગી, વસ્તુ યથારથ સૂઝે. ૬

માયા બ્રહ્મ અનાદિ એમાં, બ્રહ્મ અનંત ન માયા;
એક સત્યને બીજી કલ્પના, જ્યમ તરૂવરમાં છાયા, ૭

હરખી જગદીશ હરખો ભક્તિનો, ઉભુની સત હરખી;
મથુર દેખે દર્પણ દારે, બ્રહ્મોઽહમિતિ રશ્મી. ૮

સ્વામી મથુરાશ્રમ.

---

## अज्ञानीने उपालंभ.

ઓ મૂઢ ! ગમાર !!, શા માટે તું વિષય પંકમાં જાએ;
તજી સુખ અપાર, દુઃખ મારગમાં ખાતિ ખત્તા ખાએ. ટેક.
સંત સાચા સેવ્યે સુખ મળશે. દુઃખ તારા સઘળાં દૂર ટળશે;
દેવે હરિ હેત વળી કળશે. ઓ મૂઢ. ૧
સમ દૃષ્ટિ સંત સદા લહીએ, તેનો સંગ કરી ચરણે રહીએ;
પછી કરે કસોટી તે સહીએ. ઓ મૂઢ. ૨
કદિ તપાવે સંત તમને જ્યારે, કરશે શીતળ જાણો ત્યારે;
તેથી અળગા ના રે'શો ક્યારે, ઓ મૂઢ. ૩
સતશાસ્ત્ર વિચારીને લઈએ, સતમારગમાં ચાલ્યા જઈએ;
તેથી બ્રહ્મરૂપ પોતે થઈએ. ઓ મૂઢ. ૪
સદ્ગ્રંથ શ્રી વાશિષ્ઠ જાણો, ગીતા ઉપનિષદ પરમાણો;
ચિદ્ઘનાનંદ કહે ઉર આણો. ઓ મૂઢ. ૫

સ્વામી શ્રીચિદ્ઘનાનંદજી.
(નિર્વાણસ્થ) ઝરોલા.

---

## श्री शिवानंद लहरी.

नालं वा परमोपकारकमिदं त्वेकं पशूनां पते
पश्यन्कुक्षिगतांश्चराचरगणान्बाह्यस्थितान्रक्षितुम् ।
सर्वामर्त्यपलायनौषधमतिज्वालाकरं भीकरं
निक्षिप्तं गरलं गले न गिलितं नोद्गीर्णमेव त्वया ॥ ३१ ॥

અર્થ—હે પશુઓના પતિ ! આપનું આ એકજ કૃત્ય શું જગતના ઉપર પરમ ઉપકાર કરવાને સમર્થ નથી ? તે કૃત્ય આ રીતનું છે. જ્યારે સમુદ્ર મથન કરતી વેળાએ તેમાંથી ચરાચર વિશ્વનો નાશ કરી નાખે એવું હલાહલ વિષ નીકળ્યું અને અનેક જ્વાળાઓ ઉપજ કરનારૂં તથા ભયંકર વિષરૂપ તીવ્ર ઔષધ જ્યારે દેવોએ જોયું ત્યારે તેઓ નાસવા લાગ્યા તે વખતે તેમાંથી રક્ષણ કરવાને આપની પ્રાર્થના કરવામાં આવી આપે જગતના ઉપર કૃપા કરીને તેનું પ્રાશન કર્યું આપના ઉદરમાં અને બહાર અનેક સ્થાવર જંગમ જીવો રહેલા છે તેથી તેને જો પેટમાં ઉતારવામાં આવે તો ઉદરગત જીવોનો નાશ થાય, અને જો વમન કરવામાં આવે તો બહારના સમગ્ર જીવોનો નાશ થાય એવો વિચાર કરીને આપે તે ઝેરને ન તો પેટમાં ઉતરવા દીધું કે ન બહાર કાઢી નાખ્યું પણ અધવચ ગળામાંજ રાખી મૂક્યું ! ૩૧

ज्वालोग्रः सकलामरातिभयदः क्ष्वेलः कथं वा त्वया
दृष्टः किं च करे धृतः करतले किं पक्वजम्बूफलम् ।
जिह्वाया निहितश्च सिद्धगुटिका वा कंठदेशे भृतः
किं ते नीलमणिर्विभूषणमय शम्भो महात्मन्वद ॥ ३२ ॥

અર્થ—હે શંભો ! મહાત્મન્ ! કહો તો ખરા કે આપે એ ભયંકર જ્વાળાવાળું અને સમગ્ર દેવતાઓને ભય ઉત્પન્ન કરનારૂં વિષ શી રીતે જોયું ? અને શી રીતે હાથમાં લીધું ? શું પાકું જાંબુ હોય તેમ હાથમાં રાખ્યું ? અથવા શું સિદ્ધ ગુટિકા હોય તેમ જીભ ઉપર મૂકી દીધું ? અથવા નીલમણિનો અલંકાર હોય તેમ એને કંઠમાં ધારણ કરી રાખ્યું ? ૩૨

नालं वा सकृदेव देव भवतः सेवा नतिर्वा नुतिः
पूजा वा स्मरणं कथाश्रवणमप्यालोकनं मादृशाम् ।
स्वामिन्नस्थिरदेवतानुसरणायासेन किं लभ्यते
का वा मुक्तिरितः कुतो भवति चेत्किं प्रार्थनीयं तदा ॥३३॥

અર્થ—હે દેવ ! મારા જેવા આપની એકજ વાર સેવા કરે, અથવા નમસ્કાર કરે અગર સ્તુતિ કરે, વા પૂજા કરે, કે સ્મરણ કરે, અથવા કથા શ્રવણ કરે વા દર્શન કરે તો તેજ શું મુક્તિ આપવાને સમર્થ નથી ?

હે સ્વામિન્! બીજા અસ્થિર દેવતાઓને અનુસરવાના શ્રમથી શું મળવાનું છે? અથવા કઇ મુક્તિ મળવાની છે? અને જો કે તેઓની પાસેથી મુક્તિ તો ક્યાંથી મળે, એમ હોય તો પછી બીજાનું મારે તેમની પાસે માગવાનું પણ શું છે? ૩૩

> किं ब्रूमस्तव साहसं पशुपते कस्यास्ति शंभो भव-
> द्धैर्यं चेदृशमात्मनः स्थितिरियं चान्यैः कथं लभ्यते ।
> भ्रश्यद्देवगणं त्रसन्मुनिगणं नश्यत्प्रपंच लयं
> पश्यन्निर्भय एक एव विहरत्यानन्दसान्द्रो भवान् ॥ ३४ ॥

અર્થ—હે પશુપતે! અમે આપના સાહસનું શું કથન કરીએ? હે શંભો! તમારૂં આવું ધૈર્ય બીજા કોનામાં છે. અને આત્માની આવી સ્થિતિ બીજાઓ કેમ કરીને પામે? આપ પૂછશો કે તે સાહસ આદિ કયા? તો તે કહું છું કે જ્યારે આ ત્રિલોકીનો લય થાય છે. ત્યારે દેવતાઓના ગણ એક પછી એક પડવા માંડે છે મુનિ ગણ ત્રાસ પામી જાય છે, અને આખું જગત્ નાશ પામવા લાગે છે, એ સઘળું જોતા છતાં પણ આપ એકલા આનંદરસમાં તરબોળ થઇને નિર્ભયપણે ફર્યા કરો છો. ૩૪

> योगक्षेमधुरंधरस्य सकलश्रेयः प्रदोद्योगिनो
> दृष्टादृष्टमतोपदेशकृतिनो बाह्यान्तरव्यापिनः ।
> सर्वज्ञस्य दयाकरस्य भवतः किं वेदितव्यं मया
> शंभो त्वं परमान्तरंग इति मे चित्ते स्मराम्यन्वहम् ॥ ३५ ॥

અર્થ—હે શંભો તમે પોતાના ભક્તોનું યોગ ક્ષેમ નભાવવામાં ધુરંધર છો અર્થાત્ ભક્તોના યોગ ક્ષેમની ધુંસરીને તમેજ વહન કરો છો ભક્તોને સકલ કલ્યાણ આપવાનાજ ઉદ્યોગવાળા છો. દૃષ્ટ અને અદૃષ્ટ એવી માન્યતાનો ઉપદેશ કરવાડે તમે કૃત કૃત છો બાહ્ય અને આભ્યંતરમાં તમે વ્યાપક છો. તમે સર્વજ્ઞ તથા દયાની ખાણરૂપ છો. હે ભગવન્ તમારા સમ્બન્ધી મારે શું જ્ઞાન પ્રશ્ન કરવા યોગ્ય છે? અર્થાત્ તમારા ગુણો અગણિત છે. અને એટલા માટેજ તમે મારૂં પરમ અંતરંગ છો એમ હું નિરંતર સ્મરણ કરૂં છું. ૩૫

છો. ન. ભટ્ટ.
વડોદરા.



# तत्त्वज्ञान.

## आत्मपुराण.

## ઐતરેયોપનિષદર્થ પ્રકાશ–અધ્યાય ૧

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૧૭ થી )

અજ્ઞાનકૃત જીવોનો સર્વવ્યવહાર ભ્રાન્તિરૂપ છે તે કહે છે.

घट इत्यादिको योयं व्यवहारोत्र लौकिकः ।
शब्दमत्यपबोध्यात्मा स्यात्सोप्येतद्विवर्जिते ॥ ५५ ॥

અર્થ—અહિંયાં ભ્રાન્તિ સિદ્ધ સંકરથી રહિત ઘટ વિગેરે જે લૌકિક વ્યવહાર થાય છે. તે પણ શબ્દ, જ્ઞાન અને અર્થ (વિષય) એ તદ્રૂપ છે.

વિવેચન—લૌકિક જ્ઞાન કેવી રીતે ભ્રાન્તિ છે તે સમજાવે છે લૌકિક પુરૂષને કોઈએ પૂછ્યું કે આ શી વસ્તુ છે? તેનો ઉત્તર પેલો પુરૂષ 'ઘટ' એ આપે છે વળી તેને પૂછીએ કે તમને જ્ઞાન કેવું થયું તો કહેશે કે 'ઘટ' અને કયો શબ્દ સાંભળ્યો એમ પૂછીએ તો પણ જવાબ આપશે કે 'ઘટ' ઉક્ત વ્યવહારમાં 'ઘટ' એ શબ્દ તથા તેનું 'જ્ઞાન' અને 'ઘટ' એ વસ્તુ તેનું સંકર થએલું છે. તેથી લોકોનો વ્યવહાર ભ્રમરૂપ છે એમ દર્શનમાં પણ એ હકીકત કહેલી છે. शब्दार्थप्रत्ययानामितरेतराध्यासात्संकर० (પા० ૩–સૂ–૧૭) અર્થાત્ ગાય એ શબ્દ, ગાય એ વિષય ( અર્થ ) અને ગાય અને પ્રત્યય એનો પરસ્પર અધ્યાસ થવાથી સંકર થાય છે. માટે વ્યવહાર ભ્રાન્તિ સિદ્ધ છે. ૫૫

ત્યારે વ્યવહારમાં ભ્રાન્તિ કેવી રીતે છે તે કહે છે.

वाचि शब्दो हृदि ज्ञानमर्थो भूम्यादिसंस्थितः ।
कथं स शब्दबोधात्मा भवेद्भ्रान्तिं विना नृणाम् ॥ ५६ ॥

અર્થ—વાણીમાં શબ્દ રહે છે, હૃદયમાં જ્ઞાન રહે છે. અને વિષય પૃથ્વી ઉપર હોય છે. એમ છે છતાં મનુષ્યને અર્થ ( વિષય ) નું શબ્દ અને જ્ઞાનરૂપ ભાન ભ્રાન્તિવિના શી રીતે થાય?

વિવેચન—જ્યારે શબ્દ, જ્ઞાન, અને વસ્તુ એ ત્રણેના આકાર જૂદા જૂદા છે. તો તે ત્રણેનું જ્ઞાન તાદાત્મ્ય ભ્રાન્તિ વિના શી રીતે સંભવે?

પરંતુ કોઇ એમ કહે કે તે તાદાત્મ્ય સત્ય છે ભ્રામક નથી તો તેમ માનવાથી વ્યાઘાત દોષ આવે છે તે કહે છે.

शब्दबोधावपि यदा स्यातामथ तदा तयोः ।
पृथगेव भवेतां तौ यथा भिन्नौ पितुः सुतौ ॥ ५७ ॥

અર્થ—જો શબ્દ અને બોધ પ્રકાશક હોય અને અર્થ પ્રકાશ્ય હોય તો શબ્દ અને જ્ઞાન અને તેનો અર્થ એ બેઉનો પરસ્પર ભેદ સિદ્ધ થાય જેમ પિતાથી તેના બે પુત્રો ભિન્ન છે તેમ.

વિવેચન—શબ્દબોધ અને અર્થનો પ્રકાશ્ય પ્રકાશક ભાવ સંબંધ હોય તો પદાર્થ તેનું નામ અને જ્ઞાન એ પૃથક્ છે એમ સિદ્ધ થાય. કારણ કે પ્રકાશ્યઘટ અને પ્રકાશક દીપ તેનો તાદાત્મ્ય સર્વથા અશક્ય છે. વળી લોકોમાં એક સમ્બન્ધી જ્ઞાન બીજાનું સ્મરણ કરાવનાર થાય છે જેમ કોઇ પુરૂષે પિતા અને પુત્રને એક સ્થાનમા જોયા હોય. પછી પુત્રને બીજા સ્થાનમાં જોઇને તેના પિતાનું સ્મરણ પેલા પુરૂષને થાય છે. અહિં પુત્ર પ્રકાશક અને પિતા પ્રકાશ્ય છે તે ભેદ લોકમાં પ્રસિદ્ધ છે તેમ પ્રકાશક જે શબ્દ અને જ્ઞાન તથા પ્રકાશ્ય અર્થ તેનો અભેદ માનવાથી વ્યાઘાત દોષ આવશે કારણ તે ભિન્ન છે. ૫૭

દૃષ્ટાન્તને સિદ્ધાન્તમાં ઘટાવે છે—

अहंशब्दप्रत्यययोरात्मा विषय ईरितः ।
व्यवहारे तथानात्मा त्वनहं शब्दबोधयोः ॥ ५८ ॥

અર્થ—વ્યવહારમાં 'અહં' એ શબ્દ અને તેનું જ્ઞાન તે બેઉનો વિષય આત્મા છે એમ માન્યુ છે તથા 'ન અહં' એ શબ્દ અને બોધનો વિષય અનાત્મા છે એમ માન્યુ છે.

शब्दबोधौ विभूवैको योयोंहं शब्दबोधयोः ।
स एव जगदुत्पत्तेः पूर्वमासीन्महेश्वरः ॥५९ ॥

અર્થ—'અહં' એ શબ્દ તથા પ્રત્યયનો જે અર્થ, શબ્દ તથા બોધનો ત્યાગ ત્યાગ કરી એકજ અવશિષ્ટ રહે છે તેજ મહેશ્વર જગદુત્પત્તિ પહેલા હતો.

વિવેચન—આત્મા અભેદજ છે છતાં તેમાં જે ભેદ પ્રતીત થાય છે તે ઉપાધી જન્ય છે. 'અહં' એ શબ્દનો સર્વ ભેદ શૂન્ય અર્થ શુદ્ધ આત્મા છે. વ્યવહાર સમયે આપણે તેને 'અહં' એ શબ્દ યોજીએ છીએ અને તેનો અનુભવ આપણને 'હું' એવો થાય છે પણ જગતની ઉત્પતિ પહેલાં શરીર, ઇન્દ્રિય, મન વિગેરે વ્યવહારિક સાધનોનો અભાવ હોવાથી શબ્દ તથા બોધ એ બેઉનો અભાવ હતો. અર્થાત્ નામ અને જ્ઞાન-બોધ-તેથી રહિત એક શૂન્ય જે અવશિષ્ટ રહે છે તેજ આત્મા છે તેજ આત્માનું શ્રુતિ પ્રતિપાદન કરે છે. નામરૂપાત્મક જગતની પહેલા નામરૂપ શૂન્ય તેજ આત્મા-મહેશ્વર હતા. તેજ આત્મા આપણા શરીરમાં છે. સર્વભેદ રહીત હોવાથી તેજ મહત્વ અને સર્વ સામર્થ્ય યુક્ત છે તેજ ઇશ્વર છે ૫૯

न शब्दबोधौ नानात्मा निस्तमा भास्करो यथा ।

અર્થ—શબ્દ અને જ્ઞાન નહોતું તેમ અનાત્મા પણ નહોતો જેમ અંધકાર સહિત સૂર્ય છે તેમ કેવળ અદ્વિતીય આત્મા હતો.

વિવેચન—જગતની ઉત્પત્તિ પૂર્વે આત્મામાં શબ્દ અને પ્રત્યય નહોતા. આત્મા એ શબ્દ અને તેનો પ્રત્યય-બોધ-જે હું તે જેમ નહોતા તેમ અનાત્મા પણ નહોતોજ ( અનાત્મા એટલે સર્વ પ્રપંચ પણ નહોતો ) તે સમજાવવા સૂર્યનો દાખલો આપે છે. જેમ વૃદ્ધિ અને ક્ષય પામનાર જે અંધકાર તેનો વિરોધી સૂર્ય તેનો નાશ કરી અને અંધકારમાં દેખાનાર ભૂત, રાક્ષસ વિગેરે રહિત પ્રકાશે છે તે પ્રમાણે આત્મા સર્વનું કારણ હોવાથી સર્વ કાર્યને પોતાનામાં લીન કરી સ્વતઃ રહે છે.

એજ દૃષ્ટાન્તનું આગળ વિવરણ કરે છે.

दिवसे दिवसे भानौ तमो यद्वल्लयं व्रजेत् ।
सदानन्दात्मनि तथा जगदेतद्विलीयते ॥ ६० ॥

અર્થ—જેમ અંધકાર પ્રતિદિવસ સૂર્યમાં લય પામે છે તેમ સત્: આનંદ આત્મામાં જગત્ લય પામે છે.

વિવેચન—એજ કારણનો છાન્દોગ્ય ઉપનિષદમાં સત્ એ પદથી અને તૈત્તિરીય ઉપનિષદમાં આનન્દ એ પદથી અને આ એતરેય ઉપનિષદમાં આત્મા એ પદથી ઉલ્લેખ કરેલ છે. અર્થાત્ આ વિષયમાં સર્વ ઉપનિષદ એક મત છે. ૬૦

निशासु यद्वत्सर्वासु ह्यभिभूय दिवाकरम् ।
तम उत्पद्यते तद्वज्जगदेतद्विजायते ॥ ६१ ॥
सच्चिदानन्दमात्मानमभिभूय विलक्षणम् ।
असज्जडं दुःखरूपमनात्मवपुरेव हि ॥ ६२ ॥

અર્થ—જેમ સર્વ રાત્રિમાં સૂર્યનો પરાભવ કરી અંધકાર ઉત્પન્ન થાય છે. તેમ આ જગત્ સત, ચિત અને આનંદ આત્માનો અભિભવ કરીને સ્વતઃ વિલક્ષણ ઉત્પન્ન થાય છે. તે જગત અસત્, જડ, દુઃખરૂપ અને અનાત્મસ્વરૂપ છે,

વિવેચન—અધ્યાત્મ શાસ્ત્રનો મુખ્ય અધિકારી સંયમી મુમુક્ષુ છે તેથી દિવસને પ્રપંચની અને રાત્રિને સુષુપ્તિની ઉપમા આપી છે. તેથીજ શ્રી ભગવદ્ ગીતામાં " સર્વપ્રાણીની જે રાત્રિ તેમાં વિવેકી–સંયમી–પુરુષ જાગે છે. અને સર્વપ્રાણીનો જે દિવસ (વ્યવહારદશા) તેમાં તે ઊંઘે છે એમ કહેલું છે. રાત્રિમાં દેખાતો અંધકાર; સૂર્યોદય થતાં, અવિદ્યાપ્ત્યતમ અંતઃકરણવૃત્તિ જ્ઞાનમાં જાય છે. કારણ તેમ ન હોય તો અંતઃકરણની વૃત્તિનો પ્રવાહ પદાર્થ તરફ વહે છે ત્યારે સૂર્યાદિનું જે ભાન, અનુભવમાં આવે છે તે આવવું ન જોઈએ. પણ તેવો અનુભવ સર્વને થાય છે. તેથીજ તેમને ભાવરૂપ કહેવામાં આવે છે તેજ પ્રમાણે જગત્ પણ આત્માને આચ્છાદિત કરી ઉદ્ભવે છે. કેમકે તે આત્માથી વિલક્ષણ છે. જેમ તમ સૂર્યથી વિલક્ષણ છે તેમ. આત્મા સત્, ચિત, અને આનંદરૂપ છે ત્યારે જગત અસત્ જડ અને દુઃખરૂપ છે ૬૧–૬૨.

---




( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૨૩ થી )

## પ્રકરણ ૧૧ મું.

### દ્રૌપદી અને જયદ્રથ.

એક દિવસ મહર્ષિ તૃણબિન્દુના આશ્રમમાં પુરોહિત ધૌમ્યની રક્ષામાં દ્રૌપદીને મૂકી રાજા યુધિષ્ઠિર પણ પોતાના ભાઈ સાથે વનમાં મૃગોનો

શિકાર કરવા ગયા હતા તેજ વખતે કુરુરાજ દુર્યોધનનો બનેવી દુઃશલ્લાનો પતિ, સિન્ધુરાજ રાજા જયદ્રથ જે પોતાના બીજા વિવાહ કરવાની ઇચ્છાથી શાલ્વ દેશમાં ગયો હતો. ત્યાંથી પાછા ફરતી વખતે બીજા રાજ કુમારોની સાથે કામ્યક વનમાં થઇ પોતાના દેશમાં જતો હતો. ત્યાં તેણે જોયું કે જેમ શ્યામ વાદળોને વિજળી પ્રકાશમાન કરે તેમ ઘન જંગલને પ્રકાશિત કરતી એક રમણી આશ્રમના દરવાજા પાસે એક કદમ્બ વૃક્ષની ડાલી પકડીને ઉભી છે તેને જોઈ રાજા જયદ્રથ આશ્ચર્ય નિમગ્ન થઇ ગયો તેમજ બીજા રાજકુમારો પણ આ દશ્ય જોઇ બહુ નવાઇ પામ્યા. તે પરસ્પર વાતો કરવા લાગ્યા કે આ તે કોઇ અપ્સરા છે? કે દેવકન્યા છે? અથવા દૈવી માયા છે? રાજા જયદ્રથ તો એની સુન્દરતા જોઇ અત્યંત વ્યાકુલ બની ગયો અને પોતાનો મિત્રરાજા કોટીકાસ્યને કહેવા લાગ્યો—

હે સૌમ્ય! આ સર્વાંગ સુંદરી, ભુવન મોહિની, કોની રમણી છે? એમ સમજાય છે કે આ મનુષ્ય નહિ પણ કોઇ દેવ છે. હું મારો વિવાહ કરવા સારૂ મારી રાજધાનીમા લઇ જઇશ. હે કોટિક તમે જલદી જઇ એટલી બાબતો જાણી લાવો કે તે કોણ છે? કોની સાથે પરણી છે? ક્યાંથી આવી છે? આ કંટકયુક્ત જંગલમાં તેને આવવાનું શું પ્રયોજન છે? શું એ ત્રિલોક સુન્દર સુન્દરી મને મળશે? શું તેને મેળવીને હું મને પોતાને કૃતાર્થ કરી શકીશ? શું તે મારી સાથે વિવાહ કરવા પસંદ કરશે?

ત્યારે કોટિકાસ્યે દ્રોપદીની પાસે જઈને પૂછ્યું. હે સુલોચને! તું કોણ છે? હવાથી કમ્પાયમાન થતી અગ્નિ શિખા સમાન કદમ્બની ડાળ ઝુકાવીને અહીં શામાટે ઉભીછે? આ નિર્જન વનમાં તું આ પ્રકારે નિઃશંક ઉભીછે તો તને જરા પણ ભય લાગતો નથી? તારૂં સૌન્દર્ય અપૂર્વ છે. એમ સમજાય છે કે તે કોઇ મનુષ્ય ગર્ભથી જન્મ લીધો નથી તું જરૂર દેવી અથવા અપ્સરા છો. જેમ હો તેમ પરન્તુ હું તો નથીજ જાણતો કે તું કોણ છો. અને શામાટે આવી ઉભી છો? કૃપા કરીને તું તારૂં તથા તારા પિતાનું નામ તો બતાવ અત્રે આવવાનું કારણ બતાવ તો વળી વિશેષ કૃપા. હું રાજા સુરથનો પુત્ર છું. મારૂં નામ કોટિકાસ્ય છે. જે પેલા સોનેરી રથમાં બેઠેલા છે તે કુલિન્દાધિપતિના પુત્ર ક્ષેમકર છે. ધનુર્વિદ્યામાં તેમનો અભ્યાસ ઉત્તમ છે. પેલી પુષ્કરિણીની પાસે જે ઉભેલ છે તે ઇક્ષ્વાકુ રાજાના પુત્ર છે હાલ ઘોડા જેને જોડયા છે એ પાર બાર જે આવે છે. બાર રાજકુમારોની

આગળ જે ચાલે છે સાહકાર્યા અને અગણીત હાથી ઘોડા જેની સાથે છે તે સિંધુ દેશનો પ્રતાપી રાજા જયદ્રથ છે તમે એમનું નામજરૂર સાભળ્યું હશેજ. દેવરાજ ઇન્દ્ર સમાન એ પ્રતાપી છે તેમણે પણ એ જાણવાની ઇચ્છા બતાવી છે કે તમારૂં શુ નામ છે અને તમે કોનાં પુત્રી છો?

કોટિકાસ્યની આવી શિષ્ટ વાતો સાભળીને દ્રૌપદીએ કદમ્બની ડાળ છોડી દીધી. અને શિષ્ટતા પૂર્વક પોતાના વસ્ત્રને ઠીક કરી તે જવાબ આપવા લાગી—હે રાજપુત્ર–મારા જેવી સ્ત્રીએ તમારી સાથે વાત કરવી સર્વથા અનુચિત છે. પણ શું કરૂ? અત્યારે અત્રે એવા કોઇ પુરૂષ અથવા સ્ત્રી નથી કે જે તમારી વાતનો જવાબ આપે. જે મારેજ તમારી વાતોનો જવાબ આપવો પડશે. હું ધર્મમાં નિરત અત્યારે એકલીજ છું. અને આપ પણ અહીં એકલાજ આવ્યા છો. એકલા કોઇની સાથે વાર્તાલાપ કરવી એ ઠીક નથી. પરંતુ આપે કૃપા કરીને મને બતાવી આપ્યુ છે કે આપ રાજા સુરથના પુત્ર છો. તેથી હું મારા ભાઇઓ અને કુળનો પરિચય આપીશ. હે વીર! હું રાજા દ્રુપદની કન્યા છું મારૂં નામ કૃષ્ણા છે. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ પાચ પાંડવોને મેં મારા પતિ કર્યા છે. તે મને અહી ઋષિના આશ્રમમાં રાખીને શિકાર સારૂ ગયા છે. તે હવે આવતામાં છે. આપ લોક સવારીથી ઉતરી થોડો સમય અહીં રહો એટલે તેઓ આવી આપનું યથોચિત સન્માન કરશે. એમ કહી અતિથિસત્કાર કરવાના વિચારથી દ્રૌપદી પર્ણશાળામાં ચાલી ગઇ.

રાજા કોટિકાસ્ય પણ ત્યાંથી પાછો ફર્યો તેમણે દ્રૌપદીના સઘળા હાલ પોતાના મિત્રોને કહ્યા. રાજા જયદ્રથ બોલ્યો–મિત્ર! આ મનોહર માનુનીને મેં જ્યારથી જોઇ છે ત્યારથી હું બહુજ અધીર થઇ ગયો છું તમે તેની પાસેથી પાછા શી રીતે આવી શક્યા? મેં આની પહેલાં જેટલી સ્ત્રીઓ જોઇ છે તે સર્વ મારી દષ્ટિમા આની સાથે સરખાવતાં વાંદરીથી અધિક લાગતી નથી એતો કહો કે તે માનુષી છે કે નહિ?

કોટિકાસ્યે કહ્યું—તે કામિની રાજપુત્રી છે દ્રૌપદી તેનું નામ છે. અને પાંચ પાંડવોની તે ભાર્યા છે. પાંડવોને તેના ઉપર પૂર્ણ પ્રેમ છે જો. તમે તમારી ઇચ્છાને રોકી શકતા ન હો તો પાંડવ થોડા બહાર ગયા છે આવે એટલા સમયમાં તેને લઇને સૌવીર દેશમાં ઉપડી જાઓ.

કોટિકાસ્યની વાત સાંભળતા રાજા જયદ્રથે પર્ણ શાળામા પ્રવેશ કર્યો.

અને અંદર જઈ દ્રૌપદીને કહ્યું-હે ભદ્રે ! તમે આનંદમાં તો છો ને? તમે જેની કુશળકામના ચાહો છો તે તમારા પતિ કુશળ છે ને?

દ્રૌપદીએ કહ્યું—આપના રાજ્યમાં કલ્યાણ છે ને ! આપ કુશળ છો ને? મહારાજા યુધિષ્ઠિર આદિ પાંચ ભાઈઓ અને અમે સર્વ કુશળ છીએ આ પાદ્ય અને આસન ગ્રહણ કરો. હું પાંચસો મૃગ આપને ભેટ કરૂં છું. મહારાજા યુધિષ્ઠિર આવીને અન્ય પશુઓ પણ આપને ભેટ કરશે

જયદ્રથે કહ્યું—હે વરાનને ! તમે જે કાંઈ ભેટ કરી છે તેજ બસ છે હવે મારા રથપર ચઢી મારી સાથે ચાલો ત્યાં અરણ્યમાં રહેવાનું મટશે લક્ષ્મી, વિહીન, રાજ્યહીન, વનવાસી પાંડવોની સેવામાં હવે કાંઈ નથી નિપુણ મનુષ્ય શ્રી હીન સ્વામીની સેવા કરતો નથી. અનેક પ્રકારનાં કષ્ટો વેઠીને પાંડવોની સાથે રહેવામાં શો ફાયદો છે? એને છોડી મારી સાથે ચાલો હું તમને સિંધુ સૌવીરની મહારાણી બનાવીશ

દ્રુપદ તનયા પાંચાલીએ—જયદ્રથના મુખમાંથી આવી હૃદય, કંપાવનારી વાતો સાંભળી ભ્રકુટી વક્ર કરી અને જયદ્રથની વાતોનો અનાદર કરતી ત્યાંથી ચાલી જવાની તૈયારી કરી તેને કહેવા લાગી અરે પાપી ! તને લાજ નથી આવતી? ખબરદાર હવે આવા પ્રકારની વાત ન કરીશ પરંતુ જયદ્રથે તેમની વાતપર કશું ધ્યાન આપ્યું નહિ તે વખતે ક્રોધને લઈ દ્રૌપદીનું શરીર કંપવા લાગ્યું તેને આંખો લાલ થઈ ગઈ પછી તે કહેવા લાગી- અરે મૂઢ ! યશસ્વી પાંડવોની નિંદા કરતા તને શરમ નથી આવતી? સજ્જનો કોઈની નિંદા કરતા નથી. પાપી મનુષ્યજ બીજાની બુરાઈ કર્યા કરે છે તેથી તું નક્કી નીચ, પામર અને પાપી છે જેમ કોઈ વિચાર શૂન્ય પુરૂષ હાથમાં એક નાનો દંડો લઈ હાથી ઉપર આક્રમણ કરવાની ઇચ્છા કરે, ઠીક તેવીજ દશા તારી છે તું પાંડવોને જીતી જવાની ધારણા રાખે છે. હું સત્ય કહું છું કે એ ધારણા તારા નાશની નિશાની છે એ વાત કદિ બની શકે તેમ છેજ નહિ કે તું પાંડવોને જીતી લે જે સમયે તું ભીમસેનને જોઈશ તેજ સમયે તને સમજાશે કે સિંહના મુખમાંથી તેનો આહાર છોડાવવાની તેં ભયંકર ભૂલ કરી છે અર્જુનની સાથે જ્યારે તારે યુદ્ધ કરવું પડશે ત્યારે તારા છક્કા છૂટી જશે નકુલ અને સહદેવની સાથે તારાથી રણસંગ્રામમાં ટકી શકાશેજ નહિ વાંસ અને કેળા પોતાના નાશ માટે ફળે છે તેમ તારી આ અભિલાષા પણ તારા નાશ માટેજ થઈ છે.

જયદ્રથ—હે કૃષ્ણે પાંડવોનું પરાક્રમ મને બહુજ સારી રીતે જાણું છું. તું એના પરાક્રમની વાતો કરી મને ડરાવીશ નહિ મેં પણ ઉત્તમ કુળમાં જન્મ લીધો છે ગર્તા વિગેરે ગુણો મારી સાથે રહે છે તેથી હું પાંડવોને તુચ્છ સમજું છુ તું મારી સાથે રથપર ચઢ થઈને રાજી ખુશીથી ચાલ નહિ તો છેવટ તુને પકડી જબરદસ્તીથી લઈ જઈશ અને પછી તું મને હાથ જોડીશ

દ્રૌપદીએ કહ્યું—જયદ્રથ ! મને અબળા ન સમજીશ તારે માટે મારામાં યથેષ્ટ બળ છે હું એમજ તારે વશ થવાની નથી. અરે મૂઢ! એક રથપર સ્વાર થએ શ્રી કૃષ્ણ અને અર્જુન જેને સહાયક છે. તેને ઇન્દ્રનો પણ ભય નથી. તો પછી સામાન્ય માણસની તો વાતજ શી ? વદ રાખજે જેમ સુકાએલા તૃણના જથાને અગ્નિ બાળીને ભસ્મ કરી નાખે છે તેમ અર્જુન તારી સમગ્ર સેનાને ભસ્મીભૂત કરી નાખશે અરે અધર્મી જ્યારે ભીમસેન, નકુલ, અને સહદેવ સાથે તારે યુદ્ધ કરવું પડશે ત્યારે તુને અવશ્ય પસ્તાવો થશે. મેં પાંડવો સિવાય અન્ય કોઇ પણ પુરૂષને મારા મનમાં કદિ પણ સ્થાન આપ્યુ નથી એ સતીત્વના પ્રભાવથી તું જોઇશ કે પાંડવો તને રણમાંથી ખેંચીને લઇ જાય છે. તું મને બળાત્કારી કરીશ તો પણ મારા મનમાં કશો ડર નથી હું વીર પાંડવોની સાથે આ વનમા આવી છુ એકલી આવી નથી દ્રૌપદી એમ બેધડક વાતો કરતી હતી અને પાપી જયદ્રથ તેના તરફ જતો હતો. દ્રૌપદી પોતાના શરીરને અડકવાની ના કરતી વારંવાર ધૌમ્ય મુનિને બોલાવતી હતી પણ દુરાત્મા જયદ્રથે તેની વાતપર જરાપણ ધ્યાન ન આપતાં તેની પાસે જઇ તેની સાડીનો છેડો પકડી લીધો તે સમયે પતિવ્રતા દ્રૌપદીને અન્ય તો સમજણ ન પડી પણ જયદ્રથને તે વખત એક એવો ધક્કો માર્યો કે તે મૂળ કપાઇ ગએલા ઝાડની પેઠે ધમ દઇને પૃથ્વી ઉપર પડયો. પણ તે તુર્ત ઉઠીને ઉભો થયો અને દ્રૌપદીને જોરથી ખેંચવા લાગ્યો. તેના ખેંચવાથી બહુજ હેરાન થએલી દ્રૌપદી પુરોહિત ધૌમ્યને નમસ્કાર કરી જયદ્રથના રથમાં બેસી ગઇ. (અપુર્ણ)

---




## ઉપનયનવિધિ (ચાલુ)

( અનુસંધાન ગ તાંક પૃષ્ઠ ૧૨૦ થી )

ત્યાર પછી ચાર મુઠી દર્ભ લઇ અગ્નિની ચોતરફ પરિસ્તરણ કરે ચોથા ભાગનો કુશ ઇશાન સુધી, બીજો ભાગ બ્રહ્મના આસનથી અગ્નિ સુધી ત્રીજો ભાગ નૈઋત્ય કોણથી વાયુ કોણ સુધી ચોથો ભાગ અગ્નિથી પ્રણીતા સુધી બીછાવે ત્યાર પછી અગ્નિથી ઉત્તરમાં પ્રાકસંસ્થ પાત્રાસાદન કરે પવિત્ર છેદનાર્થે ત્રણ કુશ તથા પવિત્ર કરણાર્થે અગ્ર ભાગ સહિત જેની અંદર બીજો દર્ભ ન હોય એવા દર્ભ, પ્રોક્ષણીપાત્ર, આજ્યસ્થાલી, સંમાર્જનકુશ, ઉપયમનકુશ, ખાખરાની ત્રણ સમીધાઓ, સ્રુ. અન્વય, આચાર્યની (૨૫) મુઠી ચાવલ શીખાથી ભરેલ એક પૂર્ણપાત્ર એ બધું અનુક્રમે રાખે. ત્યારબાદ પવિત્ર છેદનાર્થે ત્રણ કુશોથી પ્રાદેશ માત્ર બે દર્ભનું છેદન કરી પવિત્ર સહીત જમણા હાથથી પ્રણીતાના જલને ત્રણવાર પ્રોક્ષણી પાત્રમાં નાખી અનામિકા અને અંગુઠાથી પાદેશ પાત્રવડે પ્રોક્ષણીસ્થ જલનું ઉત્પવન કરે. અને પ્રણીતાના જલથી પ્રોક્ષણીના જલનું પવિત્રોદ્વારા ત્રણવાર અભિષેક કરી, પ્રોક્ષણી પાત્રના જલથી આજ્યસ્થાલી વિગેરેનું સેચન કરે પછી અગ્નિ અને પ્રણીતા પાત્રની વચ્ચે પ્રોક્ષણી પાત્રને રાખી દે પછી આજ્યસ્થાલીમાં ઘીના પાત્રમાંથી ઘી નાખી અગ્નિપર તપાવવાને રાખે ત્યાર પછી સૂકાએલ દર્ભ બાળીને ઘીના ઉપર ફેરવી અગ્નિમા સળગતા દર્ભ ફેંકીને સુવાને ત્રણવાર અગ્નિમા તપાવીને, સમાર્જનકુશોના અગ્ર ભાગથી અંદરથી અને દર્ભના મૂળવડે બહારથી સુવને સાફ કરીને પ્રણીતાના જલથી સેચન કરે પછી ત્રણવાર તપાવીને અગ્નિથી દક્ષિણમાં સુવને રાખે. તત્પશ્ચાત તપેલ ઘીને અગ્નિપરથી ઉતારી, ત્રણ વખત પ્રોક્ષણીની પેઠે ઘીનું ઉત્પવન કરે. યદિ ઘીમાં કોઇ નિકૃષ્ટ વસ્તુ હોય તો કાઢીને ફેંકી દે અને પછી ત્રણ વખત પ્રોક્ષણી પાત્રનુ ઉત્પવન કરે. તદનન્તર ઉપયમન દર્ભને ડાબા હાથમાં લઇ પ્રજાપતિનું મનથી ધ્યાન કરી,

ઘીમાં ડૂબાવેલી ત્રણ સમીધાઓને મંત્ર બોલ્યાવિના મૌન રહી એક એક અગ્નિને ચઢાવે. પછી બેસીને પ્રોક્ષણીના જલ સહીત પ્રદક્ષિણ ક્રમથી ઇશાન કોણથી લઇને ઉત્તર દિશા સુધી અગ્નિની ચોતરફ જલ સેચન કરે. પ્રણીતા પાત્રમાં બેઉ પવિત્ર રાખીને પ્રોક્ષણી પાત્રનું વિસર્જન કરે. ત્યાર પછી જમણા ઢીંચણને પૃથ્વીને અડાડી શ્રદ્ધાથી અન્વારબ્ધયઇ બ્રહ્મચારી પ્રજ્વલિત અગ્નિમાં સુવાથી આજ્યાહુતીઓનો હોમ કરે. ત્યા ત્યા તે તે આહુતી આપ્યા પછી સુવામાં જે ઘૃતબિંદુ રહે તેને પ્રોક્ષણી પાત્રમાં નાખવો પ્રજાપતિનું ધ્યાન કરી પૂર્ણ ધારની મૌન આહુતી આપે સર્વનો ત્યાગ બ્રહ્મચારી સ્વયં બોલે. જો બ્રહ્મચારીને ઠીક ઠીક મંત્ર અને વિનિયોગન આવડતાં હોય તો આચાર્ય વિગેરે કોઇ પ્રતિનીધિ થઇને હોમાદિ કરે. આધારની બે, આજ્ય ભાગની બે, મહાવ્યાહૃતીઓની ત્રણ, પ્રાયશ્ચિતની પાંચ, તથા પ્રાજાપત્ય અને સ્વિષ્ટકૃતની બે એમ કુલ ચૌદ આહુતીઓ ત્યાગ સહિત આપીને, સંસ્રવ પ્રાશન કરી, હાથ ધોઇ આચમન કરીને, બ્રહ્માને દક્ષિણા આપે, તેમાં ઓમ ચેતસ્મિન્ ઇત્યાદિ સંકલ્પ કરે. અને સ્વસ્તિ કહીને દક્ષિણા લે. ત્યાર પછી પવિત્રોદ્વારા પ્રણીતનુ જલ લઇને ૐ સુમિત્રિ૦ મંત્ર બોલી, પોતાના માથાપર જલ સેચન કરી ૐ દુર્મિત્રિ૦ મંત્રથી પ્રણીતાના જલને ઇશાન કોણમાં ફેંકી દે અને પવિત્રોને પાથરેલ દર્ભમાં મેળવી દે પછી જે ક્રમથી દર્ભ પાથર્યાં હોય તેજ ક્રમથી પવિત્રો સહ દર્ભને ઉઠાવી તેમા ઘી લગાવી હાથવડેજ ૐ દેવાગાતુ૦ મંત્ર બોલી ત્યાગ સાથે હોમ કરી નાખે. પંચભૂ સંસ્કાર અને બ્રહ્માના વરણથી લઇને આદિ કહેલ બર્હિ હોમ પર્યંત સર્વ કર્મ સામાન્ય તથા સર્વસ્માર્ત હોમમાં કરવું જોઇએ.

પછી આચાર્ય બ્રહ્મચારીને શિક્ષા આપે.

આચાર્ય—તુ બ્રહ્મચારી થા. હવે તું બ્રહ્મ નામ વેદોક્ત કરવાનો અધિકારી થયો.

બાલક—હું બ્રહ્મચારી થાઉં.

આચાર્ય—તું સ્નાન, સંધ્યોપાસન, વેદાધ્યયન, ભિક્ષાચરણાદિ તારૂં શાસ્ત્રોક્ત કર્મ કર,

બાલક—હું કર્મ કરીશ.

આચાર્ય—દિવસે નિદ્રા કરવી નહિ.

બાલક—સુઇશ નહિ

આચાર્ય—ધર્મ શાસ્ત્રમાં કહેલ (ભોજન, શૌચ વિગેરે સમયે તું મૌન રહે.
બાલક—ભોજન કરતી વખત અને શૌચ જતી વખત હું મૌન રહીશ
આચાર્ય—તું નિયમથી વેદાધ્યયન કર,
બાલક—નિયમ પૂર્વક વેદાધ્યયન કરીશ.
આચાર્ય—હમેશાં સમિધાદાન કરવું
બાલક—હું નિત્ય કરીશ
આચાર્ય—ભોજન કરીને અંતમાં હમેશા આચમન કરવુ
બાલક—ભોજનાન્તે હમેશાં આચમન કરીશ.

એ રીતે આચાર્ય શિક્ષા કરી કહે પછી બ્રહ્મચારી ડાબા હાથથી આચાર્યના ડાબા પગનો અને જમણા હાથથી જમણા પગનો સ્પર્શ કરીને અગ્નિથી ઉત્તરમા પશ્ચિમાભિમુખ આચાર્યની પાસેજ બેસે આચાર્ય અગ્નિથી ઉત્તરમાં પૂર્વાભિમુખ આસનપર બેઠેલા હોય. અને બેઉ પરસ્પર એક બીજાના મુખ સામે જોતા હોય, તે વખતે શંખ વાજા વિગેરે વાગતા ન હોય તે વખતે આચાર્ય બ્રહ્મચારીને સાવિત્રી મંત્રનો ઉપદેશ કરે. અગ્નિથી દક્ષિણમા ઉભેલા બ્રહ્મચારીને સાવિત્રી મંત્રનો ઉપદેશ કરે એ કોઇ આચાર્યનો મત છે ગાયત્રીના ઉપદેશ પહેલાં એક કાંસાની થાલીમા ચોકખા પાથરીને તેનાપર સોનાની સળીથી પ્રણવ અને વ્યાહૃતિઓ સહિત ગાયત્રી મંત્ર લખી, પછી કહે કે હું બ્રહ્મચર્યસતેજ અને વેદાધ્યયનાધિકાર સિદ્ધિ માટે ગાયત્રી ઉપદેશના અંગરૂપથી વિહિત ગાયત્રી અને સરસ્વતી પૂજન પૂર્વક આચાર્યનું પૂજન કરીશ એનો સંકલ્પ કરીને ॐ મનોજૂતિ॰ મંત્રથી પ્રતિષ્ઠા કરી ભૌ ભ્વત્ત॰ મંત્રથી ચોકખાપર ગાયત્રી આદિ દેવીઓનુ પૂજન કરી આચાર્યનુ પૂજન કરે ત્યાર પછી આચાર્ય પ્રથમ પ્રણવ વ્યાહૃતિપૂર્વક એક એક પાદનો ઉપદેશ કરે.

उपदेश मकार.

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यम् ।
ॐ भूर्भुवः स्व भर्गोदेवस्य धी महि ।
ॐ भूर्भुवः स्वः धियोन मचोदयात् ।
इयमेकावृत्तिः ।

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेयम् भर्गोदेवस्य धी मही
ॐ भूर्भुवः स्वः धियो योनः मचोदयात् ।
इतिद्वितीयावृत्ति ।

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं
भर्गोदेस्य धीमहि धियोयोनः मचोदयात्

ઉપર મુજબ આચાર્ય મન્ત્રોચ્ચારણ કરાવે અને શિષ્ય કરતો જાય એ મુજબ ત્રણ વખત કહીને આચાર્ય અને શિષ્ય બેઉ ૐ સ્વસ્તિ કહે. એક વર્ષમાં અથવા છ માસમાં અગર એ વીશ દિવસમાં કે બાર અગર છ દિવસમાં અથવા ત્રણ દિનમાં ક્ષત્રિય વૈશ્ય બ્રહ્મચારીને આચાર્ય સાવિત્રી મન્ત્રનો ઉપદેશ કરે. અધિકારીની ન્યુનાધિકતા પરીક્ષાદ્વારા જાણવા માટે સમયના વિકલ્પ કરેલા છે ગાયત્રી જેનો છંદ, સવિતા દેવતા, વિશ્વામિત્ર ઋષિ છે. સાયંકાલ અગ્નિહોત્ર હોમ કરીને પછી ગાર્હપત્ય અગ્નિના ઉપસ્થાનમાં જેનો વિનિયોગ, સર્વવેદ શાખાઓમાં જેનો પાઠ છે, અગ્ન્યાધાનમાં વિનિયુક્ત ભુર્ભુવ: સ્વ: એ ત્રણ પ્રણવ સહિત મહા વ્યાહૃતિ જેવાથી પૂર્વમાં હો એવી ગાયત્રી ઋચાનો બ્રાહ્મણ બ્રહ્મચારીને તુરતઉપદેશ કરે ક્ષત્રિય બ્રહ્મચારીને માટે જેના બૃહસ્પતિ ઋષિ, સવિતા દેવતા, ત્રિષ્ટુપ છંદ તથા વાજપેય યજ્ઞના આજ્ય હોમમાં જેનો વિનિયોગ છે એવી ક્ષત્રિય ગાયત્રી બોલે.

ક્ષત્રિય બ્રહ્મચારીનો ગાયત્રી મન્ત્ર

ॐ देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥

પ્રજાપતિ જેના ઋષી છે. સવિતા દેવતા અને જગતની છંદ છે એ સાવિત્રી ઋચાનો વૈશ્ય બ્રહ્મચારીને ઉપદેશ કરે છે.

વૈશ્યબ્રહ્મચારીનો ગાયત્રી મન્ત્ર

ॐ विश्वारूपाणि प्रतिमुंचते कविः प्रासावीद्भद्रं द्विपदे चतुष्पदे । विनाक मख्यत् सविता वरेण्योऽनु प्रयाणमुषसो विराजति ॥

અથવા બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય ત્રણેને માટે એકજ માટે એકજ પ્રશ જેમ ગાયત્રીમન્ત્ર કહેવામાં આવેલ છે તેનો ઉપદેશ કરે. અધિકારીઓના ભેદથી વિકલ્પ છે. બ્રહ્મવર્ચસની કામનાવાળા બહુ તેજયુક્ત ત્રણે વર્ણના બાલક હોય તો તેને એકજ ગાયત્રીનો ઉપદેશ કરે. ક્ષાત્ર ધર્મનો પ્રતાપેચ્છ ઇચ્છનાર ક્ષત્રીય બ્રહ્મચારીને ત્રિષ્ટુપ સાવિત્રીનો અને ઐશ્વર્ય બોગાભિલાષી વૈશ્ય બ્રહ્મચારીને જગતસાવિત્રીનો ઉપદેશ આચાર્ય કરે મંત્રભેદનો [ કલ્પ પારસ્કર ગૃહ્ય કાંડ ૨—કંડિકા ૨—સૂત્ર ૭ થી ૧૦ મા સ્પષ્ટ કહેલો છે. તથા અન્ય પ્રાતિશાખ્યોમાં પણ કરેલો છે પણ તે પરિશ્રમ સાધ્ય હોવાથી તેનો સંગ્રહ અત્રે કરવામાં આવ્યો નથી.

ॐ

तत्सत्परमात्मने नमः




વર્તમાન સમયમા ઘણા મનુષ્યોના મુખમાંથી એવા ઉદ્ગાર નીકળે છે કે ' અમારો આત્મા કહેશે તેમ કરીશું " બોલવામાં આ શબ્દો જેટલા સારા લાગે છે તેથી શતગુણ નુકસાન તેનો ઉપયોગ કરવામાં છે. કેમકે પ્રથમ તો આત્માને ઓળખવો એજ કઠિણતમ કાર્ય છે. જડવાદના સંસ્કારને લઇ જેની બુદ્ધિ શરીર અને તેની સુખ સગવડોની પાર જઇ શકતી તો નજ હોય. પણ તેની પારની વાતોએ જે સમજવા શક્તિમાન ન હોય તેવી બુદ્ધિ આત્માને નામે ગમે તેમ કરે. તેનાપર વિચારશીલ નો વિશ્વાસ રાખી શકાય નહિ પરંતુ બીજી રીતે. એમણે તો આત્માના આ જગને નામે કાર્ય કરનારાઓ પોતાના મનના તરંગો ઉપરજ નાચી રહ્યા હોય છે મનના સ્વરૂપને સમજવું જેટલું કઠિણ છે તેના કરતાં તેને વશ કરવું એ વિશેષ કઠિનમ છે, સનાતન ધર્મના શાસ્ત્રોએ એ વાત નક્કી કરેલ છે કે મનુષ્યને સંસારનું બંધન કરનાર મન છે તેમજ સંસારથી મુક્ત કરનાર પણ મનજ છે એ મન કેવું છે કે જો તે બગડી બેસે તો મનુષ્યને નીચામાં પણ વધારે નીચ કરી નાખે છે. અને જો મન સુધરી જાય તો દેવતાઓને પણ પૂજ્ય બનાવી દે છે અર્થાત્ કહેવાનો આશય એ છે કે મનનો મહિમા અપાર છે.

બલવાન્ મનને વશ કરવું એ એક તરફથી જેમ કઠિણ બાબત છે તેમ મન બહુજ ચંચલ હોવાથી તેને આ તરફથી બીજી તરફ ફેરવી નાખવું એ કાંઇ દુષ્કર કાર્ય નથી ચંચલતાને લઇને મનને અધીરથી પણ અધીર અયોગ્ય અને કોમલથી પણ કોમલ બનાવી શકાય છે વસ્તુત વાત એ છે કે પોતાનેજ જાણી ભૂલી જાય છે. મનની ચંચલતાજ તેને એક સ્વ૫મા રહેવા દેતી નથી. મહાન્ ધીરવીર અને ગંભીરને મન જોત જોતામાં કાયરતાની ચરમ (છેલ્લી) સીમાપર પહોંચાડી દે છે. એક ક્ષણ વારમા

તે કલિનું કાંઇ કરી દેખાડે છે. એ જોવાને દૂર જવાની જરૂર નથી મહાન્ ભૂકંપ ભારતનેજ જુઓ. આ તેજ ભારત વર્ષ છે કે જેમાં રામ અને અર્જુન, ભીષ્મ અને દ્રોણ, પૃથ્વીરાજ અને રાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી અને રણજીતસિંહ જેવા વીર યોદ્ધાઓ જન્મ્યા હતા આજ ત્યાંનાજ લોકોને તલવાર એ હાઉ જેવી લાગે છે. અને એ પણ ખબર નથી કે બંદૂક આગળથી ભરવામાં આવે છે કે પાછળથી. જે હિંદમાં દૂધ અને ઘીના સ્રોત વહેતા હતા ત્યાંના વતનીઓમાં ઘણા મનુષ્યોને માત્ર એકજ વખત સૂકું પાકું ખાવા મળે છે. હે ભારતના ભવ્ય મન ! તે તુંજ છે કે જે પૂર્વમાં હતું ? એક વખત અકબરને સલામ કરવામાં પણ તે ઘૃણા કરી હતી અને લાખો બલિદાન આપી રૂધિરની નદીઓ વહેરાવી પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં પોતાની પ્રતિજ્ઞામાં સ્થિર રહ્યું તેજ તું આજે ખરાબમાં ખરાબ નિન્દાવાદ સાંભળીને ઠોકરો ખાઇને પણ ચૂપ રહે છે !!

હે હિંદ મનસ્વીઓ ! તમારે માટે એક પાદરી સાહેબે સમાચાર પત્રમાં છાપ્યું છે કે “ એ વાતનો સર્વ સ્વીકાર કરશે કે આ પાપ પૂર્ણ પૃથ્વીમાં સર્વની અપેક્ષાએ હિંદુ જાતિ દુર્નીતિપરાયણ, વિશ્વાસઘાતી અને ધૂર્ત છે ” બીજા મહાત્મા ફરમાવે છે કે “ હિંદુધર્મ અપવિત્રતાની ખાણ છે ” અરેરે જનાબ તમે આ બધું આજ સાંભળ્યા છો; અને સાંભળીને મૌન રહો છો ! આજ તમારામાં સહિષ્ણુતાની માત્રા એટલી બધી વધી ગઇ છે કે તમે જીવતા હશો કે કેમ ! તેની પણ લોકોના મનમાં શંકા છે. આજ પ્રથમના જેવા પુરૂષ રત્ન બનાવવાનું સામર્થ્ય હે ભારતમન ! તમારામાં કેમ જણાતું નથી ? આ પ્રશ્નના ઉત્તરમાં જે લોકો “ કલીકાલનો પ્રભાવ ” અથવા “ ઇશ્વરની ઇચ્છા ” એમ કહી દે તે તેમને માટે તો આ કઠિણ સમસ્યાનો ઉત્તર આપી સમાધાન કરવું એક માખી મારવા કરતાં અધિક કઠિણ નથી. પણ જેને હૃદય છે અને જે લોક ઇશ્વર ઇચ્છાને સ્વતંત્ર કારણ ન માનતા તેને પોતાનાં કર્મ પ્રમાણે ફલ દાતા સમજે છે તે આવું સમાધાન સમજવામાં જરૂર વ્યગ્ર થશે. તે જરૂર કહેશે કે કલિકાલનો પ્રભાવ કેવલ ભારતને માટે શાથી ! ઇશ્વર ઇચ્છાનો વજ્રપાત કેવલ આ દેશના માથાને ચૂર્ણ કરવા સદા સજ્જ શા માટે ?

કદિ કોઇ એમ પ્રશ્ન કરે કે વર્તમાન સમયમાં ધર્મવીર અને કર્મવીર વ્યક્તિઓ છે અને તે કાર્યપણ કરે છે. પરંતુ એ મનુષ્યોએ આ શંકાનું સમાધાન પોતાના મનથીજ કરી લેવું. હાલ ચાલતે ઉપકારી પોતાને

અનુકૂળ કરવી એ વાત જૂદી છે; અને પ્રવાદમાં પડીને જેમ તેમ ચલાવી લેવું એ વાત પણ પૃથક્ છે. આજ देहं पातयेयं वा कार्यं साधयेयं એવા પ્રકારની પ્રતિજ્ઞા કરનાર મન ક્યાં છે? ઇતિહાસ સાક્ષી આપે છે કે વિજયી જાતિ પોતાની જીતી લીધેલી જાતિનું મન પોતાને અનુકૂળ બનાવી લેવાને અનેક ચેષ્ટાઓ કરે છે. હે મનિરામ! જ્યાંસુધી તમે અનુકૂળ ન હો ત્યાંસુધી કોઇ જાતિ જીતી છે એમ ગણી શકાતું નથી અને યદિ તમે અનુકૂળ થઇ જાઓ તો નહિ જીતેલી જાતિ પણ જીતેલી છે. મનને અનુકૂળ કરવા સારૂ વિજયી જાતિઓ અનેક પ્રકારનાં પ્રલોભનો ઊભાં કરે છે. કોઇ તલવાર બતાવી ડરાવીને પણ તમને અનુકૂળ કરવા મથે છે. તે વખત મન પણ ધીર વીર બની જાય છે અને કદિ ટુકડે ટુકડા કરી નાખે પણ અંદરથી તમે અનુકૂળ થતા નથી. અને સમય મળતાં રંગ બદલીને બધે, ન સો મર્જ નાખો છો.

કોઇ કોઇ વખત ધૂર્તતા પૂર્વક ભુલાવામાં નાખી બાળકની પેઠે હે મનસુખાજી તમને છેતરવામાં આવે છે અર્થાત્ તમારી જે પુરાણી મહત્તા છે તેને કલ્પના કહીને એ અસત્ય છે એમ ઠસાવવામાં આવે છે અને તમારી પુરાની સભ્યતાને ગમારપણું કહીને તેની મશ્કરી કરવામાં આવે છે. તમારા ઇતિહાસમાં વિષ મેળવીને તમને સુંઘાડવામાં આવે છે. આ વિચિત્ર હિપ્નોટિઝમની અસર ઠીક થાય છે. અને તમને તમારી ઇચ્છા વિરૂદ્ધ સર્વ કરવામાં આવે છે હે મનીરામજી આ સમય તમે પૂર્જવિનાના વાંદરાની પેઠે બીજાના ઇશારા ઉપર તેનાજ સ્વાર્થને માટે નાચ કર્યા કરો છો!' હે મન! તમારી આ દશા બહુજ દયા પાત્ર છે આ સ્થિતિમાં તમને જીવતા કે મુએલા કહી શકાય તેમ છે નહિ. પણ જ્યારે આ નિશો ઉતરે છે ત્યારે તમારી દશા કાંઇ વિલક્ષણજ થઇ જાય છે.

' હે મન! તમારામાં ભાવનો આવેશ બહુ જલદી થઇ જાય છે તમે નિરંતર પોતાને જેવી ભાવનામાં નાખતા રહો છો તેવા થોડાજ સમયમાં થઇ જાઓ છો. હે મનદેવ જો વિજેતા જાતિના મુખથી તમે પોતાની નિંદા સાંભળો છો તો ભૂતના જેવો આ વેશ તમારામાં આવી જાય છે. આજકાલ કેટલાએક પાદરીઓ અને તેના ચેલાઓની નિન્દા સાંભળીને દેશભક્તની માત્રા તમારામાં વૃદ્ધિ પામી ગઇ છે તેના યોગ અંત્યજ જાતિને નંદન વનવાસી દેવતા માનીને તેને ભેટવા માટે ભારતીય મન તૈયાર છે! તો હે મન તમારી આ દશા સુધારવાને ઇશ્વરની પ્રાર્થના કરો.

હે મનોદેવ! જો તમારી સહાય મળતી રહે તો મોટામાં મોટું અને કઠિણ કાર્ય પણ સુલભ થઈ રહે. અને મોટો પણ ભય જો તમારા મનમાં ઠસાવી આપવામાં આવે તો તમારૂં તમામ બળ નષ્ટ થઈ જાય.

અરે મનીરામ! તમારા ઉપર બહારની સ્થિતિનો પણ બહુ સારો પ્રભાવ પડે છે. જો ખાવા પીવાની ચિન્તાના ચક્રમાં તમારે ફસાવું ન પડે તો તમારામાં સ્વતંત્રતાની લહેર ઉઠવા લાગે છે. ઊંચા ઊંચા વિચાર કરવાની શક્તિ તમારામાં આવી જાય છે ચિન્તાની ચર્ગામાં ફરી દેશની સેવામાં અપૂર્વ સાધન ઉપસ્થિત કરો છો. પણ જો તમને પેટનો ખાડો પૂરવા માટે આઠ દશ કલાક એકધીન દેવીની ઉપાસના કરવામાં કાઢવા પડે તો તમે આગળનું ને પાછળનું સર્વ ભૂલી જાઓ છો અને ઘાંચીના બળદની પેઠે સંકુચિત વૃત્તિ તમારાપર એવી તો ચડી બેસે છે કે લોકો તમને વિસ્તૃત ક્ષેત્રને માટે અયોગ્ય સમજે છે. ઉચ્ચાભિલાષોના અભાવને લઇને તમે કુચરિત્રના નિવાસ સ્થાન બની જાઓ છો. બહુજ અફશોષને તમે જૂઠ બોલવા લાગો છો, અને દગાબાજી કરવા પણ મચી પડો છો અને જો નોકરીમાં તમારૂં પૂરૂં થતું ન હોય તો લાચ પગ લેવાનું શરૂ કરો છો પછી તમે તમારી યોગ્યતા ન્યૂન આંકી બેસો છો. પણ હે મનીરામ જેમ પાણીમાં ઉતર્યાવિના તરતાં આવડતું નથી તેમ કાર્ય ક્ષેત્રમાં ઉતર્યાવિના તરતા પણ આવડતું નથી માટે નિરાશ ન થતા ઉદ્યમ કરો ઇશ્વર તમને જરૂર સહાય કરશે.

ઘણા રાજનીતિજ્ઞ પુરૂષોનો એ અભિપ્રાય છે કે જે દેશને સદા પોતાને આધીન રાખવો હોય તેને એવા પ્રકારની યોજનામાં રાખવો કે તેના મનમાં કદિ પણ ઉચ્ચાભિલાષ ઉત્પન્ન ન થાય. તેટલા માટે તે દેશનાં લોકોના મન સદાદીન ભાવમાં રાખવા સારૂ એવી રચના કરવી કે આખો દિવસ યત્ન કરે છતાં તેને પેટ પુરતું ખાવા મળે નહિ. અને તે સ્વતંત્રતાનો કદિ અનુભવ લઇ શકે નહિ. પણ આવા પ્રકારની નીતિ એ નીચ નીતિ છે અને તે કોઇ રીતે વખાણવા લાયક નથી જ્યારે આવી કુટ નીતિના પડદાને ફાડીને હે મન! તમે જ્યારે ઉપર આવો છો ત્યારે હનૂમાનની પેઠે સંસારને ઉથલ પાથલ કરી નાખો છો માટે હે મનોદેવ તમે તમારા સ્વરૂપને ઓળખો અને કાયરતાને છોડો. તમારી એ કાયરતાએ તમને બહુજ નીચે ઉતારી નાખેલ છે. તમને પ્લેગથી પાડાઇને મરતાં આવડે છે અકાલ મરતાં પણ આવડે છે પરંતુ શોકની વાત એ છે કે વીર મનુષ્યોની પેઠે તમને મરણને શરણ થતાં આવડતું નથી. આ વખત ધર્મ અને દેશની

સહાયતા કરવાનો અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો છે. પણ તમારી નિર્બલતાએ વખતને છોડી દેવા તત્પર છે. જો તમારામાં કાયરતા ન હોત તો આજ તમારા સાઠ કરોડ હાથ ભારતવર્ષ અને ભારતમાતાની રક્ષા કરવા તત્પર હોત તો ઇશ્વર પણ તેને સહાય કરત પણ તમારી ચંચળતાએ તમારું ખરૂં સ્વરૂપજ ભૂલાવી દીધું. અહારની પરિસ્થિતિથી તમે એવા કાયર બની ગયા છો કે ઉચ્ચ વિચાર સમજવાની શક્તિ પણ તમારામાં રહી નથી. હે મનોદેવ હવે જાગો ઘણી વાર સુધી નિંદ્રા લીધી. હવે કાર્યક્ષેત્રમાં આવો પશુપણાનો પરિત્યાગ કરો અને મનુષ્ય બનીને મનુષ્યની પેઠે વર્તો હે મનસુખાજી! તમે તો બહુ મોટા છો. તમારી શક્તિ અગાધ છે તમારી શક્તિનું નામ સાંભળીને ભગવાનના કાનપણ ઉઘડી જાય છે. તમેજ બંધ અને મોક્ષનું કારણ છો તમેજ અનાદિ અને અનંત છો હે મન તમો અમને અનુકુલ થઇ અમારા ઉપર પ્રસન્ન રહો જો તમે પ્રસન્ન અને અનુકુળ રહો તો પરમાત્માને પ્રસન્ન કરવા એ કાંઇ વિશેષ વાત નથી જો પ્રભુ પ્રસન્ન થાય અને સદ્બુદ્ધિ પ્રેરે તો અમારા ધર્મ અને અમારા દેશનો ઉદય એ તો સામાન્ય વાત છે હે મનોદેવ પરમાત્માની કૃપાથી એવો સુઅવસર જલદી આવે એમ ઇચ્છી આ વિષય તમનેજ અર્પણ કરીએ છીએ. ઇતિ શમ્

---

## -ખરો દેશાભિમાન-

દેશાભિમાન એ મોટો સદ્ગુણ ગણાય છે. એ વીના માણસમાં બીજા ગમે તેટલા સદ્ગુણ હોય તો પણ તે નકામા મનાય છે. સઘળા સદ્ગુણો દેશાભિમાનથી ઝળકી ઉઠે છે, અને દેશાભિમાન વિના ઉંચામાં ઉંચા ગુણો પણ ઝાંખા દેખાય છે. એમાં કાંઇ સંદેહ નથી. દેશાભીમાની પુરૂષોની સઘળે પ્રશંસા થાય છે, અને તે સર્વની પ્રીતિ સહજમાં સંપાદન કરી શકે છે. દેશાભિમાનીમાં બીજા કાંઇ દુર્ગુણો હોય છે તો પણ તે આ સદ્ગુણના તેજમાં દબાઇ જાય છે. દેશાભિમાની પુરૂષો પોતાના બંધુઓને સદા પ્રિય લાગે છે, અને તે યોગ્યજ છે કેમકે આપણા ઉપર જે પ્યાર રાખે તેના ઉપર આપણે પ્રેમ રાખવો એ આપણો મનનોજ સ્વભાવ છે, તેમજ દેશાભિમાન વિનાના પુરૂષો સઘળે નિંદાય છે. તેનાં બીજા સારા ગુણો તથા કૃત્યો તરફ લોકો નજર કરતા નથી, અથવા કરે છે તે પણ આ એક મોટી ખામીની આગળ તેઓ બીજા કશાની કીમત ગણતા નથી. અને એ વાત ખરી છે કે દેશાભિમાન વિના માણસ પોતાના દેશને ઉપયોગી થઇ

શકતો નથી. એવો માણસ બધે તુચ્છ અને કંગાલ ગણાય છે. એને કોઇ ચાહતું નથી. ટુંકામાં દેશાભિમાન અને દેશીઓના ઐક્યનું મુખ્ય સાધન છે, અને તે જ્યાં નથી હોતું ત્યાં ઐક્ય થઇ શકતું નથી

દેશાભિમાનનો ગુણ ઘણોજ ઉપયોગી છે. અંગ જ્ઞાનથીજ માણસ માત્ર પોતાના પંડને સૌથી વધારે ચ્હાય છે તેથી ઉતરતા પોતાના બન્ધુને ચહાય છે. પછી પોતાના સાથીઓને ચહાય છે. સાથીઓ કરે પોતાની નાત જાતના ને ગામના લોકોને ચહાય છે. એ પ્રમાણે ચડતાં ચડતાં માણસ પોતાના સમગ્ર દેશ ઉપર મમતા રાખતાં શીખે છે. દેશ પ્રીતિમાં પોતાનોજ સ્વાર્થ કેવી રીતે રહેલો છે, તે જ્યારે બરાબર સમજાય છે; એનાં રૂડાં પરિણામો એટલે સમસ્ત દેશનો ઉત્કર્ષ બધાના જોવામાં આવે છે, એને જ્યારે ગુણ અભ્યાસથી માણસોમાં કેળવાય છે, ત્યારે પાછળ કહેલી સઘળી પ્રીતીઓનું જોર નરમ પડે છે અને દેશપ્રીતિનું જોર ઝળકાટની સાથે બહાર પડે છે. માણસ ખુશીની સાથે દેશના હિતને સારૂ ઘણી મહેનતે મેળવી રાખેલું ધન ઘડીમા ખરચી નાખે છે પોતાના બીજા સંબંધની મમતા છોડીને દેશની સેવામાં સદા એકનીષ્ઠાએ તત્પર રહે છે. અને પ્રસંગ આવે છે તો દેશને સારૂ પોતાના પ્રાણનો પણ ભોગ પરમ આનંદથી આપે છે. આ વખતે આ ગુણ મોટો સદ્ગુણ થઇ ખીલી રહે છે. આ વખતે સ્વાર્થ બુદ્ધિ જઇને માત્ર પરમાર્થ બુદ્ધિજ વ્યાપી રહે છે. દેશાભિમાનની પ્રશંસા થાય છે તે આવા દેશાભિમાનનીજ. આવો દેશાભિમાન માણસ જાતનું એક મોટું ભૂષણ, અને સંસારની નેકીનું કારણ છે.

દેશપ્રીતિ જેટલી ઉપયોગી છે તેટલીજ સ્વાભાવિક છે. દેશપ્રીતિના જેટલું બીજું કાંઇ સ્વાભાવિક નથી. પોત પોતાનું સૌને સારૂ લાગે છે એ નિયમે માણસ માત્રને પોતાના દેશ કે ગામ ઉપર પ્રીતિ હોય છે. ઉજાડમાં ઉજાડ મુલકમાં રહેનારને પણ તેજ મુલક વહાલો લાગે છે ગમે તેવા રળીયામણા, સુંદર, દ્રવ્ય અને સુખ સામગ્રીથી ભરપૂર દેશમાં તે જાય છે તો પણ તેનું ચિત્ત અંદરથી પોતાની સ્વભૂમિ તરફજ ખેંચાય છે અને પરદેશના મોટા મોટા મહેલો અને બાગબગીચાઓ જોતા છતાં પણ પોતાના મનની દૃષ્ટિએ તો પોતાના દેશનાં ડુંગરાં અને જંગલોજ નિહાળ્યા કરે છે. એક અંગ્રેજ કવિ સ્કોટ કહે છે કે "એવો કોઇ પણ માણસ દુનિયામાં વસે છે કે જે પરદેશથી પાછો આવતા પ્રેમના ઉભરાથી એમ નહીં બોલી ઉઠ્યો હોય કે આ મ્હારી પોતાની જન્મભૂમિ છે? અને જો કદાપિ કોઇ માણસ એવો હોય તો તેને ધિક્કાર છે" આ કહેવું ખરૂંજ છે. સ્વદેશ પ્રીતિ એવી

તો સ્વાભાવિક છે કે એ વિનાનો માણસ કેમ હશે શકાય તે આપણને સમજાતું નથી. સ્વદેશને ન ચાહવો એ સૃષ્ટિના નિયમ વિરૂદ્ધ છે. અને એવી વિપરીત લક્ષણવાળાને જોતાં સાધારણ માણસને સ્વાભાવિક રીતેજ કંટાળો આવે છે. પણ જોઇએ તો કેવળ દેશ પ્રીતિ રહિત માણસ હોઇ શક્તોજ નથી. માત્ર કેટલાએકમા દેશ પ્રીતિ વધારે કેળવાએલી અને જાગૃત થએલી હોય છે. અને કેટલાએકમા બીજા વિકારોના દબાણથી દબાઇ રહેલી હોય છે. પરંતુ દેશ પ્રીતિના બીજ મનુષ્ય માત્રમા હોય છે. અને તે યોગ્ય ખિલવટની રાહ જોયા કરે છે.

આ પ્રમાણે દેશાભિમાન સ્વાભાવિક, ઉપયોગી તથા સ્તુત્ય છે. તો પણ એ સદ્‌ગુણ શુદ્ધ, રૂપે જોઇએ તેવી સ્થિતિમાં થોડેજ ઠેકાણે માલમ પડે છે. દેશાભિમાનના પડદામા રહીને ઠગ લોકો પોતાનો સ્વાર્થ સાધે છે, માનના ભૂખ્યા માન મેળવે છે, અને અધિકારના લોભી અધિકાર હસ્તગત કરી લે છે. તેની વધુ અપેક્ષા અત્રે કરવાની જરૂર નથી. એ તો પ્રત્યક્ષજ દુર્ગુણ છે. તો પણ બીજા સદ્‌ગુણોનો વેષ ધારણ કરીને પાપી લોકો પોતાની મતલબ હાસલ કરી લે છે તેમજ આ સદ્‌ગુણનું પણ તેઓ કરે એમાં કાંઇ નવાઇ નથી અત્રે તો દેશાભિમાનની ખોટી સમજ તથા તેના ખોટા ઉપયોગ વિષે અમે બોલવા માગીએ છીએ. ઘણા લોકો દેશાભિમાનનો અર્થ બરાબર સમજતા નથી, અને તેનો જોઇએ તેવી રીતે ઉપયોગ કરી જાણતા નથી.

દેશ ઉપર પ્રીતિ રાખવી અને તેનો ખોટો અભિમાન રાખવો એ બેમાં બહુ ફેર છે. દુનિયાના ઘણા ખરા માણસો પોતાના દેશની ખોટીતારીફ કરવામાં, અને બીજા દેશની નિંદા કરવામાજ દેશપ્રીતિ આવી રહેલી હોય એમ સમજતા દેખાય છે. પોતાના દેશનું તે સારૂં અને પરદેશનું તે ખોટું એવી તેમની સાધારણ સમજ હોય છે આવી સમજથી જ્યાં જાય છે ત્યા તેઓ વાત કરતા લઢી પડે છે અને વખતે મારામારીપર પણ આવી જાય છે. આવી સમજથી છાતી આગળ આધળા થઇને ફરે છે, અને રાતને દિવસ કહેતાં જરા પણ આચકો ખાતા નથી. આપણા લોકોમા પણ આવો ખોટો અભિમાન ઘણોજ જોવામાં આવે છે. આપણામાં તો દેશાભિમાન શબ્દ વિશેષે કરીને અભિમાનમા ઘણો વધારો કર્યો છે. એ શબ્દ પ્રથમ ઘડનારે દેશપ્રીતિ શબ્દ રાખ્યો હોત તો વધારે સારૂં થાત. એમાં કેટલોએક અભિમાનનો ભાગ રહેલો છે ખરો, તથાપિ પ્રીતિનો ભાગ એથી વધારે છે.

તે છતા એ શબ્દ એટલો બધો પ્રચારમાં આવ્યો છે કે તે આ જમાનામાં ભૂલી જવો અશક્ય છે.

આવી રીતે ખોટો અભીમાન રાખવાથી દેશને કાંઇ પણ ફાયદો થવાનો નથી. જે વાત આપણામા નઠારી હશે તેને જાણીને કે અજાણમા આપણે સારી કહીશુ તેથી કદી પણ તે સારી થવાની નથી. જાણી જોઇને નઠારી વસ્તુને સારી કહેવી એના જેવી બીજી મુર્ખાઇ નથી. નઠારી વસ્તુને સારી માનવાથી મોટામાંમોટું નુકસાન એ છે કે તેને કોઇ વખત પણ સારી થવાનો સંભવ રહેતો નથી. દાખલા તરીકે-આપણા શરીરમા રોગ થયો હોય ને આપણે અભિમાનથી એમજ માની બેસીએ આપણે નિરોગી છીએ. તો એવા નિશ્ચયના પરિણામમાં મોત સિવાય બીજું શું સંભવે ? આપણે નિર્ધન છતા ધનવાન છીએ એમ માની મહમાં ફમાં કરીએ તો આપણે દરિદ્રતામા સડયા કરીએ એમાં શું આશ્ચર્ય ? આપણને એક પણ અક્ષર આવડતો ન છતા મહા પંડિતનો ગર્વ રાખીને ફરીએ તેથી શું કદી આપણે વિદ્યાના જે લાભ છે તે મેળવવા ભાગ્યશાળી થઇશું ? જેવું એક માણસનું તેવુજ દેશનુ સમજવું. દેશનો ખોટો અભીમાન દેશીઓ રાખે, તેનાં દુર્ગુણો તરફ નજર ન કરે, દુર્ગુણો દેખે તો પણ તેને ભૂષણ રૂપ માની લે દેશની ખરાબી થતી દેખે તો પણ બડાઇને સારૂ બહુ આબાદ છે એવા તડાકા મારે, તો પછી બેશક તે દેશ પાયમાલ થયા વિના રહે નહિ એવા મિથ્યાભીમાનીઓને તો દેશાભિમાની કહેવાને બદલે દેશદ્રોહી કહેવા જોઇએ તેઓનામા દેશપ્રીતિ નથી પણ મૂર્ખાઇના ઘરનો નાશકારક ગર્વ છે. આ જાતના ગર્વની પ્રવૃત્તિ આધુનિક સ્વરાજ્ય પ્રવૃત્તિમાં વિશેષ માલમ પડે છે અને તેનું કંઇમા જો વિચારશીલ પુરૂષો કારણનું સંશોધન કરે છે તો તેઓને જણાય છે કે એ બાબતમાં ધર્મની અજ્ઞાનતા " સિવાય બીજું કશું કારણ નથી. એટલે પછી સ્વરાજ્યને નામે પ્રાચીનશાસ્ત્રોને બાજુ પર મુકી હાલના સ્વરાજ્યવાદીઓ ગમે તેમ ભરડવા મંડી જાય છે જ્યારે તેઓને ધર્મ સિદ્ધાંતની રીતે આમ કરવાનાં કારણો શાં ? એમ પુછવામા આવે છે ત્યારે તેઓ માત્ર " સ્વદેશાભિમાન " આ સિવાય બીજું કંઇ કહી શકતા નથી. પરંતુ આવો જવાબ આપનારાઓમાં સ્વદેશાભિમાન એટલે શું ? એ ઘણાજ થોડા જાણતા હશે.

જે માણસમાં ખરો દેશાભિમાન છે તેની સમજ તથા વર્તણૂક આથી બીલકુલ જૂદીજ છે. તે બડાઇને માટે પોતાના દેશની ખાલી પતરાજી હાંકતો નથી. તે પોતાના દેશની ખામીઓ તરફથી નજર દૂર કરવાને બદલે

તેને ખતથી ખેળી કાઢે છે પરદેશીઓમા તેને બદલે પોતાના મનમાં વિચાર કરે છે, કે એ મેણાનું કાંઇ પણ વાસ્તવિક કારણ છે કે નહિ અને જો કાંઇ પણ યોગ્ય કારણ દેખે છે તો તે ખોડ બતાવનારની સાથે નકામી તકરાર કરવાને બદલે તે ખોડ શી રીતે દૂર થાય તેના ઉપાયની યોજનામાં તે સદા તત્પર રહે છે કદી પણ કોઇ પણ કલંકનો તે ઢાંકપીછોડો કરવા ચહાતો નથી, પણ એથી ઉલટો કોઇ કલંક જાહેર થાય છે ત્યારે મનમા પ્રસન્ન થાય છે કે ઠીક થયું હવે એ ટાળવાનો આપણને પ્રસંગ મળશે એને પોતાના દેશનો અભિમાન થોડો છે એમ નથી. એને જેટલો એ વિષે અભિમાન છે, તેટલો બીજા કોઇને નથી. પોતાના દેશનું ઘસાતું સાંભળીને એના કલેજામા જેટલો ઉંડો ઘા પડે છે તેટલો કોઇના કલેજામાં પડતો નથી પોતના દેશની વાહ વાહ સાંભળીને એનું મન જેટલું પ્રફુલ્લિત થાય છે તેટલું બીજા કોઇનું થતુ નથી. એને પોતાના દેશનો બહુજ અભિમાન છે પણ તેની સાથે ડાહ્યો, વ્યાજબી અને પરિણામે લાભકારક છે. તે પોતાના દેશનો અભિમાન રખે છે. પણ તેની સાથે તે પોતાના દેશનો અભિમાન યોગ્ય જોવાને બહુ ખંતી છે તે પોતાની જાતનો જેમ ખોટો અભીમાન રાખતો નથી, તેમ તેને પોતના દેશની ફાંકી ખતરાજી ગમતી નથી. તે જાતે માનને યોગ્ય થવાને મથે છે, અને તેમજ પોતાનો દેશ પણ માનને યોગ્ય થાય એમ નિરંતર ઇચ્છે છે ખોટું માન તે જાતે અપમાન સમજે છે, અને તેથી પોતાના દેશને સારૂ ખોટા માનનો કદી પણ દાવો કરતો નથી.

આવો ર દેશાભિમાન કેવો મોટો. સદ્ગુણ છે તે તો વાચનારને સહજ માલુમ પડશે આપણા આર્ય પૂર્વજોમાં આ જાતનો ઉત્તમ દેશાભિમાન હતો. તેઓ સઘળો સ્વાર્થ છોડીને રાત દિવસ દેશને ઉત્કર્ષ કરવામા મંડ્યા રહેતા હતા. તેઓ ધર્મનો, અર્થનો, અને કામનો દેશમા ઉત્કર્ષ કરવાના વિચારને વિચારમાંજ સદા નિમગ્ન રહેતા હતા. તેઓ પોતાના શરીરનુ કે કુટુમ્બનુ સુખ ઇચ્છતા ન હતા, વનમાં જઇને રહેતા હતા. વલ્કલ પહેરતા હતા, અને ઘણાજ સાદા ખોરાક ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા હતા તેઓનુ સુખ દેશના સુખમાંજ રહેલુ હતું એવી રીતે આશ્રમમાં બેઠા બેઠા જ્યારે સરકાર સુધના તેઓ મોટા પાયા નાખવાને શક્તિમાન થતા હતા, ત્યારે જે તેઓના ઉદાર દિલમાં આનન્દનુ પૂર વહેતુ હતું તેનો હજી પણ આપણાતના મતલબી અને ટુંકી નજરના હિંદુને ખ્યાલ આવતો

નથી. વનમાં બેઠા બેઠા દેશીઓને સારૂ કાયદા બાંધતા હતા, ધર્મનો બોધ કરતા હતા, અને શાસ્ત્રોના ગ્રંથ રચતા હતા જો કોઈ અધર્મી રાજા શાસ્ત્રોનું ઉલ્લંઘન કરી શકદી ઉપતને સંતાપતો માલુમ પડે તો તેઓ એકાંતવાસમાંથી દેવની પેઠે આવીને પોતાના નામના પ્રતાપવડે તે અસુરને પદચ્યુત કરતા હતા, અને તેની જગા ઉપર બીજા કોઈ ધર્મજ્ઞ રાજપુત્રને બેસાડી પાછા કેવળ નિર્લોભપણે અશોક થઈ જતા દેશકલ્યાણનો વિચાર કરવો, અને બધાને તે કલ્યાણ માર્ગનો બોધ કરવો એજ તેઓનું કામ હતું ક્ષત્રિયાદિ બીજી વર્ણો પણ એજ પ્રમાણે દેશાભિમાનથી ભરપૂર હતા. પોતાના પંડના હિત કરતાં સમસ્ત જનમંડળના હિત તરફ બધાનું લક્ષ વધારે રહેતુ હતું. જનમંડળના હિતને સારૂ પોતાના પ્રાણનો ભોગ આપવાને હજારો તૈયાર થતા હતા. અને તેમાં જેને પ્રાણ આપી દેશની સેવા બજાવવાનો પ્રસંગ મળ્યો હતો તેને સઘળા મહાભાગ્યશાળી સમજતા હતા. જનસેવામાં હજારો રૂપીઆ ખરચીને શ્રીમંતો કૃતાર્થ થયા એમ સમજતા હતા. જનોપયોગી કામ કરવામાં જન્મ અને જીવનનું સાર્થક છે એમ તેઓ સમજતા હતા.

આવી જ્યા દેશના ઘણા માણસોની સમજ ત્યાં તે દેશ ઉન્નતિને શિખરે પહોંચે એમાં શી નવાઇ! આપણો દેશ એ કારણથી એકવાર ઘણી ઉન્નતિએ પહોંચ્યો હતો, અને જ્યાં ત્યાં એની વિદ્યાકળા તથા સંપત્તિનાં વખાણ થવા લાગ્યા હતાં દેશના પંડિતો અન્ને ભણવાને આવતા અને દશ, બાર વર્ષ ગુરૂને ત્યાં નમ્રપણે રહી પોતાના દેશમાં વિદ્યાના બીજ રોપવાને સારૂ લઇ જતા. અહીંઆનો વ્યાપાર અને લક્ષ્મીએ તો એક વખત આખી દુનિયાને ગાંડીજ કરી મૂકી હતી. દૂર દૂર દેશના લોકો હિંદુસ્તાનમાં આવવું અને શ્રીમંત થવું એ મોટું માન સમજતા હતા. હિંદુસ્તાન છુપવાને પરદેશીઓનો શો આગ્રહ? હિંદુસ્તાનનો જળ માર્ગ શોધી કાઢવાને કેટલી બધી મહેનત? કેટલો આગ્રહ, અને શોધી કહાડ્યા હશે તે પોતાનાજ હાથમાં રાખવાને સારૂ કેટલી તજવીજ અને કેટલી મારા મારી?

પણ એ બધો વખત ફરી ગયો? હાલ તેમાંનું કાંઇ રહ્યું નથી! કીર્તિને ઠેકાણે જ્યાં તેની અપકીર્તિ થાય છે. લોકો સઘળું પુરૂષાર્થ ખોઇ બેઠા છે. જગતમાં વહેમી અને મૂર્ખની છાપ પડી છે. મનરોપમાં વાસ કીધો છે. અને તેને તેને ઠેકાણે આપણા દેશમાં નિર્ધનતાની આણ ચાલવા લાગી છે. દેશનો ઉદય થવામાં ખાસ જેની પ્રથમ પગથીએ જરૂર છે એવો મજબૂત પાયો જે "ધર્મ" તેનો તો હાલના સુધારકો નાશ કરતા જાય છે. દેશનો કિંવા જ્ઞાતિનો ઉદ્ધાર કરવામાં પ્રથમ તો પોતાના મનોબળની જરૂર છે. કારણ કે કોઇપણ કામ કરતા પહેલાં આરંભમાં વિઘ્નો આવે છે,

તે દૂર થતા સુધી મનોબળ ધારાથી ધૈર્ય રાખવાની ખાસ જરૂર છે એ ધૈર્ય જેનું હૃદય શુદ્ધ હોય તેજ રાખી શકે છે, મલિન મનવાળા માણસથી રાખી શકાતું નથી આધુનિક સમયમા મનાતા આગેવાનો અને લોકદૃષ્ટિએ પરોપકારી ગણાતાઓના હૃદયમાં પણ સ્વાર્થની જાળ હોય છે, અને તેઓ માન અને દ્રવ્ય બન્ને મેળવી શકે છે. જો કદાચ એવું મળવાનો પ્રસંગ નથી મળતો તો પોતેજ તે સંસ્થાને હણવાનાં પ્રતિકૂળ પ્રયત્નો રચવા માંડે છે. તો પછી વિચાર કરો કે આવા ક્ષુદ્ર મનવાળા પુરુષો દેશનું હાર્દિક કલ્યાણ કરશે? માટે જેઓએ દેશાભિમાનની યોગ્ય લાયકાત મેળવી હોય તેઓએ તો પૂર્વ કાળમાં થઇ ગએલા કચ જેવા આદર્શ નરનું અને શુક્રાચાર્યનું જીવન વિચારી રાજનીતિને આગળ કરી ધર્મનીતિને ડુબાવવાની લાલચમાં પડી જનતાને માર્ગે દોરવાનું મહા પાપ, દેશોદ્ધારના અભિમાનથી વહોરી લેવું નહિ. ટુંકમા કહેવાનું એટલુંજ કે આપણા અભ્યુદયની સિદ્ધિમા મુખ્ય એકતા-સંપ હોવી જોઇએ તે સાથે જો સ્વાર્થ ત્યાગ કરવાની શક્તિ હોય તો ઉન્નતિ સહજ થાય. પણ એકતા તો દૃઢ મનવાળા નિઃસ્પૃહી માણસોજ રાખી શકે. લાલચવાળી મનુષ્યોનું મન સ્થિર હોતુંજ નથી તે તો દરેક બાબતમા પોતાનો સ્વાર્થજ શોધે છે એટલે મનને દૃઢ રાખી શકતા નથી. પછી તેઓ માત્ર મુખેથી ગમે તેમ લવરો કરે તેથી કોઇ કામ કરી શકે નહિ. માટે દૃઢતા પુર્વક કામ કરવુ જોઇએ. ધર્મ પરાયણ જેનું મન હોય તેઓનુંજ મન દૃઢ રહી શકે છે. માટે દેશ કે ધર્મ ગમે તેની ઉન્નતિ કરવા માટે પ્રવૃત્તિ કરતા હોઇએ પણ એ લક્ષમાં રાખવું જોઇએ કે યતો ધર્મસ્તતો જયઃ જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે માટે જે સિદ્ધ કરવુ હોય તેમાં ધર્મની સહાય જરૂર હોવી જોઇએ એ સનાતન ધર્મનો અબાધિત સિદ્ધાન્ત છે તેને અનુસરવું જોઇએ.

દેશીઓ વિચાર કરો, અને કહો કે તમારામા આ જાતની ખરી દેશ પ્રીતિ કેટલી છે? હે મિત્રો તમારામાં સ્વદેશાભિમાન છે તે કઇ જાતનો છે. તેનો તમેજ તમારા મનમાં તોલ કરો. આવો ઉત્તમ દેશાભિમાન બહુજ દુર્લભ વસ્તુ છે એ કબુલ છે. એ પ્રમાણે કંઇ એકદમ સપાટાએ થવાતું નથી એ પણ અનુભવ સિદ્ધજ છે તો પણ જેમની સરણી ઉપર જવું હોવનો અકેક પગથી એ થઇને જઇ ચડીયે તેથી સ્વદેશાભિમાનને અને ધર્મને સંમતમા રાખીને ધીમે ધીમે એ ગુણોનો વિકાસ કરવો જોઇએ અમે એમ કહેતા નથી કે તમારામાં એટલો ઉંચો દેશાભિમાન કેમ નથી. માત્ર કહેવાની મતલબ એ છે, કે આ જાતનો અભિમાન થોડો ઘણો પણ આપણામાં હોવો જોઇએ. આપણે આપણા મનમાં વિચાર કરવો જોઇએ કે આપણે જે દેશાભિમાનને માટે અભિમાની થઇ ફરીએ છીએ તે અભિમાન

ખરી જાતનો છે કે ખોટી જાતનો? આપણે જે અભિમાન તાણી મરીએ છીએ તે ક્યારેય સંતાડનારો છે કે દેશના ભૂખ્યા પરવરનારો છે? આપણે જે દેશાભિમાન કરી મરીએ છીએ તેનું પરિણામ શાંતિ વૈમનસ્ય કરવા તરફ છે કે તેની પડતીમાં વધારે મતિ આપવા તરફ છે એ જરાય આ વિગાર અમને બહુ અગત્યનો લાગે છે. દેશાભિમાન ખોટે રસ્તે ગયાથી અમારા જોવામાં ઘણે ઠેકાણે આવે છે. અને તેથી આ વિચારણી આપની અમને વાસ્તવિક લાગે છે. અમે બીજો એ પણ વિચાર કરવો લાજમ છે કે જો ખરી જાતનો આપણામાં દેશાભિમાન અથવા દેશપ્રીતિ બતાવવાનું આપણે તન, મન, અને ધન વડે શું કર્યું? હવાડામાં કેટલો કાળ આપણે જાહેર હિતનાં કામ માટે વિચાર કરવામાં કાઢીએ છીએ. હવાડામાં તન વડે દેશની શી સેવા બજાવીએ છીએ, વરઘોડા કઢાવવામાં અને નાત જમાડવામાં આપણે વધારે પૈસા ખરચીએ છીએ કે સુન્દર સુધારો આપણે જે હર કોઈ કર્યા કરીએ છીએ તેમાં.. વગેરે કેટલીક બાબતોનો આપણે આપણા મનથીજ તોલ કરવો જોઈએ. આમાથી પણ હજુ એક બીજો આંકડો મળવ કરવાનો છે. આપણે તન, મનને ધનવડે દેશના હિતને સારૂં કાંઈ કર્યું માલમ પડે તેના માનને અર્થે કર્યું છે અને કેટલું દેશાભિમાન સમજવો. આવી રીતે આખર મરવૈયું કહાડવું અમારા ઘણાખરા સુધારક મિત્રોને ગમશે નહે પણ એ બહુ જરૂરનું છે ખરો દેશાભિમાન બહુજ દુર્લભ વસ્તુ છે એવો અમે પ્રથમજ કહ્યું છે પરંતુ થોડો પણ ખરો દેશાભિમાન જો આપણામા આરીતે વાસ કરશે તો તેની મેળે ઉત્તરોત્તર વધીને મોટો થશે. થોડા પણ ખરી અને ધર્મનીતિ વાળી દેશ પ્રીતિથી બહુ જરૂર છે અને ખોટા દેશાભિમાનથી તો આપણે હમેશાં દૂરજ રહેવા પ્રયત્ન કરવો જોઈએ ખોટાનો અભીમાન રાખવા કરતા દેશ અભિમાનને યોગ્ય કરવા તરફ મહેનત કરવી એમા વધારે ભરદાઈ અને દેશ પ્રીતિ રહેલી છે. અંતમાં એજ યાચના છે કે જે દેશની એક વખત સંપૂર્ણ ચડતી હતી અને જે હાલ અવનતિના ખાડામાં સડે છે. તેનો ઉદ્ધાર કરવા મથતા જનસમાજના માણસોમાં દેશહિતનું યથાર્થ સ્વરૂપ સમજવા પરમાત્મા સર્વને શુભમતિ આપો. અને આદેશના નવયુવકોની ધર્મવૃત્તિ હિમાદ્રીની પેઠે અચળ રહી સર્વનો અભ્યુદય કરવાના બળવાળી હો એજ અંતિમ અભિલાષ.

પ્રતિશમ,

સં. ૧૯૭૫<br>
ચૈત્ર કૃષ્ણપક્ષ<br>
દ્વિતીયા<br>
ઇ. સ. ૧૯૧૯

લે०<br>
લલ્લુભાઇ મહિજીભાઇ પટેલ.<br>
"ધારોળાવાસી."

तत्सत्परमात्मने नमः



विद्या रूपं धनं शौर्यं कुलीनत्वमरोगिता ।
राज्यं स्वर्गश्च मोक्षश्च सर्वं धर्मादवाप्यते ॥

અર્થઃ—વિદ્યા, રૂપ, ધન, શૌર્ય, કુલીનતા, નિરામયત્વ, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સર્વ ધર્મથી મળે છે.

વર્ષ ૩ જું. સં. ૧૯૭૯ ભાદ્રપદ સપ્ટેમ્બર ઇ. સ. ૧૯૨૩ અંક ૬

## मंगलम्.




त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा य एवं विद्वांश्चिनुते नाचिकेतम् । स मृत्यु पाशान्पुरतः प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥ १८ ॥

श्री शाङ्करभाष्य—त्रिणाचिकेतस्त्रयं यथोक्तं या इष्टका यावती-र्वायथा चेत्येतद्विदित्वाऽवगम्य [illegible] मात्मरूपेणाग्निं विद्वांश्चिनुतेनी र्वर्तयति नाचिकेतमग्निं क्रतुं स मृत्युपाशानधर्माज्ञानरागद्वेषादिलक्षणा-न्पुरतोऽग्रतः पूर्वमेव शरीर पातादित्यर्थः ॥ प्रणोद्यापहाय शोकातिगो मानसैर्दुःखैर्वर्जित इत्येतत् । मोदतेस्वर्गलोके वैराजे विराडात्म स्वरूप प्रतिपत्त्या ॥

ગુજરાતી—જે ત્રિણાચિકેત આ ત્રણને જાણીને, એમ જાણતો છતો નાચિકેતનું ધ્યાન કરે છે તે મૃત્યુના પાશને પૂર્વે દૂર કરીને શોકથી રહિત થઇ સ્વર્ગ લોકમાં આનંદ પામે છે.

વિશેષ—જે પૂર્વે કહેલ ત્રિણાચિકેત પુરૂષ પૂર્વોક્ત ઇંટોનાં સ્વરૂપ, સંખ્યા, ને પ્રકાર આ ત્રણને જાણીને કહેલી રીતે આત્મભાવથી અગ્નિને જાણતો છતો નાચિકેતનું ધ્યાન યત્નવડે કરે છે, તે અધર્મ, અજ્ઞાન, રાગ, ને દ્વેષાદિરૂપ મૃત્યુના પાશોને શરીર પાતથી પૂર્વેજ દૂર કરીને, માનસ્ દુઃખથી રહિત થઇ, વિરાટના આત્મસ્વરૂપની પ્રાપ્તીથી વીરાટના પદરૂપ સ્વર્ગ લોકમાં સુખ પામે છે. ૧૮






## આત્મ ઉપાસના.

( ગતાંકથી અનુસંધાન. )

### ચોપાઇ.

સર્વ પ્રાણીનો સમજ હું છું, ભૂત ભવિષ્યનો દ્રષ્ટા;
વૃદ્ધિ તૃપ્તિ તૃપ્તિ દીપ હું, સઘળી સૃષ્ટિ સ્રષ્ટા. ૯

કામી ને નિષ્કામી સરવે, મારૂં યજન કરે છે;
વસ્તુ ગતનો ભેદ જણાએ, ઉર મારે ના રે'છે. ૧૦

શુદ્ધ હૃદયમાં આત્મ અહં હું, આપું છું અજવાળું.
તિમિર અવિદ્યા મધ્ય નિશાનું, તરણી રૂપે ટાળું. ૧૧

ઔષધીઓનું ઓજસ હું છું, ઓત પ્રોત સંસારે;
મસ્ત મધુકર હું જ થયો છું, પ્રણવ કમળના સારે, ૧૨

પાપ પૂંજને દહન કરૂં છું, નહિ પ્રપંચ ઉપાધિ;
અતિ ઉદાર મનોગત ચારે, પુરૂષાર્થો લઉ સાધી. ૧૩

મદ મહત્ત વારણ પુરૂષોનું, અંકુશ સુજને ધારો;
નભ સરખો હું સદાય નિર્મળ, કદિ ન કામ વિકારો. ૧૪

સ્વરૂપ નિશ્ચય સદ્ગુરૂ ભારી, અસ્થિર સુખના એકે;
સુખ સંપત્તિ જ્ઞાન સ્વરૂપની, ભાસે પૂર્ણ વિવેકે. ૧૫

કરૂણા સાગર સૌ ભુવનાગર, મલીન અહં ન મારે;
પુણ્ય પાપનો મારા મધ્યે, અંશ ન એક લગારે. ૧૬

( અપૂર્ણ ) યતિ.

---

# વસુવિના નર પશુસમાન.

( ગતાંકથી અનુસંધાન. )

ચોપાઇ.

દુઃખના ડુંગર તૂટી પડે, જગમાં જ્યાં ત્યાં જોડા જડે;
થાય હજાર રીતે હેરાન, વસુ વિના નર પશુ સમાન. ૧૧
વિશ્વંભર એ નામે હરી, સામું જો બાળે શ્રી હરિ;
તો ધરાઇને પામે ધાન, વસુ વિના નર પશુ સમાન. ૧૨
દુઃખ દાસતાસુમાં દે દુઃખ, કરે ખીચારો કહ્યું કબુલ;
મૂઢ થઇ બેસે મતિમાન, વસુ વિના નર પશુ સમાન. ૧૩
તરે તરેના ફળ ફુલ શાક, પૌષ્ટિક પરમ સુખપ્રદ પાક;
સ્વપ્ને પણ તેનું ક્યાં જ્ઞાન, વસુ વિના નર પશુ સમાન. ૧૪
આવશ્યક અર્થે ન આવે કશી, દે પદમા સહુ કાઢે હસી;
ડર રોકતિ ડારે દરવાન, વસુ વિના નર પશુ સમાન. ૧૫
રહે નહિ મહિલા [1]માજામાં બોધ વાતને બકવા ગણે;
ગોલા જેવા કરે ગુમાન, વસુ વિના નર પશુ સમાન. ૧૬
વિષમ વૈતરૂં જે તે દિન રાત, વદે વેદનાની ક્યાં વાત !
અણુ અનુભવિ આપે અભિમાન, વસુવિના નર પશુ સમાન ૧૭
અધિપતિ પણ વસુને આધીન, સહુ વસુવાળાને સ્વાધીન;
દર્શનીય વક્તા વસુવાન, વસુ વિના નર પશુ સમાન. ૧૮
વસુ વસુધામાં લાવે સુધા, મનવાંચ્છિત વસુનાવિણ સુધા;
વસુ વડે પામે વૈમાન, વસુ વિના નર પશુ સમાન. ૧૯
કહે દયાશંકર હોય વસુ, સ્વર્ગ દૂર તેને મન તસુ;
વિકળ દૂર વસુથી વિદ્વાન, વસુ વિના નર પશુ સમાન. ૨૦

કવિ દયાશંકર રવિશંકર.
સાહિત્ય વાચસ્પતિ.

---

૧. મર્યાદામાં.

# मोहनमाला.

## મણકો. ૨૦ મો.

### दीपोत्सव

છે જૂઠું સૌ દુઃખકારીરે; મૂકી દે મમતા.
જે સાચુ શું સુખકારીરે; મૂકી દે મમતા. ટેક.
મનવા મારા જોને જરાક તું વિચારી;
વહે મિથ્યા જગ મૃગ વારીરે, મૂકી દે મમતા. ૧
મનવા મારા ઇંદ્રિ વરણું છે ઉપર રૂડું;
પણ ઊંડે ઉર ધૂમકારે. મૂકી દે. ૨
મનવા મારા ઝાકળનાં મોતી આતો ઝળકે;
વીણતામા છૂટે પાણીરે મૂકી દે. ૩
મનવા મારા આકોલીયાં આભૂષણ જેવા;
પણ ફુટે જાય દુર ઊડીરે મૂકી દે. ૪
મનવા મારા સોમલનો રંગ ખાંડ જેવો;
તે ખાનારાને યમ ખારીરે, મૂકી દે. ૫
મનવા મારા કાગળનાં પુષ્પ ખીલ્યાં એતો;
ત્યાં તે થી સુગંધી માનીરે મૂકી દે. ૬
મનવા મારા કહશો કાંઇ ન આવે સાથે;
તુજ ખેરડી અંત ગુઝારીરે, મૂકી દે. ૭
મનવા મારા સદ્‌ગુરૂ ચરણે રત રાખો;
તો પ્રણવ દીલ દીવાળીરે, મૂકી દે. ૮

સ્વામી પ્રણવાશ્રમ.

# माया तजनारने ठपको.

### સાખી.

માયા તજવાની મહેનત મેલરે-મૂઢ પ્રાણી-ટેક.
તજવાની નથી એતો રહેલરે-મૂઢ.

ઘડો માટીથી બન્યો, માટી તેની ખાણ;
તે જુદાં કરવા મથે, તેની મુર્ખતા કેરી પ્રમાણરે. મૂઢ. ૧

માયાના ત્રણ ગુણવડે, થયો સકલ સંસાર;
તું પણ તેની માહિતો, છોડી શકીશ નહિ નિરધારરે. મૂઢ. ૨

ક્રિયા ન જે નિજથી બને, તેને કરવા જાય;
મિથ્યા મહેનત બહુ કરી, પાછળથી ઘણો પસ્તાયરે. મૂઢ. ૩

અનંત બ્રહ્માંડો રચે, એવી એ બળવાન;
સ્થાવરે જંગમ વશ કરી, ભૂલાવે પળમાં સૌ ભાનરે. મૂઢ. ૪

તેને જીતી નવ શકે, જીવ બીચારો રંક;
તો પણ જાણે જીતવા, એતો તારો છે પૂરો વાંકરે. મૂઢ. ૫

એ ઇશ્વરનો આશરો, તે એને આધીન;
બાર નાંખી દે ફિર તણો પછી તેમાં થાને તું તલ્લીનરે. મૂઢ. ૬

જે હરિને શરણે પડયો, માયાથી તે મુકાય,
ચિદ્ઘનાનંદ સાચું કહે, જીવને માયાથી દુઃખ ન દેવાયરે. મૂઢ. ૭

સ્વામી ચિદ્ઘનાનંદજી.

( નિર્વાણરથ ) આરોલા.

# श्री शिवानंद लहरी.

भक्तोभक्ति गुणावृते मुदमृतापूर्णे प्रसन्ने मनः–
कुम्भे साम्ब तवांघ्रि पल्लवयुगं संस्थाप्य संवित्फलम् ।
सत्वं मंत्र मुदीरयन्निज शरीरागार शुद्धिं वह–
न्पुण्याहं प्रकटी करोमि रुचिरं कल्याणमापादयन् ॥ ३६ ॥

અર્થ—કલ્યાણની પ્રાપ્તિ માટે લોકો કુંભ સ્થાપન કરીને પુણ્યાહ-વાચન કરાવે છે. એવો કુંભ સ્થાપન કરનાર યજમાન ભક્ત હોય છે અને તે પોતાના ઘરની શુદ્ધિને ઇચ્છનારા હોય છે. હે સાંબ ! હું પણ મારા શરીરરૂપી ઘરની શુદ્ધિને વહન કરતો તથા કલ્યાણને પ્રાપ્ત કરતો થકો એવા પુણ્યાહને પ્રકટ કરૂં છું. અને તે માટે ઘડાને જેમ સૂતરનો દોરો વીંટે છે તેમ મારા મનરૂપી ઘડાને હું પણ ભક્તિરૂપી ગુણ (દોરો) વીંટું છું ઘડામાં જેમ જળ ભરેલું હોય છે તેમ આનંદરૂપી અમૃતથી મનરૂપી ઘડાને પૂર્ણ કર્યો છે. ઘડો જેમ નિર્મળ હોય છે તેમ મારા મનરૂપી ઘડો પણ નિર્મળ (પ્રસન્ન) છે. ઘડામાં જેમ વૃક્ષનાં પત્ર મૂક્યાં હોય છે તેમ મારા મનરૂપી ઘડામાં પણ તમારા ચરણરૂપી પલ્લવ (પાંદડાં) સ્થાપન કર્યાં છે. ઘડા ઉપર જેમ નાળીએરનું ફળ મૂક્યું હોય છે તેમ મનરૂપી ઘડા ઉપર જ્ઞાનરૂપી ફળ મૂક્યું છે. ઘડાના સંસ્કાર માટે જેમ મંત્ર બોલવામાં આવે છે તેમ અહીં પણ સત્વરૂપી મંત્ર બોલવામાં આવે છે અને એ રીતે હું સુંદર પુણ્યાહ-વાચન પ્રકટ કરૂં છું. ૩૬

आम्नायाम्बुधि मादरेण सुमनः संघाः समुद्यन्मनो
मन्थानं दृढभक्तिरज्जु सहितं कृत्वा मथित्वा ततः ।
सोमं कल्पतरुं सुपर्वसुरभिं चिन्तामणिं धीमतां
नित्यानन्दसुधां निरन्तररमा सौभाग्यमातन्वते ॥ ३७ ॥

અર્થ—જેમ સુમન એટલે દેવતાઓના સમુદાય મંદરાચળને રવૈયો કરીને તથા વાસુકી નાગનું નેતરૂં કરીને યત્નથી ક્ષીરસાગરને વલોવીને તે-

માંથી સોમ, કલ્પતરુ, સુપર્ણ સુરભિ ( દેવતાઓની ગાય-કામદુઘા ) ચિંતામણિ ( કૌસ્તુભ ) નિત્ય આનંદ આપે એવું સુધા ( અમૃત ) અને નિરંતર રમણરૂપી સૌભાગ્ય (લક્ષ્મી) પ્રાપ્ત કરે છે, તેમ સુમનસ્ એટલે વિદ્વાનોના સમુદાય પણ ઉદ્યોગવાળા મનનેજ રવૈયો કરીને તથા દઢભક્તિરૂપી નેતરૂ કરીને વેદરૂપી સમુદ્રને આદરથી વલોવીને તેમાંથી ભક્તોના કલ્પતરૂરૂપ, દેવોની કામદુઘારૂપ, બુદ્ધિમાનોના ચિંતામણિરૂપ, નિત્ય એવા આનંદામૃતરૂપ અને નિરંતર રમણ કરાવનારી કૌતુક અખંડાકાર ઇત્યાદિક સૌભાગ્યરૂપ, એવા ઉમા સહિત મહાદેવને પ્રાપ્ત કરે છે. ( उमयासहितः सोमः )

प्राक्पुण्याचलमार्गे दर्शितसुधामूर्तिः प्रसन्नः शिवः
सोमः सद्गुणसेवितो मृगधरः पूर्णस्तमो मोचकः ।
चेतः पुष्करलक्षितो भवति चेदानन्द पाथोनिधिः
प्रागल्भ्येन विजृंभते सुमनसां वृत्तिस्तदा जायते ॥ २८ ॥

અર્થ—આ શ્લોકમાં ચંદ્રરૂપે મહાદેવનું વર્ણન છે. ચંદ્રમાં જેમ પૂર્વ દિશામાં ઉદયાચલને માર્ગે પોતાની અમૃતમયી મૂર્તિનું દર્શન કરાવે છે, તેમ મહાદેવ પણ પૂર્વનાં પુણ્યરૂપ નિશ્ચય માર્ગે પોતાની અમૃતમયી મૂર્તિનાં દર્શન આપે છે. અર્થાત્ પૂર્વનાં દઢ પુણ્ય હોય તોજ મહાદેવનાં દર્શન થાય છે. ચંદ્રમા જેમ નિર્મળ છે તેમ મહાદેવ પણ પ્રસન્ન છે. ચંદ્ર જેમ શિવ એટલે કલ્યાણ ગુણયુક્ત છે તેમ મહાદેવ પણ શિવ છે; ચંદ્ર જેમ સત્પુરૂષોના સમૂહથી અથવા આકાશના તારાઓના ગણથી સેવાયલો છે તેમ મહાદેવ પણ સારા ગણોવડે સેવાયલા છે. ચંદ્રમા જેમ મૃગલાંછનને ધારણ કરે છે તેમ મહાદેવ પણ મૃગને ધારણ કરવાવાળા છે. ચંદ્રમા પૂર્ણ છે અને મહાદેવ પણ પૂર્ણ છે. ચંદ્રમા જેમ તમસ (અંધકાર) થી છોડાવનાર છે તેમ મહાદેવ અજ્ઞાનરૂપી તમસ્થી છોડાવનાર છે એવો સોમ (ચંદ્રમા) જ્યારે આકાશમાં દેખાવા લાગે છે ત્યારે સમુદ્ર મોટી ગર્જનાઓ કરીને વૃદ્ધિ પામવા લાગે છે તથા કમળો ખીલવા લાગે છે તેમ, મનરૂપી કમળમાં જ્યારે સોમ ઉમા સહિત દેખાવા લાગે છે ત્યારે આનંદરૂપી સમુદ્ર દઢ પ્રકાર વૃદ્ધિ પામવા લાગે છે અને જ્ઞાની પુરૂષોની વૃત્તિ અખંડાકાર થઇ જાય છે. ૨૮

धर्मो मे चतुरांघ्रिकः सुचरितः पापं विनाशं गतं
काम क्रोध मदादयो विगलिताः कालाः सुखाविष्कृतः ।

ज्ञानानन्द महौषधिः सुफलिता कैवल्यनाथे सदा
मान्ये मानसपुंडरीकनगरे राजावतंसे स्थिते ॥ ३९ ॥

અર્થ—જે સમયે મારા માનસિકમળરૂપી નગરમાં કૈવલ્યના સ્વામી સદૈવ માન્ય અને ચંદ્રમાનું છે આભૂષણ જેને એવા મહાદેવ વિરાજમાન થયા, તેજ સમયથી સત્યાદિક ચાર પાદવાળો ધર્મ હું સારી રીતે આચરી ચૂક્યો. મારૂં પાપ નાશ પામી ગયું. કામ, ક્રોધ, મદ આદિક શત્રુઓ ગળી પડયા, મારા સમગ્ર સુખને પ્રકટ કરનારા થયા તથા આનંદરૂપી મહૌષધિએ સુંદર ફળ આપ્યાં. ૩૯

धीयंत्रेण वचोघटेन कविताकुल्योपकुल्याक्रमै-
रानीतश्च सदाशिवस्य चरिताम्भो राशिदिव्यामृतैः ।
हृत्केदारघृताश्च भक्तिकलमाः साफल्यमातन्वते
दुर्भिक्षान्मम सेवकस्य भगवन्विश्वेश भीतिः कुतः ॥ ४० ॥

અર્થ—હે વિશ્વેશ ! હે ભગવન્ ! તમારા સેવકને-મને હવે દુકાળનો ભય શાનો હોય ? કેમકે હવે મારા હૃદયરૂપી કયારડામા વાવેલી ભક્તિરૂપી કુલક્ષની ડાંગર પાકી ગઈ છે કેમકે એ ભક્તિરૂપી ડાંગરને મેં બુદ્ધિરૂપી રેંટ કરીને તથા વચનરૂપી ઘડાવડે થી સદાશિવના ચરિત્રરૂપી મહા સરોવરમાંથી દિવ્ય અમૃતરૂપી જળ આણીને તથા કવિતારૂપી નાની મોટીની, કોકરીને તે માર્ગે જળ પાઇને ઉછેરી છે તાત્પર્ય કે મહાદેવની ભક્તિ કરનારને યોગ ક્ષેમની શી ચિંતા છે ? ૪૦




आत्मपुराण

## ઐતરેયોપનિષદર્થ પ્રકાશ–અધ્યાય ૧

('અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૪૮ થી )

સર્પનું જે દૃષ્ટાન્ત છે તે કેવળ ભય વિષયને સ્પષ્ટ કરનાર છે સૂર્યનું વિવર્ત ઉપાદાન નથી તેથી વિવર્ત ઉપાદાનનું બીજું દૃષ્ટાન્ત કહે છે.

रज्जुरेव यथा सर्पः सर्पोत्पत्तेः पुरा स्थिता ।
आनन्दात्मा तथानात्मा नात्मोत्पत्तेः पुरा स्थितः ॥ ६२ ॥

અર્થ—જેમ રજ્જુ એજ સર્પ છે તે સર્પની ઉત્પત્તિ પહેલાં હતીજ તેમ આનંદાત્મા છે. પણ આત્મા આત્માની ઉત્પતિ પહેલા નથી.

વિવેચન—રજ્જુજ સર્પ બને છે અને તે સર્પની પહેલા હોય છે પણ સર્પ પોતાની ઉત્પત્તિ પહેલાં નહોતો તેમ આનંદાત્મા પ્રપંચની ઉત્પત્તિ પૂર્વ હતો અને તેજ અનાત્મા રૂપે બને છે, જેમ સર્પ સર્પની ઉત્પતિ પૂર્વે હોતો નથી તેમ અનાત્મ પ્રપંચ પણ પોતાની ઉત્પત્તિ પૂર્વે નહોતો. કારણ કે જે વસ્તુ વિદ્યમાન હોય તે પુનઃ ઉત્પન્ન થતી નથી. પંચદશીના અગ્યારમા પ્રકરણમાં લખ્યું છે કે "આ દશ્યમાન જગત રૂપ દ્વૈતની પૂર્વે શું હતું ? અદ્વૈત હતું કે દ્વૈત હતું ? અથવા તો એ બેઉથી વિલક્ષણ કોઇ ત્રીજુંજ હતું. આ ત્રણ વિકલ્પમાંથી છેવટનો વિકલ્પ તો અપસિદ્ધજ છે, તેમ બીજો વિકલ્પ પણ સંભવતો નથી કારણકે તે સમયે દ્વૈતની તો ઉત્પત્તિજ થએલી હોતી નથી ત્યારે દ્વૈતની પૂર્વે અદ્વૈત હતું એ સિદ્ધ પક્ષજ અવશિષ્ટ રહે છે. ૬૩

કાર્યપણાથી પ્રાપ્ત થનાર દ્વૈત જ્યારે નથી ત્યારે દ્વૈતનું કારણ જે માયા-અવ્યાકૃત-રહેશેજ અને તેના યોગે પણ એક આનંદાત્માને બીજું દ્વૈતનું કારણ એમ જગદુત્પત્તિ પૂર્વે પણ દ્વૈતજ રહેવાનું. એ શંકાને અનુસરી કહે છે. કાર્યનું અસત્વ અને કારણનું અસત્વ એ બેઉને અનુસરી અભાવનું નિરૂપણ કરવામાં આવે છે એવો નિયમ છે. તેને અનુસરી બીજા સત્ સિદ્ધિ થયા વિના સૃષ્ટિની પૂર્વે દ્વૈત હતું એમ કહી શકાય નહિ. તો સૃષ્ટિની પૂર્વે જે કારણ ( માયા ) તેનું સત્વ તમારે કેવા પ્રકારે માન્ય છે ? આત્માથી ભિન્ન માયા પ્રતીત થાય છે તેથી સત્વ છે કે કોઇ પ્રમાણથી માયા સિદ્ધ છે માટે માનો છો. તેમાં પ્રથમ પક્ષ યોગ્ય નથી તે કહેછે.

यथा सुषुप्तः पुरुषो वासना कोटिगर्भिणीम् ।
पश्यन्नविद्यामप्येतां न जानात्यात्मनः पृथक् ॥ ६४ ॥

અર્થ—જેમ સુતેલો પુરૂષ, જેના ગર્ભમાં કરોડો વાસનાઓ છે એવી અવિદ્યાને જોતાં છતાં તેને પોતાનાથી પૃથક્ જાણતો નથી.

વિશેષ—વર્ષાઋતુ ગયા પછી દેડકાના શરીરો સૂક્ષ્માવસ્થા રૂપે માટીમાં રહે છે. તેજ પ્રમાણે જાગ્રત્ અને સ્વપ્નાવસ્થાના પદાર્થના સંસ્કારો સુષુપ્તિમાં અજ્ઞાનમાં-લીન થઇને રહે છે એમ કહેવાનો આશય છે. ૬૪

દૃષ્ટાન્ત સિદ્ધાન્તમાં ઘટાવે છે—

आनन्दात्मापि च तथा मायां विश्वैक गर्भिणीं ।

आत्मनो न पृथग्वेत्ति मायावी स महेश्वरः ॥ ६५ ॥

અર્થ—તેજ પ્રમાણે આનંદાત્મા વિશ્વૈક ગર્ભિણી માયાને પોતાનાથી પૃથક્ જાણતા નથી તેજ માયાવાન્ મહેશ્વર છે.

વિશેષ—આનંદ સ્વરૂપ પરમાત્મા સર્વત્ર વ્યાપક હોવાથી તેજ જેના ઉદરમાં કેવળ વિશ્વ છે અર્થાત્ જેમાં કેવળ સર્વ વિશ્વનું બીજ છે અથવા સર્વ વિશ્વનું બીજ એજ જેનું સ્વરૂપ છે. તેવી માયાને પોતાનાથી જૂદી જોતા નથી. તેજ માયાવી મહેશ્વર છે તે એ પરમાત્માની શક્તિ છે અને તેમનાથી વિલક્ષણ તત્ત્વ નથી. ६५

ઉપર માયાની પૃથક્ સત્તા નથી એ વાત સિદ્ધ કરી હવે તેમાં પ્રમાણોનો અભાવ છે તે વાત સાડા ત્રણ શ્લોકથી કહે છે.

अपि मायेति मायायाः स्वतः सिद्धिरिहेष्यते ।

सुषुप्तस्य यथा सुप्तिः सुप्त्यैवेह प्रसिद्ध्यति ॥ ६६ ॥

અર્થ—'માયા' આવા આકારવાળી માયાની સિદ્ધિ વ્યવહારમાં, પ્રમાણની અપેક્ષા વિનાજ સ્વતઃ થાય છે એમ વિવેકી જનો સમજે છે. જેમ સુતેલા પુરૂષની સુપ્તિ–નિદ્રાવસ્થા સ્વતઃ સિદ્ધ છે તેમ.

વિશેષ—આવો પ્રકાર છે માટેજ વાર્તિકકારે 'અવિદ્યા છે' એમ કહી અવિદ્યાને કેવળ અસ્તિત્વની કલ્પના કરી છે. પરંતુ બ્રહ્મ દૃષ્ટિથી અવિદ્યા પ્રથમ નહોતી, હાલ છે નહિ અને ભવિષ્યમાં કદિ હશે નહિ. એમ કહેલું છે. અર્થાત્ 'અવિદ્યા છે' એવી બહિર્મુખ થઇને કલ્પના કર્યા સિવાય અવિદ્યાની સિદ્ધિ થતી નથી અર્થાત્ અવિદ્યા કલ્પિત છે. ६६

સુતેલો પુરૂષ સુષુપ્તિમાં છે એમાં કોઇ પ્રમાણજ નથી, કદિ માનીએ તો સુષુપ્તિ રૂપ અવિદ્યામાં કયું પ્રમાણ છે? પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ કે બીજું કોઇ? કદિ કહે કે તેમાં પ્રત્યક્ષ પ્રમાણ છે, પ્રત્યક્ષ પ્રમાણ? સુતેલા પુરૂષનું કે બીજા કોઇનું? ત્યાં કોઇનું પ્રત્યક્ષ સંભવતું નથી એ વાત કહે છે.

सुषुप्तो न च तां वेत्ति स्वयं करणसंक्षयात् ।

न चान्यो जागरूकोपि तस्य सा विषयो न हि ॥ ६७ ॥

અર્થ—સુતેલા પુરૂષની ઇન્દ્રિયો લીન થએલી હોવાથી પોતે તેને જાણી શકતો નથી. તેમ બીજો જાગૃત પુરૂષ પણ તેને જાણતો નથી કારણ તે તેનો વિષય નથી.

વિવેચન—નૈયાયિકોએ इन्द्रियार्थसन्निकर्षजन्यं ज्ञानं प्रत्यक्षम्। ઇન્દ્રિય અને વિષયના સમ્બન્ધથી ઉત્પન્ન થનારૂં જ્ઞાન પ્રત્યક્ષ માન્યું છે. પરંતુ સૂતેલા પુરૂષની અંતર અને બાહ્ય ઇન્દ્રિયો લીન હોવાથી તે પોતાની સુષુપ્તિને જાણી શકતો નથી. તે બીજો પુરૂષ જે જાગે છે તે પણ નિંદ્રામાં પડેલાની સુષુપ્તિને જાણી શકતો નથી કારણ સુષુપ્તિ એ સાકાર પદાર્થ નથી. એટલે તેનામાં પ્રત્યક્ષ થવાની યોગ્યતાજ નથી. અગર બીજી રીતે વિચાર કરીએ તો જેમ એક પુરૂષના જ્ઞાનને બીજો પુરૂષ પ્રત્યક્ષ કરી શકતો નથી તેમ અજ્ઞાનરૂપ સુષુપ્તિ પણ બીજા પુરૂષને પ્રત્યક્ષ થઇ શકે નહિ. કદિ એમ કહેવામાં આવે કે ત્યારે સુષુપ્તિ સાક્ષિ પ્રત્યક્ષ છે. પણ એ વાત બરાબર નથી. કારણ "સત્યનેજ ગ્રહણ કરવું અસત્યને નહિ" એવો કોઇ સાક્ષીને માટે અબાધિત નિયમ નથી તેથી સાક્ષીના પ્રત્યક્ષપર વિશ્વાસ રાખી શકાય નહિ. માટે સાક્ષીને પ્રતીત થનારી સુષુપ્તિ સત્ય છે એમ કહી શકાય નહિ. કેમકે સાક્ષીનો એ સ્વભાવ છે કે જે સામે આવે તેને જણાવે. પછી તો ખરૂં હો અગર ખોટું હો તેની અડચણ નહિ. તેથી પ્રત્યક્ષ પ્રમાણથી સુષુપ્તિ સિદ્ધ થતી નથી. ૬૭

હવે અનુમાન પ્રમાણ સંભવતું નથી તે કહે છે—

> करणानां अचेष्टा या न सा लिङ्गमुदीरिता।
> व्यभिचारित्यतो यस्मात्स्वप्नादावपि दर्शनात् ॥ ६८ ॥

અર્થ—ઇન્દ્રિઓની જે અચેષ્ટા કહેલી છે તે વ્યભિચારી હોવાથી સુષુપ્તિ વિષયમાં અનુમાનનું લિંગ બની શકે તેમ નથી. કારણ કે સ્વપ્ન અવસ્થામાં પણ ઇન્દ્રિયોની અચેષ્ટા અનુભવમાં આવે છે.

વિવેચન—ઇન્દ્રિયોની ચેષ્ટા એજ જાગ્રતનું ચિન્હ છે. તે જેમાં ન દેખાય તે નિદ્રામાં છે એમ અનુમાન કરે પણ તે બરાબર નથી. કારણ કે આ અનુમાનમાં "ઇન્દ્રિયોની અચેષ્ટા" એ હેતુ છે. હેતુ અને લિંગ એકજ વાત છે પણ એ હેતુ અવ્યભિચારી નથી. "વ્યાપ્તિ વિશિષ્ટ લિંગનેજ હેતુ કહે છે" "વ્યભિચાર રહિત સમ્બન્ધજ" વ્યાપ્તિ કહેવાય છે. અત્ર ઇન્દ્રિયોની અચેષ્ટા કેવી રીતે વ્યભિચારી છે તે બતાવે છે સુષુપ્તિથી પૃથક્ એવી સ્વપ્ન અવસ્થા અને સમાધિ અવસ્થામાં ઇન્દ્રિયોની અચેષ્ટાજ હોય છે જ્યાં સાધ્યનો અભાવ હોય ત્યાં સાધન-હેતુ-લિંગ-નું હોવાપણું એજ વ્યભિચાર છે. પ્રસ્તુત અનુમાનમાં સુષુપ્તિ એ સાધ્ય છે અને ઇન્દ્રિયોની અચેષ્ટા એ સાધન છે. પણ સાધન સ્વપ્ન અને સમાધિમાં રહે છે, માટે તે વ્યભિચારી છે. ૬૮

न च तस्यां प्रमाणं हि शास्त्रं त्वपुरुषार्थतः ।

હવે સુષુપ્તિમાં આગમ પ્રમાણુ નથી તે કહે છે—

અર્થ—અપૌરૂષેય શાસ્ત્ર, સુષુપ્તિમ ફળનો અભાવ હોવાથી પ્રમાણુ નથી.

વિવેચન—સુષુપ્તિમાં પ્રમાણુરૂપ આગમ ( શાસ્ત્ર ) પૌરૂષેય છે અથવા અપૌરૂષેય છે. ? આમાં પ્રથમ પક્ષ તો બની શકે તેમ છે નહિ. કેમકે પ્રત્યક્ષ પ્રમાણુથી સિદ્ધ પદાર્થનેજ, પુરૂષે બનાવેલ શાસ્ત્ર પ્રતિપાદન કરે છે. પ્રત્યક્ષાદિ પ્રમાણુ અવિદ્યાના સાધક નથી માટે લૌકિક શાસ્ત્ર તેમાં પ્રમાણુ નથી. હવે બીજો પક્ષ સ્વીકારે કે તેમા અપૌરૂષેય વેદ વાક્ય પ્રમાણુ છે એમ કહે તો તે બને નહિ. કેમકે यत्परः शब्दः स शब्दार्थः જેના સારૂ શબ્દની યોજના કરવામાં આવી હોય તેજ તેનો ખરો અર્થ છે, એવો ન્યાય છે. તો વૈદિક શબ્દો જે તાત્પર્યાર્થે છે તેજ યથાર્થ વેદાર્થ છે. વેદનો યથાર્થ અર્થ ષટ્ લિંગદ્વારા અવગત થાય છે. ઉપક્રમોપ સંહાર, અભ્યાસ, અને અર્થવાદ એ ત્રણુ તાત્પર્ય લિંગ પ્રમેય શેષ શબ્દનિષ્ઠ છે. અને અપૂર્વત્વ, અબાધિ તત્ત્વ,અને ફલતત્વ એ ત્રણુ પ્રમેય નિષ્ઠ છે. પ્રથમના ત્રણુ પ્રમેયનું અંગ જે શબ્દ પ્રમાણુ તેને ઠેકાણે રહે છે અને બીજા ત્રણુ પ્રમેયને ઠેકાણે રહે છે અર્થાત્ પ્રમેયનિષ્ઠ તાત્પર્ય લિંગ ( અપૂર્વતા, ઉપપત્તિ, અને ફલવત્વ પ્રધાન છે. પણુ તેમાં એ ફલવત્વ અધિક પ્રધાન છે.કારણુ કે કોઇપણુ પ્રકારની પ્રવૃત્તિ વખતે વિચારશીલ લોક તેનું ફળ જાણુવાની અવશ્ય ઇચ્છા કરે છે. પણુ અજ્ઞાનનું પ્રતિપાદન કરવાનું ફળ કાંઇ ઉંજ નહિ માટે અપૌરૂષેય આગમ તેના વિષયમા પ્રમાણુ થઇ શકે નહિ જયારે માયા, અવિદ્યામાં વેદ પ્રમાણુ ન થઇ શકે તો પછી माया अविद्या च स्वयमेव भवति. માયા અને અવિદ્યામા સ્વતઃ થાય છે. આવી બાબત વેદમાં લાવવાનું પ્રયોજન શું ? એમ કોઇ કહે તો તેનું સમાધાન કરે છે—

तस्मादनुवदत्येतां स्वतःसिद्धां सुदुर्लभाम् ।
मायेत्यादि वचः संधैरानन्दात्मावबुद्धये ॥ ६९ ॥

અર્થ—( અજ્ઞાનનું કાંઇ ફલ નથી ) તેથી સ્વતઃસિદ્ધ અને દુર્લભ એવી માયાને, શાસ્ત્ર "માયા" વિગેરે વચનગંધથી; આનંદરૂપ આત્માના સાક્ષાત્કાર માટે અનુવાદ કરીને કહે છે.

(વિવેચન—વેદાન્તશાસ્ત્ર કલ્પનાસિદ્ધ અવિદ્યાનો અનુવાદ કરે છે. અવિદ્યાનું પ્રતિપાદન કરતું નથી. કારણુ કે માયા અથવા અવિદ્યા વેદાન્તનો પ્રતિપાદ્ય વિષય નથી. છતાં અદ્વૈતવાદી ઉપર જે માયા વાદીત્વનો આરોપ કરે છે તેને શું કહીએ ? કેમકે તે મર્મને સમજતા નથી. માયા સ્વતઃ

સિદ્ધ છે. તેથી વેદનાં અન્ય પ્રમાણોથી તેને સિદ્ધ કરવાનું કાંઇ કારણ નથી. જેમ દીપક લઇને ખોળવાથી અંધકાર કોઇ સ્થળે મળતો નથી તેજ રીતે પ્રમાણથી માયા સિદ્ધ થઇ શકતી નથી. જ્યારે આમ છે ત્યારે વેદના પ્રમાણથી સિદ્ધ ન થનારી માયાનો અનુવાદ કરવાનું પણ વેદને પ્રયોજન શું ? તેનો જવાબ 'લોકમાંજ આપ્યો છે કે आन्वात्माघमुद्ध्ये ' જેનું કાંઇ પણ ફલ હોય તેનું પ્રતિપાદન કરતાં, જેનું કાંઇ ફલ ન હોય એવી વસ્તુનું વર્ણન કરવામાં આવે તો તે તેનું અંગ સમજવું. એવો ન્યાય છે. એ અનુરોધથી જગતની ઉત્પત્તિ, સ્થિતી, વિગેરેનું વર્ણન કરનાર વેદવાક્ય અદ્વૈત બુદ્ધિને ઉત્પન્ન કરીને તે બુદ્ધિદ્વારા બ્રહ્મ અને આત્મા એક છે એમ બોધ કરે છે, આવાં વાક્યો અવાંતર વાક્ય કહેવાય છે અને તે મહાવાક્યનાં અંગ છે.

ત્યારે એ વાત સિદ્ધ થઇ કે અવિદ્યા; પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ એ પ્રમાણથી સિદ્ધ થઇ શકતી નથી, તેમજ અવિદ્યાની સમાન કોઇ પદાર્થ ન હોવાથી ( સાદૃશ્યનો અભાવ હોવાથી ) તેમાં ઉપમાન પ્રમાણ પણ સંભવતું નથી. ભ્રમરૂપ કાર્યના યોગથી અર્થાપત્તિ પ્રમાણમાં તેવાજ સજાતિય બાધક કારણની કલ્પના થશે એ ઉઘાડી વાત છે માટે અર્થાપત્તિ-પ્રમાણ પણ તેને સિદ્ધ કરી શકે તેમ છે નહિ. અવિદ્યા ભાવરૂપ હોવાથી અનુપલબ્ધિ પ્રમાણ પણ નકામું છે. એ રીતે પ્રત્યક્ષાદિ કોઇ પ્રમાણથી અવિદ્યાની સિદ્ધિ થતી નથી તેથી અવિદ્યા સ્વતઃ સિદ્ધ છે. ૬૯

ઉપર જે વાત પ્રતિપાદન કરી તેનું ફળ કહે છે—

अतः समायोप्यात्मायं निर्माय इव संलये ।

सतमस्को यथा भानुर्दिवसे निस्तमा इव ॥ ७० ॥

અર્થ—આથી ( ઉપર કહ્યું તેથી ) આ આત્મા માયાવાન્ છે તો પણ પ્રલય સમયે માયા રહિત જેવો દેખાય છે. જેમ દિવસે સૂર્ય અવિદ્યારૂપ તમ યુક્ત છતાં બાહ્ય આવરક અંધકારથી રહિત જેવો દેખાય છે.

વિવેચન—પ્રલય સમયે આત્મા બહિર્મુખ હોતો નથી. તેનું પ્રમાણ આપણી સુષુપ્તિ છે. કેમકે આત્મા બહિર્મુખ હોય તોજ સ્વપ્ન-અથવા જાગ્રત અવસ્થાનો અનુભવ લઇ શકાય છે. બહિર્મુખતાને અભાવે અંતર્મુખતા સિદ્ધજ છે. અંતર્મુખ થઇ સ્વરૂપમાં સ્થિર થવાથી આત્મસ્વરૂપ સિવાય ભિન્ન કાંઇ દેખાતું નથી. અર્થાત્ માયા છે એવો અનુભવ થતો નથી. અને જેનો અનુભવ થાય નહિ તે વસ્તુ છે એમ " કહેવાને વેદાન્ત શાસ્ત્ર તૈયાર નથી. તેથી પ્રલય સમયે આત્મા માયા સહ છતાં માયા રહિત છે, એવો અનુભવ થાય છે.




ઉપનયન સંસ્કાર ( ચાલુ )

એજ સમયે બ્રહ્મચારી સમિદાધાન કરે. જેવી રીતે આચાર્યથી દક્ષિણ દિશામાં અને અગ્નિથી પશ્ચિમમાં પૂર્વાભિમુખ બેઠેલો બ્રહ્મચારી જમણા જાનુને ધીમાં બોળીને અગ્નિમાં નાખતો अग्ने सुश्रव॰ વિગેરે પાંચ મંત્રો બોલે. ત્યાર પછી જમણા હાથથી કોઇ ન્હાના પાત્રમાં અગર હાથમાં જળ લઇ ઈશાન ખુણાથી ઉત્તર પર્યંત અગ્નિને પ્રદક્ષિણા કરે. પછી ઉભો થએલ બ્રહ્મચારી પોતાના પ્રદેશ માત્ર આખરાની ત્રણ સમિધાઓ ધીમાં બોળીને હાથમાં લઇ તેમાંની એક એક ને अग्नये॰ તથા येषाते॰ મંત્ર બોલીને અથવા એક મંત્ર બોલીને સમિદાધાન કરે. ત્યાર પછી બેશીને પ્રથમ કહ્યા પ્રમાણે अग्नेसुश्रवः વિગેરે પાંચ મંત્રોથી અગ્નિમાં ઇંડાનો હોમ કરે. ત્યાર પછી અગ્નિને જળની પ્રદક્ષિણા કરી બોલ્યા વિનાજ બેઉ હાથ અગ્નિમાં તપાવી તપાવીને तनूपा॰ ઇત્યાદિ દરેક મંત્રથી મુખનો સ્પર્શ કરે તદનન્તર अंगानिम॰ મંત્ર બોલી માથાથી પગ પર્યંત સર્વ અંગોને જમણા હાથથી સ્પર્શ કરીને પુનઃ ॐ वाक्च॰ થી મુખનો प्राणश्च॰ નાકનો चक्षुश्च॰ બેઉ આંખોનો श्रोत्रं च॰ બેઉ કાનનો (અનુક્રમે) यशोबलंच॰ એ મંત્રથી બેઉ હાથનો સ્પર્શ કરે તદનન્તર त्र्यायुषं॰ થી લલાટને कश्यपस्य થી કંઠને यद्देवेषु॰ થી જમણા સ્કંધને तन्नास्तु॰ થી હૃદયને ભસ્મ લગાવે ત્યાર પછી એકાગ્ર ચિત્તથી દેવતાની ભક્તિ પરાયણ થએલો બ્રહ્મચારી વૈશ્વાનર અને સૂર્ય નારાયણને અભિવાદન કરી આચાર્યને નમસ્કાર કરે. अमुक गोत्रामुक प्रवरोऽमुकशर्माहं स्वाममिवादये ત્યારે આચાર્ય કહે કે आयुष्मान्भव । એમ બોલીને આશીર્વાદ આપે ત્યાર પછી બ્રહ્મચારી યોગ્ય અધ્યાપક, વૃદ્ધ પુરૂષ, માન્ય પુરૂષ તથા માતા પિતાદિને અભિવાદન કરે. પછી બ્રહ્મચારી હાથમાં ભિક્ષા પાત્ર લઇને જો બ્રાહ્મણ હોય તો भवति ! भिक्षां देहि ને જો ક્ષત્રિય હોય તો भिक्षां भवति देहि । અને વૈશ્ય હોય તો भिक्षांदेहि भवति । જે ના ન પાડે એવી ત્રણ, ૯, બાર અથવા અનિયત સંખ્યાવાળી સ્ત્રીઓ

પાસેથી બ્રહ્મચારી ભિક્ષા માગે. અમર પોતાના તથા આચાર્યના આહાર જેટલી ભિક્ષા માગી લાવે. કોઈ આચાર્યનો મત છે કે પ્રથમ માતા પાસેથી ભિક્ષા માગે. જો મા ન હોય તો સગી બ્હેન પાસેથી ભિક્ષા માગે. બ્હેન ન હોય તો માસી પાસેથી ભિક્ષા માગે. જેની જેની પાસેથી ભિક્ષા લે તેને ૐ સ્વસ્તિ એમ આશીર્વચન બ્રહ્મચારી કહે. ભિક્ષા લાવીને આચાર્યની સામે રાખે ( અહિં ભિક્ષા અન્ન એટલે પકાવેલું અન્ન સમજવું ) જ્યારે આચાર્ય આજ્ઞા કરે ત્યારે બ્રહ્મચારી ભિક્ષા કરે. ત્યાર પછી બ્રહ્મચારી સમય થતા સાયંકાલની સંધ્યા કરે. પછી પ્રથમ કહ્યા પ્રમાણે હોમ કરી આચાર્યાદિને અભિવાદન કરે પછી બોલવા લાગે. ઉપનયન સંસ્કારના અગ્નિને બ્રહ્મચારી ત્રણ દિવસ સુધી જરૂર રાખે બુઝાવા ન દે.

ઉપનયન સંસ્કારથી સમાવર્તન સુધીના નિયમો ( વિશેષ ) ભૂમિપર નિદ્રા, ક્ષાર-લવણ-ન ખાવા, દંડ ધારણ, અગ્નિપરિચરણ, નિત્ય પ્રાતઃ સાયંકાલ સમિદાધાન, તથા સંધ્યાવંદન, ગુરૂની સેવા, તથા ધર્મ અને નિયમની બાબતમાં આચાર્યની જે આજ્ઞા હોય તેનું અવશ્ય પાલન કરે. ભિક્ષા આપનાર કર્મનિષ્ઠ બ્રાહ્મણોના ઘર પાસે હોય તો બે વખત ભિક્ષા માગી લાવે અને બે વખત ભોજન કરે. ક્ષત્રિય બ્રહ્મચારી ક્ષત્રિયને ઘેરથી અને વૈશ્ય બ્રહ્મચારી વૈશ્યને ઘેરથી ભિક્ષા માગી લાવે પણ બ્રાહ્મણને ત્યાં ક્ષત્રિય, વૈશ્ય ભિક્ષા ન માગે પણ ક્ષત્રિય વૈશ્યનાં ઘર ન હોય તો ભિક્ષા માગે તેમા હરકત નહિ. બ્રહ્મચારી મદ્ય અને માંસને કદિ ન ખાય. નદી વિગેરેના જલમાં પ્રવેશ કરીને સ્નાન ન કરે પણ જલાશયમાંથી લોટા અગર ઘડા ભરી ભરીને બહાર સ્નાન કરે. ખાટલા ઉપર ન સુવે. સ્ત્રીસંગનો સર્વથા પરિત્યાગ કરે. સ્ત્રીઓની વચ્ચે તથા પાસે નિવાસ ન કરે. મનુએ કહ્યું છે કે—

> वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसान् स्त्रियः ।
> शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥
> अभ्यंग अंजनं चाक्ष्णोरुपान छत्रधारणम् ।
> कामं क्रोधं च लोभं च नर्तनं गीत वादनम् ॥
> द्युतं च जनवादं च परिवादं तथा नृतम्
> स्त्रीणां च प्रेक्षणालम्भ मुपघातं परस्य च ॥

एकः शयीत सर्वत्र नरेतः स्कन्दयेत्कचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हि नस्ति व्रतमात्मनः ॥

અર્થ—મધ, માંસ, અત્તર આદિ સુગન્ધી, પુષ્પાદિમાલા, લવણાદિ રસ, સ્ત્રીઓનો સંગ, વાસી અન્નાદિક, પ્રાણીઓની હિંસા, શરીરમાં તેલ મર્દન, આંખોમાં અંજન, જોડા પહેરવા, છત્રી રાખવી, કામ, ક્રોધ, લોભ, નાચવું, ગાવું બજાવવું, જુગાર, ચોપાટ વિગેરે રમવું, કોઈની નિંદા સ્તુતિ કરવી, બહુ બોલવું, મિથ્યા ભાષણ, સ્ત્રીઓનું દર્શન, સ્પર્શન, અને કોઈને મારવું. એ સર્વ કામનો બ્રહ્મચારી પરિત્યાગ કરે. હમેશાં એકલો સુવે, બુદ્ધિપૂર્વક કદિ વીર્યપાત થવા ન દે. યદિ કામવેગથી વીર્યપાત કરે છે તો પોતાના વ્રતને નાશ કરી નાખે છે. બીજી સ્મૃતિમાં એટલું વિશેષ લખ્યું છે. ઉચ્છિષ્ટ ભોજન, અસ્ત થતા સૂર્યને જોવો, વિષયોની ચર્ચા, દાતણ કરવું, પાનખાવું. પીઠ અને ઢીચણને દુપટ્ટાથી બાંધીને બેસવું. આપ્યા વિના બીજાની વસ્તુ લેવી, પહેરેલા વસ્ત્રને ધોયાવિના ફરી પહેરવું, સાતવો ખાવો, કાંસાના, લોઢાના, કલેના અગર માટીના પાત્રમા ખાવું, દર્પણમાં મુખ જોવું, દિવસે સુવું, પાવડીઓ પહેરવી, સ્નાન કરી ચંદનાદિ શરીરમા લગાવવાં. જલક્રીડા કરવી, મજ્જન વિગેરેને વાન મારીને માવા, એ કાર્ય બ્રહ્મચારી છોડી દે; હમેશાં ભિક્ષા માગીને ખાય, કટિ વસ્ત્ર સહિત સદા કૌપીનને ધારણ કરે, વસ્ત્ર લાગેલ દંડ ધારણ કરે, કૌપીન અને દંડ ફાટેલ તૂટેલ ન હોય, યજ્ઞોપવિતાદિ ચિન્હ તૂટી ફૂટી જાય તો તેને પાણીમાં નાખીને મંત્ર પુર્વક નવા ધારણ કરે. એ રીતે વેદાધ્યયનને માટે અડતાલીસ, છત્રીસ, અઢાર અથવા નૌ વર્ષનું નિયમ પુર્વક બ્રહ્મચર્ય ધારણ કરે. અથવા એક, બે, ત્રણ, અથવા ચાર વેદ ૭ અંગો સહિત તથા બ્રાહ્મણ ગ્રંથો સહિત જેટલા દિવસમાં સંપૂર્ણ ભણી શકે એટલા દિવસ નિયમ પુર્વક બ્રહ્મચર્ય ધારણ કરે. અથવા એક વેદ ભણે તેટલી મુદત બ્રહ્મચર્ય ધારણ કરે. સંસ્કારના અંતમાં આવેલા બ્રાહ્મણો મંત્ર બોલી આશીર્વાદ આપે. ત્યારપછી મંધાદિદ્વારા આચાર્ય વિગેરેનું પૂજન કરી દક્ષિણા આપી આશીર્વાદ ગ્રહણ કરી સ્થાપિત આવાહનાદિ દેવોનું વિસર્જન કરે. ત્યારપછી સ્મૃતિમા કહેલ પચાસ બ્રાહ્મણોનુ ભોજન કરાવે.

ઇતિ ઉપનયન સંસ્કાર.

---

પાસેથી બ્રહ્મચારી ભિક્ષા માગે. અગર પોતાના તથા આચાર્યના આહાર જેટલી ભિક્ષા માગી લાવે. કોઈ આચાર્યનો મત છે કે પ્રથમ માતા પાસેથી ભિક્ષા માગે. જો મા ન હોય તો સગી બ્હેન પાસેથી ભિક્ષા માગે. બ્હેન ન હોય તો માસી પાસેથી ભિક્ષા માગે. જેની જેની પાસેથી ભિક્ષા લે તેને ૐ સ્વસ્તિ એમ આશીર્વચન બ્રહ્મચારી કહે ભિક્ષા લાવીને આચાર્યની સામે રાખે ( અહિં ભિક્ષા અન્ન એટલે પકાવેલું અન્ન સમજવું ) જ્યારે આચાર્ય આજ્ઞા કરે ત્યારે બ્રહ્મચારી ભિક્ષા કરે. ત્યાર પછી બ્રહ્મચારી સમય થતાં સાયંકાલની સંધ્યા કરે. પછી પ્રથમ કહ્યા પ્રમાણે હોમ કરી આચાર્યાદિને અભિવાદન કરે પછી બોલવા લાગે. ઉપનયન સંસ્કારના અગ્નિને બ્રહ્મચારી ત્રણ દિવસ સુધી જરૂર રાખે બુઝાવા ન દે.

ઉપનયન સંસ્કારથી સમાવર્તન સુધીના નિયમો ( વિશેષ )

ભૂમિપર નિદ્રા, ક્ષાર-લવણ-ન ખાવા, દંડ ધારણ, અગ્નિપરિચરણ, નિત્ય પ્રાતઃ સાયંકાલ સમિદાધાન, તથા સંધ્યાવંદન, ગુરૂની સેવા, તથા ધર્મ અને નિયમની બાબતમાં આચાર્યની જે આજ્ઞા હોય તેનું અવશ્ય પાલન કરે. ભિક્ષા આપનાર કર્મનિષ્ઠ બ્રાહ્મણોના ઘર પાસે હોય તો બે વખત ભિક્ષા માગી લાવે અને બે વખત ભોજન કરે. ક્ષત્રિય બ્રહ્મચારી ક્ષત્રિયને ઘેરથી અને વૈશ્ય બ્રહ્મચારી વૈશ્યને ઘેરથી ભિક્ષા માગી લાવે પણ બ્રાહ્મણને ત્યાં ક્ષત્રિય, વૈશ્ય ભિક્ષા ન માગે પણ ક્ષત્રિય વૈશ્યનાં ઘર ન હોય તો ભિક્ષા માગે તેમાં હરકત નહિ. બ્રહ્મચારી મદ્ય અને માંસને કદિ ન ખાય. નદી વિગેરેના જલમાં પ્રવેશ કરીને સ્નાન ન કરે પણ જલાશયમાંથી લોટા અગર ઘડા ભરી ભરીને બ્હાર સ્નાન કરે. ખાટલા ઉપર ન સૂવે. સ્ત્રીગમનનો સર્વથા પરિત્યાગ કરે. સ્ત્રીઓની વચ્ચે તથા પાસે નિવાસ ન કરે. મનુએ કહ્યું છે કે—

वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसान् स्त्रियः ।
शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥
अभ्यंग मंजनं चाक्ष्णोरुपान छत्रधारणम् ।
कामं क्रोधं च लोभं च नर्तनं गीत वादनम् ॥
द्युतं च जनवादं च परिवादं तथा नृतम् ।
स्त्रीणां च प्रेक्षणालम्भ मुपघातं परस्य च ॥

एकः शयीत सर्वत्र नरेतः स्कन्दयेत्क्वचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हि नस्ति व्रतमात्मनः ॥

અર્થ—મદ્ય, માંસ, અત્તર આદિ સુગન્ધી, પુષ્પાદિમાલા, લવણાદિ રસ, સ્ત્રીઓનો સંગ, વાસી અન્નાદિક, પ્રાણીઓની હિંસા, શરીરમાં તેલ મર્દન, આંખોમાં અંજન, જોડા પહેરવા, છત્રી રાખવી, કામ, ક્રોધ, લોભ, નાચવું, ગાવું બજાવવું, જુગાર, ચોપાટ વિગેરે રમવું, કોઇની નિંદા સ્તુતિ કરવી, બહુ બોલવું, મિથ્યા ભાષણ, સ્ત્રીઓનું દર્શન, સ્પર્શન, અને કોઇને મારવું. એ સર્વ કામનો બ્રહ્મચારી પરિત્યાગ કરે. હમેશાં એકલો સુવે, બુદ્ધિપૂર્વક કદિ વીર્યપાત થવા ન દે. યદિ કામવેગથી વીર્યપાત કરે છે તો પોતાના વ્રતને નાશ કરી નાખે છે. બીજી સ્મૃતિમાં એટલું વિશેષ લખ્યું છે. ઉચ્છિષ્ટ ભોજન, અસ્ત થતા સૂર્યને જોવો, વિષયોની ચર્ચા, દાતણ કરવું, પાનખાવું, પીઠ અને ઢીંચણને દુપટ્ટાથી બાંધીને બેસવું, આપ્યા વિના બીજાની વસ્તુ લેવી, પહેરેલા વસ્ત્રને ધોયાવિના ફરી પહેરવું, સાતવો ખાવો, કાંસાના, લોઢાના, દલેના અગર માટીના પાત્રમાં ખાવું, દર્પણમાં મુખ જોવું, દિવસે સુવું, પાવડીઓ પહેરવી, સ્નાન કરી ચંદનાદિ શરીરમાં લગાવવા. જલક્રીડા કરવી, ભજન વિગેરેને તાન મારીને ગાવા, એ કાર્ય બ્રહ્મચારી છોડી દે; હમેશાં ભિક્ષા માગીને ખાય, કટિ વસ્ત્ર સહિત સદા કૌપીનને ધારણ કરે, વસ્ત્ર લાગેલ દંડ ધારણ કરે, કૌપીન અને દંડ ફાટેલ તૂટેલ ન હોય, યજ્ઞોપવિતાદિ ચિન્હ તુટી ફુટી જાય તો તેને પાણીમાં નાખીને મંત્ર પુર્વક નવા ધારણ કરે. એ રીતે વેદાધ્યયનને માટે અડતાલીસ, છત્રીસ, અઢાર અથવા નૌ વર્ષનું નિયમ પુર્વક બ્રહ્મચર્ય ધારણ કરે. અથવા એક, બે, ત્રણ, અથવા ચાર વેદ છ અંગો સહિત તથા બ્રાહ્મણ ગ્રંથો સહિત જેટલા દિવસમાં સંપુર્ણ ભણી શકે એટલા દિવસ નિયમ પુર્વક બ્રહ્મચર્ય ધારણ કરે. અથવા એક વેદ ભણે તેટલી મુદત બ્રહ્મચર્ય ધારણ કરે. સંસ્કારના અંતમાં આવેલા બ્રાહ્મણો મંત્ર બોલી આશીર્વાદ આપે. ત્યારપછી મંધાદિદ્વારા આચાર્ય વિગેરેનું પૂજન કરી દક્ષિણા આપી આશીર્વાદ ગ્રહણ કરી સ્થાપિત માતૃગણાદિ દેવોનું વિસર્જન કરે. ત્યારપછી સ્મૃતિમાં કહેલ પચાસ બ્રાહ્મણોનું ભોજન કરાવે.

ઇતિ ઉપનયન સંસ્કાર.

---

# महाकविश्री भारवि.

" કિરાતાર્જુનીય " ના પ્રણેતા મહાકવિ શ્રી ભારવિએ, પોતાના જન્મવડે કીયા દેશને, સ્થાનને, અને કુળને અલંકૃત કર્યા હતાં, તેનું નિરૂપણ કરવું એ કેવળ કષ્ટ સાધ્ય નથી પણ પ્રાયઃ અસંભાવ્ય છે કારણ કે આ વાત તો સર્વને સુવિદિત છે કે-પુરાતત્ત્વનું પરિશીલન કરવામાં અનુરાગ રાખનારા સમગ્ર પંડિતો ભારતીય પ્રાચીન કવિઓના સંબંધમાં અત્યન્ત પરિશ્રમ પૂર્વક શોધ ખોળ કરીને કંઇક હકીકતો મેળવે છે. તો પણ ઘણું કરીને તેઓનું જીવનવૃત્તાન્ત જાણવામાં તો તેઓ અસંતુષ્ટ થઇને નિષ્ફળ થઇ જાય છે આમ થવાનું કારણ એ છે કે-પ્રાચીન કવિઓનો કાલનિર્ણય કરવાના બેજ માર્ગ હોય છે એક આન્તર પ્રમાણ, અને બીજો બાહ્ય પ્રમાણ. કવિઓએ પોતાના રચેલા ગ્રંથોમાં આત્મ સંબંધિ વૃત્તાન્તનું જો સૂચન કર્યું હોય તો તે આન્તર પ્રમાણો વડે નિર્ણય કરવાનો પ્રથમ માર્ગ છે અને બીજો બાહ્ય પ્રમાણોવડે નિર્ણય કરવાનો માર્ગ તે કવિ સંબંધિની અથવા તેના રચેલા ગ્રન્થો સબંધિની કોઇક કિંવદન્તી (લોકોક્તિ) અથવા શિલાલેખો વગેરે પણ હતભાગ્યને લીધે પ્રથમ પ્રકારના પ્રમાણોનો પ્રાચીન કવિઓના ગ્રંથોમાં પૂર્ણપણે અભાવ હોય છે. એટલુંજ નહીં પણ ઘણા ગ્રંથોમાં તો આરંભમાં કે સમાપ્તિમાં ગ્રંથકાર કવિનું નામ પણ નજરે પડતું નથી. તેમ છતાં એટલું તેમનુ સૌભાગ્ય છે કે હજારો વર્ષો વીતી ગયા છતાં તે ગ્રન્થો સાથે તેમનું નામ જોડાએલું અદ્યાપિ ચાલ્યા કરે છે. હવે બીજા માર્ગમાં કદાચિત્ બાહ્ય પ્રમાણો મળી શકે છે પણ તેમા પણ લોકોમાં પ્રચાર પામેલી કિંવદન્તી ઉપરથી જે કંઇ લખ્યું હોય તે માનવાનું રહ્યું, ત્યારે તે પ્રમોદમાદક હોવાથી તેનાથી કંઇ વિશેષ લાભ હોતો નથી પ્રાચીન શિલાલેખોવડે કે દાનપત્રોવડે પ્રમાણોનો સંગ્રહ કરીને જો કંઇ લખવામાં આવે તો તે નિઃશંક અને વિશ્વાસનીય ગણાય. પણ એવાં પ્રમાણોવડે જે કવિપરિચય કરાવી શકાય તે બહુ થોડો થઇ શકે તથાપિ એ સિવાય સત્ય વૃત્તાન્ત જાણવા માટે અન્યથા કોઇપ ગતિ નથી. એટલાજ માટે ભારતવર્ષના પુરાતન કવિઓના દેશકાલના સંબંધમાં કોઇ પણ સ્પષ્ટ નિર્ણય થવો અશક્યવત્ છે.

પ્રાચીન કવિઓનો કાલનિર્ણય કરવામાં રહેલી પ્રતિકૂલતાનું દિગ્દર્શન કરાવી આ લેખના વિષયગત મહાકવિ શિરોમણિ ભારવિના સંબંધમાં નિર્ણય કરવા બેસતાં પ્રથમ પ્રકારના પ્રમાણોનો સંપૂર્ણ અભાવ જણાય છે.

પણ બીજા પ્રકારનાં પ્રમાણોનો અંશતઃ પ્રાપ્ત થઇ શકવાથી ભારવિનો સમય કંઇક કલ્પી શકાય છે કાવ્યમાલામા પ્રાચીન લેખમાલા નામનું પ્રાચીન શિલાલેખો વિ. ના સંગ્રહનું એક પુસ્તક છપાયું છે તેના પ્રથમ ભાગના તેરમા પ્રાચીન લેખમાં લખ્યું છે કે—" किरातार्जुनीयपञ्चदशसर्गादिकौ टीकाकारो दुर्विनीतनामधेयः " આ શિલાલેખ શક ૬૯૮ માં લખાએલો છે બીજા એક સોળમા પ્રાચીન લેખમાં નીચે પ્રમાણે એક પદ્ય છે—

" येनायोजिनवेश्म स्थिरमर्थविधौ विवेकिना जिनवेश्म ।
स विजयतां रविकीर्तिः कविताश्रितकालिदासभारविकीर्तिः ॥"

આ શિલાલેખ શક ૫૫૬ માં લખ્યો છે આ બેય લેખો "ઇન્ડિયન એન્ટિકવેરિયન" નામના આંગ્લભાષાના માસિકમાંથી કાવ્યમાલામાં ઉતારવામાં આવ્યા છે આ લેખો ઉપરથી એટલું અનુમાન થાય છે કે જેટલી કવિમુર્ધન્ય કાલીદાસની અને તેની કૃતિની પ્રસિદ્ધ હતી એટલીજ મહાકવિશ્રી ભારવિની અને તેના કીર્તિસ્તંભ જેવા કિરાતાર્જુનીય મહાકાવ્યની ઇ. સ. ના સાતમાશતકના પ્રારંભમાં પ્રસિદ્ધિ હતી. આ પ્રમાણોવડે એ પણ સિદ્ધ થાય છે કે ઇ. સ. ના છઠ્ઠા શતકથી પણ મહાકવિશ્રી ભારવિ પ્રાચીન છે. "વિએના ઓરિએન્ટલ્ જર્નલ" નામના અંગ્રેજી ત્રિમાસિકના તૃતીય ભાગના દ્વિતીયખંડમાં ૧૪૪ મા પૃષ્ટમાં જર્મન પંડિત યાકોબી પણ લખે છે કે—" We thereforo cannot place Mâgha later than about the middle of the sixth century; and Bhâravi who is older than Mâgha by at least a few decades about the beginning of the sixth century. " આ ઉપરથી ઇ. સ. છઠ્ઠાશતકના મધ્યભાગથી માઘકવિ કોઇ પણ રીતે અર્વાચીન ઠરતો નથી. અને ભારવિ તો તેના કરતાં પણ પ્રાચીન છે આટલું એના સમય નિરૂપણના સંબધમાં પ્રાપ્ત થઈ શકે છે.

ભારવિના દેશનું નિરૂપણ કરવું અનિશ્ચિત છે. કિરાતાર્જુનીયના ૧૮ મા સર્ગમાં એક શ્લોક છે—

" उरसि शूलभृतः प्रहिता मुहुः प्रतिहतिं ययुरर्जुनमुष्टयः ।
भृशरया इव सह्यमहीभृतः पृथुनि रोधसि सिन्धुमहोर्मयः ॥ "

(कि. स. १८ श्लो. ५)

આ શ્લોકમાં સહ્યાદ્રિનું નામ ગ્રહણ કર્યાથી કેટલાએક વિદ્વાનો એને દાક્ષિણાત્ય માને છે જો એમજ હોય તો મલય, સહ્ય, સુવેલ, વિગેરે દક્ષિણના પર્વતોનું, અને કાવેરી, ગોદાવરી, તામ્રપર્ણી, ભીમા, વેણા વિ. નદીઓનું વર્ણન કરનાર હરવિજયકાર સુપ્રસિદ્ધ કાશ્મીરક રત્નાકર મહાકવિને પણ દાક્ષિણાત્ય ગણવો જોઇએ. અને એજ પ્રમાણે સ્વર્ગ પાતાલ વિ. નું વર્ણન કરવાને તત્પર થએલા કવિઓને પણ તે તે પ્રદેશના રહેનારા દેવ કે દાનવો કહેવામાં બાધ નહી આવે, દેશ નિર્ણય કરવાની આ અતિ સરલ સરણિ દેખાય છે !

કિરાતાર્જુનીય સિવાય ભારવિનો રચેલો અન્ય કોઇ ગ્રન્થ જોવામાં આવ્યો નથી. કિરાતાર્જુનીય ઉપર, પ્રકાશ વર્ષ, જોનરાજ, એકનાથ, ધર્મ વિજય, વિનય સુન્દર, નરહરિ, અને મલ્લિનાથ વિ એ રચેલી આઠ ટીકાઓ તે તે દેશોમાં પ્રચલિત છે. તેમાં પ્રકાશ વર્ષ અને જોનરાજ એ બે કાશ્મીરકો છે, ધર્મ વિજય અને વિનય સુન્દર એ બે જૈનો છે. એકનાથ, મલ્લિનાથ, અને નરહરિ એ ત્રણ દાક્ષિણાત્યો છે.

ભારવિના કાવ્યમાં પ્રસાદ ગુણ વિશેષ છે અને એ સર્વથા વૈદર્ભી રીતિને અનુસર્યો છે. વૈદર્ભી રીતિને માટે વામન પોતાના કાવ્યાલંકાર સૂત્રમાં લખે છે કે–"समग्रगुणा वैदर्भी" ॥ ११ ॥ अस्पृष्टा दोष मात्राभिः समग्रगुणगुम्फिता । विपञ्चीस्वर सौभाग्या वैदर्भी रीतिरिष्यते ' ४०

લિ.

કવિ દયાશંકર રવિશંકર.

---




## દ્રૌપદીને ને જયદ્રથ (ચાલુ.)

(અનુસંધાન ગતાંક ૫૯ પૃષ્ટ ઉપર)

મહા મતિ ધૌમ્ય જયદ્રથને કહેવા લાગ્યા—અરે પાપી ! પાંડવોને હરાવ્યા વિના તું એને લઇ જઇ શકીશ નહિ તો પછી આવું દુષ્કર્મ શા

મારે કરે છે? એક વખત ક્ષત્રિયોના પ્રાચીન ધર્મ પર તો નજર કર એમાં તો કોઇ જાતનો સંદેહજ નથી કે પાંડવો આ તારા પાપ કર્મનું ફળ તુને જલદી આપશે પણ જયદ્રથે તેમની વાત પર કશુ ધ્યાન આપ્યું નહિ એ પ્રકારે કહેતા ધૌમ્ય ઋષિ પણ જયદ્રથની સેના સાથે પગ પાળા ચાલવા લાગ્યા.

આ તરફ જ્યારે પાંડવો શિકાર કરીને પાછા આવ્યા તો તેમણે જોયું કે દ્રૌપદીની દાસી ધુળમા લોટતી રડી રહી છે સારથી ઇન્દ્રસેને રથમાંથી ઉતરી તેને જઇને પૂછ્યું એ દાસી! તું ધુળમાં લોટતી શા માટે રડી રહી છે? તારૂ મુખ સુકાઇને પીળુ કેમ પડી ગયું છે?

ધાત્રીએ કહ્યું—હે સારથે! પાપ બુદ્ધિ જયદ્રથ પાચાલ નન્દિની દ્રૌપદીને લઇ હમણાંજ નાશી ગયો નવે રસ્તે ગયેલો હોવાથી જે રસ્તે તે ગયો છે તે રસ્તાના વૃક્ષનાં પાંદડાં તૂટી ગયા છે તે પાંદડાં હજુ કરમાયા પણ નથી હજુ તે બહુ દૂર ગયો નહિ હોય, પાંડવોને ઘટે છે કે તે અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી તેમની પાછળ જઇ દ્રૌપદીને છોડાવી લાવે વધારે વખત લગાડવામાં એ ભય છે કે કદાપિ કૂતરો સોમરસને એઠો ન કરી નાખે.

યુધિષ્ઠિરને દાસીના ઉગ્ર શબ્દ બાણ સમાન લાગ્યા અને કહેવા લાગ્યા—ભદ્રે! શાન્ત થા આવી કઠિણ વાતો કહી અમારા હૃદયને બાળીશ મા. જોઇએ તો રાજા હોય અગર રાજપુત્ર હોય પણ જેણે આવુ દુષ્ટ કામ કર્યું હશે તે પોતાના કરેલ કામનુ ફળ જરૂર પામશે તેમાં જરા પણ સંદેહ નથી એ પ્રમાણે કહીને યુધિષ્ઠિર જયદ્રથની પાછળ ચાલી નીકળ્યા તેના ભાઇઓ પણ સાથેજ ગયા થોડે દૂર જતા શત્રુઓના ઘોડાઓના પગથી ઉડતી રજ તેમને દેખાવા લાગી. કાંઇક આગળ જતાં તેમને માલુમ પડયુ કે સેનાની મધ્યમાંથી ધૌમ્યમુનિ પોકારી પોકારીને કહી રહેલ છે કે "જલદી આવો" "જલદી આવો"

તેમણે મુનિને કહ્યું કે આપ ગભરાશો નહિ અમે પાપી જયદ્રથને તેની કરણીનુ ફલ હમણા આપીએ છીએ

જ્યા પાંડવોએ દૂરથી જયદ્રથના રથને અને તેના ઉપર દ્રાપદીને બેઠેલી જોઈ કે તે થોડા સળગી ઉઠયા સેનાની કાંઇ પણ પરવા ન કરતાં તે સિધા જયદ્રથના રથ તરફ દોડયા. જયદ્રથે પાંડવોને પોતાની તરફ દોડી આવતા જોઇ ચકચીથ થએલા જયદ્રથે દ્રૌપદીને કહ્યુ—

હે યાજ્ઞસેનિ! જો નઇક દૂર ચાર પાંચ રથ દેખાય છે એમ અનુમાન કરૂં છુ કે તેમાં તમારા પતિ આવતા હશે.

દ્રૌપદી—અરે મૂઢ ! આવું ખરાબ કામ કરીને હવે તું મૃત્યુથી શા માટે ડરે છે ? હવે સમજી લે કે નથી બચવાનો તું કે નથી ઉગરવાના તારા સાથી. આ વખત ધર્મરાજ તથા તેના સર્વ ભાઇઓને જોઇને મારૂં સર્વ દુઃખ અને મારી સર્વ શંકાઓ દૂર થઇ ગઇ છે. હવે તું સાવધાન થઇને બેસ. જે પાંડવોના બળની વાતને તું તુચ્છ જાણીને મારૂં હરણ કરી લાવ્યો છે તે પાંડવોના બાણથી અગર આજ તું બચી જાય તો સમજજે કે તારો પુનર્જન્મ થયો.

જયદ્રથે જોયું કે પાંડવો છેક નજીક આવી પહોંચ્યા છે ત્યારે તેણે પોતાના સાથીઓઓને કહ્યું કે—તૈયાર થાઓ, મારો, દોડો, સાવધાન રહો.

એ સાંભળતાંજ કોટિકાસ્ય, ક્ષેમંકર, મહામુખ, ત્રિગર્ત, વિગેરે રાજાઓ અને રાજપુત્રો લડાઇ કરવા લાગ્યા. પણ પાંડવોના બળ સામે કોઇ ટકી શક્યા નહિ. કેટલાએ માર્યા ગયા અને કેટલાએ ઘાયલ થયા.

જ્યારે જયદ્રથે જોયું કે પોતાના પક્ષના હજારો વીરો મરણ પામી ગયા છે છતાં હજુ પાંડવોનો ક્રોધ શાન્ત થયો નથી. ત્યારે તેણે દ્રૌપદીને રથમાંથી નીચે ઉતારી મૂકી અને રથ લઇને લડાઇના મેદાનમાંથી ભાગી નીકળ્યો એ જોઇ ભીમસેન દ્રૌપદીને યુધિષ્ઠિરની પાસે લઇગયો અને કહ્યું કે—

મહારાજ ! દ્રૌપદીબહેનીને સાથે આપ આશ્રમમાં જાઓ અમો જયદ્રથની પાછળ પડીએ છીએ તે આજ અમારાથી બચી શકશે નહિ.

યુધિષ્ઠિર—ભાઇ ! યદ્યપિ જયદ્રથે બહુજ ખરાબ કામ કર્યું છે પણ બ્હેન દુઃશલા અને માતા ગાંધારીનો ખ્યાલ રાખી તેનો વધ કરશો નહિ, પણ યુધિષ્ઠિરની આ વાત દ્રૌપદીને રૂચી નહિ તેણે ભીમસેન અને અર્જુનની સામે જોઇ ક્રોધથી કંપતા સ્વરે કહ્યું—

હે વીર ! જો મને પ્રસન્ન રાખવાની જરાપણ ઇચ્છા હોય તો એ પાપીને જીવતો ન મૂકનો. જે વ્યક્તિ સ્ત્રી અને રાજ્યનું હરણ કરે તે શરણ આવે તો પણ વધ કરવાને યોગ્ય છે.

દ્રૌપદીના કહ્યા પછી ભીમસેન અને અર્જુન જયદ્રથને ખોળી કાઢવા તેની પાછળ ઉતાવળા દોડયા. થોડે. દૂર જતાંજ તેનો પત્તો લાગ્યો. અર્જુને દૂરથીજ બાણો મારી તેના ઘોડાને મારીને પાડી નાંખ્યા ત્યારે જયદ્રથ ઉતરીને પગ પાળો દોડવા લાગ્યો ત્યારે—

ભીમસેન—અરે ભીરૂ કેમ નાસે છે ? આજ સાહસપર તેં દ્રૌપદીનું હરણ કર્યું હતું જરા ઉભો તો રહે.

પણ જયદ્રથ ઉભો ન રહ્યો ત્યારે ભીમસેન પુનઃ તેની પાછળ દોડ્યો અને થોડે દૂર જતાં તેને પકડી પાડ્યો, પકડીને તેને જમીન ઉપર પછાડ્યો અને ગદા પાટુથી સારી રીતે તેની ખબર લીધી ત્યાં સુધી તેને માર્યો કે તે બહોશ થઇ ગયો. ત્યારે—

અર્જુન—ભાઇ ! દુશલા અને માતા ગાંધારીના વિષયમાં ધર્મરાજાએ જે વાત કહી છે તે ભૂલી ના જશો.

અર્જુનના કહેવાથી ભીમસેને તેને છોડી દીધો અને ધારદાર અર્ધચંદ્ર બાણવડે શીખા રાખી બાકીનુ માથુ મુંડી નાખ્યું, જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે ભીમ તેને ધિક્કારવા લાગ્યો અને કહ્યું—

હે જયદ્રથ ! જો તને તારૂં જીવન પ્રિય હોય તો તું અમારો દાસ બની જા અને કહે કે **દાસોસ્મિ** હું તમારો દાસ છું. જયદ્રથ બિચારો લાચાર હતો. તેણે વિચાર કર્યો કે જો હું એમ નહિ કહું તો ભીમ છોડશે નહિ અને જીવન પૂર્ણ થઇ ગયું તો પાંડવોથી આ વેરનો બદલો લઇ શકીશ નહિ. તેથી તેણે કહ્યું **દાસોસ્મિ** હું દાસ છું.

પછી ભીમસેને જકડીને બાંધી લીધો અને રથમાં નાખી રાજા યુધિષ્ઠિરની સામે લઇ આવ્યા.

યુધિષ્ઠિર—એની બહુજ દુર્ગતિ થઇ હવે એને છોડી દો.

ભીમસેન—એ અમારો દાસ છે માટે તેની બાબતમાં દ્રૌપદીને પૂછો.

યુધિષ્ઠિર—હે ભીમ ! મારી વાત માનવી એને જો તું કર્તવ્ય સમજતો હો તો એ દુરાચારને જલદી છોડી દે.

યુધિષ્ઠિરના અભિપ્રાયને જાણી દ્રૌપદી—એ નીચે તમારૂં દાસત્વ સ્વીકારી લીધું છે. તમે શીખા રાખી તેનું માથું પણ મુંડી નાખ્યું છે. જો એ મનુષ્ય હોય તો આટલાથીજ મરી ગએલો છે માટે હવે એને છોડી દો.

ત્યારે ભીમસેને તેને છોડી દીધો એટલે તેણે યુધિષ્ઠિરને નમસ્કાર કર્યા. યુધિષ્ઠિરને તેની આવી દીનતા જોઇ દયા આવી ગઇ તેથી.

યુધિષ્ઠિર—જાઓ તમને દાસત્વમાંથી મુક્ત કરવામાં આવે છે, પણ, કદિ હવે આવું કરવું નહિ. પારકી સ્ત્રીપર ખરાબ દૃષ્ટિ કરવી એ મહા પાપ છે. તમે તેમ હો. પણ અમે તમને છોડી દઇએ છીએ. તમારા હાથી, ઘોડા વિગેરે સર્વ સાથે લઇ તમારા શહેરમાં જાઓ. ઇશ્વર કરે ને હવે તમારી બુદ્ધિ અધર્મમાં લિપ્ત ન થાય.

જયદ્રથને બહુજ શરમ આવી પાંડવોપર વૈર વાળવાની આગ પણ તેના અંતઃકરણમાં સળગી હતી. તેથી તે પોતાના દેશમાં ન જતાં ગંગાદ્વારપર જઇ તપ કરવા લાગ્યો. તેના તપથી મહાદેવ પ્રસન્ન થયા. અને કહ્યું કે પુત્ર વર માગો.

જયદ્રથે હાથ જોડીને કહ્યું—આપ જો મારાપર પ્રસન્ન થયા હો તો મને એ વરદાન આપો કે યુદ્ધમા હું પાંચ પાંડવોને હરાવી શકું.

શંકર—અર્જુને પ્રથમ તપ કરીને મારી પાસેથી પાશુપતાસ્ત્ર માગી લીધું છે તથા તેને છોડીને તમે બીજા પાંડવોને જીતી શકશો.

એટલું કહી મહાદેવ અંતર્ધાન થઇ ગયા અને જયદ્રથ પોતાને ઘેર ગયો.

---




દુનિયામા ઘણાં ખરા કાર્યો મનના અમુક નિશ્ચયને અવલંબીને થાય છે એ નિશ્ચય જેમ વધારે બળવાળો તેમ તેમ તેનાં કાર્યો સારાંજ થવાનાં પરંતુ સાથે સાથે એટલું તો યાદ રાખવાનું કે એ નિશ્ચય સારો હોવો જોઇએ, કે જેથી થએલું કાર્ય અપયશને પાત્ર ન નીવડે. અર્થાત જન સમાજની દૃષ્ટિએ નિંદ્ય ન હોય. મનુષ્ય જેમ જેમ સારા વિચારો ઉપર આવે તેમ તેમ તેનું ચરિત્ર જાણે અજાણે ઘડાતુંજ જાય. ચરિત્ર ઘડવામાં આત્મશાસન શક્તિની ખાસ જરૂર છે. એક વિચારવંત પુરૂષે કહ્યું છે કેઃ—

"મનુષ્યનુ ચરિત્ર આત્મશાસન—શક્તિથી ઉત્પન્ન થાય છે; આત્મ શાસન શક્તિનું મૂળ પ્રતિજ્ઞાનું બળ છે, તેથી ચારિત્ર અને પ્રતિજ્ઞાનું બળ એ બે તે એકજ હોવું જોઇએ" માનવ ચરિત્ર ઘડવા માટે આત્મશાસન શક્તિ તથા પ્રતિજ્ઞાના બળની કેટલી બધી જરૂર છે, તથા પ્રતિજ્ઞાનું બળ વધારવાનો શો ઉપાય છે તેનો વિચાર કરવો એ આ લખાણનો હેતુ છે.

દુનિયામાં એક પણ માણસ એવો નહિ મળી આવે કે જે પોતાની દુર્બલતાથી કોઇ વખતે શરમાઇને રોતો નહિ હોય! જીવનની પ્રવૃત્તિમાં

આપણે રોજ જોઈએ છીએ કે કોઈ અલક્ષિત શત્રુ છુપો રહીને આપણા સાધુ સંકલ્પોને તોડી નાખે છે. આપણી દરરોજની ઘણીખરી પ્રતિજ્ઞાઓને ચૂર્ણ કરે છે. અર્થાત આપણને શત્રુઓના મુખમાં લઈ જઈને સપડાવે છે. જેઓને સત્ અસતનું જ્ઞાન છે, ધર્મનો ભય છે અસત્ય વિષય મૂકી દઈને સત્ય વિષય અવલંબન કરવાની પ્રવૃત્તિ છે, આધ્યાત્મિક ઉન્નતિ કરવાની ઇચ્છા છે, તેઓને આ અવસ્થાના જેવી દુઃખપ્રદ અન્ય કઈ અવસ્થા હોઈ શકે ! આવી રીતે એકાંતમા કેટલા માણસોની આંખમાં અનુતાપની અશ્રુધારા વહેતી હશે ? તેનો કોણ હિસાબ ગણી શકે ? દુનિયામાં તેઓજ સુખી છે-ભાગ્યશાળી છે કે જેઓની પ્રતિજ્ઞા ભંગ નહી થઈ હોય ? તેઓની વાસના તથા શક્તિ એ સમાન છે અને તેઓની અંતરની આકાંક્ષા જીવનમા પૂર્ણ થાય છે. પરંતુ સાધુઓના જીવનચરિત્ર ઉપર આપણે વિચાર કરવા બેસીશુ તો આપણને શુ માલમ પડશે ? તેઓ જ્યારે નિર્જનસ્થાનમાં બેસી પોતાના વિચારમાં ગુંથાયલા હોય છે અને તેઓની આંખમાંથી અશ્રુધારા વહેતી નજરે પડે છે, તે વેળાના ભાવના વિષય ઉપર વિચાર કર્યાથી આપણે શુ અનુભવીએ છીએ ? કે ક્યા મન' તાપથી તેઓ દુઃખી થતા હશે ' કઈ ગૂઢ માનસિક વ્યાધિ તેઓને અશ્રુજલમાં નવરાવતી હશે ? વિચાર કરવાથી જણાઈ આવશે કે તેઓની ઇચ્છા અને શક્તિ એ બે વચ્ચે સામ્ય નહિ એજ તેઓના અનુતાપ તથા અશ્રુધારાનુ કારણ છે જ્યારે તેઓ જીવન સગ્રામમાં જુએ છે કે મારી શક્તિ મારી ઇચ્છાની સમાન નથી ત્યારેજ તેઓનાં હૃદય ઉંડા શોકમા વ્યાકુળ થાય છે. ત્યારેજ તેઓ માનસિક દુખે અતિ પશ્ચાતાપ કરીને છેવટે ઇશ્વરના ચરણમાં પડી આર્તનાદ કરે છે.

આવી રીતે જીવન સંગ્રામથી પરાજિત થઈ આપણે પણ કોઈ વખતે દિલગીરી કરવી પડશે. ઘણી મહેનત કરી ઘર બાંધ્યું; અને એક દિવસ સખત વાવાઝોડું થવાથી ઘર ભાગી ગયું, તેનો માલ મસાલો છિન્ન ભિન્ન થઈ ગયો, આ છિન્ન ભિન્ન થઈ ગએલા માલ મસાલા ઉપર દૃષ્ટિ ફેંકવાથી જેવી રીતે દુઃખનો સચાર થાય છે, તેવી રીતે આપણે ઘણી મહેનતથી જે ચરિત્ર ઘર બાંધ્યું છે. તે પણ જ્યારે પ્રકૃતિ તથા સાવય રૂપી વાવાઝોડાથી છિન્ન ભિન્ન થઈ જાય છે ત્યારે તેના તરફ દૃષ્ટિ કરવાથી થાય છે. અને પુષ્કળ અશ્રુપાત કરવા પડે છે. આ પ્રમાણે છિન્ન ભિન્ન થએલા ચરિત્રના ટૂકડા ઉપકરણને જોઈને ખેદ નહિ કરે એવા માણસ

દુનીઆમાં મળવા મુસ્કેલ છે. પ્રતિજ્ઞાના બળના અભાવથી પોતાના ચરિત્રની જે દુર્ગતિ થઇ છે તે આપણે સઘળાઓ જાણીએ છીએ અને તેનેજ સ્મૃતિમાં લાવતાં હૃદય શોકથી વ્યાકુલ થાય છે. તેથી તે ચરિત્રના બળની વૃદ્ધિનો ઉપાય શો છે ? એ પ્રશ્નની મીમાંસા કરવામાં સઘળાઓ મન લગાડશે.

પરંતુ મનુષ્ય ચરિત્રમાં પ્રતિજ્ઞાના બળની કેટલી જરૂરિઆત છે તે જાણવા પહેલાં મનુષ્ય ચરિત્ર કોને કહે છે તે જાણવું જરૂરનું છે. આપણે આજ સુધી ચરિત્રનાં લક્ષણ સાંભળ્યાં છે. પહેલું લક્ષણ એ કે કોઇ માણસની સાથે સમાગમ થવાથી તેને વારંવાર જોવાથી તેની આંખ, નાક, મોં અને શરીરના અવયવના સંબંધમાં આપણા જેવો એક સાધારણ સંસ્કાર થાય છે, જેને આપણે આકૃતિ કહીએ-છીએ, તેમ લોકની સાથે મેળાપથી અને તેની સાથે વ્યવહાર પાડવાથી તેના હૃદય મનના ગુણ દોષ સંબંધમાં આપણો એક સાધારણ સંસ્કાર ઉત્પન્ન થાય છે. જેને તેના હૃદય મનનો ચહેરો કહી શકાય, એજ તેનું ચરિત્ર છે. કોઇ પરદેશમાં ગએલા સ્વજનને સ્મૃતિ પટમાં લાવો. તો તે સ્મૃતિ પટમાં આવવાજ તેના બહારના શરીરની એક આકૃતિ મનમાં અંકિત થશે. અર્થાત્ તેની આંખ, નાક, મ્હોં વગેરે શરીરના અવયવના સૂક્ષ્મ સૂક્ષ્મ ભાવ આવતા નથી; પરંતુ સર્વનું એકું તથા સર્વ સમષ્ટિ ભૂત એક સ્થુળ ભાવ આવશે; તેજ તેના શરીરનો ચહેરો તથા આકૃતિ છે. તેમ કોઇ દૂર દેશમાં વસતા માણસનું નામ કહેતા તેના હૃદય-મનના ગુણોની એકઠી થયેલી હોય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે આપણે મનુષ્ય ચરિત્રનું પ્રથમ લક્ષણ જોયું. હવે દ્વિતીય લક્ષણ તરફ નજર કરીએ. માણસની પ્રકૃતિની ન જાણી શકાય એવી છૂપી શક્તિ એનું નામ ચરિત્ર આ લક્ષણને ઓળખવા માટે આપણે એકાદ દૃષ્ટાંત લઈશું:-એક કેળવણી પામેલો શિક્ષિત માણસ નાની ઉમરના શિષ્યને શીખવાડે છે. તે શિખવાડવાના કામમાં તેની જેટલી વિદ્યા તથા બુદ્ધિ આપણે જોઇએ છીએ તેટલીજ શું તેની વિદ્યા છે ? તેમ નથી. તે કામની પછવાડે જે નહિ કહી શકાય એવી ગુપ્ત શક્તિ રહેલી છે તેના પ્રભાવથી તે ઉત્તમ રીતે શીખવાડી શકે છે. અને જરૂર પ્રમાણે વધુ ઓછું શીખવી શકે છે આ ગુપ્ત શક્તિ તેજ તેની વિદ્યા. જેઓએ આપણા દેશમાં રાજ્ય ચલાવે છે, રાજ્ય ચલાવવા માટે તેઓના જે ઉપરિ નિયુક્ત છે, તેઓની વિદ્યા, બુદ્ધિ, અને દક્ષતાની પિછાન પામીએ છીએ. પરંતુ તે ઉપરથી એમ ધારી શકાય કે આટલુંજ ઉમ્દાકનું મહત્ ! તેમ નથી. એ વિદ્યા, બુદ્ધિ અને દક્ષતાની પછવાડે જે નહિ

કહી શકાય એવી ઘણી દૂર પ્રસરેલી વિદ્યા તથા દક્ષતા રહેલી છે, કે જેના પ્રભાવથી તેઓના સેકડો માણસોની આજ હસ્તી કર્યાથી બીજા સેંકડો માણસો તેઓની જગા ઉપર આવશે. તે ગૂઢ શક્તિ અથવા અવ્યક્ત માનસિક બળ વીર્યજ ઉંચાંડનું મહત્વ છે આપણે જે બહારથી જોઈએ છીએ તેમાં ઉંડાણનું મહત્વ નથી; પરંતુ જે નથી જોતા તેમાં તેનું મહત્વ છે. અર્થાત આ વિશાળ ભારતનું ચક્રવર્તી રાજ્ય ઉંચાંડના જે ઉચ્ચ શ્રેણીના પુરૂષોથી શાસિત અને સુરક્ષિત થાય છે અને તેને માટે તેમનામાં જે બળ જોઈએ છીએ તેમાંજ ઉંચાંડનું મહત્વ નથી. પરંતુ આપણે જોતા નથી તેમાંજ તેનું મહત્વ રહેલું છે. ચરિત્રના સંબંધમા પણ એવોજ નિયમ છે. વાતથી તથા કાર્યથી મનુષ્યની જેટલી સાધુતાની ઓળખાણ થાય છે તેની પછવાડે જે નહિ કહી શકાય એવી રીતે ઉંડા કુવાની પેઠે સાધુતાનો ઝરો રહેલો છે. જેથી વાત તથા કાર્ય ઉત્પન્ન થાય છે. તથા જરૂર પડે તો એવી સેંકડો વાતો તથા કાર્યો ઉત્પન્ન થઈ. મનુષ્ય પ્રકૃતિની તે છૂપી શક્તિ એજ ચરિત્ર છે. અર્થાત ટુંકામાં કહીએ તો એનેજ ધર્મ જીવન કહે છે.

હવે જ્યાં એ ચરિત્રનો અભાવ જણાય છે. એટલે કે હોતું નથી; ત્યાં મોની વાતોથી લોકોને ધર્મ માર્ગ ઉપર ખેંચીને લાવી શકાતા નથી. એટલુંજ નહિ પણ ઇતિહાસોમાં જેઓના નામ આજ ઉજ્વળ સુવર્ણાક્ષરોથી મુદ્રાંકિત છે; જેઓના મુખારવિંદમાંથી એક શબ્દ નીકળતાં હજારો મનુષ્યો તે તરફ ખેંચાયા છે. જેઓની આંગળીના એક ઇશારા માત્રથી અનેક જાતિ મોહ શય્યામાથી ઉઠી છે. તે સઘળા મહાશયોનાં વચનામૃતો અત્યારે આપણે સ્મૃતિ પટમાં લાવીએ તો શું જોઇશું? કયા ગુણથી તેઓના આટલો બધો પ્રભાવ? શા માટે તેઓનું આટલું બધું આકર્ષણ? શું કેવલ તેઓના મુખના વાક્યથીજ? તેવાં બલ્કે તેથી ઉત્તમ વાક્યો આપણે દરરોજ ચારે બાજુ કહેતા ફરીએ છીએ તો કેટલા માણસો આકૃષ્ટ થયા? કેટલા મનુષ્યો જાગ્યા? કેટલાઓએ મોહ નિદ્રા છોડી? માણસ જે કહે છે તેથી કામ થતું નથી પરંતુ તે કહેતાં જે બાકી રાખે છે તેનાથી કામ થાય છે અર્થાત્ તે વાતની પછવાડે એવી કોઇ અવ્યક્ત સાધુતા છુપાઇ રહી છે કે જેની પ્રતિભા તે વાક્ય ઉપર પડી તે વાતને સુંદર કરે છે. અને જેના તે વાતને અનુસરીને કેટલીક વાત ઉત્પન્ન થાય છે. જગતના મહા પુરૂષોથી માણસો ખેંચાય છે તેનું કારણ એ છે કે તેઓની સાથે મેળાપ કરીને

પાસે બેસીને તથા વાતચીત કરીને તેઓ પ્રથમ જુએ છે કે તેના અંતરમાં અગાધ સાધુતાની ખાણ છે. ત્યાર પછી તે સાધુતાની છાયા પડવાથી એક એક વાક્ય જીવંત બીજની પેઠે જીવન ઉત્પન્ન કરે છે. આ છુપી જીવ આપવાની શક્તિ, આ નહિ કહી શકાય એવી અનિર્વચનીય સાધુતા અર્થાત એ હૃદયમા રહેલો સાધુતાનો ઝરો એજ ચરિત્ર છે એજ મનુષ્ય પ્રકૃતિનું એકહું કરેલું બળ છે. કે જેનાથી લાખો માણસો તે તરફ આકર્ષાય છે અને એક શબ્દ માત્રને આધીન થઇ તે જે પ્રમાણે કહે તે પ્રમાણે કાર્ય કરવા તત્પર થઇ જાય છે એજ તેનો અજબ પ્રભાવ છે!

મનુષ્ય જેમ ધર્મ નિયમથી પોતાને ચલિત કરે છે, અને જેથી પોતાને શાસિત રાખે છે, તે ધર્મનિયમ અને આત્મશાસન શક્તિ એજ ચારિત્ર છે હવે જ્યારે અર્થ લઇયે ત્યારે ચરિત્ર માણસના પોતાના તાબામાં છે. તથા આત્મશાસન શક્તિ અને પ્રતિજ્ઞાનનું બળ એકનું છે. અર્થાત આ ચરિત્ર ઘડવાના સંબંધમાં મનુષ્યના મનનું સંપૂર્ણ આધિપત્ય છે. હવે વિચાર કરીએ કે કયાં કયા કારણોથી ચરિત્ર ઘડાય છે. પ્રત્યેક ચરિત્રવાન માણસોના માનસિક ગુણોને વિષે વિચાર કરીને જોવાથી તેઓના ચરિત્રમાં મળ ત્રણ કારણ જોવામાં આવશે, કે જેના ઉપર તેઓના ચરિત્રનો આધાર છે.

ચરિત્રવાન માણસોના ચરિત્રના મુખ્ય કારણો પૈકીમાંનું એક કારણ ધર્મનિયમ ઉપર વિશ્વાસ છે યદ્યપિ ધર્મનિયમો ઉપર અવિચલિત આસ્થા સિવાય કોઇ પણ મનુષ્ય ચરિત્રવાન થઇ શક્યો નથી. આ સંસાર સિંધુના પ્રતિકૂળ શ્રોતમાં કોની શક્તિ છે કે તે સ્થિર ઉભો રહે? આપણા પગ નીચેની માટી હંમેશાં કાળના પ્રવાહમાં જાય છે તે શું ઉભી રહેશે? પ્રબળ માયાનો પ્રવાહ આવીને આઘાત કરે છે, લાલચો ચારે બાજુથી ખેંચે છે, ધર્મના સૂક્ષ્મ નિયમો જે એકવાર આપણે જોઇએ છીએ તેને પાછા પ્રવૃત્તિના કંપિત પાણીમાં ગુમાવીએ છીએ...૪૦ આવા અનેક પ્રકારના ચંચળ અસ્થિર, પ્રતિકુળ બનાવોમાં આ પગને કોણ સુસ્થિર રાખશે? જોઇએ છીએ કે જેઓ વિશ્વાસની દૃષ્ટિથી તે સૂક્ષ્મ નિયમો ઉપર લક્ષ કરી તેના ઉપર અચળ ભાવથી ઉભા રહી શકે છે તેઓજ થોડા સુસ્થિર રહેવા પામે છે. વિશેષ વિશ્વાસની મજબુતાઈ સિવાય તે ધર્મ નિયમો અવલંબન કરી શકતા નથી, એક માણસ રોજ જુએ છે કે ધર્મનોજ જય છે, અને અધર્મથી નાશ છે છતાં શુ તેના હૃદયની અચળશ્રદ્ધા સિવાય તે એકદમ પોતાના અધર્મી રસ્તેથી ધાર્મિક રસ્તે ચાલી શકશે? નહિજ. કારણ કે આને માટે તો હૃદયની અચળ ધાર્મિક શ્રદ્ધા જોઇએ, અને તેના અભાવેજ શાધના સ્વરાજ્યુકના એકસતાના ઉપાય જુદા બાંધનારાઓ પરાપૂર્વથી ઋષિમુનિઓએ બાંધેલી વર્ણાશ્રમ નીતિ, તથા હિંદુત્વનું ખંડન કરવા તૈયાર

થાય છે. આપણા દેશમાં એક જાતની કીડીઓ છે તેઓનો અધ્યવસાય એટલો બધો દૃઢ હોય છે કે તેઓ જો કોઈ વસ્તુને ડંખે અને તમે જો તેનું શરીર પકડીને ખેંચો તો શરીરથી માથું જુદું થશે તથાપિ તેનો ડંખ મારવો શિથિલ થશે નહિ. તેમ જગતના ચારિત્રવાન સાધુ પુરૂષો પણ પોતાના પ્રાણ પર્યંતથી ધર્મને પકડે છે કે જો તેઓને મારી નાખવામાં આવે તોપણ મરતાં મરતા પણ પોતે અવલંબન કરેલો ધર્મ છોડતા નથી. ઇતિહાસમાં આવા મહાન ચરિત્રવાન પુરૂષોનાં ઉદાહરણો ઘણાં મળી આવે છે. અને તેવા સત્યવાન ધર્મયુક્ત પુરૂષોના પુણ્ય પ્રભાવથીજ આ પૃથ્વી ટકી રહી છે.

ઉપરોક્ત વર્ણવ્યા મુજબ આપણે ચરિત્રનાં મુખ્ય ત્રિકારણો પૈકીમાંનું એક જોયું. હવે બીજા તરફ વળીએ ચરિત્રનું બીજું કારણ–કાર્યશક્તિનું જ્ઞાન છે, એટલે કે પોતે જે કાર્ય કરે છે. તે કાર્ય જે શક્તિથી થાય છે. તે સંબંધીનું જ્ઞાન. મારા માનસરાજ્યમાં હું કરવા વાળો છું. મારી સુકૃતિ, દુષ્કૃતિ, માટે હું જોખમદાર છું, મારા વિચાર તથા સંસ્કાર પ્રમાણે કામ કરવાને હું સ્વતંત્ર છું. તેમાં કોઇને માથું મારવાનો અધિકાર નથી. આ જ્વલંત કાર્યજ્ઞાન સઘળા ચરિત્રવાન માણસોની પ્રકૃતિનું એક પ્રધાન લક્ષણ છે; અને તે વારવે તેઓ અતિ સ્વતંત્ર પુરૂષો હોય છે. તેઓને બીક દેખાડી તથા માર મારવાથી કબજે કરી શકાતા નથી. ઉલટું એવી રીતથી તો તેમનું તેજ ઘણું વધે છે. તેઓ જે કરે છે, તે તેઓનો અચળ ભાવ તથા હૃદયની અસ્થિર દૃઢતાનુંજ પરિણામ છે. આધુનિક જમાનાના કેટલાક યુવકોની પેઠે પારકના મુછડા થઇ તેની દેખાડેલી પદ્ધીનું અનુસરણ કરવું એ તેઓની પ્રકૃતિ વિરૂદ્ધનું કામ છે. તેઓનુ મન તેઓને કબજે છે તેઓનો આત્મા તેઓની સ્વતત્રતાનો સંયોગ કરીનેજ પોતાનામાં બળ સંચય કરે છે તેઓ અમારૂ થઇ અશ્લેષી વાત આપણને ફરી કહે છે તોપણ તેમાં એવી સજીવતા લાવે છે કે જે સાંભળીને આપણને તે નવીન લાગે જે કર્તવ્ય બુદ્ધિથી બહાર તેજસ્વિતા છે. તેજ કર્તવ્ય બુદ્ધિથી તેઓના અંતરમાં પણ તેજસ્વિતા છે. તેઓ અંતરના રિપુઓ ઉપર સર્વદા ભ્રકુટી કરે છે. " શું મને ચિત્ત શાપ સ્વપ્ના લાવીશ " એવું કહીને તેઓ રિપુઓની તરફ કંઇ સંભાળથી જુએ છે. તેઓની પ્રકૃતિ એવી તો સખ્ત હોય છે કે અતિ તીક્ષ્ણ ધારવાળું વસ્ત્ર પણ તેનો છેદ કરી શકતું નથી. ખરેખર એવા મહાપુરૂષોની પ્રકૃતિ વિષે મહાકવિ–ભવભૂતિના શબ્દોમાં કહીએ તો:—" वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि " ખરેખર એઓની પ્રકૃતિ એક તરફ વજ્રના કરતા પણ કઠણ છે; ત્યારે બીજી તરફ પુષ્પના કરતાં પણ અતિ કોમળ છે, અને

તેથીજ એવા મહાન પુરૂષોની વિલક્ષણ પ્રકૃતિ સાધારણ માણસોથી ઓળખી શકાતી નથી. એવાઓના આત્માને તો કોઈ મહાન પુરૂષોજ ઓળખી શકે છે.

ત્રીજું કારણ આત્મશાસન છે. પોતાને જે સંયમમાં રાખવાને અસમર્થ છે તેઓનું ચરિત્ર બન્યું હોય એવું હજુ સુધી જાણવામાં આવ્યું નથી જગતના ચરિત્રવાન માણસો આ ગુણમાં શ્રેષ્ઠ હતા. કેવળ વિશ્વાસથી ધર્મ નિયમોને જોયાથીજ ચરિત્ર વધતું નથી. પરંતુ પોતાને ધર્મ નિયમોના અનુગત કરવાથીજ વધે છે. મનુષ્ય જ્યારે પોતાના ચિત્તને પોતે શાસન કરી પોતાને ધર્મ નિયમને અનુગત કરે છે; તેના કરતાં સુંદર દૃશ્ય બીજું કંઈજ નથી પોતાને કર્તવ્યજ્ઞાનને આધીન કરવાના પ્રયાસોમાંજ મનુષ્યના હૃદયને કબજે કરે છે. કારણ સ્વાર્થ તથા સુખશક્તિને છોડી દીધા સિવાય માણસ ખરી રીતે કર્તવ્ય પરાયણ થઈ શકતો નથી. આ આત્મશાસનની શક્તિથીજ આધ્યાત્મિક સ્વતંત્રતા ઉત્પન્ન થાય છે દાસત્વ મેળવવું એ ઘણી દુઃખકારક અવસ્થા છે અને સ્વતંત્રતા મેળવવી એ ઘણી સુખકારક અવસ્થા છે. પોતાની પ્રવૃત્તિ તથા રિપુઓને આધીન થવાના જેવું બીજું દાસત્વ કયું છે ? પોતાના અંતરમાં જે દાસ છે; તે બહાર કેટલા દિવસ સુધી સ્વતંત્રતાનો ઝુંડો ઉડાવી શકશે. સામાજિક દાસત્વ, રાજનૈતિક દાસત્વ, તથા બીજાં સર્વ પ્રકારનાં દાસત્વ આ ઘોર આધ્યાત્મિક દાસત્વના પ્રતિફલિત ફળ રૂપે છે. એમ કહેવું એ વધારે પડતું નહિ ગણાય કારણ કે એ અંતરના દાસત્વથી ઉપર દર્શાવેલ બહારનાં દાસત્વ થવા પામે છે.

જેઓ મોટા મનના અને ચરિત્રવાન મનુષ્યો હોય છે. તેઓમાં આત્મશાસન શક્તિ જોવામાં આવે છે. તેઓ પ્રવૃત્તિને તાબે હોતા નથી પરંતુ પ્રવૃત્તિ તેઓને આધીન છે. તેઓ પોતાની ઇચ્છાથી પોતાના મનનો અભ્યાસ અને કેળવણી એવી હોય છે કે તે આડે માર્ગે જતુંજ નથી. તેઓને પોતાના મનને એવી રીતે કબજે કર્યું હોય છે કે જો આજે એકાદ વિચાર આવ્યો અને તેની હાલમાં જરૂર ન હોય તો અમુક કાલ સુધી તેને દાબી શકે છે. તે જ્યારે પાછી જરૂર જણાય એવે પ્રસંગે ઉત્પન્ન કરી શકે છે. પોતાના મન ઉપર જેઓની આવી અજબ શક્તિ છે તેઓજ વીર પુરૂષ છે. તેજ સ્વતંત્ર છેઃ અને એવા માણસોજ જગતને જીતી શકે છે. અર્થાતઃ—" काम क्रोधौ वशो यस्य क्रोक जयं जितं ।" કામ, ક્રોધ એ જેને તાબે છે; એટલે કે જેણે જીત્યા તેણેજ મહાત્મા લોકને જીત્યા બરાબર છે. મહાત્મા પુરૂષો આપણને કહે છે કે "સત્યને જાણો, સત્યને જાણો. સત્યજ તમને સ્વતંત્ર કરશે " ખરેખર સત્યની સાથે એકતા એ ખરી સ્વતંત્રતા છે. આપણે બીરૂ બન્યા છીએ

તેનું કારણ એ છે કે આપણે અંદરના ગુલામ બન્યા છીએ ત્યારે હવે આપણને એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આપણી પ્રતિજ્ઞાનું બળ ઓછુ કેમ? તો તેના ઘણાં કારણો જોવામાં આવે છે.

૧. પ્રત્યેક મનુષ્ય પોતાના માતા પિતા તરફથી પોતાનો દેહ મેળવે છે. એટલે કે પતિ પત્નિ ઉભયના વીર્યસંસર્ગથી આ દેહ બંધાય છે. તો એ વીર્ય જેવા સંસ્કારવાળુ હોય તેવા સંસ્કાર તેના સંતાનોમાં આવે છે હવે જો કોઇનો પિતા દારૂડીઓ હોય તો દારૂ પીધાથી મનુષ્યનું મન અને શરીર ઘણા દુર્બળ બને છે; અને તેથી પ્રતિજ્ઞાનું બળ ઘણું ઓછું થઇ જાય છે; તેથી તેના સંતાન પણ દુર્બળ પ્રતિજ્ઞા લઇનેજ જન્મે છે આપણે જોઇએ છીએ કે માતા પિતાનાં ખરાબ આચરણથી જેઓનાં સંતાન એવાં દુર્બળ થઇને જન્મે છે કે તેઓના હજારો યત્ન તથા ઉદ્યમ પગલે પગલે હાર પામે છે. આધુનિક કેળવણી પામેલા નવયુવાનો તમે ખસુસ યાદ રાખજો કે તમારા ખરાબ અભ્યાસ (કુટેવો) નાં પરિણામ માત્ર તમેજ ભોગવશો એટલું તો નહિ પરંતુ તમારાં છોકરાંનાં છોકરાને પણ તે ભોગવવા પડશે. માટે માતાપીતાએ પડને માટે માતાપિતાએ હમેશાં શુદ્ધ આચાર વિચાર રાખવા કે જેથી ભાવિ પ્રજાને એ શુદ્ધ સંસ્કારરૂપી જીવનદોરી વારસામા મળે.

૨. નાનપણથી આપણે આત્મશાસન કરતાં નથી એટલે પછી મોટી ઉમરે તે શક્તિ આસાધ્ય થઇ પડે છે -દરેક મનુષ્યનો બાલ્યકાળ એ જીવનનાં સુધારક તત્ત્વો મેળવવાનો ઉત્તમ વખત છે કારણ કે નાનપણના કુમળા મગજપર જેવા સંસ્કાર પડે છે તેવા મોટી ઉંમરે પડી શકતા નથી અને તેટલાજ માટે બાલ્યકાળમા જેટલા સારા સંસ્કાર તથા સારા નિયમો ગ્રહણ કરીએ તે બધા ભાવિ જીવન ઉત્કૃષ્ટ બનાવવામાં મદદ કરે છે. ઘણાં બાળકો નાનપણમાં સ્વેચ્છાચારે વર્તેલાં હોવાથી મોટપણે તેઓનામાં આત્મ શાસન તથા રાહત શીલતાના જે ગુણો જોઇએ તે હોતા નથી; એટલે પછી જો તેઓના અંતરમા કોઇ ઇચ્છાનો ઉદય થાય તો તેઓ તેને નિયમિત કરી શકતા નથી. અને તેથીજ એવી પ્રકૃતિવાળાનામાં પ્રવૃતિનું બળ પણ (વધારે) હોય છે અને પ્રતિજ્ઞાનું બળ ઓછું હોય છે. મનને અસંયત ભાવથી પ્રવૃત્તિના પ્રવાહમા લઇ જવાથી મનોબળ ઘણું ઓછુ થઇ જાય છે. અને માત્ર તરંગો વધ્યા જાય છે, કે જે અભ્યાસ વગર વશ રહી શકતા નથી. અભ્યાસનો એવો પ્રભાવ છે કે એકવાર અભ્યાસ પડ્યા પછી હઠેથી રોકવું મશ્કેલ થઇ પડે છે. જેઓએ અમુક કાળ સુધી પ્રવૃત્તિનું દાસત્વ સ્વીકાર્યું છે તેઓને મનુષ્યત્વ મેળવવું ઘણુંજ

મુશ્કેલ થઇ પડે છે. ૫-૧૦ વર્ષ સુધી જે માણસે કોઇ પ્રવૃત્તિનું દાસત્વ કર્યું છે તેની આત્મસંયમની સ્પૃહા પણ ક્ષીણ થઇ જાય છે. તે સહેલાઇથી પોતાને સન્માર્ગે ચલાવી શકતો નથી. તેના ભૂતો તેને વિવેકની વાત સાંભળવા દેતા નથી.

૩. કેટલાક મનુષ્યો એવા હોય છે કે તેઓની પ્રકૃતિ ભાવ પ્રધાન હોય છે. તેઓ ભાવ સ્રોતમાંજ હમેશા ઘસડાયા કરે છે. તેઓનો ઉત્સાહ અગ્નિ એક વાતથી બળી ઉઠે છે તો વળી બીજી એક વાતથી હોલવાઇ જાય છે આવી પ્રકૃતિના માણસોમાં પ્રતિજ્ઞા સ્થાપી થઇ શકતી નથી. તેથી આવી પ્રકૃતિવાળાં માણસો ચરિત્રવાન થઇ શકતા નથી.

ઉપરોક્ત જણાવ્યા મુજબ પ્રતિજ્ઞાનું બળ કેમ ઓછું હોય છે, તે આપણે જોયું હવે એ પ્રતિજ્ઞાનું બળ કેમ વધે તેના કારણો તરફ વળીએ. પ્રતિજ્ઞાનુ બળ વધારવાના પણ ઘણા ઉપાય છે. પહેલાં તો સામાન્ય વિષયમાજ દૃઢતા અને હિંમતની સાથે કર્તવ્ય જ્ઞાનને તાબે થઇને કામ કરવું જોઇએ. કર્તવ્ય પરાયણ થવું હોય તો સુખ અને સ્વાર્થને તિલાંજલિ આપવી પડશે મન ઉપર કાબુ રાખી જો એકવાર કર્તવ્ય પરાયણનો રસ્તો બતાવીશું ને પછી એ પ્રમાણે અભ્યાસ ચાલુ રાખીશુ તો ધીમે ધીમે એવી ટેવ પડી જશે કે પછી તમને કર્તવ્ય વિમુખ થતાં તમારૂં મન જ તમને ના કહેશે. એવી મનોબળમાં અજબ શક્તિ છે. એકવાર એક ભક્તે ગાયન રચ્યું હતુ તેનો અર્થ એ હતો કે—"મારી સામેનો માર્ગ અંધકારમય છે. હે ઇશ્વર! તમારો પ્રકાશ એકવાર ધરો જે હું એક પગલા જેટલી જમીન જોઇ લઉં..." આમા તારતમ્ય એ છે કે એક પગલા જેટલી જમીન મળવાથી પછી તે પોતાના મનોબળથી અંધકારમય માર્ગ દૂર કરી શકશે. ભૂતનો ભય જેઓને વધારે હોય છે, તેઓ ભૂત માને છે પરંતુ જે માણસ ભૂત માનતો નથી, અને હિંમત ધરીને આગળ જાય છે, તેના પક્ષે ભૂત નથી. કર્તવ્યના પક્ષે પણ તેમજ છે. જે ભીરૂ છે તે વિપદ કલ્પના કરીને ભયથી ધ્રૂજે છે. તે જે વિશ્વાસુ તથા હિંમતવાન છે તે વિપદ જોઇને પણ ભયભીત થતો નથી. અર્થાત જેવી મનની દૃઢતા તેવું તેનું કાર્ય.

કર્તવ્ય બુદ્ધિનો અનુગત થવું હોય તો ચિત્ત સંયમનો અભ્યાસ કરવો જોઇએ. એક કાર્ય પાર પડવાથી બીજાં ઘણા કાર્યોપર આશા તથા હિંમત આવશે. મનુષ્યની પ્રકૃતિ એવી છે કે મનુષ્ય જેટલી પોતાની શક્તિનુ ઓળખાણ મેળવે છે તેટલો તેનો ઉત્સાહ અને આશા વધે છે. નાનુ બાળક જે દિવસે પોતે બે પગના ચાલવાને શક્તિમાન થાય છે. તે દિવસ તેને મન મહા હર્ષનો છે. તે પોતાની શક્તિ જોઇને પોતે અજાયબ